॥ श्रीराधाकृष्णाभ्यां नमः ॥

2160

महर्षिवेदव्यासप्रणीतं

# श्रीमद्भागवतमहापुराणम्
# श्रीधरीटीका एवं
# गुजरातीव्याख्यासहितम्

## [ पञ्चम-खण्ड ]

## [ एकादशः एवं द्वादशः स्कन्धः ]

**सच्चिदानन्दरूपाय विश्वोत्पत्त्यादिहेतवे।**
**तापत्रयविनाशाय श्रीकृष्णाय वयं नुमः॥**
**सदा सेव्या सदा सेव्या श्रीमद्भागवती कथा।**
**यस्याः श्रवणमात्रेण हरिश्चित्तं समाश्रयेत्॥**

अनुवादिका : **श्रीमती वैदेही पार्थिवकुमार अध्यारु**

**[ गीताप्रेस, गोरखपुर ]**

ૐ માઁ

# શાસ્ત્રાવતાર

શ્રીમદ્ ભાગવત સુધાસિંધુને મારો અલ્પ મતિરૂપ તરાપો કેવી રીતે પાર કરશે? તરાપાથી દરિયો તરાય? અજ્ઞ, અલ્પજ્ઞ, વળી ગૃહસ્થાશ્રમમાં ગળાડૂબ એવી મારી ક્ષમતા જ કેટલી? વેદ-ઉપનિષદના સારરૂપ આ ગહન શાસ્ત્ર પરની ટીકાનો અનુવાદ કરવાનું દુ:સાહસ કરી જ કેમ શકાય? આવાં વિચારવમળોમાં ઘુમરાવા છતાં કોઈ અકળ પ્રેરણાથી આ કાર્ય કરવાનો નિર્ધાર થઈ જ ગયો. જેમની પાસે બાર વર્ષ અધ્યયન કર્યું હતું તે દર્શનશાસ્ત્રી પરમ પૂજ્ય નર્મદાશંકર કૃષ્ણારામ વ્યાસની પ્રેરણાથી ૧૯૯૮માં આ કાર્ય આરંભાયું. મંગળ પ્રારંભ કરાવીને શાસ્ત્રીજી તો મંગળમંદિર ભણી પ્રયાણ કરી ગયા. રઝળી પડેલો તરાપો ડામાડોળ થઈ ગયો. પણ ઈશ્વરની યોજનાને કોણ પામી શકે? શ્રીહનુમાનજી મહારાજની અગમ્ય કૃપાથી વિદ્વદ્વરેણ્ય ગુરુદેવ પ્રોફેસર શ્રી લક્ષ્મેશભાઈ વલ્લભજી જોષી પ્રાપ્ત થયા. કરુણામયી શ્રીશ્રી માઁ આનંદમયીના અનુગ્રહથી પુન: શ્રીગણપતિસ્મરણપૂર્વક યાત્રાનો આરંભ થયો. સર્વદર્શનસમ્રાટ, યતીન્દ્ર, કોમળહૃદય, મેધાવી મનીષી પૂજ્ય સ્વામીજી શ્રી વિદિતાત્માનંદજી મહારાજના આશીર્વાદથી અને પૂ. સ્વામીજીના વર્ગોમાં વરસતી જ્ઞાનધારાથી બળ મળતું ગયું. કર્ણધારરૂપ પૂજ્ય ગુરુદેવ જોષીસાહેબના સતત માર્ગદર્શનથી ભાંગી પડેલી હોડીનાં હલેસાં હલેસાવાં લાગ્યાં. ગુરુદેવની મહતી કૃપાથી અને અથાગ પરિશ્રમથી અનુવાદનું કાર્ય સંપન્ન થવા લાગ્યું.

આખરે ૨૦૧૭ માં પૂજ્ય સ્વામીજીના આશીર્વાદથી આ બૃહદ્ ગ્રંથ સમાપ્ત થયો. વીસ વર્ષનાં વહાણાં વીતી ગયાં. આ દરમ્યાન અનુવાદ અંગે પૂજ્ય સ્વામીજીનાં અમૂલ્ય સૂચનો પ્રાપ્ત થતાં રહ્યાં. સંપૂર્ણ પ્રથમ સ્કંધ અને કેટલીક સ્તુતિઓનો અનુવાદ પૂ. સ્વામીજી દ્વારા દૃષ્ટિપૂત પણ થયો છે.

આ વર્ષો પર્યંત ભગવાન વેદવ્યાસજીની સમાધિભાષામાં નિ:સૃત થયેલા શબ્દાતીત શબ્દબ્રહ્મને યતીન્દ્રકુલતિલક પૂજ્યપાદ શ્રીશ્રીધર સ્વામીની સર્વશ્રેષ્ઠ ટીકાની સરણી દ્વારા માણવાનું જે પરમ સૌભાગ્ય પ્રાપ્ત થયું, તે જીવનનો એક અદ્ભુત, આહ્લાદક લહાવો બની રહ્યો. મૂળ શ્લોક અને તેની ટીકા વાંચતાં કોઈ વાર નેત્રોમાંથી નીર વહી જાય, હૃદયવીણાના તાર ઝંકૃત થઈ ઊઠે, અલૌકિક સ્પંદનો જાગી ઊઠે, અગાધ ઊંડા અંતરતમને કંઈક એવું સ્પર્શી જાય કે રોમે રોમમાં આનંદ વ્યાપી જાય, પરમાત્માના ગાન અને શ્રવણથી તેનું ચિંતન થવા લાગે, મનમાં પરમાત્માની એક કલ્પનામૂર્તિ ઘડાય, પરમ ચેતનાની વિરાટ રમણામાં ચિત્ત પ્રવણ થઈ જાય, પરમાત્માની એક ઝલક પામવાનો અભરખો જાગી ઊઠે અને શબ્દબ્રહ્મના સથવારે જ શબ્દાતીતને પામવાની અંતરયાત્રાનો અભિક્રમ મંડાય.

આ જ તો આ ગ્રંથના અનુશીલનની ફળશ્રુતિ છે. જેને પ્રભુ પ્રત્યે નિર્વ્યાજ ભક્તિ અને શરણાગતિ પ્રાપ્ત કરવાની અભિલાષા હોય, તેણે આ ભક્તિજનિકા પરમહંસોની સંહિતાનું અધ્યયન કરવું. વિશુદ્ધ ભાગવતધર્મના પ્રતિપાદન દ્વારા શરણાગતિને અહીં એવી શણગારી છે, કે જાણે પેલો હજાર હાથવાળો હજાર હાથથી ભક્તની સદાય સંભાળ ન લેતો હોય! **'न मे भक्तः प्रणश्यति'** એમ ગીતામાં ગાન કરનારો ભાગવતમાં તો તે ચરિતાર્થ કરી બતાવે છે!

આ અંતિમ પંચમ ખંડમાં એકાદશ અને દ્વાદશ સ્કંધ તથા શ્રીમદ્ ભાગવતનાં સમગ્ર પદ્યોની પદ્યાનુક્રમણી આપવામાં આવી છે. આ ખંડના બંને સ્કંધમાં અદ્ભુત વિષયો વણી લેવામાં આવ્યા છે. તેમાં રાજા પરીક્ષિતની પરમગતિનો પ્રસંગ ઘણો હૃદયસ્પર્શી છે.

જીવનસંધ્યાના મહામહોત્સવરૂપ મૃત્યુને વધાવવાની જડીબુટ્ટી રાજા પરીક્ષિતે શ્રીશુકદેવજી પાસેથી પ્રાપ્ત કરી લીધી છે. હવે તક્ષક આવીને દંશ દે તો પણ શું? અંતરતમના અનુસંધાનથી ષટ્ચક્રભેદન કરીને બ્રહ્મરંધ્રથી પ્રાણ ત્યાગી દેનાર મહાત્મા પરીક્ષિતના પાર્થિવ દેહનો તો, સ્વામિચરણોના શબ્દોમાં 'પુત્ર પિતાના દેહને અગ્નિદાહ આપે તેમ તક્ષકના દંશથી અગ્નિસંસ્કાર સમ્પન્ન થઈ ગયો!' તક્ષકનું મારક ઝેર ઉપકારક બની ગયું! સૂર્યાસ્તને કોણ રોકી શકે? પણ સૂર્યાસ્ત થતા પહેલાં જ સૂર્યોદય થઈ ગયો! અનિવાર્ય સર્પદંશ તો થયો પણ તે પહેલાં જ રાજા પરીક્ષિત તો પ્રકાશોજ્જ્વળ પંથ પર પ્રયાણ કરી ચૂક્યા હતા! સર્વના પરમ આશ્રયરૂપ બ્રહ્મસ્વરૂપ બની ચૂકેલા રાજા પરીક્ષિતને માટે હવે તક્ષક, તેમનો દેહ અને વિશ્વ જુદાં ન હતાં. '**मृत्यवो नोपधक्ष्यन्ति मृत्यूनां मृत्युमीश्वरम्।**' મૃત્યુનાં સાધનો મૃત્યુના પણ મૃત્યુરૂપ ઈશ્વરને બાળી શકતાં નથી.

આવાં લોકોત્તર ચરિત્રોનાં દૃષ્ટાંતોથી સભર એવું આ શાસ્ત્ર આવા અનેક પરમ ભાગવતોની ગૌરવગાથાઓનું ગાન કરે છે. હજારો વર્ષો પૂર્વે લખાયેલાં શાસ્ત્રોને આધુનિક યુગમાં બિનજરૂરી માનનારાઓને ક્યાં ખબર છે, કે આ સનાતન '**पुराऽपि नवं इति पुराणम्।**' પુરાતન હોવા છતાં નવીન એવું આ પુરાણ જીવનદૃષ્ટિનું નિર્માણ કરે છે, જીવનમાં આવતી પરિસ્થિતિઓનો સહર્ષ સ્વીકાર કરવાનું અને મૃત્યુને મહોત્સવ બનાવવાનું શીખવે છે, પરંપરાગત સંસ્કાર અને અથાહ જ્ઞાનરાશિનો પરિચય કરાવે છે તેમ જ દાર્શનિક વ્યક્તિત્વનું નિર્માણ કરે છે!

અરે! આ શાસ્ત્ર શું નથી કરતું? ભગવાનના મંગળમય વિગ્રહરૂપ આ શાસ્ત્ર ભગવાનનો જ સીધો પરિચય કરાવે છે, તેમનામાં પ્રેમ જગાડે છે, તેમને પામવાની અભિલાષા પ્રકટાવે છે અને તેમને પામવાનો પંથ પણ પ્રદર્શિત કરે છે! સ્વયં પરમેશ્વર જ શાસ્ત્રરૂપે જીવ પર અનુકંપા કરવા શાસ્ત્રાવતાર લે છે. જીવનું કર્તવ્ય તો પક્ષી ઈંડાને સેવે તેમ શાસ્ત્રનું સેવન કરવાનું છે.

ગ્રંથનું પ્રકાશનકાર્ય તેના લેખનકાર્ય કરતાં પણ જટિલ લાગ્યું! પ્રકાશન માટે સેવા આપનાર સર્વ ભક્તજનોની હું ઋણી છું. સર્વેને ઋણસ્વીકારપૂર્વક ભગવત્સ્મરણનું સુમન સમર્પિત કરું છું. આ કાર્યમાં આદ્યંતપર્યંત જેમની કૃપાનો સ્પર્શ છે તથા વીસ વર્ષ દરમ્યાન જેમણે નિઃશુલ્ક અધ્યાપન કર્યું છે, તે પરમ નિઃસ્પૃહ, ગૃહસ્થના પરિવેશમાં સંન્યાસી 'જેની ભીતર ભગવો લહેરે' એવા પરમ પૂજ્ય ગુરુદેવ જોષીસાહેબને હું વારંવાર પ્રણામ કરું છું. પ્રભુ પાસે તેમના સ્વાસ્થ્ય અને દીર્ઘાયુષ્ય માટે પ્રાર્થના કરું છું.

પતિદેવના પળે પળે મળતા સહકારને કેમ વીસરાય? શ્રીનારાયણના આ કાર્યમાં લક્ષ્મીનો વિનિયોગ કરવારૂપ તેમના ઔદાર્યને હું નમન કરું છું. જેમની કૃપાવર્ષા વિના કંઈ જ ન ઘટી શકે તે રસરાજ શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનને, કુળદેવ શ્રીહાટકેશ્વર ભગવાન તથા કુળદેવી શ્રીઅંબાજીને, પરમ કરુણામયી શ્રી શ્રી મા આનંદમયી માતાજીને, શ્રીહનુમાનજી મહારાજને, આચાર્યચરણ શ્રીશ્રીધર સ્વામીને, પૂજ્ય સ્વામીજી મહારાજને, પૂર્વ સૂરિઓને, માતાપિતા તેમ જ સર્વ પિતૃઓને અને મારા પરમ પૂજ્ય ગુરુદેવને હું પ્રણામ કરું છું.

અનેક ઠેકાણેથી મારી અધૂરપ દૂર કરવાનો પ્રયાસ કરવા છતાં ક્યાંક રહી ગયેલી ક્ષતિઓને બાળચેષ્ટા ગણીને, તેના પુનઃ શોધન માટે વિદિત કરવા વિદ્વજ્જનોને હું પ્રાર્થના કરું છું.

**– શ્રીકૃષ્ણકૃપાભિલાષિણી વૈદેહી**

# मंगलाचरण

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम्।
कृष्णाय वासुदेवाय देवकीनन्दनाय च नन्दगोपकुमाराय गोविन्दाय नमो नमः॥

नमः पङ्कजनाभाय नमः पङ्कजमालिने नमः पङ्कजनेत्राय नमस्ते पङ्कजाङ्घ्रये।
अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम् तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः॥

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः।
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः॥

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम्।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि॥

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव॥

# गोविन्ददामोदरस्तोत्रम्

करारविन्देन पदारविन्दं मुखारविन्दे विनिवेशयन्तम्।
वटस्य पत्रस्य पुटे शयानं बालं मुकुन्दं मनसा स्मरामि॥ १॥

श्रीकृष्ण गोविन्द हरे मुरारे हे नाथ नारायण वासुदेव।
जिह्वे पिबस्वामृतमेतदेव गोविन्द दामोदर माधवेति॥ २॥

विक्रेतुकामा किल गोपकन्या मुरारिपादार्पितचित्तवृत्तिः।
दध्यादिकं मोहवशादवोचद् गोविन्द दामोदर माधवेति॥ ३॥

गृहे गृहे गोपवधूकदम्बाः सर्वे मिलित्वा समवाप्य योगम्।
पुण्यानि नामानि पठन्ति नित्यं गोविन्द दामोदर माधवेति॥ ४॥

सुखं शयाना निलये निजेऽपि नामानि विष्णोः प्रवदन्ति मर्त्याः।
ते निश्चितं तन्मयतां व्रजन्ति गोविन्द दामोदर माधवेति॥ ५॥

जिह्वे सदैवं भज सुन्दराणि नामानि कृष्णस्य मनोहराणि।
समस्तभक्तार्तिविनाशनानि गोविन्द दामोदर माधवेति॥ ६॥

सुखावसाने इदमेव सारं दुःखावसाने इदमेव ज्ञेयम्।
देहावसाने इदमेव जाप्यं गोविन्द दामोदर माधवेति॥ ७॥

श्रीकृष्ण राधावर गोकुलेश गोपाल गोवर्धननाथ विष्णो।
जिह्वे पिबस्वामृतमेतदेव गोविन्द दामोदर माधवेति॥ ८॥

❋❋❋❋❋

# સંકેતાક્ષર-સૂચી

૧. **અભિ.શાકું.** – અભિજ્ઞાન શાકુંતલ
૨. **અન્વિ.** – પંડિત શ્રીગંગાસહાયજી – અન્વિતાર્થપ્રકાશિકા
૩. **આશ્વ.સૂ.** – આશ્વલાયન ઉપનિષદ્ સૂત્ર
૪. **આશ્વ.શ્રૌ.સૂ.** – આશ્વલાયન શ્રૌતસૂત્રમ
૫. **ઈશ.ઉપ.** – ઈશાવાસ્યોપનિષદ
૬. **ઐ.ઉપ.** – ઐતરેયોપનિષદ
૭. **ઋ.** – ઋગ્વેદ
૮. **કઠ.ઉપ.** – કઠોપનિષદ
૯. **કૂ.પુ.** – કૂર્મપુરાણ
૧૦. **કેન.ઉપ.** – કેનોપનિષદ
૧૧. **કૈ.ઉપ.** – કૈવલ્યોપનિષદ
૧૨. **કૌષી.** – કૌષીતકિ ઉપનિષદ
૧૩. **કૃષ્ણપ્રિયા.** – શ્રીકૃષ્ણશંકરઃશાસ્ત્રી – કૃષ્ણપ્રિયાવ્યાખ્યા
૧૪. **કૃ.ય.તૈ.આ.** – કૃષ્ણયજુર્વેદ તૈત્તિરીય આરણ્યક
૧૫. **ક્રમ.** – શ્રીમજ્જીવગોસ્વામિનિષ્પાદિત–ક્રમસન્દર્ભ
૧૬. **ગ.તા.ઉપ.** – ગણેશોત્તરતાપિન્યુપનિષદ
૧૭. **ગા.ઉપ.** – ગારુડોપનિષદ
૧૮. **ગીતા.** – શ્રીમદ્ભગદ્ગીતા
૧૯. **ચતુર્વે.** – ચતુર્વેદોપનિષદ
૨૦. **છાં.ઉપ.** – છાન્દોગ્યોપનિષદ
૨૧. **જા.દ.ઉપ.** – જાબાલદર્શન ઉપનિષદ
૨૨. **જાબાલ.** – જાબાલોપનિષદ
૨૩. **જૈ.સૂ.પૂ.મી.** – જૈમિનિસૂત્ર, પૂર્વ મીમાંસા
૨૪. **તૈત્તિ.ઉપ.** – તૈત્તિરીયોપનિષદ
૨૫. **તૈત્તિ. સં.** – તૈત્તિરીય સંહિતા
૨૬. **તૈત્તિ.આ.** – તૈત્તિરીયમારણ્યકમ્
૨૭. **દીપિની.** – શ્રીરાધારમણગોસ્વામિપ્રણીતા–દીપિની
૨૮. **ભ.મનો.** – શ્રીભગવત્પ્રસાદાચાર્યવિરચિતા–ભક્તમનોરંજની
૨૯. **ન્યા.સૂ.** – ન્યાયસૂત્ર
૩૦. **ના.સૂ.** – નાસદીય સૂક્ત
૩૧. **ના.પૂ.તા.ઉ.** – નારાયણપૂર્વતાપિન્યુપનિષદ
૩૨. **નારાયણ.** – નારાયણોપનિષદ
૩૩. **ના.પ્ર.** – નારદપરિવ્રાજકોપનિષદ
૩૪. **નૃ.પૂ.** – નૃસિંહપૂર્વતાપિન્યુપનિષદ
૩૫. **પદ્મ.પુ.** – પદ્મપુરાણ
૩૬. **પા.યો.દ.** – પાતજંલયોગદર્શન
૩૭. **પુ.સૂ.** – પુરુષસૂક્ત
૩૮. **પ્રશ્ન.ઉપ.** – પ્રશ્નોપનિષદ
૩૯. **બા.પ્ર.** – ગોસ્વામિશ્રીગિરિધરલાલવિરચિતાબાલપ્રબોધિની
૪૦. **બૃ.ના.પુ.** – બૃહન્નારદીયપુરાણ
૪૧. **બૃહદા.ઉપ.** – બૃહદારણ્યકોપનિષદ
૪૨. **બ્ર.સૂ.** – બ્રહ્મસૂત્ર
૪૩. **બ્રહ્મ.ઉપ.** – બ્રહ્મબિન્દૂપનિષદ
૪૪. **મ.સ્મૃ.** – મનુસ્મૃતિઃ
૪૫. **મત્સ્ય.પુ.** – મત્સ્યપુરાણ
૪૬. **મહા.** – મહાભારત
૪૭. **મુ.ઉપ.** – મુક્તિકોપનિષદ
૪૮. **મહો.** – મહોપનિષદ
૪૯. **મા.પુ.** – માર્કંડેયપુરાણ
૫૦. **માણ્ડૂક્ય.** – માણ્ડૂક્યોપનિષદ
૫૧. **મુંડક.ઉપ.** – મુંડકોપનિષદ
૫૨. **મેઘ.** – મેઘદૂત
૫૩. **મૈ.ઉપ.** – મૈત્રાયણિ ઉપનિષદ
૫૪. **યા.સ્મૃ.** – યાજ્ઞવલ્ક્યસ્મૃતિ
૫૫. **લિ.પુ.**– લિંગપુરાણ
૫૬. **વ.સ્મૃ.** – વસિષ્ઠ સ્મૃતિ
૫૭. **વિ.સ.** – વિષ્ણુસહસ્રનામસ્તોત્ર
૫૮. **વીર.** – શ્રીમદ્વીરરાઘવાચાર્યકૃતા–ભાગવતચંદ્રચન્દ્રિકા
૫૯. **વિજય.** – શ્રીમદ્વિજયધ્વજતીર્થરચિતા–પદરત્નાવલી
૬૦. **વિ.પુ.** – વિષ્ણુપુરાણ
૬૧. **વીર.** – શ્રીમદ્વીરરાઘવાચાર્યકૃતા–ભાગવતચંદ્રચન્દ્રિકા
૬૨. **વંશીધરી.** – શ્રીવંશીધરશર્માકૃતા–ભાવાર્થદીપિકાપ્રકાશઃ
૬૩. **વૈ.તો.** – વૈષ્ણવતોષિણી
૬૪. **સ્કંધ.** – સ્કંધપુરાણ
૬૫. **સિ.પ્ર.** – શ્રીમચ્છુકદેવકૃતઃ –સિદ્ધાંતપ્રદીપઃ
૬૬. **સુ.** – શ્રીમદ્વલ્લભદીક્ષિતવિરચિતા–સુબોધિની
૬૭. **સુ.પ્ર.** – સુબોધિનીપ્રકાશ
૬૮. **શ્વેતા.ઉપ.** – શ્વેતાશ્વતરોપનિષદ
૬૯. **શતરુદ્રીય. સં.** – શતરુદ્રીય સંહિતા
૭૦. **શત.બ્રા.** – શતપથ બ્રાહ્મણ
૭૧. **શાકુ.** – શાકુન્તલ
૭૨. **શિ.પુ.** – શિવપુરાણ
૭૩. **શુ.ય.** – શુક્લ યજુર્વેદ
૭૪. **શુ.ય.મા.સં.** – શુક્લ યજુર્વેદ માધ્યન્દિની સંહિતા
૭૫. **હા.સ્મૃ.** – હારિતસ્મૃતિ
૭૬. **શ્રીમદ્ભા.** – શ્રીમદ્ ભાગવતપુરાણ

❋❋❋❋❋

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

## પંચમ ખંડ

## દ્વાદશ સ્કંધ

॥ श्रीहरिः ॥

# आरति बालकृष्णकी कीजै

आरति बालकृष्ण की कीजै।
अपनो जनम सुफल करि लीजै॥

श्रीयशोदाको परम दुलारो,
बाबाकी अखियन को तारो।
गोपिन के प्राणन सो प्यारो,
इन पर प्राण निछावर कीजै॥
आरति बालकृष्ण की कीजै॥

बलदाऊको छोटो भैया,
कनुवा कहि कहि बोले मैया।
परममुदित मन लेत बलैया,
अपनो सरबस इनकूँ दीजै॥
आरति बालकृष्ण की कीजै॥

श्रीराधावर सुघर कन्हैया,
व्रजजन को नवनीत खवैया।
देखत ही मन नयन चुरैया,
यह छबि नयनन में भरि लीजै॥
आरति बालकृष्ण की कीजै॥

तोतरि बोलनि मधुर सुहावे,
सखन मध्य खेलत सुख पावे।
सोइ सुकृती जो इनकूँ ध्यावे,
बस इनकूँ अपनो करि लीजै॥
आरति बालकृष्ण की कीजै॥

॥ श्रीहरिः ॥

# श्रीमद्भागवतकी आरती

आरति अतिपावन पुरानकी।
धर्म-भक्ति-विज्ञान-खानकी ॥
महापुरान भागवत निरमल।
शुक-मुख-विगलित निगम-कल्प-फल।
परमानन्द-सुधा-रसमय कल।
लीला-रति-रस रस-निधानकी ॥
॥ आरति० ॥

कलि-मल-मथनि त्रिताप-निवारिनि।
जन्म-मृत्युमय भव-भय-हारिनि।
सेवत सतत सकल सुखकारिनि।
सुमहौषधि हरि-चरित-गानकी ॥
॥ आरति० ॥

विषय-विलास-विमोह-विनाशिनि।
विमल विराग विवेक विकाशिनि।
भगवत्तत्त्व-रहस्य प्रकाशिनि।
परम ज्योति परमात्म-ज्ञानकी ॥
॥ आरति० ॥

परमहंस-मुनि-मन उल्लासिनि।
रसिक-हृदय रस-रास-विलासिनि।
भुक्ति, मुक्ति, रतिप्रेम-सुदासिनि।
कथा अकिञ्चनप्रिय सुजानकी ॥
॥ आरति० ॥

॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

# श्रीमद्भागवतमहापुराणम्

## एकादशः स्कन्धः

### अथ प्रथमोऽध्यायः

### યદુવંશને ઋષિઓનો શાપ

॥ श्रीगणेशाय नमः ॥

ॐ नमः श्रीपरमहंसास्वादितचरणकमल-चिन्मकरन्दाय भक्तजनमानसनिवासाय श्रीरामचन्द्राय।

विजयन्ते परानन्दकृष्णपादरजःस्रजः।
या धृता मूर्ध्नि जायन्ते महेन्द्रादिमहःस्रजः॥ १

उक्तैकत्रिंशताध्यायैर्मुक्तिरेकादशे ततः।
जायन्तेयेतिहासाद्यैः समासव्याससरूपतः॥ २

नारदो वसुदेवाय समासेन न्यवर्णयत्।
भगवानुद्धवायाथ विस्तरेणोपपत्तिभिः॥ ३

तत्र तु प्रथमेऽध्याये यदुवंशस्य संक्षयः।
उपक्षिप्तो विरागाय मौसलव्यपदेशतः॥ ४

प्रवृत्तितः परानन्दकृष्णक्रीडानुवर्णिता।
तन्निवृत्त्या परानन्दपदारोहोऽनुवर्ण्यते॥ ५

**॥ श्रीगणेशायनमः ॥**

ॐ જેમના ચરણકમળના ચૈતન્યરૂપ પુષ્પરસનું પરમહંસો દ્વારા આસ્વાદન કરવામાં આવ્યું છે તથા જે ભક્તોજનોના ચિત્તમાં નિવાસ કરનાર છે, તે શ્રીરામચંદ્ર ભગવાનને નમસ્કાર.

પરમાનંદરૂપ શ્રીકૃષ્ણની ચરણરેણુઓની પંક્તિઓ સર્વોત્કૃષ્ટરૂપે પ્રવર્તે છે, મસ્તક પર ધારણ કરાયેલી જે ચરણરેણુઓની પંક્તિઓ ઈન્દ્રાદિ દેવોનાં તેજવર્તુળોરૂપે પ્રકટ થાય છે. ॥ ૧ ॥

(દશમ સ્કંધમાં જણાવેલા રાજાઓના નિરોધનાં વર્ણન)

પછી એકાદશ સ્કંધમાં એકત્રીસ અધ્યાયો દ્વારા મુક્તિ વર્ણવવામાં આવી છે. પ્રથમ જયંતીના પુત્રો (નવ યોગેશ્વરો)ના ઈતિહાસ વગેરે દ્વારા સંક્ષેપથી અને મુક્તિનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.॥ ૨ ॥

નારદજીએ વસુદેવજીને સંક્ષેપથી (મુક્તિ) વર્ણવી તથા ભગવાને ઉદ્ધવજીને યુક્તિઓપૂર્વક વિસ્તારથી (મુક્તિ) વર્ણવી. ॥ ૩ ॥

તેમાં પ્રથમ અધ્યાયમાં તો મુસળ સંબંધી આપવામાં આવેલા શાપને બહાને વૈરાગ્ય ઉપજાવવા યદુકુળના નાશનો આરંભ વર્ણવાયો છે. ॥ ૪ ॥

પ્રવૃત્તિમાર્ગના અનુકરણથી પરમાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણની લીલા (દશમ સ્કંધમાં શ્રીશુકદેવજી દ્વારા) વર્ણવવામાં આવી. (હવે) તેની નિવૃત્તિ દ્વારા પરમાનંદરૂપ સ્થાનમાં શ્રીકૃષ્ણનું આરોહણ વર્ણવવામાં આવ્યું છે. ॥ ૫ ॥

एवं तावद्दशमस्कन्धे भूभारावतारणाय निजविभूतिविभूषितयदुवंशस्य यदुवंशावतारित-सकलसुरांशस्य भगवतः श्रीकृष्णस्य तदुचित-प्रवृत्तिविडम्बनेन तच्छ्रवणस्मरणादिपराणां परेषामानन्दकारणं क्रीडा निरूपिता, अथेदानीमपरिमितयोगमायावैभवस्य भक्तानामा-त्मतत्त्वोपदेशपूर्वकं क्रीडार्थं भूतलेऽवतारितानां चाधिकारिणां सुरांशानां मौसलापदेशेन तत्तदधिकारपदप्रापणपूर्वकं च ब्रह्माद्यनुग्रहाय निजपदारोहो निरूप्यते।

આ પ્રમાણે ભૂમિનો ભાર ઉતારવા માટે પોતાની (ઐશ્વર્યાદિ) વિભૂતિઓથી જેમના દ્વારા યદુવંશને વિભૂષિત કરવામાં આવ્યો તથા યદુવંશમાં જેમના દ્વારા સર્વ દેવોના અંશો અવતરિત કરવામાં આવ્યા, તે શ્રીકૃષ્ણ ભગવાનના તે યદુવંશોચિત પ્રવૃત્તિના અનુકરણથી તેમની લીલાના શ્રવણાદિ-પરાયણ (બ્રહ્માદિ) દેવોને આનંદદાયક થાય તે રીતે લીલાઓનું દશમ સ્કંધમાં નિરૂપણ કરવામાં આવ્યું. પોતાના ભક્તોને આત્મતત્ત્વનો ઉપદેશ આપવા સાથે, લીલા માટે, ભૂતળ ઉપર અવતરિત કરવામાં આવેલા અધિકારી દેવોના અંશોને મુસળ સંબંધી શાપના બહાને પોતપોતાના અધિકાર અનુસાર સ્થાન પ્રાપ્ત કરાવવા સાથે, બ્રહ્માદિ દેવો ઉપર અનુગ્રહ કરવા માટે યોગમાયાના અપરિમિત વૈભવવાળા ભગવાનનું હવે પોતાના સ્થાન ઉપર આરોહણ વર્ણવવામાં આવ્યું છે.

तत्र कुरुक्षेत्रयात्रायामविरक्तस्य वसुदेवस्य 'कर्मणा कर्मनिर्हारो यथा स्यान्नस्तदुच्यताम्' इत्येवं कर्मयोगं पृष्टवतो नारदादिभिः कर्मयोगो निरूपितः—

કુરુક્ષેત્રની યાત્રાપ્રસંગે અવિરક્ત એવા વસુદેવજીનો (પ્રશ્ન હતો–) 'જે કર્મ કરવાથી કર્મોનો નાશ જે રીતે થાય તે કર્મ આપ અમને કહો.' (શ્રીમદ્ ભા.૧૦/૮૪/૨૯) આમ, કર્મયોગ વિષે પૂછવામાં આવેલા નારદજી વગેરે દ્વારા કર્મયોગનું નિરૂપણ કરવામાં આવ્યું હતું.

'कर्मणा कर्मनिर्हार एष साधु निरूपितः।
यच्छ्रद्धयाप्तवित्तेन शुक्लेनेज्येत पूरुषः॥'
इत्यादिना।

'કર્મો દ્વારા કર્મની વાસનાઓ અને કર્મફળોનો આત્યંતિક નાશ કરવાનો શ્રેષ્ઠ ઉપાય આ જ રીતે વર્ણવવામાં આવ્યો છે કે ન્યાયાર્જિત ધનથી શ્રદ્ધાપૂર્વક પુરુષોત્તમ ભગવાનની આરાધના કરવામાં આવે.' (શ્રીમદ્ ભા.૧૦/૮૪/૩૫,૩૭) વગેરે દ્વારા અને

तेन च विशुद्धसत्त्वस्य श्रीकृष्णरामौ परमेश्वरत्वेन ज्ञातवतः षड्गर्भानयनाध्याये श्रीकृष्णेनात्मतत्त्वमुपदिष्टम्—

તે દ્વારા શ્રીકૃષ્ણ-બલરામને પરમેશ્વરરૂપે જાણનાર શુદ્ધ બુદ્ધિવાળા વસુદેવજીને, દેવકીજીના છ બાળકો લાવી આપ્યા તે અધ્યાય(૮૫)માં, શ્રીકૃષ્ણ દ્વારા આત્મતત્ત્વનો ઉપદેશ આપવામાં આવ્યો હતો—

'वचो वः समवेतार्थं तातैतदुपमन्महे।
यन्नः पुत्रान्समुद्दिश्य तत्त्वग्राम उदाहृतः॥'

इत्यादिना। तच्च विषयभोगातिशयेन पुनस्तिरोहितमासीत्तदेवेदानीं नारदमुखेन प्रथमं पञ्चाध्याय्या निरूप्यते।

'હે પિતાજી, અમને પુત્રોને ઉદ્દેશીને તમે તત્ત્વજ્ઞાનનું જે વર્ણન કર્યું, તે તમારા વચનને અમે યોગ્ય અર્થવાળું માનીએ છીએ.' (શ્રીમદ્ ભા.૧૦/૮૫/૨૨) વગેરે દ્વારા, તે જ્ઞાન અતિશય વિષયભોગને કારણે પુનઃ ઢંકાઈ ગયું હોય તેવું થઈ ગયું હતું, ત્યારે હવે તે જ જ્ઞાન નારદજીના મુખે પ્રથમ પાંચ અધ્યાયો દ્વારા વર્ણવવામાં આવે છે.

तत्र प्रथमेऽध्याये वैराग्योत्पादनाय यदुकुलस्य ब्रह्मशापापदेशेनात्युन्नतविषय-सुखानामप्यनित्यता प्रतिपाद्यते। ततश्चतुर्भि-र्निमिजायन्तेयसंवादेन सपरिकरं परमतत्त्व-निरूपणम्। ततः षष्ठे भगवदुद्धवसंवाद-प्रस्तावः। ततस्त्रयोविंशत्या उद्धवं प्रति भगवतस्तत्त्वनिरूपणम्। ततो द्वाभ्यां मौसल-क्रीडेत्येवमेकत्रिंशताऽध्यायैरेकादशस्कन्धस्य प्रवृत्तिः।

તેમાં પ્રથમ અધ્યાયમાં વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે યદુકુળને લાગેલા બ્રહ્મશાપના બહાને અતિ ઉન્નત વિષયસુખોની પણ અનિત્યતાનું પ્રતિપાદન કરવામાં આવે છે. ત્યાર પછી ચાર અધ્યાયો દ્વારા રાજા નિમિ અને જયંતીપુત્રો (નવ યોગેશ્વરો)ના સંવાદ દ્વારા સપરિકર (માયા, તેને તરવાનો ઉપાય, બ્રહ્મ અને ભગવાનની અવતારલીલાઓ સહિત) પરમ તત્ત્વનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ત્યાર પછી છઠ્ઠા અધ્યાયમાં ભગવાન અને ઉદ્ધવજીના સંવાદનો પ્રારંભ થાય છે. તે પછી ત્રેવીસ અધ્યાયો દ્વારા ભગવાન ઉદ્ધવજીને ભગવત્તત્ત્વનું વર્ણન કરે છે. ત્યાર પછી બે અધ્યાયો દ્વારા મુસળની ક્રીડા– આમ, એકત્રીસ અધ્યાયો દ્વારા એકાદશ સ્કંધ પ્રયોજાય છે.

तस्य च यथामति व्याख्यानमारभ्यते। तत्र मौसलप्रसङ्गार्थं पूर्वस्कन्धार्थमनुवदति श्लोकद्वयेन—**कृत्वेति**।

(મારી) મતિ અનુસાર તેની વ્યાખ્યાનો પ્રારંભ કરવામાં આવે છે. તેમાં મુસળના પ્રસંગ માટે અગાઉના (દશમ) સ્કંધના ભાવાર્થનું બે શ્લોકો દ્વારા પુનઃ કથન કરે છે– **'कृत्वा इति।'**

**॥ ॐ नमो भगवते वासुदेवाय॥**

**श्रीबादरायणिरुवाच**

**कृत्वा दैत्यवधं कृष्णः सरामो यदुभिर्वृतः।**
**भुवोऽवतारयद् भारं जविष्ठं जनयन् कलिम्॥ १**

**॥ ॐ नमो भगवते वासुदेवाय॥**

**શ્રીબાદરાયણનંદન (શુકદેવજી) બોલ્યા –** બલરામજી સહિત શ્રીકૃષ્ણ ભગવાને યાદવો સાથે મળીને દૈત્યનો વધ કર્યો અને પછી અતિ (યુદ્ધમાં પરિણમનારો) ક્લેશ ઉત્પન્ન કરીને ભૂમિનો ભાર ઉતાર્યો હતો. ॥ ૧ ॥

अवतारयत्। अवतारयदित्यडागमो द्रष्टव्यः। जविष्ठं वेगवत्तरमतिशीघ्रम्। हिंसापर्यवसायिनमित्यर्थः। कलिं कलहम्॥ १॥

**'अवतारयत्' अव+अतारयत्= अवातारयत्** (अवातारयत् રૂપ થાય. अवतारयत् માં अ નો અભાવ છે, તે આર્ષ છે.) **'जविष्ठम्'** અતિશય વેગવાળો, અતિ શીઘ્ર, હિંસામાં પરિણમનારા **'कलिम्'** કલહને, એમ અર્થ છે. ॥ १ ॥

एतद्विवृणोति—**ये कोपिता इति।**

(ભૂમિના ભારનું હરણ) એ કથાનું વિવરણ કરે છે— **'ये कोपिताः इति।'**

**ये कोपिताः सुबहु पाण्डुसुताः सपत्नै-**
**र्दुर्द्यूतहेलनकचग्रहणादिभिस्तान् ।**
**कृत्वा निमित्तमितरेतरतः समेतान्**
**हत्वा नृपान् निरहरत् क्षितिभारमीशः॥ २**

(દુર્યોધન વગેરે) શત્રુઓ દ્વારા કપટયુક્ત જુગારથી, અપમાનોથી, (ભરી સભામાં દુઃશાસન દ્વારા) દ્રૌપદીના કેશ (અને વસ્ત્રો) ખેંચવા વગેરે (અત્યાચારો)થી અનેકવાર જેઓ ક્રોધિત કરાયા તે પાંડુપુત્રોને નિમિત્ત બનાવીને બંને પક્ષમાં એકઠા થયેલા રાજાઓને હણીને ભગવાને ભૂમિનો ભાર હરી લીધો. ॥ २ ॥

सपत्नैर्दुर्योधनादिभिः कोपिताः कोपं कारिताः। सुबहु यथा भवति तथा बहुवारानित्यर्थः। तदेवाह—दुर्द्यूतहेलनकच-ग्रहणादिभिरिति। दुर्द्यूतं कपटद्यूतम्, हेलनमवज्ञा, कचग्रहणं दुःशासनेन द्रौपद्याः केशाकर्षणम्, एतान्यादिर्येषां गरदानजतुगृहदाहादीनां तैः कृत्वा ये कोपितास्तान्पाण्डुसुतान्निमित्तं कृत्वा इतरेतरत उभयोः पक्षयोः समेतान्मिलितान् नृपान्हत्वा। क्षितेर्भारं निरहरज्जहार। यद्वा ये कोपिता यैश्च कोपितास्तानितरेतरतः परस्परं निमित्तं कृत्वेत्यन्वयः। ये तावत्प्रकटदैत्याः पूतनादयस्तान्स्वयमेव हतवान्। ये तु दैत्या बान्धवच्छद्मना स्थितास्तान्परस्परं निमित्तं विधाय हत्वा भूभारमपाकृतवानित्यर्थः॥ २॥

**'सपत्नैः'** દુર્યોધન વગેરે શત્રુઓ દ્વારા **'कोपिताः'** ક્રોધિત કરાયેલા— **'सुबहु'** અનેકવાર જેમ થાય તેમ, એમ અર્થ છે. તે જ કહે છે— **'दुर्द्यूतहेलनकचग्रहणादिभिः' दुर्द्यूतम्** કપટયુક્ત જુગાર, **हेलनम्** અપમાન, **'कचग्रहणम्'** દુઃશાસન દ્વારા દ્રૌપદીના કેશ ખેંચવા– આ (સર્વ), ઝેર આપવું, લાખનો મહેલ બાળી નાખવો વગેરેમાં મુખ્ય છે જે તેમનાં દ્વારા **'कृत्वा'** જેઓ કોપાવવામાં આવ્યા તે પાંડુપુત્રોને નિમિત્ત બનાવીને **'इतर-इतरतः'** બંને પક્ષમાં **'समेतान्'** એકઠા થયેલા રાજાઓને હણીને ભૂમિનો ભાર **'निरहरत्'** હરી લીધો, અથવા જેઓ ક્રોધિત થયા અને જેમના દ્વારા ક્રોધિત કરાયા તેમને પરસ્પર નિમિત્ત બનાવીને, એમ સંબંધ છે. તેમાં પૂતના વગેરે જેઓ પ્રકટરૂપે દૈત્યો હતા તેમને સ્વયં ભગવાને જ હણ્યા, પરંતુ જે દૈત્યો સગાંસંબંધીઓના છદ્મ(કપટ) વેષમાં હતા તેમને પરસ્પર નિમિત્ત બનાવીને, હણીને ભગવાને ભૂમિનો ભાર હરી લીધો હતો, એમ અર્થ છે.

अपि च—**भूभारेत्यादि**।

**भूभारराजपृतना यदुभिर्निरस्य**
**गुप्तैः स्वबाहुभिरचिन्तयदप्रमेयः।**
**मन्येऽवनेर्ननु गतोऽप्यगतं हि भारं**
**यद् यादवं कुलमहो अविषह्यमास्ते॥ ३**

(કેવળ આટલું જ કર્યું, એમ નહીં, બીજું પણ કર્યું.) અને વળી, '**भूभार इति।**' વગેરે.

જેમને જાણવા અશક્ય છે તેવા ભગવાન શ્રીકૃષ્ણે ભૂમિના ભારરૂપ રાજાઓની સેનાઓને પોતાના બાહુઓથી રક્ષાયેલા યાદવો દ્વારા હણીને વિચાર્યું કે (લોકદૃષ્ટિએ) ભૂમિનો ભાર ઊતર્યો હોવા છતાં ભૂમિનો ભાર (હજી) નિશ્ચિતપણે ઊતર્યો નથી, એમ હું માનું છું, કારણ કે અહો! સહન કરવાને અશક્ય એવું યાદવકુળ હજી બાકી છે. ॥ ૩ ॥

अन्याश्च भुवो भारभूता राजपृतना राज्ञां पृतनाः सेनाः राज्ञस्तेषां पृतनाश्चेति वा। स्वबाहुभिर्गुप्तैः परिरक्षितैर्यदुभिर्विवाहादिच्छलेन निरस्य हत्वा। बाहुभिरिति बहुवचनं वस्तुतश्चतुर्भुजाभिप्रायेण।

ભૂમિને ભારરૂપ એવી '**राजपृतनाः**' રાજાઓની '**पृतनाः**' સેનાઓને અથવા રાજાઓને અને તેમની સેનાઓને પોતાના બાહુઓથી '**गुप्तैः**' રક્ષાયેલા યાદવો દ્વારા વિવાહ વગેરેના બહાને '**निरस्य**' હણીને – '**बाहुभिः**' બ.વ. છે તે ચતુર્ભુજના અભિપ્રાયથી છે.

नन्वेवं कृष्णश्चिकीर्षतीति ज्ञात्वा कथं तस्मै यादवा न द्रुह्यन्ति स्म तत्राह—अप्रमेयः प्रमातुमशक्यः। चिन्तामाह—**मन्य इति**।

શંકા કરવામાં આવી છે કે શ્રીકૃષ્ણ આ પ્રમાણે કરવા ઇચ્છે છે, એમ જાણીને યાદવોએ તેમનો દ્રોહ કેમ ન કર્યો? તે માટે ઉત્તર આપે છે— '**अप्रमेयः**' જેમની કંઈ પણ કરવાની ઇચ્છા જાણવી અશક્ય છે તેવા શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણનો વિચાર જણાવે છે— '**मन्ये इति।**'

नन्विति वितर्के। अवनेर्भूमेर्भारो यद्यपि लोकप्रतीत्या गतस्तथाप्यहमगतमेव मन्ये। हि निश्चितम्। यद्यस्मादविषह्यं सोढुमशक्यम्। यादवं कुलमित्यनेनैव स्ववंशत्वात्स्वयं हननमनुचितमिति सूचितम्॥ ३॥

'**ननु इति**' '**ननु**' શંકા દર્શાવે છે. '**अवनेः**' ભૂમિનો ભાર જો કે લોકદૃષ્ટિથી ઊતરી ગયો છે, તેમ છતાં પણ હું માનું છું કે ભૂમિનો ભાર હજી ઊતર્યો જ નથી. '**हि**' નિશ્ચિતપણે, '**यत्**' કારણ કે '**अविषह्यम्**' સહન કરવા માટે અશક્ય એવા યાદવકુળને, પોતાનો વંશ હોવાથી આ રીતે પોતે જ હણવું અનુચિત છે, એમ સૂચવવામાં આવ્યું છે. ॥ ૩ ॥

तर्हीदमप्यन्यैर्घात्यतां तत्राह—**नैवेति**।

તો પછી આ યદુકુળને પણ બીજાઓ દ્વારા હણાવવામાં આવે, (એમ જો કહેવામાં આવે તો) તે માટે ઉત્તર આપે છે– **'न एव इति।'**

**नैवान्यतः परिभवोऽस्य भवेत् कथंचि-**
**न्मत्संश्रयस्य विभवोन्नहनस्य नित्यम्।**
**अन्तः कलिं यदुकुलस्य विधाय वेणु-**
**स्तम्बस्य वह्निमिव शान्तिमुपैमि धाम॥ ४**

હું જ જેનો આશ્રય છું તેવા અને નિત્ય (પરાક્રમો અને હાથી, ઘોડા વગેરે ઐશ્વર્યરૂપ) વૈભવોથી ઉચ્છૃંખલ બનેલા આ યદુકુળનો બીજાથી (દેવો વગેરેથી) તિરસ્કાર પણ થઈ શકે તેમ નથી. (વિનાશની વાત તો દૂર રહી.) માટે વાંસના સમૂહમાં પરસ્પર સંઘર્ષથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય, તેમ યદુકુળની અંદર પરસ્પર કલહ ઉત્પન્ન કરાવીને હું શાંતિ પામીશ, (અને પછી) સ્વધામમાં જઈશ. ॥ ૪ ॥

अन्यतो देवादिभ्योऽपि यादवकुलस्य परिभवस्तिरस्कारो न भवेत्। कुतः मत्संश्रयस्य मां संश्रयत इति मत्संश्रयं कुलं तस्य। किञ्च नित्यं विभवोन्नहनस्य विभवैर्गजतुरगादिभि-रुच्छृंखलस्य। यद्वा तर्हीदं किमिति संहर्तव्यं तत्राह—विभवोन्नहनस्येति। तस्मादेवं करिष्यामीत्याह—अन्तः कलिमिति। शान्ति-मुपशममुपैमि 'वर्तमानसामीप्ये वर्तमानवद्वा' उपैष्यामि। तदनन्तरं धाम च वैकुण्ठाख्यमुपैष्यामीत्यर्थः॥ ४॥

બીજા દેવો વગેરેથી પણ યાદવકુળનો **'परिभवः'** તિરસ્કાર થઈ શકે તેમ નથી. શા માટે? **'मत्संश्रयस्य'** મારો આશ્રય કરે છે તે કુળનો, મારો આશ્રય છે જે કુળને, તેનો – વળી, સદાય **'विभव-उन्नहनस्य'** હાથી, ઘોડા વગેરે વૈભવોથી ઉચ્છૃંખલ બનેલા કુળનો – અથવા, તો પછી આ કુળને શા માટે હણવું જોઈએ? તે માટે કહે છે– અપાર વૈભવને કારણે ઉચ્છૃંખલ બનેલા કુળનો– તેથી આ પ્રમાણે કરીશ, એમ કહે છે – **'अन्तः कलिम् इति।' 'शान्तिम्'** શાંતિ પામીશ. 'વર્તમાનકાળની સમીપમાં રહેલા ભવિષ્ય અને ભૂતકાળનો બોધ કરાવવા માટે અર્થાત્ જે ક્રિયા શીઘ્ર સમાપ્ત થશે કે હમણાં સમાપ્ત થઈ ગઈ, તેને માટે લટ્ વ.કાળનો પ્રયોગ થાય છે.' (પા.સૂ. ૩/૩/૧૩૧) અને ત્યાર પછી વૈકુંઠ નામના ધામમાં જઈશ. ॥ ૪ ॥

**एवं व्यवसितो राजन् सत्यसंकल्प ईश्वरः।**
**शापव्याजेन विप्राणां संजह्रे स्वकुलं विभुः॥ ५**

હે રાજા (પરીક્ષિત), આ પ્રમાણે જેમણે નિશ્ચય કર્યો છે તેવા સત્યસંકલ્પવાળા વ્યાપક ઈશ્વર શ્રીકૃષ્ણે વિપ્રોના શાપના બહાને પોતાના કુળનો સંહાર કર્યો હતો. ॥ ૫ ॥

व्यवसितः कृतनिश्चयः। संजह्रे उपसंहृतवान्॥ ५॥

तदेवमवतारप्रयोजनं सर्वं संपाद्य स्वं लोकं जगामेत्याह श्लोकद्वयेन—**स्वमूर्त्येति**।

**स्वमूर्त्या लोकलावण्यनिर्मुक्त्या लोचनं नृणाम्।**
**गीर्भिस्ताः स्मरतां चित्तं पदैस्तानीक्षतां क्रियाः॥ ६**

**आच्छिद्य कीर्तिं सुश्लोकां वितत्य ह्यंजसा नु कौ।**
**तमोऽनया तरिष्यन्तीत्यगात् स्वं पदमीश्वरः॥**
**॥ ७॥**

लोकानां लावण्यस्य निर्मुक्तिस्त्यागो यया। यामपेक्ष्य लोकेषु लावण्यं नास्तीत्यर्थः। यद्वा लोकेभ्यो लावणस्य निर्मुक्तिर्दानं यतः। यत्संपर्केण लोका लावण्यवन्तो भवन्तीत्यर्थः। तया स्वमूर्त्या नृणां लोचनमाच्छिद्याकृष्य ततोऽन्यस्यावलोकने लोचनस्याप्रवृत्तेः। तथा स्वगीर्भिस्ता गिरः स्मरतां चित्तं चाच्छिद्य। तथा पदैस्तत्र तत्राङ्कितैस्तानि पदानीक्षतामीक्षमाणानामन्यतो गमनादिकाः क्रियाश्चाच्छिद्य। तदानीन्तनानां सर्वेषां चक्षुरादिप्रवृत्तीः स्वैकनिष्ठाः कृत्वेत्यर्थः॥ ६॥

**'व्यवसितः'** જેમણે નિશ્ચય કર્યો છે તે ભગવાને **'संजह्रे'** સંહાર કર્યો હતો. ॥ ૫ ॥

તો આમ અવતારનું સર્વ પ્રયોજન સંપન્ન કરીને ભગવાને સ્વધામગમન કર્યું, એમ બે શ્લોકથી કહે છે— **'स्वमूर्त्या इति।'**

ત્રણેય લોકના લાવણ્યનો તિરસ્કાર કરનારા પોતાના સ્વરૂપથી મનુષ્યોનાં નેત્રને, (પોતાની) તે વાણીથી સ્મરણ કરનારના ચિત્તને અને તે અનેક સ્થળે અંકિત થયેલાં ચરણો(નાં ચિહ્નો)થી જોનારાઓની (ગમનાદિ સર્વ) ક્રિયાઓને આકર્ષીને (હરી લઈને), (કવિજનોને ગાન કરવા યોગ્ય) પોતાની સુશોભિત કીર્તિ પૃથ્વી પર ફેલાવીને આનાથી (શ્રવણ-કીર્તનાદિથી) (તેનું શ્રવણ-કીર્તન કરનારાઓ) અવિદ્યામૂલક સંસારને અનાયાસે અવશ્ય તરી જશે, એવા અભિપ્રાયથી ઈશ્વર શ્રીકૃષ્ણે સ્વધામગમન કર્યું. ॥ ૬ ॥ ૭ ॥

(સર્વ) લોકના લાવણ્યનો **'निर्मुक्तिः'** ત્યાગ– તિરસ્કાર કરવામાં આવ્યો છે જેના (જે - સ્વરૂપ) દ્વારા– જેની અપેક્ષાએ (સર્વ) લોકમાં (બીજું) લાવણ્ય નથી, એમ અર્થ છે. અથવા સર્વ લોકમાં લાવણ્યનું **'निर्मुक्तिः'** દાન થાય છે જેનાથી, જેના સંપર્કથી સર્વ લોક લાવણ્યયુક્ત થાય છે, એમ અર્થ છે. પોતાના તે સ્વરૂપથી મનુષ્યોનાં નેત્ર **'आच्छिद्य'** આકર્ષીને, તેનાથી અન્ય કંઈ પણ જોવા માટે નેત્રની પ્રવૃત્તિ ન હોવાથી તથા પોતાની **'गीर्भिः'** તે વાણીથી તે વાણીનું સ્મરણ કરનારના ચિત્તને પણ આકર્ષીને– તથા **'पदैः'** પગલાંઓથી, તે અનેક સ્થળે અંકિત થયેલાં ચરણચિહ્નો **'ईक्षताम्'** જોનારાઓની ગમન વગેરે ક્રિયાઓને હરી લઈને– તત્કાલીન સર્વ જનોની ચક્ષુ વગેરેની પ્રવૃત્તિઓને પોતાનામાં જ સ્થિર કરીને, એમ અર્થ છે.॥ ૬ ॥

किञ्च इत उपरि जनिष्यमाणानां संसारतरणाय कौ पृथिव्यां शोभनाः श्लोकाः सुश्लोकाः कवीनां यस्यां तां स्वकीर्तिं वितत्य विस्तार्यानया कीर्त्या अञ्जसा सुखेनैव नु निश्चितं तमस्तरिष्यन्तीत्यभिप्रेत्येश्वरः स्वं पदं स्थानमगादिति॥ ७॥

વળી, હવે પછી જન્મ લેનારા મનુષ્યોને સંસાર તરી જવા માટે **'कौ'** પૃથ્વી પર, જેમાં કવિઓના સુંદર શ્લોકો છે તેવી પોતાની કીર્તિને **'वितत्य'** ફેલાવીને, આ કીર્તિ(ના શ્રવણ-કીર્તન) દ્વારા **'अञ्जसा'** અનાયાસે જ **'नु'** નિશ્ચયપૂર્વક સંસારના અવિદ્યારૂપી અંધકારને તેઓ તરી જશે, એમ વિચારીને ઈશ્વર પોતાના **'पदम्'** ધામમાં પધાર્યા. ॥ ७ ॥

अब्रह्मण्येभ्योऽदातृभ्यो वाऽसेवकेभ्यो वा विप्राः कुप्यन्ति, वृष्णयस्तु न तथेत्याह—**ब्रह्मण्याना**मित्यादिना।

જેઓ બ્રાહ્મણભક્ત ન હોય અથવા દાન આપનારા ન હોય કે સેવા કરનારા ન હોય તેમની ઉપર વિપ્રો કોપ કરે છે, પરંતુ યાદવો તો તેવા ન હતા, એમ રાજા કહે છે— **'ब्रह्मण्यानाम् इति।'** વગેરે દ્વારા

**राजोवाच**

**ब्रह्मण्यानां वदान्यानां नित्यं वृद्धोपसेविनाम्।**
**विप्रशापः कथमभूद् वृष्णीनां कृष्णचेतसाम्॥ ८**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – બ્રાહ્મણભક્ત, ઉદાર અને વૃદ્ધોની સદાય સેવા કરનારા તેમ જ શ્રીકૃષ્ણમાં જ ચિત્ત રાખનારા યાદવોને વિપ્રશાપ કેવી રીતે લાગ્યો? ॥ ८ ॥

किञ्च कोपे जातेऽपि कृष्णचेतसां कथमभूत् कथं प्रादुरभूदित्यर्थः॥ ८॥

વળી, બ્રાહ્મણોને ક્રોધ ઉપજ્યો ત્યારે પણ શ્રીકૃષ્ણમાં ચિત્તવાળા યાદવોની ઉપર કેવી રીતે **'अभूत्'** ઉત્પન્ન થયો? ॥ ८ ॥

अतः स्पष्टस्य निमित्तस्याभावान्निमित्तान्तरं पृच्छति—**यन्निमित्त** इति।

આથી સ્પષ્ટ કારણ ન હોવાથી અન્ય નિમિત્ત પૂછે છે— **'यत्-निमित्तः इति।'**

**यन्निमित्तः स वै शापो यादृशो द्विजसत्तम।**
**कथमेकात्मनां भेद एतत् सर्वं वदस्व मे॥ ९**

હે સદ્‌વિપ્રશિરોમણિ! જે કારણે અને જેવા પ્રકારનો શાપ લાગ્યો તે કહો અને એકચિત્તવાળા (સંપીલા) યાદવોમાં કલહ કેવી રીતે થયો, તે સર્વ આપ કહો. ॥ ९ ॥

एकात्मनामेकचित्तानां कथं भेदः कलहः॥ ९॥

**'एक-आत्मनाम्'** એકચિત્તવાળા યાદવોમાં કેવી રીતે **'भेदः'** કલહ થયો? ॥ ९ ॥

ईश्वरेच्छैवात्र निमित्तमिति परिहरति—**बिभ्रदिति।**

અહીં (યાદવકુળના સંહારનો વિપ્રશાપ લાગવામાં) ઈશ્વરની ઇચ્છા જ કારણરૂપ હતી, એમ (કહીને પરીક્ષિતના પ્રશ્નનું) સમાધાન કરે છે— **'बिभ्रद् इति।'**

श्रीशुक उवाच

**बिभ्रद् वपुः सकलसुन्दरसन्निवेशं**
**कर्माचरन् भुवि सुमंगलमाप्तकामः।**
**आस्थाय धाम रममाण उदारकीर्तिः**
**संहर्तुमैच्छत कुलं स्थितकृत्यशेषः॥ १०**

सकलानां सुन्दरवस्तूनां संनिवेशो विन्यासविशेषो यस्मिंस्तद्वपुर्बिभ्रत्। तर्हि किमतिसौन्दर्याद्विषयपरः, न, सुमङ्गलं कर्माचरन्। तत्किं कयापि कामनया, न, आप्तकामः। तर्हि किमिति कर्माचरति। धाम द्वारवत्याख्यं गृहमास्थाय रममाणः गृहे रममाणान्कर्म ग्राहयितुमित्यर्थः।

ननु किमाप्तकामस्य गृहरत्या कर्मभिर्वा तत्राह—उदारकीर्तिः उदारा बहुफलप्रदा कीर्तिर्यस्य सः।

कीर्तिवितानार्थमित्यर्थः।

एवं परमैश्वर्येण वर्तमान एव कुलं संहर्तुमैच्छत्। तत्कस्य हेतोः। स्थितः कृत्ये भूभारहरणे शेषो यस्य सः॥ १०॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – સમગ્ર સૌંદર્યના સમાવેશવાળું શ્રીઅંગ ધારણ કરતા, પૃથ્વી પર પરમ મંગળ કર્મનું આચરણ કરતા, (દ્વારકા) ધામમાં (રહીને) ક્રીડા કરતા, અનેક ફળ પ્રદાન કરનારી (ઉદાર) કીર્તિવાળા અને ભૂમિનો ભાર હરવારૂપ કર્મ જેમનું બાકી રહ્યું છે તેવા પૂર્ણકામે (ભગવાન શ્રીકૃષ્ણે) કુળનો સંહાર કરવાની ઈચ્છા કરી. ॥ ૧૦ ॥

સમગ્ર સુંદર વસ્તુઓનો **'संनिवेशः'** વિશિષ્ટ સમાવેશ છે જેમાં તેવું શ્રીઅંગ ધારણ કરતા— અતિશય સૌંદર્ય હોવાને કારણે ભગવાન શું વિષયભોગમાં રત હતા? (તે માટે ઉત્તર આપે છેઃ) ના, **'सुमंगलम्'** તેઓ પરમ મંગળ કર્મનું આચરણ કરતા હતા. તો શું તે કોઈ કામનાથી (કર્મ કરતા હતા)? (તે માટે કહે છેઃ) ના, જેમને સર્વ કામનાઓ પ્રાપ્ત જ છે તેવા ભગવાન પૂર્ણકામ છે. તો પછી તે શા માટે કર્મ કરે છે? **'धाम'** દ્વારકા નામના ધામમાં, ઘરમાં રહીને ક્રીડા કરતા ભગવાન, ઘરમાં રમમાણ– રત રહેનાર, (ભગવાન) ઘરમાં મનુષ્યોને કર્મ કેવી રીતે કરવું તે શીખવવા માટે (કર્મ આચરે છે), એમ અર્થ છે.

શંકા કરવામાં આવી છે કે જેમને સમસ્ત કામનાઓ પ્રાપ્ત છે તેવા ભગવાનને ઘરમાં ક્રીડા કરવાની ઈચ્છાથી અથવા કર્મો કરવાથી શું પ્રયોજન છે? તે માટે ઉત્તર આપે છે– **'उदारकीर्तिः'** જેમની કીર્તિ અનેક ફળ પ્રદાન કરનારી છે તેવા તે ભગવાન છે.

પોતાની કીર્તિનો વિસ્તાર કરવા માટે ભગવાન કર્મ કરે છે, એમ અર્થ છે.

આમ, પરમ ઐશ્વર્યથી રહેનાર ભગવાને જ કુળનો સંહાર કરવા માટે ઈચ્છ્યું, તે શા કારણે? (**'स्थितकृत्यशेषः'**) ભૂમિનો ભાર હરી લેવાના કર્મમાં જેમનું કર્મ બાકી રહી ગયું છે તેવા તે ભગવાન ॥ ૧૦ ॥

ईश्वरेच्छयोत्थितं ब्रह्मशापनिमित्तं वक्तुमाह—**कर्माणीति**।

**कर्माणि पुण्यनिवहानि सुमंगलानि**
**गायज्जगत्कलिमलापहराणि कृत्वा।**
**कालात्मना निवसता यदुदेवगेहे**
**पिण्डारकं समगमन् मुनयो निसृष्टाः॥ ११**
**विश्वामित्रोऽसितः कण्वो दुर्वासा भृगुरंगिराः।**
**कश्यपो वामदेवोऽत्रिर्वसिष्ठो नारदादयः॥ १२**

कर्मार्थमाहूताः कर्माणि कृत्वा विसृष्टा मुनयः पिण्डारकं समगमन्नित्यन्वयः।

निसृष्टाः प्रस्थापिताः। पूर्वोक्तामुदार-कीर्तितां विवृण्वन्कर्माणि विशिनष्टि—पुण्यनिवहानीत्यादित्रिभिः पदैः। कानिचिदश्वमेधादिकर्माणि पुण्यमेव जनयन्ति। पुत्रोपलालनादीनि तु तत्काले सुखमेव कुर्वन्ति। प्रायश्चित्तादीनि तु पापमेव हरन्ति। एतानि तु सर्वतोमुखानीत्याह—पुण्यनिवहानि। कीर्तनादिना पुण्यानि निवहन्ति प्रापयन्तीति। तथा सुमङ्गलान्यतिसुखात्मकानि। गायतो जगतः कलिमलापहराणि कृत्वा। मुनिप्रस्थापने हेतुः—कालात्मना संहारकरूपेण यदुदेवगेहे वसुदेवगृहे निवसता स्वकुलं संजिहीर्षतेत्यर्थः। पिंडारकं ततो नातिदूरं तीर्थविशेषम्॥ ११॥ १२॥

ઈશ્વરની ઈચ્છાથી ઊઠેલા બ્રાહ્મણશાપનું કારણ જણાવવા માટે કહે છે– '**कर्माणि इति।**'

ગાન કરનાર લોકોની કળિયુગની મલિનતા હરનારાં પુણ્યપ્રદ અતિમંગળમય કર્મો કરીને સંહાર કરનારા કાળસ્વરૂપે, વસુદેવજીના ગૃહે નિવાસ કરતા ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા (બોલાવવામાં આવેલા) અને પછી વળાવવામાં આવેલા વિશ્વામિત્ર, અસિત, કણ્વ, દુર્વાસા, ભૃગુ, અંગિરા, કશ્યપ, વામદેવ, અત્રિ, વસિષ્ઠ, નારદ વગેરે મુનિઓ પિંડારક તીર્થમાં ગયા. ॥ ૧૧ ॥ ૧૨ ॥

(યજ્ઞ-યાગાદિ) કર્મ નિમિત્તે બોલાવવામાં આવેલા અને પછી તે કર્મો કરીને વળાવાયેલા મુનિઓ પિંડારક તીર્થમાં ગયા, એમ અન્વય છે.

'**निसृष्टाः**' વળાવવામાં આવેલા મુનિઓ– પૂર્વોક્ત ઉદાર કીર્તિમત્તાનું વિવરણ કરતાં ભગવાનનાં કર્મોને ત્રણ પદો દ્વારા વિશેષણરૂપે કહે છે– '**पुण्यनिवहानि**' વગેરે. અશ્વમેધ યજ્ઞ વગેરે કેટલાંક કર્મો કેવળ પુણ્ય જ ઉત્પન્ન કરે છે. પુત્રને લાડ લડાવવા વગેરે કર્મો તો તાત્કાલિક જ સુખકર છે. પ્રાયશ્ચિત્ત વગેરે કર્મો માત્ર પાપને હરી લે છે, પરંતુ શ્રીકૃષ્ણનાં આ કર્મો તો સર્વ ફળો એક સાથે જ આપનારાં છે, એમ કહે છે– '**पुण्यनिवहानि**'. કીર્તન વગેરે કરવાથી (તે કર્મો) પુણ્ય '**निवहन्ति**' પ્રાપ્ત કરાવે છે તથા '**सुमंगलानि**' અતિ સુખસ્વરૂપ છે. ગાન કરનાર લોકોની કળિયુગની મલિનતા હરનારાં કૃત્યો કરીને– મુનિઓને બોલાવવાનું કારણ– '**काल-आत्मना**' સંહારકરૂપે '**यदुदेवगेहे**' વસુદેવજીના ગૃહે નિવાસ કરતા તેમ જ પોતાના કુળનો સંહાર કરવાની ઈચ્છાવાળા શ્રીકૃષ્ણ દ્વારા (બોલાવવામાં આવેલા અને પછી વળાવવામાં આવેલા મુનિઓ,) એમ અર્થ છે. '**पिंडारकम्**' ત્યાંથી (દ્વારકાથી) નજીક આવેલા વિશિષ્ટ તીર્થમાં (ગયા). ॥ ૧૧ ॥ ૧૨ ॥

**क्रीडन्तस्तानुपव्रज्य कुमारा यदुनन्दनाः।**
**उपसंगृह्य पप्रच्छुरविनीता विनीतवत्॥ १३**

**ते वेषयित्वा स्त्रीवेषैः साम्बं जाम्बवतीसुतम्।**
**एषा पृच्छति वो विप्रा अन्तर्वत्न्यसितेक्षणा॥ १४**

**प्रष्टुं विलज्जती साक्षात् प्रब्रूतामोघदर्शनाः।**
**प्रसोष्यन्ती पुत्रकामा किंस्वित् संजनयिष्यति॥ १५**

ક્રીડા કરતા યદુવંશી કુમારો જામ્બવતીનંદન સામ્બને સ્ત્રીનો વેષ પહેરાવીને ઉદ્ધત હોવા છતાં વિનમ્ર હોય તેમ (તે મુનિઓની પાસે જઈને) તેમના ચરણ પકડીને પૂછવા લાગ્યાઃ 'હે વિપ્રો, આ ગર્ભવતી શ્યામલોચના પૂછે છે. હે અમોઘ જ્ઞાનવાળા ભૂદેવો, જેનો પ્રસવકાળ નજીક છે તેવી, પુત્રની ઈચ્છાવાળી (આ કન્યા) આપને સાક્ષાત્ પૂછતાં શરમાય છે (આથી અમારા દ્વારા પુછાવે છે), માટે આપ કહો કે તે કોને જન્મ આપશે? (પુત્રને કે પુત્રીને?) ॥ ૧૩ ॥ ૧૪ ॥ ૧૫ ॥

उपसंगृह्य पादग्रहणं कृत्वा॥ १३॥

प्रश्नप्रकारमाह—ते वेषयित्वेति द्वयेन।

हे अमोघदर्शना विप्राः। एषा अन्तर्वत्नी गर्भिणी॥ १४॥ वो युष्मान् साक्षात्प्रष्टुं विलज्जती लज्जमानाऽस्मन्मुखेन पृच्छति। प्रसोष्यन्ती आसन्नप्रसवा। किंस्वित्संजनयिष्यति कन्यां वा पुत्रं वा तत्प्रब्रूत॥ १५॥

**'उपसंगृह्य'** ચરણસ્પર્શ કરીને ॥ ૧૩ ॥

પ્રશ્નનો પ્રકાર બે શ્લોકથી જણાવે છે— **'ते वेषयित्वा इति।'**

હે અબાધિત જ્ઞાનવાળા (સર્વજ્ઞ) બ્રાહ્મણો, આ **'अन्तर्वत्नी'** ગર્ભવતી ॥ ૧૪ ॥ **'वः'** આપને પ્રત્યક્ષ પૂછતાં **'विलज्जती'** શરમાતી હોઈ અમારા દ્વારા પૂછે છે. **'प्रसोष्यन्ती'** જેનો પ્રસવકાળ નજીક છે તેવી તે– કોને જન્મ આપવાની છે, કન્યાને કે પુત્રને, તે કહો. ॥ ૧૫ ॥

**एवं प्रलब्धा मुनयस्तानूचुः कुपिता नृप।**
**जनयिष्यति वो मन्दा मुसलं कुलनाशनम्॥ १६**

હે રાજા (પરીક્ષિત), આ પ્રમાણે જેમનો ઉપહાસ કરવામાં આવ્યો તે કુપિત થયેલા મુનિઓએ કહ્યું: 'અરે મૂર્ખાઓ! તમારા કુળનો નાશ કરનાર મુસળને (આ સ્ત્રી) જન્મ આપશે!' ॥ ૧૬ ॥

प्रलब्धा वञ्चिताः॥ १६॥

**'प्रलब्धाः'** વંચના કરાયેલા, ઉપહાસ કરાયેલા ॥ ૧૬ ॥

**तच्छ्रुत्वा तेऽतिसन्त्रस्ता विमुच्य सहसोदरम्।**
**साम्बस्य ददृशुस्तस्मिन् मुसलं खल्वयस्मयम्॥ १७**

તે સાંભળીને અત્યંત ભય પામેલા તે યાદવકુમારોએ તરત જ સાંબનું પેટ છોડીને તેમાં લોઢાનું મુસળ જોયું. ॥ ૧૭ ॥

तस्मिन्नुदरे। अयस्मयं लोहमयम्॥ १७॥

તે પેટમાં **'अयस्मयम्'** લોઢાનું (મુસળ)॥૧૭॥

**किं कृतं मन्दभाग्यैर्नः किं वदिष्यन्ति नो जनाः।**
**इति विह्वलिता गेहानादाय मुसलं ययुः॥ १८**

'દુર્ભાગી એવા આપણા દ્વારા શું કરવામાં આવ્યું? લોકો આપણને શું કહેશે?' એમ ગભરાઈ ગયેલા તેઓ મુસળ લઈને ઘેર ગયા. ॥ ૧૮ ॥

मन्दभाग्यैर्नोऽस्माभिः किमेतत्कृतम्। नोऽस्मान् किं वदिष्यतीति विह्वलिताः सन्तो मुसलमादाय गेहान् ययुः॥ १८॥

'દુર્ભાગી એવા આપણા દ્વારા આ શું કરવામાં આવ્યું? (લોક) **'नः'** આપણને શું કહેશે?' એમ ગભરાઈ ગયેલા તેઓ મુસળ લઈને ઘેર ગયા. ॥ ૧૮ ॥

**तच्चोपनीय सदसि परिम्लानमुखश्रियः।**
**राज्ञ आवेदयांचक्रुः सर्वयादवसन्निधौ॥ १९**

તે (મુસળ)ને સભામાં લઈ જઈને કરમાયેલી મુખકાંતિવાળા તે યાદવકુમારોએ સર્વ યાદવો સમક્ષ રાજા ઉગ્રસેનને (આ ઘટના વિષે) જણાવ્યું. ॥ ૧૯ ॥

राज्ञे उग्रसेनाय, न तु श्रीकृष्णाय॥ १९॥

રાજા ઉગ્રસેનને જણાવ્યું, નહીં કે શ્રીકૃષ્ણ ભગવાનને ॥ ૧૯ ॥

**श्रुत्वाऽमोघं विप्रशापं दृष्ट्वा च मुसलं नृप।**
**विस्मिता भयसन्त्रस्ता बभूवुर्द्वारकौकसः॥ २०**
॥ २०॥

હે રાજા (પરીક્ષિત), કદી નિષ્ફળ ન થનારો વિપ્રશાપ સાંભળીને અને મુસળ જોઈને આશ્ચર્ય પામેલા દ્વારકાવાસીઓ ભયથી ત્રાસી ઊઠ્યા. ॥ ૨૦ ॥૨૦ ॥

**तच्चूर्णयित्वा मुसलं यदुराजः स आहुकः।**
**समुद्रसलिले प्रास्यल्लोहं चास्यावशेषितम्॥ २१**

યાદવરાજ તે ઉગ્રસેને મુસળનો ચૂરો કરાવીને તે ભૂકો તેમ જ આના બાકી રહેલા લોખંડના ટુકડાને સમુદ્રના જળમાં ફેંકી દીધો. ॥૨૧॥

आहुकः उग्रसेनः।सोऽपि श्रीकृष्णमपृष्ट्वैव प्रास्यत्प्रक्षिप्तवान्। अस्य मुसलस्य चूर्णीक्रियमाणस्यावशेषितं लोहं च प्रास्यत्॥ २१॥

**'आहुकः'** ઉગ્રસેને– તેમણે પણ શ્રીકૃષ્ણને પૂછ્યા વિના જ **'प्रास्यत्'** ફેંકી દીધો. આ મુસળનું ચૂર્ણ કરતાં બાકી વધેલા લોખંડ(ના ટુકડા)ને પણ ફેંકી દીધો. ॥ ૨૧ ॥

**कश्चिन्मत्स्योऽग्रसील्लोहं चूर्णानि तरलैस्ततः।**
**उह्यमानानि वेलायां लग्नान्यासन् किलैरकाः॥ २२**

ત્યાં (સમુદ્રમાં) લોખંડના ટુકડાને કોઈક માછલું ગળી ગયું અને (સમુદ્રના) તરંગો દ્વારા ઘસડાયેલું, કિનારે આવેલું ચૂર્ણ એરકા ઘાસરૂપે બન્યું. ॥ ૨૨ ॥

तरलैस्तरङ्गैः॥ २२॥

**'तरलैः'** તરંગો દ્વારા ॥ ૨૨ ॥

**मत्स्यो गृहीतो मत्स्यघ्नैर्जालेनान्यैः सहार्णवे।**
**तस्योदरगतं लोहं स शल्ये लुब्धकोऽकरोत्॥ २३**

સમુદ્રમાં માછીમારો દ્વારા બીજાં માછલાંઓ સાથે તે માછલું પણ જાળમાં પકડાયું. (તે કોઈ પારધીના હાથમાં આવ્યું ત્યારે તે માછલાનું પેટ ચીરતાં) તેના પેટમાં રહેલા લોખંડનું તે પારધીએ બાણનું ફળું બનાવ્યું. ॥ ૨૩ ॥

अन्यैर्मत्स्यैः सह शल्ये शराग्रे॥ २३॥

બીજાં માછલાંઓની સાથે– **'શલ્યે'** બાણની આગળનું ફળું ॥ ૨૩ ॥

**भगवान् ज्ञातसर्वार्थ ईश्वरोऽपि तदन्यथा।**
**कर्तुं नैच्छद् विप्रशापं कालरूप्यन्वमोदत॥ २४**

(જણાવવામાં ન આવ્યું હોવા છતાં) સર્વ વસ્તુસ્થિતિ જાણનાર કાળસ્વરૂપ ભગવાને, વિપ્રશાપને વ્યર્થ કરવા સમર્થ હોવા છતાં તેમ કરવા ઇચ્છ્યું નહીં, પણ અનુમોદન આપ્યું. ॥ ૨૪ ॥

ज्ञाताः सर्वेऽर्था येन स ईश्वरोऽपि समर्थोऽपि सन्नन्यथाकर्तुं नैच्छत्, किंत्वन्वमोदत। यतः कालरूपी॥ २४॥

જેમણે સર્વ વસ્તુસ્થિતિ જાણી છે તે **'ईश्वरः अपि'** સમર્થ હોવા છતાં, તેમણે વિપ્રશાપને વ્યર્થ કરવા ઇચ્છ્યું નહીં, પણ અનુમોદન આપ્યું, કારણ કે તે કાળસ્વરૂપ છે. ॥ ૨૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे विप्रशापो नाम प्रथमोऽध्यायः॥ १॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां प्रथमोऽध्यायः॥ १॥

*****

# अथ द्वितीयोऽध्यायः

## વસુદેવજીને નારદજી દ્વારા ભાગવતધર્મનો ઉપદેશ

द्वितीये निमिजायन्तसंवादेनाह नारदः।
धर्मान्भागवतान्भक्त्या वसुदेवाय पृच्छते॥ १

(રાજા જનકના વંશજ) નિમિરાજા અને જયંતીના પુત્રો (નવ યોગેશ્વરો)ના સંવાદરૂપે નારદજી ભક્તિપૂર્વક પૂછતા વસુદેવજીને ભાગવતધર્મોનો ઉપદેશ કરે છે. ॥ ૧ ॥

अभीक्ष्णं प्रस्थापितोऽपि पुनःपुनरवात्सीदित्यर्थः। ननु नारदस्य दक्षादिशापान्नैकत्रवासः संभवतीत्याशङ्क्याह—**गोविन्दभुजगुप्तायामिति।**

(ભગવાન દ્વારા નારદજી) વારંવાર (દ્વારકાથી બીજા સ્થળોએ) વિદાય કરાતા હતા, છતાં પણ નારદજી ફરી પાછા દ્વારકા આવીને રહેતા હતા, એમ અર્થ છે. નારદજીને દક્ષનો શાપ હોવાથી તેમનો એક જ સ્થાને નિવાસ હોઈ શકે નહીં, એવી શંકા કરીને ઉત્તર આપે છે— **'गोविन्दभुजगुप्तायाम् इति।'**

**श्रीशुक उवाच**

**गोविन्दभुजगुप्तायां द्वारवत्यां कुरूद्वह।**
**अवात्सीन्नारदोऽभीक्ष्णं कृष्णोपासनलालसः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે કુરુવંશી (પરીક્ષિત), શ્રીગોવિંદની ભુજાઓથી રક્ષાયેલી દ્વારકામાં શ્રીકૃષ્ણની ઉપાસના કરવાની લાલસાવાળા નારદજી વારંવાર નિવાસ કરતા હતા. ॥ ૧ ॥

न तस्यां शापादेः प्रभाव इत्यर्थः। कृष्णोपासने लालसा औत्कण्ठ्यं यस्य सः॥ १॥

શ્રીગોવિંદની ભુજાઓથી રક્ષાયેલી દ્વારકાપુરીમાં શાપ વગેરેનો પ્રભાવ રહેતો નથી, એમ અર્થ છે. શ્રીકૃષ્ણની ઉપાસના કરવાની **'लालसा'** ઉત્કંઠા છે જેમને તે નારદજી ॥ ૧ ॥

यद्भजने मुक्तानामपीदृशमौत्सुक्यं तं को नाम न भजेदित्याह—**को न्विति**।

જેમનું ભજન કરવા માટે (નારદજી જેવા) મુક્તજનોને પણ આવી ઉત્સુકતા હોય તે શ્રીમુકુંદને વળી કોણ ન ભજે? એમ કહે છે— **'को नु इति।'**

**को नु राजन्निन्द्रियवान् मुकुन्दचरणाम्बुजम्।**
**न भजेत् सर्वतोमृत्युरुपास्यममरोत्तमैः॥ २**

(બ્રહ્માજી વગેરે) શ્રેષ્ઠ દેવો દ્વારા સેવા કરવા યોગ્ય એવા શ્રીમુકુંદના ચરણકમળને, હે રાજા, સર્વ તરફથી મૃત્યુથી ઘેરાયેલો કયો ઈન્દ્રિયવાન (મનુષ્ય) ન સેવે? ॥ ૨ ॥

इन्द्रियवानिति। इन्द्रियवत्त्वमात्रमेव यत्राधिकारिविशेषणमित्यर्थः। सर्वतः सर्वेष्वपि लोकेषु मृत्युर्यस्य सः॥ २॥

**'इन्द्रियवान् इति।'** ઈન્દ્રિયવાળા હોવું એટલું માત્ર અધિકારીનું વિશેષણ છે, (ઈન્દ્રિયવાળા સર્વ જનોનો ભગવદ્ભજનમાં અધિકાર છે,) એમ અર્થ છે. (ઈન્દ્રિયો વિનાનો મનુષ્ય ભગવાનનું સૌંદર્ય, સૌરભ્ય, સૌકુમાર્ય વગેરે માણી શકે નહીં, પણ ઈન્દ્રિયવાળા જે મનુષ્યો ઈન્દ્રિયોનો સંસારમાં વ્યવહાર કરે છે તેમાંનો કોણ એવો હોય કે જે શ્રીમુકુંદના ચરણારવિંદને ન ભજે?) **'सर्वतः'** સર્વ તરફથી, સર્વ લોકમાં પણ જેનું મૃત્યુ (અવશ્યંભાવી) છે તેવો તે ઈન્દ્રિયવાન ॥ ૨ ॥

**तमेकदा तु देवर्षिं वसुदेवो गृहागतम्।**
**अर्चितं सुखमासीनमभिवाद्येदमब्रवीत्॥ ३**

એક દિવસ તો પોતાના ગૃહે પધારેલા, સત્કાર પામીને સુખથી બેઠેલા તે દેવર્ષિ નારદજીને વસુદેવજીએ વંદન કરીને આ પ્રમાણે કહ્યું. ॥ ૩ ॥ ૩ ॥

वसुदेव उवाच

**भगवन् भवतो यात्रा स्वस्तये सर्वदेहिनाम्।**
**कृपणानां यथा पित्रोरुत्तमश्लोकवर्त्मनाम्॥ ४**

**વસુદેવજી બોલ્યા** – હે ભગવાન, જેમ માતા-પિતાનું આગમન (સંતાનોના) કલ્યાણ માટે હોય છે તથા જેમ ઉત્તમ કીર્તિવાળા શ્રીહરિના માર્ગે જનારા ભક્તોનું આગમન દીનજનોના કલ્યાણ માટે હોય છે, તેમ આપનું આગમન સર્વ દેહધારીઓના કલ્યાણ માટે હોય છે. ॥ ૪ ॥

यथा पित्रोर्यात्रा आगमनमपत्यानां स्वस्तये मङ्गलाय। यथा चोत्तमश्लोकस्य वर्त्मभूतानां महतां यात्रा कृपणानां स्वस्तये तथा भगवद्रूपस्य भवतो यात्रा सर्वदेहिनां स्वस्तय इति॥ ४॥

જેમ માતા-પિતાનું **'यात्रा'** આગમન સંતાનોના **'स्वस्तये'** મંગળ માટે હોય છે તથા જેમ ઉત્તમ કીર્તિવાળા શ્રીહરિના માર્ગે જનારા મહાન પુરુષોનું આગમન (ગૃહવ્યાપારમાં આસક્ત એવા) દીનજનોના કલ્યાણ માટે હોય છે, તેમ ભગવદ્રૂપ એવા આપનું આગમન સર્વ દેહધારીઓના કલ્યાણ માટે હોય છે. ॥ ૪ ॥

देवैरपि महतामुपमानमनुचितमित्याह—**भूतानामिति**।

દેવો સાથે પણ સંતજનોની તુલના કરવી ઉચિત નથી, એમ કહે છે— **'भूतानाम् इति।'**

**भूतानां देवचरितं दुःखाय च सुखाय च।**
**सुखायैव हि साधूनां त्वादृशामच्युतात्मनाम्॥ ५**

દેવોનું ચરિત્ર પ્રાણીઓને સુખ કે દુઃખના કારણરૂપ હોઈ શકે, પરંતુ શ્રીઅચ્યુતમાં મનવાળા આપના જેવા સાધુપુરુષોનું ચરિત્ર તો સર્વને સુખ આપનારું જ છે. ॥ ૫ ॥

देवानां चरितमतिवृष्ट्यादिना भूतानां दुःखायापि भवति। त्वादृशां त्वया सदृशानाम्। अच्युते आत्मा येषां तेषाम्॥ ५॥

અતિવૃષ્ટિ વગેરે થવાથી દેવોનાં ચરિત્ર પ્રાણીઓને દુઃખના કારણરૂપ પણ થઈ શકે છે. **'त्वादृशाम्'** આપના જેવાઓનું– શ્રીઅચ્યુતમાં જ મન છે જેમનું તેમનું ॥ ૫ ॥

किंच सुखं कुर्वन्तोऽपि देवा भजनानुसारेण कुर्वन्ति, न तथा साधव इत्याह—**भजन्तीति**।

વળી, સુખ આપનારા દેવો પણ ભજન અનુસાર જ સુખ આપે છે, પણ સત્પુરુષો તેવા હોતા નથી, એમ કહે છે— **'भजन्ति इति।'**

**भजन्ति ये यथा देवान् देवा अपि तथैव तान्।**
**छायेव कर्मसचिवाः साधवो दीनवत्सलाः॥ ६**

જે મનુષ્યો જે પ્રકારે દેવોને ભજે છે, કર્માધીન દેવો પણ તેમને તે જ પ્રકારે ભજે છે. (મનુષ્ય જેવી ચેષ્ટા કરે તેવી ચેષ્ટા કરનાર) પડછાયાની જેમ (ઓછાવત્તા) કર્માનુસાર દેવો (કર્મ કરનારને ફળ આપે છે). (પરંતુ) સાધુ પુરુષો દીનવત્સલ હોય છે. (નિરપેક્ષ એવા સાધુજનો દોષો તરફ ન જોતાં સર્વને સુખ આપે છે.) ॥ ૬ ॥

छायेव यथा पुरुषो यावत्करोति तावदेव तस्य छायापि तथा। कर्मसचिवाः कर्मसहायाः॥ ६॥

**'छाया इव'** મનુષ્ય જેમ કરે છે તેટલું જ તેનો પડછાયો પણ કરે છે તેમ— જેટલું **'कर्मसचिवाः'** કર્માધીન દેવો (કર્માનુસાર ફળ આપે છે). ॥ ૬ ॥

**ब्रह्मंस्तथापि पृच्छामो धर्मान् भागवतांस्तव।**
**यान् श्रुत्वा श्रद्धया मर्त्यो मुच्यते सर्वतोभयात्॥ ७**

હે બ્રહ્મસ્વરૂપ, (આપના આગમનથી જ અમે કૃતાર્થ થયા છીએ,) તેમ છતાં અમે ભગવાનને પ્રસન્ન કરનારા ધર્મો વિષે આપને પૂછીએ છીએ, કે જેમનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરીને (મરણશીલ) મનુષ્ય (જન્મ-મરણાદિ) સર્વ પ્રકારના ભયથી છૂટી જાય છે. ॥ ૭ ॥

तदेवं यद्यपि भवत आगमनमात्रेणैव वयं कृतार्थास्तथापि पृच्छामः। तवेति, तव यैर्धर्मैः प्रसन्नो भगवांस्तानित्यर्थः॥ ७॥

આમ, તો જો કે અમે આપના આગમનથી જ કૃતાર્થ થયા છીએ, તેમ છતાં પૂછીએ છીએ. જે ધર્મોથી ભગવાન પ્રસન્ન થાય તે ધર્મો અમે **'तव'** (**त्वाम्-अन्वि.**) આપને (પૂછીએ છીએ), એમ અર્થ છે. ॥ ૭ ॥

ननु त्वत्तोऽपि किमन्यो भगवत्प्रसाद-पात्रमस्ति, तत्राह—**अहं किलेति**।

શંકા કરવામાં આવી છે કે (હે વસુદેવજી,) આપનાથી પણ ભગવાનનો વધુ કૃપાપાત્ર બીજો કોણ હોય? તે માટે કહે છે— **'अहं किल इति।'**

**अहं किल पुरानन्तं प्रजार्थो भुवि मुक्तिदम्।**
**अपूजयं न मोक्षाय मोहितो देवमायया॥ ८**

પૂર્વ જન્મમાં દેવની માયાથી મોહિત થયેલો હું અનંત ભગવાનને પૃથ્વી પર પ્રજા માટે જ ભજતો હતો, પણ મોક્ષ માટે (મેં ભગવાનને ભજ્યા) નહીં! ॥ ૮ ॥

भुवि प्रजार्थोऽपूजयं पुत्रलाभप्रयोजनः सन् पूजितवान्। किलेति सूतीगृहे भगवदुक्तमनुस्मरति॥ ८॥

**'प्रजार्थः'** પૃથ્વી ઉપર હું ભગવાનને પુત્રપ્રાપ્તિના પ્રયોજનવાળો હોઈ ભજતો હતો. **'किल इति'** આમ કહીને જન્મસ્થાનમાં ભગવાન દ્વારા કહેવાયેલું યાદ કરે છે.

(**'व्रियतां वर इत्युक्ते मादृशो वां वृतः सुतः॥'** શ્રીમદ્ ભા.૧૦/૩/૩૮ 'વરદાન માગો.' એમ કહેવામાં આવ્યું ત્યારે તમે બંનેએ મારા જેવો પુત્ર માગ્યો હતો.) ॥ ૮ ॥

**यथा विचित्रव्यसनाद् भवद्भिर्विश्वतोभयात्।**
**मुच्येमह्यञ्जसैवाद्धा तथा नः शाधि सुव्रत॥ ९**

(જનોદ્ધારવિષયક વ્રતરૂપ સંકલ્પ છે જેમનો તેવા) હે સુવ્રત, સર્વ તરફથી ભયવાળા અને જાતજાતનાં દુઃખોવાળા (સંસાર)થી અમે આપના દ્વારા જે રીતે અનાયાસે છૂટીએ, તે રીતે આપ અમને સાક્ષાત્ ઉપદેશ આપો. ॥ ૯ ॥

अतो यथा मुच्येमहि तथा नोऽस्मान् शाधि शिक्षय। विचित्राणि व्यसनानि यस्मिन्संसारे तस्मात्संसारात्। तथा विश्वतः सर्वतो भयं यस्मिंस्तस्मात्। भवद्भिर्हेतुभूतैः। अञ्जसा–ऽनायासेन। अद्धा साक्षात्॥ ९॥

આથી અમે જે રીતે છૂટીએ તે રીતે અમને **'शाधि'** ઉપદેશ આપો. અનેક જાતનાં દુઃખો છે જે સંસારમાં, તે સંસારથી તથા **'विश्वतः'** સર્વ તરફથી ભય છે જેમાં તે (સંસાર)થી– આપના કારણે– **'अञ्जसा'** અનાયાસે **'अद्धा'** સાક્ષાત્॥ ૯ ॥

श्रीशुक उवाच

**राजन्नेवं कृतप्रश्नो वसुदेवेन धीमता।**
**प्रीतस्तमाह देवर्षिर्हरेः संस्मारितो गुणैः॥ १०**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા, બુદ્ધિમાન વસુદેવજી દ્વારા જેમને આ પ્રમાણે પ્રશ્ન કરવામાં આવ્યો તે દેવર્ષિ નારદજી, શ્રીહરિના ગુણો (હૃદયમાં પ્રકટ થવા)થી શ્રીહરિનું સ્મરણ થવાથી પ્રસન્ન થઈ તેમને કહેવા લાગ્યા. ॥ ૧૦ ॥

हरेर्गुणैर्वर्णनीयत्वेन प्रस्तुतैर्हरिः संस्मारित इत्यर्थः॥ १०॥

શ્રીહરિના ગુણો વર્ણન કરવા યોગ્ય હોવાથી હૃદયમાં પ્રકટ થવાથી શ્રીહરિ જેમના સ્મરણના વિષયરૂપ બન્યા, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

प्रीतिमाविष्करोति—**सम्यगिति त्रिभिः**।

(શ્રીહરિ પ્રત્યે પોતાનો) પ્રેમ ત્રણ શ્લોકોથી પ્રકટ કરે છે– **'सम्यक् इति।'**

नारद उवाच

**सम्यगेतद् व्यवसितं भवता सात्वतर्षभ।**
**यत् पृच्छसे भागवतान् धर्मांस्त्वं विश्वभावनान्॥ ११**

**નારદજી બોલ્યા** – હે ભક્તશિરોમણિ (વસુદેવજી), આપના દ્વારા આ ઘણો સુંદર નિર્ણય કરવામાં આવ્યો છે, કારણ કે તમે સર્વને પવિત્ર કરનારા ભાગવતધર્મ સંબંધી પૂછો છો. ॥ ૧૧ ॥

पृच्छसे पृच्छसि। विश्वभावनान् सर्वशोधकान्॥ ११॥

**'पृच्छसे'** (**प्रच्छ्** ધાતુ પરસ્મૈપદી હોવાથી) **पृच्छसि** (રૂપ થાય.)– **'विश्वभावनान्'** સર્વને પવિત્ર કરનારા ધર્મોને ॥ ૧૧ ॥

**श्रुतोऽनुपठितो ध्यात आदृतो वानुमोदितः।**
**सद्यः पुनाति सद्धर्मो देव विश्वद्रुहोऽपि हि॥ १२**

હે વસુદેવજી, શ્રવણ કરવામાં આવેલો, (શ્રવણ કર્યા) પછી પઠન કરવામાં આવેલો, ધ્યાન કરવામાં આવેલો, આદર કે અનુમોદન કરવામાં આવેલો ભાગવતધર્મ સર્વનો દ્રોહ કરનારાઓને પણ તત્કાળ પવિત્ર કરે છે. ॥ ૧૨ ॥

आदृत आस्तिक्येन गृहीतः। अनुमोदितः परैः क्रियमाणः संस्तुतः। सद्धर्मो भागवतो धर्मः। देव हे वसुदेवेत्यर्थः। यद्वा देवेभ्यो विश्वस्मै च द्रुह्यन्ति ये तानपि॥ १२॥

**'आदृतः'** આસ્તિકબુદ્ધિથી સ્વીકાર કરવામાં આવેલો– **'अनुमोदितः'** અન્ય જનો દ્વારા કરાતો (ભાગવતધર્મ) – પ્રશંસા કરવામાં આવેલો– **'सत्–धर्मः'** ભાગવતધર્મ– **'देव'** હે વસુદેવ, એમ અર્થ છે. અથવા દેવોનો તથા સર્વનો જેઓ દ્રોહ કરે છે તેમને પણ (તત્કાળ પવિત્ર કરે છે). ॥ ૧૨ ॥

किञ्च त्वया महानुपकारः कृत इत्याह—**त्वयेति**।

**त्वया परमकल्याणः पुण्यश्रवणकीर्तनः।**
**स्मारितो भगवानद्य देवो नारायणो मम॥ १३**

पुण्ये श्रवणकीर्तने यस्य सः॥ १३॥

**अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम्।**
**आर्षभाणां च संवादं विदेहस्य महात्मनः॥ १४**

अत्रापि भगवद्धर्मनिर्णयेऽपि। विदेहस्य जनकस्य॥ १४॥

आर्षभाणामुत्पत्तिं सान्वयां विविच्य कथयति—**प्रियव्रत इति** सप्तभिः।
**प्रियव्रतो नाम सुतो मनोः स्वायम्भुवस्य यः।**
**तस्याग्नीध्रस्ततो नाभिर्ऋषभस्तत्सुतः स्मृतः॥ १५**
॥ १५॥

**तमाहुर्वासुदेवांशं मोक्षधर्मविवक्षया।**
**अवतीर्णं सुतशतं तस्यासीद् ब्रह्मपारगम्॥ १६**

मोक्षधर्मविवक्षया मोक्षधर्माणां प्रवर्तनेच्छया अवतीर्णं वासुदेवांशमाहुः। तस्य च वेदपारगं सुतशतमासीत्॥ १६॥

तेषामृषभसुतानां मध्ये नवयोगीश्वराणां चरितं वक्तुमितरेषां चरितं ततो विविच्याह—**तेषामिति**।

વળી, આપના દ્વારા મહાન ઉપકાર કરવામાં આવ્યો છે, એમ (નારદજી વસુદેવજીને) કહે છે— **'त्वया इति।'**

જેમનું શ્રવણ અને કીર્તન પુણ્ય પ્રાપ્ત કરાવનારું છે તેવા પરમ કલ્યાણસ્વરૂપ ભગવાન નારાયણનું આપના દ્વારા મને સ્મરણ કરાવવામાં આવ્યું છે. ॥ ૧૩ ॥

પુણ્ય પ્રાપ્ત કરાવનારું શ્રવણ અને કીર્તન છે જેમનું તે ॥ ૧૩ ॥

(વિદ્વાનો) અહીં (ભગવદ્ધર્મોનો નિર્ણય કરવામાં) પણ મહાત્મા જનકરાજાના (વંશજ નિમિરાજાના) અને ઋષભદેવના પુત્રોના સંવાદરૂપ પુરાતન ઈતિહાસને વર્ણવે છે. ॥ ૧૪ ॥

**'अत्र-अपि'** અહીં ભગવદ્ધર્મોનો નિર્ણય કરવામાં પણ– **'विदेहस्य'** જનકના (જનકવંશી નિમિરાજાના) ॥ ૧૪ ॥

ઋષભદેવના પુત્રોની ઉત્પત્તિને વંશસહિત જુદી પાડીને સાત શ્લોકોથી કહે છે— **'प्रियव्रतः इति।'**

સ્વાયંભુવ મનુ મહારાજના જે પ્રિયવ્રત નામના પુત્ર હતા, તેમના આગ્નીધ્ર થયા. તેમનાથી નાભિરાજા થયા. તે નાભિરાજાના પુત્ર ઋષભદેવ કહેવાય છે. ॥ ૧૫ ॥ ૧૫ ॥

મોક્ષધર્મોનું પ્રવર્તન કરવાની ઈચ્છાથી અવતરિત થયેલા તેમને (ઋષભદેવને) (વિદ્વાનો) વાસુદેવના અંશરૂપ કહે છે. તેમને વેદપારંગત સો પુત્રો હતા.॥૧૬॥

**'मोक्षधर्मविवक्षया'** મોક્ષધર્મોનું પ્રવર્તન કરવાની ઈચ્છાથી અવતરિત થયેલા ઋષભદેવને (વિદ્વાનો) વાસુદેવના અંશરૂપ કહે છે. તેમના સો પુત્રો વેદપારંગત હતા. ॥ ૧૬ ॥

તે ઋષભદેવના પુત્રોમાં નવ યોગીશ્વરોનું ચરિત્ર કહેવા માટે બીજા પુત્રોના ચરિત્રને તેમનાથી જુદું કરીને કહે છે— **'तेषाम् इति।'**

**तेषां वै भरतो ज्येष्ठो नारायणपरायणः।**
**विख्यातं वर्षमेतद् यन्नाम्ना भारतमद्भुतम्॥ १७**

एतदजनाभं नाम वर्षं यस्य नाम्ना भारतमित्यद्भुतं विख्यातमासीत्। एतेन तस्य धर्मातिरेको निरूपितः॥ १७॥

**स भुक्तभोगां त्यक्त्वेमां निर्गतस्तपसा हरिम्।**
**उपासीनस्तत्पदवीं लेभे वै जन्मभिस्त्रिभिः॥ १८**

इमां पृथ्वीम्। गृहान्निर्गतः। हरिमुपासीनः सेवमानः सन्॥ १८॥

**तेषां नव नवद्वीपपतयोऽस्य समन्ततः।**
**कर्मतन्त्रप्रणेतार एकाशीतिर्द्विजातयः॥ १९**

नव सुताः नवद्वीपपतयो नवानां ब्रह्मावर्तादिभूखण्डानां पतयः। अस्य भारतस्य वर्षस्य। एकाशीतिः सुताः कर्ममार्गप्रवर्तका ब्राह्मणा अभूवन्॥ १९॥

**नवाभवन् महाभागा मुनयो ह्यर्थशंसिनः।**
**श्रमणा वातरशना आत्मविद्याविशारदाः॥ २०**

**कविर्हरिरन्तरिक्षः प्रबुद्धः पिप्पलायनः।**
**आविर्होत्रोऽथ द्रुमिलश्चमसः करभाजनः॥ २१**

શ્રીનારાયણ જેમના પરમ આશ્રયરૂપ હતા તેવા ભરતજી તે (સો પુત્રો)માં જ્યેષ્ઠ હતા. (પૂર્વે 'અજનાભ' નામથી વિખ્યાત હોવા છતાં) આ દેશ તેમના નામ પરથી 'ભારત' ના નામે અદ્‌ભુત રીતે વિખ્યાત થયો. ॥ ૧૭ ॥

આ 'અજનાભ' નામનો દેશ જેમના નામ પરથી 'ભારત' નામે અદ્‌ભુત રીતે વિખ્યાત થયો. આ દ્વારા તેમની અતિશય ધર્મિષ્ઠતા જણાવવામાં આવી છે. ॥ ૧૭ ॥

તે ભરતજી ભોગવી લીધેલા ભોગોવાળી (પોતાને વશવર્તી એવી) આ ભૂમિનો ત્યાગ કરીને (વનમાં) ચાલ્યા ગયા હતા. (ત્યાં) તેમણે તપશ્ચર્યા કરીને શ્રીહરિની ઉપાસના કરી અને ત્રણ જન્મે શ્રીહરિના સાયુજ્યને પ્રાપ્ત થયા. ॥ ૧૮ ॥

**'इमाम्'** આ પૃથ્વીને (ભોગવીને) ઘરમાંથી ચાલ્યા ગયા હતા. શ્રીહરિને **'उपासीनः'** ઉપાસના કરતા હોઈ ॥ ૧૮ ॥

તેમના (ઋષભદેવના બાકીના નવ્વાણુ પુત્રોમાંથી) નવ પુત્રો આ સંપૂર્ણ ભરતખંડના (બ્રહ્માવર્ત વગેરે) નવ દ્વીપોના સ્વામી થયા. (બાકીના નેવુમાંથી) એક્યાશી પુત્રો કર્મમાર્ગના પ્રવર્તક બ્રાહ્મણો થયા. ॥ ૧૯ ॥

નવ પુત્રો નવ દ્વીપોના સ્વામી થયા. બ્રહ્માવર્ત વગેરે (કુશાવર્ત, ઈલાવર્ત, મલય, કેતુ, ભદ્રસેન, ઈન્દ્રસ્પૃક્, વિદર્ભ, કીકટ, એમ) નવ દ્વીપોના સ્વામી– **'अस्य'** આ ભારતવર્ષના– એક્યાશી પુત્રો કર્મમાર્ગના પ્રવર્તક બ્રાહ્મણો થયા. ॥ ૧૯ ॥

(શેષ રહેલા પુત્રો) કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજન નામના મહાભાગ્યવાન (અનેક જન્મો પર્યંત અનુષ્ઠાન કરેલાં કર્મ, ભક્તિ અને યોગને કારણે અત્યંત પુણ્યવાન– બાલ.), પરમાર્થતત્ત્વનું નિરૂપણ કરનારા, આત્મજ્ઞાન માટે પરિશ્રમ કરનારા, વાયુરૂપી વસ્ત્રો ધારણ કરનારા અને આત્મવિદ્યામાં નિપુણ એવા નવ યોગેશ્વરો થયા.॥ ૨૦ ॥ ૨૧ ॥

अर्थशंसिनः परमार्थनिरूपकाः। श्रमणाः श्रमवन्तः, आत्माभ्यासे कृतश्रमा इत्यर्थः। वातरशना दिगम्बराः। आत्मविद्यायां विशारदा निष्णाताः॥ २०॥ २१॥

तेषां पारमहंस्यचरितमाह—**त एत इति** द्वाभ्याम्।

**त एते भगवद्रूपं विश्वं सदसदात्मकम्।**
**आत्मनोऽव्यतिरेकेण पश्यन्तो व्यचरन् महीम्॥ २२**

**अव्याहतेष्टगतयः सुरसिद्धसाध्य-**
**गन्धर्वयक्षनरकिन्नरनागलोकान्।**
**मुक्ताश्चरन्ति मुनिचारणभूतनाथ-**
**विद्याधरद्विजगवां भुवनानि कामम्॥ २३**

भगवद्रूपं विश्वं पश्यन्तः। सदसदात्मकं स्थूलसूक्ष्मरूपम्। तच्च स्वाव्यतिरेकेण पश्यन्तः ॥ २२॥

अव्याहता अप्रतिहता इष्टाऽभिप्रेता गतिर्येषां ते। मुक्ता अनासक्ताः॥ २३॥

**त एकदा निमेः सत्रमुपजग्मुर्यदृच्छया।**
**वितायमानमृषिभिरजनाभे महात्मनः॥ २४**

महात्मनो निमेः। वितायमानमनुष्ठीयमानम्। अजनाभे भारतवर्षे॥ २४॥

‘**अर्थशंसिनः**’ પરમાર્થતત્ત્વનું નિરૂપણ કરનારા, ‘**श्रमणाः**’ આત્મવિદ્યાભ્યાસમાં શ્રમ કરનારા, એમ અર્થ છે. ‘**वातरशनाः**’ દિશાઓરૂપ વસ્ત્રો ધારણ કરનારા, આત્મવિદ્યામાં ‘**विशारदाः**’ નિષ્ણાત ॥ ૨૦ ॥ ૨૧ ॥

તેમની પરમહંસોના સંપૂર્ણ લક્ષણોવાળી સિદ્ધ અવસ્થાના ચરિત્રનું બે શ્લોકોથી નિરૂપણ કરે છે— ‘**ते एते इति।**’

સ્થૂળ અને સૂક્ષ્મ જગતને ભગવત્સ્વરૂપ જોતા અને ભગવત્સ્વરૂપને પોતાનાથી અભિન્નરૂપે જોતા પૃથ્વી પર વિચરણ કરતા, ॥ ૨૨ ॥

અટકાવી ન શકાય તેવી ગતિવાળા અને ઈચ્છા પ્રમાણે ગતિ કરનારા તે આ (મુક્ત યોગેશ્વરો) દેવલોક, સિદ્ધલોક, સાધ્યલોક, ગંધર્વલોક, યક્ષલોક, મનુષ્યલોક, કિન્નરલોક, નાગલોક, મુનિલોક, ચારણલોક, ભૂતનાથલોક, વિદ્યાધરલોક, દ્વિજલોક, ગોલોકમાં સ્વચ્છન્દ (અનાસક્ત થઈને) વિચરણ કરતા હતા. ॥ ૨૩ ॥

જગતને ભગવત્સ્વરૂપ જોતા— ‘**सत्-असत्-आत्मकम्**’ સ્થૂળ અને સૂક્ષ્મરૂપ જગતને પોતાનાથી અભિન્નરૂપે જોતા ॥ ૨૨ ॥

‘**अव्याहता**’ અટકાવી ન શકાય તેવી ‘**इष्टा**’ ઈચ્છા પ્રમાણે ગતિ છે જેમની તેઓ, ‘**मुक्ताः**’ અનાસક્ત (ઋષિઓ)॥ ૨૩॥

એક સમયે તેઓ દૈવયોગે અજનાભ ખંડમાં ઋષિઓ વડે અનુષ્ઠાન કરવામાં આવેલા, મહાત્મા નિમિના સત્રમાં પધાર્યા. ॥ ૨૪ ॥

મહાત્મા નિમિના ‘**वितायमानम्**’ અનુષ્ઠાન કરવામાં આવેલા (સત્રમાં)— ‘**अजनाभे**’ અજનાભ—ભારત ખંડમાં ॥ ૨૪ ॥

**तान् दृष्ट्वा सूर्यसंकाशान् महाभागवतान् नृप।**
**यजमानोऽग्नयो विप्राः सर्व एवोपतस्थिरे॥ २५**

यजमानो निमिः। अग्नय आहवनीयादयः। विप्रा ऋत्विगादयः॥ २५॥

हे नृप (परीक्षित), सूर्य समान तेजस्वी એवा ते महान भगवद्भक्तोने जोईने यजमान निमि, अग्निओ अने सर्व ऋत्विजो (तेमनी सम्मुख स्वागत करवा माटे) ऊभा थई गया.॥२५॥

यजमान निमि, '**अग्नयः**' आहवनीय वगेरे मूर्तिमान अग्निओ, '**विप्राः**' ऋत्विजो वगेरे ॥ २५ ॥

**विदेहस्तानभिप्रेत्य नारायणपरायणान्।**
**प्रीतः सम्पूजयांचक्रे आसनस्थान् यथार्हतः॥ २६**

अभिप्रेत्य ज्ञात्वा॥ २६॥

तेमने (नव योगेश्वरोने) नारायणपरायण जाणीने प्रसन्न थयेला विदेहराज निमिए आसन उपर बेसाडीने सुंदर रीते यथोचित पूजन कर्युं. ॥ २६ ॥

'**अभिप्रेत्य**' जाणीने ॥ २६ ॥

**तान् रोचमानान् स्वरुचा ब्रह्मपुत्रोपमान् नव।**
**पप्रच्छ परमप्रीतः प्रश्रयावनतो नृपः॥ २७**

स्वरुचैव रोचमानान्न त्वाभरणादिप्रकाशैः। ब्रह्मपुत्रोपमान्सनत्कुमारादिसदृशान्॥ २७॥

पोताना तेजथी प्रकाशता, ब्रह्माजीना पुत्रो (सनत्कुमारो) सरखा ते नव योगेश्वरोने, अत्यंत प्रसन्न थयेला निमिराजाए विनयपूर्वक नमन करीने पूछ्युं. ॥ २७ ॥

आभूषणो वगेरेना प्रकाशथी नहीं, पण पोताना तेजथी ज प्रकाशता ते नव योगेश्वरोने— '**ब्रह्मपुत्र-उपमान्**' ब्रह्माजीना पुत्रो सनत्कुमारो जेवा ॥ २७ ॥

परमप्रीत्या तद्दर्शनमभिनन्दति द्वाभ्याम्—**मन्य इति।**

तेमनां दर्शननी अतिशय प्रेमथी बे श्लोको द्वारा प्रशंसा करे छे— '**मन्ये इति।**'

**विदेह उवाच**

**मन्ये भगवतः साक्षात् पार्षदान् वो मधुद्विषः।**
**विष्णोर्भूतानि लोकानां पावनाय चरन्ति हि॥ २८**

ननु भगवतः पार्षदानां कथमत्रोपलब्धिस्तत्राह—**विष्णोरिति**। विष्णुभक्ता लोकपावनार्थं सर्वत्र पर्यटन्तीत्यर्थः॥ २८॥

**विदेहराज (निमि) बोल्या** – आपने हुं साक्षात् मधुसूदन श्रीहरिना पार्षदो मानुं छुं, कारण के विष्णु भगवानना पार्षदो ज लोकोनां प्राणीओने पवित्र करवा माटे विचरण करे छे. ॥ २८ ॥

शंका करवामां आवी छे के भगवानना पार्षदो अहीं शा माटे पधारे? ते माटे उत्तर आपे छे— '**विष्णोः इति।**' विष्णु भगवानना भक्तो लोकोनां प्राणीओने पावन करवा माटे सर्वत्र विचरण करता होय छे, एम अर्थ छे. ॥२८॥

मया दुर्लभं लब्धमहो भाग्यमित्याह—**दुर्लभ इति।**

**दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः।**
**तत्रापि दुर्लभं मन्ये वैकुण्ठप्रियदर्शनम्॥ २९**

बहवो देहा भवन्ति येषां ते देहिनो जीवास्तेषां क्षणभङ्गुरोऽपि मानुषो देहो दुर्लभः, परमपुरुषार्थसाधनत्वात्। वैकुण्ठः प्रियो येषां, वैकुण्ठस्य वा प्रियास्तेषां दर्शनम्॥ २९॥

**अत आत्यन्तिकं क्षेमं पृच्छामो भवतोऽनघाः।**
**संसारेऽस्मिन् क्षणार्धोऽपि सत्संगः शेवधिर्नृणाम्॥ ३०**

हे अनघा निरवद्याः, भवतो युष्मानात्यन्तिकं क्षेमं पृच्छामः। यतः क्षणार्धकालभवोऽपि सत्सङ्गः शेवधिर्निधिः। निधिलाभे यथानन्दो भवति तथाऽत्र परमानन्द इत्यर्थः॥ ३०॥

**धर्मान् भागवतान् ब्रूत यदि नः श्रुतये क्षमम्।**
**यैः प्रसन्नः प्रपन्नाय दास्यत्यात्मानमप्यजः॥ ३१**

तदर्थं च भागवतान्धर्मान्ब्रूत यदि नोऽस्माकं श्रुतये श्रवणाय क्षमं योग्यं भवति। कथंभूतान्। यैर्धर्मैः प्रपन्नाय भक्तायाऽजो हरिरात्मानमपि दास्यति तान्॥ ३१॥

મને દુર્લભ વસ્તુની પ્રાપ્તિ થઈ છે! મારું અહોભાગ્ય છે, એમ (રાજા) કહે છે—**'दुर्लभः इति।'**

ક્ષણભંગુર હોવા છતાં દેહધારી જીવો માટે માનવદેહ દુર્લભ છે. તેમાં પણ હું માનું છું કે વૈકુંઠ (વિષ્ણુ) ભગવાન જેમને પ્રિય છે તેવા ભક્તોનાં દર્શન (તો તેનાથી પણ) દુર્લભ છે. ॥ ૨૯ ॥

અનેક શરીરો છે જેમનાં તે **'देहिनः'** જીવો, તેમનો મનુષ્યદેહ ક્ષણભંગુર હોવા છતાં દુર્લભ છે, કારણ કે પરમ પુરુષાર્થના સાધનરૂપ છે. વૈકુંઠ ભગવાન જેમને પ્રિય છે અથવા વૈકુંઠ ભગવાનના પ્રિય એવા ભક્તો, તેમનાં દર્શન ॥ ૨૯ ॥

હે નિષ્પાપ (યોગેશ્વરો), આથી અમે આપને પરમ કલ્યાણ વિષે પૂછીએ છીએ. આ સંસારમાં અર્ધી ક્ષણનો સત્સંગ પણ મનુષ્યોને માટે (મહામૂલો) નિધિ ભંડાર છે. ॥ ૩૦ ॥

**'हे अनघाः'** હે નિષ્પાપ (મુનિજનો), **'भवतः'** આપને સર્વને નિરતિશય– પરમ કલ્યાણ વિષે પૂછીએ છીએ, કારણ કે અર્ધી ક્ષણ જેટલા કાળ માટે થયેલો સત્સંગ પણ **'शेवधिः'** નિધિ–ભંડાર છે. ભંડાર પ્રાપ્ત થતાં જેમ આનંદ થાય છે, તેમ અહીં (સત્સંગ પ્રાપ્ત થતાં) પરમાનંદ થાય છે, એમ અર્થ છે. ॥ ૩૦ ॥

જો અમારે શ્રવણ કરવા યોગ્ય હોય તો આપ અમને ભાગવતધર્મો કહો, કે જે ધર્મો(ના આચરણ)થી અજન્મા ભગવાન શ્રીહરિ શરણે આવેલાને પોતાના સ્વરૂપનું પણ દાન કરી દે છે. ॥ ૩૧ ॥

તે (આત્યંતિક શ્રેય) માટે આપ ભાગવતધર્મો કહો, જો **'नः'** અમારે **'श्रुतये'** શ્રવણ કરવા **'क्षमम्'** યોગ્ય હોય તો. કેવા ધર્મો? જે ધર્મોથી શરણાગત ભક્તને **'अजः'** શ્રીહરિ પોતાનું સ્વરૂપ પણ આપી દે છે તે ધર્મોને (વર્ણવો). ॥ ૩૧ ॥

नारद उवाच

**एवं ते निमिना पृष्टा वसुदेव महत्तमाः।**
**प्रतिपूज्याब्रुवन् प्रीत्या ससदस्यर्त्विजं नृपम्॥ ३२**

**નારદજી બોલ્યા** – હે વસુદેવજી, આમ નિમિરાજા દ્વારા જેમને પૂછવામાં આવ્યું તે શ્રેષ્ઠ મુનિવર્યો સભાસદો અને ઋત્વિજો સહિત (શ્રવણ કરવા માટે ઉપસ્થિત થયેલા) નિમિરાજાની પ્રેમથી પ્રશંસા કરીને (એક પછી એક) કહેવા લાગ્યા.॥૩૨॥

सह सदस्यैर्ऋत्विग्भिश्च वर्तमानम्। तेऽपि भगवद्धर्मश्रवणपरा बभूवुरित्यर्थः।

भगवद्धर्मतद्भक्तमायातत्तरणानि च।
ब्रह्मकर्मावतारेहाभक्तप्राप्ययुगक्रमान् ॥ १
ज्ञातुं क्रमेण कृतवान्नव प्रश्नान्निमिर्नव।
एकैकस्योत्तरं प्रोचुः कविमुख्या मुनीश्वराः॥ २
॥ ३२ ॥

સભાસદો અને ઋત્વિજોની સાથે ઉપસ્થિત થયેલા રાજાને– તે સર્વ પણ ભગવાનના ધર્મોનું શ્રવણ કરવા માટે તત્પર થયા હતા, એમ અર્થ છે.

(૧) ભગવાનને પ્રસન્ન કરનારા ધર્મો, (૨) ભગવાનના ભક્તો, (૩) માયા, (૪) તેને તરવાના ઉપાયો, (૫) બ્રહ્મ, (૬) કર્મ, (૭) અવતારચરિત્રો, (૮) અભક્તોને પ્રાપ્ત થવા યોગ્ય ગતિ અને (૯) યુગનો ક્રમ– ॥ ૧ ॥ (આ) નવ વિષયો જાણવા માટે નિમિરાજાએ અનુક્રમે નવ પ્રશ્નો કર્યા. (યોગેશ્વર) કવિ જેમનામાં મુખ્ય છે તે મુનીશ્વરો એક પછી એક પ્રશ્નનો ઉત્તર આપવા લાગ્યા. ॥ ૨ ॥ ૩૨ ॥

प्रथममात्यन्तिकं क्षेमं कथयति— **मन्य इति**।

સૌ પ્રથમ પરમ કલ્યાણ વિષે કહે છે— **'मन्ये इति।'**

कविरुवाच

**मन्येऽकुतश्चिद्भयमच्युतस्य**
**पादाम्बुजोपासनमत्र नित्यम्।**
**उद्विग्नबुद्धेरसदात्मभावाद्**
**विश्वात्मना यत्र निवर्तते भीः॥ ३३**

**(યોગેશ્વર) કવિ બોલ્યા** – આ સંસારમાં અતિતુચ્છ એવાં દેહ-ઈન્દ્રિય (ગૃહ, કુટુમ્બ) ઉપર આત્મભાવ થવાથી સદાય ઉદ્વિગ્ન બુદ્ધિવાળા મનુષ્યને માટે જેનાથી ક્યાંય ભય નથી તેવી, શ્રીઅચ્યુત ભગવાનના ચરણકમળની આરાધના જ (પરમકલ્યાણરૂપ) છે, જે સર્વથા સમગ્ર ભય દૂર કરનારી છે, એમ હું માનું છું. ॥ ૩૩ ॥

न कुतश्चिद्भयं यस्मात्तदकुतश्चिद्भयम्। अत्र संसारेऽसदात्मभावादसति देहादावात्म-भावनातो नित्यं सर्वदोद्विग्नबुद्धेः। विश्वात्मना सर्वथा निःशेषं यत्र पादाम्बुजोपासने भीर्निवर्तते तत्॥ ३३॥

**'अकुतश्चित्-भयम्'** જેનાથી ક્યાંય ભય નથી તે– **'अत्र'** આ સંસારમાં, **'असत्-आत्मभावात्'** અસત્ દેહાદિ ઉપર આત્મભાવનાને કારણે **'नित्यम्'** સદાય ઉદ્વિગ્ન બુદ્ધિવાળા પુરુષને માટે – જે ચરણકમળની ઉપાસનામાં **'विश्वात्मना'** સર્વથા સમગ્ર ભય દૂર થાય છે તે (ઉપાસના) ॥ ૩૩ ॥

भागवतधर्मलक्षणमाह—**ये वा इति।**

**ये वै भगवता प्रोक्ता उपाया ह्यात्मलब्धये।**
**अञ्जः पुंसामविदुषां विद्धि भागवतान् हि तान्॥ ३४**

मन्वादिमुखेन वर्णाश्रमादिधर्मानुक्त्वा-ऽतिरहस्यत्वात्स्वमुखेनैव भगवताऽविदुषामपि पुंसामञ्जः सुखेनैवात्मलब्धये ये वै उपायाः प्रोक्तास्तान्भागवतान्धर्मान्विद्धि॥ ३४॥

अञ्जःपदेनोक्तं सुकरत्वं विवृणोति—**यानिति।**

**यानास्थाय नरो राजन् न प्रमाद्येत कर्हिचित्।**
**धावन् निमील्य वा नेत्रे न स्खलेन्न पतेदिह॥ ३५**

यानास्थायाश्रित्य योगादिष्विव न प्रमाद्येत विघ्नैर्न विहन्येत। किंच निमील्य नेत्रे धावन्नपि। इह एषु भागवतधर्मेषु न स्खलेत्। निमीलनं नामाज्ञानम्। यथाहुः—

श्रुतिस्मृती उभे नेत्रे विप्राणां परिकीर्तिते।
एकेन विकलः काणो द्वाभ्यामन्धः प्रकीर्तितः॥

इति अज्ञात्वाऽपीत्यर्थः।

ભાગવતધર્મનું લક્ષણ કહે છે– **'ये वै इति।'**

અજ્ઞાની પુરુષોને પણ અનાયાસે આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય તે માટે ભગવાન દ્વારા (તથા મનુમહારાજ વગેરેના મુખથી પણ) જે ઉપાયો કહેવામાં આવ્યા તેમને ભાગવતધર્મો જાણો. ॥૩૪॥

મનુમહારાજ વગેરેના મુખથી વર્ણાશ્રમાદિ ધર્મોને કહીને, અતિ રહસ્યમય હોવાથી પોતાના મુખથી પણ (ભગવદ્‌ગીતા વગેરે) ભગવાન દ્વારા, અજ્ઞાની પુરુષોને પણ અનાયાસે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તે માટે જે ઉપાયો કહેવામાં આવ્યા, તેમને તમે ભાગવતધર્મો જાણો. ॥ ૩૪ ॥

**'अञ्जः'** સરળતાથી– **अञ्जः** એ પદથી કહેવામાં આવેલા સરળ અનુષ્ઠાનનું વિવરણ કરે છે– **'यान् इति।'**

હે રાજા (નિમિ), જે ધર્મોનું અનુષ્ઠાન કરીને મનુષ્ય ક્યારેય પણ પીડાતો નથી. આંખો મીંચીને દોડતો હોય તો પણ અહીં (ભાગવતધર્મોમાં) મનુષ્ય ઠેસ ખાતો નથી કે પડતો નથી. ॥ ૩૫ ॥

જે ધર્મોનો **'आस्थाय'** આશ્રય કરીને, યોગસાધના વગેરેની જેમ તે **'न प्रमाद्येत'** વિઘ્નોથી પીડાતો નથી. વળી, બંને આંખો મીંચીને દોડતો મનુષ્ય પણ **'इह'** આ ભાગવતધર્મોના અનુષ્ઠાનમાં ઠેસ ખાતો નથી. **निमीलनम्** એટલે અજ્ઞાન. વિદ્વાનો કહે છે તેમ– 'શ્રુતિ અને સ્મૃતિ, એ બંને બ્રાહ્મણોનાં નેત્રો કહેવામાં આવ્યાં છે. તે બંનેમાંના એકના અજ્ઞાનથી તે કાણો કહેવાય છે અને બંનેના અજ્ઞાનથી આંધળો કહેવાય છે.' (હારિતસ્મૃતિ ૧/૨૪)

(આ વચન અનુસાર શ્રુતિ અને સ્મૃતિને) ન જાણીને પણ (ભાગવતધર્મોના અનુષ્ઠાનમાં ઠેસ ખાતો નથી અને પડતો નથી), એમ અર્થ છે.

यथा पदन्यासस्थानमतिक्रम्य शीघ्रं परतः पदन्यासेन गतिर्धावनं तद्वदत्रापि किंचित्किंचिदतिक्रम्यातिशीघ्रानुष्ठानं धावनम्। तथाऽनुतिष्ठन्नपि न स्खलेन्न प्रत्यवायी स्यात्। तथा न पतेत्फलान्न भ्रश्येत्।

જેમ પગ મૂકવાના સ્થાનને ઓળંગીને ઝડપથી આગળ તરફ પગ મૂકવાથી થતી ગતિ એટલે દોડવું, તેમ અહીં પણ થોડાં થોડાં (નિત્ય, નૈમિત્તિક) કર્મો છોડીને શીઘ્રતાથી કરેલું અનુષ્ઠાન એટલે **'धावनम्'** દોડવું. તે રીતે અનુષ્ઠાન કરતો મનુષ્ય પણ **'न स्खलेत्'** પાપનો ભાગી બનતો નથી તેમ જ **'न पतेत्'** ફળથી ભ્રષ્ટ થતો નથી.

[ब्राह्मणादीनामुक्तानपि धर्मान्कांश्चिद-कुर्वाणो भागवतान्धर्मान् श्रवणकीर्तनादीन् कुर्वाणस्तत्फलं प्राप्नुयादित्यर्थः।] ॥ ३५ ॥

(બ્રાહ્મણ વગેરેના જે ધર્મો કહ્યા છે તેમનું આચરણ ન કરતો અને કેવળ ભાગવતધર્મોનું શ્રવણ, કીર્તન વગેરે કરતો મનુષ્ય તે (સર્વ) ફળ પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે.) ॥ ૩૫ ॥

ननु के ते भागवता धर्माः। ईश्वरार्पितानि सर्वकर्माण्यपीत्याह—**कायेनेति।**

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે તે ભાગવતધર્મો કયા છે? તે માટે કહે છે કે ઈશ્વરને સર્વ કર્મોનું સમર્પણ— **'कायेन इति।'**

**कायेन वाचा मनसेन्द्रियैर्वा**
**बुद्ध्याऽऽत्मना वाऽनुसृतस्वभावात्।**
**करोति यद् यत् सकलं परस्मै**
**नारायणायेति समर्पयेत्तत्॥ ३६**

શરીરથી, વાણીથી, મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિથી કે અહંકારથી અનુસરાયેલા (સાત્ત્વિકાદિ) સ્વભાવથી મનુષ્ય જે જે કર્મો કરે છે, તે સમસ્ત કર્મો પરમાત્મા નારાયણને સમર્પિત કરે, તે (ભાગવતધર્મ છે). ॥ ૩૬ ॥

आत्मना चित्तेनाहंकारेण वा। अनुसृतो यः स्वभावस्तस्मात्। अयमर्थः—न केवलं विधितः कृतमेवेति नियमः, स्वभावानुसारि-लौकिकमपीति। तथा च भगवद्गीतासु—

**'आत्मना'** ચિત્તથી કે અહંકારથી અનુસરાયેલો જે સ્વભાવ છે તેનાથી– આ પ્રમાણે અર્થ છે– કેવળ શાસ્ત્રવિધિથી કરાયેલાં કર્મો જ ઈશ્વરાર્પણ કરવાં એમ નહીં, પણ સ્વભાવાનુસાર કરાયેલાં લૌકિક કર્મો પણ ઈશ્વરાર્પણ કરવાં જોઈએ.

'यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥'
इति।

ભગવદ્‌ગીતામાં પણ તે અનુસાર છે— 'હે અર્જુન, તું જે કરે છે, જે ભોજન કરે છે, જે હવન કરે છે, જે દાન કરે છે, જે તપ કરે છે, તે (સર્વ) મને અર્પણ કર.' (ગીતા. ૯/૨૭)

यद्वा ननु कायादीनामेव कर्म नात्मन इत्याशङ्क्याह—अध्यासेनानुसृताद्ब्राह्मणत्वादि-स्वभावाद्यद्यत्करोतीत्यर्थः। तत्सकलं परस्मै परमेश्वराय नारायणायेति समर्पयेत्। तथा सति सकलमपि कर्म भागवतो धर्मो भवतीति भावः॥ ३६॥

અથવા કર્મ શરીર વગેરેનું હોય છે, આત્માનું નહીં, એમ શંકા કરીને કહે છે– શરીરમાં અધ્યાસ થવાથી અનુસરાયેલાં બ્રાહ્મણત્વ વગેરે સ્વભાવથી જે જે કર્મ કરે છે, એમ અર્થ છે. તે સમગ્ર કર્મો **'परस्मै'** પરમેશ્વર નારાયણને સમર્પિત કરે– તેમ થતાં સમગ્ર કર્મો ભાગવતધર્મો થઈ જાય છે, એવો ભાવ છે. ॥ ૩૬ ॥

ननु किमेवं परमेश्वरभजनेन, अज्ञान-कल्पितभयस्य ज्ञानैकनिवर्त्यत्वादित्याशङ्क्याह— **भयमिति**।

આ પ્રમાણે પરમેશ્વરનું ભજન કરવાથી શું પ્રયોજન છે? કારણ કે અજ્ઞાનથી કલ્પિત થયેલો ભય કેવળ જ્ઞાનથી જ દૂર થાય છે! એવી શંકા કરીને તેનો ઉત્તર આપે છે— **'भयम् इति।'**

**भयं द्वितीयाभिनिवेशतः स्या-**
**दीशादपेतस्य विपर्ययोऽस्मृतिः।**
**तन्माययाऽतो बुध आभजेत्तं**
**भक्त्यैकयेशं गुरुदेवतात्मा॥ ३७**

પરમાત્માથી વિમુખ મનુષ્યને તેમની (પરમાત્માની) માયાને કારણે ભગવત્સ્વરૂપનું વિસ્મરણ થાય છે અને તે વિસ્મરણથી ('આ દેહ હું છું.' એવું) વિપરીત જ્ઞાન થાય છે અને તેનાથી પરમાત્માથી દ્વૈત– બીજું અન્ય કંઈ હોવારૂપ મિથ્યા આગ્રહથી મનુષ્યને ભય થાય છે. આથી બુદ્ધિમાન મનુષ્યે ગુરુમાં ઈશ્વરબુદ્ધિ તથા આત્મબુદ્ધિ કરીને કેવળ એકનિષ્ઠ ભક્તિથી પરમેશ્વરને ભજવા જોઈએ. ॥ ૩૭ ॥

यतो भयं तन्मायया भवेदतो बुधो बुद्धिमांस्तमेवाऽऽभजेत्।

જેને કારણે ભય થાય છે તે ભગવાનની માયાને કારણે થાય છે, આથી **'बुधः'** બુદ્ધિમાન મનુષ્યે તે ભગવાનને જ સર્વ રીતે ભજવા જોઈએ.

ननु भयं देहाद्यभिनिवेशतो भवति, स च देहाहंकारतः, स च स्वरूपास्मरणात्किमत्र तस्य माया करोत्यत आह—**ईशादपेतस्येति**। ईशविमुखस्य तन्माययाऽस्मृतिर्भगवतः स्वरूपा-

શંકા કરવામાં આવી છે કે દેહ વગેરે ઉપર ('આ હું છું.' એવા) મિથ્યા આગ્રહથી ભય થાય છે. તે (મિથ્યા આગ્રહ) દેહ ઉપરના અહંકારથી થાય છે અને તે અહંકાર સ્વરૂપવિસ્મૃતિથી થાય છે, તો અહીં (ભયના વિષયમાં) તેમની (શ્રીહરિની) માયા શું કરે છે? આ માટે કહે છે– **'ईशात्-अपेतस्य इति।'** પરમાત્માથી વિમુખ મનુષ્યને તેમની માયાથી **'अस्मृतिः'** ભગવાનના સ્વરૂપનું

स्फूर्तिस्ततो विपर्ययो देहोऽस्मीति ततो द्वितीयाभिनिवेशाद्भयं भवति। एवं हि प्रसिद्धं लौकिकीष्वपि मायासु। उक्तं च भगवता—

'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते॥'

इति।

एकयाऽव्यभिचारिण्या भक्त्या भजेत्। किंच गुरुदेवतात्मा गुरुरेव देवता ईश्वर आत्मा प्रेष्ठश्च यस्य। तथादृष्टिः सन्नित्यर्थः॥ ३७॥

ननु विषयविक्षिप्तचित्तस्य कुतोऽव्यभिचारिणी भक्तिः संभवति, कुतस्तरामभयम्। तत्र न तावद्विषयो नाम वास्तवोऽस्ति, किंतु मनोविलासमात्रमतो मनोनियमनेन भजनादभयं स्यादित्याह—**अविद्यमानोऽपीति**।

**अविद्यमानोऽप्यवभाति हि द्वयो**
**ध्यातुर्धिया स्वप्नमनोरथौ यथा।**
**तत् कर्मसंकल्पविकल्पकं मनो**
**बुधो निरुन्ध्यादभयं ततः स्यात्॥ ३८**

વિસ્મરણ થાય છે. તેનાથી (વિસ્મરણથી) 'હું દેહ છું.' એવું વિપરીત જ્ઞાન થાય છે. તેનાથી (પરમાત્માથી) (દેહાદિરૂપ) બીજું કંઈ હોવાના દ્વૈતરૂપ આગ્રહથી ભય થાય છે. લૌકિકી માયામાં પણ આ પ્રમાણે પ્રસિદ્ધ છે. (ચામડાના ટુકડામાંથી બનાવેલા સાપમાં ચામડાના ટુકડાના સ્વરૂપના અજ્ઞાનથી ત્યાં સાપ હોવાનો ભ્રમ થવાથી જોનારાઓને ભય થાય છે.)

ભગવાન દ્વારા પણ કહેવામાં આવ્યું છે– 'મારી આ દૈવી માયા ગુણમય અને દુર્લભ છે. જેઓ મારે જ શરણે આવે છે, તેઓ આ માયાને તરી જાય છે.' (ગીતા. ૭/૧૪)

**'एकया'** અવ્યભિચારિણી (અનન્ય, શુદ્ધ) ભક્તિથી (**'एकया आत्मत्वानुसंधानरूपया'** આત્મસ્વરૂપમાં અનુસંધાનરૂપ ભક્તિથી– વં.) ભગવાનને ભજવા જોઈએ. વળી, **'गुरुदेवतात्मा'** ગુરુ જ **'देवता'** ઈશ્વર છે તથા ગુરુ જ અત્યંત પ્રિય આત્મા છે જેના, તેવી દૃષ્ટિવાળા થઈને, એમ અર્થ છે. ॥ ૩૭ ॥

શંકા કરવામાં આવી છે કે વિષયોથી વિક્ષેપ પામેલા ચિત્તવાળા મનુષ્યને અવ્યભિચારિણી (એકનિષ્ઠ) ભક્તિ કેવી રીતે સંભવે? અને તો પછી અભય તો વળી સંભવે જ ક્યાંથી? તે માટે ઉત્તર આપે છે કે વિષય નામનું કંઈ વાસ્તવિક છે નહીં, પરંતુ કેવળ મનનો વિલાસ છે, માટે મનનું નિયમન કરીને ભજન કરવાથી અભય પ્રાપ્ત થાય છે– **'अविद्यमानः अपि इति।'**

દ્વૈતપ્રપંચ વસ્તુતઃ છે જ નહીં, છતાં પણ તેનું ચિંતન કરનાર પુરુષને તે સ્વપ્નમાં જોયેલા અને મનોરથ કરેલા પદાર્થની જેમ (મનમાં) પ્રત્યક્ષ થાય છે. તેથી કર્મોનો સંકલ્પ-વિકલ્પ કરનાર મનને બુદ્ધિમાન પુરુષે નિયંત્રિત કરવું જોઈએ. તેનાથી (એકનિષ્ઠ ભક્તિ થતાં) અભય પ્રાપ્ત થાય છે. ॥ ૩૮ ॥

द्वयः द्वैतप्रपञ्चः ध्यातुः पुंसो धिया मनसा स्वप्नश्च मनोरथश्च यथेत्यर्थः। तत्तस्मात्कर्माणि संकल्पयति विकल्पयति च यन्मनस्तन्निरुन्ध्यान्नियच्छेत्। ततश्चैकया भक्त्या भजनादभयं स्यादित्यर्थः ॥ ३८ ॥

**'द्वयः'** દ્વૈતપ્રપંચ ધ્યાન કરનાર પુરુષના મનથી સ્વપ્ન અને મનોરથના વિષયોની જેમ (માત્ર મનોવિલાસ છે), એમ અર્થ છે. **'तत्'** તેથી જે મન કર્મોનો સંકલ્પ-વિકલ્પ કરે છે, તે મનને **'निरुन्ध्यात्'** નિયંત્રિત કરવું જોઈએ. તેનાથી થતી એકનિષ્ઠ **'भक्त्या'** ભક્તિથી અભય પ્રાપ્ત થાય છે, એમ અર્થ છે. ॥ ૩૮ ॥

एतदत्यन्ताशक्यमित्याशङ्क्य सुगमं मार्गमाह—**शृण्वन्निति**।

આ (મનનું નિયંત્રણ) અત્યંત અશક્ય છે, એવી શંકા કરીને સરળ માર્ગ જણાવે છે— **'शृण्वन् इति।'**

**शृण्वन् सुभद्राणि रथाङ्गपाणे-**
**र्जन्मानि कर्माणि च यानि लोके।**
**गीतानि नामानि तदर्थकानि**
**गायन् विलज्जो विचरेदसङ्गः ॥ ३९**

ભગવાન ચક્રપાણિનાં તે અનેક જન્મોના અર્થને સૂચવનારાં (દેવકીનંદન, યશોદાનંદન, નંદનંદન, વાસુદેવ વગેરે નામો) અને તે અનેક કર્મોનાં અર્થને સૂચવનારાં (મુરારિ, મધુસૂદન, ગોવર્ધનધારી, ગોપાલ, વૃંદાવનવિહારી, વનમાલી, રાસવિહારી વગેરે નામો) લોકમાં પ્રસિદ્ધ, અતિ કલ્યાણકારી એવાં જે નામો છે, તેમનું શ્રવણ કરતાં અને લજ્જા છોડીને ગાન કરતાં, નિઃસ્પૃહ થઈને મનુષ્યે વિચરણ કરવું જોઈએ. ॥ ૩૯ ॥

तदर्थकानि तान्येव जन्मानि कर्माणि चार्थो येषां तानि। एतान्यपि साकल्येन ज्ञातुमशक्यानीत्याशङ्क्याह—यानि लोके गीतानि प्रसिद्धानि तानि शृण्वन्गायंश्च विचरेत्। असङ्गो निःस्पृहः ॥ ३९ ॥

**'तत्-अर्थकानि'** તે તે અનેક જન્મો અને કર્મોનાં અર્થ સૂચિત થાય છે જેમનાં તે– આ સર્વ નામો પણ સંપૂર્ણપણે જાણવાં અશક્ય છે, એવી શંકા કરીને કહે છે– લોકમાં જે જે નામો **'गीतानि'** પ્રસિદ્ધ છે તેવાં (કાનુડો, કહાન, કાન્હો, લાલો જેવાં અપભ્રંશ હોય તો પણ, લોકગીતોમાં ગવાતાં) નામોનું શ્રવણ કરતાં અને ગાન કરતાં **'असङ्गः'** નિઃસ્પૃહ થઈ મનુષ્યે વિચરણ કરવું જોઈએ. ॥ ૩૯ ॥

एवं च भजतः संप्राप्तप्रेमलक्षणभक्ति-योगस्य संसारधर्मातीतां गतिमाह—**एवमिति**।

આ પ્રમાણે ભક્તિ કરતા, પ્રાપ્ત થયેલા પ્રેમલક્ષણા ભક્તિયોગવાળા ભક્તની સંસારના ધર્મોથી પર એવી સ્થિતિને વર્ણવે છે— **'एवम् इति।'**

**एवंव्रतः स्वप्रियनामकीर्त्या**
**जातानुरागो द्रुतचित्त उच्चैः।**
**हसत्यथो रोदिति रौति गाय-**
**त्युन्मादवन्नृत्यति लोकबाह्यः॥ ४०**

આવું (ભગવાનનાં જન્મ-કર્મનાં શ્રવણ-કીર્તનાદિને કારણે) વર્તન છે જેનું તેવો તથા પોતાના પ્રિય ભગવાન શ્રીહરિના નામસંકીર્તન દ્વારા ભગવાન ઉપર અનુરાગવાળો થઈ પીગળી ગયેલા હૃદયવાળો તે (ભક્ત) ક્યારેક મોટેથી હસે છે, વળી ક્યારેક રડે છે, ક્યારેક ઉચ્ચ સ્વરથી ભગવાનને પોકારે છે. (ભક્તિથી) પરવશ બનેલો તે ક્યારેક ગાવા લાગે છે અને ઉન્મત્તની જેમ પિશાચ દ્વારા ગ્રહણ કરાયો હોય તેમ નૃત્ય કરવા લાગે છે. ॥ ૪૦ ॥

एवं व्रतं वृत्तं यस्य सः। स्वप्रियस्य हरेर्नामकीर्त्या जातोऽनुरागः प्रेम यस्य सः। अत एव द्रुतचित्तः श्लथद्धृदयः। कदाचिद्भक्तपराजितं भगवन्तमाकलय्योच्चैर्हसति। एतावन्तं कालमुपेक्षितोऽस्मीति रोदिति। अत्यौत्सुक्याद्रौति क्रोशति। हे हरे, मामनुगृहाणेति अतिहर्षेण गायति। जितं जितमिति नृत्यति।

આવું **'व्रतम्'** વર્તન છે જેનું તે, **'स्वप्रियस्य'** પોતાના પ્રિય ભગવાન શ્રીહરિના નામસંકીર્તનથી જેને **'अनुरागः'** પ્રેમ જન્મ્યો છે તે, આથી જ **'द्रुतचित्तः'** પીગળી ગયેલા હૃદયવાળો તે, ક્યારેક ભક્તથી પરાજિત થયેલા ભગવાનને જોઈને મોટેથી હસે છે. આટલો સમય હું ઉપેક્ષિત થયો, એમ (વિચારીને) રડે છે. અતિ ઉત્સુકતાથી (હે પ્રભુ, તમે ક્યાં છો? મને ઉત્તર આપો, એમ કહીને ધ્રુસકે ને ધ્રુસકે રડતાં) **'रौति'** પોકાર કરે છે. હે હરિ, મારા પર અનુગ્રહ કરો, એમ અતિ હર્ષપૂર્વક ગાય છે. (હે ભગવાન, આપ) જીતી ગયા, જીતી ગયા, એમ કહીને નૃત્ય કરે છે.

किं दाम्भिकवत्परान्प्रति प्रकाशयितुम्, न, उन्मादवद् ग्रहगृहीतवत्। लोकबाह्यो विवशः॥ ४०॥

શું આ ભક્ત બીજાઓને દેખાડવા માટે દાંભિકની જેમ આમ કરે છે? (તે માટે કહે છે કે) ના, **'उन्मादवत्'** ઉન્મત્તની જેમ, (**'ग्रहः'**) પિશાચ દ્વારા ગ્રહણ કરાયો હોય તેમ (ભક્તિથી) તે **'लोकबाह्यः'** પરવશ થઈ જાય છે. ॥ ૪૦ ॥

**वि. चक्र.**—दर्शनोत्कण्ठाग्निद्रुतीकृतचित्त-जाम्बूनदः अये हैयंगवीनं चोरयितुं यशोदासुतश्चौरो गृहं प्रविष्टस्तदयं ध्रियतां मा वियतामिति बहिर्जरतीगिरमाकर्ण्य पलायितुं

દર્શનની ઉત્કંઠાથી પ્રજ્વલિત થયેલા અગ્નિ દ્વારા દ્રવિત થયું છે ચિત્તરૂપી સુવર્ણ જેનું તે ભક્ત 'અરે, તાજું કાઢેલું માખણ ચોરવા માટે ચોર એવો યશોદાનો લાલો ઘરમાં ઘૂસ્યો છે, તો એને પકડો, છુપાવશો નહીં.' એમ ઘરની બહાર વૃદ્ધોની વાણી

प्रवृत्तं कृष्णं स्फूर्तिप्राप्तमालक्ष्य हसति स्फूर्तिभंगे सत्यहो प्राप्तो महानिधिर्मे हस्ततश्च्युत इति विषीदन् रोदिति हे प्रभो क्वासि क्वासि देहि मे प्रत्युत्तरमिति फूत्कृत्य रौति। भो भक्त त्वत्फूत्कारं श्रुत्वैवायातोऽस्मीति पुनः स्फूर्तिप्राप्तं तमालक्ष्य गायति। अद्याहं कृतार्थोऽस्मीत्यानन्देन उन्मत्तवन्नृत्यति लोकबाह्यः लोकानां हास्यप्रशंसासम्मानावमानादिष्ववधानशून्यः।

સાંભળીને ભાગવા માટે તૈયાર થયેલા કાનુડાને છલાંગ મારતો જોઈને હસે છે. છલાંગ મારતાં નિષ્ફળ થાય ત્યારે 'અહો! મને મહામૂલો ભંડાર પ્રાપ્ત થયો.' (એમ વિચારે છે) અને હાથમાંથી છૂટતાં, વિષાદ કરતાં રડે છેઃ 'હે પ્રભુ, ક્યાં છો, ક્યાં છો? મને જવાબ તો આપો, એમ ડૂસકાં ભરીને રડે છે. (તે સમયે ભગવાન કહે છેઃ) 'હે ભક્ત, તારું ડૂસકું સાંભળીને જ હું આવી ગયો છું.' એમ ફરી પાછા તે કાનાને (મનમાં) સ્ફુરિત થયેલો જોઈને ગાવા માંડે છે : 'આજે તો હું કૃતાર્થ થઈ ગયો.' એમ આનંદમાં આવી જઈને ઉન્મત્તની જેમ, લોકોના ઉપહાસ, પ્રશંસા, સમ્માન, અપમાન વગેરે જેને નડતાં નથી તેવો તે નાચવા લાગે છે.

किंच **खमिति**।

**खं वायुमग्निं सलिलं महीं च**
**ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन्।**
**सरित्समुद्रांश्च हरेः शरीरं**
**यत् किञ्च भूतं प्रणमेदनन्यः॥ ४१**

વળી, **'खम् इति।'**

ભગવત્સ્વરૂપ બની ગયેલો (અનન્ય) ભક્ત આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, નક્ષત્રાદિ જ્યોતિર્ગણ, સર્વ પ્રાણીઓ, દિશાઓ, વૃક્ષો, સરિતાઓ અને સમુદ્રો તથા જે કોઈ બીજા પદાર્થો છે, તે (સર્વને) શ્રીહરિના શરીરરૂપ જાણીને તેમને પ્રણામ કરે (છે). ॥ ૪૧ ॥

सत्त्वानि भूतानि। आकाशादि यत्किं-चिद्भूतमात्रं हरेः शरीरमिति मत्वा प्रणमेत्। संभावनायां लिङ्॥ ४१॥

**'सत्त्वानि'** પ્રાણીઓ– આકાશ વગેરે જે કંઈ પ્રાણીમાત્ર છે, તે શ્રીહરિનું શરીર છે, એમ જાણીને પ્રણામ કરે (છે). સંભાવના માટે **(प्र+नम्) लिङ्–प्रणमेत्** એમ વિધ્યર્થનો પ્રયોગ થયો છે. જ્યાં સંભવિત હોય ત્યાં પ્રણામ કરે છે. ॥ ૪૧ ॥

नन्वियमारूढयोगानामपि बहुभिर्जन्मभि-र्दुर्लभा गतिः कथं नाम कीर्तनमात्रेणैकस्मिन्नेव जन्मनि भवेदित्याशङ्क्य सदृष्टान्तमाह— **भक्तिरिति**।

યોગારૂઢ થયેલા યોગીઓને પણ અનેક જન્મો(ની સાધના કરવા)થી આ (સર્વત્ર ભગવદ્દર્શનરૂપ) દુર્લભ ગતિ મળે છે, તો કેવળ કીર્તનથી અને કેવળ એક જન્મમાં આવી ગતિ કેવી રીતે મળે? એવી શંકા કરીને દૃષ્ટાંતસહિત કહે છે — **'भक्तिः इति।'**

**भक्तिः परेशानुभवो विरक्ति-**
**रन्यत्र चैष त्रिक एककालः।**
**प्रपद्यमानस्य यथाऽश्नतः स्यु-**
**स्तुष्टिः पुष्टिः क्षुदपायोऽनुघासम्॥ ४२**

જેમ ભોજન કરતા મનુષ્યને પ્રત્યેક કોળિયે તૃપ્તિ, ઉદરપુષ્ટિ અને ક્ષુધાનિવૃત્તિ— ત્રણેય એક જ સમયે થાય છે, તેમ (નિષ્કપટ ભાવે ભગવાનનું) ભજન કરનાર શરણાગત મનુષ્યને પ્રેમલક્ષણા ભક્તિ, પરમેશ્વરના સ્વરૂપનો પ્રકાશ અને તે પ્રકાશથી આનંદ પામેલા તેને (ભગવાન સિવાય) અન્યત્ર (પુત્ર, પત્ની, ઘર, ધન વગેરે બીજા બધાંમાં) વૈરાગ્ય— આ ત્રણેય એક જ સમયે થાય છે. ॥ ४२ ॥

प्रपद्यमानस्य हरिं भजतः पुंसो भक्तिः प्रेमलक्षणा। परेशानुभवः प्रेमास्पदभगवद्रूप-स्फूर्तिः तया निर्वृतस्य ततोऽन्यत्र गृहादिषु विरक्तिरित्येष त्रिक एककालो भजनसमकाल एव स्यात्। यथाऽश्नतो भुञ्जानस्य तुष्टिः सुखं पुष्टिरुदरभरणं क्षुन्निवृत्तिश्च प्रतिघासं स्युः। उपलक्षणमेतत्। प्रतिसिक्थमपि यथा स्युस्तद्वत्।

एवमेकैकस्मिन् भजने किंचित्प्रेमादित्रिके जायमानेऽनुवृत्त्या भजतः परमप्रेमादि जायते। बहुग्रासभोजिन इव परमतुष्ट्यादि॥ ४२॥

શ્રીહરિનું ભજન કરતા શરણાગત મનુષ્યને પ્રેમલક્ષણા ભક્તિ, **'परेशानुभवः'** પ્રેમાસ્પદ ભગવત્સ્વરૂપનો પ્રકાશ, તેનાથી (ભગવત્સ્વરૂપની ઝાંખીથી) તે સિવાય અન્યત્ર, ગૃહ વગેરેમાં વૈરાગ્ય— આ ત્રણેય એક સમયે, ભજનના સમયે જ થાય છે. જેમ **'अश्नतः'** ભોજન કરતા મનુષ્યને **'तुष्टिः'** તૃપ્ત થવાનું સુખ, **'पुष्टिः'** ઉદરનું પોષણ અને ક્ષુધાની નિવૃત્તિ પ્રત્યેક કોળિયે થાય છે તેમ!

આ સૂચન છે. જેમ ભાતના પ્રત્યેક કોળિયે આ ત્રણ થાય છે એમ અલ્પ ભજનમાં અલ્પ પ્રેમ વગેરે (સ્વરૂપ-પ્રકાશ અને વિરક્તિ) ત્રણેય જન્મે છે, ત્યારે આજ્ઞાનુસાર ભજન કરનારને પરમ પ્રેમાદિ પ્રકટ થાય છે. વધુ કોળિયા જમનારને જેમ અતિશય તૃપ્તિ વગેરે થાય છે તેમ ॥ ४२ ॥

ततश्च भगवत्प्रसादेन कृतार्थो भवतीत्याह—**इत्यच्युताङ्घ्रिमिति।**

અને પછી ભગવાનની કૃપાથી કૃતાર્થ થાય છે, એમ કહે છે— **'इति अच्युत-अङ्घ्रिम् इति।'**

**इत्यच्युताङ्घ्रिं भजतोऽनुवृत्त्या**
**भक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः ।**
**भवन्ति वै भागवतस्य राजं-**
**स्ततः परां शान्तिमुपैति साक्षात्॥ ४३**
॥ ४३ ॥

હે રાજા (નિમિ), આ પ્રમાણે સેવાભાવપૂર્વક અવિચ્છિન્નપણે ભજન કરનારને ભક્તિ, વૈરાગ્ય અને ભગવત્સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. પછી તે ભક્ત (સંસારદુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનંદ ભગવત્પ્રાપ્તિરૂપ મુક્તિસ્વરૂપ) સાક્ષાત્ શાંતિનો અનુભવ કરે છે. ॥ ૪૩ ॥ ૪૩ ॥

भागवतस्य भवन्तीत्युक्ते तस्य लक्षणं पृच्छति—**अथेति**।

राजोवाच

**अथ भागवतं ब्रूत यद्धर्मो यादृशो नृणाम्।**
**यथा चरति यद् ब्रूते यैर्लिङ्गैर्भगवत्प्रियः ॥ ४४**

यद्धर्मो यस्मिन्धर्मे परिनिष्ठितः। यादृशो यत्स्वभावः। यथा चरति वर्तते ब्रूते वा। यैश्च लिङ्गैर्भगवतः प्रियो भवति ॥ ४४ ॥

यद्धर्म इत्यस्योत्तरमाह त्रयेण—**सर्वभूतेष्विति**।

हरिरुवाच

**सर्वभूतेषु यः पश्येद् भगवद्भावमात्मनः।**
**भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ ४५**

आत्मनः स्वस्य सर्वभूतेषु ब्रह्मभावेन समन्वयं पश्येत्। तथा ब्रह्मरूपे आत्मन्यधिष्ठाने भूतानि च यः पश्येत्। यद्वा—'आततत्वात् प्रमातृत्वादात्मा हि परमो हरिः' इति तन्त्रोक्तेरात्मनो हरेः सर्वभूतेषु मशकादिष्वपि नियन्तृत्वेन वर्तमानस्य भगवद्भावं निरतिशयैश्वर्यमेव यः पश्येन्न तु तस्य तारतम्यम्। तथात्मनि हरावेव भूतानि च यः पश्येत्। कथंभूते। भगवति अप्रच्युतैश्वर्यादिरूपे। न पुनर्जडमलिनभूताश्रयत्वेन

'ભગવદ્ભક્તને (આ ત્રણેય) પ્રાપ્ત થાય છે.' (શ્લોક-૪૩) એમ કહેવાયું. તે ભક્તનું લક્ષણ (રાજા) પૂછે છે— **'अथ इति।'**

**રાજા (નિમિ) બોલ્યા** – હવે આપ (કૃપા કરીને) ભગવદ્ભક્તનાં લક્ષણો કહો. જે ધર્મમાં તે સ્થિત થાય છે તે, જેવો તેનો સ્વભાવ છે અને મનુષ્યોમાં તે જે રીતે વર્તે છે અને બોલે છે, તેમ જ જે લક્ષણોથી તે ભગવાનનો પ્રિય થાય છે તે (પણ) કહો. ॥ ૪૪ ॥

**'यद्-धर्मः'** જે ધર્મમાં સ્થિત થાય છે, **'यादृशः'** જેવો તેનો સ્વભાવ છે, જે રીતે વર્તે છે અને બોલે છે, જે લક્ષણોથી ભગવાનનો પ્રિય થાય છે. ॥ ૪૪ ॥

**'यद्-धर्मः'** આ પ્રશ્નનો ત્રણ શ્લોકોથી ઉત્તર આપે છે— **'सर्वभूतेषु इति।'**

**હરિ (નામના યોગેશ્વર) બોલ્યા** – જે મનુષ્ય સર્વ પ્રાણીઓમાં પોતાને બ્રહ્મસ્વરૂપે રહેલો જુએ અને બ્રહ્મસ્વરૂપ પોતાનામાં સર્વ પ્રાણીઓને રહેલાં જુએ તે ભગવાનનો ઉત્તમ ભક્ત છે. ॥૪૫॥

**'आत्मनः'** પોતાનો સર્વ પ્રાણીઓમાં બ્રહ્મસ્વરૂપે સમન્વય થયેલો જુએ તથા બ્રહ્મસ્વરૂપ **'आत्मनि'** અધિષ્ઠાનમાં (સર્વ) પ્રાણીઓને જે જુએ– અથવા 'સર્વમાં વ્યાપેલા હોવાથી અને સર્વના પ્રમાતા (જાણનારા) હોવાથી આત્મા જ પરમાત્મા શ્રીહરિ છે.' એમ તંત્રમાં કહેવામાં આવ્યું હોવાથી મચ્છર વગેરે સર્વ પ્રાણીઓમાં નિયંતારૂપે રહેલા આત્મારૂપ શ્રીહરિના ભગવદ્ભાવરૂપ પરમ ઐશ્વર્યને જ જે જુએ, પરંતુ વત્તાઓછા ભાવથી તેને ન જુએ. તેમ જ આત્મારૂપ શ્રીહરિમાં જ સર્વ પ્રાણીઓને જે જુએ. કેવા શ્રીહરિમાં? અવિનાશી ઐશ્વર્યરૂપ ભગવાનમાં. વળી, જડ, મલિન પ્રાણીઓના (પણ ભગવાન) આશ્રયરૂપ હોવાથી ભગવાનમાં જડતા

जाड्यादिप्रसक्त्या ऐश्वर्यादिच्युतिं पश्येत्। स सर्वत्र परिपूर्णं भगवत्तत्त्वं पश्यन् भागवतोत्तम इत्यर्थः ॥ ४५ ॥

વગેરેનો પ્રસંગ આવવાથી ભગવાન ઐશ્વર્યાદિથી રહિત છે, એમ ન જુએ. તે ભક્ત સર્વત્ર પરિપૂર્ણ ભગવત્તત્ત્વને જુએ છે અને તે જ ભક્તોમાં ઉત્તમ છે, એમ અર્થ છે. ॥ ૪૫ ॥

**ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च।**
**प्रेम मैत्री कृपोपेक्षा यः करोति स मध्यमः ॥ ४६**

જે મનુષ્ય ઈશ્વર ઉપર પ્રેમ, તેમને (ઈશ્વરને) અધીન ભક્તો સાથે મિત્રતા, અજ્ઞાનીઓ ઉપર કૃપા અને શત્રુઓની ઉપેક્ષા કરે છે તે મધ્યમ ભક્ત છે. ॥ ૪૬ ॥

प्रेम च मैत्री च कृपा च उपेक्षा च ता ईश्वरादिषु चतुर्षु यः करोति स मध्यमो भागवतः। एवंभूतस्य भेदस्य दर्शनात्॥ ४६ ॥

ઈશ્વર વગેરે ચારેય ઉપર જે પ્રેમ, મૈત્રી, કૃપા અને ઉપેક્ષા દાખવે છે, તે આ પ્રકારના ભેદદર્શનને કારણે મધ્યમ પ્રકારનો ભગવદ્ભક્ત છે.॥ ૪૬ ॥

**अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते।**
**न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः ॥ ४७**

જે મનુષ્ય શ્રીહરિને પ્રસન્ન કરવા માટે તેમની પ્રતિમાની જ શ્રદ્ધાપૂર્વક પૂજા કરે છે, પણ તેમના ભક્તોની કે અન્ય જનોની સેવા-શુશ્રૂષા કરતો નથી તે સાધારણ ભક્ત કહેવાય છે. ॥ ૪૭ ॥

अर्चायां प्रतिमायां पूजामीहते करोति न तद्भक्तेष्वन्येषु च सुतरां न करोति। प्राकृतः प्रकृतप्रारम्भः। अधुनैव प्रारब्धभक्तिः शनैरुत्तमो भविष्यतीत्यर्थः ॥ ४७ ॥

**'अर्चायाम्'** પ્રતિમામાં પૂજા **'ईहते'** કરે છે, પણ તેમના ભક્તોમાં (ગાય, બ્રાહ્મણ, અગ્નિ વગેરેમાં) અધિક શ્રેષ્ઠરૂપે જરાક પણ ભક્તિભાવ નથી રાખતો. **'प्राकृतः'** પ્રારંભિક ભક્ત, જેણે હમણાં જ ભક્તિનો પ્રારંભ કર્યો છે. ધીમે ધીમે તે ઉત્તમ ભક્ત બનશે, એમ અર્થ છે. ॥ ૪૭ ॥

पुनरष्टभिः श्लोकैरभ्यर्हितत्वादुत्तम-भागवतस्यैव लक्षणान्याह—**गृहीत्वापीति**।

અત્યંત આદરણીય હોવાથી (યોગેશ્વર હરિ) ઉત્તમ ભગવદ્ભક્તનાં લક્ષણો આઠ શ્લોકો દ્વારા વર્ણવે છે— **'गृहीत्वा-अपि इति।'**

**गृहीत्वापीन्द्रियैरर्थान् यो न द्वेष्टि न हृष्यति।**
**विष्णोर्मायामिदं पश्यन् स वै भागवतोत्तमः ॥ ४८**

(શ્રીવાસુદેવમાં ચિત્ત ચોંટી ગયું હોવાથી ઇન્દ્રિયો વડે વિષયોને ગ્રહણ જ કરતો નથી, તેમ છતાં ક્યારેક) ઇન્દ્રિયોના વિષયોને ગ્રહણ કરીને પણ તેમનો દ્વેષ નથી કરતો કે તેમનાથી હર્ષ નથી પામતો અને 'આ વિશ્વ વિષ્ણુની માયા છે.' એમ જોતો મનુષ્ય જ શ્રેષ્ઠ ભગવદ્ભક્ત છે. ॥ ૪૮ ॥

श्रीवासुदेवाविष्टचेता न गृह्णाति तावदिन्द्रियैरर्थान् गृहीत्वापीत्यपिशब्दार्थः। इदं विश्वम्॥ ४८॥

શ્રીવાસુદેવમાં લાગી ગયેલા ચિત્તવાળો (ઈન્દ્રિયો વડે વિષયોને) ગ્રહણ જ કરતો નથી. છતાં ક્યારેક ઈન્દ્રિયો વડે વિષયોને ગ્રહણ કરીને પણ– એમ '**अपि**' શબ્દનો અર્થ છે. '**इदम्**' આ વિશ્વ ॥ ૪૮॥

**देहेन्द्रियप्राणमनोधियां यो**
**जन्माप्ययक्षुद्भयतर्षकृच्छ्रैः।**
**संसारधर्मैरविमुह्यमानः**
**स्मृत्या हरेर्भागवतप्रधानः॥ ४९**

શ્રીહરિના (નિરંતર) સ્મરણથી શરીરનો જન્મ-મરણરૂપ ધર્મ, ઈન્દ્રિયોનો પરિશ્રમરૂપ ધર્મ, પ્રાણનો ક્ષુધા-તૃષારૂપ ધર્મ, મનનો ભયરૂપ ધર્મ અને બુદ્ધિનો તૃષ્ણારૂપ ધર્મ– આ સર્વ સંસારધર્મોથી જે મનુષ્ય મોહ પામતો નથી તે ભગવાનનો ઉત્તમ ભક્ત છે. ॥ ૪૯ ॥

किंच देहादीनां संसारधर्मैर्जन्माप्ययादिभिर्यो हरेः स्मृत्याऽविमुह्यमानः स भागवतप्रधानः। तत्र देहस्य जन्माप्ययौ। प्राणस्य क्षुत्पिपासे। मनसो भयम्। बुद्धेस्तर्षस्तृष्णा। इन्द्रियाणां कृच्छ्रं श्रमस्तैः॥ ४९॥

વળી, દેહ વગેરેના જન્મ-મરણ વગેરે સંસારધર્મોથી શ્રીહરિના નિરંતર સ્મરણને કારણે જે મોહ ન પામતો હોય તે મનુષ્ય શ્રેષ્ઠ ભગવદ્ભક્ત છે. તેમાં જન્મ-મરણ દેહનો ધર્મ, ભૂખ-તરસ પ્રાણનો ધર્મ, ભય મનનો ધર્મ, '**तर्षः**' તૃષ્ણા બુદ્ધિનો ધર્મ, '**कृच्छ्रम्**' કષ્ટ કે પરિશ્રમ ઈન્દ્રિયોનો ધર્મ– તે સર્વ સંસારધર્મોથી ॥ ૪૯ ॥

**न कामकर्मबीजानां यस्य चेतसि सम्भवः।**
**वासुदेवैकनिलयः स वै भागवतोत्तमः॥ ५०**

જેના ચિત્તમાં કામ, કર્મો અને વાસનાઓની ઉત્પત્તિ થતી નથી અને જેને એક માત્ર વાસુદેવનો આશ્રય છે તે શ્રેષ્ઠ ભગવદ્ભક્ત છે. ॥ ૫૦ ॥

कामश्च कर्माणि च बीजानि च वासनास्तेषाम्। वासुदेव एवैकनिलय आश्रयो यस्य सः। एतेन गृहीत्वाऽपीत्यादि– श्लोकत्रयेण द्वेषहर्षमोहकामादिरहितश्चरतीति यथा चरतीत्येतस्योत्तरमुक्तम्॥ ५०॥

કામ અને કર્મો તથા '**बीजानि**' વાસનાઓ, તેમની (ઉત્પત્તિ)– એક માત્ર ભગવાન વાસુદેવ જ જેનો આશ્રય છે તે– આ શ્લોક સહિત '**गृहीत्वा अपि**' (શ્લોક-૪૮) વગેરે ત્રણ શ્લોક (૪૭-૪૮-૪૯)થી દ્વેષ, હર્ષ, મોહ, કામ વગેરેથી રહિત થઈને (શ્રેષ્ઠ ભગવદ્ભક્ત) વિચરણ કરે છે એમ '**यथा चरति**' (શ્લોક-૪૪) એનો ઉત્તર કહેવામાં આવ્યો છે. ॥ ૫૦ ॥

यैर्लिङ्गैर्भगवत्प्रिय इत्यस्योत्तरमाह— **न यस्येति।**

કયાં લક્ષણોથી તે ભગવાનને પ્રિય થાય છે, એનો ઉત્તર કહે છે– '**न यस्य इति।**'

**न यस्य जन्मकर्मभ्यां न वर्णाश्रमजातिभिः।**
**सज्जतेऽस्मिन्नहंभावो देहे वै स हरेः प्रियः॥ ५१**

जन्म सत्कुलम्। कर्म तपआदि। जातयोऽनुलोमप्रतिलोमजा मूर्धावसिक्तादयः। अस्मिन्देहे। अहंकाररहितैः सत्कुलकर्मादि-लिङ्गैर्हरेः प्रियो भवतीत्यर्थः॥ ५१॥

જેને જન્મ અને કર્મથી, તેમ જ વર્ણ, આશ્રમ અને જાતિથી આ શરીરમાં અહંભાવ થતો નથી, તે શ્રીહરિને પ્રિય થાય છે. ॥ ૫૧ ॥

**'जन्म'** સત્કુળમાં જન્મ, **'कर्म'** તપ (જપ, ધ્યાન) વગેરે, **'जातयः' अनुलोम** ઉત્તમ પુરુષથી અધમ સ્ત્રીમાં જન્મેલો, **प्रतिलोम** અધમ પુરુષથી ઉત્તમ સ્ત્રીમાં જન્મેલો, **'मूर्धावसिक्तः'** મસ્તક પર અભિષેક કરાયેલો વગેરે, (બ્રાહ્મણ પુરુષથી ક્ષત્રિય સ્ત્રીમાં જન્મેલો– દીપિની) આ શરીરમાં જેને સત્કુળમાં જન્મ, કર્મ વગેરે લક્ષણોથી અહંકાર થતો નથી, તે મનુષ્ય શ્રીહરિને પ્રિય થાય છે, એમ અર્થ છે. ॥ ૫૧ ॥

**न यस्य स्वः पर इति वित्तेष्वात्मनि वा भिदा।**
**सर्वभूतसमः शान्तः स वै भागवतोत्तमः॥ ५२**

वित्तेषु स्वीयं परकीयमिति। आत्मनि स्वः पर इति॥ ५२॥

શરીરમાં કે ધનમાં જેને પોતાનું અને પારકું એવો ભેદ નથી તથા સર્વ પ્રાણીઓમાં (એક આત્માનું) સમાનરૂપે જે દર્શન કરે, તેવો શાંત (રાગ-દ્વેષરહિત) મનુષ્ય જ ભગવદ્ભક્તોમાં શ્રેષ્ઠ છે. ॥ ૫૨ ॥

ધનમાં (જેને) પોતાનું અને પારકું (નથી) તથા શરીરમાં (જેને) પોતાનું અને પારકું (નથી.) ॥ ૫૨ ॥

**त्रिभुवनविभवहेतवेऽप्यकुण्ठ-**
**स्मृतिरजितात्मसुरादिभिर्विमृग्यात्।**
**न चलति भगवत्पदारविन्दा-**
**ल्लवनिमिषार्धमपि यः स वैष्णवाग्र्यः॥ ५३**

किंच त्रिभुवनविभवहेतवेऽपि त्रैलोक्यराज्यार्थमपि लवार्धमपि निमिषार्धमपि भगवत्पदारविन्दभजनाद्यो न चलति स वैष्णवाग्र्यः।

ત્રણેય લોકનો વૈભવ મળે તો પણ અખંડ ભગવત્સ્મૃતિ રાખનાર, ભગવાન અજિત જેમનો આત્મા છે તેવા દેવો દ્વારા પણ અન્વેષણીય એવા ભગવત્પદારવિંદથી ક્ષણ (કે) અર્ધી ક્ષણ માટે પણ ચલિત ન થનાર મનુષ્ય શ્રેષ્ઠ વૈષ્ણવ છે. ॥ ૫૩ ॥

વળી, **'त्रिभुवनविभवहेतवे-अपि'** ત્રણેય લોકના રાજ્ય માટે (ત્રણેય લોકનો વૈભવ મળે તો) પણ, ક્ષણ માટે કે અર્ધી ક્ષણ માટે પણ ભગવાનના ચરણારવિંદથી જે ચલિત થતો નથી, તે શ્રેષ્ઠ વૈષ્ણવ છે.

ननु लवार्धमात्रभजनोपरमे चेत्तावाँल्लाभो भवेत्तत्कुतो न चलेत्तत्राह—अकुण्ठस्मृतिः भगवत्पदतोऽन्यत्सारं नास्तीत्येवंरूपाऽकुण्ठाऽनपगता स्मृतिर्यस्य सः।

શંકા કરે છે કે માત્ર ક્ષણાર્ધ માટે ભજન અટકાવવામાં આટલો લાભ થાય, તો શા માટે તે ભગવાનના ચરણારવિંદથી ચલિત ન થાય? તે માટે ઉત્તર આપે છે– **'अकुण्ठस्मृतिः'** ભગવાનના ચરણથી અન્યત્ર ક્યાંય સાર નથી, એવી **'अकुण्ठा'** અસ્ખલિત સ્મૃતિ છે જેની તેવો તે છે.

भगवत्पदारविन्दादन्यत्सारं नास्तीति कुतोऽत आह—अजिते हरावेवात्मा येषां तथाभूतैः सुरादिभिरपि दुर्लभात्। किंतु केवलं विमृग्यात्। तदपेक्षया सर्वस्य तुच्छत्वं स्मरन् यो न चलतीत्यर्थः॥५३॥

ભગવાનના ચરણારવિંદથી અન્યત્ર સાર નથી, એવું કેવી રીતે? આ માટે કહે છે– **'अजिते'** શ્રીહરિમાં જેમનો આત્મા છે તેવા દેવો વગેરેને પણ દુર્લભ એવા, છતાં પણ એમના દ્વારા શોધવા યોગ્ય ચરણારવિંદથી (અન્યત્ર સાર નથી). તેની (ભગવાનના ચરણારવિંદની) અપેક્ષાએ સર્વ વસ્તુની તુચ્છતાનું સ્મરણ કરતો જે મનુષ્ય ભજનથી ચલિત થતો નથી (તે શ્રેષ્ઠ વૈષ્ણવ છે). ॥ ૫૩ ॥

अपि च विषयाभिसंधिना चलनं कामेनातिसंतापे सति भवेत्, स तु भगवत्सेवानिर्वृतौ न संभवतीत्याह—**भगवत इति**।

વળી, વિષયોની અભિલાષા થવાથી કામનાને કારણે અતિ સંતાપ થાય ત્યારે મનુષ્ય ચલિત થાય, પરંતુ ભગવાનની સેવામાં પરમ આનંદ પ્રાપ્ત થાય ત્યારે વિષયોની અભિલાષા થતી જ નથી, એમ કહે છે— **'भगवतः इति।'**

**भगवत उरुविक्रमाङ्घ्रिशाखा-**
**नखमणिचन्द्रिकया निरस्ततापे।**
**हृदि कथमुपसीदतां पुनः स**
**प्रभवति चन्द्र इवोदितेऽर्कतापः॥५४**

(રાત્રે) ચંદ્રોદય થાય છે ત્યારે જેમ સૂર્યનો તાપ સંભવતો નથી તેમ વિરાટ પગલાંવાળા (વામન) ભગવાનના ચરણની આંગળીઓના નખરૂપી મણિઓની ચંદ્રિકા વડે જેમના હૃદયના તાપ નાશ પામ્યા છે એવા ભક્તજનોના હૃદયમાં ફરીથી કામાદિનો સંતાપ કેવી રીતે ઉત્પન્ન થાય? ॥ ૫૪ ॥

उरुविक्रमौ च तावङ्घ्री च तयोः शाखा अङ्गुलयस्तासु नखानि च तानि मणयश्च तेषां चन्द्रिका शीतला दीप्तिस्तया निरस्तः कामादितापो यस्मिंस्तस्मिन्नुपसीदतां भजतां हृदि कथं पुनः संतापः प्रभवति। चन्द्रे उदिते सत्यर्कस्य ताप इव।

અત્યંત પરાક્રમી એવા તે બંને ચરણો, તેમની **'शाखाः'** આંગળીઓ, તેમાંના નખ, તે નખ એ જ મણિઓ, તેમની **'चन्द्रिका'** શીતળ ચાંદની, તેનાથી દૂર થયા છે કામાદિ તાપ જેમાં તે **'उपसीदताम्'** ભક્તોના હૃદયમાં ફરીથી કામાદિ સંતાપ કેવી રીતે ઉત્પન્ન થાય? ચંદ્ર ઊગે ત્યારે સૂર્યનો તાપ સંભવે નહીં તેમ!

न यस्य स्वः पर इत्यादिना श्लोकत्रयेण यादृश इत्यस्योत्तरमुक्तं वेदितव्यम्।

यद्ब्रूत इत्यस्य च हरिनामानीति ज्ञातव्यम्॥ ५४॥

उक्तसमस्तलक्षणसारमाह—**विसृजतीति**।

**विसृजति हृदयं न यस्य साक्षा-**
**द्धरिरवशाभिहितोऽप्यघौघनाशः ।**
**प्रणयरशनया धृताङ्घ्रिपद्मः**
**स भवति भागवतप्रधान उक्तः॥ ५५**

हरिरेव स्वयं साक्षाद्यस्य हृदयं न विसृजति न मुञ्चति। कथंभूतः। अवशेनाप्यभिहित-मात्रोऽप्यघौघं नाशयति यः सः। तत्किं न विसृजति। यतः प्रणयरशनया धृतं हृदये निबद्धमङ्घ्रिपद्मं यस्य स भागवतप्रधान उक्तो भवति॥ ५५॥

**'न यस्य स्वः परः'** (શ્લોક-૫૨) વગેરે ત્રણ શ્લોકોથી **'यादृशः'** (શ્લોક-૪૪) એ પ્રશ્નનો ઉત્તર કહેવામાં આવ્યો છે તેમ સમજવું જોઈએ.

અને **'यद्-ब्रूते'** (શ્લોક-૪૪) **इति।** આ શ્લોકનો ઉત્તર શ્રીહરિનાં નામોનું જે નિરંતર ગાન કરે છે, એમ (હવે પછીના શ્લોકમાં) સમજવા યોગ્ય છે. ॥ ૫૪ ॥

પૂર્વોક્ત સમસ્ત લક્ષણોનો સાર કહે છે— **'विसृजति इति।'**

વિવશપણે પણ નામોચ્ચારણ કરવામાં આવ્યું હોય તો પણ જે શ્રીહરિ પાપસમૂહનો નાશ કરે છે, તે શ્રીહરિનાં ચરણકમળ જેના હૃદયમાં પ્રેમની દોરીથી બંધાયેલા હોઈ સ્વયં શ્રીહરિ જેના હૃદયને છોડતા નથી (છોડી શકતા નથી), તે શ્રેષ્ઠ ભગવદ્ભક્ત કહેવામાં આવ્યો છે. ॥ ૫૫ ॥

**'साक्षात्'** સ્વયં શ્રીહરિ જ જેના હૃદયને **'न विसृजति'** છોડતા નથી. કેવા શ્રીહરિ? (જ્વર, પતન, મરણ વગેરે) વિવશ અવસ્થાઓમાં પણ જેમના નામનું માત્ર ઉચ્ચારણ કરવામાં આવ્યું હોય તો પણ જે શ્રીહરિ સમસ્ત પાપના સમૂહનો નાશ કરે છે તે શ્રીહરિ, ભક્તના હૃદયને કેમ છોડતા નથી? કારણ કે પ્રેમની દોરીથી **'धृतम्'** હૃદયમાં જેમનાં ચરણકમળ બંધાઈ ગયાં છે તે શ્રેષ્ઠ ભગવદ્ભક્ત કહેવાયો છે. ॥ ૫૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे नारदवसुदेवसंवादे द्वितीयोऽध्यायः॥ २॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वितीयोऽध्यायः॥ २॥

*****

# अथ तृतीयोऽध्यायः

## માયા, માયાથી પર થવાનો ઉપાય તથા બ્રહ્મ અને કર્મયોગનું નિરૂપણ

मायातत्तरणब्रह्मकर्मप्रश्नचतुष्टये ।
तृतीये तूत्तरं दत्तमार्षभैर्मुनिभिः पृथक् ॥ १

ત્રીજા અધ્યાયમાં માયા, તેને તરવાનો ઉપાય, બ્રહ્મ તથા કર્મયોગ, એ ચાર પ્રશ્નોનો ઉત્તર ઋષભદેવના પુત્રો એવા મુનીશ્વરો દ્વારા જુદો જુદો આપવામાં આવ્યો છે. ॥ ૧ ॥

विष्णोर्मायामिदं पश्यन्नित्युक्तमतो मायां पृच्छति—**परस्येति**।

'આ વિશ્વ વિષ્ણુની માયા છે, એમ જોતો' (શ્લોક-૪૮) એમ પૂર્વના અધ્યાયમાં કહેવાયું. આથી માયા વિષે (રાજા) પૂછે છે— **'परस्य इति।'**

**राजोवाच**

**परस्य विष्णोरीशस्य मायिनामपि मोहिनीम्।**
**मायां वेदितुमिच्छामो भगवन्तो ब्रुवन्तु नः ॥ १**

**રાજા (નિમિ) બોલ્યા** – હે પૂજ્ય ભગવાનો! માયાવીઓને પણ મોહિત કરનારી, પરમાત્મા વિષ્ણુની માયાને અમે જાણવા ઇચ્છીએ છીએ, તે આપ સૌ અમને કહો. ॥ ૧ ॥

हे भगवन्तः ॥ १ ॥

હે પૂજ્ય ભગવાનો! ॥ ૧ ॥

ननूक्तलक्षणो भागवतो भूत्वा कृतार्थः स्याः, किं बहुप्रश्नैरत आह—**नानुतृप्य इति**।

'કહેવામાં આવેલાં લક્ષણવાળા ભગવદ્ભક્ત થઈને તારે કૃતાર્થ થવું જોઈએ. ઘણા પ્રશ્નો પૂછવાથી શો લાભ થવાનો છે?' (એમ જો કહેવામાં આવે તો) તે માટે કહે છે— **'न-अनुतृप्ये इति।'**

**नानुतृप्ये जुषन् युष्मद्वचो हरिकथामृतम्।**
**संसारतापनिस्तप्तो मर्त्यस्तत्तापभेषजम्॥ २**

સંસારના તાપોથી અત્યંત તપેલો મરણશીલ મનુષ્ય એવો હું, તે તાપના ઔષધરૂપ શ્રીહરિકથામૃતરૂપી આપના વચનનું શ્રવણ કરતાં તૃપ્ત થતો નથી. ॥ ૨ ॥

संसारतापैर्नितरां तप्तोऽहं तस्य तापस्य भेषजं हरिकथामृतरूपं युष्मद्वचो जुषमाणो नानुतृप्यामि॥ २॥

સંસારના તાપોથી અત્યંત તપેલો હું, તે તાપના ઔષધરૂપ શ્રીહરિકથામૃતરૂપ આપના વચનનું શ્રવણ કરતાં તૃપ્ત થતો નથી. ॥ ૨ ॥

मायायाः स्वरूपतो निरूपणासंभवात्सृष्ट्यादिकार्यद्वारेण निरूपयितुमाह—**एभिरिति**।

સ્વરૂપની દૃષ્ટિએ માયાનું નિરૂપણ કરવું સંભવિત ન હોવાથી સૃષ્ટિ વગેરે કાર્ય દ્વારા નિરૂપણ કરવા માટે કહે છે— **'एभिः इति।'**

**अन्तरिक्ष उवाच**

**एभिर्भूतानि भूतात्मा महाभूतैर्महाभुज।**
**ससर्जोच्चावचान्याद्यः स्वमात्रात्मप्रसिद्धये॥ ३**

**(યોગેશ્વર) અંતરિક્ષ બોલ્યા** – હે મહાબાહુ (રાજા નિમિ), પ્રાણીમાત્રના કારણ આદ્યપુરુષ પરમાત્માએ પોતાના અંશ જીવાત્માના વિષયભોગ તથા મોક્ષ માટે (પોતાની શક્તિથી) આ મહાભૂતો દ્વારા નાનાંમોટાં પ્રાણીઓ સર્જ્યાં છે (તે શક્તિ જ તેમની માયા છે). ॥ ૩ ॥

आद्यः पुरुषो यया शक्त्या भूतानामात्मा कारणभूत एभिः स्वसृष्टैर्महाभूतैरुच्चावचानि भूतानि ससर्ज।

एषा माया भगवत इति चरमश्लोकपादस्य प्रतिश्लोकमनुषङ्गः।

किमर्थं ससर्ज। स्वमात्रात्मप्रसिद्धये, स्वं मिमीते प्रमिमीते उपास्ते यः स स्वमाता तस्यात्मनो जीवस्य प्रकृष्टायै सिद्धये। यद्वा स्वांशभूतानां जीवानां मात्राप्रसिद्धये विषयभोगाय आत्मप्रसिद्धये मोक्षाय चेत्यर्थः।

तदुक्तं वेदस्तुतौ—

'बुद्धीन्द्रियमनःप्राणाञ्जनानामसृजत्प्रभुः ।
मात्रार्थं च भवार्थं च आत्मनेऽकल्पनाय च॥'
इति॥ ३॥

(**'भूत-आत्मा'**) પ્રાણીઓના **'આત્મા'** કારણરૂપ **'आद्यः'** મૂળ પુરુષ પરમાત્માએ જે શક્તિથી પોતાનાં સર્જેલાં આ મહાભૂતો દ્વારા મોટાંનાનાં પ્રાણીઓ સર્જ્યાં છે.

'આ માયા ભગવાનની છે.' એમ (અંતરિક્ષ યોગેશ્વરના) છેલ્લા શ્લોક (૧૬)ના ચરણનો દરેક શ્લોક સાથે સંબંધ છે.

પરમાત્માએ પ્રાણીઓ શા માટે સર્જ્યાં? **'स्वमात्रा-आत्मप्रसिद्धये'** જે પોતાને **मिमीते प्रमिमीते** ઉપાસે છે તે, પોતાનું જે ભજન કરે છે તે **स्वमाता,** તે **आत्मनः** જીવની ઉત્કૃષ્ટ સિદ્ધિ માટે (અર્થાત્ પોતાની ભક્તિથી જીવ પરમાત્માને પ્રાપ્ત કરવારૂપી ઉત્કૃષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરે તે માટે) અથવા પોતાના અંશરૂપ જીવોના **'मात्राप्रसिद्धये'** વિષયભોગ માટે અને **'आत्मप्रसिद्धये'** મોક્ષ માટે, એમ અર્થ છે. વેદસ્તુતિમાં તે કહેવામાં આવ્યું છે—

'પરમાત્માએ જીવોના વિષયભોગ માટે પરલોકમાં જનાર આત્માને તે તે લોકનો ઉપભોગ કરવા માટે અને સંસારથી અટકવારૂપ મુક્તિ માટે બુદ્ધિ, ઈન્દ્રિયો, મન તથા પ્રાણો સર્જ્યાં છે.' (વેદસ્તુતિ ૧૦/૮૭/૨) ॥ ૩ ॥

**एवं सृष्टानि भूतानि प्रविष्टः पंचधातुभिः।**
**एकधा दशधाऽऽत्मानं विभजन् जुषते गुणान्॥ ४**

આમ, (જીવોના ભોગસાધન માટે) પાંચ મહાભૂતોથી પોતે સર્જેલાં પ્રાણીઓમાં અંતર્યામી સ્વરૂપે પ્રવેશેલા ભગવાન મનથી એક સ્વરૂપે અને બાહ્ય-ઈન્દ્રિયોથી દસ સ્વરૂપે પોતાના જ સ્વરૂપનો વિભાગ કરી, તે તે વિષયોનો જીવોને ઉપભોગ કરાવે છે. ॥ ૪ ॥

एवं जीवोपकरणार्थं पञ्चधातुभि-र्महाभूतैः सृष्टानि भूतान्यन्तर्यामिरूपेण प्रविष्ट एकधा मनसा दशधा बाह्येन्द्रिय-रूपेणात्मानं विभजन्गुणांस्तत्तद्विषयान् जुषते

આમ, જીવોના ભોગસાધન માટે **'पञ्चधातुभिः'** પંચમહાભૂતોથી સર્જેલાં પ્રાણીઓમાં અંતર્યામીરૂપે પ્રવેશેલા ભગવાન મનથી એક સ્વરૂપે અને (પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો– એમ) બાહ્ય-ઈન્દ્રિયોથી દસ સ્વરૂપે પોતાના સ્વરૂપનો વિભાગ કરતા **'गुणान्'** તે તે વિષયોનો જીવોને **'जुषते'**

जोषयतीत्यर्थः। यद्वा तमात्मानं प्रति गुणान्विभजन् जुषते प्रीयत इत्यर्थः॥४॥

**जोषयति** ઉપભોગ કરાવે છે, એમ અર્થ છે. અથવા અંતર્યામીરૂપે પ્રવેશેલા પોતાના પ્રત્યે ગુણોનો વિભાગ કરતા **'जुषते'** પ્રસન્ન થાય છે, એમ અર્થ છે. (આ જ ભગવાનની માયા છે.) ॥ ४ ॥

**गुणैर्गुणान् स भुञ्जान आत्मप्रद्योतितैः प्रभुः।**
**मन्यमान इदं सृष्टमात्मानमिह सज्जते॥५**

અંતર્યામી દ્વારા પ્રકાશિત કરવામાં આવેલી ઈન્દ્રિયો દ્વારા વિષયોને ભોગવતો, (અંતર્યામી દ્વારા) સર્જાયેલા આ શરીરને 'આ હું છું.' એમ માનતો તે જીવ આ શરીર વગેરેમાં આસક્ત થાય છે. ॥५॥

स च जीव आत्मनाऽन्तर्यामिणा प्रद्योतितैर्गुणैरिन्द्रियैर्गुणान्विषयान्भुञ्जान इदं सृष्टं शरीरमात्मानं मन्यमान इह शरीरादौ सज्जते। अत एव संसरतीति भावः॥५॥

(**'प्रभुः'** પ્રભુના અંશરૂપ) તે જીવ **'आत्मना'** અંતર્યામી દ્વારા પ્રકાશિત કરવામાં આવેલી **'गुणैः'** ઈન્દ્રિયો દ્વારા **'गुणान्'** વિષયોને ભોગવતો, (અંતર્યામી દ્વારા) સર્જાયેલા આ શરીરને 'આ હું છું.' એમ માનતો **'इह'** આ શરીર વગેરેમાં આસક્ત થાય છે અને આથી જ (જન્મ-મરણરૂપ) સંસાર પામે છે, એવો ભાવ છે. (આ ભગવાનની માયા છે.) ॥ ५ ॥

ननु भुञ्जानः कथं सज्जते, भुञ्जानो भोगसमाप्तौ मुच्यत इति चेत्तत्राह—**कर्माणीति**।

(કોઈ) શંકા કરે કે ભોગોને ભોગવતો જીવ તેમાં આસક્ત કેવી રીતે થાય? ભોગોને ભોગવતાં ભોગવતાં જ્યારે ભોગોની સમાપ્તિ થાય ત્યારે તે મુક્ત થવો જ જોઈએ, એમ જો કોઈ કહે તો તે માટે ઉત્તર આપે છે— **'कर्माणि इति।'**

**कर्माणि कर्मभिः कुर्वन् सनिमित्तानि देहभृत्।**
**तत्तत् कर्मफलं गृह्णन् भ्रमतीह सुखेतरम्॥६**

કર્મેન્દ્રિયોથી વાસના સાથેનાં કર્મો કરતો અને પૂર્વે કરેલાં તે તે કર્મોનાં સુખ-દુઃખરૂપી ફળોને ભોગવતો જીવ આ સંસારમાં ભમ્યા કરે છે. (આ જ ભગવાનની માયા છે.) ॥ ६ ॥

कर्मभिः कर्मेन्द्रियैश्च सनिमित्तानि सवासनानि कर्माणि कुर्वंस्तत्तत्पूर्वकर्मफलं च गृह्णन्नयं देहभृद्भ्रमतीह संसारे, न तु मुच्यते। कथंभूतं कर्मफलम्। सुखेतरं सुखदुःखात्मकम्॥६॥

**'कर्मभिः'** કર્મેન્દ્રિયોથી **'सनिमित्तानि'** વાસનાસહિત કર્મો કરતો અને પૂર્વે કરેલાં તે તે કર્મોનાં ફળને ગ્રહણ કરતો આ શરીરધારી **'इह'** આ સંસારમાં ભમ્યા કરે છે, પણ મુક્ત થતો નથી. કેવા કર્મફળને? **'सुख-इतरम्'** સુખ-દુઃખરૂપ (કર્મફળને) ॥ ६ ॥

कियन्तं कालं भ्रमति तदाह—**इत्थमिति**।

**इत्थं कर्मगतीर्गच्छन् बह्वभद्रवहाः पुमान्।**
**आभूतसम्प्लवात् सर्गप्रलयावश्नुतेऽवशः ॥ ७**

बहून्यभद्राणि वहन्तीति तथा ताः। सर्गप्रलयावुत्पत्तिमरणे ॥ ७ ॥

**धातूपप्लव आसन्ने व्यक्तं द्रव्यगुणात्मकम्।**
**अनादिनिधनः कालो ह्यव्यक्तायापकर्षति ॥ ८**

एवं मायामयीं सृष्टिमुक्त्वा प्रलयं दर्शयितुमारभते। धातूनां महाभूतानामुपप्लवे नाशहेतावासन्ने व्यक्तं कार्यं द्रव्यं स्थूलं गुणः सूक्ष्मं तदात्मकमव्यक्तायाव्यक्तं प्रति नेतुमाकर्षति ॥ ८ ॥

नाशहेतूनाह—**शतवर्षेति**।

**शतवर्षा ह्यनावृष्टिर्भविष्यत्युल्बणा भुवि।**
**तत्कालोपचितोष्णार्को लोकांस्त्रीन् प्रतपिष्यति ॥ ९**

तस्मिन्काले उपचितश्चासावुष्ण–श्चासावर्कश्च। यद्वा तेन कालेनोपचितमुष्णत्वं यस्य सः ॥ ९ ॥

**पातालतलमारभ्य संकर्षणमुखानलः।**
**दहन्नूर्ध्वशिखो विष्वग् वर्धते वायुनेरितः ॥ १०**

કેટલા સમય સુધી ભમ્યા કરે છે, તે કહે છે– **'इत्थम् इति।'**

આમ, અનેક દુઃખો આપનારી કર્મોની ગતિઓ પામતો જીવ પ્રકૃતિને અધીન થઈ જગતનો મહાપ્રલય થાય ત્યાં સુધી જન્મ-મરણ પામ્યા કરે છે. (આ જ ભગવાનની માયા છે.) ॥ ૭ ॥

અનેક દુઃખો આપનારી એવી તે ગતિઓને (પામતો)– **'सर्गप्रलयौ'** જન્મ-મરણને ॥ ૭ ॥

મહાભૂતોના નાશનું કારણ જ્યારે સમીપ આવે છે, ત્યારે આદિ અને અંતરહિત એવો કાળ સ્થૂળસૂક્ષ્મરૂપ જગતને અવ્યક્ત બ્રહ્મમાં લઈ જવા આકર્ષે છે. (આ જ ભગવાનની માયા છે.)॥ ૮ ॥

આમ, માયામય સૃષ્ટિને વર્ણવીને પ્રલય દર્શાવવાનો આરંભ કરે છે. **'धातूनाम्'** મહાભૂતોના **'उपप्लवे'** નાશનું કારણ જ્યારે સમીપ આવે છે, ત્યારે **'द्रव्यम्'** સ્થૂળ, **'गुणः'** સૂક્ષ્મ, તે સ્થૂળસૂક્ષ્મરૂપ વ્યક્ત પ્રપંચરૂપ જગતને **'अव्यक्ताय'** અવ્યક્ત બ્રહ્મમાં લઈ જવા આકર્ષે છે. ॥ ૮ ॥

નાશનાં કારણો કહે છે– **'शतवर्षा इति।'**

તે સમયે પૃથ્વી ઉપર સો વર્ષ સુધી ભયંકર અનાવૃષ્ટિ થશે. તે કાળને લીધે વધી ગયેલી ઉષ્ણતાવાળો સૂર્ય ત્રણેય લોકને અત્યંત તપાવશે. (આ જ ભગવાનની માયા છે.) ॥ ૯ ॥

તે સમયે વધી ગયેલો અને ઉષ્ણ બનેલો સૂર્ય, અથવા તે કાળને કારણે જેની ઉષ્ણતા વધી ગઈ છે તેવો સૂર્ય ॥ ૯ ॥

શેષનાગના મુખમાંથી નીકળેલો, વાયુથી પ્રેરાઈને ઊંચી જ્વાળાઓવાળો બનેલો અગ્નિ પાતાળના તળિયાથી માંડી સર્વને બાળતો ચોતરફ વધશે. (આ જ ભગવાનની માયા છે.) ॥ ૧૦ ॥

ऊर्ध्वशिख ऊर्ध्वज्वालः। विष्वक्परितः ॥ १० ॥

'**ऊर्ध्वशिखः**' ઊંચી જ્વાળાઓવાળો અગ્નિ, '**विष्वक्**' ચોતરફ ॥ ૧૦ ॥

**सांवर्तको मेघगणो वर्षति स्म शतं समाः।**
**धाराभिर्हस्तिहस्ताभिर्लीयते सलिले विराट्॥ ११**

પ્રલયકાળના મેઘોનો સમૂહ સો વર્ષ સુધી હાથીની સૂંઢ જેવી ધારાઓથી વૃષ્ટિ કરશે, જેથી બ્રહ્માંડ જળમાં લય પામશે. (આ ભગવાનની માયા છે.) ॥ ૧૧ ॥

सांवर्तकः प्रलयकर्ता। धाराभिर्न तु बिन्दुभिः। हस्तिहस्ताभिस्तत्प्रमाणाभिः॥ ११॥

'**सांवर्तकः**' પ્રલય કરનાર– હાથીની સૂંઢ જેવા પ્રમાણવાળી ધારાઓથી, નહીં કે બિંદુઓથી વૃષ્ટિ કરશે. ॥ ૧૧ ॥

**ततो विराजमुत्सृज्य वैराजः पुरुषो नृप।**
**अव्यक्तं विशते सूक्ष्मं निरिन्धन इवानलः॥ १२**

(બ્રહ્માંડરૂપ ઉપાધિનો લય થયા) પછી હે રાજા (નિમિ), વૈરાજપુરુષ (બ્રહ્મા) બ્રહ્માંડ છોડીને, જેમ કાષ્ઠરહિત થયેલો અગ્નિ પોતાના સૂક્ષ્મ સ્વરૂપમાં પ્રવેશ કરે તેમ, સૂક્ષ્મ સ્વરૂપમાં પ્રવેશ કરશે. (આ જ ભગવાનની માયા છે.) ॥ ૧૨ ॥

तत उपाधिलयाद्वैराजः पुरुषोऽव्यक्तं कारणं प्रविशति। ननु—

'ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे।
परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम्॥'

इति स्मृतेर्यावदधिकारमवस्थितिरधिकारिणामिति न्यायाच्च वैराजशब्दाभिधेयस्य च ब्रह्मणः परमभागवतत्वान्मोक्ष एव संगच्छते नान्येषामिव कारणमात्रप्रवेशः, सत्यम्, अश्वमेधादिना सत्यलोकं गतानामप्यभक्तानामावृत्तिश्रवणादभक्तत्वे च ब्रह्मणोऽपि प्रकृतौ लयः पुनरुत्पत्तिश्चेति मोक्षदौर्लभ्यसूचनायैवमुक्तमित्यविरोधः।

પછી ઉપાધિનો લય થવાથી વિરાટ પુરુષ '**अव्यक्तम्**' અવ્યક્ત પ્રકૃતિરૂપ સૂક્ષ્મ કારણમાં પ્રવેશ કરે છે.

(કોઈ) શંકા કરે કે 'પ્રલય પ્રાપ્ત થાય ત્યારે આત્મસાક્ષાત્કાર પામેલા આત્માઓ બ્રહ્માજી સાથે પરમધામમાં પ્રવેશે છે.' એમ સ્મૃતિ હોવાથી અધિકાર હોય ત્યાં સુધી અધિકારીની સ્થિતિ છે, એ ન્યાયે વૈરાજ નામવાળા બ્રહ્મા પરમ ભાગવત હોવાથી એમનો મોક્ષ જ સુસંગત છે, બીજાઓની જેમ માત્ર કારણમાં તેમનો પ્રવેશ સુસંગત નથી.

સાચી વાત છે. અશ્વમેધ યજ્ઞ વગેરે કરવા દ્વારા સત્યલોકમાં જનારા અભક્તો પણ પાછા ફરે છે, એમ શ્રવણ કર્યું હોવાથી જો બ્રહ્માજી અભક્ત હોય તો તેમનો પણ પ્રકૃતિમાં લય અને પુનઃ ઉત્પત્તિ થાય છે, એમ મોક્ષની દુર્લભતા સૂચવવા માટે જ આમ કહેવાયું છે, આથી વિરોધ નથી.

यद्वा केनापि प्रमाणेन न व्यज्यत इत्यव्यक्तं ब्रह्मैव तत्प्रवेशेन च मोक्ष एवोक्त इति द्रष्टव्यम्॥ १२॥

અથવા કોઈ પણ પ્રમાણથી વ્યક્ત ન થાય તે '**अव्यक्तम्**' બ્રહ્મ જ છે. તે બ્રહ્મમાં પ્રવેશ કરવાથી મોક્ષ જ કહેવામાં આવ્યો છે, એમ સમજવું જોઈએ. ॥ ૧૨ ॥

एवं विराजो लयमुक्त्वा तत्कारणानां महदादिपृथिव्यन्तानां प्रातिलोम्येन लयमाह— **वायुनेति।**

**वायुना हृतगन्धा भूः सलिलत्वाय कल्पते।**
**सलिलं तद्धृतरसं ज्योतिष्ट्वायोपकल्पते॥ १३**

વાયોર્હિ ગન્ધરસહારિત્વં પ્રસિદ્ધમ્।

वायोर्हि गन्धरसहारित्वं प्रसिद्धम्। सांवर्तकेन वायुना हृतगन्धा अत एव गन्धस्य व्यावर्तकस्य गतत्वात्सलिलत्वाय कल्पते सलिले लीयते इत्यर्थः। तद्धृतरसं तेन वायुनैव हृतो रसो यस्य तत्॥ १३॥

**हृतरूपं तु तमसा वायौ ज्योतिः प्रलीयते।**
**हृतस्पर्शोऽवकाशेन वायुर्नभसि लीयते।**
**कालात्मना हृतगुणं नभ आत्मनि लीयते॥ १४**

तमसश्च रूपतिरस्कारित्वं प्रसिद्धम्। सांवर्तकेन तमसा। अवकाशेनाकाशेन स्वकारणेन कालात्मना, शब्दस्य हि कालत एव नाशः प्रसिद्धस्तद्रूपेणात्मना ईश्वरेण। आत्मनि तामसाहंकारे॥ १४॥

**इन्द्रियाणि मनो बुद्धिः सह वैकारिकैर्नृप।**
**प्रविशन्ति ह्यहंकारं स्वगुणैरहमात्मनि॥ १५**

આ પ્રમાણે વિરાટનો (બ્રહ્માંડનો) લય કહીને તેના કારણરૂપ મહત્તત્ત્વાદિથી આરંભીને પૃથ્વી સુધીનાં તત્ત્વોનો વિપરીત ક્રમથી લય કહે છે— **'वायुना इति।'**

(તે સમયે) વાયુ દ્વારા ગંધ હરી લેવામાં આવેલી પૃથ્વી જળરૂપ થશે તેમ જ વાયુ દ્વારા જ હરી લેવામાં આવેલા રસવાળું જળ તેજરૂપ થશે. (આ જ ભગવાનની માયા છે.) ॥ ૧૩ ॥

વાયુ ગંધ અને રસ હરી લે છે, તે પ્રસિદ્ધ છે. આથી જ સાંવર્તક વાયુ દ્વારા ગંધ હરી લેવામાં આવેલી પૃથ્વી, તેને અલગ કરનાર ગંધના જવાથી જળરૂપ થાય છે અને જળમાં લય પામે છે, એમ અર્થ છે. **'तद्-हृतरसम्'** તે વાયુ દ્વારા જ જેનો રસ હરી લેવામાં આવ્યો છે તે (જળ) ॥ ૧૩ ॥

અંધકાર દ્વારા હરાઈ ગયેલા રૂપવાળું તેજ વાયુતત્ત્વમાં વિલીન થાય છે. આકાશ દ્વારા હરી લેવામાં આવેલા સ્પર્શગુણવાળો વાયુ આકાશમાં લય પામે છે. કાળરૂપ ઈશ્વર દ્વારા હરી લેવામાં આવેલા શબ્દગુણવાળું આકાશ તામસ અહંકારમાં લય પામે છે. ॥ ૧૪ ॥

અંધકાર રૂપને ઢાંકી દેનારો છે તે પ્રસિદ્ધ છે. પ્રલયકાળના અંધકાર દ્વારા– **'अवकाशेन'** આકાશ દ્વારા, પોતાના કારણ કાળસ્વરૂપ દ્વારા, કાળથી જ શબ્દનો નાશ થાય છે, તે પ્રસિદ્ધ છે, તે રૂપે **'आत्मना'** ઈશ્વર દ્વારા– કાળરૂપ ઈશ્વર દ્વારા– **'आत्मनि'** તામસ અહંકારમાં ॥ ૧૪ ॥

હે રાજા, ઈન્દ્રિયો તથા બુદ્ધિ રાજસ અહંકારમાં લય પામે છે (કે જેમાંથી તે ઉદ્‌ભવ્યાં હતાં) તેમ જ (સાત્ત્વિક અહંકારમાંથી ઉત્પન્ન થયેલા ઈન્દ્રિયોના) દેવો સહિત મન (પોતાના કારણરૂપ) સાત્ત્વિક અહંકારમાં લય પામે છે. પોતાનાં (ભૂત, ઈન્દ્રિય, બુદ્ધિ, મનરૂપ ત્રણ પ્રકારનાં) કાર્યો સહિત અહંકાર મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વ પ્રકૃતિમાં લય પામે છે. (આ ભગવાનની માયા છે.) ॥ ૧૫ ॥

इन्द्रियाणि बुद्धिश्च राजसाहंकारम्। मनो वैकारिकैर्देवैः सह सात्त्विकाहंकारम्। एवं त्रिविधैः स्वगुणैः स्वकार्यैः सहितोऽहमहंकार आत्मनि महति स च प्रकृताविति द्रष्टव्यम् ॥ १५ ॥

**एषा माया भगवतः सर्गस्थित्यन्तकारिणी।**
**त्रिवर्णा वर्णितास्माभिः किं भूयः श्रोतुमिच्छसि॥ १६**

त्रिवर्णा त्रिगुणा। मायाश्रवणभीतं राजानं तन्निवृत्त्युपायश्रवणे स्वयं छन्दयति—किं भूय इति॥ १६ ॥

एवमनुकम्पितस्तन्निवृत्त्युपायमेव पृच्छति—**यथैतामिति**।

**राजोवाच**

**यथैतामैश्वरीं मायां दुस्तरामकृतात्मभिः।**
**तरन्त्यञ्जः स्थूलधियो महर्ष इदमुच्यताम्॥ १७**

यद्यपि 'तन्माययाऽतो बुध आभजेत्तम्' इति भक्तिस्तत्तारकत्वेनोक्तैव तथापि किं भक्तिरेवान्योऽपि वा तत्रोपायोऽस्तीति ज्ञातुं पुनः प्रश्नः। अकृतात्मभिरवशीकृतान्तःकरणैः। स्थूलधियः स्थूले शरीरे अहंधीर्येषां ते॥ १७॥

ઈન્દ્રિયો તથા બુદ્ધિ રાજસ અહંકારમાં, સાત્ત્વિક અહંકારમાંથી ઉત્પન્ન થયેલા દેવો સહિત મન સાત્ત્વિક અહંકારમાં લય પામે છે. આમ, ત્રણ પ્રકારનાં **'स्वगुणैः'** પોતાનાં કાર્યો સહિત **'अहम्'** અહંકાર **'आत्मनि'** મહત્તત્ત્વમાં અને તે મહત્તત્ત્વ પ્રકૃતિમાં લય પામે છે, એમ સમજવા યોગ્ય છે. ॥ ૧૫ ॥

સૃષ્ટિ, સ્થિતિ તથા નાશ કરનારી, ભગવાનની આ ત્રિગુણાત્મક માયા અમારા દ્વારા વર્ણવવામાં આવી. આપ વધારે શું શ્રવણ કરવા ઈચ્છો છો? ॥ ૧૬ ॥

**'त्रिवर्णा'** ત્રિગુણાત્મક માયાનું શ્રવણ કરીને ભયભીત થયેલા રાજાને, તે માયાને દૂર કરવાનો ઉપાય શ્રવણ કરવા (યોગેશ્વર અંતરિક્ષ) પોતે પ્રેરણા કરે છે— **'किं भूयः इति।'** ॥ ૧૬ ॥

આ પ્રમાણે અનુગૃહીત થયેલા રાજા (નિમિ) તે માયાને દૂર કરવાનો ઉપાય જ પૂછે છે— **'यथा-एताम् इति।'**

**રાજા (નિમિ) બોલ્યા** – હે મહર્ષિ, જેમણે પોતાનાં અંતઃકરણ વશ નથી કર્યાં તેવા જનો દ્વારા દુસ્તર (તરવી કઠણ) એવી ઈશ્વરની આ માયાને સ્થૂળ શરીરમાં અહંબુદ્ધિ ધરાવતા પુરુષો જે ઉપાયથી અનાયાસે તરે છે, તે ઉપાય તમે કહો. ॥ ૧૭ ॥

'તે ભગવાનની માયાથી ભય દૂર થાય છે, માટે બુદ્ધિમાન મનુષ્યે ભગવાનને જ ભજવા જોઈએ.' (श्रीमद् ભા.૧૧/૨/૩૭) જો કે તે માયાથી તારનારી કેવળ ભક્તિ કહેવામાં આવી છે, તેમ છતાં તે ભક્તિ જેવો બીજો પણ કોઈ ઉપાય છે ખરો, એમ જાણવા માટે ફરીથી પૂછે છે. **'अकृत-आत्मभिः'** જેમણે પોતાનાં અંતઃકરણ વશ નથી કર્યાં તેવા જનો દ્વારા– **'स्थूलधियः'** સ્થૂળ શરીરમાં જેમની અહંબુદ્ધિ છે તેઓ ॥ ૧૭ ॥

भक्तिव्यतिरेकेण नास्त्यन्य उपाय इत्यभिप्रेत्य भक्तिमेव ससाधनां निरूपयति। तत्र प्रथमं वैराग्यद्वारा गुरूपसत्तिमाह चतुर्भिः— **कर्माणीति।**

ભક્તિ સિવાય બીજો ઉપાય નથી, એવા અભિપ્રાયથી ભક્તિને જ સાધનસહિત વર્ણવે છે. તેમાં પ્રથમ વૈરાગ્યવાન થઈને ગુરુને શરણે જવાનું ચાર શ્લોકોથી કહે છે— **'कर्माणि इति।'**

**प्रबुद्ध उवाच**

**कर्माण्यारभमाणानां दुःखहत्यै सुखाय च।**
**पश्येत् पाकविपर्यासं मिथुनीचारिणां नृणाम्॥ १८**

**(યોગેશ્વર) પ્રબુદ્ધ બોલ્યા** – દુઃખ દૂર કરવા અને સુખ પ્રાપ્ત કરવા માટે કર્મો કરનારા, સ્ત્રી-પુરુષના સંબંધમાં જોડાઈને રહેનારા મનુષ્યોને કર્મોનાં વિપરીત ફળ મળે છે તે જોવું જોઈએ.॥૧૮॥

दुःखहत्यै दुःखप्रतीकाराय। पाकविपर्यासं फलवैपरीत्यम्। मिथुनीचारिणां मिथुनीभूय प्रवर्तमानानाम्॥ १८॥

**'दुःखहत्यै'** દુઃખ દૂર કરવા માટે— **'पाकविपर्यासम्'** (સુખ માટે કરાયેલા કર્મથી દુઃખપ્રાપ્તિ થાય તેવી) ફળની વિપરીતતાને— **'मिथुनीचारिणाम्'** સ્ત્રી-પુરુષના સંબંધમાં જોડાઈને રહેનારાઓની ॥ ૧૮ ॥

कर्मभिः साधिता अपि वित्तादयो न सुखहेतव इति च पश्येदित्याह— **नित्यार्तिदेनेति।**

પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરવામાં આવ્યાં હોવા છતાં ધન વગેરે સુખનાં કારણો નથી, એવી દૃષ્ટિ રાખવી જોઈએ, એમ કહે છે— **'नित्य-आर्तिदेन इति।'**

**नित्यार्तिदेन वित्तेन दुर्लभेनात्ममृत्युना।**
**गृहापत्याप्तपशुभिः का प्रीतिः साधितैश्चलैः॥ १९**

નિત્ય દુઃખ આપનારાં, દુઃખથી પ્રાપ્ત થનારાં અને પોતાના મૃત્યુરૂપ ધનથી તેમ જ પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરવામાં આવેલાં નાશવંત ઘર, સંતાન, સ્વજનો તથા પશુઓથી શી સુખશાંતિ પ્રાપ્ત થાય છે? (કંઈ જ નહીં.) ॥ ૧૯ ॥

आत्मनः स्वस्य मृत्युरूपेण। चलैरनित्यैरपायिभिश्च॥ १९॥

(ધનને કારણે ચોરો વગેરે દ્વારા મૃત્યુ થતું હોવાથી) **'आत्मनः'** પોતાના મૃત્યુરૂપ ધનથી તથા **'चलैः'** અસ્થિર, નાશવંત (ધનાદિથી) ॥ ૧૯ ॥

**एवं लोकं परं विद्यान्नश्वरं कर्मनिर्मितम्।**
**सतुल्यातिशयध्वंसं यथा मण्डलवर्तिनाम्॥ २०**

કર્મથી પ્રાપ્ત થનારા આ લોકને અને પરલોકને પણ નાશવંત જાણવા તેમ જ સમાન સાથે (સ્પર્ધા), પોતાનાથી અધિક સાથે (ઈર્ષ્યા) અને (ભવિષ્યમાં) નાશ પામવાના (ભયથી યુક્ત એવા) ખંડિયા રાજાઓના (ઐશ્વર્ય) જેવા જાણવા. ॥ ૨૦ ॥

एवं लोकं परमिति।

એ જ પ્રમાણે આ લોક અને પરલોક પણ (નશ્વર છે).

कर्मनिर्मितत्वान्नश्वरम्। तथा च श्रुतिः— 'तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते।' इति। किंच वर्तमानसमयेऽपि दुःखयुक्तं पश्येदित्याह— सतुल्यातिशयध्वंसं सह तुल्येनातिशयेन ध्वंसेन च वर्तमानम्। अतस्तुल्ये स्पर्धातिशयेऽसूया-ध्वंसालोचने भयादिकं चापरिहार्यमित्यर्थः। यथाखण्डमण्डलपतीनां मिथः स्पर्धादि तद्वत्॥ २०॥

કર્મથી પ્રાપ્ત થયું હોવાથી નશ્વર છે. તે અનુસાર શ્રુતિ છે. 'કર્મથી મેળવેલું બધું જ આ લોકમાં જેમ નાશ પામે છે, તેમ પુણ્યથી મેળવેલો પરલોક પણ નાશ જ પામે છે.' (છાં.ઉપ.૮/૧/૬) વળી, વર્તમાન સમયમાં પણ તે દુઃખદાયક છે, એમ સમજવું જોઈએ, એમ કહે છે– **'सतुल्यातिशयध्वंसम्'** સમાનની સાથે, અધિકની સાથે અને નાશ (થવાના ભયની) સાથે રહેલા (બંને લોકને), આ પ્રમાણે સમાન સાથે સ્પર્ધા, પોતાનાથી ચડિયાતાની ઈર્ષ્યા અને (ભવિષ્યમાં) નાશ પામશે, એમ વિચાર કરવાથી ભય (ચિંતા, દૈન્ય) વગેરે દૂર ન કરી શકાય તેવાં હોય છે, એમ અર્થ છે. જેમ ખંડિયા રાજાઓમાં પરસ્પર સ્પર્ધા વગેરે હોય છે તેમ (આ લોક અને પરલોકનો વૈભવ પણ તેવો જ સમજવો જોઈએ.) ॥ ૨૦ ॥

**तस्माद् गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम्।**
**शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम्॥ २१**

(આત્મજ્ઞાનરૂપ) સર્વોત્તમ કલ્યાણને જાણવાની ઈચ્છા રાખનારે શબ્દબ્રહ્મ અર્થાત્ વેદમાં અને પરબ્રહ્મ પરમાત્માના અનુભવમાં નિષ્ણાત તથા (મનની ભ્રામક આસક્તિથી પર થવારૂપ) ઉપશમના આશ્રયરૂપ ગુરુને શરણે જવું જોઈએ. ॥ ૨૧ ॥

उत्तमं श्रेयो ज्ञातुमिच्छुः शाब्दे ब्रह्मणि वेदाख्ये न्यायतो निष्णातं तत्त्वज्ञम्। अन्यथा संशयनिरासकत्वायोगात्। परे च ब्रह्मण्यपरोक्षानुभवेन निष्णातमन्यथा बोध-संचारायोगात्। परब्रह्मनिष्णातत्वद्योतकमाह— उपशमाश्रयमिति॥ २१॥

સર્વોત્તમ કલ્યાણ જાણવાની ઈચ્છા રાખનારે વેદ નામના શબ્દબ્રહ્મમાં તાત્પર્યજ્ઞાનથી **'निष्णातम्'** નિષ્ણાત થયેલા તત્ત્વજ્ઞાની (ગુરુ)ને (શરણે)– જો ગુરુ શબ્દબ્રહ્મ (શાસ્ત્રજ્ઞાન) ધરાવતા ન હોય તો શિષ્યનો સંશય દૂર કરી શકે નહીં તેથી (ગુરુ વેદજ્ઞ હોવા જોઈએ). જો ગુરુને **'परे ब्रह्मणि'** પરબ્રહ્મનો અપરોક્ષ અનુભવ ન હોય તો તે શિષ્યમાં જ્ઞાનસંચાર કરી શકે નહીં માટે (ગુરુ પરબ્રહ્મમાં પણ નિષ્ણાત હોવા જોઈએ.) ગુરુ પરબ્રહ્મમાં નિષ્ણાત છે, તે બતાવનારું લક્ષણ જણાવે છે– **'उपशम-आश्रयम् इति।'** (**उपशमाश्रयम् मनोविभ्रमशून्यम्** - વં. મનની અસ્થિરતા ન હોવી તે; વિષયભોગ અસાર હોવાથી તેનાથી વિરક્ત થવું તે.) ॥ ૨૧ ॥

**तत्र भागवतान् धर्मान् शिक्षेद् गुर्वात्मदैवतः।**
**अमाययानुवृत्त्या यैस्तुष्येदात्माऽऽत्मदो हरिः॥ २२**

ત્યાં (ગુરુને શરણે જઈ) ગુરુ જ જેને માટે આત્મા છે અને ઈષ્ટદેવ છે તેવા થઈ તેમની નિષ્કપટ સેવા કરીને ભાગવતધર્મો શીખવા જોઈએ, કે જે ધર્મોથી (ઉપાસકોને) પોતાની જાતનું પ્રદાન કરનાર પરમાત્મા શ્રીહરિ પ્રસન્ન થાય (છે). ॥ ૨૨ ॥

गुरुरेवात्मा दैवतं च यस्य सः। अनुवृत्त्या सेवया। यैर्धर्मैः वस्तुत आत्मा, आत्मप्रदश्चोपासकानाम्। यथा बलिप्रभृतीनाम्॥ २२॥

ગુરુ જ જેને માટે આત્મા છે અને ઈષ્ટદેવ છે તે, **'अनुवृत्त्या'** સેવાથી– જે ધર્મોથી ઉપાસકોને પરમાત્મા શ્રીહરિ ખરેખર આત્માનું પ્રદાન કરે છે, જેમ બલિ વગેરેને (કર્યું હતું તેમ)! ॥ ૨૨ ॥

**सर्वतो मनसोऽसंगमादौ संगं च साधुषु।**
**दयां मैत्रीं प्रश्रयं च भूतेष्वद्धा यथोचितम्॥ २३**

પ્રથમ તો સર્વત્ર મનથી અસંગ થઈ જવું, સાધુપુરુષોનો સંગ કરવો તથા પ્રાણીઓ પ્રત્યે નિષ્કપટપણે યથાયોગ્ય દયા, મૈત્રી અને વિનય રાખવો તે શીખવું. ॥ ૨૩ ॥

यथोचितमिति हीनेषु दयां समेषु मैत्रीमुत्तमेषु प्रश्रयं च शिक्षेदित्यर्थः॥ २३॥

**'यथा-उचितम् इति।'** પોતાનાથી હીન પ્રાણીઓ ઉપર દયા, સમાન સાથે મિત્રતા અને ઉત્તમ પ્રત્યે વિનય શીખવો જોઈએ, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

**शौचं तपस्तितिक्षां च मौनं स्वाध्यायमार्जवम्।**
**ब्रह्मचर्यमहिंसां च समत्वं द्वन्द्वसंज्ञयोः॥ २४**

પવિત્રતા, તપ, તિતિક્ષા, મૌન, સ્વાધ્યાય, સરળતા, બ્રહ્મચર્ય, અહિંસા તથા સુખદુઃખાદિ દ્વંદ્વોમાં સમતા રાખતાં શીખવું જોઈએ. ॥ ૨૪ ॥

शौचं बाह्यं मृज्जलादिभिः। आभ्यन्तरं चादम्भामानादि शिक्षेत्। तपः स्वधर्माचरणम्। तितिक्षां क्षमाम्। मौनं वृथावाचामनुच्चारणम्। स्वाध्यायमधिकारानुरूपं वेदपाठादिकम्। आर्जवं स्वच्छताम्। ब्रह्मचर्यं यस्य यादृगुचितमृतुकाले स्वदारनियमादि। अहिंसां भूतेष्वद्रोहम्। द्वन्द्वसंज्ञयोः शीतोष्णसुखदुःखादिरूपयोः। समत्वं हर्षविषादराहित्यम् ॥ २४॥

**'शौचम्'** માટી, જળ વગેરેથી બહારની પવિત્રતા રાખવી તથા દંભ અને માન વગેરે તજીને અંદરની પવિત્રતા રાખતાં શીખવું જોઈએ. **'तपः'** સ્વધર્મનું આચરણ, **'तितिक्षाम्'** સહિષ્ણુતા, ક્ષમા, **'मौनम्'** વ્યર્થ વાણીનું ઉચ્ચારણ ન કરવું, **'स्वाध्यायम्'** પોતાના અધિકાર પ્રમાણે વેદનું અધ્યયન, **'आर्जवम्'** સ્વચ્છતા, **'ब्रह्मचर्यम्'** જેને જેવો ઉચિત હોય તેવા ઋતુકાળમાં પોતાની પત્ની સાથે નિયમ વગેરે પાળવા, **'अहिंसाम्'** પ્રાણીઓ પ્રત્યે દ્રોહ ન કરવો, **'द्वन्द्वसंज्ञयोः'** ઠંડી-ગરમી, સુખ-દુઃખ વગેરેરૂપ દ્વન્દ્વોમાં **'समत्वम्'** હર્ષ અને વિષાદ ન થવો. ॥ ૨૪ ॥

**सर्वत्रात्मेश्वरान्वीक्षां कैवल्यमनिकेतताम्।**
**विविक्तचीरवसनं सन्तोषं येन केनचित्॥ २५**

सर्वમાં સત્-ચિત્રૂપે આત્મા રહેલો છે તેવી દૃષ્ટિ રાખવી તથા સર્વમાં નિયંતારૂપે રહેલા ઈશ્વરનાં દર્શન કરવાં. એકાન્તમાં રહેવાનો સ્વભાવ કેળવવો. ઘર વગેરે ઉપર ('આ મારું છે.' એવું) અભિમાન ન રાખવું. નિર્જન સ્થાનેથી મળેલાં ચીંથરાં કે વલ્કલ પહેરવાં. જે કાંઈ પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત થાય તેનાથી સંતુષ્ટ થવું. ॥ ૨૫ ॥

आत्मेश्वरान्वीक्षाम्। सच्चिद्रूपेणात्मान्वीक्षां नियन्तृरूपेणेश्वरान्वीक्षां च। कैवल्यमेकान्तशीलत्वम्। अनिकेततां गृहाद्यभिमानराहित्यम्। विविक्तचीरवसनं विजनपतितानां वस्त्रखण्डानां शुद्धानां वा वल्कलानां परिधानम्॥ २५॥

**'आत्म-ईश्वर-अन्वीक्षाम्'** સત્-ચિત્ સ્વરૂપે આત્મા સર્વમાં રહેલો છે અને નિયંતારૂપે ઈશ્વર સર્વમાં રહેલો છે તેવી દૃષ્ટિ રાખવી. **'कैवल्यम्'** એકાંતમાં રહેવાનો સ્વભાવ કેળવવો. **'अनिकेतताम्'** ઘર વગેરેમાં 'આ મારું છે.' તેવા અભિમાનથી રહિત થવું. **'विविक्तचीरवसनम्'** નિર્જન સ્થાનમાં પડેલાં વસ્ત્રના ટુકડાઓ અથવા શુદ્ધ વલ્કલનાં વસ્ત્રો ધારણ કરવાં. ॥ ૨૫ ॥

**श्रद्धां भागवते शास्त्रेऽनिन्दामन्यत्र चापि हि।**
**मनोवाक्कर्मदण्डं च सत्यं शमदमावपि॥ २६**

ભગવાનનો મહિમા વર્ણવનાર શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખવી. અન્ય શાસ્ત્રની નિંદા પણ ન જ કરવી. મન-વાણી-કર્મને વશ કરવાં. સત્ય બોલવું તથા મન અને ઈન્દ્રિયોનો નિગ્રહ કરવો.॥ ૨૬॥

भागवते भगवत्प्रतिपादके। अन्यत्र शास्त्रादौ या अनिन्दा ताम्। मनसः प्राणायामैर्वाचो मौनेन कर्मणोऽनीहया दण्डम्। सत्यं यथार्थभाषणम्। शमदमावन्तःकरणबाह्येन्द्रियनिग्रहौ॥ २६॥

**'भागवते'** ભગવાનનો મહિમા પ્રતિપાદન કરનાર શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખવી અને બીજા શાસ્ત્રાદિની જે નિંદા છે તેને (તજવી). પ્રાણાયામથી મનને, મૌનથી વાણીને અને નિષ્ક્રિયતાથી કર્મને વશ કરવાં. **'सत्यम्'** યથાર્થ ભાષણ– **'शमदमौ'** મન અને બહારની ઈન્દ્રિયોનો નિગ્રહ કરવો. ॥ ૨૬ ॥

**श्रवणं कीर्तनं ध्यानं हरेरद्भुतकर्मणः।**
**जन्मकर्मगुणानां च तदर्थेऽखिलचेष्टितम्॥ २७**

અદ્ભુત કર્મો કરનારા શ્રીહરિનાં જન્મ, કર્મ તથા ગુણોનું શ્રવણ, કીર્તન તથા ધ્યાન કરવું તથા તેમને (શ્રીહરિને) માટે સર્વ કર્મો કરવાં. ॥૨૭॥

हरेर्जन्मकर्मगुणानां श्रवणादि तदर्थे। हर्युद्देशेन सर्वं कर्म विशेषतश्च यजनादि यत्तदर्थे शिक्षेत्॥ २७॥

શ્રીહરિનાં જન્મ, કર્મ તથા ગુણોનું શ્રવણ વગેરે કરવું. **'तत्-अर्थे'** તે શ્રીહરિ માટે, શ્રીહરિની પ્રાપ્તિના ઉદ્દેશથી સર્વ કર્મ કરવાં; વિશેષરૂપે જે યજનાદિ છે તે તેમને પ્રાપ્ત કરવાના હેતુથી કરવામાં આવે તેમ શીખવું. ॥ ૨૭ ॥

**इष्टं दत्तं तपो जप्तं वृत्तं यच्चात्मनः प्रियम्।**
**दारान् सुतान् गृहान् प्राणान् यत् परस्मै निवेदनम्॥ २८**

इष्टं दत्तमित्यादयो भावे निष्ठाः। वृत्तं सदाचारः। आत्मनः प्रियं गन्धपुष्पादि। दारादीनप्यालक्ष्य परस्मै परमेश्वराय निवेदनं तत्सेवकतया समर्पणं यत्तच्छिक्षेत्॥ २८॥

યજ્ઞ, દાન, તપ, જપ, સદાચાર, પોતાને જે પ્રિય હોય તે (ચંદન, પુષ્પ વગેરે), પત્ની, પુત્ર, ઘર તથા પ્રાણ પરમેશ્વરને અર્પણ કરવાં. ॥૨૮॥

યજ્ઞ, દાન વગેરે ભાવવાચક નામો બનાવવા. (ભૂતકૃદન્તનો પ્રત્યય ત લાગે છે.) **'वृत्तम्'** સદાચાર, પોતાને પ્રિય એવાં ચંદન, પુષ્પ વગેરે શ્રીહરિને આપવાં. પત્ની વગેરેને શ્રીહરિના સેવક તરીકે **'परस्मै'** પરમેશ્વરને જે અર્પણ કરવાં જોઈએ, તે શીખવું. ॥ ૨૮ ॥

**एवं कृष्णात्मनाथेषु मनुष्येषु च सौहृदम्।**
**परिचर्यां चोभयत्र महत्सु नृषु साधुषु॥ २९**

कृष्ण एवात्मा नाथश्च येषाम्। कृष्ण आत्मनो जीवस्य नाथो येषामिति वा तेषु। उभयत्र स्थावरे जङ्गमे च या परिचर्या ताम्। विशेषतो नृषु तत्रापि साधुषु स्वधर्मशीलेषु। ततोऽपि महत्सु श्रीभागवतेषु॥ २९॥

આમ, શ્રીકૃષ્ણ જ જેમના આત્મા છે અને નાથ છે એવા મનુષ્યો ઉપર સ્નેહ રાખવો. સ્થાવર અને જંગમ બંનેની સેવા કરવી. તેમાં પણ મનુષ્યોની વિશેષ સેવા કરવી. મનુષ્યોમાં પણ સ્વધર્મનિષ્ઠ જનોની વિશેષ સેવા કરવી અને તેઓમાં પણ ભગવદ્ભક્તોની વિશેષ સેવા કરવી. ॥ ૨૯ ॥

શ્રીકૃષ્ણ જ આત્મા અને નાથ છે જેમના અથવા શ્રીકૃષ્ણ જેમના **'आत्मनः'** જીવનના સ્વામી છે તેમની ઉપર (સ્નેહ રાખવો). **'उभयत्र'** સ્થાવર અને જંગમ– બંનેની જે સેવા છે તે (કરવી). તેમાં પણ મનુષ્યોની વિશેષરૂપે સેવા કરવી. તેમાં પણ **'साधुषु'** સ્વધર્મનિષ્ઠ જનોની વિશેષતઃ સેવા કરવી. તેમાં પણ **'महत्सु'** ભગવદ્ભક્તોની વિશેષ સેવા કરવી. ॥ ૨૯ ॥

**परस्परानुकथनं पावनं भगवद्यशः।**
**मिथो रतिर्मिथस्तुष्टिर्निवृत्तिर्मिथ आत्मनः॥ ३०**

तैश्च सह सङ्गम्य यत्पावनं भगवद्यशस्तस्य परस्परानुकथनं शिक्षेत्। यद्वा यशः प्रति तत्र संस्पर्धादिपरित्यागेन मिथो या रतिः रमणं, या च तुष्टिः सुखं या च निवृत्तिः समस्तदुःखनिवृत्तिस्तां च शिक्षेत्॥ ३०॥

ભગવાનના પવિત્ર યશનું પરસ્પર વર્ણન કરવું. તેમાં પરસ્પર પ્રેમ અને સંતોષ થાય તેમ અને પોતાનાં દુઃખોની નિવૃત્તિ થાય તેમ કરતાં શીખવું. ॥ ૩૦ ॥

તે ભગવદ્ભક્તો સાથે સત્સંગ કરીને ભગવાનનો જે પવિત્ર યશ છે તેનું એકબીજા સાથે વર્ણન કરતાં શીખવું. અથવા તેમાં (પરસ્પર ભગવદ્યશવર્ણનમાં) સ્પર્ધા વગેરેના ત્યાગપૂર્વક પરસ્પર જે **'रतिः'** આનંદ તથા જે **'तुष्टिः'** સુખ તથા જે **'निवृत्तिः'** સમસ્ત દુઃખોની નિવૃત્તિ છે, તે પ્રાપ્ત કરતાં શીખવું.॥૩૦॥

एवं वर्तमानानां परमानन्दप्राप्तिमाह—**स्मरन्त इति** द्वयेन।

**स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम्।**
**भक्त्या संजातया भक्त्या बिभ्रत्युत्पुलकां तनुम्॥**
**॥ ३१ ॥**

**क्वचिद् रुदन्त्यच्युतचिन्तया क्वचि-**
**द्धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः।**
**नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं**
**भवन्ति तूष्णीं परमेत्य निर्वृताः॥ ३२**

भक्त्या साधनभक्त्या संजातया प्रेमलक्षणया भक्त्या॥ ३१ ॥ अजं हरिमनुशीलयन्ति तल्लीलामभिनयन्ति। एवं परमेत्य प्राप्य निर्वृताः सन्तस्तूष्णीं भवन्ति॥ ३२ ॥

उपसंहरति—**इतीति**।

**इति भागवतान् धर्मान् शिक्षन् भक्त्या तदुत्थया।**
**नारायणपरो मायामञ्जस्तरति दुस्तराम्॥**
**॥ ३३ ॥**

भागवतधर्मोत्पन्नया भक्त्या॥ ३३ ॥

'नारायणपरो मायां तरती'त्युक्ते पृच्छति—**नारायणाभिधानस्येति**।

**राजोवाच**

**नारायणाभिधानस्य ब्रह्मणः परमात्मनः।**
**निष्ठामर्हथ नो वक्तुं यूयं हि ब्रह्मवित्तमाः॥ ३४**

આ રીતે રહેનારાઓને પરમાનંદ પ્રાપ્ત થાય છે, એમ બે શ્લોકથી કહે છે— **'स्मरन्तः इति।'**

પાપોના સમૂહનો નાશ કરનારા શ્રીહરિનું સ્મરણ કરતા અને સ્મરણ કરાવતા ભગવાનના ભક્તો સાધનભક્તિથી ઊપજેલી પ્રેમલક્ષણા ભક્તિથી શરીરમાં રોમાંચ ધારણ કરે છે. ॥ ૩૧ ॥ (આવા) અલૌકિક ભક્તો (અજ) ભગવાન શ્રીહરિના ચિંતનથી ક્યારેક રડવા લાગે છે, ક્યારેક હસવા લાગે છે, આનંદમાં આવી જાય છે, ક્યારેક ભગવાન સાથે વાતો કરવા માંડે છે, નાચે છે, ગાય છે અને ભગવાન(ની લીલાઓ)નો અભિનય કરવા લાગે છે. ક્યારેક પરમેશ્વરને પ્રાપ્ત કરીને (પરમાનંદમાં નિમગ્ન થઈને) શાંત થઈ મૌન થઈ જાય છે. ॥ ૩૨ ॥

**'भक्त्या'** સાધનભક્તિથી ઉત્પન્ન થયેલી પ્રેમલક્ષણા ભક્તિથી ॥ ૩૧ ॥ **'अजम्'** અજન્મા ભગવાન શ્રીહરિની તે **'अनुशीलयन्ति'** લીલાઓનો અભિનય કરવા લાગે છે. આમ પરમેશ્વરને **'एत्य'** પ્રાપ્ત કરી શાંત થઈને મૌન થઈ જાય છે. ॥ ૩૨ ॥

ઉપસંહાર કરે છે— **'इति इति।'**

આમ, ભાગવતધર્મોનું શિક્ષણ પ્રાપ્ત કરતો મનુષ્ય તે ભાગવતધર્મોના પાલનથી ઉત્પન્ન થયેલી ભક્તિથી નારાયણપરાયણ બનીને દુસ્તર માયાને અનાયાસે તરી જાય છે. ॥ ૩૩ ॥

ભાગવતધર્મોના પાલનથી ઉત્પન્ન થયેલી ભક્તિથી ॥ ૩૩ ॥

'મનુષ્ય નારાયણપરાયણ થઈને માયાને તરે છે,' એમ જે કહેવામાં આવ્યું, તે માટે રાજા પૂછે છે— **'नारायण-अभिधानस्य इति।'**

**રાજા (નિમિ) બોલ્યા** – નારાયણ નામના પરબ્રહ્મ પરમાત્માનું સ્વરૂપ વર્ણવવા માટે આપ કૃપા કરો, કારણ કે આપ વેદવેત્તા પુરુષોમાં શ્રેષ્ઠ છો. ॥ ૩૪ ॥

निष्ठां स्वरूपम्। अयं भावः—ब्रह्मैव तावन्नारायण इति भगवानिति परमात्मेति चोच्यते। तदुक्तम्—

'वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम्।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते॥'

इति। तथा—

'नारायणे भगवति तदिदं विश्वमाहितम्।
गृहीतमायोरुगुणः सर्गादावगुणः स्वतः॥'

इत्यादिषु।

**'निष्ठाम्'** સ્વરૂપને– ભાવ આ પ્રમાણે છે– બ્રહ્મ જ નારાયણ છે, ભગવાન છે અને પરમાત્મા છે, એમ કહેવામાં આવે છે. (શ્રીમદ્ ભાગવતમાં પૂર્વે) તે કહેવાયું છે– 'બ્રહ્મને જાણનારા તત્ત્વવેત્તાઓ જે અદ્વૈતનું જ્ઞાન છે તેને તત્ત્વ કહે છે. તે તત્ત્વ 'બ્રહ્મ', 'પરમાત્મા' અને 'ભગવાન'– એ નામથી કહેવાય છે.' (શ્રીમદ્ ભા.૧/૨/૧૧) તથા– 'તે આ વિશ્વ ભગવાન નારાયણમાં સ્થાપિત છે. પોતે નિર્ગુણ હોવા છતાં સૃષ્ટિની ઉત્પત્તિ સમયે માયાથી ઘણા ગુણોનો સ્વીકાર કરે છે.' (શ્રીમદ્ ભા.૨/૬/૩૦) વગેરેમાં (તે જ કહેવાયું છે).

तत्र किमेभिः शब्दैर्निर्विशेषं तदेव वस्तूच्यते, अस्ति वा कोऽपि विशेषांश इति॥ ३४॥

તેમાં પૂર્વે કહેલાં **वदन्ति** વગેરે સ્થળે આ 'ભગવાન, નારાયણ' વગેરે શબ્દોથી નિર્વિશેષ તે (સત્, અસત્, વિશેષશૂન્ય) એક માત્ર વેદાંતથી જાણવા યોગ્ય વસ્તુ કહેવામાં આવી છે કે કોઈ વિશેષ અંશ કહેવામાં આવ્યો છે, એમ રાજા પૂછે છે.॥ ૩૪ ॥

अत्रोत्तरम्—**स्थित्युद्भवेति।**

અહીં ઉત્તર આપે છે– **'स्थिति-उद्भव इति।'**

पिप्पलायन उवाच

**स्थित्युद्भवप्रलयहेतुरहेतुरस्य**
**यत् स्वप्नजागरसुषुप्तिषु सद् बहिश्च।**
**देहेन्द्रियासुहृदयानि चरन्ति येन**
**संजीवितानि तदवेहि परं नरेन्द्र॥ ३५**

**(યોગેશ્વર) પિપ્પલાયન બોલ્યા** – હે નરેન્દ્ર (નિમિ)! આ જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને નાશના કારણરૂપ તથા સ્વયં કારણરહિત, સ્વપ્ન-જાગ્રત-સુષુપ્તિ અવસ્થાઓમાં અને સમાધિ વગેરે અવસ્થાઓમાં પણ જે વિદ્યમાન રહે છે, જેમને કારણે દેહ, ઈન્દ્રિયો, પ્રાણ અને હૃદય ચેતનવંતાં થઈને પોતપોતાના કાર્યમાં પ્રવર્તે છે, તે પરમાત્મા જ પરમ તત્ત્વ છે, એમ તું જાણ. ॥ ૩૫ ॥

अयमर्थः—अस्य विश्वस्य स्थित्युद्भव-प्रलयानां हेतुः स्वयं चाहेतुर्हेतुरहितः स नारायण इति परमेव तत्त्वमवेहि स्वप्नजागरसुषुप्तिषु सदनुवर्तमानं यत्। वक्ष्यति च—**'तुरीयं त्रिषु संततम्'** इति।

અર્થ આ છે— આ વિશ્વની સ્થિતિ, ઉત્પત્તિ અને નાશના કારણ અને સ્વયં **'अहेतुः'** કારણરહિત એવા જે નારાયણ છે તે જ પરમ તત્ત્વ છે, એમ તું જાણ. જે સ્વપ્ન-જાગ્રત-સુષુપ્તિ અવસ્થાઓમાં **'सत्'** વિદ્યમાન છે. કહેવામાં આવશે– 'ત્રણેય અવસ્થાઓમાં તુરીય તત્ત્વ વ્યાપેલું રહે છે.' (શ્રીમદ્ ભા.૧૧/૨૫/૨૦)

बहिश्च समाध्यादौ यत्सत्तद्ब्रह्मेति परमेव तत्त्वमवेहि। देहेन्द्रियप्राणमनांसि येन संजीवितानि सन्ति चरन्ति प्रवर्तन्ते तत्परमात्मेति परमेव तत्त्वमवेहि। एवं लक्षण-भेदैर्नारायणादिनामभिरुच्यमानमपि परमेकमेव तत्त्वं जानीहि॥ ३५॥

**'बहिः'** સમાધિ વગેરે અવસ્થાઓમાં જે બ્રહ્મ વિદ્યમાન છે તેને જ તું પરમ તત્ત્વ જાણ. દેહ, ઈન્દ્રિયો, પ્રાણ તથા મન જેમનાથી ચેતનવંતાં થઈને **'चरन्ति'** પોતપોતાના કાર્યમાં પ્રવર્તે છે, તે પરમાત્મા જ પરમ તત્ત્વ છે, એમ તું જાણ.

આમ, જુદાં જુદાં લક્ષણો હોવાથી નારાયણ વગેરે નામોથી કહેવાતા હોવા છતાં એક જ પરમ તત્ત્વ છે, એમ તું જાણ. ॥ ૩૫ ॥

अवेहीत्यनेन विषयत्वं प्राप्तं निषेधति—**नैतदिति।**

**नैतन्मनो विशति वागुत चक्षुरात्मा**
**प्राणेन्द्रियाणि च यथानलमर्चिषः स्वाः।**
**शब्दोऽपि बोधकनिषेधतयाऽऽत्ममूल-**
**मर्थोक्तमाह यदृते न निषेधसिद्धिः॥ ३६**

**'अवेहि'** આ દ્વારા પ્રાપ્ત થયેલા જ્ઞાનના વિષયરૂપને નકારે છે— **'न-एतत् इति।'**

જેમ અગ્નિને તેના પોતાના જ અંશરૂપ તણખા વગેરે પ્રકાશિત કરી શકતા નથી કે બાળી શકતા નથી, તેમ આ પરમ તત્ત્વને મન, વાણી, ચક્ષુ, બુદ્ધિ, પ્રાણ કે ઈન્દ્રિયો વિષયરૂપ બનાવી શકતાં નથી. (અર્થાત્ મન વગેરે પરમ તત્ત્વને પામી શકતાં નથી.) શબ્દ (શ્રુતિવચન) પણ પોતાના મૂળરૂપ આ પરમ તત્ત્વને નિષેધપણાથી જે રીતે સમજાવી શકાય તે રીતે કહે છે. સર્વ નિષેધની અવધિરૂપ જે પરમતત્ત્વ વિના વેદનાં સર્વ નિષેધાત્મક વિધાનોનો મૂળભૂત હેતુ સિદ્ધ થતો નથી. ॥ ૩૬॥

एतत्परं तत्त्वं मनो न विशति न विषयी-करोति। वागुत वागपि चक्षुश्चात्मा बुद्धिश्च प्राणश्च क्रियाशक्त्या न प्राप्नोत्यन्यानि चेन्द्रियााणि। यथाऽनलं स्वाः स्वांशभूता अर्चिषो विस्फुलिङ्गादयो न प्रकाशयन्ति न दहन्ति च, तथा जडासु मन आदिवृत्तिष्वभिव्यज्य-मानस्यात्मप्रकाशस्य तत्तद्वृत्तिप्रकाशकस्य न तत्प्रकाशविषयत्वम्।

આ પરમ તત્ત્વને મન **'न विशति'** વિષયરૂપ કરી શકતું નથી. **'वाक्-उत'** વાણી પણ (તેને પામી શકતી નથી). ચક્ષુ અને **'आत्मा'** બુદ્ધિ તથા પ્રાણ પણ ક્રિયાશક્તિથી તેને પ્રાપ્ત કરી શકતાં નથી. બીજી (ઘ્રાણ, ત્વચા, શ્રોત્ર, રસના નામની) જ્ઞાનેન્દ્રિયો તેને જાણવા માટે સમર્થ નથી. (તથા હાથ-પગ વગેરે કર્મેન્દ્રિયો પણ તેને પામી શકતી નથી.) જેમ અગ્નિને તેના પોતાના અંશરૂપ **'अर्चिषः'** તણખા વગેરે પ્રકાશિત કરી શકતા નથી કે બાળી શકતા નથી, તેમ મન વગેરેની જડ વૃત્તિઓમાં તે તે વૃત્તિઓના પ્રકાશક તરીકે પ્રકાશતો આત્મપ્રકાશ તે વૃત્તિઓથી પ્રકાશિત થતો નથી.

'प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रमन्नस्यान्नं मनसो ये मनो विदुः' इति। तथा—'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' इत्यादि श्रुतेः।

'એ પરમ તત્ત્વ પ્રાણના પણ પ્રાણ, ચક્ષુનું પણ ચક્ષુ, શ્રોત્રનું પણ શ્રોત્ર, અન્નનું પણ અન્ન અને મનનું પણ મન છે, એમ તત્ત્વવેત્તાઓ જાણે છે.' (બૃહદા.ઉપ.૪/૪/૧૮) તેમ જ 'એ પરમ તત્ત્વને ન પામીને જ્યાંથી વાણી મનની સાથે પાછી ફરે છે.' (તૈત્તિ.ઉપ.૨/૪/૧)

ननु—'तं त्वौपनिषदं पुरुषं पृच्छामि' इति श्रुतेः। शब्दगोचरत्वं प्रतीयते तत्राह—'शब्दोऽपीति।

શંકા કરવામાં આવી છે કે શ્રુતિમાં કહેવાયું છે કે 'ઉપનિષદોથી જાણવા યોગ્ય તે પુરુષ વિષે હું પૂછું છું.' (બૃહદા.ઉપ.૩/૨/૨૬) આ ઉપરથી પરમતત્ત્વ શબ્દનો વિષય છે, એમ પ્રતીત થાય છે. તે માટે કહે છે– **'शब्दः अपि इति।'**

शब्दोऽप्यात्ममूलमात्मनि प्रमाणं सदर्थोक्तमर्थादुक्तं यथा भवति तथा आह, न साक्षात्। कुतः। बोधकनिषेधतया स्वस्यैव बोधकस्य निषेधरूपत्वात्। 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।' 'यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते तदेव ब्रह्म त्वं विद्धि।' 'यन्मनो न मनुते', 'न चक्षुषा पश्यति कश्चनैनम्' इत्यादिश्रुतेः।

શબ્દ અર્થાત્ શ્રુતિવચનનું પણ **'आत्ममूलम्'** આત્મામાં પ્રમાણ હોઈને તેને **'अर्थोक्तम्'** માત્ર સૂચિત અર્થથી જે રીતે સમજાય તે રીતે કહે છે. નહીં કે પ્રત્યક્ષ. કેવી રીતે? **'बोधकनिषेधतया'** આત્માના મૂળને કોઈ પણ બોધ કરાવનાર શબ્દનો નિષેધ હોવાથી. (જે બ્રહ્મનો બોધક કોઈ શબ્દ જ નથી.) 'એ પરમ તત્ત્વને ન પામીને જ્યાંથી વાણી મનની સાથે પાછી ફરે છે.'– (તૈત્તિ.ઉપ.૨/૪/૧) 'જે વાણીથી પ્રકાશિત નથી પણ જે વાણીને પ્રકાશિત કરે છે, તેને જ તું બ્રહ્મ જાણ.' (કેન.ઉપ.૧/૪) 'જેને મન વિચારી શકતું નથી.' (કેન.ઉપ.૧/૫) 'ચક્ષુથી એ પરમાત્માને કોઈ જોઈ શકતું નથી.' (કઠ.ઉપ.૨/૬/૯)

ननु तर्हि नैवाह श्रुतिः किमिदमुच्यते अर्थोक्तमाहेति तत्राह—यदृत इति।

શંકા કરવામાં આવી છે કે શ્રુતિ પરમતત્ત્વને શબ્દો દ્વારા અપ્રાપ્ય જ કહે છે, તો પછી શ્લોકમાં કેમ કહેવાયું છે કે શ્રુતિએ તે તત્ત્વને સારી રીતે સમજાવ્યું છે? તે માટે કહે છે– **'यत्-ऋते इति।'**

'अथात आदेशो नेति नेति', 'अस्थूलमनणु', 'यतो वाचो निवर्तन्ते', 'यद्वाचानभ्युदितम्' इत्यादिनिषेधस्य यदवधिभूतं ब्रह्म ऋते विना सिद्धिर्नास्ति। सर्वस्य निषेधस्य सावधित्वात्॥ ३६ ॥

'જે બ્રહ્મ માટે 'આ નહીં, આ નહીં.' એવો નિર્દેશ કરેલો છે. (બૃહદા.ઉપ.૨/૩/૬) 'તે બ્રહ્મ સ્થૂળ નથી, અણુ નથી.' (બૃહદા.ઉપ.૩/૮/૮), 'જ્યાંથી વાણી પાછી ફરે છે.' (તૈત્તિ.ઉપ.૨/૪/૧), 'જે (ચૈતન્યમાત્ર સત્તાસ્વરૂપ) બ્રહ્મ વાણીથી પ્રકાશિત નથી થતું, પરંતુ જેનાથી વાણી પ્રકાશિત થાય છે.' (કેનઉપ.૧/૪) વગેરે (વેદોએ કહેલા સર્વ પદાર્થના) નિષેધની જે અવધિ છે તે જ બ્રહ્મ છે. બ્રહ્મરૂપ અવધિ **ऋते** વિના (પરતત્ત્વની ઈયત્તા ગ્રહણ કરનાર નિરાકરણરૂપ) સિદ્ધિ હોઈ શકે નહીં, કારણ કે પ્રત્યેક નિષેધ અવધિવાળો છે. (**नेति नेति** એ વિધાન ત્યારે જ સિદ્ધ થાય જ્યારે કોઈક બ્રહ્મ જેવી વસ્તુ અસ્તિત્વ ધરાવતી હોય. જો કોઈ મૂળ પદાર્થનું અસ્તિત્વ હોય તો જ નિષેધ સાર્થક છે.) ॥ ૩૬ ॥

ननु तर्हि प्रमाणाविषयत्वान्नास्ति ब्रह्मेति प्रसज्जेतात आह—**सत्त्वमिति**।

શંકા કરવામાં આવી છે કે જો બ્રહ્મ કોઈ પણ પ્રમાણનો વિષય ન હોય તો બ્રહ્મ ન હોવાનો પ્રસંગ આવી પડે! આ માટે ઉત્તર આપે છે— **'सत्त्वम् इति।'**

**सत्त्वं रजस्तम इति त्रिवृदेकमादौ**
**सूत्रं महानहमिति प्रवदन्ति जीवम्।**
**ज्ञानक्रियार्थफलरूपतयोरुशक्ति**
**ब्रह्मैव भाति सदसच्च तयोः परं यत्॥ ३७**

પૂર્વે (સૃષ્ટિ ન હતી ત્યારે) એક જ બ્રહ્મ સત્ત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રિગુણમયી પ્રકૃતિરૂપે પ્રકટ થયું. તે જ બ્રહ્મ સૂત્રાત્મારૂપ, મહત્તત્ત્વરૂપ અને જીવની ઉપાધિ હોવાથી અહંકારરૂપ છે, એમ (સાંખ્યો) કહે છે. તે એક જ બ્રહ્મ (ઈન્દ્રિયોમાં રહીને તે તે ઈન્દ્રિયથી) જ્ઞાન કરાવનારા (દેવો), ઈન્દ્રિયો, તેમના વિષયો તથા સુખ(દુઃખ) વગેરે કર્મફળરૂપ અનેક પ્રકારની શક્તિઓથી યુક્ત છે. સ્થૂળ કાર્યરૂપ સત્ અને સૂક્ષ્મ કારણરૂપ અસત્, તે સર્વ બ્રહ્મ જ છે, કારણ કે બ્રહ્મ જ સત્ અને અસત્ તે બંનેના કારણરૂપ છે. ॥ ૩૭ ॥

सत्स्थूलं कार्यम्, असत्सूक्ष्मं कारणं तत्सर्वं ब्रह्मैव भाति। कुतः। यद्यस्मात्तयोः सदसतोः परं कारणं कार्यं कारणाद्भिन्नं न भवति—'वाचारम्भणम्' इति श्रुतेः।

**'सत्'** સ્થૂળરૂપ કાર્ય, **'असत्'** સૂક્ષ્મરૂપ કારણ, તે સર્વ (જે કંઈ) ભાસે છે તે બ્રહ્મ જ છે. કેવી રીતે? **'यत्'** કારણ કે બ્રહ્મ સત્ અને અસત્, તે બંનેનું **'परम्'** કારણ છે અને કારણથી કાર્ય ભિન્ન હોતું નથી.

'ઘડા, કોડિયાં વગેરે નામરૂપ વિકાર માત્ર કહેવાનો જ છે, કેવળ માટી જ સત્ય છે.' (છાં.ઉપ.૬/૧૪) એમ શ્રુતિ છે.

ननु कथमेकं बहुविधस्य कारणं तत्राह—उरुशक्ति अनेकशक्तिमत्। उरुर्महती मायालक्षणा शक्तिर्यस्य तदिति वा।

કોઈ શંકા કરે કે એક જ બ્રહ્મ અનેક પ્રકારનાં કાર્યોનું કારણ કેવી રીતે હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે– બ્રહ્મ **'उरुशक्ति'** અનેક પ્રકારની શક્તિઓથી યુક્ત છે અથવા મહાન એવી માયાના લક્ષણવાળી શક્તિ છે જેની તેવું બ્રહ્મ છે.

बहुधा भानमेव दर्शयति—आदौ यदेकं ब्रह्म तदेव सत्त्वं रजस्तम इति त्रिवृत्प्रधानं प्रवदन्ति। ततः क्रियाशक्त्या सूत्रं ज्ञानशक्त्या महानिति तदेव प्रवदन्ति, ततोऽहमिति जीवं जीवोपाधिमहंकारं च तदेव प्रवदन्ति। ततश्च ज्ञानक्रियार्थफलरूपतया ज्ञानशब्देन देवताः, क्रिया इन्द्रियाणि, अर्था विषयाः, फलं तत्प्रकाशः सुखादि वा तद्रूपतया ब्रह्मैव भाति।

એક જ બ્રહ્મ અનેકરૂપે દેખાય છે, તે દર્શાવે છે– પહેલાં જે એક બ્રહ્મ હતું તે જ સત્ત્વ, રજસ્ અને તમસ્– એમ ત્રિગુણમયી પ્રકૃતિરૂપે પ્રકટ થયું, એમ કહે છે. પછી ક્રિયાશક્તિરૂપ હોવાથી સૂત્રાત્મારૂપ અને જ્ઞાનશક્તિરૂપ હોવાથી મહત્તત્ત્વરૂપ થયું, એમ કહે છે. પછી **'अहम् इति।'** જીવ, જીવની ઉપાધિરૂપ અહંકાર પણ તે જ છે, એમ કહે છે. અને તેથી **'ज्ञानक्रियार्थफलरूपतया'** જ્ઞાન શબ્દથી દેવો, **'क्रियाः'** ઈન્દ્રિયો, **'अर्थाः'** ઈન્દ્રિયોના વિષયો, **'फलम्'** સુખ(દુઃખ) વગેરે કર્મફળરૂપ અથવા તે સર્વરૂપે બ્રહ્મ જ ભાસે છે.

न हि सर्वस्वरूपेण स्वतो भासमानस्य ब्रह्मणः स्वसिद्धौ प्रमाणापेक्षेति भावः॥ ३७॥

સર્વ સ્વરૂપે સ્વતઃ ભાસતા બ્રહ્મને પોતાને સિદ્ધ કરવા માટે પ્રમાણની અપેક્ષા છે જ નહીં, એવો ભાવ છે. ॥ ૩૭ ॥

ननु सर्वात्मकं चेद्ब्रह्म तर्हि सर्वस्य कार्यस्य जन्मादिविकारवत्त्वाद्ब्रह्मणोऽपि तत्प्रसङ्गः स्यादत आह—**नात्मेति**।

શંકા કરવામાં આવી છે કે જો બ્રહ્મ સર્વ-સ્વરૂપ હોય તો, સર્વ કાર્યો જન્મ વગેરે (જન્મવું, હોવું, વધવું, પરિવર્તન પામવું, ક્ષીણ થવું અને મૃત્યુ પામવું– એમ છ) વિકારવાળાં હોવાથી બ્રહ્મને પણ તેવા વિકારો હોવાનો પ્રસંગ બને! આ માટે ઉત્તર આપે છે– **'न-आत्मा इति।'**

**नात्मा जजान न मरिष्यति नैधतेऽसौ**
**न क्षीयते सवनविद् व्यभिचारिणां हि।**
**सर्वत्र शश्वदनपाय्युपलब्धिमात्रं**
**प्राणो यथेन्द्रियबलेन विकल्पितं सत्॥ ३८**

આત્મા નથી જન્મતો કે નથી મરતો, નથી વધતો (નથી પરિવર્તન પામતો) કે નથી ક્ષીણ થતો! (ઉત્પત્તિ તથા નાશના સ્વભાવવાળાં બાળ-યુવા વગેરે શરીરોની) બદલાતી અવસ્થાઓનો તે સાક્ષીમાત્ર છે. જેમ એક જ પ્રાણ (જુદાં જુદાં શરીરોમાં અનેક નામવાળો થઈ જાય છે,) તેમ સર્વ દેશમાં સર્વદા નિત્યરૂપે અનુગત, કેવળ જ્ઞાનસ્વરૂપ આત્મા ઇન્દ્રિયોના બળથી વિવિધ પ્રકારે કલ્પવામાં આવે છે. ॥ ૩૮ ॥

आत्मा ब्रह्म न जजान न जातः। जन्माभावादेव तदनन्तरास्तितालक्षणोऽपि विकारो नास्ति। नैधते न वर्धते। वृद्ध्यभावादेव विपरिणामोऽपि निरस्तः। कुतः। हि यस्माद् व्यभिचारिणामागमापायिनां बालयुवादिदेहानां सवनवित्तत्तत्कालद्रष्टा। न ह्यवस्थावतां द्रष्टा तदवस्थो भवतीत्यर्थः।

**'आत्मा'** બ્રહ્મ **'न जजान'** જન્મેલું નથી. જન્મ ન હોવાથી જ તેના પછીનો **'अस्ति** હોવું' લક્ષણવાળો વિકાર પણ તેને નથી. **'न-एधते'** બ્રહ્મ વૃદ્ધિ પામતું નથી. વૃદ્ધિ ન હોવાથી વિપરિણામ પણ પામતું નથી. શા માટે? **'हि'** કારણ કે **'व्यभिचारिणाम्'** ઉત્પત્તિ તથા નાશના સ્વભાવવાળાં બાળ-યુવા વગેરે શરીરોની તે તે **'सवनवित्'** કાળની અવસ્થાઓનો સાક્ષી છે. અવસ્થાઓવાળાં શરીરોનો સાક્ષી તે અવસ્થાઓવાળો હોતો નથી, એમ અર્થ છે.

ननु निरवस्थः कोऽसावात्मा, अत आह— उपलब्धिमात्रमिति।

શંકા કરવામાં આવી છે કે આવી અવસ્થાઓ વિનાનો આત્મા એ શું છે? આ માટે કહે છે— **'उपलब्धिमात्रम् इति।'** આત્મા કેવળ જ્ઞાનસ્વરૂપ છે.

नन्वायातं तर्हि क्षणिकत्वं नेत्याह— सर्वत्रेति। सर्वत्र देशे शश्वत्सर्वदा अनपाय्यनुवर्तमानम्।

(ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધો) શંકા કરે છે કે આત્મા જ્ઞાનસ્વરૂપ છે, એમ માનવામાં આવે તો આત્મા ક્ષણિક હોય! તે માટે ઉત્તર આપે છે કે ના— **'सर्वत्र इति।'** આત્મા સર્વ દેશમાં **'शश्वत्'** સર્વદા **'अनपायि'** નિત્યરૂપે અનુગત છે, નિત્ય સ્થિર, અક્ષયિષ્ણુ છે.

ननु नीलज्ञानं जातं, पीतज्ञानं नष्टमिति प्रतीतेर्न ज्ञानस्यानपायित्वमत आह— इन्द्रियबलेनेति। सदेव ज्ञानमिन्द्रियबलेन

કોઈ શંકા કરે કે શ્યામ રંગનું જ્ઞાન ઉત્પન્ન થતાં પીત રંગનું જ્ઞાન નાશ પામ્યું, એમ જણાય છે, તેથી જ્ઞાન અવિનાશી નથી (પણ નાશવંત જ છે)! આ માટે ઉત્તર આપે છે— **'इन्द्रियबलेन इति।'** જ્ઞાન તો (સદા સર્વદા) **'सत् एव'** હોય છે

विविधं कल्पितम्। नीलाद्याकारवृत्तय एव जायन्ते नश्यन्ति च, न ज्ञानमिति भावः।

જ, માત્ર ઈન્દ્રિયોના બળથી તે વિવિધ પ્રકારનું કલ્પવામાં આવે છે. શ્યામ વગેરે રંગરૂપની વૃત્તિઓ જ જન્મે છે અને નાશ પામે છે, જ્ઞાનની ઉત્પત્તિ કે નાશ થતાં જ નથી, એવો ભાવ છે.

व्यभिचारिष्वव्यभिचारे दृष्टान्तः—प्राणो यथेति॥ ३८॥

વ્યભિચારી (બદલાતા સ્વભાવવાળા)ઓમાં અવ્યભિચારી (ન બદલાતી) વસ્તુનું દૃષ્ટાંત– **'प्राणो यथा इति।'** બાળ, યુવા વગેરે ઉત્પત્તિ તથા નાશરૂપે બદલાતા સ્વભાવવાળાં જુદાં જુદાં શરીરોમાં રહ્યો હોવા છતાં જેમ પ્રાણ એક જ મૂળ સ્થિતિમાં રહે છે, તેમ જ્ઞાન પણ મૂળ સ્થિતિમાં જ રહે છે. ॥ ૩૮ ॥

दृष्टान्तं विवृण्वन्निन्द्रियादिलयेन निर्विकारात्मोपलब्धिं दर्शयति—**अण्डेष्विति।**

દૃષ્ટાંતનું વિવરણ કરતાં, ઈન્દ્રિયો વગેરેનો લય થવાથી નિર્વિકાર આત્માનો અનુભવ દર્શાવે છે– **'अण्डेषु इति।'**

**अण्डेषु पेशिषु तरुष्वविनिश्चितेषु**
**प्राणो हि जीवमुपधावति तत्र तत्र।**
**सन्ने यदिन्द्रियगणेऽहमि च प्रसुप्ते**
**कूटस्थ आशयमृते तदनुस्मृतिर्नः॥ ३९**

અંડજ, જરાયુજ, ઉદ્‌ભિજ્જ અને અનિશ્ચિત (સ્વેદજ) વગેરે યોનિઓમાં (જીવ જ્યાં જ્યાં જાય છે) ત્યાં ત્યાં પ્રાણ જીવની પાછળ પાછળ જ જાય છે (અને નિર્વિકાર રહે છે તેમ આત્મા પણ સદાય નિર્વિકાર જ રહે છે). (જાગ્રત અવસ્થામાં આત્મા વિકારવાળો પ્રતીત થાય છે, પરંતુ) સુષુપ્ત અવસ્થામાં લિંગશરીરની ઉપાધિ નથી હોતી ત્યારે ઈન્દ્રિયોનો સમુદાય અને અહંકાર લીન થઈ જતાં (સુષુપ્તિના સાક્ષી સુખસ્વરૂપ) નિર્વિકાર આત્માનું આપણને સ્મરણ રહે છે. ॥ ૩૯ ॥

पेशिषु जरायुजेषु तरुषु उद्भिज्जेष्वविनिश्चितेषु। स्वेदजेषु उपधावत्यनुवर्तते। एवं दृष्टान्ते निर्विकारत्वं प्रदर्श्य दार्ष्टान्तिकेऽपि दर्शयति—कथम्। तदैवात्मा सविकार इव प्रतीयते यद्यदा जागरे इन्द्रियगणो यदा च स्वप्ने तत्संस्कारवानहंकारः, यदा तु प्रसुप्तं

**'पेशिषु'** જરાયુજોમાં, **'तरुषु'** ઉદ્‌ભિજ્જોમાં, અનિશ્ચિત એવી સ્વેદજ વગેરે યોનિઓમાં (પ્રાણ જીવની) **'उपधावति'** પાછળ પાછળ જાય છે. આમ (જુદાં જુદાં શરીરોમાં અને જુદી જુદી અવસ્થાઓમાં નિર્વિકાર સ્વરૂપે રહેનારા પ્રાણના) દૃષ્ટાંતમાં નિર્વિકારત્વ દર્શાવીને દાર્ષ્ટાન્તિકમાં પણ નિર્વિકારિત્વ દર્શાવે છે– કેવી રીતે? આત્મા ત્યારે જ વિકારવાળો પ્રતીત થાય છે કે **'यत्'** જ્યારે જાગ્રત અવસ્થામાં ઈન્દ્રિયગણ (સક્રિય હોય છે)

तदा तस्मिन्प्रसुप्ते इन्द्रियगणे सन्ने लीने अहम्यहंकारे च सन्ने कूटस्थो निर्विकार एवात्मा। कुतः। आशयमृते लिङ्गशरीरमुपाधिं विना। विकारहेतोरुपाधेरभावादित्यर्थः।

અને જ્યારે સ્વપ્નમાં અહંકાર તે ઇન્દ્રિયોના વિષયોના સંસ્કારવાળો હોય છે. પરંતુ જ્યારે સુષુપ્ત અવસ્થામાં તે ઇન્દ્રિયગણ **'सन्ने'** લય પામે છે અને **'अहमि'** અહંકાર પણ લય પામે છે, ત્યારે જ આત્મા **'कूटस्थः'** નિર્વિકાર હોય છે. શા માટે? **'आशयम्-ऋते'** કારણ કે તે અવસ્થામાં વિકારના કારણરૂપ લિંગશરીરની ઉપાધિ હોતી નથી, એમ અર્થ છે.

नन्वहंकारपर्यन्तस्य सर्वस्य लये शून्यमेवावशिष्येत, तत्कथं तदा कूटस्थ आत्मा अत आह—तदनुस्मृतिर्नः, तस्य दर्शनस्पर्शनादिविशेषज्ञानशून्यस्य सुखात्मनः सुषुप्तिसाक्षिणः स्मृतिर्नोऽस्माकं भवति, एतावन्तं कालं सुखमहं सुप्तो न किंचिदवेदिषमिति। अतोऽननुभूतस्यास्मरणादस्त्येव सुषुप्ता-वात्मानुभवो विषयसंबन्धाभावात्तु न स्पष्ट इति भावः। तथा च श्रुतिः—'यद्वै तन्न पश्यति पश्यन्वै तद्द्रष्टव्यं न पश्यति'। 'न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते।' इति ॥ ३९ ॥

શંકા કરવામાં આવી છે કે જ્યારે સુષુપ્તિની અવસ્થામાં અહંકાર સુધીનાં સર્વ તત્ત્વોનો લય થઈ જાય છે ત્યારે કેવળ શૂન્ય જ બાકી રહે છે, તો પછી તે સમયે કૂટસ્થ આત્મા રહે છે, એમ કેવી રીતે કહી શકાય? આ માટે કહે છે– **'तत्-अनुस्मृतिः नः'** દર્શન, સ્પર્શ વગેરે વિશિષ્ટ જ્ઞાનથી શૂન્ય, સુખસ્વરૂપ અને સુષુપ્તિના સાક્ષી તે આત્માનું સ્મરણ આપણને રહે છે. 'આટલા સમય સુધી હું સુખથી સૂતો હતો, મેં કાંઈ જાણ્યું નહીં.' આમ, ન અનુભવ્યા વિનાની વસ્તુનું સ્મરણ થતું ન હોવાથી જ (સિદ્ધ થાય છે કે) સુષુપ્તિમાં આત્માનો અનુભવ થાય છે, પરંતુ તે અવસ્થામાં વિષયોની સાથે સંબંધ ન હોવાથી તે અનુભવ સ્પષ્ટ હોતો નથી, એવો ભાવ છે. તે અનુસાર શ્રુતિ પણ છે– 'જે આત્મા સુષુપ્તિમાં જોતો નથી તે નિઃસંદેહ તે અવસ્થામાં જોતો જ હોવા છતાં જોતો નથી, કારણ કે દ્રષ્ટાની દૃષ્ટિનો ક્યારેય લોપ થતો નથી. (તે તો અવિનાશી છે.)' – (બૃહદા.ઉપ.૪/૩/૨૩) ॥ ૩૯ ॥

ननु यदि सुषुप्तौ कूटस्थात्मानुभवो भवेत्कथं पुनरपि संसारः स्यात्, अविद्या-तत्संस्काराणां विद्यमानत्वादिति चेत्कदा तर्हि तन्निवर्तकोऽनुभवो भवेदत आह—**यर्हीति**।

શંકા કરવામાં આવી છે કે જો સુષુપ્તિમાં નિર્વિકાર આત્માનો અનુભવ થાય, તો વળી પાછો સંસાર કેમ પ્રાપ્ત થાય છે? તેના ઉત્તરમાં જો કહેવામાં આવે કે અવિદ્યા અને તેના સંસ્કારો વિદ્યમાન હોવાથી સંસાર પાછો પ્રાપ્ત થાય છે, તો પ્રશ્ન થાય કે અવિદ્યા અને સંસ્કારોને દૂર કરવાનો અનુભવ ક્યારે થાય? આ માટે કહે છે– **'यर्हि इति।'**

**यर्ह्यब्जनाभचरणैषणयोरुभक्त्या**
**चेतोमलानि विधमेद् गुणकर्मजानि।**
**तस्मिन् विशुद्ध उपलभ्यत आत्मतत्त्वं**
**साक्षाद् यथाऽमलदृशोः सवितृप्रकाशः॥ ४०**

वित्तैषणादि विहाय केवलमब्जनाभस्यैव चरणेच्छया या उरुभक्तिस्तया पुमांश्चेतसो मलानि विधमेन्नाशयेत्। चेत एव वा कर्तृ स्वगतानि मलानि तया भक्त्या क्षालयेत्। तदा तस्मिन्विशुद्धे चेतसि सति साक्षादव्यवधानेनात्मतत्त्वमुपलभ्यते। अमलयोर्दृशोः सत्योर्यथा पूर्वमेव सिद्धः सवितृप्रकाश इति ॥ ४० ॥

જ્યારે મનુષ્ય કમલનાભ ભગવાનના ચરણની એષણારૂપ તીવ્ર ભક્તિથી, ગુણ અને કર્મથી ઊપજેલા ચિત્તના મળનો નાશ કરે છે, ત્યારે તે વિશુદ્ધ અંતઃકરણમાં, નિર્મળ દૃષ્ટિવાળાને જેમ સૂર્યપ્રકાશનાં દર્શન થાય તેમ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે. ॥ ૪૦ ॥

ધન (પુત્ર, કીર્તિ) વગેરેની એષણાઓ તજીને કેવળ પદ્મનાભ ભગવાનના જ ચરણની ઈચ્છાથી જે તીવ્ર ભક્તિ કરવામાં આવે, તે ભક્તિથી (મનુષ્ય) ચિત્તના મળનો **'विधमेत्'** નાશ કરે. અથવા ચિત્ત જ ક્રિયાનો કર્તા હોય તો— ચિત્ત જ પોતાનામાં રહેલા મળને તે ભક્તિથી પખાળે. ત્યારે તે ચિત્ત વિશુદ્ધ થતાં, (અવિદ્યાદિ) વ્યવધાન દૂર થતાં સાક્ષાત્ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે. બંને નેત્રો નિર્મળ થતાં જેમ પૂર્વથી જ સિદ્ધ એવો સૂર્યપ્રકાશ દેખાય છે તેમ! ॥ ૪૦ ॥

भक्तेः कर्मयोगाधीनत्वात्तं पृच्छति—**कर्मयोगमिति**।

ભક્તિ કર્મયોગને અધીન હોવાથી તે કર્મયોગ વિષે (રાજા) પૂછે છે— **'कर्मयोगम् इति।'**

**राजोवाच**

**कर्मयोगं वदत नः पुरुषो येन संस्कृतः।**
**विधूयेहाशु कर्माणि नैष्कर्म्यं विन्दते परम्॥ ४१**

**રાજા (નિમિ) બોલ્યા** – (હે યોગેશ્વરો,) આપ અમને કર્મયોગ (કર્મને પરમેશ્વર સાથે જોડવાની સાધના) વિષે કહો, કે જેનાથી સંસ્કારસંપન્ન થયેલો મનુષ્ય (સાંસારિક) કર્મોનો નાશ કરીને આ જ જન્મમાં શીઘ્ર (સકામ કર્મોમાં નિવૃત્તિ સાધવા યોગ્ય શ્રેષ્ઠ જ્ઞાનરૂપ) નૈષ્કર્મ્ય પ્રાપ્ત કરે છે. ॥ ૪૧ ॥

नैष्कर्म्यं कर्मनिवृत्तिसाध्यं ज्ञानम्॥ ४१ ॥

**'नैष्कर्म्यम्'** સકામ કર્મોમાં નિવૃત્તિ સાધવા યોગ્ય જ્ઞાન ॥ ૪૧ ॥

प्रश्नान्तरमाह—**एवमिति**।

બીજો પ્રશ્ન પૂછે છે— **'एवम् इति।'**

**एवं प्रश्नमृषीन् पूर्वमपृच्छं पितुरन्तिके।**
**नाब्रुवन् ब्रह्मणः पुत्रास्तत्र कारणमुच्यताम्॥ ४२**

પૂર્વે મારા પિતા (ઈક્ષ્વાકુ)ની સંનિધિમાં સનકાદિ ઋષિઓને મેં આવો પ્રશ્ન પૂછ્યો હતો, પરંતુ બ્રહ્માજીના પુત્રો સનત્કુમારો (સર્વજ્ઞ હોવા છતાં કાંઈ) બોલ્યા ન હતા, તેનું કારણ પણ આપ કહો. ॥ ૪૨ ॥

प्रश्नं प्रष्टव्यमर्थम्। पितुरिक्ष्वाकोः। ब्रह्मणः पुत्राः सनकादयः सर्वज्ञा अपि नाब्रुवन्॥ ४२॥

**'प्रश्नम्'** પૂછવા યોગ્ય વિષમ– **'पितुः'** પિતા ઈક્ષ્વાકુની સંનિધિમાં– બ્રહ્માજીના પુત્રો સનત્કુમારો સર્વજ્ઞ હોવા છતાં કાંઈ બોલ્યા નહીં. ॥ ૪૨ ॥

गहनत्वद्योतनाय प्रथमं द्वितीयप्रश्नस्योत्तरमाह—**कर्मेति**।

પ્રશ્નની ગહનતા દર્શાવવા માટે પહેલાં બીજા પ્રશ્નનો ઉત્તર આપે છે– **'कर्म इति।'**

**आविर्होत्र उवाच**

**कर्माकर्मविकर्मेति वेदवादो न लौकिकः।**
**वेदस्य चेश्वरात्मत्वात् तत्र मुह्यन्ति सूरयः॥ ४३**

**આવિર્હોત્ર બોલ્યા** – કર્મ, અકર્મ અને વિકર્મ કેવળ વેદ દ્વારા સમજી શકાય છે, લૌકિક સમાધાનથી નહીં. તેમ જ વેદો ઈશ્વરથી પ્રકટ થયેલા હોવાથી તેમના તાત્પર્યનો નિર્ણય કરવામાં મહાન વિદ્વાન આચાર્યો (સૂરીઓ) પણ મોહિત થઈ જાય છે. ॥ ૪૩ ॥

कर्म विहितम्। अकर्म तद्विपरीतं निषिद्धम्। विकर्म विगतं कर्म विहिताकरणम्। एतत्त्रयं वेदवादो वेदैकगम्यम्। न लौकिकः। वेदस्येश्वरात्मत्वादीश्वरादुद्भूतत्वादपौरुषेयत्वादित्यर्थः।

**'कर्म'** વેદમાં જેને કરવા યોગ્ય કહ્યું છે તે કર્મ છે. **'अकर्म'** તેનાથી વિપરીત, વેદમાં જેનો નિષેધ કરવામાં આવ્યો છે તે અકર્મ છે. **'विकर्म'** વેદમાં જે કર્મ કરવા માટે કહ્યું છે તે કર્મ ન કરવું તે વિકર્મ છે. આ ત્રણેય **'वेदवादः'** કેવળ વેદ દ્વારા સમજી શકાય છે, લૌકિક સમાધાનથી નહીં, કારણ કે વેદ **'ईश्वर-आत्मत्वात्'** ઈશ્વરથી પ્રકટ થયેલા છે, અપૌરુષેય છે, મનુષ્યસર્જિત નથી, એમ અર્થ છે.

पुंवाक्ये हि वक्तुरभिप्रायतोऽर्थज्ञानं शक्यमपौरुषेये तु केवलं वाक्यपौर्वापर्येणैव तात्पर्यावधारणं, तच्च दुष्करमिति तत्र कर्मादौ विद्वांसोऽपि मुह्यन्ति किमुतान्ये।

મનુષ્યના વાક્યમાં વક્તાના અભિપ્રાય અનુસાર અર્થનું જ્ઞાન થવું શક્ય છે, પરંતુ અપૌરુષેય વેદમાં પહેલાના અને પછીના વાક્યના સંબંધ પ્રમાણે તાત્પર્યનો નિર્ણય કરવાનો હોય છે અને તે કઠણ છે. તેમાં કર્મ વગેરેની મીમાંસામાં મોટા મોટા પંડિતો પણ મૂંઝાય છે, તો વળી બીજાઓની તો વાત જ શી?

अतस्तव तदा बालत्वान्नैवाब्रुवन्निति ॥ ४३॥

આ કારણથી અને તમે તે સમયે બાળક હતા, તેથી જ સનકાદિ ઋષિઓએ કાંઈ ઉત્તર આપ્યો ન હતો. ॥ ૪૩ ॥

दुर्ज्ञेयं वेदतात्पर्यमाह—**परोक्षवाद इति**।

વેદનું તાત્પર્ય દુર્જ્ઞેય છે, એમ કહે છે— **'परोक्षवादः इति।'**

**परोक्षवादो वेदोऽयं बालानामनुशासनम्।**
**कर्ममोक्षाय कर्माणि विधत्ते ह्यगदं यथा ॥ ४४**

આ વેદ પરોક્ષવાદ છે. જેમ ઔષધિ (પિવડાવવા માટે લાડુની લાલચ આપવામાં આવે,) તેમ વેદ પણ કર્મોથી છૂટવા માટે જ બાળકબુદ્ધિવાળા લોકોને કર્મો કરવાની આજ્ઞા કરે છે. ॥ ૪૪ ॥

यत्रान्यथास्थितोऽर्थः सङ्गोपयितुमन्यथा कृत्वोच्यते स परोक्षवादः। तथा च श्रुतिः—'तं वा एतं चतुर्हूत ँसन्तम्। चतुर्होतेत्याचक्षते परोक्षेण। परोक्षप्रिया इव हि देवाः॥' इति, परोक्षवादत्वमेवाह—कर्ममोक्षायेति।

જ્યાં બીજી રીતે રહેલો અર્થ હોય તેને છુપાવવા માટે બીજી રીતે કહેવામાં આવે તે પરોક્ષવાદ છે. તે અનુસાર શ્રુતિ છે– 'ખરેખર, તેને ચાર વખત બોલાવ્યો ત્યારે તે ઋત્વિજે સાંભળ્યું, આથી તેને પરોક્ષરૂપે ચતુર્હોતા કહે છે. દેવોને પરોક્ષ નામ જ પ્રિય છે. (પ્રત્યક્ષ નામથી બોલાવવામાં આવે તો તેઓ દ્વેષ કરે છે.) (બૃહદા.ઉપ.૪/૨/૨) આથી પરોક્ષવાદ તરીકે જ કહે છે– **'कर्ममोक्षाय इति।'**

ननु स्वर्गाद्यर्थं कर्माणि विधत्ते, न कर्ममोक्षार्थं तत्राह—बालानामनुशासनं यथा भवति तथा। अत्र दृष्टान्तः—अगदमौषधम्। यथा पिता बालमगदं पाययन्खण्डलड्डुकादिभिः प्रलोभयन्पाययति ददाति च तानि। नैतावताऽगदपानस्य तल्लाभः प्रयोजनम्, अपि त्वारोग्यम्। तथा वेदोऽप्यवान्तरफलैः प्रलोभयन् कर्ममोक्षायैव कर्माणि विधत्ते॥ ४४॥

કોઈ પ્રશ્ન કરે કે સ્વર્ગ વગેરે માટે વેદમાં કર્મો કરવાનું વિધાન છે, મોક્ષ માટે કર્મ કરવાનું નથી. તે માટે ઉત્તર આપે છે કે બાળકોને જે રીતે આદેશ આપવામાં આવે તે રીતે (વેદ લોભ અને ભયની વૃત્તિવાળા બદ્ધ જીવોને માર્ગદર્શન આપે છે). અહીં દૃષ્ટાંત આપે છે– **'अगदम्'** ઔષધ– જેમ પિતા બાળકને દવા પિવડાવતા લાડુના ટુકડા વગેરેથી લલચાવતા, દવા પિવડાવે છે અને તે લાડુ વગેરે આપે છે પણ ખરા. તે લાડુ પ્રાપ્ત થાય એટલું જ ઔષધ પિવડાવવાનું પ્રયોજન નથી, પરંતુ ઔષધિ પિવડાવવાનો ઉદ્દેશ આરોગ્ય છે. તેવી રીતે વેદો પણ ગૌણ ફળોથી પ્રલોભન આપતા, કર્મોથી છોડાવવા માટે જ કર્મોનું વિધાન કરે છે. (આનું નામ પરોક્ષવાદ) ॥ ૪૪ ॥

ननु कर्ममोक्षश्चेत्पुरुषार्थस्तर्हि प्रथममेव कर्म त्यज्यतामत आह—**नाचरेदिति**।

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે કર્મથી છૂટવું એ જ પુરુષાર્થ હોય તો (ચિત્તશુદ્ધિ થાય તે) પહેલાં જ કર્મ છોડી દો. આ માટે ઉત્તર આપે છે– **'न आचरेत् इति।'**

**नाचरेद् यस्तु वेदोक्तं स्वयमज्ञोऽजितेन्द्रियः।**
**विकर्मणा ह्यधर्मेण मृत्योर्मृत्युमुपैति सः॥ ४५**

અજિતેન્દ્રિય અને અજ્ઞાની એવો જે મનુષ્ય પોતે વેદમાં વિધાન કરેલાં કર્મો કરતો નથી, તે તો વેદોક્ત કર્મો ન કરવારૂપ અધર્મથી જ મૃત્યુ પછી ફરી મૃત્યુ પામ્યા કરે છે. ॥ ૪૫ ॥

अजितेन्द्रियत्वादज्ञः स्वयं यदि नाचरेत्तर्हि विकर्मणा कर्मानाचरणलक्षणेनाधर्मेण मृत्योरनन्तरं मृत्युमेव प्राप्नोति। तथा च श्रुतिः—'मृत्वा पुनर्मृत्युमापद्यन्ते अर्द्यमानाः स्वकर्मभिः ॥' इति ॥ ४५ ॥

અજિતેન્દ્રિય હોવાથી અજ્ઞાની એવો તે જો વેદોક્ત કર્મો ન કરે તો **'विकर्मणा'** વેદોક્ત કર્મો ન કરવારૂપ અધર્મથી મૃત્યુ પછી ફરી મૃત્યુ જ પામે છે. તે અનુસાર શ્રુતિ છે– 'પોતાનાં કરેલાં કર્મોથી જ અનેક પ્રકારનાં દુઃખોથી પીડાતા મનુષ્યો વારંવાર જન્મમરણરૂપ સંસાર પામે છે.' ॥ ૪૫ ॥

**वेदोक्तमेव कुर्वाणो निःसङ्गोऽर्पितमीश्वरे।**
**नैष्कर्म्यां लभते सिद्धिं रोचनार्था फलश्रुतिः ॥ ४६**

કર્મના ફળમાં આસક્તિ રાખ્યા વિના વેદોક્ત કર્મો જ કરતો અને તે કર્મોને ઈશ્વરાર્પણ કરતો મનુષ્ય નૈષ્કર્મ્ય સિદ્ધિ પામે છે. કર્મો ઉપર રુચિ કરાવવા માટે જ વેદો કર્મોનાં ફળનું શ્રવણ કરાવે છે. ॥ ૪૬ ॥

तस्माद्वेदोक्तमेव कुर्वाणो न तु निषिद्धम्।

તેથી વેદોક્ત કર્મો જ કરતો મનુષ્ય (નૈષ્કર્મ્ય સિદ્ધિ પામે છે), પણ નિષિદ્ધ કર્મો કરતો મનુષ્ય નહીં.

ननु कर्मणि क्रियमाणे तस्मिन्नासक्ति-स्तत्फलं च स्यान्न तु नैष्कर्म्यरूपा सिद्धिरत आह—निःसङ्गोऽनभिनिवेशवान्। ईश्वरेऽर्पितं न तु फलोद्देशेन।

શંકા કરવામાં આવી છે કે તે કર્મો કરતાં તેમાં આસક્તિ થઈ જાય અને તે કર્મોના ફળરૂપ સ્વર્ગાદિની પ્રાપ્તિ થાય તો નૈષ્કર્મ્યરૂપ જ્ઞાનસિદ્ધિ ન થાય, આથી કહે છે– **'निःसंगः'** 'હું કર્તા છું.' એવી આસક્તિ વગરનો થઈને ઈશ્વરને કર્મ અર્પણ કરવાં પણ ફળ મેળવવાના ઉદ્દેશથી નહીં.

ननु फलस्य श्रुतत्वात्कर्मणि कृते फलं भवेदेव, न, रोचनार्थेति। कर्मणि रुच्युत्पादनार्थमगदपाने खण्डलड्डुकादिवत्। ततश्च कर्माभिरुच्या वेदार्थं सम्यग्विचारयति। तदा च 'यो वा एतदक्षरमविदित्वा गार्ग्यस्मा-ल्लोकात् प्रैति स कृपणः' इत्यनात्मज्ञस्यैव कृपणताम्। 'तमेतं वेदानुवचनेन ब्राह्मणा

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે ફળપ્રાપ્તિ સાંભળી હોવાથી કર્મો કરવામાં આવે ત્યારે ફળ મળે જ છે ને? ના, (તેનાથી ફરી બંધન થશે! તે માટે ઉત્તર આપે છે કે પશુઓ જેવા ઇન્દ્રિયારામ મનુષ્યોને અતિ દયાળુ શ્રુતિમાતા) રુચિ ઉત્પન્ન કરાવવા માટે (ફળશ્રુતિ કહે છે). દવા પીવામાં રુચિ ઉત્પન્ન થાય તે માટે જેમ લાડુનો ટુકડો વગેરે આપવામાં આવે, તેમ તે કર્મો ઉપર રુચિ થાય તે માટે (વેદમાતા પ્રલોભન આપે છે). વૈદિક કર્મોમાં અભિરુચિ થવાથી મનુષ્ય વેદના અર્થને સારી રીતે વિચારે છે, અને ત્યારે 'હે ગાર્ગી, જે મનુષ્ય આ અક્ષર આત્મતત્ત્વને જાણ્યા વિના જ આ લોકમાંથી જાય છે તે દયનીય છે.' (બૃહદા.ઉપ.૩/૮/૧૧) આમ, જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું નથી તે અભાગી છે. 'બ્રહ્મનિષ્ઠ

विविदिषन्ति। ब्रह्मचर्येण तपसा श्रद्धया यज्ञेनानाशकेन' इति यज्ञादीनां ज्ञानशेषतां चावधार्य निष्कामेषु कर्मसु प्रवर्तते।

पुरुषो आ आत्माने वेदनां वचनोथी, બ્રહ્મચર્યથી, तपथी, श्रद्धाथी, यज्ञथी अने अनशनथी જાણવા ઈચ્છે છે.' (બૃહદા.ઉપ.૪/૪/૨૨) આમ યજ્ઞાદિ કર્મો કેવળ જ્ઞાનનાં અંગભૂત જ છે, એમ નિશ્ચય કરીને વિવેકી મનુષ્ય નિષ્કામ કર્મમાં પ્રવૃત્ત થાય છે.

ततश्च 'स्वर्गकामो यजेत' इत्यादिभिः कामितस्यैव स्वर्गादेः फलत्वेनावगमा-दकामितोऽसौ न भवतीति नैष्कर्म्यसिद्धिर्भवतीति भावः ॥ ४६ ॥

વળી, 'સ્વર્ગની ઈચ્છાવાળાએ યજ્ઞ કરવો.' (પૂર્વમીમાંસા) વગેરે દ્વારા સ્વર્ગાદિ ફળની કામનાવાળાને ફળરૂપે સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે, પણ સ્વર્ગાદિની જો ઈચ્છા જ ન હોય તો નૈષ્કર્મ્યસિદ્ધિરૂપ જ્ઞાન જ પ્રાપ્ત થાય છે, એવો ભાવ છે. ॥ ૪૬ ॥

वैदिकं कर्मयोगमुक्त्वा तान्त्रिकमाह—**य आश्विति।**

વૈદિક કર્મયોગ દર્શાવીને તાંત્રિક કર્મયોગ વર્ણવે છે– **'यः आशु इति।'**

**य आशु हृदयग्रन्थिं निर्जिहीर्षुः परात्मनः ।**
**विधिनोपचरेद् देवं तन्त्रोक्तेन च केशवम् ॥ ४७**

જે મનુષ્ય પરમાત્માસ્વરૂપ જીવાત્માની હૃદયગ્રંથિરૂપ અહંકારના બંધનને શીઘ્ર દૂર કરવાની ઈચ્છાવાળો હોય, તેણે તંત્રશાસ્ત્રમાં તથા (વેદશાસ્ત્રમાં) કહેલા વિધિથી કેશવ ભગવાનનું પૂજન કરવું જોઈએ. ॥ ૪૭ ॥

परात्मनः परस्यैव सत आत्मनो जीवस्य हृदयग्रन्थिमहंकारबन्धं निर्हर्तुमिच्छुः सन् तन्त्रोक्तेन च विधिना प्रकारेण भजेत्। तन्त्रमागमः। चकाराद्वैदिकेन सह समुच्चयमाह ॥ ४७ ॥

**'परात्मनः'** પરમાત્મારૂપે રહેલા **'आत्मनः'** જીવાત્માની **'हृदयग्रन्थिम्'** અહંકારરૂપી ગ્રંથિ દૂર કરવા ઈચ્છનાર તંત્રોક્ત **'विधिना'** પ્રકારે પૂજન કરે. **तन्त्रम्** અર્થાત્ આગમ (વેદોને નિગમ કહેવામાં આવે છે અને વેદોનું વિસ્તૃત સ્પષ્ટીકરણ આગમ અથવા તંત્ર કહેવાય છે. જેમ કે વૈષ્ણવતંત્રમાં નારદ પંચરાત્ર વગેરે.) **'च'** કારથી વૈદિક વિધિ સમુચ્ચય સહિત તંત્રશાસ્ત્રના વિધિથી પૂજન કરવાનું કહે છે. ॥ ૪૭ ॥

तमेव विधिमाह—**लब्धानुग्रह** इत्यादिना।

તે (આગમોક્ત) વિધિ જણાવે છે– **'लब्ध-अनुग्रह इति।'** વગેરે દ્વારા

**लब्धानुग्रह आचार्यात् तेन सन्दर्शितागमः ।**
**महापुरुषमभ्यर्चेन्मूर्त्याभिमतयाऽऽत्मनः ॥ ४८**

આચાર્ય પાસેથી જેણે અનુગ્રહ(પૂર્વક ઉપનયન, મંત્ર વગેરે) પ્રાપ્ત કર્યા છે તથા તે આચાર્ય દ્વારા જેને આગમોક્ત (જપ, પૂજાદિ) પ્રકાર દર્શાવવામાં આવ્યા છે, તેવા મનુષ્યે પોતાને પ્રિય હોય તેવી મૂર્તિસ્વરૂપે પરમ પુરુષ ભગવાન શ્રીહરિની અર્ચના કરવી જોઈએ. ॥ ૪૮ ॥

तेनाचार्येण संदर्शित आगमोऽर्चनप्रकारो यस्य सः ॥ ४८ ॥

**शुचिः सम्मुखमासीनः प्राणसंयमनादिभिः ।**
**पिण्डं विशोध्य संन्यासकृतरक्षोऽर्चयेद्धरिम् ॥ ४९**

मूर्तेः संमुखमासीनः । आदिशब्देन भूतशुद्ध्यादिभिः । पिण्डं देहं विशोध्य संन्यासैः सद्भिर्न्यासैः कृता रक्षा येन सः ॥ ४९ ॥

**अर्चादौ हृदये चापि यथालब्धोपचारकैः ।**
**द्रव्यक्षित्यात्मलिङ्गानि निष्पाद्य प्रोक्ष्य चासनम् ॥ ५०**
**पाद्यादीनुपकल्प्याथ सन्निधाप्य समाहितः ।**
**हृदादिभिः कृतन्यासो मूलमन्त्रेण चार्चयेत् ॥ ५१**

आदावेव द्रव्याणि पुष्पादीनि जन्त्वादि-शोधनेन, क्षितिं संमार्जनादिना, आत्मानमव्यग्रतया, लिङ्गं मूर्तिमनुलेपक्षालनादिना, निष्पाद्य योग्यानि कृत्वा ॥ ५० ॥ पाद्यादिपात्राण्युपकल्प्य संनिधाप्य हृदि संपूजितं श्रीमूर्तौ ध्यात्वा हृदादिभिः हृदयशिर:शिखाकवचनेत्रास्त्रमन्त्रैर्मूलमन्त्रेण च देवे कृतन्यासो मूलमन्त्रेणार्चयेत् ॥ ५१ ॥

**साङ्गोपाङ्गां सपार्षदां तां तां मूर्तिं स्वमन्त्रतः ।**
**पाद्यार्घ्याचमनीयाद्यैः स्नानवासोविभूषणैः ॥ ५२**

તે આચાર્ય દ્વારા દર્શાવવામાં આવ્યો છે અર્ચનનો પ્રકાર જેને તે ॥ ૪૮ ॥

(પહેલાં સ્નાનાદિથી) પવિત્ર થઈ, (મૂર્તિની) સન્મુખ બેસીને પ્રાણાયામ (તથા પંચમહાભૂતોની શુદ્ધિ) દ્વારા દેહને શુદ્ધ કરી ઉત્તમ ન્યાસપૂર્વક અંગરક્ષા કરીને શ્રીહરિનું પૂજન કરવું જોઈએ. ॥ ૪૯ ॥

મૂર્તિની સન્મુખ બેસીને– **'आदि'** શબ્દથી પંચમહાભૂતોની શુદ્ધિ દ્વારા **'पिंडम्'** દેહને શુદ્ધ કરીને, **'संन्यासैः'** ઉત્તમ ન્યાસો દ્વારા કરવામાં આવી છે રક્ષા જેનાથી તે ॥ ૪૯ ॥

પુષ્પો વગેરે શુદ્ધ કરીને, ભૂમિને લીંપીને, અવ્યગ્ર મનથી મૂર્તિને સ્નાન-વિલેપન વગેરે દ્વારા તૈયાર કરીને તથા આસનનું પ્રોક્ષણ કરીને, પાદ્યાદિ પાત્રો સિદ્ધ કરીને, એકાગ્ર થઈ હૃદયમાં પણ સારી રીતે પૂજેલા ભગવાનને શ્રીમૂર્તિ વગેરેમાં ધ્યાનથી સ્થાપીને, હૃદય (મસ્તક, શિખા, કવચ, નેત્ર, અસ્ત્ર, મંત્રો, મૂળમંત્ર)થી (દેવોમાં) ન્યાસ કરીને મૂળ મંત્રથી પૂજા કરવી જોઈએ. ॥ ૫૦ ॥ ૫૧ ॥

સૌ પ્રથમ જ પુષ્પ વગેરે દ્રવ્યોને, જીવજંતુ વગેરે દૂર કરી શુદ્ધ કરવા દ્વારા, ભૂમિને લીંપવા દ્વારા, મનને અવ્યગ્રપણે, **'लिंगम्'** મૂર્તિને સ્નાન-વિલેપન વગેરે દ્વારા **'निष्पाद्य'** તૈયાર કરીને ॥૫૦॥ પાદ્ય વગેરે પાત્રો સિદ્ધ કરીને, **'संनिधाप्य'** હૃદયમાં સારી રીતે પૂજેલા ભગવાનને શ્રીમૂર્તિમાં સ્થાપીને, **'हृदादिभिः'** હૃદય, મસ્તક, શિખા, કવચ, નેત્ર, અસ્ત્ર, મંત્રો તથા મૂળ મંત્રથી દેવમાં ન્યાસ કરીને મૂળ મંત્રથી પૂજા કરવી જોઈએ. ॥ ૫૧ ॥

હૃદય વગેરે અંગો અને સુદર્શન વગેરે ઉપાંગો તથા પાર્ષદો સહિત તે તે મૂર્તિનું પોતાના મૂળ મંત્રથી (પૂજન કરવું). પાદ્ય, અર્ઘ્ય, આચમનીય વગેરેથી તેમ જ સ્નાન, વસ્ત્ર, અલંકાર, ચંદન,

**गन्धमाल्याक्षतस्रग्भिर्धूपदीपोपहारकैः ।**
**साङ्गं सम्पूज्य विधिवत् स्तवैः स्तुत्वा नमेद्धरिम् ॥ ५३**

પુષ્પ, અક્ષત, પુષ્પમાળા, ધૂપ, દીપ તથા નૈવેદ્યથી અંગસહિત સારી રીતે વિધિપૂર્વક પૂજન કરીને, સ્તોત્રોથી સ્તુતિ કરી શ્રીહરિને નમન કરવું જોઈએ. ॥ ૫૨ ॥ ૫૩ ॥

अङ्गानि हृदयादीन्युपाङ्गानि सुदर्शनादीनि तत्सहितां सपार्षदां सपरिवाराम्। कैरुपचारैर्चयेत्तदाह—पाद्येति।

आदिशब्देन मधुपर्कमाचमनं च ॥ ५२ ॥

**'अंगानि'** હૃદય વગેરે અંગો, **'उपांगानि'** સુદર્શન વગેરે ઉપાંગો, તેમના સહિત, **'सपार्षदाम्'** પરિવાર સહિત– કયા કયા ઉપચારોથી પૂજન કરવું જોઈએ, તે કહે છે– **'पाद्य इति।' 'आदि'** શબ્દથી મધુપર્ક તથા આચમન સમજવાં. ॥ ૫૨ ॥

अक्षतास्तिलकालङ्कारे, न तु पूजायाम्। 'नाक्षतैरर्चयेद्विष्णुं न केतक्या महेश्वरम्' इति निषेधात्। उपहारो नैवेद्यम् ॥ ५३ ॥

અક્ષત તિલક અને અલંકારમાં લેવા, નહીં કે પૂજામાં, કારણ કે નિષેધ કરવામાં આવ્યો છે— 'અક્ષતથી વિષ્ણુનું અને કેવડાથી શંકરનું પૂજન કરવું નહીં.' — **'उपहारः'** નૈવેદ્ય ॥ ૫૩ ॥

**आत्मानं तन्मयं ध्यायन् मूर्तिं सम्पूजयेद्धरेः ।**
**शेषामाधाय शिरसि स्वधाम्न्युद्वास्य सत्कृतम् ॥**
**॥ ५४ ॥**

આત્મા તન્મય (ભગવત્સ્વરૂપ) છે, એમ ધ્યાન કરતા શ્રીહરિની મૂર્તિનું સારી રીતે પૂજન કરવું જોઈએ. પછી નિર્માલ્ય મસ્તક ઉપર ધારણ કરીને સત્કાર કરાયેલા ભગવાનને (હૃદયમાં અને મૂર્તિને) પૂજાસ્થાનમાં પધરાવી (પોઢાડી)ને પૂજાવિધિનું સમાપન કરવું જોઈએ. ॥ ૫૪ ॥

शेषां निर्माल्यम्। स्वधाम्नि स्वस्थाने। देवं हृदि मूर्तिं करण्डके उद्वास्य स्थापयित्वा पूजाविधिं समापयेदिति शेषः ॥ ५४ ॥

**'शेषाम्'** નિર્માલ્ય (પ્રસાદી પુષ્પ), **'स्वधाम्नि'** સ્વસ્થાને, દેવસ્થાનમાં, દેવને હૃદયમાં અને મૂર્તિને પૂજાસ્થાનમાં **'उद्वास्य'** સ્થાપિત કરીને પૂજાવિધિનું સમાપન કરવું, એટલું શેષ છે. ॥ ૫૪ ॥

तान्त्रिकं कर्मयोगमुपसंहरति—**एवमिति**।

તંત્રોક્ત કર્મયોગનું સમાપન કરે છે— **'एवम् इति।'**

**एवमग्न्यर्कतोयादावतिथौ हृदये च यः ।**
**यजतीश्वरमात्मानमचिरान्मुच्यते हि सः ॥ ५५**
॥ ५५ ॥

આમ, અગ્નિ, સૂર્ય, જળ વગેરેમાં, અતિથિમાં તથા હૃદયમાં આત્મારૂપ ઈશ્વરને જે મનુષ્ય પૂજે છે તે શીઘ્ર જ મુક્ત થાય છે. ॥ ૫૫ ॥ ૫૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे तृतीयोऽध्यायः ॥ ३ ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां तृतीयोऽध्यायः ॥ ३ ॥

# अथ चतुर्थोऽध्यायः

## ભગવાનના અવતારોનું વર્ણન

चतुर्थे त्ववतारेहाप्रश्नस्योत्तरमुक्तवान्।
जयन्तीनन्दनो नाम्ना द्रुमिलो नवसप्तमः॥ १

અહીં ચોથા અધ્યાયમાં નવ યોગેશ્વરોમાંના સાતમા યોગેશ્વર જયંતીનંદન દ્રુમિલે ભગવાનના અવતારો અને તેમની લીલાઓ– એ પ્રશ્નનો ઉત્તર આપ્યો. ॥ ૧ ॥

'मूर्त्याभिमतयात्मनः' इत्यनेनात्मनः प्रियमवतारं पूजयेदित्युक्तेऽवतारज्ञानमपेक्षितं तथा 'स्तवैः स्तुत्वा नमेद्धरिम्' इत्युक्ते गुणकर्मज्ञानं चापेक्षितमतः पृच्छति—**यानि यानीति**।

'પોતાને પ્રિય એવી મૂર્તિથી' (શ્રીમદ્ ભા. ૧૧/૩/૪૮) આ દ્વારા (પૂર્વના અ-૩માં) પોતાને પ્રિય હોય તેવા અવતારની પૂજા કરવી, એમ જ્યારે કહેવામાં આવ્યું છે ત્યારે અવતારોનું જ્ઞાન અપેક્ષિત છે. તેમ જ 'સ્તોત્રોથી સ્તુતિ કરીને શ્રીહરિને નમન કરવું.' (શ્રીમદ્ભા.૧૧/૩/૫૩) એમ જ્યારે કહેવાયું છે, ત્યારે શ્રીહરિનાં ગુણો અને કર્મોનું જ્ઞાન પણ અપેક્ષિત છે. આથી (રાજા) પૂછે છે– **'यानि यानि इति।'**

राजोवाच

**यानि यानीह कर्माणि यैर्यैः स्वच्छन्दजन्मभिः।**
**चक्रे करोति कर्ता वा हरिस्तानि ब्रुवन्तु नः॥ १**

પોતાના ભક્તોની કે પોતાની ઈચ્છાનુસાર જે જે જન્મો લઈને શ્રીહરિએ આ લોકમાં જે જે કર્મો કર્યાં છે, કરે છે અને કરશે, તે આપ અમને કહો. ॥ ૧ ॥

कर्ता करिष्यति॥ १॥

**'कर्ता'** કરશે ॥ ૧ ॥

त्वया पृष्टानि कालत्रयसंबन्धिसकलावतारगुणकर्माणि कथयितुमशक्यानि सङ्क्षेपतस्तु कानिचित्कथयिष्यामीत्याह—**यो वा इत्यादिना**।

તમારા દ્વારા પુછાયેલા ત્રણેય કાળના બધા જ અવતારો, ગુણો અને કર્મો વર્ણવવાં અશક્ય છે, પરંતુ કેટલાંક (અવતારો, ગુણો, કર્મો) હું સંક્ષેપમાં કહીશ, એમ કહે છે– **'यः वै इति।'** વગેરે દ્વારા

द्रुमिल उवाच

**यो वा अनन्तस्य गुणाननन्ता-**
**ननुक्रमिष्यन् स तु बालबुद्धिः।**
**रजांसि भूमेर्गणयेत् कथंचित्**
**कालेन नैवाखिलशक्तिधाम्नः॥ २**

**(યોગેશ્વર) દ્રુમિલ બોલ્યા** – જે મનુષ્ય અનંત ભગવાનના અનંત ગુણો ગણવા ઈચ્છે છે તે મંદમતિ છે. તેવો મનુષ્ય દીર્ઘ કાળ સુધી પ્રયત્ન કરીને પૃથ્વી પરના રજકણો ગણી શકે, પણ સમગ્ર શક્તિઓના આશ્રયરૂપ ભગવાનના ગુણો કોઈ પણ રીતે ગણી શકે નહીં. ॥ ૨ ॥

अनुक्रमिष्यन्गणयितुमिच्छति यः स तु बालानामिव बुद्धिर्यस्य स मन्दमतिः। कालेन महता कोऽपि महामतिः रजांसि गणयेदपि। अखिलशक्तिधाम्नः सर्वशक्त्याश्रयस्य भगवतो गुणांस्तु नैव गणयेत्। तथा च श्रुतिः—'विष्णोर्नु कं वीर्याणि प्र वोचं यः पार्थिवानि विममे रजांसि।' इत्यादि॥ २ ॥

'**अनुक्रमिष्यन्**' જે ગણવા ઇચ્છે છે તે, જેની બુદ્ધિ બાળકો જેવી છે તેવો મંદમતિ છે. દીર્ઘ કાળ પર્યંત પ્રયત્ન કરીને કોઈક મહાબુદ્ધિશાળી કદાચ રજકણો ગણી શકે, પણ '**अखिलशक्तिधाम्नः**' સમગ્ર શક્તિઓના આશ્રયરૂપ ભગવાનના ગુણો કોઈ જ ગણી શકે નહીં. તે અનુસાર શ્રુતિ છે— 'વિષ્ણુ ભગવાનનાં વીરકર્મો હું (દીર્ઘતમા ઋષિ) અતિ શીઘ્ર કહું છું, જે વિષ્ણુએ પૃથ્વી વગેરે ત્રણેય લોકોને વિશેષ રીતે માપી લીધા હતા.' વગેરે (ઋઃ ૧/૧૫૪/૧) (नु कम्=अतिशीघ्रम्-સાયણાચાર્ય) ॥ ૨ ॥

तत्रादौ पुरुषावतारमाह—**भूतैरिति**।

તે અવતારોમાં પ્રથમ પુરુષાવતાર કહે છે— '**भूतैः इति।**'

**भूतैर्यदा पंचभिरात्मसृष्टैः**
**पुरं विराजं विरचय्य तस्मिन्।**
**स्वांशेन विष्टः पुरुषाभिधान-**
**मवाप नारायण आदिदेवः॥ ३**

પોતે સર્જેલાં પાંચ મહાભૂતોથી બ્રહ્માંડને રચીને જ્યારે આદિદેવ નારાયણે તેમાં પોતાના અંશથી પ્રવેશ કર્યો ત્યારે તે 'પુરુષ' નામને પ્રાપ્ત થયા. ॥ ૩ ॥

यदा स्वसृष्टैर्भूतैर्विराजं ब्रह्माण्डं पुरं निर्माय तस्मिन् लीलया प्रविष्टो न तु भोक्तृत्वेन। प्रभूतपुण्यस्य जीवस्य तत्र भोक्तृत्वात्॥ ३ ॥

જ્યારે પોતે સર્જેલાં પાંચ મહાભૂતોથી '**विराजम्**' બ્રહ્માંડરૂપી શરીર રચીને ભગવાન તેમાં લીલાથી પ્રવિષ્ટ થયા, પણ ભોક્તારૂપે નહીં, કારણ કે ભોક્તા તો પોતાનાં અનેક પુણ્યોના ફળવાળો જીવ જ થાય છે. ॥ ૩ ॥

अस्य गुणकर्माण्याह द्वयेन—**यत्काय इति**।

આ અવતારનાં ગુણો અને કર્મો બે શ્લોકોથી કહે છે— '**यत्कायः इति।**'

**यत्काय एष भुवनत्रयसन्निवेशो**
**यस्येन्द्रियैस्तनुभृतामुभयेन्द्रियाणि ।**
**ज्ञानं स्वतः श्वसनतो बलमोज ईहा**
**सत्त्वादिभिः स्थितिलयोद्भव आदिकर्ता॥ ४**

આ ત્રણ જગતની જે રચના છે, તે આ પુરુષાવતારનું શરીર છે. શરીરધારીઓની જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો– બંને પુરુષાવતારના સ્વરૂપભૂત સત્ત્વથી પ્રકટ થાય છે. જેમના પ્રાણથી શરીરધારીઓની દેહશક્તિ, ઇન્દ્રિયશક્તિ અને ક્રિયાશક્તિ પ્રકટ થાય છે તથા જે પુરુષાવતાર સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણથી વિશ્વની સ્થિતિ, ઉત્પત્તિ અને લયના આદ્ય કર્તા નારાયણ છે. ॥ ૪ ॥

यस्याधिष्ठेयः काय एषः। काय इति सप्तमी वा। तनुभृतां समष्टिव्यष्टिजीवानां ज्ञानकर्मेन्द्रियाणि यस्य स्वतःस्वरूपभूतात् सत्त्वात्तनुभृतां ज्ञानम्, यस्य स्वतःसिद्धं ज्ञानमिति वा। यस्य श्वसनतः प्राणाद्बलं देहशक्तिः। ओज इन्द्रियशक्तिः। ईहा क्रिया। यश्च सत्त्वादिभिर्विश्वस्य स्थितिलयोद्भवे आदिकर्ता॥ ४॥

જેમનું આ (વિરાટ) શરીર અધિષ્ઠાન બનવા યોગ્ય છે અથવા જેમના શરીરમાં (સાતમી વિ.) ત્રણેય ભુવનો સમાવિષ્ટ થયેલાં છે. **'तनुभृताम्'** સમષ્ટિ, વ્યષ્ટિ શરીરધારી જીવોની જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો જેના **'स्वतः'** સ્વરૂપભૂત સત્ત્વથી (પ્રકટ થાય છે). અથવા જેમનું જ્ઞાન સ્વતઃસિદ્ધ છે. જેમના **'श्वसनतः'** પ્રાણથી **'बलम्'** દેહશક્તિ, **'ओजः'** ઇન્દ્રિયશક્તિ, **'ईहा'** ક્રિયાશક્તિ (પ્રકટ થાય છે). જે પુરુષાવતાર સત્ત્વાદિ ગુણોથી વિશ્વની સ્થિતિ, નાશ અને ઉત્પત્તિમાં આદ્ય કર્તા (નારાયણ) છે.॥૪॥

आदिकर्तेत्यनेन तत्पूर्वकं कर्त्रन्तरमपि सूचितम्, तद्दर्शयितुं गुणावतारद्वारा चराचर-सृष्ट्यादिकर्तृत्वमाह—**आदाविति**।

**'आदिकर्ता'** આ પદ દ્વારા, તે મૂળ કર્તા જેના પૂર્વમાં છે તેવા (પછી થનારા) બીજા કર્તાનું પણ (ગર્ભિતાર્થથી) સૂચન થાય છે. તે દર્શાવવા માટે ગુણાવતાર દ્વારા ચર અને અચર સૃષ્ટિ વગેરેનું કર્તાપણું જણાવે છે— **'आदौ इति।'**

**आदावभूच्छतधृती रजसास्य सर्गे**
**विष्णुः स्थितौ क्रतुपतिर्द्विजधर्मसेतुः।**
**रुद्रोऽप्ययाय तमसा पुरुषः स आद्य**
**इत्युद्भवस्थितिलयाः सततं प्रजासु॥ ५**

પૂર્વે (સૃષ્ટિના આરંભમાં) આ જગતની રચના માટે જે પુરુષાવતારના રજોગુણથી બ્રહ્માજી, જગતનું રક્ષણ કરવા માટે (સત્ત્વગુણથી) દ્વિજવર્ણ, ધર્મપાલક તથા યજ્ઞફળદાતા વિષ્ણુ અને જગતનો વિનાશ કરવા માટે તમોગુણથી રુદ્ર ઉત્પન્ન થયા છે તથા જેમનાથી (બ્રહ્મા વિષ્ણુ અને મહેશના નિમિત્તે) પ્રજાઓની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ સતત થયા કરે છે તે જ એ આદ્ય પુરુષ છે. ॥ ૫ ॥

यस्येत्यनुषङ्गः। यस्य रजसाऽस्य जगतः सर्गे कार्ये शतधृतिर्ब्रह्माभूत्। स्थितौ च विष्णुर्यस्य सत्त्वेनेति शेषः। क्रतुपतिस्त-त्फलदाता। द्विजातीनां तद्धर्माणां च सेतुः पालक इत्यर्थः। यस्य तमसाऽस्याऽप्ययाय रुद्रोऽभूत्। इत्येतैर्ब्रह्मादिभिर्निमित्तभूतैः प्रजासूद्भवादयो यतो भवन्ति स आद्यः पुरुष इत्यन्वयः॥ ५॥

**'यस्य'** જે પુરુષાવતારના— એમ સંબંધ છે. જે પુરુષવતારના રજોગુણથી **'अस्य'** આ જગતના સૃષ્ટિકાર્યમાં **'शतधृतिः'** બ્રહ્માજી ઉત્પન્ન થયા છે. સ્થિતિ— રક્ષણ માટે વિષ્ણુ જેના સત્ત્વગુણથી ઉત્પન્ન થયા છે, એટલું શેષ છે. **'क्रतुपतिः'** તે યજ્ઞના ફળદાતા— બ્રાહ્મણોના અને તેમના ધર્મોના **'सेतुः'** પાલક, એમ અર્થ છે. જેમના તમોગુણથી આ જગતના નાશ માટે રુદ્ર ઉત્પન્ન થયા છે. આમ, આ બ્રહ્માજી વગેરેના નિમિત્તે પ્રજાઓની ઉત્પત્તિ વગેરે જેમનાથી થાય છે તે આદ્ય પુરુષ છે, એમ અન્વય છે. ॥ ૫ ॥

नरनारायणावतारमाह—**धर्मस्येति**।

**धर्मस्य दक्षदुहितर्यजनिष्ट मूर्त्यां**
**नारायणो नरऋषिप्रवरः प्रशान्तः।**
**नैष्कर्म्यलक्षणमुवाच चचार कर्म**
**योऽद्यापि चास्त ऋषिवर्यनिषेविताङ्घ्रिः॥ ६**

धर्मस्य भार्यायां दक्षदुहितरि मूर्तिसंज्ञायां नारायणो नर इति मूर्तिद्वयेनाजनिष्ट जातः। तच्चरितमाह—नैष्कर्म्यमात्मस्वरूपं लक्ष्यते येन तत्कर्म कर्मनिर्हाररूपं वा उवाच नारदादिभ्यः स्वयं चचार च। योऽद्यापि कर्माचरन्नास्ते। ऋषिवर्यैर्निषेवितावङ्घ्री यस्य सः॥ ६॥

भगवदवतारत्वद्योतकं परमोपशमं दर्शयितुमितिहासमाह—**इन्द्र इति** दशभिः।

**इन्द्रो विशङ्क्य मम धाम जिघृक्षतीति**
**कामं न्ययुङ्क्त सगणं स बदर्युपाख्यम्।**
**गत्वाप्सरोगणवसन्तसुमन्दवातैः**
**स्त्रीप्रेक्षणेषुभिरविध्यदतन्महिज्ञः ॥ ७**

धाम स्थानं तपसा ग्रहीतुमिच्छतीति विशङ्क्य तपोनाशाय कामं सपरिवारं प्रेषयामास। स कामो बदरीभिरुपाख्यायते यस्तं

નર-નારાયણના અવતારને વર્ણવે છે— **'धर्मस्य इति।'**

દક્ષ પ્રજાપતિની પુત્રી મૂર્તિ કે જે ધર્મની ભાર્યા હતી, તેનામાં ઋષિપ્રવર, અત્યંત શાંત ભગવાન નર અને નારાયણનો અવતાર થયો. આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનારા કર્મનો તેમણે (નારદજી વગેરેને) ઉપદેશ કર્યો અને તેઓ પોતે પણ આજ સુધી તેનું આચરણ કરે છે તેમ જ (નારદજી વગેરે) શ્રેષ્ઠ ઋષિઓ દ્વારા આજે પણ તેમના ચરણકમળને સેવવામાં આવે છે. ॥ ૬ ॥

દક્ષની મૂર્તિ નામની પુત્રી એવી ધર્મની ભાર્યામાં નારાયણ અને નર બે સ્વરૂપે અવતર્યા. તેમનું ચરિત્ર કહે છે– **'नैष्कर्म्यम्'** આત્મસ્વરૂપનો જેનાથી સાક્ષાત્કાર થાય તેવા, **'तत् कर्म'** કર્મનો નાશ કરનાર કર્મનો નારદજી વગેરેને જેમણે ઉપદેશ કર્યો અને પોતે પણ તેનું આચરણ કર્યું. જે આજે પણ કર્મનું આચરણ કરતા (બદરિકાશ્રમમાં) બિરાજે છે. શ્રેષ્ઠ ઋષિઓ દ્વારા જેમના ચરણ સેવવામાં આવે છે તેવા તે ॥ ૬ ॥

નર-નારાયણ ભગવાનના અવતાર હતા તેમ પ્રકટ કરતી પરમ શાંતિ દર્શાવવા માટે દસ શ્લોકોથી ઈતિહાસ કહે છે— **'इन्द्रः इति।'**

'(આ નર-નારાયણ તપથી) મારું સ્થાન લઈ લેવા ઈચ્છે છે.' એવી શંકા કરીને ઈન્દ્રે (તેમના તપનો નાશ કરવા માટે) સપરિવાર કામદેવને મોકલ્યા. તેમના મહિમાને ન જાણતા કામદેવ અપ્સરાગણ, વસંત તથા મંદ, સુગંધ વાયુ સાથે બદરિકા નામના આશ્રમમાં જઈને સ્ત્રીઓના નેત્રકટાક્ષરૂપી બાણોથી તેમને વીંધવા માંડ્યા. ॥ ૭ ॥

**'धाम'** સ્વર્ગ નામના સ્થાનને તપથી લઈ લેવા ઈચ્છે છે, એમ શંકા કરીને ઈન્દ્રે તેમના તપનો નાશ કરવા માટે કામદેવને સપરિવાર મોકલ્યા. તે કામદેવ, બદરિકા નામથી જે કહેવાય

तस्याश्रममप्सरोगणादिभिः सह गत्वा स्त्रीणां प्रेक्षणान्येव इषवो बाणास्तैः। न तस्य महि महिमानं जानातीत्यतन्महिज्ञः ॥ ७ ॥

છે તે તેમના આશ્રમમાં અપ્સરાગણ વગેરે સહિત જઈને, સ્ત્રીઓના નેત્રકટાક્ષ એ જ બાણો, તેમનાંથી (તેમને વીંધવા માંડ્યા). તેમના **'महि'** મહિમાને ન જાણતા એવા **'अतत्-महिज्ञः'** કામદેવ ॥૭॥

**विज्ञाय शक्रकृतमक्रममादिदेवः**
**प्राह प्रहस्य गतविस्मय एजमानान्।**
**मा भैर्विभो मदन मारुत देववध्वो**
**गृह्णीत नो बलिमशून्यमिमं कुरुध्वम् ॥ ८**

('અહો! હું જિતેન્દ્રિય છું, મેં કામ ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે!' એવા) ગર્વરહિત આદિદેવ નર-નારાયણે ઈન્દ્રે કરેલા અપરાધને જાણી લઈને, ('મારી માયાનું માહાત્મ્ય તો જુઓ! આ બધાં મને મોહિત કરવા પ્રવૃત્ત થયાં છે!' આથી) હસીને, (શાપના ભયથી) ધ્રૂજતા એવા તેમને કહેવા લાગ્યાઃ 'હે સમર્થ કામદેવ, હે વાયુદેવ, હે દેવાંગનાઓ, ભય પામશો નહીં. અમારું આતિથ્ય સ્વીકારો તેમ જ આ (આશ્રમ)ને આતિથ્યસત્કારવિહોણો ન કરશો!' ॥ ૮ ॥

अक्रममपराधम्। अहो, अहं धीर इति विस्मयो गर्वस्तद्रहितः। एजमानान् शापभिया कम्पमानान्। भो विभो समर्थ, देववध्वः मा भैष्ट। बलिमातिथ्यं तान्प्रार्थयते। इममस्माकमाश्रमम्। आतिथ्याभावे शून्यप्रायः स्यादित्यर्थः ॥ ८ ॥

**'अक्रमम्'** અપરાધને– 'અહો! હું ધૈર્યવાન છું.' એવો **'विस्मयः'** ગર્વ, તેનાથી રહિત નર-નારાયણ– શાપના ભયથી **'एजमानान्'** ધ્રૂજતા કામદેવ વગેરેને, **'भोः विभो'** સમર્થ કામદેવ, હે દેવાંગનાઓ, ભય પામશો નહીં. **'बलिम्'** આતિથ્યસત્કાર કરવા માટેના પદાર્થ (સ્વીકારો), એમ તેમને પ્રાર્થના કરે છે. **'इमम्'** આ અમારા આશ્રમને– આતિથ્યસત્કારના અભાવમાં આશ્રમ સૂનો થઈ જશે, એમ અર્થ છે. ॥ ૮ ॥

**इत्थं ब्रुवत्यभयदे नरदेव देवाः**
**सव्रीडनम्रशिरसः सघृणं तमूचुः।**
**नैतद् विभो त्वयि परेऽविकृते विचित्रं**
**स्वारामधीरनिकरानतपादपद्मे ॥ ९**

હે મનુષ્યોમાં દેવ સમાન (નિમિ), સર્વને અભય આપનારા શ્રીનારાયણ જ્યારે એમ બોલ્યા, ત્યારે લજ્જાથી નતમસ્તક થયેલા દેવો તે દયાળુ ભગવાન નારાયણને કહેવા લાગ્યાઃ 'હે પ્રભુ, આત્મામાં રમણ કરનારા જિતેન્દ્રિય પુરુષોના સમૂહ દ્વારા જેમના ચરણકમળમાં નમન કરવામાં આવે છે તેવા, માયાથી પર અને (કામક્રોધાદિ) વિકારોથી રહિત એવા આપને માટે (અપરાધી એવા અમારા ઉપર અનુગ્રહ વગેરે કરવો) આ કાંઈ આશ્ચર્ય નથી! ॥ ૯ ॥

हे नरदेव, अभयदे श्रीनारायणे इत्थं ब्रुवति सति देवाः कामादयः सव्रीडानि नम्राणि शिरांसि येषां ते। लज्जाभरेणैवावनतशिरस्का इत्यर्थः। सघृणं यथा भवति तथा कृपां जनयन्त इत्यर्थः। कृपायुक्तं तमिति वा मायातः परे अतोऽविकृते स्वारामाश्च ते धीराश्च ते तेषां निकरैरानतं पादपद्मं यस्य तस्मिन्। त्वय्येतदक्षोभानुकम्पादि न विचित्रम्॥ ९॥

હે રાજા, અભય આપનારા શ્રીનારાયણ જ્યારે આ પ્રમાણે બોલ્યા, ત્યારે જેમનાં મસ્તક લજ્જાથી નમી પડ્યાં તે કામ વગેરે દેવો– લજ્જાના ભારથી નમી ગયેલાં મસ્તકોવાળાં, એમ અર્થ છે. દયાસહિત જેમ હોય તેમ દયા જન્માવતા, એમ અર્થ છે. અથવા કૃપાપૂર્ણ એવા તે નારાયણને (કહેવા લાગ્યા). માયાથી પર અને આથી અવિકારી (એવા નારાયણને માટે)– આત્મામાં રમણ કરનારા અને જિતેન્દ્રિય એવા તે પુરુષોના સમૂહો દ્વારા જેમના ચરણકમળમાં નમન કરવામાં આવ્યાં છે તે શ્રીનારાયણ એવા આપને માટે કામાદિ વિકારોથી ક્ષુભિત ન થવું તે અને અમારી ઉપર અનુકંપા વગેરે કરવાં, એ કાંઈ આશ્ચર્ય નથી! ॥ ૯ ॥

अस्माकं चापराधाचरणं स्वभावत्वान्न चित्रमित्याहुः—**त्वामिति**।

અપરાધ કરવાનો અમારો સ્વભાવ હોવાથી (આ અપરાધ થવો, તે પણ) આશ્ચર્ય નથી! એમ તેઓ કહે છે— **'त्वाम् इति।'**

**त्वां सेवतां सुरकृता बहवोऽन्तरायाः**
**स्वौको विलङ्घ्य परमं व्रजतां पदं ते।**
**नान्यस्य बर्हिषि बलीन् ददतः स्वभागान्**
**धत्ते पदं त्वमविता यदि विघ्नमूर्ध्नि॥ १०**

(દેવોના) પોતાના સ્થાનરૂપ સ્વર્ગને ઓળંગીને આપના સર્વોત્તમ સ્થાને જતા એવા આપની સેવા કરતા ભક્તોને ઈન્દ્રાદિ દેવો દ્વારા વિઘ્નો પહોંચાડવામાં આવે છે. (ખેડૂત જેમ રાજાને કર આપ્યા કરે છે તેમ) અન્ય જનો યજ્ઞમાં ઈન્દ્રાદિ દેવોને તેમના પોતાના ભાગરૂપ પુરોડાશાદિ બલિ આપ્યા કરતા હોવાથી આપની સેવા ન કરતા અન્ય જનોને દેવો વિઘ્નો નથી પહોંચાડતા, પણ આપનો ભક્ત તો વિઘ્નોના મસ્તક ઉપર પગ મૂકે છે (અને પરમ પદ પામે છે), કારણ કે આપ જ ભક્તોના રક્ષક છો (અને વિઘ્નકર્તા દેવોના અધીશ્વર છો). ॥૧૦॥

त्वां सेवतां सेवमानानां सुरैरिन्द्रादिभिः कृता अन्तराया विघ्ना भवन्ति। कस्मादित्यत आहुः—स्वौक इति। स्वस्थानं स्वर्गमतिक्रम्य परमं तव स्थानं व्रजताम्। नान्यस्य

આપની **'सेवताम्'** સેવા કરતા જનોને **'सुरैः'** ઈન્દ્રાદિ દેવો દ્વારા પહોંચાડવામાં આવેલાં વિઘ્નો થાય છે. કેવી રીતે, તે હવે કહે છે— **'स्व-ओकः इति।'** (દેવોના) પોતાના સ્થાનરૂપ સ્વર્ગને ઓળંગીને **'परमम्'** આપના સર્વોત્તમ સ્થાનમાં જતા ભક્તોને—

त्वामसेवमानस्य। कुतः। बर्हिषि यज्ञे स्वभागान्पुरोडाशादीन्बलीन्करान् कृषिक इव राज्ञे इन्द्रादिभ्यो ददतः प्रयच्छतः।

આપની સેવા ન કરતા બીજા જનોને દેવો વિઘ્નો નથી પહોંચાડતા. શા માટે? ખેડૂત જેમ રાજાને કર આપ્યા કરે છે તેમ '**बर्हिषि**' યજ્ઞમાં ઇન્દ્રાદિ દેવોને '**स्वभागान्**' પોતાના ભાગરૂપ પુરોડાશાદિ બલિ '**ददतः**' આપ્યા કરતા જનોને (દેવો વિઘ્નો નથી પહોંચાડતા).

तर्हि किं मद्भक्तो विघ्नैर्भ्रश्यति, नेत्याहुः—धत्ते इति। यदीति निश्चये। यतस्त्वं सर्वसुराधीश्वरोऽविता रक्षकोऽतोऽसौ विघ्नानां मूर्ध्नि पदमङ्घ्रिं धत्ते। कुतः पुनस्त्वयि विघ्नशङ्केति भावः॥ १०॥

'તો શું મારો ભક્ત વિઘ્નોથી નાશ પામે છે?' (એમ જો ભગવાન કહે તો કામદેવ વગેરે) કહે છે— ના, '**धत्ते इति।**' '**यदि**' નિશ્ચયાર્થે છે. સર્વ દેવોના અધીશ્વર એવા આપ ભક્તોના '**अविता**' રક્ષક છો, તેથી તે ભક્ત વિઘ્નોના મસ્તક ઉપર '**पदम्**' પગ મૂકે છે, તો પછી આપ (નર-નારાયણ)ના વિષે તો વિઘ્નની શંકા જ ક્યાંથી હોય? એવો ભાવ છે. ॥ ૧૦ ॥

त्वदभक्तानां तु केवलं तपश्चरतां द्वयी गतिः। अस्माकं वा वशं यान्ति क्रोधस्य वा। तत्रास्मद्वशाः कामोपभोगमपि तावदनुभवन्ति। क्रोधस्य वशाः पुनरतिमन्दा इत्याहुः—**क्षुत्तृडिति**।

તપશ્ચર્યા કરતા આપના અભક્તોની તો કેવળ બે ગતિ થાય છે. કાં તો તેઓ કામ એવા અમને વશ થાય છે અને કાં તો ક્રોધને વશ થાય છે. તેમાં અમને વશ થનારા તો કામનાઓનો ઉપભોગ પણ અનુભવે છે, પણ ક્રોધને વશ થનારા તો મહામૂર્ખ છે, એમ તેઓ કહે છે— '**क्षुत्-तृट् इति।**'

**क्षुत्तृट्त्रिकालगुणमारुतजैह्व्यशैश्न्या-**
**नस्मानपारजलधीनतितीर्य केचित्।**
**क्रोधस्य यान्ति विफलस्य वशं पदे गो-**
**र्मज्जन्ति दुश्चरतपश्च वृथोत्सृजन्ति॥ ११**

ક્ષુધા, તૃષા, (ટાઢ-તાપ-વરસાદરૂપ) ત્રણ ઋતુઓના ગુણો, વાયુ, જીભના ભોગો તથા ગુહ્યેન્દ્રિયના ભોગોરૂપ અપાર સમુદ્ર એવા અમને પણ ઓળંગીને કેટલાક (આપના અભક્ત)જનો ગાયના પગલા(ની ખરીના ખાડા)માં ડૂબી જાય છે, કારણ કે તેઓ વ્યર્થ ક્રોધને વશ થાય છે અને પોતાની કઠોર તપસ્યા(ના ફળ)ને વ્યર્થ ફેંકી દે છે. ॥૧૧॥

क्षुच्च तृट् च त्रिकालगुणाश्च शीतोष्णवर्षाणि च मारुतश्च प्राणो बाह्यो वा जैह्व्या जिह्वाभोगाश्च शैश्न्या गुह्योपभोगाश्च एतानस्मानपारजलधिरूपानतितीर्य विलङ्घ्य गोष्पदे मज्जन्ति। कुतः। यतः क्रोधस्य विफलस्य वशं यान्ति गच्छन्ति।

ક્ષુધા અને તૃષા તથા ત્રણ ઋતુઓના ગુણોરૂપ ટાઢ, તાપ, વરસાદ તેમ જ '**मारुतः**' પ્રાણ અથવા બહારનો વાયુ, '**जैह्व्याः**' જીભના ભોગો, '**शैश्न्याः**' ગુહ્યેન્દ્રિયના ભોગો– આ સર્વ અપાર જલધિરૂપ એવા અમને '**अतितीर्य**' ઓળંગીને ગાયના પગલા(ની ખરીના ખાડા)માં ડૂબી જાય છે. કેમ? કારણ કે વ્યર્થ ક્રોધને વશ '**यान्ति**' થઈ જાય છે.

किंच जले मज्जन्तो यथा विवशाः सन्तो मस्तकारोपितं भारमुत्सृजन्ति तथा वृथैव न मोक्षाय न च भोगाय शापादिना दुश्चरं तप उत्सृजन्ति ॥ ११ ॥

વળી, જળમાં ડૂબતો મનુષ્ય લાચાર થઈને જેમ માથા ઉપર ઉપાડેલા ભારને ફેંકી દે છે, તેમ (ક્રોધ કરનારા અભક્ત તપસ્વીઓ તપશ્ચર્યાના ફળરૂપ) ભોગ કે મોક્ષ માટે નહીં, પણ શાપ વગેરે આપીને પોતાની દુશ્ચર તપસ્યા વ્યર્થ જ ફેંકી દે છે. ॥૧૧॥

**इति प्रगृणतां तेषां स्त्रियोऽत्यद्भुतदर्शनाः ।**
**दर्शयामास शुश्रूषां स्वर्चिताः कुर्वतीर्विभुः ॥ १२**

આમ, તેઓ સ્તુતિ કરતા હતા ત્યારે ભગવાને તેઓને અદ્‌ભુત લાવણ્યવાળી, સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરેલી રમણીઓને પોતાની સેવા કરતી દર્શાવી.॥ ૧૨ ॥

स्त्रियो योगनिर्मिताः स्त्रीः शुश्रूषां कुर्वतीः स्वर्चिताः सुष्ठ्वलंकृतास्तेषां स्व-लावण्यादिदर्पोपशमाय दर्शयामास ॥ १२ ॥

યોગબળથી ઉત્પન્ન કરેલી સ્ત્રીઓ– સ્ત્રીઓને સેવા કરતી– **'स्वर्चिताः'** સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરેલી સ્ત્રીઓને, તેમના (દેવાંગનાઓના) લાવણ્ય વગેરેનો ગર્વ ઉતારવા માટે દર્શાવી. ॥ ૧૨ ॥

**ते देवानुचरा दृष्ट्वा स्त्रियः श्रीरिव रूपिणी ।**
**गन्धेन मुमुहुस्तासां रूपौदार्यहतश्रियः ॥ १३**

મૂર્તિમન્ત લક્ષ્મી જેવી તે સ્ત્રીઓને જોઈને તેમના અતિશય સૌંદર્યથી હણાઈ ગયેલી કાંતિવાળા તે દેવોના અનુચરો તેમના શરીરની સુગંધથી જ મોહિત થઈ ગયા. ॥ ૧૩ ॥

रूपिणी मूर्तिमती श्रीरिव ताः स्त्रियः स्त्रीर्दृष्ट्वा। तासां तु रूपस्यौदार्येण महत्त्वेन हता श्रीः कान्तिर्येषां ते ॥ १३ ॥

**'रूपिणीः'** મૂર્તિમન્ત લક્ષ્મી જેવી તે **'स्त्रियः'** **स्त्रीः** (દ્વિતીયા વિ. બ.વ.નું રૂપ થાય.) સ્ત્રીઓને જોઈને, તેમના અતિશય સૌંદર્યથી હણાઈ ગઈ છે **'श्रीः'** કાંતિ જેમની તેવા દેવાનુચરો ॥ ૧૩ ॥

**तानाह देवदेवेशः प्रणतान् प्रहसन्निव ।**
**आसामेकतमां वृङ्ध्वं सवर्णां स्वर्गभूषणाम् ॥ १४**

દેવાધિદેવ નર-નારાયણે પોતાને પ્રણામ કરતા તે દેવોને જાણે મલકાતા હોય તેમ કહ્યું : 'આ સ્ત્રીઓમાંની કોઈ પણ એક, તમારા સમાન રૂપવાળી, સ્વર્ગના ભૂષણરૂપ સ્ત્રીને તમે વરણ કરી લો. ॥ ૧૪ ॥

वृङ्ध्वं वृणीध्वम्। क्व वयं वराकाः, क्व चेमा इति चेत्तत्राह—सवर्णां समानरूपाम्। नैकाऽप्यस्मदनुरूपेति चेन्मा भवतु, तथापि स्वर्गस्य भूषणरूपाम् ॥ १४ ॥

**'वृङ्ध्वम्'** વરણ કરી લો. જો તેઓ કહે કે 'હીન એવા અમે ક્યાં ને આ સ્ત્રીઓ ક્યાં?', તો તે માટે ભગવાન કહે છે કે **'सवर्णाम्'** તમારા સમાન રૂપવાળી સ્ત્રીને (વરણ કરી લો). જો તેઓ કહે કે 'આમાંની એક પણ અમારા સમાન રૂપવાળી નથી.' તે માટે ભગવાન કહે છે કે 'સ્વર્ગના ભૂષણરૂપ એકનું વરણ કરી લો.' ॥ ૧૪ ॥

**ओमित्यादेशमादाय नत्वा तं सुरवन्दिनः।**
**उर्वशीमप्सरःश्रेष्ठां पुरस्कृत्य दिवं ययुः॥ १५**

'ઓમ્' (ભલે) એમ ભગવાનની આજ્ઞા સ્વીકારી, તેમને નમન કરીને દેવોના અનુચરો અપ્સરાઓમાં શ્રેષ્ઠ ઉર્વશીને આદરપૂર્વક સ્વર્ગમાં લઈ ગયા. ॥ ૧૫ ॥

सुरवन्दिनो देवभृत्याः॥ १५॥

**'सुरवन्दिनः'** દેવોના અનુચરો ॥ ૧૫ ॥

**इन्द्रायानम्य सदसि शृण्वतां त्रिदिवौकसाम्।**
**ऊचुर्नारायणबलं शक्रस्तत्रास विस्मितः॥ १६**

(ઇન્દ્રની) સભામાં ઇન્દ્રને નમન કરીને દેવોના સાંભળતાં તેઓએ નારાયણના પરમ સામર્થ્યને વર્ણવ્યું. (તે સાંભળીને) ઇન્દ્ર ('મારાથી અપરાધ થયો,' એમ જાણીને) ભયભીત અને વિસ્મિત થયો. ॥ ૧૬ ॥

इन्द्राय इन्द्रं प्रति नारायणबलमूचुः। शक्रस्तत्रास त्रासं प्राप्तो विस्मितश्च। तत्र विस्मित आसेति वा॥ १६॥

**'इन्द्राय'** ઇન્દ્રને નારાયણનું સામર્થ્ય વર્ણવ્યું. **'शक्रः तत्रास'** ઇન્દ્ર ભયભીત અને વિસ્મિત થયો અથવા નારાયણના સામર્થ્ય વિષે વિસ્મિત થયો. ॥ ૧૬ ॥

अन्यानप्यवतारांस्तच्चरितानि चाह— **हंसस्वरूपीति।**

(યોગેશ્વર દ્રુમિલ) અન્ય અવતારો અને બીજાં ચરિત્રો પણ કહે છે— **'हंसस्वरूपी इति।'**

**हंसस्वरूप्यवददच्युत आत्मयोगं**
**दत्तः कुमार ऋषभो भगवान् पिता नः।**
**विष्णुः शिवाय जगतां कलयावतीर्ण-**
**स्तेनाहृता मधुभिदा श्रुतयो हयास्ये॥ १७**

જગતનાં પ્રાણીઓના કલ્યાણ માટે ઐશ્વર્યાદિ ગુણપૂર્ણ અચ્યુતસ્વરૂપ વિષ્ણુએ જ હંસસ્વરૂપે, દત્તાત્રેયરૂપે, સનત્કુમારોરૂપે અને અમારા પિતા ભગવાન ઋષભદેવરૂપે પોતાની કલાથી અવતરિત થઈને આત્મતત્ત્વનો ઉપદેશ કર્યો. હયગ્રીવ અવતારમાં મધુ દૈત્યનો નાશ કરનાર તે વિષ્ણુ દ્વારા વેદો પાછા લાવવામાં આવ્યા હતા. ॥ ૧૭ ॥

दत्तो दत्तात्रेयः। कुमारः सनकादिः। नः पिता ऋषभश्च। विष्णुरेव कलयावतीर्णः सन्नात्मयोगमवदत्। तेन विष्णुना हयास्ये हयग्रीवावतारे मधुभिदा सता ततः श्रुतय आहृताः॥ १७॥

**'दत्तः'** દત્તાત્રેય, **'कुमारः'** સનકાદિ કુમારો, અમારા પિતા ઋષભદેવરૂપે શ્રીવિષ્ણુએ જ પોતાની કલાથી અવતરિત થઈને આત્મતત્ત્વનો ઉપદેશ કર્યો હતો. **'तेन'** તે વિષ્ણુ દ્વારા **'हयास्ये'** હયગ્રીવ અવતારમાં મધુ દૈત્યનો નાશ કરીને વેદો પાછા લાવવામાં આવ્યા હતા. ॥ ૧૭ ॥

**गुप्तोऽप्यये मनुरिलौषधयश्च मात्स्ये**
**क्रौडे हतो दितिज उद्धरताम्भसः क्ष्माम्।**
**कौर्मे धृतोऽद्रिरमृतोन्मथने स्वपृष्ठे**
**ग्राहात् प्रपन्नमिभराजममुञ्चदार्तम्॥ १८**

મત્સ્યાવતારમાં પ્રલયસમયે ભગવાને મનુનું, પૃથ્વીનું અને ઔષધિઓનું રક્ષણ કર્યું હતું. વરાહ અવતારમાં જળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરતાં, હિરણ્યાક્ષ દૈત્યને હણ્યો હતો. કચ્છપ અવતારમાં અમૃતમંથનના સમયે પોતાની પીઠ ઉપર પર્વત ધારણ કર્યો હતો અને (જગતના કલ્યાણ માટે પોતાના અંશથી શ્રીહરિરૂપે અવતરેલા વિષ્ણુ ભગવાને) પીડા પામેલો હોવાથી શરણે આવેલા ગજેન્દ્રને ગ્રાહથી છોડાવ્યો હતો. ॥ ૧૮ ॥

इला पृथ्वी ओषधयश्च गुप्ताः। क्रौडे च वाराहावतारे। ग्राहाद्गजेन्द्रममुञ्चन्मोचयामास। एवमादौ यत्रावतारनाम नास्ति तत्र विष्णुः शिवाय जगतां कलयावतीर्ण इत्यनुवर्तनीयम् ॥ १८॥

**'इला'** પૃથ્વીને અને ઔષધિઓને રક્ષ્યા હતા અને **'क्रौडे'** વરાહ અવતારમાં– ગજેન્દ્રને ગ્રાહથી **'अमुञ्चत्'** છોડાવ્યો હતો. (ગ્રાહથી છોડાવ્યો વગેરે સ્થળે) જ્યાં અવતારનું નામ ન હોય તેવા સ્થળે ભગવાન વિષ્ણુએ જગતના કલ્યાણ માટે પોતાના અંશથી અવતરીને, એમ પાછળ જોડવા યોગ્ય છે. ॥ ૧૮ ॥

**संस्तुन्वतोऽब्धिपतितान् श्रमणानृषींश्च**
**शक्रं च वृत्रवधतस्तमसि प्रविष्टम्।**
**देवस्त्रियोऽसुरगृहे पिहिता अनाथा**
**जघ्नेऽसुरेन्द्रमभयाय सतां नृसिंहे॥ १९**

(કશ્યપ ઋષિ માટે સમિધા લેવા ગયેલા અંગૂઠા જેટલા માપવાળા વાલખિલ્ય ઋષિઓ તપ કરતા કરતા અત્યંત દુર્બળ થઈ ગયા હોવાથી ગાયની ખરીથી પડેલા ખાડામાં, સમુદ્રમાં પડ્યા હોય તેમ ડૂબી ગયા ત્યારે) સમુદ્રમાં પડેલા, સ્તુતિ કરતા તપસ્વી ઋષિઓને (ભગવાને ખાડામાંથી બહાર કાઢીને આપત્તિમાંથી છોડાવ્યા હતા). વૃત્રનો વધ કરવાથી (બ્રહ્મહત્યાના પાપને કારણે) અંધકારમાં ગરકાવ થઈ ગયેલા ઈન્દ્રને પણ (ભગવાને તે પાપથી છોડાવ્યો હતો). અસુરના ઘરમાં બંદી થયેલી અનાથ દેવાંગનાઓને (ભગવાને છોડાવી હતી). નરસિંહ અવતારમાં સત્પુરુષોને નિર્ભય કરવા માટે ભગવાને અસુરેન્દ્ર હિરણ્યકશિપુને હણ્યો હતો.॥ ૧૯ ॥

संस्तुन्वतः स्तुतिं कुर्वाणान् ऋषीन्वालखिल्यान् कश्यपार्थं समिदाहरणे गोष्पदे निमग्नानिन्द्रेणोपहसितानुद्धृत्या–पदोऽमोचयत्। तमसि ब्रह्महत्यायां प्रविष्टं मोचयामास। असुरगृहे पिहिता निरुद्धा या देवस्त्रियस्ताश्चामुञ्चदनेकावतारैः ॥ १९ ॥

**'संस्तुन्वतः'** સ્તુતિ કરતા વાલખિલ્ય ઋષિઓને– કશ્યપ ઋષિ માટે સમિધા લેવા ગયા ત્યારે ગાયની ખરીથી પડેલા ખાડામાં ડૂબી ગયેલા અને ઈન્દ્ર દ્વારા હાંસી કરાયેલા ઋષિઓને બહાર કાઢીને (ભગવાને) આપત્તિમાંથી ઉગાર્યા હતા. બ્રહ્મહત્યારૂપ અંધકારમાં ગરકાવ થઈ ગયેલા ઈન્દ્રને (ભગવાને) છોડાવ્યો હતો. અસુરના ઘરમાં **'पिहिताः'** બંદી કરાયેલી જે દેવાંગનાઓ હતી, તેમને અનેક અવતારો લઈને મુક્ત કરી. ॥ ૧૯ ॥

**देवासुरे युधि च दैत्यपतीन् सुरार्थे**
**हत्वान्तरेषु भुवनान्यदधात् कलाभिः।**
**भूत्वाथ वामन इमामहरद् बलेः क्ष्मां**
**याच्ञाछलेन समदाददितेः सुतेभ्यः ॥ २०**

(સર્વ) મન્વન્તરોમાં પોતાની કલારૂપ અવતારો દ્વારા ભગવાને દેવાસુરસંગ્રામમાં દૈત્યપતિઓનો નાશ કરીને ભુવનોનું પાલન કર્યું હતું તથા વામન અવતાર લઈ ભગવાને (ત્રણ પગલાં પૃથ્વી) માગવાના બહાને બલિ પાસેથી આ પૃથ્વી લઈ લીધી હતી અને અદિતિના પુત્રો (દેવો)ને આપી દીધી હતી.॥૨૦॥

अन्तरेषु सर्वमन्वन्तरेषु कलाभिर्मूर्ति–भिर्भुवनान्यदधादपालयत्। इमां क्ष्मां समदाद्ददौ ॥ २० ॥

**'अन्तरेषु'** સર્વ મન્વન્તરોમાં **'कलाभिः'** પોતાની કલારૂપ અવતારો દ્વારા ભુવનોનું **'अदधात्'** પાલન કર્યું હતું. **'इमाम्'** આ પૃથ્વીને, **'समदात्'** આપી દીધી હતી. ॥ ૨૦ ॥

**निःक्षत्रियामकृत गां च त्रिःसप्तकृत्वो**
**रामस्तु हैहयकुलाप्ययभार्गवाग्निः।**
**सोऽब्धिं बबन्ध दशवक्त्रमहन् सलङ्कं**
**सीतापतिर्जयति लोकमलघ्नकीर्तिः ॥ २१**

હૈહયકુળના વિનાશ માટે ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા અગ્નિરૂપ પરશુરામે પૃથ્વીને એકવીસ વાર નિઃક્ષત્રી કરી હતી. લોકોનાં પાપોનો નાશ કરનારી કીર્તિવાળા તે સીતાપતિ શ્રીરામચન્દ્ર ભગવાને સમુદ્ર (ઉપર સેતુ) બાંધ્યો હતો અને લંકામાં રહેલા રાવણનો નાશ કર્યો હતો. ॥ ૨૧ ॥

हैहयानां कुलस्याप्ययाय भार्गवरूपोऽग्निः। स रामो दाशरथिः सन्सलङ्कं लङ्कायां स्थितम्। स च जयति। वर्तमानकालीनोऽवतार इत्यर्थः ॥ २१ ॥

હૈહયોના કુળના વિનાશ માટે ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા અગ્નિરૂપ પરશુરામે– તે દશરથનંદન શ્રીરામે **'सलंकम्'** લંકાસ્થિત રાવણનો (નાશ કર્યો હતો), તે ભગવાન શ્રીરામચન્દ્ર જય પામે છે. (આ ઉપરથી જણાય છે કે યોગેશ્વરોએ જ્યારે નિમિરાજાને ઉપદેશ કર્યો,) તે કાળે શ્રીરામાવતાર વર્તમાન હતો, એમ અર્થ છે. ॥ ૨૧ ॥

भाविनं रामकृष्णावतारमाह—**भूमेरिति**।

**भूमेर्भरावतरणाय यदुष्वजन्मा**
**जातः करिष्यति सुरैरपि दुष्कराणि।**
**वादैर्विमोहयति यज्ञकृतोऽतदर्हान्**
**शूद्रान् कलौ क्षितिभुजो न्यहनिष्यदन्ते॥ २२**

हवे પછી થનારા બલરામજી-શ્રીકૃષ્ણના અવતારને વર્ણવે છે— **'भूमेः इति।'**

અજન્મા હોવા છતાં ભૂમિનો ભાર ઉતારવા યાદવકુળમાં ભગવાન (શ્રીકૃષ્ણ-બલરામરૂપે) અવતાર લેશે અને દેવોને પણ કરવાં અશક્ય એવાં કર્મો કરશે. (બુદ્ધાવતાર ધરીને) યજ્ઞનું અનુષ્ઠાન કરવાને અયોગ્ય એવા યજ્ઞ કરનારા દૈત્યોને વેદવિરુદ્ધ તર્કોથી વિમોહિત કરશે અને કળિયુગમાં (કલ્કિ અવતાર લઈ) શૂદ્ર રાજાઓનો અંતે નાશ કરશે.॥ ૨૨ ॥

बुद्धावतारमाह—वादैरिति। अतदर्हान्यज्ञान-र्हान्दैत्यान्विमोहयिष्यति। कल्क्यवतारमाह—शूद्रानिति। न्यहनिष्यन्निहनिष्यति॥ २२॥

બુદ્ધાવતાર વર્ણવે છે– **'वादैः इति।' 'अतत्-अर्हान्'** યજ્ઞનું અનુષ્ઠાન કરવાને અયોગ્ય દૈત્યોને વિમોહિત કરશે. કલ્કિ અવતાર વર્ણવે છે– **'शूद्रान् इति।' 'न्यहनिष्यत्' निहनिष्यति** નાશ કરશે. ॥ ૨૨ ॥

(**नि+हन्** ધાતુનું **न्यहनिष्यत्** ક્રિયાતિપત્ત્યર્થ રૂપ છે, અહીં ભવિષ્યકાળ લેવાનો છે.)

**एवंविधानि कर्माणि जन्मानि च जगत्पतेः।**
**भूरीणि भूरियशसो वर्णितानि महाभुज॥ २३**
॥ २३॥

હે મહાબાહુ (રાજા નિમિ), મહાયશસ્વી, જગત્પતિ ભગવાનનાં આવાં અનેક જન્મો તથા કર્મો (વિદ્વજ્જનો દ્વારા) વર્ણવવામાં આવ્યાં છે.॥૨૩॥૨૩॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे चतुर्थोऽध्यायः॥ ४॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्थोऽध्यायः॥ ४॥

❋❋❋❋❋

# अथ पञ्चमोऽध्यायः

## ભક્તિહીન મનુષ્યોની ગતિ અને ભગવાનની પૂજાવિધિનું વર્ણન

पञ्चमे भक्तिहीनानां का निष्ठा को युगे युगे।
पूजाविधिरिति प्रश्नद्वयस्योत्तरमुच्यते॥ १

ભક્તિહીન મનુષ્યોની શી ગતિ થાય છે? અને પ્રત્યેક યુગમાં કયો પૂજાવિધિ હોય છે? એ બે પ્રશ્નોનો ઉત્તર પાંચમા અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૧ ॥

'त्वां सेवतां सुरकृता बहवोऽन्तरायाः' इत्यनेन श्रीहरिभक्ता विघ्नमूर्ध्नि पदं दत्त्वा परां गतिं यान्ति, अभक्तानां तु विघ्ना

'આપની સેવા કરનારાઓને દેવો દ્વારા અનેક વિઘ્નો પહોંચાડવામાં આવે છે.' (શ્રીમદ્ભા. ૧૧/૪/૧૦) આ દ્વારા કહેવામાં આવ્યું કે શ્રીહરિના ભક્તો વિઘ્નના મસ્તક ઉપર પગ મૂકીને (આપના)

भवन्तीत्युक्ते तर्हि तेषां का गतिर्भवतीति पृच्छति—**भगवन्तमिति**।

પરમ પદને પામે છે, પરંતુ અભક્તોને વિઘ્નો થાય છે (કારણ કે આપ ભક્તોના રક્ષક છો). એમ કહેવામાં આવ્યું, તો પછી તેવા ભક્તિહીન મનુષ્યોની શી ગતિ થાય છે, એમ (રાજા) પૂછે છે— **'भगवन्तम् इति।'**

**राजोवाच**

**भगवन्तं हरिं प्रायो न भजन्त्यात्मवित्तमाः।**
**तेषामशान्तकामानां का निष्ठाऽविजितात्मनाम्॥ १**

**રાજા (નિમિ) બોલ્યા** – શ્રેષ્ઠ આત્મજ્ઞાની એવા હે યોગેશ્વરો! જે મનુષ્યો ભગવાન શ્રીહરિને ભજતા નથી તેવા, મહદંશે મનને ન જીતી શકનારા અને (તેથી) અશાંત કામવાસનાવાળા મનુષ્યોની શી ગતિ થાય છે? ॥ ૧ ॥

हे आत्मवित्तमाः, अविजितात्मनां अत एवाशान्तकामानां का निष्ठा। किं प्राप्यमित्यर्थः ॥ १ ॥

હે શ્રેષ્ઠ આત્મજ્ઞાનીઓ, મનને ન જીતી શકનારા અને તેથી જ અશાંત કામનાઓવાળા મનુષ્યોની શી ગતિ થાય છે? તેમને પ્રાપ્ત થવા યોગ્ય કઈ ગતિ છે, એમ અર્થ છે. ॥ ૧ ॥

स्वजनकस्य गुरोर्भगवतोऽनादराद्गुरुद्रोहेण दुर्गतिं यान्तीति वक्तुं भगवतः सकाशाद्वर्णा-श्रमाणामुत्पत्तिमाह—**मुखेति**।

પોતાના જનક, ગુરુરૂપ ભગવાનના અનાદરથી ગુરુદ્રોહ થવાને કારણે અભક્તો દુર્ગતિને પામે છે, એમ કહેવા માટે ભગવાનમાંથી વર્ણાશ્રમોની ઉત્પત્તિનું વર્ણન કરે છે— **'मुख इति।'**

**चमस उवाच**

**मुखबाहूरुपादेभ्यः पुरुषस्याश्रमैः सह।**
**चत्वारो जज्ञिरे वर्णा गुणैर्विप्रादयः पृथक्॥ २**

**(યોગેશ્વર) ચમસ બોલ્યા** – ભગવાનનાં મુખ, બાહુ, સાથળ તથા ચરણમાંથી (સત્ત્વાદિ) ગુણો(ના સંયોજન)થી બ્રહ્મચર્યાદિ આશ્રમો સહિત બ્રાહ્મણ વગેરે (ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર– એમ ચાર) વર્ણો જુદા જુદા ઉત્પન્ન થયા. ॥ ૨ ॥

गुणैः सत्त्वेन विप्रः, सत्त्वरजोभ्यां क्षत्रियः, रजस्तमोभ्यां वैश्यः, तमसा शूद्र इति॥ २॥

**'गुणैः'** સત્ત્વગુણથી વિપ્ર, સત્ત્વગુણ અને રજોગુણથી ક્ષત્રિય, રજોગુણ અને તમોગુણથી વૈશ્ય અને તમોગુણથી શૂદ્ર (ઉત્પન્ન થયા). ॥ ૨ ॥

**अन्वि.**—हृदयजघनवक्षःशिरोभ्यो ब्रह्मचर्या-द्याश्रमाः ज्ञेयाः।

ભગવાનના હૃદયમાંથી બ્રહ્મચર્યાશ્રમ, સાથળમાંથી ગૃહસ્થાશ્રમ, વક્ષઃસ્થળમાંથી વાનપ્રસ્થાશ્રમ અને મસ્તકમાંથી સંન્યસ્તાશ્રમ ઉત્પન્ન થયા છે, એમ જાણવું જોઈએ.

एषां मध्ये येऽज्ञात्वा न भजन्ति, ये च ज्ञात्वाप्यवजानन्ति। आत्मनः प्रभवो जन्म यस्मात्तम्। तदभजने कृतघ्नतामप्याह—**ईश्वरमिति**।

આ વર્ણાશ્રમીઓમાંના જે મનુષ્યો (પોતાના આદ્ય સર્જકને) ન જાણીને ભજન કરતા નથી તેઓ અને જેઓ જાણીને પણ અવગણે છે. પોતાનો **'प्रभवः'** જન્મ છે જેમનાથી તેમને, તેમનું ભજન ન કરવામાં કૃતઘ્નતા પણ છે, એમ કહે છે— **'ईश्वरम् इति।'**

**य एषां पुरुषं साक्षादात्मप्रभवमीश्वरम्।**
**न भजन्त्यवजानन्ति स्थानाद् भ्रष्टाः पतन्त्यधः॥ ३**

આ વર્ણાશ્રમીઓમાંના જે મનુષ્યો પોતાને ઉત્પન્ન કરનાર (આદ્ય સર્જક) સાક્ષાત્ પરમેશ્વરને ન જાણીને ભજન કરતા નથી અને જેઓ જાણીને પણ અવગણના કરે છે, તેઓ પોતાના વર્ણાશ્રમરૂપ સ્થાનથી ભ્રષ્ટ થઈ નરકમાં પડે છે. ॥ ૩ ॥

स्थानाद्वर्णाश्रमाद्भ्रष्टाः॥ ३॥

**'स्थानात्'** વર્ણાશ્રમરૂપ સ્થાનથી ભ્રષ્ટ થયેલા તેઓ ॥ ૩ ॥

तत्र येऽज्ञास्ते भवद्विधानामनुग्राह्या इत्याह—**दूर इति**।

તેમનામાં જેઓ અજ્ઞાનીઓ છે તેઓ આપના જેવાઓનો અનુગ્રહ પામવાને યોગ્ય છે, એમ કહે છે— **'दूरे इति।'**

**दूरे हरिकथाः केचिद् दूरे चाच्युतकीर्तनाः।**
**स्त्रियः शूद्रादयश्चैव तेऽनुकम्प्या भवादृशाम्॥ ४**

જેમને માટે શ્રીહરિકથા(નું શ્રવણ) તેમ જ અચ્યુત ભગવાન શ્રીહરિનું કીર્તન દૂર હોય છે તે સ્ત્રીઓ, શૂદ્રો વગેરે આપના જેવાની (ભગવદ્ભક્ત રાજાઓની) અનુકંપાને પાત્ર છે. ॥ ૪ ॥

दूरे हरिकथाश्रवणं येषां ते। अत एव दूरे चाच्युतकीर्तनं येषां ते। दूरे अच्युत-कीर्तनाश्चेति वा॥ ४॥

જેમને માટે શ્રીહરિકથાનું શ્રવણ દૂર હોય છે તેઓ, આથી જ જેમને માટે શ્રીઅચ્યુતનું કીર્તન દૂર હોય છે તેઓ, અથવા શ્રીઅચ્યુતનું કીર્તન કરનારાઓ જેમનાથી દૂર હોય છે ॥ ૪ ॥

ज्ञानलवदुर्विदग्धास्त्वचिकित्स्यत्वादुपेक्ष्या इत्याशयेनाह—**विप्र इति**।

અલ્પ જ્ઞાનવાળા (પોતાને પંડિત માનનારા) મૂર્ખ લોકોનો ઉપચાર કરવો શક્ય ન હોવાથી તેઓ ઉપેક્ષાને યોગ્ય છે, એ આશયથી કહે છે— **'विप्रः इति।'**

**विप्रो राजन्यवैश्यौ च हरेः प्राप्ताः पदान्तिकम्।**
**श्रौतेन जन्मनाथापि मुह्यन्त्याम्नायवादिनः॥ ५**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જન્મથી ઉપનયન નામના વેદોક્ત સંસ્કારથી (અને અધ્યયન વગેરેથી પણ) શ્રીહરિના ચરણની સમીપ અર્થાત્ ભગવદ્ભજન કરવાના ઉત્તમ અધિકારને પામેલા હોય છે, છતાં પણ (વેદના અર્થવાદનાં વચનોથી મોહિત થયેલા તેઓ) કર્મકાંડનું પ્રતિપાદન કરનારા થઈને (ભગવાનની આરાધના છોડીને કર્મફળમાં) આસક્ત થાય છે. ॥ ૫ ॥

श्रौतेनोपनयनाख्येन। उपलक्षणमेतत्। अध्ययनादिनापि हरेः पदान्तिकं तद्भजनोत्तमाधिकारं प्राप्ता अपि मुह्यन्ति कर्मफलेषु सज्जन्ते। कुतः। आम्नायेषु ये वादा अर्थवादास्ते मोहकतया विद्यन्ते येषां ते। तदुक्तं गीतासु—

‘યામિમાં पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः॥’
इत्यादिना॥ ५॥

**‘શ્રૌતેન’** ઉપનયન નામથી– (આ સંસ્કારથી બીજા સંસ્કારો પણ સમજી લેવા.) ઉપનયન સંસ્કાર માત્ર સૂચન છે. અધ્યયન વગેરેથી પણ શ્રીહરિના ચરણની સમીપ હોય છે. તેમનું ભજન કરવાનો ઉત્તમ અધિકાર પામેલા હોવા છતાં પણ કર્મફળોમાં **‘मुह्यन्ति’** આસક્ત થાય છે. કેવી રીતે? કર્મકાંડોમાં જે **‘वादाः’** અર્થવાદો છે તે જેમને મોહક લાગે છે. ગીતાજીમાં તે કહેવામાં આવ્યું છે—

‘હે પાર્થ, વેદની ફળશ્રુતિમાં પ્રેમ રાખનારા, (સ્વર્ગથી શ્રેષ્ઠ) બીજું કંઈ નથી એમ કહેનારા અવિવેકી જનો પુષ્પની જેમ દેખાવમાં જ સુંદર (નિષ્ફળ) વાણીને વિસ્તારીને કહે છે.’ (ગીતા. ૨/૪૨) ॥ ૫ ॥

भक्तिमार्गदार्ढ्याय तेषां मोहं प्रपञ्चयन्निन्दन्ति—**कर्मणीत्यादिना**।

ભક્તિમાર્ગને દૃઢ કરવા તેમના (કર્મકાંડીઓના) મોહને વિસ્તારપૂર્વક સમજાવતા (યોગેશ્વર ચમસ) નિંદા કરે છે— **‘कर्मणि इति।’** વગેરેથી.

**कर्मण्यकोविदाः स्तब्धा मूर्खाः पण्डितमानिनः।**
**वदन्ति चाटुकान् मूढा यया माध्व्या गिरोत्सुकाः॥ ६**

(વેદોક્ત કર્મો બંધનકારક ન થાય તે રીતે) કર્મ કરવાના વિષયમાં અજાણ, અક્કડ, મૂર્ખ અને પોતાને પંડિત માનનારા મૂઢ જનો વેદની મધુર (ફળદર્શક) વાણીથી ઉત્સુક થઈને મીઠી મીઠી વાતો કરે છે. ॥ ૬ ॥

अकोविदा यथा बन्धकं न भवति तथा कर्तुमज्ञाः। न चाभिज्ञान्पृच्छन्ति। यतः स्तब्धा अनम्राः। स्तब्धत्वे हेतुः—यतो मूर्खा अपि पण्डिता वयमिति मानवन्तः। अतः ‘अपाम सोमममृता अभूम’, ‘अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति’।

**‘अकोविदाः’** જે રીતે કર્મો બંધનકારક ન થાય તે રીતે કર્મ કરવામાં અજાણ એવા જનો જ્ઞાનીજનોને પૂછતા નથી, કારણ કે તેઓ **‘स्तब्धाः’** અક્કડ હોય છે. અકડાઈ માટેનું કારણ– કારણ કે તેઓ મૂર્ખા હોવા છતાં ‘અમે પંડિત છીએ.’ એમ માનનારા હોય છે. આથી ‘અમે સોમરસ પીને અમરત્વ પામ્યા છીએ.’ ‘ચાતુર્માસ્ય યજ્ઞ કરનારને અક્ષય પુણ્ય મળે છે.’

'यत्र नोष्णं न शीतं स्यान्न ग्लानिर्नाप्यरातयः' इत्यादिकया यया माध्व्या गिरोत्सुकाः सन्तो मूढास्तया चाटुकानप्सरोभिः सह विहरिष्याम इत्यादिप्रियान् शब्दान्वदन्ति ॥ ६ ॥

'(ચાલો, આપણે એવા ભૌતિક લોકમાં જઈએ કે) જ્યાં નથી ગરમી કે નથી ઠંડી, નથી બળનો ક્ષય કે નથી શત્રુઓ.' વગેરે જે મધુર વાણીથી ઉત્સુક થઈને મૂઢ એવા તેઓ તે માદક વાણીવાળા 'અમે અપ્સરાઓ સાથે વિહાર કરીશું' વગેરે **'चाटुकान्'** મીઠી મીઠી વાતો કરે છે. ॥ ૬ ॥

किंच तेषां कर्माभिनिवेशात्कामक्रोध-दम्भादयो वर्धन्त इत्याह त्रयेण—**रजसेति**।

વળી, કર્મો કરવામાં તેમની આસક્તિ હોવાથી તેમના કામ, ક્રોધ, દંભ વગેરે વધે છે, એમ ત્રણ શ્લોકોથી કહે છે— **'रजसा इति।'**

**रजसा घोरसंकल्पाः कामुका अहिमन्यवः।**
**दाम्भिका मानिनः पापा विहसन्त्यच्युतप्रियान्॥ ७**

રજોગુણની અધિકતાને કારણે ઉગ્ર (હિંસાવિષયક) સંકલ્પોવાળા, અનેક પ્રકારના વિષયભોગોની કામનાના આવેશવાળા, સર્પ જેવા ક્રોધી, દંભી, અભિમાની અને પાપી એવા તેઓ ભગવાનના ભક્તોની હાંસી કરે છે. ॥ ૭ ॥

घोरोऽभिचारादिः संकल्पो येषां ते। अहिवन्मन्युर्येषां ते॥ ७॥

**'घोरः'** ઉગ્ર અભિચાર વગેરે સંકલ્પ છે જેમના તેઓ, સર્પ જેવો ક્રોધ છે જેમનો તેઓ ॥ ૭ ॥

कामुकत्वं प्रपञ्चयति—**वदन्तीति**।

આવા મનુષ્યોની કામુકતાને વિસ્તારપૂર્વક સમજાવે છે— **'वदन्ति इति।'**

**वदन्ति तेऽन्योन्यमुपासितस्त्रियो**
**गृहेषु मैथुन्यपरेषु चाशिषः।**
**यजन्त्यसृष्टान्नविधानदक्षिणं**
**वृत्त्यै परं घ्नन्ति पशूनतद्विदः॥ ८**

જેમના દ્વારા સ્ત્રીઓની મુખ્યત્વે સેવા કરવામાં આવે છે તેવા તેઓ, મૈથુનસુખ જ જેમાં મુખ્ય છે તેવા ગૃહસ્થાશ્રમના ભોગો વિષે જ એકબીજા સાથે ચર્ચા કરે છે. શાસ્ત્રમાં વિધાન કર્યા અનુસાર અન્ન અને દક્ષિણા આપ્યા વિના યજ્ઞો કરે છે અને (હિંસા વગેરે દોષો) ન જાણતા તેઓ માત્ર આજીવિકા ખાતર પશુઓની હિંસા કરે છે. ॥ ૮ ॥

उपासिताः स्त्रियो यैर्न तु वृद्धास्ते मैथुन्यं मिथुनसुखमेव परं न त्वातिथ्यादि येषु गृहेषु तेष्वाशिषो वदन्ति—

જેમના દ્વારા સ્ત્રીઓની મુખ્યત્વે સેવા કરવામાં આવે છે, પણ વૃદ્ધોની નહીં, તેવા તેઓ **'मैथुन्यम्'** મૈથુનસુખ જ જ્યાં મુખ્ય છે, અતિથિઓની સેવા નહીં, તેવાં ઘરોમાં ભોગેચ્છાની ચર્ચા કરે છે—

‘इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम्।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम्॥’

इत्याकाराः। दाम्भिकतां प्रपञ्चयति—यजन्तीति। असृष्टान्नविधानदक्षिणं न सृष्टा न संपादिताऽन्नविधानदक्षिणा यथा तथा यजन्ति। तदा च वृत्त्यै जीविकार्थं परं केवलं पशून् घ्नन्ति। अतद्विदो हिंसादोषानभिज्ञाः ॥ ८ ॥

‘મેં આજે આ ધન મેળવ્યું છે, હવે હું આ મનોરથ પૂર્ણ કરીશ. આટલું ધન છે અને હજી પણ આટલું થશે.’ (ગીતા. ૧૬/૧૩) આવી રીતની વાતો કરતા હોય છે. તેમની દાંભિકતાને વર્ણવે છે– **‘यजन्ति इति।’** **‘असृष्ट-अन्नविधानदक्षिणम्’** શાસ્ત્રમાં જેમ વિધાન કર્યું હોય તેમ **‘न सृष्टाः’** આપવામાં આવ્યાં નથી અન્ન અને દક્ષિણા તેવી રીતે તેઓ યજન કરે છે. અને ત્યારે **‘वृत्त्यै’** આજીવિકા માટે **‘परम्’** કેવળ, પશુઓને હણે છે. **‘अतत्-विदः’** હિંસારૂપ દોષને ન જાણતા તેઓ ॥ ૮ ॥

मानितां प्रपञ्चयति—**श्रियेति**।

ઘમંડને વર્ણવે છે— **‘श्रिया इति।’**

**श्रिया विभूत्याभिजनेन विद्यया**
**त्यागेन रूपेण बलेन कर्मणा।**
**जातस्मयेनान्धधियः सहेश्वरान्**
**सतोऽवमन्यन्ति हरिप्रियान् खलाः॥ ९**

લક્ષ્મી, ઐશ્વર્ય, કુલીન પરિવાર, વિદ્યા, દાન, રૂપ, બળ અને કર્મ– (આ સર્વ)થી ઊપજેલા ગર્વને લીધે અંધ બુદ્ધિવાળા (મદાંધ) થયેલા દુષ્ટો પરમેશ્વર સહિત તેમના પ્રિય ભક્તોનો અનાદર કરે છે. ॥ ૯ ॥

श्रिया धनादिसंपदा। विभूत्या ऐश्वर्येण। श्र्यादिना जातो यः स्मयो गर्वस्तेनान्धा धीर्येषां ते ईश्वरसहितान्सतोऽवमन्यन्ते॥ ९॥

**‘श्रिया’** ધન વગેરે સંપત્તિથી, **‘विभूत्या’** ઐશ્વર્યથી– લક્ષ્મી વગેરેથી જે **‘स्मयः’** ગર્વ થાય છે, તેનાથી જેમની બુદ્ધિ આંધળી થઈ છે તેઓ પરમેશ્વર સહિત સંતોની અવગણના કરે છે. ॥ ૯ ॥

किंच एवं वर्तमानास्ते वेदतत्त्वार्थं स्फुटमपि न जानन्तीत्याह—**सर्वेष्विति**।

વળી, આ રીતે (કામુક, ગર્વિષ્ઠ વગેરે થઈને) રહેતા તે (કર્મજડ) જનો વેદના વાસ્તવિક અર્થને સ્પષ્ટરૂપે જાણતા નથી, એમ કહે છે— **‘सर्वेषु इति।’**

**सर्वेषु शश्वत्तनुभृत्स्ववस्थितं**
**यथा खमात्मानमभीष्टमीश्वरम्।**
**वेदोपगीतं च न शृण्वतेऽबुधा**
**मनोरथानां प्रवदन्ति वार्तया॥ १०**

સર્વ શરીરધારીઓમાં સદાય પોતાના પરમ પ્રિય આત્મારૂપે અને ઈશ્વરરૂપે રહેલા છતાં આકાશની જેમ (અસંગરૂપે) રહેલા તેમ જ વેદમાં પણ વારંવાર ગાન કરાયેલા પરમેશ્વર વિષે અબુધજનો (કર્મકાંડીઓ) સાંભળતા નથી, કારણ કે (મૈથુન-માંસ-મદ્યસેવનરૂપ) વિષયોની વાતો કરીને (વેદને પ્રવૃત્તિપરક) વર્ણવે છે. ॥ ૧૦ ॥

केन रूपेणावस्थितं तदाह—आत्मानमीश्वरमात्मतया ईश्वरतया चावस्थितम्। एवमप्यसङ्गतामाह—यथा खम्। पुरुषार्थतामाह—अभीष्टम्। स्फुटत्वमाह—वेदोपगीतं चेति। तत्कुतः। यतो मनोरथानां व्यवायामिषमद्यसेवाविषयाणां वार्तया प्रवदन्ति। निवृत्तिपरं सन्तं वेदं प्रवृत्तिपरं वर्णयन्ति॥ १०॥

પરમેશ્વર કયા રૂપે રહે છે, તે કહે છે– **'आत्मानम्-ईश्वरम्'** આત્મારૂપે અને ઈશ્વરરૂપે રહેલા પરમેશ્વરને– આ રીતે રહ્યા હોવા છતાં ઈશ્વરની અસંગતા વર્ણવે છે– **'यथा खम्'** આકાશની જેમ અસંગ રહેલા પરમેશ્વરને– **'पुरुषार्थताम्'** (**'परमानंदरूपताम्'**-વં.) પરમેશ્વર પરમાનંદરૂપ છે તે કહે છે– **'अभीष्टम्'** પરમ પ્રિય પરમેશ્વરને– **'स्फुटत्वम्'** વેદમાં પણ પરમેશ્વર વારંવાર ગાન કરાયેલા છે, એમ સ્પષ્ટપણે કહે છે– **'वेद-उपगीतम् च इति।'** (વેદમાં સ્પષ્ટરૂપે અભિવ્યક્ત થવા છતાં તે પરમેશ્વર વિષે મૂઢ જનો શ્રવણ કરતા નથી.) તેમ શા માટે થાય છે? કારણ કે **'मनोरथानाम्'** મૈથુન-માંસ-મદ્યસેવનરૂપ વિષયોની વાતોથી ચર્ચા કરે છે. તેઓ નિવૃત્તિપરક હોવા છતાં વેદને પ્રવૃત્તિપરક વર્ણવે છે. ॥ ૧૦ ॥

ननु व्यवायादीनामपि 'ऋतौ भार्यामुपेयात्', 'हुतशेषं भक्षयेत्' इत्यादिना विहितत्वात्किमेवं निन्द्यतेऽत आह—**लोक इति**।

શંકા કરવામાં આવી છે કે (વેદમાં) સ્ત્રીસંગ વગેરેની પણ (આજ્ઞા કરવામાં આવી છે કે) 'ઋતુકાળે સ્ત્રીગમન કરવું.', 'હોમ કરતાં બાકી રહેલું માંસ ખાવું' વગેરે વાક્યોનું વિધાન છે, તો પછી શા માટે આ પ્રમાણે નિંદા કરવામાં આવે છે? આ માટે ઉત્તર આપે છે— **'लोके इति।'**

**लोके व्यवायामिषमद्यसेवा**
**नित्यास्तु जन्तोर्न हि तत्र चोदना।**
**व्यवस्थितिस्तेषु विवाहयज्ञ-**
**सुराग्रहैरासु निवृत्तिरिष्टा॥ ११**

સંસારમાં જીવાત્માને સ્ત્રીસંગ, માંસભક્ષણ અને મદિરાપાન સ્વાભાવિક રુચિથી પ્રાપ્ત થયાં હોય છે. તે સંબંધી (વેદોએ) આજ્ઞા કરી નથી. તે વિષયમાં (મૈથુન-માંસ-મદિરાના વિષયમાં) અનુક્રમે વિવાહ, યજ્ઞ તથા (સૌત્રામણિ વિષયક) કર્મકાંડમાં સુરાપાન દ્વારા નિયત વ્યવસ્થા કરવામાં આવી છે. આમાં (મૈથુન-માંસ-મદિરામાં) નિવૃત્તિ જ ઈચ્છવાયોગ્ય છે. ॥ ૧૧ ॥

व्यवायः स्त्रीसङ्गः। नित्या रागत एव नित्यं प्राप्ताः। जन्तोः प्राणिमात्रस्य अतस्तत्र तासु चोदना विधिर्नास्ति। ननु। 'ऋतावुपेयात्' इत्यादिना विधिर्दर्शितः, सत्यम्, न त्वयमपूर्वविधिः, रागतः प्राप्तत्वात्किंतु नियमविधिरूपेण रागिणामभ्यनुज्ञामात्रं क्रियते तदाह—व्यवस्थितिरिति। तेषु व्यवायादिषु। कैः। विवाहयज्ञसुराग्रहैः। विवाहविषय एव व्यवायः कार्यः। यज्ञ एवामिषसेवा। 'सौत्रामण्यां सुराग्रहान् गृह्णाति' इति श्रुतेस्तत्रैव मद्यसेवेति नियमः क्रियते।

ननु च नियमपक्षेऽप्यावश्यकत्वान्न निन्दा युक्ताऽत आह—आसु निवृत्तिरिति। आसु व्यवायामिषमद्यसेवासु निवृत्तिरिष्टा। अयं भावः—नायं नियमविधिरपि नित्य-प्राप्तत्वादतो निवृत्तिः परिसंख्यैव, कथं तर्हि व्यवस्थितिरित्युक्तम्।

**'व्यवायः'** સ્ત્રીસંગ – **'नित्याः'** સ્વાભાવિક રુચિથી જ નિત્ય પ્રાપ્ત થયાં હોય છે. **'जन्तोः'** પ્રાણીમાત્રને, આથી તે વિષયમાં **'चोदना'** પ્રેરણારૂપ આજ્ઞા હોતી નથી. શંકા કરવામાં આવી છે કે 'ઋતુકાળે સ્ત્રીગમન કરવું.' વગેરે દ્વારા આજ્ઞા (વિધિ) દર્શાવી છે. આ વાત સાચી છે, પરંતુ આ *અપૂર્વ વિધિ નથી, કારણ કે કામનાથી આ પ્રાપ્ત થાય છે, તેથી નિયમની વિધિરૂપે કામીજનોને માત્ર અનુજ્ઞા આપે છે, તે કહે છે– **'व्यवस्थितिः इति।'** **'तेषु'** તે મૈથુન-માંસ-મદિરાના વિષયમાં– શેના દ્વારા? **'विवाह-यज्ञ-सुराग्रहैः'** વિવાહ કરીને પત્ની સાથે જ સંગ કરવો જોઈએ. યજ્ઞમાં જ માંસભક્ષણ કરવું. 'સૌત્રામણિ યજ્ઞમાં જ મદિરાનો પ્યાલો ગ્રહણ કરે છે.' એમ શ્રુતિ હોવાથી તે યાગમાં જ મદ્યપાન કરવું જોઈએ, એમ નિયમ કરવામાં આવ્યો.

શંકા કરવામાં આવી છે કે નિયમવિધિ છે, એવો પક્ષ લઈએ તો પણ (સ્ત્રીસંગ વગેરે) આવશ્યક હોવાથી નિંદા કરવી યોગ્ય નથી. આના સમાધાનમાં કહે છે– **'आसु निवृत्तिः इति।'** આમાં એટલે કે સ્ત્રીસંગ-માંસ-મદ્યના સેવનમાં નિવૃત્તિ જ અભીષ્ટ છે. ભાવ આ પ્રમાણે છે– (મનુષ્યના રાગથી) સ્ત્રીસંગ વગેરે નિત્યપ્રાપ્ત છે, માટે એમના વિષે કથન કરનારા વિધિઓ નિયમવિધિ નથી, પણ કોઈક **પરિસંખ્યા (અપાકરણ) આપવાની આવશ્યકતા હોય ત્યારે આવી છૂટ આપવામાં આવે છે. મૂળ તો નિવૃત્તિ કે નિષેધ જ છે. તો પછી વ્યવસ્થા છે, એમ કેમ કહ્યું?

---

* અપૂર્વ વિધિ – વિધિ વગર જેનું જ્ઞાન ન જ થાય, તેના જ્ઞાન માટે અપૂર્વ વિધિ હોય છે. જેમ કે, ડાંગરનું પ્રોક્ષણ કરવું જોઈએ, દરરોજ સંધ્યા કરવી જોઈએ વગેરે જ્ઞાન પોતાની જાતે લોકવ્યવહારથી કે અનુમાનાદિ પ્રમાણથી નહીં થાય. માટે આ વિશે જ્ઞાન આપનાર વિધિને અપૂર્વ વિધિ કહે છે.

** પરિસંખ્યા – બે વસ્તુ હંમેશાં પ્રાપ્ત હોય ત્યારે એકની નિવૃત્તિની સૂચના આપતો વિધિ એટલે પરિસંખ્યા. સ્પષ્ટરૂપે દર્શાવાયેલી સીમા કે જેનાથી વિહિત વસ્તુઓથી અલગ બધી જ વસ્તુઓનો નિષેધ થઈ જાય.

उच्यते—न तावत्परिसंख्याविधिना श्रुत्या निवृत्तिरुच्यते। तथा सति स्वार्थत्यागः, परार्थकल्पना, प्राप्तबाधश्चेति दोषत्रयं स्यात्, अतः क्वचित्प्राप्स्यतोऽप्यर्थस्य प्रापणमनर्थक-मित्यपूर्वविधिद्वाराऽन्यनिवृत्तिः फलतो भवति।

ઉત્તર આપવામાં આવે છે– પરિસંખ્યા વિધિ દ્વારા શ્રુતિ વડે અપવાદરૂપ છૂટ આપવામાં આવી છે, તેમાં સંપૂર્ણ નિષેધ ઈષ્ટ નથી. જો નિવૃત્તિ કહે તો (૧) 'સ્વાર્થત્યાગ' કહેલા શબ્દનો અર્થ છોડી દેવો પડે, (૨) પરાર્થ શ્રુતિ નથી કહેતી તેની કલ્પના કરવી પડે અને (૩) 'પ્રાપ્તબાધ' જે શ્રુતિપ્રાપ્ત છે, તેનો બાધ થાય; એમ ત્રણ દોષો આવે. તેથી ક્યાંક પ્રાપ્ત થનાર (સુરાપાન વગેરે) અર્થની પ્રાપ્તિ નિરર્થક છે, એમ અપૂર્વ (પહેલાં ક્યાંય લોકમાં ન કરેલ હોય તેવી) વિધિ દ્વારા (સ્ત્રીસંગ, સુરાપાન વગેરે) અન્યનો નિષેધ જ પરિણામે થાય છે.

तद्यथा—'इमामगृभ्णन् रशनामृतस्येत्यश्वा-भिधानीमादत्ते' इत्यत्र रशनालिङ्गतो गर्दभाश्वाभिधानी रशनाद्वये प्राप्स्यतो मन्त्रस्यापूर्वविधिद्वारा परिसंख्योच्यते।

જેમ કે– 'તેમણે યજ્ઞ માટે યજ્ઞીય પશુની આ રશના (લગામ) ગ્રહણ કરી,' એમ બોલતાં, ઘોડાની લગામ પકડવી જોઈએ.' (શુ.ય.મા.સં. ૨૨/૨) (ऋतस्य=यज्ञीयपशोः–दीपिनी.) આ વાક્યમાં 'રશના' શબ્દરૂપી લિંગથી ગર્દભ અને અશ્વ બંનેની રશના પ્રાપ્ત થાય છે, ત્યારે આ મંત્રને અપૂર્વ વિધિ દ્વારા પરિસંખ્યા વિધિ કહે છે.

यथोक्तं तन्त्रवार्तिके—

'अप्राप्तविधिरेवायमतो मन्त्रस्य निश्चितः।
परिसंख्या फलेनोक्ता न विशेषः पुनः श्रुतेः॥'

इति।

તંત્રવાર્તિકમાં કહ્યું છે તે પ્રમાણે– 'આથી આ મંત્રનો અપ્રાપ્ત વિધિ છે એવો જ નિશ્ચય થાય છે. ફળથી પરિસંખ્યા કહેવામાં આવી છે. શ્રુતિ ફરીથી કહે છે માટે તેમાં કોઈ વિશેષ છે, એવું નથી.'

क्वचित्तु रागतो नित्यप्राप्तस्याप्राप्तांश-पूरणलक्षणस्य नियमफलस्याप्यभावान्नियम-विधिद्वारा फलतः परिसंख्या भवति, यथा 'पञ्च पञ्चनखा भक्ष्याः' इति। तथा रागतो

પરંતુ કેટલાક કહે છે કે રાગથી (મનુષ્યોની સ્વાભાવિક પ્રવૃત્તિથી) જે નિત્યપ્રાપ્ત છે, તેમાં અપ્રાપ્ત અંશની પૂર્તિ કરવાના લક્ષણવાળા નિયમવિધિના ફળનો પણ અભાવ છે, માટે નિયમવિધિ દ્વારા ફળથી આ પરિસંખ્યા બને છે. જેમ કે, 'પાંચ નખવાળા પાંચ પશુઓ ખવાય.' (માંસ, મદ્ય અને મૈથુન પ્રત્યે પ્રાણીઓની ઉચ્છૃંખલ પ્રવૃત્તિના નિયંત્રણ માટે આટલી છૂટ આપવામાં આવી છે. તેમાં પ્રવૃત્ત થવા માટે શાસ્ત્રનું વિધાન હોઈ શકે નહીં.) તેમ

नित्यवत्प्राप्तस्य व्यवायादेर्विवाहादिनियमना-भ्यनुज्ञाद्वारा परिसंख्यैवेति।

રાગપૂર્વક હંમેશની જેમ પ્રાપ્ત થયેલાં મૈથુન વગેરેની વિવાહ વગેરે નિયમનરૂપ અનુજ્ઞા દ્વારા પરિસંખ્યા જ કરવામાં આવી છે.

ननु यद्यभ्यनुज्ञामात्रमेतद्भवेत्तर्हि—
'ऋतुस्नातां तु यो भार्यां संनिधौ नोपगच्छति।
घोरायां भ्रूणहत्यायां पच्यते नात्र संशयः॥'

શંકા કરવામાં આવી છે કે જો આ માત્ર અનુજ્ઞા જ હોય તો 'જે પુરુષ ઋતુસ્નાતા પત્નીની પાસે ન જાય તે ભ્રૂણહત્યાના ઘોર પાપથી રંધાય છે, એમાં કોઈ સંશય નથી.' વગેરે કહ્યું છે તે રીતે પત્નીનો સંગ ન કરવામાં દોષ ન કહ્યો હોત!

इत्यादिदोषश्रवणं न स्यात्। नैष दोषः। मनसि कामे सत्यपि तस्यामरुच्या द्वेषादिना वा तामनुपगच्छतो दोषश्रवणोपपत्तेरिति सर्वमनवद्यम्॥ ११॥

આના સમાધાન માટે કહે છે કે આ દોષ નથી. મનમાં કામ હોય તો પણ તેનામાં (પત્નીમાં) રુચિ ન હોય અથવા તેના પર દ્વેષ હોય, તેથી તેની સાથે સંગ ન કરતો હોય તો તેને દોષ લાગે છે એવું શાસ્ત્ર કહે છે, એમ સમજવું તર્કસંગત છે. તેથી અહીં કહ્યું તે સર્વ નિર્દોષ છે. ॥ ૧૧ ॥

तदेवं व्यवायादिमनोरथाकुलितत्वादभीष्ट-मात्मानं न शृण्वन्तीत्युक्तम्, इदानीं धनस्यापि धर्मद्वारा परमात्मप्रापकस्य दृष्टोपभोगार्थं विनियोगान्नात्मज्ञानगन्धोऽपीत्याह—**धनं चेति**।

તો આમ સ્ત્રીસંગ વગેરે મનોરથથી વ્યાકુળ થવાને કારણે (મૂઢ મનુષ્ય) પરમ પ્રિય આત્માને સાંભળતો નથી. (**'आत्मानमभीष्टमीश्वरं वेदोपगीतं न शृण्वतेऽबुधाः'** શ્લોક-૧૦માં) એમ કહેવામાં આવ્યું. હવે (પરમાત્માને પ્રસન્ન કરનારા) ધર્મકાર્યો દ્વારા પરમાત્માને પ્રાપ્ત કરાવનારા ધનનો પણ આ લોકના ઉપભોગો માટે વિનિયોગ થવાથી આત્માજ્ઞાનની તેમાં ગંધ પણ હોતી નથી, એમ કહે છે— **'धनं च इति।'**

**धनं च धर्मैकफलं यतो वै**
**ज्ञानं सविज्ञानमनुप्रशान्ति।**
**गृहेषु युञ्जन्ति कलेवरस्य**
**मृत्युं न पश्यन्ति दुरन्तवीर्यम्॥ १२**

ધનનું એક માત્ર ફળ ધર્મ છે. જે ધર્મથી અપરોક્ષ જ્ઞાન સહિત (મોક્ષરૂપ) પ્રકૃષ્ટ શાંતિ આપનારું દૃઢ પરોક્ષજ્ઞાન થાય છે. આવા ધનને (અજ્ઞાની લોકો) ઘરોમાં શરીરના (ભોગવિલાસ) માટે વાપરી નાખે છે અને (જેને રોકવાનું કોઈનામાં સામર્થ્ય નથી તેવા) દુર્લંઘ્ય સામર્થ્યવાળા મૃત્યુને તેઓ જોતા નથી (લક્ષમાં લેતા નથી). ॥ ૧૨ ॥

धर्म एवैकं फलं यस्य तत्। कुतः। यतो यस्माद्धर्मात्सविज्ञानमपरोक्षज्ञानसहितं दृढं परोक्षज्ञानं भवति। कथंभूतम्। अनुप्रशान्ति अन्वनन्तरमेव प्रकृष्टा शान्तिर्निर्वाणलक्षणा यस्य तत्। एवंभूतं धनं गृहेषु देहाद्यर्थं युञ्जन्ति॥ १२॥

किंच व्यवस्थयापि व्यवायाद्यभ्यनुज्ञानं न यथेष्टम्, अपि त्वन्यथैवेत्याह—**यदिति**।

**यद् घ्राणभक्षो विहितः सुराया-**
**स्तथा पशोरालभनं न हिंसा।**
**एवं व्यवायः प्रजया न रत्या**
**इमं विशुद्धं न विदुः स्वधर्मम्॥ १३**

यद्यस्मात्सुराया घ्राणभक्षोऽवघ्राणं स एव विहितः, न पानम्। तथा पशोरप्यालभनमेव विहितं, न तु हिंसा। अयमर्थः—देवतोद्देशेन यत्पशुहननं तदालभनं 'वायव्यं श्वेतमालभेत' इत्यादिश्रुतेर्न तु हिंसा, 'या वेदविहिता हिंसा न सा हिंसेति कीर्त्यते' इति वचनात्। भक्षणोद्देशेन तु क्रियमाणं हननं लौकिकवद्धिंसैव। अत्र ह्यालभनमेव विहितं, न तु हिंसा। अतो न यथेष्टभक्षणाभ्यनुज्ञेत्यर्थः। व्यवायोऽपि प्रजया निमित्तभूतया, न तु रत्यै। अतो मनोरथवादिन इमं विशुद्धं स्वधर्मं न विदुरिति॥ १३॥

એક માત્ર (કેવળ) ધર્મ જ જેનું ફળ છે તે ધન. કેવી રીતે? '**यतः**' જે ધર્મથી '**सविज्ञानम्**' અપરોક્ષ જ્ઞાન સહિત દૃઢ પરોક્ષજ્ઞાન થાય છે. કેવું જ્ઞાન? '**अनुप्रशान्ति**' અનુ તરત જ મોક્ષરૂપ લક્ષણવાળી પ્રકૃષ્ટ શાંતિ છે જેની તે જ્ઞાન. આવા ધનને ઘરોમાં શરીરના ભોગવિલાસ માટે વેડફી નાખે છે.॥ ૧૨ ॥

વળી, વ્યવસ્થા કર્યા અનુસાર પણ સ્ત્રીસંગ વગેરેમાં અપાયેલી છૂટ સ્વચ્છંદીપણે લેવાની નથી, પણ અન્ય પ્રકારે જ સમજવાની છે, એમ કહે છે– '**यत् इति।**'

મદિરામાંથી સુગંધ લેવાનું વેદમાં વિધાન છે (પાન કરવાનું નહીં), તેમ જ બલિરૂપે પશુને (સ્પર્શ કરીને) તેના સમર્પણનું વિધાન છે (હિંસાનું નહીં), એ જ પ્રમાણે (ઋતુકાળે) સ્ત્રીસંગની આજ્ઞા પણ પ્રજોત્પત્તિ માટે છે, પણ વિષયના આનંદ માટે નહીં. આ વિશુદ્ધ સ્વધર્મને (ભોગવાદીઓ) સમજતા નથી. ॥ ૧૩ ॥

'**यत्**' જે મદિરામાંથી '**घ्राणभक्षः**' સુગંધ લેવી, તે જ વેદમાં કહેવાયું છે, મદિરાપાન નહીં. તેમ જ વેદની આજ્ઞા પ્રમાણે પશુનો સ્પર્શ કરવાનું જ વિધાન છે, પણ (અનાદરપૂર્વક ભક્ષણ માટે) હિંસાનું નહીં. અર્થ આ પ્રમાણે છે– દેવતાને ઉદ્દેશીને જે હનન કરવામાં આવે તે આલભન છે. પરંતુ '**वायव्यं श्वेतमालभेत**' વગેરે શ્રુતિ હોવાથી તે હિંસા નથી. વાયુ દેવતા માટે શ્વેત પશુનું આલભન કરવું, કારણ કે 'જે વેદવિહિત હિંસા છે તે હિંસા કહેવાતી નથી.' એમ વચન છે, પણ ભક્ષણ કરવાના ઉદ્દેશથી કરવામાં આવતો વધ લૌકિક હિંસા જેવી હિંસા જ છે. અહીં ખરેખર આલભનનું (સ્પર્શનું) જ વિધાન છે, પણ હિંસાનું નહીં. આથી પોતાની ઈચ્છા પ્રમાણે માંસભક્ષણની છૂટ આપવામાં આવી નથી, એમ અર્થ છે. સ્ત્રીસંગની પણ પ્રજોત્પત્તિ નિમિત્તે જ આજ્ઞા આપવામાં આવી છે, પણ વિષયભોગ માટે નહીં. આથી ભોગવાદીઓ આ વિશુદ્ધ સ્વધર્મ સમજતા નથી. ॥ ૧૩ ॥

एवं भगवत्पराङ्मुखानां बहुदोषतां प्रपञ्च्य तन्निष्ठां प्रपञ्चयति—**ये त्विति** पञ्चभिः।

**ये त्वनेवंविदोऽसन्तः स्तब्धाः सदभिमानिनः।**
**पशून् द्रुह्यन्ति विस्रब्धाः प्रेत्य खादन्ति ते च तान्॥ १४**

અનેવંविदः न एवं धर्मं विदन्ति ये ते। विस्रब्धा निःशङ्काः। अनेन मनोरथो भविष्यतीति विश्वस्ता वा। तदानीन्तनपोषणेन वा तैः पशुभिर्विश्वस्ताः। ते च पशवः प्रेत्य अमुत्र तान् खादन्ति—

'मां स भक्षयितामुत्र यस्य मांसमिहाद्म्यहम्।
एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः॥'

इति वचनात्॥ १४॥

**वि. चक्र.**—यथा च योगबलेन यज्ञपशून् प्रत्यक्षं प्रदर्श्य।

—प्राचीनबर्हिषं प्रत्युक्तं श्रीनारदेन—

'भो भो प्रजापते राजन् पशून् पश्य त्वयाध्वरे।
संज्ञापितान् जीवसंघान् निर्घृणेन सहस्रशः॥
एते त्वां सम्प्रतीक्षन्ते स्मरन्तो वैशसं तव।
सम्परेतमयःकूटैश्छिन्दन्त्युत्थितमन्यवः॥

(श्रीमद्भा० ४।२५।७-८)

**द्विषन्तः परकायेषु स्वात्मानं हरिमीश्वरम्।**
**मृतके सानुबन्धेऽस्मिन् बद्धस्नेहाः पतन्त्यधः॥ १५**

આમ, ભગવાનથી વિમુખ થયેલા મનુષ્યોના અનેક દોષો સમજાવીને તેમની ગતિ પાંચ શ્લોકોથી વિસ્તારપૂર્વક સમજાવે છે— **'ये तु इति।'**

પરંતુ આ રીતે જેઓ પોતાનો ધર્મ જાણતા નથી તેઓ પાપી, અક્કડ અને 'અમે સત્પુરુષો છીએ.' એવું ઘમંડ ધરાવનારા હોય છે, (અને તેથી) તેઓ નિઃશંક થઈ પશુઓની હિંસા કરે છે. તે જ પશુઓ તેમના મર્યા પછી તેમને ખાય છે. ॥ १४ ॥

**'अनेवंविदः'** આ રીતે જેઓ પોતાનો ધર્મ જાણતા નથી તેઓ **'विस्रब्धाः'** નિઃશંક થઈને અથવા 'આ દ્વારા અમારા મનોરથો સિદ્ધ થશે,' એવો વિશ્વાસ રાખનારા અથવા તે સમયે પશુઓનું પોષણ કરવાથી તે પશુઓ દ્વારા જેમની ઉપર વિશ્વાસ રાખવામાં આવ્યો છે તેવા– અને તે પશુઓ મર્યા પછી પરલોકમાં તેમને ખાય છે. 'હું જેનું માંસ અહીં ખાઉં છું, મને તે (**मां सः'**) પરલોકમાં ખાશે. વિદ્વાનો આ રીતે માંસની વ્યુત્પત્તિ દર્શાવે છે. એમ વચન હોવાથી (કહે છે). (મનુસ્મૃતિ ५/५५) ॥ १४ ॥

જેમ યોગબળથી યજ્ઞપશુઓને પ્રત્યક્ષ દર્શાવીને નારદજી દ્વારા પ્રાચીનબર્હિને કહેવામાં આવ્યું હતું– 'અરે ઓ પ્રજાપતિ, હે રાજા, તારા દ્વારા યજ્ઞમાં નિર્દયતાપૂર્વક સંહાર કરવામાં આવેલાં હજારો પશુઓ અને જીવસમૂહોને જો. તારા દ્વારા કરાયેલી પીડાનું સ્મરણ કરતા એ બધા જીવો તારા મૃત્યુની પ્રતીક્ષા કરી રહ્યા છે. કોપાયમાન થયેલા એ જીવો તારા મર્યા પછી લોઢાનાં યંત્રમય શિંગડાંથી તને કાપી નાખશે.

પુત્ર-પત્ની સહિત પોતાના મરણધર્મા શરીર સાથે જેઓ સ્નેહથી બંધાયેલા છે તથા બીજાનાં શરીરોમાં રહેલા પોતાના આત્મારૂપ ઈશ્વર શ્રીહરિનો જેઓ (હિંસા કરીને કે દુઃખ દઈને) દ્વેષ કરે છે તેઓ (તે દોષને કારણે) નરકમાં પડે છે.॥ १५ ॥

अभिचारादिना द्विषन्तः। मृतके देहे। सानुबन्धे पुत्रादिसहिते॥ १५॥

હિંસા કરીને દ્વેષ કરતા (જે મનુષ્યો) મરણધર્મા દેહ (સાથે)– **'स-अनुबन्धे'** પુત્ર વગેરે સહિત દેહ સાથે ॥ ૧૫ ॥

अज्ञास्तत्त्वज्ञैरननुकम्पितास्तरन्ति, तत्त्वज्ञास्तु स्वतः। ये तु नात्यन्तमज्ञा न च तत्त्वज्ञास्तेऽन्तरालवर्तिनः पतन्तीत्याह—**य इति**।

અજ્ઞાનીઓ તત્ત્વજ્ઞાનીઓની અનુકમ્પાથી તરે છે અને તત્ત્વજ્ઞાનીઓ તો પોતાની મેળે જ તરે છે, પરંતુ જેઓ અતિશય અજ્ઞાની નથી અને તત્ત્વજ્ઞાની પણ નથી, તેવા વચમાં રહેલા લોકો અધઃપતન પામે છે, એમ કહે છે– **'ये इति।'**

**ये कैवल्यमसम्प्राप्ता ये चातीताश्च मूढताम्।**
**त्रैवर्गिका ह्यक्षणिका आत्मानं घातयन्ति ते॥ १६**

જેઓ તત્ત્વજ્ઞાન પામ્યા નથી અને છતાં પણ અજ્ઞાન(રૂપી અંધકાર)થી પર અને (અલ્પજ્ઞાનથી પોતાને ચતુર માનનારા તેમ જ ધર્મ-અર્થ-કામરૂપ) ત્રિવર્ગને મુખ્ય માનનારા છે, શાંતિની ક્ષણથી રહિત થયેલા તેઓ પોતાનો નાશ કરાવે છે.॥૧૬॥

कैवल्यं तत्त्वज्ञानमसंप्राप्ताः। मूढतामत्यन्तजडताम्। अत्र हेतुः—त्रिवर्गप्रधानाः। अक्षणिका उपशान्तिक्षणरहिता देहादिस्थैर्यबुद्धयो वा स्वयमेवात्मानं घातयन्ति॥ १६॥

**'कैवल्यम्'** તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત ન થયેલા અને **'मूढताम्'** મૂઢતાથી પર હોવા માટેનું અહીં કારણ આપે છે– **'त्रिवर्गप्रधानाः'** ધર્મ-અર્થ-કામરૂપ ત્રિવર્ગને મુખ્ય માનનારા છે તેથી– **'अक्षणिकाः'** શાંતિની ક્ષણથી રહિત થયેલા અથવા દેહાદિમાં સ્થિર બુદ્ધિવાળા જનો પોતે જ પોતાનો નાશ કરાવે છે. ॥ ૧૬ ॥

तदाह—**एत इति**।

આત્મઘાતને વર્ણવે છે– **'एते इति।'**

**एत आत्महनोऽशान्ता अज्ञाने ज्ञानमानिनः।**
**सीदन्त्यकृतकृत्या वै कालध्वस्तमनोरथाः॥ १७**

અજ્ઞાન(રૂપ કર્મ)માં જ્ઞાન માનનારા, શાંતિવિહોણા અને કાળ દ્વારા નાશ પામેલા મનોરથોવાળા જનો અકૃતાર્થ થઈને દુઃખી જ થાય છે. ॥ ૧૭ ॥

आत्महनः आत्मापह्नवकर्तारः। अज्ञाने कर्मणि। तथा च श्रुतिः—

'असुर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः।
तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः॥'

इति॥ १७॥

**'आत्महनः'** આત્માનો ઘાત કરનારાઓ, **'अज्ञाने'** અજ્ઞાનરૂપ કર્મમાં– તે અનુસાર શ્રુતિ પણ છે– 'તે આસુરી લોક (યોનિઓ) અજ્ઞાનના અંધકારથી આચ્છાદિત છે. જે કોઈ પણ આત્મઘાતી જનો છે તેઓ મૃત્યુ પછી (એ યોનિઓને) પ્રાપ્ત કરે છે.' (ઈશા.ઉપ.૩, શુ.યજુ.સં.૪૦/૩) ॥ ૧૭ ॥

**हित्वाऽत्यायासरचिता गृहापत्यसुहृच्छ्रियः।**
**तमो विशन्त्यनिच्छन्तो वासुदेवपराङ्मुखाः॥ १८**

ભગવાન વાસુદેવથી વિમુખ થયેલા મનુષ્યો મહામહેનતે મેળવેલાં ઘર, સંતાનો, સ્નેહીઓ અને સંપત્તિઓને છોડીને પોતે ઇચ્છતા ન હોવા છતાં નરકમાં પ્રવેશે છે. ॥ ૧૮ ॥

या गृहापत्यसुहृच्छ्रियस्ता हित्वा॥ १८॥

જે ઘર, સંતાનો, સ્નેહીઓ અને સંપત્તિઓ છે તેમને છોડીને ॥ ૧૮ ॥

तदेवं भगवद्भक्तिरेव कर्तव्येति स्थिते तत्र विशेषं पृच्छति—**कस्मिन्काल इति**।

તો આમ ભગવાનની ભક્તિ જ કરવી જોઈએ, એમ પ્રસ્થાપિત થતાં તે ભક્તિ કરવા વિષે (રાજા) વિશેષ પૂછે છે— **'कस्मिन् काले इति।'**

**राजोवाच**

**कस्मिन् काले स भगवान् किंवर्णः कीदृशो नृभिः।**
**नाम्ना वा केन विधिना पूज्यते तदिहोच्यताम्॥ १९**

**રાજા (નિમિ) બોલ્યા** – તે ભગવાન શ્રીહરિ કયા કાળે, કયા નામથી અને કઈ વિધિથી મનુષ્યો દ્વારા આ લોકમાં પૂજાય છે? તે કેવા વર્ણવાળા છે અને કેવા આકારવાળા છે, તે આપ કહો.॥ ૧૯ ॥

किंवर्णः कीदृग्वर्णवान्। कीदृशः कीदृगाकारः। केन वा नाम्ना। केन वा विधिना॥ १९॥

**'किंवर्णः'** કેવા વર્ણવાળા, **'कीदृशः'** કેવા આકારવાળા તથા કયા નામથી અને કઈ વિધિથી (પૂજાય છે)? ॥ ૧૯ ॥

**करभाजन उवाच**

**कृतं त्रेता द्वापरं च कलिरित्येषु केशवः।**
**नानावर्णाभिधाकारो नानैव विधिनेज्यते॥ २०**

**(યોગેશ્વર) કરભાજન બોલ્યા** – સત્ય-ત્રેતા-દ્વાપર-કલિ (એ ચાર યુગો)માં જુદા જુદા વર્ણો, નામો અને આકારવાળા ભગવાન કેશવ જુદા જુદા માર્ગો દ્વારા પૂજાય છે. ॥ ૨૦ ॥

एषु कृतादिकालेषु। नानाप्रकारा वर्णाभिधाकारा यस्य सः। नानैव विधिना विविधेनैव मार्गेण॥ २०॥

આ સત્ય વગેરે યુગોમાં, જુદા જુદા પ્રકારનાં વર્ણો, નામો અને આકારો છે જેમનાં તે ભગવાન કેશવ **'नाना एव विधिना'** જુદા જુદા માર્ગો દ્વારા (પૂજાય છે). ॥ ૨૦ ॥

तदेव वर्णादिचतुष्टयमाह—**कृत इत्यादिना**।

તે અનુસાર વર્ણાદિ ચાર પ્રકારને જણાવે છે— **'कृते इति।'** વગેરેથી

**कृते शुक्लश्चतुर्बाहुर्जटिलो वल्कलाम्बरः।**
**कृष्णाजिनोपवीताक्षान् बिभ्रद् दण्डकमण्डलू॥ २१**

સત્યયુગમાં ભગવાન ચાર ભુજાઓવાળા, જટા ધારણ કરનારા, વલ્કલ વસ્ત્રવાળા, કૃષ્ણમૃગચર્મ-જનોઈ-માળા-દંડ અને કમંડળ ધારણ કરનારા હોય છે. ॥ ૨૧ ॥

कृष्णाजिनादीन्बिभ्रदिति ब्रह्मचारिवेषो दर्शितः॥ २१॥

કાળું મૃગચર્મ વગેરે ધારણ કરે છે, એમ જણાવીને બ્રહ્મચારી વેષ દર્શાવ્યો છે. ॥ ૨૧ ॥

**मनुष्यास्तु तदा शान्ता निर्वैराः सुहृदः समाः।**
**यजन्ति तपसा देवं शमेन च दमेन च॥ २२**

તે સમયે તો મનુષ્યો શાંત, વેરરહિત, સર્વના મિત્ર અને સમભાવવાળા હોય છે. તેઓ ધ્યાનથી તથા મન અને ઈન્દ્રિયોના સંયમથી ભગવાનને પૂજે છે. ॥ ૨૨ ॥

तपसा ध्यानेन ॥ २२ ॥

**हंसः सुपर्णो वैकुण्ठो धर्मो योगेश्वरोऽमलः ।**
**ईश्वरः पुरुषोऽव्यक्तः परमात्मेति गीयते ॥ २३ ॥ २३ ॥**

**'तपसा'** ધ્યાનથી ॥ ૨૨ ॥

(તે સમયે) ભગવાન હંસ, સુપર્ણ, વૈકુંઠ, ધર્મ, યોગેશ્વર, અમલ, ઈશ્વર, પુરુષ, અવ્યક્ત અને પરમાત્મા– આ નામોથી સ્તુતિ કરાય છે.॥૨૩॥૨૩॥

**त्रेतायां रक्तवर्णोऽसौ चतुर्बाहुस्त्रिमेखलः ।**
**हिरण्यकेशस्त्रय्यात्मा स्रुक्स्रुवाद्युपलक्षणः ॥ २४**

ત્રેતાયુગમાં તે ભગવાન લાલ વર્ણવાળા, ચાર ભુજાઓવાળા, ત્રેવડી કટિમેખલાવાળા, સોનેરી કેશવાળા, વેદમૂર્તિ અને સ્રુક્, સ્રુવા વગેરે ચિહ્ન ધરાવનારા હોય છે. ॥ ૨૪ ॥

त्रिगुणा दीक्षाङ्गभूता मेखला यस्य स यज्ञमूर्तिः । हिरण्यकेशः पिशङ्गकेशः ॥ २४ ॥

દીક્ષાના અંગભૂત ત્રેવડી કટિમેખલા છે જેમની તે યજ્ઞમૂર્તિ, **'हिरण्यकेशः'** સોનેરી કેશવાળા॥૨૪॥

**तं तदा मनुजा देवं सर्वदेवमयं हरिम् ।**
**यजन्ति विद्यया त्रय्या धर्मिष्ठा ब्रह्मवादिनः ॥ २५**

તે સમયે મનુષ્યો ધર્મિષ્ઠ અને બ્રહ્મવાદી હોય છે અને સર્વ દેવમય ભગવાન શ્રીહરિનું ત્રણ વેદોમાં કહેલાં કર્મોથી પૂજન કરે છે. ॥ ૨૫ ॥

त्रय्या विद्यया वेदत्रयोक्तकर्मभिः ॥ २५ ॥

**'त्रय्या विद्यया'** ત્રણ વેદોમાં કહેલાં કર્મોથી ॥ ૨૫ ॥

**विष्णुर्यज्ञः पृश्निगर्भः सर्वदेव उरुक्रमः ।**
**वृषाकपिर्जयन्तश्च उरुगाय इतीर्यते ॥ २६**

(આ યુગમાં ભગવાન) વિષ્ણુ, યજ્ઞ, પૃશ્નિગર્ભ, સર્વદેવ, ઉરુક્રમ, વૃષાકપિ, જયંત તથા ઉરુગાય એમ કહેવાય છે. ॥ ૨૬ ॥

पृश्निगर्भः पृश्निः सुतपसः प्रजापतेः पत्नी तस्याः पुत्रः । वृषाकपिः स्मृतः सन्वर्षति कामानाकम्पयति क्लेशानिति तथा । जयत्येव सर्वदा जयन्तः ॥ २६ ॥

**'पृश्निगर्भः'** સુતપા પ્રજાપતિની પત્ની પૃશ્નિ, તેના પુત્ર– **'वृषाकपिः'** સ્મરણ કરતાં કામનાઓનું વર્ષણ કરે અને ક્લેશોને કંપાવે તે વૃષાકપિ કહેવાય છે. સદા સર્વદા જય પામે છે તે **'जयन्तः'** ॥ ૨૬ ॥

**द्वापरे भगवान् श्यामः पीतवासा निजायुधः ।**
**श्रीवत्सादिभिरंकैश्च लक्षणैरुपलक्षितः ॥ २७**

દ્વાપરયુગમાં ભગવાન શ્યામ વર્ણવાળા, પીળાં વસ્ત્રો ધારણ કરનારા, ચક્ર વગેરે પોતાનાં (વિશિષ્ટ) આયુધો ધારણ કરનારા, (વક્ષઃસ્થળ ઉપર) શ્રીવત્સ વગેરે શ્રીઅંગ ઉપરનાં ચિહ્નોથી તેમ જ કૌસ્તુભાદિ બાહ્ય ચિહ્નોથી યુક્ત હોય છે. ॥૨૭॥

श्यामोऽतसीपुष्पसङ्काशः । निजानि चक्रादीन्यायुधानि च यस्य सः । श्रीवत्सो नाम वक्षसो दक्षिणभागे रोम्णां प्रदक्षिणावर्तः स आदिर्येषां करचरणादिगतपद्मादीनां तैरङ्कैराङ्गिकैश्चिह्नैर्लक्षणैर्बाह्यैः कौस्तुभादिभिः ॥ २७ ॥

અતસીપુષ્પ જેવા શ્યામ, પોતાનાં ચક્ર વગેરે આયુધો છે જેમનાં તે, વક્ષઃસ્થળના દક્ષિણ ભાગમાં દક્ષિણાવર્તી (સુવર્ણ) રોમાવલિ એટલે શ્રીવત્સચિહ્ન, તે ચિહ્ન વગેરે જેમનામાં મુખ્ય છે તે **'अङ्कैः'** કર, ચરણ વગેરે અંગ પર રહેલાં કમળ વગેરેનાં ચિહ્નોથી અને બહાર કૌસ્તુભ વગેરે ચિહ્નોથી (યુક્ત)॥ ૨૭॥

**तं तदा पुरुषं मर्त्या महाराजोपलक्षणम्।**
**यजन्ति वेदतन्त्राभ्यां परं जिज्ञासवो नृप॥ २८**

महाराजोपलक्षणं छत्रचामरादियुक्तम्। वेदतन्त्राभ्यां वैदिकेनागमिकेन च मार्गेण। यजन्ति पूजयन्ति। परमीश्वरं ज्ञातुमिच्छवः॥ २८॥

नामान्याह—**नमस्त इति**।

**नमस्ते वासुदेवाय नमः संकर्षणाय च।**
**प्रद्युम्नायानिरुद्धाय तुभ्यं भगवते नमः॥ २९**
॥ २९॥

**नारायणाय ऋषये पुरुषाय महात्मने।**
**विश्वेश्वराय विश्वाय सर्वभूतात्मने नमः॥ ३०**
॥ ३०॥

**इति द्वापर उर्वीश स्तुवन्ति जगदीश्वरम्।**
**नानातन्त्रविधानेन कलावपि यथा शृणु॥ ३१**

नानातन्त्रविधानेनेति कलौ तन्त्रमार्गस्य प्राधान्यं दर्शयति॥ ३१॥

**कृष्णवर्णं त्विषाऽकृष्णं सांगोपांगास्त्रपार्षदम्।**
**यज्ञैः संकीर्तनप्रायैर्यजन्ति हि सुमेधसः॥ ३२**

रूक्षतां व्यावर्तयति—त्विषा कान्त्याऽकृष्ण-मिन्द्रनीलमणिवदुज्ज्वलम्। यद्वा त्विषा कृष्णं कृष्णावतारम्। अनेन कलौ कृष्णावतारस्य प्राधान्यं दर्शयति। अङ्गानि हृदयादीनि। उपाङ्गानि कौस्तुभादीनि। अस्त्राणि सुदर्शनादीनि। पार्षदाः

હે નૃપ (નિમિ), તે સમયે મહારાજાને યોગ્ય (છત્ર-ચામરાદિ) ચિહ્નોવાળા પરમ પુરુષનો સાક્ષાત્કાર કરવા ઈચ્છતા મનુષ્યો તેમને વૈદિક તથા તાંત્રિક માર્ગથી પૂજે છે. ॥ ૨૮ ॥

મહારાજને યોગ્ય છત્ર-ચામરાદિ ચિહ્નોથી યુક્તને– **'वेदतन्त्राभ्याम्'** વૈદિક અને તાંત્રિક માર્ગથી **'यजन्ति'** પૂજે છે. **'परम्'** ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા ઈચ્છતા મનુષ્યો ॥ ૨૮ ॥

ભગવાનનાં નામો જણાવે છે– **'नमस्ते इति।'**

આપ વાસુદેવને નમસ્કાર. સંકર્ષણને નમસ્કાર. પ્રદ્યુમ્નને અને અનિરુદ્ધને, આપ ભગવાનને નમસ્કાર. ॥ ૨૯ ॥ નારાયણ ઋષિને, પુરુષને, મહાત્માને, વિશ્વના ઈશ્વરને, વિશ્વરૂપને તથા સર્વ પ્રાણીઓના આત્માને નમસ્કાર. ॥ ૩૦ ॥ ૨૯ ॥ ॥ ૩૦ ॥

હે પૃથ્વીપતિ, આ પ્રમાણે દ્વાપરમાં મનુષ્યો જગતના ઈશ્વરની સ્તુતિ કરે છે. કલિયુગમાં પણ અનેક પ્રકારે તંત્રશાસ્ત્રમાં કહેલા વિધિથી મનુષ્યો જે પ્રકારે પૂજા કરે છે, તે તમે સાંભળો. ॥ ૩૧॥

'અનેક પ્રકારે તંત્રશાસ્ત્રમાં કહેલા વિધિથી' એમ કહીને કલિયુગમાં તંત્રમાર્ગનું પ્રધાન્ય દર્શાવે છે. ॥ ૩૧ ॥

(કલિયુગમાં) વિવેકી જનો સંકીર્તનપ્રધાન યજ્ઞો દ્વારા શ્યામ રંગવાળા છતાં કાંતિથી ઈન્દ્રનીલ મણિ જેવા ઉજ્જવળ, અંગો, ઉપાંગો, અસ્ત્રો, પાર્ષદો ધરાવતા, ભગવાનની આરાધના કરે છે. ॥ ૩૨ ॥

નીરસતાને દૂર કરે છે– **'त्विषा'** કાંતિથી **'अकृष्णम्'** ઈન્દ્રનીલ મણિ જેવા ઉજ્જવળ અથવા **'त्विषा कृष्णम्'** કાંતિથી શ્રીકૃષ્ણાવતારનો ઉલ્લેખ છે. આ દ્વારા કલિયુગમાં શ્રીકૃષ્ણાવતારનું પ્રાધાન્ય દર્શાવે છે. હૃદય (મસ્તક, શિખા, ખભા, નેત્રો) વગેરે અંગો, કૌસ્તુભ વગેરે બહારનાં

सुनन्दादयः तत्सहितम्। यज्ञैरर्चनैः। संकीर्तनं नामोच्चारणं स्तुतिश्च तत्प्रधानैः। सुमेधसो विवेकिनः॥ ३२॥

સ્તુતિમાહ—**ध्येयमिति**।

**ध्येयं सदा परिभवघ्नमभीष्टदोहं**
**तीर्थास्पदं शिवविरिंचिनुतं शरण्यम्।**
**भृत्यार्तिहं प्रणतपाल भवाब्धिपोतं**
**वन्दे महापुरुष ते चरणारविन्दम्॥ ३३**

हे प्रणतपाल हे महापुरुष, ते चरणारविन्दं वन्दे। कथंभूतम्। ध्येयं ध्यातुं योग्यम्। सदेति सर्वत्र संबध्यते। ध्येयत्वे हेतवः—इन्द्रियकुटुम्बादिभिर्यः परिभवस्तिरस्कारस्तं हन्तीति तथा तत्। किंच, अभीष्टदोहं मनोरथपूरकम्। किंच तीर्थास्पदं गङ्गाद्याश्रयत्वेन परमपावनम्। शिवविरिञ्चिभ्यां नुतं स्तुतं महत्तमम्।

ननु तौ कृतार्थावेव, किमर्थं ताभ्यां नुतं तत्राह—शरण्यमाश्रययोग्यं सुखात्मकमित्यर्थः। तर्हि ब्रह्मादिस्तुत्यं प्राकृतस्य कथं गोचरः

ભૂષણોરૂપ ઉપાંગો, સુદર્શન ચક્ર (શંખ, ગદા, પદ્મ) વગેરે અસ્ત્રો, સુનંદ વગેરે તેમના સહિત પાર્ષદો, અર્ચનરૂપ યજ્ઞોથી, ભગવાનનાં નામોનાં ઉચ્ચારણો તથા સ્તુતિઓ જેમાં મુખ્ય છે તેવા યજ્ઞોથી—**'सुमेधसः'** વિવેકી જનો ॥ ૩૨ ॥

શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે— **'ध्येयम् इति।'**

ઇન્દ્રિયોથી થયેલા પરાજયનો અને કુટુંબીજનો દ્વારા થયેલા તિરસ્કારનો સદાય નાશ કરનારા, મહાદેવજી તથા બ્રહ્માજી દ્વારા સદાય સ્તુતિ કરાયેલા, પ્રાપ્ત કરવા ઇચ્છેલા મનોરથને સદાય પૂર્ણ કરનારા, દાસજનોની પીડા સદાય માટે હરનારા, સદાય શરણ લેવા યોગ્ય અને ધ્યાન ધરવા યોગ્ય તેમ જ સદાય સર્વ તીર્થોના સ્થાનરૂપ તથા સંસારસમુદ્રમાં જહાજરૂપ આપના ચરણારવિંદને હે મહાપુરુષ, હે પ્રણતજનપાલક, હું સદાય વંદન કરું છું. ॥ ૩૩ ॥

હે પ્રણામ કરનારા જનોનું પાલન કરનારા, હે મહાપુરુષ, આપના ચરણારવિંદને હું વંદન કરું છું. કેવું ચરણારવિંદ? **'ध्येयम्'** ધ્યાન કરવા યોગ્ય ચરણારવિંદને, **'सदा'** શબ્દ સર્વ વિશેષણો સાથે જોડાય છે. ધ્યાન કરવા યોગ્ય માટેનાં કારણો—ઇન્દ્રિયો દ્વારા થતો જે પરાજય છે, કુટુંબીજનો દ્વારા થતો જે તિરસ્કાર છે, તેને નષ્ટ કરે છે તેવા તે ચરણારવિંદને— વળી, **'अभीष्टदोहम्'** પ્રાપ્ત કરવા ઇચ્છેલા મનોરથને પૂર્ણ કરનારાને, વળી, **'तीर्थ-आस्पदम्'** ગંગાજી વગેરેના આશ્રયરૂપ હોવાથી પરમપાવન ચરણારવિંદને, મહાદેવજી તથા બ્રહ્માજી દ્વારા સર્વશ્રેષ્ઠપણે **'नुतम्'** સ્તુતિ કરાયેલાને

શંકા કરવામાં આવી છે કે તે બંને તો કૃતાર્થ જ છે, તો તેમના દ્વારા શા માટે સ્તુતિ કરવામાં આવે? તે માટે કહે છે— **'शरण्यम्'** શરણ લેવાને યોગ્ય, સુખસ્વરૂપ, એમ અર્થ છે. તો બ્રહ્મા વગેરે

स्यात्, न, भृत्यार्तिहं यस्य कस्यापि भृत्यमात्रस्यार्तिहन्तृ। न केवलमागन्तुकार्तिमात्रं हन्ति किंतु भवाब्धिपोतं संसारार्णवतारकं च॥ ३३॥

દ્વારા સ્તુતિ કરવા યોગ્ય એવું ચરણકમળ સામાન્ય મનુષ્ય માટે કેવી રીતે સ્તુતિના વિષયરૂપ હોય? (ભગવાનનું ચરણકમળ સામાન્ય મનુષ્ય માટે સ્તુતિના વિષયથી પર છે, તેથી તે સ્તુતિના વિષયરૂપ) ન હોય, (પરંતુ) **'भृत्य-आर्तिहन्'** જે કોઈ પણ સેવક હોય તે પ્રત્યેકની પીડાને હરનારા ચરણકમળને– કેવળ આવી પડેલાં દુ:ખોને દૂર કરે છે એમ નહીં, પણ **'भव-अब्धि-पोतम्'** સંસારસમુદ્રમાં જહાજરૂપ હોઈ સંસારરૂપી દુ:ખથી પણ તારનારા ચરણારવિંદને (હું વંદન કરું છું). ॥ ૩૩ ॥

इदानीं स्वयमाप्तकामत्वान्नैरपेक्ष्यं भक्तार्थं च सापेक्षतां दर्शयन् श्रीरामचन्द्रं स्तौति—**त्यक्त्वेति**।

હવે ભગવાન સ્વયં પૂર્ણકામ હોવાથી અપેક્ષારહિત છે, તેમ છતાં ભક્તો (ઉપર કરુણા કરવા) માટે અપેક્ષા હોય તેમ દર્શાવતાં ભગવાન શ્રીરામચન્દ્રજીની (યોગેશ્વર કરભાજન) સ્તુતિ કરે છે– **'त्यक्त्वा इति।'**

**त्यक्त्वा सुदुस्त्यजसुरेप्सितराज्यलक्ष्मीं**
**धर्मिष्ठ आर्यवचसा यदगादरण्यम्।**
**मायामृगं दयितयेप्सितमन्वधावद्**
**वन्दे महापुरुष ते चरणारविन्दम्॥ ३४**

હે મહાપુરુષ, (હે ધર્મિષ્ઠ,) પિતાના વચનને કારણે, દેવોએ પ્રાપ્ત કરવા ઈચ્છેલી અને તજવાને અત્યંત કઠણ એવી રાજ્યલક્ષ્મી તજીને જે આપ વનમાં પધાર્યા અને પોતાની પ્રિયતમાએ પ્રાપ્ત કરવા ઈચ્છેલા માયાવી મૃગની પાછળ દોડ્યા, તે આપના ચરણકમળને હું વંદન કરું છું. ॥ ૩૪ ॥

अन्यैः सुदुस्त्यजा या सुरेप्सिता राज्यलक्ष्मीस्तां त्यक्त्वा। यदिति, य इत्यर्थः। योऽरण्यमगात्। किं राज्यवैकल्यदर्शनेन, न, धर्मिष्ठः। कुतः। आर्यस्य गुरोर्दशरथस्य वचसा। किंच एवं राज्यं त्यक्त्वापि भक्तवात्सल्येन दयितया सीतयेप्सितं मायामृगं स्वर्णाकारं

બીજાઓ દ્વારા ત્યાગ કરવી અત્યંત કઠણ એવી દેવોએ પ્રાપ્ત કરવા ઈચ્છેલી રાજ્યલક્ષ્મી, તેને તજીને– **'यत् इति।'** અર્થાત્ **'यः'** જે (આપ) એમ અર્થ છે, વનમાં પધાર્યા. શું રાજ્યનું મિથ્યાત્વ જોવાથી તેનો ત્યાગ કર્યો? (તે માટે કહે છે કે) ના, શ્રીરામચંદ્રજી **'धर्मिष्ठः'** ધર્મિષ્ઠ છે. શા માટે? **'आर्यस्य'** પિતા દશરથના વચનને કારણે, આમ રાજ્યનો ત્યાગ કર્યો, તેમ છતાં ભક્તવાત્સલ્યને કારણે પ્રિયતમા સીતાજીએ પ્રાપ્ત કરવા ઈચ્છેલા માયાવી સુવર્ણમૃગની પાછળ જે દોડ્યા હતા, તે

योऽन्वधावत्। तस्य भगवतश्चरणारविन्दं वन्दे। यद्वा हे धर्मिष्ठेति संबोधनम्। तथाप्यविवक्षितत्वादार्यपदेन सन्धिर्न भवति। तथा यदगादिति चरणारविन्दमेवोच्यते। यन्मायामृगमन्वधावत्तत्ते चरणारविन्दं वन्द इत्यन्वयः। अन्यत्समानम्॥ ३४॥

ભગવાનના ચરણારવિંદને હું વંદન કરું છું. અથવા હે ધર્મિષ્ઠ! એમ સંબોધન છે. (તેમાં વિસર્ગ ન હોય છતાં પણ) સંધિ કહેવાની ઈચ્છા ન હોવાથી **'आर्य'** પદ સાથે સંધિ થઈ નથી. તેમ જ જે વનમાં ગયું, તે ચરણારવિંદને, એમ કહેવામાં આવે છે. જે માયાવી મૃગની પાછળ દોડ્યું, તે ચરણારવિંદને હું વંદન કરું છું, એમ અન્વય છે. બાકીનું સમાન છે. ॥ ૩૪ ॥

**एवं युगानुरूपाभ्यां भगवान् युगवर्तिभिः।**
**मनुजैरिज्यते राजन् श्रेयसामीश्वरो हरिः॥ ३५**

હે રાજા (નિમિ), આમ, જુદા જુદા યુગના મનુષ્યો દ્વારા તે યુગને અનુરૂપ નામો અને રૂપોથી (સર્વ) કલ્યાણના નિયંતા (દાતા) શ્રીહરિ પૂજાય છે. ॥ ૩૫ ॥

युगानुरूपाभ्यां नामरूपाभ्याम्॥ ३५॥

એતेषु चतुर्युगेषु कलिरेव श्रेष्ठ इत्याह—**कलिमिति**।

યુગને અનુરૂપ નામો અને રૂપોથી ॥ ૩૫ ॥

આ ચારેય યુગમાં કલિયુગ જ શ્રેષ્ઠ છે, એમ કહે છે– **'कलिम् इति।'**

**कलिं सभाजयन्त्यार्या गुणज्ञाः सारभागिनः।**
**यत्र संकीर्तनेनैव सर्वः स्वार्थोऽभिलभ्यते॥ ३६**

ગુણોને જાણનારા સારગ્રાહી શ્રેષ્ઠ જનો કલિયુગની પ્રશંસા કરે છે, કે જે કલિયુગમાં કેવળ સંકીર્તનથી જ પોતાને અભિલષિત પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. ॥ ૩૬ ॥

गुणज्ञाः कलेर्गुणं जानन्ति ये ते। ननु दोषाणां बहुत्वात्कथं सभाजयन्ति तत्राह—सारभागिनो गुणांशग्राहिणः। कोऽसौ गुणस्तमाह—यत्रेति। तदुक्तम्—
'ध्यायन्कृते यजन् यज्ञैस्त्रेतायां द्वापरेऽर्चयन्।
यदाप्नोति तदाप्नोति कलौ संकीर्त्य केशवम्।'
इति॥ ३६॥

**'गुणज्ञाः'** જેઓ કલિયુગના ગુણો જાણે છે તેઓ– પ્રશ્ન કરવામાં આવ્યો છે કે કલિયુગના અનેક દોષો હોવાથી તેની શા માટે પ્રશંસા કરે છે? તે માટે ઉત્તર આપે છે– **'सारभागिनः'** ગુણોનો સાર ગ્રહણ કરનારાઓ. એ કયો ગુણ છે, તે કહે છે– **'यत्र इति।'** તે જ કહેવામાં આવ્યું છે–'સત્યયુગમાં ધ્યાન કરવાથી, ત્રેતામાં યજ્ઞો કરવાથી અને દ્વાપરમાં પૂજન કરવાથી જે ફળ મળે છે, તે ફળ કલિયુગમાં શ્રીહરિનું કીર્તન કરવાથી પ્રાપ્ત થાય છે.' ॥ ૩૬ ॥

**न ह्यतः परमो लाभो देहिनां भ्राम्यतामिह।**
**यतो विन्देत परमां शान्तिं नश्यति संसृतिः॥ ३७**

(તેથી કલિયુગમાં) આ સંસારમાં ભમતાં પ્રાણીઓને માટે આ સંકીર્તનથી વધુ મોટો લાભ નથી, કે જે સંકીર્તનથી પરમ શાંતિ પ્રાપ્ત થાય છે અને (જન્મ-મૃત્યુરૂપ) સંસાર નાશ પામે છે.॥૩૭॥

तस्मात्कलावतोऽस्मात्संकीर्तनात्परमो लाभो नास्ति। यतः संकीर्तनात् ॥ ३७ ॥

किंच, **कृतादिष्विति।**

**कृतादिषु प्रजा राजन् कलाविच्छन्ति सम्भवम्।**
**कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः ॥ ३८**

॥ ३८ ॥

**क्वचित् क्वचिन्महाराज द्रविडेषु च भूरिशः।**
**ताम्रपर्णी नदी यत्र कृतमाला पयस्विनी ॥ ३९**

॥ ३९ ॥

**कावेरी च महापुण्या प्रतीची च महानदी।**
**ये पिबन्ति जलं तासां मनुजा मनुजेश्वर।**
**प्रायो भक्ता भगवति वासुदेवेऽमलाशयाः ॥ ४०**

अमलाशयाः सन्तः प्रायः प्रायशो भगवति भक्ता भवन्ति ॥ ४० ॥

भक्तस्य विधिनिषेधनिवृत्तेः कृतकृत्यतामाह—**देवर्षीति।**

**देवर्षिभूताप्तनृणां पितॄणां**
**न किंकरो नायमृणी च राजन्।**
**सर्वात्मना यः शरणं शरण्यं**
**गतो मुकुन्दं परिहृत्य कर्तम् ॥ ४१**

आप्ताः पोष्याः कुटुम्बिन इतरे देवादयः पञ्चयज्ञदेवता एतेषां यथाऽभक्तः ऋणी अत एव तेषां किङ्करस्तदर्थं नित्यं पञ्चयज्ञादिकर्ता। तथा च स्मृतिः—

'हीनजातिं परिक्षीणमृणार्थं कर्म कारयेत्'
इति।

તેથી કલિયુગમાં '**अतः**' આ સંકીર્તનથી વધુ મોટો લાભ નથી, '**यतः**' જે સંકીર્તનથી ॥ ૩૭ ॥

વળી, '**कृत-आदिषु इति।**'

હે રાજા (નિમિ), સત્ય વગેરે ત્રણે યુગની પ્રજાઓ પોતાનો જન્મ કલિયુગમાં થાય, એમ ઈચ્છે છે. ખરેખર, કલિયુગમાં નારાયણના પરમ આશ્રયવાળા ભક્તો, હે મહારાજ, કોઈ કોઈ સ્થળે થશે. દ્રવિડ દેશમાં અનેક ભક્તો થશે, જ્યાં તામ્રપર્ણી, કૃતમાલા, પયસ્વિની, મહાપવિત્ર કાવેરી તથા મહાનદી પ્રતીચી છે. હે નરપતિ, જે મનુષ્યો તેમનું જળ પીએ છે તેઓ પ્રાયઃ વિશુદ્ધ અંતઃકરણવાળા થઈને ભગવાન વાસુદેવના ભક્તો થાય છે. ॥ ૩૮ ॥ ૩૯ ॥ ૪૦ ॥ ૩૮ ॥ ૩૯ ॥

વિશુદ્ધ અંતઃકરણવાળા થઈ '**प्रायः**' ઘણું કરીને ભગવાનના ભક્તો થાય છે. ॥ ૪૦ ॥

ભક્તના વિધિ-નિષેધ દૂર થઈ જવાથી તે કૃતકૃત્ય થયેલો જ હોય છે, તે જણાવે છે— '**देवर्षि इति।**'

હે રાજા (નિમિ), જે મનુષ્ય (સર્વ) કર્તવ્ય તજીને અથવા ભેદબુદ્ધિ તજીને ('આ સર્વ વાસુદેવ છે.' એમ સમજીને) સર્વ પ્રકારે શરણ લેવા યોગ્ય મુકુંદ ભગવાનને શરણે જાય છે, તે દેવો, ઋષિઓ, પ્રાણીઓ, કુટુંબીજનો કે પિતૃઓનો દાસ થતો નથી કે તેમનો ઋણી પણ રહેતો નથી.॥ ૪૧ ॥

'**आप्ताः**' પોષવા યોગ્ય કુટુંબીજનો, બીજા દેવો વગેરે– પંચયજ્ઞના દેવો, જે અભક્ત છે, તે આ સર્વ દેવોનો ઋણી છે અને આથી જ તેમનો સેવક છે. તેમને માટે હંમેશાં પાંચ યજ્ઞો કરે છે. તે અનુસાર જ સ્મૃતિ છે—

'જે મનુષ્ય હીન જાતિનો અને નિર્ધન હોય (તે જો દેવાદાર હોય તો) ઋણ ચૂકવી શકે તે માટે (લેણદાર) તેની પાસે કામ કરાવી લે.' (યા.સ્મૃ.૩/૪૩)

अयं तु न तथा। कोऽसौ। यः सर्वभावेन श्रीमुकुन्दं शरणं गतः। कर्तं कृत्यं परित्यज्य। यद्वा कर्तं भेदं परिहृत्य। 'कृती छेदने' इत्यस्मात् 'वासुदेवः सर्वमिति' बुद्ध्वेत्यर्थः ॥ ४१ ॥

પરંતુ ભગવાનનો ભક્ત તેવો નથી. તે કેવો છે? જે સર્વ પ્રકારે શ્રીમુકુંદને શરણે ગયેલો છે. **'कर्तम्'** કર્તવ્ય તજીને અથવા **'कर्तम्'** ભેદબુદ્ધિ તજીને– **'कृती छेदने'** कृत् ધાતુ કાપવાના અર્થમાં છે. આ ઉપરથી ભેદબુદ્ધિ તજીને 'આ સર્વ વાસુદેવ છે.' એવી બુદ્ધિથી (શ્રીમુકુંદને શરણે જાય છે), એમ અર્થ છે. ॥ ૪૧ ॥

विहितकर्मनिवृत्तिमुक्त्वा निषेधनिमित्त–प्रायश्चित्तनिवृत्तिमाह—**स्वपादमूलमिति**।

શાસ્ત્રમાં વિધાન કરાયેલાં કર્મોમાંથી નિવૃત્તિ કહીને નિષિદ્ધ અને નૈમિત્તિક કર્મોનાં પ્રાયશ્ચિત્તમાંથી નિવૃત્તિ કહે છે– **'स्वपादमूलम् इति।'**

**स्वपादमूलं भजतः प्रियस्य**
**त्यक्तान्यभावस्य हरिः परेशः।**
**विकर्म यच्चोत्पतितं कथंचिद्**
**धुनोति सर्वं हृदि सन्निविष्टः॥ ४२**

અન્ય શરીર ઉપર કે અન્ય દેવ ઉપર જેણે ભાવ ત્યાગી દીધો છે તેવા, ભગવાનના ચરણકમળને ભજતા પોતાના પ્રિય ભક્તની નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્તિ સંભવતી નથી, પણ જો કોઈક રીતે (પ્રમાદવશ) થઈ જાય તો હૃદયમાં પ્રવેશેલા પરમેશ્વર, (સર્વ દોષો હરી લેનારા એવા) શ્રીહરિ સર્વ (પાપકર્મ)નો નાશ કરે છે. ॥ ૪૨ ॥

त्यक्तोऽन्यस्मिन्देहादौ देवतान्तरे वा भावो येन। अत एव तस्य विकर्मणि प्रवृत्तिर्न संभवति। यच्च कथंचित्प्रमादादिना उत्पतितं भवेत्तदपि हरिर्धुनोति।

બીજા શરીર વગેરે ઉપર અથવા બીજા દેવ ઉપર જેના દ્વારા ભાવ ત્યાગી દેવામાં આવ્યો છે, આથી જ નિષિદ્ધ કર્મમાં તેની પ્રવૃત્તિ સંભવતી નથી. અને જો કોઈક રીતે પ્રમાદ વગેરેને કારણે **'उत्पतितम्'** થઈ જાય, તો પણ શ્રીહરિ તેનો નાશ કરે છે.

ननु यमस्तन्न मन्येत तत्राह—परेशः।

શંકા કરે છે કે (ભગવાન તો પ્રિય ભક્તના અપરાધની ક્ષમા આપશે પણ) યમરાજ તેમ નહીં માને. તે માટે કહે છે– **'पर-ईशः'** ભગવાન શ્રીહરિ યમરાજ વગેરે સર્વ દેવોના ઈશ્વર છે.

ननु 'श्रुतिस्मृती ममैवाज्ञे' इति भगवद्वचनात्स्वाज्ञाभङ्गं कथं सहेत तत्राह—प्रियस्य।

શંકા કરવામાં આવી છે કે 'શ્રુતિ અને સ્મૃતિ મારી જ આજ્ઞા છે.' એમ ભગવાનનું વચન હોવાથી ભગવાન પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કેવી રીતે સહન કરે? તે માટે કહે છે– **'प्रियस्य'** પ્રિય ભક્તના (અપરાધની ભગવાન ક્ષમા આપશે).

ननु नायं पापक्षयार्थं भजते तत्राह—हृदि संनिविष्टः। न हि वस्तुशक्तिरर्थितामपेक्षत इत्यर्थः ॥ ४२ ॥

શંકા કરવામાં આવી છે કે આ ભક્ત પાપનો નાશ કરવા માટે તો ભજન નથી કરતો. તે માટે કહે છે– **'हृदि संनिविष्टः'** હૃદયમાં પ્રવેશેલા ભગવાન શ્રીહરિ (સર્વ દોષ હરી લેનારા છે). ખરેખર, વસ્તુશક્તિને કોઈ પ્રાર્થના (વિનંતિ)ની અપેક્ષા હોતી નથી, એમ અર્થ છે. (વસ્તુમાં શક્તિ હોય તો આપમેળે પ્રકટ થાય છે. અગ્નિને કહેવાની જરૂર નથી કે તું દઝાડ.) ॥ ૪૨ ॥

**नारद उवाच**

**धर्मान् भागवतानित्थं श्रुत्वाथ मिथिलेश्वरः।**
**जायन्तेयान् मुनीन् प्रीतः सोपाध्यायो ह्यपूजयत्॥ ४३**

**નારદજી બોલ્યા** – આ પ્રમાણે ભાગવતધર્મોનું શ્રવણ કરીને મિથિલાનરેશ નિમિએ પુરોહિતો સહિત જયંતીપુત્રો (નવ) યોગેશ્વરોનું પૂજન કર્યું. ॥ ૪૩ ॥

जायन्तेयान् जयन्त्याः पुत्रान्॥ ४३॥

**'जायन्तेयान्'** જયંતીના પુત્રોને (પૂજ્યા). ॥ ૪૩ ॥

**ततोऽन्तर्दधिरे सिद्धाः सर्वलोकस्य पश्यतः।**
**राजा धर्मानुपातिष्ठन्नवाप परमां गतिम्॥ ४४**

પછી સર્વ લોકોના દેખતાં સિદ્ધ એવા નવ યોગેશ્વરો અંતર્ધાન થઈ ગયા. ભાગવતધર્મોનું અનુષ્ઠાન કરતા રાજા નિમિ પરમગતિને પ્રાપ્ત થયા. ॥ ૪૪ ॥

उपातिष्ठन्ननुतिष्ठन्॥ ४४॥

**'उप-आतिष्ठन्'** અનુષ્ઠાન કરતા રાજા ॥ ૪૪ ॥

**त्वमप्येतान् महाभाग धर्मान् भागवतान् श्रुतान्।**
**आस्थितः श्रद्धया युक्तो निःसंगो यास्यसे परम्॥**
**॥ ४५ ॥**

હે મહાભાગ્યવાન વસુદેવ, નિષ્કામ થઈને અને શ્રદ્ધાથી યુક્ત થઈને (મારી પાસેથી) શ્રવણ કરેલા ભાગવતધર્મોનું અનુષ્ઠાન કરતા તમે પણ નિષ્કામ થઈને પરમ પદને પામશો. ॥ ૪૫ ॥

निःसङ्गो भूत्वा॥ ४५॥

નિષ્કામ થઈને ॥ ૪૫ ॥

शास्त्रप्रक्रियेयमुक्ता, युवां तु सङ्गत एव कृतार्थावित्याह—**युवयोरिति**।

શાસ્ત્રની આ પ્રક્રિયા કહેવામાં આવી. તમે બંને તો સંગથી જ કૃતાર્થ છો, એમ કહે છે— **'युवयोः इति।'**

**युवयोः खलु दम्पत्योर्यशसा पूरितं जगत्।**
**पुत्रतामगमद् यद् वां भगवानीश्वरो हरिः॥ ४६**

દંપતી એવા તમારા બંનેના યશથી ખરેખર, આખું જગત ભરાઈ ગયું છે, કારણ કે સર્વ ઐશ્વર્યોથી પરિપૂર્ણ ઈશ્વર શ્રીહરિ તમારા બંનેના પુત્ર થયા છે. ॥ ૪૬ ॥

वां युवयोः ॥ ४६ ॥

न च सर्वकर्मार्पणादिभागवतधर्मैरन्येषामिव युवयोः सत्त्वशुद्धिरापादनीया, पुत्रोपलालनेनैव भागवतधर्मसर्वस्वनिष्पत्तेरित्याह—**दर्शनेति**।

**दर्शनालिंगनालापैः शयनासनभोजनैः।**
**आत्मा वां पावितः कृष्णे पुत्रस्नेहं प्रकुर्वतोः॥ ४७**

कृष्णे पुत्र इति स्नेहं प्रकुर्वतोर्वां तस्य दर्शनादिभिरात्मा पावितः शोधितः॥ ४७॥

एतदेव कैमुत्यन्यायेन स्फुटयति—**वैरेणेति**।

**वैरेण यं नृपतयः शिशुपालपौण्ड्र-**
**शाल्वादयो गतिविलासविलोकनाद्यैः।**
**ध्यायन्त आकृतधियः शयनासनादौ**
**तत्साम्यमापुरनुरक्तधियां पुनः किम्॥ ४८**

यं शयनासनादौ वैरेणापि ध्यायन्तस्तस्य गतिविलासाद्यैराकृतधियस्तत्तदाकारा धीर्येषां ते तत्सारूप्यमापुः किं पुनर्वक्तव्यमनुरक्तधियां तत्साम्यं भवतीति॥ ४८॥

ननु पुत्रस्नेहश्चेन्मोक्षहेतुस्तर्हि सर्वे मुच्येरंस्तत्राह—**माऽपत्यबुद्धिमिति**।

‘**वाम्**’ તમારા બંનેના ॥ ૪૬ ॥

સર્વ કર્મો ભગવાનને અર્પણ કરવાં વગેરે ભાગવત ધર્મોથી જ બીજાઓની જેમ તમારે અંતઃકરણની શુદ્ધિ મેળવવા યોગ્ય નથી, પુત્રના લાલન-પાલનથી જ ભાગવતધર્મોના સારસર્વસ્વરૂપ (વાત્સલ્ય) નિત્ય સિદ્ધ થવાથી (તમે અંતઃકરણને પવિત્ર કર્યું છે), એમ કહે છે— ‘**दर्शन इति।**’

શ્રીકૃષ્ણ ઉપર પુત્રસ્નેહ કરતાં તમે બંનેએ તેમનાં દર્શન, આલિંગન, સંભાષણ, શયન, બેઠક, ભોજન કરવાથી તમારા અંતઃકરણને પવિત્ર કર્યું છે. ॥ ૪૭ ॥

શ્રીકૃષ્ણ ઉપર પુત્રરૂપે સ્નેહ કરતાં તમે બંનેએ તેમનાં દર્શન વગેરેથી અંતઃકરણને ‘**पावितः**’ શુદ્ધ કર્યું છે. ॥ ૪૭ ॥

આ (કૃતાર્થતાને) જ કૈમુત્યન્યાયથી સ્પષ્ટ કરે છે— ‘**वैरेण इति।**’

શિશુપાલ, પૌંડ્રક, શાલ્વ વગેરે રાજાઓ જે ભગવાનને સૂતાં, બેસતાં વગેરે (સર્વ ક્રિયાઓ)માં વેરભાવથી ચિંતવતા હોવા છતાં ભગવાનનાં ગતિ, વિલાસ, અવલોકન વગેરેથી તદાકાર થયેલી બુદ્ધિવાળા થઈ તેમનું સારૂપ્ય પામ્યા, તો અનુરાગથી ભગવાનનું ચિંતન કરનારાઓને તેમનું સારૂપ્ય પ્રાપ્ત થાય, તેમાં શું કહેવું? ॥ ૪૮ ॥

સૂતાં, બેસતાં વગેરે (સર્વ ક્રિયાઓ)માં જે ભગવાનને વેરભાવથી ચિંતવતા, તે ભગવાનની ગતિ, વિલાસ વગેરેથી ‘**आकृतधियः**’ તદાકાર થઈ છે બુદ્ધિ જેમની તેઓ તેમનું સારૂપ્ય પામ્યા, તો અનુરાગથી ચિંતન કરનારાઓને તેમનું સામ્ય પ્રાપ્ત થાય, તેમાં વળી શું કહેવું? ॥ ૪૮ ॥

શંકા કરવામાં આવી છે કે જો પુત્રસ્નેહ મોક્ષનું કારણ હોય તો બધા મુક્ત થઈ જાય! તે માટે કહે છે— ‘**मा अपत्यबुद्धिम् इति।**’

**मापत्यबुद्धिमकृथाः कृष्णे सर्वात्मनीश्वरे।**
**मायामनुष्यभावेन गूढैश्वर्ये परेऽव्यये॥ ४९**

અપત્યમિતિ બુદ્धिं मा कृथाः। अडागमश्छान्दसः॥ ४९॥

સર્વના આત્મા, ઈશ્વર, સર્વથી પર, નિર્વિકાર અને માયાથી મનુષ્યલીલા કરવાથી જેમણે પોતાનું ઐશ્વર્ય ઢાંકી દીધું છે, તેવા શ્રીકૃષ્ણ ઉપર તમે બંને પુત્રબુદ્ધિ રાખશો નહીં. ॥ ૪૯ ॥

'પુત્ર છે.' એવી બુદ્ધિ રાખશો નહીં. **'मा कृथाः'** **'अडागमश्छान्दसः'** શ્લોકમાં **मा** ના યોગમાં **लुङ्** (અદ્યતન ભૂતકાળ)ના **अ** નો લોપ થયો નથી, તે છાન્દસ છે. **अट्** નો આગમ (ઉમેરો) છાન્દસ છે. ॥ ૪૯ ॥

ननु कथमीश्वरो मानुषः स्यात्कथं वा तस्य विश्वसृष्ट्यादिकर्तुः पूतनाशोषणादि-कर्माश्चर्यमिव निरूप्यते तत्राह—

કોઈ શંકા કરે કે ઈશ્વર શા માટે મનુષ્ય થાય? અથવા વિશ્વનું સર્જન વગેરે કરનાર એવા તેને માટે પૂતનાનું શોષણ વગેરે આશ્ચર્ય હોય તેમ શા માટે વર્ણવવામાં આવે છે? આ માટે ઉત્તર આપે છે—

**भूभारासुरराजन्यहन्तवे गुप्तये सताम्।**
**अवतीर्णस्य निर्वृत्यै यशो लोके वितन्यते॥ ५०**

भूभाररूपा असुरा एव राजन्यास्तेषां हन्तवे तान्हन्तुम्। निर्वृत्यै मोक्षाय॥ ५०॥

ભૂમિને ભારરૂપ અસુરો રાજાઓનો નાશ કરવા માટે અને સંતજનોનું રક્ષણ કરવા માટે તથા મોક્ષ પ્રાપ્ત કરાવવા માટે અવતરિત થયેલા શ્રીકૃષ્ણનો યશ લોકમાં ફેલાય છે. ॥ ૫૦ ॥

ભૂમિને ભારરૂપ અસુરો જ રાજાઓ, તેમનો **'हन्तवे'** (વૈદિક હેત્વર્થ કૃદંત) નાશ કરવા માટે, **'निर्वृत्यै'** મોક્ષ પ્રાપ્ત કરાવવા માટે ॥ ૫૦ ॥

**श्रीशुक उवाच**

**एतच्छ्रुत्वा महाभागो वसुदेवोऽतिविस्मितः।**
**देवकी च महाभागा जहतुर्मोहमात्मनः॥ ५१**

॥ ५१ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – (નારદજીનાં) આ (વચનો) સાંભળીને મહાભાગ્યવાન વસુદેવજી અને મહાભાગ્યવતી દેવકીજી અતિશય વિસ્મિત થયાં અને પોતાનો મોહ છોડી દીધો. ॥ ૫૧ ॥ ૫૧ ॥

**इतिहासमिमं पुण्यं धारयेद् यः समाहितः।**
**स विधूयेह शमलं ब्रह्मभूयाय कल्पते॥ ५२**

इहास्मिन्नेव देहे शमलं मोहं विधूय ब्रह्मत्वाय कल्पते॥ ५२॥

જે મનુષ્ય એકાગ્ર થઈને આ પવિત્ર ઈતિહાસ ધારણ (શ્રવણાદિપૂર્વક આ સંવાદના અર્થનું અનુષ્ઠાન) કરે છે, તે આ જ જન્મમાં મોહ છોડીને બ્રહ્મરૂપ થવા સમર્થ થાય છે. ॥ ૫૨ ॥

**'इह'** આ જન્મમાં **'शमलम्'** મોહ છોડીને બ્રહ્મરૂપ થવા સમર્થ થાય છે. ॥ ૫૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे पञ्चमोऽध्यायः॥ ५॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चमोऽध्यायः॥ ५॥

❋❋❋❋❋

# अथ षष्ठोऽध्यायः

## ભગવાનને સ્વધામ પધારવા માટે દેવોની પ્રાર્થના

षष्ठे ब्रह्मादिभिः स्तुत्वा गन्तुं विज्ञापितं हरिम्।
उद्धवः प्रार्थयामास स्वधाम नय मामिति॥ १

છઠ્ઠા અધ્યાયમાં બ્રહ્માદિ દેવોએ સ્તુતિ કરીને (સ્વધામ) પધારવા માટે શ્રીહરિને વિનંતિ કરી. (ત્યારે) ઉદ્ધવજીએ (ભગવાનને) પ્રાર્થના કરી કે 'મને પણ સ્વધામ (વૈકુંઠ)માં લઈ જાઓ.' ॥ ૧ ॥

अतःपरमतिविस्तरेणात्मविद्यां निरूपयितुं तत्प्रस्तावमाह—**अथेति**।

આ પંચાધ્યાયી પછી આત્મવિદ્યાને વિસ્તારપૂર્વક વર્ણવવા માટે આત્મવિદ્યાના પ્રસંગરૂપ પ્રસ્તાવને કહે છે— **'अथ इति।'**

श्रीशुक उवाच

**अथ ब्रह्मात्मजैर्देवैः प्रजेशैरावृतोऽभ्यगात्।**
**भवश्च भूतभव्येशो ययौ भूतगणैर्वृतः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – પોતાના માનસપુત્રો સનત્કુમારો, (ઈન્દ્ર વગેરે) દેવો, (મરીચિ વગેરે) પ્રજાપતિઓ અને ભૂતગણોથી વીંટળાયેલા ભૂત અને ભવિષ્યના સ્વામી (અથવા પ્રાણીમાત્રને સુખ આપનારા) મહાદેવજી, (આ સર્વસહિત) બ્રહ્માજી (દ્વારકા) પધાર્યા. ॥ ૧ ॥

आत्मजैः सनकादिभिः। अभ्यगात् द्वारकामिति चतुर्थेनान्वयः॥ १॥

**'आत्मजैः'** પોતાના માનસપુત્રો સનત્કુમારો વગેરે સહિત પધાર્યા. **'द्वारकाम्'** દ્વારકામાં– ચોથા શ્લોક સાથે અન્વય છે. ॥ ૧ ॥

**इन्द्रो मरुद्भिर्भगवानादित्या वसवोऽश्विनौ।**
**ऋभवोऽङ्गिरसो रुद्रा विश्वे साध्याश्च देवताः॥ २**
॥ २॥
**गन्धर्वाप्सरसो नागाः सिद्धचारणगुह्यकाः।**
**ऋषयः पितरश्चैव सविद्याधरकिन्नराः॥ ३**
॥ ३॥

મરુતો સહિત ભગવાન ઈન્દ્ર, આદિત્યો, વસુઓ, બંને અશ્વિનીકુમારો, ઋભુઓ, અંગિરા ઋષિના વંશજો, રુદ્રો, વિશ્વેદેવો, સાધ્યદેવો, ॥૨॥ ગંધર્વો, અપ્સરાઓ, નાગો, સિદ્ધો, ચારણો, યક્ષો, ઋષિઓ, પિતૃઓ તેમ જ વિદ્યાધરો સહિત કિન્નરો (દ્વારકા ગયા). ॥ ૩ ॥ ૨ ॥ ૩ ॥

ननु तेषामुपेन्द्रादिरूपं भगवन्तं नित्यं पश्यतां केयमतिदिदृक्षा अत आह—**वपुषेति**।

શંકા કરવામાં આવી છે કે તેઓ (દેવાદિ સર્વે) ભગવાનને ઉપેન્દ્ર (વામન) વગેરેરૂપે નિત્ય જોતા હોય છે જ, તો તેમને જોવાની શું તીવ્ર ઈચ્છા છે? આ માટે ઉત્તર આપે છે— **'वपुषा इति।'**

**द्वारकामुपसंजग्मुः सर्वे कृष्णदिदृक्षवः।**
**वपुषा येन भगवान् नरलोकमनोरमः।**
**यशो वितेने लोकेषु सर्वलोकमलापहम्॥ ४**

જે શ્રીવિગ્રહથી ભગવાને મનુષ્યલોકનાં મનને આનંદ ઉપજાવી સર્વ જનોનાં પાપનો નાશ કરનારો યશ બ્રહ્માંડમાં ફેલાવ્યો હતો, તે (અતિ સુંદર) સ્વરૂપનાં દર્શન કરવાની ઈચ્છાથી સર્વે દ્વારકામાં આવ્યા હતા. ॥ ૪ ॥

येन वपुषा नरलोकमनोरमः सन्सर्वलोकेषु यशो वितेने तदतिसुन्दरं वपुर्दिदृक्षवः ॥ ४॥

**तस्यां विभ्राजमानायां समृद्धायां महर्द्धिभिः ।**
**व्यचक्षतावितृप्ताक्षाः कृष्णमद्भुतदर्शनम् ॥ ५**

व्यचक्षतापश्यन् ॥ ५ ॥

**स्वर्गोद्यानोपगैर्माल्यैश्छादयन्तो यदूत्तमम् ।**
**गीर्भिश्चित्रपदार्थाभिस्तुष्टुवुर्जगदीश्वरम् ॥ ६**

स्वर्गोद्यानस्थैर्माल्यैः । चित्राणि शृङ्खलाबन्धप्रायाणि पदान्यर्थाश्च यासु ताभिर्गीर्भिः ॥ ६ ॥

देवा ऊचुः

**नताः स्म ते नाथ पदारविन्दं**
**बुद्धीन्द्रियप्राणमनोवचोभिः ।**
**यच्चिन्त्यतेऽन्तर्हृदि भावयुक्तै-**
**र्मुमुक्षुभिः कर्ममयोरुपाशात् ॥ ७**

बुद्धीन्द्रियादिभिर्दर्शनादिना प्राणेन च बलहेतुना दण्डवत्प्रणिपातेन नता वयं नमस्कृतवन्तः। स्मेति विस्मये। यथाहुः—

'दोर्भ्यां पदाभ्यां जानुभ्यामुरसा शिरसा दृशा।
मनसा वचसा चेति प्रणामोऽष्टाङ्ग ईरितः ॥'

इति।

स्मशब्दोक्तविस्मयाय विशेषणम्। कर्ममयादुरुपाशान्मुमुक्षुभिर्भावयुक्तैरपि यत् केवलमन्तर्हृदि चिन्त्यते न तु दृश्यते तद्वयं नताः।

જે શ્રીવિગ્રહથી મનુષ્યલોકનાં મનને આનંદ ઉપજાવી સર્વ લોકોમાં યશ ફેલાવ્યો, તે અતિ સુંદર શ્રીવિગ્રહને જોવાની ઈચ્છાવાળા સર્વે ॥ ૪ ॥

મહાન સમૃદ્ધિથી અત્યંત પ્રકાશતી તે (દ્વારકા નગરી)માં જેમનાં નેત્રો અતૃપ્ત રહ્યાં, તેવા તે સર્વેએ અદ્‌ભુત સ્વરૂપવાળા શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં. ॥ ૫ ॥

**'व्यचक्षत'** દર્શન કર્યાં. ॥ ૫ ॥

સ્વર્ગના ઉદ્યાનોમાંથી પ્રાપ્ત થયેલાં પુષ્પોથી યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણને ઢાંકી દેતા દેવો અદ્‌ભુત પદો અને અર્થોવાળી વાણી વડે જગદીશ્વર શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૬ ॥

સ્વર્ગના ઉદ્યાનોમાં રહેલાં પુષ્પોથી– **'चित्राणि'** સાંકળની જેમ એકબીજા સાથે સંકળાયેલાં પદો અને અર્થો છે જેનામાં તેવી વાણીથી ॥ ૬ ॥

**દેવો બોલ્યા** – હે નાથ, બુદ્ધિ-ઈન્દ્રિય-પ્રાણ-મન-વચનથી અમે આપના ચરણારવિંદને (સાષ્ટાંગ દંડવત્) પ્રણામ કરીએ છીએ. કર્મરૂપી મહાન પાશમાંથી છૂટવા ઈચ્છતા, ભક્તિભાવમાં યોગનિષ્ઠ થયેલા જનો દ્વારા પણ જે ચરણારવિંદનું હૃદયની અંદર કેવળ ચિંતન કરવામાં આવે છે (પણ એનાં પ્રત્યક્ષ દર્શન કરવામાં આવતાં નથી). ॥ ૭ ॥

બુદ્ધિ, ઈન્દ્રિય વગેરે દ્વારા દર્શન વગેરે કરવાથી અને પગમાં પડીને દંડવત્ પ્રણામ કરવામાં બળ કારણરૂપ હોવાથી પ્રાણ દ્વારા **'नताः'** અમે નમસ્કાર કરીએ છીએ. **'स्म'** વિસ્મયના અર્થમાં છે.

(શાસ્ત્રો) કહે છે તે અનુસાર– 'બે હાથ, બે પગ, બે ઘૂંટણ, છાતી મસ્તક, બે ચક્ષુ, મન અને વચનથી કરેલા દંડવત્ પ્રણામ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કહેવાય છે.' કહેવાયેલો **'स्म'** શબ્દ વિસ્મય માટેનું વિશેષણ છે. કર્મરૂપી મહાન પાશમાંથી છૂટવા ઈચ્છતા ભક્તિભાવમાં યોગનિષ્ઠ થયેલા જનો દ્વારા પણ જે ચરણારવિંદ કેવળ હૃદયની અંદર ચિંતવવામાં આવે છે, પરંતુ જેનાં પ્રત્યક્ષ દર્શન પામી શકાતાં નથી, તે ચરણારવિંદને અમે નમસ્કાર કરીએ છીએ.

अहो भाग्यमित्यर्थः ॥ ७ ॥

ननु ममापि दृष्टादृष्टकर्मकरणात्कुतो मत्पदारविन्दचिन्तनं कर्मपाशान्मुमुक्षुभिः क्रियते तत्राहुः—**त्वमिति**।

**त्वं मायया त्रिगुणयाऽऽत्मनि दुर्विभाव्यं**
**व्यक्तं सृजस्यवसि लुम्पसि तद्गुणस्थः।**
**नैतैर्भवानजित कर्मभिरज्यते वै**
**यत् स्वे सुखेऽव्यवहितेऽभिरतोऽनवद्यः ॥ ८**

हे अजित, आस्तामिदानीन्तनमिदमत्यल्पं कर्म, त्वं व्यक्तं महदादिप्रपञ्चं सृजसि पालयसि संहरसि च, तदप्यात्मन्येव न पृथक्। दुर्विभाव्यं मनसाप्यवितर्क्यम्। तद्गुणस्थस्तस्या मायाया गुणेषु नियन्तृत्वेन स्थितः। अत एव तैः कर्मभिर्भवान्नाज्यते न लिप्यते। कुतः। यो भवाननवद्यो रागादिरहितः। यतः स्वे आत्मरूपे सुखेऽव्यवहितेऽनावृते अभिरतः। अतस्त्वं कर्म कुर्वन्नप्यात्मारामः परमेश्वर इति मुमुक्षुभिश्चिन्त्यस इति भावः ॥ ८ ॥

અહો! અમે ભાગ્યશાળી છીએ, એમ અર્થ છે. ॥ ૭ ॥

શંકા કરવામાં આવી છે કે (જો ભગવાન કહે કે) મેં પણ દૃષ્ટ કર્મ (પુત્ર-પૌત્રાદિકના વિવાહાદિ લૌકિક કર્મો) અને અદૃષ્ટ કર્મ (પારલૌકિક યજ્ઞાદિ કર્મો) કર્યાં હોવાથી જીવો કરતાં મારામાં કંઈ વિશેષ નથી, તો પછી કર્મપાશમાંથી છૂટવા ઇચ્છતા મુમુક્ષુઓ દ્વારા મારા ચરણારવિંદનું ચિંતન શા માટે કરવામાં આવે છે? તે માટે ઉત્તર આપે છે— **'त्वम् इति।'**

હે અજિત, તેના (માયાના) ગુણોમાં નિયંતારૂપે રહેલા આપ, મનથી પણ તર્ક કરી ન શકાય તેવા વ્યક્ત (વિશ્વ)ને ત્રિગુણાત્મક માયાથી આપની અંદર સર્જન કરો છો, પાલન કરો છો અને સંહાર કરો છો, છતાં આ કર્મોથી લેપાતા નથી, કારણ કે આપ આવરણરહિત આત્મસુખમાં મગ્ન રહો છો અને તેથી જ (રાગાદિ) દોષોથી રહિત છો.॥ ૮ ॥

હે અજિત, એ વાત બાજુએ મૂકો! અત્યારે (અવતારકાળમાં મનુષ્યલીલારૂપે) કરેલાં આ (દૃષ્ટ-અદૃષ્ટ) કર્મ અતિ અલ્પ છે. આપ **'व्यक्तम्'** મહત્ વગેરે વ્યક્ત પ્રપંચરૂપ વિશ્વનું સર્જન કરો છો, પાલન કરો છો અને સંહાર કરો છો, તે પણ આપની અંદર જ, આપનાથી અળગું નહીં. **'दुर्विभाव्यम्'** મનથી પણ તર્ક ન કરી શકાય તેવા (વિશ્વને)– **'तत्-गुणस्थः'** તે માયાના ગુણોમાં નિયંતારૂપે રહેલા, આથી જ તે (દૃષ્ટ-અદૃષ્ટ) કર્મોથી આપ **'न अज्यते'** લેપાતા નથી. શા માટે? જે આપ **'अनवद्यः'** રાગાદિ દોષોથી રહિત છો, તેથી **'अव्यवहिते'** આવરણરહિત **'स्वे'** આત્મસુખમાં મગ્ન રહો છો, અને આથી જ આપ કર્મ કરતા હોવા છતાં પણ આત્મારામ પરમેશ્વર છો અને માટે મુમુક્ષુઓ દ્વારા આપનું ચિંતન કરવામાં આવે છે, એવો ભાવ છે. ॥ ૮ ॥

नन्वात्मारामस्य किं कर्मकरणेनात आहुः—**शुद्धिरिति**।

शंका करवामां आवी छे के (जो भगवान कहे के) आत्माराम एवा मारे कर्म करवानुं शुं प्रयोजन छे? आ माटे उत्तर आपे छे—**'शुद्धिः इति।'**

**शुद्धिर्नृणां न तु तथेड्य दुराशयानां**
**विद्याश्रुताध्ययनदानतपःक्रियाभिः ।**
**सत्त्वात्मनामृषभ ते यशसि प्रवृद्ध-**
**सच्छ्रद्धया श्रवणसम्भृतया यथा स्यात्॥ ९**

હે સ્તુત્ય, હે સર્વશ્રેષ્ઠ, આપના સત્ત્વગુણમય ભક્તજનોની, આપના (ઉજ્જ્વળ) યશવિષયક (નિત્ય) શ્રવણ કરવાથી પરિપુષ્ટ થઈ અભિવૃદ્ધિ પામેલી પરમ શ્રદ્ધાથી જેવી (અંતઃકરણની) શુદ્ધિ થાય છે, તેવી દુષ્ટ અંતઃકરણવાળા મનુષ્યોની વિદ્યા, શ્રવણ, અધ્યયન, દાન, તપ કે કર્મકાંડ કરવાથી થતી નથી. ॥ ૯ ॥

हे ईड्य हे ऋषभ, दुराशयानां रागिणाम्। विद्या उपासना। विद्यादिभिस्तथा शुद्धिर्न भवति। सत्त्वात्मनां सतां ते यशसि श्रवणेन संभृतया परिपुष्टयाऽभिवृद्धया सच्छ्रद्धया यथा स्यात्। परमपावनस्य यशसो वितानाय तव कर्माचरणमिति भावः॥ ९॥

હે સ્તુતિ કરવા યોગ્ય! હે સર્વશ્રેષ્ઠ! **'दुराशयानाम्'** રાગદ્વેષ વગેરેથી કલુષિત ચિત્તવૃત્તિવાળા મનુષ્યોની **'विद्या'** ઉપાસના, ઉપાસના વગેરેથી તેવી શુદ્ધિ થતી નથી, જેવી શુદ્ધિ સત્ત્વગુણવાળા સજ્જનોની આપના યશવિષયક શ્રવણ કરવાથી **'संभृतया'** પરિપુષ્ટ થઈ અભિવૃદ્ધિ પામેલી પરમ શ્રદ્ધાથી થાય છે. પરમ પવિત્ર એવા આપના યશને ફેલાવવા માટે (જ) આપ કર્મોનું આચરણ કરો છો, એવો ભાવ છે. ॥ ૯ ॥

**स्यान्नस्तवाङ्घ्रिरशुभाशयधूमकेतुः**
**क्षेमाय यो मुनिभिरार्द्रहृदोह्यमानः।**
**यः सात्वतैः समविभूतय आत्मवद्भि-**
**र्व्यूहेऽर्चितः सवनशः स्वरतिक्रमाय॥ १०**

આપનું ચરણકમળ અમારા અશુભ આશય (વિષય-વાસનાઓ)ને (બાળી નાખનાર) ધૂમકેતુ (અગ્નિરૂપ) થાય, કે જે ચરણકમળ (મુમુક્ષુ) મુનિઓ દ્વારા (મોક્ષરૂપ) કલ્યાણ પ્રાપ્ત કરવા માટે પ્રેમાર્દ્ર હૃદયથી ચિંતન કરવામાં આવે છે, જે ચરણકમળ ભક્તો દ્વારા આપના સમાન ઐશ્વર્ય પામવા માટે (વાસુદેવાદિ) વ્યૂહરૂપે પૂજિત થાય છે તેમ જ જે ચરણકમળ (તે ભક્તોમાંના કેટલાક) આત્મવાન (આપ જ જેમને માટે આત્મા– નાથ છો તેવા ધીર) જનો દ્વારા (વૈકુંઠ પ્રાપ્ત કરવા માટે) સ્વર્ગને અતિક્રમીને (ઓળંગીને) દિવસના ત્રણ સમયે પૂજિત થાય છે. ॥ ૧૦ ॥

तदेवं त्वद्यशःश्रद्धैव शुद्धिहेतुः, अस्माभिस्तु तवाङ्घ्रिर्दृष्टोऽतस्तवाङ्घ्रिर्नोऽस्माकमशुभाशयानां विषयवासनानां धूमकेतुस्तद्दाहकः स्यात्। कथंभूतः। यः क्षेमाय मोक्षाय मुनिभिर्मुमुक्षुभिः प्रेमार्द्रहृदा ऊह्यमानश्चिन्त्यमानः। यश्च सात्वतैर्भक्तैः समविभूतये समानैश्वर्याय वासुदेवादिव्यूहेऽर्चितः। तेषु च कैश्चिदात्मवद्भिर्धीरैः स्वरतिक्रमाय स्वर्गमतिक्रम्य वैकुण्ठप्राप्तये सवनशस्त्रिकालमर्चितः ॥ १० ॥

તો આમ, આપની કીર્તિના શ્રવણથી ઉત્પન્ન થયેલી શ્રદ્ધા જ શુદ્ધિનું કારણ છે, પરંતુ અમે તો આપનું ચરણકમળ નિહાળ્યું છે, આથી આપનું ચરણ **'नः'** અમારી અશુભ **'आशयानाम्'** વિષયવાસનાઓને માટે બાળી નાખનાર ધૂમકેતુ (અગ્નિરૂપ) થાય. કેવું ચરણકમળ? જે ચરણકમળ **'क्षेमाय'** મોક્ષ માટે મુમુક્ષુ મુનિજનો દ્વારા પ્રેમભીના હૃદય દ્વારા **'उह्यमानः'** ચિંતન કરવામાં આવે છે તથા જે ચરણકમળ **'सात्वतैः'** ભક્તો દ્વારા **'समविभूतये'** સમાન ઐશ્વર્ય માટે વાસુદેવાદિ વ્યૂહરૂપે પૂજિત થાય છે– અને તેમાંના કેટલાક આત્મવાન ધીર જનો દ્વારા **'स्वः अतिक्रमाय'** સ્વર્ગને ઓળંગીને વૈકુંઠ પ્રાપ્ત કરવા માટે **'सवनशः'** દિવસના ત્રણ સમયે પૂજિત થાય છે. ॥ ૧૦ ॥

**यश्चिन्त्यते प्रयतपाणिभिरध्वराग्नौ**
**त्रय्या निरुक्तविधिनेश हविर्गृहीत्वा।**
**अध्यात्मयोग उत योगिभिरात्ममायां**
**जिज्ञासुभिः परमभागवतैः परीष्टः॥ ११**

હે ઈશ, સંયત કરેલા હાથ દ્વારા હવિ ગ્રહણ કરીને આહવનીય વગેરે યજ્ઞાગ્નિમાં ત્રણે વેદો દ્વારા દર્શાવાયેલી નિરુક્તની વિધિથી (યાજ્ઞિકો દ્વારા) જેમનું (જે યજ્ઞપુરુષનું) ધ્યાન ધરવામાં આવે છે. વળી, અધ્યાત્મયોગમાં ભગવાનની પોતાની માયાને જાણવા ઈચ્છતા યોગીઓ દ્વારા જેમનું ધ્યાન ધરવામાં આવે છે તથા પરમ ભગવદીયો દ્વારા જે સર્વસ્વરૂપે પૂજાય છે (તે આપનું ચરણકમળ અમારી અશુભ વાસનાઓને બાળવા માટે અગ્નિરૂપ થાય). ॥ ૧૧ ॥

किंच प्रयतपाणिभिः संयतहस्तैर्हविर्गृहीत्वाऽध्वराग्नौ आहवनीयादौ याज्ञिकैर्यश्चिन्त्यते।

વળી, **'प्रयतपाणिभिः'** (જોડેલા હાથ વડે) (અથવા) સંયમિત કરેલા પવિત્ર હાથ વડે હવિ ગ્રહણ કરીને આહવનીય વગેરે યજ્ઞના અગ્નિમાં યાજ્ઞિકો દ્વારા જેમનું ધ્યાન ધરવામાં આવે છે.

ननु 'यस्यै देवतायै हविर्गृहीतं स्यात्तां ध्यायेद्वषट्करिष्यन्' इति।

શંકા કરવામાં આવે છે કે 'જે દેવતાને માટે હવિ ગ્રહણ કરેલો હોય તે દેવતાનું 'વષટ્' ઉચ્ચારણ કરીને ધ્યાન કરવું જોઈએ.'

वचनात्तत्तद्देवताश्चिन्त्यन्ते अत आहुः—त्रय्या निरुक्तेन विधिनेन्द्रादिरूपेणैव यज्ञपुरुषश्चिन्त्यत इत्यर्थः।

આ વચન દ્વારા તો જુદા જુદા દેવોનું ધ્યાન ધરવામાં આવે છે! આ માટે ઉત્તર આપે છે– ત્રણે વેદો દ્વારા દર્શાવાયેલી નિરુક્ત વિધિથી ઈન્દ્રાદિરૂપે યજ્ઞપુરુષનું જ ધ્યાન ધરવામાં આવે છે, એમ અર્થ છે.

उत किंच। अध्यात्मयोगे आत्माधिकारे योगे योगिभिरप्यात्मनस्तव माया अणिमादिस्तां जिज्ञासुभिस्तत्तत्कामैर्यश्चिन्त्यते।

**'उत'** વળી, **'अध्यात्मयोगे'** જેના પર આત્માનો અધિકાર છે તે યોગમાં યોગીઓ દ્વારા પણ આપની પોતાની અણિમાદિ સિદ્ધિરૂપ માયા, તેને જાણવાની ઈચ્છાવાળા યોગીઓ દ્વારા તે તે કામનાઓની પ્રાપ્તિ માટે જે ચરણકમળનું ચિંતન કરવામાં આવે છે.

परमभागवतैस्तु मुक्तैर्यः परीष्टः सर्वतः पूजितः स तवाङ्घ्रिर्नोऽशुभाशयधूमकेतुः स्यादिति पूर्वेणान्वयः॥ ११॥

(નારદજી જેવા) પરમ ભાગવત મુક્ત જનો દ્વારા જે **'परीष्टः'** સર્વસ્વરૂપે પૂજાય છે, તે આપનું ચરણકમળ અમારી અશુભ વાસનાઓને બાળવા માટે અગ્નિરૂપ થાય, એમ પૂર્વના શ્લોક સાથે અન્વય છે. ॥ ૧૧ ॥

एतेषां च मुनिसात्वतादीनां षण्णां सेवकानां मध्ये परमभागवतेषु लक्ष्म्या अपि तव प्रीतिरधिकेति संस्तुवन्ति—**पर्युष्टयेति**।

મુનિજનો, ભક્તજનો, (ધીરજનો, યાજ્ઞિકો, યોગીજનો અને પરમ ભગવદીય જનો) આ છ પ્રકારના સેવકોમાં પરમ ભગવદીય જનો ઉપર ભગવાનને લક્ષ્મીજી કરતાં પણ અધિક પ્રીતિ છે, એ ભાવથી (દેવો) સ્તુતિ કરે છે– **'पर्युष्टया इति।'**

**पर्युष्टया तव विभो वनमालयेयं**
**संस्पर्धिनी भगवती प्रतिपत्निवच्छ्रीः।**
**यः सुप्रणीतममुयार्हणमाददन्नो**
**भूयात् सदाङ्घ्रिरशुभाशयधूमकेतुः॥ १२**

(હું જ્યાં રહું છું ત્યાં જ વક્ષ:સ્થળ ઉપર આ વનમાળા કરમાયેલી હોવા છતાં રહે છે! એમ) કરમાયેલી વનમાળા સાથે સપત્નીની જેમ હે વિભુ! આ ભગવતી શ્રીલક્ષ્મીજી સ્પર્ધા કરતાં હોય છે, તેમ છતાં (મારા ભક્તો દ્વારા આ સમર્પિત થઈ છે– એમ) આ વનમાળા દ્વારા સુસંપન્ન થયેલું પૂજન જે આપ સ્વીકારો છો, તે આપનું ચરણકમળ અમારી અશુભ વાસનાને સદાય બાળી નાખવા માટે અગ્નિરૂપ થાય! ॥૧૨॥

इडभावश्छान्दसः। अहं यत्र वसामि तत्रैव वक्षसि पर्युषितापीयं वसतीति प्रतिपत्निवत् सपत्नीवच्छ्रीः संस्पर्धमाना भवति, तथापि स्पर्धमानां श्रियमनादृत्य यो भवान्पर्युषितयापि अमुया वनमालया भक्तैरर्पितेयमिति प्रीत्या सुप्रणीतं सुष्ठु संपादितं यथा भवति तथार्हणं पूजामाददत्स्वीकृतवान्। सुप्रणीतमित्यर्हण-विशेषणं वा। तस्य तवाङ्घ्रिर्नोऽशुभाशय-धूमकेतुर्भूयात्। यद्वा योऽङ्घ्रिरमुया सुप्रणीत-मर्हणमाददत्स नोऽशुभाशयधूमकेतु-र्भूयादित्यन्वयः।

अथवैवं संबन्धः—एतेभ्यो ध्यानार्चनादि-निष्ठेभ्योऽपि त्वद्यशसि प्रवृद्धसच्छ्रद्धावन्त एव कृतार्था भगवतो यशःप्रियत्वादित्याहुः—पर्युष्टया, 'वश कान्तौ' इत्यस्मात्परितः सर्वाङ्गे उष्टया कान्तया शोभितया वनमालया वक्षस्येकदेशे वर्तमाना श्रीः संस्पर्धमाना भवति तथाप्याम्नायमधुव्रतैर्बहुधा वर्णितया कीर्तिमय्या वैजयन्त्या वनमालयैव यो भवान्सुप्रणीतमर्हणमाददादित्यादि पूर्ववत्॥ १२॥

**'पर्युष्टया'** માં इट् નો અભાવ આર્ષ છે. (પર્યુષિતયા રૂપ થાય છે.) 'હું જ્યાં રહું છું ત્યાં જ વક્ષઃસ્થળ ઉપર આ વનમાળા કરમાયેલી હોવા છતાં પણ રહે છે!' એમ **'प्रतिपत्निवत्'** સપત્નીની જેમ (વિચાર કરતાં) લક્ષ્મીજી સ્પર્ધા કરતાં હોય છે, તેમ છતાં સ્પર્ધા કરતાં લક્ષ્મીજીનો અનાદર કરીને જે આપ, કરમાયેલી હોવા છતાં પણ 'ભક્તો દ્વારા આ સમર્પિત કરાઈ છે.' એમ (વિચારીને) આ વનમાળા વડે પ્રેમપૂર્વક **'सुप्रणीतम्'** સારી રીતે જેમ સમ્પન્ન કરવામાં આવે તેમ **'अर्हणम्'** પૂજા **'आददत्'** સ્વીકારો છો. અથવા **'सुप्रणीतम्'** ને પૂજાનું વિશેષણ લઈએ તો સુસમ્પન્ન રીતે કરાયેલું પૂજન જે આપ સ્વીકારો છો, તે આપનું ચરણકમળ અમારી અશુભ વાસનાને (સદાય બાળવા) અગ્નિરૂપ થાય. અથવા જે ચરણ આ વનમાળાથી સુસંપન્ન થયેલું પૂજન સ્વીકારે છે, તે અમારી અશુભ વાસનાને (બાળવા) અગ્નિરૂપ થાય, એમ અન્વય છે.

અથવા આ પ્રમાણે સંબંધ છે– ધ્યાન અને પૂજન વગેરેમાં નિષ્ઠાવાળા ભક્તો કરતાં પણ આપના યશમાં અતિશય વધી ગયેલી પરમ શ્રદ્ધાવાળા ભક્તો જ કૃતાર્થ છે, કારણ કે તેમને ભગવાનનો યશ પ્રિય છે, એમ (દેવો) કહે છે– **'पर्युष्टया' परि-उष्टया वश्** ધાતુ કાંતિના અર્થમાં છે. આ ધાતુથી **इत्यस्मात्** ભગવાનનાં **'परितः'** સર્વ શ્રીઅંગોમાં **'उष्टया'** શોભતી કાંતિવાળી વનમાળા સાથે વક્ષઃસ્થળમાં એક જ સ્થાનમાં રહેલાં લક્ષ્મીજી સ્પર્ધા કરતાં હોય છે, તેમ છતાં શાસ્ત્રના મધુવ્રતીઓ (ભ્રમરો) દ્વારા અનેક રીતે વર્ણવાયેલી કીર્તિમયી વૈજયન્તી વનમાળાથી જ સુસંપન્ન થયેલું પૂજન જે આપ સ્વીકારો છો, (તે આપનું ચરણકમળ....) વગેરે પૂર્વવત્ સમજવું. ॥ ૧૨ ॥

त्वच्चरणस्य भक्तपक्षपातः प्रसिद्ध एवेति स्तुवन्तः प्रार्थयन्ते—**केतुरिति**।

**केतुस्त्रिविक्रमयुतस्त्रिपतत्पताको**
**यस्ते भयाभयकरोऽसुरदेवचम्वोः।**
**स्वर्गाय साधुषु खलेष्वितराय भूमन्**
**पादः पुनातु भगवन् भजतामघं नः॥ १३**

બલિબન્ધને ત્રિભિર્વિક્રમૈર્યુતઃ। तत्र द्वितीयविक्रमे सत्यलोकं गतस्तव पादः केतुरत्युच्छ्रितो विजयध्वज इव। तत्संपादयन्ति। त्रिपतत्पताकः त्रिधा पतन्ती, त्रिषु लोकेषु वा पतन्ती गङ्गा पताका यस्य। तथाऽसुरदेवचम्वोस्तत्सेनयोरुभयोर्भयाभयकरः। साधुषु सुरेषु स्वर्गाय खलेष्वसुरेष्वितरायेतरस्मै अधोगमनाय। य एवं केतुरूपस्ते पादः स भजतां नोऽघं पुनातु शोधयतु। 'अघात्' इति पाठे भजतां नः इति कर्मणि षष्ठ्यौ। अघाद्भजतोऽस्मान्पुनात्विति। तथा च श्रुतिः—

આપના ચરણનો ભક્ત પ્રત્યેનો પક્ષપાત પ્રસિદ્ધ જ છે, એમ સ્તુતિ કરતા દેવો પ્રાર્થના કરે છે— **'केतुः इति।'**

હે અનંત, (બલિરાજાને બાંધતી વખતે) ત્રણ પગલાં ભરવા તૈયાર થયેલા આપનો જે (ચરણ), ત્રણ પ્રકારે પડતાં ગંગાજી જેની પતાકા છે તેનો (અત્યંત ઊંચા) વિજયધ્વજરૂપ (જણાતો હતો), અસુરોની સેનાને જે ભયજનક અને દેવોની સેનાને અભયજનક થયો હતો તથા સજ્જનો એવા દેવોને સ્વર્ગ આપવાના અને દુર્જનો એવા અસુરોને જે અન્ય (અધોલોક) આપવાના કારણરૂપ થયો હતો તે ચરણ હે ભગવાન, ભજન કરતા અમારાં પાપને શુદ્ધ કરો. ॥ ૧૩ ॥

બલિરાજાને બાંધતી વખતે ત્રણ પગલાં ભરવા તૈયાર થયા હતા, ત્યારે બીજા પગલે સત્યલોકમાં ગયેલો આપનો ચરણ **'केतुः'** અત્યંત ઊંચા કરેલા વિજયધ્વજરૂપ (જણાતો હતો). તે વાતને (તેઓ) સિદ્ધ કરે છે. **'त्रिपतत्पताकः'** ત્રણરૂપે પડતાં ગંગાજી અથવા ત્રણ લોકમાં (સ્વર્ગમાં મંદાકિની, પાતાળમાં ભોગવતી અને પૃથ્વી પર ગંગાજીરૂપે) પડતાં ગંગાજી જેની પતાકા છે. તેમ જ **'असुरदेवचम्वोः'** અસુરો અને દેવો બંનેની સેનાઓને ભયજનક અને અભયજનક થયો હતો. **'साधुषु'** સજ્જનો એવા દેવોને સ્વર્ગ આપવાના અને **'खलेषु'** દુર્જનો એવા અસુરોને **'इतराय'** इतरस्मै નરકાદિ દુઃખ આપવા માટે નીચે પાતાળમાં હાંકી કાઢવાના કારણરૂપ થયો હતો. આમ, ધ્વજરૂપ થયેલો જે આપનો ચરણ છે, તે ભજન કરતા અમારાં પાપને **'पुनातु'** શુદ્ધ કરો. (**'अघम्'** ને બદલે) **अघात्** પાઠમાં, **भजताम्** અને **नः** બંને કર્મણિ ષષ્ઠી છે. ભજતા એવા અમને પાપમાંથી પવિત્ર કરો. તે અનુસાર શ્રુતિ છે—

'चरणं पवित्रं विततं पुराणं
येन पूतस्तरति दुष्कृतानि।
तेन पवित्रेण शुद्धेन पूता
अति पाप्मानमरातिं तरेम।
लोकस्य द्वारमर्चिमत्पवित्रम्
ज्योतिष्मद्भ्राजमानं महस्वत्।
अमृतस्य धारा बहुधा दोहमानम्
चरणं नो लोके सुधितां दधातु॥'
इति॥ १३॥

'પ્રસરેલું, પુરાણું અને પવિત્ર ચરણ, કે જેનાથી પાવન બનેલો મનુષ્ય દુષ્કૃત્યોને તરી જાય છે, તે પવિત્ર અને શુદ્ધ ચરણથી પવિત્ર બનેલા અમે પાપરૂપી શત્રુને તરી જઈએ. તે ચરણ ઉત્તમ લોકના દ્વારરૂપ, પ્રકાશયુક્ત અને પવિત્ર છે, જ્યોતિયુક્ત, દેદીપ્યમાન અને તેજોમય છે અને તે ચરણ અનેકરૂપે અમૃતની ધારાઓનું દોહન કરનારું છે. તે ચરણ અમારા લોકમાં અમૃતત્વને સ્થાપિત કરો!' (મહાનારા.ઉપ.૫/૧૦) ॥ ૧૩ ॥

ननु युद्धे देवासुरादयः परस्परं जयन्ति, जीयन्ते च किमहं तत्रेत्यत आहुः—**नसीति**।

(ભગવાન) શંકા કરે છે કે યુદ્ધમાં પરસ્પર (લડતા) દેવો અને દાનવો જીતે છે અને હારે છે, તો એ હાર-જીતમાં હું શું કરું છું? તે માટે (દેવો) ઉત્તર આપે છે— **'नसि इति।'**

**नस्योतगाव इव यस्य वशे भवन्ति**
**ब्रह्मादयस्तनुभृतो मिथुरर्द्यमानाः।**
**कालस्य ते प्रकृतिपूरुषयोः परस्य**
**शं नस्तनोतु चरणः पुरुषोत्तमस्य॥ १४**

પરસ્પર યુદ્ધ કરીને પીડાતા દેહધારી બ્રહ્માદિ દેવો પણ નાકમાં નાથેલા બળદોની જેમ કાળના પ્રવર્તક અને પ્રકૃતિ-પુરુષના કારણરૂપ એવા જે આપના વશમાં હોય છે, તે પુરુષોત્તમ એવા આપના ચરણ અમારું કલ્યાણ કરો. ॥ ૧૪ ॥

मिथुर्मिथोऽर्द्यमाना युद्धादिभिः पीड्यमाना ब्रह्मादयोऽपि यस्य तव वशे भवन्ति, न तु जये पराजये वा स्वतन्त्राः। के इव। नसि नासिकायामोता नासिकामाविध्य बद्धा गावो बलीवर्दा इव। कुतः। कालस्य कलयितुः प्रवर्तकस्य। तदेव कुतः। प्रकृतिपुरुषयोरपि परस्य। तस्य ते पुरुषोत्तमस्य पादो नः शं तनोतु॥ १४॥

**'मिथुः' मिथः** પરસ્પર યુદ્ધાદિ કરીને પીડાતા બ્રહ્માદિ દેવો પણ જે આપના વશમાં હોય છે, પણ પોતાના જય-પરાજયમાં સ્વતંત્ર નથી હોતા. કોની જેમ? **'नसि'** નાકમાં **'ओताः'** નાથીને બાંધેલા **'गावः'** બળદો જેવા– શા માટે? કાળના **'कलयितुः'** પ્રવર્તક એવા આપના (વશમાં હોય છે). તે પણ શા માટે? પ્રકૃતિ અને પુરુષના કારણરૂપ તે પુરુષોત્તમ એવા આપના ચરણ અમારું કલ્યાણ કરો. ॥ ૧૪ ॥

प्रकृतिपुरुषाभ्यां परत्वमुपपादयन्तः कालत्वेन पुरुषोत्तमत्वमाहुः—**अस्येति**।

પ્રકૃતિ અને પુરુષના કારણરૂપે ભગવાનને સિદ્ધ કરતા (દેવો), ભગવાન કાળરૂપ હોવાથી પુરુષોત્તમ છે, એમ કહે છે— **'अस्य इति।'**

**अस्यासि हेतुरुदयस्थितिसंयमाना-**
**मव्यक्तजीवमहतामपि कालमाहुः।**
**सोऽयं त्रिणाभिरखिलापचये प्रवृत्तः**
**कालो गभीररय उत्तमपूरुषस्त्वम्॥ १५**

આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના આપ કારણરૂપ છો, (કારણ કે વિદ્વાનો) આપને પ્રકૃતિ, પુરુષ તથા મહત્તત્ત્વના પણ નિયંતા કહે છે. વળી, ત્રણ ચાતુર્માસરૂપ વિભાગોવાળો, સર્વનો નાશ કરવા પ્રવૃત્ત રહેલો, ગંભીર વેગવાળો આ સંવત્સર (વર્ષ)રૂપ તે કાળ પણ આપ જ છો, આથી આપ જ પુરુષોત્તમ છો. ॥ ૧૫ ॥

अस्य जगत उदयादीनां हेतुरसि। कुतः। अव्यक्तं प्रकृतिर्जीवः पुरुषो महान्महत्तत्त्वं तेषां कालं नियन्तारं त्वामाहुः—'अक्षरात्परतः परः।

महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः।
पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः॥'

इत्याद्याः श्रुतयः। किंच अयं संवत्सरात्मको यः कालस्त्रिणाभिस्त्रीणि चातुर्मास्यानि नाभयो यस्य सोऽपि त्वमेव। अतस्त्वमुत्तमपुरुष इति। तथा च गीतासु—

'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः॥'

इति॥ १५॥

त्वमेव प्रकृत्यादिद्वारा जगत्सृष्ट्यादिद्वारा जगत्सृष्ट्यादिहेतुरित्युक्तं तत्केन प्रकारेण तदाहुः—**त्वत्त इति**।

આપ આ જગતની ઉત્પત્તિ વગેરેના કારણરૂપ છો. શા માટે? '**अव्यक्तम्**' પ્રકૃતિ,'**जीवः**' પુરુષ, '**महान्**' મહત્તત્ત્વ, વિદ્વાનો આપને તેમના '**कालम्**' નિયંતા કહે છે– 'પરમાત્મા પર એવા અક્ષરથી પણ પર છે.' (મુંડક.ઉપ.૨/૧/૨)

'મહત્તત્ત્વથી પર પ્રકૃતિ છે અને પ્રકૃતિથી પર પુરુષ છે. એ પુરુષથી પર કંઈ નથી. એ અંતિમ સીમા છે, પરાગતિ છે.' (કઠ.ઉપ.૧/૩/૧૧) વગેરે શ્રુતિઓ છે.

વળી, આ જે સંવત્સરરૂપ કાળ છે, કે જે '**त्रिणाभिः**' ત્રણ ચાતુર્માસરૂપ નાભિઓ છે જેની તેવો છે, તે કાળ પણ આપ જ છો. આથી આપ ઉત્તમ પુરુષ છો. તે અનુસાર ગીતાજીમાં છે—

'જે કારણે હું ક્ષર પુરુષથી પર છું અને અક્ષર પુરુષથી પણ ઉત્તમ છું, આથી લોકમાં તેમ જ વેદમાં હું પુરુષોત્તમ તરીકે પ્રસિદ્ધ છું.' (ગીતા. ૧૫/૧૮)

આપ જ પ્રકૃતિ વગેરે દ્વારા અને જગતની સૃષ્ટિ વગેરે દ્વારા જગતની સૃષ્ટિ વગેરેના કારણરૂપ છો, એમ કહેવામાં આવ્યું. તે કયા પ્રકારે, તે કહે છે– **'त्वत्तः इति।'**

**त्वत्तः पुमान् समधिगम्य ययाऽस्य वीर्यं**
**धत्ते महान्तमिव गर्भममोघवीर्यः।**
**सोऽयं तयानुगत आत्मन आण्डकोशं**
**हैमं ससर्ज बहिरावरणैरुपेतम्॥ १६**

આપની પાસેથી શક્તિ મેળવીને અમોઘ પરાક્રમી થયેલા પુરુષે જે માયાની સાથે રહી આ જગતના ગર્ભ જેવા મહત્તત્ત્વને ઉત્પન્ન કર્યું, તે આ મહત્તત્ત્વે તે જ માયાથી વ્યાપ્ત થઈને પોતાનામાંથી સુવર્ણરૂપ બ્રહ્માંડ ઉત્પન્ન કર્યું, કે જે બ્રહ્માંડ બહારના ભાગમાં (આઠ) આવરણોવાળું છે.॥૧૬॥

त्वत्तः पुरुषो वीर्यं शक्तिं समधिगम्य प्राप्य यया मायया सह महान्तं धत्ते। कमिव। अस्य विश्वस्य गर्भमिव। सोऽयं महांस्तयैव मायया‌ऽनुगतः सन्नात्मनः सकाशादाण्डकोशं ससर्ज। त्वया‌ऽनुगत इति पाठेऽपि तया मायया त्वयाधिष्ठितः सन्निति॥ १६॥

આપનામાંથી **'वीर्यम्'** શક્તિ **'समधिगम्य'** પ્રાપ્ત કરીને જે માયાની સાથે મહત્તત્ત્વને ઉત્પન્ન કર્યું. કોના જેવા મહત્તત્ત્વને? વિશ્વના ગર્ભ જેવા મહત્તત્ત્વને– તે આ મહત્તત્ત્વે તે જ માયાથી વ્યાપ્ત થઈને પોતાનામાંથી બ્રહ્માંડનું સર્જન કર્યું. (तयाऽनुगतः ને બદલે) त्वयानुगतः પાઠમાં પણ તે માયાથી આપના દ્વારા અધિષ્ઠિત થઈને (બ્રહ્માંડનું સર્જન કર્યું). ॥ ૧૬ ॥

नन्वेवंभूतमीश्वरत्वं मम कुतोऽवगतं तदाहुः—**तदिति**।

(ભગવાન) શંકા કરે છે કે આવું (સર્વને ઉત્પન્ન કરનારું) મારું ઈશ્વરત્વ તમે કેવી રીતે જાણ્યું? તે માટે (દેવો) કહે છે– **'तत् इति।'**

**तत्तस्थुषश्च जगतश्च भवानधीशो**
**यन्माययोत्थगुणविक्रिययोपनीतान् ।**
**अर्थान् जुषन्नपि हृषीकपते न लिप्तो**
**येऽन्ये स्वतः परिहृतादपि बिभ्यति स्म॥ १७**

હે ઈન્દ્રિયોના સ્વામી! આ સ્થાવર-જંગમ જગતના આપ અધીશ્વર છો, કારણ કે માયાથી ઉદ્ભવેલી ઈન્દ્રિયોની વૃત્તિ દ્વારા લાવી આપવામાં આવેલા વિષયોનો આપ લીલારૂપ રસાસ્વાદ કરતા હોવા છતાં પણ તેનાથી લેપાતા નથી, પરંતુ (આપનાથી) અન્ય જે બીજા યોગીઓ કે જીવો છે તેઓ તો તે વિષયોનો સ્વયં ત્યાગ કરીને પણ તેનાથી ભય પામે છે. ॥ ૧૭ ॥

तत्तस्मात्तस्थुषः स्थावरस्य जगतो जङ्गमस्य च भवानधीशः। यद्यस्मान्माययोत्था उज्जृम्भिता या गुणविक्रिया इन्द्रियवृत्तिस्तयोपनीतानर्थान्विषयान् जुषन् जुषमाणोऽपि हे हृषीकपते, न लिप्तस्त्वम्। ये त्वन्ये जीवा योगिनो वा स्वतः परिहृतादप्यविद्यमानात्त्यक्ताद्वा विषयजोषणाद् बिभ्यति। वासनामात्रेण बध्यन्त इत्यर्थः॥ १७॥

**'तत्'** તેથી **'तस्थुषः'** સ્થાવરના અને **'जगतः'** જંગમના આપ અધીશ્વર છો, **'यत्'** કારણ કે માયાથી **'उत्था'** ઉદ્ભવેલી **'गुणविक्रिया'** ઈન્દ્રિયોની વૃત્તિ, તેનાથી લાવી આપવામાં આવેલા **'अर्थान्'** વિષયોને **'जुषन्'** સેવતા હોવા છતાં પણ હે હૃષીકેશ! આપ લેપાતા નથી! પરંતુ જે બીજા જીવો કે યોગીઓ છે તેઓ પોતાની જાતે **'परिहृतात्'** છોડી દીધેલા કે વિદ્યમાન ન હોય તેવા વિષયસેવનથી ભય પામે છે. કેવળ વાસનાથી બંધાય છે! એમ અર્થ છે. ॥ ૧૭ ॥

अलिप्तत्वमाहुः—**स्मायेति**।

ભગવાનની નિર્લેપતાને (દેવો) વર્ણવે છે– **'स्माय इति।'**

**स्मायावलोकलवदर्शितभावहारि-**
**भ्रूमण्डलप्रहितसौरतमन्त्रशौण्डैः ।**
**पत्न्यस्तु षोडशसहस्रमनंगबाणै-**
**र्यस्येन्द्रियं विमथितुं करणैर्न विभ्व्यः ॥ १८**

મંદસ્મિતથી વિલસિત થતા દૃષ્ટિપાતના કટાક્ષથી દર્શાવેલા અભિપ્રાયથી થયેલા મનોહર ભ્રૂકુટિમંડળથી મોકલાયેલા રતિવિલાસના સંકેતોવાળાં નિપુણ બાણોરૂપ સંમોહિત કરનારાં કામકલાનાં સાધનોથી સોળ હજાર પત્નીઓ જેમના મનને ક્ષુભિત કરવા સમર્થ થઈ નહીં (તે આપ વિષયોથી અલિપ્ત છો). ॥ ૧૮ ॥

स्मायावलोको मन्दस्मितविलसितोऽवलोकस्तस्य लवः कटाक्षस्तेन दर्शितो यो भावोऽभिप्रायस्तेन मनोहारि यद्भ्रूमण्डलं तेन प्रहिता ये सौरता मन्त्रास्तैः शौण्डैः प्रगल्भैरनङ्गबाणैः कामस्य बाणैः संमोहनैः करणैः कामकलादिभिः षोडशसहस्रं पत्न्यो यस्येन्द्रियं मनो विमथितुं क्षोभयितुं न विभ्व्यो न समर्थाः स भवान्न लिप्त इति पूर्वेणान्वयः ॥ १८ ॥

**'स्माय-अवलोकः'** મંદસ્મિતથી વિલસિત થતા દૃષ્ટિપાતનો **'लवः'** કટાક્ષ– તેનાથી દર્શાવેલો જે **'भावः'** અભિપ્રાય, તેનાથી મનોહર થયેલું જે ભ્રૂકુટિમંડળ છે, તેનાથી મોકલાયેલા જે **'सौरतमन्त्राः'** રતિવિલાસ સંબંધી સંકેતો, તેનાથી યુક્ત **'शौण्डैः'** નિપુણ એવાં, **'अनंगबाणैः'** કામદેવનાં બાણોથી સંમોહિત કરનારાં કામકલાનાં સાધનોથી સોળ હજાર પત્નીઓ જેમના મનને **'विमथितुम्'** ક્ષુભિત કરવા **'न विभ्व्यः'** સમર્થ ન થઈ, તે આપ અલિપ્ત છો, એમ પૂર્વના શ્લોક (૧૭) સાથે અન્વય છે. ॥ ૧૮ ॥

**विभ्व्यस्तवामृतकथोदवहास्त्रिलोक्याः**
**पादावनेजसरितः शमलानि हन्तुम् ।**
**आनुश्रवं श्रुतिभिरङ्घ्रिजमंगसङ्गै-**
**स्तीर्थद्वयं शुचिषदस्त उपस्पृशन्ति ॥ १९**

આપની અમૃતમયી કથાઓરૂપી જળનું વહન કરનારી આપની કીર્તિરૂપી સરિતાઓ તેમ જ આપના ચરણ પખાળેલા જળની ગંગાજી વગેરે સરિતાઓ ત્રણેય લોકના મળને હરી લેવાને સમર્થ છે. ગુરુના વેદોપદેશથી બનેલું કીર્તિરૂપ તીર્થ શ્રવણેન્દ્રિયથી પાપોનો નાશ કરે છે અને ચરણ પખાળેલા જળથી બનેલું ગંગારૂપી તીર્થ શરીરના સંગથી જ પાપોનો નાશ કરે છે, માટે પોતપોતાના આશ્રમ અને ધર્મમાં સ્થિત થયેલા જનો આપનાં બંને તીર્થોનું સેવન કરે છે. ॥ ૧૯ ॥

तस्मात्तवामृतरूपा या कथा तदेव उदकं वहन्तीति तथा कीर्तिनद्यः। तथा पादावनेजसरितो गङ्गाद्याश्च त्रिलोक्याः शमलानि हन्तुं विभ्व्यः। केन प्रकारेण। आनुश्रवं गुरोरुच्चारणमनुश्रूयत

(આપ અલિપ્ત છો,) તેથી આપની અમૃતમયી જે કથા, તે જ જળ, તે કથારૂપી જળનું વહન કરે છે તેવી કીર્તિરૂપી સરિતાઓ તેમ જ આપના ચરણ પખાળેલા જળની ગંગાજી વગેરે નદીઓ ત્રણેય લોકના મળને હરી લેવાને સમર્થ છે. કેવી રીતે?

इत्यनुश्रवो वेदस्तत्र भवं कीर्तिरूपं तीर्थं श्रुतिभिः श्रवणेन्द्रियैरङ्घ्रिजं चाङ्गसङ्गैरेवं शुचिषदः स्वाश्रमधर्मस्थितास्तव तीर्थद्वय-मुपस्पृशन्ति सेवन्त इति ॥ १९ ॥

**'આનુશ્રવમ્'** ગુરુની વાણીનું જેમાં અનુશ્રવણ કરવામાં આવે તે વેદ. તેમાં બનેલું કીર્તિરૂપી તીર્થ **'શ્રુતિભિઃ'** શ્રવણેન્દ્રિયથી (પાપોનો નાશ કરે છે) અને ચરણ પખાળેલું જળ શરીરના સંગથી જ (પાપોનો નાશ કરે છે). **'શુચિષદઃ'** પોતપોતાના આશ્રમ અને ધર્મમાં સ્થિત થયેલા જનો આપનાં બંને તીર્થોને **'ઉપસ્પૃશન્તિ'** સેવે છે.॥ ૧૯ ॥

**बादरायणिरुवाच**

**इत्यभिष्टूय विबुधैः सेशः शतधृतिर्हरिम् ।**
**अभ्यभाषत गोविन्दं प्रणम्याम्बरमाश्रितः ॥ २०**

**બાદરાયણનંદન શ્રીશુકદેવજી બોલ્યા** – દેવો અને મહાદેવજી સાથે આ પ્રમાણે સ્તુતિ કરીને શતધૃતિ (બ્રહ્માજી) ભગવાન શ્રીહરિને પ્રણામ કરીને આકાશમાં રહીને કહેવા લાગ્યા. ॥ ૨૦ ॥

विबुधैः सह ॥ २० ॥

દેવોની સાથે ॥ ૨૦ ॥

**ब्रह्मोवाच**

**भूमेर्भारावताराय पुरा विज्ञापितः प्रभो ।**
**त्वमस्माभिरशेषात्मंस्तत्तथैवोपपादितम् ॥ २१**

॥ २१ ॥

**બ્રહ્માજી બોલ્યા** – હે સર્વના આત્મા, હે પ્રભુ, પૂર્વે અમારા દ્વારા ભૂમિનો ભાર ઉતારવા આપને વિનંતિ કરવામાં આવી હતી, તે પ્રમાણે જ સંપન્ન કરવામાં આવ્યું છે. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**धर्मश्च स्थापितः सत्सु सत्यसन्धेषु वै त्वया ।**
**कीर्तिश्च दिक्षु विक्षिप्ता सर्वलोकमलापहा ॥ २२**

સત્યપ્રતિજ્ઞ સાધુજનોમાં આપના દ્વારા ધર્મ પ્રસ્થાપિત કરવામાં આવ્યો છે અને સર્વ લોકનાં પાપોનો નાશ કરનારી કીર્તિ (સર્વ) દિશાઓમાં પ્રસરાવવામાં આવી છે. ॥ ૨૨ ॥

विक्षिप्ता विस्तारिता ॥ २२ ॥

**'વિક્ષિપ્તા'** પ્રસરાવવામાં આવી છે. ॥૨૨॥

**अवतीर्य यदोर्वंशे बिभ्रद् रूपमनुत्तमम् ।**
**कर्माण्युद्दामवृत्तानि हिताय जगतोऽकृथाः ॥ २३**

યદુના વંશમાં અવતાર લઈ સર્વોત્તમ રૂપ ધરતા આપે જગતના હિત માટે ઉદાર પરાક્રમોવાળાં કર્મો કર્યાં છે. ॥ ૨૩ ॥

उद्दामानि वृत्तानि विक्रमा येषु तानि कर्माणि ॥ २३ ॥

ઉદાર **'વૃત્તાનિ'** પરાક્રમો જેમાં છે તે કર્મો ॥ ૨૩ ॥

**यानि ते चरितानीश मनुष्याः साधवः कलौ ।**
**शृण्वन्तः कीर्तयन्तश्च तरिष्यन्त्यञ्जसा तमः ॥ २४**

॥ २४ ॥

હે ઈશ! કલિયુગમાં આપનાં તે ચરિત્રો શ્રવણ અને કીર્તન કરતા સાધુજનો (અજ્ઞાનરૂપી) અંધકારને સરળતાથી તરી જશે. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**यदुवंशेऽवतीर्णस्य भवतः पुरुषोत्तम।**
**शरच्छतं व्यतीयाय पंचविंशाधिकं प्रभो॥ २५**

॥ २५ ॥

હે પુરુષોત્તમ! હે પ્રભુ! યદુવંશમાં અવતરિત થયેલા આપનાં એકસો પચ્ચીસ વર્ષ વ્યતીત થઈ ચૂક્યાં છે. ॥ ૨૫ ॥ ૨૫ ॥

(‘**पंचविंशाधिकम्**’ માં **ति** નો લોપ આર્ષ છે. **पंचविंशति** શબ્દ છે.)

**नाधुना तेऽखिलाधार देवकार्यावशेषितम्।**
**कुलं च विप्रशापेन नष्टप्रायमभूदिदम्॥ २६**

॥ २६ ॥

હે સર્વના આધાર, હવે દેવોનું (કોઈ પણ) કાર્ય બાકી રહ્યું નથી અને આ કુળ પણ વિપ્રના શાપથી મહદંશે નાશ પામ્યું છે. ॥ ૨૬ ॥ ૨૬ ॥

**ततः स्वधाम परमं विशस्व यदि मन्यसे।**
**सलोकाँल्लोकपालान् नः पाहि वैकुण्ठ किंकरान्॥**

**॥ २७॥** २७ ॥

હે વૈકુંઠ, (અવતારકાર્ય સિદ્ધ થયું છે.) તેથી જો આપ યોગ્ય માનતા હો તો આપના સર્વશ્રેષ્ઠ ધામ (વૈકુંઠ)માં પધારો અને લોક સહિત લોકપાલો એવા અમારા દાસજનોનું રક્ષણ કરો.॥૨૭॥ ૨૭ ॥

श्रीभगवानुवाच

**अवधारितमेतन्मे यदात्थ विबुधेश्वर।**
**कृतं वः कार्यमखिलं भूमेर्भारोऽवतारितः॥ २८**

॥ २८ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે દેવોના નિયંતા (બ્રહ્મા), તમે કહો છો તે મારા દ્વારા નિશ્ચિત કરવામાં આવ્યું છે. તમારું સર્વ કાર્ય સંપન્ન કરવામાં આવ્યું છે, (કારણ કે) ભૂમિનો ભાર ઉતારવામાં આવ્યો છે. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**तदिदं यादवकुलं वीर्यशौर्यश्रियोद्धतम्।**
**लोकं जिघृक्षद् रुद्धं मे वेलयेव महार्णवः॥ २९**

વીર્ય અને શૌર્યયુક્ત સંપત્તિથી ઉદ્ધત થયેલું અને લોકનો નાશ કરવા ઉદ્યત થયેલું જે આ યાદવકુળ છે, તેને જેમ કિનારાથી મહાસાગર રોકાય તેમ મેં રોકી રાખ્યું છે. ॥ ૨૯ ॥

वीर्यशौर्ययुक्तया श्रिया॥ २९ ॥

વીર્ય અને શૌર્યયુક્ત સંપત્તિથી ॥ ૨૯ ॥

**यद्यसंहृत्य दृप्तानां यदूनां विपुलं कुलम्।**
**गन्तास्म्यनेन लोकोऽयमुद्वेलेन विनङ्क्ष्यति॥ ३०**

ગર્વિષ્ઠ યાદવોના આ વિશાળ કુળનો નાશ કર્યા વિના જો હું (સ્વધામ) જઈશ, તો મર્યાદા ઓળંગેલા આ યાદવકુળ દ્વારા આ લોક નાશ પામશે. ॥ ૩૦ ॥

उद्वेलेन लङ्घितमर्यादेन॥ ३० ॥

‘**उद्वेलेन**’ મર્યાદા ઓળંગતા કુળ દ્વારા ॥ ૩૦ ॥

**इदानीं नाश आरब्धः कुलस्य द्विजशापतः।**
**यास्यामि भवनं ब्रह्मन्नेतदन्ते तवानघ॥ ३१**

હે બ્રહ્મા, વિપ્રશાપને કારણે હવે કુળનો નાશ આરંભાઈ ગયો છે. તેનો અંત થતાં હે નિષ્પાપ! હું સ્વધામ જતાં તમારા લોકમાં આવીશ. ॥૩૧॥

वैकुण्ठं यास्यंस्तव भवनं यास्यामि ॥ ३१ ॥

वैકુંઠમાં જતાં તમારા લોકમાં આવીશ. ॥ ૩૧ ॥

श्रीशुक उवाच

**इत्युक्तो लोकनाथेन स्वयम्भूः प्रणिपत्य तम् ।**
**सह देवगणैर्देवः स्वधाम समपद्यत ॥ ३२**

॥ ३२ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – અખિલ લોકના અધિપતિ શ્રીકૃષ્ણ દ્વારા જેમને આ પ્રમાણે કહેવામાં આવ્યું, તે બ્રહ્માજી તેમને પ્રણામ કરીને દેવો સાથે પોતાના ધામમાં ગયા. ॥ ૩૨ ॥ ૩૨ ॥

**अथ तस्यां महोत्पातान् द्वारवत्यां समुत्थितान् ।**
**विलोक्य भगवानाह यदुवृद्धान् समागतान् ॥ ३३**

॥ ३३ ॥

ત્યાર પછી તે દ્વારકામાં ઉત્પન્ન થયેલા મોટા ઉત્પાતોને જોઈને એકઠા થયેલા વૃદ્ધ યાદવોને ભગવાને કહ્યું. ॥ ૩૩ ॥ ૩૩ ॥

श्रीभगवानुवाच

**एते वै सुमहोत्पाता व्युत्तिष्ठन्तीह सर्वतः ।**
**शापश्च नः कुलस्यासीद् ब्राह्मणेभ्यो दुरत्ययः ॥ ३४**

॥ ३४ ॥

**શ્રીભગવાન બોલ્યા** – અહીં ચારે તરફથી આ ઘણા મોટા ઉત્પાતો ઊભા થઈ રહ્યા છે અને બ્રાહ્મણો તરફથી આપણા કુળને પ્રતિકાર ન થઈ શકે તેવો શાપ મળ્યો છે. ॥ ૩૪ ॥ ૩૪ ॥

**न वस्तव्यमिहास्माभिर्जिजीविषुभिरार्यकाः ।**
**प्रभासं सुमहत्पुण्यं यास्यामोऽद्यैव मा चिरम् ॥ ३५**

હે પૂજ્ય વડીલો, જીવવા ઈચ્છતા આપણા દ્વારા અહીં રહેવું યોગ્ય નથી. અત્યંત પુણ્યશાળી એવા પ્રભાસ તીર્થમાં આપણે આજે જ અવિલંબે જઈશું. ॥ ૩૫ ॥

प्रभासं यास्याम इति वदतोऽयमभिप्रायः । एते देवांशाः स्वाधिकारानेवार्हन्ति, न तु सद्यो मोक्षम् । द्वारवत्यां मृता मुच्येरंस्तस्मादभ्युदय-फलं प्रभासं नेष्यामीति ॥ ३५ ॥

'પ્રભાસ જઈશું.' એમ કહેતા ભગવાનનો અભિપ્રાય આ પ્રમાણે છેઃ આ યાદવો દેવોના અંશો છે. તેઓ પોતાના અધિકારોને જ યોગ્ય છે, પણ સદ્યોમુક્તિના (અધિકારી) નથી. દ્વારકામાં મૃત્યુ પામેલા મનુષ્યો મુક્ત થઈ જાય, તેથી (તેઓ મુક્ત ન થાય તે માટે) અભ્યુદયના ફળરૂપ પ્રભાસમાં હું તેમને લઈ જઈશ. ॥ ૩૫ ॥

**यत्र स्नात्वा दक्षशापाद् गृहीतो यक्ष्मणोडुराट् ।**
**विमुक्तः किल्बिषात् सद्यो भेजे भूयः कलोदयम् ॥ ३६**

દક્ષના શાપથી ક્ષયરોગથી પકડાયેલો નક્ષત્રપતિ ચંદ્ર જે પ્રભાસક્ષેત્રમાં સ્નાન કરીને તત્કાળ પાપથી છૂટી જઈને પુનઃ કળાઓની વૃદ્ધિને પામ્યો હતો. ॥ ૩૬ ॥

दक्षशापाद्यक्ष्मणा गृहीत उडुराट् चन्द्रो यत्र स्नानमात्रं कृत्वा किल्बिषात्तस्माद्रोग-दुःखात्सद्यो विमुक्तः सन् भूयः कलावृद्धिं भेजे ॥ ३६ ॥

દક્ષના શાપથી ક્ષયરોગથી પકડાયેલો નક્ષત્રપતિ ચંદ્ર જ્યાં કેવળ સ્નાન કરીને **'किल्बिषात्'** તે રોગરૂપી દુઃખથી તત્કાળ છૂટી જઈને પુનઃ કળાઓની વૃદ્ધિને પામ્યો હતો. ॥ ૩૬ ॥

वयं च तस्मिन्नाप्लुत्य तर्पयित्वा पितॄन् सुरान्।
भोजयित्वोशिजो विप्रान् नानागुणवतान्धसा ॥
॥ ३७ ॥

તેષુ दानानि पात्रेषु श्रद्धयोप्त्वा महान्ति वै।
वृजिनानि तरिष्यामो दानैर्नौभिरिवार्णवम्॥ ३८

उशिजः कमनीयान्। अन्धसा अन्नेन ॥ ३७ ॥

उप्त्वेति यथा सुक्षेत्रे बीजमुप्तं बहुफलं भवति तथा दानं सत्पात्रे इति द्योतयति॥ ३८ ॥

આપણે પણ તેમાં સ્નાન કરીને, પિતૃઓ તથા દેવોને તૃપ્ત કરી ઉત્તમ વિપ્રોને ગુણોવાળું અન્ન જમાડીને (સારી જમીનમાં વાવેલું બી જેમ બહુ ફળ આપે તેમ) તે સુપાત્ર બ્રાહ્મણોને શ્રદ્ધાથી મોટાં દાન આપીને દાનરૂપી વહાણોથી દુઃખોનો દરિયો તરી જઈશું. ॥ ૩૭ ॥ ૩૮ ॥

**'उशिजः'** ઉત્તમ બ્રાહ્મણોને **'अन्धसा'** અન્નથી ॥ ૩૭ ॥ **'उप्त्वा इति'** જેમ સારી જમીનમાં વાવેલું બી બહુ ફળ આપે છે, તેમ સુપાત્રને કરેલું દાન બહુ ફળ આપે છે, એમ જણાવે છે. ॥ ૩૮ ॥

श्रीशुक उवाच

एवं भगवताऽऽदिष्टा यादवाः कुलनन्दन।
गन्तुं कृतधियस्तीर्थं स्यन्दनान् समयूयुजन्॥ ३९
॥ ३९ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે કુળનંદન (પરીક્ષિત), આમ ભગવાન દ્વારા આદેશ પામેલા યાદવોએ (પ્રભાસ)તીર્થમાં જવા માટેનો નિર્ણય કરીને રથો જોડ્યા. ॥ ૩૯ ॥ ૩૯ ॥

तन्निरीक्ष्योद्धवो राजन् श्रुत्वा भगवतोदितम्।
दृष्ट्वाऽरिष्टानि घोराणि नित्यं कृष्णमनुव्रतः॥ ४०
॥ ४० ॥

विविक्त उपसंगम्य जगतामीश्वरेश्वरम्।
प्रणम्य शिरसा पादौ प्रांजलिस्तमभाषत॥ ४१
॥ ४१ ॥

હે રાજા (પરીક્ષિત), તે જોઈને અને ભગવાનનું વચન સાંભળીને તેમ જ ભયંકર ઉત્પાતોને ધ્યાનમાં લઈને શ્રીકૃષ્ણને સદાય અનુસરનારા ઉદ્ધવજી જગતના ઈશ્વરોના પણ ઈશ્વર શ્રીકૃષ્ણને એકાંતમાં મળીને તેમના ચરણમાં મસ્તકથી પ્રણામ કરી, બે હાથ જોડીને કહેવા લાગ્યા. ॥ ૪૦ ॥ ૪૧ ॥ ૪૦ ॥ ૪૧ ॥

उद्धव उवाच

देवदेवेश योगेश पुण्यश्रवणकीर्तन।
संहृत्यैतत् कुलं नूनं लोकं सन्त्यक्ष्यते भवान्।
विप्रशापं समर्थोऽपि प्रत्यहन्न यदीश्वरः॥ ४२

लोकं मर्त्यलोकम्। न प्रत्यहन्प्रतिहतवान् ॥ ४२ ॥

**ઉદ્ધવજી બોલ્યા** – જેમનું શ્રવણ અને કીર્તન પુણ્ય પ્રાપ્ત કરાવનારું છે તેવા હે દેવાધિદેવ! હે યોગેશ્વર! આપ ઈશ્વર છો, (તેથી) સમર્થ હોવા છતાં આપે વિપ્રશાપનો પ્રતિકાર નથી કર્યો, માટે આ કુળને સંહારી આપ અવશ્ય મૃત્યુલોકનો ત્યાગ કરશો. ॥ ૪૨ ॥

**'लोकम्'** મૃત્યુલોકને– **'न प्रत्यहन्'** પ્રતિકાર નથી કર્યો. ॥ ૪૨ ॥

नाहं तवाङ्घ्रिकमलं क्षणार्धमपि केशव।
त्यक्तुं समुत्सहे नाथ स्वधाम नय मामपि॥ ४३
॥ ४३ ॥

હે કેશવ, હે નાથ, ક્ષણાર્ધ માટે પણ આપના ચરણકમળનો ત્યાગ હું સહન કરી શકતો નથી. મને પણ આપ સ્વધામ લઈ જાઓ. ॥ ૪૩ ॥ ૪૩ ॥

**तव विक्रीडितं कृष्ण नृणां परममंगलम् ।**
**कर्णपीयूषमास्वाद्य त्यजत्यन्यस्पृहां जनः ॥ ४४**
॥ ४४ ॥

**शय्यासनाटनस्थानस्नानक्रीडाशनादिषु ।**
**कथं त्वां प्रियमात्मानं वयं भक्तास्त्यजेमहि ॥ ४५**

शय्यादिषु त्वां भक्ता नित्यं सेवितवन्तो वयं कथं त्यजेम ॥ ४५ ॥

त्यक्तुमशक्नुवन्प्रार्थयते, न मायाभया- दित्याह—**त्वयेति** ।

**त्वयोपभुक्तस्त्रग्गन्धवासोऽलंकारचर्चिताः ।**
**उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेमहि ॥ ४६**

चर्चिता अलंकृताः । हि निश्चितं जयेम ॥ ४६ ॥

संन्यासिनो हि ब्रह्मचर्यादिक्लेशैः कथंचित्तरन्ति, वयं त्वनायासेनैव तरिष्याम इत्याह—**वातरशना इति** ।

**वातरशना य ऋषयः श्रमणा ऊर्ध्वमन्थिनः ।**
**ब्रह्माख्यं धाम ते यान्ति शान्ताः संन्यासिनोऽमलाः ॥ ४७**

ऊर्ध्वमन्थिन ऊर्ध्वरेतसः ॥ ४७ ॥

મનુષ્યોના કાન માટે અમૃતરૂપ આપના પરમ મંગળ ક્રીડાચરિત્રનું આસ્વાદન કરીને હે શ્રીકૃષ્ણ, મનુષ્ય અન્ય (ધન, પુત્ર, પત્ની વગેરે)ની આસક્તિ તજી દે છે, ॥ ૪૪ ॥ તો શયન, આસન, પર્યટન, સ્થાન, સ્નાન, ક્રીડા અને ભોજન વગેરે (સર્વ) ક્રિયાઓમાં સદાય આપની સેવા કરતા ભક્તો એવા અમે પરમ પ્રિય આત્મસ્વરૂપ આપને કેવી રીતે છોડી શકીએ? ॥ ૪૫ ॥

શયન વગેરેમાં આપની સદાય સેવા કરતા ભક્તો એવા અમે આપને કેવી રીતે છોડી શકીએ? ॥ ૪૫ ॥

ભગવાનને છોડવા સમર્થ ન થતાં પ્રાર્થના કરે છે, માયાના ભયથી નહીં, એમ કહે છે— **'त्वया इति।'**

આપના દ્વારા ઉપભોગ કરાયેલી (પ્રસાદી), માળા, ચંદન, વસ્ત્ર અને અલંકારથી સુશોભિત થઈ, (આપે આરોગેલા અન્નમાંથી) શેષ રહેલા (પ્રસાદ)નું ભોજન કરનારા આપના દાસ એવા અમે માયાને તો જીતીએ જ છીએ. ॥ ૪૬ ॥

**'चर्चिताः'** અલંકૃત થયેલા અમે– **'हि'** નિશ્ચિત પણે જીતી લઈએ. ॥ ૪૬ ॥

ખરેખર, બ્રહ્મચર્યાદિ ક્લેશો સહન કરીને સંન્યાસીઓ કોઈક રીતે (ઘણો પ્રયત્ન કરીને) તરી જાય છે, પણ અમે તો અનાયાસે જ તરી જઈશું, એમ કહે છે— **'वातरशनाः इति।'**

વાયુરૂપી વસ્ત્ર પહેરનારા, ભિક્ષાટન કરનારા, ભોગોનો ત્યાગ કરનારા, કામક્રોધાદિથી રહિત અને પાપને ધોઈને નિર્મળ થયેલા સંન્યાસીઓ આપના 'બ્રહ્મ' નામના ધામને પામે છે. ॥ ૪૭ ॥

**'ऊर्ध्वमन्थिनः'** બ્રહ્મચર્ય પાળનારા ઊર્ધ્વરેતા સંન્યાસીઓ ॥ ૪૭ ॥

**वयं त्विह महायोगिन् भ्रमन्तः कर्मवर्त्मसु।**
**त्वद्वार्तया तरिष्यामस्तावकैर्दुस्तरं तमः ॥ ४८**

तावकैर्भक्तैः सह त्वद्वार्तया दुस्तरं तमः संसारम् ॥ ४८ ॥

પરંતુ હે મહાયોગી, આ લોકમાં કર્મયોગમાં ભમતા અમે આપના ભક્તો સાથે આપની કથા કરીને (સંસારરૂપી) દુસ્તર અંધકારને તરી જઈશું.॥ ૪૮ ॥

આપના ભક્તો સાથે આપની કથા કરીને સંસારરૂપી દુસ્તર અંધકારને (તરી જઈશું).॥ ૪૮॥

**स्मरन्तः कीर्तयन्तस्ते कृतानि गदितानि च।**
**गत्युत्स्मितेक्षणक्ष्वेलि यन्नृलोकविडम्बनम् ॥ ४९**

क्ष्वेली परिहासः। द्वन्द्वैकत्वम् ॥ ४९ ॥

આપનાં કર્મો, વચનો, ચાલ, સ્મિત, દર્શન અને પરિહાસરૂપ જે મનુષ્યલીલા છે, તેનું સ્મરણ-કીર્તન કરતા (અમે સંસાર તરી જઈશું).॥ ૪૯ ॥

**'क्ष्वेली'** પરિહાસ– સમાહાર દ્વન્દ્વ સમાસ હોવાથી સમાસ નપું. એ.વ. માં છે. ॥ ૪૯ ॥

**श्रीशुक उवाच**

**एवं विज्ञापितो राजन् भगवान् देवकीसुतः।**
**एकान्तिनं प्रियं भृत्यमुद्धवं समभाषत ॥ ५०**

एकान्तिनमित्यादिस्वाभिप्रायावञ्चने हेतुः ॥ ५० ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), (ઉદ્ધવજી દ્વારા) આ પ્રમાણે જેમને વિનંતિ કરવામાં આવી તે ભગવાન દેવકીનંદન (એક માત્ર શ્રીકૃષ્ણ જેમના સ્વામી છે તેવા) પોતાના અનન્ય પ્રિય, સેવક (ભક્ત) ઉદ્ધવજીને કહેવા લાગ્યા.॥૫૦॥

અનન્ય (પ્રિય, સેવક) વગેરે (વિશેષણો હવે ભગવાન આગળ જે) પોતાના અભિપ્રાય(રૂપ ઉપદેશ) આપવાના છે, તેમાં વંચના કે માયા ન હોવા માટેનાં કારણરૂપ છે. ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे षष्ठोऽध्यायः ॥ ६ ॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

# अथ सप्तमोऽध्यायः

## અવધૂતોપાખ્યાન – પૃથ્વીથી માંડીને હોલા સુધીના આઠ ગુરુઓની કથા

सप्तमे तूद्धवस्यात्मज्ञानसिद्ध्यै हरिः स्वयम्।
अवधूतेतिहासोक्तगुरुष्वष्टाववर्णयत् ॥ १

સાતમા અધ્યાયમાં ઉદ્ધવજીના આત્મજ્ઞાનની સિદ્ધિ માટે સ્વયં શ્રીહરિએ અવધૂતના ઈતિહાસમાં કહેલા ગુરુઓમાંના આઠ ગુરુઓને વર્ણવ્યા.॥ ૧ ॥

**श्रीभगवानुवाच**

**यदात्थ मां महाभाग तच्चिकीर्षितमेव मे।**
**ब्रह्मा भवो लोकपालाः स्वर्वासं मेऽभिकांक्षिणः ॥ १**

**શ્રીભગવાન બોલ્યા** – હે ભાગ્યશાળી ઉદ્ધવ! તમે મને જે કહ્યું તે જ કરવાની મારી ઈચ્છા છે. બ્રહ્મા, શંકર અને લોકપાલો મારો વૈકુંઠવાસ ઈચ્છે છે. ॥ ૧ ॥

यदात्थ संहृत्यैतत्कुलमिति। स्वर्वासं वैकुण्ठवासं प्रति॥ १॥

**'यत्-आत्थ'** તમે જે કહ્યું: 'આ કુળનો સંહાર કરીને........' (૧૧/૬/૪૨)— **'स्वः-वासम्'** વૈકુંઠવાસ પ્રતિ ॥ ૧ ॥

**मया निष्पादितं ह्यत्र देवकार्यमशेषतः।**
**यदर्थमवतीर्णोऽहमंशेन ब्रह्मणार्थितः॥ २**
॥ २॥

બ્રહ્માજી દ્વારા પ્રાર્થના કરવામાં આવેલો હું મારા અંશ બલરામ સાથે જેને માટે ભૂલોકમાં અવતર્યો છું, તે દેવોનું સર્વ કાર્ય મેં સમ્પન્ન કર્યું છે. ॥ ૨ ॥ ૨ ॥

त्वं च सर्वत्यागेनात्मनिष्ठो भवेति वक्तुमाह—**कुलमिति** त्रयेण॥ ३॥

તમે પણ સર્વનો ત્યાગ કરીને આત્મનિષ્ઠ બનો, એમ જણાવવા માટે ત્રણ શ્લોકોથી કહે છે— **'कुलम् इति।'**

**कुलं वै शापनिर्दग्धं नंक्ष्यत्यन्योन्यविग्रहात्।**
**समुद्रः सप्तमेऽह्न्येतां पुरीं च प्लावयिष्यति॥ ३**

(બ્રાહ્મણના) શાપથી બળી ગયેલું (યાદવ) કુળ એકબીજા સાથે ઝગડીને નાશ પામશે અને (આજથી) સાતમે દિવસે આ નગરીને સમુદ્ર ડુબાડી દેશે. ॥ ૩ ॥ ૩ ॥

**यर्ह्येवायं मया त्यक्तो लोकोऽयं नष्टमंगलः।**
**भविष्यत्यचिरात् साधो कलिनापि निराकृतः॥ ४**

હે પુણ્યાત્મા (ઉદ્ધવ), જ્યારે આ મનુષ્યલોક મારા દ્વારા ત્યાગવામાં આવશે, ત્યારે કળિયુગ દ્વારા તરત જ અતિશય આક્રમણ કરાયેલો આ લોક જેનું મંગળ નાશ પામ્યું છે તેવો થઈ જશે. ॥ ૪॥

तदैवायं नष्टमङ्गलो भविष्यति। निराकृतो नितरामाक्रान्तः॥ ४॥

ત્યારે તરત જ જેનું મંગળ નાશ પામ્યું છે તેવો આ લોક થઈ જશે. **'निराकृतः'** અતિશય આક્રમણ કરાયેલો ॥ ૪ ॥

**न वस्तव्यं त्वयैवेह मया त्यक्ते महीतले।**
**जनोऽधर्मरुचिर्भद्र भविष्यति कलौ युगे॥ ५**

હે કલ્યાણકારી ઉદ્ધવ! હું ભૂલોકનો ત્યાગ કરું ત્યારે તમારા દ્વારા અહીં રહેવા યોગ્ય જ નથી, કારણ કે કળિયુગમાં લોકો અધર્મ ઉપર પ્રીતિવાળા થશે. ॥ ૫ ॥

न वस्तव्यमेव त्वया॥ ५॥

તમારા દ્વારા અહીં રહેવા યોગ્ય જ નથી. ॥ ૫ ॥

**त्वं तु सर्वं परित्यज्य स्नेहं स्वजनबन्धुषु।**
**मय्यावेश्य मनः सम्यक् समदृग् विचरस्व गाम्॥ ६**
॥ ६॥

સ્વજનો અને સંબંધીઓ ઉપરનો સંપૂર્ણ સ્નેહ ત્યાગીને, મારામાં મનને સારી રીતે સ્થાપીને (તમે) એક મને જ સર્વત્ર જોતાં (સમદષ્ટિવાળા થઈ) પૃથ્વી પર વિચરણ કરો. ॥ ૬ ॥ ૬ ॥

ननु गुणदोषाभ्यां विषमे लोके कुतः समदृष्टिः स्यामत आह—**यदिदमिति**।

**यदिदं मनसा वाचा चक्षुर्भ्यां श्रवणादिभिः।**
**नश्वरं गृह्यमाणं च विद्धि मायामनोमयम्॥ ७**

मनआदिभिर्गृह्यमाणं मनोमयत्वान्मायेति विद्धि। तदपि न स्थिरं, किंतु नश्वरं विद्धि ॥ ७ ॥

मनोमयत्वे हेतुः—**पुंस इति**।

**पुंसोऽयुक्तस्य नानार्थो भ्रमः स गुणदोषभाक्।**
**कर्माकर्मविकर्मेति गुणदोषधियो भिदा॥ ८**

अयुक्तस्य विक्षिप्तमनसः। नानार्थो भेदविषयो भ्रमः। स भ्रम एव गुणदोषभाक्।

ननु वेदेनैव विधिनिषेधाभ्यां भेदस्य सत्यतोक्ता, न, भ्रमविजृम्भितगुणदोषबुद्धेः पुंसः कर्म विहितम्। अकर्म तल्लोपः। विकर्म निषिद्धमिति भेदः। अविद्यावद्विषय एव वेद इत्यर्थः॥ ८॥

**वं०**—वेदस्वरूपमेवमेव गीतायां—'त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन' इति भगवदुक्तेः।

**तस्माद् युक्तेन्द्रियग्रामो युक्तचित्त इदं जगत्।**
**आत्मनीक्षस्व विततमात्मानं मय्यधीश्वरे॥ ९**

શંકા કરવામાં આવી છે કે ગુણ અને દોષથી વિષમ એવા સંસારમાં સમદૃષ્ટિવાળો કેવી રીતે થાઉં? આ માટે ઉત્તર આપે છે— **'यत् इदम् इति।'**

મન, વાણી, ચક્ષુ તથા શ્રવણ વગેરે દ્વારા ગ્રહણ કરવામાં આવતું જે આ જગત જણાય છે, તે કેવળ મનોમય હોવાથી માયા છે, એમ તમે જાણો.॥ ૭ ॥

મન વગેરે દ્વારા ગ્રહણ કરવામાં આવતું આ જગત મનોમય હોવાથી માયા છે, એમ જાણો. તેને પણ સ્થિર નહીં, પણ નાશવંત જાણો. ॥ ૭ ॥

મનોમય હોવા માટેનું કારણ— **'पुंसः इति।'**

વ્યગ્ર મનવાળા મનુષ્યને ભેદવાળો ભ્રમ જણાય છે. ભ્રમ જ ગુણદોષયુક્ત બુદ્ધિનું કારણ છે. ગુણદોષયુક્ત બુદ્ધિવાળા મનુષ્યને માટે કર્મ, અકર્મ, વિકર્મ— એવા ભેદ હોતા નથી. ॥ ૮ ॥

**'अयुक्तस्य'** વ્યગ્ર મનવાળા મનુષ્યને **'नाना-अर्थः'** ભેદવાળો ભ્રમ (જણાય છે). તે ભ્રમ જ ગુણદોષયુક્ત બુદ્ધિનું કારણ છે.

શંકા કરવામાં આવી છે કે વેદ દ્વારા જ વિધિ અને નિષેધથી ભેદની સત્યતા કહેવામાં આવી છે, પણ ખરી રીતે તેમ નથી. ભ્રમથી ઊપજેલા ગુણદોષયુક્ત બુદ્ધિવાળા મનુષ્યને માટે **'कर्म'** વિધાન કરવામાં આવેલું કર્તવ્ય કર્મ, **'अकर्म'** તેનો (કર્તવ્યનો) લોપ, **'विकर्म'** નિષેધ કરવામાં આવેલું વિપરીત કર્મ— એવા ભેદ હોય છે. અવિદ્યાયુક્ત વિષયવાળો વેદ છે, એમ અર્થ છે. ॥ ૮ ॥

**'त्रैगुण्यविषया वेदाः।'** 'સર્વ વેદો ત્રણે ગુણોના કર્મરૂપ સંસારને જ વિષય કરનારા છે.' (ગીતા. ૨/૪૫)

તેથી ઈન્દ્રિયોના સમૂહને જેણે વશ કર્યો છે અને મન જેણે વશ કર્યું છે તેવા થઈ આત્મામાં જ આ જગતને વિસ્તાર પામેલું તમે જુઓ અને અધીશ્વર બ્રહ્મ એવા મારામાં આત્માને જુઓ.॥૯॥

कथमात्मनि परिच्छिन्ने विततं जगदीक्षणीयं तत्राह—**आत्मानमिति**। मयि ब्रह्मणि तद्रूपेणेक्षस्व॥ ९॥

નન્વેવં યુક્તચિત્તત્વેન कर्माकरणे देवादयो विघ्नान् करिष्यन्ति तत्राह—**ज्ञानेति**।

**ज्ञानविज्ञानसंयुक्त आत्मभूतः शरीरिणाम्।**
**आत्मानुभवतुष्टात्मा नान्तरायैर्विहन्यसे॥ १०**

ज्ञानं वेदतात्पर्यनिश्चयो विज्ञानं तदर्थानुभवस्ताभ्यां सम्यग्युक्तस्तत आत्मानुभवेनैव तुष्टचित्तोऽतः शरीरिणां देवादीनामात्मभूतोऽन्तरायैर्न प्रतिहन्यसे। अयं भावः—यावदनुभवं यथाश्रमं कर्माणि कुर्यादेव। तदनन्तरं सर्वेषामात्मभूतत्वान्न कोऽपि विघ्नानाचरति।

तथा च श्रुतिः—'तस्य ह न देवाश्च नाभूत्या ईशते। आत्मा ह्येवैषां स भवति' इति॥ १०॥

न चोत्पन्नज्ञानस्यापि यथेष्टाचरणप्रसङ्ग इत्याह—**दोषबुद्ध्येति**।

**दोषबुद्ध्योभयातीतो निषेधान्न निवर्तते।**
**गुणबुद्ध्या च विहितं न करोति यथार्भकः॥ ११**

મર્યાદિત આત્મામાં વ્યાપેલા જગતને કેવી રીતે જોવા યોગ્ય છે? તે માટે કહે છે– **'आत्मानम् इति।'** બ્રહ્મ એવા મારામાં 'હું બ્રહ્મ છું.' તે રૂપે દર્શન કરો. ॥ ૯ ॥

શંકા કરવામાં આવી છે કે આમ મનને વશ કરવાથી (પોતપોતાના વર્ણાશ્રમ અનુસાર) કર્મો ન કરવાને કારણે દેવો વગેરે વિઘ્નો પહોંચાડશે, તે માટે (ભગવાન) કહે છે– **'ज्ञान इति।'**

જ્ઞાન અને વિજ્ઞાનથી યુક્ત થવાને કારણે, આત્માનુભવ થવાથી સંતુષ્ટ ચિત્તવાળા થવાથી (સંપૂર્ણ દેવો વગેરે) શરીરધારીઓના આત્મારૂપ બની જવાથી તમે વિઘ્નોથી અટવાશો નહીં. ॥ ૧૦ ॥

**'ज्ञानम्'** જ્ઞાન એટલે વેદના તાત્પર્યનો નિશ્ચય, **'विज्ञानम्'** વિજ્ઞાન એટલે તેના અર્થનો અનુભવ– તે બંનેથી સારી રીતે યુક્ત થયેલા, તેનાથી આત્માનુભવ થવાથી સંતુષ્ટ ચિત્તવાળા (તમે), આથી (સંપૂર્ણ) દેવો વગેરે શરીરધારીઓના આત્મારૂપ બની જવાથી કોઈ પણ દેવાદિ દ્વારા થતાં વિઘ્નોથી તમે અટવાશો નહીં. ભાવ આ પ્રમાણે છે– અનુભવ ન થાય ત્યાં સુધી (પોતાના) આશ્રમ અનુસાર કર્મો કરીએ જ. એ પછી સૌના આત્મારૂપ બની જવાથી કોઈ પણ વિઘ્નો પહોંચાડી શકતો નથી.

તે અનુસાર શ્રુતિ છે– 'તેની બ્રહ્મબુદ્ધિને અટકાવવા માટે દેવો સમર્થ બનતા નથી, કારણ કે તે આ દેવોનો આત્મા જ બની જાય છે.' (બૃહદા.ઉપ.૧/૪/૧૦) ॥ ૧૦ ॥

જેને જ્ઞાન ઉત્પન્ન થયું છે તે જ્ઞાનીને યોગ્ય હોય તેવું આચરણ ન પણ કરે, એવો પ્રસંગ બને, તો તે માટે કહે છે– **'दोषबुद्ध्या इति।'**

ગુણ અને દોષરૂપ બંને પ્રકારની બુદ્ધિથી પર થયેલો મનુષ્ય બાળકની જેમ (પૂર્વના સંસ્કારથી) નિષિદ્ધ કર્મથી નિવૃત્ત જ થઈ જાય છે, પરંતુ દોષબુદ્ધિથી નહીં અને વિહિત કર્મનું અનુષ્ઠાન કરે છે, પણ ગુણબુદ્ધિથી નહીં. ॥ ૧૧ ॥

गुणदोषबुद्ध्यतीतोऽपि प्राक्तनसंस्कारान्निषेधान्निवर्तत एव किंतु न दोषबुद्ध्या विहितं च प्रायशः करोति, न गुणबुद्ध्या। यथाऽर्भकः संकल्पविकल्परहितः किंचित्करोति कुतश्चिन्निवर्तते तद्वत्॥ ११॥

ગુણદોષરૂપ બુદ્ધિથી પર હોવા છતાં પણ જ્ઞાની મનુષ્ય પૂર્વના સંસ્કારથી નિષિદ્ધ કર્મથી નિવૃત્ત જ થઈ જાય છે, પરંતુ દોષબુદ્ધિથી નહીં અને ઘણું કરીને વિધાન કરવામાં આવેલું કર્મ કરે છે, પણ ગુણબુદ્ધિથી નહીં. જેમ કે બાળક સંકલ્પવિકલ્પ-રહિત થઈને કંઈક કરે છે અને ક્યાંકથી અટકે છે તેની જેમ! ॥ ૧૧ ॥

एवंभूतस्य न पुनः संसार इत्याह—**सर्वभूतेति**।

આવો (ગુણ અને દોષની બુદ્ધિથી પર થઈ ગયેલો) મનુષ્ય પુનઃ સંસાર પામતો નથી, એમ કહે છે— **'सर्वभूत इति।'**

**सर्वभूतसुहृच्छान्तो ज्ञानविज्ञाननिश्चयः।**
**पश्यन् मदात्मकं विश्वं न विपद्येत वै पुनः॥ १२**

આમ, જ્ઞાન અને વિજ્ઞાનના નિશ્ચયવાળો, સર્વ પ્રાણીઓનો સુહૃદ, જગતને મારા સ્વરૂપમય જોતો, શાંત જ્ઞાની મનુષ્ય પુનઃ સંસારને પામતો નથી.॥૧૨॥

न विपद्येत न पुनः संसरेत्॥ १२॥

**'न विपद्येत'** પુનઃ સંસારને પામતો નથી. ॥ ૧૨ ॥

**श्रीशुक उवाच**

**इत्यादिष्टो भगवता महाभागवतो नृप।**
**उद्धवः प्रणिपत्याह तत्त्वजिज्ञासुरच्युतम्॥ १३**

॥ १३॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે નૃપ (પરીક્ષિત), આ પ્રમાણે ભગવાન દ્વારા આદેશ આપવામાં આવેલા અને તત્ત્વને જાણવાની ઈચ્છાવાળા ઉદ્ધવજી ભગવાનને પ્રણામ કરીને કહેવા લાગ્યા. ॥ ૧૩ ॥ ૧૩ ॥

त्वं तु सर्वं परित्यज्येत्याद्युपदेशमात्मनोऽयोग्यं मन्वानः पृच्छति—**योगेशेति**।

'તમે સર્વ પ્રકારનો સ્નેહ છોડીને.....વગેરે' (શ્લોક-૬માં આપેલા) ઉપદેશ માટે પોતે અધિકારી નથી, એમ માનતા ઉદ્ધવજી ભગવાનને પૂછે છે— **'योगेश इति।'**

**उद्धव उवाच**

**योगेश योगविन्यास योगात्मन् योगसम्भव।**
**निःश्रेयसाय मे प्रोक्तस्त्यागः संन्यासलक्षणः॥ १४**

**ઉદ્ધવજી બોલ્યા** – હે યોગસાધનાનું ફળ આપનાર, હે યોગવેત્તાઓની અતિ ગુપ્ત થાપણરૂપ, હે યોગથી પ્રકટ થનાર સ્વરૂપવાળા, હે યોગમાં પ્રકટ કરનાર આત્માવાળા! મારા કલ્યાણ માટે આપે મને સંન્યાસના લક્ષણવાળો યોગ કહ્યો. ॥ ૧૪ ॥

योगफलदायिन्। योगविदां न्यासो नामातिगोप्यो निक्षेपविशेषः। यद्वा योगो विन्यस्यते क्रियते यस्मिन्। योगात्मन्योगे आत्मा

હે યોગેશ્વર! હે યોગસાધનાનું ફળ આપનાર! યોગવેત્તાઓની **'न्यासः'** અર્થાત્ અતિ ગુપ્ત વિશિષ્ટ થાપણરૂપ અથવા જેમના વિષયમાં યોગનો વિન્યાસ કે યોગની થાપણ મૂકવામાં આવે

प्रकटो भवति यस्य। योगस्वरूपेति वा। योगस्य संभवो यस्मात्। चतुर्भिरेतैः संबोधनैः स्वमहिम्ना केवलं त्वयोपदिष्टं न तु मदधिकारं पर्यालोच्येति द्योतितम्। तदाह—निःश्रेयसायेति। न चारोग्याद्यर्थं सर्वस्वदानादिवदयं त्यागः किंतु संन्यासलक्षणोऽप्रत्यापत्तिरूपः ॥ १४ ॥

છે. '**योगात्मन्**' યોગમાં જેમનો આત્મા પ્રકટ થાય છે તે અથવા યોગ જેમનું સ્વરૂપ છે. ('**योगसंभव**') જેમનામાંથી યોગની ઉત્પત્તિ છે. આ ચારેય સંબોધનોથી કેવળ આપની '**स्वमहिम्ना**' પોતાની દયાળુતાને કારણે આપના દ્વારા ઉપદેશ આપવામાં આવ્યો છે, નહીં કે તેમાં મારો અધિકાર જોઈને, એમ વ્યક્ત કરવામાં આવ્યું છે. તે જણાવે છે— '**निःश्रेयसाय इति।**' આરોગ્ય વગેરે માટે આપણે સર્વ કાંઈ આપી દઈએ તેના જેવો આ ત્યાગ નથી, પરંતુ '**संन्यासलक्षणः**' ફળરૂપે પાછું કાંઈ ન આવી પડે તેવા સ્વરૂપવાળા (અપ્રત્યાપત્તિરૂપ) સંન્યાસના લક્ષણવાળો ત્યાગ છે. ॥ ૧૪ ॥

**त्यागोऽयं दुष्करो भूमन् कामानां विषयात्मभिः।**
**सुतरां त्वयि सर्वात्मन्नभक्तैरिति मे मतिः ॥ १५**
॥ १५ ॥

હે અનંત, હે સર્વાત્મા, વિષયાસક્ત ચિત્તવાળાઓને માટે વિષયોનો આ ત્યાગ કરવો કઠણ છે અને તેમાં પણ આપનામાં જેમને ભક્તિ નથી તેવા (અભક્તો) માટે તો આ ત્યાગ અતિશય દુષ્કર છે, એમ હું માનું છું. ॥ ૧૫ ॥ ૧૫ ॥

**सोऽहं ममाहमिति मूढमतिर्विगाढ-**
**स्त्वन्मायया विरचितात्मनि सानुबन्धे।**
**तत्त्वञ्जसा निगदितं भवता यथाहं**
**संसाधयामि भगवन्ननुशाधि भृत्यम्॥ १६**

(જેને ત્યાગ વગેરેનો ઉપદેશ કરવામાં આવ્યો) તે હું મૂઢ મતિવાળો છું, પુત્રાદિ પરિવારવાળા અને આપની માયાથી રચાયેલા શરીરમાં 'હું અને મારું' એવી બુદ્ધિથી અત્યંત આસક્ત છું. આથી હે ભગવાન, આપના દ્વારા કહેવામાં આવેલા તે (ઉપદેશ)ને હું સરળતાથી સારી રીતે જેમ સાધી શકું, તે રીતે આપ દાસ એવા મને ઉપદેશ આપો. ॥ ૧૬ ॥

यं प्रति त्यागाद्युपदिष्टं सोऽहं मूढमतिः। कुतः। ममेत्यहमिति च सानुबन्धे पुत्रादिसहिते त्वन्मायया विरचिते। आत्मनि देहे विगाढो निमग्नोऽतस्तत्तु भवता निगदितं यथाहमञ्जसा संसाधयामि तथा भृत्यं मामनुशाधि शनैः शिक्षय॥ १६ ॥

જેને ત્યાગ વગેરેનો ઉપદેશ આપવામાં આવ્યો તે હું મૂઢમતિ છું. શા માટે? '**स-अनुबन्धे**' પુત્રાદિ પરિવારવાળા, આપની માયાથી રચાયેલા '**आत्मनि**' શરીરમાં 'હું અને મારું' એવી બુદ્ધિથી '**विगाढः**' અત્યંત આસક્ત છું. આથી આપના દ્વારા કહેવામાં આવેલા '**तत्-तु**' તે ઉપદેશને હું સરળતાથી સારી રીતે જેમ સાધી શકું, તેમ દાસ એવા મને આપ '**अनुशाधि**' ધીરજથી ઉપદેશ આપો. ॥ ૧૬ ॥

मया संक्षेपत उक्तं विस्तरतस्त्वन्यान् पृच्छेति चेदत आह—**सत्यस्येति**।

**सत्यस्य ते स्वदृश आत्मन आत्मनोऽन्यं**
**वक्तारमीश विबुधेष्वपि नानुचक्षे।**
**सर्वे विमोहितधियस्तव माययेमे**
**ब्रह्मादयस्तनुभृतो बहिरर्थभावाः॥ १७**

स्वदृशः स्वप्रकाशस्य सत्यस्यात्मन आत्मनो मां प्रति वक्तारं ते त्वत्तोऽन्यं नानुचक्षे न पश्यामि। स्वदृशः स्वतःसिद्ध-ज्ञानात्त्वत्तोऽन्यमिति वा कुत इत्यत आह—सर्व इति। बहिरर्थभावा विषयेष्वर्थबुद्धयः ॥ १७॥

**तस्माद् भवन्तमनवद्यमनन्तपारं**
**सर्वज्ञमीश्वरमकुण्ठविकुण्ठधिष्ण्यम्।**
**निर्विण्णधीरहमु ह वृजिनाभितप्तो**
**नारायणं नरसखं शरणं प्रपद्ये॥ १८**

केचिद्दुःशीला भवन्ति केचित्सेविताः फलकाले विनश्यन्ति केचिदज्ञाः केचिद्रक्षणेऽसमर्थाः केचित्तु स्थानाद्भ्रष्टास्तद्-व्यावृत्त्यर्थमनवद्यमित्यादीनि पञ्च विशेषणानि। न अन्तः कालतः पारं देशतश्च यस्य तम्। कालादिभिरकुण्ठो विकुण्ठलोको धिष्ण्यं स्थानं यस्य तम्। उ हे भगवन्, ह स्फुटम्।

જો ભગવાન કહે કે મેં તો સંક્ષેપમાં ઉપદેશ કર્યો, વિસ્તારથી જાણવા માટે બીજાને પૂછો, તો તે માટે ઉદ્ધવજી કહે છે– **'सत्यस्य इति।'**

હે ઈશ, સ્વયંપ્રકાશ અને સત્યસ્વરૂપ આત્માનો મને પોતાને ઉપદેશ કરનાર, દેવોમાં પણ આપના વિના બીજા કોઈને હું જોતો નથી. (કારણ કે) આ બ્રહ્માજી વગેરે દેહધારીઓ આપની માયાથી મોહિત થયેલી બુદ્ધિવાળા હોઈ વિષયોમાં જ સત્ય બુદ્ધિવાળા છે. ॥ ૧૭ ॥

**'स्वदृशः'** સ્વયંપ્રકાશનો અને સત્યસ્વરૂપ આત્માનો **'आत्मनः'** મને પોતાને ઉપદેશ કરનાર **'ते'** આપનાથી અન્ય બીજા કોઈને હું **'न-अनुचक्षे'** જોતો નથી. અથવા **'स्वदृशः'** સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા આપના સિવાય બીજા કોઈને– શા માટે (જોતો) નથી, તે હવે કહે છે– **'सर्वे इति।'** **'बहिः-अर्थभावाः'** વિષયોમાં સત્ય બુદ્ધિવાળા (બ્રહ્માજી વગેરે દેવો) ॥ ૧૭ ॥

તેથી સર્વ તરફથી વિરક્ત થયેલી બુદ્ધિવાળો અને દુઃખોથી તપેલો હું , હે ભગવાન! (મોહાદિ દોષથી રહિત એવા) નિર્દોષ, દેશ અને કાળથી અનંત અને અપાર, સર્વજ્ઞ, સમર્થ અને કાળ વગેરેથી નાશ ન પામનારા વૈકુંઠધામરૂપ, નરના (નિત્ય) સખા નારાયણના શરણે હું આવ્યો છું. ॥ ૧૮ ॥

કેટલાક દુષ્ટ સ્વભાવવાળા હોય છે. સેવા કરવામાં આવેલા કેટલાક ફળ આપવાના સમયે નાશ પામે છે. કેટલાક અજ્ઞાની હોય છે. કેટલાક રક્ષણ કરવામાં અસમર્થ હોય છે. કેટલાક તો સ્થાનભ્રષ્ટ હોય છે. તે સર્વનો નિરાસ કરવા માટે નિર્દોષ વગેરે પાંચ વિશેષણો છે. જેનો કાળથી અંત નથી અને દેશથી સીમા નથી, તેને (શરણે)– કાળ વગેરેથી કુંઠિત ન થાય તેવું **'विकुण्ठ-धिष्ण्यम्'** વૈકુંઠધામરૂપ સ્થાન છે જેમનું તેમને (શરણે)– **'उ'** હે ભગવાન, **'ह'** સ્પષ્ટ છે.

निर्वेदे हेतुः—वृजिनैर्दुःखैरभितप्तः। हकारगौरवाय वृकारो युक्त इव पठनीयः। नन्वनवद्यत्वादीनि कुतो मम तदाह—नारायणमिति।

વૈરાગ્ય માટેનું કારણ– '**वृजिनैः**' દુઃખોથી તપેલો– '**ह**'કાર ગુરુ બને તે માટે '**वृ**'કારની સાથે હોય તેમ વાંચવું જોઈએ. ('**उक्ता वसंततिलका तभजा जगौ गः।**' આમ કહેવાયેલા લક્ષણવાળા વસંતતિલકા છંદમાં તૃતીય સ્થાનમાં **ज** ગણ મધ્યમાં ગુરુ વિના થઈ શકે નહીં, માટે ગુરુ ન હોવા છતાં આર્ષ હોવાથી ગુરુ હોય તેમ વાંચવો જોઈએ.)

अनुकम्पितामाह—(नरसखं नीयते विक्षिप्यते दुःखैरिति) नरो जीवस्तस्य सखायं भवन्तं शरणं प्रपद्ये॥ १८॥

ભગવાનની દયાળુતા વર્ણવે છે– '**नरसखम्**' (દુઃખોથી વ્યગ્ર થાય, ઘેરાય તે નર) '**नरः**' જીવ, તેના નિત્ય સખા એવા આપને શરણે હું આવ્યો છું. ॥ ૧૮ ॥

तदेवमसंभावनाविपरीतभावनाभ्यामुपदिष्टं तत्त्वमनवगाहमानं प्रति तन्निवृत्तये गुरूपदेशं विनापि स्वान्वयव्यतिरेकाभ्यामेव तत्त्वप्रतिपत्तिर्भवतीति दर्शयितुमाह—**प्रायेणेति**।

તો આમ અસંભાવના (ભગવાને ઉપદેશેલા ત્યાગની અશક્યતા) અને વિપરીત ભાવનાને (મારું અને હું, એવી બુદ્ધિને) કારણે ઉપદેશેલા તત્ત્વને ન સમજી શકતા ઉદ્ધવજીને તે અસંભાવના અને વિપરીત ભાવના દૂર કરવા, ગુરુના ઉપદેશ વિના પણ (પોતાના હિતકર્મમાં પ્રવૃત્તિરૂપ) અન્વય અને (પોતાનું અહિત થાય તેવા કર્મમાંથી નિવૃત્તિરૂપ) વ્યતિરેક દ્વારા જ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થાય છે, તે દર્શાવવા માટે ભગવાન કહે છે– '**प्रायेण इति।**'

**श्रीभगवानुवाच**

**प्रायेण मनुजा लोके लोकतत्त्वविचक्षणाः।**
**समुद्धरन्ति ह्यात्मानमात्मनैवाशुभाशयात्॥ १९**

**શ્રીભગવાન બોલ્યા** – જગતમાં (વિશ્વના અધિષ્ઠાનરૂપ) લોકતત્ત્વનું પરીક્ષણ કરનારા (દક્ષ) જનો સામાન્યતઃ પોતે જ વિષયવાસનામાંથી પોતાનો સારી રીતે ઉદ્ધાર કરે છે. ॥ ૧૯ ॥

लोकतत्त्वस्य विचक्षणाः परीक्षकाः अशुभाशयाद्विषयवासनातः॥ १९॥

લોકતત્ત્વનું '**विचक्षणाः**' પરીક્ષણ કરનારા જનો '**अशुभ-आशयात्**' વિષયવાસનામાંથી ॥ ૧૯ ॥

तदुपपादयति—

તેને (આત્માના ઉદ્ધારને) સિદ્ધ કરે છે–

**आत्मनो गुरुरात्मैव पुरुषस्य विशेषतः।**
**यत् प्रत्यक्षानुमानाभ्यां श्रेयोऽसावनुविन्दते॥ २०**

પશુ વગેરેના શરીરમાં પોતાના હિત અને અહિતના જ્ઞાનમાં આત્મા પોતે જ પોતાનો ગુરુ છે, પરંતુ મનુષ્યના શરીરમાં આત્મા પોતાના આત્માનો વિશેષરૂપે ગુરુ છે, કારણ કે મનુષ્ય પ્રત્યક્ષ અનુભવ તથા અનુમાનથી પોતાનું કલ્યાણ પ્રાપ્ત કરે છે.॥ ૨૦ ॥

आत्मनः पश्वादिशरीरेऽप्यात्मैव हिताहितज्ञाने गुरुः ॥ २० ॥

પશુ વગેરેના શરીરમાં પણ પોતાના હિત અને અહિતના જ્ઞાનમાં આત્મા પોતે જ પોતાનો ગુરુ છે. ॥ ૨૦ ॥

तत्र प्रत्यक्षं दर्शयति—**पुरुषत्वे चेति**।

તેમાં (પ્રત્યક્ષ અને અનુમાનમાં) પ્રત્યક્ષને દર્શાવે છે— **'पुरुषत्वे च इति।'**

**पुरुषत्वे च मां धीराः सांख्ययोगविशारदाः ।**
**आविस्तरां प्रपश्यन्ति सर्वशक्त्युपबृंहितम् ॥ २१**

મનુષ્યજન્મમાં, સાંખ્ય અને યોગમાં નિપુણ બુદ્ધિવાળા ધીર મનુષ્યો સર્વ શક્તિઓથી પરિપૂર્ણ મને (આત્માને) પ્રત્યક્ષ પ્રકટરૂપે જોઈ શકે છે. ॥ ૨૧ ॥

तथा च श्रुतिः—'पुरुषत्वे चाविस्तरामात्मा स हि प्रज्ञानेन संपन्नतमो विज्ञातं वदति विज्ञातं पश्यति वेद श्वस्तनं वेद लोकालोकौ मर्त्येनामृतमीप्सत्येवं संपन्नोऽथेतरेषां पशूनामशनापिपासे एवाभिविज्ञानम्' इति ॥ २१ ॥

તે અનુસાર શ્રુતિ છે– 'મનુષ્યત્વમાં આત્માનો અતિ પ્રકટ સાક્ષાત્કાર થાય છે, કારણ કે મનુષ્ય અત્યંત જ્ઞાનસંપન્ન છે. તે જાણેલું બોલે છે, જાણેલું જુએ છે, આવતીકાલનું જાણે છે, લોકાલોક જાણે છે અને મનુષ્યજન્મથી મોક્ષ મેળવવા ઈચ્છે છે. આમ, મનુષ્યજન્મ પરિપૂર્ણ છે, પણ બીજાં પશુપક્ષી વગેરેને તો કેવળ ભૂખ-તરસનું જ ભાન હોય છે.' – (ઐ.આ.૨/૩, ૨/૪) ॥ ૨૧ ॥

अतः पुरुषत्वं स्तौति—**एकेति**।

(પુરુષ સર્વલક્ષણસંપન્ન છે.) આ કારણથી પુરુષત્વની સ્તુતિ કરે છે. અનુમાનનું વર્ણન કરે છે— **'एक इति।'**

**एकद्वित्रिचतुष्पादो बहुपादस्तथापदः ।**
**बह्व्यः सन्ति पुरः सृष्टास्तासां मे पौरुषी प्रिया ॥ २२**

॥ २२ ॥

એક-બે-ત્રણ-ચાર પગવાળાં, અનેક પગવાળાં અને પગ વિનાનાં અનેક શરીરો સર્જાયાં છે. તેમનામાં મને મનુષ્યનું શરીર પ્રિય છે. ॥ ૨૨॥ ૨૨॥

अनुमानमाह—

અનુમાનનું વર્ણન કરે છે—

**अत्र मां मार्गयन्त्यद्धा युक्ता हेतुभिरीश्वरम् ।**
**गृह्यमाणैर्गुणैर्लिङ्गैरग्राह्यमनुमानतः ॥ २३**

આ મનુષ્યશરીરમાં અપ્રમાદી મનુષ્યો ગ્રાહ્ય એવા અહંકારાદિથી વ્યતિરિક્ત અગ્રાહ્ય એવા મને ઈશ્વરને, ગ્રહણ કરી શકાય તેવાં (દૃશ્ય) બુદ્ધિ વગેરે કારણો દ્વારા (અર્થાપત્તિ પ્રમાણથી) અને તે જ બુદ્ધિ વગેરે કારણો દ્વારા અનુમાનથી (તેના પ્રવર્તકને) સાક્ષાત્ શોધી શકે છે. ॥ ૨૩ ॥

अत्र पौरुष्यां पुरि। युक्ता अप्रमत्ता अग्राह्यं ग्राह्येभ्योऽहंकारादिभ्यो व्यतिरिक्तं मामद्धा साक्षान्मृगयन्ति। मार्गणे प्रकारद्वयमाह— गृह्यमाणैर्बुद्ध्यादिभिर्गुणैर्हेतुभिः। जडानां प्रकाशः स्वप्रकाशमेकं विना न घटत इत्यनुपपत्तिमुखेन लक्षकैः। तथा तैरेव लिङ्गैर्व्याप्तिमुखेनानुमानत ईश्वरं प्रवर्तकं मृगयन्ते—बुद्ध्यादिकरणानि कर्तृप्रयोज्यानि करणत्वाद्वास्यादिवदिति।

'**अत्र**' આ મનુષ્યશરીરમાં '**युक्ताः**' અપ્રમાદી મનુષ્યો '**अग्राह्यम्**' ગ્રાહ્ય એવા અહંકારાદિથી વ્યતિરિક્ત (અર્થાત્ ચક્ષુ વગેરે ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ ન કરી શકાય) તેવા મને '**अद्धा**' સાક્ષાત્ શોધી શકે છે. શોધવાના બે પ્રકાર જણાવે છે— '**गृह्यमाणैः**' ગ્રહણ કરી શકાય તેવા બુદ્ધિ વગેરે ગુણોરૂપ કારણોથી (ઈશ્વરને શોધી શકે છે). (બુદ્ધિ વગેરે) જડ પદાર્થોનો પ્રકાશ કોઈ સ્વયંપ્રકાશ વસ્તુ વિના હોઈ શકે નહીં, એમ અર્થાપત્તિ પ્રમાણ દ્વારા સૂચક શબ્દોથી અને તે જ કારણોથી વ્યાપ્તિ દ્વારા અનુમાનથી પ્રવર્તક એવા ઈશ્વરને મનુષ્ય શોધી શકે છે. બુદ્ધિ વગેરે કરણો કોઈ કર્તાથી જ પ્રયોજાય છે, કારણ કે તે કરણ (સાધન) છે, જેમ કે વાંસલો (સુથારનો રંધો સુથારથી જ પ્રયોજાય છે તેમ).

तदुक्तम्—

'भगवान्सर्वभूतेषु लक्षितः स्वात्मना हरिः।
दृश्यैर्बुद्ध्यादिभिर्द्रष्टा लक्षणैरनुमापकैः॥'

इति।

તે કહેવામાં આવ્યું છે— 'સર્વ પ્રાણીઓમાં ક્ષેત્રજ્ઞના અંતર્યામીરૂપે મન, બુદ્ધિ વગેરે દૃશ્યો વડે શ્રીહરિ જ પ્રતીત થાય છે. અનુમાન કરાવનારાં લક્ષણો દ્વારા દ્રષ્ટા સિદ્ધ થાય છે.' (શ્રીમદ્ ભા.૨/૨/૩૫)

न चैतावता आनुमानिक आत्मेति मन्तव्यम्। देहादिव्यतिरिक्तत्वंपदार्थशुद्धि-मात्रस्यैवानुमानेन विवक्षितत्वात्॥ २३॥

આટલાથી જ અનુમાન કરી શકાય તેવો આત્મા છે, એમ ન માનવું જોઈએ, કારણ કે દેહાદિથી વ્યતિરિક્ત (**तत् त्वम् असि**) **त्वम्** પદાર્થની શુદ્ધિ જ અનુમાન દ્વારા વિવક્ષિત છે. ॥ ૨૩ ॥

भूयोऽन्वयव्यतिरेकाभ्यामसंभावनादिनिवृत्ता-वितिहासमाह—**अत्रापीति**।

પુનઃ હિતના સ્વીકારરૂપ અન્વય અને અહિતના પરિત્યાગરૂપ વ્યતિરેક દ્વારા અસંભાવના વગેરે દૂર કરવા માટે ઈતિહાસ કહે છે— '**अत्र अपि इति।**'

**अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम्।**
**अवधूतस्य संवादं यदोरमिततेजसः॥ २४ ॥ २४॥**

આ વિષયમાં પણ અવધૂત ગુરુ દત્તાત્રેય અને મહાતેજસ્વી (પરમ વિવેકી) રાજા યદુના સંવાદરૂપ પુરાતન ઈતિહાસનું (વિદ્વાનો) ઉદાહરણ આપે છે. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**अवधूतं द्विजं कंचिच्चरन्तमकुतोभयम्।**
**कविं निरीक्ष्य तरुणं यदुः पप्रच्छ धर्मवित्॥ २५ ॥ २५॥**

કોઈ એક વિદ્વાન, તરુણ બ્રાહ્મણને (ગુરુ દત્તાત્રેયને) અવધૂત વેષમાં નિર્ભયપણે વિચરણ કરતા જોઈને ધર્મજ્ઞ રાજા યદુએ પૂછ્યું. ॥ ૨૫ ॥ ૨૫॥

यदुरुवाच

**कुतो बुद्धिरियं ब्रह्मन्नकर्तुः सुविशारदा।**
**यामासाद्य भवाँल्लोकं विद्वांश्चरति बालवत्॥ २६**

सुविशारदा अतिनिपुणा सर्वलोकविलक्षणा॥ २६॥

सर्वलोकवैलक्षण्यमेवाह—**प्राय इति**।

**प्रायो धर्मार्थकामेषु विवित्सायां च मानवाः।**
**हेतुनैव समीहन्ते आयुषो यशसः श्रियः॥ २७**

धर्मादिषु विवित्सायामात्मविचारे च मानवाः समीहन्ते प्रवर्तन्ते। तत्राप्यायुरादेर्हेतुना कामनयैव॥ २७॥

त्वं तु न कस्यचित्कर्मणः कर्ता भवसि, न किंचिदीहसे इच्छसि। नन्वशक्त्याऽज्ञानेन वाऽनैपुण्येन वा विरूपत्वेन वाऽवाग्मितया वा औदासीन्यं घटत एव, नेत्याह—कल्प इत्यादिना।

**त्वं तु कल्पः कविर्दक्षः सुभगोऽमृतभाषणः।**
**न कर्ता नेहसे किंचिज्जडोन्मत्तपिशाचवत्॥ २८**

॥ २८॥

महानानन्दश्च तव कुत इति पृच्छति—**जनेष्विति**।

**जनेषु दह्यमानेषु कामलोभदवाग्निना।**
**न तप्यसेऽग्निना मुक्तो गंगाम्भस्थ इव द्विपः॥ २९**

॥ २९॥

**त्वं हि नः पृच्छतां ब्रह्मन्नात्मन्यानन्दकारणम्।**
**ब्रूहि स्पर्शविहीनस्य भवतः केवलात्मनः॥ ३०**

**યદુરાજા બોલ્યા** – હે ભૂદેવ! કર્મ ન કરતા તમારી સર્વ લોકથી વિલક્ષણ એવી આ નિપુણ બુદ્ધિ શાથી થઈ, કે જેને પામીને આપ વિદ્વાન હોવા છતાં બાળકની જેમ વિચરો છો? ॥૨૬॥

'**सुविशारदा**' સર્વ લોકથી વિલક્ષણ એવી અતિ નિપુણ બુદ્ધિ ॥ ૨૬ ॥

સર્વ લોકથી જે બુદ્ધિની વિલક્ષણતા (વૈશિષ્ટ્ય) છે, તે જ વર્ણવે છે– '**प्रायः इति।**'

સામાન્ય રીતે મનુષ્યો આયુષ્ય, યશ, સૌંદર્ય કે સંપત્તિની કામનાથી જ ધર્મ, અર્થ, કામ અથવા તત્ત્વજિજ્ઞાસામાં પ્રવૃત્ત થાય છે. ॥ ૨૭ ॥

ધર્મ વગેરેમાં અને આત્મવિચારમાં માનવો '**समीहन्ते**' પ્રવૃત્ત થાય છે, તે પણ આયુષ્ય વગેરેની '**हेतुना**' કામનાથી જ ॥ ૨૭ ॥

આપ કોઈ કામના કર્તા નથી! '**न-ईहसे**' કંઈ ઈચ્છતા નથી! શંકા કરે છે કે અશક્તિ કે અજ્ઞાન કે અકુશળતા કે કુરૂપતા કે વાક્પટુતાના અભાવથી ઉદાસીનતા ઘટે જ છે! તમારામાં તો આમાનું કશું નથી! એમ કહે છે– '**कल्पः**' વગેરે દ્વારા.

તમે સમર્થ (શરીરથી સશક્ત), વિદ્વાન, નિપુણ અને સુંદર છો, મધુરભાષી છો, છતાં ઉન્મત્ત અને જડ પિશાચની જેમ નથી કાંઈ કરતા કે નથી કાંઈ ઈચ્છતા! ॥ ૨૮ ॥ ૨૮ ॥

આપને મહાન આનંદ ક્યાંથી પ્રાપ્ત થાય છે, એમ પૂછે છે– '**जनेषु इति।**'

જ્યારે કામ અને લોભરૂપી દાવાનળથી મનુષ્યો બળી રહ્યા છે, ત્યારે તમે તો ગંગાજળમાં ઊભા રહેલા હાથીની જેમ તે અગ્નિથી મુક્ત રહીને સંતાપ પામતા નથી! ॥ ૨૯ ॥ ૨૯ ॥

હે ભૂદેવ, વિષયભોગથી રહિત અને પુત્રાદિથી રહિત, કેવળ પોતે એવા એકલા આપના આનંદનું કારણ આપને પૂછતા એવા અમને આપ કહો.॥૩૦॥

स्पर्शविहीनस्य विषयभोगरहितस्य। अत्र हेतुः—केवलात्मनः कलत्रादिशून्यस्य॥ ३०॥

**श्रीभगवानुवाच**

**यदुनैवं महाभागो ब्रह्मण्येन सुमेधसा।**
**पृष्टः सभाजितः प्राह प्रश्रयावनतं द्विजः॥ ३१**

॥ ३१ ॥

**ब्राह्मण उवाच**

**सन्ति मे गुरवो राजन् बहवो बुद्ध्युपाश्रिताः।**
**यतो बुद्धिमुपादाय मुक्तोऽटामीह तान् शृणु॥ ३२**

बुद्ध्यैवोपाश्रिताः स्वीकृता न तूपदेशेन। अटामि पर्यटामि॥ ३२॥

गुरूनाह—**पृथिवीति**।

**पृथिवी वायुराकाशमापोऽग्निश्चन्द्रमा रविः।**
**कपोतोऽजगरः सिन्धुः पतंगो मधुकृद् गजः॥ ३३**

॥ ३३ ॥

**मधुहा हरिणो मीनः पिंगला कुररोऽर्भकः।**
**कुमारी शरकृत् सर्प ऊर्णनाभिः सुपेशकृत्॥ ३४**

**एते मे गुरवो राजंश्चतुर्विंशतिराश्रिताः।**
**शिक्षावृत्तिभिरेतेषामन्वशिक्षमिहात्मनः॥ ३५**

शोभनं रूपं कीटस्य करोतीति सुपेशकृत्॥ ३४॥ मे मयाश्रिताः। तदाह—एतेषां वृत्तिभिरात्मनः शिक्षाः शिक्षणीयानर्थान् हेयोपादेयादीनन्वशिक्षमनुशिक्षितवानस्मि॥ ३५॥

**'स्पर्शविहीनस्य'** વિષયભોગથી રહિત એવા આપના– અહીં કારણ આપે છે– **'केवल-आत्मनः'** પત્નીપુત્રાદિથી રહિત કેવળ પોતે એકલા એવા આપના ॥ ૩૦ ॥

**શ્રીભગવાન બોલ્યા** – બ્રાહ્મણભક્ત મહાબુદ્ધિમાન યદુરાજા દ્વારા આ પ્રમાણે પૂછવામાં આવેલા અને સત્કારાયેલા મહાભાગ્યશાળી બ્રાહ્મણ દત્તાત્રેય વિનયથી નમેલા રાજાને કહેવા લાગ્યા. ॥ ૩૧॥ ૩૧ ॥

**બ્રાહ્મણ (દત્તાત્રેય) બોલ્યા** – હે રાજા (યદુ), મારી બુદ્ધિથી સ્વીકારાયેલા તે અનેક ગુરુઓ વિષે તું સાંભળ, જેમની પાસેથી શિક્ષણ મેળવીને હું મુક્ત થઈને અહીં (પૃથ્વી પર) વિચરણ કરું છું. ॥ ૩૨ ॥

બુદ્ધિથી જ **'उपाश्रिताः'** સ્વીકારાયેલા, પણ ઉપદેશથી નહીં. **'अटामि'** પર્યટન કરું છું.॥ ૩૨॥

ગુરુઓને વર્ણવે છે– **'पृथिवी इति।'**

પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, હોલો, અજગર, સાગર, પતંગિયું, ભમરો અને મધમાખી, હાથી, ॥ ૩૩ ॥ મધ હરી લેનારો (પારધી), હરણ, માછલી, પિંગલા, ટિટોડો, બાળક, કુમારી, બાણ બનાવનારો, સાપ, કરોળિયો અને ભમરી– ॥ ૩૪ ॥ હે રાજા, આ ચોવીસ ગુરુઓ મારા દ્વારા સ્વીકારવામાં આવ્યા છે. આમના (પૃથ્વી વગેરેના) ગુણધર્મોથી હું મારે પોતાને માટે આ જીવનમાં શિક્ષણ પામ્યો છું. ॥ ૩૫ ॥ ૩૩ ॥

કીડાનું રૂપ સુંદર કરે છે તે **'सुपेशकृत्'** ભમરી ॥ ૩૪ ॥ **'मे'** મારા દ્વારા સ્વીકારવામાં આવ્યા છે. તે કહે છે– આ પૃથ્વી વગેરેના ગુણધર્મોથી મારા પોતાના શિક્ષણ માટે, શીખવા યોગ્ય શિક્ષણને, ત્યાગવા યોગ્ય અને સ્વીકારવા યોગ્ય **'अनु-अशिक्षम्'** શિક્ષણ પામ્યો છું. ॥ ૩૫ ॥

**यतो यदनुशिक्षामि यथा वा नाहुषात्मज।**
**तत्तथा पुरुषव्याघ्र निबोध कथयामि ते॥ ३६**

नाहुषो ययातिः॥ ३६॥

क्षितेः क्षमां शिक्षितवानित्याह—**भूतैरिति**।

**भूतैराक्रम्यमाणोऽपि धीरो दैववशानुगैः।**
**तद् विद्वान्न चलेन्मार्गादन्वशिक्षं क्षितेर्व्रतम्॥ ३७**

आक्रम्यमाणः पीड्यमानः। तद्विद्वान्भूतानां दैववशवर्तित्वं विद्वान्। व्रतं नियमम्॥ ३७॥

पर्वतरूपा वृक्षरूपा च या पृथिवी तस्याः शिक्षितमाह—**शश्वदिति**।

**शश्वत्परार्थसर्वेहः परार्थैकान्तसम्भवः।**
**साधुः शिक्षेत भूभृत्तो नगशिष्यः परात्मताम्॥ ३८**

सर्वदा परार्थाः परोपकारार्थाः सर्वा ईहा यस्य सः। परार्थ एव एकान्ततः संभवो यस्य सः। भूभृत्तः पर्वतात्। तस्य हि वृक्षतृणनिर्झरप्रसवक्रियाः परार्था एव यथा तद्वत्। तथा नगशिष्यो वृक्षशिष्यः सन्परात्मतां पराधीनात्मताम्। वृक्षो यथा पैररवखण्ड्योत्पाट्य वा नयनमप्यनुमन्यते तद्वत्॥ ३८॥

પુરુષવ્યાઘ્ર હે યયાતિનંદન! જેની પાસેથી હું જે ઉપદેશ અથવા જે રીતે શીખ્યો છું, તે હું તમને કહું છું, તમે શ્રવણ કરો. ॥ ૩૬ ॥

**'नाहुषः'** નહુષપુત્ર યયાતિ ॥ ૩૬ ॥

પૃથ્વી પાસેથી હું ક્ષમા શીખ્યો છું, એમ કહે છે— **'भूतैः इति।'**

(પ્રાણીઓ દ્વારા પગના આઘાત વગેરેથી પીડાતી હોવા છતાં ભૂમિ જેમ ડગતી નથી તેમ) પ્રાણીઓ દ્વારા પીડાતો હોવા છતાં પ્રાણીઓ દૈવને વશ થઈને વર્તે છે, એમ સમજતા ધીર મનુષ્યે (ધર્મ)માર્ગથી ચલિત થવું જોઈએ નહીં. તે ક્ષિતિનું ક્ષમારૂપ વ્રત હું શીખ્યો છું. ॥ ૩૭ ॥

**'आक्रम्यमाणः'** પીડાતો હોવા છતાં, પ્રાણીઓ દૈવને વશ થઈને વર્તે છે, એમ સમજતો ધીર મનુષ્ય પૃથ્વીના **'व्रतम्'** ક્ષમારૂપ વ્રતને ॥ ૩૭ ॥

જે પૃથ્વી પર્વતરૂપ અને વૃક્ષરૂપ પણ છે, તેની પાસેથી જે શીખ મળી તે કહે છે— **'शश्वत् इति।'**

જેની સર્વ ચેષ્ટાઓ સદાય બીજાને માટે છે તથા એક માત્ર બીજાને માટે જ જેનો જન્મ છે, તેવા સજ્જન બનવું જોઈએ, એમ પર્વત પાસેથી શીખવું જોઈએ. તેમ જ વૃક્ષના શિષ્ય બનીને આત્મસમર્પણ શીખવું જોઈએ. ॥ ૩૮ ॥

જેની સર્વ ચેષ્ટા સદાયને માટે બીજાને ખાતર છે તે— એક માત્ર બીજા માટે જ જન્મ છે જેનો તે— **'भूभृत्तः'** પર્વત પાસેથી— ખરેખર, વૃક્ષો, ઘાસ ઉગાડવાં, ઝરણાં વહાવવાં વગેરે પર્વતની સર્વ ક્રિયાઓ જેમ બીજાને માટે જ છે તેની જેમ— તથા **'नगशिष्यः'** વૃક્ષના શિષ્ય થઈને **'पर-आत्मताम्'** આત્મસમર્પણ— વૃક્ષો જેમ અન્યો દ્વારા કાપવામાં આવે છે, ઉખાડવામાં આવે છે અથવા લઈ જવામાં આવે છે, તે બધું જ સ્વીકારી લે છે, તેમ! ॥ ૩૮ ॥

वायुरपि द्विविधः—प्राणो बाह्यश्च। तत्र प्राणस्य गुरुत्वमाह—**प्राणवृत्त्येति**।

**प्राणवृत्त्यैव सन्तुष्येन्मुनिर्नैवेन्द्रियप्रियैः।**
**ज्ञानं यथा न नश्येत नावकीर्येत वाङ्मनः॥ ३९**

प्राणो ह्याहारादिमात्रेण प्रवर्तते, रूप-रसादीनिन्द्रियविषयांस्तु नापेक्षते तथा मुनिरपि भवेदित्यर्थः। प्राणवृत्तेरकरणे मनोवैकल्येन ज्ञाननाशः स्याददतो देहनिर्वाहः कर्तव्यः। गुणलिप्सायां तु वाङ्मनश्च विक्षिप्येत, अतो नाधिकं लिप्सेदित्याह—ज्ञानमिति। नावकीर्येत न विक्षिप्येत॥ ३९॥

विषयान्सेवमानोऽपि तेष्वनासक्तिं बाह्याद्वायोः शिक्षेदित्याह—**विषयेष्विति**।

**विषयेष्वाविशन् योगी नानाधर्मेषु सर्वतः।**
**गुणदोषव्यपेतात्मा न विषज्जेत वायुवत्॥ ४०**

नानाधर्मेषु शीतोष्णादिधर्मकेषु। न हि वायुर्वने दहने वा सज्जते तद्वत्॥ ४०॥

વાયુ બે પ્રકારનો છે– પ્રાણવાયુ અને બાહ્યવાયુ. તેમાં પ્રાણવાયુનું ગુરુત્વ વર્ણવે છે– **'प्राणवृत्त्या इति।'**

(પ્રાણ કેવળ આહારથી જ સંતુષ્ટ રહે છે તેને રૂપ, રસ, ગંધાદિની અપેક્ષા નથી, તેમ) મુનિ પણ દેહનિર્વાહ જેટલી આજીવિકાથી સંતુષ્ટ રહે અને ઈન્દ્રિયોના વિષયોની અપેક્ષા રાખે નહીં. જે રીતે જ્ઞાન નાશ ન પામે તેમ જ જે રીતે મન અને વાણી વિક્ષિપ્ત ન થાય (તે રીતે દેહનિર્વાહ કરવો જોઈએ). ॥ ૩૯ ॥

પ્રાણ કેવળ આહાર વગેરેથી જ પ્રવૃત્ત થાય છે, પણ રૂપ-રસ વગેરે ઈન્દ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી, તે જ રીતે મુનિ પણ તેવો જ બને, એમ અર્થ છે. પ્રાણની વૃત્તિરૂપ આહાર ન કરવાને કારણે વ્યગ્ર થવાથી જ્ઞાનનો નાશ થાય, આથી દેહનિર્વાહ કરવો જોઈએ. પરંતુ વિષયો મેળવવાની લિપ્સાથી વાણી અને મન વિક્ષેપ પામે છે, આથી (દેહનિર્વાહથી) અધિકની લિપ્સા રાખવી નહીં, એમ કહે છે — **'ज्ञानम् इति।'** **'न-अवकीर्येत'** વિક્ષિપ્ત ન થાય ॥ ૩૯ ॥

વિષયોનું સેવન કરતા હોવા છતાં પણ તેમનામાં આસક્તિ ન હોવી તે બહારના વાયુ પાસેથી શીખવું જોઈએ, એમ કહે છે– **'विषयेषु इति।'**

વાયુ જેમ સર્વત્ર પ્રવેશતો હોવા છતાં પણ (તેની ગંધ કે સુગંધથી) અલિપ્ત રહે છે, તેમ જુદા જુદા ધર્મોવાળા સર્વ વિષયોમાં પ્રવેશતો, તેનું સેવન કરતો યોગી ગુણદોષથી રહિત ચિત્તવાળો થઈ તેમાં આસક્ત ન થાય. ॥ ૪૦ ॥

શીત-ઉષ્ણ વગેરે જુદા જુદા ધર્મોવાળા વિષયોમાં– ખીલેલાં ફૂલોના વનમાં કે દાવાનળમાં વાયુ લિપ્ત થતો નથી તેની જેમ ॥ ૪૦ ॥

यथा वायुर्गन्धादिधर्मयोगेन प्रतीयमानोऽपि वस्तुतो न तद्योगी, एवं देहादिधर्मयोगेनाहं-प्रत्ययेन प्रतीयमानोऽप्यात्मा न तद्धर्मवानिति संभावितमिति वायोरेव शिक्षितमित्याह— **पार्थिवेष्विति**।

**पार्थिवेष्विह देहेषु प्रविष्टस्तद्गुणाश्रयः।**
**गुणैर्न युज्यते योगी गन्धैर्वायुरिवात्मदृक्॥ ४१**

તદ્‌ગુણાશ્રયો દેહધર્માન્બાલ્યાદીનાશ્રિત્ય વર્તમાનો ગુણૈસ્તૈરેવ॥ ४१ ॥

आकाशाच्छिक्षितं संभावनाद्वयमाह— **अन्तर्हितश्चेति** द्वयेन।

**अन्तर्हितश्च स्थिरजंगमेषु**
**ब्रह्मात्मभावेन समन्वयेन।**
**व्याप्त्याव्यवच्छेदमसंगमात्मनो**
**मुनिर्नभस्त्वं विततस्य भावयेत्॥ ४२**

अन्तर्हितश्च देहान्तर्गतोऽपि मुनिरात्मनो देहाद्यसङ्गमत एवाव्यवच्छेदं च भावयेत्। कुतः। स्थिरजङ्गमेषु समन्वयेन या व्याप्तिस्तया। किं मणिषु सूत्रस्येव व्याप्तिः, न, विततस्य सर्वगतस्य। तत्कुतः। ब्रह्मात्मभावेन ब्रह्म-स्वरूपभावनया। 'तत्त्वमसि' इति श्रुतेः।

જેમ વાયુ ગંધ વગેરે ધર્મોથી યુક્ત પ્રતીત થતો હોવા છતાં પણ વસ્તુતઃ તે ગંધ વગેરેવાળો નથી, એમ દેહાદિ ધર્મોથી યુક્ત થઈ તે તે દેહધર્મોના અહંકારના આશ્રયવાળો પ્રતીત થતો હોવા છતાં આત્મા તે ધર્મોવાળો નથી, એ નિશ્ચિત કરે છે, એમ વાયુ પાસેથી શીખ્યા, એમ કહે છે— **'पार्थिवेषु इति।'**

આત્મદ્રષ્ટા યોગી પૃથ્વીના વિકારરૂપ શરીરોમાં પ્રવેશેલો હોઈ તેના ગુણોના આશ્રયવાળો છે (અર્થાત્ બાલ્યાવસ્થા વગેરે દેહધર્મોનો આશ્રય કરીને વર્તે છે), છતાં વાયુ જેમ ગંધ વગેરે ધર્મના સંબંધથી રહિત છે, તેમ તે દેહના ધર્મોથી રહિત જ હોય છે.॥૪૧॥

**'तत्-गुण-आश्रयः'** બાલ્યાવસ્થા વગેરે દેહધર્મોનો આશ્રય કરીને તે યોગી **'गुणैः'** તે ધર્મોથી (રહિત જ હોય છે). ॥ ૪૧ ॥

આકાશ પાસેથી શીખેલું બે રીતે વિચારીને બે શ્લોકોથી કહે છે — **'अन्तर्हितश्च इति।'**

દેહમાં રહ્યો હોવા છતાં પણ (મનનશીલ) મુનિએ 'આત્મા બ્રહ્મસ્વરૂપ છે.' એવી ભાવનાથી સ્થાવર-જંગમ સર્વ પદાર્થોમાં તેના આશ્રયરૂપે પરોવાઈને 'સર્વ અંશોમાં વ્યાપ્ત છે,' એમ માની વિચારવું જોઈએ કે આકાશ બધે હોવા છતાં અસંગ અને અમાપ છે, તેમ આત્માને દેહાદિનો સંગ નથી અને દેહાદિથી તે મર્યાદિત પણ થતો નથી. ॥ ૪૨ ॥

**'अन्तर्हितश्च'** દેહમાં રહેલો હોવા છતાં પણ મુનિએ આત્માને દેહાદિથી અસંગ અને આથી જ અમર્યાદિત છે, એમ વિચારવું જોઈએ. શાથી? સ્થાવર-જંગમ સર્વ પદાર્થોમાં તેના આશ્રયરૂપે જે વ્યાપ્તિ છે તે વ્યાપ્તિથી– મણકામાં સૂતરનો દોરો હોય તેવી વ્યાપ્તિ? ના, **'विततस्य'** સર્વ અંશોમાં વ્યાપેલો (આત્મા) હોય તેવી વ્યાપ્તિ. તે કેવી રીતે? **'ब्रह्मात्मभावेन'** આત્મા બ્રહ્મસ્વરૂપ છે તેવી ભાવનાથી– 'તે તું છે.' (છાં.ઉપ.૬/૮/૭) એમ શ્રુતિ છે.

नन्वेतत्सर्वं कथं संभवति तत्राह— नभस्त्वं तत्तुल्यत्वं भावयेत्। यथा नभसः सर्वगतस्य न घटादिभिः सङ्गः परिच्छेदो वा एवमात्मनोऽपि संभवतीति॥ ४२॥

किंच कूटस्थस्यात्मनो नागमापायि-देहादिसंबन्ध इत्याह—

**तेजोऽबन्नमयैर्भावैर्मेघाद्यैर्वायुनेरितैः ।**
**न स्पृश्यते नभस्तद्वत् कालसृष्टैर्गुणैः पुमान्॥ ४३**

तेजोऽबन्नमयैः तेजश्च आपश्चान्नं पृथिवी च तन्मयैः कालसृष्टैर्गुणैर्देहादिभिः पुमान्न स्पृश्यत इति नभोवत्संभवतीति॥ ४३॥

स्वच्छत्वादिभिर्गुणैरुदकं जगत्पुनातीति तद्गुणा मया शिक्षिता इत्याह—

**स्वच्छः प्रकृतितः स्निग्धो माधुर्यस्तीर्थभूर्नृणाम्।**
**मुनिः पुनात्यपां मित्रमीक्षोपस्पर्शकीर्तनैः॥ ४४**

स्वच्छो निर्मलः प्रकृतितः स्वभावतः। स्निग्धो जनेष्वनुरागवान्। माधुर्यो मधुरालापी। तीर्थभूस्तीर्थस्थानम्। अपां मित्रमुदकतुल्यः। अघादिति पाठे सखायं पापात्पुनाति। स्वच्छ-त्वादिगुणैरर्थादुदकसादृश्यं ज्ञातव्यम्॥ ४४॥

શંકા કરે છે કે આ સર્વ કેવી રીતે સંભવે? તે માટે કહે છે— **'नभस्त्वम्'** આત્માનું આકાશપણું એટલે આત્મા આકાશ જેવો છે એવી ભાવના કરવી. જેમ બધે રહેલા આકાશને ઘડા વગેરે સાથે આસક્તિ નથી અને ઘડાથી આકાશ મર્યાદિત થતું નથી, તેમ આત્મા માટે પણ ઘટે છે. ॥ ૪૨ ॥

વળી, કૂટસ્થ આત્માને ઉત્પન્ન થનારા અને નાશ પામનારા દેહાદિનો સંબંધ નથી, એમ કહે છે—

વાયુ દ્વારા પ્રેરાયેલા અને કાળ દ્વારા સર્જાયેલા મેઘ વગેરે પદાર્થો જેમ આકાશનો સ્પર્શ કરી શકતા નથી, તેમ કાળે સર્જેલા અને તેજ-જળ-પૃથ્વીના વિકારરૂપ દેહાદિ પદાર્થો આત્માનો સ્પર્શ કરી શકતા નથી. ॥ ૪૩ ॥

**'तेजः-अप्-अन्नमयैः'** તેજ તથા જળ તથા **अन्नम्** પૃથ્વીના વિકારરૂપ, કાળે સર્જેલા **'गुणैः'** દેહાદિ પદાર્થો દ્વારા આત્મા સ્પર્શાતો નથી, એમ આકાશ જેવું આત્મા વિષે ઘટે છે. ॥ ૪૩ ॥

સ્વચ્છતા વગેરે ગુણોથી જળ જગતને પવિત્ર કરે છે, આથી તે ગુણો હું જળ પાસેથી શીખ્યો, એમ કહે છે—

જળ સ્વભાવથી જ સ્વચ્છ, સ્નિગ્ધ, મધુર, મનુષ્યોનાં તીર્થસ્થાનરૂપ અને દર્શન, સ્પર્શ તથા કીર્તનથી (સર્વને) પવિત્ર કરે છે, તેમ મુનિએ પણ જળના મિત્ર અર્થાત્ જળની જેમ સ્વભાવથી જ રાગદ્વેષાદિ મળથી રહિત, સર્વ ઉપર સ્નેહવાળા અને મધુરભાષી થવું તેમ જ મનુષ્યોનાં તીર્થસ્થાનરૂપ થઈ દર્શન, સ્પર્શ તથા કીર્તનથી સર્વને પવિત્ર કરવાં.॥ ૪૪ ॥

**'स्वच्छः'** નિર્મળ **'प्रकृतितः'** સ્વભાવથી, **'स्निग्धः'** પ્રાણીઓ ઉપર અનુરાગવાળા, **'माधुर्यः'** મધુરભાષી, **'तीर्थभूः'** તીર્થસ્થાનરૂપ– **'अपां मित्रम्'** જળના મિત્રરૂપ– **पुनात्यपाम्** ને બદલે **पुनात्यघात्** પાઠમાં, મિત્રને પાપમાંથી પવિત્ર કરે છે. સ્વચ્છતા વગેરે વિશેષણો મુનિનાં છે, તેથી જળની સાથે સમાનતા સમજવી.

अग्नेः शिक्षितमाह—**तेजस्वीति**।

**तेजस्वी तपसा दीप्तो दुर्धर्षोदरभाजनः।**
**सर्वभक्षोऽपि युक्तात्मा नादत्ते मलमग्निवत्॥ ४५**

ज्ञानातिशयात्। विशेषतस्तपसा दीप्तः। दुर्धर्षोऽक्षोभ्यः स चासावुदरभाजनश्चापरिग्रहः। युक्तात्मा मुनिः॥ ४५॥

अग्नेरेव शिक्षान्तरमाह—**क्वचिदिति**।

**क्वचिच्छन्नः क्वचित् स्पष्ट उपास्यः श्रेय इच्छताम्।**
**भुङ्क्ते सर्वत्र दातॄणां दहन् प्रागुत्तराशुभम्॥**
**॥ ४६ ॥**

यथाग्निः परेच्छयैव हविर्गृह्णाति तथा मुनिरित्याह—दातॄणामिति। प्रागुत्तराशुभं भूतं भविष्यच्च पापम्॥ ४६॥

आत्मनो देहोपाधिकमेवोच्चनीचत्वादि न स्वाभाविकमित्यप्यग्निदृष्टान्तेन संभावित-मित्याह—

**स्वमायया सृष्टमिदं सदसल्लक्षणं विभुः।**
**प्रविष्ट ईयते तत्तत्स्वरूपोऽग्निरिवैधसि॥ ४७**

અગ્નિ પાસેથી જે શીખ્યા તે કહે છે— **'तेजस्वी इति।'**

મુનિએ અગ્નિ જેવા (સ્વતઃ) તેજસ્વી, તપથી પ્રદીપ્ત, કોઈનાથી પણ પરાભવ ન પામે તેવા, ઉદરરૂપી પાત્રવાળા, સર્વ કાંઈ ખાનારા હોવા છતાં મળનો સ્વીકાર ન કરનાર (થવું જોઈએ).॥ ૪૫ ॥

અતિશય જ્ઞાન હોવાથી (સ્વતઃ તેજસ્વી), અતિશય તપથી પ્રદીપ્ત, **'दुर्धर्षः'** કોઈનાથી ક્રોધ કે પરાભવ ન પામે તેવા તથા (કેવળ) ઉદરરૂપી પાત્રવાળા અપરિગ્રહી– **'युक्तात्मा'** મુનિએ ॥૪૫॥

અગ્નિ પાસેથી જ લીધેલી બીજી શીખ કહે છે— **'क्वचित् इति।'**

(યોગીએ પણ અગ્નિની જેમ) ક્યાંક ગુપ્ત, ક્યાંક પ્રકટ રહી કલ્યાણ ઈચ્છનારાઓને સેવવા યોગ્ય થઈ, ભોજન આપનારાઓના ભૂત-ભવિષ્યના પાપને બાળતાં (ભોજન આપનારાઓની ઈચ્છા પ્રમાણે) બધે ભોજન કરી લેવું જોઈએ. ॥ ૪૬ ॥

જેમ અગ્નિ બીજાની ઈચ્છા પ્રમાણે જ હવિ ગ્રહણ કરે છે તેમ મુનિએ કરવું જોઈએ, એમ કહે છે— **'दातॄणाम् इति।'** આપનારાઓની ઈચ્છા પ્રમાણે ભોજન કરી લેવું જોઈએ. **'प्राक्-उत्तर-अशुभम्'** પહેલાના થયેલા પાપને અને પછી થનારા પાપને (બાળતાં) ॥ ૪૬ ॥

આત્માની દેહરૂપ ઉપાધિ જ ઊંચ-નીચ વગેરેરૂપ હોય છે, વાસ્તવિક નથી હોતી, એ પણ અગ્નિના દૃષ્ટાંતથી ઘટે છે, એમ કહે છે—

અગ્નિ લાકડામાં પ્રવેશીને તે તે (લાકડા જેવા) સ્વરૂપવાળો (વાંકો, સીધો, લાંબો, ટૂંકો) જણાય છે (પણ વસ્તુતઃ તેવો નથી), તેમ આત્મા પણ પોતાની અવિદ્યાથી જન્મેલા આ સત્-અસત્ લક્ષણવાળા દેવ, પશુ-પક્ષી વગેરે શરીરમાં પ્રવેશીને તે તે રૂપવાળો (ઊંચ-નીચ) જણાય છે (પણ વસ્તુતઃ આત્મા તેવો નથી). ॥ ૪૭ ॥

स्वमायया स्वाविद्यया सृष्टं सदसल्लक्षणं देवतिर्यगादिरूपं विप्रशूद्रादिरूपं वा॥ ४७॥

आत्मनो जन्मादिषड्विकाराभावश्चन्द्र-दृष्टान्तेन संभावित इत्याह—**विसर्गाद्या इति।**

**विसर्गाद्याः श्मशानान्ता भावा देहस्य नात्मनः।**
**कलानामिव चन्द्रस्य कालेनाव्यक्तवर्त्मना॥ ४८**

विसर्गो जन्म। श्मशानं नाशः। तत्रेयं ज्योतिःशास्त्रप्रक्रिया।

आप्यमण्डलं चन्द्रस्तेजोमयं मण्डल-मादित्यः, तयोरेकनक्षत्रावस्थाने चन्द्रो न दृश्यते, चक्षुष आदित्यमण्डलेन समदेशस्थितेन व्यवधानात्, सा अमावास्या। अथ षष्टिघटिका-भिश्चन्द्रो नक्षत्रान्तरं गच्छति। आदित्यस्तु त्रयोदशभिरहोरात्रैः। अतः प्रतिपदमारभ्य विषमस्थितस्यादित्यमण्डलस्य पञ्चदशः पञ्चदशो भाग आप्यमण्डले प्रतिबिम्बितो दृश्यते, सा कलेत्युच्यते। एवं पञ्चदशेऽह्नि त्रयोदशभिर्न-क्षत्रैरन्तरमिति राशिचक्रस्य सप्तविंशतिनक्षत्रात्म-कस्य मध्ये संमुखौ चन्द्रादित्यौ तिष्ठतः, तदा संपूर्णं प्रतिबिम्बं भूच्छायालाञ्छितं दृश्यते, सा पौर्णिमा। तस्याममावास्याप्रतिबिम्बेन सह षोडशकलश्चन्द्र उपचर्यते।

'**स्वमायमा**' પોતાની અવિદ્યાથી જન્મેલા સત્-અસત્ લક્ષણવાળા દેવ, પશુ-પક્ષી અથવા વિપ્ર, શૂદ્ર વગેરે રૂપવાળા શરીરમાં ॥ ૪૭ ॥

આત્મામાં જન્માદિ ષડ્વિકારોનો અભાવ ચંદ્રના દૃષ્ટાંતથી ઘટાવતા કહે છે— '**विसर्गाद्याः इति।**'

(શુક્લપક્ષમાં) ચંદ્રની વૃદ્ધિ અને (કૃષ્ણપક્ષમાં) ચંદ્રનો હ્રાસ તે તેની કળાઓનો છે (પણ તેનો પોતાનો નથી), તેવી રીતે અવ્યક્ત ગતિવાળા કાળને કારણે થતા જન્મથી માંડીને નાશ સુધીના છ વિકારો દેહના જ છે, આત્માના નહીં.॥ ૪૮ ॥

'**विसर्गः**' જન્મ, '**श्मशानम्**' નાશ, તેમાં (ચંદ્રની કળાઓની વૃદ્ધિ અને હ્રાસમાં) જ્યોતિષશાસ્ત્રની આ પ્રક્રિયા છે—

ચંદ્ર જળમયમંડળ છે, સૂર્ય તેજોમયમંડળ છે. (ચંદ્ર અને સૂર્ય) તે બંને એક જ નક્ષત્રમાં આવે ત્યારે ચંદ્ર દેખાતો નથી, કારણ કે સમાન અવસ્થાનમાં રહેલા સૂર્યમંડળને લીધે આંખમાં અવરોધ આવે છે, તે અમાસ છે. હવે સાઈઠ ઘડી પછી ચંદ્ર બીજા નક્ષત્રમાં જાય છે. સૂર્ય તો તેર અહોરાત્ર પછી બીજા નક્ષત્રમાં જાય છે. આથી એકમથી માંડીને અસમાન સ્થાનમાં રહેલા સૂર્યમંડળનો પંદરમો ભાગ ચંદ્રમંડળમાં પ્રતિબિંબિત થતો દેખાય છે, તેને કલા કહેવામાં આવે છે. આમ પંદરમે દિવસે તેર નક્ષત્રો સુધીનું અંતર હોય ત્યારે સત્યાવીસ નક્ષત્રોવાળા રાશિચક્રની વચ્ચે ચંદ્ર અને સૂર્ય સામસામે ઊભા હોય છે. તે સમયે ચંદ્રના સંપૂર્ણ બિંબમાં પૃથ્વીનું છાયારૂપ કલંક દેખાય છે, તે પૂર્ણિમા છે. તેમાં અમાસના પ્રતિબિંબ સહિત સોળ કળાવાળો ચંદ્ર લક્ષણાથી કહેવાય છે.

ततः पुनः प्रतिपदमारभ्य मण्डलयोर्विषमीभावात्कलाह्रासः। तत्र यथा कलानामेवोत्पत्त्यादयो नाप्यमण्डलस्य तथात्मनोऽपीत्याह—कलानामिवेति ॥ ४८ ॥

પછી ફરી એકમથી આરંભીને બંને મંડળોની અસમાન ગતિને કારણે કળાઓનો હ્રાસ થાય છે. ચંદ્રમાં જેમ કળાઓની ઉત્પત્તિ વગેરે થાય છે, ચંદ્રમંડળની નહીં, તેમ આત્માની પણ ઉત્પત્તિ વગેરે થતાં નથી, એમ કહે છે— **'कलानाम् इव इति'** ॥ ૪૮ ॥

सिंहावलोकनेनाग्निदृष्टान्तेनैव देहानां क्षणभङ्गुरतया वैराग्यं शिक्षितमित्याह—**कालेनेति**।

સિંહાવલોકન (પૂર્વવર્તી વિચાર પર એક દૃષ્ટિપાત) કરીને અગ્નિના દૃષ્ટાંતથી જ શરીરોની ક્ષણભંગુરતા જાણીને વૈરાગ્યનો બોધપાઠ લીધો, એમ કહે છે — **'कालेन इति।'**

**कालेन ह्योघवेगेन भूतानां प्रभवाप्ययौ।**
**नित्यावपि न दृश्येते आत्मनोऽग्नेर्यथार्चिषाम् ॥ ४९**

જેમ અગ્નિની જ્વાળાઓનો પ્રતિક્ષણે ઉદ્ભવ અને નાશ થવા છતાં તે બંને દેખાતા નથી, તેમ પ્રવાહની જેમ સતત વેગવાળા કાળને લીધે આત્મા સાથે સંબંધ પામેલાં શરીરોનો પણ પ્રતિક્ષણે જન્મ અને નાશ થવા છતાં બંને જણાતા નથી. ॥૪૯॥

ओघवद्वेगो यस्य तेन। आत्मनः संबन्धिनां भूतानां देहानामित्यर्थः। अर्चिषां ज्वालानाम् ॥ ४९ ॥

પ્રવાહ જેવો (સતત) વેગ છે જેનો તે કાળને લીધે, આત્મા સાથે સંબંધ પામેલાં **'भूतानाम्'** શરીરોનો, એમ અર્થ છે. **'अर्चिषाम्'** જ્વાળાઓના ॥ ૪૯ ॥

आदित्याच्छिक्षितमाह द्वयेन—**गुणैरिति**।

આદિત્ય પાસેથી શીખ્યા તે બે શ્લોકોથી કહે છે— **'गुणैः इति।'**

**गुणैर्गुणानुपादत्ते यथाकालं विमुञ्चति।**
**न तेषु युज्यते योगी गोभिर्गा इव गोपतिः ॥ ५०**

સૂર્ય જેમ કિરણો વડે જળ ગ્રહણ કરે છે અને (વર્ષાઋતુમાં) તે જળ છોડી દે છે, તેમ યોગી સમયાનુસાર વિષયો ગ્રહણ કરે છે અને ત્યાગ કરે છે, પણ તેમાં આસક્ત થતો નથી. ॥ ૫૦ ॥

गुणैरिन्द्रियैर्गुणान्विषयानुपादत्ते यथाकाल-मर्थिन्यागते सति विमुञ्चति च, न तेषु युज्यते लब्धमिति दत्तमिति वाऽभिनिवेशं न करोति।

**'गुणैः'** ઇન્દ્રિયોથી **'गुणान्'** વિષયોને સ્વીકારે છે અને સમયાનુસાર માગનારો આવે ત્યારે ત્યાગ કરે છે, પણ તે વિષયોમાં– મેં મેળવ્યા કે મેં આપ્યા એવી આસક્તિ રાખતો નથી.

गोभी रश्मिभिर्गाः जलानि गोपतिः सूर्यो यथा ॥ ५० ॥

**'गोभिः'** કિરણો વડે **'गाः'** જળને **'गोपतिः'** સૂર્ય જેમ (ગ્રહણ કરે અને છોડે તેમ) ॥ ૫૦ ॥

स्वतो भेदशून्यस्याप्यात्मनो भेदप्रतीति-रुपाधिवशादित्यादित्यदृष्टान्तेनैव संभावित-मित्याह—**बुध्यत इति**।

**बुध्यते स्वे न भेदेन व्यक्तिस्थ इव तद्गतः।**
**लक्ष्यते स्थूलमतिभिरात्मा चावस्थितोऽर्कवत्॥ ५१**

સ્વતઃ ભેદરહિત એવા આત્મામાં ભેદની પ્રતીતિ ઉપાધિને કારણે થાય છે, એમ સૂર્યના દૃષ્ટાંત દ્વારા જ ઘટાવીને કહે છે– **'બુધ્યતે ઇતિ।'**

(જળ વગેરે) ઉપાધિમાં પ્રતિબિંબિત થયેલો સૂર્ય તે ઉપાધિમાં પ્રવિષ્ટ થઈ અનેક સ્વરૂપવાળો થયો હોય તેમ જેમ સ્થૂળ બુદ્ધિવાળાઓને જણાય છે, તેમ સ્વસ્વરૂપમાં રહેલો આત્મા દેહાદિ ઉપાધિમાં પ્રવિષ્ટ થઈ અનેક સ્વરૂપવાળો થયો હોય તેમ સ્થૂળ બુદ્ધિવાળાઓને દેખાય છે. ।।૫૧।।

स्वे स्वस्वरूपेऽवस्थित आत्मा भेदेन न बुध्यते। अभिव्यनक्तीति व्यक्तिरुपाधिः। व्यक्तिस्थ उपाधौ प्रतिबिम्बितस्तु तद्गत इव उपाधिप्रविष्ट इव भेदेन स्थूलमतिभिर्लक्ष्यते। अर्कवदित्यन्वयः॥ ५१॥

**'સ્વે'** પોતાના સ્વરૂપમાં રહેલો આત્મા અનેક સ્વરૂપવાળો હોય તેમ જાણવા યોગ્ય નથી. અભિવ્યક્ત કરે તે વ્યક્તિરૂપ ઉપાધિ– **'વ્યક્તિસ્થઃ'** ઉપાધિમાં પ્રતિબિંબિત છે પરંતુ **'તત્-ગતઃ'** ઉપાધિમાં પ્રવિષ્ટ થયો હોય તેમ સ્થૂળ બુદ્ધિવાળાને જણાય છે, સૂર્યની જેમ, એમ અન્વય છે. ॥ ૫૧ ॥

कपोताच्छिक्षितमाह—**नातिस्नेह इति**।

**नातिस्नेहः प्रसंगो वा कर्तव्यः क्वापि केनचित्।**
**कुर्वन् विन्देत सन्तापं कपोत इव दीनधीः॥ ५२**

હોલા પાસેથી (દત્તાત્રેયજી) શીખ્યા તે કહે છે– **'ન અતિસ્નેહઃ'**

કોઈના ઉપર ક્યારેય અતિ સ્નેહ કે આસક્તિ રાખવી નહીં, (કારણ કે તેમ) કરનારો હોલાની જેમ દીન બુદ્ધિવાળો થઈ સંતાપ પામે છે.॥ ૫૨ ॥

स्नेहः प्रीतिः। प्रसङ्गः उपलालनाद्यासक्तिः ॥ ५२॥

**'સ્નેહઃ'** પ્રીતિ, **'પ્રસંગઃ'** લાડ લડાવવા વગેરેરૂપ આસક્તિ ॥ ૫૨ ॥

दृष्टान्तं प्रपञ्चयति—**कपोतः कश्चनेति**।

**कपोतः कश्चनारण्ये कृतनीडो वनस्पतौ।**
**कपोत्या भार्यया सार्धमुवास कतिचित् समाः॥ ५३**

॥ ५३॥

(હોલાના) દૃષ્ટાંતને વિસ્તારપૂર્વક સમજાવે છે– **'કપોતઃ કશ્ચન ઇતિ।'**

કોઈ એક જંગલમાં વૃક્ષ ઉપર જેણે માળો બાંધ્યો છે તેવો એક હોલો એની પત્ની હોલી સાથે કેટલાંક વર્ષોથી રહેતો હતો. ॥ ૫૩ ॥ ૫૩ ॥

तयोर्मिथः स्नेहप्रसङ्गौ दर्शयति—**कपोताविति** त्रयेण।

**कपोतौ स्नेहगुणितहृदयौ गृहधर्मिणौ।**
**दृष्टिं दृष्ट्यांगमंगेन बुद्धिं बुद्ध्या बबन्धतुः॥ ५४**

તે બંનેની એકબીજામાં પ્રીતિ અને આસક્તિ ત્રણ શ્લોકોથી દર્શાવે છે– **'કપોતૌ ઇતિ।'**

સ્નેહથી બંધાયેલા હૃદયવાળાં તે બંને ગૃહધર્મી હોલા-હોલીએ એકબીજાની દૃષ્ટિ સાથે દૃષ્ટિ, અંગ સાથે અંગ તથા બુદ્ધિ સાથે બુદ્ધિ જોડી દીધાં હતાં. ॥ ૫૪ ॥

स्नेहेन गुणितं बद्धं हृदयं ययोस्तौ॥५४॥

સ્નેહથી **'गुणितम्'** બંધાયાં છે હૃદય જેમનાં તે બંને ॥ ૫૪ ॥

**शय्यासनाटनस्थानवार्ताक्रीडाशनादिकम्।**
**मिथुनीभूय विस्रब्धौ चेरतुर्वनराजिषु॥५५**

સૂવું, બેસવું, ફરવું, રહેવું, વાતો કરવી, રમવું, ખાવું વગેરે (ક્રિયાઓ)માં બંને ભેગાં મળી એક બીજા ઉપર વિશ્વાસ રાખી વનરાજિઓમાં વિહરતા. ॥ ૫૫ ॥

विस्रब्धौ निःशङ्कौ॥५५॥

**'विस्रब्धौ'** નિઃશંક થઈ વિશ્વાસ રાખનારાં બંને ॥ ૫૫ ॥

**यं यं वाञ्छति सा राजंस्तर्पयन्त्यनुकम्पिता।**
**तं तं समनयत् कामं कृच्छ्रेणाप्यजितेन्द्रियः॥५६**

હે રાજા (યદુ), (સ્મિતયુક્ત દૃષ્ટિપાતપૂર્વક મધુર ભાષણોથી) હોલાને પ્રસન્ન કરતી તે હોલી, તે હોલાની કૃપાપાત્ર થવાથી જે જે ઈચ્છતી, તે તે કામના અજિતેન્દ્રિય હોલો કષ્ટ વેઠીને પણ પૂર્ણ કરતો. ॥ ૫૬ ॥

सा कपोती तर्पयन्ती सहासवीक्षितालापादिभिः प्रीणयन्त्यत एव तेनानुकम्पिता सती यं यं वाञ्छति तं तं कामं समनयत्संपादयामास। राजन्निति त्वं यथेति सूचितम्॥५६॥

સ્મિતયુક્ત દૃષ્ટિપાતપૂર્વક મધુર ભાષણોથી (હોલાને) **'तर्पयन्ती'** પ્રસન્ન કરતી તે હોલી, આથી જ તેની કૃપાપાત્ર થઈ જે જે ઈચ્છતી, તે તે કામના **'समनयत्'** (તે હોલો) પૂર્ણ કરતો. 'હે રાજા' એમ સંબોધન જેમ તમે (સ્ત્રીને વશ રહીને વર્તો છો એમ સૂચવે છે). ॥ ૫૬ ॥

**कपोती प्रथमं गर्भं गृह्णती काल आगते।**
**अण्डानि सुषुवे नीडे स्वपत्युः सन्निधौ सती॥५७**

॥५७॥

પ્રથમ ગર્ભ ધારણ કરતી સાધ્વી હોલીએ પ્રસૂતિકાળ આવતાં માળામાં પતિની પાસે ઈંડાં મૂક્યાં. ॥ ૫૭ ॥ ૫૭ ॥

**तेषु काले व्यजायन्त रचितावयवा हरेः।**
**शक्तिभिर्दुर्विभाव्याभिः कोमलांगतनूरुहाः॥५८**

તે ઈંડાંઓમાં સમય જતાં શ્રીહરિની અચિન્ત્ય શક્તિઓથી અવયવો રચાયા તથા કોમળ અંગો અને રૂંવાડાંવાળાં બચ્ચાં જન્મ્યાં. ॥ ૫૮ ॥

तेषु जलभरितेष्वण्डेषु हरेः स्वभावकर्मादिशक्तिभी रचितावयवाः पक्षिणः। कोमलान्यङ्गानि तनूरुहाश्च येषां ते॥५८॥

તે પ્રવાહી ભરેલાં ઈંડાંઓમાં શ્રીહરિના સ્વભાવ, કર્મ વગેરે શક્તિઓથી રચાયેલા અવયવોવાળાં પક્ષીઓ જન્મ્યાં— જેમનાં અંગો તથા રૂંવાડાં કોમળ છે તેઓ. ॥ ૫૮ ॥

**प्रजाः पुपुषतुः प्रीतौ दम्पती पुत्रवत्सलौ।**
**शृण्वन्तौ कूजितं तासां निर्वृतौ कलभाषितैः॥५९**

॥५९॥

તે બચ્ચાંઓનું કૂજન શ્રવણ કરતાં અને અસ્પષ્ટ મધુર કલરવથી આનંદિત અને સુખી થતાં પુત્રવત્સલ પતિ-પત્ની તેમનું પોષણ કરતાં હતાં.॥ ૫૯ ॥ ૫૯ ॥

**तासां पतत्रैः सुस्पर्शैः कूजितैर्मुग्धचेष्टितैः।**
**प्रत्युद्गमैरदीनानां पितरौ मुदमापतुः॥ ६०**

पतत्रैः पक्षैः। अदीनानां हृष्टानाम्॥ ६०॥

**स्नेहानुबद्धहृदयावन्योन्यं विष्णुमायया।**
**विमोहितौ दीनधियौ शिशून् पुपुषतुः प्रजाः॥ ६१**

शिशून्बालान्। प्रजाः पुत्रान्॥ ६१॥

**एकदा जग्मतुस्तासामन्नार्थं तौ कुटुम्बिनौ।**
**परितः कानने तस्मिन्नर्थिनौ चेरतुश्चिरम्॥ ६२**

॥ ६२॥

**दृष्ट्वा ताँल्लुब्धकः कश्चिद् यदृच्छातो वनेचरः।**
**जगृहे जालमातत्य चरतः स्वालयान्तिके॥ ६३**

स्वालयान्तिके चरतः क्रीडतः तान्कपोतपुत्रान्। आतत्य प्रसार्य॥ ६३॥

**कपोतश्च कपोती च प्रजापोषे सदोत्सुकौ।**
**गतौ पोषणमादाय स्वनीडमुपजग्मतुः॥ ६४**

उत्सुकत्वादेव तत्पोषणार्थं गतौ सन्तौ। पोषणं भक्ष्यम्॥ ६४॥

**कपोती स्वात्मजान् वीक्ष्य बालकान् जालसंवृतान्।**
**तानभ्यधावत् क्रोशन्ती क्रोशतो भृशदुःखिता॥ ६५**

॥ ६५॥

**साऽसकृत्स्नेहगुणिता दीनचित्ताऽजमायया।**
**स्वयं चाबध्यत शिचा बद्धान् पश्यन्त्यपस्मृतिः॥ ६६**

તે પ્રસન્ન બચ્ચાંઓનાં સુંવાળાં સ્પર્શવાળાં પીછાંઓથી, કલરવથી, મનમોહન ક્રીડાઓથી, ઊડવાના પ્રયાસોથી માતા-પિતા આનંદ પામતાં હતાં.॥૬૦॥

**'पतत्रैः'** પીછાંઓથી– **'अदीनानाम्'** પ્રસન્ન બચ્ચાંઓનાં ॥ ૬૦ ॥

સ્નેહથી પરસ્પર બંધાયેલા હૃદયવાળાં અને શ્રીવિષ્ણુની માયાથી મોહિત થયેલાં, (પોષણ કરવામાં લાગેલાં હોવાથી) વ્યગ્ર બુદ્ધિવાળાં (માતા-પિતા) પોતાનાં નાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં. ॥ ૬૧ ॥

**'शिशून्'** નાનાં **'प्रजाः'** બચ્ચાંઓને॥ ૬૧ ॥

એક દિવસ બંને પતિ-પત્ની તે બચ્ચાંઓના ચણ માટે વનમાં ગયાં. ત્યાં ચણની આશાવાળા બંને ઘણી વાર સુધી ચારે તરફ ફર્યાં.॥૬૨॥૬૨॥

ત્યારે અચાનક વનમાં રખડતા એક પારધીએ પોતાના માળાની પાસે રમતાં બચ્ચાંઓને જોઈને જાળ પાથરીને તેમને પકડ્યાં. ॥ ૬૩ ॥

પોતાના માળાની પાસે **'चरतः'** રમતાં તે હોલાનાં બચ્ચાંઓને– **'आतत्य'** પાથરીને. ॥૬૩॥

પ્રજાનું પોષણ કરવામાં સદાય ઉત્સુક એવાં (વનમાં) ગયેલાં હોલો અને હોલી પોષણ લઈને પોતાના માળા પાસે આવ્યાં. ॥ ૬૪ ॥

ઉત્સુક હોવાથી જ તેમના પોષણ માટે ગયેલાં– **'पोषणम्'** ખાવા યોગ્ય પોષક અન્ન॥૬૪॥

પોતાના કાળજાના ટુકડા એવાં બાળકોને જાળમાં પકડાયેલાં જોઈને અત્યંત દુઃખી થયેલી હોલી ચીસો પાડતી, ચીસો પાડતાં બચ્ચાંઓ તરફ દોડી. ॥ ૬૫ ॥ ૬૫ ॥

સદાય સ્નેહથી બંધાયેલી તે, જાળમાં બંધાયેલાં પોતાનાં બચ્ચાંને જોતાં જ ભગવાનની માયાથી (ભાન ભૂલીને) બેભાન પડી જતાં પોતે જ જાળમાં સપડાઈ ગઈ. ॥ ૬૬ ॥

शिचा जालेन ॥ ६६ ॥

**कपोतश्चात्मजान् बद्धानात्मनोऽप्यधिकान् प्रियान् ।**
**भार्यां चात्मसमां दीनो विललापातिदुःखितः ॥**
**॥ ६७ ॥**

आत्मानुरूपां भार्यां च। विललाप शुशोच ॥ ६७ ॥

विलापमाह त्रयेण—**अहो इति**।

**अहो मे पश्यतापायमल्पपुण्यस्य दुर्मतेः ।**
**अतृप्तस्याकृतार्थस्य गृहस्त्रैवर्गिको हतः ॥ ६८**

अतृप्तस्य दृष्टसुखे अकृतार्थस्यादृष्टम-संपादयतः ॥ ६८ ॥

**अनुरूपानुकूला च यस्य मे पतिदेवता ।**
**शून्ये गृहे मां सन्त्यज्य पुत्रैः स्वर्याति साधुभिः ॥ ६९**
॥ ६९ ॥

**सोऽहं शून्ये गृहे दीनो मृतदारो मृतप्रजः ।**
**जिजीविषे किमर्थं वा विधुरो दुःखजीवितः ॥ ७०**
॥ ७० ॥

**तांस्तथैवावृतान् शिग्भिर्मृत्युग्रस्तान् विचेष्टतः ।**
**स्वयं च कृपणः शिक्षु पश्यन्नप्यबुधोऽपतत् ॥ ७१**

तानावृतान्पश्यन्नपि। शिक्षु जालेषु ॥ ७१ ॥

दार्ष्टान्तिके योजयति—**एवमिति**।

‘**शिचा**’ જાળથી ॥ ૬૬ ॥

પોતાના પ્રાણથી પણ પ્યારાં બચ્ચાંઓને અને પોતાને અનુરૂપ એવી પત્નીને બંધાયેલાં જોઈને અત્યંત દુઃખી થયેલો હોલો દીન થઈને વિલાપ કરવા લાગ્યો. ॥ ૬૭ ॥

અને પોતાને અનુરૂપ પત્નીને (બંધાયેલાં જોઈને), ‘**વિલલાપ**’ શોક કરવા લાગ્યો. ॥૬૭॥

ત્રણ શ્લોકોથી તેના વિલાપને વર્ણવે છે— ‘**अहो इति।**’

અરે રે! મંદભાગી અને મંદમતિ એવા મારો વિનાશ જુઓ! અતૃપ્ત અને અકૃતાર્થ એવા મારા (ધર્મ-અર્થ-કામરૂપ) ત્રણેના સાધનરૂપ ગૃહસ્થાશ્રમ નષ્ટ થઈ ગયો! ॥ ૬૮ ॥

અતૃપ્તના– દૃષ્ટ એવા આ લોકનું સુખ જેણે પ્રાપ્ત કર્યું નથી તેવા અકૃતાર્થના અને પરલોકના સુખને સંપાદિત નહીં કરનારાના ॥ ૬૮ ॥

પતિ એવો હું જ જેનો ભગવાન છું તેવી મારી અનુકૂળ અને અનુરૂપ પત્ની મને વેરાન ઘરમાં તજીને પોતાનાં ભોળાં ભૂલકાંઓ સાથે સ્વર્ગમાં સિધાવી. ॥ ૬૯ ॥ ૬૯ ॥

જેની પત્ની મરણ પામી અને બાળકો પણ મરણ પામ્યાં તેવો દીન અને દુઃખી જીવનવાળો વિધુર એવો હું (આ) વેરાન ઘરમાં શા માટે જીવવા ઇચ્છું છું? ॥ ૭૦ ॥ ૭૦ ॥

જાળમાં સપડાયેલાં અને મોતનો કોળિયો બનેલાં તે તરફડતાં બચ્ચાં અને પત્નીને જોતો હોવા છતાં તે દીન, અબુધ હોલો પોતે પણ જાળમાં પડ્યો. ॥ ૭૧ ॥

તેમને જાળમાં સપડાયેલાં જોતો હોવા છતાં, ‘**શિક્ષુ**’ જાળમાં ॥ ૭૧ ॥

જેને માટે દૃષ્ટાંત આપવામાં આવ્યું તેમાં જોડે છે — ‘**एवम् इति।**’

**तं लब्ध्वा लुब्धकः क्रूरः कपोतं गृहमेधिनम्।**
**कपोतकान् कपोतीं च सिद्धार्थः प्रययौ गृहम्॥ ७२**
॥ ७२ ॥

તે સંસારાસક્ત હોલાને, હોલીને અને બચ્ચાંને પ્રાપ્ત કરીને જેનું કામ પાર પડી ગયું તેવો ક્રૂર શિકારી પોતાને ઘેર ગયો. ॥ ૭૨ ॥ ૭૨ ॥

**एवं कुटुम्ब्यशान्तात्मा द्वन्द्वारामः पतत्रिवत्।**
**पुष्णन् कुटुम्बं कृपणः सानुबन्धोऽवसीदति॥ ७३**
॥ ७३ ॥

કુટુંબકબીલાવાળો, અશાંત મનવાળો, સુખ-દુ:ખાદિ દ્વંદ્વોમાં રમણ કરતો દીન મનુષ્ય પણ આ રીતે પક્ષી(હોલા)ની જેમ કુટુંબનું પોષણ કરતો પુત્ર, પત્ની વગેરે સહિત દુ:ખી થાય છે. ॥૭૩॥ ॥ ૭૩ ॥

एवं गृहासक्तिस्तिरश्चामप्यनर्थहेतुर्मनुष्यस्य त्वतिनिन्दितेत्याह—**यः प्राप्येति**।

આમ, પશુ-પક્ષીઓ માટે પણ અનર્થના કારણરૂપ ગૃહાસક્તિ મનુષ્ય માટે તો ઘણી જ નિંદનીય છે, એમ કહે છે— '**यः प्राप्य इति।**'

**यः प्राप्य मानुषं लोकं मुक्तिद्वारमपावृतम्।**
**गृहेषु खगवत् सक्तस्तमारूढच्युतं विदुः॥ ७४**
॥ ७४ ॥

ઊઘડી ગયેલા મુક્તિના દ્વારરૂપ મનુષ્યશરીર પ્રાપ્ત કરીને જે મનુષ્ય (મારું-તારું, પારકું-પોતાનું એવા પક્ષોવાળા) પક્ષીની જેમ ઘરોમાં આસક્ત થાય છે, તે ઉપર ચઢીને નીચે પડ્યો છે, એમ વિદ્વાનો માને છે. ॥ ૭૪ ॥ ૭૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे सप्तमोऽध्यायः॥ ७॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां सप्तमोऽध्यायः॥ ७॥

*****

# अथाष्टमोऽध्यायः

## અવધૂતોપાખ્યાન— અજગરથી પિંગલા સુધીના નવ ગુરુઓની કથા

अष्टमेऽजगरादिभ्यो नवभ्यः शिक्षितं हरिः।
अवधूतगिरा प्राह विवेकायोद्धवं प्रति॥ १

આઠમા અધ્યાયમાં અજગર વગેરે નવ ગુરુઓ પાસેથી શીખેલા (જ્ઞાન)ને શ્રીહરિ અવધૂત દત્તાત્રેયની વાણી દ્વારા ઉદ્ધવજીને વિવેક જન્માવવા માટે કહે છે. ॥ ૧ ॥

प्रारब्धकर्मभोगस्यावश्यंभावित्वात्तदर्थोद्यमैर्नायुर्व्ययो वृथा कर्तव्य इत्यजगराच्छिक्षितमित्याह—**सुखमित्यादिना**।

પ્રારબ્ધકર્મનો ભોગ અવશ્ય થવાનો જ છે, તેથી તેને માટે ઉદ્યમ કરીને આયુષ્યનો વ્યર્થ વ્યય કરવો જોઈએ નહીં. એમ અજગર પાસેથી શીખ્યા, એમ કહે છે — '**सुखम् इति।**' વગેરે દ્વારા.

**ब्राह्मण उवाच**

**सुखमैन्द्रियकं राजन् स्वर्गे नरक एव च।**
**देहिनां यद् यथा दुःखं तस्मान्नेच्छेत तद् बुधः ॥ १**

**બ્રાહ્મણ (દત્તાત્રેય) બોલ્યા** – હે રાજા (યદુ), ઇન્દ્રિયજન્ય સુખ સ્વર્ગમાં પણ મળે છે અને નરકમાં પણ મળે છે. જેમ પ્રયત્ન કર્યા વિના દુઃખ મળે છે (તેમ સુખ પણ પ્રારબ્ધકર્મના યોગથી અનાયાસે જ મળે છે), માટે વિવેકી મનુષ્યે તેની (સુખની) ઇચ્છા કરવી નહીં. ॥ ૧ ॥

यदैन्द्रियकं सुखं तत्स्वर्गे नरके च भवत्येव। यथा दुःखम्। तस्माद्बुधस्तन्नेच्छेत् ॥ १ ॥

જે ઇન્દ્રિયજન્ય સુખ છે તે સ્વર્ગમાં મળે છે અને નરકમાં પણ મળે જ છે, જેમ કે દુઃખ (મળે છે તેમ સુખ પણ અનાયાસે જ મળે છે), તેથી વિવેકી મનુષ્યે તેની ઇચ્છા કરવી નહીં. ॥ ૧ ॥

शरीरनिर्वाहमात्रं तु यथालब्धेन कर्तव्यमित्याह—**ग्रासमिति**।

શરીરનો નિર્વાહ પણ જે કંઈ મળે તેનાથી કરવો જોઈએ, એમ કહે છે— **'ग्रासम् इति।'**

**ग्रासं सुमृष्टं विरसं महान्तं स्तोकमेव वा।**
**यदृच्छयैवापतितं ग्रसेदाजगरोऽक्रियः ॥ २**

ઉદાસીન એવા અજગરની જેમ પ્રારબ્ધયોગે જે કાંઈ આવી પડે તે સ્વાદિષ્ટ, નીરસ, વત્તું કે ઓછું ખાવાનું ખાઈ લેવું જોઈએ. ॥ ૨ ॥

आजगरोऽजगरवृत्तिः। अक्रिय उदासीनः ॥ २ ॥

**'आजगरः'** અજગરની રીત પ્રમાણે— **'अक्रियः'** ઉદાસીન ॥ ૨ ॥

यदा नापतति तदा किं कर्तव्यं तत्राह— **शयीतेति**।

જો કાંઈ ન મળી આવે તો શું કરવું જોઈએ, તે માટે કહે છે— **'शयीत इति।'**

**शयीताहानि भूरीणि निराहारोऽनुपक्रमः।**
**यदि नोपनमेद् ग्रासो महाहिरिव दिष्टभुक् ॥ ३**

દૈવેચ્છાથી આહાર જો ન મળે તો પણ અજગરની જેમ 'દૈવ જ આહાર પ્રાપ્ત કરાવશે.' એવું ધૈર્ય રાખનારે ઘણા દિવસો સુધી ઉદ્યમ કર્યા વિના શાંતિથી રહેવું જોઈએ. ॥ ૩ ॥

अनुपक्रमो निरुद्यमः। दिष्टभुक् दैवमेव प्रापकमिति धैर्यवान्॥ ३ ॥

**'अन्-उपक्रमः'** ઉદ્યમ કર્યા વિના **'दिष्टभुक्'** 'દૈવ જ પ્રાપ્ત કરાવશે,' એવી ધીરજ રાખનારે॥ ૩ ॥

ननु समर्थोऽपि शयीतैव किम्, ओमित्याह—**ओज इति**।

શંકા કરવામાં આવી છે કે શરીરમાં સામર્થ્ય હોય તો પણ શું નિષ્ક્રિય થઈને રહેવું જોઈએ? ઉત્તર આપે છે કે હા— **'ओजः इति।'**

**ओजःसहोबलयुतं बिभ्रद् देहमकर्मकम्।**
**शयानो वीतनिद्रश्च नेहेतेन्द्रियवानपि॥ ४**

ઇન્દ્રિયબળ, મનોબળ અને શરીરબળ હોવા છતાં પણ દેહને કર્મ કર્યા વિના જ ધારણ કરવો અને (આત્મસ્વરૂપની પ્રાપ્તિરૂપ) સ્વાર્થ તરફ જાગૃત રહીને, પરિપૂર્ણ ઇન્દ્રિયો હોવા છતાં ઇન્દ્રિયોનો (દર્શનાદિ) વ્યાપાર કર્યા વિના ધ્યાનસ્થ રહેવું. ॥ ૪ ॥

ओज इन्द्रियबलम्। सहो मनोबलम्। बलं शारीरमेव। तद्युक्तमपि देहमकर्मकमेव बिभ्रच्छयान एव भवेत्। वीतनिद्रः स्वार्थे दत्तदृष्टिश्च भवेन्न पुनरीहेत। इन्द्रियवानपीति दर्शनादिव्यापारमपि निवारयति॥ ४॥

**'ओजः'** ઈન્દ્રિયબળ, **'सहः'** મનોબળ, **'बलम्'** શારીરિક બળ, તેમનાથી યુક્ત શરીર હોય તો પણ દેહને કર્મ કર્યા વિના જ ધારણ કરવો જોઈએ અને ધ્યાનસ્થ જ રહેવું જોઈએ. **'वीतनिद्रः'** (આત્મસ્વરૂપની પ્રાપ્તિરૂપ) સ્વાર્થ તરફ દૃષ્ટિ રાખીને પુનઃ ચેષ્ટા કરવી નહીં. પરિપૂર્ણ ઈન્દ્રિયો હોય તો પણ ઈન્દ્રિયોથી દર્શનાદિ વ્યાપાર કરવો નહીં. ॥ ૪ ॥

समुद्राच्छिक्षितमाह—**मुनिरिति**।

સમુદ્ર પાસેથી શીખ્યા તે જણાવે છે— **'मुनिः इति।'**

**मुनिः प्रसन्नगम्भीरो दुर्विगाह्यो दुरत्ययः।**
**अनन्तपारो ह्यक्षोभ्यः स्तिमितोद इवार्णवः॥ ५**

મુનિએ સમુદ્રની જેમ બહારથી પ્રસન્ન તથા અંદરથી ગંભીર, કળી ન શકાય તેવા (અગાધ), દુર્લંઘ્ય, દેશ અને કાળથી અનંત, (રાગાદિ દોષોથી) ક્ષુભિત ન થઈ શકે તેવા, શાંત જળવાળા સમુદ્ર જેવા થવું જોઈએ. ॥ ૫ ॥

बहिः प्रसन्नश्चासावन्तर्गम्भीरश्च। दुर्विगाह्य एवंभूत इति परिकलयितुमशक्यः, अलक्ष्याभिप्रायत्वात्। दुरत्ययोऽनतिक्रमणीयः, तेजस्वित्वात्। अनन्तपारः कालतो देशतश्चापरिच्छेद्यः, स्वरूपाविर्भावात्। अक्षोभ्योऽविकार्यः, रागाद्यभावात्। स्तिमितोदो निश्चलोदकोऽर्णवो यथा तद्वदेतैर्गुणैर्भवेदित्यर्थः॥ ५॥

તે બહારથી પ્રસન્ન અને અંદરથી ગંભીર છે, **'दुर्विगाह्यः'** અગાધ– કળવાને અશક્ય, કારણ કે અભિપ્રાય જણાતો નથી. **'दुरत्ययः'** અતિક્રમણ ન કરી શકાય તેવો કારણ કે તેજસ્વી હોય છે. **'अनन्तपारः'** કાળથી અને દેશથી અમર્યાદિત, કારણ કે સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થયો હોય છે. **'अक्षोभ्यः'** રાગાદિનો અભાવ હોવાથી ક્ષોભ ન પામે તેવો– **'स्तिमित-उदः'** શાંત જળવાળો સાગર જેવો હોય તેવા આ ગુણોથી યુક્ત બનવું જોઈએ, એમ અર્થ છે. ॥ ૫ ॥

**समृद्धकामो हीनो वा नारायणपरो मुनिः।**
**नोत्सर्पेत न शुष्येत सरिद्भिरिव सागरः॥ ६**

(વર્ષાઋતુમાં) સરિતાઓ(નું જળ ભરાવા)થી (સમૃદ્ધ બનેલો) સાગર છલકાતો નથી અને (ગ્રીષ્મઋતુમાં સરિતાઓમાં જળ ન હોવાથી) સુકાઈ જતો નથી, તેમ અનેક ભોગસામગ્રી પ્રાપ્ત થવાથી મુનિ પ્રસન્ન ન થાય અને તેનાથી રહિત હોય ત્યારે દુઃખી ન થાય, કારણ કે તેને કેવળ નારાયણનો આશ્રય છે. ॥ ૬ ॥

किंच वर्षासु सरिद्भिः समृद्धोऽपि सागरो यथा नोत्सर्पेत, ग्रीष्मे तद्विहीनोऽपि न शुष्येत। तथा समृद्धकामस्तद्विहीनो वा न हृष्येन्न शोचेदित्यर्थः।

વળી, વર્ષાઋતુમાં સરિતાઓમાં જળ ભરાવાથી સમૃદ્ધ થયો હોવા છતાં સાગર જેમ છલકાતો નથી અને ગ્રીષ્મઋતુમાં તેનાથી રહિત હોવા છતાં પણ સુકાતો નથી, તેવી જ રીતે ભોગસામગ્રીથી સમૃદ્ધ કે રહિત એવો મુનિ પણ ન પ્રસન્ન થાય કે ન દુ:ખી થાય, એમ અર્થ છે.

अत्र हेतुः—नारायणपरो न तु विषयपर इति॥ ६॥

આ માટેનું કારણ– નારાયણ જેનો આશ્રય છે તેવો તે નારાયણપરાયણ છે, પણ વિષયપરાયણ નથી. ॥ ૬ ॥

रूपगन्धस्पर्शशब्दरसैः पञ्चभिर्विषयैर्मोहिताः पतङ्गमधुकरगजहरिणमीना हताः, अतस्तेष्वनासक्तौ पञ्चैते गुरवः। तदुक्तम्—

'पतङ्गमातङ्गकुरङ्गभृङ्ग-
मीना हताः पञ्चभिरेव पञ्च।
एकः प्रमादी स कथं न हन्यते
यः सेवते पञ्चभिरेव पञ्च॥'

इति। तत्र रूपविलासमोहितो नश्यतीति पतङ्गाच्छिक्षितमाह—**दृष्ट्वेति**।

પતંગિયું રૂપથી, ભમરો ગંધથી, હાથી સ્પર્શથી, હરણ શબ્દથી અને માછલી રસથી પાંચ વિષયો દ્વારા મોહિત થયેલાં નાશ પામે છે, આથી આ પાંચ વિષયોમાં અનાસક્તિ કેળવવા માટે આ પાંચને ગુરુ બનાવવા જોઈએ. તે જ કહેવામાં આવ્યું છે— 'પતંગિયું, હાથી, હરણ, ભમરો અને માછલી— એમ પાંચ (એક જ ઈન્દ્રિયથી એક વિષયનું એમ) પાંચ વિષયોનું સેવન કરવાથી નાશ પામે છે, તો પ્રમાદી એવો એક મનુષ્ય પાંચેય વિષયોનું સેવન કરવાથી કેમ નાશ ન પામે?'– (ગરુડ પુરાણ) આ પાંચ વિષયોમાં રૂપના વિલાસથી મોહિત થઈને નાશ પામે છે એમ પતંગિયા પાસેથી (અવધૂતજી) શીખ્યા તે કહે છે— **'दृष्ट्वा इति।'**

**दृष्ट्वा स्त्रियं देवमायां तद्भावैरजितेन्द्रियः।**
**प्रलोभितः पतत्यन्धे तमस्यग्नौ पतंगवत्॥ ७**

(દીવાથી) મોહિત થયેલું પતંગિયું જેમ અગ્નિમાં પડે છે, તેમ દેવની માયારૂપ સ્ત્રીને જોઈને તેના હાવભાવોથી પ્રલોભિત થયેલો અજિતેન્દ્રિય મનુષ્ય નરકરૂપ અંધકારમાં પડે છે. ॥ ૭ ॥

तस्या भावैः प्रलोभितः॥ ७॥

તેના હાવભાવોથી પ્રલોભિત થયેલો ॥ ૭ ॥

स्त्रियमुपलक्षणीकृत्यैतत्प्रपञ्चयति—**योषिदिति**।

સ્ત્રીનો સંકેત કરીને (વિષયસેવન નાશના કારણરૂપ છે,) એનો વિસ્તાર કરે છે— **'योषित् इति।'**

**योषिद्धिरण्याभरणाम्बरादि-**
**द्रव्येषु मायारचितेषु मूढः।**
**प्रलोभितात्मा ह्युपभोगबुद्ध्या**
**पतंगवन्नश्यति नष्टदृष्टिः॥ ८**

॥ ८॥

મૂઢ મનુષ્ય ઈશ્વરની માયાથી રચાયેલાં સ્ત્રી, સુવર્ણ, અલંકારો, આભૂષણો વગેરે દ્રવ્યોમાં ઉપભોગ-બુદ્ધિથી આસક્ત મનવાળો અને લુપ્ત થયેલા વિવેકવાળો બનીને પતંગિયાની જેમ નાશ પામે છે. ॥ ૮ ॥ ૮ ॥

मधुकराच्छिक्षितमाह—**स्तोकमिति**।

**स्तोकं स्तोकं ग्रसेद् ग्रासं देहो वर्तेत यावता।**
**गृहानहिंसन्नातिष्ठेद् वृत्तिं माधुकरीं मुनिः॥ ९**

गृहान्गृहस्थानहिंसन्नपीडयन्। अयं भावः—यथा मधुकरो विशिष्टगन्धलोभेनैकस्मिन्नेव पद्मे वसन्नस्तमयसमये मुकुलिते तस्मिन्बध्यते, एवं मुनिरपि गुणलोभेनैकमेव गृहमाश्रितस्तन्मोहेन बध्यत इति॥ ९॥

किंच, **अणुभ्यश्चेति**।

**अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः।**
**सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः॥ १०**

॥ १०॥

द्विविधो मधुकृत्। मधु कृन्तति पुष्पादाच्छिद्य गृह्णातीति मुधकृद्भ्रमरः। मधु करोत्याहारत्वेन स्वरूपेण चेति मधुमक्षिका च। तत्र प्रथमाच्छिक्षितमुक्तम्, द्वितीयाच्छिक्षितमाह—

**सायन्तनं श्वस्तनं वा न संगृह्णीत भिक्षितम्।**
**पाणिपात्रोदरामत्रो मक्षिकेव न सङ्ग्रही॥ ११**

सायमिदं भोक्ष्यामि, श्व इदं भोक्ष्यामीति भिक्षितमन्नादि न संगृह्णीत, किंतु पाणिपात्रस्तन्मात्रग्राही। यद्वा उदरमेवामत्रं पात्रं यस्य सः।

ભમરા પાસેથી શીખેલું વર્ણવે છે– **'स्तोकम् इति।'**

જેટલા આહારથી દેહનો નિર્વાહ થાય તેટલો જ આહાર લેવો જોઈએ. ગૃહસ્થોને કષ્ટ ન આપતાં, થોડો થોડો આહાર લેતા મુનિએ માધુકરી વૃત્તિનો આશ્રય કરવો જોઈએ. ॥ ૯ ॥

**'गृहान्'** ગૃહસ્થોને **'अहिंसन्'** કષ્ટ ન આપતાં– ભાવ આ પ્રમાણે છે– જેમ વિશિષ્ટ પ્રકારની સુગંધના લોભથી એક જ કમળમાં રહેતો ભમરો સૂર્યાસ્તસમયે પુષ્પ કળી બની જાય ત્યારે તેમાં પુરાઈ જાય છે, એમ મુનિ પણ સારા પદાર્થના લોભથી એક જ ઘરનો આશ્રય કરે તો તેના મોહથી બંધાય છે. ॥ ૯ ॥

વળી, **'अणुभ्यः च इति।'**

જેમ ભમરો નાનાં પુષ્પોમાંથી અને મોટાં પુષ્પોમાંથી સાર ગ્રહણ કરે છે, તેમ વિવેકી મનુષ્ય નાનાં-મોટાં (સર્વ) શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરે. ॥ ૧૦ ॥ ૧૦ ॥

ભમરા બે પ્રકારના હોય છે. જે મધ છૂટું પાડે છે અને પુષ્પમાંથી ગ્રહણ કરે છે તે **'मधुकृत्'** ભમરો તથા આહારના પ્રયોજન માટે મધ ભેગું કરનાર સ્વરૂપે મધમાખી. તેમાં પહેલા ભમરા પાસેથી શીખ્યા તે કહ્યું. હવે બીજી મધમાખી પાસેથી શીખ્યા તે કહે છે–

સાંજના કે આવતીકાલના ભોજન માટે ભિક્ષાન્નનો સંગ્રહ કરવો જોઈએ નહીં. હાથરૂપી પાત્ર અને ઉદરરૂપી પાત્રમાં (સમાય તેટલું જ) ગ્રહણ કરનાર થઈને મધમાખીની જેમ સંગ્રહી ન થવું જોઈએ. ॥ ૧૧ ॥

'આ સાંજે ખાઈશ, આ કાલે ખાઈશ.' એમ (વિચારીને) ભિક્ષા માગેલાં અન્નાદિનો સંગ્રહ કરવો જોઈએ નહીં, પણ **'पाणिपात्रः'** હાથરૂપી પાત્ર છે જેનું, તેમાં સમાય તેટલું જ ગ્રહણ કરનાર, અથવા

एकभिक्षायामुदरमात्रग्राही भवेत्। संग्रही तु मक्षिकेव न भवति न जीवतीत्यर्थः॥ ११॥

ઉદર એ જ **'अमत्रम्'** પાત્ર છે જેનું તે. **'एकभिक्षायाम्'** કેવળ ઉદરના પોષણ માટે ભિક્ષા લેનાર બનવું જોઈએ. (મધમાખી જેવા સંગ્રહી ન થવું નહીં તો) સંગ્રહ કરનાર તો મધમાખીની જેમ નાશ પામે છે, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

एतद्विवृणोति पुनः **सायंतनमिति**।

આ (સંગ્રહ કરનારો) નાશ પામે છે, તે પુનઃ સમજાવે છે— **'सायंतनम् इति।'**

**सायन्तनं श्वस्तनं वा न संगृह्णीत भिक्षुकः।**
**मक्षिका इव संगृह्णन् सह तेन विनश्यति॥ १२ ॥ १२॥**

ભિક્ષુક સાંજને માટે કે કાલને માટે સંગ્રહ કરે નહીં. મધમાખીની જેમ સંગ્રહ કરતો મુનિ તે સંગ્રહ કરેલા અન્ન સાથે નાશ પામે છે.॥૧૨॥ ૧૨॥

स्पर्शासक्तिर्नाशहेतुरिति गजाच्छिक्षितमित्याह—**पदापीति**।

સ્પર્શ માટેની આસક્તિ નાશનું કારણ છે, એમ હાથી પાસેથી શીખ્યા, એમ કહે છે— **'पदा-अपि इति।'**

**पदापि युवतीं भिक्षुर्न स्पृशेद् दारवीमपि।**
**स्पृशन् करीव बध्येत करिण्या अंगसंगतः॥ १३**

હાથણીના અંગસંગ(ની લાલચ)થી (ખડ વગેરેથી ઢાંકેલા ખાડામાં પડીને) જેમ હાથી બંધાય છે, તેમ (સંન્યાસી પણ સ્ત્રીના સંગની લાલચથી સંસારમાં બંધાય છે માટે) લાકડાની પૂતળી હોય તો પણ સંન્યાસી પગથી પણ સ્પર્શ ન કરે. ॥ ૧૩ ॥

पादेनापि दारवीं दारुमयीमपि। गजो हि करिणीं प्रदर्श्य निखाततृणपिहितगर्ते निपात्य बध्यते॥ १३॥

પગથી પણ **'दारवीम्'** લાકડાની હોય તો પણ—ખરેખર, લાકડાની હાથણી દેખાડીને ખડ વગેરેથી ઢાંકેલા ખાડામાં પાડીને હાથીને બાંધવામાં આવે છે છે. ॥ ૧૩ ॥

किंच, **नाधिगच्छेदिति**।

વળી, **'न-अधिगच्छेत् इति।'**

**नाधिगच्छेत् स्त्रियं प्राज्ञः कर्हिचिन्मृत्युमात्मनः।**
**बलाधिकैः स हन्येत गजैरन्यैर्गजो यथा॥ १४**

બુદ્ધિમાન મનુષ્ય પોતાના મૃત્યુરૂપ સ્ત્રીનો સંગ ક્યારેય કરે નહીં. જેમ (હાથણીમાં આસક્ત થયેલો) હાથી બીજા અધિક બળવાન હાથીઓ દ્વારા મારી નાખવામાં આવે છે, તેમ (સ્ત્રીમાં આસક્ત થનાર) પુરુષ અન્ય અધિક બળવાન પુરુષો દ્વારા હણવામાં આવે છે. ॥ ૧૪ ॥

नोपगच्छेत्॥ १४॥

**'न-उपगच्छेत्'** સંગ કરે નહીં. ॥ ૧૪ ॥

त्यागभोगविहीनो धनसंचयः परगामी भवतीत्यत्र मधुहा गुरुरित्याह—**न देयमिति**।

જે ધનનું દાન કરવામાં નથી આવતું અને જેનો ભોગ પણ કરવામાં નથી આવતો તેવું એકઠું થયેલું ધન બીજા પાસે જાય છે, એમ અહીં મધ હરી લેનારો ગુરુ છે, એમ કહે છે— **'न-देयम् इति।'**

**न देयं नोपभोग्यं च लुब्धैर्यद्दुःखसंचितम्।**
**भुङ्क्ते तदपि तच्चान्यो मधुहेवार्थविन्मधु॥ १५**

લોભી મનુષ્યો દ્વારા મહામહેનતે પોતાનું એકઠું કરેલું જે ધન નથી કોઈને આપવામાં આવતું કે નથી ભોગવવામાં આવતું, તે ધન બીજો કોઈ ભોગવે છે અને તે પણ (જો ન ભોગવે તો) તેનાથી પણ ત્રીજો, ધન ક્યાં છે તે શોધી કાઢનાર, મધપૂડામાંથી મધ હરી જનાર અને તેની પાસેથી પણ મધ લઈ લેનારની જેમ તેને ભોગવે છે. ॥ ૧૫ ॥

तदन्यो बलवान्भुङ्क्ते तदप्यन्यस्तच्चान्यः। मधुहा मक्षिकाभिः संचितं मधु यथा भुङ्क्ते तद्वत्।

**'तत्-अन्यः'** તેનાથી બીજો કોઈ બળવાન ભોગવે છે. તે પણ ન ભોગવે તો તેનાથી અન્ય ત્રીજો જ કોઈ (ભોગવે છે). મધ હરી જનારો મધમાખીઓ દ્વારા એકઠા કરેલા મધનો જેમ ઉપભોગ કરે તેમ!

ननु सुगुप्तं धनं कथमन्यो ज्ञास्यति हरिष्यति चेति तत्राह—अर्थवित् लिङ्गैरर्थं तदुपायं च वेत्तीत्यर्थवित्। यथा मधुहा तरुकोटरादिगतं मधु वेत्ति हरति च॥ १५॥

શંકા કરવામાં આવી છે કે સારી રીતે સંતાડવામાં આવેલા ધનને બીજો કોઈ કેવી રીતે જાણશે અને ચોરી જશે? તે માટે ઉત્તર આપે છે– **'अर्थवित्'** નિશાનીઓ દ્વારા **'अर्थवित्'** ધનને અને તેને હરી લેવાનો **'अर्थम्'** ઉપાય જાણનારો તે **'अर्थवित्'** — જેમ મધ હરી લેનારો વૃક્ષની બખોલ વગેરેમાં રહેલા મધને (મધમાખીઓની અવર-જવરથી) જાણી લે છે અને ચોરી લે છે તેમ! ॥ ૧૫ ॥

स्वोद्यमं विनापि भोगः संभवतीत्यत्रापि स एव गुरुरित्याह—**सुदुःखेति**।

પોતાની મહેનત વિના પણ ભોગ મેળવી શકાય છે, આ માટે પણ તે (મધ હરી જનાર પારધી) મારો ગુરુ છે, એમ કહે છે– **'सुदुःख इति।'**

**सुदुःखोपार्जितैर्वित्तैराशासानां गृहाशिषः।**
**मधुहेवाग्रतो भुङ्क्ते यतिर्वै गृहमेधिनाम्॥ १६**

(મધમાખીઓએ એકઠા કરેલા મધને) જેમ મધ હરી જનારો પહેલાં ભોગવે છે, તેમ મહાકષ્ટથી મેળવેલા ધન વડે ઘરનાં સુખોની આશા રાખતા ગૃહસ્થોના અન્નાદિ ભોગ્ય પદાર્થોને તેઓના ભોગ પહેલાં જ યોગી ભોગવે છે. ॥૧૬॥

आशासानानामिति वक्तव्ये वर्णलोप आर्षः।

(**आशासानाम्** ને બદલે) **आशासानानाम्** કહેવું જોઈએ. તેમાં **ना** વર્ણનો લોપ આર્ષ છે. (**आशासान** વ.કૃ.નું ષષ્ઠી બ.વ.)

'यतिश्च ब्रह्मचारी च पक्वान्नस्वामिनावुभौ।
तयोरन्नमदत्त्वा तु भुक्त्वा चान्द्रायणं चरेत्॥'

इति गृहिणामावश्यकत्वेन दानविधानात् ॥ १६ ॥

'સંન્યાસી અને બ્રહ્મચારી રાંધેલા અન્નના સ્વામી છે, માટે તે બંનેને અન્ન આપ્યા વિના તેનો ઉપભોગ કરનાર મનુષ્ય ચાંદ્રાયણવ્રત કરે' (તેમને અન્ન આપ્યા વિના ઉપભોગ કરે તો મનુષ્યે ચાંદ્રાયણવ્રત કરવું જોઈએ,) કારણ કે ગૃહસ્થો માટે દાનવિધિ આવશ્યક છે. ॥ ૧૬ ॥

हरिणाच्छिक्षितमाह—**ग्राम्येति**।

હરણ પાસેથી શીખ્યા તે કહે છે— **'ग्राम्य इति।'**

**ग्राम्यगीतं न शृणुयाद् यतिर्वनचरः क्वचित्।**
**शिक्षेत हरिणाद् बद्धान्मृगयोर्गीतमोहितात्॥ १७**

શિકારીના ગીતથી મોહિત થઈને બંધાયેલા હરણ પાસેથી વનમાં વિચરતા યોગીએ શીખવું જોઈએ કે શૃંગાર સંબંધી ગીતો સાંભળવાં જોઈએ નહીં. ॥ ૧૭ ॥

भगवद्गीतं तु शृणुयादेव। मृगयोर्लुब्धकस्य॥ १७॥

પરંતુ ભગવાનનું ગીત તો સાંભળવું જ જોઈએ. **'मृगयोः'** શિકારીનું (ગીત) ॥ ૧૭ ॥

हरिणशब्दादेव हरिणीसुतः ऋष्यशृङ्गोऽपि गुरुर्ज्ञातव्य इत्याह—**नृत्येति**।

હરણ શબ્દથી જ હરણના પુત્ર ઋષ્યશૃંગને પણ ગુરુ માને છે, એમ કહે છે— **'नृत्य इति।'**

**नृत्यवादित्रगीतानि जुषन् ग्राम्याणि योषिताम्।**
**आसां क्रीडनको वश्य ऋष्यशृंगो मृगीसुतः॥ १८**

સ્ત્રીઓનાં શૃંગાર સંબંધી નૃત્ય, વાદિત્ર અને ગીતોનું સેવન કરતા હરણપુત્ર ઋષ્યશૃંગ આ સ્ત્રીઓનું રમકડું થઈ તેમને વશ થયા હતા. ॥૧૮॥

वश्यो बभूवेति शेषः॥ १८॥

વશ 'થયા હતા,' એટલું શેષ છે. ॥ ૧૮ ॥

रसासक्तिर्नाशहेतुरिति मीनाच्छिक्षितमित्याह—**जिह्वयेति**।

રસની આસક્તિ નાશનું કારણ છે, એમ માછલી પાસેથી શીખ્યા, એમ કહે છે— **'जिह्वया इति।'**

**जिह्वयातिप्रमाथिन्या जनो रसविमोहितः।**
**मृत्युमृच्छत्यसद्बुद्धिर्मीनस्तु बडिशैर्यथा॥ १९**

માંસથી લપેટાયેલા લોખંડના કાંટાઓથી (વીંધાઈને) જેમ માછલી મૃત્યુ પામે છે, તેમ મનને અતિશય વલોવી નાખનારી (દુર્જય) જીભને કારણે સ્વાદથી મોહિત થયેલો દુર્બુદ્ધિ મનુષ્ય મરણ પામે છે. ॥ ૧૯ ॥

अतिप्रमाथिन्या अतिक्षोभिकया दुर्जयया। ऋच्छति प्राप्नोति। बडिशैरामिषलिप्तैर्लोहकण्टकैः॥ १९॥

**'अतिप्रमाथिन्या'** અતિશય ક્ષોભ પમાડનારી દુર્જય જીભને કારણે (મૃત્યુ) **'ऋच्छति'** પામે છે. **'बडिशैः'** (માંસથી લપેટાયેલા) લોખંડના કાંટાઓથી ॥ ૧૯ ॥

दुर्जयत्वमुपपादयति— **इन्द्रियाणीति** द्वाभ्याम्।

**इन्द्रियाणि जयन्त्याशु निराहारा मनीषिणः।**
**वर्जयित्वा तु रसनं तन्निरन्नस्य वर्धते॥ २०**

अयं भावः—यद्याहारस्त्यज्यते तर्ह्यन्येन्द्रियजयः केवलं भवति, रसनेन्द्रियं तु वर्धते। यदि तु भुज्यते तर्हि पुनश्च रसासक्त्या सर्वेन्द्रियक्षोभः स्यात्। अतो रसासक्तिं परित्यज्यौषधवद्भुञ्जीतेति, प्राणवृत्त्यैव संतुष्येदित्यत्रोक्तमपि रसनस्यातिदुर्जयत्व-ज्ञापनायोच्यत इति विशेषः॥ २०॥

(જીભની) દુર્જયતાને બે શ્લોકથી સિદ્ધ કરે છે— **'इन्द्रियाणि इति।'**

ધીર મનુષ્યો નિરાહાર રહીને જીભ સિવાયની બીજી ઈન્દ્રિયોને જલદી જીતી લે છે, પણ નિરાહારીની સ્વાદેન્દ્રિય(ની તૃષ્ણા તો) વધે છે.॥ ૨૦ ॥

ભાવ આ પ્રમાણે છે– જ્યારે આહાર છોડવામાં આવે છે ત્યારે (બીજી ઈન્દ્રિયોની પ્રવૃત્તિ ઓછી થવાથી) માત્ર બીજી ઈન્દ્રિયો પર જ વિજય મેળવી શકાય છે, પણ રસનેન્દ્રિયની તૃષ્ણા વધે છે! વળી, જો ભોજન કરવામાં આવે તો વળી પાછી સ્વાદની તૃષ્ણા વધવાથી સર્વ ઈન્દ્રિયો ક્ષોભ પામે છે. આથી સ્વાદની તૃષ્ણા છોડીને ઔષધની જેમ ભોજન કરવું જોઈએ. 'પ્રાણ ટકે તેટલા આહારથી જ સંતુષ્ટ થવું જોઈએ.' એમ (શ્લોક ૭/૩૯) અહીં (પૂર્વે) કહેવામાં આવ્યું હોવા છતાં રસનેન્દ્રિય અતિ દુર્જય હોવાથી તે જણાવવા માટે (પુનઃ) કહેવામાં આવ્યું, એ વિશેષતા છે. ॥ ૨૦ ॥

**तावज्जितेन्द्रियो न स्याद् विजितान्येन्द्रियः पुमान्।**
**न जयेद् रसनं यावज्जितं सर्वं जिते रसे॥**
**॥ २१ ॥** २१ ॥

બીજી ઈન્દ્રિયોને જીતી લેનારો મનુષ્ય જ્યાં સુધી રસનેન્દ્રિયને જીતી ન લે, ત્યાં સુધી જિતેન્દ્રિય ન કહેવાય. રસનેન્દ્રિય ઉપર વિજય મેળવવામાં આવે ત્યારે જ સર્વ કાંઈ પર વિજય મેળવ્યો ગણાય. ॥ ૨૧ ॥ ૨૧ ॥

पिङ्गलाया नैराश्यं शिक्षितमिति वक्तुं तदाख्यानमाह—**पिङ्गलेत्यादिना।**

પિંગલા પાસેથી કોઈની આશા ન રાખવાનું શીખ્યા, તે કહેવા માટે તેનું આખ્યાન કહે છે— **'पिंगला'** વગેરેથી.

**पिंगला नाम वेश्याऽऽसीद् विदेहनगरे पुरा।**
**तस्या मे शिक्षितं किंचिन्निबोध नृपनन्दन॥ २२**

હે રાજાઓને આનંદ આપનાર (યદુ), પૂર્વે વિદેહનગરમાં પિંગલા નામની વેશ્યા હતી. તેની પાસેથી પણ હું કંઈક શીખ્યો છું. તે તમે શ્રવણ કરો. ॥ ૨૨ ॥

मे मया शिक्षितम्॥ २२॥

**'मे'** મારા દ્વારા શીખવામાં આવ્યું. ॥ ૨૨ ॥

**सा स्वैरिण्येकदा कान्तं संकेत उपनेष्यती ।**
**अभूत् काले बहिर्द्वारि बिभ्रती रूपमुत्तमम् ॥ २३**

स्वैरिणी कामचारिणी। संकेते रतिस्थाने ॥ २३ ॥

**मार्ग आगच्छतो वीक्ष्य पुरुषान् पुरुषर्षभ ।**
**तान् शुल्कदान्वित्तवतः कान्तान् मेनेऽर्थकामुका ॥ २४**

तान्वित्तवतः सधनानत एव शुल्कदान् मूल्यदान्। कान्तान्सुरतार्हान् ॥ २४ ॥

**आगतेष्वपयातेषु सा संकेतोपजीविनी ।**
**अप्यन्यो वित्तवान् कोऽपि मामुपैष्यति भूरिदः ॥**
**॥ २५ ॥**

अपिः संभावनायाम्। अन्योऽपि मामुपैष्यत्यैवं दुराशयेत्युत्तरेणान्वयः ॥ २५ ॥

**एवं दुराशया ध्वस्तनिद्रा द्वार्यवलम्बती ।**
**निर्गच्छन्ती प्रविशती निशीथं समपद्यत ॥ २६**

द्वार्यवलम्बाना पुनः प्रविशती पुनर्निर्गच्छन्ती एवं कुर्वती। निशीथमर्धरात्रं प्राप ॥ २६ ॥

**तस्या वित्ताशया शुष्यद्वक्त्राया दीनचेतसः ।**
**निर्वेदः परमो जज्ञे चिन्ताहेतुः सुखावहः ॥ २७**

તે સ્વચ્છંદચારિણી પિંગલા એક વાર રતિસમર્થ ધનવાન પુરુષને રતિસ્થાનમાં લઈ જવા માટે સુંદર રૂપ ધારણ કરીને રાતના સમયે ઘરની બહાર દ્વાર પર બેઠી હતી. ॥ ૨૩ ॥

‘**स्वैरिणी**’ સ્વચ્છંદચારિણી, ‘**संकेते**’ રતિસ્થાનમાં ॥ ૨૩ ॥

હે પુરુષશ્રેષ્ઠ (યદુ), ધનની લાલસાવાળી તે માર્ગમાં આવતા પુરુષોને જોઈને તેમને રતિક્રીડાને યોગ્ય ધન ચૂકવી શકે તેવા ધનવાન માનતી હતી. ॥ ૨૪ ॥

તે પુરુષોને ‘**वित्तवतः**’ ધનવાન અને આથી જ ‘**शुल्कदान्**’ મૂલ્ય ચૂકવી શકે તેવા– ‘**कान्तान्**’ રતિક્રીડાને યોગ્ય ॥ ૨૪ ॥

રતિસ્થાનમાં પુરુષોને લઈ જઈને તેમની પાસેથી પ્રાપ્ત થયેલા ધનથી આજીવિકા ચલાવનારી તે, આવેલા પુરુષો ચાલ્યા ગયા ત્યારે (વિચારવા લાગી કે) ‘મને ખૂબ ધન આપનારો બીજો કોઈ ધનવાન કદાચ મારી પાસે આવશે.’ ॥ ૨૫ ॥

‘**अपि**’ શબ્દ સંભાવના માટે છે. ‘બીજો કોઈ મારી પાસે આવશે.’ એવી વ્યર્થ આશાથી– એમ પછીના શ્લોક (૨૬) સાથે અન્વય છે. ॥ ૨૫ ॥

આવી વ્યર્થ આશાથી જેની ઊંઘ ઊડી ગઈ એવી તેની, દરવાજાને ટેકે બેસતાં, ત્યાંથી અંદર જતાં અને વળી પાછું બહાર નીકળતાં મધરાત થઈ ગઈ. ॥ ૨૬ ॥

દરવાજાને ટેકે બેસતાં, પાછું અંદર જતાં, વળી બહાર નીકળતાં, આમ કરતાં ‘**निशीथम्**’ મધરાત થઈ ગઈ. ॥ ૨૬ ॥

ધનની આશાથી સુકાતા મુખવાળી અને દીન મનવાળી તેને, ધનની ચિંતાને કારણે સુખ આપનારો પરમ વૈરાગ્ય જન્મ્યો. ॥ ૨૭ ॥

निर्वेदोऽलंबुद्धिः वित्तचिन्तैव हेतुर्यस्य सः॥ २७॥

**तस्या निर्विण्णचित्ताया गीतं शृणु यथा मम।**
**निर्वेद आशापाशानां पुरुषस्य यथा ह्यसिः॥**
**॥ २८॥**

यथा यथावत्। मम मत्तः शृणु। ननु किं निर्विण्णाया गीतश्रवणेन तत्राह—हि यस्मात्पुरुषस्याशापाशानां निर्वेदोऽसिर्यथा तथा छेत्ता॥ २८॥

तत्र हेतुः—**न हीति**।

**न ह्यंगाजातनिर्वेदो देहबन्धं जिहासति।**
**यथा विज्ञानरहितो मनुजो ममतां नृप॥ २९**

अङ्ग हे राजन्॥ २९॥

अविजितात्मत्वे हेतुः—

**पिंगलोवाच**

**अहो मे मोहविततिं पश्यताविजितात्मनः।**
**या कान्तादसतः कामं कामये येन बालिशा॥ ३०**

याऽहं बालिशा विवेकशून्या तस्याः। कुतः। येन कारणेनासतस्तुच्छान्नरात्कामं कामये॥ ३०॥

बालिशत्वं प्रपञ्चयति—**सन्तमिति** चतुर्भिः।

**'निर्वेदः'** 'હવે બસ.' એવી વૈરાગ્યબુદ્ધિ– ધનની ચિંતા જ જેનું કારણ છે તે પરમ વૈરાગ્ય ॥ ૨૭ ॥

તે વિરક્ત ચિત્તવાળી (પિંગલા)નું ગીત જેવું છે તેવું મારી પાસેથી શ્રવણ કરો, કારણ કે (તે ગીત) મનુષ્યનાં આશારૂપી દોરડાંઓને (કાપનારી) વૈરાગ્યરૂપ તલવાર જેવું છે. ॥ ૨૮ ॥

**'यथा'** જેવું છે તેવું મારી પાસેથી શ્રવણ કરો. શંકા કરવામાં આવી છે તે વિરક્તાનું ગીત સાંભળવાથી શું પ્રયોજન છે? તે માટે કહે છે– **'हि'** કારણ કે મનુષ્યનાં આશારૂપી દોરડાંઓને વૈરાગ્યરૂપી તલવાર જેમ કાપી નાખે તેમ તે કાપી નાખે છે. ॥ ૨૮ ॥

તે માટે કારણ– **'न हि इति।'**

હે રાજા (યદુ), જેમ અજ્ઞાની મનુષ્ય મમતાને (છોડવા ઈચ્છતો નથી), તેમ જે મનુષ્યને વૈરાગ્ય ઉત્પન્ન થયો નથી તે મનુષ્ય દેહના બંધન(રૂપ સંસાર)ને છોડવા ઈચ્છતો નથી. ॥ ૨૯ ॥

**'अंग'** હે રાજા (યદુ) ॥ ૨૯ ॥

મન વશમાં ન હોવા માટેનું કારણ–

**પિંગલા બોલી** – અહો! મનને વશમાં નહીં રાખનાર એવા મારા મોહનો વિસ્તાર તો જુઓ! જે કારણે વિવેકશૂન્ય એવી હું તુચ્છ પુરુષ પાસેથી કામસુખની અભિલાષા સેવું છું! ॥ ૩૦ ॥

જે હું **'बालिशा'** વિવેકશૂન્ય છું, તેનો (મોહવિસ્તાર જુઓ!)– શા માટે? જે કારણે **'असतः'** તુચ્છ પુરુષ પાસેથી કામસુખની અભિલાષા સેવું છું! ॥ ૩૦ ॥

વિવેકશૂન્યતાને ચાર શ્લોકોથી સમજાવે છે– **'सन्तम् इति।'**

**सन्तं समीपे रमणं रतिप्रदं**
**वित्तप्रदं नित्यमिमं विहाय।**
**अकामदं दुःखभयाधिशोक-**
**मोहप्रदं तुच्छमहं भजेऽज्ञा॥ ३१**

(અંતર્યામી હોવાથી) સમીપમાં રહેનારા, અત્યંત પ્રિય, આનંદ આપનારા, ધન આપનારા, વિનાશરહિત એવા આ અપરોક્ષ ઈશ્વરને છોડીને કામનાઓ પૂર્ણ કરવામાં અસમર્થ, દુઃખ, ભય, મનોવ્યથા, શોક અને મોહ આપનાર તુચ્છ પુરુષને અજ્ઞાની એવી હું સેવું છું! ॥ ૩૧ ॥

समीपे संतमन्तर्यामित्वात्। इममपरोक्षमीश्वरम्॥ ३१॥

અંતર્યામી હોવાથી સમીપમાં રહેનારા **'इमम्'** આ અપરોક્ષ ઈશ્વરને ॥ ૩૧ ॥

**अहो मयाऽऽत्मा परितापितो वृथा**
**सांकेत्यवृत्त्यातिविगर्ह्यवार्तया ।**
**स्त्रैणान्नराद्यार्थतृषोऽनुशोच्यात्**
**क्रीतेन वित्तं रतिमात्मनेच्छती॥ ३२**

અરે રે, સ્ત્રીલંપટ, ધનની તૃષ્ણાવાળા, શોક કરવા યોગ્ય અને પોતાનું શરીર વેચીને ખરીદાયેલા પુરુષ પાસેથી ધન અને કામસુખ ઈચ્છતી મારા દ્વારા રતિના મૂલ્યરૂપ ધનથી જે અતિનિંદ્ય આજીવિકા ચલાવવામાં આવી, તેનાથી મારો આત્મા વ્યર્થ સંતાપ પામ્યો છે! ॥ ૩૨ ॥

अतिविगर्ह्यातिनिन्द्या या वार्ता जीविका तया। कुतः। सांकेत्येन या वृत्तिस्तया। बहुव्रीहिणा स्वविशेषणं वा। परितापं प्रपञ्चयति—स्त्रैणादिति। स्त्रीलम्पटादथ चार्थतृषो लुब्धादत एवानुशोच्यान्नराद्याहं वित्तं रतिं चेच्छती। मया वृथात्मा परितापितः। केन वित्तमिच्छती, तेन नरेण क्रीतेन स्वयं विक्रीतेनात्मना देहेन॥ ३२॥

**'अतिविगर्ह्य'** અતિ નિંદ્ય એવી જે **'वार्ता'** આજીવિકા, તેનાથી– **सांकेतवृत्त्या** રતિના મૂલ્યરૂપ ધનથી **'मया'** મારા દ્વારા જે આજીવિકા ચલાવવામાં આવી, તેનાથી – અથવા (**सांकेतवृत्त्या मया** સંકેતવૃત્તિવાળી મારા દ્વારા એમ) બહુવ્રીહિ સમાસથી પોતાનું વિશેષણ બને છે. (રતિના મૂલ્યરૂપ ધનથી જેની આજીવિકા છે તે મારાથી) – (પોતાની) વેદનાને વિસ્તારથી સમજાવે છે— **'स्त्रैणात् इति।'** સ્ત્રીલંપટ, વળી પાછા ધનની તૃષ્ણાવાળા, આથી જ શોક કરવા યોગ્ય પુરુષ પાસેથી ધન અને કામસુખ ઈચ્છતી મારાથી આત્મા વ્યર્થ સંતાપ પામ્યો છે. કોની પાસેથી ધન ઈચ્છતી? **'आत्मना'** તે પુરુષ દ્વારા ખરીદાયેલા અને પોતે વેચેલા **'आत्मना'** દેહથી (તે પુરુષ પાસેથી ધન ઈચ્છતી) ॥ ૩૨ ॥

अहो धिङ्मां याहमतिबीभत्सितं भजामीत्याह—**यदिति**।

અરે રે, મને ધિક્કાર છે કે જે હું અતિ નિંદિત પુરુષને ભજું છું, એમ કહે છે— **'यत् इति।'**

**यदस्थिभिर्निर्मितवंशवंश्य-**
**स्थूणं त्वचा रोमनखैः पिनद्धम्।**
**क्षरन्नवद्वारमगारमेतद्**
**विण्मूत्रपूर्णं मदुपैति कान्या॥ ३३**

વંશો નામ સ્થૂણાસુ નિહિતસ્તિર્યગ્વેણુઃ। વંશ્યાસ્તસ્મિન્નુભયતો નિહિતા વેણવઃ। અસ્થિભિરેવ નિર્મિતા વંશાદયો યસ્મિંસ્તત્। તત્ર પૃષ્ઠે દીર્ઘમસ્થિ યત્સ વંશઃ। પાર્શ્વાસ્થીનિ વંશ્યાનિ। સ્થૂણા હસ્તપાદાસ્થીનિ। તથા રોમભિર્નખૈશ્ચ પિનદ્ધં છાદિતમ્। તથાપિ ક્ષરન્તિ નવદ્વારાણિ યસ્મિંસ્તત્। એવંભૂતાગારરૂપં નૃશરીરમેતન્મત્ મત્તોઽન્યા કા વા કાન્તબુદ્ધ્યા ઉપૈતિ સેવતે॥ ૩૩॥

હાડકાંથી બનેલાં વાંસડા, વળીઓ અને થાંભલાઓવાળા, ચામડી, રૂંવાડાં અને નખોથી ઢંકાયેલા, ઝમતાં નવ દ્વારવાળા તથા વિષ્ઠા અને મૂત્રથી ભરેલા ઘરરૂપ પુરુષના શરીરને મારા સિવાય બીજી કઈ સ્ત્રી સેવે છે? ॥૩૩ ॥

**‘वंशः’** થાંભલાઓ પર મુકાયેલો આડો વાંસડો, **‘वंश्याः’** તે વાંસડામાં બંને બાજુથી મુકાયેલી વળીઓ– હાડકાંઓથી રચાયેલાં વાંસડા, વળીઓ અને થાંભલાઓ છે જેમાં તે– તેમાં પીઠમાં જે મોટું હાડકું કરોડરજ્જુ છે તે વાંસડો, બાજુમાં રહેલાં હાડકાં એટલે પાંસળીઓ– **‘स्थूणाः’** હાથ-પગનાં હાડકાંરૂપ થાંભલા તથા ચામડી-રૂંવાડાં-નખોથી ઢંકાયેલાં હોવા છતાં ઝમતાં નવ દ્વારો છે જેમાં તે– આવા ઘરરૂપ આ પુરુષશરીરને **‘मत्’** મારા સિવાય બીજી કઈ સ્ત્રી કાંતબુદ્ધિથી **‘उप-एति’** સેવે છે? ॥ ૩૩ ॥

सत्सङ्गतौ सत्यामप्यहो मम मोह इत्याह—**विदेहानामिति**।

સત્સંગતિ હોવા છતાં પણ અરે રે, મારો મોહ! એમ કહે છે– **‘विदेहानाम् इति।’**

**विदेहानां पुरे ह्यस्मिन्नहमेकैव मूढधीः।**
**याऽन्यमिच्छन्त्यसत्यस्मादात्मदात् काममच्युतात्॥ ॥ ३४॥**

જે હું વ્યભિચારિણી, આત્મસ્વરૂપનું દાન કરી દેનારા આ અવિનાશી (અચ્યુત)ને છોડીને બીજા કામભોગ ઈચ્છતી, જીવન્મુક્તોના આ નગરમાં એક જ મૂઢ બુદ્ધિવાળી છું! ॥ ૩૪ ॥

याहमसती अच्युतादन्यं कामं भोगमिच्छन्ती सा॥ ३४॥

જે હું વ્યભિચારિણી, અચ્યુત સિવાય અન્ય **‘कामम्’** ભોગને ઈચ્છતી તે (હું) ॥ ૩૪ ॥

एवं निर्विण्णा सती अतः परमेवं करिष्यामीत्याह—**सुहृदिति**।

આમ, વૈરાગ્ય થવાથી, હવે પછી આ પ્રમાણે કરીશ, એમ કહે છે– **‘सुहृत् इति।’**

**सुहृत् प्रेष्ठतमो नाथ आत्मा चायं शरीरिणाम्।**
**तं विक्रीयात्मनैवाहं रमेऽनेन यथा रमा॥ ३५**

આ (અચ્યુત) દેહધારીઓના પરમ પ્રિયતમ, સુહૃદ, નાથ અને આત્મા છે. આથી તેમને દેહાદિ સમર્પણ કરીને એમની સાથે મનથી જ લક્ષ્મીની જેમ રમણ કરીશ. ॥ ૩૫ ॥

अयमीश्वरः। आत्मनैवात्मानमेव निवेद्य तं विक्रीय विशेषेण क्रीत्वाऽनेनैव सह रमे। रमा लक्ष्मीर्यथा॥ ३५॥

अन्यस्यासेव्यत्वं दर्शयति—**कियदिति**।

**कियत् प्रियं ते व्यभजन् कामा ये कामदा नराः।**
**आद्यन्तवन्तो भार्याया देवा वा कालविद्रुताः॥**
**॥ ३६ ॥**

आद्यन्तवन्तो ये कामा विषयाः कामदा नरा वा देवा वा कालकलिता भार्यायाः कियत्प्रियं कृतवन्तो न किंचित्। अतो नेहामुत्र च तद्व्यतिरिक्तः कोऽपि सेव्योऽस्तीत्यर्थः ॥ ३६ ॥

एवं निश्चित्य स्वभाग्यमभिनन्दति—**नूनमिति**।

**नूनं मे भगवान् प्रीतो विष्णुः केनापि कर्मणा।**
**निर्वेदोऽयं दुराशाया यन्मे जातः सुखावहः॥ ३७**

दुष्टा आशा यस्यास्तस्या मे॥ ३७॥

ननु धनाप्राप्त्या क्लिष्टासि, कथं विष्णुः प्रीतस्तत्राह—**मैवमिति**।

**मैवं स्युर्मन्दभाग्यायाः क्लेशा निर्वेदहेतवः।**
**येनानुबन्धं निर्हृत्य पुरुषः शममृच्छति॥ ३८**

मन्दभाग्या चेदहं स्यां तर्ह्येव निर्वेदहेतवः क्लेशा न स्युरित्यर्थः। येन निर्वेदेनानुबन्धं गृहादिकं निर्हृत्य परित्यज्य॥ ३८॥

આ સ્વામી છે. મનથી જ દેહાદિને સમર્પિત કરીને તેમને **'विक्रीय'** વિશેષરૂપે વેચાતા લઈને એમની સાથે જ રમણ કરીશ. **'रमा'** લક્ષ્મીની જેમ ॥ ૩૫ ॥

બીજો કોઈ સેવવા યોગ્ય નથી, તે દર્શાવે છે— **'कियत् इति।'**

જેઓ (પોતે જ) આદિ અને અંતવાળા છે અને તેથી કાળના કોળિયારૂપ છે તે વિષયો અને વિષયો આપનારા પુરુષોએ કે દેવોએ ભાર્યાઓનું કેટલું પ્રિય કર્યું છે? ॥ ૩૬ ॥

આદિ અને અંતવાળા જે **'कामाः'** વિષયો છે અથવા વિષયો આપનારા પુરુષો કે દેવો છે, તેઓ કાળથી ભયભીત થયેલા છે. તેઓએ ભાર્યાઓનું કેટલું પ્રિય કર્યું છે? કંઈ જ નહીં! આથી આ લોકમાં કે પરલોકમાં તે અચ્યુત સિવાય કોઈ પણ સેવવા યોગ્ય નથી, એમ અર્થ છે.॥૩૬॥

આમ, નિશ્ચય કરીને પોતાના ભાગ્યની પ્રશંસા કરે છે— **'नूनम् इति।'**

કોઈ (શુભ) કર્મથી નિશ્ચય જ દુષ્ટ આશાવાળી મારા પર ભગવાન વિષ્ણુ પ્રસન્ન થયા છે, કે જેથી મારો આ વૈરાગ્ય સુખ આપનારો થયો છે. ॥ ૩૭ ॥

દુષ્ટ આશા છે જેની તે મારા પર ॥ ૩૭ ॥

શંકા કરવામાં આવી છે કે ધન નહીં મળવાથી તો તું ક્લેશ પામી છે, વિષ્ણુ કેવી રીતે પ્રસન્ન થયા છે? તે માટે ઉત્તર આપે છે— **'मा एवम् इति।'**

જો હું મંદભાગી હોત તો વૈરાગ્યના કારણરૂપ આવા ક્લેશો ન થયા હોત, કે જે વૈરાગ્યથી મનુષ્ય ઘર વગેરે બંધન તજી શાંતિ પામે છે. ॥ ૩૮ ॥

જો હું મંદભાગી જ હોત તો વૈરાગ્યના કારણરૂપ ક્લેશો ન થયા હોત, એમ અર્થ છે. જે વૈરાગ્યથી **'अनुबन्धम्'** ઘર વગેરે **'निर्हृत्य'** છોડીને ॥ ૩૮ ॥

**तेनोपकृतमादाय शिरसा ग्राम्यसंगताः।**
**त्यक्त्वा दुराशाः शरणं व्रजामि तमधीश्वरम्॥ ३९**

अतस्तेन श्रीविष्णुनोपकृतं कृतमुपकारं निर्वेदलक्षणम्। ग्राम्येषु नरेषु विषयेषु वा सङ्गताः॥ ३९॥

કથં વ્રજસિ તદાહ—**संतुष्टेति**।

आथी ते भगवान विष्णु द्वारा करवामां आवेला (वैराग्यना लक्षणवाळा) उपकारने माथे चडावीने तेम ज पुरुषो के विषयोमां जोडायेली दुष्ट आशाओ छोडीने ते परम आराध्य भगवानने शरणे हुं जाउं छुं. ॥ ३९ ॥

આથી **'तेन'** તે શ્રીવિષ્ણુભગવાન દ્વારા **'उपकृतम्'** કરાયેલા વૈરાગ્યના લક્ષણવાળા ઉપકારને– **'ग्राम्येषु'** પુરુષોમાં કે વિષયોમાં જોડાયેલી (દુષ્ટ આશાઓને) ॥૩૯॥

ભગવાનને શરણે તું કેવી રીતે જઈશ? તે કહે છે— **'संतुष्टा इति।'**

**सन्तुष्टा श्रद्दधत्येतद्यथालाभेन जीवती।**
**विहराम्यमुनैवाहमात्मना रमणेन वै॥ ४०**

॥ ४० ॥

નનુ બ્રહ્માદીન્હિત્વા અમુનૈવેતિ કોऽયં નિયમસ્તત્રાહ—**संसारेति**।

આ (પરમાત્વતત્ત્વ) ઉપર શ્રદ્ધા રાખતી, જે મળે તેનાથી સંતુષ્ટ રહી, આ આત્મારૂપ પ્રિયતમ સાથે જ હવે હું વિહાર કરીશ. ॥ ૪૦ ॥ ૪૦ ॥

શંકા કરવામાં આવી છે કે બ્રહ્માજી વગેરેને છોડીને આમની સાથે જ (વિહાર કરવો) એવો આ કયો નિયમ છે? તે માટે ઉત્તર આપે છે— **'संसार इति।'**

**संसारकूपे पतितं विषयैर्मुषितेक्षणम्।**
**ग्रस्तं कालाहिनाऽऽत्मानं कोऽन्यस्त्रातुमधीश्वरः॥ ४१**

મુષિતેક્ષણમપહૃતવિવેકમ્॥ ૪૧ ॥

સંસારરૂપી કૂવામાં પડેલા, વિષયો દ્વારા હરાઈ ગયેલા વિવેકવાળા અને કાળરૂપી સર્પથી ગ્રસ્ત થયેલા જીવાત્માને તારવા પરમાત્મા સિવાય બીજો કોણ સમર્થ છે? ॥ ૪૧ ॥

**'मुषित-ईक्षणम्'** હરાઈ ગયેલા વિવેકવાળાને ॥ ૪૧ ॥

तर्हि किमात्मत्राणोपाधिना तं भजिष्यसि, न, तत्र सर्वतो निर्विद्य भगवद्भजने प्रवृत्तस्यात्मन एव समर्थत्वादित्याह—**आत्मैवेति**।

'તો શું આત્માની રક્ષા કરવારૂપ ઉપાધિને કારણે તું તેમને ભજીશ?' (ઉત્તર આપે છે કે) ના, તે વિષયમાં તો સર્વ રીતે વૈરાગ્ય પામીને ભગવાનના ભજનમાં પ્રવૃત્ત થયેલા આત્માનું જ (સ્વતઃસિદ્ધ) સામર્થ્ય હોવાથી (હું ભગવાનને પ્રેમથી જ ભજીશ), એમ કહે છે— **'आत्मा-एव इति।'**

**आत्मैव ह्यात्मनो गोप्ता निर्विद्येत यदाखिलात्।**
**अप्रमत्त इदं पश्येद् ग्रस्तं कालाहिना जगत्॥ ४२**

જ્યારે મનુષ્ય સાવધાન થઈને આ જગતને કાળરૂપી સર્પથી ગ્રસ્ત થયેલું જુએ (છે) અને પછી સાવધાન થઈને (આ લોક અને પરલોકના) સંપૂર્ણ ભોગોથી વિરક્ત થાય છે, ત્યારે આત્માનો રક્ષક બને છે. ॥ ૪૨ ॥

यदा एवं जगत्पश्येत्ततश्चाप्रमत्तः सन्निखिलादिहामुत्र च भोगान्निर्विद्येत तदा ह्यात्मनैवात्मनो गोप्तेत्यन्वयः। अतः केवलं प्रेम्णैव भजामीति भावः॥ ४२॥

જ્યારે આ રીતે જગતને જુએ અને પછી સાવધાન થઈને આ લોક અને પરલોકના સંપૂર્ણ ભોગોથી વિરક્ત થાય, ત્યારે ખરેખર, પોતાના દ્વારા પોતાનો રક્ષક બને છે, એમ અન્વય છે. આથી કેવળ પ્રેમથી જ ભગવાનને ભજીશ, એવો ભાવ છે. ॥ ૪૨ ॥

**ब्राह्मण उवाच**

**एवं व्यवसितमतिर्दुराशां कान्ततर्षजाम्।**
**छित्त्वोपशममास्थाय शय्यामुपविवेश सा॥ ४३**

**બ્રાહ્મણ (દત્તાત્રેય) બોલ્યા** – આ પ્રમાણે કૃતનિશ્ચયી બુદ્ધિવાળી પિંગલા પુરુષના સંગની તૃષ્ણાથી જન્મેલી દુષ્ટ આશાને કાપીને શાંત ભાવમાં સ્થિત થઈને શય્યા પર બેઠી. ॥ ૪૩ ॥

कान्तस्य तर्षोऽभिलाषस्ततो जातम्॥ ४३॥

પુરુષની **'तर्षः'** અભિલાષા, તેનાથી જન્મેલી દુરાશાને ॥ ૪૩ ॥

फलितमाह—**आशा हीति**।

પરિણામ જણાવે છે– **'आशा हि इति।'**

**आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखम्।**
**यथा संछिद्य कान्ताशां सुखं सुष्वाप पिंगला॥ ४४**

॥ ४४॥

આશા જ પરમ દુઃખનું કારણ છે અને નિરાશા પરમ સુખનું કારણ છે; જેમ કે (પુરુષની આશાથી અતિશય દુઃખી થયેલી) પિંગલા પુરુષની આશા કાપીને (છોડીને) સુખપૂર્વક સૂઈ ગઈ. ॥ ૪૪ ॥ ૪૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे पिङ्गलोपाख्यानेष्टमोऽध्यायः॥ ८॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टमोऽध्यायः॥ ८॥

❋❋❋❋❋

# अथ नवमोऽध्यायः

## અવધૂતોપાખ્યાન - ટિટોડાથી કીડા સુધીના સાત ગુરુઓની કથા

नवमे कुररादिभ्यो देहतश्चोपशिक्षितम्।
श्रुत्वा यदुः कृतार्थोऽभूदिति कृष्णेन वर्णितम्॥ १

નવમા અધ્યયામાં ટિટોડા વગેરે પાસેથી અને દેહ પાસેથી (અવધૂત દત્તાત્રેયજી) જે શીખ્યા, તે સાંભળીને રાજા યદુ કૃતાર્થ થયા, એમ ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા વર્ણવવામાં આવ્યું. ॥ ૧ ॥

कुरराच्छिक्षितमाह—**परिग्रहो हीति**।

टिटोडा पासेथी शीख्या ते कहे छे— **'परिग्रहः हि इति।'**

**ब्राह्मण उवाच**

**परिग्रहो हि दुःखाय यद् यत्प्रियतमं नृणाम्।**
**अनन्तं सुखमाप्नोति तद् विद्वान् यस्त्वकिंचनः॥ १**

**બ્રાહ્મણ (દત્તાત્રેયજી) બોલ્યા** – મનુષ્યોને જે જે વસ્તુ અત્યંત પ્રિય હોય છે તે તે વસ્તુનો પરિગ્રહ અતિશય દુઃખ માટે હોય છે, તેમ જાણતો મનુષ્ય અપરિગ્રહી થઈને અનંત સુખ પામે છે. ॥ ૧ ॥

यद्यत्प्रियतमं तस्य तस्य परिग्रहः। तद्विद्वान् परिग्रहो दुःखमिति विद्वान्सन्, यस्त्वकिंचन-स्त्यक्तपरिग्रहो न तु दरिद्रः॥ १॥

જે જે વસ્તુ અત્યંત પ્રિય હોય છે, તે તે વસ્તુનો પરિગ્રહ– **'तत्-विद्वान्'** પરિગ્રહ દુઃખરૂપ છે, એમ જાણતો હોઈ, **'यः तु अकिंचनः'** જેણે પરિગ્રહ કરવાનું છોડી દીધું છે, તે તો દરિદ્ર હોતો નથી. ॥ ૧ ॥

तदाह—**सामिषमिति**।

(પરિગ્રહ દુઃખરૂપ છે,) તે કહે છે— **'स-आमिषम् इति।'**

**सामिषं कुररं जघ्नुर्बलिनो ये निरामिषाः।**
**तदामिषं परित्यज्य स सुखं समविन्दत॥ २**

॥ २॥

જેના મુખમાં માંસ હતું તે ટિટોડાને જેમની પાસે માંસ ન હતું તે (ગીધ, બાજ વગેરે તેનાથી) બળવાન પક્ષીઓ મારવા લાગ્યાં, ત્યારે તે ટિટોડો માંસ તજીને સુખ પામ્યો. ॥ ૨ ॥ ૨ ॥

अर्भकशिक्षामाह—**नेति**।

બાળક પાસેથી શીખ્યા, તે કહે છે— **'न इति।'**

**न मे मानावमानौ स्तो न चिन्ता गेहपुत्रिणाम्।**
**आत्मक्रीड आत्मरतिर्विचरामीह बालवत्॥ ३**

મારે માન અને અપમાનની તથા ઘર અને છોકરાંની ચિંતા નથી, તેથી આત્મા સાથે જ જેની ક્રીડા છે અને આત્મામાં જ જેની પ્રીતિ છે તેવો હું આ લોકમાં બાળકની જેમ (સુખથી) વિચરણ કરું છું. ॥ ૩ ॥

गेहपुत्रिणां तद्वतां या भवति चिन्ता सा च मे नास्ति। आत्मनैव क्रीडा यस्य। आत्मनि रतिः प्रीतिर्यस्य सः॥ ३॥

**'गेहपुत्रिणाम्'** ઘર અને છોકરાંવાળાઓને જે ચિંતા હોય તે ચિંતા મારે નથી. આત્મા સાથે જ ક્રીડા છે જેની, આત્મમાં જ **'रतिः'** પ્રીતિ છે જેની તે ॥ ૩ ॥

नन्वज्ञसर्वज्ञयोः किं सादृश्यं नैश्चिन्त्यं परमसुखमित्याह—**द्वाविति**।

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે અજ્ઞાની અને સર્વજ્ઞમાં શું સરખાપણું છે? તે માટે કહે છે કે એ બંનેમાં જે ચિંતાનો અભાવ છે તે પરમ સુખરૂપ છે— **'द्वौ इति।'**

**द्वावेव चिन्तया मुक्तौ परमानन्द आप्लुतौ।**
**यो विमुग्धो जडो बालो यो गुणेभ्यः परं गतः॥ ४**

જે અજ્ઞાની અને નિરુદ્યમી બાળક છે તે અને પ્રકૃતિથી પર એવા ઈશ્વરને જે પ્રાપ્ત થયો છે તે બંનેય ચિંતાથી મુક્ત અને પરમાનંદમાં મગ્ન રહે છે. ॥ ४ ॥

विमुग्धोऽज्ञः जडोऽनुद्यमः एवंभूतो यो बालो यश्च प्रकृतेः परमीश्वरं प्राप्तस्तौ द्वौ ॥ ४ ॥

**'विमुग्धः'** અજ્ઞાની, **'जडः'** નિરુદ્યમી– એવું જે બાળક છે તે અને જે પ્રકૃતિથી પર એવા ઈશ્વરને પ્રાપ્ત થયો છે તે (સર્વજ્ઞ)– તે બંને ॥४॥

**वंशीधरी**—गुणेभ्य इति बहुत्वात्त्रिगुणा प्रकृतिर्लक्ष्यते।

'ગુણોથી' એમ બ.વ. હોવાથી ત્રણ ગુણોવાળી પ્રકૃતિ કહેવા માંગે છે.

कुमार्याः शिक्षितं वक्तुमाख्यायिकामाह— **क्वचिदित्यादिना।**

કુમારી પાસેથી જે શીખ્યા તે કહેવા માટે વાર્તા કહે છે— **'क्वचित् इति।'** વગેરે દ્વારા.

**क्वचित् कुमारी त्वात्मानं वृणानान् गृहमागतान्।**
**स्वयं तानर्हयामास क्वापि यातेषु बन्धुषु॥ ५**

કોઈ એક ગામમાં, પોતાનાં માતા-પિતા વગેરે સ્વજનો બહાર ગયા હતા ત્યારે, કોઈ એક કન્યાએ પોતાનું વરણ કરવા માટે ઘરમાં આવેલા અતિથિઓનું પોતે જ સ્વાગત કર્યું. ॥ ५ ॥

वृणानान् स्ववरणायागतान्। बन्धुषु पित्रादिषु॥ ५॥

**'वृणानान्'** પોતાનું વરણ કરવા માટે આવનારાઓને પોતે જ સત્કાર્યા. **'बन्धुषु'** માતા-પિતા વગેરે સ્વજનો (બહાર ગયા હતા ત્યારે.) ॥५॥

**तेषामभ्यवहारार्थं शालीन् रहसि पार्थिव।**
**अवघ्नन्त्याः प्रकोष्ठस्थाश्चक्रुः शंखाः स्वनं महत्॥ ॥ ६ ॥**

હે રાજા (યદુ), તે અતિથિઓના ભોજન માટે એકાંતમાં ડાંગર ખાંડતી કન્યાના કાંડામાં રહેલી શંખચૂડીઓ મોટો અવાજ કરવા લાગી. ॥ ६ ॥

शङ्खाः शङ्खवलयाः। महद्यथा भवति तथा स्वनं चक्रुः॥ ६॥

**'शंखाः'** શંખચૂડીઓ, જે રીતે મોટો થાય તે રીતે અવાજ કરવા લાગી. ॥ ६ ॥

**वंशीधरी**—स्वनशब्दस्य पुंस्त्वेन महदिति न तद्विशेषणमतः क्रियाविशेषणतया व्याख्यातम्।

**'स्वन'** શબ્દ પુંલ્લિંગ હોવાથી **'महत्'** તેનું વિશેષણ ન હોઈ શકે, તેથી (**'महत्'**ની) ક્રિયાવિશેષણરૂપે વ્યાખ્યા કરવામાં આવી છે.

**सा तज्जुगुप्सितं मत्वा महती व्रीडिता ततः।**
**बभंजैकैकशः शंखान् द्वौ द्वौ पाण्योरशेषयत्॥ ॥ ७ ॥**

(ખાંડવાનું કાર્ય પોતાના માતા-પિતાની દરિદ્રતાને જણાવનારું હોવાથી) તેને નિંદિત માનીને લજ્જિત થયેલી તે બુદ્ધિમાન કન્યાએ એક પછી એક ચૂડીઓ (પોતાના હાથમાંથી) કાઢી નાખી અને બંને હાથમાં બે-બે ચૂડીઓ બાકી રહેવા દીધી. ॥ ७ ॥

सा महती बुद्धिमती। तत्स्वयं शाल्यवहननम्। जुगुप्सितं दरिद्रताद्योतकम्। एकैकशः क्रमेणैकमेकं बभञ्ज स्वकरादपसारितवती॥ ७॥

તે ઘણી બુદ્ધિમાન હતી. **'तत्'** જાતે ડાંગર ખાંડવી તે, **'जुगुप्सितम्'** દરિદ્રતાને જણાવનારું– **'एक-एकशः'** એક પછી એક **'बभञ्ज'** પોતાના હાથમાંથી કાઢી નાખી. ॥ ७ ॥

**वंशीधरी**—बभञ्जेत्यस्यापसारितवतीत्यर्थो धातूनामनेकार्थत्वात्।

**'बभञ्ज'** નો અર્થ (ચૂડીઓ) કાઢી નાખી કર્યો છે, કારણ કે ધાતુઓના અનેક અર્થો હોય છે.

**उभयोरप्यभूद् घोषो ह्यवघ्नन्त्याः स्म शंखयोः।**
**तत्राप्येकं निरभिददेकस्मान्नाभवद् ध्वनिः॥ ८**

(ત્યાર પછી ફરી) ખાંડવા માંડેલી (કન્યાની) બે શંખચૂડીઓમાંથી પણ (એકબીજા સાથે અથડાવાથી) અવાજ થવા લાગ્યો, તેથી તેણે તે (બંને)માંથી એકને જુદી કરી નાખી, જેથી એકથી અવાજ થયો નહીં. ॥ ८ ॥

निरभिदत् पृथक्कृतवती॥ ८॥

**'निरभिदत्'** જુદી કરી નાખી. ॥ ८ ॥

**अन्वशिक्षमिमं तस्या उपदेशमरिन्दम।**
**लोकाननुचरन्नेताँल्लोकतत्त्वविवित्सया ॥ ९**

હે શત્રુનું દમન કરનાર (યદુ), જનસમુદાયના સ્વરૂપને જાણવાની ઈચ્છાથી લોકો વચ્ચે ભ્રમણ કરતો હું તે (કન્યા)ની પાસેથી આ ઉપદેશ શીખ્યો છું. ॥ ९ ॥

ननु कुमार्यास्तव च कथं सङ्गतिस्तत्राह—लोकानिति॥ ९॥

શંકા કરવામાં આવી છે કે કન્યા સાથે આપનો મેળાપ કેવી રીતે થયો? તે માટે ઉત્તર આપે છે— **'लोकान् इति।'** ॥ ९ ॥

**वासे बहूनां कलहो भवेद् वार्ता द्वयोरपि।**
**एक एव चरेत्तस्मात् कुमार्या इव कंकणः॥ १०**

ઘણા લોકો સાથે રહેવામાં કલહ થાય છે. બે જણની સાથે રહેવામાં પણ વાતો થાય છે, તેથી કન્યાના કંકણની જેમ એકલા જ વિચરવું જોઈએ. ॥ १० ॥

वास इति प्रथमान्तपाठे कलहहेतुः। वार्ता गोष्ठी हेतुर्भवेदित्यर्थः॥ १०॥

(**वासे** ને બદલે) **वासः** એમ પ્રથમાંત પાઠમાં, બહુ લોકોની સાથેનો વાસ કલહનું કારણ બને છે. **वार्ता** વાતોનું કારણ બને છે, એમ અર્થ છે. ॥ १० ॥

चित्तैकाग्रता द्वैतास्फूर्तिलक्षणसमाधिहेतुरिति शरकाराच्छिक्षितमित्याह—**मन इति।**

દ્વૈતનું ભાન ભુલાઈ જવાના લક્ષણરૂપ સમાધિનું કારણ ચિત્તની એકાગ્રતા છે, એ (વાત) બાણ બનાવનાર પાસેથી હું શીખ્યો, એમ (દત્તાત્રેયજી) કહે છે— **'मनः इति।'**

**मन एकत्र संयुज्याज्जितश्वासो जितासनः ।**
**वैराग्याभ्याससयोगेन ध्रियमाणमतन्द्रितः ॥ ११**

જેણે આસન પર જય મેળવ્યો છે અને (પછી) શ્વાસ ઉપર જય મેળવ્યો છે તેવો (યોગી) આળસરહિત થઈને વૈરાગ્ય અને અભ્યાસયોગથી વશ કરાતા મનને (આત્મામાં એકાકાર કરીને) એક લક્ષ્યમાં સ્થિર કરે. ॥ ११ ॥

तत्रोपायमाह—जितेति। आसनजये श्वासजयः, तस्य च जये श्वासाधीनं मनो निश्चलं भवति।

તે માટેનો (મનને આત્મામાં સ્થિર કરવાનો) ઉપાય જણાવે છે– **'जित इति।'** આસન ઉપર જય મેળવ્યા પછી શ્વાસ ઉપર જય પ્રાપ્ત થાય છે. શ્વાસ અધીન થવાથી મન નિશ્ચળ થાય છે.

ननु क्षणं निश्चलं सदपि मनो विषयवासनया यदि विक्षिप्येत सुषुप्ताविव सर्वथा लीयेत वा तदा किं तत्राह—वैराग्येति। वैराग्येणाविक्षिप्यमाणमभ्यासयोगेन लक्ष्ये ध्रियमाणं स्थिरीक्रियमाणम्॥ ११ ॥

શંકા કરવામાં આવી છે કે ક્ષણ વાર માટે નિશ્ચળ થયેલું મન પણ જો વિષયવાસનાથી વિક્ષિપ્ત થાય અથવા સુષુપ્તિમાં હોય તેમ સદંતર લય પામે ત્યારે શું? તે માટે કહે છે– **'वैराग्य इति।'** વૈરાગ્યથી વિક્ષેપ ન પામતા મનને, અભ્યાસયોગથી લક્ષ્યમાં **'ध्रियमाणम्'** સ્થિર કરાતા મનને ॥ ११ ॥

एकत्रेति कुत्र तदाह—**यस्मिन्निति**।

મનને ક્યાં એકત્ર કરવું, તે કહે છે— **'यस्मिन् इति।'**

**यस्मिन् मनो लब्धपदं यदेत-**
**च्छनैः शनैर्मुञ्चति कर्मरेणून्।**
**सत्त्वेन वृद्धेन रजस्तमश्च**
**विधूय निर्वाणमुपैत्यनिन्धनम्॥ १२**

જે આ (લયવિક્ષેપાત્મક) મન જે પરમાનંદ-સ્વરૂપ ભગવાનમાં સ્થાન પ્રાપ્ત કરે છે અને ધીમે ધીમે કર્મની વાસનાઓ તજે છે, (તે મનને તે જ પરમાત્મામાં સ્થિત કરવું જોઈએ.) વૃદ્ધિ પામેલા સત્ત્વથી રજસ્ અને તમસ્નો નાશ કરીને ગુણો અને તેના કાર્યરૂપ બળતણ વગરનું તે મન (અગ્નિની જેમ) નિર્વાણને પ્રાપ્ત થાય છે. ॥१२॥

यल्लयविक्षेपात्मकं मन एतद्यस्मिन् परमानन्दरूपे भगवति लब्धास्पदं सत्कर्मरेणून् कर्मवासना मुञ्चति तस्मिन्।

લય અને વિક્ષેપાત્મક એવું જે આ મન છે તે જે પરમાનંદસ્વરૂપ ભગવાનમાં સ્થાન પ્રાપ્ત કરે છે, **'कर्मरेणून्'** કર્મવાસનાઓ તજે છે, તે મનને તે પરમાત્મામાં (સ્થિત કરવું જોઈએ).

ननु कर्मवासनात्यागेऽपि सुषुप्तिवल्लयोः दुर्वारः, न, सत्त्वेनेति।

શંકા કરવામાં આવી છે કે કર્મવાસનાના ત્યાગમાં પણ સુષુપ્તિની જેમ લય નિવારી શકાતો નથી. (તે માટે કહે છે કે) ના, **'सत्त्वेन इति।'**

वृद्धेनोपशमात्मकेन रजस्तमसोरभावे विक्षेपलयाभावान्निर्वाणमवृत्तिकं ध्येयाकारेणावस्थानमुपैति। कुतः। अनिन्धनम्। इन्धनं गुणास्तत्कार्यं च तद्रहितम्।

વધી ગયેલા, શાંતસ્વરૂપ સત્ત્વગુણને કારણે રજસ્ અને તમસ્‌ના અભાવમાં વિક્ષેપ અને લયનો અભાવ હોવાથી **'निर्वाणम्'** મન કોઈ પણ વૃત્તિ વગરનું થઈ જાય છે અને ધ્યેયના આકારની અવસ્થાને પામે છે. કેમ? **'अनिन्धनम्'** ગુણો અને તેના કાર્યરૂપ ઈંધણ, તેના વગરનું (મન) નિર્વાણને પ્રાપ્ત થાય છે. ॥ ૧૨ ॥

तदुक्तं योगशास्त्रे—

'मनसो वृत्तिशून्यस्य ब्रह्माकारतया स्थितिः।
याऽसंप्रज्ञातनामासौ समाधिरभिधीयते॥'
इति॥ १२॥

યોગશાસ્ત્રમાં તે કહેવાયું છે– 'વૃત્તિશૂન્ય થયેલી મનની બ્રહ્માકારતા થવાથી જે સ્થિતિ થાય છે, તેને અસમ્પ્રજ્ઞાત સમાધિ કહેવામાં આવે છે.' ॥ ૧૨ ॥

ततश्च न द्वैतस्फूर्तिरित्याह—**तदेति**।

(ધ્યેયાકાર થયા) પછી દ્વૈતનું ભાન રહેતું નથી, એમ કહે છે– **'तदा इति।'**

**तदैवमात्मन्यवरुद्धचित्तो**
**न वेद किंचिद् बहिरन्तरं वा।**
**यथेषुकारो नृपतिं व्रजन्त-**
**मिषौ गतात्मा न ददर्श पार्श्वे॥ १३**

આમ, પરમાત્મામાં સ્થિર થયેલા ચિત્તવાળો તે અવસ્થામાં બહાર કે અંદર કંઈ જાણતો નથી. જેમ બાણ બનાવવામાં લાગી ગયેલા મનવાળા બાણ બનાવનારાએ (ભેરી વગેરે ઘણા અવાજો સાથે) પાસેથી જતા રાજાને જોયો નહીં તેમ!॥૧૩॥

बहिर्दर्शनादिना। अन्तरं स्मृत्या। इषौ गतात्मा तस्य ऋजूकरणे दत्तचित्तो भेरीघोषैरन्तिके व्रजन्तं नृपतिमपि न वेद तद्वत्॥ १३॥

(તે અવસ્થામાં) બહાર જોવા વગેરેથી અને અંદર યાદ કરવાથી (તે કંઈ જાણતો નથી). **'इषौ गत-आत्मा'** તે બાણને સીધું કરવામાં જેનું ચિત્ત લાગી ગયું છે તેવા તેણે ભેરીના અવાજો સહિત પાસેથી જતા રાજાને પણ જોયા (કે જાણ્યા) નહીં, તેની જેમ! ॥ ૧૩ ॥

सर्पाच्छिक्षितमाह—**एकचारीति**।

સર્પ પાસેથી શીખ્યા તે કહે છે– **'एकचारी इति।'**

**एकचार्यऽनिकेतः स्यादप्रमत्तो गुहाशयः।**
**अलक्ष्यमाण आचारैर्मुनिरेकोऽल्पभाषणः॥ १४**

(સાપની જેમ) મુનિ એકલો વિચરનારો, સ્થિર રહેઠાણ વિનાનો, સદાય અપ્રમાદી, ગુફામાં સૂનારો, આચરણ દ્વારા 'તે મુનિ છે.' એમ જાણી ન શકાય તેવો, એકાંતવાસી અને મિતભાષી થાય. ॥ ૧૪ ॥

योगिसंमर्दस्यापि त्यागे कुमारी गुरुः, जनसङ्गत्यागे सर्पः। स यथा जनाच्छङ्कमान एकाकी विचरति नियतनिकेतरहितश्च सदाऽप्रमत्तश्चैकान्तवासी च। आचारैर्गतिभिः सविषो निर्विषो वेति न लक्ष्यते च। असहायश्च मितभाषी च तद्वन्मुनिर्वर्ततेत्यर्थः॥ १४॥

યોગીના પણ સહવાસનો ત્યાગ કરવામાં કન્યા (દત્તાત્રેયજીની) ગુરુ છે અને મનુષ્યોના સંગનો ત્યાગ કરવામાં સર્પ ગુરુ છે. સાપ જેવી રીતે મનુષ્યથી શંકાશીલ થતો એકલો ફરે છે અને નક્કી કરેલા એક સ્થિર રહેઠાણ વગરનો હોય છે, તેમ જ સદાય સાવધાન અને એકાંતવાસી હોય છે, **'आचारैः'** ગતિ દ્વારા તે ઝેરી છે કે બિનઝેરી છે તે જાણી શકાતું નથી, તેમ મુનિ પણ કોઈની સહાય ન લેનાર અને મિતભાષી થઈને સાપની જેમ વર્તે, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

किंच, **गृहारम्भ इति**।

**गृहारम्भोऽतिदुःखाय विफलश्चाध्रुवात्मनः।**
**सर्पः परकृतं वेश्म प्रविश्य सुखमेधते॥ १५**

વળી, **'गृह-आरम्भः इति।'**

નાશવંત શરીરવાળા માટે ગૃહનિર્માણ અતિશય દુઃખ આપનારું અને નિષ્ફળ છે, (તેથી) સાપ બીજાએ બનાવેલા ઘરમાં પહોંચી જઈને સુખ થાય તેમ રહે છે. ॥ ૧૫ ॥

अध्रुवात्मनो नश्वरदेहस्य। सुखं यथा भवति तथा वर्धते॥ १५॥

**'अध्रुव-आत्मनः'** નાશવંત શરીરવાળા માટે– (સાપ) જેમ સુખ થાય તેમ રહે છે. (તેની જેમ વિવેકી જનો પણ બીજાના બનાવેલા ઘરથી જ વૃદ્ધિ પામે છે.) ॥ ૧૫ ॥

कारकसामग्रीनिरपेक्षात्केवलादीश्वराद्विश्वसृष्टिसंहारावूर्णनाभिदृष्टान्तेन मया संभाविताविति वक्तुं प्रथमं संहारप्रकारमाह— **एक इति** सार्धत्रयेण।

(પોતાની શક્તિ સિવાય) કોઈ પણ પ્રકારની ક્રિયા માટે સામગ્રીની અપેક્ષારહિત કેવળ ઈશ્વરથી જ જગતની ઉત્પત્તિ અને સંહાર કરોળિયાના દૃષ્ટાંતથી મેં ઘટાવ્યાં છે, એમ કહેવા માટે સૌ પ્રથમ સંહારનો પ્રકાર સાડાત્રણ શ્લોકોથી જણાવે છે– **'एकः इति।'**

**एको नारायणो देवः पूर्वसृष्टं स्वमायया।**
**संहृत्य कालकलया कल्पान्त इदमीश्वरः॥ १६**

કોઈ પણ સાધનસામગ્રીની અપેક્ષા વિના કેવળ એક ભગવાન નારાયણ પોતાની માયાથી પૂર્વે સર્જેલા આ જગતનો પ્રલયકાળે પોતાની કાળશક્તિથી સંહાર કરીને ॥ ૧૬ ॥

**एक एवाद्वितीयोऽभूदात्माधारोऽखिलाश्रयः।**
**कालेनात्मानुभावेन साम्यं नीतासु शक्तिषु।**
**सत्त्वादिष्वादिपुरुषः प्रधानपुरुषेश्वरः॥ १७**

**परावराणां परम आस्ते कैवल्यसंज्ञितः।**
**केवलानुभवानन्दसन्दोहो निरुपाधिकः॥ १८**

સર્વ જીવોના (એકમાત્ર) આધાર અને સર્વ જીવોના આશ્રય એક જ અદ્વિતીયરૂપે (* સજાતીય, વિજાતીય, સ્વગતભેદથી રહિત) રહે છે. તે સમયે પોતાના પ્રભાવરૂપ કાળથી (જગતના કારણરૂપ) સત્ત્વાદિ શક્તિઓ પણ જ્યારે ગુણોના સામ્યરૂપ પ્રધાનમાં લઈ જવામાં આવે છે, ત્યારે પ્રધાન અને પુરુષના પણ ઈશ્વર તે આદિ પુરુષ એકલા જ રહે છે, ॥૧૭॥ કે જે બ્રહ્માદિ દેવોના અને અન્ય મુક્ત જીવોના પરમ ફળરૂપ પ્રાપ્ત કરવા યોગ્ય, 'મોક્ષ' શબ્દ વડે નિર્દેશ કરાનારા, નિર્વિષય સ્વપ્રકાશ અનુભવરૂપ આનંદનો સમૂહ અને સર્વ ઉપાધિથી રહિત છે. ॥ ૧૮ ॥

एकः कारकनिरपेक्षः। पूर्वसृष्टमिदं जगत्कालकलया कालशक्त्या संहृत्य॥ १६॥ एक एवाद्वितीयः सजातीयविजातीय-भेदशून्योऽभूत्। कारणभूतासु सत्त्वादिषु शक्तिष्वपि साम्यं नीतासु सतीषु। गुणसाम्यं प्रधानं तदुपाधिः पुरुषश्च तयोरीश्वरः॥ १७॥ परावराणां परे ब्रह्मादयः अवरेऽन्ये च मुक्ता जीवास्तेषां परमः प्राप्य आस्ते। कुतः। कैवल्यसंज्ञितो मोक्षशब्दाभिधेयः। तत्र हेतुः— केवलेति। केवलो निर्विषयः स्वप्रकाशः आनन्दानां संदोहः समूहः परमानन्द इत्यर्थः। कुतः। निरुपाधिकः॥ १८॥

**'एकः'** કોઈ પણ પ્રકારની ક્રિયા માટે સામગ્રીની અપેક્ષાથી રહિત કેવળ એક ઈશ્વર– પૂર્વે સર્જેલા– **'इदम्'** આ જગતનો **'कालकलया'** કાળશક્તિથી સંહાર કરીને ॥ ૧૬ ॥ **'एक एव-अद्वितीयः'** સજાતીય, વિજાતીય, સ્વગતભેદરહિત એક જ અદ્વિતીય સ્વરૂપે રહે છે. (જગતના) કારણરૂપ સત્ત્વાદિ શક્તિઓ પણ જ્યારે ગુણોના સામ્યરૂપ પ્રધાનમાં લઈ જવામાં આવે છે, ત્યારે તે પ્રધાન અને તે પ્રધાનની ઉપાધિવાળો પુરુષ, તે બંનેના ઈશ્વર ॥ ૧૭ ॥ **'पर-अवराणाम्'** **'परे'** બ્રહ્માદિ દેવો અને **'अवरे'** બીજા મુક્ત જીવો, તેમના પ્રાપ્ત કરવા યોગ્ય પરમ ફળરૂપ હોય છે. શા માટે? **'कैवल्यसंज्ञितः'** મોક્ષ શબ્દ વડે નિર્દેશ કરાનારા– તે માટેનું કારણ– **'केवल इति।'** **'केवलः'** નિર્વિષય સ્વપ્રકાશ, આનંદોનો **'संदोहः'** સમૂહ, પરમાનંદરૂપ, એમ અર્થ છે. શા માટે? સર્વ ઉપાધિથી રહિત છે. ॥ ૧૮ ॥

* એક વૃક્ષ બીજાં વૃક્ષોથી જુદું છે તે સજાતીય ભેદ છે, વૃક્ષ પર્વત વગેરેથી જુદું છે તે વિજાતીય ભેદ છે અને વૃક્ષ પોતાનાં જ પાંદડાં, ફળ, ફૂલથી જુદું છે, તે સ્વગત ભેદ છે. આ ત્રણે પ્રકારના ભેદ પરમાત્મામાં નથી, કારણ કે પરમાત્મા એક જ છે, તેથી સજાતીય ભેદ નથી. જગત પરમાત્માથી જુદું નથી, તેથી વિજાતીય ભેદ નથી અને પરમાત્મામાં અવયવ, ગુણ, ક્રિયા, જાતિ અને સંબંધ ન હોવાથી સ્વગતભેદ પણ નથી.

**केवलात्मानुभावेन स्वमायां त्रिगुणात्मिकाम्।**
**संक्षोभयन् सृजत्यादौ तया सूत्रमरिन्दम॥ १९**

અતઃ केवलादेव सृष्टिं दर्शयति। केवलेनात्मानुभावेन कालेन। सूत्रं क्रियाशक्तिप्रधानं महत्तत्त्वं सृजति। जीवसंसारहेतुभूते सूत्रे सृष्टेऽपि त्वं मा भैरिति संबोधयति। अरिंदम अरीन् रागादीन्दमयितुं समर्थ॥ १९ ॥

રાગદ્વેષાદિ શત્રુઓને વશ કરવાને સમર્થ એવા હે રાજા! કેવળ પોતાના પ્રભાવરૂપ કાળથી પોતાની ત્રિગુણાત્મિકા માયાને વિકાર પમાડતા પરમાત્મા સૃષ્ટિના આરંભમાં તે માયા વડે જ સૂત્ર (મહત્તત્ત્વ)ને ઉત્પન્ન કરે છે. ॥ ૧૯ ॥

(કારણ કે ભગવાન આનંદરૂપ છે,) આથી કેવળ પરમાત્માથી જ સર્જન દર્શાવે છે. કેવળ પોતાના પ્રભાવરૂપ કાળથી **'सूत्रम्'** ક્રિયાશક્તિપ્રધાન મહત્તત્ત્વનું સર્જન કરે છે. જીવોના સંસારના કારણરૂપ મહત્તત્ત્વ સર્જાયું છે ત્યારે 'તું ભય ન પામીશ.' એમ સૂચવવા માટે સંબોધન કરે છે. **'अरिंदम'** હે રાગાદિ શત્રુઓને વશ કરવાને સમર્થ (રાજા યદુ)! ॥ ૧૯ ॥

**तामाहुस्त्रिगुणव्यक्तिं सृजन्तीं विश्वतोमुखम्।**
**यस्मिन् प्रोतमिदं विश्वं येन संसरते पुमान्॥ २०**

सूत्रस्यैव व्यक्तिशब्देनोच्यमानस्य तामिति स्त्रीलिङ्गेन परामर्शः। त्रिगुणव्यक्तिं गुणत्रयकार्यम्। अत एव विश्वतोमुखं नानाविधं त्रिगुणात्मकं विश्वमहंकारद्वारेण सृजन्तीम्। त्रिगुणकार्यस्य सूत्रसंज्ञायां कारणमाह— यस्मिन्निति। कारणभूते समष्टिरूपे यस्मिन्निदं विश्वं प्रोतं ग्रथितम्—'वायुर्वै गौतम सूत्रं वायुना वै गौतम सूत्रेणायं च लोकः परश्च लोकः सर्वाणि च भूतानि संदृब्धानि' इति श्रुतेः। येन वाय्वात्मना प्राणरूपेण जीवः संसरति॥ २० ॥

અનેક પ્રકારના ત્રણ ગુણોવાળા વિશ્વને (અહંકાર દ્વારા) ઉત્પન્ન કરતા, ત્રણ ગુણોના કાર્યરૂપ તેને (મહત્તત્ત્વને જ વિદ્વાનો) સૂત્ર કહે છે, કે જે સૂત્રમાં આ વિશ્વ ગૂંથાયેલું છે અને જે પ્રાણરૂપ સૂત્રથી જીવ સંચાર કરે છે. ॥ ૨૦ ॥

**व्यक्ति** શબ્દથી કહેવાતા **सूत्र** શબ્દનો જ **ताम्** એમ સ્ત્રી. રૂપે વિચાર કરવામાં આવ્યો છે. **'त्रिगुणव्यक्तिम्'** ત્રણ ગુણોના કાર્યને, આથી જ **'विश्वतोमुखम्'** અનેક પ્રકારના ત્રણ ગુણોવાળા વિશ્વને અહંકાર દ્વારા ઉત્પન્ન કરતા— ત્રણ ગુણોના કાર્યરૂપ મહત્તત્ત્વને સૂત્ર કહેવા માટેનું કારણ કહે છે— **'यस्मिन् इति।'** જે કારણરૂપ સમષ્ટિભૂત સૂત્રમાં આ વિશ્વ **'प्रोतम्'** ગૂંથાયેલું છે— 'હે ગૌતમ, સૂત્ર જ વાયુ છે. ખરેખર, વાયુરૂપી સૂત્રથી જ આ લોક, પરલોક તથા સર્વ પ્રાણીઓ ગૂંથાઈને રહેલાં છે.' એમ શ્રુતિ છે. જે વાયુરૂપ સૂત્રથી અર્થાત્ પ્રાણવાયુને કારણે જ જીવ સંચાર કરે છે. ॥ ૨૦ ॥

तदेवं शिक्षितमर्थमुक्त्वा दृष्टान्तमाह— **यथेति**।

**यथोर्णनाभिर्हृदयादूर्णां सन्तत्य वक्त्रतः।**
**तया विहृत्य भूयस्तां ग्रसत्येवं महेश्वरः॥ २१**

હૃદયાદુદ્‌गताम्। वक्त्रतो वक्त्रेण संतत्य प्रसार्य विहृत्य क्रीडित्वा॥ २१॥

भगवद्ध्यानपराणां तत्सारूप्यं न चित्रमिति पेशस्कृतो भ्रमरविशेषाज्ज्ञात-मित्याह—**यत्र यत्रेति**।

**यत्र यत्र मनो देही धारयेत् सकलं धिया।**
**स्नेहाद् द्वेषाद् भयाद् वापि याति तत्तत्सरूपताम्॥ २२**

सकलमेकाग्रम्॥ २२॥

**कीटः पेशस्कृतं ध्यायन् कुड्यां तेन प्रवेशितः।**
**याति तत्सात्मतां राजन् पूर्वरूपमसन्त्यजन्॥ २३**

कुड्यां प्रवेशितो निरुद्धो भयेन ध्यायन्सात्मतां तत्सारूप्यम्। साम्यतामिति पाठे त्वार्षता। पूर्वरूपमसंत्यजन्नित्यस्यायमभिप्रायः। यदा तेनैव देहेनान्यसारूप्यं दृश्यते तदा किं वक्तव्यं देहान्तरेण सारूप्यं घटत इति॥ २३॥

તે જ શીખેલા જ્ઞાનનો અર્થ કહીને દૃષ્ટાંત આપે છે– **'यथा इति।'**

જેમ કરોળિયો પોતાના હૃદયમાંથી નીકળેલા જાળાને મુખથી ફેલાવીને, તે જાળા વડે વિહાર કરીને વળી પાછો તેને ગળી જાય છે, એમ પરમેશ્વર પોતાનામાંથી જ વિશ્વને વિસ્તારી, પોતે જ તેમાં વિહાર કરીને પોતાનામાં જ તેને લીન કરી દે છે. ॥ ૨૧ ॥

હૃદયમાંથી નીકળેલા જાળાને **'वक्त्रेण'** મુખથી **'संतत्य'** ફેલાવીને– **'विहृत्य'** વિહાર કરીને.॥૨૧॥

ભગવદ્ધ્યાનપરાયણ જનોને તેમનું સારૂપ્ય પ્રાપ્ત થાય, એ કાંઈ આશ્ચર્યની વાત નથી, એ વાત મેં **'पेशस्कृतः'** વિશિષ્ટ પ્રકારની ભમરી પાસેથી જાણી છે, એમ કહે છે– **'यत्र यत्र इति।'**

દેહધારી જીવ સ્નેહથી, દ્વેષથી કે ભયથી જે જે વિષયમાં મનને એકાગ્ર બુદ્ધિથી ધારણ કરે છે, તે તે સ્વરૂપને પ્રાપ્ત કરે છે. ॥ ૨૨ ॥

**'सकलम्'** એકાગ્ર ॥ ૨૨ ॥

તે (ભમરી) દ્વારા દરમાં પૂરવામાં આવેલો અને તે ભમરીનું જ (ભયથી) ધ્યાન ધરતો કીડો, હે રાજા (યદુ), પોતાનું પૂર્વનું શરીર ન તજતાં, તે ભમરી જેવું જ રૂપ ધારણ કરે છે. ॥ ૨૩ ॥

દરમાં **'प्रवेशितः'** પૂરવામાં આવેલો, ભયથી ધ્યાન ધરતો કીડો **'स-आत्मताम्'** તે ભમરી જેવા રૂપને– **'साम्यताम्'** પાઠમાં આર્ષત્વ છે. (**साम्यम्**= સમતા, **समस्य भावः**, **'साम्यता'**માં **'ता'** પ્રત્યય વધારાનો છે.) પોતાના પૂર્વ રૂપને તજ્યા વિના જ સારૂપ્ય પ્રાપ્ત કરે છે, તેનો અભિપ્રાય એમ છે કે જ્યારે તે જ શરીરથી અન્યનું સારૂપ્ય જણાય છે, તો બીજા દેહથી સારૂપ્ય મળે તેમાં શું કહેવું? ॥ ૨૩ ॥

**एवं गुरुभ्य एतेभ्य एषा मे शिक्षिता मतिः ।**
**स्वात्मोपशिक्षितां बुद्धिं शृणु मे वदतः प्रभो ॥ २४**

હે પ્રજાનાથ, આમ, આ ગુરુઓ પાસેથી મારા દ્વારા આ જ્ઞાન શીખવામાં આવ્યું છે. મારા શરીર પાસેથી શીખેલું જ્ઞાન કહેતા એવા મને તમે સાંભળો. ॥ ૨૪ ॥

स्वदेहादेव शिक्षितमाह—स्वात्मेति। स्वात्मनो देहाच्छिक्षिताम्॥ २४॥

પોતાના શરીર પાસેથી જ જે શીખ્યા તે કહે છે– **'स्व-आत्मा इति।'** **'स्व-आत्मनः'** શરીર પાસેથી શીખેલા (જ્ઞાન)ને ॥ ૨૪ ॥

**देहो गुरुर्मम विरक्तिविवेकहेतु-**
**र्बिभ्रत्स्म सत्त्वनिधनं सततार्त्युदर्कम्।**
**तत्त्वान्यनेन विमृशामि यथा तथापि**
**पारक्यमित्यवसितो विचराम्यसंगः॥ २५**

દેહ (પણ) મારો ગુરુ છે, (કારણ કે) વિરક્તિ અને વૈરાગ્યના કારણરૂપ છે. જન્મ અને નાશ ધારણ કરતા અને સદાય દુઃખરૂપ પરિણામ ધારણ કરતા આ દેહ દ્વારા હું તત્ત્વોનો યથાવત્ વિચાર કરી શકું છું, તેમ છતાં પણ દેહ પારકો જ છે, એવો નિશ્ચય કરીને હું આસક્તિરહિત થઈને વિચરણ કરું છું. ॥ ૨૫ ॥

गुरुत्वे हेतुः—विरक्तिविवेकयोर्हेतुः। विरक्तिहेतुत्वमाह—सत्त्वनिधनमुत्पत्तिविनाशौ बिभ्रत्स्म। किंच, सततं संततमार्त्युदर्कं दुःख-मेवोत्तरफलं बिभ्रत्। यद्वा, सततार्तिरेवोदर्क उत्तरफलं यस्य तत्सत्त्वनिधनं बिभ्रत्। विवेकहेतुत्वमाह—तत्त्वानीति। यथा यथावत्। एवमत्युपकारित्वेऽपि देहे नैवास्था कर्तव्ये-त्याह—तथापीति। पारक्यं श्वशृगालादि-भक्ष्यमिति निश्चितवान्॥ २५॥

દેહ ગુરુ હોવા માટેનું કારણ– દેહ વિરક્તિ અને વૈરાગ્યના કારણરૂપ છે. (દેહ) વિરક્તિના કારણરૂપ (કેવી રીતે) છે, તે કહે છે– **'सत्त्वनिधनम्'** જન્મ અને નાશ ધારણ કરતો, વળી, **सततम्** સદાય **'आर्ति-उदर्कम्'** દુઃખરૂપી પરિણામ ધારણ કરતો (દેહ) અથવા સદાય દુઃખ જ જેનું પરિણામ છે તે જન્મ અને નાશને ધારણ કરતો દેહ વિવેકના કારણરૂપ (કેવી રીતે) છે, તે કહે છે– **'तत्त्वानि इति।'** તત્ત્વોનો **'यथा'** યથાવત્ (વિચાર આ દેહથી કરી શકાય છે). આમ, દેહ અતિ ઉપકારક હોવા છતાં પણ દેહ ઉપર વિશ્વાસ રાખવો જોઈએ નહીં જ, એમ કહે છે– **'तथा-अपि इति।'** **'पारक्यम्'** કૂતરાં, શિયાળ વગેરેને ખાવા યોગ્ય (હોવાથી દેહ પારકો છે), એમ મેં નિશ્ચય કર્યો છે. ॥ ૨૫ ॥

सततार्त्युदर्कतां प्रपञ्चयति—**जायेति** द्वाभ्याम्।

દેહ દુઃખરૂપી પરિણામવાળો છે, તે વિસ્તારથી બે શ્લોકો દ્વારા સમજાવે છે– **'जाया इति।'**

**जायात्मजार्थपशुभृत्यगृहाप्तवर्गान्**
**पुष्णाति यत्प्रियचिकीर्षया वितन्वन्।**
**स्वान्ते सकृच्छ्रमवरुद्धधनः स देहः**
**सृष्ट्वास्य बीजमवसीदति वृक्षधर्मा॥ २६**

यस्य देहस्य प्रियचिकीर्षया भोगसंपादनेच्छया जायादिवर्गान् वितन्वन्पुष्णाति पुरुषः। कथंभूतः। सकृच्छ्रं यथा भवति तथावरुद्धानि संचितानि धनानि येन सः, देहविशेषणं वा। स देहः स्वान्ते स्वस्यायुषोऽन्तेऽवसीदति नश्यति। किंच, देहनाशेऽपि न दुःखसमाप्तिरित्याह—अस्य पुरुषस्य देहान्तरबीजं कर्म सृष्ट्वेति। वृक्षस्येव धर्मो यस्य सः॥ २६॥

* चिकीर्षुतया इति पाठः।

रेफविश्लेषेण पाठस्तु छन्दोनुरोधात्कैश्चित्कल्पितः।

જે દેહનું પ્રિય કરવાની ઈચ્છાથી પત્ની, પુત્ર, ધન, પશુ, ચાકર, ઘર અને સ્વજનસમૂહોને વધારતો મનુષ્ય તેમનું પોષણ કરે છે અને પરિશ્રમપૂર્વક ધન એકઠું કરે છે, પોતાના આયુષ્યને અંતે વૃક્ષના ધર્મવાળો તે દેહ આ (મનુષ્ય)ના બીજા દેહના બીજને ઉત્પન્ન કરીને નાશ પામે છે. ॥ ૨૬ ॥

જે દેહનું **'प्रियचिकीर्षया'** ભોગ સંપાદન કરવારૂપ પ્રિય કરવાની ઈચ્છાથી પત્ની વગેરે વર્ગને વિસ્તારતો મનુષ્ય તેમનું પોષણ કરે છે. કેવો મનુષ્ય? કષ્ટ સહિત જેમ થાય તેમ **'अवरुद्धानि'** એકઠી કરી છે સંપત્તિઓ જેણે તે અથવા કષ્ટસહિત સંપત્તિઓ એકઠી કરનારો દેહ, એમ દેહનું વિશેષણ છે. તે દેહ **'स्व-अन्ते'** પોતાના આયુષ્યને અંતે **'अवसीदति'** નાશ પામે છે. વળી, દેહનો નાશ થાય છે ત્યારે પણ દુઃખની સમાપ્તિ થતી નથી, એમ કહે છે– આ મનુષ્યના બીજા દેહના **'बीजम्'** (બીજરૂપ) કર્મ ઉત્પન્ન કરીને– વૃક્ષના જેવો ધર્મ છે જેનો તે (દેહ) ॥ ૨૬ ॥

વીર. ની ટીકામાં **चिकीर्षया** ને બદલે **चिकीर्षुतया** પાઠ મળે છે. **चिकीरषया** એમ રેફ છૂટો પાડેલો પાઠ છંદના અનુરોધને કારણે કેટલાક દ્વારા કલ્પવામાં આવ્યો છે, કારણ કે વસંતતિલકા છંદના ૧૪ અક્ષરોને બદલે બીજા ચરણમાં ૧૩ અક્ષરો છે. તેની પૂર્તિ માટે આ પાઠ લીધો છે.

किंच **जिह्वेति**।

**जिह्वैकतोऽमुमपकर्षति कर्हि तर्षा**
**शिश्नोऽन्यतस्त्वगुदरं श्रवणं कुतश्चित्।**
**घ्राणोऽन्यतश्चपलदृक् क्व च कर्मशक्ति-**
**र्बह्व्यः सपत्न्य इव गेहपतिं लुनन्ति॥ २७**

વળી, **'जिह्वा इति।'**

જેમ અનેક સપત્નીઓ ગૃહસ્વામીને પોતાની તરફ ખેંચે છે, તેમ આ (દેહ)ને એક બાજુથી જિહ્વા (રસ તરફ) ખેંચે છે, કોઈ વાર તૃષા (જળ તરફ) ખેંચે છે, જનનેન્દ્રિય બીજી તરફ, ત્વચા (સ્પર્શ તરફ), ઉદર (અન્ન તરફ), શ્રવણેન્દ્રિય ક્યાંક (શબ્દ તરફ), ઘ્રાણેન્દ્રિય ગંધ તરફ અને ચપળ દૃષ્ટિ (રૂપ તરફ) તેમ જ ક્યારેક કર્મેન્દ્રિય (પોતપોતાના વિષય તરફ) ખેંચે છે અને તેને છિન્નભિન્ન કરી નાખે છે. ॥ ૨૭ ॥

अमुं देहं तदभिमानिनं पुरुषं वा एकतो रसं प्रति जिह्वा अपकर्षत्याच्छिनत्ति। कर्हि कदाचित्तर्षा पिपासा जलं प्रति। शिश्नो व्यवायं प्रति। त्वक् स्पर्शं प्रति। उदरमन्नमात्रं प्रति। श्रवणं शब्दं प्रति। घ्राणो गन्धं प्रति। चपलदृक् रूपं प्रति। क्व च क्वचित्स्वस्वविषयं प्रति कर्मशक्तिः। अन्यदपि कर्मेन्द्रियम्। लुनन्ति त्रोटयन्ति॥ २७॥

तदेवं देहो गुरुरित्यादित्रिभिर्विरक्ति-विवेकहेतुत्वमुपपाद्येदानीमस्य देहस्यातिदुर्लभत्वं दर्शयन्नीश्वरनिष्ठां विधत्ते—**सृष्ट्वेति** द्वाभ्याम्।

**सृष्ट्वा पुराणि विविधान्यजयाऽऽत्मशक्त्या**
**वृक्षान् सरीसृपपशून् खगदंशमत्स्यान्।**
**तैस्तैरतुष्टहृदयः पुरुषं विधाय**
**ब्रह्मावलोकधिषणं मुदमाप देवः॥ २८**

पुराणि शरीराणि। पुरुषं पुरुषदेहम्। ब्रह्मणोऽवलोकायापरोक्ष्याय धिषणा बुद्धिर्यस्मिंस्तम्। तदुक्तम्—'तासां मे पौरुषी प्रिया' इति, श्रुतिश्च—'पुरुषत्वे चाविस्तरामात्मा' इत्यादिः (ईश्वरो हि करणाधिष्ठात्रीरग्न्यादि-देवता वागादिभिः सह सृष्टवान्। ताश्च तं प्रति भोगार्थं शरीरमयाचन्त। स च ताभ्यो गोशरीरमश्वशरीरं पुरुषशरीरं यथाक्रममानीतवान्। ततस्ता देवताः सोऽब्रवीद्यथायतनं चक्षुरादि-स्थानमस्मिन्देहे प्रविशतेति। तदाह—ताभ्य इत्यादि)।

**'अमुम्'** આ દેહને અથવા તે દેહાભિમાની પુરુષને એક તરફથી જિહ્‌વા રસ તરફ **'अपकर्षति'** ખેંચે છે. **'कर्हि'** કોઈ વાર **'तर्षा'** પીવાની ઇચ્છા જળ તરફ, જનનેન્દ્રિય મૈથુન તરફ, ત્વચા સ્પર્શ તરફ, ઉદર માત્ર અન્ન તરફ, શ્રવણ શબ્દ તરફ, ઘ્રાણ ગંધ તરફ, ચપળ દૃષ્ટિ રૂપ તરફ, **'क्व च'** અને ક્યારેક પોતપોતાના વિષય તરફ **'कर्मशक्तिः'** બીજી પણ કર્મેન્દ્રિય, **'लुनन्ति'**, છિન્નભિન્ન કરી નાખે છે.॥૨૭॥

તો આમ, 'દેહ ગુરુ છે.' વગેરે ત્રણ શ્લોકો (૨૫, ૨૬, ૨૭)થી વિરક્તિ અને વિવેકના કારણરૂપ દેહ છે, એમ સિદ્ધ કરીને હવે આ દેહ અતિ દુર્લભ છે, એમ દર્શાવતાં, ઈશ્વર પ્રત્યેની નિષ્ઠાનું બે શ્લોકોથી વિધાન કરે છે— **'सृष्ट्वा इति।'**

પોતાની માયાશક્તિથી વૃક્ષો, પેટે ચાલનારા પ્રાણીઓ, પશુઓ, પક્ષીઓ, મચ્છરો, માછલાં— એમ અનેક જાતનાં શરીરો સર્જીને, તે તે શરીરોથી સંતુષ્ટ ન થતાં, પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકવાની બુદ્ધિવાળું મનુષ્યશરીર બનાવીને પરમાત્મા આનંદ પામ્યા. ॥ ૨૮ ॥

**'पुराणि'** શરીરોને– **'पुरुषम्'** મનુષ્યશરીરને – પરમાત્માનો **'अवलोकाय'** અપરોક્ષરૂપે સાક્ષાત્કાર કરવા માટે **'धिषणा'** બુદ્ધિ છે જેનામાં તેને— તે જ કહેવાયું છે— 'તે રચનાઓમાં પૌરુષી રચના મને પ્રિય છે.' શ્રુતિ પણ છે— 'મનુષ્ય-શરીરમાં આત્મા વધારે સ્પષ્ટરૂપે પ્રકટ થાય છે.' વગેરે (ઈશ્વરે ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓને વાણી વગેરે ઇન્દ્રિયો સાથે સર્જ્યા. તે દેવતાઓએ ભોગ માટે ઈશ્વર પાસે શરીરની યાચના કરી. તે ઈશ્વરે તે દેવતાઓ માટે ગાયનું શરીર, અશ્વનું શરીર અને (પછી) મનુષ્યશરીર ક્રમાનુસાર રચીને લાવી આપ્યાં. પછી તે ઈશ્વરે તે અધિષ્ઠાતા દેવતાઓને કહ્યું: 'જે રીતે સૌનું નિવાસસ્થાન થાય તેમ આ શરીરમાં ચક્ષુ વગેરેના સ્થાનમાં તમે પ્રવેશી જાઓ.' તે કહે છે— **ताभ्यः** વગેરે)

तथा—'ताभ्यो गामानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति ताभ्योऽश्वमानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति ताभ्यः पुरुषमानयत्ता अब्रुवन्सुकृतं बत' इति च॥ २८॥

**लब्ध्वा सुदुर्लभमिदं बहुसम्भवान्ते**
**मानुष्यमर्थदमनित्यमपीह धीरः।**
**तूर्णं यतेत न पतेदनुमृत्यु याव-**
**न्निःश्रेयसाय विषयः खलु सर्वतः स्यात्॥ २९**

तस्माद्बहूनां संभवानां जन्मनामन्ते मानुष्यमनित्यमप्यर्थदं पुरुषार्थप्रापकं दैवाल्लब्ध्वेदमनुमृत्यु अन्वनु निरन्तरं मृत्यवो यस्य तद्यावन्न पतेत्तावदेव तूर्णं शीघ्रं निःश्रेयसाय यतेत। विषयः पुनः सर्वतः पश्वादियोनिष्वपि स्यादेव॥ २९ ॥

तदेवं हेयोपादेयविवेकं बहुधा निरूप्येदानीं यदुक्तं—'त्वं तु कल्पः कविर्दक्षः' इत्यादि तत्रोत्तरमाह—**एवमिति**।

**एवं संजातवैराग्यो विज्ञानालोक आत्मनि।**
**विचरामि महीमेतां मुक्तसंगोऽनहङ्कृतिः॥ ३०**

તે અનુસાર– 'તેમને ગાય લાવી આપી. તે દેવોએ કહ્યું કે આ પર્યાપ્ત નથી. તેમને અશ્વ લાવી આપ્યો. તે દેવોએ કહ્યું કે આ પર્યાપ્ત નથી. તેમને પુરુષશરીર લાવી આપ્યું. દેવોએ કહ્યું કે અહો! આ સુંદર બનાવ્યું છે!' (ઐ.ઉપ.૧/૨/૨,૩)

અનિત્ય હોવા છતાં (સર્વ) પુરુષાર્થો પ્રાપ્ત કરાવનારું અને અતિ દુર્લભ એવું આ મનુષ્ય-શરીર અનેક જન્મોના અંતે (દૈવયોગે) પ્રાપ્ત કરીને ધીર મનુષ્યે, મૃત્યુ સતત જેની પાછળ છે તેવું તે શરીર પડી ન જાય ત્યાં સુધીમાં જ મોક્ષ માટે શીઘ્ર યત્ન કરવો જોઈએ, (પણ વિષયો માટે પ્રયત્ન કરવો જોઈએ નહીં, કારણ કે) વિષયો તો બધે (બધી યોનિઓમાં) હોય છે જ. ॥ ૨૯ ॥

તેથી અનેક **'संभवानाम्'** જન્મોના અંતે, અનિત્ય હોવા છતાં પણ **'अर्थदम्'** પુરુષાર્થો પ્રાપ્ત કરાવનારું આ મનુષ્યશરીર દૈવયોગે પ્રાપ્ત કરીને **'अनुमृत्यु'** પાછળ અથવા વારંવાર સતત મૃત્યુઓ છે જેનાં તે શરીર જ્યાં સુધી પડે નહીં, ત્યાં સુધીમાં જ **'तूर्णम्'** શીઘ્ર મોક્ષ માટે યત્ન કરવો જોઈએ. વિષયો તો બધે જ, પશુ વગેરે યોનિઓમાં પણ હોય છે જ. ॥ ૨૯ ॥

તો આમ, ત્યાગવા યોગ્ય અને સ્વીકારવા યોગ્યના વિવેકનું મહદંશે નિરૂપણ કરીને, જે કહેવામાં આવ્યું હતું– **'त्वं तु कल्पः कविर्दक्षः'** (શ્રીમદ્ ભા.૧૧/૭/૨૮), તેનો હવે ઉત્તર આપે છે– **'एवम् इति।'**

આમ, (અનેક ગુરુઓ પાસેથી બોધ પ્રાપ્ત થવાથી) જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે તથા જેને વિશિષ્ટ જ્ઞાનરૂપી પ્રદીપ પ્રાપ્ત થયો છે તેવો હું આત્મામાં જ સ્થિત થઈ, સર્વ આસક્તિ છોડીને, અહંકારરહિત થઈને આ પૃથ્વી પર વિચરણ કરું છું. ॥ ૩૦ ॥

एवं बहुभ्यो गुरुभ्यः शिक्षितेन विशिष्टं ज्ञानमेवालोकः प्रदीपो यस्य सः। सप्तम्यन्तं वा आत्मविशेषणम्। आत्मनि स्थित एव महीं विचरामि॥ ३०॥

આમ, અનેક ગુરુઓ પાસેથી બોધ પ્રાપ્ત થવાથી વિશિષ્ટ જ્ઞાન એ જ **'आलोकः'** પ્રદીપ (દીવો પ્રાપ્ત થયો) છે જેને તે. **'आत्मविशेषणम्'** અથવા **सप्तमी-अन्तम्—'विज्ञानेनालोकः साक्षात्कारो यस्य तस्मिन् (आत्मनि)** વિજ્ઞાનથી સાક્ષાત્કાર થયો છે જેને તે આત્મામાં જ સ્થિત થઈને પૃથ્વી પર વિચરણ કરું છું. ॥ ૩૦ ॥

ननु किं बहुभिर्गुरुभिर्न हि श्वेतकेतुभृगुप्रमुखैर्बहवो गुरव आश्रितास्त-त्राह—**न ह्येकस्मादिति**।

શંકા કરવામાં આવી છે કે અનેક ગુરુઓથી શું પ્રયોજન છે? શ્વેતકેતુ, ભૃગુ જેમનામાં મુખ્ય છે તેઓ અનેક ગુરુઓના આશ્રયવાળા તો ન હતા, તે માટે ઉત્તર આપે છે— **'न हि एकस्मात् इति।'**

**न ह्येकस्माद् गुरोर्ज्ञानं सुस्थिरं स्यात् सुपुष्कलम्।**
**ब्रह्मैतदद्वितीयं वै गीयते बहुधर्षिभिः॥ ३१**

(મંત્રોપદેષ્ટા એક જ ગુરુ ઉપાસવા યોગ્ય છે, પરંતુ) એક જ ગુરુ પાસેથી મેળવેલું જ્ઞાન સુદૃઢ થઈને અતિ વિપુલ થતું નથી. આ એક જ અદ્વિતીય બ્રહ્મને ઋષિઓ દ્વારા (સપ્રપંચ અને નિષ્પ્રપંચ વગેરે ભેદોથી) અનેક રીતે વર્ણવવામાં આવ્યું (હોવાથી વ્યામોહ જ થાય છે. આથી મહાગુરુએ ઉપદેશેલા મતના પોષણ માટે અને પોતાની બુદ્ધિથી મનન કરવા માટે અનેક ગુરુઓનો આશ્રય કરવો જોઈએ). ॥ ૩૧ ॥

बहुधा सप्रपञ्चनिष्प्रपञ्चभेदादिभिः। अयं भावः—नैते परमार्थोपदेशगुरवः किंत्वन्वय-व्यतिरेकाभ्यामात्मन्यसंभावनादिमात्रनिवर्तका-स्तेषां बहुत्वं युक्तमेवेति। ज्ञानप्रदं गुरुमेवेति ज्ञानप्रदं। गुरुमेकमेव वक्ष्यति—'मदभिज्ञं गुरुं शान्तमुपासीत' इति। उक्तं च—'तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम्।' इति॥ ३१॥

**'बहुधा'** સપ્રપંચ, નિષ્પ્રપંચ ભેદ વગેરે દ્વારા— ભાવ આ પ્રમાણે છે– આ ગુરુઓ પરમાર્થનો ઉપદેશ કરનારા નથી, પરંતુ અન્વય અને વ્યતિરેકથી અર્થાત્ તે તે ધર્મો ત્યાગવા યોગ્ય કે સ્વીકારવા યોગ્ય હોવાથી વિધિ અને નિષેધથી પોતાનો (ગુરુના ઉપદેશમાં સંદેહરૂપ) અસંભાવનાદિ દોષ દૂર કરનારા તે ગુરુઓ અનેક હોય તે યોગ્ય જ છે. જ્ઞાન પ્રદાન કરનાર ગુરુ જ છે. (બાકી મંત્રનો ઉપદેશ કરનાર) ગુરુ એક જ હોય છે, એમ કહેશે– 'મને જાણનારા શાંત ગુરુની ઉપાસના કરવી.' (શ્રીમદ્ ભા. ૧૧/૧૦/૫) વળી, કહેવાયું છે કે– 'તેથી કલ્યાણને જાણવાની ઈચ્છાવાળાએ ઉત્તમ ગુરુને શરણે જવું જોઈએ.' (શ્રીમદ્ ભા.૧૧/૩/૨૧) ॥ ૩૧ ॥

श्रीभगवानुवाच

**इत्युक्त्वा स यदुं विप्रस्तमामन्त्र्य गभीरधीः ।**
**वन्दितोऽभ्यर्थितो राज्ञा ययौ प्रीतो यथागतम् ॥ ३२**

विप्रो दत्तात्रेयः—'योगर्द्धिमापुरुभयीं यदुहैहयाद्याः ॥' इत्युक्तत्वात्। यथागतं तथैव। यदृच्छया ययावित्यर्थः ॥ ३२ ॥

**અવધૂતવચઃ શ્રુત્વા પૂર્વેષાં નઃ સ પૂર્વજઃ ।**

**अवधूतवचः श्रुत्वा पूर्वेषां नः स पूर्वजः ।**
**सर्वसंगविनिर्मुक्तः समचित्तो बभूव ह ॥ ३३**

भगवान्स्वीयं ब्रह्मवित्कुलमिति श्लाघते—नः पूर्वेषां पूर्वज इति ॥ ३३ ॥

अत्र संग्रहश्लोकाः—
'कपोतमीनहरिणकुमारीगजपन्नगाः ।
पतङ्गः कुररश्चाष्टौ हेयार्थे गुरवो मताः ॥ १

**શ્રીભગવાન બોલ્યા** – રાજા (યદુ) દ્વારા વંદન કરાયેલા અને પ્રાર્થના કરાયેલા, તે અગાધ બુદ્ધિવાળા વિપ્ર દત્તાત્રેયજી આ પ્રમાણે ઉપદેશ આપીને, તેમની અનુમતિ લઈને, પ્રસન્ન થઈ જેમ આવ્યા હતા તેમ (દૈવેચ્છાથી) ગયા. ॥ ૩૨ ॥

**'विप्रः'** વિપ્ર દત્તાત્રેયજી– 'યદુ, હૈહય વગેરેએ (દત્તાત્રેયજીની ચરણકમળરજથી પવિત્ર થઈને) ભૌતિક અને દિવ્ય– બંને પ્રકારનાં યોગૈશ્વર્ય પ્રાપ્ત કર્યાં હતાં.' (શ્રીમદ્ ભા.૨/૭/૪) એમ કહ્યું હોવાથી (અહીં **'विप्रः'** એટલે દત્તાત્રેયજી)– જેમ આવ્યા હતા તેમ જ દૈવેચ્છાથી પધાર્યા, એમ અર્થ છે. ॥૩૨॥

અવધૂત (દત્તાત્રેયજી)નું વચન સાંભળીને આપણા પૂર્વજોના પણ પૂર્વજ તે રાજા યદુ સર્વ આસક્તિથી મુક્ત થઈને બ્રહ્મનિષ્ઠ થયા. ॥ ૩૩ ॥

'પોતાનું કુળ બ્રહ્મવેત્તા છે.' એમ કહીને ભગવાન પ્રશંસા કરે છે– **'नः पूर्वेषां पूर्वजः इति।'** ॥ ૩૩ ॥

અહીં પચ્ચીસ ગુરુઓના આખ્યાન વિષે સંક્ષેપમાં શ્લોકો છે– હોલો, માછલો, હરણ, કન્યા, હાથી, સાપ, પતંગિયું, ટિટોડો– એમ આઠ ગુરુઓ ત્યાગ કરવાના અર્થમાં લીધા છે. ((૧) હોલા જેવી આસક્તિ છોડવી, (૨) માછલા જેવી રસ માટેની આસક્તિ છોડવી, (૩) હરણ જેવી શબ્દશ્રવણની આસક્તિ છોડવી, (૪) કુમારીના કંકણની જેમ સજાતીય યોગીનો સંગ પણ છોડવો, (૫) હાથી જેવી સ્પર્શની આસક્તિ છોડવી, (૬) સાપની જેમ મનુષ્યોનો સંગ અને નિશ્ચિત રહેઠાણ છોડવાં, (૭) પતંગિયા જેવી રૂપ માટેની આસક્તિ છોડવી અને (૮) ટિટોડા પાસેથી પરિગ્રહનો ત્યાગ શીખવા યોગ્ય છે. ॥ ૧ ॥

मधुकृन्मधुहर्ता च पिङ्गलाथ द्वयोस्त्रयः।
उपादेयार्थविज्ञाने शेषाः पृथ्व्यादयो मताः॥ २

હવે મધમાખી, મધ હરી લેનારો અને પિંગલા, એ ત્રણ ગુરુઓ ત્યાગવા યોગ્ય અને સ્વીકારવા યોગ્ય બંને ઉપદેશ આપનારા છે. ((૯) મધમાખી પાસેથી માધુકરીવૃત્તિ અને સારગ્રહણ સ્વીકારવા યોગ્ય છે અને સંગ્રહવૃત્તિ ત્યાગવા યોગ્ય છે. (૧૦) મધ હરી લેનારા પાસેથી, બીજાએ એકઠા કરેલા ધનને ગ્રહણ કરવાની વૃત્તિ ત્યાગવા યોગ્ય છે, અને યોગી ઉદ્યમ કર્યા વિના જ દેહના નિર્વાહ જેટલો ભોગ મેળવી શકે છે, તે સ્વીકારવા યોગ્ય છે. (૧૧) પિંગલા પાસેથી આશામયી પૂર્વાવસ્થા ત્યાગવા યોગ્ય છે અને પરમ સુખરૂપ નૈરાશ્ય સ્વીકારવા યોગ્ય છે.)

પૃથ્વી વગેરે બાકીના (ચૌદ ગુરુઓ) સ્વીકાર કરવા યોગ્ય જ્ઞાન માટે માનવામાં આવ્યા છે. ( (૧૨) પૃથ્વી પાસેથી ક્ષમા અને પરોપકાર, (૧૩) વાયુ પાસેથી જીવનનિર્વાહ જેટલું આહાર-ગ્રહણ, (૧૪) આકાશ પાસેથી અનાસક્તિ, (૧૫) જળ પાસેથી સ્વચ્છતા વગેરે, (૧૬) અગ્નિ પાસેથી તેજસ્વિતા, (૧૭) ચંદ્ર પાસેથી આત્માનું અવિકારિત્વ, (૧૮) સૂર્ય પાસેથી સમયાનુસાર ગ્રહણ અને પરિત્યાગ, (૧૯) સમુદ્ર પાસેથી પ્રસન્નતા—ગંભીરતા વગેરે, (૨૦) અજગર પાસેથી દૈવયોગે આવેલા ભોગનો સ્વીકાર, (૨૧) બાળક પાસેથી આત્મારામત્વ, (૨૨) બાણ બનાવનાર પાસેથી ચિત્તની એકાગ્રતા, (૨૩) કરોળિયા પાસેથી ઈશ્વરના સ્વાતંત્ર્યનું જ્ઞાન, (૨૪) કીડા પાસેથી નિરંતર ભગવદ્ધ્યાન અને (૨૫) પોતાના દેહ પાસેથી વિવેક-વૈરાગ્ય સ્વીકારવા યોગ્ય છે.) ॥ ૨ ॥

तदवान्तरभेदश्च तत्र तत्र स्फुटीकृतः।
अध्यायत्रितये चाष्टनवाष्टावीरिताः क्रमात्॥ ३

તે બંને વચ્ચેનો ત્યાગવા યોગ્ય અને સ્વીકારવા યોગ્યનો ભેદ તે તે ઉપાખ્યાનમાં સ્પષ્ટ કરવામાં આવ્યો છે. ત્રણ અધ્યાયમાં અનુક્રમે (સાતમા અધ્યાયમાં પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, હોલો– એમ) આઠ, (આઠમા અધ્યાયમાં અજગર, સમુદ્ર, પતંગિયું, ભમરો (મધમાખી), હાથી, મધ હરી લેનારો, હરણ, માછલો, પિંગલા– એમ) નવ અને (નવમા અધ્યાયમાં ટિટોડો, બાળક, કુમારી, બાણ બનાવનારો, સર્પ, કરોળિયો, કીડો અને દેહ– એમ) આઠ (મળી પચ્ચીસ ગુરુઓ) વર્ણવાયા છે. ॥ ૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे नवमोऽध्यायः॥ ९॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां नवमोऽध्यायः॥ ९॥

*****

# अथ दशमोऽध्यायः

## લૌકિક તથા પારલૌકિક ભોગોની અસારતાનું નિરૂપણ

चतुर्विंशतिगुर्वाख्यालब्धसंभावनाभुवः।
उद्धवस्यात्मतत्त्वाप्त्यै साधनोक्तिरतः परैः॥ १

ચોવીસ ગુરુઓના કથન દ્વારા સંભાવનાનું (આત્માના અનુભવ વિષે પોતાની યોગ્યતાના નિર્ણયનું) સ્થાન જેમણે પ્રાપ્ત કર્યું છે, તે ઉદ્ધવજીને આત્મતત્ત્વની પ્રાપ્તિ માટે આ (નવમા અધ્યાય) પછીના અધ્યાયોથી (ભગવાન શ્રીકૃષ્ણે કરેલી) સાધનોક્તિ વર્ણવવામાં આવી છે. ॥ ૧ ॥

दशमे देहसंबन्धात्संसृतिर्नात्मनः स्वतः।
इत्येतद्वर्णयामास मतान्तरनिरासतः॥ २

આત્માને દેહના સંબંધથી સ્વતઃ સંસાર નથી, તે અન્ય મતના ખંડન દ્વારા વર્ણવવામાં આવ્યું છે. ॥ ૨ ॥

तदेवमन्वयव्यतिरेकाभ्यामुत्पन्नविवेकज्ञानस्य तत्त्वज्ञानायादित आरभ्य साधनान्युपदिशति भगवान्—**मयेति**।

(ત્યાગ કરવા યોગ્ય અને સ્વીકારવા યોગ્ય ગુરુઓનું વર્ણન હોવાથી) વિધિ-નિષેધરૂપ અન્વય અને વ્યતિરેકથી જેને વિવેકજ્ઞાન ઉત્પન્ન થયું છે, તે ઉદ્ધવજીને તત્ત્વજ્ઞાન આપવા માટે ભગવાન પહેલેથી માંડીને સાધનોનો ઉપદેશ કરે છે— **'મયા ઇતિ।'**

श्रीभगवानुवाच

**मयोदितेष्ववहितः स्वधर्मेषु मदाश्रयः।**
**वर्णाश्रमकुलाचारमकामात्मा समाचरेत्॥ १**

मया पञ्चरात्राद्युक्तवैष्णवधर्मेष्ववहितो- ऽप्रमत्तः संस्तदविरोधेन वर्णाद्याचारमनुतिष्ठेत् ॥ १ ॥

कथमकामात्मता संभवति तत्राह— **अन्वीक्षेतेति।**

**अन्वीक्षेत विशुद्धात्मा देहिनां विषयात्मनाम्।**
**गुणेषु तत्त्वध्यानेन सर्वारम्भविपर्ययम्॥ २**

स्वधर्मैर्विशुद्धचित्तः सन्देहिनां विषयेषु सत्यत्वाभिनिवेशेन ये सर्वे आरम्भास्तेषां फलवैपरीत्यं पश्येत्। एवं फलवैपरीत्यादकामः स्यात्॥ २॥

किंच काम्यविषयाणां मिथ्यात्वाद- पीत्याह—**सुप्तस्येति।**

**सुप्तस्य विषयालोको ध्यायतो वा मनोरथः।**
**नानात्मकत्वाद् विफलस्तथा भेदात्मधीर्गुणैः॥ ३**

**શ્રીભગવાન બોલ્યા** – (ગીતા, પંચરાત્ર વગેરે શાસ્ત્રોમાં) મેં કહેલા (પૂજા, નમસ્કાર, શ્રવણ વગેરે વૈષ્ણવ) ધર્મોમાં પ્રમાદરહિત, ફળની આશારહિત મનવાળા અને એક માત્ર મારા આશ્રયવાળા થઈને વર્ણ, આશ્રમ, કુળના આચારનું અનુષ્ઠાન કરવું જોઈએ. ॥ ૧ ॥

મારા દ્વારા પંચરાત્ર વગેરેમાં કહેવામાં આવેલા વૈષ્ણવ ધર્મોમાં '**अवहितः**' પ્રમાદરહિત થઈ, તે ધર્મોને હાનિ ન પહોંચે તેમ વર્ણાદિના આચારનું અનુષ્ઠાન કરવું જોઈએ. ॥ ૧ ॥ મનમાં

મનમાં **अकामात्मता** કામનાની નિવૃત્તિ થઈ હોય તેવું કેવી રીતે થાય, તે કહે છે— '**अन्वीक्षेत इति।**'

(સ્વધર્માચરણથી) વિશુદ્ધ થયેલા ચિત્તવાળા મનુષ્યે, જેમનું મન વિષયોમાં લાગેલું છે તેવા દેહધારીઓને વિષયોમાં સત્યતા હોવાની, દૃઢ માન્યતાને કારણે (સુખ માટે) કરવામાં આવતા સર્વ પ્રયાસોમાં (દુઃખદાયક) વિપરીત ફળ મળે છે, એ વારંવાર જોવું જોઈએ. ॥ ૨ ॥

સ્વધર્મોથી વિશુદ્ધ થયેલા ચિત્તવાળા થઈને મનુષ્યે, દેહધારીઓને વિષયોમાં સત્યતા હોવાની દૃઢ માન્યતાને કારણે (સુખ માટે) જે પ્રયાસો કરવામાં આવે છે તેમાં વિપરીત ફળ મળે છે, તે જોવું જોઈએ. આમ, વિપરીત ફળ મળે છે, તે જોવાથી નિષ્કામતા આવે છે. ॥ ૨ ॥

વળી, કામ્ય વિષયોના મિથ્યાત્વ(ના ચિંતન)થી પણ નિષ્કામતા જન્મે છે, એમ કહે છે— '**सुप्तस्य इति।**'

જેમ સૂતેલા (સ્વપ્ન જોતા) મનુષ્યને અનેક પ્રકારના પદાર્થોનું દર્શન અર્થશૂન્ય (ભ્રમ) છે, (જેમ રાજા વગેરેનાં ચરિત્રોનું) ધ્યાન કરતા મનુષ્યનો મનોરથ અનેક પ્રકારનો હોવાથી નિષ્ફળ છે, તેમ ઈન્દ્રિયોથી જે અનેક પ્રકારની (ભેદ)બુદ્ધિ થાય છે તે મનોજન્ય સ્વપ્ન અને મનોરથની જેમ વ્યર્થ હોય છે. ॥ ૩ ॥

विफलोऽर्थशून्यः। अत्रैवं प्रयोगः— इन्द्रियैर्या बहिर्नानाबुद्धिः सा विफला, नानात्मकत्वात् ऐन्द्रियकत्वाच्च। मनोजन्य-स्वप्नमनोरथवदिति ॥ ३ ॥

**'विफलः'** અર્થશૂન્ય– અહીં આ પ્રમાણે યોજના છે– ઈન્દ્રિયોથી બહાર જે અનેક પ્રકારની બુદ્ધિ થાય છે તે વ્યર્થ છે, કારણ કે અનેક પ્રકારની અને ઈન્દ્રિયસંબંધી હોય છે. મનોજન્ય સ્વપ્ન અને મનોરથની જેમ તે બુદ્ધિ ઈન્દ્રિયો દ્વારા કલ્પિત હોય છે. ॥ ૩ ॥

**निवृत्तं कर्म सेवेत प्रवृत्तं मत्परस्त्यजेत्।**
**जिज्ञासायां संप्रवृत्तो नाद्रियेत् कर्मचोदनाम्॥ ४**

એક માત્ર મારો આશ્રય કરનાર મનુષ્ય કામ્યકર્મનો ત્યાગ કરે, (પણ) *નિત્ય-નૈમિત્તિક કર્મો તો કરે જ. આત્મતત્ત્વને જાણવાની ઈચ્છા માટે સારી રીતે પ્રવૃત્ત થયેલો મનુષ્ય નિત્ય-નૈમિત્તિક કર્મની વિધિ માટે પણ આદર રાખે નહીં. ॥ ૪ ॥

'मोक्षार्थी न प्रवर्तेत तत्र काम्यनिषिद्धयोः।
नित्यनैमित्तिके कुर्यात्प्रत्यवायजिहासया॥'

इति स्मृतिरतः प्रवृत्तं काम्यं कर्म त्यजेन्निवृत्तं नित्यनैमित्तिकमेव कुर्यात्। आत्मविचारे तु सम्यक्प्रवृत्तो निवृत्तकर्म-चोदनामपि नाद्रियेत॥ ४॥

'મોક્ષાર્થી કામ્ય કર્મો અને નિષિદ્ધ કર્મોમાં ન પ્રવર્તે, (પણ) પાપને છોડી દેવાની ઈચ્છાથી નિત્ય અને નૈમિત્તિક કર્મો કરે.' એમ સ્મૃતિ છે. આથી **'प्रवृत्तम्'** કામ્ય કર્મનો ત્યાગ કરે. **'निवृत्तम्'** નિત્ય-નૈમિત્તિક કર્મ જ કરે. આત્મવિચારમાં સારી રીતે પ્રવૃત્ત થયેલો મનુષ્ય નિત્ય-નૈમિત્તિક કર્મની વિધિનો પણ આદર કરે નહીં. ॥ ૪ ॥

**यमानभीक्ष्णं सेवेत नियमान् मत्परः क्वचित्।**
**मदभिज्ञं गुरुं शान्तमुपासीत मदात्मकम्॥ ५**

મારા આશ્રયવાળો મનુષ્ય (અહિંસાદિ) યમોને આદરપૂર્વક સેવે, પણ (શૌચાદિ) નિયમો આત્મજ્ઞાનમાં વિરોધ ન આવે તેમ યથાશક્તિ પાળે. મને તત્ત્વથી જાણનારા મારા સ્વરૂપ એવા શાંત ગુરુની ઉપાસના કરે. ॥ ૫ ॥

किंच यमानहिंसादीनभीक्ष्णमादरेण सेवेत। शौचादींस्तु नियमान् क्वचिद्यदा शक्तिस्तदा आत्मज्ञानाविरोधेन। यमान्द्वादशे,

વળી, અહિંસાદિ યમોને **'अभीक्ष्णम्'** આદરપૂર્વક સેવે, પણ શૌચાદિ નિયમોને **'क्वचित्'** શક્તિ હોય તે પ્રમાણે, આત્મજ્ઞાનમાં વિરોધ ન આવે તેમ સેવે. યમો બારમા અધ્યાયમાં અને

* ૧ નિત્ય કર્મો - સંધ્યા, પૂજા વગેરે રોજ કરવાનાં કર્મો. ૨ નૈમિત્તિક કર્મો - શ્રાદ્ધ વગેરે નિમિત્તથી થતાં નૈમિત્તિક કર્મો. ૩ કામ્ય કર્મો - પુત્ર, ધન, કીર્તિ, સ્વર્ગ વગેરેની ઈચ્છાથી કરાતાં કર્મો. ૪ પ્રાયશ્ચિત્ત કર્મો - પાપ દૂર કરવા કરાતાં કર્મો. ૫ નિષિદ્ધ કર્મો - ચોરી, હિંસા વગેરે નિષેધ કરવામાં આવેલાં કર્મો. આમ, પાંચ પ્રકારનાં કર્મો છે.

नियमांश्चैकोनविंशेऽध्याये वक्ष्यति। किंच यमेष्वप्यादरं परित्यज्य गुरुमुपासीतेत्याह—मदभिज्ञमिति। मदात्मकं मद्रूपम्॥ ५॥

નિયમો એકવીસમા અધ્યાયમાં કહેશે. વળી, યમોમાં આદર છોડીને ગુરુની ઉપાસના કરવી જોઈએ, એમ કહે છે— **'मत्-अभिज्ञम् इति।' 'मत्-आत्मकम्'** મને તત્ત્વથી જાણનારા મારા સ્વરૂપ ગુરુને (સેવે). ॥ ५ ॥

गुरुसेवकस्य धर्मानाह—**अमानीति**।

ગુરુની સેવા કરનારના ધર્મો વર્ણવે છે— **'अमानी इति।'**

**अमान्यमत्सरो दक्षो निर्ममो दृढसौहृदः।**
**असत्वरोऽर्थजिज्ञासुरनसूयुरमोघवाक् ॥ ६**

**जायापत्यगृहक्षेत्रस्वजनद्रविणादिषु ।**
**उदासीनः समं पश्यन् सर्वेष्वर्थमिवात्मनः ॥ ७**

ગુરુની સેવા કરનાર અભિમાનરહિત, મત્સરરહિત, આળસરહિત, પત્ની-પુત્રાદિ ઉપર મમતા ન રાખનારો, પણ ગુરુ પ્રત્યે દૃઢ સ્નેહ ધરાવનારો, વ્યગ્ર ન થનારો, તત્ત્વને જાણવાની ઈચ્છા રાખનારો, દોષદૃષ્ટિરહિત, વ્યર્થ વાણી ન બોલનારો, ॥ ६ ॥ પત્ની-પુત્ર-ઘર-ખેતર-સ્વજન-ધન વગેરે વિષે ઉદાસીન, સર્વ શરીરોમાં એક જ આત્મા હોવાથી આત્માનાં સુખ(દુઃખ, હાનિ) વગેરેને સમાનરૂપે જોનારો હોવો જોઈએ. ॥ ७ ॥

दक्षोऽनलसः। निर्ममो जायादिषु ममता-शून्यः। गुरौ तु दृढसौहृदः। असत्वरोऽव्यग्रः। अमोघवाक् व्यर्थालापरहितः। एतान्येव शिष्यस्य लक्षणानि ज्ञेयानि॥ ६॥

**'दक्षः'** આળસરહિત, **'निर्ममः'** પત્ની વગેરે ઉપર મમતા ન રાખનારો, પણ ગુરુ પ્રત્યે દૃઢ સ્નેહ રાખનારો, **'असत्वरः'** વ્યગ્ર ન થનારો, **'अमोघवाक्'** વ્યર્થ વાણી ન બોલનારો– શિષ્યનાં આટલાં જ લક્ષણો જાણવાં યોગ્ય છે. ॥ ६ ॥

ननु स्वजायादिषु कथं निर्ममः स्यात्तत्राह—**जायेति**।

શંકા કરવામાં આવી છે કે પોતાની પત્ની વગેરે ઉપર કેવી રીતે કોઈ મમતારહિત થાય? તે માટે ઉત્તર આપે છે— **'जाया इति।'**

औदासीन्यहेतुं विवेकं दर्शयति—आत्मनोऽर्थं प्रयोजनं सर्वत्र सममिव पश्यन्निति। अयं भावः—सर्वदेहेष्वात्मन एकत्वाज्जायादि-देहेऽस्मिंश्च स्वदेहे आत्मनोऽर्थः सुखादिः सम एव केन विशेषेणैतेष्वेव ममत्वाभिनिवेश इत्येवमुदासीनः सन् गुरुं प्रपद्येतेति॥ ७॥

ઉદાસીનતા કેળવવા માટે વિવેક દર્શાવે છે– આત્માનાં **'अर्थम्'** પ્રયોજનરૂપ સુખ, દુઃખ, હાનિ વગેરે સર્વત્ર સમાન છે, એમ જોતો– ભાવ આ પ્રમાણે છે– સર્વ શરીરોમાં એક જ આત્મા હોવાથી પત્ની વગેરેના શરીરમાં પોતાના આ શરીરમાં આત્માનાં **'अर्थः'** સુખાદિ સમાન જ છે. કઈ વિશેષતાથી તેમના ઉપર મમત્વનો આગ્રહ રાખવો જોઈએ? એ રીતે ઉદાસીન થઈ ગુરુને શરણે જવું જોઈએ. ॥ ७ ॥

अहो कोऽसौ देहादिव्यतिरिक्त आत्मा यस्यैक्यादर्थः सर्वेषु समः स्यात्तमाह— **विलक्षण इति।**

**विलक्षणः स्थूलसूक्ष्माद् देहादात्मेक्षिता स्वदृक्।**
**यथाग्निर्दारुणो दाह्याद् दाहकोऽन्यः प्रकाशकः॥**
**॥ ८ ॥**

स्थूलसूक्ष्मदेहद्वयादात्माऽन्यो यतो विलक्षणः। द्वेधा वैलक्षण्यं दर्शयति—ईक्षिता स्वदृगिति। द्रष्टा हि दृश्याद्विलक्षणः। स्वप्रकाशश्च जडाद्विलक्षणः। तयोरन्यत्वे दृष्टान्तः—यथाग्निर्दाहकः प्रकाशकश्च दाह्यात् प्रकाश्याच्च दारुणः काष्ठादन्यस्तद्वदिति॥ ८॥

अनेनैव दृष्टान्तेन नित्यत्वानादित्व-विभुत्वैकत्वादयोऽपि सिध्यन्तीत्याह— **निरोधेति।**

**निरोधोत्पत्त्यणुबृहन्नानात्वं तत्कृतान् गुणान्।**
**अन्तः प्रविष्ट आधत्त एवं देहगुणान् परः॥ ९**

यथा दारुष्वन्तः प्रविष्टोऽग्निस्तत्कृता-न्नाशादीन्प्राप्नोति, न तु स्वतो नाशादिमान्। एवं देहगुणाननित्यत्वादीन् देहात्परो नित्यादि-स्वरूपोऽप्यात्मानुभवति। ततश्च नित्यत्वादि-भिरपि वैलक्षण्यादन्यत्वमिति भावः॥ ९॥

અહો! (સ્થૂળ અને સૂક્ષ્મ) દેહાદિથી અળગો એ આત્મા કોણ છે? કે જેના ઐક્યથી સર્વ શરીરોમાં સમાન સુખ-દુઃખ થાય? તે કહે છે— **‘विलक्षणः इति।’**

જેમ દાહક અને પ્રકાશક અગ્નિ દાહ્ય અને પ્રકાશ્ય લાકડાથી જુદો છે, તેમ દ્રષ્ટા અને સ્વપ્રકાશ આત્મા દૃશ્ય અને જડ એવા સ્થૂળ અને સૂક્ષ્મ દેહથી વિલક્ષણ છે. ॥ ૮ ॥

સ્થૂળ અને સૂક્ષ્મ બંને દેહ કરતાં આત્મા અળગો છે. આથી વિલક્ષણ છે. વિલક્ષણતા બે રીતે દર્શાવે છે— **‘ईक्षिता स्वदृक् इति।’** દ્રષ્ટા (આત્મા) દૃશ્ય (દેહ)થી વિલક્ષણ છે અને સ્વપ્રકાશ (આત્મા) જડ (દેહ)થી વિલક્ષણ છે. તે બંનેનું અન્યરૂપે દૃષ્ટાંત– જેમ બાળનારો અગ્નિ દાહક અને પ્રકાશક છે, તેમ જ બાળવા યોગ્ય અને પ્રકાશિત કરવા યોગ્ય **‘दारुणः’** લાકડાથી જુદો છે તેમ! ॥ ૮ ॥

આ જ દૃષ્ટાંતથી આત્માનું નિત્યત્વ, અનાદિત્વ, વિભુત્વ, એકત્વ વગેરે પણ સિદ્ધ થાય છે, એમ કહે છે— **‘निरोध इति।’**

જેમ અગ્નિ લાકડામાં પ્રવિષ્ટ થઈને તે લાકડાએ કરેલા નાશ, પ્રાકટ્ય, અણુત્વ, બૃહત્ત્વ, અનેકત્વ (વગેરે) ગુણો પામે છે, તેમ દેહમાં પ્રવેશેલો આત્મા દેહથી પર (નિત્ય વગેરે સ્વરૂપવાળો) હોવા છતાં દેહના નાશ વગેરે ગુણોને અનુભવે છે. ॥ ૯ ॥

જેમ લાકડાની અંદર પ્રવિષ્ટ થયેલો અગ્નિ તે લાકડાએ કરેલા નાશ વગેરેને પ્રાપ્ત કરે છે, પરંતુ અગ્નિ સ્વતઃ નાશ વગેરે ગુણોવાળો નથી, એમ દેહના અનિત્યત્વ વગેરે ગુણોને દેહથી પર એવો આત્મા નિત્ય વગેરે સ્વરૂપવાળો હોવા છતાં અનુભવે છે. નિત્યત્વ વગેરે ગુણોને કારણે પણ તે આત્મા વિલક્ષણ હોવાથી આત્મા અળગો છે, એવો ભાવ છે. ॥ ૯ ॥

नन्वग्नेर्दारुसंयोगात्तद्धर्मभाक्त्वं घटते, आत्मनस्त्वसङ्गत्वात्कथं देहेन तद्धर्मैर्वा संबन्धः, संबन्धे वा कुतस्तन्निवृत्तिस्तत्राह—**योऽसाविति**।

શંકા કરવામાં આવી છે કે અગ્નિનો લાકડા સાથે સંયોગ થવાથી અગ્નિ લાકડાનો ધર્મ સેવે છે, પરંતુ આત્મા અસંગ હોવાથી તેને દેહ સાથે કે દેહના ધર્મો સાથે કેવી રીતે સંબંધ ઘટે? સંબંધ ઘટે તો તે દૂર કેવી રીતે થાય? તેનો ઉત્તર આપે છે— **'यः असौ इति।'**

**योऽसौ गुणैर्विरचितो देहोऽयं पुरुषस्य हि।**
**संसारस्तन्निबन्धोऽयं पुंसो विद्याच्छिदात्मनः ॥ १०**

ઈશ્વરને અધીન એવા માયાના ગુણોથી જે એ સ્થૂળ અને સૂક્ષ્મ દેહ રચાયેલો છે તેમાં (હું અને મારું વગેરે) અધ્યાસને કારણે જીવને સંસાર થયેલો છે, તેથી આત્મવિદ્યા તેને દૂર કરનારી છે. ॥ ૧૦ ॥

पुरुषस्येश्वरस्याधीनैर्मायागुणैर्योऽसौ सूक्ष्मोऽयं च स्थूलो देहो विरचितः पुंसो जीवस्यायं संसारस्तन्निबन्धनस्तदध्यासकृतः। हि यस्मादेवं तस्मादात्मविद्या तन्निवर्तिकेत्याह—आत्मनो विद्या विज्ञानं तस्य छित् छेत्री। आच्छिदिति वा पदच्छेदः ॥ १० ॥

**'पुरुषस्य'** ઈશ્વરને અધીન એવા માયાના ગુણોથી જે એ સ્થૂળ અને સૂક્ષ્મ દેહ રચાયો છે, **'पुंसः'** જીવનો આ સંસાર **'तत्-निबन्धनः'** તેના અધ્યાસ દ્વારા કરવામાં આવ્યો છે. **'हि'** જે કારણે આમ છે, તેથી આત્મવિદ્યા તેને દૂર કરનારી છે, એમ કહે છે– આત્માનું **'विद्या'** વિજ્ઞાન તે અધ્યાસને **'छित्'** કાપનારું છે. અથવા **'आच्छित्-आत्मनः'** (અધ્યાસને સંપૂર્ણ રીતે કાપી નાખે છે,) એમ પદચ્છેદ થઈ શકે છે. ॥ ૧૦ ॥

**तस्माज्जिज्ञासयाऽऽत्मानमात्मस्थं केवलं परम्।**
**संगम्य निरसेदेतद्वस्तुबुद्धिं यथाक्रमम्॥**
**॥ ११ ॥**

(દેહાદિમાં અધ્યાસ હોવાથી જ સંસાર છે,) તેથી જાણવાની ઈચ્છારૂપ વિચારથી કાર્યકારણના સંઘાતરૂપ દેહમાં જ રહેલા શુદ્ધ અને દેહથી વિલક્ષણ આત્માને સારી રીતે જાણીને આ દેહાદિમાં થયેલી આત્મબુદ્ધિને (સ્થૂળ-સૂક્ષ્મ) * ક્રમાનુસાર તજવી જોઈએ. ॥ ૧૧ ॥

* સ્થૂળ શરીરરૂપ કાર્યનો પૃથ્વીમાં લય કરવો. (અર્થાત્ સ્થૂળ શરીરમાંથી ચૈતન્યબુદ્ધિના ત્યાગની ભાવના કરવી.) પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં, તેજનો વાયુમાં અને વાયુનો આકાશમાં લય કરવો. એ જ રીતે ઈન્દ્રિય, મન વગેરે કાર્યનો પણ કારણમાં લય કરવો.

यस्मादेवं तस्माज्जिज्ञासया विचारेण। आत्मस्थमात्मनि कार्यकारणसंघात एव स्थितं सम्यग्ज्ञात्वा एतदेतस्मिन्देहादौ वस्तुबुद्धिं स्थूलसूक्ष्मक्रमेण निरसेत् त्यजेत्॥ ११ ॥

જે કારણે આમ (દેહાદિમાં અધ્યાસ હોવાથી જ સંસાર) છે, તેથી જાણવાની ઈચ્છારૂપ વિચારથી **'आत्मस्थम्-आत्मनि'** કાર્ય-કારણના સંઘાતરૂપ દેહમાં જ રહેલા આત્માને (**'संगम्य'**) સારી રીતે જાણીને **'एतत्'** આ દેહાદિમાં થયેલી આત્મબુદ્ધિને સ્થૂળ-સૂક્ષ્મ ક્રમથી **'निरसेत्'** તજવી જોઈએ.॥૧૧॥

गुरोर्लब्धा विद्या अविद्यातत्कार्यनिरसन-क्षमेति स्फुटीकर्तुं विद्योत्पत्तिमग्न्युत्पत्तिरूपकेण निरूपयति—**आचार्य इति**।

ગુરુ પાસેથી મેળવેલું આત્મજ્ઞાન અવિદ્યા અને અવિદ્યાના કાર્યને દૂર કરવા સમર્થ છે, એમ સ્પષ્ટ કરવા માટે જ્ઞાનની ઉત્પત્તિને અગ્નિની ઉત્પત્તિના રૂપકથી વર્ણવે છે— **'आचार्यः इति।'**

**आचार्योऽरणिराद्यः स्यादन्तेवास्युत्तरारणिः।**
**तत्सन्धानं प्रवचनं विद्या सन्धिः सुखावहः॥ १२**

ગુરુ નીચે રહેનારું અરણિકાષ્ઠ છે અને શિષ્ય ઉપર રહેનારું અરણિકાષ્ઠ છે. તે બે અરણિને જોડનારું અગ્નિ મથવાનું કાષ્ઠ છે અને ઉપદેશથી થનારી બ્રહ્મવિદ્યા અગ્નિરૂપ છે તથા અવિદ્યાદિદોષનાશક પરમાનંદસ્વરૂપ છે. ॥ ૧૨ ॥

आद्योऽधरः। तत्संधानं तयोर्मध्यमं मन्थन-काष्ठम्। प्रवचनमुपदेशः। विद्या तु संधिः, संधौ भवन्नग्निरिव। तथा च श्रुतिः—'आचार्यः पूर्वरूपम्। अन्तेवास्युत्तररूपम्। विद्या संधिः। प्रवचनँ संधानम्' इति॥ १२॥

**'आद्यः'** નીચે, તે બંનેને જોડનારું, તે બંનેની વચ્ચે અગ્નિ મથવાનું કાષ્ઠ છે. **'प्रवचनम्'** ઉપદેશ – બ્રહ્મવિદ્યા તો **'संधिः'** સંધિમાં ઉત્પન્ન થનાર અગ્નિ જેવી છે. તે અનુસાર શ્રુતિ છે– 'ગુરુ નીચેનું અરણિકાષ્ઠ છે, શિષ્ય ઉપરનું અરણિકાષ્ઠ છે. આત્મવિદ્યા સંધિમાં થનાર અગ્નિ છે અને ઉપદેશ મધ્યસંધિમાં રખાતું મંથનકાષ્ઠ છે.' (તૈત્તિ.ઉપ. ૧/૩/૩) ॥ ૧૨ ॥

अग्निसादृश्यमेवाह—**वैशारदीति**।

અગ્નિની સરખામણી જ કરે છે— **'वैशारदी इति।'**

**वैशारदी सातिविशुद्धबुद्धि-**
**र्धुनोति मायां गुणसम्प्रसूताम्।**
**गुणांश्च सन्दह्य यदात्ममेतत्**
**स्वयं च शाम्यत्यसमिद् यथाग्निः॥ १३**

અતિનિપુણ શિષ્ય દ્વારા પ્રાપ્ત કરવામાં આવેલું અથવા અતિનિપુણ ગુરુ દ્વારા ઉપદેશાયેલું અતિ વિશુદ્ધ (આત્મવિષયક) જ્ઞાન ગુણોના કાર્યરૂપ માયાનો નાશ કરે છે અને જે ગુણોમય આ જગત જીવના સંસારનું કારણ બને છે, તે ગુણોને પણ બાળીને, સમિધા ન રહેતાં હોલવાઈ ગયેલા અગ્નિની જેમ, તે આત્મવિદ્યારૂપ જ્ઞાન સ્વયં પણ શાંત થાય છે. ॥ ૧૩ ॥

विशारदोऽतिनिपुणस्तेन शिष्येण प्राप्ता तेन गुरुणोपदिष्टा वा अतिविशुद्धा बुद्धिर्गुण-कार्यरूपां मायां निवर्तयति। यदात्मकमेतद्विश्वं जीवस्य संसृतिनिमित्तं तान् गुणांश्च दग्ध्वा असमिन्निरिन्धनः।

तस्मात्कार्येण कारणेन विद्यया च व्यवधानाभावात्साक्षात्परमानन्दरूपो भवतीति ॥ १३ ॥

एवं तावत्स्वप्रकाशज्ञानस्वरूपो नित्य एक एवात्मा, कर्तृत्वादयश्च धर्मास्तस्य देहोपाधिकास्तद्व्यतिरिक्तं सर्वमनित्यं मायामयं चातः सर्वतो विरक्तः सन्नात्मज्ञानेन मुच्यत इत्युक्तं—'विलक्षणः स्थूलसूक्ष्मात्' इत्यादिना।

तदेव श्रुतिसमन्वयेन निर्णीतेऽप्यर्थे मतान्तरविरोधेन संदेहो मा भूदिति तन्मतं निराकर्तुमुद्भावयति—**अथेति**।

**अथैषां कर्मकर्तॄणां भोक्तॄणां सुखदुःखयोः।**
**नानात्वमथ नित्यत्वं लोककालागमात्मनाम्॥ १४**

अथ मन्यसे एषां जीवात्मनां कर्मकर्तॄणां सुखदुःखयोर्भोक्तॄणां च नानात्वमिति। एवं हि जैमिनीया मन्यन्ते। अहंप्रत्ययविज्ञेय एवात्मा स च प्रतिशरीरं भिन्नः कर्तृभोक्तृ-रूपश्च न तु तत्स्वरूपभूतो निर्विकार एकः

**'विशारदः'** અતિ નિપુણ એવા તે શિષ્ય દ્વારા પ્રાપ્ત કરેલું અથવા અતિ નિપુણ ગુરુ દ્વારા ઉપદેશાયેલું અતિ વિશુદ્ધ જ્ઞાન ગુણોના કાર્યરૂપ માયાનો નાશ કરે છે. જે ગુણોમય આ જગત જીવના સંસારનું નિમિત્ત બને છે, તે ગુણોને બાળીને **'असमित्'** સમિધા ન રહેલા (અગ્નિની જેમ)–

તેથી કાર્યરૂપ દેહ-ઈન્દ્રિયાદિ, કારણરૂપ અજ્ઞાન, (એ બંનેને દૂર કરનાર) જ્ઞાન દ્વારા પણ વ્યવધાન દૂર થવાથી જીવ સાક્ષાત્ પરમાનંદરૂપ બને છે. ॥ ૧૩ ॥

તો આમ, આત્મા સ્વપ્રકાશ, જ્ઞાનસ્વરૂપ, નિત્ય અને એક જ છે. કર્તૃત્વ વગેરે ધર્મો તે (આત્મા)ની દેહરૂપ ઉપાધિવાળા છે. તે આત્માથી વ્યતિરિક્ત (વિયુક્ત) સર્વ કાંઈ અનિત્ય અને માયામય છે. આથી સર્વ રીતે વિરક્ત થઈ જીવ આત્મજ્ઞાનથી મુક્ત થાય છે, એમ **'विलक्षणः स्थूलसूक्ष्मात्'** (શ્લોક-૮) વગેરે દ્વારા કહેવામાં આવ્યું.

તે જ મત શ્રુતિઓની તાત્પર્યવૃત્તિથી બ્રહ્મમાં પર્યવસાન દ્વારા નિશ્ચિત કર્યો, છતાં મીમાંસકોના મતે એ વાતનો વિરોધ આવતાં સંદેહ ન થાય તે માટે મીમાંસકમતનું ખંડન કરવા માટે તે મત પ્રકટ કરે છે– **'अथ इति।'**

(જૈમિનીય મીમાંસકો માને છે કે) કર્મોના કર્તા અને સુખ-દુઃખના ભોક્તા આ જીવાત્માઓ અનેક છે, તેમ જ લોક, કાળ, વેદ તથા આત્માઓ નિત્ય છે. ॥ ૧૪ ॥

(**'अथ इति प्रश्ने'**-વંશીધરી– ભગવાન ઉદ્ધવજીને પૂછે છે કે હે ઉદ્ધવ!) તમે માનો છો કે કર્મોના કર્તા અને સુખ-દુઃખના ભોક્તા આ જીવાત્માઓની અનેકતા છે? જૈમિનિ મુનિના અનુયાયીઓ એમ જ માને છે. 'હું છું.' એવા ભાન ઉપરથી જણાતો તે આત્મા પ્રત્યેક શરીરમાં જુદો જુદો છે. તે કર્તા તથા

परमात्मास्तीति। यथाहुः—'अहंप्रत्ययविज्ञेयो ज्ञातव्यः सर्वदैव हि' इति। तथा वैराग्यं च न संभवति। तथा हि—भोगस्थानानाम-नित्यत्वाद्वा वैराग्यं भवेत्, भोगकालस्य वा तदुपायकर्मबोधकागमस्य वा भोक्तुरात्मनो वा नन्वेतदस्तीत्याह—अथ नित्यत्वं लोककालागमात्मनां मन्यस इति॥ १४॥

ભોક્તા છે, પણ તે આત્માનું સ્વરૂપ એક નિર્વિકાર પરમાત્મા નથી. તેઓ કહે છે તે પ્રમાણે– 'હું એવા ભાનથી આત્મા સર્વદા જાણવા યોગ્ય છે.' તથા વૈરાગ્ય કદી થતો જ નથી. તે અનુસાર– ભોગોનાં સ્થાનો, ભોગોનો કાળ, ભોગોના ઉપાયરૂપ કર્મોને જણાવનાર વેદ અને ભોક્તા કે આત્મા– આ બધાં જો અનિત્ય હોય, તો જ વૈરાગ્ય સંભવે છે, પરંતુ આ ભોગસ્થાન વગેરેનું અનિત્યત્વ નથી, એમ કહે છે– આથી તમે લોક, કાળ, શાસ્ત્ર અને આત્માનું નિત્યત્વ માનો છો? ॥ ૧૪ ॥

**मन्यसे सर्वभावानां संस्था ह्यौत्पत्तिकी यथा।**
**तत्तदाकृतिभेदेन जायते भिद्यते च धीः॥ १५**

(હે ઉદ્ધવ!) તમે માનો છો કે સર્વ પદાર્થોની સ્થિતિ પ્રવાહરૂપે નિત્ય છે? (ઘડો, કપડું વગેરે) જુદા જુદા આકારથી જુદું જુદું જ્ઞાન થાય છે.॥ ૧૫ ॥

न च सर्वभोग्यानां विच्छेदान्मायामयत्वाद्वा वैराग्यं स्यादित्याह—सर्वभावानां स्रक्चन्दनादीनां संस्था स्थितिरौत्पत्तिकी प्रवाहरूपेण नित्या। तथा च वदन्ति, 'न कदाचिदनीदृशं जगत्' इति। अतस्तत्कर्ता कश्चिदीश्वरो नास्तीति भावः। किंच यथा यथावत्। न तु मायामयीत्यर्थः। न चात्मस्वरूपभूतं नित्यमेकं ज्ञानमस्तीत्याह—तत्तदिति। घटपटाद्याकारभेदेन धीर्जायते अतोऽनित्या भिद्यते च। अयं गूढोऽभिप्रायः। न हि नित्यज्ञानरूप आत्मा, अपि तु ज्ञानपरिणामवान्, न च विकारित्वेनानित्यत्वप्रसङ्गः।

સર્વ ભોગ્ય પદાર્થોનો વિચ્છેદ થવાથી અથવા તે પદાર્થો માયારચિત હોવાથી વૈરાગ્ય થાય, પણ એમ થશે નહીં, એમ કહે છે– માળા, ચંદન વગેરે સર્વ પદાર્થોની '**संस्था**' સ્થિતિ '**औत्पत्तिकी**' પ્રવાહરૂપે નિત્ય છે. તે અનુસાર કહે છે, 'ક્યારેક જગત આવું ન હતું, એમ બનતું નથી.' (જગત એવું ને એવું પ્રવાહરૂપે રહે છે.) આથી તેનો કોઈ કર્તા ઈશ્વર નથી, એવો ભાવ છે. વળી, '**यथा**' જગત જેવું હતું તેવું જ રહે છે. સૃષ્ટિ માયામયી નથી, એમ અર્થ છે. આત્માસ્વરૂપે રહેલું નિત્ય એક જ્ઞાન નથી, એમ કહે છે– '**तत्–तद् इति।**' ઘટ, પટાદિ આકારભેદથી જ્ઞાન પણ જુદું જુદું થાય છે, આથી તે જ્ઞાન અનિત્ય અને જુદું જુદું હોય છે. આ ગૂઢ અભિપ્રાય છે. નિત્ય જ્ઞાનસ્વરૂપ કોઈ આત્મા નથી, પરંતુ આત્મા જ્ઞાનના પરિણામવાળો છે, અને છતાં પરિણામવાળો હોવાથી આત્મા અનિત્ય બની જશે, એવો પ્રસંગ પણ આવશે નહીં.

यथाहुः—'विक्रियाज्ञानरूपास्य न नित्यत्वे विरोत्स्यते' इति। अतो मुक्ताविन्द्रियादिरहितस्य परिणामासंभवाज्जडत्वेन तत्प्राप्तेरपुरुषार्थत्वात्प्रवृत्तिरेव श्रेयसी न निवृत्तिरिति॥ १५॥

જેમ (મીમાંસકો) કહે છે તેમ– 'આત્માની જ્ઞાનરૂપ વિક્રિયા (વિકાર, પરિણામ) એ આત્માના નિત્યત્વમાં વિરોધ ઊભો કરશે નહીં.' (આત્મા જ્ઞાનરૂપી પરિણામવાળો હોવા છતાં નિત્ય છે!) તેથી મુક્તિમાં આત્મા ઈન્દ્રિય વગરનો હોવાથી જ્ઞાનરૂપી પરિણામ સંભવિત નથી. આત્મા જ્ઞાનરહિત જડ બની જવાથી તે આત્માની પ્રાપ્તિ એ કોઈ પુરુષાર્થ નથી. તેથી નિવૃત્તિ નહીં, પણ કર્મપ્રવૃત્તિ જ શ્રેયસ્કરી છે. ॥ ૧૫ ॥

तत्र तावदुक्तमङ्गीकृत्य वैराग्योपपादनाय प्रवृत्तिमार्गस्यानर्थहेतुत्वं प्रपञ्चयति— **एवमपीत्यादिना**।

તેમાં (પ્રવૃત્તિ અને નિવૃત્તિમાર્ગમાં) હાલ પૂરતું (મીમાંસકનું) કહેલું માની લઈએ, તો પણ વૈરાગ્યની સિદ્ધિ માટે પ્રવૃત્તિમાર્ગ અનર્થના હેતુરૂપ છે, એમ વિસ્તારથી સમજાવે છે– **'एवम्-अपि इति।'** વગેરેથી.

**एवमप्यंग सर्वेषां देहिनां देहयोगतः।**
**कालावयवतः सन्ति भावा जन्मादयोऽसकृत्॥ १६**

હે પ્રિય (ઉદ્ધવ)! (આમ, મીમાંસકોનો) મત સ્વીકારી લઈએ તો પણ દેહના સંબંધથી સર્વ દેહધારીઓને કાળના અવયવો(રૂપ વર્ષ વગેરે)થી જન્માદિ વિકારો* તો વારંવાર થવાના જ! ॥૧૬॥

लोकानां लोकपालानामित्यतः प्राक्तनेन ग्रन्थेन। अङ्ग हे उद्धव। कालावयवतः संवत्सरादिरूपात्॥ १६॥

પૂર્વેના શ્લોક દ્વારા કહેવામાં આવ્યું કે 'સ્વર્ગાદિ લોકો અને લોકપાલોને પણ કાળ એવા મારાથી ભય છે.' (શ્રીમદ્ ભા.૮/૨૩/૨૧ અને પછીના ૧૧/૧૦/૩૦)– **'अङ्ग'** હે પ્રિય ઉદ્ધવ!, સંવત્સર વગેરેરૂપ કાળના અવયવોથી ॥ ૧૬ ॥

(जायते–अस्ति–वर्धते–विपरिणमते–अपक्षीयते–विनश्यति एते षड्विकाराः।)

*જન્મ, અસ્તિત્વ, વૃદ્ધિ, પરિવર્તન, હ્રાસ અને નાશ– આ છ વિકારો છે.

**अत्रापीति**।

**'अत्र अपि इति।'** અહીં (તમારો મત સ્વીકારવામાં આવે તો) પણ

**अत्रापि कर्मणां कर्तुरस्वातन्त्र्यं च लक्ष्यते।**
**भोक्तुश्च दुःखसुखयोः को न्वर्थो विवशं भजेत्॥ ॥ १७॥**

વળી, આ મતમાં પણ કર્મોના કર્તા અને સુખ-દુઃખના ભોક્તા (આત્મા)ની અસ્વતંત્રતા જણાય છે, (કારણ કે પોતે ઈચ્છતો ન હોવા છતાં દુષ્કર્મોમાં પ્રવૃત્તિ કરતો દેખાય છે. એ રીતે કાળ-કર્મ-ગુણને) અધીન મનુષ્યને કયો વિષય સુખ આપે? ॥ ૧૭ ॥

स्वातन्त्र्यपक्षे दुष्कर्मणो दुःखभोगस्य वाऽसंभवादित्यर्थः ॥ १७ ॥

ननु ये सम्यक्कर्म कर्तुं जानन्ति ते सुखिन एव, ये तु न जानन्ति त एव दुःखिन इति चेत्तत्राह—**नेति**।

**न देहिनां सुखं किंचिद् विद्यते विदुषामपि।**
**तथा च दुःखं मूढानां वृथाहंकरणं परम्॥ १८**

विदुषामपि क्वचित्सुखं न विद्यते तथा मूढानामपि दुःखं न विद्यते, अतो वयं कर्मकुशलत्वात्सुखिन इति तेषां केवलं वृथैवाहंकार इत्यर्थः ॥ १८ ॥

अङ्गीकृत्याप्याह—**यदीति**।

**यदि प्राप्तिं विघातं च जानन्ति सुखदुःखयोः।**
**तेऽप्यद्धा न विदुर्योगं मृत्युर्न प्रभवेद् यथा॥ १९**

तं योगमुपायं न विदुर्यथा साक्षान्मृत्युर्न प्रभवेत्॥ १९ ॥

तथापि यावज्जीवं सुखं भविष्यतीति चेन्नेत्याह—**को न्विति**।

**को न्वर्थः सुखयत्येनं कामो वा मृत्युरन्तिके।**
**आघातं नीयमानस्य वध्यस्येव न तुष्टिदः॥ २०**

આત્મા સ્વતંત્ર હોવાના મતમાં– દુષ્કર્મની કે દુઃખ ભોગવવાની સંભાવના ન હોવાથી મીમાંસક આત્માનું કર્મમાં કે ભોગમાં સ્વાતંત્ર્ય સ્વીકારી શકાય નહીં. સ્વતંત્ર હોય તો કોઈ દુષ્કર્મ ન કરે. ॥૧૭॥

શંકા કરે છે કે જો કહેવામાં આવે કે જેઓ સારી રીતે કર્મ કરવાનું જાણે છે તેઓ સુખી જ છે, પણ જેઓ નથી જાણતા તેઓ જ દુઃખી છે, તે માટે ઉત્તર આપે છે– **'न इति।'**

વિદ્વાન હોય તેવા દેહધારીઓને ક્યારેક જરા પણ સુખ હોતું નથી અને મૂર્ખ લોકોને પણ દુઃખ હોતું નથી, માટે (અમે કર્મ કરવામાં કુશળ છીએ, માટે અમે સુખી છીએ– એવો) તેઓને કેવળ ખોટો અહંકાર છે. ॥ ૧૮ ॥

વિદ્વાનોને પણ ક્યારેક સુખ હોતું નથી તેમ જ મૂર્ખોને પણ દુઃખ હોતું નથી. આથી કર્મ કરવામાં કુશળ હોવાથી અમે સુખી છીએ, એવો તેમનો અહંકાર કેવળ વૃથા જ છે, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

કર્મ કરવામાં કૌશલ્ય હોવાથી સુખ અને ન હોવાથી દુઃખ, એમ સ્વીકારીને પણ કહે છે— **'यदि इति।'**

સુખપ્રાપ્તિનો અને દુઃખનાશનો ઉપાય જો તેઓ જાણતા હોય, તો પણ સાક્ષાત્ મૃત્યુ તેમને પ્રભાવિત ન કરે તેવો ઉપાય તેઓ પણ જાણતા નથી. ॥ ૧૯ ॥

તે **'योगम्'** ઉપાય તેઓ જાણતા નથી, કે જે રીતે સાક્ષાત્ મૃત્યુ પોતાની સત્તા ન ચલાવે.॥ ૧૯ ॥

(કર્મની કુશળતા હોવાથી મૃત્યુ ન નિવારી શકાય,) તેમ છતાં (જો મીમાંસકો કહે કે) જીવે ત્યાં સુધી તો કર્મ કરીને સુખી થશે ને? તે માટે ઉત્તર આપતાં ના કહે છે– **'कः नु इति।'**

વધસ્થાને લઈ જવાતા વધ કરવા યોગ્ય મનુષ્યને જેમ (પુષ્પની માળા, ચંદનાદિ) સુખી કરી શકતાં નથી, તેમ જેની પાસે મૃત્યુ રહેલું છે તેને કયું ધન કે કયો વિષય સંતોષ આપી શકે? ॥૨૦॥

यतोऽन्तिके वर्तमानो मृत्युः न तुष्टिदो न तुष्टिं ददाति। आघातं वधस्थानं प्रति नीयमानस्य वध्यस्य स्रक्चन्दनादि यथा न सुखयेत्॥ २०॥

'**यतः**' કારણ એ છે કે પાસે રહેલું મૃત્યુ '**न तुष्टिदः**' સંતોષ આપી શકતું નથી. '**आघातम्**' વધસ્થાન તરફ લઈ જવાતા વધ કરવા યોગ્ય મનુષ્યને માળા, ચંદન વગેરે ભોગ્ય સામગ્રી જેમ સુખી કરી શકતાં નથી તેમ! ॥ २०॥

एवमस्मिँल्लोके सुखं नास्तीत्युक्तं लोकान्तरेऽपि तथैवेत्याह—**श्रुतमिति**।

આમ, આ લોકમાં સુખ નથી, એમ કહેવામાં આવ્યું. બીજા લોકમાં પણ તેમ જ છે, એમ કહે છે— '**श्रुतम् इति।**'

**श्रुतं च दृष्टवद् दुष्टं स्पर्धासूयात्ययव्ययैः।**
**बह्वन्तरायकामत्वात् कृषिवच्चापि निष्फलम्॥ २१**

શ્રવણ કરવામાં આવેલાં (સ્વર્ગાદિનાં) સુખ પણ (આ લોકમાં) અનુભવેલાં સુખોની જેમ સ્પર્ધા, અસૂયા, નાશ અને ક્ષયથી દૂષિત થયેલાં છે. જે (સ્વર્ગાદિ) સુખમાં કંઈક ને કંઈક ક્ષતિરૂપ અનેક વિઘ્નો હોવાથી, અનેક વિઘ્નોવાળી ખેતીની જેમ તે સુખ પણ નિષ્ફળ છે. ॥ २१ ॥

श्रुतं स्वर्गादि तदपि दुष्टम्। स्पर्धा परसुखासहनम्, असूया परगुणे दोषाविष्करणम्, अत्ययो नाशः, व्ययोऽपक्षयस्तैर्दुष्टम्। यद्वा व्ययो नाशः, अत्ययोऽन्यस्यातिशयः, तं दृष्ट्वा तदप्राप्त्या दुःखमित्यर्थः। किंच बहवोऽन्तराया वैगुण्यादिरूपा विघ्ना यस्मिन्कामे सुखे तस्य भावस्तत्त्वं तस्मात्। कृषिर्यथा बहुविघ्ना तद्वत्।

'**श्रुतम्**' શ્રવણ કરવામાં આવેલાં સ્વર્ગાદિ સુખ, તે પણ દૂષિત થયેલાં છે. '**स्पर्धा**' અન્યનું સુખ સહન ન કરવું– '**असूया**' બીજાના ગુણોમાં દોષો શોધી કાઢવા, '**अत्ययः**' નાશ, '**व्ययः**' ક્ષય, તે ચારેયથી દૂષિત થયેલાં– અથવા '**व्ययः**' નાશ, '**अत्ययः**' બીજાની શ્રેષ્ઠતા, તે જોઈને તે પ્રાપ્ત ન થવાથી દુઃખ, એમ અર્થ છે. વળી, અનેક અંતરાયો, ક્ષતિરૂપ વિઘ્નો જે '**कामे**' સુખમાં છે, તેનો ભાવ, તત્ત્વ અનેક વિઘ્નવાળા સુખની સ્થિતિ હોવાથી ખેતીમાં જેમ અનેક વિઘ્નો હોય છે, તેમ (સ્વર્ગાદિ સુખ પણ દૂષિત છે).

बहुसुखत्वेन श्रुतमपि निष्फलम्॥ २१॥

કર્મોની બહુ સુખની સ્થિતિ સાંભળેલી હોવા છતાં તે (મૃત્યુને કારણે) નિષ્ફળ છે.॥ २१ ॥

विघ्नवैगुण्याद्यभावमङ्गीकृत्यापि नाशदुःखं दुष्परिहरमित्याह—**अन्तरायैरिति** पञ्चभिः।

(યજ્ઞાદિ કર્મો કરતાં) વિઘ્ન ન આવવાથી (સ્વર્ગ મળ્યું), એમ સ્વીકારીને પણ તે સુખનો નાશ થતાં જે દુઃખ થાય છે તે દૂર કરી શકાય તેવું નથી હોતું, એમ પાંચ શ્લોકોથી કહે છે— '**अन्तरायैः इति।**'

**अन्तरायैरविहतो यदि धर्मः स्वनुष्ठितः।**
**तेनापि निर्जितं स्थानं यथा गच्छति तच्छृणु॥ २२**

निर्जितं साधितम्॥ २२॥

**इष्ट्वेह देवता यज्ञैः स्वर्लोकं याति याज्ञिकः।**
**भुंजीत देववत्तत्र भोगान् दिव्यान् निजार्जितान्॥ २३**

यज्ञैर्देवता इन्द्रादिरूपा इष्ट्वा॥ २३॥

**स्वपुण्योपचिते शुभ्रे विमान उपगीयते।**
**गन्धर्वैर्विहरन् मध्ये देवीनां हृद्यवेषधृक्॥ २४**

स्वपुण्यैरुपचिते सर्वभोगसंपन्ने देवीनां मध्ये विहरन् गन्धर्वैरुपगीयते॥ २४॥

**स्त्रीभिः कामगयानेन किंकिणीजालमालिना।**
**क्रीडन् न वेदात्मपातं सुराक्रीडेषु निर्वृतः॥ २५**

कामगेनेच्छया गच्छता विमानेन। किङ्किणीजालमालिना क्षुद्रघण्टिकासमूह-शोभिना। सह स्त्रीभिः सुराक्रीडेषु नन्दनादिषु क्रीडन्नात्मपातं न वेद॥ २५॥

**तावत् प्रमोदते स्वर्गे यावत् पुण्यं समाप्यते।**
**क्षीणपुण्यः पतत्यर्वागनिच्छन् कालचालितः॥ २६**

વિઘ્નોથી નાશ ન પામેલો ધર્મ જો સારી રીતે આચર્યો હોય તો તેનાથી પણ સિદ્ધ કરેલું સ્થાન જે રીતે જતું રહે છે, તે તમે સાંભળો. ॥ ૨૨ ॥

**'निर्जितम्'** સિદ્ધ કરેલું સ્થાન ॥ ૨૨॥

યજ્ઞ કરનારો મનુષ્ય યજ્ઞોથી દેવતાઓનું યજન કરીને સ્વર્ગલોકમાં જાય છે અને ત્યાં પોતે મેળવેલા દિવ્ય ભોગો દેવની જેમ ભોગવે છે.॥૨૩॥

યજ્ઞોથી ઈન્દ્ર વગેરેરૂપ દેવતાઓનું યજન કરીને ॥ ૨૩ ॥

પોતાનાં પુણ્યો વડે સર્વ ભોગોથી સમૃદ્ધ એવા ઉજ્જવળ વિમાનમાં દેવીઓની વચ્ચે વિહાર કરતો તે સુંદર વેષધારી પુરુષ ગંધર્વો દ્વારા સ્તુતિ કરાતો હોય છે. ॥ ૨૪ ॥

પોતાનાં પુણ્યો વડે **'उपचिते'** સર્વ ભોગોથી સમૃદ્ધ (વિમાનમાં) દેવીઓની વચ્ચે વિહાર કરતા તેની ગંધર્વો દ્વારા સ્તુતિ કરાય છે. ॥ ૨૪ ॥

ઈચ્છાનુસાર ગતિ કરતા, ઘૂઘરીઓના સમૂહથી શોભતા વિમાન દ્વારા દેવોની વિહારસ્થળીઓમાં સ્ત્રીઓ સાથે ક્રીડા કરતો, આનંદમગ્ન થયેલો તે, સ્વર્ગમાંથી પોતાના (પૃથ્વી પર થનારા) પતનને જાણતો નથી. ॥ ૨૫ ॥

**'कामगेन'** ઈચ્છાનુસાર જતા વિમાન દ્વારા– **'किंकिणीजालमालिना'** ઘૂઘરીઓના સમૂહથી શોભતા (વિમાન) દ્વારા– સ્ત્રીઓ સાથે નંદનવન વગેરે દેવોની વિહારસ્થળીઓમાં ક્રીડા કરતો તે પોતાના પતનને જાણતો નથી. ॥ ૨૫ ॥

જ્યાં સુધી પુણ્ય સમાપ્ત થાય ત્યાં સુધી તે સ્વર્ગમાં આનંદ કરે છે અને જેનું પુણ્ય ખર્ચાઈ ગયું છે તેવો તે, ઈચ્છા ન હોવા છતાં, કાળ દ્વારા પાડવામાં આવેલો હોઈ નીચે પડે છે. ॥ ૨૬ ॥

कालेन चालितः पातितः ॥ २६ ॥

કાળ દ્વારા **'चालितः'** પાડવામાં આવેલો ॥ ૨૬ ॥

प्रवृत्तिर्द्विविधा। विध्यनुसारेण काम्ये कर्मणि वा तल्लङ्घनेषु तल्लङ्घनेनाधर्मे वा। तत्र काम्यप्रवृत्तेर्गतिरुक्ता अधर्मप्रवृत्तेर्गति-माह—**यदीति**।

પ્રવૃત્તિ બે પ્રકારની છે. એક તો વેદોક્ત વિધિ અનુસાર કામ્ય કર્મમાં પ્રવૃત્ત થવું અને બીજી તે વેદોક્ત વિધિના ઉલ્લંઘનરૂપ કર્મોમાં તે ઉલ્લંઘનથી થતા અધર્મમાં પ્રવૃત્ત થવું તે. તેમાં કામ્ય કર્મોમાં પ્રવૃત્ત થવાથી થનારી ગતિ વર્ણવવામાં આવી. (હવે) અધર્મમાં પ્રવૃત્ત થવાથી થનારી ગતિને વર્ણવે છે— **'यदि इति।'**

**यद्यधर्मरतः संगादसतां वाऽजितेन्द्रियः।**
**कामात्मा कृपणो लुब्धः स्त्रैणो भूतविहिंसकः॥**
**॥ २७॥**
**पशूनविधिनाऽऽलभ्य प्रेतभूतगणान् यजन्।**
**नरकानवशो जन्तुर्गत्वा यात्युल्बणं तमः॥ २८**

વિષયાસક્ત જનોના સંગથી અથવા જો પોતે અજિતેન્દ્રિય હોય તો તેથી અધર્મમાં પ્રીતિવાળો, વિષયવ્યાપ્ત મનવાળો, દીન, લાલચુ, સ્ત્રીલંપટ, પ્રાણીઓની હિંસા કરનારો, ॥ ૨૭ ॥ શાસ્ત્રના વિધાન વિના જ પશુઓને હણીને પ્રેતો અને ભૂતોના ગણોનું યજન કરતો જીવ પરાધીન થઈને, નરકોમાં જઈને પછી ભયંકર સ્થાવર (વૃક્ષ) યોનિને પામે છે. ॥ ૨૮ ॥

यदि वेत्यन्वयः। अजितेन्द्रियत्वात्कामा-त्माऽतः कृपणोऽतो लुब्धो भोगतृष्णाकुलो-ऽतस्त्रैणः स्त्रीलम्पटस्तदर्थं भूतविहिंसकः॥ २७॥ किंच दुष्टजनप्रलोभितो धनाद्यर्थं पशूनविधिना हत्वा। तमः स्थावरतां याति॥ २८॥

અથવા જો— એમ અન્વય છે, અજિતેન્દ્રિય હોવાથી વિષયવ્યાપ્ત મનવાળો, આથી દીન અને **'लुब्धः'** ભોગની તૃષ્ણાથી વ્યાકુળ, આથી **'स्त्रैणः'** સ્ત્રીલંપટ અને તે માટે પ્રાણીઓની હિંસા કરનારો, ॥ ૨૭ ॥ વળી, દુષ્ટ મનુષ્યથી પ્રલોભિત થયેલો તે ધન માટે પશુઓને શાસ્ત્રના વિધાન વિના જ હણીને— **'तमः'** અજ્ઞાનરૂપી અંધકારવાળી સ્થાવર યોનિને પામે છે. ॥ ૨૮ ॥

एवं कर्मसु प्रवृत्तस्य न सुखं न च दुःखनिवृत्तिरित्युपसंहरति—**कर्माणीति**।

આમ, કર્મોમાં પ્રવૃત્ત થયેલા જીવને નથી સુખ હોતું કે નથી તેનું દુઃખ દૂર થતું, એમ કહીને ઉપસંહાર કરે છે— **'कर्माणि इति।'**

**कर्माणि दुःखोदर्काणि कुर्वन् देहेन तैः पुनः।**
**देहमाभजते तत्र किं सुखं मर्त्यधर्मिणः॥ २९**
॥ २९॥

દેહથી દુઃખરૂપ પરિણામવાળાં કર્મો કરતો મનુષ્ય પુનઃ તે કર્મોથી દેહ પામે છે. તો આમ, સંસારચક્રમાં રહેલા મરણધર્મા મનુષ્યને શું સુખ છે? (કશું જ નહીં.) ॥ ૨૯ ॥ ૨૯ ॥

तथापि लोकानां नित्यत्वादमर्त्यधर्मत्वाच्च लोकपालानां सुखमस्तीति चेत्तत्राह—**लोकानामिति**।

**लोकानां लोकपालानां मद्भयं कल्पजीविनाम्।**
**ब्रह्मणोऽपि भयं मत्तो द्विपरार्धपरायुषः॥ ३०**

द्वौ परार्धौ परमायुर्यस्य तस्य ब्रह्मणोऽपि। तथा च श्रुतिः—'भीषाऽस्माद्वातः पवते, भीषोदेति सूर्यः। भीषाऽस्मादग्निश्चेन्द्रश्च, मृत्युर्धावति पञ्चमः' इति। अतः प्रवृत्तिमार्गस्यैवमनर्थहेतुत्वाद्विरक्त्या ततो निवृत्तिरेव युक्तेति तात्पर्यार्थः॥ ३०॥

एतेनैव स्वयमीश्वरत्वाविष्कारेणेश्वराभावाङ्गीकारः परित्यक्तः, अन्यदपि प्रौढ्या पूर्वमङ्गीकृतं निराकरोति चतुर्भिः। तत्र यदुक्तं कर्तृभोक्तृरूप एवात्मेति तन्निराकरोति—**गुणा इति**।

**गुणाः सृजन्ति कर्माणि गुणोऽनुसृजते गुणान्।**
**जीवस्तु गुणसंयुक्तो भुङ्क्ते कर्मफलान्यसौ॥ ३१**

गुणा इन्द्रियाणि कर्माणि सृजन्ति न त्वात्मा। आत्मैवेन्द्रियाणि प्रवर्तयन्कर्माणि करोतीति चेन्नेत्याह—**गुण इति**।

તેમ છતાં (મીમાંસકો કહે કે) સ્વર્ગાદિ લોક નિત્ય છે અને મરણના ધર્મથી રહિત છે, તેમ જ લોકપાલોને તો સુખ જ છે, તો તે માટે ઉત્તર આપે છે— **'लोकानाम् इति।'**

સ્વર્ગાદિ લોક તથા કલ્પપર્યંત જીવનારા લોકપાલોને (પણ કાળરૂપ) મારાથી ભય છે. દ્વિપરાર્ધ પર્યંતના પરમ આયુષ્યવાળા બ્રહ્માને પણ મારાથી ભય છે. ॥ ૩૦ ॥

દ્વિપરાર્ધ પર્યંતના પરમ આયુષ્યવાળા તે બ્રહ્માને પણ– તે અનુસાર શ્રુતિ છે– 'આ પરમાત્માના ભયથી વાયુ વાય છે, આ પરમાત્માના ભયથી સૂર્ય ઊગે છે, આ પરમાત્માના ભયથી અગ્નિ બળે છે અને ઇન્દ્ર (વૃષ્ટિ કરે છે) તથા પાંચમું મૃત્યુ પણ પોતાનું કાર્ય કરે છે.' (તૈત્તિ.ઉપ.૨/૮) આથી પ્રવૃત્તિમાર્ગ અનર્થના કારણરૂપ હોવાથી વૈરાગ્ય દ્વારા તેમાંથી નિવૃત્ત થવું જ યોગ્ય છે, એમ તાત્પર્યાર્થ છે. ॥ ૩૦ ॥

આ દ્વારા (**'मत्तः'** વચન દ્વારા) પોતાનું ઈશ્વરત્વ પ્રકટ કરવા દ્વારા (મીમાંસકોના) ઈશ્વર ન હોવાના સ્વીકાર(રૂપ નિરીશ્વરવાદ)નું ખંડન કરવામાં આવ્યું છે. (આત્માનું કર્તૃત્વ વગેરે) મીમાંસકોની વાત માની લઈએ તે પ્રકારના પ્રૌઢિવાદથી પહેલાં જે સ્વીકારી લીધું હતું, તેનું ચાર શ્લોકોથી ખંડન કરે છે. તેમાં જે કહેવામાં આવ્યું હતું કે 'આત્મા જ કર્તા અને ભોક્તા છે.' તેનું ખંડન કરે છે— **'गुणाः इति।'**

ગુણો અર્થાત્ (એમના કાર્યરૂપ) ઇન્દ્રિયો (જ) કર્મોને ઉત્પન્ન કરે છે. સત્ત્વાદિ ગુણાત્મક મન ઇન્દ્રિયોને પ્રવર્તાવે છે. તે જીવ ઇન્દ્રિયો વગેરેથી યુક્ત થઈને કર્મફળોને ભોગવે છે. ॥ ૩૧ ॥

**'गुणाः'** ઇન્દ્રિયો કર્મોને ઉત્પન્ન કરે છે, નહીં કે આત્મા! જો (મીમાંસકો) કહે કે આત્મા જ ઇન્દ્રિયોને પ્રવૃત્ત કરતાં, કર્મો કરે છે, તો તે માટે ઉત્તર આપે છે કે ના– **'गुणः इति।'**

गुणः सत्त्वादिर्गुणानिन्द्रियाण्यनुसृजते प्रवर्तयति, न त्वात्मा। अत आत्मनः कर्तृत्वं तावन्नास्ति। भोक्तृत्वमप्यौपाधिकमित्याह—जीवस्त्विवति। गुणसंयुक्त इन्द्रियादिसंयुक्तः। कुत इत्यत आह—असौ तेष्वहंकारवा-नित्यर्थः॥ ३१॥

**'गुणः'** સત્ત્વાદિ ગુણાત્મક મન **'गुणान्'** ઈન્દ્રિયોને પ્રવૃત્ત કરે છે, નહીં કે આત્મા! આથી આત્માનું કર્તૃત્વ તો નથી. ભોક્તૃત્વ પણ ઔપાધિક છે, એમ કહે છે– **'जीवः तु इति।'** **'गुणसंयुक्तः'** ઈન્દ્રિયો વગેરેથી યુક્ત થઈને– શા માટે? તે હવે કહે છે– **'असौ'** તે જીવ ઈન્દ્રિયો વગેરે ઉપાધિઓ ઉપર ('આ હું છું.' એવા) અહંકારવાળો થાય છે, એમ અર્થ છે. (એટલે જીવનું ભોક્તૃત્વ ઔપાધિક છે.) ॥ ૩૧ ॥

यच्चोक्तमात्मनो नानात्वं तदप्यौपाधिक-मित्याह—**यावत्स्यादिति**।

વળી, જે કહેવામાં આવ્યું કે 'આત્માની અનેકતા છે,' તે પણ ઔપાધિક છે, એમ કહે છે— **'यावत् स्यात् इति।'**

**यावत् स्याद् गुणवैषम्यं तावन्नानात्वमात्मनः।**
**नानात्वमात्मनो यावत् पारतन्त्र्यं तदैव हि॥ ३२**

જ્યાં સુધી ગુણોની વિષમતા છે (અર્થાત્ શરીરાદિ ઉપર હું અને મારાપણાનું અભિમાન છે), ત્યાં સુધી આત્માનું અનેકપણું (ભાસે) છે. તેમ જ જ્યાં સુધી આત્માની અનેકતા (ભાસે) છે, ત્યાં સુધી જ તેની પરતંત્રતા (ભાસે) છે. ॥ ૩૨ ॥

गुणानां वैषम्यमहंकारादिकार्यरूपम्। नन्वात्मन एकत्वे कथं पारतन्त्र्यमुक्तं कथं वा लोकपालादीनामपि मद्भयमित्युक्तं तत्राह—नानात्वमिति॥ ३२॥

અહંકારાદિ કાર્યરૂપ ગુણોનું વૈષમ્ય– શંકા કરવામાં આવી છે કે આત્મા એક જ છે તો પરતંત્રતા શા માટે કહેવામાં આવી છે? અને લોકપાલો વગેરેને પણ મારાથી ભય છે, એમ શા માટે કહેવાયું છે? તે માટે ઉત્તર આપે છે— **'नानात्वम् इति।'** (જ્યાં સુધી આત્માની અનેકતા ભાસે ત્યાં સુધી જ તેની પરતંત્રતા ભાસે છે.) ॥ ૩૨ ॥

**यावदस्यास्वतन्त्रत्वं तावदीश्वरतो भयम्।**
**य एतत् समुपासीरंस्ते मुह्यन्ति शुचार्पिताः॥ ३३**

જ્યાં સુધી તેની પરતંત્રતા ભાસે છે, ત્યાં સુધી જ તેને ઈશ્વર તરફથી ભય છે. તેથી ગુણોએ કરેલી વિષમતારૂપ દેહાદિ ઉપરની આ અહંબુદ્ધિને અને તેનાથી થતા ભોગ અને કર્મને જેઓ સેવે છે, તેઓ સ્વર્ગાદિ લોકના અનિત્યપણાને લીધે શોકથી વ્યાપ્ત થઈ મોહ પામે છે. ॥ ૩૩ ॥

यच्च गूढमभिप्रेतं प्रवृत्तिरेव श्रेयसीति तत्राह—य एतदिति। एतद्गुणवैषम्यं तत्कृतं भोगं कर्म चेत्यर्थः। उपासीरन् सेवेरन्। ते लोकादीनामनित्यत्वाच्छुचार्पिताः प्रोताः सन्तो मुह्यन्ति॥ ३३॥

વળી, (મીમાંસકોનો) જે ગૂઢ અભિપ્રાય છે કે પ્રવૃત્તિમાર્ગ જ કલ્યાણકારી છે, તે માટે કહે છે— **'ये एतत् इति।' 'एतत्'** ગુણોએ કરેલી વિષમતારૂપ દેહાદિ ઉપરની આ અહંબુદ્ધિ અને તેનાથી થતા ભોગ અને કર્મને, એમ અર્થ છે. **'उपासीरन्'** (જેઓ) સેવે છે, તેઓ સ્વર્ગાદિ લોક અનિત્ય હોવાથી શોકથી વ્યાપ્ત થઈ મોહ પામે છે. ॥૩૩॥

न केवलमनित्यतामात्रं किंतु मायामयत्वमपीत्याह—**काल इति**।

સ્વર્ગાદિ લોક માત્ર અનિત્ય જ નહીં, માયામય પણ છે, એમ કહે છે— **'कालः इति।'**

**काल आत्माऽऽगमो लोकः स्वभावो धर्म एव च।**
**इति मां बहुधा प्राहुर्गुणव्यतिकरे सति॥ ३४**

માયા વિકાર પામે છે ત્યારે મને જ કાળ, આત્મા, વેદ, લોક, સ્વભાવ તથા ધર્મ– એમ અનેક સ્વરૂપે કહે છે. ॥ ૩૪ ॥

स्वभावो देवत्वादिपरिणामहेतुः। धर्मस्तद्भोगकारणम्। गुणव्यतिकरे मायाक्षोभे सति मामेव प्राहुर्न तु मद्व्यतिरिक्ताः सन्ति ॥ ३४॥

**'स्वभावः'** દેવત્વ વગેરે પરિણામનું કારણ, **'धर्मः'** દેવત્વ વગેરે ભોગનું કારણ– **'गुणव्यतिकरे'** માયા વિકાર પામે છે ત્યારે, મને જ (અનેક સ્વરૂપે) કહે છે. મારાથી તો તે સર્વ જુદાં નથી. ॥ ૩૪ ॥

ततो निवृत्तिरेव मुक्तिहेतुत्वाच्छ्रेयसीति सिद्धम्। एवं तावदेक एवात्मा, तस्य च गुणकार्यदेहसंबन्धकृतः संसारः, आत्मज्ञानाच्च मुक्तिरित्युक्तं—'विलक्षणः स्थूलसूक्ष्मात्' इत्यादिना। तदेव च मतान्तरनिरासेन दृढीकृतम् 'अथैषाम्' इत्यादिना। तत्र पृच्छति— **गुणेष्विति**।

તેથી નિવૃત્તિ જ મુક્તિના કારણરૂપ હોવાથી અતિ કલ્યાણકારી છે, એમ સિદ્ધ થયું. આ પ્રમાણે આત્મા એક જ છે અને તેને ગુણોના કાર્યરૂપ દેહના સંબંધથી સંસાર થાય છે તથા આત્મજ્ઞાનથી મુક્તિ મળે છે, એમ કહેવાયું– **'विलक्षणः स्थूल-सूक्ष्मात्'** (શ્લોક-૮) (સ્થૂળ અને સૂક્ષ્મ દેહથી આત્મા વિલક્ષણ છે.) વગેરે દ્વારા. તે જ મતને (મીમાંસકોના) મતનું ખંડન કરવા દ્વારા દૃઢ કરવામાં આવ્યો– **'अथ-एषाम्'** (શ્લોક-૧૪) 'આ જીવાત્માઓ....' વગેરે દ્વારા. તે (મુક્તિ) વિષે પૂછે છે— **'गुणेषु इति।'**

उद्धव उवाच

**गुणेषु वर्तमानोऽपि देहजेष्वनपावृतः।**
**गुणैर्न बद्ध्यते देही बद्ध्यते वा कथं विभो॥ ३५**

**ઉદ્ધવજી બોલ્યા** – હે વિભુ, ગુણો(ના કાર્યરૂપ દેહાદિ)માં સ્થિત હોવા છતાં દેહમાંથી જન્મેલાં કર્મોમાં (અને સુખ-દુઃખમાં) આત્મા કેમ ન બંધાય? અથવા આત્મા કેમ બંધાય? ॥ ૩ ॥

अयमर्थः—गुणेष्वसत्सु मुक्तिः सत्स्वेव वा। आद्ये ज्ञानसाधनाभावान्न मुक्तिः। द्वितीये च गुणेषु वर्तमानोऽपि तत्कार्यदेहजेषु कर्मसु सुखादिषु च कथं न बध्येत। तथापि तैराकाशवदनावृतत्वान्न बध्यत इति चेत्तर्हि बन्धो न संभवतीत्याह—अनपावृतः कथं बध्यत इति॥ ३५॥

અર્થ આ પ્રમાણે છે– દેહાદિ ગુણો ન રહે ત્યારે મુક્તિ થાય કે દેહાદિ ગુણો હોય ત્યારે મુક્તિ થાય? (એમ ઉદ્ધવજી પૂછે છે.) દેહાદિ ગુણો ન હોય ત્યારે મુક્તિ થાય, એમ પહેલા મતમાં (પ્રશ્ન થાય છે કે) જ્ઞાન મેળવવાનાં સાધનરૂપ દેહાદિ ગુણો ન હોય તો મુક્તિ શી રીતે થાય? અને બીજા મતમાં, દેહાદિ ગુણો હોય ત્યારે દેહાદિ ગુણોમાં સ્થિત હોવા છતાં પણ દેહાદિમાંથી જન્મેલાં કર્મોમાં અને સુખ-દુઃખાદિમાં આત્મા કેમ ન બંધાય? તેમ છતાં (ગુણરૂપ કાર્ય હોવા છતાં) પણ આત્મા આકાશની જેમ તે ગુણોથી ઢંકાયેલો રહેતો નથી, તેથી બંધાતો નથી, એમ જો કહેવામાં આવે તો બંધન સંભવી શકે જ નહીં, એમ કહે છે– ઢંકાયેલો રહેતો નથી તો કેવી રીતે બંધાયેલો રહે? ॥ ૩૫ ॥

**कथं वर्तेत विहरेत् कैर्वा ज्ञायेत लक्षणैः।**
**किं भुंजीतोत विसृजेच्छयीतासीत याति वा॥ ३६**

દેહાદિમાં બંધાયેલો કેવી રીતે વર્તે? કેવી રીતે વિહાર કરે? કેવી રીતે ભોગો ભોગવે? કેવી રીતે ઉત્સર્ગ (મળ-મૂત્રત્યાગ) કરે? કેવી રીતે શયન કરે? કેવી રીતે બેસે? કેવી રીતે ભ્રમણ કરે? કયાં લક્ષણોથી જણાય? ॥ ૩૬ ॥

यदि तु सत्स्वेव तदहंकारेण बध्यते तन्निवृत्त्या च मुच्यत इति मतं तर्हि तत्कथं ज्ञातव्यमिति पृच्छति—बद्धो मुक्तो वा कथं वर्तेतेत्यादि।

પરંતુ જો દેહાદિ ગુણો હોય તો (પણ જો તેના પર 'આ હું છું.' એવો અહંકાર કરવામાં આવે તો જ) તે અહંકારથી આત્મા બંધાય છે. તે અહંકાર દૂર થતાં આત્મા મુક્ત જ છે. તો આ મતને કેવી રીતે જાણવો જોઈએ? એમ પૂછે છે— બદ્ધ કે મુક્ત કેવી રીતે વર્તે, વગેરે.

किं भुञ्जीत कथं भुञ्जीतेत्यर्थः॥ ३६॥

**'किं भुञ्जीत'** કેવી રીતે ભોગો ભોગવે, એમ અર્થ છે. ॥ ૩૬ ॥

**एतदच्युत मे ब्रूहि प्रश्नं प्रश्नविदां वर।**
**नित्यमुक्तो नित्यबद्ध एक एवेति मे भ्रमः॥ ३७**

હે અચ્યુત, હે પ્રશ્નનો મર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ! આ વિષેના પ્રશ્નનો ઉત્તર મને આપો. એક જ આત્મા નિત્યમુક્ત અને નિત્યબદ્ધ કેવી રીતે હોય, એ પણ મારો ભ્રમ છે. ॥ ૩૭ ॥

एतत् एतद्विषयं प्रश्नम्। किंच एक एवात्माऽनादिगुणसंबन्धान्नित्यबद्धः। मुक्तेर्जन्यत्वेऽनित्यत्वप्रसङ्गान्नित्यमुक्त इत्यप्यङ्गीकार्यं स्यात्। तत्र मे भ्रमो भवतीत्याह—नित्यबद्ध इति॥ ३७॥

**'एतत्'** આ વિષયના પ્રશ્નને– વળી, એક જ અનાદિ આત્મા ગુણોના સંબંધને કારણે નિત્યબદ્ધ છે. મુક્તિને જન્મ આપવામાં અનિત્યત્વનો પ્રસંગ થવાથી નિત્યમુક્ત છે, એમ પણ અંગીકાર કરવા યોગ્ય થાય. તે વિષયમાં મને ભ્રમ થાય છે, એમ કહે છે– **'नित्यबद्धः इति।'** ॥ ૩૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे दशमोऽध्यायः॥ १०॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां दशमोऽध्यायः॥ १०॥

*****

# अथैकादशोऽध्यायः

## બદ્ધ, મુક્ત અને ભક્તજનોનાં લક્ષણ

एकादशे तु बद्धानां मुक्तानां चाथ लक्षणम्।
साधूनां च तथा भक्तेर्लक्षणं हरिणेरितम्॥ १

અગિયારમા અધ્યાયમાં શ્રીહરિ દ્વારા બદ્ધ, મુક્ત, સાધુ અને ભક્તિનાં લક્ષણો કહેવામાં આવ્યાં છે. ॥ ૧ ॥

'नित्यमुक्तो नित्यबद्ध एक एवेति मे भ्रमः॥' इति यदुक्तं तत्किं वस्तुतो विरोधः, प्रतीतितो वा। नाद्यः। बन्धमोक्षयोर्वास्तवत्वाभावादित्याह—**बद्धो मुक्त इति** द्वाभ्याम्।

**'नित्यमुक्तो नित्यबद्ध एक एवेति मे भ्रमः॥'** (શ્રીમદ્ ભા.૧૧/૧૦/૩૭) 'એક જ આત્મા નિત્યમુક્ત અને નિત્યબદ્ધ હોય, એ મારો ભ્રમ છે.' એમ જે કહેવામાં આવ્યું, તે વસ્તુતઃ વિરોધ છે કે ભ્રાંતિ છે? તે વિરોધ નથી (પ્રથમ પક્ષ), કારણ કે બંધ અને મોક્ષ વાસ્તવિક નથી, એમ બે શ્લોકથી કહે છે– **'बद्धः मुक्तः इति।'**

**श्रीभगवानुवाच**

**बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः।**
**गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बन्धनम्॥ १**

**શ્રીભગવાન બોલ્યા** – આત્મા બદ્ધ અને મુક્ત છે તે કેવળ મારે અધીન રહેનારા સત્ત્વાદિ ગુણોની ઉપાધિથી જ છે. ખરી રીતે આત્મા બદ્ધ નથી કે મુક્ત પણ નથી. સત્ત્વાદિ ગુણનું મૂળ માયા છે, તેથી મને સાચો બંધ કે મોક્ષ નથી.॥૧॥

आत्मा बद्धो मुक्तश्च मे गुणतो मदधीनसत्त्वादिगुणोपाधितः, न तु वस्तुतः।

આત્મા બદ્ધ અને મુક્ત છે તે કેવળ **'गुणतः'** મારે અધીન રહેનારા સત્ત્વાદિ ગુણોની ઉપાધિથી જ છે, વસ્તુતઃ નથી.

नन्वौपाधिकत्वेऽपि तण्डुलपाकादिवद्-

શંકા કરવામાં આવી છે કે બદ્ધત્વ અને મુક્તત્વ ઔપાધિક હોય તો પણ (અગ્નિનો સંયોગ થતાં તપેલીરૂપ ઉપાધિ દ્વારા) ચોખા ચડી જાય છે,

वास्तवत्वं किं न स्यात्तत्राह—गुणस्य मायामूलत्वाद्बन्धनं नास्ति। अत एव मोक्षश्च नास्ति।

તેમ આત્મા પણ સત્ત્વાદિ ગુણરૂપ ઉપાધિના સંયોગ અને વિયોગથી વાસ્તવમાં બદ્ધ અને મુક્ત કેમ ન હોઈ શકે? આ માટે ઉત્તર આપે છે– સત્ત્વાદિ ગુણનું મૂળ માયા છે, તેથી મને બંધન નથી, આથી જ મોક્ષ પણ નથી.

ननु कथं सर्वशास्त्रविरुद्धमुच्यते तत्राह—इति मे व्याख्येति। एवं मत्कृतो निर्णयः। अलमतिकुतर्कैरित्यर्थः। अथवैव-मन्वयः—आत्मा बद्धो मुक्त इति या व्याख्या उक्तिः सा मे गुणतो मद्गुणपारतन्त्र्यात्। अत्र हेतुत्वेन गुणनियन्तरि स्वस्मिंस्तद्-व्यतिरेकमाह—अत एव न मे बन्धनं मोक्षो वेति। अन्यत्समानम्॥ १॥

શંકા કરવામાં આવી છે કે સર્વ શાસ્ત્રોથી વિરુદ્ધ કેમ કહેવામાં આવે છે? તે માટે (ભગવાન) કહે છે– **'इति मे व्याख्या इति।'** આ મેં પોતે કરેલો નિર્ણય છે. અતિ કુતર્કોથી હવે બસ, એમ અર્થ છે. અથવા આ પ્રમાણે અન્વય છે– આત્મા બદ્ધ છે અને મુક્ત છે, એવી જે વ્યાખ્યા કહેવાઈ છે, તે મારા ગુણની પરાધીનતાને કારણે છે. અહીં હેતુ તરીકે (હું) હોવાથી સત્ત્વાદિ ગુણોના નિયંતા એવા પોતાનામાં (મારા સ્વરૂપમાં) તે બંધ અને મોક્ષનો અભાવ કહે છે– આથી જ મને બંધ કે મોક્ષ નથી. બીજું સમાન છે. ॥ ૧ ॥

एवं कारणभूतगुणानां मायामयत्वात्तत्कार्य-संसृतिर्मायेति प्रपञ्चयति—**शोकमोहाविति**।

આમ, કારણરૂપ ગુણો માયામય હોવાથી તેના કાર્યરૂપ સંસાર માયા છે, એમ વિસ્તારથી સમજાવે છે– **'शोकमोहौ इति।'**

**शोकमोहौ सुखं दुःखं देहापत्तिश्च मायया।**
**स्वप्नो यथाऽऽत्मनः ख्यातिः संसृतिर्न तु वास्तवी॥ २**

જેમ સ્વપ્ન બુદ્ધિનો જ ભ્રમ છે તેમ શોક, મોહ, સુખ, દુઃખ અને બીજા દેહની પ્રાપ્તિ પણ માયાને કારણે જ છે, માટે આ સંસાર પણ વાસ્તવિક નથી. ॥ ૨ ॥

यथा स्वप्न आत्मनो बुद्धेरेव ख्याति-र्विवर्तस्तद्वत्॥ २॥

જેમ સ્વપ્ન **'आत्मनः'** બુદ્ધિનો જ **'ख्यातिः'** ભ્રમ છે તેની જેમ! ॥ ૨ ॥

अतो वस्तुविरोधस्तावन्नास्ति, प्रतीति-स्त्वौपाधिकी घटत इत्याह—**विद्याविद्ये इति**।

(બંધ અને મોક્ષ સત્ત્વાદિ ગુણની ઉપાધિને કારણે છે,) આથી તે બંનેમાં વાસ્તવિક વિરોધ નથી. વિરોધની પ્રતીતિ ઉપાધિને કારણે ઘટે છે, એમ કહે છે– **'विद्या-अविद्ये इति।'**

**विद्याविद्ये मम तनू विद्ध्युद्धव शरीरिणाम्।**
**मोक्षबन्धकरी आद्ये मायया मे विनिर्मिते॥ ३**

હે ઉદ્ધવ! પ્રાણીઓને મોક્ષ આપનારી બ્રહ્મવિદ્યા અને બાંધનારી અવિદ્યા એ બંને મારી અનાદિકાળની શક્તિઓ છે અને મારી માયાથી જ રચાયેલી છે, એમ તમે જાણો. ॥ ૩ ॥

तन्येते मोक्षबन्धावाभ्यामिति तनू शक्ती। कुतः। मे मायया विनिर्मिते, मायावृत्तिरूपत्वात्। मोक्षबन्धकरीत्येकवचनं द्विवचनार्थे।

મોક્ષ અને બંધ– બંનેને વિસ્તારે છે તે **'तनू'** બંને શક્તિઓ– કેવી રીતે? માયાવૃત્તિરૂપ હોવાથી મારી માયાથી બંને રચાયેલી છે. **'मोक्षबन्धकरी'** એ.વ. દ્વિ.વ. ના અર્થમાં છે.

ननु तत्कार्यत्वे बन्धमोक्षयोरनादित्व–नित्यत्वे न स्याताम्, न, आद्ये अनादी। अतो यावदविद्यां प्रवर्तयामि तावद्बन्धः, यदा विद्यां ददामि तदा मोक्षः स्फुरतीत्यर्थः।

શંકા કરવામાં આવી છે કે તે માયાના કાર્યરૂપ હોવાથી બંધ અને મોક્ષ અનાદિ અને નિત્ય ન હોઈ શકે! (તે માટે કહે છે કે) ના, **'आद्ये'** બંને (વિદ્યા અને અવિદ્યા) અનાદિ છે, અને તેથી જ હું જ્યાં સુધી અવિદ્યા પ્રવર્તાવું છું ત્યાં સુધી જીવને બંધ થાય છે અને જ્યારે વિદ્યા આપું છું ત્યારે મોક્ષ થાય છે, એમ અર્થ છે. તે અનુસાર જ સ્કંદપુરાણમાં છે–

तथा च स्कन्दपुराणे—

'बन्धको भवपाशेन भवपाशाच्च मोचकः।
कैवल्यदः परं ब्रह्म विष्णुरेव सनातनः॥'
इति॥ ३॥

'સંસારના બંધનથી બાંધનાર અને સંસારના બંધનમાંથી છોડાવનાર કૈવલ્ય (મોક્ષ)નું પ્રદાન કરનારા પરબ્રહ્મ પુરાતન પુરુષ વિષ્ણુ જ છે. (ગુણો નહીં.)' ॥ ૩ ॥

तत्र शरीरिणामिति बहुवचननिर्देशा–द्विषयभेदेनाविरोध उक्त इति भ्रान्तिं व्यावर्तयन् बन्धमोक्षव्यवस्थामुपपादयति—**एकस्यैवेति**।

**'तत्र'** બંધ અને મોક્ષની વ્યવસ્થામાં શરીરધારીઓનો– એમ બ.વ.માં નિર્દેશ કરવાથી વિષયભેદ સાથે અવિરોધ કહેવામાં આવ્યો, એવી ભ્રાંતિ દૂર કરવા માટે બંધ અને મોક્ષની વ્યવસ્થા પ્રમાણિત કરે છે– **'एकस्य एव इति।'**

**एकस्यैव ममांशस्य जीवस्यैव महामते।**
**बन्धोऽस्याविद्ययाऽनादिर्विद्यया च तथेतरः॥ ४**

હે મહાબુદ્ધિમાન ઉદ્ધવ, જે એક જ છે એવા આ મારા (અભિન્ન) અંશરૂપ જીવને અવિદ્યાથી અનાદિ (બહુકાલિક) બંધ થાય છે અને જ્ઞાનથી જ મોક્ષ થાય છે. ॥ ૪ ॥

तर्हि किमात्माभेदात्तवापि बन्धो न हीत्याह—अस्य जीवस्यैवेति। नन्वात्माभेदे जीवो नाम कोऽन्योऽस्ति पृथक्, कथं च बन्धमोक्षसुखदुःखादिव्यवस्था तत्राह—

જીવ એક જ છે, તો શું આત્માનો અભેદ હોવાથી આપને પણ બંધન છે? (એમ જો ઉદ્ધવજી કહે, તો) તે માટે કહે છે કે, ના– **'अस्य जीवस्य एव इति।'** આ જીવને જ અવિદ્યાથી બંધન થાય છે. પુનઃ શંકા કરે છે કે અભિન્ન આત્મામાં વળી જીવ એટલે અન્ય કોણ જુદું છે? અને તો બંધ-મોક્ષ-સુખ-દુઃખ વગેરે વ્યવસ્થા કેવી રીતે થાય? તે

ममांशस्येति। अयं भावः—यथैकस्यापि चन्द्रादेर्जलाद्युपाधिना बिम्बप्रतिबिम्बरूपो भेदः, यथा च तत्र जलकृताः कम्पादयः प्रतिबिम्बस्यैव। यथा च प्रतिबिम्बानामप्युपाधिभेदेन भेदादेकस्मिन्नुदकुम्भे भग्ने तद्‌गतप्रतिबिम्बस्यैव बिम्बैक्यं नान्यगतस्य तथाऽविद्यायां प्रतिबिम्बस्य मदंशस्य जीवस्यैव तत्कृतो बन्धस्तस्य चोपाधितो भेदान्नाव्यवस्थेति। तथा चाहुः—

માટે કહે છે— **'मम-अंशस्य इति।'** ભાવ આ પ્રમાણે છે– જેમ એક જ ચંદ્રનો જળ વગેરે ઉપાધિ દ્વારા બિંબપ્રતિબિંબરૂપ ભેદ દેખાય છે અને જેમ તેમાં જળે કરેલા કંપ વગેરે પ્રતિબિંબના જ છે, વળી, જેમ ઉપાધિના ભેદથી અનેક પ્રતિબિંબોની ઉપાધિમાંથી કોઈ એક જળનો કુંભ ભાંગી જતાં, તેમાંના પ્રતિબિંબનું બિંબ સાથે ઐક્ય થઈ જાય છે, પણ બીજા પાણીના ઘડાઓરૂપી ઉપાધિવાળાં પ્રતિબિંબોની બિંબ સાથે એકતા થયેલી દેખાતી નથી, તેમ અવિદ્યામાં પ્રતિબિંબરૂપ મારા અંશ જીવને જ તે અવિદ્યાએ કરેલું બંધન છે. તે જીવના અવિદ્યાના કાર્યરૂપ દેહાદિ ઉપાધિ હોવાથી ભેદ જણાય છે, તેથી અવ્યવસ્થા થતી નથી.

'यथैकस्मिन्घटाकाशे रजोधूमादिभिर्युते।
न सर्वे संप्रयुज्यन्ते तथा जीवाः सुखादिभिः॥'
इति।

(વિદ્વાનો) તે અનુસાર કહે છે— 'જેમ રજ, ધૂમાડો વગેરેથી યુક્ત એક જ ઘટાકાશ હોય ત્યારે બીજાં ઘટાકાશ, રજ, ધૂમાડાથી ભરાઈ નથી જતાં, તેમ કોઈ એક જીવ સુખ-દુઃખ વગેરેથી મુક્ત થાય તો બધા જીવો સુખ-દુઃખાદિથી મુક્ત થઈ શકે નહીં.'

एतच्चातिरहस्यं स्वबुद्ध्या निश्चेतव्यमिति संबोधयति। हे महामते। इतरो मोक्षः॥ ४॥

આ અતિરહસ્યનો પોતાની બુદ્ધિથી નિશ્ચય કરવા યોગ્ય છે, આથી **'हे महामते'** એમ સંબોધન કરે છે. **'इतरः'** બંધથી અન્ય અર્થાત્ મોક્ષ॥ ૪ ॥

तदेवं व्यवस्थामुपपाद्य कथं वर्तेतेत्यादिवैलक्षण्यप्रश्नस्योत्तरमाह—**अथेति**।

તો આમ વ્યવસ્થા સિદ્ધ કરીને, **'कथं वर्तेत'** (શ્રીમદ્ ભા.૧૧/૧૦/૩૬) 'કેવી રીતે વર્તવું જોઈએ?' વગેરે પરસ્પર વિરુદ્ધ ધર્મોવાળા લક્ષણના પ્રશ્નનો ઉત્તર આપે છે— **'अथ इति।'**

**अथ बद्धस्य मुक्तस्य वैलक्षण्यं वदामि ते।**
**विरुद्धधर्मिणोस्तात स्थितयोरेकधर्मिणि॥ ५**

હે પ્રિય (ઉદ્ધવ), હવે હું તમને એક શરીરમાં રહેલા, વિરુદ્ધધર્મવાળા બદ્ધ અને મુક્તની વિલક્ષણતા કહું છું. ॥ ૫ ॥

तच्च वैलक्षण्यं द्विविधम्। जीवेश्वरयोरेकं जीवानां चैकम्। तत्र जीवेश्वरयोर्वैलक्षण्यमाह—विरुद्धधर्मिणोरिति सार्धद्वयेन। शोका-

તે વિલક્ષણતા બે પ્રકારની છે. એક તો જીવ અને ઈશ્વરની અને બીજી એક જીવથી જીવની. તેમાં જીવ અને ઈશ્વરની વિલક્ષણતા અઢી શ્લોકથી

नन्दधर्मवतोरेकस्मिन्धर्मिणि शरीरे नियम्य-नियन्तृत्वेन स्थितयोः ॥ ५ ॥

**सुपर्णावेतौ सदृशौ सखायौ**
**यदृच्छयैतौ कृतनीडौ च वृक्षे।**
**एकस्तयोः खादति पिप्पलान्न-**
**मन्यो निरन्नोऽपि बलेन भूयान्॥ ६**

सुपर्णौ वृक्षात्पक्षिणाविव देहात्पृथग्भूतौ। सदृशौ चिद्रूपत्वात्। सखायौ अवियोगादैकमत्याच्च। यदृच्छयाऽनिरुक्तया मायया। वृश्च्यत इति वृक्षो देहः—

'ऊर्ध्वमूलवाक्शाखं वृक्षं यो वेद संप्रति' इति श्रुतेः,

'ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम्।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित्॥'
इति स्मृतेश्च।

तस्मिन्कृतं नीडं निकेतनं हृदयरूपं याभ्यां तौ। तयोर्मध्ये एको जीवः पिप्पलान्नं पिप्पलोऽश्वत्थो देहस्तस्मिन्नदनीयं कर्म फलमित्यर्थः। खादति भक्षयति।

કહે છે— **'विरुद्धधर्मिणोः इति।'** શોક અને આનંદરૂપ (વિરુદ્ધ) ધર્મવાળા બદ્ધ અને મુક્તની નિયમ્ય અને નિયંતારૂપે એક જ **'धर्मिणि'** શરીરમાં રહેલા બંનેની (વિલક્ષણતા) ॥ ૫ ॥

(ચૈતન્યરૂપ હોવાથી) સમાન, (કદી છૂટા ન પડનારાં) સખા, અવર્ણનીય માયાથી (પીપળાના) વૃક્ષ પર માળો કરનારાં આ બે (જીવ અને ઈશ્વર નામનાં) પક્ષીઓ છે. તેમાંનું એક (જીવરૂપી) પક્ષી પીપળાનું (ટેટારૂપ) અન્ન ખાય છે અને બીજું (ઈશ્વરરૂપી) પક્ષી અન્ન ન ખાતું હોવા છતાં (જીવ કરતાં) બળથી અધિક છે. ॥ ૬ ॥

**'सुपर्णौ'** બે પક્ષીઓ જેમ વૃક્ષથી જુદાં છે તેમ (જીવ અને ઈશ્વર) દેહથી પૃથક્ (જુદાં) છે. **'सदृशौ'** ચૈતન્યરૂપ હોવાથી સમાન, **'सखायौ'** છૂટાં ન પડનારાં અને એક સમાન મતિવાળાં હોવાથી સખા, **'यदृच्छया'** અવર્ણનીય માયાથી— જે છેદાય તે વૃક્ષરૂપી દેહ— 'ઊંચે મૂળવાળા અને નીચે શાખાવાળા વૃક્ષને જે હવે જાણે છે.' એમ શ્રુતિ છે. (તૈત્તિ.આરણ્યક.૧/૧૧/૫)

'ઊંચા (શ્રેષ્ઠ) પરબ્રહ્મરૂપ મૂળવાળા, નીચા (જીવરૂપ) શાખાઓવાળા, (નશ્વર સંસારરૂપ) પીપળાના વૃક્ષને અવિનાશી કહે છે તથા જે (સંસારવૃક્ષ)નાં પાંદડાં વેદો (વેદોક્ત કર્મો) છે, તેને જે મનુષ્ય તત્ત્વથી જાણે છે તે વેદના તાત્પર્યને જાણનારો છે.' (ગીતા ૧૫/૧) એમ સ્મૃતિ છે.

તે વૃક્ષરૂપી શરીરમાં હૃદયરૂપી માળામાં નિવાસ કરવામાં આવ્યો છે જે બંને દ્વારા— તે બંનેમાં એક જીવ પીપળાના ટેટા ખાય છે. **'पिप्पलः'** અશ્વત્થ (કાલ સવાર સુધી રહેશે કે નહીં એવો વિશ્વાસ ન રાખવા યોગ્ય, કારણ કે નશ્વર છે.) અર્થાત્ દેહ, તેમાં ભોગવવા યોગ્ય કર્મફળનો જીવ ભોગ કરે છે, એમ અર્થ છે.

अन्य ईश्वरो निरन्नोऽभोक्तापि निजानन्दतृप्तो बलेन ज्ञानादिशक्त्या भूयानधिकः। श्रुतिश्च—

'द्वा सुपर्णा सयुजा सखाया
समानं वृक्षं परिषस्वजाते।
तयोरन्यः पिप्पलं स्वाद्व-
त्त्यनश्नन्नन्यो अभिचाकशीति॥' इति॥ ६॥

બીજો ઈશ્વર '**निरन्नः**' અન્ન ન ખાતો હોવા છતાં નિજાનંદથી તૃપ્ત, '**बलेन**' જ્ઞાનશક્તિથી '**भूयान्**' અધિક– શ્રુતિ પણ છે– 'જીવ અને ઈશ્વરરૂપ બે પક્ષીઓ એક જ શરીરરૂપી વૃક્ષમાં રહે છે. તે બંનેમાંનો જીવ દેહરૂપી પીપળાના વૃક્ષનાં સ્વાદિષ્ટ કર્મફળ ભોગવે છે અને બીજો ઈશ્વર કર્મફળ ન ભોગવતાં સાક્ષીરૂપે પ્રકાશે છે.' (મુંડક.૩/૧/૧)॥૬॥

बलाधिक्यमेवाह—**आत्मानमिति**।

જ્ઞાનશક્તિની અધિકતા વર્ણવે છે— '**आत्मानम् इति।**'

**आत्मानमन्यं च स वेद विद्वा-**
**नपिप्पलादो न तु पिप्पलादः।**
**योऽविद्यया युक् स तु नित्यबद्धो**
**विद्यामयो यः स तु नित्यमुक्तः॥ ७**

કર્મફળ ન ભોગવનાર (ઈશ્વર) પોતાને તથા બીજાને (જીવને) જાણે છે, પણ કર્મફળ ભોગવનાર જીવ પોતાને કે બીજાને જાણી શકતો નથી. આથી જે અવિદ્યાયુક્ત જીવ છે તે અનાદિકાળથી બંધાયેલો છે અને જે વિદ્યામય ઈશ્વર છે તે નિત્યમુક્ત છે.॥ ७ ॥

अतो योऽविद्यया युग्युक्तः स तु नित्यबद्धोऽनादिबद्धः। यस्तु विद्याप्रधानः स तु नित्यमुक्तः, मायाया अनावरकत्वादाश्रया-व्यामोहकत्वाच्च॥ ७॥

(અવિદ્યા ઢાંકનારી છે,) આથી જે અવિદ્યાથી '**युक्**' યુક્ત છે, તે '**नित्यबद्धः**' અનાદિકાળથી બંધાયેલો છે, પરંતુ જે વિદ્યાપ્રધાન છે તે તો નિત્યમુક્ત છે, કારણ કે માયા આશ્રય આપનારને વ્યામોહ કરનારી ન હોવાથી ઢાંકનારી બનતી નથી.॥ ७ ॥

इदानीं बद्धमुक्तजीवानामेव मिथो वैलक्षण्यमाह—**देहस्थोऽपीति** दशभिः।

હવે બદ્ધ અને મુક્ત જીવોની જ એકબીજાથી વિલક્ષણતા છે, તે દસ શ્લોકોથી કહે છે— '**देहस्थः अपि इति।**'

**देहस्थोऽपि न देहस्थो विद्वान् स्वप्नाद् यथोत्थितः।**
**अदेहस्थोऽपि देहस्थः कुमतिः स्वप्नदृग् यथा॥**
**॥ ८॥**

જેમ સ્વપ્નમાંથી જાગેલો મનુષ્ય (સ્વપ્નદેહને યાદ કરતો) તેમાં હોવા છતાં પણ તે દેહમાં નથી હોતો (કારણ કે સ્વપ્નનાં સુખદુઃખાદિ તેને હોતાં નથી), તેમ જીવન્મુક્ત મનુષ્ય દેહમાં રહેવા છતાં (દેહનાં સુખદુઃખાદિથી રહિત હોઈ) દેહમાં રહેલો નથી જ. વળી, જેમ સ્વપ્ન જોનારો મનુષ્ય તે સ્વપ્નાવસ્થાના દેહમાં (ખરું જોતાં) નથી, છતાં પોતાને તે દેહમાં રહેલો માને છે, તેમ દુષ્ટ બુદ્ધિવાળો (અજ્ઞાની ખરી રીતે) દેહમાં નથી, છતાં (દેહનાં સુખદુઃખાદિ ભોગવતો પોતાને) દેહમાં (રહેલો માને) છે.॥ ८ ॥

विद्वान्मुक्तः संस्कारवशेन देहस्थोऽपि देहस्थो न भवति। यथा स्वप्नादुत्थितः स्मर्यमाणे स्वप्नदेहे स्थितोऽपि तत्रस्थो न भवति, तद्गतसुखदुःखाद्यभावात्, तद्वत्। तथा च वस्तुतोऽदेहस्थोऽपि कुमति-रविद्वान्देहस्थस्तन्निमित्तसुखदुःखभाक्। यथा स्वप्नदेहगत इति॥ ८॥

अत्र हेतुत्वेन वैलक्षण्यान्तरमाह द्वाभ्याम्।

**इन्द्रियैरिन्द्रियार्थेषु गुणैरपि गुणेषु च।**
**गृह्यमाणेष्वहंकुर्यान्न विद्वान् यस्त्वविक्रियः॥ ९**

इन्द्रियैरिन्द्रियार्थेषु गृह्यमाणेष्वपि यस्तु विद्वान्स नाहंकुर्यादहं गृह्णामीति मतिं न कुर्यादित्यर्थः। कुतः। गुणैर्गुणेषु गृह्यमाणेषु। अत एवाविक्रियो रागादिशून्यः। तदुक्तं गीतासु—

'तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते॥'
इति॥ ९॥

**दैवाधीने शरीरेऽस्मिन् गुणभाव्येन कर्मणा।**
**वर्तमानोऽबुधस्तत्र कर्तास्मीति निबद्ध्यते॥ १०**

'**विद्वान्**' જીવન્મુક્ત મનુષ્ય સંસ્કારવશ દેહમાં હોવા છતાં પણ દેહમાં હોતો નથી. જેમ સ્વપ્નમાંથી જાગેલો, સ્વપ્નદેહને યાદ કરતો હોવા છતાં પણ તે સ્વપ્નદેહમાં નથી હોતો, કારણ કે સ્વપ્નનાં સુખ-દુઃખ નથી હોતાં, તેમ! તથા વસ્તુતઃ દેહમાં રહેલો ન હોવા છતાં '**કુમતિઃ**' અજ્ઞાની મનુષ્ય તેનાં સુખ-દુઃખ ભોગવતો પોતાને દેહમાં રહેલો માને છે, જેમ સ્વપ્નાવસ્થાના દેહમાં પોતે ન હોવા છતાં પોતાને તેમાં રહેલો માને છે તેમ! ॥ ૮ ॥

અહીં (સુખ-દુઃખના ભોક્તૃત્વ અને અભોક્તૃત્વમાં) કારણરૂપ હોવાથી બીજી વિલક્ષણતા બે શ્લોકથી જણાવે છે—

ગુણોના કાર્યરૂપ ઇન્દ્રિયો દ્વારા જ્યારે ઇન્દ્રિયોના વિષયો ગ્રહણ કરવામાં આવે છે, ત્યારે રાગાદિથી રહિત એવો જે વિદ્વાન છે તે 'હું ગ્રહણ કરું છું.' એમ માનતો નથી. (કારણ કે ખરું જોતાં ઇન્દ્રિયો દ્વારા જ વિષયો ગ્રહણ કરવામાં આવે છે.)॥ ૯ ॥

ઇન્દ્રિયો દ્વારા જ્યારે ઇન્દ્રિયોના વિષયો ગ્રહણ કરવામાં આવે છે ત્યારે જે વિદ્વાન છે તે '**न-अहं कुर्यात्**' 'હું ગ્રહણ કરું છું.' એવી બુદ્ધિ રાખતો નથી, એમ અર્થ છે. શા માટે? ઇન્દ્રિયો દ્વારા જ વિષયો ગ્રહણ કરવામાં આવે છે. આથી જ તે '**अविक्रियः**' રાગાદિશૂન્ય હોય છે. ગીતાજીમાં તે જ કહેવામાં આવ્યું છે—

'પરંતુ હે મહાબાહુ, ગુણ અને કર્મના વિભાગના તત્ત્વને જાણનારો તત્ત્વવેત્તા ગુણો (દેહઇન્દ્રિયો) ગુણોમાં (વિષયોમાં) પ્રવર્તે છે, એમ માનીને આસક્ત થતો નથી.' (ગીતા ૩/૨૮) ॥૯॥

પરંતુ અજ્ઞાની મનુષ્ય પૂર્વ કર્મને અધીન એવા આ શરીરમાં રહીને ઇન્દ્રિયોથી થતા કર્મ વડે '(આ સર્વ) કરનાર હું છું.' એમ (અભિમાનથી) દેહાદિમાં બંધાય છે. ॥ ૧૦ ॥

अबुधस्तु पूर्वकर्माधीनेऽस्मिन् शरीरे वर्तमानो गुणैरिन्द्रियैर्भाव्येन कर्मणा तत्र देहादौ निबध्यते। कुतः। कर्तास्मीत्यहंकारेण। तदुक्तं तत्रैव—

'प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते॥'

इति।

एतैस्त्रिभिः श्लोकैः कथं वर्तेतेत्यस्य प्रश्नस्य सुखदुःखशून्यो निरभिमानश्च देहे वर्तत इत्युत्तरमुक्तं भवति॥ १०॥

वैलक्षण्यान्तरं वदन् 'किं भुञ्जीत' इत्यादिप्रश्नोत्तरमाह—**एवमिति** त्रिभिः।

**एवं विरक्तः शयन आसनाटनमज्जने।**
**दर्शनस्पर्शनघ्राणभोजनश्रवणादिषु ॥ ११**

**न तथा बद्ध्यते विद्वांस्तत्र तत्रादयन् गुणान्।**
**प्रकृतिस्थोऽप्यसंसक्तो यथा खं सवितानिलः॥**
**॥ १२॥**

अन्यगतमेव कर्म मां बध्नातीत्येवं विरक्तो विद्वान्। तथा अविद्वानिव शयनासनादिषु न बध्यते। कुतः। तत्र तत्र विषयेषु गुणानिन्द्रियाण्यादयन् भोजयंस्तत्साक्षित्वेन वर्तमानो न तु स्वयमदन्। एतदेव कुतस्तत्राह—प्रकृतिस्थोऽपीति सार्धेन।

પરંતુ અજ્ઞાની મનુષ્ય પૂર્વ કર્મને અધીન એવા આ શરીરમાં રહેતો **'गुणैः'** ઇન્દ્રિયોથી થતા કર્મ વડે તે દેહાદિમાં બંધાય છે. શા માટે? 'હું કર્તા છું.' એવા અહંકારથી. ગીતામાં તે જ કહેવામાં આવ્યું છે–

'અહંકારથી મૂઢ બુદ્ધિવાળો મનુષ્ય સર્વ પ્રકારે પ્રકૃતિના ગુણો વડે જ કરાતાં કર્મોને 'હું કરનારો છું.' એમ માને છે. (ગીતા ૩/૨૭)

આ ત્રણ શ્લોકો (૮, ૯, ૧૦) દ્વારા 'જ્ઞાનીએ કેવી રીતે વર્તવું?' એ પ્રશ્નનો સુખ-દુઃખથી રહિત અને નિરભિમાની થઈને દેહમાં રહે છે, એમ ઉત્તર આપવામાં આવ્યો છે. ॥ ૧૦ ॥

બીજી વિલક્ષણતા જણાવતાં 'તેણે કેવી રીતે ભોગો ભોગવવા? વગેરે પ્રશ્નનો ઉત્તર ત્રણ શ્લોકથી આપે છે– **'एवम् इति।'**

આમ, શયન, આસન, ભ્રમણ, સ્નાન, દર્શન, સ્પર્શ, ગંધ, ભોજન, શ્રવણ વગેરે ક્રિયાઓમાં રહેતો હોવા છતાં પણ વિરક્ત થયેલો વિદ્વાન, તે તે વિષયોમાં ઇન્દ્રિયોને ભોગ કરાવતો, પ્રકૃતિના કાર્યરૂપ (દેહાદિ સંઘાત)માં સ્થિત હોવા છતાં, તેમાં આસક્ત થયા વિના અજ્ઞાનીની જેમ બંધાઈ જતો નથી. જેમ આકાશ સર્વત્ર છે છતાં બધાથી અસંગ રહે છે, જેમ સૂર્ય જળમાં પ્રતિબિંબિત થાય છે છતાં જળનો તેને સ્પર્શ નથી, જેમ વાયુ બધે વાય છે છતાં ક્યાંય લેપાતો નથી (તેમ જ્ઞાની ક્યાંય બંધાઈ જતો નથી). ॥ ૧૧ ॥ ૧૨ ॥

ઇન્દ્રિય વગેરે અન્યમાં રહેલું કર્મ (કર્તૃત્વભાવથી) મને બાંધે છે, એમ **'विरक्तः'** સમજનારો– અજ્ઞાની જેમ શયન, આસન વગેરેમાં બંધાય છે, તેમ તે જ્ઞાની બંધાતો નથી. શા માટે? તે તે વિષયોમાં **'गुणान्'** ઇન્દ્રિયોને **'आदयन्'** ભોગ કરાવતો, તેના સાક્ષીરૂપે રહેતો પણ સ્વયં ભોગ ન કરતો– એ પણ કેવી રીતે, તે દોઢ શ્લોકથી કહે છે– **'प्रकृतिस्थः अपि इति।'**

यथा खं सर्वत्र स्थितमपि न सज्जते। यथा सविता जले प्रतिबिम्बितोऽपि। यथानिलः सर्वत्र संचरन्नपि तद्वत्॥ ११ ॥ १२ ॥

**वैशारद्येक्षयासंगशितया छिन्नसंशयः। प्रतिबुद्ध इव स्वप्नान्नानात्वाद् विनिवर्तते॥ १३**

असङ्गेन वैराग्येण शितया तीक्ष्णया छिन्नाः संशया असंभावनादयो यस्य सः। नानात्वाद्देहादिप्रपञ्चात्॥ १३ ॥

कथं विहरेदित्यस्योत्तरत्वेन वैलक्षण्यान्तरमाह—**यस्य स्युरिति**।

**यस्य स्युर्वीतसंकल्पाः प्राणेन्द्रियमनोधियाम्। वृत्तयः स विनिर्मुक्तो देहस्थोऽपि हि तद्गुणैः॥ १४**

तद्गुणैर्देहगुणैः संकल्पशून्याभिः प्राणादिवृत्तिभिर्विहरन्मुक्त इत्यर्थः॥ १४॥

एवं तावद्बद्धमुक्तयोः स्वसंवेद्यमेव वैलक्षण्यमुक्तमिदानीं 'कैर्वा ज्ञायेत लक्षणैः' इत्यस्योत्तरतया परैरपि सुज्ञेयं वैलक्षण्यमाह—**यस्यात्मेति** त्रिभिः।

જેમ આકાશ સર્વત્ર રહેલું છે છતાં અસંગ રહે છે! જેમ સૂર્ય જળમાં પ્રતિબિંબિત થાય છે છતાં (જળનો તેને સ્પર્શ નથી!) જેમ વાયુ સર્વત્ર સંચરે છે છતાં (ક્યાંય લેપાતો નથી!), તેની જેમ (જ્ઞાની ક્યાંય બંધાતો નથી!) ॥ ૧૧ ॥ ૧૨ ॥

અસંગ(રૂપ સર્વત્ર વૈરાગ્ય)થી તીક્ષ્ણ બનેલી નિપુણ બુદ્ધિથી જેના (અસંભાવનાદિ) સંશયો છેદાઈ ગયા છે તે (જ્ઞાની), સ્વપ્નમાંથી જાગેલા મનુષ્યની જેમ અનેક પ્રકારના દેહાદિ પ્રપંચથી દૂર થાય છે. ॥ ૧૩ ॥

**'असंगेन'** વૈરાગ્યથી **'शितया'** તીક્ષ્ણ બનેલી (બુદ્ધિથી) જેના અસંભાવના વગેરે સંશયો છેદાઈ ગયા છે તે– અનેક પ્રકારના દેહાદિ પ્રપંચથી (હું મનુષ્ય છું, આ દેવ છે, આ પશુ છે, આ મારું છે વગેરે ભેદદર્શનથી) ॥ ૧૩ ॥

જ્ઞાની કેવી રીતે વિહરે? એ પ્રશ્નના ઉત્તરરૂપે બીજી વિલક્ષણતા જણાવે છે– **'यस्य स्युः इति।'**

જે મનુષ્યની પ્રાણ, ઈન્દ્રિયો, મન તથા બુદ્ધિની વૃત્તિઓ સંકલ્પરહિત થયેલી હોય છે તે, દેહમાં રહ્યો હોવા છતાં પણ તે દેહના ગુણોથી મુક્ત જ હોય છે. ॥ ૧૪ ॥

**'तत्-गुणैः'** તે દેહના ગુણોથી– સંકલ્પરહિત થયેલી પ્રાણાદિ વૃત્તિઓથી વિહાર કરતો (જ્ઞાની) મુક્ત હોય છે, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

તો આમ, બદ્ધ અને મુક્ત વચ્ચે પોતે અનુભવવા યોગ્ય જ વિલક્ષણતા કહીને હવે 'કયાં લક્ષણોથી જાણી શકાય?' (શ્રીમદ્ભા.૧૧/૧૦/૩૬) એના ઉત્તરરૂપે બીજા દ્વારા પણ સરળતાથી જાણી શકાય તેવી વિલક્ષણતા ત્રણ શ્લોકોથી જણાવે છે – **'यस्य आत्मा इति।'**

**यस्यात्मा हिंस्यते हिंस्रैर्येन किंचिद् यदृच्छया।**
**अर्च्यते वा क्वचित्तत्र न व्यतिक्रियते बुधः ॥ १५**

हिंस्रैर्दुर्जनैरन्यैर्वा प्राणिभिर्यस्यात्मा देहः पीड्यते। यदृच्छया येन केनापि क्वचित् किंचिदर्च्यते वा स बुधश्चेत्तत्र न व्यतिक्रियते, नातिविक्रियते इत्यर्थः। तदुक्तं याज्ञवल्क्येन—
‘यः कण्टकैर्वितुदति चन्दनैर्यश्च लिम्पति।
अक्रुद्धोऽपरितुष्टश्च समस्तस्य च तस्य च॥’
इति॥ १५॥

જેનું શરીર હિંસક પ્રાણીઓ કે દુર્જનો દ્વારા પીડાય અથવા દૈવેચ્છાથી ક્યારેક ક્યાંક પૂજાય, તેમાં જે વિકાર નથી પામતો તે જ્ઞાની છે.

**‘हिंस्रैः’** દુર્જનો દ્વારા કે બીજાં પ્રાણીઓ દ્વારા જેનો **‘आत्मा’** દેહ પીડાય છે, દૈવેચ્છાથી જે કોઈના પણ દ્વારા ક્યારેક કે ક્યાંય પૂજાય છે, તે જો જ્ઞાની હોય તો **‘न व्यतिक्रियते’** વિકાર પામતો નથી, એમ અર્થ છે. યાજ્ઞવલ્ક્યજી દ્વારા તે જ કહેવામાં આવ્યું છે– ‘જે કાંટાઓથી વીંધે તેની ઉપર ક્રોધ નથી કરતો નથી અને ચંદનથી લીંપે તેની પર પ્રસન્ન નથી થતો, પરંતુ તે વીંધનાર અને લેપનાર ઉપર (બંને ઉપર જ્ઞાની) સમભાવ રાખે છે.’॥૧૫॥

**न स्तुवीत न निन्देत कुर्वतः साध्वसाधु वा।**
**वदतो गुणदोषाभ्यां वर्जितः समदृङ्मुनिः ॥ १६**

ગુણદોષથી રહિત અને સમાન દૃષ્ટિવાળો મુનિ સારું કરનાર કે બોલનારની પ્રશંસા નથી કરતો અને નરસું કરનાર કે બોલનારની નિંદા નથી કરતો. ॥ ૧૬ ॥

किंच साध्वसाधु वा कुर्वतो वदतो वा जनान्न स्तुवीत न च निन्देत। यो लौकिक–व्यवहारे विमुखः स मुक्त इत्यर्थः॥ १६॥

વળી, સારું કે નરસું કરનાર કે બોલનાર જનોની નથી પ્રશંસા કરતો કે નથી નિંદા કરતો. જે લૌકિક વ્યવહારમાં વિમુખ છે તે મુક્ત છે, એમ અર્થ છે. ॥ ૧૬ ॥

अपि च, **न कुर्यादिति**।

અને વળી, **‘न कुर्यात् इति।’**

**न कुर्यान्न वदेत् किंचिन्न ध्यायेत् साध्वसाधु वा।**
**आत्मारामोऽनया वृत्त्या विचरेज्जडवन्मुनिः ॥ १७॥**

આત્મામાં જ રમમાણ રહેનાર મુનિ કંઈ પણ સારું (વૈદિક) કે નરસું (દૈહિક) કર્મ કરે નહીં, બોલે નહીં અને વિચારે નહીં, અને આ (કહેવામાં આવેલી) જીવનશૈલીથી જડની જેમ વિચરે.॥૧૭॥

यो दैहिकेऽपि कर्मण्युदासीनः स मुक्तः। इतरो बद्ध इत्यर्थः। एतान्येव सर्वाणि मुमुक्षोः साधनानि ज्ञातव्यानि॥ १७॥

જે દૈહિક કર્મોમાં પણ ઉદાસીન છે તે મુક્ત છે, તે સિવાયનો બદ્ધ છે, એમ અર્થ છે. આ જ મુમુક્ષુનાં સર્વ સાધનો જાણવા યોગ્ય છે. ॥ ૧૭ ॥

यस्तु केवलं शब्दब्रह्मण्यभिज्ञः पाण्डित्य–मात्रश्लाघी न तूक्तैः साधनैस्तदर्थनिष्ठो भवेत्तं निन्दति।

જે મનુષ્ય કેવળ શબ્દબ્રહ્મમાં કુશળ થઈને માત્ર પાંડિત્યની જ પ્રશંસા કરે છે અને (ઉપર) જણાવેલાં સાધનોથી તે શબ્દબ્રહ્મવિચારરૂપ અર્થમાં એકનિષ્ઠ નથી થતો, તેની નિંદા કરે છે.

**शब्दब्रह्मणि निष्णातो न निष्णायात् परे यदि।**
**श्रमस्तस्य श्रमफलो ह्यधेनुमिव रक्षतः॥**
**॥ १८ ॥**

વસૂકી ગયેલી ગાયનું (દૂધ માટે) પાલન કરતા મનુષ્યનો શ્રમ કેવળ શ્રમરૂપ ફળવાળો હોય છે, તેમ જે મનુષ્ય શબ્દબ્રહ્મમાં (વેદમાં) નિષ્ણાત હોય પણ પરબ્રહ્મમાં ધ્યાનાદિના અભ્યાસથી તેમાં એકનિષ્ઠ ન થાય, તો તેનો શાસ્ત્રાભ્યાસરૂપ શ્રમ કેવળ શ્રમરૂપ ફળવાળો જ બને છે. ॥ ૧૮ ॥

शब्दब्रह्मणि निष्णातोऽर्थतः पारं गतोऽपि परे ब्रह्मणि न निष्णायाद् ध्यानाद्यभियोगं न कुर्यात्तस्य शास्त्रश्रमः श्रमैकफलः, न तु पुरुषार्थपर्यवसायी। अधेनुं चिरप्रसूताम्॥ १८॥

શબ્દબ્રહ્મમાં **'निष्णातः'** અર્થથી પારંગત હોય પણ પરબ્રહ્મમાં **'न निष्णायात्'** ધ્યાનાદિના અભ્યાસથી એકનિષ્ઠ ન થાય, તો તેનો શાસ્ત્રાભ્યાસરૂપ શ્રમ કેવળ શ્રમરૂપ ફળવાળો જ બને છે, મોક્ષરૂપી પુરુષાર્થમાં પરિણમતો નથી. **'अधेनुम्'** ઘણા સમય પહેલાં વિયાયેલી ગાયને ॥ ૧૮ ॥

एतदेवान्यार्थनिदर्शनैः प्रपञ्चयति— **गामिति**।

(શ્રમની ફળરૂપતા) આ વાતને બીજા પદાર્થનાં દૃષ્ટાંતો દ્વારા સમજાવે છે— **'गाम् इति।'**

**गां दुग्धदोहामसतीं च भार्यां**
**देहं पराधीनमसत्प्रजां च।**
**वित्तं त्वतीर्थीकृतमङ्ग वाचं**
**हीनां मया रक्षति दुःखदुःखी॥ १९**

હે પ્રિય (ઉદ્ધવ), દોહવાઈ ગયેલી (વસૂકી ગયેલી) ગાય, (પતિવ્રતાધર્મરહિત અથવા) કામશૂન્ય (વિરક્ત) ભાર્યા, પરાધીન દેહ તથા દૃષ્ટ (ધન-ઉપાર્જન) અને અદૃષ્ટ (શ્રાદ્ધાદિ જનિત) સાધન ન કરનાર સંતતિ, સુપાત્રને ન અપાયેલું ધન અને મારા કીર્તન વગેરેથી રહિત વાણી– (આ છ)નું રક્ષણ કરનારો દુઃખની પરંપરા સહન કરે છે.॥ ૧૯ ॥

दुह्यत इति दोहः पयः। दुग्धो दोहो नोत्तरत्र दोह्योऽस्ति यस्यास्तामर्थशून्याम्। असतीं भार्यां कामशून्याम्। देहं पराधीनं प्रतिक्षणं दुःखहेतुम्। असत्प्रजां दृष्टादृष्टसाधनशून्यं पुत्रम्। अतीर्थीकृतमागते पात्रेऽदत्तं वित्तं दुष्कीर्तिदुरितापादकम्। अङ्ग हे उद्धव, दुःखानन्तरं दुःखमेव यस्य स रक्षति॥ १९॥

દોહવામાં આવે છે તે **'दोहः'** દૂધ, હવે પછી જેનામાં દોહવા યોગ્ય દૂધ નથી તેવી વસૂકેલી અર્થશૂન્ય ગાયને, **'असतीम्'** કામશૂન્ય વિરક્ત ભાર્યાને, પ્રતિક્ષણે દુઃખના કારણરૂપ પરાધીન દેહને, **'असत्प्रजाम्'** ધન-ઉપાર્જનરૂપ દૃષ્ટ અને શ્રાદ્ધ વગેરે જનિત અદૃષ્ટ સાધન ન કરનારા પુત્રને, **'अतीर्थीकृतम्'** આવેલા પાત્રને ન આપવામાં આવેલું ધન અપકીર્તિરૂપ પાપ પ્રાપ્ત કરાવનારું છે. **'अंग'** હે પ્રિય ઉદ્ધવ! જે આ સર્વને રક્ષે છે, તે દુઃખ ઉપર દુઃખ જ ભોગવે છે. ॥ ૧૯ ॥

**वंशीधरी**—दुग्धदोहां दुग्धदानहीनामिति व्यवहारे दृष्टान्तः। परमार्थे तु 'न गोसेवनतो धर्मः परोऽस्ति ह्यनिमित्तकात्' इत्यादि पुराणात् सर्वदा गोसेवा कल्याणदेति भावः।

દૂધ ન આપનારી ગાયનું દૃષ્ટાંત વ્યાવહારિક દૃષ્ટિએ આપવામાં આવ્યું છે. પારમાર્થિક દૃષ્ટિએ તો 'નિષ્કામ ભાવે કરવામાં આવેલી ગોસેવાથી શ્રેષ્ઠ કોઈ ધર્મ નથી.' વગેરે પુરાણમાં કહેવામાં આવ્યું છે. ગોસેવા સદાસર્વદા કલ્યાણદાયી છે, એવો ભાવ છે.

मया हीनां वाचमित्युक्तं विवृणोति।

**'मया हीनां वाचम्'** (શ્લોક-૧૯)માં જે કહેવામાં આવ્યું કે 'મારા કીર્તનાદિ વિનાની વાણી (નિરર્થક છે), તે સમજાવે છે—

**यस्यां न मे पावनमङ्ग कर्म**
**स्थित्युद्भवप्राणनिरोधमस्य ।**
**लीलावतारेप्सितजन्म वा स्याद्**
**वन्ध्यां गिरं तां बिभृयान्न धीरः॥ २०**

હે પ્રિય (ઉદ્ધવ)! જે વાણીમાં આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રાણનિરોધરૂપ લયના કારણરૂપ મારા પવિત્ર કર્મનું કે મારા લીલાવતારોમાંના પ્રેમાસ્પદ (શ્રીરામકૃષ્ણાદિ) અવતારોનું વર્ણન નથી, તેવી વાંઝણી વાણી બુદ્ધિમાન મનુષ્ય બોલે નહીં.॥ ૨૦ ॥

यस्यां वाचि मे जगतः शोधकं चरित्रं न स्यात्। किं तत्। अस्य विश्वस्य स्थित्यादिरूपम्, तद्धेतुरित्यर्थः। लीलावतारेष्वीप्सितं जगतः प्रेमास्पदं श्रीरामकृष्णादिजन्म वा न स्यात्। तां निष्फलां गिरं धीरो धीमान्न धारयेत् ॥ २०॥

જે વાણીમાં મારું જગતને પવિત્ર કરનારું ચરિત્ર ન હોય, તે કયું ચરિત્ર? આ વિશ્વની સ્થિતિ વગેરેરૂપ, તે સર્વના કારણરૂપ ચરિત્ર, એમ અર્થ છે. લીલાવતારોમાં **'ईप्सितम्'** જગતના પ્રેમાસ્પદ શ્રીરામકૃષ્ણ વગેરે અવતારોનું વર્ણન ન હોય, તે નિષ્ફળ વાણી **'धीरः'** બુદ્ધિમાન મનુષ્ય ધારણ ન કરે. ॥ ૨૦ ॥

उक्तं ज्ञानमार्गमुपसंहरति—

કહેવાયેલા જ્ઞાનમાર્ગનો ઉપસંહાર કરે છે—

**एवं जिज्ञासयापोह्य नानात्वभ्रममात्मनि।**
**उपारमेत विरजं मनो मय्यर्प्य सर्वगे॥ २१**

આમ, આત્મતત્ત્વ જાણવાની ઈચ્છાથી આત્મામાં થયેલા દેહાદિના અધ્યાસને દૂર કરીને, વિશુદ્ધ થયેલા મનને પરિપૂર્ણ એવા મારામાં સમર્પીને (ભક્ત) વિરત થાય. ॥ ૨૧ ॥

एवं निश्चित्य विचारेणात्मनि नानात्वभ्रमं देहाद्यध्यासं निरस्य निर्मलं मनो मयि सर्वगे परिपूर्णे समर्प्य संधार्य उपारमेत। न शास्त्रपाण्डित्यमात्रेणेत्यर्थः॥ २१॥

આમ, નિશ્ચય કરીને વિચાર દ્વારા આત્મામાં થયેલા **'नानात्वभ्रमम्'** દેહાદિ અધ્યાસરૂપ અનેકતાના ભ્રમને દૂર કરીને, વિશુદ્ધ થયેલા મનને **'सर्वगे'** પરિપૂર્ણ એવા મારામાં સમર્પીને, સારી રીતે ધારણ કરીને ભક્ત વિરત થાય, પણ માત્ર શાસ્ત્રમાં પાંડિત્ય પ્રાપ્ત કરીને બેસી ન રહે, એમ અર્થ છે.॥ ૨૧ ॥

**यद्यनीशो धारयितुं मनो ब्रह्मणि निश्चलम्।**
**मयि सर्वाणि कर्माणि निरपेक्षः समाचर॥ २२**

यद्यनीशोऽशक्तस्तर्ह्यास्तामिदं मद्भक्त्यैव कृतार्थो भविष्यसीत्याह—मयीति॥ २२॥

मदर्पणेन कर्मणा विशुद्धसत्त्वस्यान्तरङ्गां भक्तिमाह—**श्रद्धालुरिति** द्वाभ्याम्।

**श्रद्धालुर्मे कथाः शृण्वन् सुभद्रा लोकपावनीः।**
**गायन्ननुस्मरन् कर्म जन्म चाभिनयन् मुहुः॥**
**॥ २३॥**
**मदर्थे धर्मकामार्थानाचरन् मदपाश्रयः।**
**लभते निश्चलां भक्तिं मय्युद्धव सनातने॥ २४**

अभिनयन्स्वयमनुकुर्वन्॥ २३॥ आचरन् सेवमानः॥ २४॥

**सत्संगलब्धया भक्त्या मयि मां स उपासिता।**
**स वै मे दर्शितं सद्भिरंजसा विन्दते पदम्॥ २५**

ततश्चानेन प्रकारेण मयि सत्सङ्गेन लब्धया भक्त्या स भक्तो मामुपासिता ध्याता भवति। स च ध्यानशीलः सद्भिर्दर्शितं वै निश्चितं सुखेनैव मे पदं स्वरूपं प्राप्नोति॥ २५॥

सत्सङ्गलब्धया भक्त्येत्युक्तं तत्र सतां भक्तेश्च विशेषं पृच्छति—**साधुरिति**।

પરબ્રહ્મ એવા મારામાં જે રીતે નિશ્ચળ થાય તે રીતે મનને ધારણ કરવામાં જો તમે સમર્થ ન થાઓ, તો ફળની અપેક્ષા રાખ્યા વગર જ સર્વ કર્મો મારા નિમિત્તે કરો. ॥ ૨૨ ॥

જો (પરબ્રહ્મમાં મન સ્થાપવા માટે) **'अनीशः'** સમર્થ ન થાઓ તો તે બાજુએ મૂકો. મારી ભક્તિથી જ તમે કૃતાર્થ થશો, એમ કહે છે— **'मयि इति।'** ॥ ૨૨ ॥

મને અર્પણ કરવામાં આવેલા કર્મથી વિશુદ્ધ થયેલા અંતઃકરણની અંતરંગ ભક્તિને બે શ્લોકોથી વર્ણવે છે— **'श्रद्धालुः इति।'**

લોકોને પવિત્ર કરનારી, પરમ કલ્યાણકારી એવી મારી કથાઓનું શ્રવણ કરતો, ગાન કરતો, વારંવાર સ્મરણ કરતો, મારાં જન્મ અને કર્મનું અનુકરણ કરતો, મારે ખાતર ધર્મ, અર્થ, કામને સેવતો, મારા આશ્રયવાળો શ્રદ્ધાળુ ભક્ત સર્વ કારણોના પણ કારણરૂપ મારામાં હે ઉદ્ધવ! નિશ્ચળ ભક્તિ પામે છે. ॥ ૨૩ ॥ ૨૪ ॥

**'अभिनयन्'** પોતે અનુકરણ કરતો ॥ ૨૩ ॥ **'आचरन्'** સેવતો ॥ ૨૪ ॥

સત્સંગથી પ્રાપ્ત થયેલી મારા પ્રત્યેની ભક્તિથી તે મનુષ્ય મને ઉપાસે છે અને સત્પુરુષો દ્વારા દર્શાવવામાં આવેલા મારા પરમ પદને નિશ્ચિતપણે અનાયાસે જ પ્રાપ્ત કરે છે. ॥ ૨૫ ॥

ત્યાર પછી આ પ્રકારે સત્સંગથી પ્રાપ્ત થયેલી મારા પ્રત્યેની ભક્તિથી તે ભક્ત સતત મારા ધ્યાનમાં જ રહે છે અને ધ્યાનશીલ એવો તે સત્પુરુષો દ્વારા દર્શાવવામાં આવેલા મારા **'पदम्'** સ્વરૂપને **'वै'** નિશ્ચિતપણે અનાયાસે જ પ્રાપ્ત કરે છે. ॥ ૨૫ ॥

'સત્સંગથી પ્રાપ્ત થયેલી ભક્તિથી' (શ્લોક-૨૫) એમ કહેવામાં આવ્યું. તેમાં સત્પુરુષોની ભક્તિને માટે વિશેષરૂપે પૂછે છે – **'साधुः इति।'**

उद्धव उवाच

**साधुस्तवोत्तमश्लोक मतः कीदृग्विधः प्रभो।**
**भक्तिस्त्वय्युपयुज्येत कीदृशी सद्भिरादृता॥ २६**

साधवः स्वस्वमतिकल्पिताः सन्ति बहवः, तव तु कीदृशः संमतः। भक्तिरपि बहुविधा लोके, कीदृशी पुनस्त्वय्युपयुज्येत। सद्भिश्च नारदादिभिरादृता॥ २६॥

**एतन्मे पुरुषाध्यक्ष लोकाध्यक्ष जगत्प्रभो।**
**प्रणतायानुरक्ताय प्रपन्नाय च कथ्यताम्॥ २७**

एतच्च कथ्यताम्। इदं चातिगुह्यं त्वयैव वक्तव्यमित्यैश्वर्यमाविष्करोति— हे पुरुषाध्यक्षेत्यादिना। ब्रह्मादिनियन्तः॥ २७॥

अत्र हेतुः—**त्वमिति**।

**त्वं ब्रह्म परमं व्योम पुरुषः प्रकृतेः परः।**
**अवतीर्णोऽसि भगवन् स्वेच्छोपात्तपृथग्वपुः॥ २८**

व्योमवदसङ्गः। यतः प्रकृतेः परः। स्वेषां भक्तानामिच्छयोपात्तं पृथक्परिमितं वपुर्येन सः॥ २८॥

तत्र त्रिंशल्लक्षणैः साधुं निरूपयति— **कृपालुरिति** पञ्चभिः।

**ઉદ્ધવજી બોલ્યા** – હે ઉત્તમ કીર્તિવાળા પ્રભુ! આપના મતે સત્પુરુષ કેવા પ્રકારના હોય છે? (નારદજી વગેરે) સત્પુરુષો દ્વારા આદર આપવામાં આવેલી કેવી ભક્તિ આપને (પ્રસન્ન કરવા) માટે યોજવી જોઈએ? ॥ ૨૬ ॥

પોતપોતાની બુદ્ધિથી કલ્પેલા અનેક સાધુઓ છે, પરંતુ આપને કેવો સાધુ માન્ય છે? લોકમાં ભક્તિ પણ અનેક પ્રકારની છે, તેમાં પણ વળી, આપને માટે કેવી ભક્તિ યોજવી જોઈએ? **'सद्भिः'** નારદજી વગેરે દ્વારા પણ આદર અપાયેલી. ॥ ૨૬ ॥

હે બ્રહ્માંડના અધિષ્ઠાતાઓના અધિનાયક! હે વૈકુંઠાધિપતિ, હે વિશ્વના નાથ! આપને પ્રણત થયેલા, આપની ઉપર અનુરાગ રાખનારા અને આપને શરણે આવેલા મને આપ કહો. ॥ ૨૭ ॥

(સદ્‌ભક્ત અને સદ્‌ભક્તિનાં લક્ષણો) આને આપ વર્ણવો. વળી, અતિ રહસ્ય આપના દ્વારા જ કહેવા યોગ્ય છે, એમ કહીને ભગવાનનું ઐશ્વર્ય પ્રકટ કરે છે– **'हे पुरुष-अध्यक्ष इति।'** વગેરે દ્વારા. હે બ્રહ્માજી વગેરેના નિયંતા! ॥ ૨૭ ॥

આ માટેનું (पुरुषाध्यक्ष હોવા માટેનું) કારણ– **'त्वम् इति।'**

હે ભગવાન, પરબ્રહ્મ એવા આપ આકાશ (જેવા અસંગ) છો, (કારણ કે) પ્રકૃતિથી પર છો. પોતીકા (ભક્તો)ની ઈચ્છાથી પરિમિત શ્રીવિગ્રહ ધારણ કરીને આપ અવતરિત થયા છો. ॥૨૮॥

આપ આકાશ જેવા અસંગ છો, કારણ કે પ્રકૃતિથી પર છો. પોતીકા ભક્તોની ઈચ્છાથી ધારણ કર્યું છે **'पृथक्'** પરિમિત શરીર જેમણે તે ॥ ૨૮ ॥

તે વિષયમાં (ભગવાન) ત્રીસ લક્ષણોથી સત્પુરુષને પાંચ શ્લોકો દ્વારા વર્ણવે છે— **'कृपालुः इति।'**

श्रीभगवानुवाच

**कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्वदेहिनाम्।**
**सत्यसारोऽनवद्यात्मा समः सर्वोपकारकः ॥ २९**

कृपालुः परदुःखासहिष्णुः। सर्वदेहिनां केषांचिदप्यकृतद्रोहः। तितिक्षुः क्षमावान्। सत्यं सारः स्थिरं बलं वा यस्य सः। अनवद्यात्मा–सूयादिरहितः। सुखदुःखयोः समो हर्षविषाद–रहितः। यथाशक्ति सर्वेषामुपकारकः ॥ २९ ॥

**कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिंचनः।**
**अनीहो मितभुक् शान्तः स्थिरो मच्छरणो मुनिः ॥ ३०**

कामैर्विषयैरक्षुभितचित्तः। दान्तः संयतबाह्येन्द्रियः। मृदुरकठिनचित्तः। शुचिः सदाचारः। अकिंचनोऽपरिग्रहः। अनीहो दृष्टक्रियाशून्यः। मितभुक् लघ्वाहारः। शान्तो नियतान्तःकरणः। स्थिरः स्वधर्मे। मच्छरणो मदेकाश्रयः। मुनिर्मननशीलः ॥ ३० ॥

**अप्रमत्तो गभीरात्मा धृतिमान् जितषड्गुणः।**
**अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः ॥**
**॥ ३१ ॥**

(હે ઉદ્ધવ,) સત્પુરુષ દયાળુ હોય છે, બીજાનો દ્રોહ ન કરનારો, સર્વ પ્રાણીને ક્ષમા આપનારો, સત્યરૂપી સ્થિર બળવાળો, ઈર્ષ્યા વગેરેથી રહિત એવા પવિત્ર મનવાળો, સુખ-દુઃખમાં સમાન અને હર્ષ-શોકથી રહિત હોય છે તેમ જ સર્વ ઉપર યથાશક્તિ ઉપકાર કરનારો હોય છે. ॥ ૨૯ ॥

**'कृपालुः'** પારકાંના દુઃખને સહન ન કરનારો, સર્વ પ્રાણીઓમાં કોઈનો પણ દ્રોહ ન કરનારો, **'तितिक्षुः'** ક્ષમાવાન, **'सत्यसारः'** સત્ય છે જેનું સ્થિર બળ તે, **'अनवद्य–आत्मा'** ઈર્ષ્યાદિરહિત પવિત્ર મનવાળો, **'समः'** દુઃખ-સુખમાં સમાન અને હર્ષ-શોકથી રહિત, યથાશક્તિ સર્વ ઉપર ઉપકાર કરનારો ॥ ૨૯ ॥

વિષયોથી વિકાર ન પામતા મનવાળો, બાહ્ય ઈન્દ્રિયોને વશમાં રાખનાર, કોમળ ચિત્તવાળો, પવિત્ર આચારવાળો, અપરિગ્રહી, લૌકિક સુખો માટેની ક્રિયાઓથી રહિત, મિતાહારી, શાંત, સ્વધર્મમાં સ્થિર, મારા આશ્રયવાળો તથા મનનશીલ હોય છે. ॥ ૩૦ ॥

**'कामैः'** વિષયોથી વિકાર ન પામતા મનવાળો, **'दान्तः'** બાહ્ય ઈન્દ્રિયોને વશમાં રાખનારો, **'मृदुः'** કોમળ ચિત્તવાળો, **'शुचिः'** પવિત્ર આચારવાળો, **'अकिंचनः'** પરિગ્રહ ન કરનારો, **'अनीहः'** લૌકિક સુખો માટેની ક્રિયાઓથી રહિત, **'मितभुक्'** મિતાહારી, **'शान्तः'** અંતઃકરણને વશમાં રાખનારો, **'स्थिरः'** સ્વધર્મમાં સ્થિર, **'मत्–शरणः'** એક માત્ર મારા આશ્રયવાળો, **'मुनिः'** મનનશીલ ॥ ૩૦ ॥

સાવધાન, નિર્વિકાર, ધૈર્યવાન, (ભૂખ-તરસ, શોક-મોહ, જરા-મૃત્યુ, આ) છ ગુણોને જીતનાર, માન-પ્રતિષ્ઠાની લાલસા વિનાનો, બીજાને માન આપનારો, બીજાઓને જ્ઞાન આપવા માટે સમર્થ, સર્વનો મિત્ર હોવાથી કોઈને પણ ન છેતરનારો, કરુણાવાન અને વિદ્વાન હોય છે. ॥ ૩૧ ॥

अप्रमत्तः सावधानः। गभीरात्मा निर्विकारः। धृतिमान्विपद्यप्यकृपणः। जितषड्गुणः— 'क्षुत्पिपासे शोकमोहौ जरामृत्यू षडूर्मयः।' एते जिता येन सः। अमानी न मानाकाङ्क्षी। अन्येभ्यो मानदः। कल्पः परबोधने दक्षः। मैत्रोऽवञ्चकः। कारुणिकः करुणयैव प्रवर्तमानो न दृष्टलोभेन। कविः सम्यग्ज्ञानी॥ ३१ ॥

**'अप्रमत्तः'** સાવધાન, **'गभीर-आत्मा'** નિર્વિકાર મનવાળો, **'धृतिमान्'** વિપત્તિમાં પણ દુર્બળતા વિનાનો, **'जित-षड्गुणः'**– 'ભૂખ અને તરસ, શોક અને મોહ તથા ઘડપણ અને મરણ' – આ છ જેણે જીત્યા છે તે, **'अमानी'** માનની આકાંક્ષા વિનાનો, બીજાઓને માન આપનારો, **'कल्पः'** બીજાને જ્ઞાન આપવામાં સમર્થ, **'मैत्रः'** સર્વનો મિત્ર હોવાથી કોઈને પણ ન છેતરનારો, **'कारुणिकः'** કરુણતાથી જ સર્વ કાર્યોમાં પ્રવૃત્ત થનારો, લોભથી નહીં, **'कविः'** વિદ્વાન ॥ ૩૧ ॥

**आज्ञायैवं गुणान् दोषान् मया दिष्टानपि स्वकान्।**
**धर्मान् सन्त्यज्य यः सर्वान् मां भजेत स सत्तमः ॥**
**॥ ३२ ॥**

મારા દ્વારા (વેદરૂપે) આજ્ઞા કરાયેલા સ્વધર્માચરણથી થતી સત્ત્વશુદ્ધિરૂપ ગુણોને અને તેનું આચરણ ન કરવાથી થતા નરકપ્રાપ્તિરૂપ દોષોને જાણવા છતાં, પોતાના સર્વ સ્વધર્મોને (તે ધર્મો ભગવદ્ભક્તિમાં બાધક બને છે તેમ માનવાથી) તજીને જે મને ભજે છે તે શ્રેષ્ઠ ભગવદ્ભક્ત છે. ॥ ૩૨ ॥

किंच, मया वेदरूपेणादिष्टानपि स्वधर्मान्संत्यज्य यो मां भजेत सोऽप्येवं पूर्वोक्तवत्सत्तमः। किमज्ञानान्नास्तिक्याद्वा, न, धर्माचरणे सत्त्वशुद्ध्यादीन् गुणान्, विपक्षे नरकपातादीन्दोषांश्चाज्ञाय ज्ञात्वापि मद्ध्यानविक्षेपकतया मद्भक्त्यैव सर्वं भविष्यतीति दृढनिश्चयेनैव धर्मान्संत्यज्य।

વળી, મારા દ્વારા વેદરૂપે આજ્ઞા આપવામાં આવ્યા હોવા છતાં સ્વધર્મોનો ત્યાગ કરીને જે મને ભજે, તે ઉપર જણાવ્યા અનુસાર (કૃપાળુ વગેરે ગુણોવાળો) ન હોય તો પણ તે શ્રેષ્ઠ છે. 'શું અજ્ઞાનતાથી કે નાસ્તિકતાથી સ્વધર્મનો ત્યાગ કરે છે?' તે માટે કહે છે કે, 'ના.' ધર્માચરણમાં સત્ત્વશુદ્ધિ વગેરે ગુણોને અને વિપક્ષમાં, અધર્માચરણમાં નરકપાત વગેરે દોષોને **'आज्ञाय'** જાણવા છતાં મારા ધ્યાનમાં વિક્ષેપ કરનારો હોવાથી તેમ જ મારી ભક્તિથી જ સર્વ કાંઈ થશે, એવો દઢ નિશ્ચય હોવાથી જ સ્વધર્મોને તે તજીને (મને ભજે છે).

यद्वा भक्तिदार्ढ्येन निवृत्ताधिकारतया संत्यज्य। अथवा विद्धैकादश्युपवासकृष्णै–कादश्यनुपवासानिवेद्यश्राद्धादयो ये भक्तिविरुद्धा धर्मास्तान्संत्यज्येत्यर्थः॥ ३२॥

અથવા દઢ ભક્તિથી કર્મોમાંથી નિવૃત્ત થવાના અધિકારથી કર્મોને છોડીને– અથવા વિદ્ધ એકાદશીનો ઉપવાસ, કૃષ્ણ એકાદશીના અનુપવાસમાં નિવેદન ન કરવા યોગ્ય શ્રાદ્ધ વગેરે જે ભક્તિ-વિરુદ્ધ ધર્મો છે, તેમને છોડીને (મને ભજે છે), એમ અર્થ છે.॥ ૩૨॥

**ज्ञात्वाज्ञात्वाथ ये वै मां यावान् यश्चास्मि यादृशः।**
**भजन्त्यनन्यभावेन ते मे भक्ततमा मताः॥**
**॥ ३३ ॥**

હું જેટલો (દેશકાળથી અમર્યાદિત) છું તથા જે (સર્વનો આત્મા) છું અને જેવો (સચ્ચિદાનંદરૂપ) છું, તેવો મને જાણીને કે ન જાણીને પણ અનન્યભાવથી જેઓ મને ભજે છે, તેઓ મારા શ્રેષ્ઠ ભક્તો મનાયા છે. ॥ ૩૩ ॥

किंच यावान्देशकालापरिच्छिन्नः। यश्च सर्वात्मा। यादृशः सच्चिदानन्दादिरूपः। तं मां ज्ञात्वा अज्ञात्वापि। यद्वा विशेषतः पुनःपुनर्ज्ञात्वा एकान्तभावेन ये भजन्तीति॥ ३३॥

વળી, હું **'यावान्'** જેટલો દેશકાળથી અમર્યાદિત છું તથા **'यः'** જે સર્વનો આત્મા છું અને **'यादृशः'** જેવો સચ્ચિદાનંદરૂપ છું, તે મને જાણીને કે ન જાણીને પણ– અથવા વિશેષરૂપે (શાસ્ત્ર અને ગુરુના ઉપદેશથી) વારંવાર જાણીને અનન્યભાવથી જેઓ ભજે છે, ॥ ૩૩ ॥

साधुलक्षणमुक्तम्, भक्तेर्लक्षणमाह— **मल्लिङ्गेत्यष्टभिः।**

સત્પુરુષનાં લક્ષણો કહેવામાં આવ્યાં, હવે ભક્તિનાં લક્ષણો આઠ શ્લોકોથી કહે છે— **'मत्-लिंग इति।'**

**मल्लिङ्गमद्भक्तजनदर्शनस्पर्शनार्चनम्।**
**परिचर्या स्तुतिः प्रह्वगुणकर्मानुकीर्तनम्॥ ३४**

મારી પ્રતિમાઓનાં તથા મારા ભક્તોનાં દર્શન કરવાં, સ્પર્શ કરવો, અર્ચના કરવી, તેમની સેવા કરવી, સ્તુતિ કરવી, તેમને પ્રણામ કરવા તથા તેમનાં ગુણો અને કર્મોનું કીર્તન કરવું. ॥૩૪॥

लिङ्गानि प्रतिमादीनि॥ ३४॥

**'लिंगानि'** प्रतिमाओनां ॥ ३४ ॥

**मत्कथाश्रवणे श्रद्धा मदनुध्यानमुद्धव।**
**सर्वलाभोपहरणं दास्येनात्मनिवेदनम्॥ ३५**

હે ઉદ્ધવ! મારી કથાના શ્રવણમાં શ્રદ્ધા, નિરંતર ધ્યાન, જે કાંઈ પ્રાપ્ત થાય તે સર્વનું સમર્પણ તથા દાસ્યભાવથી ભક્ત આત્મસમર્પણ કરે. ॥ ૩૫ ॥

सर्वलाभोपहरणं सर्वस्य लब्धस्य समर्पणम्॥ ३५॥

**'सर्व-लाभ-उपहरणम्'** જે કાંઈ પ્રાપ્ત થાય તે સર્વનું સમર્પણ કરે.॥ ૩૫ ॥

**मज्जन्मकर्मकथनं मम पर्वानुमोदनम्।**
**गीतताण्डववादित्रगोष्ठीभिर्मद्गृहोत्सवः॥ ३६**

મારાં જન્મ અને કર્મોની કથા કરે, (જન્માષ્ટમી વગેરે) મારાં પર્વોમાં (ઉત્સાહપૂર્વક ભાગ લેવા દ્વારા) તેમનું સમર્થન કરે, ગીત-નૃત્ય-વાદિત્રની મંડળીઓ દ્વારા મારા મંદિરમાં ઉત્સવો કરે. ॥૩૬॥

पर्वाणि जन्माष्टम्यादीनि तदनुमोदनम् ॥ ३६॥

જન્માષ્ટમી વગેરે પર્વોમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવા દ્વારા તેમનું સમર્થન કરે. ॥ ૩૬ ॥

**यात्रा बलिविधानं च सर्ववार्षिकपर्वसु।**
**वैदिकी तान्त्रिकी दीक्षा मदीयव्रतधारणम्॥ ३७**

(મારાં દર્શન કરવા માટે) યાત્રાઓ કરે, પુષ્પોપહાર વગેરે સમર્પણ કરે, સર્વ વાર્ષિક પર્વોમાં (ચાતુર્માસ, એકાદશી વગેરેમાં પૂર્વોક્ત વિશેષરૂપે) કરે, વૈદિક દીક્ષા અથવા તાંત્રિક દીક્ષા લે, મારાં વ્રતો ધારણ કરે. ॥ ૩૭ ॥

बलिविधानं पुष्पोपहारादिसमर्पणम्। सर्ववार्षिकपर्वसु चातुर्मास्यैकादश्यादिषु विशेषतः ॥ ३७ ॥

**'बलिविधानम्'** પુષ્પના ઉપહાર વગેરે સમર્પણ કરે; ચાતુર્માસ, એકાદશી વગેરે સર્વ વાર્ષિક પર્વોમાં પૂર્વોક્ત વિશેષરૂપે કરે. ॥ ૩૭ ॥

**ममार्चास्थापने श्रद्धा स्वतः संहत्य चोद्यमः।**
**उद्यानोपवनाक्रीडपुरमन्दिरकर्मणि ॥ ३८**

મારી મૂર્તિ સ્થાપવામાં શ્રદ્ધા રાખે, ઉદ્યાનો, ઉપવનો, ક્રીડાસ્થાનો, નગરો અને મંદિરો બાંધવાના કાર્યમાં પોતે અથવા બીજાઓની સાથે મળીને ઉદ્યમ કરે. ॥ ૩૮ ॥

उद्यानादिकरणे सामर्थ्ये सति स्वतः। असति चान्यैः संभूयोद्यमः। उद्यानं पुष्पप्रधानम्। उपवनं फलप्रधानं वनम्। आक्रीडं क्रीडास्थानम्॥ ३८ ॥

ઉદ્યાનો વગેરે કરવામાં સામર્થ્ય હોય તો પોતે જ કરે અને સામર્થ્ય ન હોય તો બીજાઓ સાથે મળીને ઉદ્યમ કરે. ઉદ્યાન પુષ્પપ્રધાન હોય છે. ઉપવન ફળપ્રધાન વન હોય છે. **'आक्रीडम्'** ક્રીડાસ્થાન ॥ ૩૮ ॥

**सम्मार्जनोपलेपाभ्यां सेकमण्डलवर्तनैः।**
**गृहशुश्रूषणं मह्यं दासवद् यदमायया॥ ३९**

કપટ રાખ્યા વિના દાસની જેમ બુહારી, લીંપણ, જળથી પ્રોક્ષણ, (સર્વતોભદ્ર વગેરે) મંડળો પૂરવાં વગેરે દ્વારા મારા (માટે) મંદિરને શણગારે. ॥ ૩૯ ॥

संमार्जनं रजसोपाकरणम्। उपलेपो गोमयादिभिरालेपनम्। सेकस्तैरेव प्रोक्षणम्। मण्डलवर्तनं सर्वतोभद्रादिकरणम्। मह्यं मम ॥ ३९ ॥

**'संमार्जनम्'** રજને દૂર કરવી તે (બુહારી કરવી તે), **'उपलेपः'** છાણ વગેરેથી લીંપણ, **'सेकः'** તે જળથી પ્રોક્ષણ (છંટકાવ), સર્વતોભદ્ર વગેરે મંડળો પૂરવાં તે, **'मह्यम्'** મારા ॥ ૩૯ ॥

**अमानित्वमदम्भित्वं कृतस्यापरिकीर्तनम्।**
**अपि दीपावलोकं मे नोपयुञ्ज्यान्निवेदितम्॥ ४०**

પોતે કરેલા ધર્મકાર્યનું વર્ણન ન કરે, પ્રતિષ્ઠા-માન-સન્માનની આશા ન રાખે તેમ જ (પોતાની ભક્તિનું પ્રદર્શન કરવારૂપ) દંભ ન કરે. મને અર્પણ કરેલા દીવાના પ્રકાશને પોતે ઉપયોગમાં ન લે તથા મને નિવેદન કરવામાં આવેલી વસ્તુને સ્વીકારે નહીં. ॥ ૪૦ ॥

कृतस्य धर्मस्यापरिकीर्तनम्। स्वयमन्येन वा निवेदितं न स्वीकुर्यात्। एतच्च साधारणं स्थावरविषयं रागप्राप्तविषयं वा। भक्त्या तु ग्राह्यमेव।

'षड्भिर्मासोपवासैस्तु यत्फलं परिकीर्तितम्।
विष्णोर्नैवेद्यसिक्थेन पुण्यं तद्भुञ्जतां कलौ॥
हृदि रूपं मुखे नाम नैवेद्यमुदरे हरेः।
पादोदकं च निर्माल्यं मस्तके यस्य सोऽच्युतः॥'

इत्यादिवचनेभ्यः। यद्वा अन्यस्मै निवेदितं मे नोपयुञ्ज्यात्। मह्यं न निवेदयेदित्यर्थः।

'विष्णोर्निवेदितान्नेन यष्टव्यं देवतान्तरम्।
पितृभ्यश्चैव तद्देयं तदानन्त्याय कल्पते॥
पितृशेषं तु यो दद्याद्धरये परमात्मने।
रेतोधाः पितरस्तस्य भवन्ति क्लेशभागिनः॥'

इत्यादिवचनेभ्यः॥ ४०॥

करवामां आवेला धर्मकार्यनुं वर्णन न करे. पोताना के बीजाना द्वारा निवेदन करेलुं स्वीकारे नहीं. वळी, आ (नियम) स्थिर पदार्थ विषे छे अथवा आसक्तिथी प्राप्त कराता पदार्थ विषे छे, भक्तिथी तो ग्रहण करवा योग्य छे ज. 'छ मासना उपवासथी जे फळ कहेवामां आव्युं ते फळ विष्णु भगवानना नैवेद्यरूप भात खानाराओने कळियुगमां मळे छे. जेना हृदयमां भगवाननुं रूप, मुखमां श्रीहरिनुं नाम, उदरमां श्रीहरिनुं नैवेद्य अने चरणोदक तेम ज मस्तक उपर निर्माल्य होय, ते भक्त हरिस्वरूप छे.' वगेरे वचनो होवाथी (भक्तिनां लक्षणो स्पष्ट थाय छे.) अथवा बीजाओने निवेदन करायेलुं नैवेद्य मारा माटे वापरे नहीं, मने निवेदन न करे, एम अर्थ छे.

'विष्णु भगवानने निवेदन करायेला अन्नथी बीजा देवताओनुं पूजन करवुं जोईए, पितृओने पण ते आपवा योग्य छे अने ते अनंतरूप बनी जाय छे, परंतु पितृओने निवेदन करवामां आवेलुं नैवेद्य जे परमात्मा श्रीहरिने निवेदन करे ते (तो मात्र) प्रजोत्पत्ति करनारो छे, तेना पितृओ क्लेशना भागीदारो छे.' वगेरे वचनो होवाथी॥४०॥

**यद् यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः।**
**तत्तन्निवेदयेन्मह्यं तदानन्त्याय कल्पते॥ ४१**
॥ ४१ ॥

जगतमां पोताने जे जे वस्तु अत्यंत अभिलषित होय अने जे अति प्रिय होय, ते ते वस्तु मने भक्त ज्यारे अर्पण करे छे, त्यारे ते वस्तु अनंत (अक्षय) फळ आपवा समर्थ थाय छे. ॥ ४१॥ ४१ ॥

इदानीमेकादश पूजाधिष्ठानान्याह—**सूर्य इति।**

**सूर्योऽग्निर्ब्राह्मणो गावो वैष्णवः खं मरुज्जलम्।**
**भूरात्मा सर्वभूतानि भद्र पूजापदानि मे ॥ ४२ ॥**

हवे पूजानां अगियार स्थान जणावे छे—**'सूर्यः इति।'**

हे कल्याणस्वरूप (उद्धव)! सूर्य, अग्नि, ब्राह्मण, गायो, वैष्णव, आकाश, वायु, जळ, भूमि, आत्मा अने सर्व प्राणीओ मारी पूजा करवानां स्थानो छे. ॥ ४२ ॥

हे भद्र ॥ ४२ ॥

अधिष्ठानभेदेन पूजासाधनान्याह—**सूर्य इति** त्रिभिः।

**सूर्ये तु विद्यया त्रय्या हविषाग्नौ यजेत माम्।**
**आतिथ्येन तु विप्राग्र्ये गोष्वंग यवसादिना ॥ ४३**

**वैष्णवे बन्धुसत्कृत्या हृदि खे ध्याननिष्ठया।**
**वायौ मुख्यधिया तोये द्रव्यैस्तोयपुरस्कृतैः ॥ ४४**

**स्थण्डिले मन्त्रहृदयैर्भोगैरात्मानमात्मनि।**
**क्षेत्रज्ञं सर्वभूतेषु समत्वेन यजेत माम् ॥ ४५**

त्रय्या विद्यया सूक्तैरुपस्थानादिना। अङ्ग हे उद्धव। यवसादिना तृणादिना ॥ ४३ ॥

बन्धुसत्कृत्या बन्धुवत्संमानेन। हृदि खे हृदयाकाशे। मुख्यधिया प्राणदृष्ट्या। तोये तोयादिभिर्द्रव्यैस्तर्पणादिना ॥ ४४ ॥

स्थण्डिले भुवि। मन्त्रहृदयैः रहस्यमन्त्रन्यासैः ॥ ४५ ॥

सर्वाधिष्ठानेषु ध्येयमाह—**धिष्ण्येष्विति**।

**धिष्ण्येष्वेष्विति मद्रूपं शंखचक्रगदाम्बुजैः।**
**युक्तं चतुर्भुजं शान्तं ध्यायन्नर्चेत् समाहितः ॥ ४६**

હે કલ્યાણસ્વરૂપ! ॥ ૪૨ ॥

જુદાં જુદાં અધિષ્ઠાન હોવાથી પૂજાનાં સાધનો ત્રણ શ્લોકોથી જણાવે છે– **'सूर्ये इति।'**

હે પ્રિય (ઉદ્ધવ)! વેદોક્ત સૂક્તોથી ઉપસ્થાન વગેરે દ્વારા સૂર્યમાં, હુત દ્રવ્યનો હોમ કરીને અગ્નિમાં, અતિથિસત્કાર કરીને શ્રેષ્ઠ બ્રાહ્મણમાં, ઘાસ વગેરે નીરીને ગાયમાં, ॥ ૪૩ ॥ મિત્રની જેમ સત્કાર કરીને વૈષ્ણવમાં, ધ્યાનનિષ્ઠ થઈને હૃદયાકાશમાં, મુખ્ય પ્રાણની દૃષ્ટિથી વાયુમાં, જળ જેમાં મુખ્ય છે તેવાં દ્રવ્યો દ્વારા તર્પણ વગેરેથી જળમાં, ॥ ૪૪ ॥ રહસ્યમંત્રોના ન્યાસ દ્વારા પૃથ્વીમાં, (શાસ્ત્રમાં નિષેધ ન કરવામાં આવ્યા હોય તેવા) ભોગો અર્પણ કરવા દ્વારા શરીરમાં રહેલા આત્મામાં અને ક્ષેત્રજ્ઞરૂપે સર્વ પ્રાણીઓમાં રહેલા મારું સમદૃષ્ટિથી પૂજન કરે. ॥ ૪૫ ॥

**'त्रय्या विद्यया'** વેદોક્ત સૂક્તોથી ઉપસ્થાન (સ્તુતિ) વગેરે દ્વારા, **'अंग'** હે પ્રિય ઉદ્ધવ!, **'यवस-आदिना'** ઘાસ વગેરેથી (ગાયમાં મારું પૂજન કરવું જોઈએ). ॥ ૪૩ ॥

**'बन्धुसत्कृत्या'** મિત્રની જેમ સત્કાર કરીને– **'हृदि खे'** હૃદયાકાશમાં– **'मुख्यधिया'** પ્રાણદૃષ્ટિથી, **'तोये'** જળ જેમાં મુખ્ય છે તેવાં દ્રવ્યો દ્વારા તર્પણ વગેરેથી (જળમાં) ॥ ૪૪ ॥

**'स्थण्डिले'** પૃથ્વીમાં **'मन्त्रहृदयैः'** રહસ્યમંત્રોના ન્યાસ દ્વારા (મારું પૂજન કરવું જોઈએ). ॥ ૪૫ ॥

સર્વ અધિષ્ઠાનોમાં ધ્યાન કરવા યોગ્ય (શું) છે તે વર્ણવે છે– **'धिष्ण्येषु इति।'**

આ (સર્વ) અધિષ્ઠાનોમાં શંખ-ચક્ર-ગદા-પદ્મથી યુક્ત મારા ચતુર્ભુજ શાંત સ્વરૂપનું એકાગ્રચિત્ત થઈને ધ્યાન કરતાં કરતાં (મારું) પૂજન કરવું જોઈએ. ॥ ૪૬ ॥

इत्यनेन मन्त्रप्रकारेण। एषु धिष्ण्येषु ॥ ४६ ॥

उक्ताया भक्तेः फलमाह—**इष्टापूर्तेनेति**।

**इष्टापूर्तेन मामेवं यो यजेत समाहितः।**
**लभते मयि सद्भक्तिं मत्स्मृतिः साधुसेवया॥ ४७**

सद्भक्तिं दृढां भक्तिम्। अस्या भक्तेरन्तरङ्गसाधनमाह—इत्थं मत्स्मृतिः साधुसेवया भवति। यद्वा स्मृतिर्ज्ञानम्। ततश्च दृढभक्तिमतः पुंसः साधुसेवया मज्ज्ञानं भवतीत्यर्थः॥ ४७॥

ज्ञानभक्तिमार्गावुक्तौ, तत्र ज्ञानमार्गादपि भक्तिमार्गः श्रेष्ठ इत्याह—**प्रायेणेति**।

**प्रायेण भक्तियोगेन सत्संगेन विनोद्धव।**
**नोपायो विद्यते सध्र्यङ् प्रायणं हि सतामहम्॥ ४८**

सत्सङ्गेन यो भक्तियोगस्तेन विनोपायः संसारतरणे न विद्यते। सत्सङ्गेनेत्यत्र हेतुमाह—हि यस्मात् सतामहं प्रायणं प्रकृष्टमयनमाश्रयः। अतः सत्सङ्गो मय्यन्तरङ्ग इत्यर्थः॥ ४८॥

इदानीं सांख्ययोगादीनि साधनान्तरसव्यपेक्षाणि सव्यभिचाराणि च, सत्सङ्गस्तु स्वतन्त्र एव समर्थः फलाव्यभिचारी चेति वर्णयितुमाह—**अथेति**।

આમ, આ રીતે મંત્રમાં કહેલા પ્રકારે, આ અધિષ્ઠાનોમાં ॥ ૪૬ ॥

કહેવામાં આવેલી ભક્તિનું ફળ જણાવે છે— **'इष्टापूर्तेन इति।'**

જે મનુષ્ય યજ્ઞયાગાદિ કરીને તથા વાવ-કૂવા વગેરે બંધાવીને, જિતેન્દ્રિય થઈ આ પ્રમાણે મારું યજન કરે છે, તે મારું નિરંતર સ્મરણ કરે છે અને સત્પુરુષોની સેવા કરીને મારું જ્ઞાન પામે છે.॥ ૪૭ ॥

**'सद्-भक्तिम्'** દૃઢ ભક્તિને— આ ભક્તિનું અંતરંગ સાધન કહે છે— આમ, દૃઢ (ભક્તિવાળો મનુષ્ય) સાધુસેવાથી નિરંતર મારું સ્મરણ કરનારો થાય છે. અથવા **'स्मृतिः'** જ્ઞાન, તે જ્ઞાનથી દૃઢ ભક્તિવાળો થયેલો મનુષ્ય સાધુસેવાથી મારા જ્ઞાનવાળો થાય છે, એમ અર્થ છે. ॥ ૪૭ ॥

જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ કહેવામાં આવ્યા, તેમાં જ્ઞાનમાર્ગથી પણ ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે, એમ કહે છે— **'प्रायेण इति।'**

હે ઉદ્ધવ! સત્સંગ દ્વારા પ્રાપ્ત થતા સર્વ સાધારણ ભક્તિયોગ વિના (સંસાર તરવાનો) બીજો કોઈ શ્રેષ્ઠ ઉપાય નથી. હું સત્પુરુષોના પરમ આશ્રયરૂપ હોવાથી મને પ્રાપ્ત કરવામાં સત્સંગ અંતરંગ સાધન છે. ॥ ૪૮ ॥

સત્સંગ દ્વારા જે ભક્તિયોગ પ્રાપ્ત થાય છે તેના સિવાય સંસાર તરવાનો બીજો ઉપાય નથી. સત્સંગથી જ— એમ અહીં કારણ આપે છે— **'हि'** કારણ કે હું સત્પુરુષોનો **'प्रायणम्' 'प्रकृष्टम्'** પરમ **'अयनम्'** આશ્રય છું, આથી સત્સંગ મને પ્રાપ્ત કરવામાં અંતરંગ સાધન છે. ॥ ૪૮ ॥

સાંખ્ય, યોગ વગેરે સાધનો બીજાં સાધનોની અપેક્ષા રાખનારાં છે અને ફળની દૃષ્ટિએ અવિશ્વસનીય છે, પરંતુ સત્સંગ તો સ્વતંત્ર છે (તેને કોઈ સાધનની અપેક્ષા નથી) અને ફળની દૃષ્ટિએ વિશ્વસનીય છે, એમ વર્ણવવા માટે હવે કહે છે— **'अथ इति।'**

**अथैतत् परमं गुह्यं शृण्वतो यदुनन्दन।**
**सुगोप्यमपि वक्ष्यामि त्वं मे भृत्यः सुहृत् सखा॥ ४९**

एतद्वक्ष्यमाणं परमं गुह्यमतः शृण्वित्यर्थः॥ ४९॥

હે યદુનંદન (ઉદ્ધવ)! આ હવે (કહેવામાં આવનારું) પરમ રહસ્ય તમે શ્રવણ કરો. તમે મારા સેવક અને શુદ્ધ અંતઃકરણવાળા મિત્ર છો, તેથી અતિ ગુપ્ત રાખવા યોગ્ય હોવા છતાં હું તમને કહીશ. ॥ ૪૯ ॥

આ કહેવામાં આવનારું પરમ રહસ્ય હવે તમે શ્રવણ કરો, એમ અર્થ છે.॥ ૪૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे एकादशोऽध्यायः॥ ११॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकादशोऽध्यायः॥ ११॥

*****

## अथ द्वादशोऽध्यायः

### સત્સંગનો મહિમા તથા કર્મ અને કર્મત્યાગની વિધિ

द्वादशे साधुसङ्गस्य महिमा वर्णितः पुरा।
कर्मानुष्ठानतत्त्यागव्यवस्था च ततः परम्॥ १

આગળ વર્ણવવામાં આવેલી સાધુસંગતિનો મહિમા તથા તે પછી કર્મોનું અનુષ્ઠાન અને ત્યાગની વ્યવસ્થા બારમા અધ્યાયમાં વર્ણવાઈ છે. ॥ ૧ ॥

**श्रीभगवानुवाच**

**न रोधयति मां योगो न सांख्यं धर्म एव च।**
**न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा॥ १**
**व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः।**
**यथावरुन्धे सत्संगः सर्वसंगापहो हि माम्॥ २**

न रोधयति न वशीकरोति। योग आसनप्राणायामादिः। सांख्यं तत्त्वानां विवेकः। धर्मः सामान्यतोऽहिंसादिः। स्वाध्यायो वेदजपः। तपः कृच्छ्रादि। त्यागः संन्यासः। इष्टापूर्तमिष्टं च पूर्तं च। तत्रेष्टमग्निहोत्रादि। पूर्तं कूपारामादिनिर्माणम्। दक्षिणाशब्देन सामान्यतो दानं लक्ष्यते॥ १॥ व्रतानि एकादश्युपवासादीनि। यज्ञो देवपूजा। छन्दांसि रहस्यमन्त्राः। अवरुन्धे वशीकरोति॥ २॥

**શ્રીભગવાન બોલ્યા** – યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ, ઈષ્ટ-પૂર્ત કર્મો, દાનદક્ષિણા, ॥ ૧ ॥ વ્રતો, યજ્ઞ, ગુપ્તમંત્રો, તીર્થો, નિયમો, યમો મને એવો વશ કરી શકતાં નથી, જેવો સત્સંગ મને વશ કરે છે, કારણ કે સત્સંગ સર્વ પ્રકારની આસક્તિ હરી લેનારો છે. ॥ ૧ ॥ ૨ ॥

‘**न रोधयति**’ વશ કરતો નથી– ‘**योगः**’ આસન, પ્રાણાયમ વગેરે, ‘**सांख्यम्**’ તત્ત્વોનો વિવેક, ‘**धर्मः**’ અહિંસા વગેરે સામાન્ય ધર્મ, ‘**स्वाध्यायः**’ વેદપાઠરૂપ સ્વાધ્યાય, ‘**तपः**’ કૃચ્છ્ર ચાંદ્રાયણ વગેરે તપ, ‘**त्यागः**’ સંન્યાસરૂપ ત્યાગ, ‘**इष्टापूर्तम्**’ ઈષ્ટ અને પૂર્ત, તેમાં અગ્નિહોત્ર વગેરે ઈષ્ટિ એટલે ઈષ્ટ કર્મ અને વાવ-કૂવા-બગીચાનું નિર્માણ કરવું એટલે પૂર્ત કર્મ, દક્ષિણા શબ્દથી સામાન્ય રીતે દાન કહેવાનો આશય છે. ॥ ૧ ॥ ‘**व्रतानि**’ એકાદશીનો ઉપવાસ વગેરે, ‘**यज्ञः**’ દેવપૂજન, ‘**छन्दांसि**’ ગુપ્ત મંત્રો, ‘**अवरुन्धे**’ વશ કરે છે. ॥ ૨ ॥

**सत्संगेन हि दैतेया यातुधाना मृगाः खगाः ।**
**गन्धर्वाप्सरसो नागाः सिद्धाश्चारणगुह्यकाः ॥ ३**

**विद्याधरा मनुष्येषु वैश्याः शूद्राः स्त्रियोऽन्त्यजाः ।**
**रजस्तमःप्रकृतयस्तस्मिंस्तस्मिन् युगेऽनघ ॥ ४**

**बहवो मत्पदं प्राप्तास्त्वाष्ट्रकायाधवादयः ।**
**वृषपर्वा बलिर्बाणो मयश्चाथ विभीषणः ॥ ५**

**सुग्रीवो हनुमानृक्षो गजो गृध्रो वणिक्पथः ।**
**व्याधः कुब्जा व्रजे गोप्यो यज्ञपत्न्यस्तथाऽपरे ॥ ६**

હે નિષ્પાપ (ઉદ્ધવ), તે તે યુગમાં દૈત્યો, રાક્ષસો, મૃગો, પક્ષીઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, સિદ્ધો, ચારણો, યક્ષો, ॥ ૩ ॥ વિદ્યાધરો તેમ જ મનુષ્યોમાં, વૈશ્યોમાં, શૂદ્રો, સ્ત્રીઓ, અંત્યજો કે જેઓ રજોગુણી અને તમોગુણી પ્રકૃતિવાળાં હતાં તેઓ, ॥ ૪ ॥ વૃત્રાસુર, પ્રહ્‌લાદજી વગેરે, વૃષપર્વા, બલિરાજા, બાણાસુર, મયદાનવ અને વિભીષણ, ॥ ૫ ॥ સુગ્રીવ, હનુમાનજી, ઋક્ષરાજ જામ્બવાન, ગજેન્દ્ર, જટાયુ ગૃધ્રરાજ, તુલાધાર વાણિયો, ધર્મવ્યાધ, કુબ્જા, વ્રજની ગોપીઓ, યજ્ઞ કરનારા બ્રાહ્મણોની પત્નીઓ અને બીજાં અનેક (જીવો) સત્સંગથી જ મારા પદને પામ્યાં છે. ॥ ૬ ॥

यातुधाना राक्षसाः ॥ ३ ॥ ४॥ त्वाष्ट्रो वृत्रः । कायाधवः प्रह्लादः ॥ ५ ॥ ऋक्षो जाम्बवान्। गृध्रो जटायुः । वणिक्पथस्तुलाधारः । व्याधो धर्मव्याधः । यज्ञपत्न्यो दीक्षितभार्याः ॥ ६ ॥

‘**यातुधानाः**’ રાક્ષસો ॥ ૩ ॥ ૪ ॥ ‘**त्वाष्ट्रः**’ વૃત્રાસુર, ‘**कायाधवः**’ કયાધુપુત્ર પ્રહ્‌લાદજી, ॥ ૫ ॥ ‘**ऋक्षः**’ જામ્બવાન, ‘**गृध्रः**’ જટાયુ ગીધ, ‘**वणिक्‌पथः**’ તુલાધાર વાણિયો, ‘**व्याधः**’ ધર્મવ્યાધ, ‘**यज्ञपत्न्यः**’ યજ્ઞમાં દીક્ષિત થયેલા વિપ્રોની ભાર્યાઓ ॥ ૬ ॥

तेषां सत्सङ्गव्यतिरिक्तसाधनान्तराभावमाह—**त इति**।

સત્સંગ સિવાય બીજાં સાધનો તેમની પાસે ન હતાં, એમ કહે છે— ‘**ते इति।**’

**ते नाधीतश्रुतिगणा नोपासितमहत्तमाः ।**
**अव्रतातप्ततपसः सत्संगान्मामुपागताः ॥ ७**

તેઓએ વૈદિક ગ્રંથોનું અધ્યયન કર્યું ન હતું કે ન તો તેમણે મોટા મહાત્માઓની સેવા કરી હતી. વ્રતો અને તપશ્ચર્યા પણ તેમણે કરી ન હતી, તેઓ સત્સંગથી (જ) મને પામ્યાં છે. ॥૭॥

न अधीताः श्रुतिगणा यैः, तदर्थं च नोपासिता महत्तमा यैस्ते तथा। किंच अव्रतातप्ततपसः, न व्रतानि येषां, न तप्तानि तपांसि यैस्ते च ते च। तथा सत्सङ्गादिति, सद्भिः सङ्गो नाम मयैव सङ्ग इत्यभिप्रेत्योक्तम्।

જેમના દ્વારા વેદના ગ્રંથોનું અધ્યયન કરવામાં આવ્યું ન હતું અને તે (શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કરવા) માટે જેમના દ્વારા મહાત્માઓની સેવા પણ કરવામાં આવી ન હતી, તેવાં તેઓ હતાં. વળી, ‘**अव्रतातप्ततपसः**’ જેમણે કોઈ વ્રતો ન કર્યાં હતાં કે જેમના દ્વારા તપશ્ચર્યા પણ કરવામાં આવી ન હતી તેવાં તેઓ હતાં. તથા ‘**सत्संगात् इति।**’ સજ્જનો સાથેનો સંગ એટલે મારી સાથેનો જ સંગ,

यद्वा स्वसङ्गस्यापि सत्सङ्गत्वं विवक्ष्यते, स्वस्यापि सत्त्वात्। यद्वा मदीयसङ्गादित्यर्थः ॥ ७॥

તત્ર वृत्रादीनां भवतु नाम कथंचित् साधनान्तरं, गोपीप्रभृतीनां तु नान्यदस्तीत्याह—**केवलेनेति**।

**केवलेन हि भावेन गोप्यो गावो नगा मृगाः।**
**येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरञ्जसा॥ ८**

सत्सङ्गलब्धेन केवलेनैव भावेन प्रीत्या नगा यमलार्जुनादयः। नागाः कालियादयः। यद्वा तदानीन्तनानां सर्वतरुगुल्मादीनामपि भगवति भावोऽस्तीति गम्यते। तदुक्तं भगवतैव—

'अहो अमी देववरामरार्चितं
पादाम्बुजं ते सुमनःफलार्हणम्।
नमन्त्युपादाय शिखाभिरात्मन-
स्तमोपहत्यै तरुजन्म यत्कृतम्॥'

इत्यादि। सिद्धाः कृतार्थाः सन्त ईयुः प्रापुः ॥ ८॥

स्वप्राप्तेर्दुर्लभतामाह—**यमिति**।

**यं न योगेन सांख्येन दानव्रततपोऽध्वरैः।**
**व्याख्यास्वाध्यायसंन्यासैः प्राप्नुयाद् यत्नवानपि॥ ९**

योगादिभिः कृतप्रयत्नोऽपि यं न प्राप्नुयात्तं मामीयुरिति पूर्वेणान्वयः। अत्र च प्रथमं या

એવા અભિપ્રાયથી કહેવામાં આવ્યું છે. અથવા પોતાના સત્સ્વરૂપ સાથે પણ સત્સંગ કહેવા ઈચ્છે છે, કારણ કે પોતે પણ સત્સ્વરૂપ છે અથવા મારા ભક્તો સાથેના સત્સંગથી (મને પામ્યા છે), એમ અર્થ છે. ॥ ७ ॥

તે સર્વમાં વૃત્ર વગેરેને કદાચ અન્ય સાધનો ભલે હોય, પણ ગોપી વગેરેને તો અન્ય કોઈ સાધનો ન હતાં, એમ કહે છે— **'केवलेन इति।'**

કેવળ સત્સંગથી પ્રાપ્ત થયેલા પ્રેમભાવથી ગોપીઓ, ગાયો, વૃક્ષો, મૃગો, નાગો, સિદ્ધો અને મૂઢ બુદ્ધિવાળા અન્ય જનો પણ મને અનાયાસે પામ્યાં છે. ॥ ૮ ॥

કેવળ સત્સંગથી જ પ્રાપ્ત થયેલા પ્રેમભાવથી **'नगाः'** યમલાર્જુન વગેરે વૃક્ષો, **'नागाः'** કાલિય વગેરે નાગો અથવા શ્રીકૃષ્ણનાં સમકાલીન સર્વ વૃક્ષો, વનસ્પતિઓનો પણ ભગવાનમાં પ્રેમભાવ હતો, એમ જણાય છે. ભગવાન દ્વારા જ તે કહેવામાં આવ્યું છે—

'અહો! આશ્ચર્ય છે! હે શ્રેષ્ઠ દેવ (બલરામજી), આ વૃક્ષો, જે પાપથી પોતાને વૃક્ષનો જન્મ પ્રાપ્ત થયો છે તેનો નાશ કરવા માટે, પોતાની ડાળીઓથી પુષ્પો તથા ફળોરૂપી પૂજાસાહિત્ય લઈને બ્રહ્માદિ શ્રેષ્ઠ દેવો દ્વારા પૂજાયેલા આપના ચરણકમળને વંદન કરે છે.' (શ્રીમદ્ ભા.૧૦/૧૫/૫) વગેરે— સિદ્ધો કૃતાર્થ થઈને (મને) પામ્યા છે. ॥ ૮ ॥

ભગવાન પોતાની પ્રાપ્તિની દુર્લભતાને વર્ણવે છે— **'यम् इति।'**

યોગથી, સાંખ્યથી, દાન-વ્રત-તપ અને યજ્ઞોથી, વ્યાખ્યાનો-સ્વાધ્યાયો અને સંન્યાસથી પણ પ્રયત્ન કરવાના સ્વભાવવાળો સાધક જેને પામી શકતો નથી, તેવા મને તેઓ સંત્સંગથી પામ્યાં છે.॥ ૯ ॥

યોગ વગેરે દ્વારા પ્રયત્ન કરનાર પણ જેને પ્રાપ્ત ન કરી શક્યો તેવા મને તેઓ કેવળ સત્સંગથી પ્રાપ્ત થયા, એમ પૂર્વના શ્લોક સાથે સંબંધ છે.

गोप्यः पश्वादयो वा श्रीकृष्णेन सह सङ्गतास्ते सन्तस्तत्सङ्गोऽन्येषां सत्सङ्गस्तेन च तेषां भक्तिरिति ज्ञातव्यम्॥ ९ ॥

અહીં પ્રથમ જે ગોપીઓ કે પશુઓ શ્રીકૃષ્ણની સાથે સંગમાં હતાં તેઓનો સંગ બીજાઓને થયો. તેમના સત્સંગથી બીજાઓમાં ભક્તિ પ્રકટ થઈ, એમ સમજવું. ॥ ૯ ॥

गोपीनां भावं प्रपञ्चयति—**रामेणेति** चतुर्भिः।

ગોપીઓના ભાવને વિસ્તારપૂર્વક ચાર શ્લોકથી સમજાવે છે– **'रामेण इति।'**

**रामेण सार्धं मथुरां प्रणीते**
**श्वाफल्किना मय्यनुरक्तचित्ताः।**
**विगाढभावेन न मे वियोग-**
**तीव्राधयोऽन्यं ददृशुः सुखाय॥ १०**

અક્રૂરજી દ્વારા બલરામજી સાથે મને જ્યારે મથુરા લઈ જવામાં આવ્યો, ત્યારે અતિ દૃઢ પ્રેમથી મારામાં અનુરાગયુક્ત ચિત્તવાળી અને મારા વિયોગથી તીવ્ર મનોવ્યથાવાળી ગોપીઓ મારા સિવાય બીજા કોઈને પણ સુખ મેળવવા માટે જોતી ન હતી.॥ ૧૦ ॥

श्वाफल्किना, अक्रूरेण मयि प्रणीते सति मे मत्तोऽन्यं सुखाय न ददृशुः। कुतः। वियोगेन तीव्रो दुःसह आधिर्यासां ताः। अत्र हेतुः—मयि विगाढेनातिदृढेन भावेन प्रेम्णानुरक्तानि संसक्तानि चित्तानि यासां ताः॥ १०॥

**'श्वाफल्किना'** અક્રૂર દ્વારા મને જ્યારે લઈ જવામાં આવતો હતો, ત્યારે ગોપીઓ મારા સિવાય બીજા કોઈને પણ સુખ મેળવવા માટે જોતી ન હતી. શા માટે? વિયોગથી તીવ્ર અસહ્ય મનની પીડા છે જેમની તે ગોપીઓ– આ માટેનું કારણ– મારામાં **'विगाढेन'** અતિ દૃઢ **'भावेन'** પ્રેમથી અનુરાગપૂર્ણ ચિત્ત છે જેમનાં તે ગોપીઓ ॥૧૦॥

तीव्राधित्वं व्यनक्ति—**तास्ता इति**।

મનની તીવ્ર વ્યથાને પ્રકટ કરે છે– **'ताः ताः इति।'**

**तास्ताः क्षपाः प्रेष्ठतमेन नीता**
**मयैव वृन्दावनगोचरेण।**
**क्षणार्धवत्ताः पुनरंग तासां**
**हीना मया कल्पसमा बभूवुः॥ ११**

હે પ્રિય (ઉદ્ધવ), વૃંદાવનમાં ગાયો સાથે વિચરણ કરતા અત્યંત પ્રિયતમ એવા મારી સાથે તે ગોપીઓએ જે જે રાત્રિઓ અર્ધી ક્ષણની જેમ વિતાવી હતી, તે જ રાત્રિઓ મારા વિના તેમને કલ્પ જેટલી થઈ ગઈ! ॥ ૧૧ ॥

मया सह या एव क्षपा रात्रयः क्षणार्धवन्नीतास्ता एव पुनर्मया हीनास्तासां कल्पसमा बभूवुः। कथंभूताः। तास्ताः वाचामगोचरा इत्यर्थः॥ ११॥

મારી સાથે જે **'क्षपाः'** રાત્રિઓ ક્ષણાર્ધની જેમ વિતાવી તે જ રાત્રિઓ મારા વિના તેમને માટે કલ્પ જેટલી થઈ ગઈ. કેવી રાત્રિઓ? તે તે રાત્રિઓ વાણીના અવિષયરૂપ છે, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

किंच एवं तीव्राधयस्ता मोहमिषेण समाधिं प्राप्ता इत्याह—**ता इति**।

વળી, ગોપીઓની વિરહવેદના એવી તીવ્ર હતી કે મોહના આભાસથી તેઓ સમાધિને પ્રાપ્ત થઈ ગઈ હતી, એમ કહે છે– **'ताः इति।'**

**ता नाविदन् मय्यनुषंगबद्ध-**
**धियः स्वमात्मानमदस्तथेदम्।**
**यथा समाधौ मुनयोऽब्धितोये**
**नद्यः प्रविष्टा इव नामरूपे॥ १२**

જેમ મુનિઓ સમાધિમાં નામ-રૂપને જાણતા નથી, તેમ મારી આસક્તિથી બંધાયેલી બુદ્ધિવાળી, પોતાના સ્વજનો અને દેહને તેમ જ આ લોક અને પરલોકને પણ ન જાણતી ગોપીઓ, સાગરના જળમાં પ્રવેશેલી નદીઓની જેમ મારામાં પ્રવિષ્ટ થઈ ગઈ હતી. ॥ ૧૨ ॥

मय्यनुषङ्गेणासक्त्या बद्धा धियो याभिस्ताः स्वमात्मानं स्वदेहमदो दूरस्थमिदं संनिहितं च नाविदन्। यद्वा स्वं पतिपुत्रादिममतास्पदम्। आत्मानमहंकारास्पदं देहम्। अदः परं लोक-मिदमिमं लोकं च नाविदन्निति। यथा मुनयः समाधौ नामरूपे न विदुस्तद्वत्। किंत्वब्धितोये नद्य इव मयि प्रविष्टा इत्यन्वयः॥ १२॥

મારામાં **'अनुषंगेण'** આસક્તિથી બાંધવામાં આવી છે બુદ્ધિ જેમના દ્વારા તે ગોપીઓ **'स्वम्'** પોતાના **'आत्मानम्'** દેહને **'अदः'** તે દૂર છે કે **'इदम्'** આ (અહીં) પાસે છે, તેમ જાણતી ન હતી. અથવા **'स्वम्'** પતિ-પુત્રાદિ મમતાના સ્થાનરૂપ સ્વજનોને અને **'आत्मानम्'** અહંકારાસ્પદ દેહને– **'अदः'** તે પરલોકને કે **'इदम्'** આ લોકને જાણતી ન હતી, જેમ મુનિઓ સમાધિમાં નામ-રૂપને જાણતા નથી તેમ! પરંતુ સાગરના જળમાં જેમ નદીઓ પ્રવેશે, તેમ મારામાં તે ગોપીઓ પ્રવિષ્ટ થઈ ગઈ હતી, એમ અન્વય છે. ॥૧૨॥

**मत्कामा रमणं जारमस्वरूपविदोऽबलाः।**
**ब्रह्म मां परमं प्रापुः संगाच्छतसहस्त्रशः॥ १३**

મારા સ્વરૂપને ન જાણતી મારી કામનાવાળી તે સેંકડો હજાર અબળાઓ (મને) જારબુદ્ધિથી પ્રિયતમ માનતી હોવા છતાં બ્રહ્મસ્વરૂપ મને સત્સંગથી પામી હતી. ॥ ૧૩ ॥

एवं ता अबलाः केवलं मत्कामा अस्वरूपविदः स्वरूपं तु न जानन्ति तथापि, सत्सङ्गाज्जारं ब्रह्म जारबुद्धिवेद्यमपि ब्रह्म-स्वरूपमेव मां परमं प्रापुरित्यर्थः॥ १३॥

આમ, તે અબળાઓ કેવળ મારી કામનાવાળી, મારા સ્વરૂપને ન જાણનારી હતી, છતાં પણ **'सत्संगात्'** સત્સંગથી– **'जारम्'** જારબુદ્ધિથી જાણતી હોવા છતાં **'ब्रह्म'** બ્રહ્મસ્વરૂપ મને પામી હતી, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**तस्मात्त्वमुद्धवोत्सृज्य चोदनां प्रतिचोदनाम्।**
**प्रवृत्तं च निवृत्तं च श्रोतव्यं श्रुतमेव च॥ १४**

**मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम्।**
**याहि सर्वात्मभावेन मया स्या ह्यकुतोभयः॥ १५**

હે ઉદ્ધવ, તેથી તમે શ્રુતિ અને સ્મૃતિને તેમ જ પ્રવૃત્તિરૂપ દક્ષિણમાર્ગ અને નિવૃત્તિરૂપ ઉત્તરમાર્ગને તથા સાંભળવા યોગ્ય અને સાંભળેલાને તજી દઈને ॥ ૧૪ ॥ સર્વ પ્રાણીઓના આત્મા એક માત્ર મારે શરણે સર્વાત્મભાવથી આવો અને મારા (અનુગ્રહ)થી સર્વ તરફથી નિર્ભય થાઓ! ॥ ૧૫ ॥

यस्मादेवंभूतो मद्भजनप्रभावस्तस्मात्त्वं चोदनां श्रुतिं प्रतिचोदनां स्मृतिं च। यद्वा विधिं च निषेधं चोत्सृज्य मां शरणं याहि ॥ १४॥ मयैवाकुतोभयः स्याः भव॥ १५॥

જે કારણે મારા ભજનનો આવો પ્રભાવ છે, તેથી તમે **'चोदनाम्'** શ્રુતિને, **'प्रतिचोदनाम्'** સ્મૃતિને અથવા **'चोदनाम्'** વિધિને અને **'प्रतिचोदनाम्'** નિષેધ છોડીને મારે શરણે આવો. ॥ ૧૪ ॥ મારા (અનુગ્રહ)થી જ તમે સર્વ તરફથી નિર્ભય **'स्याः'** થાઓ! ॥ ૧૫ ॥

पूर्वं तावत् 'मयोदितेष्ववहितः स्वधर्मेषु' इत्यादिना कर्म कर्तव्यमित्युक्तम्, इदानीं तु सर्वं त्यक्त्वा मां शरणं याहीत्युच्यते, तत्र किमात्मनः कर्तृत्वाद्यस्ति नास्ति वेत्यात्मस्थ आत्मविषयः संशयो न निवर्तते। यद्वा कर्म कार्यं त्याज्यं वेत्यात्मस्थो हृदिस्थः संशयो न निवर्तत इति पृच्छति—**संशय इति**।

પહેલાં તો કહેવામાં આવ્યું કે 'મેં કહેલા સ્વધર્મોમાં સાવધાન રહીને.....' (શ્રીમદ્ ભા.૧૧/૧૦/૧) વગેરે દ્વારા કર્મ કરવું જોઈએ, પણ હવે કહેવામાં આવ્યું કે 'સર્વ છોડીને મારે શરણે આવ.' તો બંને પ્રકારનાં વાક્યો સમજવામાં થયેલો સંશય દૂર નથી થતો. શું આત્માને કર્તૃત્વ વગેરે છે કે નહીં? (જો આત્મા કર્તા હોય તો કર્મત્યાગ કહેવો શક્ય નથી અને જો આત્મા કર્તા ન હોય તો કર્મની વિધિ કરવી શક્ય નથી– આ) આત્મા વિષેનો સંશય હૃદયમાં છે, તે દૂર થતો નથી અથવા કર્મ કરવું જોઈએ કે છોડવું જોઈએ, તે હૃદયસ્થ સંશય દૂર થતો નથી, આથી પૂછે છે– **'संशयः इति।'**

उद्धव उवाच

**संशयः शृण्वतो वाचं तव योगेश्वरेश्वर।**
**न निवर्तत आत्मस्थो येन भ्राम्यति मे मनः॥ १६**

**ઉદ્ધવજી બોલ્યા** – હે યોગેશ્વરોના ઈશ્વર! આપની વાણી શ્રવણ કરતા, મારા હૃદયમાં રહેલો સંશય દૂર થતો નથી, જેને કારણે મારું મન ભ્રમિત થાય છે. ॥ ૧૬ ॥

येन संशयेन॥ १६॥

જે સંશયને કારણે ॥ ૧૬ ॥

उत्तरम्—**स एष** इत्यष्टभिः।

ભગવાન આઠ શ્લોકથી ઉત્તર આપે છે— **'सः एषः इति।'**

श्रीभगवानुवाच

**स एष जीवो विवरप्रसूतिः**
**प्राणेन घोषेण गुहां प्रविष्टः।**
**मनोमयं सूक्ष्ममुपेत्य रूपं**
**मात्रा स्वरो वर्ण इति स्थविष्ठः॥ १७**

**શ્રીભગવાન બોલ્યા** – તે આ (અપરોક્ષ) પરમેશ્વર મૂલાધાર વગેરે ચક્રોમાં નાદ વગેરેરૂપે અભિવ્યક્ત થનારા છે. એ નાદવાળા પ્રાણ સાથે આધારચક્રમાં પરાવાણીરૂપે પ્રવિષ્ટ થઈને (મણિપૂર ચક્રમાં) મનોમય સૂક્ષ્મરૂપે (પશ્યંતી વાણી, પછી વિશુદ્ધ ચક્રમાં મધ્યમા વાણીરૂપે અને પછી) (હ્રસ્વ વગેરે) માત્રા, (ઉદાત્ત વગેરે) સ્વર અને (કકારાદિ) વર્ણોવાળા સ્થૂળ સ્વરૂપ (વૈખરી વાણીરૂપ) બને છે.॥ ૧૭ ॥

अयं भावः—ईश्वरस्तावत्स्वमायावशात् प्रपञ्चात्मना भाति, तत्प्रपञ्चाध्यासाच्च जीवानामनाद्यविद्यया कर्तृत्वादि, ततो विधिप्रतिषेधाधिकारस्तदानीं सत्त्वशुद्ध्यर्थं कर्माणि कुर्वित्युक्तम्। सत्त्वे च शुद्धे पुनः कर्मजाड्यपरिहाराय भक्तिविक्षेपककर्मादरं परित्यज्य दृढविश्वासेन भजेत्युक्तम्। जातायां तु विद्यायां न किंचित्कर्तव्यमस्तीति। तत्र तावदीश्वराद्वागादीन्द्रियद्वारा जीवसंसृतिकारणभूतं प्रपञ्चोद्गममाह सार्धैश्चतुर्भिः। स एषोऽपरोक्षः। जीवयतीति जीवः परमेश्वरः। अपरोक्षत्वे हेतुः—विवरेष्वाधारादिचक्रेषु प्रसूतिरिव प्रसूतिरभिव्यक्तिर्यस्य सः। तामेवाभिव्यक्तिमाह—घोषेणेति।

घोषेण पराख्येन नादवता प्राणेन सह गुहामाधारचक्रं प्रविष्टः सन् मनोमयं सूक्ष्मं रूपं पश्यन्त्याख्यं मध्यमाख्यं च मणिपूरचक्रे विशुद्धिचक्रे चोपेत्य प्राप्य वक्त्रे मात्रा ह्रस्वादिः, स्वर उदात्तादिः, वर्णः ककारादिरित्येवं वैखर्याख्यः स्थविष्ठोऽतिस्थूलो नानावेदशाखात्मको भवति। तथा च श्रुतिः—

'चत्वारि वाक्परिमिता पदानि
तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः।
गुहा त्रीणि निहिता नेङ्गयन्ति
तुरीयं वाचो मनुष्या वदन्ति॥'

इति। (श्रुतेरर्थः—वाक्परिमितानि वाचः परिमितानि शास्त्रनिर्णीतानि चत्वारि पदानि स्थानानि परा पश्यन्ती मध्यमा वैखरीति, तानि च ये ब्राह्मणा मनीषिणोऽध्यात्मकुशलास्ते

ભાવ આ પ્રમાણે છે– ઈશ્વર પોતાની માયાથી પ્રપંચરૂપે ભાસે છે અને તે પ્રપંચના અધ્યાસથી જીવોને અનાદિ અવિદ્યાથી કર્તૃત્વ વગેરે છે, તેથી જીવને વિધિ અને નિષેધનો અધિકાર છે. તે માટે કહેવાયું કે અંતઃકરણની શુદ્ધિ માટે કર્મો કરો. અંતઃકરણ શુદ્ધ થતાં ફરી કર્મની જડતા દૂર કરવા માટે ભક્તિમાં વિક્ષેપ કરનારાં કર્મો કરવાં છોડીને દૃઢ વિશ્વાસથી મારું ભજન કરો, એમ કહેવામાં આવ્યું. એમ કરતાં જ્ઞાન થાય ત્યારે કંઈ પણ કર્તવ્ય રહેતું નથી. તેમાં પ્રથમ ઈશ્વરમાંથી વાણી વગેરે ઈન્દ્રિયો દ્વારા જીવના સંસારના કારણરૂપ પ્રપંચ કેવી રીતે ઉત્પન્ન થયો, તે સાડા ચાર શ્લોકોથી કહે છે. તે આ અપરોક્ષ, **'जीवः'** જીવાડનાર પરમાત્મા– અપરોક્ષ હોવા માટેનું કારણ– **'विवरेषु'** આધાર વગેરે ચક્રોમાં **'प्रसूतिः'** જન્મ થાય તેમ અભિવ્યક્તિ છે જેમની તે પરમેશ્વર– તે અભિવ્યક્તિને જ વર્ણવે છે– **'घोषेण इति।'**

**'घोषेण'** **'परा'** નામના નાદવાળા પ્રાણ સાથે **'गुहाम्'** આધારચક્રમાં પ્રવિષ્ટ થઈ મનોમય સૂક્ષ્મરૂપે 'પશ્યંતી' નામે અને મણિપૂર ચક્રમાં 'મધ્યમા' નામે અને પછી વિશુદ્ધ ચક્રમાં **'उपएत्य'** પ્રાપ્ત થઈ મુખમાં **'मात्रा'** હ્રસ્વ વગેરે, **'स्वरः'** ઉદાત્ત વગેરે, **'वर्णः'** કકાર વગેરે રૂપે આમ 'વૈખરી' નામની **'स्थविष्ठः'** અતિ સ્થૂળ, અનેક વેદની શાખારૂપ વાણી બને છે. તે અનુસાર શ્રુતિ છે– (શ્રુતિનો અર્થ– **'वाक्परिमितानि'** શાસ્ત્રમાં નિર્ણય કરેલાં **'पदानि'** સ્થાનો પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી છે, તેમને જે બ્રાહ્મણો, મનીષીઓ, અધ્યાત્મવિદ્યામાં કુશળ જનો છે તેઓ જાણે છે. તેમનામાં પ્રથમ ત્રણ સ્થાનો **'गुहायाम्'** શરીરમાં આધાર, નાભિ તથા હૃદયમાં રહેલાં છે તેમને અર્થાત્ પરા, પશ્યંતી અને

विदुः। तेषां मध्ये आदौ त्रीणि पदानि गुहायां शरीरे आधारनाभिहृदयेषु निहितानि नेङ्गयन्ति न जानन्ति। तुरीयं चतुर्थं वैखर्याख्यं मनुष्या वदन्ति। मनुष्याणां वदने वर्तमानोऽर्थबोधकः शब्दो भवतीत्यर्थः।)

अभियुक्तश्लोकश्च—

'या सा मित्रावरुणसदनादुच्चरन्ती त्रिषष्टिं
वर्णानन्तःप्रकटकरणैः प्राणसङ्गात्प्रसूते।
तां पश्यन्तीं प्रथममुदितां मध्यमां बुद्धिसंस्थां
वाचं वक्त्रे करणविशदां वैखरीं च प्रपद्ये॥'

(श्लोकार्थश्च—तां त्रिविधां भारतीं प्रपद्ये। या सा भारती मित्रावरुणसदनादग्निसोम-स्थानादुच्चरन्ती उद्भवन्ती। मित्रोऽग्निर्वरुणः सोमस्तयोः सदनमावासमास्थानं परमात्मा यतः श्वासस्य शीतोष्णत्वं तस्मादुच्चरन्ती त्रिषष्टिं वर्णान् जनयति। अइउवर्णा ह्रस्वदीर्घप्लुतभेदेन त्रिविधा नव। ऋकारः प्लुतहीनो द्विविधः, लृकारोऽपि द्विविधो दीर्घहीनः। सन्ध्यक्षराणि ह्रस्वहीनान्यष्ट। एवमेकविंशतिस्वराः। स्पर्शाः पञ्चविंशतिः कादयो मान्ताः। यादयोऽष्टावन्तस्था ऊष्माणश्च। अनुनासिकाः पञ्च। अनुस्वारविसर्गौ जिह्वामूलीयोपध्मानीयौ चेति त्रिषष्टिः। एतान्वर्णान्वायुसङ्गजान्। प्रकटकरणैर्बुद्धिं गतैः प्रत्यक्षरूपैरिन्द्रियैरन्तः पश्यति न तूच्चारयति सा पश्यन्त्याख्या तां प्रथममुदितामुत्पन्नाम्। बुद्धिसंस्थामुच्चारयामीति विचारयुक्तां मध्यमाम्। मुखेऽवस्थितां करणविशदां स्थानप्रयत्ननिर्मलां वैखरीं च प्रपद्ये।) ॥ १७॥

મધ્યમાને (સામાન્ય મનુષ્યો) જાણતા નથી. તેઓ વૈખરી નામની ચોથી વાણી વદે છે. મનુષ્યોના મુખમાં અર્થનું જ્ઞાન કરાવનાર શબ્દરૂપે તે રહે છે, એમ અર્થ છે.) (ઋ.સં.૧/૧૬૪/૪૫)

તેને અનુરૂપ શ્લોક છે– (શ્લોકનો અર્થ– તે ત્રણ પ્રકારની વાણીને શરણે જાઉં છું. જે એ વાણી **'मित्रावरुणसदनात्'** અગ્નિ અને સોમના નિવાસ-સ્થાનમાંથી **'उच्चरन्ती'** પ્રકટ થતી, **'मित्रः'** અગ્નિ, **'वरुणः'** સોમ, તે બંનેના **'सदनम्'** નિવાસસ્થાનરૂપ પરમાત્મા, જેમના શ્વાસની શીતળતા અને ઉષ્ણતામાંથી ઉદ્ભવતી ત્રેસઠ વર્ણોને ઉત્પન્ન કરે છે.

**अ–इ–उ** ત્રણ વર્ણો હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત એવા ભેદથી નવ થાય છે. **ऋ** કાર હ્રસ્વ અને દીર્ઘ બે પ્રકારનો છે. **लृ** કાર પણ હ્રસ્વ અને પ્લુત, દીર્ઘરહિત બે પ્રકારનો છે. **ए–ऐ–ओ–औ** આ ચાર સંધ્યક્ષરો હ્રસ્વરહિત દીર્ઘ અને પ્લુતના ભેદથી આઠ થાય છે, આમ, એકવીસ સ્વરો છે. ક થી મ સુધીના પચ્ચીસ સ્પર્શ વ્યંજનો છે. **य र ल व** અંતસ્થ ચાર અને **श ष स ह** ઊષ્માક્ષરો, **ङ ञ ण न म** પાંચ અનુનાસિક, અનુસ્વાર અને વિસર્ગ તથા જિહ્વામૂલીય અને ઉપધ્માનીય– એમ સ્વરસહિત ત્રેસઠ વર્ણો થાય છે. આ વર્ણો પ્રાણવાયુના સંગથી ઉત્પન્ન થાય છે. મુખ, નાસિકા વગેરે પ્રકટ સાધનોથી બુદ્ધિ સાથે જોડાયેલી, જેમને પ્રત્યક્ષ રૂપ છે તેવી ઇન્દ્રિયોથી જુએ છે, પણ મનુષ્ય ઉચ્ચારણ કરતો નથી, તે પશ્યન્તી નામની પ્રથમ ઉત્પન્ન થયેલી વાણી છે. બુદ્ધિમાં રહેલી તે પશ્યન્તી વાણીને 'હું ઉચ્ચારું' એવા વિચારવાળી વાણી તે મધ્યમા વાણી છે. મુખમાં રહેલી, (જિહ્વાદિ) કરણોથી સ્પષ્ટ બનેલી, (દન્ત્યાદિ) સ્થાનના પ્રયત્નથી નિર્મળ બનેલી વૈખરી વાણીને શરણે હું જાઉં છું. ॥ ૧૭ ॥

अव्यक्तस्य सतः सूक्ष्ममध्यमक्रमेणाभिव्यक्तौ दृष्टान्तः—**यथेति**।

अव्यक्त (સર્વને માટે અગોચર-અવિષયરૂપ) બ્રહ્મની સૂક્ષ્મ-મધ્યમ ક્રમથી અભિવ્યક્તિ વિષે દૃષ્ટાંત આપે છે— **'यथा इति।'**

**यथाऽनलः खेऽनिलबन्धुरूष्मा**
**बलेन दारुण्यधिमर्थ्यमानः।**
**अणुः प्रजातो हविषा समिध्यते**
**तथैव मे व्यक्तिरियं हि वाणी॥ १८**

જે રીતે લાકડાના આકાશ (પોલાણ)માં અગ્નિ અવ્યક્ત ઊષ્મારૂપે રહેલો હોય છે, લાકડામાં ખૂબ બળપૂર્વક મથવામાં આવતાં વાયુની સહાયથી (તે અગ્નિ) સૂક્ષ્મ તણખા વગેરેરૂપે ઉત્પન્ન થાય છે, પછી હુત દ્રવ્યથી વધારે પ્રજ્વલિત થાય છે, તે જ રીતે આ મારી (વેદલક્ષણા) વાણી મારા આવિર્ભાવરૂપ છે. ॥૧૮॥

यथाऽग्निः। खे ऊष्मा अव्यक्तोष्मरूपः। दारुण्यधिकं मथ्यमानोऽनिलसहायः सन्नणुः सूक्ष्मविस्फुलिङ्गादिरूपो भवति। पुनः प्रकृष्टो जातो हविषा संवर्धते। तथैवेयं वाणी ममाभिव्यक्तिः॥ १८॥

જે રીતે અગ્નિ **'खे'** લાકડાના આકાશમાં અવ્યક્ત ઊષ્મારૂપે હોય છે. લાકડામાં ખૂબ મંથન કરવામાં આવતાં (અગ્નિ) વાયુની સહાયથી **'अणुः'** સૂક્ષ્મ તણખા વગેરેરૂપ બને છે. પછી હુત દ્રવ્યથી (**'प्रजातः'**) **प्रकृष्टो जातः** વધારે પ્રજ્વલિત થાય છે, તે જ રીતે આ મારી વાણી મારા આવિર્ભાવરૂપે છે. ॥૧૮॥

उक्तां वाग्वृत्तिमुपसंहरन्नितरेन्द्रियवृत्तिष्वतिदिशति।

કહેવામાં આવેલી વાણીની વૃત્તિનું સમાપન કરતાં, બીજી ઇન્દ્રિયોમાં પણ પોતાની અભિવ્યક્તિ દર્શાવે છે.

**एवं गदिः कर्म गतिर्विसर्गो**
**घ्राणो रसो दृक् स्पर्शः श्रुतिश्च।**
**संकल्पविज्ञानमथाभिमानः**
**सूत्रं रजःसत्त्वतमोविकारः॥ १९**

આ પ્રમાણે બોલવું, કામ કરવું, ચાલવું, મળ-મૂત્રનો ત્યાગ કરવો, સૂંઘવું, સ્વાદ લેવો, જોવું, સ્પર્શ કરવો, સાંભળવું, સંકલ્પ કરવો, જ્ઞાન મેળવવું, અભિમાન કરવું, ક્રિયાશક્તિપ્રધાન મહત્તત્ત્વરૂપ સૂત્રરૂપ થવું (તે સર્વ) અને રજોગુણ, સત્ત્વગુણ, તમોગુણનો વિકાર(રૂપ પ્રપંચ) મારી જ અભિવ્યક્તિ છે.॥૧૯॥

एवं गदिर्गदनं भाषणं मे व्यक्तिरित्युपसंहारः। कर्म हस्तयोर्वृत्तिर्गतिः पादयोर्विसर्गः पायूपस्थयोरिति कर्मेन्द्रियाणाम्। घ्राणोऽवघ्राणं रसो रसनं दृक् दर्शनं स्पर्शः स्पर्शनं श्रुतिः

આમ, **'गदिः'** વાણીની વૃત્તિ, બોલવું– એ મારી જ અભિવ્યક્તિ છે, એમ સમાપન કર્યું. **'कर्म'** હાથની વૃત્તિ, કામ કરવું, **'गतिः'** પગની વૃત્તિ, ગતિ કરવી, **'विसर्गः'** ગુદા તથા લિંગની વૃત્તિ, મળ-મૂત્રત્યાગ કરવો– આ કર્મેન્દ્રિયોનાં (કાર્યો થયાં). **'घ्राणः'** ઘ્રાણેન્દ્રિયની વૃત્તિ સૂંઘવું, રસનેન્દ્રિયની

श्रवणमिति ज्ञानेन्द्रियाणाम्। संकल्पो मनसो विज्ञानं बुद्धिचित्तयोरभिमानोऽहंकारस्य सूत्रं प्रधानस्य सत्त्वरजस्तमसां विकारोऽधिदैवादि- स्त्रिविधः प्रपञ्चो मे व्यक्तिरिति पूर्वेणान्वयः ॥ १९ ॥

तस्मादीश्वरादिव्यक्तिरूपः प्रपञ्चो नेश्वराद्भिन्नोऽस्तीत्याह—**अयमिति**।

**अयं हि जीवस्त्रिवृदब्जयोनि-**
**रव्यक्त एको वयसा स आद्यः।**
**विश्लिष्टशक्तिर्बहुधेव भाति**
**बीजानि योनिं प्रतिपद्य यद्वत्॥ २०**

अयं जीवं ईश्वर आदावव्यक्त एक एव। वयसा कालेन विश्लिष्टा विभक्ता वागादीन्द्रियरूपाः शक्तयो यस्य। यद्वा विशेषेण श्लिष्टा आलिङ्गिता माया शक्तिर्येन सः। बहुप्रकार इवाभाति। यतः स एवाद्यः। त्रिवृत् त्रिगुणाश्रयः। अब्जयोनिर्लोकपद्मस्य कारणभूतः। एकस्य बहुधा भाने दृष्टान्तः— योनिं क्षेत्रं प्रतिपद्य प्राप्य बीजानि यद्वदिति ॥ २० ॥

વૃત્તિ સ્વાદ લેવો, '**दृक्**' નેત્રની વૃત્તિ જોવું, '**स्पर्शः**' ત્વચાની વૃત્તિ સ્પર્શ કરવો, '**श्रुतिः**' શ્રવણેન્દ્રિયની વૃત્તિ સાંભળવું– આ જ્ઞાનેન્દ્રિયોનાં (કાર્ય થયાં). '**संकल्पः**' મનની વૃત્તિ સંકલ્પ કરવો, '**विज्ञानम्**' બુદ્ધિ અને ચિત્તની વૃત્તિ જ્ઞાન મેળવવું, '**अभिमानः**' અહંકારની વૃત્તિ અભિમાન કરવું, '**सूत्रम्**' પ્રધાનની વૃત્તિ ક્રિયાશક્તિપ્રધાન મહત્તત્ત્વરૂપ સૂત્રરૂપ થવું તે સર્વ અને રજોગુણ, સત્ત્વગુણ તથા તમોગુણના વિકારરૂપ અનુક્રમે ઇન્દ્રિયવર્ગ, દેવવર્ગ તથા પૃથ્વી વગેરે પંચમહાભૂતોરૂપ સર્વ પ્રપંચ મારી અભિવ્યક્તિ છે, એમ પૂર્વના શ્લોક સાથે સંબંધ છે. ॥ ૧૯ ॥

તેથી ઈશ્વરની અભિવ્યક્તિરૂપ પ્રપંચ ઈશ્વરથી જુદો નથી, એમ કહે છે– '**अयम् इति।**'

આ ઈશ્વર સૃષ્ટિના આદિમાં અવ્યક્ત (એકરૂપે) જ હતા. તે જ ઈશ્વર કાળને કારણે વાણી વગેરે વિભાગ પામેલી ઇન્દ્રિયોરૂપ શક્તિઓવાળા થયા, અથવા માયા સાથે આશ્લેષ પામેલા તે અનેક પ્રકારે ભાસે છે. ત્રણ ગુણોના આશ્રય, લોકાત્મક પદ્મના કારણરૂપ એક જ આદ્ય પરમેશ્વર, ખેતરરૂપ ઉત્પત્તિસ્થાનને પામીને જેમ બિયાંઓ અનેક સ્વરૂપે થાય છે તેમ માયારૂપ ઉત્પત્તિસ્થાનને પામીને અનેક સ્વરૂપે દેખાય છે. ॥ ૨૦ ॥

આ '**जीवः**' ઈશ્વર સૃષ્ટિની પૂર્વે અવ્યક્ત એકરૂપે જ હતા. '**वयसा**' કાળને કારણે '**विश्लिष्टाः**' વિભાગ પામેલી વાણી વગેરે ઇન્દ્રિયોરૂપ શક્તિઓ છે જેમની અથવા વિશેષરૂપે '**श्लिष्टा**' આલિંગન પામી છે માયાશક્તિ જેમની સાથે તે ઈશ્વર અનેક પ્રકારે હોય તેમ ભાસે છે, કારણ કે તે જ આદ્ય છે. '**त्रिवृत्**' ત્રણ ગુણોના આશ્રયરૂપ– '**अब्जयोनिः**' લોકાત્મક પદ્મના કારણરૂપ– એકનું અનેકરૂપે ભાસવા માટેનું દૃષ્ટાંત– '**योनिम्**' ક્ષેત્રને, ઉત્પત્તિસ્થાનને '**प्रतिपद्य**' પામીને બિયાંઓ અનેક સ્વરૂપે થાય તેમ! ॥ ૨૦ ॥

तस्मात्तन्मायाविलसितत्वात्तदाश्रयमिदं जगन्न ततः पृथगिति सदृष्टान्तमाह—**यस्मिन्निति**।

**यस्मिन्निदं प्रोतमशेषमोतं**
**पटो यथा तन्तुवितानसंस्थः।**
**य एष संसारतरुः पुराणः**
**कर्मात्मकः पुष्पफले प्रसूते॥ २१**

तन्तुविताने संस्था स्थितिर्यस्य स पटो यथा तथा यस्मिन्निदं विश्वमोतं दीर्घतन्तुषु पट इव, प्रोतं तिर्यक्तन्तुष्विव।

एवंभूतं समष्टिव्यष्ट्यात्मकं विश्वमविद्ययात्मन्यध्यस्तं वृक्षरूपं जीवस्य कर्तृत्वादिसंसारहेतुरतस्तद्विवेकज्ञानेन कर्मादि सर्वं त्याज्यमित्युक्तमित्याशयेनाह—य एष इति सार्धैस्त्रिभिः।

पुराणोऽनादिः। कर्मात्मकः प्रवृत्तिस्वभावः। पुष्पफले भोगापवर्गौ कर्म तत्फले वा। प्रसूते जनयति॥ २१॥

वृक्षरूपकं प्रपञ्चयति—**द्वे इति**।

**द्वे अस्य बीजे शतमूलस्त्रिनालः**
**पंचस्कन्धः पंचरसप्रसूतिः।**
**दशैकशाखो द्विसुपर्णनीड-**
**स्त्रिवल्कलो द्विफलोऽर्कं प्रविष्टः॥ २२**

તેથી તે ભગવાનની માયાથી વિલસિત થતું હોવાથી તે ભગવાનના આશ્રયવાળું આ જગત તેમનાથી ભિન્ન નથી, એમ દૃષ્ટાંતસહિત કહે છે— **'यस्मिन् इति।'**

તાંતણાના વિસ્તારમાં રહેલું વસ્ત્ર જેમ (આડા-ઊભા તાણા-વાણામાં સંપૂર્ણપણે) ઓતપ્રોત છે, તેમ જે ઈશ્વરમાં આ સમગ્ર વિશ્વ ઓતપ્રોત હોઈ (તે ઈશ્વરથી જુદું નથી.) જે આ સંસારવૃક્ષ છે, તે અનાદિ, પ્રવૃત્તિના સ્વભાવવાળું અને પુષ્પરૂપી ભોગ અને ફળરૂપી મોક્ષ અથવા પુષ્પરૂપી કર્મ અને ફળરૂપી કર્મફળને ઉત્પન્ન કરનારું છે.॥૨૧॥

તાંતણાના વિસ્તારમાં **'संस्था'** સ્થિતિ છે જેની તે વસ્ત્ર જેમ આડા અને ઊભા તાણા અને વાણાઓમાં વણાયેલું થયેલું છે તેમ આ જગત (ઈશ્વરમાં ઓતપ્રોત થયેલું છે).

આવું સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ વિશ્વ અવિદ્યાથી આત્મામાં આરોપિત થઈ સંસારવૃક્ષરૂપ બને છે અને જીવના કર્તૃત્વ વગેરે સંસારના કારણરૂપ બને છે. તેના વિવેકજ્ઞાનથી કર્મ વગેરે સર્વ ત્યાગ કરવા યોગ્ય છે, એમ કહેવામાં આવ્યું, તે જ આશયથી સાડાત્રણ શ્લોકથી કહે છે— **'यः एषः इति।'**

**'पुराणः'** અનાદિ, **'कर्म-आत्मकः'** પ્રવૃત્તિના સ્વભાવવાળું, **'पुष्पफले'** પુષ્પરૂપી ભોગ અને ફળરૂપી મોક્ષ અથવા પુષ્પરૂપી કર્મ અને ફળરૂપી કર્મફળને **'प्रसूते'** ઉત્પન્ન કરનારું ॥ ૨૧ ॥

સંસારવૃક્ષના રૂપકને વિસ્તારપૂર્વક સમજાવે છે— **'द्वे इति।'**

આ સંસારવૃક્ષનાં (પુણ્ય અને પાપરૂપ) બે બીજ છે, (અગણિત વાસનાઓનાં) સેંકડો મૂળ છે, ત્રણ (ગુણોરૂપી) થડ છે, પાંચ (મહાભૂતોરૂપી) મોટી શાખાઓ છે, (પાંચ શબ્દાદિ વિષયોરૂપ) પાંચ રસ છે જે (સંસારવૃક્ષમાંથી) ઝરે છે, અગિયાર (ઇન્દ્રિયોરૂપી) શાખાઓ છે જેની, (વાત-પિત્ત-કફરૂપી) ત્રણ છાલ છે જેની, (સુખ-દુઃખરૂપ) બે ફળ છે જેનાં, જીવ અને પરમાત્મારૂપ બે પક્ષીઓનો માળો છે જેમાં અને જે વૃક્ષ સૂર્યમંડળ સુધી વ્યાપેલું છે. ॥ ૨૨ ॥

द्वे पुण्यपापे अस्य बीजे। स च शतमूलः शतमपरिमिता वासना मूलानि यस्य। त्रयो गुणा नालानि प्रकाण्डा यस्य। पञ्चभूतानि स्कन्धा यस्य। पञ्चरसाः शब्दादिविषयास्तेषां प्रसूतिर्यस्मात्। दश च एका च शाखा इन्द्रियाणि यस्य। द्वयोः सुपर्णयोर्जीवपरमात्मनोर्नीडं यस्मिन्। त्रीणि वल्कलानि त्वचो वातपित्तश्लेष्माणो यस्य। द्वे सुखदुःखे फले यस्य सः। अर्कं प्रविष्टः सूर्यमण्डलपर्यन्तं व्याप्तः, तन्निर्भिद्य गतस्य संसाराभावात्॥ २२॥

આ (વૃક્ષ)નાં પુણ્ય અને પાપરૂપ બે બીજ છે અને તે **'शतमूलः'** અગણિત વાસનાઓરૂપી સેંકડો મૂળ છે જેનાં (તેવું છે). ત્રણ ગુણોરૂપી **'नालानि'** થડ છે જેનાં, પંચમહાભૂતરૂપી મોટી શાખાઓ છે જેની, શબ્દાદિ વિષયોરૂપી પાંચ રસ જેમાંથી ઉત્પન્ન થાય છે, દસ અને એક (અગિયાર) શાખારૂપી ઈન્દ્રિયો છે જેની, જીવ અને પરમાત્મારૂપ બે પક્ષીઓનો માળો છે જેમાં, વાત-પિત્ત-કફરૂપી **'वल्कलानि'** ત્વચા છે જેની, સુખ-દુઃખરૂપી બે ફળ છે જેનાં, **'अर्कं प्रविष्टः'** જે સૂર્યમંડળ સુધી પહોંચેલું છે; તે સૂર્યમંડળને ભેદીને જે નીકળી જાય છે, તેને સંસાર રહેતો નથી. ॥ ૨૨ ॥

तत्फलभोक्तृनाह—

તે સંસારતરુનાં ફળોના ભોક્તાઓને વર્ણવે છે—

**अदन्ति चैकं फलमस्य गृध्रा**
**ग्रामेचरा एकमरण्यवासाः।**
**हंसा य एकं बहुरूपमिज्यै-**
**र्मायामयं वेद स वेद वेदम्॥ २३**

આ (સંસારરૂપી વૃક્ષ)ના એક (દુઃખરૂપી) ફળને (વિષયોમાં રચ્યાપચ્યા રહેતા ઘરની જંજાળવાળા ગૃહસ્થોરૂપી) ગમાર ગીધડાંઓ ખાય છે અને એક (બીજું સુખરૂપી) ફળ (વિવેકી પરમહંસોરૂપી) અરણ્યમાં રહેતા હંસો ખાય છે. આમ, અનેકરૂપે ભાસતા માયામય એક જ પરમાત્માને જે ગુરુઓ દ્વારા જાણે છે, તે વેદનું રહસ્ય જાણે છે.॥ ૨૩ ॥

गृध्यन्तीति गृध्राः कामिनो ग्रामेचरा गृहस्था अस्य वृक्षस्यैकं फलं दुःखमदन्ति। परिणामतः स्वर्गादेरपि दुःखरूपत्वात्। हंसा विवेकिनोऽरण्यवासाः संन्यासिन एकं फलं सुखमदन्ति। एकं परमात्मानं मायामयमेव बहुरूपमिज्यैर्गुरुभिः कृत्वा यो वेद स वेदं वेद तत्त्वार्थं वेद॥ २३॥

વિષયોની લાલસા રાખે તે **'गृध्राः'** ગીધરૂપી કામીજનો, **'ग्रामेचराः'** ગૃહસ્થો આ વૃક્ષના એક દુઃખરૂપી ફળને ખાય છે, કારણ કે પરિણામે તો સ્વર્ગાદિ ફળો પણ દુઃખરૂપ જ છે. **'हंसाः'** અરણ્યમાં વસતા સંન્યાસીઓ સુખરૂપી એક (અન્ય) ફળને ખાય છે. અનેકરૂપે ભાસતા માયામય એક જ પરમાત્માને જે **'इज्यैः'** ગુરુઓ દ્વારા જાણે છે, તે **'वेदम् वेद'** તત્ત્વાર્થને જાણે છે. ॥ ૨૩ ॥

त्वं चैवं ज्ञात्वा कृतकृत्यः सर्वं साधनं त्यजेत्याह—**एवमिति**।

આમ, તમે પણ આ પ્રમાણે (કર્મોનું અનુષ્ઠાન અને તેના ત્યાગની વ્યવસ્થા) જાણીને કૃતકૃત્ય થઈ સર્વ સાધનનો ત્યાગ કરો, એમ કહે છે— **'एवम् इति।'**

**एवं गुरूपासनयैकभक्त्या**
**विद्याकुठारेण शितेन धीरः।**
**विवृश्च्य जीवाशयमप्रमत्तः**
**सम्पद्य चात्मानमथ त्यजास्त्रम्॥ २४**

एकान्तभक्त्या शितेन तीक्ष्णेन ज्ञानकुठारेण। स्वतन्त्रता वा द्वयोर्ज्ञानभक्त्योः जीवोपाधिं त्रिगुणात्मकं लिङ्गशरीरं विवृश्च्य छित्त्वा परमात्मानं च संपद्य प्राप्याथास्त्रं साधनं त्यजेति॥ २४॥

માટે તમે અપ્રમાદી થઈ ગુરુની ઉપાસના દ્વારા પ્રાપ્ત કરેલી એકાંત ભક્તિ વડે તીક્ષ્ણ કરેલા જ્ઞાનરૂપી કુહાડાથી જીવની ઉપાધિરૂપ લિંગશરીરને છેદી નાખીને, આત્માને પ્રાપ્ત કરી તે જ્ઞાનરૂપી અસ્ત્રનો પણ ત્યાગ કરો. ॥ ૨૪ ॥

એકાંત ભક્તિથી **'शितेन'** તીક્ષ્ણ એવા જ્ઞાનરૂપી કુહાડાથી અથવા સ્વતંત્રતાથી જ્ઞાન અને ભક્તિ દ્વારા જીવની ઉપાધિરૂપ ત્રિગુણાત્મક લિંગશરીરને **'विवृश्च्य'** છેદીને તથા પરમાત્માને પ્રાપ્ત કરીને **'अस्त्रम्'** (જ્ઞાનરૂપી) સાધનનો ત્યાગ કરો.॥ ૨૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे द्वादशोऽध्यायः॥ १२॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वादशोऽध्यायः॥ १२॥

*****

# अथ त्रयोदशोऽध्यायः

## હંસરૂપે સનકાદિને આપેલા ઉપદેશનું વર્ણન

त्रयोदशेऽथ सत्त्वस्य वृद्ध्या विद्योदयक्रमः।
हंसेतिहासतश्चित्तगुणविश्लेषवर्णनम् ॥ १

તેરમા અધ્યાયમાં સત્ત્વગુણની વૃદ્ધિથી જ્ઞાનના ઉદયનો ક્રમ (દર્શાવાયો છે તથા) હંસાવતારના ઇતિહાસથી ચિત્ત તથા ગુણો કેવી રીતે જુદાં પડે છે, તેનું વર્ણન છે. ॥ ૧ ॥

विद्याकुठारेण जीवाशयं विवृश्च्य साधनं त्यजेत्युक्तम्।

ननु तत्र तमआदिगुणत्रयवृत्तिप्रतिबन्धे सति कथं विद्योत्पत्तिरित्याशङ्क्य तन्निवृत्त्या विद्योत्पत्तिप्रकारमाह—**सत्त्वमिति** सप्तभिः।

'જ્ઞાનરૂપી કુહાડાથી લિંગશરીરનો નાશ કરીને તમે સાધનનો ત્યાગ કરો.' (શ્રીમદ્ભા.૧૧/૧૨/૨૪ માં) આ પ્રમાણે કહેવામાં આવ્યું.

તમસ્ વગેરે ત્રણ ગુણોની વૃત્તિરૂપી અવરોધ હોય ત્યાં સુધી જ્ઞાનની ઉત્પત્તિ કેવી રીતે થાય? એવી આશંકા કરીને તમોગુણ આદિની નિવૃત્તિથી જ્ઞાનની ઉત્પત્તિનો પ્રકાર સાત શ્લોકથી કહે છે— **'सत्त्वम् इति।'**

**श्रीभगवानुवाच**

**सत्त्वं रजस्तम इति गुणा बुद्धेर्न चात्मनः।**
**सत्त्वेनान्यतमौ हन्यात् सत्त्वं सत्त्वेन चैव हि॥ १**

**શ્રીભગવાન બોલ્યા** — સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ પ્રકૃતિના ગુણો છે, આત્માના નથી, (માટે) સત્ત્વગુણની વૃદ્ધિ દ્વારા રજોગુણ અને તમોગુણનો નાશ કરવો જોઈએ તથા (સત્ય, દયા વગેરે વૃત્તિરૂપ ઉપશમાત્મક) સત્ત્વગુણથી સત્ત્વગુણનો જ નાશ કરવો જોઈએ. ॥ ૧ ॥

तत्र यद्यानन्दादिवदात्मधर्मा गुणाः स्युस्तर्हि तत्स्वरूपत्वात्तेषामनिवृत्त्या विद्योत्पत्तिर्न स्यात्, न त्वेतदस्तीत्याह—बुद्धेः प्रकृतेरेते गुणा न त्वात्मन इति। अतः सत्त्वेन सत्त्ववृद्ध्याऽन्यतमौ हन्यात्। रजस्तमोवृत्ती- र्जयेदित्यर्थः। सत्त्वं च सत्यदयादिवृत्ति- रूपमुपशमात्मकेन सत्त्वेनैव हन्यात्॥ १॥

જ્ઞાનની ઉત્પત્તિના વિષયમાં, આનંદ વગેરેની જેમ ગુણો જો આત્માના ધર્મો હોત, તો આત્મસ્વરૂપ હોવાથી તેમની નિવૃત્તિ જ ન થાત અને તેથી જ્ઞાન ઉત્પન્ન જ ન થાત, પરંતુ આમ છે નહીં, એમ કહે છે– **'बुद्धेः'** પ્રકૃતિના આ ગુણો છે, પણ આત્માના નથી, આથી **'सत्त्वेन'** સત્ત્વગુણની વૃદ્ધિ દ્વારા **'अन्यतमौ हन्यात्'** રજોગુણ અને તમોગુણની વૃત્તિઓને જીતી લેવી જોઈએ, એમ અર્થ છે. તથા સત્ત્વગુણનો સત્ય, દયા વગેરે વૃત્તિરૂપ ઉપશમાત્મક સત્ત્વગુણથી જ નાશ કરવો જોઈએ. ॥ ૧ ॥

ननु गुणत्रयवृत्तीनां परस्परोपमर्दनरूप- त्वात्कथं सत्त्ववृत्त्यैवेतरवृत्तयो नियमेन हन्तव्यास्तत्राह—**सत्त्वादिति**।

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે ત્રણે ગુણોની વૃત્તિઓનું એકબીજા સાથે ઘર્ષણ થતું હોવાથી સત્ત્વગુણની વૃત્તિથી બીજી બે ગુણોની વૃત્તિઓ કેવી રીતે હણવી? તે કહે છે– **'सत्त्वात् इति।'**

**सत्त्वाद् धर्मो भवेद् वृद्धात् पुंसो मद्भक्तिलक्षणः।**
**सात्त्विकोपासया सत्त्वं ततो धर्मः प्रवर्तते॥ २**

વધેલા સત્ત્વગુણથી પુરુષને મારી ભક્તિરૂપ ધર્મ પ્રાપ્ત થાય છે. સાત્ત્વિક પદાર્થોનું સેવન કરવાથી સત્ત્વગુણ વધે છે અને પછી તેનાથી ભક્તિરૂપ ધર્મ પ્રવર્તે છે. ॥ ૨ ॥

मद्भक्तिं लक्षयति यो धर्मः स मद्भक्तिरूप एव वा। सत्त्वमेव कथं वर्धेत तत्राह— सात्त्विकानां पदार्थानामुपासया सेवया सत्त्वं वृद्धं भवतीत्यर्थः॥ २॥

મારી ભક્તિ દર્શાવે તે ધર્મ છે, અથવા તે ધર્મ મારી ભક્તિરૂપ જ છે. સત્ત્વગુણ જ કેવી રીતે વધે, તે કહે છે– સાત્ત્વિક પદાર્થોની **'उपासया'** સેવાથી સત્ત્વની વૃદ્ધિ થાય છે, એમ અર્થ છે. ॥ ૨ ॥

**धर्मो रजस्तमो हन्यात् सत्त्ववृद्धिरनुत्तमः।**
**आशु नश्यति तन्मूलो ह्यधर्म उभये हते॥ ३**

સત્ત્વગુણને કારણે જેની વૃદ્ધિ થાય છે, તેથી જેનાથી બીજો કોઈ શ્રેષ્ઠ ધર્મ નથી તેવો તે (ભક્તિરૂપ) ધર્મ રજોગુણ અને તમોગુણને હણે (છે) તથા તે બંનેનો નાશ થતાં તે બંનેના મૂળવાળો અધર્મ પણ તરત જ નાશ પામે છે. ॥ ૩ ॥

स च धर्मो रजस्तमश्च हन्यात्। कुतः। न विद्यते उत्तमो यस्मात्स सर्वोत्तमः। यतः सत्त्ववृद्धिः सत्त्वस्य वृद्धिर्यस्मिन्कारणे सः। अत एव तत्कार्यो धर्मप्रतिबन्धोऽपि नास्तीत्याह तस्मिन्नुभयस्मिन्हते तन्मूलः।

અને તે (ભક્તિરૂપ) ધર્મ રજસ્ અને તમસ્‌ને હણે (છે). શા માટે? જેનાથી બીજું કાંઈ ઉત્તમ નથી તે સર્વોત્તમ. જેને કારણે **'सत्त्ववृद्धिः'** સત્ત્વગુણની વૃદ્ધિ થાય તે ધર્મ. આથી જ ધર્મમાં વિઘ્ન કરનાર રજોગુણ અને તમોગુણના મૂળવાળો અધર્મ રહેતો નથી, એમ કહે છે. તે બંને નાશ પામતાં તેમના મૂળવાળો અધર્મ નાશ પામે છે.

ते रजस्तमसी रागद्वेषादिना प्रमादालस्यादिना च मूलं यस्य सः ॥ ३ ॥

રાગદ્વેષ વગેરે દ્વારા (રજસ્) અને પ્રમાદ, આળસ વગેરે દ્વારા (તમસ્) જેનું મૂળ કારણ બને છે, તે અધર્મ (નાશ પામે છે). ॥ ૩ ॥

सात्त्विकोपासया सत्त्वं वर्धत इत्युक्तं तानेव सत्त्ववृद्धिहेतून् दर्शयितुं सामान्यतो गुणत्रयवृद्धिहेतूनाह—

સાત્ત્વિક વસ્તુની ઉપાસનાથી સત્ત્વગુણ વધે છે, એમ કહેવામાં આવ્યું. સત્ત્વગુણની વૃદ્ધિનાં કારણો દર્શાવવા માટે સામાન્ય રીતે ત્રણે ગુણોની વૃદ્ધિનાં કારણો કહે છે—

**आगमोऽपः प्रजा देशः कालः कर्म च जन्म च।**
**ध्यानं मन्त्रोऽथ संस्कारो दशैते गुणहेतवः ॥ ४**

શાસ્ત્ર, જળ, પ્રજા, દેશ, કાળ, કર્મ, જન્મ, ધ્યાન, મંત્ર તથા સંસ્કાર– ગુણોની વૃદ્ધિનાં આ દસ કારણો છે. ॥ ૪ ॥

आगमः शास्त्रम्। अपः आपः। क्वचिदागमोऽर्थ इति पाठः। (प्रजा सत्पुत्रः। देशः कृष्णामृगसंचारः। कालो वसन्तादिः। कर्म वर्णाश्रमादिविहितम्। जन्म उभयकुलविशुद्धम्। ध्यानं देवताविषयम्। मन्त्रो गायत्र्यादिः। संस्कारो गर्भाधानादिः। एते दश त्रिगुणोत्पत्तिहेतवः।) ॥ ४ ॥

**'आगमः'** શાસ્ત્ર, **'अपः'** आपः જળ, ક્યાંક **आगमोऽपः** ને બદલે **आगमोऽर्थः** પાઠ મળે છે. (અર્થ એટલે નિવૃત્તિપરક તાત્પર્ય) (**'प्रजा'** સત્પુત્ર, **'देशः'** કૃષ્ણમૃગ ફરતો હોય તે દેશ, **'कालः'** વસંત વગેરે કાળ, **'कर्म'** વર્ણ અને આશ્રમ વગેરેમાં વિધાન કરવામાં આવેલું કર્મ, **'जन्म'** માતા-પિતા બંનેના કુળની શુદ્ધિ, **'ध्यान'** દેવતા જે ધ્યાનનો વિષય છે તે ધ્યાન, **'मन्त्रः'** ગાયત્રી વગેરે મંત્ર, **'संस्कारः'** ગર્ભાધાન વગેરે સંસ્કાર– આ દસ ત્રણ ગુણોની ઉત્પત્તિનાં કારણો છે.)* ॥ ૪ ॥

*(કૌંસમાં કરવામાં આવેલી વ્યાખ્યા શ્રીધરજી દ્વારા કરવામાં આવી નથી. છઠ્ઠા શ્લોકના વ્યાખ્યાનમાં તેમના દ્વારા આ શબ્દોનો અર્થ સ્પષ્ટ કરવામાં આવ્યો છે.)

एषु सात्त्विकादिनिर्णयमाह—

આ (ગુણવૃદ્ધિનાં કારણો)માં સાત્ત્વિક વગેરેનો નિર્ણય જણાવે છે—

**तत्तत् सात्त्विकमेवैषां यद् यद् वृद्धाः प्रचक्षते।**
**निन्दन्ति तामसं तत्तद् राजसं तदुपेक्षितम् ॥ ५**

આ ગુણવૃદ્ધિનાં કારણોમાં શાસ્ત્રજ્ઞાનીઓ જેની જેની પ્રશંસા કરે છે તે સાત્ત્વિક છે જેની જેની નિંદા કરે છે તે તે તામસિક છે અને જેની જેની ઉપેક્ષા કરે છે તે તે રાજસિક છે. ॥ ૫ ॥

एषामेव मध्ये यद्यद्वृद्धाः शास्त्रज्ञाः प्रचक्षते प्रशंसन्ति तत्तत्सात्त्विकम्। यच्च निन्दन्ति तत्तामसम्। यत्तु तैर्वृद्धैरुपेक्षितं न स्तुतं न च निन्दितं तद्राजसम् ॥ ५ ॥

આ ગુણવૃદ્ધિનાં કારણોમાં **'वृद्धाः'** શાસ્ત્રજ્ઞાનીઓ જેની જેની **'प्रचक्षते'** પ્રશંસા કરે છે, તે તે સાત્ત્વિક છે અને જેની નિંદા કરે છે, તે તામસિક છે, પરંતુ તે શાસ્ત્રજ્ઞાનીઓ દ્વારા જેની **'उपेक्षितः'** પ્રશંસા કે નિંદા કરવામાં નથી આવતી તે રાજસ છે.॥ ૫ ॥

**सात्त्विकान्येवेति।**

**सात्त्विकान्येव सेवेत पुमान् सत्त्वविवृद्धये।**
**ततो धर्मस्ततो ज्ञानं यावत् स्मृतिरपोहनम्॥ ६**

**'सात्त्विकानि एव' इति।**

સત્ત્વગુણની વૃદ્ધિ માટે મનુષ્યે સાત્ત્વિક વસ્તુઓનું જ સેવન કરવું જોઈએ. તે સત્ત્વગુણના સેવનથી ધર્મ પ્રાપ્ત થાય છે, તે ધર્મથી આત્મસાક્ષાત્કાર થાય છે તેમ જ સ્થૂળ અને સૂક્ષ્મ બંને દેહનાં કારણભૂત ગુણો દૂર થાય ત્યાં સુધીનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ॥ ૬ ॥

निवृत्तिशास्त्राण्येव सेवेत, न प्रवृत्तिपाखण्डशास्त्राणि। तीर्थाप एव, न गन्धोदकसुराद्याः। प्रजाजनाः निवृत्तान् जनान्, न प्रवृत्तदुराचारान्। विविक्तदेशं, न रथ्याद्यूतदेशान्। कालं ब्राह्ममुहूर्तादिकं ध्यानादौ, न प्रदोषनिशीथादीन्। कर्म च नित्यं, न काम्याभिचारादीनि। जन्म च वैष्णवशैवदीक्षालक्षणं, न शाक्तक्षुद्रदीक्षारूपम्। ध्यानं श्रीविष्णोः, न कामिनीविद्विषाम्। मन्त्रं प्रणवादिकं, न काम्यक्षुद्रान्। संस्कारमात्मनः शोधकं, न तु केवलं देहगृहादीनाम्।

(**'आगमः'**) નિવૃત્તિપરક શાસ્ત્રોનું સેવન કરવું જોઈએ, પ્રવૃત્તિમાર્ગનાં કે પાંખડી શાસ્ત્રોનું સેવન કરવું જોઈએ નહીં. **'तीर्थ-अपः'** મનુષ્ય તીર્થજળનું જ સેવન કરે, સુગંધિત જળ, મદિરા વગેરે નહીં. **'प्रजाजनाः'** પ્રજાજનો નિવૃત્તિપરાયણ જનોનો સંગ કરે, પ્રવૃત્તિપરાયણ દુરાચારીઓનો નહીં. **'विविक्तदेशम्'** એકાંતસ્થાનનું સેવન કરે, શેરીઓ કે જુગાર વગેરે સ્થાનોનું સેવન ન કરે. **'कालम्'** બ્રાહ્મમુહૂર્ત વગેરે સમયે ધ્યાન વગેરે કરે, પ્રદોષ (સાયંકાળ) કે મધ્યરાત્રિના સમયે નહીં. **'कर्म'** નિત્ય કર્મ, સંધ્યાવંદનાદિ સાત્ત્વિક કર્મ કરે, કામ્ય કર્મ કે અભિચાર વગેરે કર્મ કરે નહીં. **'जन्म'** વૈષ્ણવી કે શૈવ દીક્ષાના લક્ષણવાળો જન્મ સેવે, શાક્ત વગેરે ક્ષુદ્ર દીક્ષારૂપ જન્મ ન સેવે. **'ध्यानम्'** ધ્યાન શ્રીવિષ્ણુનું કરે, કામિની કે શત્રુ વગેરેનું નહીં. **'मन्त्रम्'** ઓમ્‌કાર વગેરે સાત્ત્વિક મંત્રનો જપ કરે, કામ્ય ક્ષુદ્ર મંત્રો નહીં. **'संस्कारम्'** ચિત્તશોધક સંસ્કારો કરે, કેવળ દેહ-ગેહ વિષયક સંસ્કાર નહીં.

ननु ज्ञानं महावाक्यश्रवणादेवोत्पद्यते, किं तत्र सत्त्ववृद्ध्या धर्मेण वाऽत आह—यावत्स्मृतिरात्मापारोक्ष्यम्। यावच्च देहद्वयतत्कारणभूतगुणापोहस्तावत्पर्यन्तं ज्ञानं भवतीत्यर्थः ॥ ६ ॥

શંકા કરવામાં આવી છે કે (**'तत्त्वमसि'** વગેરે) મહાવાક્યોના શ્રવણથી જ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તો તેમાં સત્ત્વવૃદ્ધિ કે ધર્મથી શું પ્રયોજન છે? આ માટે કહે છે– **'यावत् स्मृतिः।'** સત્ત્વબુદ્ધિથી આત્મસાક્ષાત્કાર થાય છે તથા સ્થૂળ અને સૂક્ષ્મ બંને દેહનાં કારણભૂત ગુણો દૂર થાય ત્યાં સુધીનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, એમ અર્થ છે. ॥ ૬ ॥

ननु गुणव्यतिकराज्जातो देहः कथं स्वाश्रयभूतान् गुणान्स्वत एवोत्पन्नया विद्ययाऽपोह्य स्वयमप्युपरमेत्तत्राह—

**वेणुसंघर्षजो वह्निर्दग्ध्वा शाम्यति तद्वनम्।**
**एवं गुणव्यत्ययजो देहः शाम्यति तत्क्रियः॥ ७**

वेणूनां संघर्षाज्जातोऽग्निर्यथा स्वत एवोत्पन्नाभिर्ज्वालाभिस्तद्वनं सर्वं दग्ध्वा पश्चात्स्वयं शाम्यति। एवं देहोऽपि तत्क्रिय- स्तस्याग्नेरिव क्रिया व्यापारो यस्य सः॥ ७॥

ननु नियतेन्द्रियतया सात्त्विकसेवाया- मियानस्ति पुरुषार्थस्तथापि राजसादीन्विषया- न्दुःखमिति जानन्तोऽपि कथं सेवन्त इति पृच्छति—**विदन्तीति**।

**उद्धव उवाच**

**विदन्ति मर्त्याः प्रायेण विषयान् पदमापदाम्।**
**तथापि भुंजते कृष्ण तत् कथं श्वखराजवत्॥ ८**

पदं स्थानम्। श्वानो यथा भर्त्स्यमाना अपि। खरा यथा पद्भ्यां ताड्यमाना अपि खरीमनुधावन्तः। अजा यथा निर्लज्जा हन्तुमानीता अपि। तद्वत्॥ ८॥

શંકા કરવામાં આવી છે કે ગુણોના વિકારોથી ઉત્પન્ન થયેલો દેહ પોતાના આશ્રયરૂપ ગુણોને પોતાનાથી જ થયેલા જ્ઞાન વડે દૂર કરીને પોતે પણ કેવી રીતે નાશ પામે? આ માટે ઉત્તર આપે છે–

વાંસના ઘર્ષણથી ઉત્પન્ન થયેલો અગ્નિ (પોતાનામાંથી જ ઉત્પન્ન થયેલી જ્વાળાઓ વડે) તે વાંસનું વન બાળી નાખી શાંત થઈ જાય છે, તેમ ગુણોના વિકારથી ઉત્પન્ન થયેલો દેહ પણ તે અગ્નિ જેવી ક્રિયાઓવાળો થઈને પોતાનાથી જ ઉત્પન્ન થયેલા જ્ઞાન વડે પોતાના જ કારણરૂપ ગુણોનો નાશ કરીને પોતે પણ નાશ પામે છે. ॥ ૭ ॥

વાંસના ઘર્ષણથી ઉત્પન્ન થયેલો અગ્નિ જેમ પોતાનામાંથી જ ઉત્પન્ન થયેલી જ્વાળાઓ દ્વારા તે આખા વનને બાળીને પછી પોતે શાંત થઈ જાય છે, એમ દેહ પણ, **'तत्क्रियः'** તે અગ્નિ જેવું **'क्रिया'** કાર્ય છે જેનું તે ॥ ૭ ॥

શંકા કરવામાં આવી છે કે સંયત ઈન્દ્રિયોને કારણે સાત્ત્વિક વસ્તુના સેવનમાં આત્મસાક્ષાત્કાર પર્યંત પુરુષાર્થ છે તેમ છતાં, રાજસ વગેરે વિષયો દુઃખરૂપ છે એમ જાણતા હોવા છતાં મનુષ્યો તેમને કેમ સેવે છે, એમ ઉદ્ધવજી પૂછે છે– **'विदन्ति इति।'**

**ઉદ્ધવજી બોલ્યા** – હે શ્રીકૃષ્ણ! મરણધર્મી મનુષ્યો જાણે છે કે વિષયો મહદંશે આપત્તિઓનું સ્થાન છે, તેમ છતાં પણ કૂતરા, ગધેડા અને બકરાની જેમ વિષયો કેમ ભોગવે છે? ॥ ૮ ॥

**'पदम्'** સ્થાન– તિરસ્કાર પામતા હોવા છતાં પણ કૂતરા (કૂતરીની પાછળ પડીને વિષય ભોગવે છે), ગધેડા જેમ પગથી લાતો ખાતા હોવા છતાં ગધેડીની પાછળ દોડે છે, બકરા કાપી નાખવા માટે લવાયા હોય તો પણ નિર્લજ્જ થઈને (બકરી પાછળ દોડે છે), તેમની જેમ (મનુષ્યો પણ વિષયો પાછળ દોડે છે). ॥ ૮ ॥

मिथ्याभिनिवेशेन भुञ्जत इति सहेतुकमाह—**अहमिति** त्रिभिः।

**श्रीभगवानुवाच**

**अहमित्यन्यथाबुद्धिः प्रमत्तस्य यथा हृदि।**
**उत्सर्पति रजो घोरं ततो वैकारिकं मनः॥ ९**

प्रमत्तस्य विवेकशून्यस्य देहादावहमिति मिथ्याबुद्धिर्हृदि यथावदुत्सर्पति ततोऽहंबुद्धेश्च वैकारिकं सत्त्वप्रधानमपि मनः प्रति घोरं दुःखात्मकं रज उत्सर्पति। मनो व्याप्नोतीत्यर्थः ॥ ९ ॥

**रजोयुक्तस्य मनसः संकल्पः सविकल्पकः।**
**ततः कामो गुणध्यानाद् दुःसहः स्याद्धि दुर्मतेः॥ ॥ १० ॥**

इदमेवमिदमेवं भोग्यमिति सविकल्पः संकल्पः स्यात्ततश्च अहो रूपमहो भाव इति गुणाभिध्यानादुर्धरः कामः स्यात्॥ १० ॥

**करोति कामवशगः कर्माण्यविजितेन्द्रियः।**
**दुःखोदर्काणि सम्पश्यन् रजोवेगविमोहितः॥ ११**

ततो विषयान् भोक्तुं कर्माणि करोति ॥ ११ ॥

एवं चेन्न कस्यापि दुःखनिवृत्तिः स्यादित्याशङ्क्याह—

મિથ્યા આસક્તિને કારણે મનુષ્ય વિષયો ભોગવે છે, એમ કારણસહિત ત્રણ શ્લોકોથી કહે છે— **‘अहम् इति।’**

**શ્રીભગવાન બોલ્યા** – અસાવધાન (વિવેકશૂન્ય) મનુષ્યના હૃદયમાં (દેહાદિ ઉપર) અહંબુદ્ધિ (હું દેહ છું, એવી બુદ્ધિ) વ્યાપેલી હોય છે, તેથી સત્ત્વગુણપ્રધાન મનમાં પણ ઘોર (દુઃખરૂપ) રજોગુણ વ્યાપે છે. ॥ ૯ ॥

અસાવધાન અર્થાત્ વિવેકશૂન્ય મનુષ્યના હૃદયમાં દેહાદિ ઉપર અહંતાનો મિથ્યાભાવ જેમ વ્યાપે છે તેમ, અહંબુદ્ધિને કારણે **‘वैकारिकम्’** સત્ત્વપ્રધાન મન હોવા છતાં પણ મનમાં **‘घोरम्’** દુઃખરૂપ રજોગુણ **‘उत्सर्पति’** વ્યાપે છે. મનમાં વ્યાપે છે, એમ અર્થ છે. ॥ ૯ ॥

રજોગુણયુક્ત દુર્મતિ (અવિવેકી)ના મનમાં (પ્રથમ, ‘આમ ભોગવવું જોઈએ.’ એવો) સવિશેષ સંકલ્પ થાય છે અને પછી (‘અહો! કેવું રૂપ, કેવું માધુર્ય!’ એમ) વિષયોના સતત ચિંતનથી તેને અસહ્ય વિષયાભિલાષ ઊપજે છે. ॥ ૧૦ ॥

‘આ આમ ભોગવવું જોઈએ અને આ તેમ ભોગવવું જોઈએ.’ એવો સવિશેષ સંકલ્પ થાય છે અને પછી ‘અહો! કેવું રૂપ, કેવું માધુર્ય!’ એમ વિષયોના સતત ચિંતનથી અસહ્ય વિષયાભિલાષ ઊપજે છે. ॥ ૧૦ ॥

વિષયાભિલાષને વશ થયેલો મનુષ્ય અજિતેન્દ્રિય બની રજોગુણના વેગથી અત્યંત મોહિત થઈને દુઃખરૂપ પરિણામો જોતો હોવા છતાં (વિષયો ભોગવવા માટે) કર્મો કરે છે. ॥ ૧૧ ॥

પછી વિષયોને ભોગવવા માટે કર્મો કરે છે. ॥ ૧૧ ॥

આમ, (રજોગુણથી અત્યંત મોહિત થવાથી કર્મનો ત્યાગ ન કરી શકવાથી) કોઈનું પણ દુઃખ દૂર થાય જ નહીં! એવી શંકા કરીને કહે છે—

**रजस्तमोभ्यां यदपि विद्वान् विक्षिप्तधीः पुनः।**
**अतन्द्रितो मनोयुंजन् दोषदृष्टिर्न सज्जते॥ १२**

વિવેકી મનુષ્ય (ક્યારેક) રજોગુણ અને તમોગુણથી મોહિત થયેલી બુદ્ધિવાળો થાય તો પણ પાછો સાવધાન રહી, મનને વશ કરતો, વિષયોમાં જેની દોષદૃષ્ટિ થઈ છે તેવો થઈને તેમાં આસક્ત થતો નથી. ॥ ૧૨ ॥

यदपि यद्यपि रजस्तमोभ्यां विक्षिप्तधी-र्मूढधीश्च तथापि विद्वान्विवेकी पुनर्मनो निरुन्धन्न सज्जते॥ १२॥

જો કદાચ રજોગુણ અને તમોગુણથી **'विक्षिप्तधीः'** મોહિત થયેલી બુદ્ધિવાળો થાય તો પણ **'विद्वान्'** વિવેકી મનુષ્ય વળી પાછો મનને વશ કરતો તેમાં આસક્ત થતો નથી. ॥ ૧૨ ॥

विषयदोषदृष्ट्यापि मनोनिरोधाशक्तौ सुखं तन्निरोधोपायमाह—**अप्रमत्त इति**।

વિષયો પ્રત્યે દોષદૃષ્ટિ કરવા છતાં પણ જો મનનું નિયંત્રણ કરવાની શક્તિ ન હોય, તો મનનું નિયંત્રણ કરવાનો સરળ ઉપાય જણાવે છે— **'अप्रमत्तः इति।'**

**अप्रमत्तोऽनुयुंजीत मनो मय्यर्पयन् शनैः।**
**अनिर्विण्णो यथाकालं जितश्वासो जितासनः॥ १३**

પ્રમાદરહિત અને આળસરહિત થઈને સમયાનુસાર (પ્રાતઃ, મધ્યાહ્ન અને સંધ્યાકાળે) આસન અને શ્વાસ ઉપર પ્રભુત્વ મેળવીને ધીમે ધીમે મનને (પરમાનંદસ્વરૂપ) મારામાં સ્થાપી એકાગ્ર કરવું. ॥ ૧૩ ॥

अनिर्विण्णोऽनलसः। यथाकालं त्रिषवणम्। मयि परमानन्दरूपेऽर्पयन्समादध्यात्॥ १३॥

**'अनिर्विण्णः'** કંટાળ્યા વિના આળસરહિત થઈને, **'यथाकालम्'** ત્રણ સંધ્યાના (સવનના)* સમયે **'मयि'** પરમાનંદસ્વરૂપ મારામાં મન સ્થાપીને એકાગ્ર કરે. ॥ ૧૩ ॥

विषयैः संग्रथितस्य मनसस्तद्वि-योगेनेश्वरनिष्ठत्वमसंभावितं मन्यमानं प्रति तन्निरूपणायेतिहासमुपक्षिपति—**एतावानिति**।

વિષયો સાથે સારી રીતે ગંઠાઈ ગયેલા મનને, તે વિષયોના વિયોગને કારણે ઈશ્વરમાં સ્થાપવું અસંભવ છે, એમ માનતા મનુષ્યની ઈશ્વરનિષ્ઠાને સમ્પન્ન કરવા માટે એક ઈતિહાસનો આરંભ કરે છે— **'एतावान् इति।'**

**एतावान् योग आदिष्टो मच्छिष्यैः सनकादिभिः।**
**सर्वतो मन आकृष्य मय्यद्धावेश्यते यथा॥**
**॥ १४॥**

મારા શિષ્યો સનકાદિ દ્વારા આટલો જ યોગ દર્શાવવામાં આવ્યો છે કે સર્વ વિષયોમાંથી મનને ખેંચીને સાક્ષાત્ મારામાં જ યથાવત્ સ્થિર કરવું. ॥ ૧૪ ॥

यथा यथावन्मय्यावेश्यते एतावानित्यर्थः ॥ १४॥

(મનને) **'यथा'** યથાવત્ **'मयि'** મારામાં (મનને) સ્થિર કરવું, આટલો જ (યોગ), એમ અર્થ છે.॥ ૧૪ ॥

* (સવનનો સમય = સોમરસ કાઢવાનો સમય)

मच्छिष्यैरित्युक्ते तेषामतिज्यायसामनेन रूपेण निरूपणासंभवात्पृच्छति—**यदेति**।

'મારા શિષ્યો સનકાદિ ઋષિઓ દ્વારા' (શ્લોક-૧૪) એમ કહેવામાં તો તે સનત્કુમારો અતિ વૃદ્ધ થઈ ગયા હોય, તો આ શ્રીકૃષ્ણના (યુવાન)રૂપે ઉપદેશ કરવો અસંભવ હોવાથી ઉદ્ધવજી પૂછે છે— **'यदा इति।'**

उद्धव उवाच

**यदा त्वं सनकादिभ्यो येन रूपेण केशव।**
**योगमादिष्टवानेतद् रूपमिच्छामि वेदितुम्॥ १५**

**ઉદ્ધવજી બોલ્યા** – હે કેશવ! જે કાળે અને જે રૂપે આપે સનકાદિ ઋષિઓને યોગનો ઉપદેશ કર્યો, તે કાળ અને તે રૂપ હું જાણવા ઈચ્છું છું. ॥ ૧૫ ॥

तं कालं तदेतद्रूपं च वेदितुमिच्छामि तत्कथयेति॥ १५॥

તે કાળ અને તે રૂપ હું જાણવા ઈચ્છું છું, તે કહો.॥ ૧૫ ॥

श्रीभगवानुवाच

**पुत्रा हिरण्यगर्भस्य मानसाः सनकादयः।**
**पप्रच्छुः पितरं सूक्ष्मां योगस्यैकान्तिकीं गतिम्॥ १६**

**શ્રીભગવાન બોલ્યા** – બ્રહ્માજીના માનસ પુત્રો સનકાદિ મુનિઓએ પિતા બ્રહ્માજીને યોગની પરાકાષ્ઠારૂપ દુર્જ્ઞેય ગતિ વિષે પૂછ્યું. ॥ ૧૬ ॥

मानसाः पुत्राः। सूक्ष्मां दुर्ज्ञेयाम्। ऐकान्तिकीं गतिं परां काष्ठाम्॥ १६॥

માનસ પુત્રો સનકાદિ મુનિઓએ યોગીની **'सूक्ष्माम्'** દુર્જ્ઞેય **'ऐकान्तिकीम्'** પરાકાષ્ઠારૂપ ગતિ વિષે ॥ ૧૬ ॥

तदेवाह—**गुणेष्विति**।

તે (યોગની ગતિને) જ વર્ણવે છે— **'गुणेषु इति।'**

सनकादय ऊचुः

**गुणेष्वाविशते चेतो गुणाश्चेतसि च प्रभो।**
**कथमन्योन्यसंत्यागो मुमुक्षोरतितितीर्षोः॥ १७**

**સનકાદિ મુનિઓ બોલ્યા** – મન વિષયોમાં પ્રવેશે છે અને વિષયો મનમાં પ્રવેશે છે. (આથી) હે પ્રભુ, વિષયોને ઓળંગી જવા ઈચ્છતા મુમુક્ષુનો (વિષયો તથા મનનો) પરસ્પરનો વિભાગ કેવી રીતે થાય? ॥ ૧૭ ॥

विषयेषु स्वभावतो रागादिवशाच्चेतः प्रविशति। ते चानुभूता विषया वासनारूपेण चेतसि प्रविशन्ति। अतितितीर्षोर्विषयानतिक्रमितुमिच्छोः॥ १७॥

મન સ્વાભાવિકપણે જ રાગાદિને વશ હોવાથી વિષયોમાં જાય છે. તે અનુભવેલા વિષયો વાસનારૂપે મનમાં પ્રવેશે છે. **'अतितितीर्षोः'** વિષયોને ઓળંગી જવા ઈચ્છતા મુમુક્ષુનો ॥ ૧૭ ॥

श्रीभगवानुवाच

**एवं पृष्टो महादेवः स्वयंभूर्भूतभावनः।**
**ध्यायमानः प्रश्नबीजं नाभ्यपद्यत कर्मधीः॥ १८**

**શ્રીભગવાન બોલ્યા** – આ પ્રમાણે જેમને પૂછવામાં આવ્યું તે પ્રાણીઓના સર્જનહાર, મહાન દેવ, સ્વયંભૂ બ્રહ્માજી વિચાર કરતા હોવા છતાં કર્મોથી વ્યગ્ર બુદ્ધિવાળા હોવાથી પ્રશ્નનું મૂળ કારણ જાણી શક્યા નહીં. ॥ ૧૮ ॥

एवमिति। महान्देवोऽपि स्वयंभूरपि भूतानां स्रष्टापि ध्यायमानो विचारयन्नपि प्रश्नस्य बीजं यदज्ञानादयं प्रश्नस्तन्नाविन्दत्। यतः कर्मविक्षिप्तधीः॥ १८॥

**'एवम् इति।'** મહાન દેવ હોવા છતાં, સ્વયંભૂ હોવા છતાં, પ્રાણીઓના સર્જનહાર હોવા છતાં, **'ध्यायमानः'** વિચાર કરતા હોવા છતાં પ્રશ્નના **'बीजम्'** અન્યોન્ય (વિષયો તથા મન)ના ત્યાગરૂપ જે અજ્ઞાનથી આ પ્રશ્ન થયો છે, તે જાણી શક્યા નહીં, કારણ કે કર્મોને કારણે વ્યગ્ર બુદ્ધિવાળા હતા.॥ ૧૮ ॥

**स मामचिन्तयद् देवः प्रश्नपारतितीर्षया।**
**तस्याहं हंसरूपेण सकाशमगमं तदा॥ १९**

જ્યારે તે દેવ બ્રહ્માજીએ પ્રશ્નનો ઉત્તર જાણવાની ઈચ્છાથી મારું ચિંતન કર્યું, ત્યારે હું હંસરૂપે તેમની પાસે ગયો. ॥ ૧૯ ॥

प्रश्नस्य पारमुत्तरमभिप्रायो वा तस्य तितीर्षया जिज्ञासया। हंसरूपेणेति। यथा हंसो नीरं क्षीरं च पृथक्कर्तुं शक्त एवमहं गुणांश्चेत-श्चेति द्योतयितुं हंसरूपेण गतोऽस्मीति॥ १९॥

પ્રશ્નનો **'पारम्'** ઉત્તર કે અભિપ્રાય **'तितीर्षया'** જાણવાની ઈચ્છાથી– **'हंसरूपेण इति।'** જેમ હંસ દૂધ અને પાણી અલગ કરવા સમર્થ હોય છે તેમ હું વિષયો અને મનને અલગ કરવા સમર્થ છું, એમ જણાવવા માટે હું હંસરૂપે ગયો હતો.॥ ૧૯ ॥

**दृष्ट्वा मां त उपव्रज्य कृत्वा पादाभिवन्दनम्।**
**ब्रह्माणमग्रतः कृत्वा पप्रच्छुः को भवानिति॥ २०**

॥ २०॥

મને જોઈને સનકાદિ મુનિઓ બ્રહ્માજીને આગળ કરી મારી પાસે આવીને ચરણમાં વંદન કરીને પૂછવા લાગ્યાઃ 'આપ કોણ છો?'॥ ૨૦ ॥ ૨૦ ॥

**इत्यहं मुनिभिः पृष्टस्तत्त्वजिज्ञासुभिस्तदा।**
**यदवोचमहं तेभ्यस्तदुद्धव निबोध मे॥ २१**

આ પ્રમાણે મુનિઓ દ્વારા મને પૂછવામાં આવ્યું ત્યારે તેઓને મેં જે કહ્યું, તે હે ઉદ્ધવ! તમે મારી પાસેથી સાંભળો. ॥ ૨૧ ॥

इत्यहं मुनिभिः पृष्ट इति पृथग्वाक्यम्। यदवोचमिति च पृथक्। अतोऽस्मच्छब्दा-वृत्तिरदोषः। तेभ्यो यदवोचं तन्मे वचनं निबोध॥ २१॥

'આ પ્રમાણે મુનિઓ દ્વારા મને પૂછવામાં આવ્યું,' એ જુદું વાક્ય છે અને 'મેં જે કહ્યું,' એ પણ જુદું છે. આથી **अस्मत् (अहम्)** શબ્દ બે વાર આવે છે તે દોષ નથી. તેઓને જે કહ્યું તે વચન મારી પાસેથી સાંભળો. ॥ ૨૧ ॥

देहादिविविक्तात्मज्ञाने सति तन्निष्ठस्य रागाद्यसंभवात्स्वयमेव विषयचेतसोर्विश्लेषो भवतीति वक्तुं प्रश्नखण्डनमिषेणैव तावदात्मा-नात्मविवेकमाह—**वस्तुन इति** त्रिभिः।

દેહાદિથી આત્મા જુદો છે, એમ જ્ઞાન થતાં તેમાં (આત્મજ્ઞાનમાં) સ્થિત થયેલા મનુષ્યને રાગાદિ ઉત્પન્ન થતા નથી, તેથી વિષય અને મન એની મેળે જ જુદાં થઈ જાય છે, એમ કહેવા માટે ('આપ કોણ છો?'– એ) પ્રશ્નના ખંડનના બહાને જ આત્મા-અનાત્માનો વિવેક ત્રણ શ્લોકોથી જણાવે છે— **'वस्तुनः इति।'**

**वस्तुनो यद्यनानात्वमात्मनः प्रश्न ईदृशः ।**
**कथं घटेत वो विप्रा वक्तुर्वा मे क आश्रयः ॥ २२**

હે વિપ્રો, (તમારો આ પ્રશ્ન આત્મવિષયક છે? કે આત્માની ઉપાધિરૂપ ભૂતસમુદાયવિષયક છે?) જો આ પ્રશ્ન આત્મવિષયક હોય, તો પરમાર્થતત્ત્વની અનેકતા નથી. (તમારા દ્વારા કરાયેલો પ્રશ્ન અનેકમાંથી એકનો નિશ્ચય કરવારૂપ છે. વળી, આત્મા જાતિ, ગુણ વગેરે વિશેષતાવાળો નથી, તેથી) આવો પ્રશ્ન કેવી રીતે સુસંગત હોય? ઉત્તર આપનાર મારે માટે કઈ જાતિ કે ગુણનો આશ્રય છે? (મારે કઈ જાતિ કે ગુણનો આશ્રય લઈ ઉત્તર આપવો?) ॥ ૨૨ ॥

किमात्मनोऽयं प्रश्नस्तदुपाधेर्भूतसङ्घस्य वा। यद्यात्मनस्तर्हि तस्य वस्तुनः परमार्थरूपस्यानानात्वे सति हे विप्राः, वो युष्माभिः कृतः प्रश्न ईदृशो बहुषु निर्धारणरूपः कथं घटेत। वक्तुरुत्तरदातुर्वा मे मम क आश्रयः। अविशेषे आत्मनि कं जातिगुणादिविशेषमाश्रित्योत्तरं वक्ष्यामीत्यर्थः ॥ २२ ॥

શું આ પ્રશ્ન આત્મવિષયક છે? કે તેની (આત્માની) ઉપાધિરૂપ ભૂતસમુદાયવિષયક છે? જો આ પ્રશ્ન આત્મવિષયક હોય તો તે **'वस्तुनः'** પરમાર્થતત્ત્વની અનેકતા નથી (એકત્વ છે), ત્યારે હે વિપ્રો, **'वः'** તમારા દ્વારા કરવામાં આવેલો આ પ્રકારનો અનેકમાંથી કોઈ એકનો નિશ્ચય કરવારૂપ પ્રશ્ન કેવી રીતે સુસંગત હોય? **'वक्तुः'** વક્તા કે ઉત્તર આપનાર **'मे'** મારે કોનો આશ્રય કરવો? આત્મા જ્યારે જાતિ કે ગુણ વગેરે વિશેષતાવાળો નથી, ત્યારે જાતિ, ગુણ વગેરે કઈ વિશેષતાઓનો આશ્રય કરીને હું ઉત્તર આપું? એમ અર્થ છે. ॥ ૨૨ ॥

**पंचात्मकेषु भूतेषु समानेषु च वस्तुतः ।**
**को भवानिति वः प्रश्नो वाचारम्भो ह्यनर्थकः ॥ २३**

(દેવ, મનુષ્ય વગેરે સર્વ) શરીરો જ્યારે પંચમહાભૂતમય છે આથી સમાન છે અને વસ્તુતઃ (તે દરેકનું પરમ કારણ બ્રહ્મરૂપે) સમાન છે, ત્યારે 'આપ કોણ છો?' એ પ્રશ્ન વાણીના વ્યવહારરૂપ જ છે. ॥ ૨૩ ॥

भूतसङ्घविषयत्वेऽप्ययं वः प्रश्नो वाचारम्भो वाङ्मात्रेणारब्धः। यतोऽनर्थकः। कुतः। भूतेषु देवमनुष्यादिदेहेषु पञ्चभूतात्मकेष्वतः समानेष्वभिन्नेषु पुनश्च वस्तुतः परमकारणात्मना अभिन्नेषु। 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्' इति श्रुतेः ॥ २३ ॥

ભૂતસમુદાયવિષયક હોય તો પણ તમારો આ પ્રશ્ન **'वाचारम्भः'** કેવળ વાણીના વ્યવહારરૂપ છે, આથી નિરર્થક છે. શા માટે? **'भूतेषु'** દેવ, મનુષ્ય વગેરે શરીરો જ્યારે પંચભૂતમય છે, આથી સમાન છે અને વળી, અભિન્ન છે, **'वस्तुतः'** પરમ કારણ બ્રહ્મરૂપે અભિન્ન છે, ત્યારે '(ઘડા, કોડિયાં વગેરે) નામરૂપ વિકારો માત્ર વાણીનો વ્યવહાર જ છે, તેઓનું મૂળ કારણ માટી જ સત્ય છે.' (છાં.ઉપ.૬/૧૪) ॥ ૨૩ ॥

तत्र पञ्चात्मकत्वं प्रत्यक्षादिसिद्धमेवेति परमकारणाभेदमेवोपपादयति—**मनसेति**।

તેમાં શરીર પંચમહાભૂતરૂપ છે, એ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સિદ્ધ જ છે, આથી પરમ કારણ બ્રહ્મરૂપે અભિન્ન હોવાની વાત સિદ્ધ કરે છે— **'मनसा इति।'**

**मनसा वचसा दृष्ट्या गृह्यतेऽन्यैरपीन्द्रियैः।**
**अहमेव न मत्तोऽन्यदिति बुध्यध्वमञ्जसा॥ २४**

મન, વચન, દૃષ્ટિ તથા બીજી ઇન્દ્રિયો દ્વારા જે કંઈ ગ્રહણ કરવામાં આવે છે, તે સર્વ હું જ છું, મારાથી જુદું કંઈ નથી, એમ તમે તત્ત્વવિચારથી જાણો. ॥ ૨૪ ॥

मन आदिभिर्यद्गृह्यते तत्तदहमेवेत्यर्थः। अञ्जसा तत्त्वविचारेण। एतेनैव सर्वात्मकोऽह-मित्यञ्जसाप्युत्तरमुक्तं भवति॥ २४॥

મન વગેરે દ્વારા જે કાંઈ ગ્રહણ કરવામાં આવે છે તે તે હું જ છું, એમ અર્થ છે. **'अञ्जसा'** તત્ત્વવિચારથી– (**एतेनैव** પરમ કારણરૂપ બ્રહ્મ સાથે અભિન્નતા સિદ્ધ કરવા દ્વારા) 'હું સર્વસ્વરૂપ છું,' એમ તત્ત્વવિચારથી ઉત્તર આપી દેવામાં આવ્યો. ॥ ૨૪ ॥

एवं प्रश्नखण्डनमिषेणैवात्मस्वरूपं सामान्यतो निरूप्य ब्रह्मणोऽपि दुष्परिहरं यत्पृष्टं तत्रोत्तरमाह—**गुणेष्वित्यादिना** यावद-ध्यायसमाप्ति।

આમ, પ્રશ્નના ખંડન દ્વારા જ આત્મસ્વરૂપને સામાન્ય વર્ણવીને બ્રહ્માજીને પણ અજ્ઞાત એવો જે પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો, તેનો ઉત્તર અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી (ભગવાન) આપે છે— **'गुणेषु इति।'** વગેરે દ્વારા

**गुणेष्वाविशते चेतो गुणाश्चेतसि च प्रजाः।**
**जीवस्य देह उभयं गुणाश्चेतो मदात्मनः॥ २५**

હે પુત્રો! મન વિષયોમાં અને વિષયો મનમાં પેસે છે, એમ વિષયો અને મન બંને પરસ્પર ગૂંથાઈને (બ્રહ્મ એવા) મારા સ્વરૂપ જીવને દેહ (ઉપાધિ તરીકે અધ્યાસરૂપ થાય છે, પણ) તે પોતાનું સ્વરૂપ નથી. ॥ ૨૫ ॥

अयमभिप्रायः—

यदि कर्तृत्वभोक्तृत्वादिरूपतया विषयैः संग्रथितं चित्तं बुद्ध्यादिशब्दवाच्यमेव जीवस्य स्वरूपं भवेत्ततस्तद्वियोगो न घटेत। तस्य तु स्वरूपमहं ब्रह्मैव। चित्ताध्यासेन तु तत्स्वभावतया विषयैः संग्रथितम्। अतः स्वस्य ब्रह्मत्वभावनया विषयाणां च मिथ्यात्वानु-

આ પ્રમાણે અભિપ્રાય છે–

જો કર્તાપણું, ભોક્તાપણું વગેરે રૂપે વિષયો સાથે ગૂંથાયેલું, બુદ્ધિ વગેરે શબ્દથી કહેવાતું ચિત્ત જ જીવનું સ્વરૂપ હોય, તો તેનો વિયોગ સંભવે નહીં. તે જીવનું સ્વરૂપ 'હું બ્રહ્મ છું.'– એવું જ છે, પરંતુ ચિત્તના અધ્યાસથી જીવના (સંસ્કારને કારણે) સ્વભાવવશ વિષયો સાથે ગૂંથાયેલું છે. આથી પોતાની બ્રહ્મસ્વરૂપ ભાવનાથી અને વિષયોના

संधानेन सर्वतो निर्विद्य भगवन्तं भजतो भवत्येव परिपूर्णस्वरूपावस्थानमिति। हे प्रजाः पुत्रकाः, सत्यं गुणेषु चेत आविशति गुणाश्च चेतसि एवं गुणाश्चेतश्चोभयं ग्रथितं मदात्मनो ब्रह्मरूपस्य जीवस्य देहोऽध्यस्त उपाधिर्न तु स्वरूपम्॥ २५॥

**गुणेषु चाविशच्चित्तमभीक्ष्णं गुणसेवया।**
**गुणाश्च चित्तप्रभवा मद्रूप उभयं त्यजेत्॥ २६**

तस्मादभीक्ष्णं पुनःपुनर्गुणसेवया तत्संस्कारेण गुणेष्वाविशच्चित्तं ते च पुनर्वासनारूपेण चित्ते प्रकर्षेण भवन्तीति तथा ते गुणाश्चेतश्च। एवं यदुभयं तन्मद्रूपः संस्त्यजेत्॥ २६॥

ननु जाग्रदाद्यवस्थावतः कुतः कूटस्थत्वरूपता तत्राह—

**जाग्रत् स्वप्नः सुषुप्तं च गुणतो बुद्धिवृत्तयः।**
**तासां विलक्षणो जीवः साक्षित्वेन विनिश्चितः॥**
**॥ २७॥**

जाग्रज्जागरः स्वप्नः सुषुप्तं चेति बुद्धेरेता वृत्तयो न तु जीवस्य, ताश्च न स्वाभाविक्यः, किंतु—

'सत्त्वाज्जागरणं विद्याद्रजसा स्वप्नमादिशेत्।
प्रस्वापं तमसा जन्तोस्तुरीयं त्रिषु संततम्॥'

મિથ્યા અનુસંધાનથી સર્વ તરફથી વિરક્ત થઈને ભજતા મનુષ્યની પરિપૂર્ણ એવા સ્વસ્વરૂપમાં જ સ્થિતિ થાય છે. હે **'प्रजाः'** પુત્રો, ગુણોમાં ચિત્ત પ્રવેશે છે અને ગુણો ચિત્તમાં પ્રવેશે છે, એ સત્ય છે અને પરસ્પર ગૂંથાયેલા છે, પરંતુ **'मत्-आत्मनः'** બ્રહ્મ એવા મારા સ્વરૂપ જીવને દેહ ઉપાધિ તરીકે અધ્યાસરૂપ થાય છે, તે એનું પોતાનું સ્વરૂપ નથી. ॥ ૨૫ ॥

વારંવાર વિષયો સેવવાથી વિષયોમાં પ્રવેશેલા મનને અને (વાસનારૂપે) મનમાં વધતા વિષયોને મારાથી અભિન્નસ્વરૂપ થઈને (દૃઢ બ્રહ્માકારવૃત્તિથી) તજવાં જોઈએ. ॥ ૨૬ ॥

તેથી **'अभीक्ष्णम्'** વારંવાર વિષયો સેવવાથી તેના સંસ્કારને લીધે વિષયોમાં પ્રવેશેલા મનને તથા વળી પાછા વાસનારૂપે ચિત્તમાં વધતા તે વિષયોને– આમ, **'उभयम्'** જે બંને છે, તેમને મારાથી અભિન્નસ્વરૂપ થઈને તજવાં જોઈએ. ॥ ૨૬ ॥

શંકા કરવામાં આવી છે કે જાગ્રત વગેરે અવસ્થાવાળો જીવ નિર્વિકાર કેવી રીતે હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે—

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ– આ ત્રણે અવસ્થાઓ બુદ્ધિની વૃત્તિઓ છે અને તે પણ સ્વાભાવિક નથી, પરંતુ સત્ત્વાદિ ગુણોથી થનારી છે. જીવ તો એ ત્રણે અવસ્થાઓથી રહિત હોઈ, તે ત્રણેયના સાક્ષી તરીકે નિશ્ચિત કરવામાં આવ્યો છે. ॥ ૨૭ ॥

**'जाग्रत्'** જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ– આ બુદ્ધિની વૃત્તિઓ છે, પણ જીવની નથી અને તે સ્વાભાવિક પણ નથી, પરંતુ 'જાગ્રતાવસ્થા સત્ત્વગુણમાંથી, સ્વપ્નાવસ્થા રજોગુણમાંથી અને ગાઢ નિદ્રા તમોગુણમાંથી ઉદ્ભવે છે. જીવની શુદ્ધ ચેતનારૂપ

इति। वक्ष्यमाणक्रमेण गुणत एव। जीवस्तु विलक्षणस्तदवस्थारहित एव विनिश्चितः। कुतः। तासां साक्षित्वेन॥ २७॥

ચોથી અવસ્થા ત્રણેયથી ભિન્ન અને ત્રણેયમાં વ્યાપેલી છે.' (શ્રીમદ્ ભા.૧૧/૨૫/૨૫) એમ કહેવામાં આવનાર ક્રમથી, તે અવસ્થાઓ સત્ત્વાદિ ગુણોને કારણે જ છે. જીવ તો તે અવસ્થાઓથી રહિત વિલક્ષણરૂપે જ નિશ્ચિત કરવામાં આવ્યો છે. શા માટે? કારણ કે જીવ તે અવસ્થાઓનો સાક્ષી છે. ॥ ૨૭ ॥

ननु तर्हि कथमहं जागर्मीत्यादिप्रतीतिस्तत्राह—

(જો હું સાક્ષી હોઉં) તો હું જાગ્રત છું વગેરે પ્રતીતિ કેમ થાય છે? તે પ્રતીતિ માટે કહે છે—

**यर्हि संसृतिबन्धोऽयमात्मनो गुणवृत्तिदः।**
**मयि तुर्ये स्थितो जह्यात् त्यागस्तद् गुणचेतसाम्॥ २८**

જે કારણે આત્માને બુદ્ધિથી થતું આ બંધન જાગ્રત વગેરે અવસ્થાઓ આપનારું છે, તેથી (ત્રણે અવસ્થાઓથી મુક્ત એવી) ચોથી અવસ્થારૂપ મારા સ્વરૂપમાં સ્થિત થઈને બુદ્ધિરૂપ બંધનનો ત્યાગ કરવો જોઈએ, જેથી વિષયો અને મનનો પરસ્પર ત્યાગ થઈ જશે. ॥ ૨૮ ॥

यर्हि यस्मात्सम्यक् सृतिः सरणमनयेति संसृतिर्बुद्धिस्तया बन्धोऽयमात्मनो गुणवृत्तीर्ददाति। तस्मान्मयि तुर्ये स्थितः सन्निमं संसृतिबन्धं जह्यात्। तत्तदा गुणचेतसां गुणानां चेतसश्चान्योन्यं त्यागो भवति॥ २८॥

**'यर्हि'** જે કારણે આનાથી સારી રીતે **'सृतिः'** સરકી શકાય છે, તે **'संसृतिः'** બુદ્ધિ, તેનાથી— આત્માને બુદ્ધિથી થતું આ બંધન (**'गुणवृत्तिदः' जाग्रदाद्यवस्थाः ददाति**- વંશીધરી) જાગ્રત વગેરે અવસ્થાઓ આપનારું છે, તેથી તુરીય અવસ્થારૂપ મારામાં સ્થિત થઈને આ બુદ્ધિરૂપ બંધનનો ત્યાગ કરવો જોઈએ. **'तत्'** ત્યારે **'गुणचेतसाम्'** વિષયોનો અને મનનો પરસ્પર ત્યાગ થાય છે. ॥ ૨૮ ॥

कथं संसृत्या बन्धः कथं च तं जह्यात्तदाह—

બુદ્ધિથી બંધન કેવી રીતે થાય છે અને તેનો ત્યાગ કેવી રીતે કરવો જોઈએ, તે કહે છે—

**अहंकारकृतं बन्धमात्मनोऽर्थविपर्ययम्।**
**विद्वान् निर्विद्य संसारचिन्तां तुर्ये स्थितस्त्यजेत्॥ २९**

(દેહાદિમાં હું છું, એવા) અહંકારથી કરાયેલું બંધન આત્માના (આનંદાદિ સ્વરૂપને ઢાંકી દેનારું હોવાથી) અનર્થના કારણરૂપ છે, એમ જાણનારે (આ સર્વ દુ:ખમય છે, એમ જાણીને વિષયોથી) વિરક્ત થઈને તુરીય અવસ્થા(રૂપ મારા સ્વરૂપ)માં સ્થિત થઈને સંસાર(ના કારણરૂપ દેહાદિ પરના અભિમાનનો અને તેથી કરાયેલી ભોગ)ચિન્તાનો ત્યાગ કરવો જોઈએ. ॥ ૨૯ ॥

अहंकारेण कृतं बन्धमात्मनोऽर्थविपर्यय-मानन्दाद्यावरणेनानर्थहेतुं विद्वान् जानन्सन्निर्विद्य दुःखमेतदिति ज्ञात्वा तुर्ये स्थितो भूत्वा संसारचिन्तां संसारोऽबुद्धिस्तस्मिंश्चिन्तामभिमानं तत्कृतां भोगचिन्तां च त्यजेदिति॥ २९॥

અહંકારથી કરાયેલું બંધન આત્માના **'अर्थविपर्ययम्'** આનંદાદિ (સચ્ચિદાનંદ) સ્વરૂપને ઢાંકી દેનારું હોવાથી અનર્થના કારણરૂપ– વિપરીત ફળ આપનારું છે, એમ **'विद्वान्'** જાણતા મનુષ્યે (વિષયોથી) વિરક્ત થઈને તુરીય અવસ્થામાં સ્થિત થઈને **'संसारचिन्ताम्'** સંસાર એટલે અબુદ્ધિ, તે વિષે ચિંતા, અભિમાન, તેનાથી કરાતી ભોગચિંતાનો ત્યાગ કરવો જોઈએ. ॥ ૨૯ ॥

यावदेव न त्यजेत्तावत्तस्य कर्म ज्ञानादि सर्वं व्यर्थमित्याह—**यावदिति**।

જ્યાં સુધી ભેદબુદ્ધિ તજવામાં ન આવે ત્યાં સુધી તે (મનુષ્ય)નાં કર્મ, જ્ઞાન વગેરે સર્વ વ્યર્થ છે, એમ કહે છે– **'यावत् इति।'**

**यावन्नानार्थधीः पुंसो न निवर्तेत युक्तिभिः।**
**जागर्त्यपि स्वपन्नज्ञः स्वप्ने जागरणं यथा॥ ३०**

જ્યાં સુધી મનુષ્યની ભિન્ન ભિન્ન પદાર્થોમાં સત્યત્વબુદ્ધિ (શ્રીગુરુએ ઉપદેશેલી શાસ્ત્રાભ્યાસજન્ય) યુક્તિઓ દ્વારા દૂર થતી નથી, ત્યાં સુધી આત્મજ્ઞાનશૂન્ય એવો તે જાગતો હોવા છતાં પણ સ્વપ્નો જોતો હોય તેવો છે, જેમ સ્વપ્નાવસ્થામાં જાગવું સત્ય નથી તેમ! ॥ ૩૦ ॥

यद्यपि जागर्ति कर्मादिषु तथापि स्वपन्स्वप्नान्पश्यन्निव भवति। यतोऽज्ञः असम्यग्दर्शी। अज्ञजागरस्य स्वप्नत्वे दृष्टान्तः—स्वप्न इति॥ ३०॥

જો કે કર્મ વગેરે વ્યવહારમાં તે જાગે છે, તેમ છતાં **'स्वपन्'** સૂતેલો મનુષ્ય સ્વપ્નો જોતો હોય તેવો છે, કારણ કે **'अज्ञः'** આત્મજ્ઞાનશૂન્ય છે. અજ્ઞાનીનું જાગરણ એ સ્વપ્ન જ છે, તે વિષે દૃષ્ટાંત– **'स्वप्ने इति।'** ॥ ૩૦ ॥

ननु कथं वेदप्रमितवर्णाश्रमकर्मादि-नानाधीर्निवर्तेत तत्राह—**असत्त्वादिति**।

શંકા કરવામાં આવી છે કે વેદ દ્વારા જણાવાયેલી વર્ણાશ્રમકર્મ વગેરેની ભેદબુદ્ધિ કેવી રીતે દૂર થાય? તે માટે ઉત્તર આપે છે– **'असत्त्वात् इति।'**

**असत्त्वादात्मनोऽन्येषां भावानां तत्कृता भिदा।**
**गतयो हेतवश्चास्य मृषा स्वप्नदृशो यथा॥ ३१**

દેહાદિ પદાર્થોનું મિથ્યાત્વ હોવાથી તે દેહાદિને કારણે કરાયેલા (વર્ણાશ્રમ વગેરે) ભેદો, (સ્વર્ગાદિફળરૂપ) ગતિઓ તથા કર્મો આ આત્માને માટે મિથ્યા છે, જેમ સ્વપ્ન જોતા મનુષ્યને (સ્વપ્નમાં દેખાતા સર્વ ભેદો, ગતિઓ અને કર્મો જાગ્રત્ અવસ્થામાં) મિથ્યા જણાય છે તેમ!॥ ૩૧ ॥

भावानां देहादीनाम् तत्कृता भिदा वर्णाश्रमादिरूपा। गतयः स्वर्गादिफलानि। हेतवः कर्माणि चास्यात्मनो मृषा। अविद्यावद्विषयो वेद इति भावः ॥ ३१ ॥

**'भावानाम्'** દેહાદિ પદાર્થોનું (મિથ્યાત્વ)– તે દેહાદિને કારણે કરાયેલા વર્ણાશ્રમ વગેરેરૂપ ભેદો, **'गतयः'** સ્વર્ગાદિફળરૂપ ગતિઓ તથા **'हेतवः'** કર્મો– આ આત્માને માટે મિથ્યા છે. જેમને સ્વરૂપનું અજ્ઞાન છે તેઓ જ વેદના અધિકારી છે, (અજ્ઞાનીઓ માટે વેદ છે, જ્ઞાનીઓ માટે નહીં!), એવો ભાવ છે. ॥ ૩૧ ॥

युक्तिभिरित्युक्तं ता एव युक्तीराह— **य इति**।

(શ્લોક-૩૦ માં) **'युक्तिभिः'** (યુક્તિઓથી ભેદદષ્ટિ દૂર કરવી,) એમ કહેવામાં આવ્યું, તે યુક્તિઓ કહે છે— **'यः इति।'**

**यो जागरे बहिरनुक्षणधर्मिणोऽर्थान्**
**भुङ्क्ते समस्तकरणैर्हृदि तत्सदृक्षान्।**
**स्वप्ने सुषुप्त उपसंहरते स एकः**
**स्मृत्यन्वयात्त्रिगुणवृत्तिदृगिन्द्रियेशः ॥ ३२**

જાગ્રત અવસ્થામાં પ્રતિક્ષણે બદલાતા બાળપણ, યુવાની વગેરે ધર્મવાળા બહારના સ્થૂળ દેહાદિ પદાર્થોને જે આત્મા ચક્ષુ વગેરે ઈન્દ્રિયોથી ભોગવે છે, સ્વપ્નાવસ્થામાં જે આત્મા જાગ્રત અવસ્થામાં જોયા હતા તેવા જ વાસનામય સૂક્ષ્મ પદાર્થોને હૃદયમાં ભોગવે છે અને સુષુપ્તિમાં તે સર્વ પદાર્થોને જે સમેટી લે છે, તે આત્મા એક જ છે, કારણ કે આ એક જ આત્મા જાગ્રત-સ્વપ્ન-સુષુપ્તિ– એમ ત્રણે અવસ્થાઓ જોનારો સાક્ષી છે, કારણ કે ઈન્દ્રિયોનો નિયંતા એવો તે સર્વ અવસ્થાઓમાં સ્મૃતિરૂપે અનુગત છે. ॥ ૩૨ ॥

अर्थान्स्थूलान्देहादीन्समस्तकरणैश्चक्षुरादिभिर्भुङ्क्ते। कथंभूतान्। अनुक्षणधर्मिणः क्षणिकबाल्यतारुण्यादिधर्मवतो यश्च स्वप्ने हृदि जागरदृष्टसदृशान्वासनामयान्भुङ्क्ते, यश्च सुषुप्ते तान् सर्वानुपसंहरति स एकः। कुतः। त्रिगुणवृत्तिदृग् अवस्थात्रयद्रष्टा।

**'अर्थान्'** સ્થૂળ દેહાદિ પદાર્થોને **'समस्तकरणैः'** ચક્ષુ વગેરે ઈન્દ્રિયોથી જે ભોગવે છે. કેવા પદાર્થોને? **'अनुक्षणधर्मिणः'** પ્રતિક્ષણે બદલાતાં બાળપણ, યુવાની વગેરે ધર્મવાળા (સ્થૂળ દેહાદિ) પદાર્થોને– વળી, સ્વપ્નાવસ્થામાં જે આત્મા, જાગ્રત અવસ્થામાં જોયા હતા તેવા જ વાસનામય સૂક્ષ્મ પદાર્થોને હૃદયમાં ભોગવે છે અને સુષુપ્તિમાં તે સર્વ પદાર્થોને જે સમેટી લે છે, તે આત્મા એક જ છે. શા માટે? **'त्रिगुणवृत्तिदृक्'** જાગ્રત્-સ્વપ્ન-સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાઓને જોનારો સાક્ષી છે.

ननु जाग्रदवस्थां सर्वेन्द्रियाणि पश्यन्ति स्वप्नं मनः सुषुप्तिं तत्संस्कारशेषा बुद्धिः कथमात्मा तद्द्रष्टा तत्राह—इन्द्रियेशः।

શંકા કરવામાં આવી છે કે જાગ્રત અવસ્થાને સર્વ ઇન્દ્રિયો જુએ છે, સ્વપ્નાવસ્થાને મન જુએ છે અને સુષુપ્તિ અવસ્થાને રહી ગયેલા સંસ્કારવાળી બુદ્ધિ જુએ છે, તો આત્મા તેનો દ્રષ્ટા કેવી રીતે છે? તે કહે છે– **'इन्द्रिय-ईशः'** (આત્મા સર્વ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિનો નિયંતા છે, તેથી આત્મા જ એક માત્ર દ્રષ્ટા છે.)

ननु इन्द्रियेशा अपि विश्वतैजसप्राज्ञा भिन्नाः। न, कुतः। स्मृत्या प्रतिसंधानेन सर्वावस्थास्वन्वयात्। यः स्वप्नानद्राक्षं यश्च तदनन्तरं न किंचिदवेदिषं स एवैतर्हि जागर्मीत्युपाधिभेदेन विश्वादिव्यवहार इति भावः। एतेन बालयुवाद्यवस्थास्वपि प्रति-संधानेनात्मैक्यं द्रष्टव्यम्॥ ३२॥

કોઈ શંકા કરે કે વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ (જાગ્રત-સ્વપ્ન-સુષુપ્તિના દ્રષ્ટા) અને ઇન્દ્રિયો, મન અને બુદ્ધિના નિયંતા હોઈ જુદા હોવા જોઈએ. તે માટે કહે છે કે ના, (તે માત્ર જુદાં નામો જ છે.) શા માટે તેઓ એક જ છે? સર્વ અવસ્થાઓમાં એક જ આત્માનું અનુસંધાન રહેતું હોવાથી એક જ આત્મા સ્મૃતિરૂપે અનુગત છે. જે મનુષ્યે સ્વપ્નાઓ જોયા પછી સુષુપ્તિમાં મેં કાંઈ જાણ્યું એમ કહે છે, તે જ મનુષ્ય કહે છે કે અત્યારે હું જાગું છું– આમ, ઉપાધિભેદથી વિશ્વાદિનો વ્યવહાર થાય છે, એવો ભાવ છે. આ દ્વારા બાલ્ય, યૌવન વગેરે અવસ્થાઓમાં પણ અનુસંધાન થતું હોવાથી આત્મા એક જ છે, એમ સમજવું. ॥ ૩૨ ॥

ततः किमत आह—**एवमिति**।

સર્વ અવસ્થાઓમાં એક જ આત્મા હોવાનું જ્ઞાન થયા પછી શું, તે હવે કહે છે– **'एवम् इति।'**

**एवं विमृश्य गुणतो मनसस्त्र्यवस्था**
**मन्मायया मयि कृता इति निश्चितार्थाः।**
**संछिद्य हार्दमनुमानसदुक्तितीक्ष्ण-**
**ज्ञानासिना भजत माखिलसंशयाधिम्॥ ३३**

આમ, વિચાર કરીને, ગુણોથી થનારી જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિરૂપ ત્રણે અવસ્થાઓ મનની છે છતાં મારી માયાને કારણે જ મારામાં કલ્પાયેલી છે, એવો આત્મસ્વરૂપનો નિશ્ચય કરીને તમે અનુમાનો અને સત્પુરુષોના ઉપદેશો તથા શ્રુતિઓ દ્વારા તીક્ષ્ણ કરાયેલી જ્ઞાનરૂપી તલવારથી સર્વ સંશયોના કારણરૂપ અહંકારનો નાશ કરી હૃદયમાં રહેલા મને ભજો. ॥ ૩૩ ॥

गुणतो या एता मनसस्त्र्यवस्थास्ता मदविद्यया मयि कृता न तत्त्वतः सन्तीति निश्चित आत्मरूपोऽर्थो यैस्ते यूयमखिलसंशयानामाधिं आधीयन्तेऽस्मिन्नि-त्याधिरहंकारस्तं संछिद्य हार्दं हृदि स्थितं मां भजत।

ગુણથી થનારી મનની જે આ ત્રણ અવસ્થાઓ છે, તે મારા સ્વરૂપવિષયક અજ્ઞાનથી મારામાં કલ્પાયેલી છે પણ વાસ્તવિક નથી, એવો આત્મસ્વરૂપનો નિશ્ચય જેમના દ્વારા કરવામાં આવ્યો છે તે તમે સમગ્ર સંશયોના **'आधिम्'** જેમાં રાખવામાં આવે છે તે સ્થાનરૂપ **'आधिः'** અહંકાર, તેનો નાશ કરીને **'हार्दम्'** હૃદયમાં રહેલા મને ભજો.

केन छित्त्वा तदाह—अनुमानैः सदुक्तिभिः सतामुपदेशैः श्रुतिभिश्च। तीक्ष्णेन ज्ञानखड्गेन ॥ ३३ ॥

કોના દ્વારા નાશ કરીને, તે કહે છે– અનુમાનો દ્વારા, **'सदुक्तिभिः'** સત્પુરુષોના ઉપદેશો દ્વારા અને શ્રુતિઓ દ્વારા, તીક્ષ્ણ કરાયેલી જ્ઞાનરૂપી તલવારથી ॥ ૩૩ ॥

अनुमानादि दर्शयति—**ईक्षेतेति**।

અનુમાન વગેરે દર્શાવે છે– **'ईक्षेत इति।'**

**ईक्षेत विभ्रममिदं मनसो विलासं**
**दृष्टं विनष्टमतिलोलमलातचक्रम्।**
**विज्ञानमेकमुरुधेव विभाति माया**
**स्वप्नस्त्रिधा गुणविसर्गकृतो विकल्पः ॥ ३४**

આ જગતને ભ્રાંતિરૂપ જોવું જોઈએ, કારણ કે તે મનનો વિલાસ હોવાથી સ્વપ્નની જેમ દેખાય છે અને નાશ પામે છે તથા અલાતચક્ર (ઊંબાડિયા)ની જેમ અતિશય ચંચળ છે. વિજ્ઞાનસ્વરૂપ એક જ આત્મા અનેકસ્વરૂપ હોય તેમ ભાસે છે, માટે ગુણોના પરિણામથી કરાયેલો (અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ નામનો) ત્રણ પ્રકારનો જે ભેદ જણાય છે, તે કેવળ માયા છે. ॥ ૩૪ ॥

इदं जगद्विभ्रममीक्षेत। तत्र हेतवः—मनोविजृम्भितत्वात् दृष्टत्वाद्विनाशित्वाच्च स्वप्नवत्। अतिचञ्चलत्वाच्चालातचक्रवत्।

આ જગતને ભ્રાંતિરૂપ જોવું જોઈએ. તે માટેનાં કારણો– મનનો વિલાસ હોવાથી, સ્વપ્નની જેમ દેખાતું હોવાથી અને નાશ પામતું હોવાથી, તેમ જ અલાતચક્રની જેમ અતિશય ચંચળ હોવાથી (ભ્રાંતિરૂપ છે).

ननु भ्रमोऽपि निर्विषयः कथं स्यात्तत्राह—विज्ञानमिति निगमनम्। तस्मात्त्रिधा योऽयं गुणपरिणामकृतो विकल्पो भेदः स मायेति ॥ ३४ ॥

કોઈ શંકા કરે કે ભ્રાંતિ પણ વિષય વિના કેમ થાય? તે માટે કહે છે– આત્મા વિજ્ઞાનસ્વરૂપ છે, એ સાધ્ય છે. તેથી ગુણોના પરિણામથી કરાયેલો જે આ ત્રણ પ્રકારનો **'विकल्पः'** ભેદ છે તે માયા છે. ॥ ૩૪ ॥

**दृष्टिं ततः प्रतिनिवर्त्य निवृत्ततृष्ण-**
**स्तूष्णीं भवेन्निजसुखानुभवो निरीहः।**
**संदृश्यते क्व च यदीदमवस्तुबुद्ध्या**
**त्यक्तं भ्रमाय न भवेत् स्मृतिरानिपातात्॥ ३५**

માટે તે દશ્યપ્રપંચથી દૃષ્ટિને પાછી વાળીને આત્મસુખના અનુભવી થવું જોઈએ અને (તે અનુભવની નિશ્ચળતા માટે) તૃષ્ણારહિત, મૌન અને નિઃસ્પૃહ રહેવું જોઈએ. જો કદાચ (આવશ્યક આહાર વગેરે કર્મમાં) આ દ્વૈતપ્રપંચ દેખાય, તો અવસ્તુબુદ્ધિથી તજાયેલી વસ્તુ (પુનઃ) ભ્રાંતિ ઉપજાવવા સમર્થ થતી નથી, માત્ર દેહ પડે ત્યાં સુધી તે વસ્તુનો સંસ્કારરૂપે આભાસ રહે છે.॥ ૩૫ ॥

तस्मात्ततो दृश्याद्दृष्टिं प्रतिनिवर्त्य निजसुखानुभवो भवेत्। तन्नैश्चल्यार्थं च निवृत्ततृष्णस्तूष्णीं निरीहश्च भवेत्। मनोवाक्कायव्यापाररहित इत्यर्थः।

તેથી તે દશ્યપ્રપંચથી દૃષ્ટિને પાછી વાળીને આત્મસુખના અનુભવી થવું જોઈએ અને તે અનુભવની નિશ્ચળતા માટે તૃષ્ણારહિત, મૌન અને નિઃસ્પૃહ રહેવું જોઈએ. મન-વચન-કાયાના વ્યાપારથી રહિત થઈ જવું જોઈએ, એમ અર્થ છે.

ननु देहवतः सर्वथा द्वैतदृष्टिप्रति-निवर्तनायोगात्पुनः संसारः स्यादेव तत्राह— संदृश्यत इति। क्वचिदावश्यकाहारादिषु यद्यपीदं संदृश्यते तथापि पूर्वमवस्तुबुद्ध्या यत्त्यक्तं तत्पुनर्मोहाय न भवेदेव किंतु देहपातपर्यन्तं स्मृतिरिव स्मृतिः संस्कारमात्रेणावभासो भवेदित्यर्थः॥ ३५॥

શંકા કરવામાં આવી છે કે દેહધારીની દ્વૈતદૃષ્ટિ સંપૂર્ણપણે દૂર થતી ન હોવાથી ફરીથી સંસાર જ થાય, તે માટે કહે છે— **'संदृश्यते इति।'** જો કદાચ આવશ્યક આહાર વગેરેમાં આ દ્વૈતદૃષ્ટિ દેખાય, તો પણ પૂર્વે અવસ્તુબુદ્ધિથી જે વસ્તુ તજાઈ છે તે પુનઃ ભ્રાંતિ ઉપજાવતી જ નથી, પરંતુ દેહ પડે ત્યાં સુધી **'स्मृतिः'** વસ્તુનો સંસ્કારરૂપે આભાસ થાય છે. ॥ ૩૫ ॥

एतदेवोपपादयति—**देहमिति**।

(તે આભાસ ભ્રાંતિ ઉપજાવી શકતો નથી,) એ સિદ્ધ કરે છે— **'देहम् इति।'**

**देहं च नश्वरमवस्थितमुत्थितं वा**
**सिद्धो न पश्यति यतोऽध्यगमत् स्वरूपम्।**
**दैवादपेतमुत दैववशादुपेतं**
**वासो यथा परिकृतं मदिरामदान्धः॥ ३६**

મદિરાના મદમાં અંધ બનેલો મનુષ્ય જેમ પોતે પહેરેલું વસ્ત્ર ખસી ગયું છે કે રહ્યું છે તે જાણતો નથી, તેમ આત્મનિષ્ઠ મનુષ્ય નાશવંત શરીર પ્રારબ્ધકર્મના યોગથી (આસન ઉપર) બેઠું છે કે દૈવવશાત્ ઊઠી ગયું છે તે જાણતો નથી, કારણ કે તેણે સ્વરૂપ જાણ્યું હોય છે. ॥ ૩૬ ॥

आसनादुत्थितमुत्थाय तत्रैव स्थितं ततः क्वचिदपेतं निर्गतं पुनस्तत्रैवोपेतं वा देहमपि

શરીર આસન પરથી ઊઠી ગયું છે, ઊઠીને ત્યાં જ બેઠું છે, કે ત્યાંથી ક્યારેક **'अपेतम्'** નીકળી ગયું છે, કે પાછું ત્યાં જ આવી ગયું છે, એમ દેહનું પણ જેને અનુસંધાન નથી તેને

नानुसंधत्ते, कुतोऽन्यत्। यतो येन देहेन स्वरूपमध्यगमज्ज्ञातवांस्तं देहम्। यतः कारणादिति वा। परिकृतं परिहितं वासो गतं स्थितं वा यथा न वेत्ति तद्वत्॥ ३६॥

બીજા શેનું અનુસંધાન હોય? **'यतः'** જે દેહને કારણે સ્વરૂપને **'अध्यगमत्'** જાણ્યું છે તે દેહનું (તેને અનુસંધાન નથી). અથવા જે કારણે એણે સ્વરૂપને જાણ્યું છે, તેથી– **'परिकृतम्'** પહેરેલું વસ્ત્ર ખસી ગયું છે કે રહ્યું છે તે જેમ જે જાણતો નથી તેમ! ॥ ૩૬ ॥

ननु च यः परिपाल्यमानोऽपि मुमूर्षति तं चेन्न पश्यति तर्हि पतेदेव, नेत्याह— **देहोऽपीति**।

શંકા કરવામાં આવી છે કે જે શરીર સારસંભાળ રાખવા છતાં પણ મરી જવાના ભયવાળું જ છે, તે શરીરનું જો (આ રીતે) ધ્યાન રાખવામાં ન આવે તો તે પડી જ જાય ને! તે માટે કહે છે કે, ના— **'देहः अपि इति।'**

**देहोऽपि दैववशगः खलु कर्म यावत्**
**स्वारम्भकं प्रति समीक्षत एव सासुः।**
**तं सप्रपंचमधिरूढसमाधियोगः**
**स्वाप्नं पुनर्न भजते प्रतिबुद्धवस्तुः॥ ३७**

શરીર પણ પ્રારબ્ધકર્મને વશ રહીને પોતાને ઉત્પન્ન કરનારું કર્મ જ્યાં સુધી હોય ત્યાં સુધી પ્રાણ તથા ઈન્દ્રિયો સાથે જોડાઈને જીવે જ છે, છતાં જેણે સમાધિયોગ પ્રાપ્ત કર્યો હોય અને તે દ્વારા પરમાર્થ વસ્તુ જાણી હોય તેવો જ્ઞાની મનુષ્ય, જેમ સ્વપ્નના શરીરને મનુષ્ય ફરી સેવતો નથી તેમ (સ્ત્રી-પુત્રાદિ) પ્રપંચસહિત તે શરીરને ફરી સેવતો નથી. ॥ ૩૭ ॥

देहो दैववशेन गच्छन् स्वारम्भकं कर्म यावदस्ति तावत्पर्यन्तं प्रतिसमीक्षत एव जीवत्येव। सासुः प्राणेन्द्रियसहितः। ननु तर्हि तस्मिन्कदाचिदासज्जेतापि, नेत्याह—तमिति। स्वाप्नं स्वप्नतुल्यम्। अधिरूढः प्राप्तः समाधिपर्यन्तो योगो येनात एव प्रतिबुद्धं ज्ञातं परमार्थवस्तु येन सः। तथा च श्रुतिः— 'तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये अथ संपत्स्ये' इति॥ ३७॥

શરીર પ્રારબ્ધકર્મને વશ રહીને (પ્રારબ્ધના લક્ષણવાળું, દેહને ઉત્પન્ન કરનારું એવું) આરંભક કર્મ જ્યાં સુધી હોય ત્યાં સુધી **'प्रतिसमीक्षते एव'** જીવે જ છે. **'स-असुः'** પ્રાણ અને ઈન્દ્રિય સહિત– શંકા કરવામાં આવી છે કે તે પ્રારબ્ધથી રક્ષાયેલા દેહમાં જો કદાચ તે આસક્ત થાય તો? તે માટે કહે છે કે ના, **'तम् इति।'** **'स्वाप्नम्'** સ્વપ્ન જેવા શરીરને મનુષ્ય ફરી સેવતો નથી. **'अधिरूढः'** પ્રાપ્ત કરવામાં આવ્યો છે સમાધિ પર્યંતનો યોગ જેના દ્વારા, આથી **'प्रतिबुद्धम्'** જાણવામાં આવી છે પરમાર્થ વસ્તુ જેના દ્વારા તે– તે અનુસાર શ્રુતિ છે– 'એ (બ્રહ્મજ્ઞાની)ને (વિદેહકૈવલ્ય પ્રાપ્ત કરવામાં) એટલી જ વાર છે જ્યાં સુધી (પ્રારબ્ધક્ષય કરીને વર્તમાન દેહથી) છૂટ્યો નથી. પછી તે (વિદેહકૈવલ્ય) પ્રાપ્ત કરે છે.' (છાં.ઉપ.૬/૧૪/૨) ॥ ૩૭ ॥

उक्तार्थे तेषां विश्वासार्थं स्वस्वरूप-माह—**मयेति**।

**मयैतदुक्तं वो विप्रा गुह्यं यत् सांख्ययोगयोः।**
**जानीत माऽऽगतं यज्ञं युष्मद्धर्मविवक्षया॥ ३८**

सांख्यमात्मानात्मविवेको योगोऽष्टाङ्ग-स्तयोर्गुह्यं रहस्यम्। यज्ञं विष्णुम् 'यज्ञो वै विष्णुः' इति श्रुतेः। युष्मद्धर्मविवक्षयेत्यनेन धर्मा अप्युपदिष्टा इति ज्ञेयम्। अत एव 'यत्तेन हंसरूपेण ब्रह्मणेऽभ्यात्थ माधव॥' इत्यनुवादो भविष्यति॥ ३८॥

**अहं योगस्य सांख्यस्य सत्यस्यर्तस्य तेजसः।**
**परायणं द्विजश्रेष्ठाः श्रियः कीर्तेर्दमस्य च॥ ३९**

ऋतं प्रमीयमानो धर्मः, सत्यमनुष्ठीयमानो धर्मः। तेजः प्रभावः। एतेषां परमयनम्॥ ३९॥

**मां भजन्ति गुणाः सर्वे निर्गुणं निरपेक्षकम्।**
**सुहृदं प्रियमात्मानं साम्यासंगादयोऽगुणाः॥ ४०**

किंच मामिति। कथंभूताः। अगुणाः गुणपरिणामरूपा न भवन्ति किंतु नित्या इत्यर्थः॥ ४०॥

કહેવામાં આવેલા જ્ઞાનયોગ અને ભક્તિયોગમાં તે સનકાદિનો વિશ્વાસ પડે તે માટે પોતાનું સ્વરૂપ જણાવે છે— **'मया इति।'**

હે બ્રાહ્મણો! સાંખ્ય તથા યોગનું આ રહસ્ય મારા દ્વારા તમને કહેવામાં આવ્યું. તમને ધર્મ જણાવવાની ઈચ્છાથી આવેલા મને તમે સૌ યજ્ઞરૂપ વિષ્ણુ જાણો. ॥ ૩૮ ॥

**'सांख्यम्'** આત્મ-અનાત્મનો વિવેક, **'योगः'** અષ્ટાંગ યોગ, તે બંનેનું **'गुह्यम्'** રહસ્ય, **'यज्ञम्'** યજ્ઞરૂપ વિષ્ણુ. 'વિષ્ણુ યજ્ઞરૂપ જ છે.'— એમ શ્રુતિ હોવાથી (તૈ.સં.૧/૭/૪, ૨/૫/૫), તમને ધર્મ કહેવાની ઈચ્છાથી આ દ્વારા ધર્મોનો પણ ઉપદેશ કરવામાં આવ્યો છે, એમ જાણવું જોઈએ. આથી જ 'તે હંસરૂપે હે માધવ! બ્રહ્માજીને આપે જે ઉપદેશ કહ્યો હતો,' (શ્રીમદ્‌ભા.૧૧/૧૭/૩) એમ કહેલાને જ પુનઃ કહેશે. ॥ ૩૮ ॥

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, હું યોગ, સાંખ્ય, સત્ય, ઋત, પ્રભાવ, લક્ષ્મી, કીર્તિ તથા ઇન્દ્રિયનિગ્રહના પરમ ફળરૂપ છું. ॥ ૩૯ ॥

**'ऋतम्'** વેદના પ્રમાણથી વિધિ દ્વારા કહેવાયેલો ધર્મ, **'सत्यम्'** અનુષ્ઠાન કરવામાં આવતો ધર્મ, **'तेजः'** પ્રભાવ, આ સર્વના પરમ ફળરૂપ ॥ ૩૯ ॥

સત્ત્વાદિ ગુણોના પરિણામરૂપ નહીં, પણ જે નિત્ય છે તેવા ગુણો, સર્વ પ્રત્યે સમાનતા અને સર્વ પ્રત્યે અસંગતા વગેરે સર્વ અન્ય ગુણો, પ્રાકૃત ગુણોથી પર અને પ્રાકૃત ગુણોની અપેક્ષારહિત, સ્વભક્તજનોનું હિત કરનાર, તેમના પ્રેમના વિષયરૂપ, સર્વના આત્મા એવા મને ભજે છે. ॥ ૪૦ ॥

વળી, **'माम् इति।'** કેવા ગુણો (મને ભજે છે)? **'अगुणाः'** સત્ત્વાદિ ગુણોના પરિણામરૂપ ગુણો નહીં, પણ નિત્ય એવા ભગવન્નિષ્ઠ ગુણો, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

**इति मे छिन्नसन्देहा मुनयः सनकादयः।**
**सभाजयित्वा परया भक्त्याऽगृणत संस्तवैः॥ ४१**

आम, (હંસરૂપ) મારાથી જેમનો સંશય છેદાઈ ગયો તેવા સનકાદિ મુનિઓએ પરમ ભક્તિપૂર્વક મારું પૂજન કરીને સુંદર સ્તોત્રો મારી સ્તુતિ કરી. ॥ ૪૧ ॥

मे मया। अगृणत मां तुष्टुवुः॥ ४१॥

**'मे'** મારાથી– **'अगृणत'** સ્તુતિ કરી. ॥ ૪૧ ॥

**तैरहं पूजितः सम्यक् संस्तुतः परमर्षिभिः।**
**प्रत्येयाय स्वकं धाम पश्यतः परमेष्ठिनः॥ ४२**

તે મહર્ષિઓ દ્વારા સારી રીતે જેની પૂજા અને સ્તુતિ કરવામાં આવી, તે હું બ્રહ્માજીના દેખતાં સ્વધામ સિધાવ્યો. ॥ ૪૨ ॥

प्रत्येयाय प्रत्यागतोऽस्मि॥ ४२॥

**प्रति-इयाय'** હું પાછો ગયો. ॥ ૪૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे त्रयोदशोऽध्यायः॥ १३॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोदशोऽध्यायः॥ १३॥

*****

# अथ चतुर्दशोऽध्यायः

## ભક્તિયોગનો મહિમા તથા ધ્યાનવિધિનું વર્ણન

चतुर्दशे परं श्रेयो भक्तिरेव न चेतरत्।
इत्येतद्वर्ण्यते ध्यानयोगश्च सह साधनैः॥ १

(તપ, દાન વગેરે) બીજાં સાધનો કરતાં ભક્તિ જ સર્વોત્કૃષ્ટ કલ્યાણનું સાધન છે, એ (મહિમા) તથા સાધનો સહિત ધ્યાનયોગ ચૌદમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

एवं तावद्भगवतो भक्त्या मोक्ष इत्युक्तमन्ये त्वन्यानि साधनानि वदन्ति, तत्र विशेषनिर्धारणाय पृच्छति—**वदन्तीति**।

તો આમ, ભગવાનની ભક્તિથી મોક્ષ પ્રાપ્ત થાય છે, એમ કહેવામાં આવ્યું, પણ બીજા (વિદ્વાનો) અન્ય સાધનોની વાત કરે છે, તો તેમાં શ્રેષ્ઠ સાધનનો નિર્ણય કરવા માટે પૂછે છે— **'वदन्ति इति।'**

उद्धव उवाच

**वदन्ति कृष्ण श्रेयांसि बहूनि ब्रह्मवादिनः।**
**तेषां विकल्पप्राधान्यमुताहो एकमुख्यता॥ १**

**ઉદ્ધવજી બોલ્યા** – હે શ્રીકૃષ્ણ, બ્રહ્મવાદીઓ કલ્યાણનાં અનેક સાધનો વર્ણવે છે. તે સાધનોના વિકલ્પોમાં પ્રત્યેક સાધન મુખ્ય છે કે તેમાંનું એક જ સાધન મુખ્ય છે? ॥ ૧ ॥

श्रेयांसि श्रेयःसाधनानि। किं विकल्पेन प्राधान्यमुताहो किंवा एकस्यैव मुख्यता॥ १॥

**'श्रेयांसि'** કલ્યાણનાં સાધનોને– (આ સાધન શ્રેષ્ઠ કે આ સાધન? એમ) પ્રત્યેક સાધન મુખ્ય છે કે એકની જ મુખ્યતા છે? ॥ ૧ ॥

एकमुख्यतापक्षोत्थाने कारणम्—**भवतेति**।

એક જ સાધનની શ્રેષ્ઠતાનો પક્ષ ઊઠવા માટેનું કારણ– **'भवता इति।'**

**भवतोदाहृतः स्वामिन् भक्तियोगोऽनपेक्षितः।**
**निरस्य सर्वतः संगं येन त्वय्याविशेन्मनः॥ २**

हे સ્વામી! આપના દ્વારા (મોક્ષના સાધન તરીકે) નિષ્કામ ભક્તિયોગ કહેવામાં આવ્યો, કે જેનાથી સર્વ તરફથી આસક્તિ છોડીને મન આપનામાં પ્રવેશ કરે છે. ॥ ૨ ॥

न अपेक्षितमपेक्षा यस्मिन्सोऽहैतुकः। अयमर्थः—भवता यो भक्तियोग उक्तोऽन्ये च यानि श्रेयःसाधनानि वदन्ति तेषां किं साक्षात्फलसाधनत्वेन प्राधान्यमेव सर्वेषामुताङ्गाङ्गित्वम्। प्राधान्येऽपि किं विकल्पेन सर्वेषां तुल्यफलत्वम्। यद्वा कश्चिदस्ति विशेष इति॥ २॥

**'न अपेक्षितम्'** જેમાં અપેક્ષા નથી તે નિષ્કામ ભક્તિયોગ. અર્થ આ પ્રમાણે છે– આપના દ્વારા જે ભક્તિયોગ કહેવામાં આવ્યો અને બીજાઓ (જ્ઞાનીઓ) પણ જે કલ્યાણનાં સાધનો વર્ણવે છે, તેમાંનાં બધાં જ સાધનો સાક્ષાત્ ફળ આપવામાં મુખ્ય છે, કે તેમાંનાં કેટલાંક મુખ્ય છે અને કેટલાંક ગૌણ છે? શ્રેષ્ઠ સાધન હોવામાં વિકલ્પ હોવાથી તે સર્વ સાધનો સરખાં ફળવાળાં છે, કે કોઈ વત્તાંઓછાં ફળ આપનારાં છે? બધાં સાધનો મુખ્ય હોય તો પણ વિકલ્પથી પ્રત્યેક સમાન ફળવાળું છે? અથવા બધાં સાધનો મુખ્ય હોય તો પણ તેમાં કોઈ ભેદ છે? (ક્લેશ અને અક્લેશના લક્ષણરૂપ વિશેષતા કઈ છે? અર્થાત્ કયા સાધનમાં ઓછો ક્લેશ છે?) ॥ ૨ ॥

तत्र भक्तिरेव महाफलत्वेन मुख्या, अन्यानि तु स्वस्वप्रकृत्यनुसारेण पुष्पस्थानीय-स्वर्गादिफलबुद्धिभिः प्राणिभिः प्राधान्येन परिकल्पितानि क्षुल्लकफलानीति विवेक्तुं प्रकृत्यनुसारेण बहुधा वेदार्थप्रतिपत्तिमाह—**कालेनेति** सप्तभिः।

તેમાં ભક્તિ જ મહાન ફળ આપનારી હોવાથી મુખ્ય છે. બીજાં સાધનો તો, પોતપોતાના સ્વભાવ અનુસાર પુષ્પો જેવાં સ્વર્ગ વગેરે ફળો ઉપર દૃષ્ટિ રાખનારા મનુષ્યો દ્વારા મુખ્યરૂપે કલ્પવામાં આવેલાં તુચ્છ ફળોરૂપ છે, એમ સ્પષ્ટ કરવા માટે પોતપોતાના સ્વભાવ પ્રમાણે વેદના અર્થ અનેક રીતે સ્વીકારાયા છે, એમ સાત શ્લોકોથી કહે છે– **'कालेन इति।'**

**श्रीभगवानुवाच**

**कालेन नष्टा प्रलये वाणीयं वेदसंज्ञिता।**
**मयाऽऽदौ ब्रह्मणे प्रोक्ता धर्मो यस्यां मदात्मकः॥ ३**

**શ્રીભગવાન બોલ્યા** – આ વેદ નામની વાણી પ્રલયસમયે કાળને કારણે નાશ પામી હતી. (બ્રાહ્મકલ્પના) આદિમાં મારા દ્વારા બ્રહ્માને કહેવામાં આવી હતી, જેમાં મારામાં જ જેનાથી મન સ્થિર થાય તેવો ધર્મ રહેલો છે. ॥ ૩ ॥

मदात्मकः मय्येवात्मा चित्तं येन सः ॥ ३ ॥

**तेन प्रोक्ता च पुत्राय मनवे पूर्वजाय सा।**
**ततो भृग्वादयोऽगृह्णन् सप्त ब्रह्ममहर्षयः ॥ ४**

भृग्वादयः भृगुश्च—'मरीचिरत्र्यङ्गिरसौ पुलस्त्यः पुलहः क्रतुः' इत्येते च सप्त ब्रह्माणः प्रजापतयस्ते च ते ब्रह्मर्षयश्च ॥ ४ ॥

**तेभ्यः पितृभ्यस्तत्पुत्रा देवदानवगुह्यकाः।**
**मनुष्याः सिद्धगन्धर्वाः सविद्याधरचारणाः ॥ ५**
**किंदेवाः किन्नरा नागा रक्षःकिम्पुरुषादयः।**
**बह्व्यस्तेषां प्रकृतयो रजःसत्त्वतमोभुवः ॥ ६**

किंदेवाः क्लमस्वेददौर्गन्ध्यादिराहित्येन किं देवा मनुष्या वेति संदेहास्पदभूता द्वीपान्तरमनुष्याः। एवं किंनराः किंचिन्नरा इव मुखतः शरीरतो वा। किंपुरुषाः किंचित्पुरुषा इव वानरादयः। प्रकृतयो वासनाबह्व्यः। कुतः। रजःसत्त्वतमांसि भुवः जन्मस्थानानि यासां ताः ॥ ६ ॥

**याभिर्भूतानि भिद्यन्ते भूतानां मतयस्तथा।**
**यथाप्रकृति सर्वेषां चित्रा वाचः स्त्रवन्ति हि ॥ ७**

भूतानि देवासुरमनुष्यादीनि। चित्रा वाचो वेदार्थव्याख्यानविषयाः ॥ ७ ॥

**'मत्-आत्मकः'** મારામાં જ **'आत्मा'** ચિત્ત રહે છે જેનાથી તે ધર્મ ॥ ૩ ॥

તેમના (બ્રહ્માજીના) દ્વારા તે વેદવાણી સૌ પહેલાં જન્મેલા પુત્ર મનુમહારાજને કહેવામાં આવી. તેમની પાસેથી ભૃગુ વગેરે સાત પ્રજાપતિ– બ્રહ્મમહર્ષિઓએ ગ્રહણ કરી. ॥ ૪ ॥

**'भृगु-आदयः'** ભૃગુ તથા– 'મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ'– આ સાત **'ब्रह्माणः'** પ્રજાપતિઓ એવા તે બ્રહ્મર્ષિઓ ॥૪॥

પિતાઓ એવા તેમની પાસેથી તેમના પુત્રો દેવો, દાનવો, યક્ષો, મનુષ્યો, સિદ્ધો, ગંધર્વો, વિદ્યાધરો સહિત ચારણો, ॥ ૫ ॥ કિંદેવો કિંનરો, નાગો, રાક્ષસો તથા કિંપુરુષો વગેરેએ ગ્રહણ કરી. તેઓ રજોગુણ, સત્ત્વગુણ, તમોગુણરૂપ જન્મસ્થાનોવાળાં હોવાથી તેમની વાસનાઓ અનેક પ્રકારની છે.॥ ૬ ॥ ૫ ॥

**'किंदेवाः'** થાક, પરસેવો, દુર્ગંધ વગેરેથી રહિત હોવાથી તેઓ દેવો છે કે મનુષ્યો, એવા સંદેહના આશ્રયરૂપ બીજા દ્વીપના મનુષ્યો– આ જ પ્રમાણે **'किंनराः'** મુખથી કે શરીરથી કંઈક અંશે મનુષ્યો જેવા– **'किंपुरुषाः'** કંઈક અંશે મનુષ્યો જેવાં વાંદરાં વગેરે– **'प्रकृतयः'** અનેક પ્રકારની વાસનાઓવાળા, શા માટે? રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ જેમનાં જન્મસ્થાનો છે તેવા તેઓ હોવાથી (અનેક પ્રકારની વાસનાવાળા છે).॥ ૬ ॥

જે (જુદી જુદી પ્રકૃતિઓને) કારણે (દેવો, અસુરો, મનુષ્યો વગેરે) પ્રાણીઓની બુદ્ધિ જુદી જુદી હોય છે, તેથી (પોતપોતાની) પ્રકૃતિ અનુસાર સૌને (મુખમાંથી વેદાર્થના વ્યાખ્યાનરૂપ વિષયોવાળી) વિવિધ પ્રકારની વાણી જ સરતી હોય છે.॥ ૭ ॥

**भूतानि** દેવો, અસુરો, મનુષ્યો વગેરે– વેદોના અર્થના વ્યાખ્યાનરૂપ વિષયોવાળી વિવિધ પ્રકારની વાણી ॥ ૭ ॥

**एवं प्रकृतिवैचित्र्याद् भिद्यन्ते मतयो नृणाम्।**
**पारम्पर्येण केषाञ्चित् पाखण्डमतयोऽपरे॥ ८**

આમ, પ્રકૃતિની વિવિધતાને કારણે (અને અધ્યયન ન કરવામાં આવ્યું હોય તેથી પણ) કેટલાક મનુષ્યોની બુદ્ધિ (ઉપદેશની) પરંપરાથી જુદી જુદી હોય છે અને બીજા કેટલાક (વેદવિરુદ્ધ) પાખંડ બુદ્ધિવાળા હોય છે. ॥ ૮ ॥

एवमित्युक्तोपसंहारः। केषांचिदध्ययनादि-शून्यानामप्युपदेशपारम्पर्येण। अपरे पाखण्डमतयो वेदविरुद्धार्थमतयः ॥ ८ ॥

**'एवम्'** આમ, ઉપસંહાર કરવામાં આવ્યો છે. અધ્યયનાદિ ન કરવામાં આવ્યું હોય તેવા પણ કેટલાક મનુષ્યોની બુદ્ધિ ઉપદેશની પરંપરાથી (જુદી જુદી હોય છે). બીજા **'पाखंडमतयः'** વેદવિરુદ્ધ પાખંડ બુદ્ધિવાળા હોય છે. ॥ ૮ ॥

**मन्मायामोहितधियः पुरुषाः पुरुषर्षभ।**
**श्रेयो वदन्त्यनेकान्तं यथाकर्म यथारुचि॥ ९**

હે પુરુષશ્રેષ્ઠ (ઉદ્ધવ), મારી માયાથી મોહિત થયેલી બુદ્ધિવાળા પુરુષો (પોતપોતાના પ્રાચીન) કર્મ અને રુચિ અનુસાર અનેક પ્રકારનાં કલ્યાણનાં સાધનો વર્ણવે છે. ॥ ૯ ॥

तत्प्रकृतीनां मायागुणमूलत्वान्मन्माया-मोहितधियः। अनेकान्तं नानाविधम्॥ ९ ॥

તે જુદી જુદી પ્રકૃતિઓનું માયાના ગુણરૂપ મૂળ હોવાથી માયાથી મોહિત થયેલી બુદ્ધિવાળા પુરુષો હોય છે. **'अनेक-अन्तम्'** અનેક પ્રકારનાં (આત્મકલ્યાણનાં સાધનોને) ॥ ૯ ॥

तदेवाह—**धर्ममिति** सार्धेन।

(રુચિ અનુસાર જે વર્ણવાયું છે,) તે જ દોઢ શ્લોકથી કહે છે— **'धर्मम् इति।'**

**धर्ममेके यशश्चान्ये कामं सत्यं दमं शमम्।**
**अन्ये वदन्ति स्वार्थं वा ऐश्वर्यं त्यागभोजनम्।**
**केचिद् यज्ञतपोदानं व्रतानि नियमान् यमान्॥ १०**

કેટલાક (મીમાંસકો) કર્મરૂપી ધર્મને, બીજા (સાહિત્યકારો) યશને, (વાત્સ્યાયન વગેરે) કામને, (યોગશાસ્ત્રીઓ) સત્ય, દમ અને શમને, બીજા (રાજનીતિજ્ઞો) ઐશ્વર્યને, કેટલાક નાસ્તિકો (શાસ્ત્રમર્યાદાના ત્યાગપૂર્વકના) વિષયભોગને તથા કેટલાક યજ્ઞ, તપ, દાન, વ્રતો, નિયમો અને યમોને (પરમ) પુરુષાર્થના સાધન તરીકે વર્ણવે છે.॥ ૧૦ ॥

धर्मं कर्म मीमांसकाः। यदुक्तम्—'मोक्षार्थी न प्रवर्तेत तत्र काम्यनिषिद्धयोः। नित्यनैमित्तिके कुर्यात्प्रत्यवायजिहासया॥' इत्यादि।

મીમાંસકો કર્મરૂપી ધર્મને પરમ પુરુષાર્થના સાધનરૂપે વર્ણવે છે. જે પ્રમાણે કહેવામાં આવ્યું છે— 'મોક્ષની ઈચ્છા રાખનાર કામ્ય અને નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્ત ન થાય. દોષ ન લાગે તેવી ઈચ્છાથી નિત્ય અને નૈમિત્તિક કર્મ કરે.' વગેરે. સાહિત્યકારો

यशः काव्यालंकारकृतः। यथाहुः—
'यावत्कीर्तिर्मनुष्यस्य पुण्यलोकेषु गीयते।
तावद्वर्षसहस्राणि स्वर्गलोके महीयते॥'
इति।

कामं वात्स्यायनादयः। सत्यं दमं शमं च योगशास्त्रकृतः। अन्ये दृष्टार्थवादिनो दण्डनीतिकृतो वै प्रसिद्धं ऐश्वर्यमेव स्वार्थं पुरुषार्थं वदन्ति। अतः सामाद्युपाया एव श्रेयःसाधनमिति तेषां मतम्। तथैव त्यागं भोजनं च लोकायतिकाः। यज्ञतपोदानं यज्ञो देवतानां पूजनं तपश्च दानं च॥ १०॥

યશને (પરમ પુરુષાર્થરૂપે વર્ણવે છે,) જે અનુસાર કહે છે– 'જ્યાં સુધી મનુષ્યની કીર્તિ પવિત્ર લોકોમાં ગવાય છે, તેટલાં હજાર વર્ષો સુધી તે સ્વર્ગલોકમાં પૂજાય છે.' વાત્સ્યાયન વગેરે કામને, યોગશાસ્ત્રીઓ સત્ય, દમ તથા શમને, બીજા **'दृष्ट-अर्थवादिनः'** રાજનીતિજ્ઞો તો પ્રસિદ્ધ એવા ઐશ્વર્યને જ **'स्व-अर्थम्'** પોતાના પરમ પુરુષાર્થરૂપે વર્ણવે છે. આથી તેમનો મત છે કે સામ (દામ, દંડ, ભેદ) વગેરે ઉપાયો જ કલ્યાણનાં સાધનો છે. તે જ પ્રમાણે **'लोकायतिकाः'** ચાર્વાકો ત્યાગને અને ભોગને અર્થાત્ (**'केचिन्नास्तिकाः शास्त्रमर्यादात्यागपूर्वकं भोजनं विषयभोगमेव श्रेयः पुरुषार्थं वदन्ति।'—अन्वि.**) શાસ્ત્રની મર્યાદાઓનો ત્યાગ કરીને વિષયભોગને જ કલ્યાણરૂપ પુરુષાર્થ તરીકે વર્ણવે છે. **'यज्ञतपोदानम्'** દેવતાઓના પૂજનરૂપ યજ્ઞ તથા તપ અને દાનને (કેટલાક પુરુષાર્થના સાધન તરીકે વર્ણવે છે). ॥ ૧૦ ॥

तेषां तुच्छफलत्वमाह—**आद्यन्तवन्त इति**।

આમનાં (ધર્માદિ સાધનોનાં) ફળરૂપ સ્વર્ગાદિ લોકો તુચ્છ (વિનાશી) ફળવાળાં છે, એમ કહે છે— **'आदि-अन्तवन्तः इति।'**

**आद्यन्तवन्त एवैषां लोकाः कर्मविनिर्मिताः।**
**दुःखोदर्कास्तमोनिष्ठाः क्षुद्रानन्दाः शुचार्पिताः॥ ११**

આ બધાના ધર્માદિ કર્મો અનુસાર નિર્માણ કરાયેલા સ્વર્ગાદિ લોકો આદિ તથા અંતવાળા, પરિણામે દુ:ખદાયી, અંતે મોહ ઉપજાવનારા, ક્ષુદ્ર આનંદવાળા અને શોકથી વ્યાપેલા હોય છે. ॥૧૧॥

एषां लोका एतैः साध्यानि फलानि। तमोनिष्ठा मोहावसानाः। भोगकालेऽप्य-सूयादिभिः शुचार्पिता व्याप्ताः॥ ११॥

**'एषाम्'** આ બધાના ધર્માદિ સાધનોથી પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકો, આ લોકોથી સાધવા યોગ્ય ફળો– **'तमोनिष्ठाः'** અંતે મોહ ઉપજાવનારા– વિષયો ભોગવવાના સમયે પણ અદેખાઈ વગેરેને કારણે શોકથી **'अर्पिताः'** વ્યાપેલા ॥ ૧૧ ॥

भक्तेर्मुख्यत्वमाह—**मयीति** यावत्समाप्ति।

અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી (ભગવાન) ભક્તિની શ્રેષ્ઠતા વર્ણવે છે— **'मयि इति।'**

**मय्यर्पितात्मनः सभ्य निरपेक्षस्य सर्वतः।**
**मयाऽऽत्मना सुखं यत्तत् कुतः स्याद् विषयात्मनाम्**
**॥ १२ ॥**

हे सभ्य, मया परमानन्दरूपेणात्मना स्वरूपत्वेन स्फुरता॥ १२॥

किंच, अन्येषां तत्तल्लोकादिपरिच्छिन्नं सुखं भक्तस्य तु परिपूर्णमित्याह—**अकिंचनस्येति**।

**अकिंचनस्य दान्तस्य शान्तस्य समचेतसः।**
**मया सन्तुष्टमनसः सर्वाः सुखमया दिशः॥ १३**
**॥ १३ ॥**

**वंशीधरी**—'शमो मन्निष्ठता बुद्धेः' इति वक्ष्यमाणत्वात्।

परिपूर्णतामेवाह—**न पारमेष्ठ्यमिति**।

**न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं**
**न सार्वभौमं न रसाधिपत्यम्।**
**न योगसिद्धीरपुनर्भवं वा**
**मय्यर्पितात्मेच्छति मद्विनान्यत्॥ १४**

रसाधिपत्यं पातालादिस्वाम्यम्। अपुनर्भवं मोक्षमपि। मद्विना मां हित्वाऽन्यन्नेच्छति। अहमेव तस्य प्रेष्ठ इत्यर्थः॥ १४॥

ममापि स एव प्रेष्ठ इत्याह—**न तथेति** द्वाभ्याम्।

હે સુજ્ઞ (ઉદ્ધવ), સર્વ તરફથી નિરપેક્ષ અને મારામાં ચિત્ત અર્પણ કરનાર મનુષ્યને પરમાનંદરૂપ મારા સ્વરૂપથી જે સુખ મળે છે, તે વિષયોથી વ્યાપેલા ચિત્તવાળા મનુષ્યોને ક્યાંથી મળે? ॥ ૧૨ ॥

હે સુજ્ઞ, પરમાનંદરૂપ **'आत्मना'** આત્મા એવા મારા પ્રકાશિત થતા સ્વરૂપને કારણે (જે સુખ મળે છે,) ॥ ૧૨ ॥

વળી, બીજા મનુષ્યોને તે તે લોકનું મર્યાદિત સુખ મળે છે, પરંતુ ભક્તને પરિપૂર્ણ સુખ મળે છે, એમ કહે છે— **'अकिंचनस्य इति।'**

પરિગ્રહ ન કરનાર (અકિંચન), (બાહ્ય તથા આભ્યંતર વિષયોમાં અરુચિ થવાથી ઈન્દ્રિયો વિરાગ થવાને કારણે) સંયત ઈન્દ્રિયવાળા, (એક માત્ર મારામાં બુદ્ધિ સ્થિર થઈ હોવાથી) શાંત, સર્વત્ર સમભાવયુક્ત ચિત્તવાળા અને કેવળ મારાથી જ સંતુષ્ટ મનવાળા (ભક્ત)ને સર્વ દિશાઓ સુખમય છે. ॥ ૧૩ ॥ ૧૩ ॥

'બુદ્ધિને મારામાં સ્થાપવી તે શમ છે.' એમ (૧૧/૧૯/૩૬ માં) કહેવામાં આવનાર હોવાથી (શમની આ પ્રમાણે વ્યાખ્યા કરાઈ છે).

(ભક્તની) પરિપૂર્ણતાને (ભગવાન) વર્ણવે છે— **'न पारमेष्ठ्यम् इति।'**

મારામાં સમર્પિત કરેલા મનવાળો (ભક્ત) બ્રહ્માજીના પદને, ઈન્દ્રાસનને, ચક્રવર્તીપદને, પાતાળ વગેરેના આધિપત્યને, યોગસિદ્ધિઓને કે મોક્ષને પણ ઈચ્છતો નથી. મને છોડીને બીજું કાંઈ જ તે ઈચ્છતો નથી. ॥ ૧૪ ॥

**'रसाधिपत्यम्'** પાતાળ વગેરેના સ્વામિત્વને, **'अपुनर्भवम्'** મોક્ષને પણ– **'मत्-विना'** મને છોડીને બીજું કાંઈ જ ઈચ્છતો નથી. હું જ તેનો અત્યંત પ્રિય છું, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

મને પણ તે જ ભક્ત અત્યંત પ્રિય છે, એમ બે શ્લોકોથી કહે છે— **'न तथा इति।'**

**न तथा मे प्रियतम आत्मयोनिर्न शंकरः ।
न च संकर्षणो न श्रीर्नैवात्मा च यथा भवान् ॥ १५**

(હે પ્રિય સખા ઉદ્ધવ!) આપ મને જેવા અત્યંત પ્રિય છો તેવા (મારા પુત્ર) બ્રહ્મા, (મારા સ્વરૂપભૂત) શંકર, (જ્યેષ્ઠ ભ્રાતા) બલરામજી, (ભાર્યા) લક્ષ્મી અને મારો આત્મા પણ મને પ્રિય નથી! ॥ ૧૫ ॥

आत्मयोनिर्ब्रह्मा पुत्रोऽपि। शंकरो मत्स्वरूपभूतोऽपि। संकर्षणो भ्रातापि। श्रीर्भार्यापि। आत्मा मूर्तिरपि।

**'आत्मयोनिः'** બ્રહ્મા પુત્ર હોવા છતાં, શંકર મારા સ્વરૂપભૂત હોવા છતાં, બલરામજી મારા ભાઈ હોવા છતાં, લક્ષ્મી મારી ભાર્યા હોવા છતાં, (મારો ભક્ત મને જેવો પ્રિય છે તેવું મારું) **'आत्मा'** સ્વરૂપ પણ (મને પ્રિય નથી)!

यथा भक्त इति वक्तव्येऽतिहर्षेणाह—भवानिति ॥ १५ ॥

'ભક્ત મને જેવો પ્રિય છે,' એમ કહેવાને બદલે અતિ હર્ષને કારણે ભગવાન કહે છે— **'भवान् इति।'** આપ (મને જેવા પ્રિય છો તેવાં પ્રિય આ સર્વ નથી)! ॥ ૧૫ ॥

**निरपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शनम्।
अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यङ्घ्रिरेणुभिः ॥ १६**

મારા સિવાય અન્ય કશાની અપેક્ષા ન રાખનાર, એક માત્ર મારું જ મનન કરનાર, શાંત, વેરરહિત અને સર્વત્ર સમદૃષ્ટિ રાખનાર (ભક્ત)ની પાછળ હું સદાય ચાલતો હોઉં છું, જેથી તેમની ચરણરેણુઓથી હું પવિત્ર થાઉં. ॥ ૧૬ ॥

पूयेय मदन्तर्वर्तिब्रह्माण्डानि पवित्रीकुर्यामिति भावेनेत्यर्थः ॥ १६ ॥

**'पूयेय'** મારી અંદર રહેલાં બ્રહ્માંડોને હું પવિત્ર કરું, એવા ભાવથી (ભગવાન કહે છે), એમ અર્થ છે. ॥ ૧૬ ॥

किंच, मद्भक्तानां सुखमेतावदेवंभूतमिति वा को वक्तुं समर्थो यतस्तत्स्वसंवेद्यं निरुपममित्याह—**निष्किंचना इति।**

વળી, મારા ભક્તોનું સુખ આટલું છે કે આવું છે તે કહેવાને કોણ સમર્થ છે? કેમ કે તે સુખ તો પોતાની જાતે જ અનુભવી શકાય તેવું છે, તેથી નિરુપમ છે, એમ કહે છે— **'निष्किंचनाः इति।'**

**निष्किञ्चना मय्यनुरक्तचेतसः
शान्ता महान्तोऽखिलजीववत्सलाः।
कामैरनालब्धधियो जुषन्ति यत्
तन्नैरपेक्ष्यं न विदुः सुखं मम॥ १७**

અપરિગ્રહી (હોવાથી) મારામાં અનુરાગયુક્ત ચિત્તવાળા, (તેથી) શાંત, (તેથી) નિરભિમાની, (તેથી) સમસ્ત જીવો ઉપર વાત્સલ્ય રાખનારા, (તેથી) વિષયોથી અલિપ્ત બુદ્ધિવાળા મારા ભક્તો જે સુખ અનુભવે છે, તે સુખ તેઓ જ જાણે છે, (કારણ કે) જેમને કોઈ પણ (મોક્ષની પણ) અપેક્ષા નથી તેવા ભક્તો દ્વારા જ તે સુખ પ્રાપ્ત કરવા યોગ્ય છે. ॥ ૧૭ ॥

महान्तो निरभिमानाः। अनालब्धधियोऽस्पृष्टचित्ताः। निष्किंचनत्वादीनां यथेष्टं हेतुहेतुमद्भावः। एवंभूता मम मदीया यत्सुखं जुषन्ति सेवन्ते तत्सुखं त एव विदुर्लभन्ते नान्ये। कुतः। नैरपेक्ष्यं नास्त्यपेक्षणीयं येषां ते निरपेक्षास्तैरेव लभ्यं न तु मोक्षापेक्षैरपीत्यर्थः। यद्वा, एवंभूताः सन्तो ये मम मामित्यर्थः, जुषन्ति प्रीणन्ति त एव यन्नैरपेक्ष्यं सुखं तद्विदुर्नान्य इत्यन्वयः॥ १७॥

'**महान्तः**' નિરભિમાનીઓ, '**अनालब्धधियः**' અલિપ્ત ચિત્તવાળા– નિષ્કિંચનપણું વગેરેનો યથાયોગ્ય કાર્ય-કારણ સંબંધ છે. આવા '**मम**' મારા ભક્તો જે સુખ '**जुषन्ति**' સેવે છે તે સુખ તેઓ જ '**विदुः**' જાણે છે– માણે છે, બીજા નહીં. શા માટે? '**नैरपेक्ष्यम्**' અપેક્ષા રાખવા યોગ્ય જેમને કાંઈ છે જ નહીં તેવા તે નિરપેક્ષ ભક્તો, તેમના દ્વારા જ તે પ્રાપ્ત કરવા યોગ્ય છે. મોક્ષની અપેક્ષાવાળા પણ એવું સુખ મેળવતા નથી, એમ અર્થ છે. અથવા આવા જે ભક્તો '**मम**' माम् મને, એમ અર્થ છે; '**जुषन्ति**' પ્રસન્ન કરે છે તેઓ જ જે નિઃસ્પૃહતારૂપ સુખ છે, તેને જાણે છે, બીજાઓ જાણતા નથી, એમ અન્વય છે. ॥૧૭॥

अपि च आस्तां तावदुत्तमभक्तकथा, यतः प्राकृतोऽपि भक्तः कृतार्थ एवेत्याह— **बाध्यमान इति** द्वाभ्याम्।

વળી, ઉત્તમ ભક્તની વાત તો બાજુએ મૂકો, કારણ કે મારો સામાન્ય ભક્ત પણ કૃતાર્થ જ છે, એમ બે શ્લોકથી કહે છે– '**बाध्यमानः इति।**'

**बाध्यमानोऽपि मद्भक्तो विषयैरजितेन्द्रियः।**
**प्रायः प्रगल्भया भक्त्या विषयैर्नाभिभूयते॥ १८**

અજિતેન્દ્રિય (હોવાથી) વિષયોથી આકર્ષાતો હોવા છતાં મારો ભક્ત (દૃઢ શરણાગતિરૂપ) સમર્થ ભક્તિથી ઘણું કરીને વિષયોથી અભિભૂત થતો નથી. ॥ ૧૮ ॥

विषयैराकृष्यमाणोऽपि। प्रगल्भया समर्थया ॥ १८॥

વિષયોથી આકર્ષાતો હોવા છતાં– '**प्रगल्भया**' સમર્થ (ભક્તિથી) ॥ ૧૮ ॥

**यथाग्निः सुसमृद्धार्चिः करोत्येधांसि भस्मसात्।**
**तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः॥ १९**

પ્રજ્વલિત થયેલી જ્વાળાઓવાળો અગ્નિ જેમ લાકડાંને (બાળીને) ભસ્મીભૂત કરી નાખે છે, તેમ હે ઉદ્ધવ! મારા પ્રત્યેની ભક્તિ પાપોને સંપૂર્ણપણે બાળીને ભસ્મ કરી નાખે છે. ॥ ૧૯ ॥

पाकाद्यर्थं प्रज्वालितोऽग्निर्यथा काष्ठानि भस्मीकरोति तथा रागादिनापि कथंचिन्मद्विषया सती भक्तिः समस्तपापानीति भगवानपि स्वभक्तिमहिमाश्चर्येण संबोधयति—अहो उद्धव विस्मयं शृण्विति॥ १९॥

રસોઈ વગેરે માટે પ્રજ્વલિત કરાયેલો અગ્નિ જેમ લાકડાંને (બાળીને) ભસ્મીભૂત કરે છે, તેમ કામના વગેરેથી પણ કોઈ પણ રીતે મારા પ્રત્યે કરાયેલી સાચી ભક્તિ સમસ્ત પાપોને (બાળી નાખે છે), એમ ભગવાન પણ પોતાની ભક્તિના મહિમાથી આશ્ચર્ય પામીને સંબોધન કરે છે– અહો! ઉદ્ધવ! આશ્ચર્યની વાત સાંભળ! ॥ ૧૯ ॥

अत एवंभूतं श्रेयो नान्यदस्तीत्याह— **न साधयतीति** द्वाभ्याम्।

**न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव।**
**न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता॥**
**॥ २०॥** २०॥

**भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयाऽऽत्मा प्रियः सताम्।**
**भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि सम्भवात्॥**
**॥ २१ ॥**

श्रद्धया या भक्तिस्तया। संभवाज्जाति-दोषादपीत्यर्थः॥ २१॥

भक्त्यभावेऽन्यत्साधनं व्यर्थमित्याह द्वाभ्याम्—**धर्म इति**।

**धर्मः सत्यदयोपेतो विद्या वा तपसान्विता।**
**मद्भक्त्यापेतमात्मानं न सम्यक् प्रपुनाति हि॥ २२**
॥ २२॥

**कथं विना रोमहर्षं द्रवता चेतसा विना।**
**विनाऽऽनन्दाश्रुकलया शुध्येद् भक्त्या विनाऽऽशयः॥ २३**

रोमहर्षादिकं विना कथं भक्तिर्गम्यते, भक्त्या विना च कथमाशयः शुध्येदिति॥ २३॥

किंच, भक्तिः स्वाश्रयं शोधयतीति किं वक्तव्यं, यतो गद्गदवागादिलक्षणो मद्भक्ति-युक्तो लोकं सर्वं पुनातीत्याह—**वागिति**।

આથી આવું કલ્યાણકારી અન્ય કાંઈ પણ નથી, એમ બે શ્લોકોથી કહે છે— **'न साधयति इति।'**

હે ઉદ્ધવ, પ્રવૃદ્ધ થયેલી (નિષ્કામ) ભક્તિ મને જેવો વશ કરે છે, તેવો યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ અને ત્યાગ વશ કરી શકતાં નથી. ॥ ૨૦ ॥ ૨૦ ॥

(સર્વનો) આત્મા અને સજ્જનોનો પ્રિય એવો હું શ્રદ્ધાપૂર્વક કરાયેલી ભક્તિથી જ ગ્રહણ કરવા યોગ્ય છું. મારામાં દૃઢ થયેલી ભક્તિ ચાંડાળોને પણ જાતિદોષથી પવિત્ર કરે છે. ॥ ૨૧ ॥

શ્રદ્ધાપૂર્વક કરાયેલી જે ભક્તિ છે, તેનાથી— **'सम्भवात्'** જાતિદોષથી પણ (પવિત્ર કરે છે), એમ અર્થ છે. ॥ ૨૧ ॥

ભક્તિ ન હોય તો બીજું સાધન પણ વ્યર્થ છે, એમ બે શ્લોકોથી કહે છે— **'धर्मः इति।'**

સત્ય અને દયાયુક્ત ધર્મ તેમ જ તપથી પ્રાપ્ત કરેલી વિદ્યા મારી ભક્તિ વિનાના અંતઃકરણને સારી રીતે પવિત્ર કરતાં નથી. ॥ ૨૨ ॥ ૨૨ ॥

રોમાંચિત થયા વિના, પીગળતા ચિત્ત વિના અને આનંદનાં અશ્રુબિંદુઓ વિના ભક્તિ કેવી રીતે જાણી શકાય? અને ભક્તિ વિના અંતઃકરણ કેવી રીતે શુદ્ધ થાય? ॥ ૨૩ ॥

રોમાંચ વગેરે થયા વિના ભક્તિ કેવી રીતે જાણી શકાય? અને ભક્તિ વિના અંતઃકરણ કેવી રીતે શુદ્ધ થાય? ॥ ૨૩ ॥

પોતાનો આશ્રય લેનારને ભક્તિ શુદ્ધ કરે છે, એમાં શું કહેવું? કારણ કે ગદ્ગદ્ વાણી વગેરે લક્ષણવાળો મારો ભક્ત સર્વ ભુવનને પવિત્ર કરે છે, એમ કહે છે— **'वाक् इति।'**

**वाग् गद्गदा द्रवते यस्य चित्तं**
**रुदत्यभीक्ष्णं हसति क्वचिच्च।**
**विलज्ज उद्गायति नृत्यते च**
**मद्भक्तियुक्तो भुवनं पुनाति॥ २४**
॥ २४॥

અપિ ચ ભક્ત્યૈવાત્મશુદ્ધિર્નાન્યત ઇતિ સદૃષ્ટાન્તમાહ—**યથેતિ**।

अपि च भक्त्यैवात्मशुद्धिर्नान्यत इति सदृष्टान्तमाह—**यथेति**।

**यथाग्निना हेम मलं जहाति**
**ध्मातं पुनः स्वं भजते च रूपम्।**
**आत्मा च कर्मानुशयं विधूय**
**मद्भक्तियोगेन भजत्यथो माम्॥ २५**

यथाग्निना ध्मातं तापितमेव हेम सुवर्णमन्तर्मलं जहाति न क्षालनादिभिः। स्वं निजं रूपं च भजते। कर्मानुशयं कर्मवासनाम्। मां भजते मद्रूपतामापद्यते॥ २५ ॥

ननु 'ब्रह्मविदाप्नोति परम्', 'तमेव विदित्वाऽतिमृत्युमेति' इत्यादिश्रुतिभ्यो ज्ञानादेवाविद्यानिवृत्त्या त्वत्प्राप्तिरवगम्यते, कुतो भक्तियोगेनेत्युच्यते तत्राह—**यथा यथेति**।

**यथा यथाऽऽत्मा परिमृज्यतेऽसौ**
**मत्पुण्यगाथाश्रवणाभिधानैः ।**
**तथा तथा पश्यति वस्तु सूक्ष्मं**
**चक्षुर्यथैवाञ्जनसम्प्रयुक्तम् ॥ २६**

જેની વાણી તૂટક અક્ષરોવાળી થઈ જાય છે, જેનું ચિત્ત પીગળી જાય છે, જે વારંવાર રડે છે અને ક્યારેક હસે છે, ક્યારેક લજ્જારહિત થઈને ઊંચા સ્વરે ગાય છે અને નાચે છે, તેવો મારી ભક્તિવાળો મનુષ્ય જગતને પવિત્ર કરે છે. ॥ ૨૪ ॥ ૨૪ ॥

તદુપરાંત ભક્તિથી જ આત્મશુદ્ધિ થાય છે, એ વાત દૃષ્ટાંતસહિત કહે છે— **'यथा इति।'**

જેમ અગ્નિથી તપાવેલું સુવર્ણ મેલ તજે છે અને પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરે છે, તેમ જીવાત્મા મારી ભક્તિના યોગથી કર્મવાસના તજીને મારા સ્વરૂપને પ્રાપ્ત કરે છે. ॥ ૨૫ ॥

જેમ અગ્નિથી **'ध्मातम्'** તપાવેલું જ **'हेम'** સુવર્ણ અંદરના મેલને તજે છે, ધોવા, ઘસવા વગેરેથી પોતાનો મેલ નથી છોડી દેતું; અને (તપાવ્યા પછી જ) પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. **'कर्म-अनुशयम्'** કર્મની વાસનાને— **'मां भजते'** મારા સ્વરૂપને પ્રાપ્ત કરે છે. ॥૨૫॥

શંકા કરવામાં આવે છે કે 'બ્રહ્મજ્ઞાની પરમાત્માને પામે છે.' (તૈત્તિ.ઉપ.૨/૧) 'તે પરમાત્માને જાણીને જ પ્રાણી સંસાર તરી જાય છે.' (વાજ.સં. ૩૧/૧૮) વગેરે શ્રુતિઓ દ્વારા જ્ઞાનથી જ અવિદ્યા દૂર થવાથી આપની પ્રાપ્તિ થતી જણાય છે, તો પછી શા માટે ભક્તિયોગથી આપની પ્રાપ્તિ કહેવામાં આવે છે? આ માટે ઉત્તર આપે છે— **'यथा यथा इति।'**

જેવી રીતે આંજણ આંજેલું ચક્ષુ જેમ જેમ દોષરહિત થાય છે (તેમ તેમ તે રૂપ ગ્રહણ કરવામાં સમર્થ થાય છે), તેવી રીતે મારી પવિત્ર કથાઓનાં શ્રવણ અને કીર્તનથી જેમ જેમ ચિત્ત શુદ્ધ થાય છે તેમ તેમ તે સૂક્ષ્મ વસ્તુ (આત્મતત્ત્વ)નો સાક્ષાત્કાર કરે છે. ॥ ૨૬ ॥

आत्मा चित्तं परिमृज्यते शोध्यते मत्पुण्यकथानां श्रवणैरभिधानैश्च भक्तेरेवा-वान्तरव्यापारो ज्ञानं न पृथगित्यर्थः ॥ २६ ॥

किंच ज्ञानं नाम चित्तस्य मदाकार-परिणामः, स च मां भजतः स्वभावत एव भवति, न च यत्नान्तरमपेक्षत इति सदृष्टान्तमाह—**विषयानिति**।

**विषयान् ध्यायतश्चित्तं विषयेषु विषज्जते।**
**मामनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते॥ २७ ॥ २७ ॥**

यस्मादन्यसाधनं तत्फलं च स्वप्न-मनोरथवदसदभिध्यानमात्रं तस्मात्तद्विहाय मय्येव मनः समाहितं कुर्विति प्रकरणार्थमुपसंहरति—**तस्मादिति**।

**तस्मादसदभिध्यानं यथा स्वप्नमनोरथम्।**
**हित्वा मयि समाधत्स्व मनो मद्भावभावितम्॥ २८**

मद्भावभावितं मद्भावेन भजनेनैव शोधितम्॥ २८॥

विशेषतो वात्स्यायनाद्युक्तकाममार्गाः परित्याज्या इत्याह—**स्त्रीणामिति**।

**स्त्रीणां स्त्रीसंगिनां संगं त्यक्त्वा दूरत आत्मवान्।**
**क्षेमे विविक्त आसीनश्चिन्तयेन्मामतन्द्रितः॥ २९**

आत्मवान् धीरः सन्। क्षेमे निर्भये देशे। विविक्ते विजने॥ २९॥

મારી પવિત્ર કથાઓનાં શ્રવણ અને કીર્તનથી **'आत्मा'** ચિત્ત **'परिमृज्यते'** શુદ્ધ થાય છે. જ્ઞાન ભક્તિની અંતર્ગત રહેલી પ્રક્રિયા જ છે, ભક્તિથી જ્ઞાન જુદું નથી, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

વળી, ચિત્તનું મારા સ્વરૂપમાં પરિણમવું એટલે જ્ઞાન અને મને ભજનારના ચિત્તને સ્વાભાવિક રીતે જ તે જ્ઞાન થાય છે, તેમાં બીજા પ્રયત્નની અપેક્ષા હોતી નથી, એમ દૃષ્ટાંતસહિત કહે છે— **'विषयान् इति।'**

વિષયોનું ચિંતન કરનારનું ચિત્ત વિષયોમાં આસક્ત થાય છે અને મારું વારંવાર ચિંતન કરનારનું ચિત્ત મારામાં જ લીન થાય છે. ॥ ૨૭ ॥ ૨૭ ॥

(ભક્તિ સિવાયનું) બીજું સાધન અને તેનું ફળ સ્વપ્ન અને મનોરથ જેવું અસદ્ વિષયોના ચિંતનરૂપ હોવાથી તે છોડીને મારામાં જ મનને સ્થાપિત કર, એમ પ્રકરણના અર્થનો ઉપસંહાર કરે છે— **'तस्मात् इति।'**

તેથી સ્વપ્ન અને મનોરથ જેવું અસદ્ વિષયોનું ચિંતન છોડીને મારા ભજનથી શુદ્ધ કરેલા મનને મારામાં સ્થાપિત કર. ॥ ૨૮ ॥

**'मत्-भाव-भावितम्'** મારા ભાવથી– ભજનથી શુદ્ધ કરેલા મનને ॥ ૨૮ ॥

ખાસ કરીને વાત્સ્યાયન વગેરે દ્વારા કહેવાયેલા કામમાર્ગો ત્યાગ કરવા યોગ્ય છે, એમ કહે છે— **'स्त्रीणाम् इति।'**

સ્ત્રીઓનો તથા સ્ત્રીઓના સંગીઓનો સંગ દૂરથી જ તજીને, ધીર થઈ, નિર્ભય અને નિર્જન સ્થળે બેસીને, પ્રમાદરહિત થઈ મારું ચિંતન કરવું જોઈએ. ॥ ૨૯ ॥

**'आत्मवान्'** ધીર થઈને– **'क्षेमे'** નિર્ભય અને **'विविक्ते'** નિર્જન સ્થળે ॥ ૨૯ ॥

एतदुपपादयति—**न तथेति**।

**न तथास्य भवेत् क्लेशो बन्धश्चान्यप्रसंगतः।**
**योषित्संगाद् यथा पुंसो यथा तत्संगिसंगतः॥ ३०**

अस्य पुंसो यथा तत्सङ्गिसङ्गतः क्लेशो भवेत्। यथा च बन्धो योषित्सङ्गतस्तथान्यप्रसङ्गतो न भवेदिति॥ ३०॥

मां चिन्तयेदित्युक्तं तत्प्रकारं पृच्छति—

**उद्धव उवाच**

**यथा त्वामरविन्दाक्ष यादृशं वा यदात्मकम्।**
**ध्यायेन्मुमुक्षुरेतन्मे ध्यानं मे वक्तुमर्हसि॥ ३१**

यथेति ध्यानाङ्गप्रश्नः। यादृशमिति ध्येयविशेषणप्रश्नः। यदात्मकमिति यस्य तानि विशेषणानि तत्स्वरूपप्रश्नः। एतन्मे ध्यानं मे वक्तुमर्हसीति पाठः। तत्रायमर्थः—मुमुक्षुस्त्वां यथा ध्यायेत्तन्मे वक्तुमर्हसीति जिज्ञासोः कथनाय। मे पुनरेतत्त्वद्दास्यमेव पुरुषार्थो न तु ध्यानेन कृत्यमस्तीति। तदुक्तम्—'त्वयोपभुक्तस्रग्गन्ध—' इत्यादि। 'त्वं वक्तुमर्हसि' इति पाठः सुगमः॥ ३१॥

(કામમાર્ગનો પરિત્યાગ કરવો જોઈએ,) એ વાતને પ્રમાણિત કરે છે— **'न तथा इति।'**

આ પુરુષ(જાત)ને સ્ત્રીના સંગથી કે તે સ્ત્રીઓના સંગીઓના સંગથી જેવો ક્લેશ અને બંધન થાય છે, તેવો બીજા કોઈના સંસર્ગથી થતો નથી! ॥ ૩૦ ॥

આ પુરુષ(જાત)ને તે સ્ત્રીઓના સંગીઓના સંગથી જેવો ક્લેશ થાય છે અને સ્ત્રીઓના સંગથી જેવું બંધન થાય છે, તેવું બીજા કોઈના સંસર્ગથી થતું નથી! ॥ ૩૦ ॥

'મારું ચિંતન કરવું જોઈએ.' (શ્લોક-૨૯) એમ જે કહેવામાં આવ્યું, તે ચિંતન કરવાની પદ્ધતિ ઉદ્ધવજી પૂછે છે—

**ઉદ્ધવજી બોલ્યા** – હે અરવિંદલોચન (શ્રીકૃષ્ણ)! મુમુક્ષુએ જે પ્રકારે, જેવા વિશેષણવિશિષ્ટને અને જે સ્વરૂપવાળાને ચિંતવવા જોઈએ, આ મારો (સવિશેષ) ધ્યાનવિષયક પ્રશ્ન આપ મને કહેવા માટે યોગ્ય છો. ॥ ૩૧ ॥

**'यथा इति।'** જે પ્રકારે ધ્યાન કરવું જોઈએ, એમ ધ્યાનના અંગરૂપ પ્રશ્ન છે. **'यादृशम् इति।'** ધ્યાન કરવા યોગ્ય ભગવાન જેવા વિશેષણવિશિષ્ટ છે, તે અંગેનો પ્રશ્ન છે. **'यत्-आत्मकम्'** તે વિશેષણો જેનાં છે તે સ્વરૂપ અંગેનો પ્રશ્ન છે. **'एतन्मे ध्यानं मे वक्तुमर्हसि'** એમ પાઠ છે. તેનો આ અર્થ છે– મુમુક્ષુએ આપને જે રીતે ચિંતવવા જોઈએ, તે મને કહેવા માટે આપ યોગ્ય છો, એમ જિજ્ઞાસુને જણાવવા માટેનો પ્રશ્ન છે. **मे** પદની પુનરુક્તિ છે. આપનું દાસ્ય જ જેનો પુરુષાર્થ છે તેવા મારે તો ધ્યાનથી કોઈ પ્રયોજન નથી. તે કહેવામાં આવ્યું છે– 'આપનાં પ્રસાદી, માળા, ચંદન વગેરેથી અલંકૃત થઈને આપનું પ્રસાદી ભોજન કરતા આપના દાસ અમે માયાને તો જીતી જ લઈએ છીએ.' (શ્રીમદ્ ભા.૧૧/૬/૪૬) વગેરે. (**'मे वक्तुमर्हसि'** ને બદલે) **त्वं वक्तुमर्हसि** પાઠ સુગમ છે. ॥ ૩૧ ॥

तत्र ध्यानाङ्गत्वेनासनप्राणायाम-प्रकारमाह—**सम इति** चतुर्भिः।

**श्रीभगवानुवाच**

**सम आसन आसीनः समकायो यथासुखम्।**
**हस्तावुत्संग आधाय स्वनासाग्रकृतेक्षणः॥ ३२**

**प्राणस्य शोधयेन्मार्गं पूरकुम्भकरेचकैः।**
**विपर्ययेणापि शनैरभ्यसेन्निर्जितेन्द्रियः॥ ३३**

समे नात्युच्छ्रिते नातिनीचे आसने कम्बलादौ समकायः सन्। यथासुखमासीन इति नास्ति स्वस्तिकादिनियम इत्युक्तम्। नासाग्रनिरीक्षणं च चित्तस्थैर्याय—'अन्तर्लक्ष्योऽबहिर्दृष्टिः स्थिरचित्तः सुसंयतः।' इति योगशास्त्रोक्तेः॥ ३२॥

विपर्ययेण रेचकपूरककुम्भकक्रमेणापि। यद्वा वामनाड्या पूरितं दक्षिणया त्यजेत्तया वा पूरितं वामयेत्येवं विपर्ययेण। यथोक्तं योगे—

'इडया पूरयेद्वायुं त्यजेत्पिङ्गलया ततः।
पिङ्गलापूरितं वायुमिडया च परित्यजेत्॥'

इति।

निर्जितेन्द्रिय इति प्रत्याहार उक्तः॥ ३३॥

તે (ત્રણ પ્રશ્નો)માં ધ્યાનના અંગરૂપ આસન અને પ્રાણાયામનો પ્રકાર ચાર શ્લોકોથી કહે છે— **'समः इति।'**

**શ્રીભગવાન બોલ્યા** – (ન બહુ ઊંચા કે ન બહુ નીચા એવા) સમતળ આસન ઉપર શરીર સીધું (ટટ્ટાર) રાખીને તથા બંને હાથને ખોળામાં મૂકીને જેમ સરળતાથી બેસાય તેમ બેસીને, પોતાના નાકના ટેરવા પર દૃષ્ટિ સ્થિર કરીને, ॥૩૨॥ પૂરક, કુંભક તથા રેચક એમ (સીધા) ક્રમથી અને (રેચક, પૂરક અને કુંભક એમ) ઊલટા ક્રમથી પણ પ્રાણના માર્ગને શુદ્ધ કરે અને જિતેન્દ્રિય થઈને (મુમુક્ષુ) ધીમે ધીમે (આનો) અભ્યાસ કરે. ॥ ૩૩ ॥

**'समे'** ન બહુ ઊંચા કે ન બહુ નીચા આસન ઉપર એટલે કામળા વગેરે ઉપર શરીર સીધું રાખીને જેમ સુખપૂર્વક બેઠેલો હોય તેમ– (એ દ્વારા) 'સ્વસ્તિકાદિ આસનમાં બેસીને ધ્યાન કરવું જોઈએ, એવો નિયમ નથી.' એમ કહે છે. વળી, નાકના ટેરવા પરનું નિરીક્ષણ પણ ચિત્તની સ્થિરતા માટે છે– 'હૃદયની અંદર લક્ષ્ય તરફ જ દૃષ્ટિ રાખીને અંતર્મુખ થઈને સ્થિરચિત્ત થઈ ઇન્દ્રિયોને સુસંયમિત કરનાર' એમ યોગશાસ્ત્રમાં કહેવાયું છે. ॥ ૩૨ ॥

ઊલટા ક્રમ (રેચક, પૂરક અને કુંભક)થી પણ (પ્રાણાયામ કરવો જોઈએ). અથવા ડાબા નસકોરાથી પૂરેલા વાયુને જમણા નસકોરાથી છોડવો જોઈએ અને તેનાથી વિપરીત રીતે (જમણા નસકોરાથી) પૂરેલો વાયુ ડાબા નસકોરાથી છોડવો જોઈએ. જે પ્રમાણે યોગમાં કહ્યું છે– 'ઇડાથી શ્વાસ ભરીને પિંગળાથી છોડવો જોઈએ અને પછી પિંગળાથી શ્વાસ ભરીને ઇડાથી છોડવો જોઈએ.' **'निर्जित-इन्द्रियः'** (ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી ખેંચી લેવી) પદથી પ્રત્યાહાર કહેવામાં આવ્યો છે.॥૩૩॥

प्राणायामो द्विविधः—सगर्भोऽगर्भश्चेति। तत्र श्रेष्ठत्वात्प्रणवगर्भमाह—**हृदीति** द्वाभ्याम्।

પ્રાણાયામ બે પ્રકારના છે– મંત્રસહિત પ્રાણાયામ સગર્ભ છે અને મંત્રરહિત પ્રાણાયામ અગર્ભ છે. તેમાં સગર્ભ પ્રાણાયામ શ્રેષ્ઠ હોવાથી પ્રણવગર્ભ પ્રાણાયામને બે શ્લોકથી વર્ણવે છે– **'हृदि इति।'**

**हृद्यविच्छिन्नमोंकारं घण्टानादं बिसोर्णवत्।**
**प्राणेनोदीर्य तत्राथ पुनः संवेशयेत् स्वरम्॥ ३४**

હૃદયમાં, કમળનાળમાં રહેલા સૂક્ષ્મ તાંતણા જેવા ઓમ્કારનું (સ્વરનો તંતુ તૂટે નહીં તેમ) એકધારું ચિંતન કરતાં પ્રાણ દ્વારા તેને ઉપર લઈ જઈને (મનની અંદર પ્રાણથી પ્રકટ કરીને) તેમાં ઘંટના નાદ જેવો સતત (ઉદાત્ત) સ્વર સ્થિર કરવો જોઈએ.॥ ૩૪ ॥

मूलाधारादारभ्याविच्छिन्नं सन्ततं घण्टा–नादतुल्यमोङ्कारं हृदि संस्थितं प्राणेनोदीर्योर्ध्वं द्वादशान्तपर्यन्तं नीत्वा। कथम्। बिसोर्णवत् कमलनालतन्तुवत्। तत्र मात्रातीते स्वरं पञ्चदशं बिन्दुं संवेशयेत्। अथ पुनरित्यस्य तं च बिन्दुशिरस्कं कुर्यादित्यर्थः। यद्वा, मूलाधारादारभ्य मूर्धान्तपर्यन्तं बिसतन्तुवत् सूक्ष्ममविच्छिन्नं सन्ततं हृदि मनसि प्राणेनोदीर्याभिव्यज्याथ पुनस्तत्रोङ्कारे घण्टा–नादतुल्यं स्वरमुदात्तं नादं स्थिरीकुर्यादिति ॥ ३४ ॥

મૂલાધારથી માંડીને **'अविच्छिन्नम् '** સતત ઘંટના નાદ જેવા, હૃદયમાં રહેલા ઓમ્કારને પ્રાણ દ્વારા **'उदीर्य'** ઉપર બાર માત્રા પર્યંત (બાર આંગળા પર્યંત અનાહત ચક્ર સુધી) લઈ જઈને– કેવા ઓમ્કારને? **'बिस-ऊर्णवत्'** કમળનાળમાં રહેલા સૂક્ષ્મ તાંતણા જેવા ઓમ્કારને, **'तत्र'** દ્વાદશ માત્રાઓનું અતિક્રમણ કરીને રહેલા ઓમ્કારમાં **'स्वरम्'** માત્રાશૂન્ય પંદરમા બિંદુને પ્રવેશ કરાવવો જોઈએ. વળી પાછો ઓમ્કારને મસ્તક ઉપર બિંદુવાળો કરવો જોઈએ (મ્ નું ધ્યાન કરવું જોઈએ), એમ અર્થ છે. અથવા મૂલાધારથી આરંભીને મસ્તકના અંત સુધી કમળનાળના તાંતણા જેવા સૂક્ષ્મ, એકધારા, સતત ઓમ્કારને **'हृदि'** મનમાં પ્રાણ દ્વારા ઉપર લઈને, પ્રકટ કરીને હવે પુનઃ તે ઓમ્કારમાં ઘંટના નાદ જેવો **'स्वरम्'** ઉદાત્ત નાદ સ્થિર કરવો જોઈએ. ॥ ૩૪ ॥

**एवं प्रणवसंयुक्तं प्राणमेव समभ्यसेत्।**
**दशकृत्वस्त्रिषवणं मासादर्वाग् जितानिलः॥ ३५**

આ પ્રમાણે પ્રતિદિન (સવાર-બપોર-સાંજ) ત્રણ કાળ દસ દસ વખત પ્રણવયુક્ત પ્રાણાયામનો સારી રીતે અભ્યાસ કરે, તો તે મનુષ્ય એક મહિના પછી પ્રાણવાયુને વશ કરી લે છે. ॥ ૩૫ ॥

मासादर्वाक् जितानिलो भवति॥ ३५॥

એક મહિના પછી પ્રાણવાયુને વશ કરી લે છે. ॥ ૩૫ ॥

एवं ध्यानाङ्गमुक्त्वा यादृशमित्यस्योत्तरं वक्तुं ध्येयपीठमाह—**हृत्पुण्डरीकमिति** सार्धेन।

આમ, ધ્યાનનાં અંગ કહીને **'यादृशम्'** (શ્લોક-૩૧) જેવાં વિશેષણોવાળું ધ્યેય હોવું જોઈએ, તેનો ઉત્તર આપવા માટે ધ્યેયવસ્તુના આસનને દોઢ શ્લોકથી વર્ણવે છે— **'हृत्-पुंडरीकम् इति।'**

**हृत्पुण्डरीकमन्तस्थमूर्ध्वनालमधोमुखम् ।**
**ध्यात्वोर्ध्वमुखमुन्निद्रमष्टपत्रं सकर्णिकम्॥ ३६**

**कर्णिकायां न्यसेत् सूर्यसोमाग्नीनुत्तरोत्तरम्।**
**वह्निमध्ये स्मरेद् रूपं ममैतद् ध्यानमंगलम्॥ ३७**

શરીરની અંદર ઊંચે ગયેલી નાળવાળું અને નીચા મુખવાળું (કેળના પુષ્પની જેમ રહેલું, ખીલ્યા વગરનું) જે હૃદયકમળ છે તેને ઊંચા મુખવાળું, ખીલેલું, આઠ પાંખડીઓવાળું અને વચ્ચે કર્ણિકા (કમળકાકડી)વાળું ચિંતવીને ॥ ૩૬ ॥ કર્ણિકામાં ઉત્તરોત્તર સૂર્ય, ચંદ્ર અને અગ્નિનું ધ્યાન કરવું જોઈએ. વહ્નિમંડળની વચ્ચે ધ્યાનના શુભ આશ્રયરૂપ મારા સ્વરૂપનું સ્મરણ કરવું જોઈએ. ॥ ૩૭ ॥

अन्तस्थं देहान्तर्वर्ति ऊर्ध्वनालमधोमुखं मुकुलितं च कदलीपुष्पसंकाशं यदस्ति तद्विपरीतं ध्यात्वेत्यर्थः ॥ ३६ ॥

**'अन्तस्थम्'** શરીરની અંદર ઊંચે ગયેલી નાળવાળું અને નીચા મુખવાળું, કેળના પુષ્પની જેમ રહેલું, ખીલ્યા વગરનું કળી જેવું જે કમળ છે, તેનાથી ઊલટું, ઊંચા મુખવાળું ખીલેલું કમળ ચિંતવીને, એમ અર્થ છે. ॥ ૩૬ ॥

न्यसेच्चिन्तयेत्। सविशेषणं ध्यानमाह—वह्निमध्य इति षड्भिः। ध्यानमङ्गलं ध्यानस्य शुभं विषयम्॥ ३७॥

**'न्यसेत्'** ધ્યાન કરવું જોઈએ. વિશેષણવાળા ધ્યાનનું છ શ્લોકોથી વર્ણન કરે છે– **'वह्निमध्ये इति।' 'ध्यानमंगलम्'** ધ્યાનના શુભ વિષયરૂપ મારા સ્વરૂપને (ચિંતવવું). ॥ ૩૭ ॥

**समं प्रशान्तं सुमुखं दीर्घचारुचतुर्भुजम्।**
**सुचारु सुन्दरग्रीवं सुकपोलं शुचिस्मितम्॥ ३८**

**समानकर्णविन्यस्तस्फुरन्मकरकुण्डलम्।**
**हेमाम्बरं घनश्यामं श्रीवत्सश्रीनिकेतनम्॥ ३९**

**शंखचक्रगदापद्मवनमालाविभूषितम् ।**
**नूपुरैर्विलसत्पादं कौस्तुभप्रभया युतम्॥ ४०**

**द्युमत्किरीटकटककटिसूत्रांगदायुतम् ।**
**सर्वांगसुन्दरं हृद्यं प्रसादसुमुखेक्षणम्॥ ४१**

સપ્રમાણ અવયવોવાળા, અત્યંત શાંત, સુંદર મુખવાળા, ચાર સુંદર દીર્ઘ બાહુઓવાળા, અતિશય રમ્ય, સુંદર ગ્રીવા(ડોક)વાળા, સુંદર ગાલવાળા, પવિત્ર સ્મિતવાળા, ॥ ૩૮ ॥ સમાન એવા બંને કર્ણોમાં ધારણ કરેલાં દેદીપ્યમાન મકરાકૃતિ કુંડળોવાળા, સુવર્ણમય અંબર(વસ્ત્ર)વાળા, મેઘ જેવા શ્યામ, શ્રીવત્સચિહ્ન અને શ્રીદેવીના આશ્રયરૂપ, ॥ ૩૯ ॥ શંખ-ચક્ર-ગદા-પદ્મ-વનમાળાથી શોભતા, નૂપુરોથી શોભતાં ચરણવાળા, કૌસ્તુભમણિની કાંતિથી યુક્ત, ॥ ૪૦ ॥ ચળકતાં મુકુટ-કડાં-કંદોરો-બાજુબંધથી સર્વ તરફ અલંકૃત થયેલા, સર્વાંગસુંદર, હૃદયંગમ, અનુગ્રહથી શોભતા મુખ તથા નેત્રવાળા ॥ ૪૧ ॥

**सुकुमारमभिध्यायेत् सर्वांगेषु मनो दधत्।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यो मनसाऽऽकृष्य तन्मनः।**
**बुद्ध्या सारथिना धीरः प्रणयेन्मयि सर्वतः॥ ४२**

સમમનુરૂપાવયવમ્। દીર્ઘાશ્ચારવશ્ચત્વારો ભુજા યસ્મિંસ્તત્। સુચારુ અતિરમ્યમ્॥ ૩૮॥ સમાનયોઃ કર્ણયોર્વિન્યસ્તે સ્ફુરતી મકરાકારે કુણ્ડલે યસ્મિંસ્તત્। શ્રીવત્સશ્રિયોર્નિકેતનં વક્ષસિ દક્ષિણવામતઃ। તાભ્યાં યુક્તમિત્યર્થઃ ॥ ૩૯ ॥ ૪૦ ॥ દ્યુમદ્ભિઃ કિરીટાદિભિરાસમન્તાદ્યુતમલંકૃતમ્। પ્રસાદેન શોભનં મુખમીક્ષણં ચ યસ્મિંસ્તત્॥ ૪૧ ॥ સુકુમારમતિકોમલમ્। સવિશેષણં ધ્યાનમુપસંહરતિ—ઇન્દ્રિયાણીતિ। પ્રકર્ષેણ નયેત્। સર્વતઃ સર્વાઙ્ગયુક્તે॥ ૪૨ ॥

यादृशमित्यस्योत्तरत्वेन सविशेषणमुक्त्वा यदात्मकमित्यस्योत्तरतया शनैर्विशेषणत्यागेन ध्यानमेव समाधिपर्यन्तमाह—**तदिति** त्रिभिः।

**तत् सर्वव्यापकं चित्तमाकृष्यैकत्र धारयेत्।**
**नान्यानि चिन्तयेद् भूयः सुस्मितं भावयेन्मुखम्॥ ४३**

एकत्राङ्गे। अन्यान्यङ्गानि न चिन्तयेत्। एकत्रेति यदुक्तं तदेवाङ्गं दर्शयति—सुस्मितमिति॥ ४३॥

મારા સુકોમળ સ્વરૂપનું ચિંતન કરવું જોઈએ. મારાં સર્વ અંગોમાં મનને સ્થાપિત કરતા ધીર મનુષ્યે ઈન્દ્રિયોને તેમના વિષયોમાંથી મન વડે સર્વ તરફથી વાળીને તે મનને (નિશ્ચયાત્મક) બુદ્ધિરૂપી સારથિ(ની સહાય)થી સર્વાંગસુંદર મારા સ્વરૂપમાં દૃઢતાથી લઈ જવું (સ્થાપવું) જોઈએ. ॥ ૪૨ ॥

**'समम्'** સપ્રમાણ અવયવવાળું, દીર્ઘ અને સુંદર ચાર ભુજાઓ છે જેમાં તે સ્વરૂપ– **'सुचारु'** અતિ રમ્ય ॥ ૩૮ ॥ બંને સમાન કર્ણોમાં ધારણ કરવામાં આવ્યાં છે દેદીપ્યમાન મકરાકૃતિ કુંડળો જેમાં તે સ્વરૂપ– શ્રીવત્સચિહ્ન અને શ્રીદેવીનું નિવાસસ્થાન વક્ષઃસ્થળમાં જમણી અને ડાબી તરફ, તે બંનેથી યુક્ત, એમ અર્થ છે. ॥ ૩૯ ॥ ૪૦ ॥ ચળકતાં મુકુટ વગેરેથી સર્વ તરફ **'युतम्'** અલંકૃત સ્વરૂપ– અનુગ્રહથી શોભતાં મુખ અને નેત્ર છે જેમાં તે સ્વરૂપ ॥ ૪૧ ॥ **'सुकुमारम्'** અતિ કોમળ સ્વરૂપ– વિશેષણવાળા ધ્યાનનું સંક્ષેપમાં વિવરણ કરે છે– **'इन्द्रियाणि इति।'** દૃઢતાથી મનને લઈ જવું જોઈએ– સર્વ તરફથી, સર્વાંગસુંદર એવા મારા સ્વરૂપમાં ॥ ૪૨ ॥

**'यादृशम्'** (શ્લોક-૩૧)ના ઉત્તરરૂપે વિશેષણ-સહિતનું ધ્યાન વર્ણવીને **'यत्-आत्मकम्'** (૩૧)ના ઉત્તરરૂપે ધીમે ધીમે વિશેષણોના ત્યાગપૂર્વક સમાધિપર્યન્તના ધ્યાનને જ ત્રણ શ્લોકોથી વર્ણવે છે– **'तत् इति।'**

મારાં સર્વ અંગોમાં વ્યાપેલા તે ચિત્તને વાળીને એણે એક સ્થાને એક અંગ પર ધારણ કરવું જોઈએ. પુનઃ અન્ય અંગોનું એ ચિંતન ન કરે, પણ સુંદર સ્મિતયુક્ત મુખનું ધ્યાન કરે.॥૪૩॥

એક સ્થાને એક અંગ પર– બીજાં અંગોનું એ ચિંતન ન કરે. **'एकत्र'** એમ જે કહ્યું, તે જ અંગ દર્શાવે છે– **'सुस्मितम् इति।'** સુંદર સ્મિતયુક્ત મુખનું ધ્યાન કરે. ॥ ૪૩ ॥

**तत्र लब्धपदं चित्तमाकृष्य व्योम्नि धारयेत्।**
**तच्च त्यक्त्वा मदारोहो न किंचिदपि चिन्तयेत्॥ ४४**

ત્યાં (સુંદર સ્મિતયુક્ત મુખમાં) સ્થિર થયેલા ચિત્તને વ્યોમરૂપ સર્વના કારણરૂપ મારામાં ધારણ કરવું જોઈએ અને પછી તે કારણરૂપનો પણ ત્યાગ કરીને શુદ્ધ બ્રહ્મ એવા મારામાં આરૂઢ થઈ (યોગીએ) ધ્યાતા અને ધ્યેય એમ કોઈ વિભાગનું ચિંતન કરવું નહીં.॥૪૪॥

व्योम्नि सर्वकारणरूपे। तच्च कारणत्वमपि त्यक्त्वा मदारोहो मयि शुद्धे ब्रह्मण्यारूढः सन् किंचिद्ध्यातृध्येयविभागमपि न चिन्तयेत् ॥ ४४ ॥

**'व्योम्नि'** વ્યોમરૂપ સર્વના કારણરૂપ મારામાં— અને તે કારણરૂપનો પણ ત્યાગ કરીને, શુદ્ધ બ્રહ્મ એવા મારામાં આરૂઢ થઈને (યોગીએ) ધ્યાતા-ધ્યેય એવા કોઈ વિભાગનું પણ ચિંતન કરવું જોઈએ નહીં.॥ ૪૪ ॥

**एवं समाहितमतिर्मामेवात्मानमात्मनि।**
**विचष्टे मयि सर्वात्मन् ज्योतिर्ज्योतिषि संयुतम्॥ ४५**

આમ, મારામાં નિશ્ચળ થયેલી બુદ્ધિવાળો મનુષ્ય મને આત્માને જ પોતાનામાં જુએ છે અને જ્યોતિમાં જોડાયેલી જ્યોતિની જેમ સર્વના આત્મા મારામાં પોતાને જોડાયેલો જુએ છે.॥ ૪૫ ॥

मामेवात्मनि विचष्टे आत्मानं च सर्वात्मनि मयि संयुतं विचष्टे। ज्योतिर्ज्योतिषि संयुक्तमिवेत्यन्वयः ॥ ४५ ॥

મને જ પોતાનામાં જુએ છે અને સર્વના આત્મા મારામાં, જ્યોતિમાં જોડાયેલી જ્યોતિની જેમ પોતાને જોડાયેલો જુએ છે, એમ અન્વય છે. ॥૪૫॥

एवंभूतसमाधिपर्यन्तध्यानस्य फलमाह— **ध्यानेनेति।**

આવી સમાધિ પર્યંતના ધ્યાનનું ફળ કહે છે— **'ध्यानेन इति।'**

**ध्यानेनेत्थं सुतीव्रेण युंजतो योगिनो मनः।**
**संयास्यत्याशु निर्वाणं द्रव्यज्ञानक्रियाभ्रमः॥ ४६**

આ પ્રમાણે કરાયેલા અત્યંત તીવ્ર ધ્યાનથી મનને સમાધિનિષ્ઠ કરતા યોગીનો અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મરૂપ અથવા દૃશ્ય, દ્રષ્ટા અને દર્શનરૂપ ભ્રમ શીઘ્ર શાંત થાય છે. ॥ ૪૬ ॥

मनो युञ्जतः समादधतः। द्रव्यज्ञानक्रिया-भ्रमोऽधिभूताधिदैवाध्यात्मरूपो दृश्यद्रष्टृदर्शन-रूपो वा भ्रमो निर्वाणं शान्तिं सम्यग्यास्यतीति ॥ ४६ ॥

**'मनः युञ्जतः'** મનને સમાધિનિષ્ઠ કરતા યોગીનો **'द्रव्यज्ञानक्रियाभ्रमः'** અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મરૂપ અથવા દૃશ્ય, દ્રષ્ટા અને દર્શનરૂપ ભ્રમ **'निर्वाणम्'** શાંતિને સારી રીતે પામે છે. ॥૪૬॥

**बाल.—**'द्रव्यभ्रमः देहादावहमिति ज्ञानभ्रमः अहं जानामीति क्रियाभ्रमोऽहं करोमीति देहेन्द्रियान्तःकरणाध्यासलक्षणः।'

દેહ વગેરે હું છું તે દ્રવ્યભ્રમ, હું જાણું છું તે જ્ઞાનભ્રમ અને હું કરું છું તે ક્રિયાભ્રમ— એમ દેહ-ઇન્દ્રિય-અંતઃકરણના અધ્યાસના લક્ષણવાળો આ ભ્રમ (દૂર થાય છે).

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे चतुर्दशोऽध्यायः॥ १४॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्दशोऽध्यायः॥ १४॥

# अथ पञ्चदशोऽध्यायः

## જુદી જુદી સિદ્ધિઓનાં નામ અને લક્ષણ

ततः पञ्चदशे प्रोक्ताः सिद्धयो धारणानुगाः।
श्रीविष्णुपदसंप्राप्तावन्तरायतया मताः॥ १

ત્યાર પછી પંદરમા અધ્યાયમાં તે તે ધારણાને અનુસરતી સિદ્ધિઓ કહેવામાં આવી છે. શ્રીવિષ્ણુના પદને પ્રાપ્ત કરવામાં (આ સિદ્ધિઓ) અંતરાયરૂપ માનવામાં આવી છે. ॥ ૧ ॥

एवं मनो युञ्जतो योगिनोऽन्तराविर्भवन्त्यः सिद्धयोऽप्यन्तरायप्राया एव, अतस्ताः परिहृत्य परमेश्वरपर एव भवेदिति वक्तुं सिद्धीराह—**जितेन्द्रियस्येति**।

આ પ્રમાણે મનને (ભગવાનમાં) જોડતા યોગીની સમીપમાં પ્રકટ થતી સિદ્ધિઓ પણ મહદંશે વિઘ્નરૂપ જ હોય છે. આથી તે સિદ્ધિઓનો ત્યાગ કરીને પરમેશ્વરપરાયણ જ થવું જોઈએ, એમ કહેવા માટે સિદ્ધિઓનું (ભગવાન) વર્ણન કરે છે— **'जितेन्द्रियस्य इति।'**

**श्रीभगवानुवाच**

**जितेन्द्रियस्य युक्तस्य जितश्वासस्य योगिनः।**
**मयि धारयतश्चेत उपतिष्ठन्ति सिद्धयः॥ १**

**શ્રીભગવાન બોલ્યા** – જેણે ઇન્દ્રિયોને જીતી છે, જેણે પ્રાણવાયુને વશ કર્યો છે તથા જેણે ચિત્તને સ્થિર કર્યું છે તેવા તથા મારામાં ચિત્ત સ્થાપિત કરતા યોગીની પાસે સિદ્ધિઓ ઉપસ્થિત થાય છે. ॥ ૧ ॥

युक्तस्य स्थिरचित्तस्य॥ १॥

**'युक्तस्य'** સ્થિર ચિત્તવાળા (યોગી)ની પાસે. ॥ ૧ ॥

**उद्धव उवाच**

**कया धारणया का स्वित् कथं स्वित् सिद्धिरच्युत।**
**कति वा सिद्धयो ब्रूहि योगिनां सिद्धिदो भवान्॥ २**

**ઉદ્ધવજી બોલ્યા** – હે અચ્યુત, કઈ ધારણા કરવાથી કેવા પ્રકારની અને કઈ સિદ્ધિ પ્રાપ્ત થાય છે? સિદ્ધિઓ કેટલી છે? (અને ધારણાઓ કેટલી છે?) યોગીઓને સિદ્ધિ આપનારા આપ (આ વિષે) કહો. ॥ ૨ ॥

स्विदिति वितर्के। का स्वित्किंनामा, कथं स्वित्कीदृशी वा। धारणाश्च कतीति प्रश्नान्तरे वाशब्दः। त्वमेवैतज्जानासि नान्य इत्याशयेनाह—योगिनामिति॥ २॥

**'स्वित्'** તર્ક દર્શાવવા માટે છે. **'का स्वित्'** સિદ્ધિઓ કયા નામવાળી છે? **'कथं स्वित्'** કેવા પ્રકારની છે? તથા ધારણાઓ કેટલી છે, એમ બીજા પ્રશ્ન માટે **'वा'** શબ્દ છે. આપ જ આ જાણો છો, બીજું કોઈ નહીં, એ આશયથી કહે છે– **'योगिनाम् इति।'** આપ યોગીઓને સિદ્ધિ આપનારા છો. ॥ ૨ ॥

श्रीभगवानुवाच

**सिद्धयोऽष्टादश प्रोक्ता धारणा योगपारगैः।**
**तासामष्टौ मत्प्रधाना दशैव गुणहेतवः॥ ३**

**શ્રીભગવાન બોલ્યા** – યોગપારંગત સિદ્ધો દ્વારા અઢાર સિદ્ધિઓ અને તેના કારણરૂપ અઢાર ધારણાઓ કહેવામાં આવી છે. હું જ જેમના આશ્રયરૂપ છું તેવી તેમનામાં આઠ સિદ્ધિઓ છે, (અને બાકીની) દસ તો સત્ત્વગુણની વૃદ્ધિના કારણરૂપ છે. ॥ ૩ ॥

धारणाश्चाष्टादशेत्यनुषङ्गः। योगपारगैरिति। त्रिकालज्ञत्वादिक्षुद्रसिद्धीरन्येऽपि जानन्तीति भावः। अहमेव प्रधानं मुख्यः स्वभावत आश्रयो यासां ताः। मत्सारूप्यं प्राप्तेषु किंचिन्न्यूना भवन्तीति भावः। गुणहेतवः सत्त्वोत्कर्षहेतुकाः॥ ३॥

ધારણા પણ અઢાર છે, એમ સંબંધ છે. **'योगपारगैः इति।'** યોગપારંગત સિદ્ધો દ્વારા (કહેવામાં આવી છે.)– ત્રિકાળજ્ઞાની હોવું વગેરે સિદ્ધિઓ બીજા પણ જાણે છે, એવો ભાવ છે. હું જ જેમનો **'प्रधानम्'** મુખ્ય, સ્વાભાવિક આશ્રય છું તેવી તે સિદ્ધિઓ મારું સારૂપ્ય પ્રાપ્ત કરેલા જનોમાં કંઈક અંશે ઓછી હોય છે, એવો ભાવ છે. **'गुणहेतवः'** સત્ત્વગુણની વૃદ્ધિના કારણવાળી॥ ૩ ॥

ताः स्वरूपेणोपदिशति—**अणिमेति** सार्धैः पञ्चभिः।

ભગવાન તે સિદ્ધિઓને સ્વરૂપસહિત સાડા પાંચ શ્લોકોથી કહે છે– **'अणिमा इति।'**

**अणिमा महिमा मूर्तेर्लघिमा प्राप्तिरिन्द्रियैः।**
**प्राकाश्यं श्रुतदृष्टेषु शक्तिप्रेरणमीशिता॥ ४**

અણિમા, મહિમા, લઘિમા (નામની ત્રણ સિદ્ધિઓ) દેહસંબંધી છે. (સર્વ પ્રાણીઓની) ઇન્દ્રિયો સાથે (તે તે ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતારૂપે) સંબંધ કરવો તે પ્રાપ્તિ નામની સિદ્ધિ છે. (પરલોકના) શ્રવણ કરેલા અને (આ લોકોના) દર્શનયોગ્ય (પદાર્થો અને વિષયો) જોવાનું અને ભોગવવાનું સામર્થ્ય તે પ્રાકાશ્ય નામની સિદ્ધિ છે. માયા અને તે માયાના અંશરૂપ શક્તિઓને પ્રેરિત કરવાનું સામર્થ્ય તે ઈશિતા નામની સિદ્ધિ છે.॥ ૪ ॥

अणिमा महिमा लघिमा च मूर्तेर्देहस्य तिस्रः सिद्धयः। प्राप्तिर्नाम सिद्धिः। सर्वप्राणिनामिन्द्रियैः सह तत्तदधिष्ठातृदेवतारूपेण संबन्ध इत्यर्थः। श्रुतेषु पारलौकिकेषु दृष्टेषु दर्शनयोग्येष्वपि सर्वेषु भूविवरादिपिहितेष्वपि प्राकाश्यं भोगदर्शनसामर्थ्यं सिद्धिः। शक्तीनां

અણિમા, મહિમા અને લઘિમા **'मूर्तेः'** દેહની ત્રણ સિદ્ધિઓ છે. પ્રાપ્તિ નામની સિદ્ધિ એટલે સર્વ પ્રાણીઓની ઇન્દ્રિયો સાથે તે તે ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતારૂપે સંબંધ કરવો, એમ અર્થ છે. પરલોકના શ્રવણ કરેલા, સર્વ પાતાળ વગેરે લોકમાં દર્શનયોગ્ય (પદાર્થો અને વિષયો) પણ જોવાનું અને ભોગવવાનું સામર્થ્ય તે પ્રાકાશ્ય નામની સિદ્ધિ

मायातदंशभूतानां प्रेरणम्। तत्रेश्वरे मायाया अन्येषु तदंशानां प्रेरणमीशिता नाम सिद्धिः ॥ ४ ॥

**दीपिनी.**—योगिदेहस्य शिलादावपि प्रवेश-प्रयोजकोऽणुत्वलक्षणो गुणोऽणिमा। तथा तस्यैव सर्वव्यापकलक्षणो महिमा। येन सूर्यमरीचीरवलम्ब्य देहस्य सूर्यलोकप्राप्तिर्भवति स लघुत्वलक्षणो लघिमा।

**गुणेष्वसंगो वशिता यत्कामस्तदवस्यति।**
**एता मे सिद्धयः सौम्य अष्टावौत्पत्तिका मताः ॥ ५**

विषयभोगेष्वसङ्गो वशिता सिद्धिः। यत्कामो यद्यत्सुखं कामयते तत्तदवस्यति तस्य तस्य सीमानं प्राप्नोतीति सिद्धिः। औत्पत्तिकाः स्वाभाविक्यो निरतिशयाश्चेत्यर्थः ॥ ५ ॥

गुणहेतुसिद्धीराह—

**अनूर्मिमत्त्वं देहेऽस्मिन् दूरश्रवणदर्शनम्।**
**मनोजवः कामरूपं परकायप्रवेशनम्॥ ६**

છે. માયા અને તેના અંશરૂપ શક્તિઓને, તેમાં ઈશ્વરમાં માયાને અને અન્યોમાં તેના અંશોને પ્રેરિત કરવાનું સામર્થ્ય તે ઈશિતા નામની શક્તિ છે. ॥ ૪ ॥

યોગીના દેહને પથ્થર વગેરેમાં પણ પ્રવેશ કરવા માટે પ્રયુક્ત કરનારો અણુત્વના લક્ષણવાળો ગુણ એટલે અણિમા. તે દેહનું જ સર્વવ્યાપક થવાનું લક્ષણ એટલે મહિમા. જેનાથી સૂર્યનાં કિરણોનું અવલંબન લઈને દેહને સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે, તે લઘુતાનું લક્ષણ એટલે લઘિમા.

વિષયભોગોમાં આસક્તિ ન થવી તે વશિતા નામની સિદ્ધિ છે. જે સુખને પોતે ઇચ્છે તેને પામે તે (કામાવસાયિતા નામની) સિદ્ધિ છે. હે સૌમ્ય (ઉદ્ધવ), આ આઠ મારી સ્વાભાવિક સિદ્ધિઓ માનવામાં આવી છે. ॥ ૫ ॥

વિષયભોગોમાં અનાસક્તિ તે વશિતા નામની સિદ્ધિ છે. **'यत्कामः'** જે જે સુખની તે કામના કરે **'तत्-तत्-अवस्यति'** તે તે સુખની પરાકાષ્ઠાને પ્રાપ્ત કરે તે (કામાવસાયિતા નામની) સિદ્ધિ છે. **'औत्पत्तिकाः'** સ્વાભાવિક અને નિરતિશય અર્થાત્ જેનાથી અતિશય બીજા કોઈનામાં સિદ્ધિ નથી.॥૫॥

સત્ત્વગુણની વૃદ્ધિને કારણે પ્રાપ્ત થનારી સિદ્ધિઓને વર્ણવે છે–

આ શરીરમાં (ભૂખ-તરસ વગેરે ન લાગવી તે) અનૂર્મિમત્ત્વ સિદ્ધિ છે. (ગમે તેટલે દૂરથી પણ સાંભળવું તે) દૂરશ્રવણ અને (ગમે તેટલે દૂરથી જોવું તે) દૂરદર્શન (નામની) બે સિદ્ધિઓ છે. (મનના વેગથી દેહની ગતિ થવી તે) મનોજવ નામની સિદ્ધિ છે. (ઇચ્છાનુસાર રૂપ પ્રાપ્ત કરવું તે) કામરૂપ સિદ્ધિ છે અને (બીજાના શરીરમાં પ્રવિષ્ટ થવું તે) 'પરકાયપ્રવેશ' નામની સિદ્ધિ છે. ॥ ૬ ॥

अनूर्मिमत्त्वं क्षुत्पिपासादिराहित्यम्। दूरे श्रवणं दर्शनं चेति द्वे सिद्धी। मनोवेगेन देहस्य गतिः। कामितरूपप्राप्तिः। परकाये प्रवेशः ॥ ६ ॥

**स्वच्छन्दमृत्युर्देवानां सहक्रीडानुदर्शनम्।**
**यथासंकल्पसंसिद्धिराज्ञाप्रतिहतागतिः ॥ ७**

स्वेच्छामृत्युः। अप्सरोभिः सह देवानां याः क्रीडास्तासामनुदर्शनं प्राप्तिः। संकल्पानुरूप–प्राप्तिः। अप्रतिहता आसमन्ताद्गतिर्यस्याः सा आज्ञा चेत्येता दश॥ ७॥

क्षुद्रसिद्धीश्च पञ्चाह—**त्रिकालज्ञत्वमिति**।

**त्रिकालज्ञत्वमद्वन्द्वं परचित्ताद्यभिज्ञता।**
**अग्न्यर्काम्बुविषादीनां प्रतिष्टम्भोऽपराजयः ॥ ८**

अद्वन्द्वं शीतोष्णाद्यनभिभवः। अग्न्यादीनां संस्तम्भनम्॥ ८॥

तत्तद्धारणाभिः सह विशेषतो निरूपयति—**ययेति** यावत्समाप्ति।

'**अनूर्मिमत्त्वम्**' ભૂખ-તરસ વગેરે ન લાગવી તે– ગમે તેટલે દૂરથી શ્રવણ અને દર્શન એ બે સિદ્ધિઓ છે. મનના વેગથી શરીરની ગતિ એટલે મનોજવ સિદ્ધિ– ઈચ્છિત રૂપની પ્રાપ્તિ અને બીજાની કાયામાં પ્રવેશ ॥ ૬ ॥

(પોતાની ઈચ્છા પ્રમાણે મૃત્યુ પામવું તે) સ્વચ્છંદમૃત્યુ નામની સિદ્ધિ છે, (અપ્સરાઓ સાથે દેવોની ક્રીડાઓ પ્રાપ્ત થવી તે, દેવસહક્રીડાદર્શન નામની સિદ્ધિ છે. (સંકલ્પ પ્રમાણે વસ્તુ મળવી તે) સંકલ્પસંસિદ્ધિ નામની સિદ્ધિ છે અને (ચોમેર પોતાની આજ્ઞા પળાવવી તે) આજ્ઞાપ્રતિહતાગતિ નામની સિદ્ધિ છે. ॥ ૭ ॥

પોતાની ઈચ્છા પ્રમાણે મૃત્યુ પામવું, અપ્સરાઓ સાથે દેવોની જે ક્રીડા છે તે ક્રીડાઓની '**अनुदर्शनम्**' પ્રાપ્તિ, સંકલ્પ અનુસાર વસ્તુની પ્રાપ્તિ, '**अप्रतिहता**' સર્વ તરફ અવરોધાયા વિના જેની ગતિ થાય છે તેવી આજ્ઞા પળાવવી– એમ બીજી દસ સિદ્ધિઓ છે. ॥ ૭ ॥

પાંચ ક્ષુદ્ર સિદ્ધિઓ છે, તે કહે છે— '**त्रिकालज्ञत्वम् इति।**'

(૧) (ત્રિકાળજ્ઞાની હોવું તે) ત્રિકાલજ્ઞત્વ (નામની સિદ્ધિ છે). (૨) (ટાઢ-તાપ વગેરે ન લાગવાં તે) અદ્વન્દ્વમ્ (નામની સિદ્ધિ છે). (૩) (બીજાના મનની વાત જાણી લેવી તે) પરચિત્તાદ્યભિજ્ઞતા (નામની સિદ્ધિ છે). (૪) (અગ્નિ, સૂર્ય, જળ, વિષ વગેરેને રોકવાં તે) પ્રતિષ્ટંભ (નામની સિદ્ધિ છે) અને (૫) (કોઈથી પરાજિત થવું નહીં તે) અપરાજય (નામની સિદ્ધિ છે). ॥ ૮ ॥

'**अद्वन्द्वम्**' ટાઢ-તાપ વગેરે ન લાગવાં તે, અગ્નિ વગેરેને રોકવાં તે ('**प्रतिष्टम्भः**') ॥ ૮ ॥

(જે જે ધારણાથી જે જે સિદ્ધિ પ્રાપ્ત થાય છે,) તે તે ધારણાઓ સાથે સિદ્ધિઓનો અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી નિરૂપણ કરે છે– '**यया इति।**'

**एताश्चोद्देशतः प्रोक्ता योगधारणसिद्धयः।**
**यया धारणया या स्याद् यथा वा स्यान्निबोध मे॥**
**॥९॥९॥**

**भूतसूक्ष्मात्मनि मयि तन्मात्रं धारयेन्मनः।**
**अणिमानमवाप्नोति तन्मात्रोपासको मम॥ १०**

भूतसूक्ष्मोपाधौ मयि तन्मात्रं भूत-सूक्ष्माकारम्। स तन्मात्रोपासकः। मम मदीयमणिमानम्॥ १०॥

**महत्यात्मन्मयि परे यथासंस्थं मनो दधत्।**
**महिमानमवाप्नोति भूतानां च पृथक् पृथक्॥ ११**

ज्ञानशक्तिमहत्तत्त्वोपाधौ मयि यथासंस्थं महत्तत्त्वाकारम्। भूतानां चेति। आकाशादि-भूतोपाधौ च मयि मनो धारयंस्तत्तद्भूतमहिमानं प्राप्नोतीत्यर्थः॥ ११॥

**परमाणुमये चित्तं भूतानां मयि रंजयन्।**
**कालसूक्ष्मार्थतां योगी लघिमानमवाप्नुयात्॥ १२**

वाय्वादिभूतानां ये परमाणवस्तन्मये तदुपाधौ मयि चित्तं रञ्जयन् योगी कालसूक्ष्मार्थतां

યોગધારણાથી પ્રાપ્ત થતી આ સિદ્ધિઓ નામ અને લક્ષણ જણાવીને કહેવામાં આવી. (હવે) જે ધારણાથી જે સિદ્ધિ જે પ્રકારે થાય છે, તે તમે મારી પાસેથી સાંભળો. ॥ ૯ ॥ ૯ ॥

(જે યોગી) શબ્દ, સ્પર્શ વગેરે પાંચ સૂક્ષ્મભૂતોરૂપી ઉપાધિવાળા મારામાં તે તે સૂક્ષ્મભૂતના આકારવાળા મનની ધારણા કરે, તે સૂક્ષ્મભૂતરૂપી તન્માત્રાઓનો ઉપાસક હોઈ મારી અણિમા સિદ્ધિને પામે છે. ॥૧૦॥

ભૂતસૂક્ષ્મરૂપી ઉપાધિવાળા મારામાં '**तन्मात्रम्**' ભૂતસૂક્ષ્મના આકારવાળા મનની (ધારણા કરે), તે ભૂતસૂક્ષ્મરૂપી તન્માત્રાઓનો ઉપાસક '**मम**' મારી અણિમા સિદ્ધિને (પામે છે). ॥ ૧૦ ॥

જે યોગી જ્ઞાનશક્તિયુક્ત મહત્તત્ત્વરૂપ ઉપાધિવાળા મારામાં મહત્તત્ત્વના આકારવાળા થયેલા મનની ધારણા કરે છે તેમ જ આકાશાદિ જુદાં જુદાં પાંચ ભૂતોરૂપ ઉપાધિવાળા મારામાં મનની ધારણા કરે છે, તે ભૂતોની મહત્તારૂપ મહિમા નામની સિદ્ધિને પામે છે. ॥ ૧૧ ॥

જ્ઞાનશક્તિયુક્ત મહત્તત્ત્વરૂપ ઉપાધિવાળા મારામાં '**यथासंस्थम्**' મહત્તત્ત્વના આકારવાળા થયેલ મનને– '**भूतानां च इति।**' આકાશાદિ પાંચ ભૂતોરૂપ ઉપાધિવાળા મારામાં મનની ધારણા કરતો યોગી તે તે ભૂતોની મહત્તારૂપ મહિમા નામની સિદ્ધિને પામે છે, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

જે યોગી પૃથ્વી, જળ, તેજ અને વાયુ આ ચાર ભૂતોના પરમાણુરૂપ ઉપાધિવાળા મારામાં મનની ધારણા કરે છે, તે કાળના પરમાણુરૂપ ઉપાધિરૂપી લઘિમા નામની સિદ્ધિ પામે છે.॥૧૨॥

વાયુ વગેરે ભૂતોના જે પરમાણુઓ છે તે પરમાણુરૂપ ઉપાધિવાળા મારામાં ચિત્તને રમણ કરાવતો યોગી '**कालसूक्ष्मार्थताम्**' કાળના પરમાણુરૂપ

कालपरमाणूपाधिरूपतामिति लघुत्वविवरणम्। तदुक्तम्—'स कालः परमाणुर्वै यो भुङ्क्ते परमाणुताम्।' इति॥ १२॥

ઉપાધિરૂપી લઘિમા (નામની સિદ્ધિને પામે છે.)– એમ લઘિમા સિદ્ધિનું વિવરણ છે. તે કહેવામાં આવ્યું છે– 'જે કાળ પરમાણુની અવસ્થામાં વ્યાપ્ત હોય છે તે અત્યંત સૂક્ષ્મ હોય છે.' (શ્રીમદ્ ભા. ૩/૧૧/૪) ॥ ૧૨ ॥

**धारयन् मय्यहंतत्त्वे मनो वैकारिकेऽखिलम्।**
**सर्वेन्द्रियाणामात्मत्वं प्राप्तिं प्राप्नोति मन्मनाः॥ १३**

સાત્ત્વિક અહંકારરૂપ ઉપાધિવાળા મારામાં એકાગ્ર મનની ધારણા કરતો યોગી મારામાં મનવાળો હોઈ સર્વ ઈન્દ્રિયોના અધિષ્ઠાતા થવારૂપ પ્રાપ્તિ નામની સિદ્ધિને પામે છે. ॥ ૧૩ ॥

वैकारिकाहंकारोपाधौ मयि। अखिलमेकाग्रम्। आत्मत्वमधिष्ठातृत्वम्। अत्र हेतुः—मन्मनाः। मयि मनोधारणप्रभावादेवं भवति, नात्रातीव हेतुरनुसन्धेय इति भावः। एवं मद्धारणानुभावेन मद्योगबलमाश्रय इत्यादिषु द्रष्टव्यम्॥ १३॥

સાત્ત્વિક અહંકારરૂપ ઉપાધિવાળા મારામાં **'अखिलम्'** એકાગ્ર મનને– **'आत्मत्वम्'** અધિષ્ઠાતા થવું તે– આ માટેનું કારણ– **'मन्मनाः'** મારામાં મનની ધારણા કરવાના પ્રભાવથી જ સર્વ ઈન્દ્રિયોના અધિષ્ઠાતા થવાય છે. અહીં અન્ય કોઈ કારણ વિચારવા યોગ્ય નથી, એવો ભાવ છે. આમ, 'મારી ધારણાના પ્રભાવથી' (શ્લોક-૨૧) (યોગી) 'મારા યોગબળના આશ્રયવાળો' (શ્લોક-૨૨) વગેરેમાં જોવું જોઈએ. ॥ ૧૩ ॥

**महत्यात्मनि यः सूत्रे धारयेन्मयि मानसम्।**
***प्राकाश्यं पारमेष्ठ्यं मे विन्दतेऽव्यक्तजन्मनः॥ १४**

(ક્રિયાશક્તિઓ જેમાં મુખ્ય છે તેવા) મહત્તત્ત્વરૂપી સૂત્રની ઉપાધિવાળા મારામાં મનની ધારણા કરતો યોગી અવ્યક્તથી જેનો જન્મ છે તે સૂત્રાત્મારૂપ ઉપાધિવાળા મારી પ્રાકાશ્ય નામની સર્વોત્કૃષ્ટ સિદ્ધિને પામે છે. ॥ ૧૪ ॥

क्रियाशक्तिप्रधानं—महत्तत्त्वमेव सूत्रं तदुपाधौ मयि स मे पारमेष्ठ्यं सर्वोत्कृष्टं प्राकाश्यं विन्दते। कथंभूतस्य। अव्यक्ताज्जन्म यस्य तस्य सूत्रस्य। तदुपाधेर्ममेत्यर्थः॥ १४॥

ક્રિયાશક્તિપ્રધાન મહત્તત્ત્વ જ સૂત્ર, તેની ઉપાધિવાળા મારામાં (ધારણા કરતો) તે યોગી **'पारमेष्ठ्यम्'** સર્વોત્કૃષ્ટ પ્રાકાશ્ય (નામની સિદ્ધિને) પામે છે. કેવા (**'मम'**) મારી? અવ્યક્તથી જેનો જન્મ છે તે સૂત્રાત્મારૂપ ઉપાધિવાળા મારી (પ્રાકાશ્ય સિદ્ધિને) ॥ ૧૪ ॥

**विष्णौ त्र्यधीश्वरे चित्तं धारयेत् कालविग्रहे।**
**स ईशित्वमवाप्नोति क्षेत्रक्षेत्रज्ञचोदनाम्॥ १५**

ત્રિગુણાત્મક માયાના નિયંતા અને કાળમૂર્તિ વિષ્ણુરૂપ મારામાં મનની ધારણા કરતો યોગી ક્ષેત્રો અને ક્ષેત્રજ્ઞોને પ્રેરણા કરવાના સામર્થ્યરૂપ 'ઈશિતા' નામની સિદ્ધિ પામે છે. ॥ ૧૫ ॥

* અહીં **'प्राकाश्यम्'** પાઠ મળે છે, પરંતુ સર્વ શાસ્ત્રોમાં આ સિદ્ધિ 'પ્રાકામ્ય' તરીકે જ કહેવાય છે.

त्र्यधीश्वरे त्रिगुणमायानियन्तरि अत एव कालविग्रहे आकलयितृरूपेऽन्तर्यामिणि। ईशित्वं विशिनष्टि—क्षेत्रज्ञानां जीवानां क्षेत्राणां तदुपाधीनां च चोदनां प्रेरणं, न तु विश्वसृष्ट्यादिकर्तृत्वलक्षणमित्यर्थः॥ १५॥

**'त्रि-अधीश्वरे'** ત્રિગુણાત્મક માયાના નિયંતામાં, આથી જ **'कालविग्रहे'** કાળમૂર્તિમાં, દ્રષ્ટારૂપ અંતર્યામીમાં– **'ईशित्वं'**ને વિશેષણપૂર્વક કહે છે– **'क्षेत्रज्ञानाम्'** ક્ષેત્રજ્ઞોને અર્થાત્ જીવોને અને તે જીવોની ઉપાધિરૂપ **'क्षेत्राणाम्'** દેહ, ઈન્દ્રિયો વગેરે ક્ષેત્રોને **'चोदनाम्'** પ્રેરણા કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે, પરંતુ વિશ્વનું સર્જન વગેરે લક્ષણવાળું કર્તૃત્વરૂપ સામર્થ્ય તે યોગીને પ્રાપ્ત થતું નથી, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

**नारायणे तुरीयाख्ये भगवच्छब्दशब्दिते।**
**मनो मय्यादधद् योगी मद्धर्मा वशितामियात्॥ १६**

(વિરાટ્, હિરણ્યગર્ભ અને કારણ– એ ત્રણ ઉપાધિઓથી રહિત) તુરીય નામના 'ભગવાન' શબ્દથી ઓળખાતા નારાયણ એવા મારામાં મનની ધારણા કરતો યોગી મારા ધર્મવાળો હોઈ 'વશિતા' નામની સિદ્ધિ પામે છે. ॥ ૧૬ ॥

तुरीयाख्ये—
विराट् हिरण्यगर्भश्च कारणं चेत्युपाधयः।
ईशस्य यत्त्रिभिर्हीनं तुरीयं तत्पदं विदुः॥
इत्येवंलक्षणे—
'ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः।
ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा॥'
तद्वति भगवच्छब्दशब्दिते॥ १६॥

તુરીય નામના મારા વિષે– 'વિરાટ્, હિરણ્યગર્ભ અને કારણ– એમ ત્રણ ઉપાધિઓથી રહિત ઈશ્વરના તુરીય એવા તે પદને તેઓ જાણે છે.' આવા લક્ષણયુક્ત મારા વિષે– 'સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય– આ છને ભગ કહે છે.' આ છ ઐશ્વર્યવાળા તે 'ભગવાન' શબ્દથી ઓળખાતા (એવા મારામાં) ॥ ૧૬ ॥

**निर्गुणे ब्रह्मणि मयि धारयन् विशदं मनः।**
**परमानन्दमाप्नोति यत्र कामोऽवसीयते॥ १७**

નિર્ગુણ બ્રહ્મરૂપ મારામાં શુદ્ધ ચિત્તને ધારણ કરતો યોગી પરમાનંદને પ્રાપ્ત કરે છે, જ્યાં સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. (તે 'કામાવસાયિતા' નામની સિદ્ધિ છે.) ॥ ૧૭ ॥

यत्र परमानन्दरूपे सर्वोऽपि कामस्तदंशभूतोऽवसीयते समाप्यते तम्॥ १७॥

જે પરમાનંદરૂપમાં બધી જ કામના, તેના અંશરૂપ કામના કરવામાં આવતો વિષય **'अवसीयते'** પૂર્ણ થાય છે, તેને ('કામાવસાયિતા' નામની સિદ્ધિ કહે છે.) ॥ ૧૭ ॥

अतः परं गुणहेतुकाः सिद्धीराह—

(આ સિદ્ધિઓનાં વર્ણન પછી) હવે સત્ત્વગુણની વૃદ્ધિને કારણે પ્રાપ્ત થતી સિદ્ધિઓને વર્ણવે છે–

**श्वेतद्वीपपतौ चित्तं शुद्धे धर्ममये मयि।**
**धारयन् श्वेततां याति षडूर्मिरहितो नरः॥ १८**

શ્વેતદ્વીપના સ્વામી શુદ્ધ ધર્મમય મારામાં ચિત્તને ધારણ કરતો યોગી (ક્ષુધા, તૃષા વગેરે) છ ઊર્મિઓથી રહિત થઈને શુદ્ધ સ્વરૂપને પામે છે. (આ 'અનૂર્મિમત્ત્વ' નામની સિદ્ધિ છે.)॥૧૮॥

शुद्धे सत्त्वात्मके। श्वेततां शुद्धरूपताम् ॥ १८॥

**'शुद्धे'** સત્ત્વસ્વરૂપ મારામાં– **'श्वेतताम्'** શુદ્ધ સ્વરૂપને ॥ ૧૮ ॥

**मय्याकाशात्मनि प्राणे मनसा घोषमुद्वहन्।**
**तत्रोपलब्धा भूतानां हंसो वाचः शृणोत्यसौ॥ १९**

આકાશસ્વરૂપ સમષ્ટિ પ્રાણરૂપ મારામાં મનથી નાદને ચિંતવતો તે હંસ (યોગી) ત્યાં આકાશમાં જ્ઞાતા થઈ ત્યાં રહેલી (વિવિધ) વાણી સાંભળે છે. (આ 'દૂરશ્રવણ' નામની સિદ્ધિ છે.)॥૧૯॥

आकाशात्मा यः प्राणः समष्टिरूपस्तद्रूपे मयि मनसा घोषं नादं चिन्तयन्नसौ हंसो जीवस्तत्राकाशे उपलब्धा ज्ञाता सन् तत्रस्था विचित्रा वाचः शृणोति। यद्वा, तत्राकाशे उपलब्धा अभिव्यक्ता या वाचस्ता दूरतः शृणोतीति॥ १९॥

આકાશસ્વરૂપ જે સમષ્ટિ પ્રાણ છે તે રૂપવાળા મારામાં મનથી **'घोषम्'** નાદનું ચિંતન કરતો તે **'हंसः'** જીવ **'तत्र'** ત્યાં આકાશમાં **'उपलब्धा'** જ્ઞાતા થઈને ત્યાં રહેલી જુદી જુદી વાણી સાંભળે છે. અથવા ત્યાં આકાશમાં **'उपलब्धाः'** અભિવ્યક્ત થયેલી જે બધી વાણી છે તેમને દૂરથી જ સાંભળે છે. ॥ ૧૯ ॥

**चक्षुस्त्वष्टरि संयोज्य त्वष्टारमपि चक्षुषि।**
**मां तत्र मनसा ध्यायन् विश्वं पश्यति सूक्ष्मदृक्॥ २०**

નેત્રને સૂર્યમાં લીન કરીને અને સૂર્યને પણ નેત્રમાં સંયુક્ત કરીને બંનેના સંયોગમાં મનથી મારું ધ્યાન કરતો યોગી સૂક્ષ્મદ્રષ્ટા થઈને વિશ્વને (દૂરથી) જુએ છે. ॥ ૨૦ ॥

त्वष्टा आदित्यस्तस्मिन्नपरिच्छिन्ने चक्षुः संयोज्य तं च चक्षुषि संयोज्य तत्रोभयसंयोगे मां ध्यायन् विश्वं दूरतः पश्यति॥ २०॥

**'त्वष्टा'** આદિત્ય, તે અમર્યાદિત સૂર્યમાં નેત્રને સંયુક્ત કરીને અને તે સૂર્યને નેત્રમાં સંયુક્ત કરીને **'तत्र'** તે બંનેના સંયોગમાં મને ચિંતવતો યોગી વિશ્વને દૂરથી જુએ છે. (આ 'દૂરદર્શન' નામની સિદ્ધિ છે.) ॥ ૨૦ ॥

**मनो मयि सुसंयोज्य देहं तदनु वायुना।**
**मद्धारणानुभावेन तत्रात्मा यत्र वै मनः॥ २१**

મનને અને દેહને તેમને અનુસરતા વાયુ સાથે મારામાં સારી રીતે જોડીને મારી ધારણા કરવાના પ્રભાવથી જ્યાં મન જાય છે ત્યાં દેહ પણ જાય છે. ॥ ૨૧ ॥

मनो देहं च तदनुवर्तिना वायुना सह मयि सुसंयोज्य या मद्धारणा क्रियते तस्याः प्रभावेण यत्र मनो याति तत्रात्मा देहो यातीत्यर्थः।

મનને અને દેહને તેમને અનુસરતા વાયુ સાથે મારામાં સારી રીતે જોડીને મારી જે ધારણા કરવામાં આવે છે, તેના પ્રભાવથી જ્યાં મન જાય છે ત્યાં **'आत्मा'** દેહ જાય છે, એમ અર્થ છે.

यद्वा, मनः कर्तृ आत्मानं वायुना सह देहं च मयि सुसंयोज्य यत्र याति तदनु तत्र देहो यातीति ॥ २१ ॥

અથવા (મનને) કર્તા (તરીકે લઈએ તો) મન આત્માને વાયુ સાથે અને દેહને મારામાં સારી રીતે જોડીને જ્યાં જાય છે ત્યાં, તે મનની પાછળ દેહ પણ જાય છે. ॥ ૨૧ ॥

**यदा मन उपादाय यद् यद् रूपं बुभूषति।**
**तत्तद् भवेन्मनोरूपं मद्योगबलमाश्रयः॥ २२**

મનને ઉપાદાનકારણ બનાવીને (વશ કરીને) યોગી જે (દેવ વગેરે રૂપે) બનવા ઈચ્છે છે, તે મનવાંચ્છિત રૂપે, મારામાં કરેલી યોગધારણાના પ્રભાવના આશ્રયવાળો થઈ બની શકે છે. ॥૨૨॥

मन उपादाय उपादानकारणं कृत्वा यद्यद्देवादिरूपं भवितुमिच्छति तत्तन्मनोरूपं मनसोऽभीष्टरूपं योगी भवेत्। कुतः। यतो मद्योगबलम्। योऽहमचिन्त्यशक्तिर्नानाकारस्त-स्मिन्मयि मनसो योगो धारणा तस्य बलं प्रभावः स एवाश्रयः कारणम्॥ २२॥

**'मनः'** મનને **'उपादाय'** ઉપાદાનકારણ બનાવીને યોગી જે જે દેવ વગેરે રૂપે બનવા ઈચ્છે છે, તે તે **'मनोरूपम्'** મનથી ઈચ્છેલા રૂપે તે બને છે. કેવી રીતે? જે કારણે **'मत्-योगबलम्'** જે હું અચિન્ત્ય શક્તિવાળો હોઈ અનેક રૂપવાળો છું તેવા મારામાં મનથી કરેલી **'योगः'** ધારણા, તેનો **'बलम्'** પ્રભાવ, તે પ્રભાવ જ **'आश्रयः'** કારણરૂપ છે. (આ 'કામરૂપ' નામની સિદ્ધિ છે.) ॥ ૨૨ ॥

**परकायं विशन् सिद्ध आत्मानं तत्र भावयेत्।**
**पिण्डं हित्वा विशेत् प्राणो वायुभूतः षडङ्घ्रिवत्॥ २३**

બીજાના શરીરમાં પ્રવેશ કરવા ઈચ્છતો સિદ્ધ યોગી પોતાને તે(શરીર)માં કલ્પે અને પછી સ્થૂળ શરીર તજીને પ્રાણપ્રધાન લિંગશરીરની ઉપાધિવાળો વાયુરૂપ થઈને (એક ફૂલમાંથી બીજા ફૂલમાં અનાયાસે પેસતા) ભમરાની જેમ તેના (બહારના વાયુ) દ્વારા બીજાના શરીરમાં પ્રવેશે. ॥ ૨૩ ॥

यत्र प्रविविक्षति तत्रात्मानं चिन्तयेत्। ततः पिण्डं स्वदेहं हित्वा प्राणः प्राणप्रधान-लिङ्गशरीरोपाधिर्वायुभूतो बाह्यवायौ भूतः प्रविष्टस्तेन मार्गेणेत्यर्थः। षडङ्घ्रिवत् भृङ्गो यथा पुष्पात्पुष्पान्तरमनायासेन प्रविशति तद्वत् ॥ २३ ॥

જે શરીરમાં પ્રવેશ કરવા ઈચ્છતો હોય તેમાં પોતાને કલ્પે– પછી **'पिंडम्'** પોતાનું સ્થૂળ શરીર છોડીને **'प्राणः'** પ્રાણપ્રધાન લિંગશરીરની ઉપાધિવાળો વાયુરૂપ થઈને બહારના વાયુમાં પ્રવેશેલો વાયુરૂપ તે, તે વાયુ દ્વારા (નાસિકારંધ્રથી અન્યના શરીરમાં પ્રવેશે), એમ અર્થ છે. **'षड्-अंघ्रिवत्'** ભમરો જેમ એક ફૂલમાંથી બીજા ફૂલમાં અનાયાસે પ્રવેશે છે તેમ! (આ 'પરકાયાપ્રવેશ' નામની સિદ્ધિ છે.) ॥ ૨૩ ॥

पिण्डं हित्वेत्युक्तं तत्प्रकारं कथयन्स्वच्छन्दमृत्युमाह—

**पाष्ण्र्याऽऽपीड्य गुदं प्राणं हृदुरःकण्ठमूर्धसु।**
**आरोप्य ब्रह्मरन्ध्रेण ब्रह्म नीत्वोत्सृजेत्तनुम्॥ २४**

पाष्ण्र्या पार्ष्णिना गुदं निरुध्य प्राणं प्राणोपाधिमात्मानं ब्रह्मरन्ध्रेण मूर्धद्वारेण। ब्रह्मेत्युपलक्षणम्। ब्रह्म वा अन्यद्वा अपेक्षितं स्थानं मनसा नीत्वा॥ २४॥

**'पिंडं हित्वा'** (શ્લોક-૨૩માં) કહેવામાં આવ્યું, તે પ્રકાર વર્ણવતાં સ્વચ્છંદ મૃત્યુને વર્ણવે છે—

પાનીથી ગુદાને દબાવીને પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને અનુક્રમે હૃદય, છાતી, કંઠ તથા મસ્તકમાં ચડાવીને બ્રહ્મરંધ્ર દ્વારા બ્રહ્મમાં લઈ જઈને શરીરનો ત્યાગ કરે (તે 'સ્વચ્છંદ મૃત્યુ' નામની સિદ્ધિ છે). ॥ ૨૪ ॥

**'पाष्ण्र्या' पार्ष्णिना** (રૂપ વ્યાકરણ અનુસાર છે.) પાનીથી ગુદાને દબાવીને **'प्राणम्'** પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને **'ब्रह्मरंध्रेण'** બ્રહ્મરંધ્ર– મસ્તક પર રહેલા છિદ્ર દ્વારા (તનુત્યાગ)– **'ब्रह्म'** શબ્દ સાંકેતિક છે. બ્રહ્મમાં અથવા બીજા અપેક્ષિત સ્થાનમાં આત્માને મનથી લઈ જઈને (યોગી શરીર તજે). ॥ ૨૪ ॥

**विहरिष्यन् सुराक्रीडे मत्स्थं सत्त्वं विभावयेत्।**
**विमानेनोपतिष्ठन्ति सत्त्ववृत्तीः सुरस्त्रियः॥ २५**

मत्स्थं मन्मूर्तिरूपं शुद्धं सत्त्वं चिन्तयेत्। तदा सत्त्ववृत्तयः सत्त्वांशभूताः॥ २५॥

દેવોનાં ક્રીડાસ્થળોમાં વિહાર કરવા ઈચ્છતો યોગી મારી મૂર્તિરૂપ શુદ્ધ સત્ત્વગુણનું ચિંતન કરે. તેથી સત્ત્વગુણના અંશરૂપ દેવાંગનાઓ વિમાન દ્વારા ઉપસ્થિત થાય છે. ॥ ૨૫ ॥

**'मत्स्थम्'** મારી મૂર્તિરૂપ સત્ત્વગુણનું ચિંતન કરે– ત્યારે **सत्त्ववृत्तयः** (રૂપ વ્યાકરણ પ્રમાણે થાય.) સત્ત્વગુણના અંશરૂપ દેવાંગનાઓ ('દેવસહક્રીડાનુ-દર્શનમ્' નામની આ સિદ્ધિ છે.) ॥ ૨૫ ॥

**यथा संकल्पयेद् बुद्ध्या यदा वा मत्परः पुमान्।**
**मयि सत्ये मनो युंजंस्तथा तत् समुपाश्नुते॥ २६**

यदा वा अकालेऽपि। यथा वेति पाठे यथा वा येन केनापि प्रकारेण बुद्ध्या संकल्पयेत्तत्तथा यथावत्प्राप्नोतीत्यर्थः। यद्वा, यथा संकल्पयेद्यथा वा मत्परो मयि विश्वासवान् भवति तथा तदनुरूपं सर्वमाप्नोतीत्यर्थः। किं कुर्वन्। सत्ये सत्यसंकल्पे मयि मनो युञ्जन्॥ २६॥

સત્યસંકલ્પ એવા મારામાં અસમયે પણ મનને જોડતો મનુષ્ય મારા પરાયણ થઈ બુદ્ધિથી જ્યારે સંકલ્પ કરે, ત્યારે જેવો સંકલ્પ કરે તેવું ફળ પામે છે.॥ ૨૬॥

**'यदा वा'** અસમયે પણ– **'यथा वा'** પાઠમાં, ગમે તે પ્રકારે બુદ્ધિથી સંકલ્પ કરે, તે તે જ પ્રમાણે પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે. અથવા જેમ સંકલ્પ કરે તેમ અથવા જેટલો **'मत्परः'** મારામાં વિશ્વાસ રાખનારો હોય **'तथा'** તેને અનુરૂપ સર્વ પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે. શું કરતો? **'सत्ये'** સત્યસંકલ્પ મારામાં મનને જોડતો (આ 'યથાસંકલ્પસિદ્ધિ' નામની સિદ્ધિ છે.) ॥ ૨૬ ॥

**यो वै मद्भावमापन्न ईशितुर्वशितुः पुमान्।**
**कुतश्चिन्न विहन्येत तस्य चाज्ञा यथा मम॥ २७**

मदिति पृथक्पदम्, ममेत्यर्थः। ईशितुः सर्वनियन्तुर्वशितुः स्वतन्त्रस्य मम भावं स्वभावं प्राप्तः। एता गुणहेतवः॥ २७॥

અતઃ પરં ક્ષુદ્રાઃ।

સર્વનિયંતા અને સ્વતંત્ર એવા મારા સ્વભાવને જે મનુષ્ય પ્રાપ્ત કરે છે, તેની આજ્ઞા મારી આજ્ઞાની જેમ કોઈનાથી પણ ટાળી શકાતી નથી. ॥ ૨૭ ॥

**'मत्'** એ જુદું પદ છે. (પંચમી વિ. ષષ્ઠીના અર્થમાં છે.) મારા– એમ અર્થ છે. **'ईशितुः'** સર્વનિયંતાના **'वशितुः'** સ્વતંત્રના– મારા **'भावम्'** સ્વભાવને પ્રાપ્ત થનારો– આ સર્વ સિદ્ધિઓ સત્ત્વગુણની વૃદ્ધિને કારણે થનારી છે. (આ 'અપ્રતિહતાજ્ઞા' નામની સિદ્ધિ છે.) ॥ ૨૭ ॥

(ગુણહેતુસિદ્ધિના વર્ણન) પછી હવે (તુચ્છ ફળવાળી હોવાથી) ક્ષુદ્ર સિદ્ધિઓ (વર્ણવે છે.)

**मद्भक्त्या शुद्धसत्त्वस्य योगिनो धारणाविदः।**
**तस्य त्रैकालिकी बुद्धिर्जन्ममृत्यूपबृंहिता॥ २८**

धारणाविद इति त्रिकालज्ञेश्वरधारणा सूचिता त्रैकालिकी त्रिकालवस्तुविषया। स्वजन्ममृत्युभ्यामुपबृंहिता तत्सहिता। अनयैव परचित्ताद्यभिज्ञतापि व्याख्याता॥ २८॥

(ત્રિકાળજ્ઞ એવા મારી) ધારણાને જાણનાર (કરનાર) તથા મારી ભક્તિથી શુદ્ધ થયેલા અંતઃકરણવાળા યોગીને પોતાના જન્મમૃત્યુ સહિત ત્રિકાળવસ્તુવિષયક જ્ઞાન થાય છે. ॥ ૨૮ ॥

**'धारणाविदः इति।'** (જગત-સૃષ્ટિ-સ્થિતિ-પ્રલય તથા) ત્રણેય કાળને જાણનાર ઈશ્વરની ધારણા સૂચિત થઈ છે. **'त्रैकालिकी'** ત્રિકાળવસ્તુ-વિષયક જ્ઞાન, પોતાના જન્મમૃત્યુથી **'उपबृंहिता'** વધેલું, તે સહિતનું ત્રિકાળજ્ઞાન થાય છે. આ 'ત્રિકાળજ્ઞત્વ' સાથે જ 'પરચિત્તાદ્યભિજ્ઞતા' નામની સિદ્ધિ પણ નિરૂપિત થયેલી સમજવી. ॥ ૨૮ ॥

**अग्न्यादिभिर्न हन्येत मुनेर्योगमयं वपुः।**
**मद्योगश्रान्तचित्तस्य यादसामुदकं यथा॥ २९**

अग्न्यादिसर्वोपघातशून्यो भगवानित्येवंभूत-योगमयम्। तैर्नाभिभूयेत। अत्र हेतुः— मद्योगेति।

મારી યોગધારણાથી મારામાં જ એકનિષ્ઠ થયેલા ચિત્તવાળા મુનિનું યોગમય શરીર અગ્નિ વગેરેથી હણાતું નથી, જેમ જળના જીવોને જળ (નાશ કરનારું થતું નથી, તેમ તે મુનિના શરીરને પણ અગ્નિ વગેરે નાશ કરનાર થતાં નથી.)॥૨૯॥

અગ્નિ વગેરે સર્વથી ભગવાન નાશ નથી પામતા, એવા પ્રકારનો યોગધારણામય (ચિત્તવાળો યોગી) તે અગ્નિ વગેરેથી અભિભૂત થતો નથી. આ માટેનું કારણ– **'मत्-योगेन इति।'** મારી યોગધારણાને કારણે (યોગીનું શરીર હણાતું નથી).

यादसामुदकं यथाभिघातकं न भवति तथा तस्य वपुषोऽग्न्यादय इत्यर्थः। अनयैवाद्वन्द्वतापि व्याख्याता॥ २९॥

જળના જીવોને જેમ જળ નાશ કરનારું થતું નથી, તેમ તે યોગીનું શરીર અગ્નિ વગેરેથી (હણાતું નથી), એમ અર્થ છે. (આ 'પ્રતિષ્ટંભ' નામની સિદ્ધિ છે.) અનયા આના (અગ્નિ વગેરેના સ્તંભનની સિદ્ધિ) દ્વારા જ 'દ્વંદ્વાભાવ' નામની સિદ્ધિની વ્યાખ્યા કરવામાં આવી. ॥ ૨૯ ॥

**मद्विभूतीरभिध्यायन् श्रीवत्सास्त्रविभूषिताः।**
**ध्वजातपत्रव्यजनैः स भवेदपराजितः॥ ३०**

શ્રીવત્સચિહ્ન તથા અસ્ત્રોથી વિભૂષિત કરાયેલા મારા અવતારોનું ધજા, છત્ર, ચામર સહિત ધ્યાન કરનાર યોગી અપરાજિત થાય છે. (તેને 'અપરાજય' નામની સિદ્ધિ મળે છે.) ॥ ૩૦ ॥

मद्विभूतीर्ममावतारान्। ध्वजादिभिः सह॥ ३०॥

**'मत्-विभूतीः'** મારા અવતારોને, ધજા વગેરે સાથે ચિંતવતો યોગી ॥ ૩૦ ॥

उपसंहरति—**उपासकस्येति**।

સંક્ષેપમાં વિવરણ કરે છે— **'उपासकस्य इति।'**

**उपासकस्य मामेवं योगधारणया मुनेः।**
**सिद्धयः पूर्वकथिता उपतिष्ठन्त्यशेषतः॥ ३१**

આ રીતે જુદી જુદી યોગધારણાઓ કરવાથી ઉપાસના કરનાર મુનિ પાસે પૂર્વે કહેવાયેલી સર્વ સિદ્ધિઓ ઉપસ્થિત થાય છે. ॥ ૩૧ ॥

एवं पृथग्धारणाभिः॥ ३१॥

આ પ્રમાણે જુદી જુદી ધારણાઓ કરવાથી. ॥ ૩૧ ॥

यद्वा, किं नानाधारणाप्रयासेन एकयैव सर्वाः सिद्धयो भवन्तीत्याह—**जितेन्द्रियस्येति**।

અથવા અનેક જાતની ધારણા કરવાના પ્રયાસથી શું પ્રયોજન છે? એક ધારણાથી જ સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, એમ કહે છે— **'जितेन्द्रियस्य इति।'**

**जितेन्द्रियस्य दान्तस्य जितश्वासात्मनो मुनेः।**
**मद्धारणां धारयतः का सा सिद्धिः सुदुर्लभा॥ ३२**

ઈન્દ્રિયો ઉપર વિજય પ્રાપ્ત કરનાર, અંતઃકરણને વશમાં રાખનાર, પ્રાણ અને મનને જીતનાર અને મારી જ ધારણા કરતા મુનિને માટે કઈ સિદ્ધિ અતિદુર્લભ છે? ॥ ૩૨ ॥

मद्धारणां 'नारायणे तुरीयाख्ये' इत्यत्रोक्ताम्। या सुदुर्लभा स्यात्सा का, न काचिदित्यर्थः॥ ३२॥

**'नारायणे तुरीयाख्ये'** (શ્લોક-૧૬) 'તુરીય' નામના નારાયણમાં (અહીં કહેલી મારી) ધારણા કરતા યોગીને કઈ સિદ્ધિ એવી છે કે જે અતિદુર્લભ હોય? ('વશિતા' નામની સિદ્ધિ પ્રાપ્ત કરનારને) કોઈ પણ સિદ્ધિ અતિદુર્લભ નથી, એમ અર્થ છે. ॥ ૩૨ ॥

यद्यप्येवं तथापि न प्रार्थ्या इत्याह—**अन्तरायानिति**।

**अन्तरायान् वदन्त्येता युंजतो योगमुत्तमम्।**
**मया सम्पद्यमानस्य कालक्षपणहेतवः॥ ३३** ॥ ३३ ॥

तस्मादहैतुकीयमेव धारणा कार्या नान्याः काम्या इत्याह—**जन्मेति**।

**जन्मौषधितपोमन्त्रैर्यावतीरिह सिद्धयः।**
**योगेनाप्नोति ताः सर्वा नान्यैर्योगगतिं व्रजेत्॥ ३४**

जन्मनैव काश्चित्सिद्धयो भवन्ति। यथा देवानां यथा च यादसामुदकस्तम्भः पक्ष्यादीनां खेचरत्वादि। तदुक्तं पातञ्जले—'जन्मौषधितपोमन्त्रयोगजाः सिद्धयः।' इति।

योगेन मद्धारणामित्युक्तेन। योगगतिं मत्सालोक्यादिरूपाम्॥ ३४॥

कुत इत्यत आह—**सर्वासामित्यर्धेन**।

જો કે આમ, (ભગવાનના શુદ્ધ સ્વરૂપની ધારણાથી સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત) થાય છે, તેમ છતાં સિદ્ધિઓ ઈચ્છવા યોગ્ય નથી, એમ કહે છે— **'अन्तरायान् इति।'**

મારા ઉત્તમ યોગને સાધતા (અને તેથી) મને પ્રાપ્ત કરતા યોગીને (પૂર્વોક્ત સિદ્ધિઓ જન્મ, ભોગ વગેરેને કારણે) સમયનો વ્યય કરાવવામાં કારણરૂપ થઈ આ સિદ્ધિઓ વિઘ્નરૂપ થાય છે. ॥ ૩૩ ॥ ૩૩ ॥

તેથી કોઈ પણ જાતના પ્રયોજન વિના જ ભગવાનની આ ધારણા કરવી જોઈએ, (અણિમાદિ) અન્ય સિદ્ધિઓ ઈચ્છવા યોગ્ય નથી, એમ કહે છે— **'जन्म इति।'**

જન્મ, ઔષધિ, તપ અને મંત્રથી આ જગતમાં જેટલી સિદ્ધિઓ મળે છે, તે સર્વ સિદ્ધિઓ ધારણારૂપ યોગ દ્વારા પ્રાપ્ત થઈ શકે છે, પરંતુ મારી ધારણારૂપી યોગથી જે (સાલોક્ય વગેરેરૂપ) યોગગતિ પ્રાપ્ત થાય છે, તે બીજા કોઈ સાધનથી પ્રાપ્ત થતી નથી. ॥ ૩૪ ॥

કેટલીક સિદ્ધિઓ જન્મથી જ પ્રાપ્ત થાય છે, જેમ કે દેવોને (અંતર્ધાનાદિ સિદ્ધિઓ જન્મથી જ પ્રાપ્ત થયેલી હોય છે). તથા જળચરો જળમાં જેમનાં તેમ રહી શકે છે. પક્ષી વગેરેને આકાશમાં ઊડવાની સિદ્ધિ જન્મગત છે, વગેરે. પાતંજલ યોગશાસ્ત્રમાં તે કહેવામાં આવ્યું છે– 'જન્મ, ઔષધિ, તપ, મંત્ર તથા યોગથી સિદ્ધિઓ ઉત્પન્ન થાય છે.' (પા.યોગદર્શન. ૪/૧)

મારા દ્વારા કહેવામાં આવેલા મારી ધારણાયુક્ત યોગથી મારી સાલોક્યાદિરૂપ ગતિ (પ્રાપ્ત થાય છે, તે બીજા કોઈ સાધનથી પ્રાપ્ત થતી નથી). ॥૩૪॥

(ભગવાનમાં કરવામાં આવેલી ધારણા સર્વ સિદ્ધિ આપનારી અને ભગવાનના ચરણકમળ પ્રાપ્ત કરાવનારી છે, એવું) શા માટે, તે હવે અર્ધા શ્લોકથી કહે છે— **'सर्वासाम् इति।'**

**सर्वासामपि सिद्धीनां हेतुः पतिरहं प्रभुः।**
**अहं योगस्य सांख्यस्य धर्मस्य ब्रह्मवादिनाम्॥ ३५**

સર્વ સિદ્ધિઓનું કારણ (દાતા) અને પાલક હું જ છું. (કેવળ સર્વ સિદ્ધિઓનો જ નહીં, પણ) મોક્ષનો, મોક્ષના સાધનરૂપ જ્ઞાનનો, ધર્મનો તથા (ધર્મોપદેશક) બ્રહ્મવાદીઓનો પણ હું જ સ્વામી છું. ॥ ૩૫ ॥

प्रभुत्वोपपादनं हेतुः कारणं पतिः पालयिता चेति। किंच, न केवलं सिद्धीनामेव प्रभुरपितु मोक्षादीनामपीत्याह—अहमिति।

સર્વ સિદ્ધિઓ ઉપર પ્રભુત્વ પ્રાપ્ત કરવાનું **'हेतुः'** કારણ અને તેમનું **'पतिः'** પાલન કરનારો પણ છું. વળી, કેવળ સિદ્ધિઓનો જ સ્વામી છું એમ નહીં, પરંતુ મોક્ષ વગેરેનો પણ સ્વામી છું, એમ કહે છે— **'अहम् इति।'**

योगो मोक्षः, सांख्यं तत्साधनं ज्ञानम्। धर्मस्य तदुपदेष्टॄणां ब्रह्मवादिनां च॥ ३५॥

**'योगः'** મોક્ષ, **'सांख्यम्'** તે મોક્ષના સાધનરૂપ જ્ઞાન– ધર્મનો (સ્વામી છું) અને તે ધર્મનો ઉપદેશ કરનારા બ્રહ્મવાદીઓનો પણ (સ્વામી છું).॥ ૩૫ ॥

कुतस्तत्राह—**अहमिति**।

શા માટે (આપ જ સર્વેશ્વર છો)? તે માટે ઉત્તર આપે છે— **'अहम् इति।'**

**अहमात्माऽऽन्तरो बाह्योऽनावृतः सर्वदेहिनाम्।**
**यथा भूतानि भूतेषु बहिरन्तः स्वयं तथा॥ ३६**

હું જ સર્વ જીવોનો આત્મા છું, (કારણ કે) અંતર્યામી છું અને બહાર પણ વ્યાપેલો છું, કારણ કે આવરણરહિત છું. જેમ (ચારેય પ્રકારનાં) પ્રાણીઓમાં પંચમહાભૂતો અંદર અને બહાર વ્યાપેલાં હોય છે, તેમ હું પોતે જ સર્વ પ્રાણીઓની અંદર અને બહાર છું. ॥ ૩૬ ॥

सर्वदेहिनां जीवानामात्मा। यत आन्तरोऽन्तर्यामी—'एष त आत्मान्तर्याम्यमृतः।' इति श्रुतेः।

**'सर्व देहिनाम्'** સર્વ જીવોનો આત્મા છું, કારણ કે **'आन्तरः'** અંતર્યામી છું– 'આ તારો આત્મા અંતર્યામી અમૃત છે.' (બૃહદા.ઉપ.૩/૭/૩)

तर्हि किमन्तर्वर्तित्वात्परिच्छिन्नः, न, बाह्यश्च व्यापक इत्यर्थः। तत्र हेतुः—अनावृतः। एतत्सदृष्टान्तमाह—भूतेषु चतुर्विधेषु महाभूतानि यथा बहिश्चान्तश्च भवन्ति, स्वयमहमपि तथेत्यर्थः॥ ३६॥

તો શું અંદર રહેલા હોવાથી ભગવાન મર્યાદિત છે? ના, તે તો બહાર પણ વ્યાપેલા છે, એમ અર્થ છે. તે માટેનું કારણ– તે આવરણરહિત છે. આ વાતને દૃષ્ટાંત સાથે કહે છે– **'भूतेषु'** (ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ અને જરાયુજ, એમ) ચાર પ્રકારનાં પ્રાણીઓમાં પંચમહાભૂતો જેમ અંદર અને બહાર રહેલાં છે, તેમ હું પોતે પણ તેવો જ છું, એમ અર્થ છે. ॥ ૩૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे पञ्चदशोऽध्यायः॥ १५॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चदशोऽध्यायः॥ १५॥

*****

# अथ षोडशोऽध्यायः

## ભગવાનની વિભૂતિઓનું વર્ણન

षोडशे तु हरेराविर्भावयुक्ता विभूतयः।
ज्ञानवीर्यप्रभावादिविशेषेणोपवर्णिताः ॥ १

સોળમા અધ્યાયમાં શ્રીહરિના આવિર્ભાવવાળી વિભૂતિઓને જ્ઞાન, વીર્ય, પ્રભાવ વગેરે વિશેષતાપૂર્વક વર્ણવવામાં આવી છે. ॥ ૧ ॥

अन्तश्चित्तेन यद्ध्यानमशक्यमकृतात्मनाम्।
अतस्तद्योग्यतापत्त्यै विभूत्यादिनिरूपणम्॥ २

ચિત્ત દ્વારા અંતરમનમાં જે ધ્યાન કરવું જોઈએ તે જેમને માટે અશક્ય છે, તેવા અસ્થિર ચિત્તવાળાઓને આથી ધ્યાનની યોગ્યતા સિદ્ધ થાય, તે માટે વિભૂતિ વગેરેનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ॥ ૨ ॥

एवं तावन्नवाध्याय्यामष्ट प्रश्ना निरूपिताः।
ब्रह्मत्वसंभवे तावत्सप्तमादिचतुष्टये॥ ३

તો આમ, (અધ્યાય સાતથી પંદર, એમ) નવ અધ્યાયોમાં આઠ પ્રશ્નોનું નિરૂપણ કર્યું. તેમાં સાતથી માંડીને (દસ સુધીના) ચાર અધ્યાયોમાં જીવભાવના પરિત્યાગ (બ્રહ્મત્વસંભવ જે રીતે થાય તે) વિષે (ઉદ્ધવજીનો પ્રશ્ન હોવાથી શ્રીહરિ દ્વારા યોગ્ય ઉત્તર આપવામાં આવ્યો છે). ॥ ૩ ॥

बन्धमुक्त्योस्तु निर्धारे सद्भक्त्योश्च ततः परे।
द्वादशेऽनन्तरं कर्म कृतित्यागव्यवस्थितौ॥ ४

ત્યાર પછી (અગિયારમા અધ્યાયમાં) બંધ અને મોક્ષ તેમ જ સત્‌તત્ત્વ અને ભક્તિનો નિર્ણય કરવામાં (ઉદ્ધવજીના પ્રશ્નનો શ્રીહરિ દ્વારા ઉત્તર આપવામાં આવ્યો) અને પછી બારમા અધ્યાયમાં કર્મ અને તેના ત્યાગની વ્યવસ્થા વિષે (ઉદ્ધવજીના પ્રશ્નનો શ્રીહરિ દ્વારા ઉત્તર આપવામાં આવ્યો). ॥ ૪ ॥

हंसेतिहासतो योगनिष्ठायां च त्रयोदशे।
श्रेयःसाधननिर्धारे ध्याने चैव चतुर्दशे॥ ५

તેરમા અધ્યાયમાં હંસના ઈતિહાસથી યોગનિષ્ઠા– વિષયક અને ચૌદમા અધ્યાયમાં કલ્યાણના સાધનના નિર્ણય વિષે તથા ધ્યાન વિષે (ઉદ્ધવજીના પ્રશ્નનો શ્રીહરિ દ્વારા ઉત્તર આપવામાં આવ્યો). ॥ ૫ ॥

धारणासिद्धिभेदे च प्रसङ्गेन निरन्तरे।
उद्धवप्रश्नतो दत्तमुत्तरं हरिणोचितम्॥ ६

ત્યાર પછી (પંદરમા અધ્યાયમાં) પ્રસંગોપાત્ત ધારણાથી પ્રાપ્ત થતી સિદ્ધિના પ્રકાર વિષે ઉદ્ધવજીનો પ્રશ્ન હોવાથી શ્રીહરિ દ્વારા યોગ્ય ઉત્તર આપવામાં આવ્યો. ॥ ૬ ॥

षोडशे भूतिविस्तारे द्वयोर्वर्णाश्रमव्रते।
ज्ञानादिनिर्णये चातो यमादीनां च निर्णये॥ ७

સોળમા અધ્યાયમાં વિભૂતિઓના વિસ્તાર વિષે, (સત્તર અને અઢાર) બે અધ્યાયથી વર્ણ અને આશ્રમના ધર્મ વિષે, ત્યાર પછી (ઓગણીસમા અધ્યાયમાં) જ્ઞાન વગેરેના નિર્ણય વિષે અને યમ વગેરેના નિર્ણય વિષે (ઉદ્ધવજીના પ્રશ્નનો શ્રીહરિએ ઉત્તર આપ્યો). ॥ ૭ ॥

योगत्रयाधिकारे तु विंशे च तदनन्तरे।
तत्त्वसंख्याविवादे च पुंप्रकृत्योर्विवेचने॥ ८

વીસમા અધ્યાયમાં કર્મ, ઉપાસના અને જ્ઞાનરૂપ ત્રણ પ્રકારના યોગમાં અધિકાર વિષે અને ત્યાર પછી (એકવીસમા અધ્યાયમાં) તત્ત્વસંખ્યાના વિવાદ વિષે અને પુરુષ-પ્રકૃતિના વિવેચન વિષે (ઉદ્ધવજીના પ્રશ્નનો શ્રીહરિએ ઉત્તર આપ્યો). ॥ ૮ ॥

जन्ममृत्युप्रकारे च द्वाविंशे दत्तमुत्तरम्।
परापराधसहने चतुर्भिस्तदनन्तरैः॥ ९

બાવીસમા અધ્યાયમાં જન્મ-મૃત્યુના પ્રકાર વિષે અને ત્યાર પછીના ચાર અધ્યાયો (ત્રેવીસ, ચોવીસ, પચ્ચીસ, છવ્વીસ) દ્વારા બીજાનો અપરાધ સહન કરવા વિષે (શ્રીહરિએ ઉત્તર આપ્યો). ॥૯॥

सप्तविंशे क्रियायोगप्रश्ने तदुपवर्णनम्।
अष्टाविंशे ततः प्रोक्ता ज्ञानयोगोपसंहृतिः॥ १०

સત્યાવીસમા અધ્યાયમાં ક્રિયાયોગના પ્રશ્નમાં તેનું વર્ણન અને પછી અઠ્યાવીસમા અધ્યાયમાં જ્ઞાનયોગનો ઉપસંહાર (સંક્ષિપ્ત વિવરણ) કહેવામાં આવ્યો. ॥ ૧૦ ॥

संसारासंभवप्रश्ने तन्मध्ये दत्तमुत्तरम्।
तदशक्त्या पुनः प्रश्ने भक्तियोगोपसंहृतिः॥ ११

તે અઠ્યાવીસમા અધ્યાયની વચ્ચે સંસારના અસંભવ (સંસાર ન થાય તે)ના પ્રશ્ન વિષે ઉત્તર આપવામાં આવ્યો. તેમાં જ્ઞાનયોગની અશક્તિ હોવાથી પુનઃ કરાયેલા પ્રશ્નમાં ભક્તિયોગથી ઉપસંહાર કરવામાં આવ્યો. ॥ ૧૧ ॥

एवं प्रश्नोत्तराण्यत्र क्रमेणैतानि विंशतिः॥ १२

આમ, અહીં ક્રમપૂર્વક આ વીસ પ્રશ્નોત્તર છે. ॥ ૧૨ ॥

(તેમાં ૧ બ્રહ્મ ૨ બંધ ૩ સત્ ૪ કર્મ ૫ હંસ ૬ શ્રેય ૭ ધ્યાન ૮ ધારણા ૯ વિભૂતિ ૧૦ વર્ણ ૧૧ જ્ઞાન ૧૨ યમ ૧૩ યોગ ૧૪ તત્ત્વ ૧૫ જન્મ ૧૬ પરમેશ્વર ૧૭ ક્રિયા ૧૮ જ્ઞાન ૧૯ સંસાર અને ૨૦ ભક્તિ)

'अहमात्मान्तरो बाह्योऽनावृतः सर्वदेहिनाम्।
यथा भूतानि भूतेषु बहिरन्तः स्वयं तथा॥'

इत्युक्तम्, तत्र भूतानि यथा क्वचित्केनचिद्गुणविशेषेणोद्रिक्तानि वर्तन्ते क्वचित्सामान्यरूपेणैव, तथा त्वमपि क्व कथं वर्तस इति विभूतीः प्रष्टुं प्रथमं तावदुक्तमेव सर्वात्मकत्वमनुवदति—**त्वं ब्रह्मेति**।

'હું જ સર્વ જીવોનો આત્મા છું, (કારણ કે) અંતર્યામી છું અને બહાર પણ વ્યાપેલો છું, કારણ કે આવરણરહિત છું. જેમ સર્વ પ્રાણીઓમાં પંચમહાભૂતો અંદર અને બહાર વ્યાપેલાં હોય છે, તેમ હું પોતે જ સર્વ પ્રાણીઓની અંદર અને બહાર છું.' (શ્રીમદ્ ભા.૧૧/૧૫/૩૬) એમ કહેવામાં આવ્યું, તેમાં પાંચ મહાભૂતો કોઈ વાર કોઈક સ્થળે વિશિષ્ટ ગુણથી અધિક અને કોઈ વાર સામાન્યરૂપે જ રહેલાં છે, તેમ આપ પણ ક્યાં કેવી રીતે રહો છો? એમ ભગવાનની વિભૂતિઓ વિષે પૂછવા માટે પ્રથમ તો કહેવામાં આવેલી ભગવાનની સર્વાત્મકતાને જ ફરીથી કહે છે– **'त्वं ब्रह्म इति।'**

उद्धव उवाच

**त्वं ब्रह्म परमं साक्षादनाद्यन्तमपावृतम्।**
**सर्वेषामपि भावानां त्राणस्थित्यप्ययोद्भवः॥ १**

**ઉદ્ધવજી બોલ્યા** – આપ સાક્ષાત્ પરબ્રહ્મ છો, આપ આદિ અને અંતરહિત છો તેમ જ આવરણરહિત છો. સમસ્ત પ્રાણીઓ અને પદાર્થોની ઉત્પત્તિ, જીવન, રક્ષણ અને પ્રલયના કારણ પણ આપ જ છો. ॥ ૧ ॥

अपावृतं निरावरणं स्वतन्त्रं वा। अत एव सर्वेषामपि त्राणं रक्षणम्। स्थितिर्जीवनम्। त्राणस्थितिसहितावप्ययोद्भवौ यस्मात् स त्वमुपादानकारणमित्यर्थः॥ १॥

**'अपावृतम्'** આવરણરહિત અથવા સ્વતંત્ર છો, આથી જ સર્વનું **'त्राणम्'** રક્ષણ કરનારા છો. **'स्थितिः'** જીવન– રક્ષણ અને જીવન સહિત નાશ અને ઉત્પત્તિ છે જેમનાથી તે આપ સર્વનું મૂળ (ઉપાદાન) કારણ છો, એમ અર્થ છે. ॥ ૧॥

**उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयमकृतात्मभिः।**
**उपासते त्वां भगवन् याथातथ्येन ब्राह्मणाः॥ २**

હે ભગવાન, નાનાં-મોટાં સર્વ પ્રાણીઓમાં રહેલા હોવા છતાં જેમના દ્વારા ચિત્તશુદ્ધિ કરવામાં નથી આવી, તેવા જનો દ્વારા દુર્જ્ઞેય (જાણવા મુશ્કેલ) એવા આપની, વેદનું તાત્પર્ય જાણનારા (બ્રાહ્મણો) યથાર્થ સ્વરૂપે (સર્વ ભૂતોના કારણ તરીકે) ઉપાસના કરે છે. ॥ ૨ ॥

अत्र सदाचारं प्रमाणमाह—याथातथ्येन यथार्थत्वेन। सर्वभूतकारणं त्वाम्। ब्राह्मणा वेदतात्पर्यविदः॥ २॥

અહીં (શ્રીકૃષ્ણને બ્રહ્મરૂપે જાણવામાં) સદાચારને પ્રમાણ કહે છે– **'याथातथ्येन'** યથાર્થરૂપે– સર્વ ભૂતોના કારણ આપને– **'ब्राह्मणाः'** વેદનું તાત્પર્ય જાણનારા ॥ ૨ ॥

एवं कारणत्वेन सर्वात्मत्वमनूद्य विभूतीः पृच्छति—**येष्विति**।

**येषु येषु च भावेषु भक्त्या त्वां परमर्षयः।**
**उपासीनाः प्रपद्यन्ते संसिद्धिं तद् वदस्व मे॥ ३**

उपासीनाः सेवमानाः सन्तः॥ ३॥

दुर्ज्ञेयत्वमेवाह—

**गूढश्चरसि भूतात्मा भूतानां भूतभावन।**
**न त्वां पश्यन्ति भूतानि पश्यन्तं मोहितानि ते॥ ४**

गूढः अस्फुटः। भूतानां प्राणिनां मध्ये। अत्र हेतुः—भूतानामात्मा अन्तर्यामी। अत्रापि हेतुः—हे भूतभावनेति। ते त्वया॥ ४॥

ता एव साकल्येन पृच्छति—

**याः काश्च भूमौ दिवि वै रसायां**
**विभूतयो दिक्षु महाविभूते।**
**ता मह्यमाख्याह्यनुभावितास्ते**
**नमामि ते तीर्थपदाङ्घ्रिपद्मम्॥ ५**

हे महाविभूते, याः काश्चिद्भूम्यादिषु ते विभूतयः। रसायां रसातले अनुभाविता-स्त्वयैव केनचिच्छक्तिविशेषेण संयोजिताः। तीर्थानां पदं च तदङ्घ्रिपद्मं च॥ ५॥

આમ, કારણરૂપે સર્વના આત્મા હોવાનું પુનઃ કહીને આપની વિભૂતિઓ વિષે ઉદ્ધવજી પૂછે છે– **'येषु इति।'**

જે જે પદાર્થોમાં આપનું ભક્તિપૂર્વક ચિંતન કરતા મહર્ષિઓ (પરમ પ્રેમલક્ષણા ભક્તિરૂપ) શ્રેષ્ઠ સિદ્ધિ પ્રાપ્ત કરે છે, તે આપ મને કહો. ॥ ૩ ॥

**'उपासीनाः'** સેવન કરતા ॥ ૩ ॥

ભગવાનની દુર્જ્ઞેયતાને વર્ણવે છે–

હે પ્રાણીઓના પાલનહાર! પ્રાણીઓના અંતર્યામી (આત્મા) એવા આપ પ્રાણીઓની અંદર અપ્રકટ રહો છો. આથી આપ સર્વને જુઓ છો, પણ (આપની માયાથી) મોહિત થયેલાં પ્રાણીઓ આપને જોઈ શકતાં નથી. ॥ ૪ ॥

**'गूढः'** અપ્રકટ– **'भूतानाम्'** પ્રાણીઓની અંદર– આ માટેનું કારણ– પ્રાણીઓના **'आत्मा'** અંતર્યામી– અંતર્યામી હોવાનું કારણ– હે પ્રાણીઓના પાલક! **'ते'** આપનાથી (મોહિત થયેલાં) ॥ ૪ ॥

તે વિભૂતિઓને પૂર્ણરૂપે વર્ણવવા માટે કહે છે–

હે અચિન્ત્ય ઐશ્વર્યવાન! પૃથ્વી, સ્વર્ગ, રસાતળ અને દિશાઓમાં આપના દ્વારા જ વિશિષ્ટ શક્તિઓથી યુક્ત કરાયેલી જે કોઈ આપની વિભૂતિઓ હોય, તે આપ મને કહો. સર્વ તીર્થોનાં સ્થાનરૂપ આપના ચરણકમળને હું નમન કરું છું. ॥ ૫ ॥

(જેમનું ઐશ્વર્ય બ્રહ્માદિ દ્વારા પણ અચિન્ત્ય છે તેવા) હે મહાવિભૂતિવાન! પૃથ્વી વગેરે પર જે કોઈ આપની વિભૂતિઓ હોય– **'रसायाम्'** રસાતળમાં (પણ) આપના દ્વારા જ કોઈક વિશિષ્ટ શક્તિઓથી **'अनुभाविताः'** સંયોજિત કરાયેલી વિભૂતિઓ– તીર્થોનાં સ્થાનરૂપ આપને અને (આપના) ચરણપદ્મને (હું નમન કરું છું). ॥ ૫ ॥

नरावतारभूतार्जुनप्रश्नसंवादित्वात्तवायं प्रश्नः साधीयानिति तावदनुमोदते—**एवमिति** त्रिभिः।

નરાવતારરૂપ અર્જુનના પ્રશ્ન જેવો તમારો આ પ્રશ્ન હોવાથી ખૂબ પ્રશંસાપાત્ર છે, એમ કહીને (ભગવાન) ત્રણ શ્લોકોથી અનુમોદન આપે છે– **'एवम् इति।'**

**श्रीभगवानुवाच**

**एवमेतदहं पृष्टः प्रश्नं प्रश्नविदां वर।**
**युयुत्सुना विनशने सपत्नैरर्जुनेन वै॥ ६**

**શ્રીભગવાન બોલ્યા** – હે પ્રશ્ન જાણનારાઓમાં શ્રેષ્ઠ (ઉદ્ધવ)! કુરુક્ષેત્રમાં શત્રુઓ સાથે યુદ્ધ કરવા ઈચ્છતા અર્જુન દ્વારા, તમે જેમ પૂછો છો તેમ આ જ પ્રશ્ન મને પૂછવામાં આવ્યો હતો. ॥ ૬ ॥

प्रश्नं प्रष्टव्यम्। सपत्नैर्योद्धुमिच्छता। विनशने कुरुक्षेत्रे॥ ६॥

**'प्रश्नम्'** પૂછવા યોગ્ય પ્રશ્ન– શત્રુઓ સાથે યુદ્ધ કરવા ઈચ્છતા અર્જુન દ્વારા– **'विनशने'** કુરુક્ષેત્રમાં ॥ ૬ ॥

युयुत्सोर्विभूतिप्रश्ने कः प्रसङ्गस्तत्राह—**ज्ञात्वेति**।

યુદ્ધ કરવા ઈચ્છનારનો વિભૂતિ વિષે પ્રશ્ન કરવામાં શો અભિપ્રાય છે? તે માટે ઉત્તર આપે છે– **'ज्ञात्वा इति।'**

**ज्ञात्वा ज्ञातिवधं गर्ह्यमधर्मं राज्यहेतुकम्।**
**ततो निवृत्तो हन्ताहं हतोऽयमिति लौकिकः॥ ७**

રાજ્યના કારણે સંબંધીઓનો વધ કરવો તે નિંદનીય અધર્મ છે, એમ જાણી અર્જુન (સંબંધીઓનો વધ કરતાં) અટક્યો હતો અને 'આ જનસમૂહને હું મારીશ અને તેઓ મરી જશે.' એવી પ્રાકૃત બુદ્ધિવાળો થયો હતો. ॥ ૭ ॥

लौकिकः प्राकृतमतिः सन्॥ ७॥

**'लौकिकः'** પ્રાકૃત બુદ્ધિવાળો થયો હતો. ॥ ૭ ॥

**स तदा पुरुषव्याघ्रो युक्त्या मे प्रतिबोधितः।**
**अभ्यभाषत मामेवं यथा त्वं रणमूर्धनि॥ ८**

ત્યારે તે પુરુષવ્યાઘ્ર (વીરશિરોમણિ નરશાર્દૂલ) અર્જુન મારા દ્વારા યુક્તિથી સમજાવવામાં આવ્યો હતો. તે સમયે રણભૂમિમાં અર્જુને, તમે કર્યો હતો તેમ મને પ્રશ્ન કર્યો હતો. ॥ ૮ ॥

स च यदा ततो ज्ञातिवधान्निवृत्तस्तदा मया प्रतिबोधितः सन् यथा त्वमभिभाषसे एवं संग्राममुखे मामभ्यभाषत। तद्वदेव तवापि कथयिष्यामीति भावः॥ ८॥

અને પછી જ્યારે તે સંબંધીઓનો વધ કરતા અટક્યો હતો, ત્યારે મારા દ્વારા તેને સમજાવવામાં આવ્યો. ત્યારે, તમે જેમ પ્રશ્ન કરો છો એમ સંગ્રામના પ્રારંભમાં તેણે મને પૂછ્યું હતું. તે વખતે એને જેમ ઉત્તર આપ્યો હતો તેમ તમને પણ હું ઉત્તર આપીશ, એવો ભાવ છે. ॥ ૮ ॥

ता विभूतीः कथयति—**अहमिति**।

તે વિભૂતિઓ જણાવે છે– **'अहम् इति।'**

**अहमात्मोद्धवामीषां भूतानां सुहृदीश्वरः।**
**अहं सर्वाणि भूतानि तेषां स्थित्युद्भवाप्ययः॥ ९**

હે ઉદ્ધવ! આ સર્વ પ્રાણીઓનો હું આત્મા, મિત્ર અને ઈશ્વર છું. સર્વ પ્રાણીઓ પણ હું છું. તેમની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ(નું કારણ પણ હું જ) છું. ॥ ૯ ॥

अस्मच्छब्दसमानाधिकरणाः प्रथमान्ता द्वितीयान्ताश्च सर्वा विभूतयस्तास्ताश्चोपासनार्थं कथ्यन्ते। षष्ठी च क्वचिन्निर्धारणे संबन्धे च क्वचिद्यथायोग्यं द्रष्टव्या। ततश्चामीषां भूतानामात्मेति ते सुहृदिति ईश्वर इति च सामान्येनाहमुपास्य इत्यर्थः। एवं सर्वत्र। तेषां स्थित्युद्भवाप्ययः। तत्तद्धेतुरित्यर्थः॥ ९॥

**अस्मत्** (**अहम्**–હું) શબ્દની સમાન વિભક્તિવાળી અર્થાત્ પ્રથમા વિભક્તિના અંતવાળી અને બીજી વિભક્તિના અંતવાળી જે સર્વ વિભૂતિઓ છે, તે તે ઉપાસના માટે કહેવામાં આવી છે. વળી, ષષ્ઠી વિભક્તિ ક્યારેક સમૂહમાંથી એકનું નિર્ધારણ કરવા માટે (**ब्रह्मर्षीणां भृगुरहम्**) છે, તો ક્યારેક માત્ર સંબંધ દર્શાવવા માટે છે, તે યોગ્ય રીતે સમજી લેવી. તેથી, આ ભૂતોનો આત્મા હું છું, તમારો મિત્ર હું છું, ઈશ્વર હું છું, એમ સમાન રીતે હું ઉપાસ્ય છું. આમ સર્વત્ર સમજવું. તેમનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય અને તેમનું કારણ, એમ અર્થ છે. ॥ ૯ ॥

विशेषतो विभूतीराह—

વિભૂતિઓને વિશેષરૂપે વર્ણવે છે–

**अहं गतिर्गतिमतां कालः कलयतामहम्।**
**गुणानां चाप्यहं साम्यं गुणिन्यौत्पत्तिको गुणः॥ १०**

હું ગતિવાળાઓની ગતિ છું. નિયંત્રણ કરનારાઓમાં હું કાળ છું. સત્ત્વાદિ ગુણોમાં હું ગુણોની સામ્યાવસ્થા છું. ગુણવાન પદાર્થોમાં હું સ્વાભાવિક ગુણ છું. ॥ ૧૦ ॥

कलयतां वशीकुर्वताम्। गुणानां मध्ये साम्यं सर्वत्र समत्वम्। गुणानां सत्त्वादीनां साम्यमव्याकृतं वा। गुणिनि धर्मिणि औत्पत्तिकः स्वाभाविको यो गुणः सोऽहम्॥ १०॥

**'कलयताम्'** નિયંત્રણ કરનારાઓમાં– ગુણોમાં **'साम्यम्'** સર્વત્ર સમત્વ રાખનારો અથવા સત્ત્વાદિ ગુણોની સામ્યાવસ્થા કે અવ્યાકૃત છું. **'गुणिनि'** ગુણવાળા કે ધર્મવાળા (આકાશાદિ) પદાર્થમાં **'औत्पत्तिकः'** સ્વાભાવિક એવો જે (શબ્દાદિ) ગુણ છે, તે હું છું. ॥ ૧૦ ॥

**गुणिनामप्यहं सूत्रं महतां च महानहम्।**
**सूक्ष्माणामप्यहं जीवो दुर्जयानामहं मनः॥ ११**

ગુણયુક્ત વસ્તુઓમાં હું ક્રિયાશક્તિપ્રધાન પ્રથમ કાર્ય (સૂત્ર) છું. મહાન તત્ત્વોમાં હું (બુદ્ધિરૂપી) મહત્તત્ત્વ છું. સૂક્ષ્મ પદાર્થોમાં હું સૂક્ષ્મ જીવ છું. દુર્જય પદાર્થોમાં હું મન છું. ॥ ૧૧ ॥

सूत्रं प्रथमकार्यम्। महत्तत्त्वं महान्। सूक्ष्मोपाधित्वाद्दुर्ज्ञेयत्वाच्च जीवस्य सूक्ष्मत्वम् 'बुद्धेर्गुणेनात्मगुणेन चैव आराग्रमात्रो ह्यपरोऽपि दृष्टः ॥' इति श्रुतेः ॥ ११ ॥

'**सूत्रम्**' પ્રથમ કાર્ય– '**महान्**' મહત્તત્ત્વ અંતઃકરણની સૂક્ષ્મ ઉપાધિયુક્ત હોવાથી અને દુર્જ્ઞેય હોવાથી જીવ સૂક્ષ્મ છે. 'બુદ્ધિના ગુણથી અને આત્માના ગુણથી, વાળના અગ્રભાગના માપવાળો જીવ પણ શ્રુતિમાં કહેલો છે.' (શ્વેતા.ઉપ.૫/૮) ॥ ૧૧ ॥

**हिरण्यगर्भो वेदानां मन्त्राणां प्रणवस्त्रिवृत्।**
**अक्षराणामकारोऽस्मि पदानि च्छन्दसामहम्॥ १२**

હું વેદોનો આદ્ય અધ્યાપક હિરણ્યગર્ભ (બ્રહ્મા) છું. મંત્રોમાં હું ત્રણ અક્ષરોવાળો ઓમ્કાર છું. અક્ષરોમાં અકાર છું. વેદોમાં હું ગાયત્રીમંત્ર છું. ॥ ૧૨ ॥

वेदानां संबन्धी तेषामध्यापकः। पदानि त्रिपदा गायत्रीत्यर्थः ॥ १२ ॥

'**वेदानाम्**' વેદો સંબંધી, તેમનો આદ્ય ઉપદેશક છું. '**पदानि**' ત્રણ પદવાળો ગાયત્રીમંત્ર છું, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

**इन्द्रोऽहं सर्वदेवानां वसूनामस्मि हव्यवाट्।**
**आदित्यानामहं विष्णू रुद्राणां नीललोहितः॥ १३**
॥ १३ ॥

સર્વ દેવોમાં હું ઈન્દ્ર છું. વસુઓમાં હું હવિષ્ય વહન કરનાર અગ્નિ છું. અદિતિના પુત્રો (આદિત્યો)માં હું વિષ્ણુ (વામન) છું. રુદ્રોમાં નીલલોહિત (શંકર) છું. ॥ ૧૩ ॥ ૧૩ ॥

**ब्रह्मर्षीणां भृगुरहं राजर्षीणामहं मनुः।**
**देवर्षीणां नारदोऽहं हविर्धान्यस्मि धेनुषु॥ १४**

બ્રહ્મર્ષિઓમાં હું ભૃગુ છું. રાજર્ષિઓમાં હું મનુ છું. દેવર્ષિઓમાં હું નારદ છું. ગાયોમાં કામધેનુ છું. ॥ ૧૪ ॥

हविर्धानी कामधेनुः ॥ १४ ॥

'**हविर्धानी**' કામધેનુ ॥ ૧૪ ॥

**सिद्धेश्वराणां कपिलः सुपर्णोऽहं पतत्रिणाम्।**
**प्रजापतीनां दक्षोऽहं पितॄणामहमर्यमा॥ १५**
॥ १५ ॥

સિદ્ધેશ્વરોમાં હું (દેવહૂતિનંદન) કપિલ છું. પક્ષીઓમાં હું ગરુડ છું. પ્રજાપતિઓમાં હું દક્ષ છું. પિતૃઓમાં હું અર્યમા છું. ॥ ૧૫ ॥ ૧૫ ॥

**मां विद्ध्युद्धव दैत्यानां प्रह्लादमसुरेश्वरम्।**
**सोमं नक्षत्रौषधीनां धनेशं यक्षरक्षसाम्॥ १६**

હે ઉદ્ધવ, દૈત્યોમાં મને અસુરેશ્વર પ્રહ્લાદ જાણો. નક્ષત્રોમાં ચન્દ્ર અને ઔષધિઓમાં હું સોમરસ છું. યક્ષો અને રાક્ષસોમાં હું ધનેશ્વર (કુબેર) છું.॥ ૧૬ ॥

नक्षत्रौषधीनां प्रभुं सोमम्। यक्षरक्षसां प्रभुम्॥ १६ ॥

નક્ષત્રોમાં નક્ષત્રસ્વામી ચંદ્ર અને ઔષધિઓમાં મને સોમરસ જાણો. યક્ષો અને રાક્ષસોમાં મને ધનેશ્વર (જાણો). ॥ ૧૬ ॥

**ऐरावतं गजेन्द्राणां यादसां वरुणं प्रभुम्।**
**तपतां द्युमतां सूर्यं मनुष्याणां च भूपतिम्॥ १७**

ગજરાજોમાં મને ઐરાવત, જળચર જીવોમાં તેમના સ્વામી વરુણ, તપાવનારા તેજસ્વીઓમાં સૂર્ય અને મનુષ્યોમાં (તમે મને) રાજા (જાણો).॥ ૧૭ ॥

यादसां प्रभुम्। तपतां तापयताम्। द्युमतां दीप्तिमतां च मध्ये॥ १७॥

જળચરોના સ્વામી (વરુણદેવ), **'तपताम्'** તપાવનારાઓમાં અને **'द्युमताम्'** દીપ્તિમાન તેજસ્વીઓમાં ॥ ૧૭ ॥

**उच्चैःश्रवास्तुरंगाणां धातूनामस्मि कांचनम्।**
**यमः संयमतां चाहं सर्पाणामस्मि वासुकिः॥ १८**

અશ્વોમાં હું ઉચ્ચૈઃશ્રવા છું. ધાતુઓમાં સુવર્ણ છું. દંડ દેનારાઓમાં હું યમરાજ છું અને સર્પોમાં હું વાસુકિ છું. ॥ ૧૮ ॥

संयमतां दण्डयतामित्यर्थः॥ १८॥

**'संयमताम्'** દંડ દેનારાઓમાં, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

**नागेन्द्राणामनन्तोऽहं मृगेन्द्रः शृंगिदंष्ट्रिणाम्।**
**आश्रमाणामहं तुर्यो वर्णानां प्रथमोऽनघ॥ १९**

હે નિષ્પાપ (ઉદ્ધવ), નાગરાજોમાં હું અનંત (શેષ) નાગ છું. શિંગડાંવાળાં અને દાઢોવાળાં પ્રાણીઓમાં હું સિંહ છું. આશ્રમોમાં હું ચોથો (સંન્યાસ)આશ્રમ છું. વર્ણોમાં હું પ્રથમ વર્ણ (બ્રાહ્મણ) છું. ॥ ૧૯ ॥

शृङ्गिणां दंष्ट्रिणां च मध्ये तेषां प्रभुर्वा। तुर्यः संन्यासः। प्रथमो ब्राह्मणः॥ १९॥

શિંગડાંવાળાં અને દાઢોવાળાં પ્રાણીઓમાં (હું સિંહ છું) અથવા તે પ્રાણીઓનો હું સ્વામી છું. **'तुर्यः'** ચોથો સંન્યાસ આશ્રમ– **'प्रथमः'** પ્રથમ વર્ણ બ્રાહ્મણ ॥ ૧૯ ॥

**तीर्थानां स्त्रोतसां गंगा समुद्रः सरसामहम्।**
**आयुधानां धनुरहं त्रिपुरघ्नो धनुष्मताम्॥ २०**

તીર્થોમાં અને પ્રવાહોમાં હું ગંગા છું. જળાશયોમાં હું સાગર છું. આયુધોમાં હું ધનુષ્ય છું અને ધર્નુધારીઓમાં ત્રિપુરનો નાશ કરનાર શંકર છું. ॥ ૨૦ ॥

स्त्रोतसां प्रवाहाणां च। सरसां स्थिरोदका–शयानाम्॥ २०॥

**'स्त्रोतसाम्'** પ્રવાહોમાં અને (તીર્થોમાં)– **'सरसाम्'** સ્થિર જળાશયોમાં ॥ ૨૦ ॥

**धिष्ण्यानामस्म्यहं मेरुर्गहनानां हिमालयः।**
**वनस्पतीनामश्वत्थ ओषधीनामहं यवः॥ २१**

નિવાસસ્થાનોમાં હું સુમેરુ, દુર્ગમ સ્થાનોમાં હિમાલય, વનસ્પતિઓમાં પીપળો અને ઔષધિઓમાં હું જવ છું. ॥ ૨૧ ॥

धिष्ण्यानां निवासस्थानानाम्। गहनानां दुर्गमानाम्॥ २१॥

**'धिष्ण्यानाम्'** નિવાસસ્થાનોમાં– **'गहनानाम्'** દુર્ગમ સ્થાનોમાં ॥ ૨૧ ॥

**पुरोधसां वसिष्ठोऽहं ब्रह्मिष्ठानां बृहस्पतिः।**
**स्कन्दोऽहं सर्वसेनान्यामग्रण्यां भगवानजः॥ २२**

પુરોહિતોમાં હું વસિષ્ઠ છું. વેદવેત્તાઓમાં હું બૃહસ્પતિ છું. સર્વ સેનાપતિઓમાં હું સ્કન્દ (કાર્તિકેય) છું અને સન્માર્ગનું પ્રવર્તન કરનારાઓમાં હું ભગવાન બ્રહ્મા છું. ॥ ૨૨ ॥

ब्रह्मिष्ठानां वेदार्थनिष्ठानाम्। सेनान्यां चमूपतीनाम्। अग्रण्यां सन्मार्गप्रवर्तकानाम्। अजो ब्रह्मा॥ २२॥

**'ब्रह्मिष्ठानाम्'** વેદના અર્થનું જ્ઞાન ધરાવનારાઓમાં– **'सेनान्याम्'** સેનાપતિઓમાં– **'अग्रण्याम्'** સન્માર્ગ પ્રવર્તાવનારાઓમાં **'अजः'** બ્રહ્મા ॥ ૨૨ ॥

**यज्ञानां ब्रह्मयज्ञोऽहं व्रतानामविहिंसनम्।**
**वाय्वग्न्यर्काम्बुवागात्मा शुचीनामप्यहं शुचिः॥ २३**

પંચમહાયજ્ઞોમાં હું બ્રહ્મયજ્ઞ (સ્વાધ્યાયયજ્ઞ) છું. વ્રતોમાં હું અહિંસા છું. શુદ્ધ કરનાર પદાર્થોમાં હું વાયુ, અગ્નિ, સૂર્ય, જળ, વાણી અને આત્મારૂપ શુદ્ધ કરનારો છું. ॥ ૨૩ ॥

शुचीनां शोधकानामपि मार्जनतक्षण–घर्षणादीनां मध्ये वाय्वादिरूपः शोधकोऽहम् ॥ २३ ॥

**'शुचीनाम्'** શુદ્ધ કરનારાઓમાં પણ માંજવું, છોલવું, ઘસવું વગેરેમાં હું વાયુ વગેરેરૂપ શુદ્ધિ કરનારો છું. ॥ ૨૩ ॥

**योगानामात्मसंरोधो मन्त्रोऽस्मि विजिगीषताम्।**
**आन्वीक्षिकी कौशलानां विकल्पः ख्यातिवादिनाम्॥**
**॥ २४॥**

અષ્ટાંગયોગમાં હું મનના નિરોધરૂપ સમાધિ છું. જીતવાની ઇચ્છા રાખનારાઓમાં હું નીતિ છું. વિવેક વગેરેમાં કુશળતા ધરાવનારાઓમાં હું આત્મા-અનાત્માના વિવેકવાળી અધ્યાત્મવિદ્યા છું. *(પાંચ પ્રકારના) ખ્યાતિવાદમાં વિકલ્પ (વિવિધતાની કલ્પનારૂપે ઉદય થનાર જે પરમાત્મા છે તે) હું છું. ॥ ૨૪ ॥

योगानां योगाङ्गानामष्टानां मध्ये आत्मसंरोधः समाधिरहम्। मन्त्रो नीतिः। कौशलानां विवेकादिनैपुणानां मध्ये आन्वीक्षिकी आत्मानात्मविवेकविद्या अख्यात्यन्यथाख्याति–

**'योगानाम्'** અષ્ટાંગયોગમાં **'आत्मसंरोधः'** મનના નિરોધરૂપ સમાધિ હું છું. **'मन्त्रः'** નીતિ– **'कौशलानाम्'** વિવેક વગેરેમાં કુશળતા ધરાવનારાઓમાં **'आन्वीक्षिकी'** આત્મા-અનાત્માના વિવેકવાળી અધ્યાત્મવિદ્યા (હું છું). અખ્યાતિ,

---

* જ્યાં જ્યાં ભ્રમ થાય ત્યાં ત્યાં પાંચ પ્રસિદ્ધ મત શાસ્ત્રકારોએ ગણાવ્યા છે– ૧. પ્રત્યક્ષ અને સ્મૃતિજ્ઞાનનો વિવેક ન થવાથી દોરીમાં સર્પનો ભ્રમ થાય છે, તે અખ્યાતિ છે. ૨. છીપમાં ચાંદીનો ભ્રમ થવો તે અન્યથાખ્યાતિ છે. ૩. શૂન્યવાદી બૌદ્ધો જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ સૃષ્ટિને ખોટી માનતા હોવાથી વિષયદર્શનરૂપ ભ્રમને શૂન્યખ્યાતિ માને છે. ૪. અસત્ખ્યાતિમાં સંસારના ભ્રમજ્ઞાનના બધા વિષયોને સસલાંના શિંગડાં જેવા ખોટા માનવામાં આવે છે અને ૫. અનિર્વચનીયખ્યાતિ એટલે સત્ અને અસત્થી વિલક્ષણ. તેમાં ઉત્પત્તિ અને નાશવાળા સંસારના સર્વ પદાર્થો અનિર્વચનીય (મિથ્યા) કહેવાય છે. (ભગવાન શંકરાચાર્યનો આ સિદ્ધાંત છે.)

शून्यख्यात्यसत्ख्यात्यनिर्वचनीयख्यातिवादिनामेवमिदं वेति यो दुरन्तो विकल्पः सोऽहम्॥ २४॥

અન્યથાખ્યાતિ, શૂન્યખ્યાતિ, અસત્ખ્યાતિ, અનિર્વચનીયખ્યાતિ– વાદીઓમાં આમ કે આ, એવો જે અંતહીન વિકલ્પ છે તે હું છું. ॥ ૨૪ ॥

**स्त्रीणां तु शतरूपाहं पुंसां स्वायम्भुवो मनुः।**
**नारायणो मुनीनां च कुमारो ब्रह्मचारिणाम्॥ २५**

સ્ત્રીઓમાં તો હું શતરૂપા છું. પુરુષોમાં સ્વાયંભુવ મનુ છું. મુનિઓમાં હું નારાયણ છું અને બ્રહ્મચારીઓમાં સનત્કુમાર છું. ॥ ૨૫ ॥

कुमारः सनत्कुमारः॥ २५॥

**'कुमारः'** સનત્કુમાર ॥ ૨૫ ॥

**धर्माणामस्मि संन्यासः क्षेमाणामबहिर्मतिः।**
**गुह्यानां सूनृतं मौनं मिथुनानामजस्त्वहम्॥ २६**

ધર્મોમાં પ્રાણીઓને અભયદાન આપવું તે હું છું. નિર્ભય સ્થાનોમાં હું આત્મનિષ્ઠા છું. અભિપ્રાયને ગુપ્ત રાખવામાં હું મધુર વાણી અને મૌન છું. જોડકાંઓમાં હું બ્રહ્મા છું. ॥ ૨૬ ॥

संन्यासो भूताभयदानम्। क्षेमाणामभयस्थानानां मध्ये अबहिर्मतिरन्तर्निष्ठा। सूनृतं प्रियवचनं मौनं च। न हि प्रियभाषणे मौने च पुरुषस्याभिप्रायो ज्ञायते। अजः प्रजापतिः। यस्य देहार्धाभ्यां मिथुनमभूत्स एव मुख्यं मिथुनम्। 'अर्धो ह वा एष आत्मनो यत्पत्नी' इति श्रुतेः॥ २६॥

**'संन्यासः'** પ્રાણીઓને અભયદાન– **'क्षेमाणाम्'** અભયસ્થાનોમાં **'अबहिर्मतिः'** આત્મનિષ્ઠા– **'सूनृतम्'** મધુરવાણી અને મૌન– ખરેખર, પ્રિય ભાષણ અને મૌનમાં સ્થિત થયેલા પુરુષના અભિપ્રાયને જાણી ન શકાય. **'अजः'** પ્રજાપતિ, જેમના દેહના બંને અર્ધભાગમાંથી (મનુ-શતરૂપા નામનું) જોડકું ઉત્પન્ન થયું, તે જ મુખ્ય જોડકું છે. 'પોતાની જે પત્ની છે તે આ (પોતાનો) અર્ધભાગ છે.' (બૃહદા.ઉપ. ૧/૪/૩ માં સમાન અર્થ દર્શાવતી શ્રુતિ છે.)

**संवत्सरोऽस्म्यनिमिषामृतूनां मधुमाधवौ।**
**मासानां मार्गशीर्षोऽहं नक्षत्राणां तथाभिजित्॥ ॥ २७॥**

સદાય સાવધાન રહેનારાઓમાં હું સંવત્સર (વર્ષ)રૂપી કાળ છું. ઋતુઓમાં હું વસંત (ચૈત્ર-વૈશાખ) છું. મહિનાઓમાં હું માર્ગશીર્ષ છું તેમ જ નક્ષત્રોમાં અભિજિત છું. ॥ ૨૭ ॥

अनिमिषामनिमिषाणामप्रमत्तानाम्। मधुमाधवौ वसन्त इत्यर्थः। अभिजिदुत्तराषाढाचतुर्थपादः श्रवणप्रथमपादश्च। तथा च श्रुतिः—'अभिजिन्नाम नक्षत्रमुपरिष्टादषाढानामधस्ताच्छ्रोणायाः' इत्यादिः॥ २७॥

**'अनिमिषाम्' अनिमिषाणाम्** રૂપ છે. અપ્રમત્ત– સાવધાન રહેનારાઓમાં– **'मधुमाधवौ'** ચૈત્ર-વૈશાખ વસંતઋતુ, એમ અર્થ છે. **'अभिजित्'** ઉત્તરાષાઢા નક્ષત્રનું ચોથું ચરણ અને શ્રવણ નક્ષત્રનું પ્રથમ ચરણ. તે અનુસાર શ્રુતિ છે– 'અભિજિત નામનું નક્ષત્ર અષાઢ પછી અને શ્રાવણની (નીચે) પહેલાં આવે છે.' વગેરે.॥ ૨૭ ॥

**अहं युगानां च कृतं धीराणां देवलोऽसितः।**
**द्वैपायनोऽस्मि व्यासानां कवीनां काव्य आत्मवान्॥ २८**

कृतं कृतयुगम्। देवलोऽसितश्च। व्यासानां वेदविभागकर्तॄणाम्। कवीनां विदुषां काव्यः शुक्रः॥ २८॥

યુગોમાં હું સત્યયુગ છું. ધીર પુરુષોમાં દેવલ અને અસિત છું. વેદોનો વિભાગ કરનારા વ્યાસોમાં હું કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ છું. કવિઓમાં બુદ્ધિમાન શુક્રાચાર્ય છું. ॥ ૨૮ ॥

**'कृतम्'** સત્યયુગ– દેવલ અને અસિત– **'व्यासानाम्'** વેદોનો વિભાગ કરનારાઓમાં– **'कवीनाम्'** વિદ્વાનોમાં **'काव्यः'** શુક્રાચાર્ય ॥ ૨૮॥

**वासुदेवो भगवतां त्वं तु भागवतेष्वहम्।**
**किंपुरुषाणां हनुमान् विद्याध्राणां सुदर्शनः॥ २९**

भगवताम्—
'उत्पत्तिं प्रलयं चैव भूतानामागतिं गतिम्।
वेत्ति विद्यामविद्यां च स वाच्यो भगवानिति॥'
इत्येवंलक्षणानाम्॥ २९॥

ભગવાનોમાં હું વાસુદેવ છું. ભગવદ્ભક્તોમાં તો હું તમે (ઉદ્ધવ) છું. કિમ્પુરુષોમાં હું હનુમાન છું. વિદ્યાધરોમાં હું સુદર્શન છું. ॥ ૨૯ ॥

ભગવાનોમાં– 'જે મનુષ્ય પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશને, આગમન તથા ગમનને તેમ જ અવિદ્યા તથા વિદ્યાને જાણે છે તે ભગવાન કહેવાય છે.' આવાં લક્ષણોવાળા ભગવાનોમાં (હું વાસુદેવ છું). ॥ ૨૯ ॥

**रत्नानां पद्मरागोऽस्मि पद्मकोशः सुपेशसाम्।**
**कुशोऽस्मि दर्भजातीनां गव्यमाज्यं हविःष्वहम्॥ ३०**

सुपेशसां सुन्दराणाम्। दर्भजातीनां काशदूर्वादीनाम्। हविःषु चरुपुरोडाशादिषु घृतेषु वा॥ ३०॥

રત્નોમાં હું પદ્મરાગ છું. સુંદર વસ્તુઓમાં હું કમળની કર્ણિકા છું. દર્ભની જાતિઓમાં હું કુશ(નામનો) દર્ભ છું. હવિષ્યોમાં હું ગાયનું ઘી છું. ॥ ૩૦ ॥

**'सुपेशसाम्'** સુંદર વસ્તુઓમાં– **'दर्भजातीनाम्'** કાશ, દૂર્વા વગેરે દર્ભની જાતિઓમાં (કુશ નામનું દર્ભ છું)– **'हविःषु'** ચરુ-પુરોડાશ વગેરે હવિષ્યોમાં અથવા જુદાં જુદાં ઘીમાં (હું ગાયનું ઘી છું).॥ ૩૦ ॥

**व्यवसायिनामहं लक्ष्मीः कितवानां छलग्रहः।**
**तितिक्षास्मि तितिक्षूणां सत्त्वं सत्त्ववतामहम्॥ ३१**

लक्ष्मीर्धनादिसंपत्॥ ३१॥

ધનનું ઉપાર્જન કરનારાઓમાં હું ધનસંપત્તિ છું. છળકપટ કરનારાઓમાં હું છળરૂપ સંકલ્પ છું. સહનશક્તિવાળા જનોમાં હું સહિષ્ણુતા છું. સત્ત્વવાન મનુષ્યોમાં હું સત્ત્વ છું. ॥ ૩૧ ॥

**'लक्ष्मीः'** ધન વગેરે સંપત્તિઓ ॥ ૩૧ ॥

**ओजः सहो बलवतां कर्माहं विद्धि सात्त्वताम्।**
**सात्त्वतां नवमूर्तीनामादिमूर्तिरहं परा॥ ३२**

બળવાનોમાં ઇન્દ્રિયો અને મનનું બળ હું છું. ભગવદ્ભક્તોનું ભક્તિપૂર્વક કરેલું કર્મ હું છું. વૈષ્ણવોની (નવ વ્યૂહોના અર્ચનમાં) જે નવ મૂર્તિઓ છે, તેમનામાં કારણરૂપ પ્રથમ મૂર્તિ હું છું. ॥ ૩૨ ॥

बलवतामोजश्च सहश्च। सात्त्वतां भागवतानां भक्त्या कृतं कर्माहमित्यर्थः। तेषामेव नवव्यूहार्चने वासुदेवसंकर्षणप्रद्युम्नानिरुद्ध–नारायणहयग्रीववराहनृसिंहब्रह्माण इति या नवमूर्तयस्तासां मध्ये वासुदेवाख्या॥ ३२॥

બળવાનોમાં હું ઈન્દ્રિયબળ અને મનોબળ છું. **'सात्त्वताम्'** ભગવદ્‌ભક્તોનું ભક્તિપૂર્વક કરેલું કર્મ હું છું, એમ અર્થ છે. તે વૈષ્ણવભક્તોની જ નવ વ્યૂહોના અર્ચનમાં વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, નારાયણ, હયગ્રીવ, વરાહ, નૃસિંહ અને બ્રહ્મા– એમ જે નવ મૂર્તિઓ છે, તેમનામાં વાસુદેવ નામની (મૂર્તિ હું છું). ॥ ૩૨ ॥

**विश्वावसुः पूर्वचित्तिर्गन्धर्वाप्सरसामहम्।**
**भूधराणामहं स्थैर्यं गन्धमात्रमहं भुवः॥ ३३**

ગંધર્વોમાં હું વિશ્વાવસુ છું. અપ્સરાઓમાં હું પૂર્વચિત્તિ છું. પર્વતમાં જે સ્થિરતા છે તે હું છું. પૃથ્વીમાં જે ગંધ તન્માત્રા છે તે હું છું (અથવા પવિત્ર સુગંધ હું છું). ॥ ૩૩ ॥

गन्धर्वाणां विश्वावसुः। अप्सरसां पूर्वचित्तिः। गन्धमात्रमविकृतम्॥ ३३॥

ગંધર્વોમાં વિશ્વાવસુ છું. અપ્સરાઓમાં પૂર્વચિત્તિ– **'गंधमात्रम्'** સુગંધ (હું છું). ॥ ૩૩ ॥

**अपां रसश्च परमस्तेजिष्ठानां विभावसुः।**
**प्रभा सूर्येन्दुताराणां शब्दोऽहं नभसः परः॥ ३४**

હું જળનો મધુર રસ છું. તેજસ્વીઓમાં હું અગ્નિ છું. સૂર્ય, ચંદ્ર, તારાઓનો હું પ્રકાશ છું. આકાશમાં 'પર' નામનો સૂક્ષ્મ શબ્દ હું છું.॥ ૩૪॥

परमो मधुरः। परः पराख्यः शब्दः॥ ३४॥

**'परमः'** મધુર– **'परः'** 'પર' નામનો શબ્દ ॥ ૩૪ ॥

**ब्रह्मण्यानां बलिरहं वीराणामहमर्जुनः।**
**भूतानां स्थितिरुत्पत्तिरहं वै प्रतिसङ्क्रमः॥ ३५**

બ્રાહ્મણભક્તોમાં હું બલિરાજા છું. વીર પુરુષોમાં હું અર્જુન છું. પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય પણ હું જ છું. ॥ ૩૫ ॥

अर्जुनः पार्थः। भूतानां प्राणिनां प्रति–संक्रमः प्रलयः॥ ३५॥

**'अर्जुनः'** પૃથાપુત્ર અર્જુન– **'भूतानाम्'** પ્રાણીઓનો **'प्रतिसंक्रमः'** પ્રલય ॥ ૩૫ ॥

**गत्युक्त्युत्सर्गोपादानमानन्दस्पर्शलक्षणम्।**
**आस्वादश्रुत्यवघ्राणमहं सर्वेन्द्रियेन्द्रियम्॥ ३६**

(પગમાં) ચાલવાની શક્તિ, (વાણીમાં) બોલવાની શક્તિ, (પાયુમાં) મળત્યાગની શક્તિ, (હાથમાં) પકડવાની શક્તિ, (જનનેન્દ્રિયમાં) આનંદના ઉપભોગની શક્તિ, (ત્વચામાં) સ્પર્શની શક્તિ, (નેત્રોમાં) દર્શનની શક્તિ, (રસનામાં) આસ્વાદની શક્તિ, (કાનમાં) શ્રવણની અને (નાસિકામાં) સૂંઘવાની શક્તિ હું છું. સર્વ ઈન્દ્રિયોમાં તે તે વિષયને ગ્રહણ કરવાની શક્તિ પણ હું જ છું. ॥ ૩૬ ॥

गत्यादयः पञ्च कर्मेन्द्रियव्यापाराः। स्पर्शादयो ज्ञानेन्द्रियव्यापाराः। तत्र लक्षणं दर्शनम्। सर्वेन्द्रियाणामिन्द्रियं तत्तदर्थग्रहण–शक्तिरप्यहम्॥ ३६ ॥

ગતિ વગેરે (ઉક્તિ, ઉત્સર્ગ, ઉપાદાન, આનંદ– આ) પાંચ કર્મેન્દ્રિયોના વ્યાપાર છે. સ્પર્શ વગેરે (દર્શન, આસ્વાદ, શ્રુતિ, ઘ્રાણ– આ) પાંચ જ્ઞાનેન્દ્રિયોના વ્યાપાર છે. તેમાં **'लक्षणम्'** દર્શન– સર્વ ઇન્દ્રિયોની **'इन्द्रियम्'** તે તે વિષયને ગ્રહણ કરવાની શક્તિ પણ હું છું. ॥ ૩૬ ॥

तदेवं तत्र तत्र निर्धारणेन तत्तत्संबन्धेन च विशेषतो विभूतीर्निरूप्येदानीं सामान्यतः सर्वा अपि निरूपयति—**पृथिवीति** सार्धद्वयेन।

તો આમ, તે તે અનેકમાંથી એકને વિશિષ્ટરૂપે અને તે તે સંબંધથી વિશેષરૂપે વિભૂતિઓનું નિરૂપણ કરીને હવે સામાન્યરૂપે સર્વનું જ અઢી શ્લોકથી નિરૂપણ કરે છે– **'पृथिवी इति।'**

**पृथिवी वायुराकाश आपो ज्योतिरहं महान्।**
**विकारः पुरुषोऽव्यक्तं रजः सत्त्वं तमः परम्।**
**अहमेतत्प्रसंख्यानं ज्ञानं तत्त्वविनिश्चयः॥ ३७**

પૃથ્વી, વાયુ, આકાશ, જળ તથા તેજની તન્માત્રાઓ, અહંકાર, મહત્તત્ત્વ, (પંચ મહાભૂતો અને અગિયાર ઇન્દ્રિયો મળીને સોળ (વિકારો, જીવ, પ્રકૃતિ, રજોગુણ, સત્ત્વગુણ, તમોગુણ, (આ સર્વથી) પર બ્રહ્મ આ સર્વ હું જ છું. આ તત્ત્વોની ગણતરી, તેમનું લક્ષણપૂર્વકનું જ્ઞાન અને તત્ત્વના નિશ્ચયરૂપ ફળ પણ હું જ છું. ॥ ૩૭ ॥

पृथिव्यादिशब्दैस्तन्मात्राणि विवक्षितानि। अहमहंकारः। महान्महत्तत्त्वम्। एताः सप्त प्रकृतिविकृतयः। विकारः पञ्चमहाभूतानि एकादशेन्द्रियाणि चेत्येवं षोडशसंख्याकः। पुरुषो जीवः। अव्यक्तं प्रकृतिः। एवं पञ्चविंशतितत्त्वानि। तदुक्तम्—

'मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त।
षोडशकश्च विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः॥'

इति।

किंच रजः सत्त्वं तम इति प्रकृतेर्गुणाश्च परं ब्रह्म च। तदेतत्सर्वमहमेव। किंचैतत् प्रसंख्यानमेतेषां परिगणनमेतेषां लक्षणतो ज्ञानं च तत्फलं तत्त्वनिश्चयश्चाहमेव॥ ३७॥

પૃથિવી વગેરે શબ્દોથી તેમની તન્માત્રાઓ કહેવા માંગે છે. **'अहम्'** અહંકાર, **'महान्'** મહત્તત્ત્વ– આ સાત પ્રકૃતિવિકૃતિઓ – **'विकारः'** પાંચ મહાભૂતો અને અગિયાર ઇન્દ્રિયો મળીને સોળ વિકારો, **'पुरुषः'** જીવ, **'अव्यक्तम्'** પ્રકૃતિ– આમ પચ્ચીસ તત્ત્વો, તે કહેવાયું છે– 'મૂળ પ્રકૃતિ એ વિકૃતિ નથી. મહત્ વગેરે (અહંકાર, પાંચ તન્માત્રા) સાત પ્રકૃતિ અને વિકૃતિ (કારણ અને કાર્યરૂપ) છે. અગિયાર ઇન્દ્રિયો અને પાંચ મહાભૂતો માત્ર વિકાર (કાર્યરૂપ) જ છે. પુરુષ પ્રકૃતિ કે વિકૃતિ નથી.' (સાંખ્યકારિકા–૩) વળી, રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ એ પ્રકૃતિના ગુણો અને પરબ્રહ્મ– તે આ સર્વ હું જ છું. વળી, આ **'प्रसंख्यानम्'** આ સર્વની ગણતરી, આ સર્વનું લક્ષણપૂર્વકનું જ્ઞાન તથા તેના ફળરૂપ તત્ત્વનો નિશ્ચય પણ હું જ છું. ॥ ૩૭ ॥

एतदेव संक्षिप्याह—**मयेति**।

**मयेश्वरेण जीवेन गुणेन गुणिना विना।**
**सर्वात्मनापि सर्वेण न भावो विद्यते क्वचित्॥ ३८**

जीवेश्वररूपो द्विविधो यो भावो यश्च गुणिगुणरूपो यश्च क्षेत्रज्ञक्षेत्ररूपः स सर्वोऽपि मया विना मद् व्यतिरेकेण नास्ति, अहमेव सर्वमित्यर्थः॥ ३८॥

ननु सामान्यतः किमेवं संक्षिप्य कथयसि पूर्ववन्निर्धारणसंबन्धाभ्यां विशेषतः सर्वाः कथयेति चेत्तत्राह—

**संख्यानं परमाणूनां कालेन क्रियते मया।**
**न तथा मे विभूतीनां सृजतोऽण्डानि कोटिशः॥ ३९**

संख्यानं पृथिव्यादिपरमाणूनां कालेन महता तदपि मयैव क्रियते कृत्वा च वक्तुं शक्यते, तथा मे विभूतीनां संख्यानं कर्तुं न शक्यते। कुत इत्यत आह—**सृजतोऽण्डानीति**।

यदा मया सृज्यमानानां ब्रह्माण्डानामेव तावत्संख्या नास्ति तदा कुतस्तद्गतानां विभूतीनां संख्येत्यर्थः॥ ३९॥

तथापि विशेषत एव सर्वा अपि संक्षेपतः कथयामीत्याह—

**तेजः श्रीः कीर्तिरैश्वर्यं ह्रीस्त्यागः सौभगं भगः।**
**वीर्यं तितिक्षा विज्ञानं यत्र यत्र स मेंऽशकः॥ ४०**

આ (સર્વાત્મકતાને) જ સંક્ષેપ કરીને વર્ણવે છે– **'मया इति।'**

જીવ-ઈશ્વર, ગુણ-ગુણી, ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ એમ જે કોઈ સત્તા છે, તે સર્વ મારાથી કયારેય જુદી નથી. ॥ ૩૮ ॥

જીવ-ઈશ્વરરૂપ જે બે પ્રકારનો ભાવ છે, જે ગુણ-ગુણીરૂપ તથા જે (**'सर्वेण-सर्वात्मना'**) ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞરૂપ છે, તે સર્વ **'मया विना'** મારાથી જુદું નથી. હું જ સર્વસ્વરૂપ છું, એમ અર્થ છે. ॥ ૩૮॥

આમ, સામાન્યરૂપે સંક્ષેપ કરીને કેમ કહો છો? પૂર્વની જેમ નિર્ધારણ અને સંબંધપૂર્વક વિશેષપણે સર્વ જણાવો– જો એમ (ઉદ્ધવજી) કહે તો તે માટે ઉત્તર આપે છે–

સુદીર્ઘ કાળ સુધી કોઈક રીતે (પૃથ્વી વગેરેના) પરમાણુઓની ગણતરી જેમ મારાથી થઈ શકે, તેમ અનંત કોટિ બ્રહ્માંડોનું સર્જન કરતા મારાથી મારી વિભૂતિઓની ગણના કરવી શક્ય નથી! ॥ ૩૯ ॥

પૃથ્વી વગેરેના પરમાણુઓની ગણતરી સુદીર્ઘ કાળ સુધી મારાથી થઈ શકે અને કહેવું પણ શક્ય બને, પરંતુ તેવી રીતે મારાથી વિભૂતિઓની ગણના કરવી શક્ય નથી. શા માટે? તે હવે કહે છે– **'सृजतः अण्डानि इति।'**

જ્યારે મારા દ્વારા સર્જાતાં બ્રહ્માંડોની જ નિશ્ચિત સંખ્યા નથી, ત્યારે તેમાં રહેલી વિભૂતિઓની (સંખ્યાની) ગણના કરવી કેવી રીતે શક્ય છે? એમ અર્થ છે. ॥ ૩૯ ॥

તેમ છતાં બધી જ વિભૂતિઓને વિશેષરૂપે સંક્ષેપથી કહું છું, એમ કહે છે–

પ્રભાવ, સંપત્તિ, કીર્તિ, ઐશ્વર્ય, લજ્જા, ઔદાર્ય (કે વૈરાગ્ય), સૌંદર્ય, ભાગ્ય, બળ, સહિષ્ણુતા અને યથાર્થ જ્ઞાન જ્યાં જ્યાં હોય, તે મારા અંશ (રૂપ વિભૂતિ) જ છે. ॥ ૪૦ ॥

तेजः प्रभावः। श्रीः संपत्। सौभगं मनोनयनाह्लादकत्वम्। भगो भाग्यम्। वीर्यं बलम्। अंशको विभूतिः ॥ ४० ॥

उपसंहरति—**एता इति**।

**एतास्ते कीर्तिताः सर्वाः संक्षेपेण विभूतयः।**
**मनोविकारा एवैते यथा वाचाभिधीयते ॥ ४१**

एते च विभूतिभेदा मयि चित्तावताराय कल्पिताः, अतो नात्रातीवाभिनिवेशः कर्तव्य इत्याह—मनोविकारा एव न तु परमार्थाः। यथा किंचित् खपुष्पादि वाङ्मात्रेणाभिधीयते तत्तुल्याः ॥ ४१ ॥

**वाचं यच्छ मनो यच्छ प्राणान् यच्छेन्द्रियाणि च।**
**आत्मानमात्मना यच्छ न भूयः कल्पसेऽध्वने ॥**
**॥ ४२ ॥**

तस्माद्वागादीन्नियच्छ। आत्मानं बुद्धि-मात्मना सत्त्वसंपन्नया तयैव नियच्छ। अध्वने संसारमार्गाय ॥ ४२ ॥

असंयमने दोषमाह—**य इति**।

**यो वै वाङ्मनसी सम्यगसंयच्छन् धिया यतिः।**
**तस्य व्रतं तपो दानं स्त्रवत्यामघटाम्बुवत् ॥ ४३**

**'तेजः'** પ્રભાવ, **'श्रीः'** સંપત્તિ, **'सौभगम्'** મન અને નયનને આનંદ આપનારું સૌંદર્ય, **'भगः'** ભાગ્ય, **'वीर्यम्'** બળ, **'अंशकः'** વિભૂતિ ॥ ૪૦ ॥

ઉપસંહાર કરે છે– **'एताः इति।'**

તમને સંક્ષેપમાં કહેલી આ સર્વ વિભૂતિઓ મનની સ્ફુરણાઓ છે (મારા મનના સંકલ્પથી જન્મેલી છે), જેમ (આકાશમાં ઊગેલું પુષ્પ કે વંધ્યાનો પુત્ર વાસ્તવિક હોઈ શકે નહીં, તેમ માત્ર) વાણીથી કહેવાની જ હોય તેવી છે. ॥ ૪૧ ॥

આ જુદી જુદી વિભૂતિઓ મારામાં ચિત્તને સંલગ્ન કરવા માટે કલ્પવામાં આવી છે, આથી આ વિભૂતિઓમાં અતિ મોહ રાખવો જોઈએ નહીં, એમ કહે છે– મનની સ્ફુરણાઓ જ છે, પારમાર્થિક નથી. જેમ કોઈ આકાશપુષ્પ વગેરે માત્ર વાણીથી કહેવામાં આવે છે (હોતું નથી), તેની જેમ (આ વિભૂતિઓ કલ્પનારૂપ છે). ॥ ૪૧ ॥

(આ વિભૂતિઓ મનની સ્ફુરણાઓ હોવાથી) વાણીનું નિયંત્રણ કરો, મનનું નિયંત્રણ કરો, પ્રાણ અને ઈન્દ્રિયોનું નિયંત્રણ કરો, સત્ત્વગુણયુક્ત બુદ્ધિથી બુદ્ધિનું નિયંત્રણ કરો– (જો એમ થાય તો) સંસારમાર્ગને માટે તમે પુનઃ યોગ્ય નહીં રહો.॥ ૪૨ ॥

તેથી વાણી વગેરેને નિયંત્રિત કરો. **'आत्मानम्'** બુદ્ધિને **'आत्मना'** સત્ત્વગુણસંપન્ન કરીને તેને તે બુદ્ધિથી જ વશ કરો. **'अध्वने'** સંસારમાર્ગ માટે (યોગ્ય નહીં રહો). ॥ ૪૨ ॥

વાણી વગેરેને સંયમિત ન કરવામાં થતા અનર્થને વર્ણવે છે– **'यः इति।'**

જે યતિ વાણી અને મનને બુદ્ધિથી સારી રીતે નિયંત્રિત કરતો નથી, તેનાં વ્રત, તપ અને દાન માટીના કાચા ઘડામાંથી ઝરતા પાણીની જેમ ઝરી જાય છે. ॥ ૪૩ ॥

असंयच्छन्नसंयच्छति ॥ ४३ ॥

'**असंयच्छन्**' નિયંત્રિત કરતો નથી,॥ ४३ ॥

**तस्मान्मनोवचःप्राणान् नियच्छेन्मत्परायणः ।**
**मद्भक्तियुक्तया बुद्ध्या ततः परिसमाप्यते ॥ ४४**

તેથી હું જ જેના પરમ આશ્રયરૂપ છું તેવો યતિ મારી ભક્તિથી યુક્ત થયેલી બુદ્ધિથી મન, વાણી અને પ્રાણને વશ કરે, જેનાથી કૃતકૃત્ય થવાય છે. ॥ ४४ ॥

परिसमाप्यते कृतकृत्यो भवतीत्यर्थः ॥ ४४ ॥

'**परिसमाप्यते**' કૃતકૃત્ય થવાય છે, એમ અર્થ છે. ॥ ४४ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे षोडशोऽध्यायः ॥ १६ ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षोडशोऽध्यायः ॥ १६ ॥

*****

# अथ सप्तदशोऽध्यायः

## વર્ણાશ્રમધર્મનિરૂપણ

ततः सप्तदशे पृष्टे स्वधर्मे भक्तिलक्षणे।
हंसोक्तं धर्ममन्वाह ब्रह्मचारिगृहस्थयोः ॥ १

સત્તરમા અધ્યાયમાં (ઉદ્ધવજીએ ભગવાનને) જ્યારે ભક્તિના લક્ષણવાળો સ્વધર્મ પૂછ્યો, ત્યારે (ભગવાને હંસાવતારમાં) હંસે કહેલો બ્રહ્મચારી અને ગૃહસ્થનો ધર્મ કહ્યો. ॥ ૧ ॥

'कर्माहं विद्धि सात्त्वताम्' इत्यत्र भक्त्या कृतं कर्म मोक्षसाधनं मद्विभूतिरित्युक्तम्, भक्तिसाधनत्वं च कर्मणां—'मयोदितेष्ववहितः स्वधर्मेषु' इत्यादिना तत्र तत्रोक्तम्, न च कर्मानुष्ठातॄणां नियमेन भक्तिर्दृश्यतेऽतः पृच्छति—**यस्त्वयेति** सप्तभिः।

'ભક્તજનોનું ભક્તિપૂર્વક કરેલું કર્મ હું છું, એમ તમે જાણો.' (શ્રીમદ્ ભા.૧૧/૧૬/૩૨), એમ અહીં ભક્તિપૂર્વક કરેલું કર્મ મોક્ષના સાધનરૂપ મારી વિભૂતિ છે, એમ કહેવામાં આવ્યું. વળી, '(પંચરાત્ર વગેરે શાસ્ત્રોમાં) મેં કહેલા સ્વધર્મોમાં સાવધાન રહેનાર મનુષ્યે..... આચારો પાળવા.' (શ્રીમદ્ ભા.૧૧/૧૦/૧) વગેરે દ્વારા તે તે સ્થળે કર્મોને ભક્તિના સાધનરૂપ કહેવામાં આવ્યાં. પરંતુ નિયમથી કર્મોનું અનુષ્ઠાન કરનારાઓમાં ભક્તિ દેખાતી નથી. આથી સાત શ્લોકોથી (ઉદ્ધવજી) પૂછે છે– '**यः त्वया इति।**'

उद्धव उवाच

**यस्त्वयाभिहितः पूर्वं धर्मस्त्वद्भक्तिलक्षणः।**
**वर्णाश्रमाचारवतां सर्वेषां द्विपदामपि॥ १**

**यथानुष्ठीयमानेन त्वयि भक्तिर्नृणां भवेत्।**
**स्वधर्मेणारविन्दाक्ष तत् समाख्यातुमर्हसि॥ २**

पूर्वं कल्पादौ त्वद्भक्तिलक्षणस्तत्प्रापकस्तत्साधनमित्यर्थः। वर्णाश्रमहीनानामपि द्विपदां नराणाम्॥ १॥ यथा येन प्रकारेणानुष्ठीयमानेन स्वधर्मेण॥ २॥

ननु संप्रदायादेव ज्ञास्यते किं पुनर्वर्णनेन तत्राह—**पुरेति**।

**पुरा किल महाबाहो धर्मं परमकं प्रभो।**
**यत्तेन हंसरूपेण ब्रह्मणेऽभ्यात्थ माधव॥ ३**
**स इदानीं सुमहता कालेनामित्रकर्शन।**
**न प्रायो भविता मर्त्यलोके प्रागनुशासितः॥ ४**

परमकं परमश्चासौ कं सुखस्वरूपश्च तम्। यत् यम्। हंसरूपेण धर्मोऽप्युक्त एव न तु योगमात्रम्, 'जानीतमाऽऽगतं यज्ञं युष्मद्धर्मविवक्षया॥' इत्युक्तत्वात्॥ ३॥ प्रागनुशासितोऽपि न भविता न भविष्यति॥ ४॥

अत्र हेतुमाह—**वक्तेति** द्वाभ्याम्।

**ઉદ્ધવજી બોલ્યા** – હે અરવિંદલોચન (પ્રભુ)! વર્ણાશ્રમધર્મનું પાલન કરનારાઓનો તથા વર્ણાશ્રમને નહીં અનુસરનારાઓનો પણ, આપની ભક્તિનું જ્ઞાન કરાવનારો જે ધર્મ પૂર્વે આપના દ્વારા કહેવામાં આવ્યો, તે ધર્મ, જે પ્રકારે અનુષ્ઠાન કરવામાં આવતા સ્વધર્મથી મનુષ્યોને આપનામાં ભક્તિ થાય, તે રીતે આપ કહેવા માટે યોગ્ય છો. ॥ ૧ ॥ ૨ ॥

**'पूर्वम्'** પૂર્વ સૃષ્ટિના આદિકાળમાં **'त्वद्भक्ति-लक्षणः'** આપના વિષે તે ભક્તિનું જ્ઞાન કરાવનાર સાધનરૂપ, એમ અર્થ છે. વર્ણાશ્રમને નહીં અનુસરનારા **'द्विपदाम्'** મનુષ્યોનો પણ ॥ ૧ ॥**'यथा'** જે પ્રકારે અનુષ્ઠાન કરવામાં આવતા સ્વધર્મથી॥ ૨ ॥

(ભગવાન) કહે કે સંપ્રદાય (ઉપદેશની પરંપરા) અનુસાર જાણી લેજો, ફરી વર્ણન કરવાથી શું પ્રયોજન છે? તે માટે ઉદ્ધવજી કહે છે– **'पुरा इति।'**

હે મહાબાહુ! હે પ્રભુ! હે માધવ! પરમ સુખસ્વરૂપ જે ધર્મ આપે બ્રહ્માજીને હંસસ્વરૂપે કહ્યો હતો, ॥ ૩ ॥ પૂર્વે ઉપદેશાયેલો તે ધર્મ ઘણા સમયથી લુપ્ત થયો હોવાથી, હે શત્રુદમન (પ્રભુ), હવે મનુષ્યલોકમાં રહેશે નહીં! ॥ ૪ ॥

**'परमकम्'** પરમઃ શ્રેષ્ઠ છે અને **'कम्'** સુખસ્વરૂપ પણ છે તે ધર્મને (વર્ણવ્યો હતો)– **'यत्'** યમ્ જે ધર્મને– હંસસ્વરૂપે તો માત્ર યોગ નહીં, ધર્મ પણ વર્ણવવામાં આવ્યો હતો, કારણ કે 'હું યજ્ઞરૂપ વિષ્ણુ હોઈ તમારા ધર્મનો ઉપદેશ કરવાની ઈચ્છાથી આવેલા મને જાણો!' (શ્રીમદ્ ભા.૧૧/૧૩/૩૮) એમ કહેવામાં આવ્યું હતું. ॥ ૩ ॥ પૂર્વે ઉપદેશ કરવામાં આવ્યો હોવા છતાં **'न भविता'** (હવે) રહેશે નહીં. ॥ ૪ ॥

આ માટેનું (ધર્મ તિરોધાન થવા માટેનું) કારણ બે શ્લોકોથી કહે છે– **'वक्ता इति।'**

**वक्ता कर्ताविता नान्यो धर्मस्याच्युत ते भुवि।**
**सभायामपि वैरिञ्च्यां यत्र मूर्तिधराः कलाः ॥ ५**

हे અચ્યુત, પૃથ્વી પર આપના વિના બીજો કોઈ પણ ધર્મનો ઉપદેશ કરનાર, ધર્મનું પાલન કરનાર અને ધર્મનું રક્ષણ કરનાર નથી. જ્યાં વેદો મૂર્તિમંત છે તે વિરિંચિ (બ્રહ્માજી)ની સભામાં પણ આપના સિવાય બીજો કોઈ નથી. ॥ ૫ ॥

ते त्वत्तोऽन्यः। कला वेदाद्याः ॥ ५ ॥

**'તે'** આપના વિના બીજો કોઈ– **'कलाः'** વેદો વગેરે ॥ ૫ ॥

**कर्त्राऽवित्रा प्रवक्त्रा च भवता मधुसूदन।**
**त्यक्ते महीतले देव विनष्टं कः प्रवक्ष्यति ॥ ६**
॥ ६ ॥

હે મધુસૂદન! ધર્મના પ્રવર્તક, રક્ષક અને ઉપદેશક આપના દ્વારા જ્યારે ભૂતળ છોડી દેવામાં આવશે, ત્યારે હે દેવ! નાશ પામેલા ધર્મનો ઉપદેશ કોણ કરશે? ॥ ૬ ॥ ૬ ॥

**वंशीधरी**—हे मधुसूदन—वेदहर्तृमधुहंतृत्वेन वेदसारभक्तियोगस्य त्वमेव बोद्धासि इति भावः।

વેદોને હરી લેનાર મધુ રાક્ષસને આપે હણ્યો હોવાથી (વેદોની રક્ષા આપે જ કરી હતી, તેથી) વેદોના સારરૂપ ભક્તિયોગના જ્ઞાતા આપ જ છો, એવો ભાવ છે.

**तत्त्वं नः सर्वधर्मज्ञ धर्मस्त्वद्भक्तिलक्षणः।**
**यथा यस्य विधीयेत तथा वर्णय मे प्रभो ॥ ७**

હે સર્વ ધર્મોના જ્ઞાતા! આપની ભક્તિ જેનાથી ઉત્પન્ન થાય તે ધર્મ તથા અમારા મનુષ્યોમાં જેનો, જે પ્રકારે કરવા યોગ્ય હોય તે ધર્મ હે પ્રભુ, મને આપ વર્ણવો. ॥ ૭ ॥

तत्तस्मान्नोऽस्माकं मनुष्याणां मध्ये यस्य यथा विधीयते ॥ ७ ॥

**'तत्'** તેથી **'नः'** અમારા મનુષ્યોની મધ્યમાં– જેનો (વર્ણાશ્રમી)નો જે પ્રકારે કરવા યોગ્ય હોય (તે ધર્મ) ॥ ૭ ॥

**श्रीशुक उवाच**

**इत्थं स्वभृत्यमुख्येन पृष्टः स भगवान् हरिः।**
**प्रीतः क्षेमाय मर्त्यानां धर्मानाह सनातनान् ॥ ८**
॥ ८ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે પોતાના મુખ્ય સેવક (ઉદ્ધવજી) દ્વારા જેમને પૂછવામાં આવ્યું, તે ભગવાન શ્રીહરિ મનુષ્યોના કલ્યાણ માટે પ્રસન્ન થઈને સનાતન ધર્મો કહેવા લાગ્યા.॥ ૮ ॥ ૮ ॥

**श्रीभगवानुवाच**

**धर्म्य एष तव प्रश्नो नैःश्रेयसकरो नृणाम्।**
**वर्णाश्रमाचारवतां तमुद्धव निबोध मे ॥ ९**

**શ્રીભગવાન બોલ્યા** – હે ઉદ્ધવ! તમારો આ પ્રશ્ન ધર્મમય છે અને (ભક્તિજનક હોવાથી) મનુષ્યો માટે કલ્યાણકારી છે. વર્ણાશ્રમધર્મનું આચરણ કરનારા મનુષ્યોનો ધર્મ તમે મારી પાસેથી સાંભળો. ॥ ૯ ॥

धर्म्यो धर्मादनपेतः। कुतः। नैःश्रेयसकरो भक्तिजनकः। अतो मे मत्तस्तं धर्मं निबोध॥ ९॥

**'धर्म्यः'** ધર્મથી રહિત ન હોય તેવો ધર્મમય– શા માટે? કારણ કે **'नैःश्रेयसकरः'** ભક્તિ ઉત્પન્ન કરનારો (હોવાથી) કલ્યાણકારી છે, આથી **'मे '** મારી પાસેથી તે ધર્મ સાંભળો. ॥ ૯ ॥

तत्रादौ मदुपासनालक्षण एव मुख्यो धर्म आसीत्। आचारलक्षणस्तु पश्चात्प्रवृत्तः। स चैवमनुष्ठितो भक्तिहेतुरिति वर्णयितुमाह— **आदाविति**।

તે ધર્મોમાં પૂર્વે મારી ઉપાસનાના લક્ષણવાળો ધર્મ જ મુખ્ય હતો. પરંતુ પછી આચારના લક્ષણવાળો ધર્મ પ્રવૃત્ત થયો. આ પ્રમાણે અનુષ્ઠિત થયેલો (આચરવામાં આવેલો) તે ધર્મ ભક્તિના કારણરૂપ છે, એમ વર્ણવવા માટે કહે છે– **'आदौ इति।'**

**आदौ कृतयुगे वर्णो नृणां हंस इति स्मृतः।**
**कृत्यकृत्याः प्रजा जात्या तस्मात् कृतयुगं विदुः॥ १०**

પૂર્વે સત્યયુગમાં સર્વ મનુષ્યોનો 'હંસ' નામનો એક જ વર્ણ હતો, એમ પ્રસિદ્ધ છે. પ્રજાઓ જન્મથી જ કૃતકૃત્ય હતી, તેથી (વિદ્વાનો તે યુગને) કૃતયુગ તરીકે જાણે છે. ॥ ૧૦ ॥

कल्पादौ यत्कृतयुगं तस्मिन्। ते च तदा मामुपासत एव केवलं नान्यत्कुर्वन्तीति वक्तुं कृतयुगनामनिरुक्तिमाह—कृतकृत्या इति। जात्या जन्मनैव॥ १०॥

કલ્પની પૂર્વે (બ્રાહ્મકલ્પની પૂર્વે) જે સત્યયુગ હતો તેમાં– અને તેઓ ત્યારે કેવળ મને જ ઉપાસતા હતા. બીજું કાંઈ કરતા ન હતા, એમ કહેવા માટે કૃતયુગના નામની નિરુક્તિ કહે છે– **'कृतकृत्याः इति।' 'जात्या'** જન્મથી જ જેમણે કર્તવ્ય કરી લીધું છે. ॥ ૧૦ ॥

किंच विधायकाभावादपि तदानीं नान्यत्कर्मास्तीत्याह—**वेद इति**।

વળી, વેદોનો આવિર્ભાવ ન થયો હોવાથી પણ તે સમયે બીજું કર્મ ન હતું, એમ કહે છે– **'वेदः इति।'**

**वेदः प्रणव एवाग्रे धर्मोऽहं वृषरूपधृक्।**
**उपासते तपोनिष्ठा हंसं मां मुक्तकिल्बिषाः॥ ११**

પહેલાં (સત્યયુગમાં) વેદ કેવળ ઓમ્કારસ્વરૂપ જ હતો. (ચાર ચરણવાળા) વૃષનું રૂપ ધારણ કરનાર હું ધર્મરૂપ હતો. તપોનિષ્ઠ અને પાપમુક્ત એવા સત્યયુગના મનુષ્યો હંસ (શુદ્ધ) સ્વરૂપ મારી ઉપાસના કરતા હતા. ॥ ૧૧ ॥

धर्मश्च मनोविषयोऽहमेव वृषरूपधृक् चतुष्पान्न क्रियाविशेषो यज्ञादिः। अतस्तपोनिष्ठाः—

'मनसश्चेन्द्रियाणां च स्वैकाग्र्यं परमं तपः।'

ચાર ચરણવાળા વૃષનું રૂપ ધારણ કરનાર હું જ ધ્યાનના વિષયરૂપ ધર્મ હતો, યજ્ઞાદિ વિશેષ ક્રિયાઓ (તે યુગમાં) ન હતી. આથી તેઓ તપમાં જ નિષ્ઠાવાળા હતા– 'મન અને ઇન્દ્રિયોની પોતાનામાં એકાગ્રતા એ જ પરમ તપ છે.'

इति वचनादेकाग्रतया हंसं शुद्धं मां ध्यायन्तीत्यर्थः ॥ ११ ॥

આ વચન અનુસાર એકાગ્રતાપૂર્વક **'हंसम्'** શુદ્ધસ્વરૂપ એવા મારું ધ્યાન ધરતા હતા, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

**त्रेतामुखे महाभाग प्राणान्मे हृदयात्त्रयी ।**
**विद्या प्रादुरभूत्तस्या अहमासं त्रिवृन्मखः ॥ १२**

હે મહાભાગ્યશાળી (ઉદ્ધવ)! ત્યાર પછી ત્રેતાયુગના આરંભમાં (વૈરાજસ્વરૂપ એવા) મારા શ્વાસ-પ્રશ્વાસને કારણે હૃદયમાંથી ત્રણ વેદસ્વરૂપ વિદ્યા પ્રકટ થઈ અને તેમાંથી (હોતા, અધ્વર્યુ અને ઉદ્‌ગાતા– એમ) ત્રણ સ્વરૂપવાળો હું જ યજ્ઞરૂપે થયો. ॥ ૧૨ ॥

पश्चात्त्रेतायुगप्रवेशे मे वैराजरूपस्य प्राणान्निमित्तात्। हृदयात्सकाशात्। तस्यास्त्रय्याः सकाशात् हौत्राध्वर्यवौद्गात्रैस्त्रिवृत्त्रिरूपः । 'यज्ञो वै विष्णुः' इति श्रुतेः ॥ १२ ॥

ત્યાર પછી ત્રેતાયુગના આરંભમાં વૈરાજસ્વરૂપ એવા મારા શ્વાસ-પ્રશ્વાસને કારણે હૃદયમાંથી (વેદવિદ્યા પ્રકટ થઈ). તે વેદત્રયીમાંથી હોતા, અધ્વર્યુ અને ઉદ્‌ગાતા– એમ **'त्रिवृत्'** ત્રણ સ્વરૂપવાળો હું પ્રકટ થયો. 'યજ્ઞ એ જ ભગવાન વિષ્ણુ છે.' એમ શ્રુતિનું વચન છે. ॥ ૧૨ ॥

वर्णानामाश्रमाणां च धर्मान्वक्तुं तेषामुत्पत्तिमाह—**विप्रेति** द्वाभ्याम्।

વર્ણોના અને આશ્રમોના ધર્મો જણાવવા માટે તેમની ઉત્પત્તિ બે શ્લોકોથી વર્ણવે છે– **'विप्र इति।'**

**विप्रक्षत्रियविट्शूद्रा मुखबाहूरुपादजाः ।**
**वैराजात् पुरुषाज्जाता य आत्माचारलक्षणाः ॥ १३**

વિરાટપુરુષના મુખમાંથી બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રિય, સાથળમાંથી વૈશ્ય અને ચરણમાં શૂદ્રો જન્મ્યા, કે જેઓ પોતાના સ્વધર્મરૂપ આચારથી જ ઓળખાય છે. ॥ ૧૩ ॥

आत्माचारः स्वधर्म एव लक्षणं ज्ञापको येषां ते॥ १३ ॥

**'आत्माचारः'** સ્વધર્મરૂપ આચાર જ જેમની **'लक्षणम्'** ઓળખાણ છે તેઓ. ॥ ૧૩ ॥

**गृहाश्रमो जघनतो ब्रह्मचर्यं हृदो मम।**
**वक्षःस्थानाद् वने वासो न्यासः शीर्षणि संस्थितः ॥ ॥ १४ ॥**

મારા વૈરાજસ્વરૂપના કટિપ્રદેશમાંથી ગૃહસ્થાશ્રમ, હૃદયમાંથી બ્રહ્મચર્યાશ્રમ, વક્ષઃસ્થળમાંથી વાનપ્રસ્થાશ્રમ અને મસ્તકમાંથી સંન્યસ્તાશ્રમ ઉત્પન્ન થયા છે. ॥ ૧૪ ॥

मम वैराजरूपस्य हृदो वक्षसोऽधस्तात्। ब्रह्मचर्यमिति नैष्ठिकाभिप्रायम्॥ १४॥

મારા વૈરાજસ્વરૂપના **'हृदः'** વક્ષઃસ્થળની નીચે આવેલા હૃદયમાંથી– **'ब्रह्मचर्यम्'** એ નૈષ્ઠિક બ્રહ્મચર્યનો ઉલ્લેખ છે. ॥ ૧૪ ॥

**दीपिनी.**—उपकुर्वाणस्तु जघनादिति ज्ञेयम्।

ગૃહસ્થ બનવા ઈચ્છતા બ્રહ્મચારીનો બ્રહ્મચર્યાશ્રમ કટિપ્રદેશમાંથી ઉત્પન્ન થયો છે, એમ જાણવું.

तेषामधिकारिविशेषेण स्वभावानाह— **वर्णानामिति** पञ्चभिः।

વર્ણાશ્રમધર્મીઓના અધિકારીઓના સ્વભાવોને ભેદપૂર્વક પાંચ શ્લોકોથી વર્ણવે છે– **'वर्णानाम् इति।'**

**वर्णानामाश्रमाणां च जन्मभूम्यनुसारिणीः।**
**आसन् प्रकृतयो नृणां नीचैर्नीचोत्तमोत्तमाः॥ १५**

વર્ણો તથા આશ્રમોવાળા મનુષ્યોના સ્વભાવો તેઓનાં જન્મસ્થાન અનુસાર થયા. (પગ વગેરે) નીચાં જન્મસ્થાનો દ્વારા ઉત્પન્ન થયેલા હલકા સ્વભાવવાળા થયા અને (મસ્તક વગેરે ઉત્તમાંગરૂપ) જન્મસ્થાનો દ્વારા ઉત્પન્ન થયેલા ઉત્તમ સ્વભાવવાળા થયા. ॥ ૧૫ ॥

जन्मस्थानानुसारिण्यः। नीचैरित्यव्ययम्। अतोऽयमर्थः—मन्दाभिर्जन्मभूमिभिर्मन्दाः। उत्तमाभिरुत्तमाश्चेति॥ १५॥

(**'जन्मभूम्यनुसारिणीः'** અહીં વ્યાકરણ અનુસાર પ્ર.બ.વ. નું **जन्मभूम्यनुसारिण्यः** રૂપ થવું જોઈએ). **'नीचैः'** આ અવ્યય છે, આથી અર્થ આ પ્રમાણે છે– નીચાં જન્મસ્થાનો દ્વારા (ઉત્પન્ન થયેલા) હલકા (સ્વભાવવાળા થયા) અને ઉત્તમ (જન્મસ્થાનો) દ્વારા (ઉત્પન્ન થયેલા) ઉત્તમ (સ્વભાવવાળા થયા). ॥ ૧૫ ॥

**शमो दमस्तपः शौचं सन्तोषः क्षान्तिरार्जवम्।**
**मद्भक्तिश्च दया सत्यं ब्रह्मप्रकृतयस्त्विमाः॥ १६**

(અંતઃકરણના સંયમરૂપ) શમ, (બાહ્ય ઈન્દ્રિયોના સંયમરૂપ) દમ, (તત્ત્વવિચારરૂપ) તપ, (બાહ્યાભ્યંતર) પવિત્રતા, (યથાલાભ) સંતોષ, (અન્યોના અપરાધ પ્રત્યે) ક્ષમાશીલતા, સરળતા, મારી ભક્તિ, દયા અને સત્ય– આ બ્રાહ્મણવર્ણના સ્વભાવો છે.॥ ૧૬ ॥

तप आलोचनम्॥ १६॥

**'तपः'** તત્ત્વ વિષે વિચાર-વિમર્શ કરવો ॥ ૧૬ ॥

**तेजो बलं धृतिः शौर्यं तितिक्षौदार्यमुद्यमः।**
**स्थैर्यं ब्रह्मण्यतैश्वर्यं क्षत्रप्रकृतयस्त्विमाः॥ १७**

પ્રભાવ, બળ, ધૈર્ય, શૌર્ય, સહિષ્ણુતા, ઔદાર્ય, ઉદ્યમશીલતા, સ્થિરતા, બ્રાહ્મણભક્તિ, ઐશ્વર્ય– આ ક્ષત્રિયવર્ણના સ્વભાવો છે. ॥ ૧૭ ॥

तेजः प्रतापः॥ १७॥

**'तेजः'** પ્રભાવ ॥ ૧૭ ॥

**आस्तिक्यं दाननिष्ठा च अदम्भो ब्रह्मसेवनम्।**
**अतुष्टिरर्थोपचयैर्वैश्यप्रकृतयस्त्विमाः॥ १८**

॥ १८॥

આસ્તિકતા, દાનશીલતા, દંભરાહિત્ય, બ્રાહ્મણસેવા અને ધનસંગ્રહથી અસંતોષ– આ વૈશ્યવર્ણના સ્વભાવો છે.॥ ૧૮ ॥ ૧૮ ॥

**शुश्रूषणं द्विजगवां देवानां चाप्यमायया।**
**तत्र लब्धेन सन्तोषः शूद्रप्रकृतयस्त्विमाः॥ १९**

બ્રાહ્મણો, ગાયો અને દેવોની નિષ્કપટપણે સેવા કરવી અને તેમાંથી પ્રાપ્ત થયેલા ધનથી સંતોષ રાખવો– આ શૂદ્રવર્ણના સ્વભાવો છે.॥ ૧૯ ॥

एतैरेवाश्रमस्वभावा अपि ज्ञेयाः ॥ १९ ॥

तद्बाह्यानां स्वभावानाह—**अशौचमिति**।

**अशौचमनृतं स्तेयं नास्तिक्यं शुष्कविग्रहः।**
**कामः क्रोधश्च तर्षश्च स्वभावोऽन्तेवसायिनाम् ॥ २०**

शुष्कविग्रहो निर्मूलकलहः। तर्षस्तृष्णा ॥ २० ॥

तत्र तावत्सर्वसाधारणं धर्ममाह—**अहिंसेति**।

**अहिंसा सत्यमस्तेयमकामक्रोधलोभता।**
**भूतप्रियहितेहा च धर्मोऽयं सार्ववर्णिकः ॥ २१**

वर्णग्रहणमुपलक्षणार्थम्। वर्णधर्मान् गृहस्थप्रकरणे वक्ष्यति ॥ २१ ॥

प्रथमं तावदाश्रमेषु ब्रह्मचारिणो धर्मा वर्ण्यन्ते। स च द्विविधः—उपकुर्वाणको नैष्ठिकश्च। तत्राद्यस्य धर्मानाह—**द्वितीयमिति** नवभिः।

**द्वितीयं प्राप्यानुपूर्व्याज्जन्मोपनयनं द्विजः।**
**वसन् गुरुकुले दान्तो ब्रह्माधीयीत चाहुतः ॥ २२**

द्विजस्त्रैवर्णिकः। आनुपूर्व्याद्गर्भाधानादि-संस्कारक्रमेण द्वितीयमुपनयनाख्यं जन्म प्राप्याचार्येणाहूतो ब्रह्म वेदमधीयीत। चकारात्तदर्थं च विचारयेत् ॥ २२ ॥

(વર્ણને અભિવ્યક્ત કરતા) આ (શમાદિ સ્વભાવો) દ્વારા જ આશ્રમના સ્વભાવો પણ સમજવા યોગ્ય છે. ॥ ૧૯ ॥

વર્ણાશ્રમધર્મરહિત જનોના સ્વભાવો વર્ણવે છે– **'अशौचम् इति।'**

અપવિત્રતા, અસત્ય, ચોરી, નાસ્તિકતા, અકારણ ક્લેશ કરવો, કામ, ક્રોધ અને તૃષ્ણા– (આ સર્વ) વર્ણાશ્રમહીન (ચાંડાળ વગેરે)ના સ્વભાવ છે.॥ ૨૦ ॥

**'शुष्कविग्रहः'** અકારણ ક્લેશ કરવો– **'तर्षः'** તૃષ્ણા ॥ ૨૦ ॥

પ્રસ્તુત કરવામાં આવેલા ધર્મવર્ણનના વિષયમાં સર્વ જનોનો સામાન્ય ધર્મ કહે છે– **'अहिंसा इति।'**

અહિંસા, સત્ય, અસ્તેય, કામ-ક્રોધ-લોભરાહિત્ય તથા સર્વ પ્રાણીઓનું પ્રિય અને હિત કરવાની ઈચ્છા– આ સર્વ વર્ણોનો ધર્મ છે. ॥ ૨૧ ॥

વર્ણોને ગ્રહણ કરીને કહેવામાં આવેલા ધર્મો બીજા વર્ણો માટે પણ શ્રેયસ્કર છે. વર્ણધર્મોને ગૃહસ્થના પ્રકરણમાં કહેશે. ॥ ૨૧ ॥

આશ્રમોમાં સૌ પ્રથમ બ્રહ્મચારીના ધર્મો પૂર્ણરૂપે વર્ણવવામાં આવે છે. તે બે પ્રકારના છે– ઉપકુર્વાણક અને નૈષ્ઠિક. તેમાં પ્રથમ ઉપકુર્વાણકના ધર્મો નવ શ્લોકોથી કહે છે– **'द्वितीयं इति।'**

ત્રિવર્ણનો (બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય વર્ણનો) ગુરુ દ્વારા બોલાવવામાં આવેલો દ્વિજ (ગર્ભાધાનાદિ) સંસ્કારના ક્રમ પ્રમાણે ઉપનયન (જનોઈ)રૂપ બીજો જન્મ પામીને, જિતેન્દ્રિય થઈ, ગુરુકુળમાં નિવાસ કરતાં વેદનું અધ્યયન કરે. ॥ ૨૨ ॥

**'द्विजः'** બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય એ ત્રણે વર્ણવાળા દ્વિજ કહેવાય છે. **'आनुपूर्व्यात्'** ગર્ભાધાન વગેરે સંસ્કારના ક્રમ પ્રમાણે ઉપનયન નામનો બીજો જન્મ પામીને, આચાર્ય દ્વારા બોલાવવામાં આવેલો તે **'ब्रह्म'** વેદનું અધ્યયન કરે. **'च'** કારથી તે વેદના અર્થનું ચિંતન કરે (એમ સમજવું).॥ ૨૨ ॥

**मेखलाजिनदण्डाक्षब्रह्मसूत्रकमण्डलून् ।**
**जटिलोऽधौतदद्वासोऽरक्तपीठः कुशान् दधत् ॥ २३**

**स्नानभोजनहोमेषु जपोच्चारे च वाग्यतः ।**
**न च्छिन्द्यान्नखरोमाणि कक्षोपस्थगतान्यपि ॥ २४**

किंच मेखलादीन्कुशांश्च दधत्। तत्राक्ष–शब्देनाक्षमाला। कथंभूतः। जटिलः अनभ्यङ्गादिना जातजटः। तथा अधौतदद्वा–सोऽरक्तपीठः, दन्ताश्च वासश्च दद्वासांसि न धौतानि तानि यस्य सः अधौतदद्वासाः, स चासावरक्तपीठश्च न तु कौतुकादिना रक्तं पीठमासनं यस्य सः ॥ २३ ॥

जपश्चोच्चारो मूत्रपुरीषोत्सर्गो जपोच्चारं तस्मिन्वाग्यतो मौनी भवेत् ॥ २४ ॥

**रेतो नावकिरेज्जातु ब्रह्मव्रतधरः स्वयम् ।**
**अवकीर्णेऽवगाह्याप्सु यतासुस्त्रिपदीं जपेत् ॥ २५**

रेतो बुद्धिपूर्वं नावकिरेन्नोत्सृजेत्। ब्रह्मव्रतधरोऽगृहस्थः। स्वयमेव कथंचिदवकीर्णे अवगाह्य स्नात्वा यतासुः कृतप्राणायामस्त्रिपदीं गायत्रीं जपेत् ॥ २५ ॥

જટા રાખનારો, ન ધોયેલા દાંત અને વસ્ત્રોવાળો, રંગ્યા વગરના આસનવાળો તથા મેખલા(કંદોરો)-મૃગચર્મ-દંડ-રુદ્રાક્ષ(ની માળા)-જનોઈ, કમંડળ અને દર્ભો ધારણ કરતો ॥ ૨૩ ॥

(બ્રહ્મચારી) સ્નાન-ભોજન-હવનના સમયે અને જપ તથા મળ-મૂત્ર ત્યાગ કરવાના સમયે મૌન ધારણ કરે તેમ જ નખ અને કાંખ તથા ગુપ્ત ભાગમાં આવેલા વાળ પણ ન કાપે. ॥ ૨૪ ॥

વળી, મેખલા વગેરે અને દર્ભોને ધારણ કરતો– ત્યાં **'अक्ष'** શબ્દથી રુદ્રાક્ષની માળા (સમજવી). કેવો બ્રહ્મચારી? **'जटिलः'** અભ્યંગાદિથી સ્નાન ન કરવાને કારણે જેના મસ્તક પર જટા થઈ ગઈ છે તેવો તથા **'अधौत-दत्-वासः'** દાંત અને વસ્ત્રો **'दद्वासांसि'** જેનાં ધોવાયા નથી તે ***अधौतदद्वासाः** અને તે **'अरक्तपीठः'** રંગ્યા વગરના આસનવાળો પણ જેણે કામના વગેરેને કારણે આસન રંગ્યું નથી તે ॥ ૨૩ ॥

જપ કરવા તથા **'उच्चारः'** મળ-મૂત્ર ત્યાગ કરવા તે **'जपोच्चारम्'** અને તે સમયે **'वाग्यतः'** મૌન ધારણ કરે. ॥ ૨૪ ॥

બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનારો ક્યારેય પણ (બુદ્ધિપૂર્વક) વીર્ય સ્ખલિત ન કરે. ક્યારેક જો એની મેળે જ વીર્ય સ્ખલિત થઈ જાય, તો જળમાં સ્નાન કરીને પ્રાણાયામ કરી તે ગાયત્રીજપ કરે. ॥ ૨૫ ॥

બુદ્ધિપૂર્વક વીર્ય **'न-अवकिरेत्'** સ્ખલિત ન કરે. **'ब्रह्मव्रतधरः'** બ્રહ્મચર્યવ્રતને ધારણ કરનારો અગૃહસ્થ– ક્યારેક એની મેળે જ વીર્યસ્ખલન થઈ જાય તો **'अवगाह्य'** સ્નાન કરીને **'यत-असुः'** પ્રાણાયામ કરનાર **'त्रिपदीम्'** ગાયત્રી જપે. ॥ ૨૫ ॥

---

* **'अधौतदद्वासः'** ન ધોયેલાં દાંત અને વસ્ત્રોવાળો બ્રહ્મચારી. કહેવાનું તાત્પર્ય એ છે કે તપોમય બ્રહ્મચારીજીવનમાં શરીરના દેખાવ પ્રત્યે વિશેષ ધ્યાન આપવામાં ન આવે. બ્રહ્મચારી પોતે પવિત્ર રહે, પણ પોતાને આકર્ષક બનાવવાનો પ્રયત્ન ન કરે.

**अग्न्यर्काचार्यगोविप्रगुरुवृद्धसुरान् शुचिः।**
**समाहित उपासीत सन्ध्ये च यतवाग् जपन्॥ २६**

બ્રહ્મચારી અગ્નિ, સૂર્ય, આચાર્ય, ગાય, વિપ્ર, ગુરુ, વૃદ્ધ અને દેવને પવિત્ર તથા એકાગ્ર થઈને ઉપાસે; મૌન લઈને જપ કરતાં બંને સમયે સંધ્યોપાસન કરે. ॥ ૨૬ ॥

संध्ये च द्वे यतवाग्जपन्नुपासीत। मध्याह्ने संध्यानिमित्तं मौनं नास्तीति द्विवचनम्॥ २६॥

**'संध्ये च'** મૌન લઈને જપ કરતાં બંને સમયે સંધ્યોપાસન કરે. મધ્યાહ્ન સમયે સંધ્યાનિમિત્તે મૌન ધારણ કરવું જરૂરી હોતું નથી માટે **'संध्ये'** એમ દ્વિવચન છે. ॥ ૨૬ ॥

**आचार्यं मां विजानीयान्नावमन्येत कर्हिचित्।**
**न मर्त्यबुद्ध्याऽसूयेत सर्वदेवमयो गुरुः॥ २७**

॥ २७॥

આચાર્યને મારા સ્વરૂપ જાણવા જોઈએ. તે સામાન્ય મનુષ્ય છે એવી બુદ્ધિથી કદાપિ તેમની અવગણના ન કરવી જોઈએ તથા તેમના ગુણોમાં દોષારોપણ કરવું જોઈએ નહીં, (કારણ કે) ગુરુ સર્વદેવમય છે. ॥ ૨૭ ॥ ૨૭ ॥

**सायं प्रातरुपानीय भैक्ष्यं तस्मै निवेदयेत्।**
**यच्चान्यदप्यनुज्ञातमुपयुञ्जीत संयतः॥ २८**

સાંજે અને સવારે ભિક્ષા લાવીને તેમને (ગુરુદેવને) નિવેદન કરવી જોઈએ તથા બીજું જે કાંઈ પ્રાપ્ત થયું હોય તે પણ (ગુરુદેવને અર્પણ કરવું). તેમના દ્વારા જેની અનુજ્ઞા મળી હોય તેનો સાવધાન થઈ ઉપયોગ કરવો જોઈએ. ॥ ૨૮ ॥

अन्यदपि यत्संप्राप्तं तच्च निवेदयेत्। तेनानुज्ञातं तु संयतः सन्नुपयुञ्जीतेत्यर्थः॥ २८॥

બીજું પણ જે પ્રાપ્ત થયું હોય તેનું પણ નિવેદન કરવું જોઈએ. તેમના દ્વારા જેની અનુજ્ઞા મળી હોય તેનો સાવધાન થઈ ઉપયોગ કરવો જોઈએ, એમ અર્થ છે. ॥ ૨૮ ॥

**शुश्रूषमाण आचार्यं सदोपासीत नीचवत्।**
**यानशय्यासनस्थानैर्नातिदूरे कृताञ्जलिः॥ २९**

(જતા ગુરુની પાછળ) જવા દ્વારા, (પોઢેલા ગુરુની પાસે) શયન કરવા દ્વારા, (વિશ્રામ કરતા ગુરુના ચરણ ચાંપવા માટે પાસે) બેસવા દ્વારા, (બેઠેલા ગુરુની આજ્ઞાની પ્રતીક્ષા કરતાં) બે હાથ જોડીને દીન સેવકની જેમ પાસે ઊભા રહેવા દ્વારા સેવા કરતો (બ્રહ્મચારી) આચાર્યની સદાય ઉપાસના કરે. ॥ ૨૯ ॥

यानशय्यासनस्थानैः। यान्तं पृष्ठतो यानेन। निद्रितमप्रमत्ततया समीपशयनेन। विश्रान्तं पादसंवाहनादिभिः समीपासनेन। आसीनं कृताञ्जलिः। नियोगप्रतीक्षया नातिदूरेऽवस्थानेनेत्यर्थः॥ २९॥

**'यानशय्यासनस्थानैः'** જતા ગુરુની પાછળ જવા દ્વારા, પોઢેલા ગુરુની પાસે સાવધાનીપૂર્વક શયન કરવા દ્વારા, વિશ્રામ કરતા ગુરુના ચરણ ચાંપવા વગેરે માટે પાસે બેસવા દ્વારા, બેઠેલા ગુરુની આજ્ઞાની પ્રતીક્ષા કરતાં બે હાથ જોડીને પાસે ઊભા રહેવા દ્વારા, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

**एवंवृत्तो गुरुकुले वसेद् भोगविवर्जितः।**
**विद्या समाप्यते यावद् बिभ्रद् व्रतमखण्डितम्॥**
**॥ ३० ॥**

एवंभूतं वृत्तं यस्य सः॥ ३०॥

એવમુપકુર્વાણકસ્ય ધર્માનુક્ત્વા નૈષ્ઠિકસ્ય विशेषधर्मानाह—**यदीति** षड्भिः।

**यद्यसौ छन्दसां लोकमारोक्ष्यन् ब्रह्मविष्टपम्।**
**गुरवे विन्यसेद् देहं स्वाध्यायार्थं बृहद्व्रतः॥ ३१**

असौ ब्रह्मचारी यदि छन्दसां लोकं महर्लोकं ततो ब्रह्मलोकं चारोक्ष्यन्नारोढु-मिच्छतीत्यर्थः। यद्वा, छन्दसां लोकमिति ब्रह्मलोकविशेषणम्, 'यत्र मूर्तिधराः कलाः' इत्युक्तत्वात्। तर्हि बृहद्व्रतः सन् बृहन्नैष्ठिकं व्रतं यस्य सः। विन्यसेत्समर्पयेदधिकस्वाध्या-यार्थमधीतनिष्क्रयार्थं च॥ ३१॥

**अग्नौ गुरावात्मनि च सर्वभूतेषु मां परम्।**
**अपृथग्धीरुपासीत ब्रह्मवर्चस्व्यकल्मषः॥ ३२**

ब्रह्मवर्चो वेदाभ्यासजं तेजस्तद्वान्॥ ३२॥

तस्यैव वनस्थयतिसाधारणधर्मानाह—**स्त्रीणामिति**।

આ પ્રકારનું જેનું આચરણ છે તેવો તે બ્રહ્મચારી જ્યાં સુધી વિદ્યાભ્યાસ સમાપ્ત થાય ત્યાં સુધી સર્વ ભોગોથી સર્વથા રહિત થઈને અસ્ખલિત બ્રહ્મચર્યવ્રતનું પાલન કરતો ગુરુકુળમાં નિવાસ કરે. ॥ ૩૦ ॥

આ પ્રકારનું આચરણ જેનું છે તે ॥ ૩૦ ॥

આમ, ઉપકુર્વાણક બ્રહ્મચારીના ધર્મો કહીને હવે છ શ્લોકોથી નૈષ્ઠિક બ્રહ્મચારીના વિશેષ ધર્મો વર્ણવે છે– **'यदि इति।'**

જો તે (બ્રહ્મચારી) મહર્લોક અને બ્રહ્મલોકમાં આરોહણ કરવા ઈચ્છતો હોય, તો તે આજીવન (નૈષ્ઠિક) બ્રહ્મચારી થઈને સ્વાધ્યાય માટે ગુરુને દેહ સમર્પિત કરે. ॥ ૩૧ ॥

તે બ્રહ્મચારી જો **'छन्दसाम्'** મહર્લોકમાં અને ત્યાંથી બ્રહ્મલોકમાં **'आरोक्ष्यन्'** આરોહણ કરવા ઈચ્છતો હોય, એમ અર્થ છે. અથવા **'छन्दसां लोकम्'** એ બ્રહ્મલોકનું વિશેષણ છે, કારણ કે 'જ્યાં વેદો મૂર્તિમાન છે.' (શ્રીમદ્ ભા.૧૧/૧૭/૫), એમ કહેવામાં આવ્યું છે. (જો તે બ્રહ્મલોકમાં જવા ઈચ્છતો હોય) તો **'बृहद्व्रतः'** નૈષ્ઠિક (આજીવન) બ્રહ્મચર્યવ્રત છે જેનું તે **'विन्यसेत्'** સમર્પિત કરે, અધિક સ્વાધ્યાય માટે અને ગુરુ પાસે જે અધ્યયન કર્યું તેનું ઋણ ચૂકવવા માટે ॥ ૩૧ ॥

વેદાભ્યાસથી ઉત્પન્ન થયેલા તેજવાળો તે નિષ્પાપ બ્રહ્મચારી અગ્નિમાં, ગુરુમાં, પોતાનામાં અને સર્વ પ્રાણીઓમાં રહેલા પરબ્રહ્મ એવા મારી અભેદબુદ્ધિથી (અંતર્યામીરૂપે) ઉપાસના કરે. ॥ ૩૨ ॥

**'ब्रह्मवर्चः'** વેદાભ્યાસથી ઉત્પન્ન થયેલું તેજ, તે તેજવાળો ॥ ૩૨ ॥

તે નૈષ્ઠિક બ્રહ્મચારીના જ સાધારણ ધર્મો વનમાં રહેતા યતિના (પણ) છે, તે કહે છે– **'स्त्रीणाम् इति।'**

**स्त्रीणां निरीक्षणस्पर्शसंल्लापक्ष्वेलनादिकम्।**
**प्राणिनो मिथुनीभूतानगृहस्थोऽग्रतस्त्यजेत्॥ ३३**

गृहस्थ सिवायना (બ્રહ્મચારી, વાનપ્રસ્થી અને સંન્યાસીઓ) સ્ત્રીઓનું દર્શન, સ્પર્શ, વાર્તાલાપ, પરિહાસ વગેરેનો ત્યાગ કરે. મૈથુન કરતાં પ્રાણીઓને સૌ પ્રથમ તજે. (તેમના ઉપર દૃષ્ટિપાત પણ ન કરે.) ॥ ૩૩ ॥

निरीक्षणं भावगर्भम्। क्ष्वेलनं परिहासः। एवमादिकं त्यजेत्। मिथुनीभूतानग्रतस्त्यजेत्, न पश्येदित्यर्थः॥ ३३॥

**'निरीक्षणम्'** કામવૃત્તિથી જોવું તે **'क्ष्वेलनम्'** પરિહાસ, તે જ રીતે સ્મરણ વગેરેનો પણ ત્યાગ કરે. મૈથુન કરતાં પ્રાણીઓને સૌ પ્રથમ તજે, દૃષ્ટિપાત પણ ન કરે, એમ અર્થ છે. ॥ ૩૩ ॥

तस्यैव सर्वाश्रमसाधारणं धर्ममाह— **शौचमिति** द्वाभ्याम्।

સર્વ આશ્રમો માટે સામાન્ય હોય તેવો તે નૈષ્ઠિક બ્રહ્મચારીનો ધર્મ બે શ્લોકોથી વર્ણવે છે— **'शौचम् इति।'**

**शौचमाचमनं स्नानं सन्ध्योपासनमार्जवम्।**
**तीर्थसेवा जपोऽस्पृश्याभक्ष्यासंभाष्यवर्जनम्॥ ३४**
॥ ३४॥

**सर्वाश्रमप्रयुक्तोऽयं नियमः कुलनन्दन।**
**मद्भावः सर्वभूतेषु मनोवाक्कायसंयमः॥ ३५**
॥ ३५॥

હે કુળને આનંદ આપનાર (ઉદ્ધવ)! શૌચ, આચમન, સ્નાન, સંધ્યોપાસન, સરળતા, તીર્થસેવા અને જપ કરે, સ્પર્શ કરવા યોગ્ય ન હોય તેવા (મ્લેચ્છ વગેરે)નો સ્પર્શ ન કરે, અભક્ષ્યનો ત્યાગ કરે, ન બોલવા યોગ્યનો ત્યાગ કરે. ॥ ૩૪ ॥ સર્વ પ્રાણીઓમાં મારો ભાવ રાખે, મન-વાણી-કાયાનો સંયમ કરે– આ નિયમ સર્વ આશ્રમોને લાગુ પડે છે. ॥ ૩૫ ॥ ૩૪ ॥ ૩૫ ॥

निष्कामनैष्ठिकस्य तु मोक्षं फलमाह— **एवमिति।**

નિષ્કામ એવા નૈષ્ઠિક બ્રહ્મચારીને તો મોક્ષરૂપી ફળ મળે છે, એમ કહે છે– **'एवम् इति।'**

**एवं बृहद्व्रतधरो ब्राह्मणोऽग्निरिव ज्वलन्।**
**मद्भक्तस्तीव्रतपसा दग्धकर्माशयोऽमलः॥ ३६**

આમ, નૈષ્ઠિક બ્રહ્મચર્યરૂપ બૃહદ્વ્રતધારી નિષ્કામ બ્રાહ્મણ તીવ્ર (અવિચ્છિન્ન) તપથી બળી ગયેલી કર્મવાસનાઓવાળો થઈ જવાથી અગ્નિની જેમ પ્રજ્વલિત થતો વિશુદ્ધ થઈ મારો ભક્ત થાય છે. ॥ ૩૬ ॥

अमलो निष्कामश्चेद्दग्धः कर्माशयोऽन्तः- करणं यस्य तथाभूतः सन्मद्भक्तो भवति॥ ३६॥

જો **'अमलः'** નિષ્કામ હોય તો બળી ગયેલી **'कर्माशयः'** કર્મવાસનાઓરૂપી અંતઃકરણ છે જેનું તેવો થઈને મારો ભક્ત થાય છે. ॥ ૩૬ ॥

उपकुर्वाणस्य समावर्तनप्रकारमाह— **अथेति।**

(વેદાધ્યયનની સમાપ્તિ પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશવા ઈચ્છતા) ઉપકુર્વાણ બ્રહ્મચારીના સ્નાતક થવાના સમાવર્તન વિધિને વર્ણવે છે– **'अथ इति।'**

**अथानन्तरमावेक्ष्यन् यथा जिज्ञासितागमः।**
**गुरवे दक्षिणां दत्त्वा स्नायाद् गुर्वनुमोदितः॥ ३७**

અનન્તરં દ્વિતીયાશ્રમમાવેક્ષ્યન્પ્રવેષ્ટુમિચ્છન્ यथा यथावद्विचारितवेदार्थः स्नायात्। अभ्यङ्गादिकं कृत्वा समावर्तेतेत्यर्थः॥ ३७॥

तस्याधिकारानुरूपमाश्रमविकल्पसमुच्चयावाह—**गृहमिति**।

**गृहं वनं वोपविशेत् प्रव्रजेद् वा द्विजोत्तमः।**
**आश्रमादाश्रमं गच्छेन्नान्यथा मत्परश्चरेत्॥ ३८**

सकामश्चेद्गृहमन्तःकरणशुद्ध्यादिकामश्चेद्वनं प्रविशेत्। शुद्धान्तःकरणः स च द्विजोत्तमो ब्राह्मणश्चेत्प्रव्रजेदित्यर्थः। द्विजोत्तम इत्युक्तेः क्षत्रियवैश्ययोर्न प्रव्रज्याधिकार इति सूचयति। यद्वा आश्रमादाश्रमान्तरं गच्छेत्। अन्यथा अनाश्रमी प्रतिलोमं च नाचरेदित्यर्थः।

(બ્રહ્મચર્યાશ્રમ) પછી બીજા આશ્રમમાં પ્રવેશવા ઈચ્છતો અને યથાયોગ્ય રીતે વિચારેલા વેદાર્થવાળો બ્રહ્મચારી ગુરુને દક્ષિણા આપીને, ગુરુની આજ્ઞા લઈ સ્નાન કરે. ॥ ૩૭ ॥

**'अनन्तरम्'** બીજા (ગૃહસ્થાશ્રમમાં) **'आवेक्ष्यन्'** પ્રવેશવા ઈચ્છતો અને યથાયોગ્ય રીતે વિચારેલા વેદાર્થવાળો બ્રહ્મચારી સ્નાન કરે. અભ્યંગ વગેરે કરીને ઘેર પાછો જાય, એમ અર્થ છે. ॥ ૩૭ ॥

તે ઉપકુર્વાણ બ્રહ્મચારીના અધિકારને અનુરૂપ આશ્રમોના વિકલ્પનો સમૂહ જણાવે છે– **'गृहम् इति।'**

સકામ ઉત્તમ દ્વિજ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે, અંતઃકરણશુદ્ધિની ઈચ્છા હોય તો વનમાં પ્રવેશ કરે. અંતઃકરણ શુદ્ધ થયું હોય તો પ્રવ્રજ્યા (સંન્યાસ) ગ્રહણ કરે. (ક્ષત્રિય અને વૈશ્યને બ્રહ્મચર્યાશ્રમમાંથી સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરવાનો અધિકાર નથી પણ તેઓ ક્રમશઃ) એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જઈ શકે. મારા આશ્રયવાળો ભક્ત અનાશ્રમી (આશ્રમથી બહિષ્કૃત) ન થાય અને ઊલટા ક્રમથી આશ્રમ સ્વીકારે નહીં.॥ ૩૮ ॥

ઉત્તમ દ્વિજ જો સકામ હોય તો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે. તેને અંતઃકરણશુદ્ધિ વગેરેની ઈચ્છા હોય તો વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરે. શુદ્ધ અંતઃકરણવાળો શ્રેષ્ઠ દ્વિજ જો બ્રાહ્મણ હોય તો પ્રવ્રજ્યા ગ્રહણ કરે. **'द्विजोत्तमः'** એમ કહેવામાં ક્ષત્રિય અને વૈશ્યને (બ્રહ્મચર્યાશ્રમમાંથી સીધા) સંન્યસ્તાશ્રમમાં જવાનો અધિકાર નથી, એમ સૂચન કરે છે. અથવા ક્ષત્રિય અને વૈશ્ય ક્રમશઃ એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જાય. **'अन्यथा'** આશ્રમમાંથી બહિષ્કૃત હોય તેવો અનાશ્રમી ન થાય અને ઊલટા ક્રમથી આશ્રમ સ્વીકારવારૂપ પ્રતિલોમ ન આચરે, એમ અર્થ છે. અથવા

अमत्पर इति वा छेदः। स्वभक्तस्याश्रम-नियमाभावस्य वक्ष्यमाणत्वात्॥ ३८॥

'**अमत्परः**' એમ પદચ્છેદ કરવામાં આવે તો, જેને મારો આશ્રય નથી તેવા બ્રહ્મચારી માટે આ શ્લોકમાં આશ્રમવ્યવસ્થા દર્શાવી છે, કારણ કે મારા ભક્ત ( **मत्परः** ) માટે તો આશ્રમનો નિયમ છે જ નહીં, એમ આગળ કહેવામાં આવશે. ॥ ૩૮ ॥

विवाहनियमपूर्वकं वर्णधर्मैः सह गृहस्थधर्मानाह—**गृहार्थीति**।

વિવાહનો નિયમ અને વર્ણના ધર્મો સહિત ગૃહસ્થના ધર્મોનું નિરૂપણ કરે છે– '**गृहार्थी इति।**'

**गृहार्थी सदृशीं भार्यामुद्वहेदजुगुप्सिताम्।**
**यवीयसीं तु वयसा यां सवर्णामनुक्रमात्॥ ३९**

ગૃહસ્થાશ્રમ ઈચ્છનાર પોતાને યોગ્ય, (કુળથી અને લક્ષણથી) અનિંદ્ય, વયમાં પોતાનાથી નાની અને પોતાના વર્ણની ભાર્યાને પરણે. (કામનાથી બીજી સ્ત્રીને પરણે તો) ક્રમાનુસાર નિમ્ન વર્ણની સ્ત્રીને પરણે. ॥ ૩૯ ॥

सदृशीं सवर्णाम्। अजुगुप्सितां कुलतो लक्षणतश्चानिन्दिताम्। कामतस्तु यामन्यामुद्वहेत्तां सवर्णामनु तस्या अनन्तरम्। तत्रापि वर्णक्रमेणोद्वहेदित्यर्थः।

પોતાને યોગ્ય અને પોતાના વર્ણની ભાર્યાને– '**अजुगुप्सिताम्**' કુળથી અને લક્ષણથી અનિંદ્ય હોય તેને પરણે પણ કામનાથી બીજી જે સ્ત્રીને પરણે તે સ્ત્રી પોતાના વર્ણથી નિમ્ન વર્ણની (હોવી જોઈએ). તેમાં પણ વર્ણના ક્રમ પ્રમાણે લગ્ન કરે, એમ અર્થ છે.

'तिस्रो वर्णानुपूर्व्येण द्वे तथैका यथाक्रमम्।
ब्राह्मणक्षत्रियविशां भार्याः स्वाः शूद्रजन्मनः॥'
इति स्मृतेः॥ ३९॥

'વર્ણાનુક્રમ પ્રમાણે બ્રાહ્મણ એક પોતાના વર્ણની, બીજી બે ઊતરતા વર્ણની (સ્ત્રી સાથે વિવાહ કરે). ક્ષત્રિય બે પત્નીઓને, વૈશ્ય એકને તથા શૂદ્ર જન્મવાળો પોતાના વર્ણની એક જ પત્નીને (પરણે).' (યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ, આચાર અધ્યાય, વિવાહ પ્રકરણ ૩/૫૭) એમ સ્મૃતિ છે. ॥ ૩૯ ॥

**इज्याध्ययनदानानि सर्वेषां च द्विजन्मनाम्।**
**प्रतिग्रहोऽध्यापनं च ब्राह्मणस्यैव याजनम्॥ ४०**

યજ્ઞ કરવો, વેદાધ્યયન કરવું અને દાન કરવું– એ સર્વ દ્વિજ (બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય)ના ધર્મો છે, પણ દાન લેવું, વેદાધ્યયન કરાવવું અને યજ્ઞ કરાવવો– એ બ્રાહ્મણની જ આજીવિકા છે. ॥ ૪૦ ॥

इज्यादयस्त्रैवर्णिकानामावश्यका धर्माः। प्रतिग्रहादित्रयं तु वृत्तिः। सा च ब्राह्मणस्यैव ॥ ४० ॥

तत्रापि मुख्यां मुख्यतमां चान्यां वृत्तिमाह—**प्रतिग्रहमिति**।

**प्रतिग्रहं मन्यमानस्तपस्तेजोयशोनुदम्।**
**अन्याभ्यामेव जीवेत शिलैर्वा दोषदृक् तयोः ॥ ४१**

तयोर्याजनाध्यापनयोरपि कार्पण्यादिदोषं पश्यन् शिलैः स्वामित्यक्तैः क्षेत्रपतितैः कणिशैः ॥ ४१ ॥

एवं च वृत्तिकार्श्यं ब्राह्मणेन सोढव्यमित्याह—**ब्राह्मणस्येति**।

**ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते।**
**कृच्छ्राय तपसे चेह प्रेत्यानन्तसुखाय च ॥ ४२**

॥ ४२ ॥

उञ्छवृत्तिर्नाम विपण्यादिपतितकणोपादानं तां शिलवृत्त्यैकीकृत्य तया तुष्टचित्तस्य मोक्षं फलमाह—**शिलोञ्छेति**।

**शिलोञ्छवृत्त्या परितुष्टचित्तो**
**धर्मं महान्तं विरजं जुषाणः।**
**मय्यर्पितात्मा गृह एव तिष्ठ-**
**न्नातिप्रसक्तः समुपैति शान्तिम् ॥ ४३**

યજ્ઞ કરવો વગેરે ત્રણ વર્ણોના આવશ્યક ધર્મો છે પણ દાન લેવું વગેરે ત્રણ તો આજીવિકાઓ છે અને તે માત્ર બ્રાહ્મણની જ છે. ॥ ૪૦ ॥

તે (ત્રણેય આજીવિકાઓ)માં પણ મુખ્ય અને સૌથી મુખ્ય એવી બીજી આજીવિકા વર્ણવે છે– '**प्रतिग्रहम् इति।**'

દાન ગ્રહણ કરવારૂપ આજીવિકાને તપ, તેજ અને યશનો નાશ કરનારી માનતો તેમ જ બાકીની (યજન અને અધ્યાપન) તે બંને આજીવિકામાં પણ (દીનતારૂપી) દોષ જોતો (બ્રાહ્મણ) શિલોંછવૃત્તિથી આજીવિકા કરે. ॥ ૪૧ ॥

'**तयोः**' તે યજન અને અધ્યાપનમાં પણ દીનતા વગેરે દોષ જોતો બ્રાહ્મણ '**शिलैः**' (દુકાનના) માલિકો દ્વારા વેરાયેલા કે ખેતરમાં વેરાયેલા (બિનમાલિકીના દાણા વગેરે બજાર ઊઠી ગયા પછી વીણી લાવીને તે) દાણાઓથી (આજીવિકા કરે). ॥ ૪૧ ॥

અને આવી અલ્પ આજીવિકા બ્રાહ્મણ દ્વારા સહન કરવા યોગ્ય છે, એમ કહે છે– '**ब्राह्मणस्य इति।**'

ખરેખર, બ્રાહ્મણનો આ દેહ ક્ષુદ્ર વિષયસુખો માટે યોગ્ય નથી, એ તો આ લોકમાં કષ્ટ ભોગવવા માટે અને તપશ્ચર્યા કરવા માટે છે અને મર્યા પછી અનંત આનંદસ્વરૂપ (મોક્ષપ્રાપ્તિ) માટે છે. ॥ ૪૨ ॥ ૪૨ ॥

ઉંછવૃત્તિ એટલે બજાર વગેરેમાં વેરાયેલા અનાજના દાણાઓ વીણીને ભેગા કરી તેની આજીવિકા કરવી. તેનાથી સંતુષ્ટ ચિત્તવાળાને મોક્ષરૂપી ફળ મળે છે, તે કહે છે– '**शिलोञ्छ इति।**'

શિલોંછવૃત્તિથી સંપૂર્ણપણે સંતુષ્ટ મનવાળો થઈ, નિષ્કામ (અતિથિસત્કાર વગેરે) મહાન ધર્મ સેવતો, નિરંતર મારામાં ચિત્ત રાખતો (પત્ની-પુત્ર-ઘર વગેરેમાં) અતિશય આસક્તિ ન રાખનારો બ્રાહ્મણ ગૃહસ્થાશ્રમમાં જ શાંતિ પ્રાપ્ત કરે છે. ॥ ૪૩ ॥

महान्तमातिथ्यादिलक्षणम्। विरजं निष्काममम्। जुषाणः सेवमानः। गृह एव गृहस्थाश्रम एव। नातिप्रसक्तोऽतिशयेन रागमकुर्वन्। शान्तिमुपैति मोक्षाधिकारी भवति ॥ ४३ ॥

**'महान्तम्'** આતિથ્ય વગેરે લક્ષણવાળા મહાન – **'विरजम्'** નિષ્કામ ધર્મને **'जुषाणः'** સેવતો– **'गृहे एव'** ગૃહસ્થાશ્રમમાં જ– **'न-अतिप्रसक्तः'** અતિશય આસક્તિ ન કરતો– **'शान्तिम्-उप- एति'** શાંતિ પ્રાપ્ત કરે છે અર્થાત્ મોક્ષનો અધિકારી થાય છે. ॥ ૪૩ ॥

एवमधनस्य महत्फलमुक्त्वा सधनानामप्याह त्रिभिः।

આ પ્રમાણે નિર્ધનને મહાન ફળ મળે છે, એમ કહીને ધનવાનોના કર્તવ્ય વિષે પણ ત્રણ શ્લોકોથી કહે છે.

**समुद्धरन्ति ये विप्रं सीदन्तं मत्परायणम्।**
**तानुद्धरिष्ये नचिरादापद्भ्यो नौरिवार्णवात्॥ ४४**

જે મનુષ્યો (દારિદ્ર્ય વગેરેથી) દુઃખી થતા, મારા આશ્રયવાળા વિપ્રનો (આજીવિકા પ્રાપ્ત કરાવવા દ્વારા દરિદ્રતામાંથી) ઉદ્ધાર કરે છે તેઓનો, નૌકા (સમુદ્રમાં પડેલાને) સમુદ્રમાંથી તારે તેમ આપત્તિઓમાંથી (હું) શીઘ્ર ઉદ્ધાર કરું છું. ॥ ૪૪ ॥

समुद्धरन्ति दारिद्र्यादुत्तारयन्ति। विप्रमित्युपलक्षणम्। मत्परायणं यं कमपि ॥ ४४ ॥

**'समुद्धरन्ति'** દારિદ્ર્યમાંથી છોડાવે છે. **'विप्रम्'** એમ વિપ્રનો ઉલ્લેખ કરવામાં સૂચિત થાય છે કે મારા આશ્રયવાળો જે કોઈ હોય તેનો ઉદ્ધાર કરવાથી (હું તે ઉદ્ધાર કરનારનો ઉદ્ધાર કરું છું). ॥ ૪૪ ॥

राज्ञस्त्वावश्यकमेतदित्याह—**सर्वा इति**।

રાજાને માટે તો આ બાબત (વિપ્રનો ઉદ્ધાર) આવશ્યક છે, એમ કહે છે– **'सर्वाः इति।'**

**सर्वाः समुद्धरेद् राजा पितेव व्यसनात् प्रजाः।**
**आत्मानमात्मना धीरो यथा गजपतिर्गजान्॥ ४५**

॥ ४५ ॥

પિતા જેવો રાજા સમગ્ર પ્રજાઓને દુઃખમાંથી સારી રીતે છોડાવે. જેમ ગજરાજ (ખાડામાં પડેલા બીજા) હાથીઓને ઉગારે છે તેમ વિવેકી રાજા સર્વને સંકટમાંથી છોડાવીને પોતાનાથી પોતાનો ઉદ્ધાર કરે. ॥ ૪૫ ॥ ૪૫ ॥

**एवंविधो नरपतिर्विमानेनार्कवर्चसा।**
**विधूयेहाशुभं कृत्स्नमिन्द्रेण सह मोदते॥ ४६**

॥ ४६ ॥

આવો રાજા આ જન્મમાં જ સંપૂર્ણ અશુભનો (પ્રતિબંધક પાપનો પ્રજાના રક્ષણરૂપ પુણ્યથી) નાશ કરીને સૂર્ય જેવા તેજસ્વી વિમાનમાં બેસીને ઈન્દ્ર સાથે આનંદ કરે છે. ॥ ૪૬ ॥ ૪૬ ॥

सर्वेषामापद्वृत्तीराह—**सीदन्निति** त्रिभिः।

આપત્તિના સમયે સર્વ વર્ણોની આજીવિકા વિષે ત્રણ શ્લોકોથી કહે છે– **'सीदन् इति।'**

**सीदन् विप्रो वणिग्वृत्त्या पण्यैरेवापदं तरेत्।**
**खड्गेन वाऽऽपदाक्रान्तो न श्ववृत्त्या कथंचन॥**
**॥ ४७ ॥**

(શાસ્ત્રોક્ત આજીવિકાથી નિર્વાહ ન કરી શકવાથી) દુઃખી થતો વિપ્ર વેચવા યોગ્ય વસ્તુઓ દ્વારા (વેપાર કરીને) વૈશ્યવૃત્તિથી આપત્તિને તરી જાય. તે (વૈશ્યવૃત્તિ)માં પણ જો આપત્તિથી ઘેરાયેલો રહે તો તલવાર ચલાવીને ક્ષત્રિયવૃત્તિથી પણ આપત્તિને દૂર કરે, પરંતુ (નીચની સેવારૂપ) શ્વાનવૃત્તિથી ક્યારેય પણ આજીવિકા નિભાવે નહીં. ॥ ૪૭ ॥

पण्यैर्विक्रयार्हैर्न तु सुरालवणाद्यैः। तत्राप्यापदाक्रान्तश्चेत्खड्गेन क्षत्रियवृत्त्या वा।

વેચવા યોગ્ય વસ્તુઓથી વેપાર કરે પણ મદ્ય, મીઠું વગેરે નિષિદ્ધ વસ્તુઓનો વેપાર કરે નહીં. અથવા તે (વૈશ્યવૃત્તિ)માં પણ આપત્તિથી ઘેરાયેલો હોય તો તલવાર ચલાવીને ક્ષત્રિયવૃત્તિથી (આપત્તિ દૂર કરે).

यद्यपि गौतमोऽनन्तरां पापीयसीं वृत्तिमातिष्ठेदिति स्मरन्खड्गधारणं पण्य-विक्रयाच्छ्रेष्ठं मन्यते तथापि हिंसातो वणिग्वृत्तिरेव श्रेष्ठेति भगवतो मतम्। न तु श्ववृत्त्या नीचसेवया॥ ४७॥

જો કે ગૌતમ ઋષિ કહે છે કે બ્રાહ્મણે પછીના ક્રમે આવતી, વધુ પાપવાળી ક્ષત્રિયવૃત્તિ કરવી. એમ સ્મરણ કરીને તલવાર ધારણ કરવી, એ વસ્તુઓ વેચવા કરતા શ્રેષ્ઠ મનાય છે, તેમ છતાં પણ હિંસા કરતાં વૈશ્યવૃત્તિ જ શ્રેષ્ઠ છે, એમ ભગવાનનો મત છે, પરંતુ **‘श्ववृत्त्या’** નીચની સેવારૂપ શ્વાનવૃત્તિથી (આજીવિકા કરવી નહીં).॥૪૭॥

**वैश्यवृत्त्या तु राजन्यो जीवेन्मृगययाऽऽपदि।**
**चरेद् वा विप्ररूपेण न श्ववृत्त्या कथंचन॥ ४८**

આપત્તિકાળમાં ક્ષત્રિય પણ વૈશ્યવૃત્તિથી જીવે અથવા શિકાર કરીને કે બ્રાહ્મણરૂપે (અધ્યાપન વગેરે કરીને) જીવે પણ શ્વાનવૃત્તિથી કદાપિ આજીવિકા ચલાવે નહીં. ॥ ૪૮ ॥

तत्राप्यापदि मृगयया। विप्ररूपेण वा अध्यापनादिना॥ ४८॥

તે વૈશ્યવૃત્તિ કરવામાં આપત્તિ આવી પડે તો શિકાર કરીને આજીવિકા ચલાવે અથવા બ્રાહ્મણરૂપે અધ્યાપનાદિથી જીવે. ॥ ૪૮ ॥

**शूद्रवत्तिं भजेद् वैश्यः शूद्रः कारुकटक्रियाम्।**
**कृच्छ्रान्मुक्तो न गर्ह्येण वृत्तिं लिप्सेत कर्मणा॥ ४९**

આપત્તિકાળમાં વૈશ્ય શૂદ્રની સેવાથી જીવનનિર્વાહ કરે અને શૂદ્ર સાદડી ગૂંથવાનું કામ કરે. સંકટમાંથી મુક્ત થયો હોય તે નિંદ્ય કર્મથી આજીવિકા મેળવવા ઈચ્છે નહીં. ॥ ૪૯ ॥

कारवः प्रतिलोमजविशेषा बुरुडादयस्तेषां वृत्तिं कटादिक्रियाम्। आपदुत्तीर्णस्तु नानुकल्पेन वर्तेतेत्याह—कृच्छ्रादिति ॥ ४९ ॥

(પોતાનાથી ઊંચા વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરવામાં આવે તે પ્રતિલોમ.) પ્રતિલોમથી જન્મેલી વિશેષ જાતિવાળા કારુ, બુરુડ વગેરે– તેમની આજીવિકા, સાદડી ગૂંથવાનું કામ– આપત્તિમાંથી છૂટી ગયો હોય તે હલકી આજીવિકા કરે નહીં, એમ કહે છે– **'कृच्छ्रात् इति।'** ॥ ૪૯ ॥

तदेवं वृत्तिव्यवस्थामुक्त्वा पुनर्गृहस्थस्यावश्यकान्पञ्चयज्ञानाह—

આમ, આજીવિકાની વ્યવસ્થા કહીને ભગવાન ફરીથી ગૃહસ્થને માટે આવશ્યક પાંચ યજ્ઞો કરવાનું કહે છે–

**वेदाध्यायस्वधास्वाहाबल्यन्नाद्यैर्यथोदयम्।**
**देवर्षिपितृभूतानि मद्रूपाण्यन्वहं यजेत्॥ ५०**

પ્રત્યેક ગૃહસ્થ વેદાધ્યયનથી ઋષિઓની, સ્વાહાકારથી હોમ કરવા દ્વારા દેવોની, સ્વધાકારથી શ્રાદ્ધ-તર્પણ કરવા દ્વારા પિતૃઓની, કાકબલિ વગેરેથી સર્વ પ્રાણીઓની તથા અન્ન-જળ વગેરે દ્વારા મનુષ્યોની મારા સ્વરૂપભૂત આ સૌની ઈશ્વરદષ્ટિથી પોતાના વૈભવ પ્રમાણે પ્રતિદિન પૂજા કરે. ॥ ૫૦ ॥

वेदाध्ययनं ब्रह्मयज्ञस्तेन ऋषीन्स्वधाकारेण पितॄन्स्वाहाकारेण देवान्बलिहरणेन भूतानि अन्नाद्यैरन्नोदकादिभिर्मनुष्यानिति ज्ञातव्यम्। यथोदयं विभवानुसारतः। तेष्वीश्वरदृष्टिं विधत्ते—मद्रूपाणीति ॥ ५० ॥

વેદાધ્યયનરૂપ બ્રહ્મયજ્ઞ, તેનાથી ઋષિઓની, સ્વધાકારથી પિતૃઓની, સ્વાહાકારથી દેવોની, બલિ આપવા દ્વારા પ્રાણીઓની **'अन्नाद्यैः'** અન્ન-જળ વગેરે આપવા દ્વારા મનુષ્યોની (પૂજા કરે) એમ સમજવું જોઈએ. **'यथा-उदयम्'** પોતાના વૈભવ અનુસાર– તેમનામાં ઈશ્વરદષ્ટિ રાખે– **'मत्-रूपाणि इति।'** ॥ ૫૦ ॥

आवश्यकं धर्ममुक्त्वा शक्त्यनुसारं धर्ममाह—

આવશ્યક ધર્મ કહીને શક્તિ અનુસાર કરવાનો ધર્મ જણાવે છે–

**यदृच्छयोपपन्नेन शुक्लेनोपार्जितेन वा।**
**धनेनापीडयन् भृत्यान् न्यायेनैवाहरेत् क्रतून्॥ ५१**

ઉદ્યમ કર્યા વિના દૈવેચ્છાથી અથવા પોતાની આજીવિકાથી પ્રાપ્ત થયેલા શુદ્ધ ધનથી, પોતાના આશ્રિત જનોને દુઃખી કર્યા વિના (ગૃહસ્થ) યજ્ઞોનું અનુષ્ઠાન કરે. ॥ ૫૧ ॥

यदृच्छया उद्यमं विना। उपार्जितेन वा शुक्लेन स्ववृत्त्या लब्धेन शुद्धेन वा धनेन भृत्यान्पोष्यान्॥ ५१ ॥

ઉદ્યમ વિના દૈવેચ્છાથી અથવા પોતાની આજીવિકાથી પ્રાપ્ત થયેલા શુદ્ધ ધનથી– **'भृत्यान्'** પોષવા યોગ્ય આશ્રિતોને ॥ ૫૧ ॥

गृहस्थस्यापि निवृत्तिनिष्ठामेवाह—**कुटुम्बेष्विति** त्रिभिः।

**कुटुम्बेषु न सज्जेत न प्रमाद्येत् कुटुम्ब्यपि।**
**विपश्चिन्नश्वरं पश्येददृष्टमपि दृष्टवत्॥ ५२**

ગૃહસ્થ પણ નિવૃત્તિધર્મમાં નિષ્ઠ થાય (તે યોગ્ય જ છે), એમ ત્રણ શ્લોકોથી કહે છે– **'कुटुम्बेषु इति।'**

કુટુંબકબીલો હોવા છતાં ગૃહસ્થ કુટુંબીજનોમાં આસક્ત ન થાય, (તેમ જ ઈશ્વરભજન પ્રત્યે) પ્રમાદી ન થાય. વિવેકી મનુષ્ય અદૃષ્ટ (એવાં સ્વર્ગાદિ સુખો)ને પણ દૃષ્ટ (એવાં સાંસારિક સુખો) જેવાં નાશવાન જુએ. ॥ ૫૨ ॥

न प्रमाद्येदीश्वरनिष्ठायां प्रमत्तो न भवेत्। ननु दृष्टादृष्टार्थकर्मासक्तस्य कथमप्रमादो विचारेणेत्याह—विपश्चिदिति॥ ५२॥

**'न प्रमाद्येत्'** ઈશ્વરનિષ્ઠામાં પ્રમાદી ન થાય. શંકા કરવામાં આવી છે કે દૃષ્ટ અને અદૃષ્ટ સુખરૂપ કર્મોમાં આસક્ત થયેલો ગૃહસ્થ કેવી રીતે સાવધાન રહે? તે માટે ઉત્તર આપે છે કે સર્વ સુખો નાશવાન છે એવો વિચાર કરવાથી પ્રમાદ થાય નહીં– **'विपश्चित् इति।'**

तत्रापि दृष्टेष्वासक्तेरधिकत्वात्तेषां नश्वरतां प्रपञ्चयति—

તે (અદૃષ્ટ અને દૃષ્ટ સુખોમાં પુત્રાદિ) દૃષ્ટ સુખોમાં ગૃહસ્થની આસક્તિ વધુ હોવાથી તેમની નશ્વરતાને વિસ્તારપૂર્વક સમજાવે છે–

**पुत्रदाराप्तबन्धूनां संगमः पान्थसंगमः।**
**अनुदेहं वियन्त्येते स्वप्नो निद्रानुगो यथा॥ ५३**

પુત્ર, પત્ની, સ્વજનો અને સંબંધીઓનો સંગમ વટેમાર્ગુઓનો સંગમ છે. નિદ્રાને અનુસરતું સ્વપ્ન જેમ નિદ્રાભંગ થતાં તૂટી જાય છે, તેમ પ્રત્યેક શરીરની પાછળ આવતાં પુત્રાદિ સગાસંબંધીઓ શરીરનો નાશ થતાં છૂટાં પડી જાય છે. ॥ ૫૩ ॥

पुत्रादीनामेकत्र सङ्गमः पान्थानां प्रपायां सङ्गम इव। तत्र हेतुः—अनुदेहं प्रतिदेहमेते वियन्ति नश्यन्ति निद्रानुवर्ती स्वप्नो निद्रापाये यथेति॥ ५३॥

પુત્ર વગેરેનો એક સ્થળે થયેલો સંગમ વટેમાર્ગુઓનો પાણીની પરબ પર થયેલા સંગમ જેવો છે. તે માટેનું કારણ– **'अनुदेहम्'** પ્રત્યેક શરીરની પાછળ આવતાં આ સર્વે **'वियन्ति'** નાશ પામે છે, જેમ નિદ્રાને અનુસરતું સ્વપ્ન નિદ્રાભંગ થતાં તૂટી જાય છે તેમ! ॥ ૫૩ ॥

**इत्थं परिमृशन्मुक्तो गृहेष्वतिथिवद् वसन्।**
**न गृहैरनुबध्येत निर्ममो निरहंकृतः॥ ५४**

આમ, વિચારતો તથા મમતા અને અહંકારથી રહિત થઈને ઘરમાં અતિથિની જેમ (ઉદાસીન) રહેતો ગૃહસ્થ ગૃહનાં કર્મોથી બંધાતો નથી પણ જીવનમુક્ત થઈ જાય છે. ॥ ૫૪ ॥

अतिथिवदुदासीनः ॥ ५४ ॥

અતિથિની જેમ ઉદાસીન ॥ ૫૪ ॥

अस्याप्याश्रमविकल्पमाह—**कर्मभिरिति**।

આ ગૃહસ્થના પણ આશ્રમના વિકલ્પો જણાવે છે– **'कर्मभिः इति।'**

**कर्मभिर्गृहमेधीयैरिष्ट्वा मामेव भक्तिमान्।**
**तिष्ठेद् वनं वोपविशेत् प्रजावान् वा परिव्रजेद्॥ ५५**

ભક્તિમાન મનુષ્ય ગૃહસ્થોચિત શાસ્ત્રોક્ત કર્મો દ્વારા મારી આરાધના કરીને ઘરમાં જ રહે અને જો પ્રજાવાળો હોય તો (મારી આરાધનામાં વિક્ષેપ થતો હોય તો) વનમાં રહે અથવા સંન્યાસી થાય. ॥ ૫૫ ॥

गृहाश्रम एव तिष्ठेत्। यदि प्रजावांस्तर्हि प्रव्रजेद्वा॥ ५५ ॥

ગૃહસ્થાશ્રમમાં જ રહે અથવા જો પ્રજાવાળો હોય તો સંન્યાસી થાય. ॥ ૫૫ ॥

गृहाद्यासङ्गे दोषमाह—**यस्त्विति** त्रिभिः।

ગૃહ વગેરેમાં આસક્તિ રાખવામાં દોષ છે, એમ ત્રણ શ્લોકથી કહે છે– **'यः तु इति।'**

**यस्त्वासक्तमतिर्गेहे पुत्रवित्तैषणातुरः।**
**स्त्रैणः कृपणधीर्मूढो ममाहमिति बध्यते॥ ५६**

ઘરના વિષયોમાં આસક્ત બુદ્ધિવાળો જે મૂઢ મનુષ્ય પુત્ર અને ધનની એષણાથી દુઃખી થઈ, સ્ત્રીને વશ થઈ (જુદા જુદા વિષયો સંપાદન કરવા માટે) કૃપણ (દીન) બુદ્ધિવાળો થાય છે, તે 'હું અને મારું' એવા (અભિમાનથી સંસારમાં) બંધાય છે. ॥ ૫૬ ॥

॥ ५६ ॥

॥ ૫૬ ॥

बन्धमेवाभिनयेन दर्शयति—**अहो इति**।

બંધનને જ સ્પષ્ટપણે દર્શાવે છે– **'अहो इति।'**

**अहो मे पितरौ वृद्धौ भार्या बालात्मजाऽऽत्मजाः।**
**अनाथा मामृते दीनाः कथं जीवन्ति दुःखिताः॥**
**॥ ५७ ॥**

અરે રે, મારાં માતા-પિતા વૃદ્ધ થયાં છે. જેનાં પુત્રો (હજી) બાળકો છે તેવી મારી ભાર્યા અને મારા પુત્રો મારા વિના અનાથ, દીન અને દુઃખી થઈને કેવી રીતે જીવશે? ॥ ૫૭ ॥

बाला आत्मजा यस्याः सा, आत्मजाश्च मां विना अनाथाः सन्तः कथं जीविष्यन्तीति ॥ ५७ ॥

બાળકો છે પુત્રો જેનાં તે (મારી ભાર્યા) અને મારા પુત્રો મારા વિના અનાથ થઈને કેવી રીતે જીવશે? ॥ ૫૭ ॥

**एवं गृहाशयाक्षिप्तहृदयो मूढधीरयम्।**
**अतृप्तस्ताननुध्यायन् मृतोऽन्धं विशते तमः॥ ५८**

આ પ્રમાણે ઘર-ગૃહસ્થીની વાસનાથી જેનું હૃદય વ્યાકુળ છે તેવો મૂઢ બુદ્ધિવાળો અને વિષયોમાં તૃપ્તિ ન પામેલો આ મનુષ્ય તે વિષયોનું જ સતત ધ્યાન કરતો મરણ પામે છે અને અતિ તામસી યોનિમાં પ્રવેશે છે. ॥ ૫૮ ॥

गृहे य आशयो वासना तेन आ सर्वतः क्षिप्तं हृदयं यस्य सः। अन्धं तमोऽतितामसीं योनिम्॥ ५८॥

ઘરમાં જે **'आशयः'** વાસના છે તેનાથી **'आ'** સર્વ રીતે વ્યાકુળ છે હૃદય જેનું તે– **'अन्धं तमः'** અતિ તામસી યોનિમાં (પ્રવેશે છે).॥ ૫૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे सप्तदशोऽध्यायः॥ १७॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तदशोऽध्यायः॥ १७॥

*****

# अथाष्टादशोऽध्यायः

## વાનપ્રસ્થ અને સંન્યાસીના ધર્મો

अष्टादशेऽवदद्धर्मं वनस्थयतिगोचरम्।
अधिकारविशेषेण विशेषं चापि तद्गतम्॥ १

અઢારમા અધ્યાયમાં (ભગવાને) વનસ્થ અને યતિવિષયક ધર્મ કહ્યો; તેમ જ તેમના ધર્મમાં અધિકારીના ભેદથી રહેલી વિશેષતા પણ કહી છે. ॥ ૧ ॥

क्रमप्राप्तान्वनस्थधर्मानाह—**वनमिति**।

ક્રમ પ્રમાણે આવતા વાનપ્રસ્થાશ્રમીઓના ધર્મો વર્ણવે છે– **'वनम् इति।'**

**श्रीभगवानुवाच**

**वनं विविक्षुः पुत्रेषु भार्यां न्यस्य सहैव वा।**
**वन एव वसेच्छान्तस्तृतीयं भागमायुषः॥ १**

**શ્રીભગવાન બોલ્યા** – વનપ્રવેશ કરવા ઈચ્છતો મનુષ્ય પુત્રોને ભાર્યા સોંપીને અથવા સાથે જ રાખીને શાંત (જિતેન્દ્રિય) થઈને આયુષ્યનો ત્રીજો ભાગ વનમાં જ વિતાવે. ॥ ૧ ॥

आयुषस्तृतीयं भागं पञ्चसप्ततिवर्ष–पर्यन्तम्। ततः परं क्षीणेन्द्रियस्येषद्विरागेऽपि संन्यासाधिकारः स्यादिति भावः॥ १॥

આયુષ્યનો ત્રીજો ભાગ એટલે (પચાસથી) પંચોતેર વર્ષ સુધીનું આયુષ્ય– ત્યાર પછી ક્ષીણ થયેલી ઈન્દ્રિયોવાળાને થોડોક પણ વૈરાગ્ય જાગે તો સંન્યાસનો અધિકાર મળે, એવો ભાવ છે. ॥ ૧ ॥

**कन्दमूलफलैर्वन्यैर्मेध्यैर्वृत्तिं प्रकल्पयेत्।**
**वसीत वल्कलं वासस्तृणपर्णाजिनानि च॥ २**

વનમાં થયેલાં પવિત્ર કંદ, મૂળ, ફળથી આજીવિકા કરે તથા વૃક્ષની છાલ, ઘાસ, પાંદડાં અને મૃગચર્મ ધારણ કરે. ॥ ૨ ॥

वसीत परिदधीत॥ २॥

**'वसीत'** પહેરે ॥ ૨ ॥

**केशरोमनखश्मश्रुमलानि बिभृयाद् दतः।**
**न धावेदप्सु मज्जेत त्रिकालं स्थण्डिलेशयः॥ ३**

માથાના વાળ, શરીરનાં રૂંવાડાં, નખ, દાઢી-મૂછ અને શરીરનો મેલ દૂર ન કરે; દાંત સાફ ન કરે; ત્રણેય કાળ જળમાં ડૂબકી મારે તથા ભૂમિશયન કરે. ॥ ૩ ॥

दतो दन्तान्न धावेन्न शोधयेत्। त्रिकाल-मप्सु मज्जेत मुसलवत्स्नायात्। स्थण्डिलेशयो भूमिशायी॥ ३॥

**ग्रीष्मे तप्येत पंचाग्नीन् वर्षास्वासारषाड् जले।**
**आकण्ठमग्नः शिशिर एवंवृत्तस्तपश्चरेत्॥ ४**

तप्येत पञ्चाग्नीन्सूर्येण सह चतुर्दिशमग्नी-न्निधायात्मानं तापयेदित्यर्थः। आसारषाट् आसारं धारासंपातं सहत इति तथा अभ्रावकाशं नाम व्रतं चरेत्। जले आकण्ठमग्नः उदकवासं नाम व्रतं चरेत्॥ ४॥

**अग्निपक्वं समश्नीयात् कालपक्वमथापि वा।**
**उलूखलाश्मकुट्टो वा दन्तोलूखल एव वा॥ ५**

उलूखलेन वाश्मना वा कुट्टयति कण्डयतीति तथा। दन्ता एवोलूखलं यस्य स तथा॥ ५॥

**स्वयं संचिनुयात् सर्वमात्मनो वृत्तिकारणम्।**
**देशकालबलाभिज्ञो नाददीतान्यदाऽऽहृतम्॥ ६**

संचिनुयादाहरेत्। अन्यदा कालान्तरे आहृतं कालान्तरे नाददीत। 'लब्धे नवे नवेऽन्नाद्ये पुराणं तु परित्यजेत्' इति नारदोक्तेः॥ ६॥

**'दतः'** દાંત (બ.વ.) **'न धावेत्'** સ્વચ્છ ન કરે. ત્રણેય કાળ જળમાં **'मज्जेत'** મુસળની જેમ શરીર ચોળ્યા વિના સ્નાન કરે. **'स्थण्डिलेशयः'** ભૂમિ પર સૂનારો ॥ ૩ ॥

પ્રખર ઉનાળામાં પંચાગ્નિ (માથા પર સૂર્યના તડકામાં અને ચારે બાજુ સળગાવેલા અગ્નિ)માં તપ કરે; વર્ષાઋતુમાં ધોધમાર વરસાદ સહન કરે; શિયાળામાં જળમાં ગળા સુધી ડૂબેલો રહે અને આ રીતે તપ કરે. ॥ ૪ ॥

**'तप्येत पंचाग्नीन्'** (માથા પર) સૂર્યની સાથે ચારે દિશાઓમાં અગ્નિ સ્થાપીને પોતાને તપાવે, એમ અર્થ છે. **'आसारषाट्'** મુસળધાર વરસાદ સહન કરે અને એ રીતે 'અભ્રાવકાશ' નામનું વ્રત કરે. જળમાં ગળા સુધી ડૂબેલો રહીને 'ઉદકવાસ' નામનું વ્રત કરે. ॥ ૪ ॥

અગ્નિમાં પકવેલું (ધાન્ય) અથવા કાળક્રમે પાકેલું (ફળ) પણ ખાય. ખાંડણિયા કે પથ્થર પર કૂટેલું (ધાન્ય) ખાય અથવા દાંતરૂપી ખાંડણિયાવાળો (અર્થાત્ દાંતથી ચાવીને ખાનારો) થાય.॥ ૫ ॥

ખાંડણિયા કે પથ્થરથી (અન્ન) **'कुट्टयति'** કૂટે તેવો– દાંત જ જેનું ખાંડણિયું છે તેવો ॥૫॥

સ્થળ, કાળ અને બળને જાણનારો (વાનપ્રસ્થાશ્રમી) પોતાની આજીવિકા માટે બધું જાતે જ એકઠું કરી લાવે. (બીજાઓ દ્વારા થોડા સમય પછી) વાપરવા માટે લાવવામાં આવેલી વસ્તુઓ તે સંઘરે નહીં. ॥ ૬ ॥

**'संचिनुयात्'** એકઠું કરી લાવે– **'अन्यदा'** બીજા સમય માટે લાવવામાં આવેલી વસ્તુઓને સમય જતાં સંઘરે નહીં. 'નવું નવું ધાન્ય પ્રાપ્ત થાય ત્યારે તો જૂના ધાન્યનો ત્યાગ કરવો જોઈએ.' એમ નારદજીનું વચન છે. ॥ ૬ ॥

**वन्यैश्चरुपुरोडाशैर्निर्वपेत् कालचोदितान्।**
**न तु श्रौतेन पशुना मां यजेत वनाश्रमी॥ ७**

कालचोदितानाग्रयणादीन्॥ ७॥

किंच अग्निहोत्रमिति।

**अग्निहोत्रं च दर्शश्च पूर्णमासश्च पूर्ववत्।**
**चातुर्मास्यानि च मुनेराम्नातानि च नैगमैः॥ ८**

मुनेश्च। नैगमैर्वेदवादिभिः॥ ८॥

अस्य निष्कामस्य फलमाह—**एवमिति**।

**एवं चीर्णेन तपसा मुनिर्धमनिसन्ततः।**
**मां तपोमयमाराध्य ऋषिलोकादुपैति माम्॥ ९**

धमनीभिः शिराभिः संततो व्याप्तः। यावज्जीवं कृतेन तपसा शुष्कमांस इत्यर्थः। ऋषिलोकान्महर्लोकादिक्रमेण। अयं भावः—

अन्तःकरणशुद्धिभक्तिद्वाराऽत्रैव तावन्मुच्येत। प्रतिबन्धकबाहुल्ये त्वनेन क्रमेण मुच्यत इति॥ ९॥

तं सकामं निन्दति—**यस्त्विति**।

**यस्त्वेतत् कृच्छ्रतश्चीर्णं तपो निःश्रेयसं महत्।**
**कामायाल्पीयसे युञ्ज्याद् बालिशः कोऽपरस्ततः॥**
**॥ १०॥**

વાનપ્રસ્થાશ્રમી વનમાં થયેલાં (ધાન્ય વગેરે)થી ચરુ-પુરોડાશ તૈયાર કરીને સમયોચિત (આગ્રયણ વગેરે) યજ્ઞો કરે પણ વેદવિહિત પશુયાગથી મારું યજન ન કરે. ॥ ૭ ॥

સમયોચિત આગ્રયણ વગેરે યજ્ઞોનું અનુષ્ઠાન કરે. ॥ ૭ ॥

વળી, **'अग्निहोत्रम् इति।'**

મુનિઓના, વેદવેત્તાઓ દ્વારા કહેવામાં આવેલા, અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ તથા ચાતુર્માસ્ય યજ્ઞો પૂર્વવત્ (ગૃહસ્થાશ્રમમાં કર્યા હતા તેમ) કરે. ॥૮॥

વળી, મુનિઓના– **'नैगमैः'** વેદવાદીઓ દ્વારા કહેવામાં આવેલા (યજ્ઞો કરે). ॥ ૮ ॥

આ નિષ્કામ વાનપ્રસ્થીને મળનારું ફળ જણાવે છે– **'एवम् इति।'**

આમ, આચરેલા તપથી કેવળ નાડીઓથી જ વ્યાપેલા (શરીરવાળો) મુનિ તપોમય એવા મને આરાધીને ઋષિલોકમાં થઈને મને પામે છે. ॥૯॥

**'धमनीभिः'** નાડીઓથી **'संततः'** વ્યાપેલો– જીવે ત્યાં સુધી કરેલા તપથી જેનું માંસ સુકાઈ ગયું છે તેવો તે, એમ અર્થ છે. **'ऋषिलोकात्'** મહર્લોક વગેરે ઋષિલોકમાંથી અનુક્રમે (મુક્ત થાય છે). ભાવ આ પ્રમાણે છે–

ભક્તિ દ્વારા થયેલી અંતઃકરણની શુદ્ધિથી અહીં આ લોકમાં જ તે મુક્ત થાય છે, પરંતુ અનેક પ્રતિબંધકો (વિઘ્નો) હોય તો આ ક્રમથી મુક્ત થાય છે. ॥ ૯ ॥

વિષયભોગની કામનાવાળા સકામ વાનપ્રસ્થીની નિંદા કરે છે– **'यः तु इति।'**

પરંતુ જે મનુષ્ય આમ (પંચાગ્નિરૂપ) મહાકષ્ટથી આચરેલાં મહાકલ્યાણરૂપ તપનો તુચ્છ વિષયો મેળવવા માટે ઉપભોગ કરે તેનાથી બીજો મૂર્ખ કોણ હોય? ॥ ૧૦ ॥

निःश्रेयसं मोक्षफलम्। अल्पीयसे आविरिञ्च्यादत्यल्प एव तस्मै॥ १०॥

એવં યાવજ્જીવં વર્તમાનસ્ય મોક્ષઃ। — एवं यावज्जीवं वर्तमानस्य मोक्षः। तृतीयभागावसाने तु मन्दविरागेऽपि संन्यासाधिकारः। यदि तु ततोऽर्वागेव स्वधर्माशक्तो भवेत्तदापि सम्यगविरक्तो विरक्तो वा। तत्राविरक्तस्य कृत्यमाह—**यदेति**।

**यदासौ नियमेऽकल्पो जरया जातवेपथुः।**
**आत्मन्यग्नीन् समारोप्य मच्चित्तोऽग्निं समाविशेत्॥ ॥ ११ ॥**

जातो वेपथुः कम्पो देहे यस्य सः॥ ११॥

विरक्तं प्रत्याह—यदेति।

**यदा कर्मविपाकेषु लोकेषु निरयात्मसु।**
**विरागो जायते सम्यङ्‌ न्यस्ताग्निः प्रव्रजेत्ततः॥ १२ ॥ १२॥**

तत्रादौ कृत्यमाह—**इष्ट्वेति**।

**इष्ट्वा यथोपदेशं मां दत्त्वा सर्वस्वमृत्विजे।**
**अग्नीन् स्वप्राण आवेश्य निरपेक्षः परिव्रजेत्॥ १३**

यथोपदेशं श्राद्धाष्टकपूर्वकं प्राजापत्येष्ट्या मामिष्ट्वा। स्वे प्राणे आत्मनि॥ १३॥

**'निःश्रेयसम्'** મહાકલ્યાણરૂપ મોક્ષના ફળરૂપ– **'अल्पीयसे'** બ્રહ્માજીના સુખ પર્યંતના અતિ અલ્પ સુખો માટે ॥ ૧૦ ॥

જીવે ત્યાં સુધી આ રીતે વર્તનાર વાનપ્રસ્થીનો મોક્ષ થાય છે. આયુષ્યનો ત્રીજો ભાગ પૂરો થાય ત્યારે તો થોડો વૈરાગ્ય થયો હોય તો પણ સંન્યાસનો અધિકાર પ્રાપ્ત થાય છે. પરંતુ જો તેનાથી પહેલાં જ સ્વધર્મપાલન માટે અશક્ય થઈ જાય તો પણ તે ઉત્તમ વૈરાગ્યવાન હોય કે વૈરાગ્યરહિત હોય, તે બંનેમાં અવિરક્ત મનુષ્યે કરવા યોગ્ય કૃત્ય જણાવે છે– **'यदा इति।'**

તે વાનપ્રસ્થાશ્રમી જ્યારે નિયમ પાળવામાં અશક્ત થઈ જાય અને વૃદ્ધાવસ્થાને કારણે કંપતા શરીરવાળો થઈ જાય, ત્યારે તે યજ્ઞાગ્નિઓને અંતઃકરણમાં સમારોપિત કરીને, મારામાં ચિત્ત સ્થાપીને અગ્નિમાં પ્રવેશ કરે. ॥ ૧૧ ॥

ઉત્પન્ન થયો છે **'वेपथुः'** કંપ જેના શરીરમાં તે ॥ ૧૧ ॥

વિરક્તને ઉદ્દેશીને કહે છે– **'यदा इति।'**

કર્મના ફળરૂપ કેવળ નરકતુલ્ય સ્વર્ગાદિ લોકો ઉપર જ્યારે સંપૂર્ણ વૈરાગ્ય આવી જાય ત્યારે યજ્ઞાગ્નિઓને (વિધિપૂર્વક) ત્યાગનારો વાનપ્રસ્થાશ્રમી તે આશ્રમમાંથી સંન્યસ્તાશ્રમ સ્વીકારે.॥ ૧૨ ॥ ૧૨ ॥

તેમાં (સંન્યાસગ્રહણના નિર્ણય પછી) પ્રથમ કરવા યોગ્ય કૃત્ય કહે છે– **'इष्ट्वा इति।'**

(શાસ્ત્રના) ઉપદેશ અનુસાર (આઠ શ્રાદ્ધ કરીને પ્રાજાપત્ય યજ્ઞથી) મારું યજન કરીને, પોતાનું સર્વસ્વ ઋત્વિજોને સમર્પિત કરીને, પોતાના આત્મામાં અગ્નિઓને લીન કરીને, અપેક્ષારહિત થઈ સંન્યાસ ગ્રહણ કરે. ॥ ૧૩ ॥

શાસ્ત્રના ઉપદેશ અનુસાર આઠ શ્રાદ્ધ કરીને પ્રાજાપત્ય યજ્ઞથી મારું યજન કરીને **स्वे प्राणे** પોતાના આત્મામાં ॥ ૧૩ ॥

संन्यासे विघ्ना भवन्ति तानविगणय्य संन्यसेदेवेत्याशयेनाह—**विप्रस्येति**।

**विप्रस्य वै संन्यसतो देवा दारादिरूपिणः।**
**विघ्नान् कुर्वन्त्ययं ह्यस्मानाक्रम्य समियात् परम्॥ १४**

केनाभिप्रायेण कुर्वन्ति तमाह—अयमिति। परं परंब्रह्म॥ १४॥

एवं प्रव्रजितस्य धर्मानाह—**बिभृयाच्चेदिति**।

**बिभृयाच्चेन्मुनिर्वासः कौपीनाच्छादनं परम्।**
**त्यक्तं न दण्डपात्राभ्यामन्यत् किंचिदनापदि॥ १५**

परं कौपीनादन्यद्वासो यदि धारयितुमिच्छति तर्हि कौपीनमाच्छाद्यते यावता तावन्मात्रं धारयेदित्यर्थः। त्यक्तं प्रैषोच्चारात्पूर्वमेव। अतोऽन्यत्किंचिदपि न बिभृयात्। दण्डपात्राभ्या-मित्यावश्यकजलपात्रादेरुपलक्षणम्॥ १५॥

**वंशीधरी**—प्रैष इति मंत्रनाम। ते च त्रयस्तेषामनुक्रमेणोच्चारणं गृहस्थैर्न कार्यं किञ्चिदंतरोच्चारणे तु न दोषः।

परमहंसस्य विधिनिषेधागोचरत्वाद्बहूदकादिधर्मान् भगवानाह—

**दृष्टिपूतं न्यसेत् पादं वस्त्रपूतं पिबेज्जलम्।**
**सत्यपूतां वदेद् वाचं मनःपूतं समाचरेत्॥ १६**

સંન્યાસમાં વિઘ્નો નડે છે, તેમને અવગણીને સંન્યાસ જ ગ્રહણ કરવો, એ આશયથી કહે છે– **‘विप्रस्य इति।’**

સંન્યાસ ગ્રહણ કરતા વિપ્રને દેવો, સ્ત્રી વગેરે મોહક વિષયોરૂપે વિઘ્નો કરે છે. (તેઓ વિચારે છે કે) ‘આ બ્રાહ્મણ અમને દબાવીને પરમાત્માને પ્રાપ્ત થઈ જશે!’ ॥ ૧૪ ॥

કેવા અભિપ્રાયથી વિઘ્નો કરે છે તે કહે છે– **‘अयम् इति।’ ‘परम्’** પરમાત્માને ॥ ૧૪ ॥

આ પ્રમાણે પ્રવ્રજ્યા ધારણ કરેલા સંન્યાસીના ધર્મો કહે છે– **‘बिभृयात् चेत् इति।’**

જો સંન્યાસી કૌપીન ઉપરાંત બીજું વસ્ત્ર પહેરવા ઈચ્છતો હોય તો તે કૌપીન ઢંકાય તેટલું જ બીજું વસ્ત્ર પહેરે. દંડ અને કમંડળ સિવાય બીજું કાંઈ પણ રાખે નહીં; પૂર્વે ત્યાગ કરવામાં આવેલી કોઈ પણ વસ્તુ આપત્તિકાળ સિવાય રાખે નહીં.॥ ૧૫ ॥

કૌપીન ઉપરાંત બીજું વસ્ત્ર જો તે પહેરવા ઈચ્છતો હોય તો કૌપીન જેટલા વસ્ત્રથી ઢંકાય તેટલું જ બીજું વસ્ત્ર પહેરે, એમ અર્થ છે. **‘प्रैष’** મંત્રના ઉચ્ચાર પૂર્વે ત્યાગવામાં આવેલું– આ સિવાય (દંડ અને કમંડળ સિવાય) અન્ય કંઈ પણ ન રાખે. દંડ અને કમંડળ– જરૂરી જળપાત્ર (અને શીતનિવારક વસ્ત્ર) વગેરેનું સૂચન કરે છે. ॥ ૧૫ ॥

પ્રૈષ એ મંત્રનું નામ છે અને તે ત્રણ મંત્રો છે. ગૃહસ્થો દ્વારા ક્રમ પ્રમાણે તેનું ઉચ્ચારણ થવું જોઈએ નહીં, પણ થોડું અંતર રાખીને ઉચ્ચારણ કરવામાં દોષ નથી.

પરમહંસના વિધિનિષેધ ઈન્દ્રિયોનો વિષય ન હોવાથી ભગવાન બહૂદક વગેરે ધર્મોને વર્ણવે છે–

જોઈ વિચારીને પગલું ભરવું જોઈએ. વસ્ત્રથી ગાળીને જળ પીવું જોઈએ. સત્યથી પવિત્ર થયેલી વાણી બોલવી જોઈએ. મનથી સારી રીતે વિચારીને જે શુદ્ધ હોય તેનું આચરણ કરવું જોઈએ. ॥ ૧૬ ॥

मनःपूतं मनसा सम्यग् विचार्य यच्छुद्धं तदाचरेत्॥ १६ ॥

'**मनःपूतम्**' મનથી સારી રીતે વિચારીને જે શુદ્ધ હોય તેનું આચરણ કરવું જોઈએ. ॥ ૧૬॥

**मौनानीहानिलायामा दण्डा वाग्देहचेतसाम्।**
**न ह्येते यस्य सन्त्यङ्ग वेणुभिर्न भवेद् यतिः॥ १७**

હે પ્રિય (ઉદ્ધવ)! મૌન એ વાણીનો દંડ છે; કામ્યકર્મનો ત્યાગ એ દેહનો દંડ છે અને પ્રાણાયામ ચિત્તનો દંડ છે. જેની પાસે આ (ત્રણ દંડ) નથી તે કેવળ (હાથમાં લીધેલા) વાંસના દંડથી સંન્યાસી થતો નથી. ॥ ૧૭ ॥

मौनं वाचो दण्डः, अनीहा काम्यकर्मत्यागो देहस्य, प्राणायामश्चेतसः, एते अन्तस्त्रयो दण्डा यस्य न सन्ति। अङ्ग हे उद्धव। अङ्गे धृतैर्वेणुभिरिति वा॥ १७॥

મૌન વાણીનો દંડ છે. '**अनीहा**' કામ્યકર્મોનો ત્યાગ એ દેહનો દંડ છે. પ્રાણાયામ ચિત્તનો દંડ છે. આ ત્રણ આંતરિક દંડ જેની પાસે નથી, '**अङ्ग**' હે પ્રિય ઉદ્ધવ! અથવા '**अङ्गे**' શરીર ઉપર ધારણ કરેલા દંડોથી (યતિ થવાતું નથી). ॥ ૧૭ ॥

**भिक्षां चतुर्षु वर्णेषु विगर्ह्यान् वर्जयंश्चरेत्।**
**सप्तागारानसंक्लृप्तांस्तुष्येल्लब्धेन तावता॥ १८**

(દાન લેવું, અધ્યાપન કરવું, યજ્ઞ કરાવવા અને શિલોંછરૂપે આજીવિકા કરવી– આ) ચાર વર્ણના બ્રાહ્મણો પાસેથી સંન્યાસીએ ભિક્ષા લેવી જોઈએ. તેમાં (કલંક વગેરેથી દૂષિત થયેલા) નિંદિત જનોને છોડીને, પૂર્વે વિચારેલાં ન હોય તેવાં સાત ઘરોમાંથી પ્રાપ્ત થાય તેટલાથી સંતોષ રાખવો જોઈએ.॥ ૧૮ ॥

चतुर्ष्विति। ब्राह्मणेष्वेव वृत्तिभेदेन चतुर्विधेषु। पूर्वपूर्वासंभवे वा विगर्ह्यानभिशस्तपतितान्। असंक्लृप्तान् अत्रायं लाभो भविष्यतीति पूर्वमनुद्दिष्टान्॥ १८॥

'**चतुर्षु इति।**' ચાર પ્રકારની આજીવિકાને કારણે ચાર પ્રકારના બ્રાહ્મણો પાસેથી (ભિક્ષા લેવાનું વિધાન છે. પૂ. સ્વામીચરણો અહીં ચારેય વર્ણો પાસેથી ભિક્ષા લેવાનો સ્પષ્ટ નિષેધ કરે છે. જો ગામમાં કોઈ વિપ્ર હોય જ નહીં તો શું કરવું? તે માટે કહે છે–) '**पूर्वपूर्वासंभवे वा**' ઉચ્ચ વર્ણની ભિક્ષા મળે ત્યાં સુધી નીચ વર્ણની ભિક્ષા લેવી નહીં. (પ્રાણસંકટ આવી પડે તો જ ચારે ય વર્ણ પાસેથી ભિક્ષા લેવાની અનુમતિ આપવામાં આવી છે.) '**विगर्ह्यान्**' કલંક વગેરેથી દૂષિત થયેલા નિંદિત જનો પાસેથી (ભિક્ષા લેવી જોઈએ નહીં). '**असंक्लृप्तान्**' 'અહીં આ લાભ થશે.' એમ પહેલેથી વિચારેલાં ન હોય તેવાં ઘરોની (ભિક્ષા ગ્રહણ કરે). ॥ ૧૮ ॥

**बहिर्जलाशयं गत्वा तत्रोपस्पृश्य वाग्यतः।**
**विभज्य पावितं शेषं भुञ्जीताशेषमाहृतम्॥ १९**

(ગામની) બહાર જળાશય પાસે જઈને, ત્યાં આચમન કરી, ભિક્ષાન્નને (જળપ્રોક્ષણાદિથી) પવિત્ર કરી, (વિષ્ણુ, બ્રહ્મા, સૂર્ય તથા સર્વ પ્રાણીઓનો) ભાગ કાઢીને, લાવવામાં આવેલા અન્નમાંથી બાકીનું બધું જ વાણીનું મૌન રાખીને ખાઈ જવું જોઈએ. ॥ ૧૯ ॥

बहिर्ग्रामात्। पावितं प्रोक्षणादिभिः शोधितम्। विभज्य विष्णुब्रह्मार्कभूतेभ्यः। अशेषमित्यधिकाहरणं निरस्तम्। याचितमिति पाठे माधुकरेण याचितमन्नं चेत्तर्हि विभज्य भुञ्जीत न त्वयाचितादिभैक्ष्यचतुष्टयमित्यर्थः।

ગામની બહાર– **'પાવિતમ્'** જળના સિંચન વગેરેથી શુદ્ધ કરેલા અન્નને– **'વિભજ્ય'** વિષ્ણુ, બ્રહ્મા, સૂર્ય અને સર્વ પ્રાણીઓનો ભાગ કાઢીને– **'અશેષમ્'** બાકી રહેલું બધું જ ખાઈ જવું, એ દ્વારા જોઈએ તેનાથી વધુ અન્ન લાવવું નહીં, એમ કહે છે. **આહૃતમ્** ને બદલે **યાચિતમ્** પાઠમાં, જો માધુકરીથી યાચના કરાયેલું અન્ન હોય તો વિભાગ કરીને ખાવું જોઈએ, પરંતુ અયાચિત ભિક્ષાન્નના ચાર ભાગ ન કરવા અને ભોજન કરવું, એમ અર્થ છે.

'माधूकरे तु नैवेद्यं भैक्ष्ये नान्येषु विद्यते।
नैवेद्यकं क्षिपेदप्सु त्रितयं भौतिकं बहिः॥'
इति स्मृतेः।

'માધુકરી ભિક્ષાથી પ્રાપ્ત અન્નમાંથી અન્યને નિવેદન કરવું. બીજી ભિક્ષાઓમાંથી અન્યને નિવેદન કરવાનું નથી. ત્રણ ભાગનું ભિક્ષાન્ન જળમાં નાંખી દેવું. બાકીનું ભૌતિક ભિક્ષાન્ન બહાર રાખવું.' એમ સ્મૃતિવચન છે.

यद्वा तदानीं केनापि याचितं चेन्मध्ये तस्मै किंचिद्विभज्य दत्त्वेत्यर्थः॥ १९॥

અથવા ભિક્ષાન્ન જમતી વેળા કોઈક દ્વારા યાચના કરવામાં આવે તો ભોજનની મધ્યમાં ભાગ કાઢીને તેને આપીને ભોજન કરવું, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

**एकश्चरेन्महीमेतां निःसंगः संयतेन्द्रियः।**
**आत्मक्रीड आत्मरत आत्मवान् समदर्शनः॥ २०**

આ પૃથ્વી પર (સંન્યાસી) અનાસક્ત, જિતેન્દ્રિય, આત્મારામ, આત્મતૃપ્ત, આત્માવાન અને સમદર્શી થઈને એકલો જ વિચરણ કરે. ॥ ૨૦ ॥

किंच, एकश्चरेदिति। आत्मन्येव क्रीडा कौतुकं यस्य सः। आत्मन्येव च रतस्तुष्टः। आत्मवान् धीरः॥ २०॥

વળી, એકલો જ વિચરણ કરે. (**'આત્મક્રીડઃ'** અર્થાત્) આત્મામાં જ જેનો આનંદ છે તે. (**'આત્મરતઃ'** અર્થાત્) આત્મામાં જ જે તૃપ્ત છે તે તથા, **'આત્મવાન્'** અર્થાત્ જે (અંતઃકરણને વશ કરનાર) ધીર છે તે. ॥ ૨૦ ॥

**विविक्तक्षेमशरणो मद्भावविमलाशयः।**
**आत्मानं चिन्तयेदेकमभेदेन मया मुनिः॥ २१**

નિર્જન અને નિર્ભય સ્થાનોવાળો તથા મારા ઉપરના ભાવથી અમલ અંતઃકરણવાળો મુનિ મારી સાથે અભેદપણે એક જ આત્માનું ચિંતન કરે.॥ ૨૧ ॥

विविक्तं विजनं क्षेमं निर्भयं शरणं स्थानं यस्य सः। मयि भावेन विमल आशयो यस्य सः॥ २१॥

**‘विविक्तम्’** નિર્જન અને **‘क्षेमम्’** નિર્ભય **‘शरणम्’** સ્થાન છે જેનું તે– મારા ઉપરના ભાવથી અમલ અંતઃકરણ છે જેનું તે (મુનિ)॥૨૧॥

**अन्वीक्षेतात्मनो बन्धं मोक्षं च ज्ञाननिष्ठया।**
**बन्ध इन्द्रियविक्षेपो मोक्ष एषां च संयमः॥ २२**

આત્માને બંધન અને મોક્ષ શેનાથી થાય છે તેની જ્ઞાનનિષ્ઠાથી (તત્ત્વવિચારથી) તે આલોચના કરે. ઈન્દ્રિયોની વિષયાસક્તિરૂપ વિક્ષેપ બંધનનું કારણ છે તથા ઈન્દ્રિયોનો સંયમ એ મોક્ષનું કારણ છે. ॥ ૨૨ ॥

बन्धं मोक्षं च केन बन्धः केन वा मोक्ष इति। तावाह—बन्ध इति॥ २२॥

બંધન અને મોક્ષ, શેનાથી બંધન થાય છે અને શેનાથી મોક્ષ થાય છે, તે બંનેને વર્ણવે છે– **‘बन्धः इति।’** ॥ ૨૨ ॥

**तस्मान्नियम्य षड्वर्गं मद्भावेन चरेन्मुनिः।**
**विरक्तः क्षुल्लकामेभ्यो लब्ध्वाऽऽत्मनि सुखं महत्॥**
**॥ २३॥** २३॥

(ઈન્દ્રિયોનો વિક્ષેપ બંધનનું કારણ છે) તેથી છયે જ્ઞાનેન્દ્રિયોના સમૂહને વશ કરીને, ક્ષુદ્ર કામનાઓથી વિરક્ત થઈને, આત્મામાં રહેલા મહાન સુખને મારી ભક્તિથી પ્રાપ્ત કરીને મુનિ (પૃથ્વી પર) વિચરતો રહે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**पुरग्रामव्रजान् सार्थान् भिक्षार्थं प्रविशंश्चरेत्।**
**पुण्यदेशसरिच्छैलवनाश्रमवतीं महीम्॥ २४**

કેવળ ભિક્ષા માટે જ શહેરો, ગામો, નેસડા કે સંઘોમાં પ્રવેશ કરતો મુનિ પવિત્ર પ્રદેશો, નદીઓ, પર્વતો, વનો અને આશ્રમોવાળી પૃથ્વી પર વિચરે. ॥ ૨૪ ॥

पुराणि हट्टादिमन्ति। ग्रामास्तद्रहिताः। व्रजा गोष्ठानि तान्। सार्थान् यात्रिकजन-समूहान्॥ २४॥

**‘पुराणि’** બજારોવાળાં હોય તે શહેરો– **‘ग्रामाः’** તે (બજારો) ન હોય તે ગામડાં– **‘व्रजाः’** ગાયોનાં ગમાણોવાળા અહીરોની વસ્તીઓ, તેમનામાં તથા **‘सार्थान्’** યાત્રાળુઓના સંઘોમાં (મુનિ વિચરણ કરે). ॥ ૨૪ ॥

**वानप्रस्थाश्रमपदेष्वभीक्ष्णं भैक्ष्यमाचरेत्।**
**संसिध्यत्याश्वसंमोहः शुद्धसत्त्वः शिलान्धसा॥**
**॥ २५॥**

(મુનિએ) વાનપ્રસ્થાશ્રમીઓનાં આશ્રમવાળાં સ્થાનોમાં જ ભિક્ષાટન કરવું જોઈએ, (કારણ કે) શિલોંછવૃત્તિથી લવાયેલા અન્નથી અંતઃકરણ શુદ્ધ થતાં મોહ દૂર થવાથી મુક્ત થવાય છે. ॥ ૨૫ ॥

यतः शिलवृत्त्या प्राप्तेन तदीयेनान्धसान्नेन शुद्धसत्त्वः सन्निवृत्तमोहः संसिध्यति मुच्यते ॥ २५ ॥

ननु मिष्टान्नं विहाय कथं शिलान्ने प्रवृत्तिः स्यादत आह—**नैतदिति**।

**नैतद् वस्तुतया पश्येद् दृश्यमानं विनश्यति।**
**असक्तचित्तो विरमेदिहामुत्र चिकीर्षितात्॥ २६**

एतत् दृश्यमानं मिष्टान्नादि वस्तुतया न पश्येत्। यतो विनश्यति। अत इहामुत्र च लोके असक्तचित्तः संश्चिकीर्षितात्तदर्थकृत्याद्विरमेत्॥ २६ ॥

ननु तथापि यावद्विनाशं सुखहेतुत्वात्तच्चिन्तावतः कुतो विरागः स्यात्तत्राह—**यदेतदिति**।

**यदेतदात्मनि जगन्मनोवाक्प्राणसंहतम्।**
**सर्वं मायेति तर्केण स्वस्थस्त्यक्त्वा न तत् स्मरेत्॥ २७**

एतज्जगन्ममतास्पदं मनोवाक्प्राणैः संहतं सहितमहंकारास्पदं शरीरं च सर्वं तज्जन्यं सुखं चात्मनि मायामात्रमिति तर्केण स्वप्नादिदृष्टान्तेन त्यक्त्वा स्वस्थ आत्मनिष्ठः सन् तन्न स्मरेन्न चिन्तयेत्॥ २७॥

કારણ કે શિલોંછનવૃત્તિથી પ્રાપ્ત થયેલા તે વાનપ્રસ્થાશ્રમીઓના **'अन्धसा'** અન્નથી શુદ્ધ અંતઃકરણવાળા થઈ મોહ દૂર થવાથી **'संसिध्यति'** મુક્ત થવાય છે. ॥ ૨૫ ॥

શંકા કરવામાં આવી છે કે મિષ્ટાન્ન છોડીને વીણેલા અન્ન માટે શું કામ પ્રવૃત્તિ થાય? આ માટે ઉત્તર આપે છે– **'न एतत् इति।'**

દૃશ્યમાન થતી આ (મિષ્ટાન્નાદિ) વસ્તુઓને સંન્યાસી વસ્તુરૂપે ન જુએ, કારણ કે તે સર્વ નાશ પામે છે. આથી આ લોક અને પરલોકમાં આસક્તિરહિત ચિત્તવાળા થઈ કંઈ કરવાની ઈચ્છાથી અટકી જવું જોઈએ. ॥ ૨૬ ॥

દેખાતી આ મિષ્ટાન્નાદિ વસ્તુઓને વસ્તુરૂપે ન જોવી જોઈએ, કારણ કે તે નાશ પામે છે. આથી આ લોક અને પરલોકમાં આસક્તિરહિત ચિત્તવાળા થઈ **'चिकीर्षितात्'** (મિષ્ટાન્નાદિ પદાર્થો માટે પરિશ્રમ) કરવાની ઈચ્છાથી વિરમવું જોઈએ.॥ ૨૬ ॥

શંકા કરવામાં આવી છે કે આ સર્વ વસ્તુઓ જ્યાં સુધી નાશ ન પામે ત્યાં સુધી સુખના કારણરૂપ હોવાથી તેમનું ચિંતન કરનારને ક્યાંથી વૈરાગ્ય થાય? તે માટે કહે છે– **'यत्-एतत् इति।'**

(મમતાના સ્થાનરૂપ) આ જગત અને મન-વચન-પ્રાણ સહિત અહંકારના સ્થાનરૂપ આ શરીર તથા (તેનાથી ઉત્પન્ન થનારું સુખ વગેરે) સર્વ જે આત્મામાં ભાસે છે તે (કેવળ) માયા છે, એમ તર્કથી તજીને આત્મનિષ્ઠ થઈને તે પદાર્થોને યાદ કરવા જોઈએ નહીં. ॥ ૨૭ ॥

મમતાના સ્થાનરૂપ આ જગત તથા મન-વચન-પ્રાણ **'संहतम्'** સહિત અહંકારાસ્પદ શરીર તથા **'सर्वम्'** તેનાથી ઉત્પન્ન થનારું સર્વ સુખ આત્મામાં કેવળ માયારૂપ છે, એમ **'तर्केण'** સ્વપ્ન વગેરેના દૃષ્ટાંતથી તજીને **'स्वस्थः'** આત્મનિષ્ઠ થઈને તે પદાર્થોને **'न स्मरेत्'** યાદ કરવા જોઈએ નહીં.॥ ૨૭ ॥

एवं बहूदकादिधर्मानुक्त्वा परमहंसधर्मानाह—**ज्ञाननिष्ठ इति** सार्धैर्दशभिः।

આમ, બહૂદક વગેરેના ધર્મો કહીને પરમહંસના ધર્મોને સાડા દસ શ્લોકોથી કહે છે– '**ज्ञाननिष्ठः इति।**'

**ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वाऽनपेक्षकः।**
**सलिंगानाश्रमांस्त्यक्त्वा चरेदविधिगोचरः॥ २८**

વિરક્ત અને નિરપેક્ષ એવો પરિપક્વ જ્ઞાની અથવા મારો ભક્ત (ત્રિદંડ વગેરે) ચિહ્નો સહિત આશ્રમધર્મો તજીને વિધિનિષેધને આધીન થયા વિના (સુખ થાય તેમ) વિચરણ કરે. ॥ ૨૮ ॥

बहिर्विरक्तो मुमुक्षुः सन् ज्ञाननिष्ठो वा मोक्षेऽप्यनपेक्षो मद्भक्तो वा सलिङ्गांस्त्रिदण्डादिसहितानाश्रमांस्तद्धर्मांस्त्यक्त्वा तदासक्तिं त्यक्त्वा यथोचितं धर्मं चरेदित्यर्थः।

(આ લોક અને પરલોક, એમ) બહારના સર્વ વિષયો પ્રત્યે વિરક્ત અને મોક્ષની ઈચ્છાવાળો અથવા મોક્ષ પ્રત્યે પણ નિરપેક્ષ એવો પરિપક્વ જ્ઞાની અથવા મારો ભક્ત '**सलिंगान्**' ત્રિદંડ વગેરે ચિહ્નોસહિત આશ્રમધર્મો તજીને, તેમની આસક્તિ (આગ્રહ) તજીને ઉચિત હોય તેમ ધર્મ આચરે, એમ અર્થ છે.

न पुनरत्यन्तत्याग एव विवक्षितः। पुनर्धर्मविधानात्, अक्रियत्वस्योत्तराध्याये वक्ष्यमाणत्वाच्च। तर्हि पूर्वस्मात्को विशेषस्तमाह—

વળી, અહીં સંપૂર્ણ ત્યાગ કહેવાની ઈચ્છા નથી જ. (પરિપક્વ જ્ઞાનીને હવે કશે જવાનું નથી માટે રસ્તાની વધુ જાણકારી રાખવાની તેને જરૂર નથી.) પુનઃ ધર્મનું વિધાન કર્યું હોવાથી નિષ્ક્રિયપણા વિષે પછીના (૧૯મા) અધ્યાયમાં કહેવામાં આવનાર છે. તો પછી પૂર્વના બહૂદક વગેરેથી શું વિશેષ છે, તેને જણાવે છે– '**अविधिगोचरः।**'

अविधिगोचरो विधिकिङ्करो न स्यादिति एतदेव स्फुटीकरिष्यति—'शौचमाचमनं स्नानं न तु चोदनया चरेत्।' इत्यादिना॥ २८॥

પરમહંસ વિધિનિષેધને અધીન ન થાય, એ સ્પષ્ટ કરશે– 'શાસ્ત્રની પ્રેરણાથી શૌચ, આચમન અને સ્નાન ન કરે.' (શ્રીમદ્ ભા.૧૧/૧૮/૩૬) વગેરેથી. ॥ ૨૮ ॥

कथं चरेत्तदाह—

પરમહંસ કેવી રીતે વિચરણ કરે, તે કહે છે–

**बुधो बालकवत् क्रीडेत् कुशलो जडवच्चरेत्।**
**वदेदुन्मत्तवद् विद्वान् गोचर्यां नैगमश्चरेत् ॥ २९ ॥**

વિવેકવાન હોવા છતાં બાળકની જેમ (માન-અપમાનના વિવેકથી રહિત થઈ) ક્રીડા કરે, કુશળ હોય તો પણ જડની જેમ (ફળની ચિંતા કર્યા વિના) વિચરે, વિદ્વાન હોય તો પણ ગાંડાની જેમ બોલે, વેદાર્થનો જ્ઞાતા હોવા છતાં પણ પશુની જેમ અચોક્કસ રીતે વર્તે. ॥ ૨૯ ॥

बुधो विवेकवानपि बालकवन्मानावमान-विवेकशून्यः। कुशलो निपुणोऽपि जडवत्फला-नुसंधानाभावेन। विद्वान् पण्डितोऽप्युन्मत्त-वल्लोकरञ्जनाभावेन। नैगमो वेदार्थनिष्ठोऽपि गोचर्यामनियताचारमिव॥ २९॥

**'बुधः'** વિવેકવાન હોય તો પણ બાળકની જેમ માન-અપમાનના વિવેકથી રહિત– **'कुशलः'** નિપુણ હોય તો પણ જડની જેમ ફળની ચિંતા વિના– **'विद्वान्'** પંડિત હોય તો પણ ગાંડાની જેમ લોકો પ્રસન્ન ન થાય તે રીતે (બોલે)– **'नैगमः'** વેદાર્થનો જ્ઞાતા હોય તો પણ પશુવૃત્તિમાં હોય તેવું અનિયત આચરણ કરે. (લોકમાં પોતાની પ્રતિષ્ઠાથી ઉત્પન્ન થનારા વિક્ષેપના ભયથી પોતાને ક્યાંય પણ પ્રકાશિત ન થવા દે.) ॥ ૨૯ ॥

**वेदवादरतो न स्यान्न पाखण्डी न हैतुकः।**
**शुष्कवादविवादे न कंचित् पक्षं समाश्रयेत्॥ ३०**

તે વેદના કર્મકાંડની વ્યાખ્યા કરવામાં રત ન રહે, (શ્રુતિ અને સ્મૃતિવિરુદ્ધ ધર્મોનું અનુષ્ઠાન કરનારો) પાખંડી ન બને, કેવળ તર્કનિષ્ઠ ન થાય; અકારણ વાદ-વિવાદમાં કોઈ પક્ષનો આશ્રય ન લે. ॥ ૩૦ ॥

वेदवादरतः कर्मकाण्डव्याख्यानादिनिष्ठः। पाखण्डी श्रुतिस्मृतिविरुद्धधर्मानुष्ठानवान्। हैतुकः केवलतर्कनिष्ठः। शुष्कवादे निष्प्रयोजनगोष्ठ्यां यो विवादस्तस्मिन्॥ ३०॥

**'वेदवादरतः'** કર્મકાંડની વ્યાખ્યા વગેરેમાં રત (ન રહે). **'पाखंडी'** શ્રુતિ અને સ્મૃતિવિરુદ્ધ ધર્મોનું અનુષ્ઠાન કરનારો– **'हैतुकः'** કેવળ તર્કનિષ્ઠ– **'शुष्कवादे'** પ્રયોજન વિનાની ગોષ્ઠિમાં જે વાદવિવાદ થતો હોય છે તેમાં ॥ ૩૦ ॥

**नोद्विजेत जनाद् धीरो जनं चोद्वेजयेन्न तु।**
**अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन।**
**देहमुद्दिश्य पशुवद् वैरं कुर्यान्न केनचित्॥ ३१**

તે ધીર મનુષ્ય કોઈ મનુષ્યથી વ્યગ્ર ન થાય અને કોઈને વ્યગ્ર બનાવે પણ નહીં. અપમાનજનક વચનોને સહન કરે અને કોઈની અવગણના ન કરે. શરીરને માટે પણ પશુની જેમ કોઈની સાથે વેર ન કરે. ॥ ૩૧ ॥

अतिवादान् दुरुक्तानि॥ ३१॥

**'अतिवादान्'** અપમાનજનક વચનોને ॥ ૩૧ ॥

आत्मदृष्ट्या तावद्वैरकारणं नास्तीत्युक्तम् एकः एवेति।

આત્મદષ્ટિએ કોઈની સાથે વેરનું કારણ નથી, એમ કહેવામાં આવ્યું છે– **'एकः एव इति।'** (દેહદષ્ટિએ પણ વેરનું કારણ નથી, એમ કહે છે.)

**एक एव परो ह्यात्मा भूतेष्वात्मन्यवस्थितः।**
**यथेन्दुरुदपात्रेषु भूतान्येकात्मकानि च॥ ३२**

(જુદાં જુદાં) જળપાત્રોમાં (જુદા જુદા પ્રતિબિંબરૂપે દેખાતો) ચંદ્ર જેમ એક જ છે તેમ સર્વ પ્રાણીઓમાં અને પોતાનામાં રહેલા પરમાત્મા એક જ છે. ॥ ૩૨ ॥

देहदृष्ट्यापि नास्तीत्याह—भूतानि च देहा अपि कारणरूपेणैकात्मकानि॥ ३२॥

**अलब्ध्वा न विषीदेत काले कालेऽशनं क्वचित्।**
**लब्ध्वा न हृष्येद् धृतिमानुभयं दैवतन्त्रितम्॥ ३३**

दैवतन्त्रितं दैवाधीनं यतः॥ ३३॥

अलं तर्हि भिक्षाप्रयत्नेनापि तत्राह—

**आहारार्थं समीहेत युक्तं तत् प्राणधारणम्।**
**तत्त्वं विमृश्यते तेन तद् विज्ञाय विमुच्यते॥ ३४**

आहारमात्रार्थं समीहेतैव। यतः तस्य प्राणधारणं युक्तं सम्यक्। कथम्। तेन प्राणधारणेन तत्त्वं विचार्यते। किं तेनापि तदाह—तद्विज्ञायेति॥ ३४॥

तर्हि किं मिष्टान्नादिकमग्राह्यमेव, केनैवमुक्तमित्याह—**यदृच्छयेति**।

**यदृच्छयोपपन्नान्नमद्याच्छ्रेष्ठमुतापरम्।**
**तथा वासस्तथा शय्यां प्राप्तं प्राप्तं भजेन्मुनिः॥ ३५**

॥ ३५॥

**शौचमाचमनं स्नानं न तु चोदनया चरेत्।**
**अन्यांश्च नियमान् ज्ञानी यथाहं लीलयेश्वरः॥ ३६**

यथाहमीश्वरो लीलया चरामि तथा ज्ञानी ज्ञाननिष्ठोऽनासक्तः कुर्यान्न तु विधिकिङ्करत्वेन। तस्य ज्ञाननिष्ठाविरोधादित्यर्थः॥ ३६॥

**‘भूतानि च’** શરીરો પણ કારણરૂપે એક આત્મારૂપ જ છે. ॥ ૩૨ ॥

ધૈર્યવાન મનુષ્ય ક્યારેક ભોજન ન મળે તો વિષાદ ન પામે અને ક્યારેક ભોજન પ્રાપ્ત કરીને હર્ષિત ન થાય, (કારણ કે લાભ-અલાભ) બંને દૈવાધીન છે. ॥ ૩૩ ॥

કારણ કે **‘दैवतन्त्रितम्’** દૈવાધીન છે. ॥ ૩૩ ॥

શંકા કરે છે કે તો પછી ભિક્ષા માટે પણ પ્રયત્ન કરવો જોઈએ નહીં! તે માટે કહે છે–

(પરમહંસ) આહાર માટે પ્રયત્ન કરે, કારણ કે પ્રાણને ધારણ કરવા એ યોગ્ય છે. તેનાથી (પ્રાણ ટકાવવાથી) તત્ત્વવિચાર કરી શકાય છે અને તે (તત્ત્વ) જાણીને મુક્ત થવાય છે. ॥૩૪॥

કેવળ આહાર માટે પ્રયત્ન કરે જ, કારણ કે પ્રાણ ધારણ કરવા એ **‘युक्तम्’** ઉચિત છે. શા માટે? **‘तेन’** તેનાથી– પ્રાણધારણ કરવાથી તત્ત્વવિચાર કરી શકાય છે. તેનાથી પણ શું? તે કહે છે– **‘तत् विज्ञाय इति।’** તે તત્ત્વને જાણીને (મુક્ત થવાય છે).॥ ૩૪ ॥

તો પછી મિષ્ટાન્ન વગેરે જ શા માટે ગ્રહણ કરવા યોગ્ય નથી? તે માટે કહે છે કે એવું કોણે કહ્યું છે?– **‘यदृच्छया इति।’**

દૈવેચ્છાથી સારું કે ખોટું જે મળે તે ભોજન કરે તથા વસ્ત્ર અને શય્યા પણ જે જે મળી આવે તેને જ મુનિ સ્વીકારે. ॥ ૩૫ ॥ ૩૫ ॥

જેમ ઈશ્વર એવો હું લીલાથી વિચરણ કરું છું, તેમ જ્ઞાની શૌચ, આચમન, સ્નાન અને અન્ય નિયમો સ્વેચ્છાપૂર્વક આચરે પણ શાસ્ત્રની આજ્ઞાને અધીન થઈને નહીં. ॥ ૩૬ ॥

જેમ ઈશ્વર એવો હું લીલાથી વિચરણ કરું છું, તેમ જ્ઞાની જ્ઞાનનિષ્ઠ હોઈ અનાસક્ત થઈને (શાસ્ત્રાજ્ઞાનું પાલન) કરે પણ શાસ્ત્રની આજ્ઞાને અધીન થઈને નહીં, કારણ કે શાસ્ત્રાજ્ઞાની અધીનતા પરમહંસની જ્ઞાનનિષ્ઠામાં વિઘ્ન કરે છે, એમ અર્થ છે. ॥ ૩૬ ॥

कुतो विधिकिङ्करत्वाभावस्तस्य तत्राह—

**न हि तस्य विकल्पाख्या या च मद्वीक्षया हता।**
**आदेहान्तात् क्वचित् ख्यातिस्ततः सम्पद्यते मया॥ ३७**

न हि तस्य विकल्पाख्या भेदप्रतीतिः।

नन्वस्ति सा, सत्यम्, या चासीत्सापि मद्वीक्षया ज्ञानेन हता।

ननु न हता, पुनर्दृश्यमानत्वात्तत्राह— आदेहान्तात्क्वचित्कदाचिद्बाधितैव ख्यातिर्भवति॥ ३७॥

तदेवं विरक्तस्य परोक्षज्ञानवतः संन्यासं तद्धर्मांश्चोक्त्वा केवलं वैराग्यवन्तं विविदिषुं प्रत्याह—**दुःखोदर्केष्विति**।

**दुःखोदर्केषु कामेषु जातनिर्वेद आत्मवान्।**
**अजिज्ञासितमद्धर्मो गुरुं मुनिमुपाव्रजेत्॥ ३८**

न जिज्ञासितो मद्धर्मो मत्प्राप्तिसाधनं येन सः॥ ३८॥

તે પરમહંસ જ્ઞાનીને વિધિનિષેધની અધીનતા શા માટે ન હોય? તેનો ઉત્તર આપે છે–

તેને (પરમહંસ જ્ઞાનીને) ભેદની પ્રતીતિ થતી જ નથી. (પૂર્વે) જે ભેદજ્ઞાન હતું તે મારા જ્ઞાનથી (સાક્ષાત્કારથી) નાશ પામ્યું. દેહ પડે ત્યાં સુધીમાં ક્યારેક ભેદજ્ઞાન થાય તો પણ દેહ પડ્યા પછી તે મારી સાથે (સાર્ષ્ટિ મુક્તિરૂપ) એકરૂપતા પામે છે. ॥ ૩૭ ॥

ખરેખર, તેને **'विकल्पाख्या'** ભેદની પ્રતીતિ થતી નથી.

શંકા કરવામાં આવી છે કે તેને ભેદની પ્રતીતિ તો હતી જ. સાચી વાત છે. જે ભેદની પ્રતીતિ હતી તે પણ મારા **'वीक्षया'** જ્ઞાનથી નાશ પામી.

શંકા કરે છે કે ભેદની પ્રતીતિ નાશ પામી નથી હોતી, કારણ કે તે ફરીથી દેખાય છે. તે માટે ઉત્તર આપે છે– **'आदेहान्तात्क्वचित्'** દેહ પડે ત્યાં સુધી ક્યારેક ભેદની પ્રતીતિ થાય છે ખરી, પણ તે પોતાનું કાર્ય કરવામાં અસમર્થ જ હોય છે. ॥ ૩૭ ॥

તો આમ, વિરક્ત અને પરોક્ષ જ્ઞાનવાળા માટે સંન્યાસ અને તેના ધર્મો કહીને કેવળ વૈરાગ્યવાન હોઈ આત્મતત્ત્વને જાણવા ઈચ્છતા મુમુક્ષુને કહે છે– **'दुःखोदर्केषु इति।'**

દુઃખરૂપ પરિણામવાળા વિષયો ઉપર જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે તથા મારી પ્રાપ્તિના સાધનની જેણે જિજ્ઞાસા નથી કરી તેવો આત્મવાન (બુદ્ધિમાન) મનુષ્ય મનનશીલ, બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જાય. ॥ ૩૮ ॥

**'मत्-धर्मः'** મારી પ્રાપ્તિના સાધનની જિજ્ઞાસા (વિચારણા) કરી નથી જેણે તે ॥ ૩૮॥

**तावत् परिचरेद् भक्तः श्रद्धावाननसूयकः ।**
**यावद् ब्रह्म विजानीयान्मामेव गुरुमादृतः ॥ ३९**

मामेव मद्दृष्ट्यैव गुरुं परिचरेत्। ततः परमेकश्चरेदित्यादि धर्मैर्वर्तेतेति भावः ॥ ३९ ॥

અનધિકારિણः संन्यासं निन्दति द्वाभ्याम्—**यस्त्विति** ।

**यस्त्वसंयतषड्वर्गः प्रचण्डेन्द्रियसारथिः ।**
**ज्ञानवैराग्यरहितस्त्रिदण्डमुपजीवति ॥ ४०**

प्रचण्डोऽत्यासक्त इन्द्रियसारथिर्बुद्धिर्यस्य सः ॥ ४० ॥

**सुरानात्मानमात्मस्थं निह्नुते मां च धर्महा ।**
**अविपक्वकषायोऽस्मादमुष्माच्च विहीयते ॥ ४१**

सुरान् यष्टव्यान् देवानात्मानं च स्वात्मानमात्मस्थं मां न निह्नुते प्रतारयति। निह्नवफलमाह—अस्मादिति ॥ ४१ ॥

चतुर्णां प्रधानधर्मानाह—**भिक्षोरिति** ।

**भिक्षोर्धर्मः शमोऽहिंसा तप ईक्षा वनौकसः ।**
**गृहिणो भूतरक्षेज्या द्विजस्याचार्यसेवनम् ॥ ४२**

॥ ४२ ॥

શ્રદ્ધાવાન અને ઈર્ષ્યારહિત થઈને તે ભક્ત, જ્યાં સુધી બ્રહ્મનું જ્ઞાન ન થાય ત્યાં સુધી આદરપૂર્વક મને જ ગુરુના રૂપમાં માનીને તેમની સેવા કરે. ॥ ૩૯ ॥

‘**माम् एव**’ મને જ ગુરુના રૂપમાં માનીને– મારી દૃષ્ટિએ જ– ભગવદ્દૃષ્ટિએ જ ગુરુની સેવા કરે અને ત્યાર પછી ‘એકલો જ વિચરે.’ વગેરે ધર્મો અનુસાર વર્તે, એવો ભાવ છે. ॥ ૩૯ ॥

અધિકારી ન હોય તેના સંન્યાસની બે શ્લોકોથી નિંદા કરે છે– ‘**यः तु इति।**’

જેણે છ ઈન્દ્રિયોના વર્ગને જીત્યો નથી, ઈન્દ્રિયોના સારથિરૂપી બુદ્ધિ જેની અત્યંત આસક્ત છે અને જે જ્ઞાન-વૈરાગ્યથી રહિત છે, તે સંન્યાસ ઉપર પોતાની આજીવિકા ચલાવે છે. ॥ ૪૦ ॥

‘**प्रचण्डः**’ અતિ આસક્ત ‘**इन्द्रियसारथिः**’ બુદ્ધિ છે જેની તે ॥ ૪૦ ॥

જેના (રાગાદિ) કષાયો નિવૃત્ત થયા નથી તેવો ધર્મનો ત્યાગ કરનારો પોતાની અંદર રહેલા મને, પોતાને અને દેવોને ઠગે છે, તે આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થાય છે. ॥ ૪૧ ॥

‘**सुरान्**’ યજન કરવા યોગ્ય દેવોને તથા પોતાને તેમ જ પોતાની અંદર રહેલા મને ‘**निह्नुते**’ ઠગે છે. ઠગવાનું ફળ કહે છે– ‘**अस्मात् इति**’ આ લોકથી (અને પરલોકથી) (ભ્રષ્ટ થાય છે). ॥ ૪૧ ॥

ચારેય આશ્રમોના મુખ્ય ધર્મોને (ભગવાન) કહે છે– ‘**भिक्षोः इति।**’

સંન્યાસીનો મુખ્ય ધર્મ મનનો સંયમ અને અહિંસા છે, વાનપ્રસ્થીઓનો તપશ્ચર્યા અને તત્ત્વવિચાર છે, ગૃહસ્થનો ધર્મ છે પ્રાણીમાત્રની રક્ષા અને યજ્ઞોનું અનુષ્ઠાન કરવું તથા ગુરુની સેવા એ બ્રહ્મચારીનો મુખ્ય ધર્મ છે. ॥ ૪૨ ॥ ૪૨ ॥

अन्यधर्मान्कांश्चिद्गृहस्थस्याप्यतिदिशति—**ब्रह्मचर्यमिति।**

**ब्रह्मचर्यं तपः शौचं सन्तोषो भूतसौहृदम्।**
**गृहस्थस्याप्यृतौ गन्तुः सर्वेषां मदुपासनम्॥ ४३**

શૌચં રાગાદિરાહિત્યં ચ। तस्य ब्रह्मचर्य–प्रकारमाह—ऋतौ गन्तुरिति॥ ४३॥

एवंभूतवर्णाश्रमधर्मफलमाह—**इति मामिति।**

**इति मां यः स्वधर्मेण भजन् नित्यमनन्यभाक्।**
**सर्वभूतेषु मद्भावो मद्भक्तिं विन्दतेऽचिरात्॥ ४४**

दृढः मद्भक्तिं विन्दते॥ ४४॥

ततः किमत आह—**भक्त्येति।**

**भक्त्योद्धवानपायिन्या सर्वलोकमहेश्वरम्।**
**सर्वोत्पत्त्यप्ययं ब्रह्म कारणं मोपयाति सः॥ ४५**

महेश्वरत्वे हेतुः—सर्वोत्पत्त्यप्ययं सर्वस्योत्पत्त्यप्ययौ यस्मात् अत एव तत्कारणं मा मां ब्रह्मरूपं वैकुण्ठनिवासिनम्। यद्वा, ब्रह्मणो वेदस्य कारणं मामुपयाति सामीप्येन प्राप्नोति॥ ४५॥

બીજા કેટલાક ધર્મોની ભગવાન ગૃહસ્થને આજ્ઞા કરે છે– '**ब्रह्मचर्यम् इति।**'

બ્રહ્મચર્ય, તપ, પવિત્રતા, સંતોષ અને પ્રાણીઓ પ્રત્યે સહૃદયતા– આ પણ ગૃહસ્થના ધર્મો છે. ઋતુકાળમાં ભાર્યાગમન કરનાર ગૃહસ્થનો (બ્રહ્મચર્યધર્મ છે). મારી ઉપાસના સર્વ પ્રાણીઓનો (મુખ્ય) ધર્મ છે. ॥ ૪૩ ॥

'**शौचम्**' એટલે પવિત્રતા અને રાગ વગેરે ન હોવા તે. ગૃહસ્થના બ્રહ્મચર્યનો પ્રકાર કહે છે– ઋતુકાળમાં ભાર્યાગમન કરનારનો (બ્રહ્મચર્યધર્મ છે). ॥ ૪૩ ॥

આવા પ્રકારના વર્ણાશ્રમધર્મપાલનનું ફળ જણાવે છે– '**इति माम् इति।**'

અન્ય કોઈને ન ભજતો એવો જે મનુષ્ય સ્વધર્મપૂર્વક મારી ભક્તિ કરતો સર્વ પ્રાણીઓમાં મારી ભાવના કરે છે, તે શીઘ્ર મારી ભક્તિ પામે છે. ॥ ૪૪ ॥

દૃઢ (મનોબળવાળો) મનુષ્ય મારી ભક્તિ પામે છે. ॥ ૪૪ ॥

(તેવી ભક્તિ પ્રાપ્ત થયા) પછી શું, તે હવે કહે છે– '**भक्त्या इति।**'

હે ઉદ્ધવ, મારી નિરન્તર ભક્તિથી તે મનુષ્ય સર્વ જગતની ઉત્પત્તિ અને પ્રલયના કારણરૂપ સર્વ લોકના મહેશ્વર પરબ્રહ્મ એવા મને પામે છે. ॥ ૪૫ ॥

મહેશ્વર હોવા માટેનું કારણ– '**सर्वोत्पत्त्यप्ययम्**' સર્વની ઉત્પત્તિ અને પ્રલય જેનાથી છે, આથી જ તેના કારણરૂપ વૈકુંઠનિવાસી બ્રહ્મરૂપ '**मा**' મને (પામે છે). અથવા '**ब्रह्मणः**' વેદના કારણરૂપ '**माम्-उपयाति**' મને સામીપ્યથી પ્રાપ્ત કરે છે. ॥ ૪૫ ॥

ततश्चासौ मुक्त एवेत्याह—

**इति स्वधर्मनिर्णिक्तसत्त्वो निर्ज्ञातमद्गतिः।**
**ज्ञानविज्ञानसम्पन्नो नचिरात् समुपैति माम्॥ ४६**

इत्येवंभूतेन स्वधर्मेण निर्णिक्तं शुद्धं सत्त्वं यस्य सः। अत एव निर्ज्ञाता मम गतिरैश्वर्यं येन॥ ४६॥

उक्तमर्थं संक्षिप्याह—

**वर्णाश्रमवतां धर्म एष आचारलक्षणः।**
**स एव मद्भक्तियुतो निःश्रेयसकरः परः॥ ४७**

य एष आचारलक्षणः पितृलोकप्राप्तिफलः स एव मद्भक्तियुतो मदर्पणेन कृतः॥ ४७॥

**वंशीधरी**—'कर्मणा पितृलोकः'।

प्रकरणार्थमुपसंहरति—

**एतत्तेऽभिहितं साधो भवान् पृच्छति यच्च माम्।**
**यथा स्वधर्मसंयुक्तो भक्तो मां समियात् परम्॥ ४८**

एतच्च तेऽभिहितम्। यथा भक्तो भूत्वा मां परं संप्राप्नुयादिति॥ ४८॥

(સામીપ્યની પ્રાપ્તિ) પછી તે મુક્ત જ થઈ જાય છે, એમ કહે છે–

આમ, પોતાના વર્ણાશ્રમધર્મથી શુદ્ધ અંતઃકરણવાળો, મારા ઐશ્વર્યને જાણનારો મનુષ્ય જ્ઞાન-વિજ્ઞાનથી યુક્ત થઈ મને શીઘ્ર પામે છે. ॥ ૪૬ ॥

આ પ્રકારના સ્વધર્મથી **'निर्णिक्तम्'** શુદ્ધ થયું છે અંતઃકરણ જેનું તે– આથી જ જાણ્યું છે મારું **'गतिः'** ઐશ્વર્ય જેણે ॥ ૪૬ ॥

કહેવાયેલી વસ્તુને જ સંક્ષિપ્ત કરીને કહે છે–

વર્ણાશ્રમવાળા મનુષ્યોનો આ આચારરૂપ ધર્મ (પિતૃલોકની પ્રાપ્તિનું ફળ આપનારો હોવા છતાં) એ (જો) મને અર્પણ કરીને પાળવામાં આવ્યો હોય, તો જ તે મોક્ષદાયી થાય છે. ॥ ૪૭ ॥

જે આ આચારરૂપ ધર્મ પિતૃલોકની પ્રાપ્તિનું ફળ આપનારો છે, તે જ ધર્મ **'मत्-भक्तियुतः'** મારી ભક્તિથી યુક્ત થઈને અર્થાત્ મને અર્પણ કરીને પાળવામાં આવ્યો હોય (તો) ॥ ૪૭ ॥

'નિષ્કામ કર્મ કરવાથી પિતૃલોક પ્રાપ્ત થાય છે.' (બૃહદા.ઉપ.૧/૫/૧૬)

પ્રકરણના અર્થનો ઉપસંહાર કરે છે–

હે સાધુ (ઉદ્ધવ), સ્વધર્મયુક્ત મારો ભક્ત મને પરબ્રહ્મને જે રીતે પામે છે, તે તમે મને પૂછ્યું હતું, તે તમને મેં આ કહ્યું. ॥ ૪૮ ॥

અને તમને મેં આ કહ્યું, ભક્ત થઈને જે રીતે મને પરબ્રહ્મને પામે છે. ॥ ૪૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादेऽष्टादशोऽध्यायः॥ १८॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायामष्टादशोऽध्यायः॥ १८॥

❋❋❋❋❋

# अथैकोनविंशोऽध्यायः

## ભક્તિ, જ્ઞાન તથા યમનિયમાદિ સાધનોનું વર્ણન

ज्ञानादेर्निर्णयः पूर्वं कृतो ह्याश्रमधर्मतः।
अत्रोनविंशतितमे ज्ञानादेस्त्याग उच्यते॥ १

પૂર્વે વર્ણાશ્રમધર્મ અનુસાર જ્ઞાન વગેરે (ભક્તિ, બંધન, મોક્ષ)નો નિર્ણય કરવામાં આવ્યો. અહીં ઓગણીસમા અધ્યાયમાં જ્ઞાન વગેરેનો ત્યાગ કહેવામાં આવે છે. ॥ ૧ ॥

तदेवं तर्कतो बाधितोऽपि देहादिप्रपञ्चो यावदपरोक्षानुभवेन दिङ्मोहादिरिव न लीयते तावज्ज्ञानाभ्यासस्ततो मुक्तिरित्युक्तम्—'आदेहान्तात्क्वचित्ख्यातिस्ततः संपद्यते मया॥' इत्यादिना। यस्य त्वपरोक्षानुभवेन प्रपञ्चो लीनप्रायस्तस्य न किंचित्कृत्यमस्तीत्याह—**य इति**।

આ પ્રમાણે દેહાદિ પ્રપંચ તર્કથી બાધિત થાય છે છતાં, દિશાથી થયેલી ભ્રાંતિ જેમ પ્રત્યક્ષ અનુભવ વિના જતી નથી તેમ દેહાદિ પ્રપંચ પણ પ્રત્યક્ષ અનુભવ વિના લીન થતો નથી. તેથી જ્ઞાનાભ્યાસ કરવો જોઈએ અને તેનાથી મુક્તિ થાય છે. 'દેહ પડે ત્યાં સુધીમાં કોઈક વાર ભ્રાંતિ થાય છે પછી મારી પ્રાપ્તિ થાય છે.' વગેરેથી (શ્રીમદ્ ભા.૧૧/૧૮/૩૭માં) એમ કહેવામાં આવ્યું છે. પરંતુ અપરોક્ષ અનુભવથી જેનો દેહાદિ પ્રપંચ લગભગ લીન થઈ ગયો હોય છે, તેને કંઈ પણ કરવાનું રહેતું નથી, એમ કહે છે– **'यः इति।'**

**श्रीभगवानुवाच**

**यो विद्याश्रुतसम्पन्न आत्मवान् नानुमानिकः।**
**मायामात्रमिदं ज्ञात्वा ज्ञानं च मयि संन्यसेत्॥ १**

**શ્રીભગવાન બોલ્યા** – જે (જ્ઞાની) અનુભવ પર્યંતના શાસ્ત્રજ્ઞાનથી સંપન્ન છે અને તેથી આત્મતત્ત્વ પામેલો હોઈ કેવળ આનુમાનિક (પરોક્ષજ્ઞાનવાળો) ન રહ્યો હોય (પણ અપરોક્ષ જ્ઞાની થયો હોય) તે 'આ સર્વ દ્વૈતપ્રપંચ અને તેને નિવૃત્ત કરવાના સાધનરૂપ જ્ઞાન પણ કેવળ માયા છે.' એમ જાણીને જ્ઞાન પણ મારામાં તજી દે છે. ॥ ૧ ॥

विद्या अनुभवस्तत्पर्यन्तेन श्रुतेन संपन्नोऽत एवात्मवान्प्राप्तात्मतत्त्वो नानुमानिकः केवल-परोक्षज्ञानवान्न भवति। अनकारपाठे प्राक्-श्रुत्यनुकूलतर्कतो निर्णीतार्थ इत्यर्थः। स इदं द्वैतं तन्निवृत्तिसाधनं च मयि मायामात्रमिति ज्ञात्वा ज्ञानं च तत्साधनं संन्यसेत्। अयमेव विद्वत्संन्यासो नाम॥ १॥

**'विद्या'** અનુભવ, ત્યાં સુધીના શાસ્ત્રજ્ઞાનથી સંપન્ન, આથી જ **'आत्मवान्'** આત્મતત્ત્વને પામેલો હોઈ **'न–आनुमानिकः'** કેવળ પરોક્ષજ્ઞાનવાળો હોતો નથી. **अनकार -पाठे ( आत्मवानानुमानिकः )** પાઠમાં, પૂર્વના શ્રુતિને અનુકૂળ તર્કથી જેણે અર્થનો નિર્ણય કર્યો છે, એમ અર્થ છે. તે (જ્ઞાની) આ દ્વૈતપ્રપંચ અને તેની નિવૃત્તિના સાધનરૂપ જ્ઞાન કેવળ માયા છે, એમ જાણીને તેના સાધનરૂપ જ્ઞાનને પણ મારામાં તજી દે છે. આ જ વિદ્વત્‌સંન્યાસ કહેવાય છે. ॥ ૧ ॥

अत्र हेतुमाह—**ज्ञानिनस्त्विति**।

**ज्ञानिनस्त्वहमेवेष्टः स्वार्थो हेतुश्च संमतः।**
**स्वर्गश्चैवापवर्गश्च नान्योऽर्थो मदृते प्रियः॥ २**

આ માટેનું (જ્ઞાન તજી દેવા માટેનું) કારણ કહે છે– **'ज्ञानिनः तु इति।'**

જ્ઞાનીને માટે હું જ પ્રાપ્ત કરવા ઈચ્છેલો, પોતાના ફળરૂપ, તે ફળના સાધનરૂપ, સ્વર્ગરૂપ અભ્યુદય અને સંસારની નિવૃત્તિરૂપ મોક્ષ તરીકે નિશ્ચિત કરવામાં આવ્યો છું. મારા સિવાય બીજો કોઈ પદાર્થ તેને પ્રિય નથી. ॥ ૨ ॥

यस्मादहमेव तस्येष्टोऽपेक्षितः, स्वार्थः फलम्, हेतुस्तत्साधनं च संमतः स्वर्गो-ऽभ्युदयश्च। अपवर्गः संसारनिवृत्तिश्च। अतस्तस्य न प्राप्यं कृत्यं वा किंचिद-स्तीत्यर्थः॥ २॥

જે કારણે હું જ તે જ્ઞાનીનો **'इष्टः'** અપેક્ષિત, **'स्वार्थः'** ફળ, **'हेतुः'** તે ફળના સાધનરૂપે નિશ્ચિત કરવામાં આવ્યો છું અને **'स्वर्गः'** અભ્યુદય તથા **'अपवर्गः'** સંસારની નિવૃત્તિ– આથી તેને પ્રાપ્ત કરવા યોગ્ય કે કરવા યોગ્ય કંઈ જ નથી, એમ અર્થ છે. ॥ ૨ ॥

अत्र विद्वदनुभवं प्रमाणयति—**ज्ञानेति**।

**ज्ञानविज्ञानसंसिद्धाः पदं श्रेष्ठं विदुर्मम।**
**ज्ञानी प्रियतमोऽतो मे ज्ञानेनासौ बिभर्ति माम्॥ ३**

અહીં વિદ્વજ્જનની અનુભૂતિને પ્રમાણિત કરે છે– **'ज्ञान इति।'**

જ્ઞાન-વિજ્ઞાનથી સિદ્ધ થયા હોય તેઓ મારા શ્રેષ્ઠ પદને (સ્વરૂપને) જાણે છે. તે જ્ઞાની પુરુષ જ્ઞાન વડે મને ધારણ કરે છે, આથી જ્ઞાની મને અત્યંત પ્રિય છે. ॥ ૩ ॥

यथोक्तं ज्ञानिनमभिनन्दति—ज्ञानीति। यतोऽसौ ज्ञानेन मां धारयति॥ ३॥

જે પ્રમાણે કહેવામાં આવ્યો તેવા જ્ઞાનીની પ્રશંસા કરે છે– **'ज्ञानी इति।'** કારણ કે તે મને જ્ઞાનથી ધારણ કરે છે. ॥ ૩ ॥

तस्य ज्ञानं स्तौति—**तप इति**।

**तपस्तीर्थं जपो दानं पवित्राणीतराणि च।**
**नालं कुर्वन्ति तां सिद्धिं या ज्ञानकलया कृता॥ ४**

તે જ્ઞાનીના જ્ઞાનની પ્રશંસા કરે છે– **'तपः इति।'**

જ્ઞાનના લેશથી જે સિદ્ધિ પ્રાપ્ત થાય છે તેને પામવા તપ, તીર્થ, જપ, દાન કે બીજાં પવિત્ર સાધનો પણ સમર્થ થઈ શકતાં નથી. ॥ ૪ ॥

अलमत्यर्थम्। ज्ञानस्य कलया लेशेन॥ ४॥

**'अलम्'** 'અતિ' ના અર્થમાં છે. જ્ઞાનના **'कलया'** લેશથી ॥ ૪ ॥

**तस्माज्ज्ञानेन सहितं ज्ञात्वा स्वात्मानमुद्धव।**
**ज्ञानविज्ञानसम्पन्नो भज मां भक्तिभावतः॥ ५**

માટે હે ઉદ્ધવ, પોતાના આત્મારૂપ મને જ્ઞાન સહિત જાણીને જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત થઈ તમે મને ભક્તિભાવથી ભજો. ॥ ૫ ॥

ज्ञानेन सहितं तत्पर्यन्तं यथा भवति तथा ज्ञात्वा तत्संपन्नः सन् मामेव भज। अन्यत्सर्वं त्यजेत्यर्थः ॥ ५ ॥

જ્ઞાન સહિત તે બ્રહ્મ પર્યન્ત જે રીતે જાણી શકાય તે રીતે જાણીને તે જ્ઞાન અને વિજ્ઞાનસંપન્ન થઈ મને જ ભજો. (મોક્ષ પર્યન્ત) અન્ય સર્વ તજો. ॥ ૫ ॥

तस्य प्रत्ययार्थं पूर्वेषां वृत्तमाह—**ज्ञानेति**।

તેમને (ઉદ્ધવજીને) વિશ્વાસ પડે તે માટે (ભગવાન) પૂર્વે થઈ ગયેલા મુનિઓની વાત કરે છે– ‘**ज्ञानी इति**।’

**ज्ञानविज्ञानयज्ञेन मामिष्ट्वाऽऽत्मानमात्मनि।**
**सर्वयज्ञपतिं मां वै संसिद्धिं मुनयोऽगमन्॥ ६**

પોતાના આત્મારૂપ, સર્વ યજ્ઞોના પતિ એવા મારા જ્ઞાન તથા વિજ્ઞાનરૂપી યજ્ઞથી પોતાના અંતઃકરણમાં જ યજન કરી મુનિઓ ઉત્તમ સિદ્ધિરૂપ મને જ પામ્યા છે. ॥ ૬ ॥

मामेव संसिद्धिं प्राप्ताः ॥ ६ ॥

ઉત્તમ સિદ્ધિરૂપ મને જ પામ્યા છે. ॥ ૬ ॥

तदेव ज्ञानं संक्षेपत उपदिशति—**त्वयीति**।

(જે જ્ઞાનથી મુનિઓ બ્રહ્મને પ્રાપ્ત થયા,) તે જ જ્ઞાનનો સંક્ષેપમાં ઉપદેશ કરે છે– ‘**त्वयि इति**।’

**त्वय्युद्धवाश्रयति यस्त्रिविधो विकारो**
**मायान्तराऽऽपतति नाद्यपवर्गयोर्यत्।**
**जन्मादयोऽस्य यदमी तव तस्य किं स्यु-**
**राद्यन्तयोर्यदसतोऽस्ति तदेव मध्ये॥ ७**

હે ઉદ્ધવ! દેહ, ઈન્દ્રિયો અને અંતઃકરણરૂપ આધિભૌતિક, આધ્યાત્મિક, આધિદૈવિક– એમ ત્રણ પ્રકારનો જે આ વિકાર તમારામાં દેખાય છે તે માયા છે, કારણ કે તે મધ્યમાં આવી પડે છે, આદિ અને અંતમાં નથી હોતો. આ (દેહાદિ વિકાર)ના જન્મ વગેરે થાય તો તેના અધિષ્ઠાનરૂપ તમારી સાથે તેનો શું સંબંધ છે? (આત્મા વિષે અજ્ઞાનથી ભાસતા દેહાદિ) અસત્ વિકારોના આદિ અને અંતમાં જે (આત્મા) છે, તે જ મધ્યમાં પણ છે. ॥ ૭ ॥

त्रिविध आध्यात्मिकादिर्विकारो देहादिः स माया न तु परमार्थः। यद्यस्मादन्तरा मध्य एवापतति। रज्जौ सर्पमालादिवत्। नाद्यपवर्गयोर्न त्वादावन्ते चास्ति। अतो यद्यदा अस्य

‘**त्रिविधः**’ આધિભૌતિક, આધ્યાત્મિક, આધિદૈવિક– એમ ત્રણ પ્રકારનો ‘**देहादिः**’ દેહ, ઈન્દ્રિયો અને અંતઃકરણરૂપ જે વિકાર છે તે માયા છે પણ પારમાર્થિક નથી, ‘**यत्**’ કારણ કે ‘**अन्तरा**’ મધ્યમાં જ આવી પડે છે. રજ્જુમાં સર્પ કે માળાની જેમ! પરંતુ તે ‘**न-आदि-अपवर्गयोः**’ આદિ અને અંતમાં હોતો નથી. આથી ‘**यत्**’ જ્યારે આ

विकारस्यामी जन्मादयः स्युस्तदा तस्य तवाधिष्ठानभूतस्य किं। न किंचिदित्यर्थः।

વિકારના આ જન્મ વગેરે થાય છે ત્યારે તેના અધિષ્ઠાનરૂપ તમારી સાથે તેનો શું સંબંધ છે? કંઈ જ નહીં, એમ અર્થ છે.

ननु तस्यापि वस्तुतो न सन्ति, तस्यासत्त्वादित्याह—आद्यन्तयोरिति। असतः सर्पादेराद्यन्तयोर्यदस्ति रज्ज्वादि तदेव मध्येऽपि न तु सर्पादि, तद्वदयं विकारो नास्तीत्यर्थः। यद्वा, आद्यन्तयोर्यदस्ति तन्मध्येऽप्यस्त्येव। न तस्य जन्मादयः सन्त्यतस्त्वं निर्विकारं ब्रह्मेति॥ ७॥

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે તે વિકાર પણ વસ્તુતઃ નથી? તે માટે ઉત્તર આપે છે કે તેનું અસ્તિત્વ જ નથી– **'आदि-अन्तयोः इति।'** અસત્ એવા સર્પ વગેરેના આદિ અને અંતમાં જે રજ્જુ વગેરે છે તે જ મધ્યમાં છે પણ સર્પ વગેરે નથી, તેની જેમ આ વિકાર નથી, એમ અર્થ છે. અથવા જે આદિ અને અંતમાં છે તે મધ્યમાં પણ છે જ. તે (અધિષ્ઠાન)નાં જન્માદિ નથી, આથી તમે નિર્વિકાર બ્રહ્મ છો. ॥ ૭ ॥

ज्ञानादेर्विशेषं जिज्ञासुः पृच्छति—**ज्ञानमिति**।

જિજ્ઞાસુ ઉદ્ધવજી જ્ઞાન વગેરેની વિશેષતા પૂછે છે– **'ज्ञानम् इति।'**

**उद्धव उवाच**

**ज्ञानं विशुद्धं विपुलं यथैत-**
**द्वैराग्यविज्ञानयुतं पुराणम्।**
**आख्याहि विश्वेश्वर विश्वमूर्ते**
**त्वद्भक्तियोगं च महद्विमृग्यम्॥ ८**

**ઉદ્ધવજી બોલ્યા** – હે વિશ્વેશ્વર, હે વિશ્વમૂર્તિ, વૈરાગ્ય તથા વિજ્ઞાનથી યુક્ત આ વિશુદ્ધ, પુરાતન જ્ઞાન જે રીતે દૃઢ થાય તે રીતે આપ મને કહો. (બ્રહ્માજી વગેરે) મહાપુરુષો દ્વારા પણ શોધવા યોગ્ય આપનો ભક્તિયોગ પણ મને કહો. ॥ ૮ ॥

विशुद्धमेतज्ज्ञानं विपुलं निश्चितं यथा भवति तथा कथयेति। महद्भिर्ब्रह्मादिभिर्विमृग्यम्॥ ८॥

વિશુદ્ધ એવું આ જ્ઞાન **'विपुलम्'** દૃઢ જે રીતે થાય તે રીતે કહો. **'महद्भिः'** બ્રહ્માજી વગેરે મહાપુરુષો દ્વારા શોધવા યોગ્ય ॥ ૮ ॥

महद्विमृग्यत्वमभिनयेनाह—**तापत्रयेणेति**।

મહાન પુરુષો દ્વારા શોધવા યોગ્ય હોવાના મનોભાવને પ્રકટ કરતાં કહે છે– **'तापत्रयेण इति।'**

**तापत्रयेणाभिहतस्य घोरे**
**संतप्यमानस्य भवाध्वनीश।**
**पश्यामि नान्यच्छरणं तवाङ्घ्रि-**
**द्वन्द्वातपत्रादमृताभिवर्षात् ॥ ९**

ભયંકર એવા આ સંસારમાર્ગમાં (આધ્યામિક, આધિભૌતિક અને આધિદૈવિક– એમ) ત્રણ પ્રકારના તાપ વડે સર્વ રીતે પીડાતા અને તેથી સંતાપ પામતા મનુષ્યને અમૃતનું અભિવર્ષણ કરતા આપના ચરણયુગલરૂપી છત્ર વિના બીજું શરણ હું જોતો નથી. ॥ ૯ ॥

तापत्रयेणाभितो हतस्य। अतः संतप्यमानस्य। अङ्घ्रिद्वन्द्वमेवातपत्रं तस्मात्। न केवलमातपात् त्रातुः किंत्वमृतमप्यभितो वर्षति यत्तस्मात्॥ ९ ॥

ત્રણ પ્રકારના તાપથી સર્વ રીતે પીડાતા અને તેથી સંતાપ પામતા મનુષ્યને– ચરણયુગલ એ જ છત્ર, તેનાથી (અન્ય શરણ)– કેવળ તાપથી રક્ષા કરનારું છે એટલું જ નહીં, ચોતરફથી અમૃતનું પણ અભિવર્ષણ કરે છે, તે છત્રથી (અન્ય શરણ હું જોતો નથી). ॥ ૯ ॥

अतिकृपामुत्पादयन्नाह—**दष्टमिति**।

અતિશય કૃપા ઉત્પન્ન કરાવતાં કહે છે– **'दष्टम् इति।'**

**दष्टं जनं संपतितं बिलेऽस्मिन्**
**कालाहिना क्षुद्रसुखोरुतर्षम्।**
**समुद्धरैनं कृपयाऽऽपवर्ग्यै-**
**र्वचोभिरासिञ्च महानुभाव॥ १०**

હે મહાનુભાવ! આ સંસારરૂપી કૂવામાં પડેલા અને કાળરૂપી સર્પ દ્વારા દંશ મારવામાં આવેલા છતાં ક્ષુદ્ર વિષયસુખો માટે અતિશય તૃષ્ણાવાળા આ મનુષ્યનો ઉદ્ધાર કરો! મોક્ષનો બોધ આપનારા વચનામૃતથી તેનું સિંચન કરો. ॥ ૧૦ ॥

अस्मिन्बिले संसारकूपे पतितं तत्र च कालाहिना दष्टम्, एवमपि क्षुद्रसुखेष्वेव उरुस्तर्षस्तृष्णा यस्य तम्।

આ **'बिले'** સંસારરૂપી કૂવામાં પડેલો અને ત્યાં કાળરૂપી સર્પથી ડસાયેલો, આવો હોવા છતાં ક્ષુદ્ર સુખોમાં જ અતિશય તૃષ્ણા છે જેને તેનો (ઉદ્ધાર કરો).

दह्यमानः कथं समुद्धरणीय इति चेत्तत्राह—आपवर्ग्यैरपवर्गबोधकैर्वागमृतैरासिञ्चेति॥ १० ॥

જો કહેવામાં આવે કે બળતા મનુષ્યનો કેવી રીતે ઉદ્ધાર કરું? તે માટે કહે છે– **'आपवर्ग्यैः'** મોક્ષનો બોધ આપનારા વચનામૃતથી તેનું સિંચન કરો. ॥ ૧૦ ॥

तद्विश्वासार्थं विद्वत्सभायां निर्णीतमहं वक्ष्यामीत्याशयेनाह—**इत्थमिति**।

તેમને વિશ્વાસ પડે તે માટે વિદ્વાનોની સભામાં જે નિશ્ચિત કરવામાં આવ્યું હતું તે હું કહીશ, એવા આશયથી (ભગવાન) કહે છે– **'इत्थम् इति।'**

**श्रीभगवानुवाच**

**इत्थमेतत् पुरा राजा भीष्मं धर्मभृतां वरम्।**
**अजातशत्रुः पप्रच्छ सर्वेषां नोऽनुशृण्वताम्॥ ११**
॥ ११ ॥

**શ્રીભગવાન બોલ્યા** – પૂર્વે આ પ્રમાણે અજાતશત્રુ રાજા યુધિષ્ઠિરે અમારા સૌના સાંભળતાં ધાર્મિકશિરોમણિ ભીષ્મ પિતામહને પૂછ્યું હતું. ॥ ૧૧ ॥ ૧૧ ॥

**निवृत्ते भारते युद्धे सुहृन्निधनविह्वलः।**
**श्रुत्वा धर्मान् बहून् पश्चान्मोक्षधर्मानपृच्छत॥ १२**
॥ १२ ॥

મહાભારતનું યુદ્ધ પૂરું થયું ત્યારે સુહૃજ્જનોના નિધનથી વિહ્વળ બનેલા રાજા યુધિષ્ઠિરે અનેક ધર્મો સાંભળ્યા પછી તેમને મોક્ષધર્મો પૂછ્યા હતા. ॥ ૧૨ ॥ ૧૨ ॥

**तानहं तेऽभिधास्यामि देवव्रतमुखाच्छ्रुतान्।**
**ज्ञानवैराग्यविज्ञानश्रद्धाभक्त्युपबृंहितान्॥ १३**

દેવવ્રત ભીષ્મના મુખથી શ્રવણ કરેલા જ્ઞાન, વૈરાગ્ય, વિજ્ઞાન, શ્રદ્ધા અને ભક્તિ સહિતના તે ધર્મો હું તમને કહું છું. ॥ ૧૩ ॥

ज्ञानादिभिरुपबृंहितान्। तत्सहितानित्यर्थः ॥ १३ ॥

જ્ઞાન વગેરેથી **'उपबृंहितान्'** વૃદ્ધિ પામેલા, તે સહિતના ધર્મો, એમ અર્થ છે.॥ ૧૩ ॥

तत्र ज्ञानं कथयति—**नवेति**।

તે સર્વમાં પ્રથમ જ્ઞાન વિષે કહે છે– **'नव इति।'**

**नवैकादश पंच त्रीन् भावान् भूतेषु येन वै।**
**ईक्षेताथैकमप्येषु तज्ज्ञानं मम निश्चितम्॥ १४**

જે જ્ઞાનથી (પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ– એમ) નવ, અગિયાર (ઇન્દ્રિયો), પાંચ (મહાભૂતો) અને ત્રણ (ગુણો– આ અઠ્યાવીસ) તત્ત્વોને (બ્રહ્માજીથી માંડીને તણખલા સુધીનાં સર્વ) કાર્યોમાં વ્યાપેલાં જુએ અને હવે આ (અઠ્યાવીસ) તત્ત્વોમાં એક પરમાત્મતત્ત્વને વ્યાપેલું જુએ, તે જ જ્ઞાન છે, એમ મારું નિશ્ચિતપણે માનવું છે.॥ ૧૪ ॥

प्रकृतिपुरुषमहदहंकारपञ्चतन्मात्राण्येकादशेन्द्रियाणि पञ्चमहाभूतानि त्रयो गुणाः एतान्भावानष्टाविंशतितत्त्वानि भूतेषु ब्रह्मादिस्थावरान्तेषु कार्येष्वनुगतानि येन ज्ञानेनेक्षेत। अथ एष्वपि भावेष्वेकं परमात्मतत्त्वमनुगतं येनेक्षेत। कार्यकारणात्मकं जगत्पश्यन् परमकारणात्मकमेवैतन्न तु ततः पृथगिति येन पश्येत्तज्ज्ञानमित्यर्थः ॥ १४ ॥

પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ, અહંકાર, પંચ તન્માત્રાઓ, અગિયાર ઇન્દ્રિયો, પાંચ મહાભૂતો અને ત્રણ ગુણો– આ અઠ્યાવીસ તત્ત્વોને **'भूतेषु'** બ્રહ્માજી વગેરેથી માંડીને સ્થાવર સુધીનાં કાર્યોમાં વ્યાપેલાં જે જ્ઞાનથી જુએ– હવે આ તત્ત્વોમાં પણ એક પરમાત્મતત્ત્વને વ્યાપેલું જે જ્ઞાનથી જુએ– કાર્યકારણાત્મક જગતને જોતો મનુષ્ય જે જ્ઞાનથી આ જગતને (કાર્ય અને કારણના પણ કારણ) પરમકારણરૂપ જુએ, તેનાથી જુદું ન જુએ, તે જ જ્ઞાન છે, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

विज्ञानमाह—**एतदेवेति** श्लोकार्धेन।

(હવે ભગવાન) વિજ્ઞાનની અર્ધા શ્લોકથી વ્યાખ્યા કરે છે– **'एतत् एव इति।'**

**एतदेव हि विज्ञानं न तथैकेन येन यत्।**
**स्थित्युत्पत्त्यप्ययान् पश्येद् भावानां त्रिगुणात्मनाम्॥**
**॥ १५ ॥**

જ્યારે જે એક તત્ત્વથી વ્યાપેલા એકાત્મતત્ત્વને પહેલાં જોતો હતો તેમને તે રીતે ન જુએ (પણ એક પરમકારણરૂપ બ્રહ્મને જ જુએ), એ જ વિજ્ઞાન છે. (આ જ્ઞાન અને વિજ્ઞાનને પ્રાપ્ત કરવાની યુક્તિ એ છે કે) ત્રિગુણાત્મક સાવયવ પદાર્થોની સ્થિતિ, ઉત્પત્તિ અને પ્રલયનો (જ્ઞાની) વિચાર કરે. ॥ ૧૫ ॥

यद्यदा येनैकेनानुगतानेकात्मकान् भावान् पूर्वमैक्षत तांस्तथा पूर्ववन्नेक्षेत। किंतु तदेकं परमकारणं ब्रह्मैव। तदा एतदेव विज्ञानमुच्यते।

एतदुक्तं भवति—परोक्षज्ञानेनापरोक्षभ्रमस्य दिङ्मोहादिष्विव निवृत्त्यभावात्तदात्मकं जगत्पश्यन्नप्यात्मनः पृथक् सदिति मन्यते, अपरोक्षज्ञाने तु बाधितमेव दग्धपटवज्जीवन्मुक्तः संस्कारशेषं पश्यति, ततः परं न पश्यति चातः परोक्षापरोक्षज्ञाने ज्ञानविज्ञानशब्दा-भ्यामुच्येते इति।

एकेन सर्वकार्याणामनुगतिं कार्याणां कारणात् पृथगसत्त्वं चोपपादयति सार्धेन। तत्र यदि न कदाचिदनीदृशं जगदित्यादिमतेनैतेषां भावानामुत्पत्त्यादयो न स्युस्तर्हि कारणस्यै-कस्याभावादेकात्मकता मिथ्यात्वं च न स्यादतस्तेषामुत्पत्त्यादीन् साधयति—स्थितीति।

त्रिगुणात्मनां सावयवानामित्यर्थः। विमता भावा उत्पत्त्यादिमन्तः, सावयवत्वात्, घटादिवदिति पश्येत्॥ १५ ॥

**आदावन्ते च मध्ये च सृज्यात् सृज्यं यदन्वियात्।**
**पुनस्तत्प्रतिसंक्रामे यच्छिष्येत तदेव सत्॥**
**॥ १६ ॥**

**'यत्'** જ્યારે જે એક તત્ત્વથી વ્યાપેલા એકાત્મ તત્ત્વોને પહેલાં જોતો હતો તેમને તે રીતે પહેલાંની જેમ ન જુએ, પરંતુ પરમકારણ તે એક બ્રહ્મને જ જુએ, ત્યારે આને જ વિજ્ઞાન કહેવામાં આવે છે.

આ પ્રમાણે કહેવામાં આવે છે– જેમ દિશાઓની ભ્રાંતિ વગેરેમાં થાય છે તેમ પરોક્ષ જ્ઞાનથી અપરોક્ષ ભ્રમની નિવૃત્તિ થતી નથી. તેથી બ્રહ્માત્મક જગત જોતો હોવા છતાં તે પોતાનાથી ભિન્ન છે, એમ માને છે. અપરોક્ષ જ્ઞાનમાં તો બળેલા વસ્ત્રની જેમ બાધિત થયેલા જગતને સંસ્કારરૂપે જ બાકી રહેલું જુએ; તે બ્રહ્મથી અન્ય કાંઈ જોતો નથી. આથી પરોક્ષ જ્ઞાન તે જ્ઞાન કહેવાય છે અને અપરોક્ષ જ્ઞાન તે વિજ્ઞાન કહેવાય છે.

એક તત્ત્વથી સર્વ કાર્યોની વ્યાપ્તિ અને કાર્યો કારણથી જુદાં નથી, તે દોઢ શ્લોકથી સિદ્ધ કરે છે. તેમાં 'જગત કદી આવું ન હતું, એમ નથી.' વગેરે (મીમાંસકોના) મત પ્રમાણે જો આ પદાર્થોનાં ઉત્પત્તિ વગેરે ન હોય તો સર્વ પદાર્થોનું એક જ કારણ સિદ્ધ ન થવાથી એક પરમકારણરૂપતા અને જગતનું મિથ્યાત્વ પણ સિદ્ધ થઈ શકે નહીં, આથી તેમની ઉત્પત્તિ વગેરેને સિદ્ધ કરે છે– **'स्थिति इति।'**

**'त्रिगुणात्मनाम्'** ત્રણ ગુણોવાળા પદાર્થો એટલે અવયવવાળા પદાર્થો. વિસંવાદિત પદાર્થો ઉત્પત્તિ વગેરેથી યુક્ત છે, કારણ કે તે પદાર્થો અવયવવાળા છે; જેમ કે ઘટાદિ, આમ જોવું જોઈએ. ॥ ૧૫॥

જે વસ્તુ કાર્યની ઉત્પત્તિમાં અને (જુદું પરિણામ પામવારૂપ) અંતમાં કારણરૂપે તથા મધ્યમાં આશ્રયરૂપે એક કાર્યથી બીજા કાર્ય પ્રત્યે અનુસરતી હોય તથા તે તે કાર્યોનો નાશ થતાં જે વસ્તુ શેષ રહી જતી હોય તે જ સત્સ્વરૂપ બ્રહ્મ છે. ॥ ૧૬ ॥

---

મીમાંસામતનું ખંડન– જગત આવું જ રહેતું નથી. ઉત્પત્તિ વગેરે પામતું રહે છે. જગત અનિત્ય છે. તેની ઉત્પત્તિ વગેરે કરનાર બ્રહ્મ છે.

तत आदावुत्पत्तौ अन्ते परिणामान्तरापत्तौ च कारणत्वेन मध्ये चाश्रयत्वेन सृज्यात्सृज्यं कार्यात्कार्यान्तरं प्रति यदन्वियादनुगच्छेत्तत् प्रतिसंक्रामे तेषां प्रलये च यदवशिष्यते तदेव सदिति पश्येदित्यर्थः ॥ १६ ॥

તેથી **'आदौ'** કાર્યની ઉત્પત્તિમાં અને જુદું પરિણામ પામવારૂપ અંતમાં કારણરૂપે તથા મધ્યમાં આશ્રયરૂપે **'सृज्यात् सृज्यम्'** કાર્યથી બીજા કાર્ય પ્રત્યે જે વસ્તુ **'अन्वियात्'** અનુગત હોય તથા **'प्रतिसंक्रामे'** તે કાર્યોનો નાશ થતાં જે શેષ રહી જાય તે જ સત્સ્વરૂપ બ્રહ્મ છે, એમ સમજવું જોઈએ, એમ અર્થ છે. ॥ ૧૬ ॥

वैराग्यमाह—**श्रुतिरिति** द्वाभ्याम्।

(ભગવાન) વૈરાગ્ય વિષે બે શ્લોકથી કહે છે– **'श्रुतिः इति।'**

**श्रुतिः प्रत्यक्षमैतिह्यमनुमानं चतुष्टयम्।**
**प्रमाणेष्वनवस्थानाद् विकल्पात् स विरज्यते॥ १७**

શ્રુતિ (વૈદિક જ્ઞાન), પ્રત્યક્ષ (પ્રત્યક્ષ અનુભવ), ઐતિહ્ય (ઋષિમુનિઓનો અનુભવ) અને અનુમાન (તર્કસિદ્ધ વાત)– આ ચાર પ્રમાણો દ્વારા દૃશ્યપ્રપંચને મિથ્યારૂપે જાણવાથી તે વિવેકી મનુષ્ય દૃશ્યપ્રપંચથી વૈરાગ્ય પામે છે. ॥ ૧૭ ॥

श्रुतिः—'नेह नानास्ति किंचन' इत्यादिः। प्रत्यक्षम्—पटादिकार्यं तन्त्वादिव्यतिरेकेण न दृश्यते। ऐतिह्यम्—महाजनप्रसिद्धिः। अनुमानम्—विमतं मिथ्या, दृश्यत्वात्, शुक्तिरजतादिवदित्यादि। एवं प्रमाणचतुष्टयम्। एतेष्वनवस्थानादेतैर्बाधितत्वात्। स एवं सर्वानुगतं सत्यमात्मतत्त्वं पश्यन्विकल्पस्य च मिथ्यात्वात्ततो विरज्यते विरक्तो भवतीत्यर्थः ॥ १७ ॥

**श्रुतिः** 'આ બ્રહ્મતત્ત્વમાં કંઈ પણ જુદું નથી.' (પરમાત્મા સિવાય બીજી કોઈ વસ્તુ નથી.) (કઠ.ઉપ.૨/૧/૪) પ્રત્યક્ષ પ્રમાણ– વસ્ત્ર વગેરે કાર્ય તાંતણા વગેરેથી જુદું નથી હોતું. ઐતિહ્ય પ્રમાણ– ઋષિ-મુનિઓનો અનુભવ તથા અનુમાન– જગત મિથ્યા છે, કારણ કે દૃશ્ય છે. છીપમાં ભ્રાંતિથી દેખાતી ચાંદીની જેમ, વગેરે. આમ ચાર પ્રમાણ છે. एतेषु **'अनवस्थानात्'** एतैः આ ચાર પ્રમાણો દ્વારા **'बाधितत्वात् (मिथ्यात्वेन ज्ञातत्वात्'– दीपिनी.** મિથ્યારૂપે જાણવાથી) તે વિવેકી મનુષ્ય આમ સર્વમાં વ્યાપ્ત સત્ય આત્મતત્ત્વને જોતો દૃશ્યપ્રપંચનું મિથ્યાત્વ હોવાથી તેનાથી **'विरज्यते'** વૈરાગ્ય પામે છે, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

ननु वेदोक्तस्वर्गादिसुखाशया न विरज्येतेत्याह—**कर्मणामिति**।

આક્ષેપ કરવામાં આવ્યો છે કે વેદોક્ત સ્વર્ગાદિ સુખની આશાથી મનુષ્ય વિરક્ત નથી થતો! તે માટે કહે છે– **'कर्मणाम् इति।'**

**कर्मणां परिणामित्वादाविरिञ्चादमंगलम्।**
**विपश्चिन्नश्वरं पश्येददृष्टमपि दृष्टवत्॥ १८**

આવિરિઞ્ચાદ્બ્રહ્મલોકપર્યન્તમદૃષ્ટમપિ સુખ–મમઙ્ગલં દુઃખરૂપં નશ્વરં ચ પશ્યેત્॥ ૧૮॥

(સ્વર્ગાદિ ફળ આપનારાં યજ્ઞાદિ) કર્મો વિકારવાળાં (હોવાથી નશ્વર) છે, તેથી બ્રહ્મલોક સુધીના અદૃષ્ટ સુખને વિવેકી મનુષ્યે દૃષ્ટ સુખની જેમ અમંગળ, દુઃખરૂપ અને નાશવંત જોવું જોઈએ. ॥ ૧૮ ॥

**'आविरिञ्चात्'** બ્રહ્મલોક સુધીના અદૃષ્ટ સુખને પણ (વિવેકી મનુષ્ય) અમંગળ, (દુઃખરૂપ) અને નાશવંત જુએ. ॥ ૧૮ ॥

भक्तियोगं सकारणमाह—

**भक्तियोगः पुरैवोक्तः प्रीयमाणाय तेऽनघ।**
**पुनश्च कथयिष्यामि मद्भक्तेः कारणं परम्॥ १९**

भक्तियोगः पूर्वमुक्त एव तथापि तस्मिन्प्रीतिं प्राप्नुवते तुभ्यं पुनश्च कथयिष्यामि॥ १९॥

કારણસહિત ભક્તિયોગ કહે છે–

હે નિષ્પાપ (ઉદ્ધવ)! ભક્તિયોગ પહેલાં જ વર્ણવાયો છે, તેમ છતાં તેમાં પ્રીતિ પ્રાપ્ત કરનારા તમને મારી ભક્તિ થવા માટેનું શ્રેષ્ઠ કારણ ફરીથી કહીશ. ॥ ૧૯ ॥

ભક્તિયોગ પૂર્વે વર્ણવાયો જ છે, તેમ છતાં તેમાં પ્રીતિ પ્રાપ્ત કરનારા તમને હું ફરીથી કહીશ. ॥ ૧૯ ॥

**श्रद्धामृतकथायां मे शश्वन्मदनुकीर्तनम्।**
**परिनिष्ठा च पूजायां स्तुतिभिः स्तवनं मम॥ २०**

**आदरः परिचर्यायां सर्वाङ्गैरभिवन्दनम्।**
**मद्भक्तपूजाभ्यधिका सर्वभूतेषु मन्मतिः॥ २१**

**मदर्थेष्वंगचेष्टा च वचसा मद्गुणेरणम्।**
**मय्यर्पणं च मनसः सर्वकामविवर्जनम्॥ २२**

**मदर्थेऽर्थपरित्यागो भोगस्य च सुखस्य च।**
**इष्टं दत्तं हुतं जप्तं मदर्थं यद् व्रतं तपः॥ २३**

મારી અમૃતમયી કથામાં નિરંતર શ્રદ્ધા, નિત્ય મારું કીર્તન, સદાય મારી પૂજા કરવામાં આસક્તિ, સ્તુતિઓ દ્વારા મારું સતત સ્તવન, ॥ ૨૦ ॥ મારી સેવા કરવામાં નિત્ય આદર, સર્વ અંગોથી મને વંદન, મારી પૂજાથી અધિક મારા ભક્તોની પૂજા, સર્વ પ્રાણીઓમાં મારી ભાવના, ॥ ૨૧ ॥ મારી સેવા માટે દેહનો સર્વ કાર્યવ્યાપાર, (સાધારણ લૌકિક કાર્યો કરતી વખતે પણ) વાણીથી મારું ગુણગાન, મારામાં મનનું સમર્પણ, સર્વ કામનાઓનો ત્યાગ, ॥ ૨૨ ॥ મારું ભજન કરવા માટે ધનનો ત્યાગ, ભોગનો અને સુખનો પણ ત્યાગ તથા જે કાંઈ યજ્ઞ, દાન, હોમ, જપ, વ્રત અને તપ મારા માટે (કરવામાં આવે છે, તે મારામાં ભક્તિ ઉત્પન્ન કરવામાં કારણરૂપ થાય છે). ॥ ૨૩ ॥

श्रद्धा श्रवणादरः। शश्वदिति सर्वत्रानुषज्जते। मदनुकीर्तनं श्रवणानन्तरं मत्कथाव्याख्यान–मित्यर्थः॥ २०॥ २१॥ अङ्गचेष्टा लौकिकी क्रिया। वचसा लौकिकेनापि मद्गुणानामीरणं कथनम्॥ २२॥ मदर्थे मद्भजनार्थम्। तद्वि–रोधिनोऽर्थस्य परित्यागः। भोगस्य तत्साधनस्य चन्दनादेः। सुखस्य पुत्रोपलालनादेः। इष्टादि वैदिकं यत्कर्म तदपि मदर्थं कृतं भक्तेः कारणमित्यर्थः॥ २३॥

**'श्रद्धा'** શ્રવણ માટે આદર– **'शश्वत्'** શબ્દ સર્વ ક્રિયાઓમાં જોડાય છે. **'मद्-अनुकीर्तनम्'** કથાશ્રવણ પછી મારી કથાઓનું વ્યાખ્યાન કરવું, એમ અર્થ છે. ॥ ૨૦ ॥ ૨૧ ॥ **'अंगचेष्टा'** દેહની લૌકિક ક્રિયા, લૌકિક કાર્યો કરવાના સમયે પણ મારા ગુણોનું **'ईरणम्'** કથન, ॥ ૨૨ ॥ **'मद्-अर्थे'** મારા ભજન માટે, તે ભજનના વિરોધી ધનનો ત્યાગ– **'भोगस्य'** ભોગનો, તેના સાધનરૂપ ચંદનાદિ વિલેપનોનો ત્યાગ, **'सुखस्य'** પુત્રને લાડ લડાવવા વગેરે સુખનો ત્યાગ– યજ્ઞ વગેરે જે વૈદિક કર્મ છે તે પણ મારે ખાતર કરવામાં આવેલું હોઈ મારી ભક્તિનું કારણ બને છે, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

**एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम्।**
**मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते॥**
**॥ २४॥**

હે ઉદ્ધવ! આ પ્રમાણે ધર્માચરણ કરીને આત્મનિવેદન કરતા મનુષ્યને (ફળરૂપે) મારામાં (પરમ પ્રેમલક્ષણા) ભક્તિ ઉત્પન્ન થઈ જાય છે. (પછી) આ (ભક્ત)ને સાધવા યોગ્ય બીજું શું બાકી રહે? ॥ ૨૪ ॥

भक्तिः प्रेमलक्षणा संजायते। अस्य भक्तस्यान्यः कोऽर्थः साधनरूपः साध्यरूपो वाऽवशिष्यते। सर्वोऽपि स्वत एव भवतीत्यर्थः॥ २४॥

પ્રેમલક્ષણા ભક્તિ ઉત્પન્ન થાય છે. આ ભક્તને સાધનરૂપે કે સાધવા યોગ્ય બીજું શું બાકી રહે? સર્વ કાંઈ સ્વતઃ જ સિદ્ધ થઈ જાય છે, એમ અર્થ છે. ॥ ૨૪ ॥

किं बहुना, चित्तमेवान्तर्बहिर्निष्ठमर्थानर्थयोः कारणमित्याह—**यदात्मनीति** द्वाभ्याम्।

વધારે શું કહું? ચિત્ત જ જો અંતર્નિષ્ઠ બને તો શુભનું કારણ થાય છે અને બહિર્નિષ્ઠ બને તો અશુભનું કારણ થાય છે, એમ (ભગવાન) બે શ્લોકથી કહે છે– **'यदा आत्मनि इति।'**

**यदाऽऽत्मन्यर्पितं चित्तं शान्तं सत्त्वोपबृंहितम्।**
**धर्मं ज्ञानं सवैराग्यमैश्वर्यं चाभिपद्यते॥ २५**

સત્ત્વગુણથી પુષ્ટ થયેલું શાંત ચિત્ત જ્યારે આત્મરૂપ મારામાં સમર્પિત કરવામાં આવે છે ત્યારે તે મનુષ્ય ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે. ॥ ૨૫ ॥

यदा आत्मनि मयि ईश्वरे चित्तमर्पितं तदा पुमान् धर्मादीन्प्राप्नोत्येव॥ २५॥

જ્યારે **'आत्मनि'** આત્મરૂપ ઈશ્વર એવા મારામાં ચિત્ત સમર્પિત કરે છે ત્યારે મનુષ્ય ધર્મ વગેરે પ્રાપ્ત કરે જ છે. ॥ ૨૫ ॥

एतदेव व्यतिरेकेण द्रढयति—

**यदर्पितं तद् विकल्पे इन्द्रियैः परिधावति।**
**रजस्वलं चासन्निष्ठं चित्तं विद्धि विपर्ययम्॥ २६**

યદ્યદા તચ્ચિત્તં विकल्पे देहगृहादावर्पितं सत् विषयेषु परिधावति तदाधिकं रजस्वल-मसन्निष्ठं च भवति। ततश्च विपर्ययमधर्मादिकं विद्धि॥ २६॥

स्वाभिप्रेतान्धर्मादीन्व्याचष्टे—

**धर्मो मद्भक्तिकृत् प्रोक्तो ज्ञानं चैकात्म्यदर्शनम्।**
**गुणेष्वसंगो वैराग्यमैश्वर्यं चाणिमादयः॥ २७**

धर्मो मद्भक्तिकृत्। यतः स एव प्रोक्तः प्रकृष्ट उक्तः शास्त्रेषु॥ २७॥

धर्मादीनां महाजनप्रसिद्धानामन्यथा व्याख्यातत्वाद्यमादिष्वपि संख्यातः स्वरूपतो वा किंचिद्वैलक्षण्यं स्यादित्येवं संभावनया तद्विशेषं जिज्ञासुः पृच्छति—**यम इति** पञ्चभिः

**उद्धव उवाच**

**यमः कतिविधः प्रोक्तो नियमो वारिकर्शन।**
**कः शमः को दमः कृष्ण का तितिक्षा धृतिः प्रभो॥**
**॥ २८॥ २८॥**

આ જ વાતને (ઈશ્વરાર્પિત ચિત્તથી ધર્માદિની પ્રાપ્તિને) વ્યતિરેકથી (ઈશ્વરાર્પિત ચિત્તના અભાવથી) દૃઢ કરે છે–

જ્યારે તે ચિત્ત ઈન્દ્રિયો સહિત દેહ, ઘર વગેરેમાં આસક્ત થઈ (વિષયો તરફ) દોડે છે ત્યારે અધિક રજોગુણવાળું અને અસત્ (શાસ્ત્રનિષિદ્ધ) વિષયોમાં લાગી જાય છે અને ત્યારે અધર્મ વગેરે થાય છે, એમ તમે જાણો. ॥ ૨૬ ॥

**'यत्'** જ્યારે તે ચિત્ત **'विकल्पे'** દેહ, ઘર વગેરેમાં આસક્ત થઈ વિષયો તરફ દોડે છે ત્યારે તે અધિક રજોગુણવાળું અને અસદ્ વિષયોમાં લાગી જાય છે અને ત્યારે **'विपर्ययम्'** અધર્માદિ થાય છે, એમ તમે જાણો. ॥ ૨૬ ॥

પોતાને અભિપ્રેત ધર્મ વગેરેની વ્યાખ્યા કરે છે–

મારામાં ભક્તિ ઉત્પન્ન કરે તે ધર્મ કહેવાયો છે. સર્વત્ર એક જ આત્માનાં દર્શન થવાં તે જ્ઞાન છે. વિષયોમાં અનાસક્તિ એ વૈરાગ્ય છે અને અણિમા વગેરે (અષ્ટ મહાસિદ્ધિઓ) ઐશ્વર્ય છે. ॥ ૨૭ ॥

મારામાં ભક્તિ ઉત્પન્ન કરે તે ધર્મ છે, કારણ કે તે જ **'प्रोक्तः'** શાસ્ત્રોમાં શ્રેષ્ઠ રીતે કહેવાયો છે. ॥ ૨૭ ॥

મહાજનોના પ્રસિદ્ધ ધર્મોની (વૈષ્ણવોના શાસ્ત્ર અનુસાર) બીજી રીતે વ્યાખ્યા કરવામાં આવી હોવાથી યમ વગેરેમાં સંખ્યા કે સ્વરૂપ પ્રમાણે કેટલીક વિલક્ષણતા હોય, એવી સંભાવનાથી તેને વિશેષરૂપે જાણવા ઈચ્છનાર ઉદ્ધવજી પાંચ શ્લોકોથી પૂછે છે– **'यमः इति।'**

**ઉદ્ધવજી બોલ્યા** – હે રિપુસૂદન (શ્રીકૃષ્ણ), યમ અને નિયમ કેટલા પ્રકારના છે? શમ એટલે શું? દમ એટલે શું? હે પ્રભુ, તિતિક્ષા અને ધીરજ એટલે શું? ॥ ૨૮ ॥ ૨૮ ॥

किं दानं किं तपः शौर्यं किं सत्यमृतमुच्यते।
कस्त्यागः किं धनं चेष्टं को यज्ञः का च दक्षिणा॥ २९
पुंसः किंस्विद् बलं श्रीमन् भगो लाभश्च केशव।
का विद्या ह्रीः परा का श्रीः किं सुखं दुःखमेव च॥
॥ ३०॥
कः पण्डितः कश्च मूर्खः कः पन्था उत्पथश्च कः।
कः स्वर्गो नरकः कः स्वित् को बन्धुरुत किं गृहम्॥
॥ ३१॥
क आढ्यः को दरिद्रो वा कृपणः कः क ईश्वरः।
एतान् प्रश्नान् मम ब्रूहि विपरीतांश्च सत्पते॥
॥ ३२॥

इष्टमभ्यर्हितं धनं च किम्॥ २९॥ परेति विद्यादीनां विशेषणम्। श्रीर्मण्डनम्॥ ३०॥ ३१॥ प्रश्नान्पृष्टानर्थान्। विपरीतानशमादीन्॥ ३२॥

यमनियमानाह—**अहिंसेति** त्रिभिः।

**श्रीभगवानुवाच**

अहिंसा सत्यमस्तेयमसंगो ह्रीरसंचयः।
आस्तिक्यं ब्रह्मचर्यं च मौनं स्थैर्यं क्षमाऽभयम्॥ ३३

शौचं जपस्तपो होमः श्रद्धाऽऽतिथ्यं मदर्चनम्।
तीर्थाटनं परार्थेहा तुष्टिराचार्यसेवनम्॥ ३४

एते यमाः सनियमा उभयोर्द्वादश स्मृताः।
पुंसामुपासितास्तात यथाकामं दुहन्ति हि॥ ३५

દાન કોને કહેવાય? તપ એટલે શું? શૌર્ય શું છે? સત્ય અને ઋત કોને કહેવામાં આવે છે? ત્યાગ કોને કહેવાય? અભીષ્ટ ધન કયું છે? યજ્ઞ એટલે શું? દક્ષિણા કઈ છે? ॥ ૨૯ ॥ હે શ્રીમાન! હે કેશવ! પુરુષનું બળ કયું? ભગ એટલે શું? લાભ કોને કહેવાય? શ્રેષ્ઠ વિદ્યા કઈ? શ્રેષ્ઠ લજ્જા કઈ? આભૂષણ કોને કહેવાય? દુઃખ શું અને સુખ શું? ॥ ૩૦ ॥ પંડિત કોણ અને મૂર્ખ કોણ? માર્ગ કયો? અને ઉન્માર્ગ કયો? સ્વર્ગ શું? નરક શું? વળી, બંધુ કોણ અને ઘર કયું? ॥ ૩૧ ॥ ધનાઢ્ય કોણ અને દરિદ્ર કોણ? અથવા કૃપણ કોણ? ઈશ્વર કોણ? હે સત્પુરુષોના નાથ! આ પ્રશ્નોના મને ઉત્તર આપો તથા તેમનાથી વિપરીત ભાવોની પણ વ્યાખ્યા કરો. ॥ ૩૨ ॥

**'इष्टम्'** અભીષ્ટ ધન કયું છે? ॥ ૨૯ ॥ **'परा'** इति એ વિદ્યા વગેરેનું (લજ્જા અને શ્રીનું પણ) વિશેષણ છે. **'श्रीः'** આભૂષણ ॥૩૦॥૩૧॥ **'प्रश्नान्'** પૂછેલા પ્રશ્નોના ઉત્તર અને શમ વગેરેના વિરોધી ભાવોની (પણ વ્યાખ્યા કરો). ॥ ૩૨ ॥

ભગવાન યમ-નિયમોને ત્રણ શ્લોકથી જણાવે છે– **'अहिंसा इति।'**

**શ્રીભગવાન બોલ્યા** – અહિંસા, સત્ય, અસ્તેય, અસંગ, લજ્જા, અપરિગ્રહ, આસ્તિકતા, બ્રહ્મચર્ય, મૌન, સ્થિરતા, ક્ષમા, અભય (આ બાર યમ છે). ॥ ૩૩ ॥ બહારની સ્વચ્છતા, અંદરની પવિત્રતા, જપ, તપ, હોમ, શ્રદ્ધા, આતિથ્યસત્કાર, મારું અર્ચન, તીર્થાટન, બીજાનું કલ્યાણ કરવાની ઈચ્છા, સંતોષ અને આચાર્યની સેવા ॥ ૩૪ ॥ આ નિયમો સહિત યમો બંને બાર-બાર જાણવા. હે પ્રિય (ઉદ્ધવ)! કેળવવામાં આવેલા આ યમો અને નિયમો મનુષ્યોને ઈચ્છાનુસાર મોક્ષ અને અભ્યુદય આપે છે. ॥ ૩૫ ॥

अस्तेयं मनसापि परस्वाग्रहणम्। आस्तिक्यं धर्मे विश्वासः॥ ३३॥ शौचं बाह्यमाभ्यन्तरं चेति द्वयम्। अतो द्वादश नियमाः। श्रद्धा धर्मादरः॥ ३४॥ उभयोः श्लोकयोर्ये स्मृतास्ते यमा नियमाश्च। यद्वा, उभयोः प्रवृत्तनिवृत्तयोः। मुमुक्षोर्यमा मुख्याः सकामस्य नियमा मुख्याः स्मृता इत्यर्थः। अत्र हेतुमाह—हि यस्मादुपासिताः सेविताः सन्तः पुंसां प्रवृत्तानां निवृत्तानां च यथाकामं कामानुसारेण मोक्षमभ्युदयं च दुहन्तीति॥ ३५॥

**'अस्तेयम्'** મનથી પણ પારકા ધનનો અસ્વીકાર, **'आस्तिक्यम्'** ધર્મમાં વિશ્વાસ, ॥ ૩૩ ॥ **'शौचम्'** બહારની સ્વચ્છતા અને અંદરની પવિત્રતા, એમ બે જુદા ગણવા, આથી બાર નિયમો થશે. **'श्रद्धा'** ધર્મ પ્રત્યે આદર, ॥ ૩૪ ॥ બંને શ્લોકોમાં જે જણાવ્યા તે યમો અને નિયમો છે. અથવા બંને પ્રવૃત્ત અને નિવૃત્તના ધર્મો છે. મુમુક્ષુ માટે યમો મુખ્ય છે અને કામનાની ઈચ્છાવાળા માટે નિયમો મુખ્ય છે, એમ જાણવું, એમ અર્થ છે. આ માટે કારણ આપે છે– **'हि'** કારણ કે (તે યમો અને નિયમો) **'उपासिताः'** કેળવવામાં આવ્યા હોય તો પ્રવૃત્ત અને નિવૃત્ત મનુષ્યોને **'यथाकामम्'** ઈચ્છાનુસાર મોક્ષ અને અભ્યુદય આપે છે. ॥ ૩૫ ॥

मुमुक्षोरुपादेयान् शमादीन्हेयांश्च दुःखादीन्महाजनप्रसिद्धेभ्यो विलक्षणानाह— **शम इत्यादिना** यावत्समाप्ति।

મહાજનોમાં પ્રસિદ્ધ છે તેના કરતાં મુમુક્ષુને માટે ગ્રહણ કરવા યોગ્ય અને ત્યાગ કરવા યોગ્ય વિલક્ષણ શમાદિને અને દુઃખાદિને ભગવાન અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી વર્ણવે છે– **'शमः'** વગેરેથી.

**शमो मन्निष्ठता बुद्धेर्दम इन्द्रियसंयमः।**
**तितिक्षा दुःखसंमर्षो जिह्वोपस्थजयो धृतिः॥ ३६**

મારામાં બુદ્ધિની દૃઢતા થવી તે શમ છે. ઈન્દ્રિયોને વશ કરવી તે દમ છે. (તપ વગેરેને કારણે થતું) દુઃખ સહન કરવું તે તિતિક્ષા છે. જીભ અને જનનેન્દ્રિયનો વેગ ધારણ કરવો તે ધૈર્ય છે. ॥ ૩૬ ॥

एतेनैव तद्विपरीता अशमादयोऽप्युन्नेयाः। शमो मन्निष्ठता बुद्धेः, न तु शान्तिमात्रम्। दम इन्द्रियसंयमः, न चौरादिदमनम्। तितिक्षा विहितदुःखस्य संमर्षः सहनं, न भारादेः। जिह्वोपस्थयोर्जयो वेगधारणं धृतिः, न त्वनुद्वेगमात्रम्॥ ३६॥

આ દ્વારા (શમાદિના લક્ષણ દ્વારા) તેનાથી વિપરીત 'અશમ' વગેરે પણ વિચારવામાં આવ્યા છે. **'शम'** મારામાં બુદ્ધિની દૃઢતા થવી એ શમ છે, માત્ર શાંતિ જાળવવી તે જ શમ નથી. ઈન્દ્રિયોનો સંયમ તે દમ છે, નહીં કે ચોર વગેરેને દંડ આપવો. શાસ્ત્રીય દૃષ્ટિએ પરમાત્માની પ્રાપ્તિ માટે દુઃખ **'संमर्षः'** સહન કરવામાં આવે તે તિતિક્ષા છે, ભાર વગેરે સહન કરવામાં તિતિક્ષા નથી. જીભ અને જનનેન્દ્રિયનો વેગ ધારણ કરવો તે ધૈર્ય છે, માત્ર ઉદ્વેગ ન કરવો એ જ ધૈર્ય નથી. ॥ ૩૬ ॥

**दण्डन्यासः परं दानं कामत्यागस्तपः स्मृतम्।**
**स्वभावविजयः शौर्यं सत्यं च समदर्शनम्॥ ३७**

दंડ (શિક્ષા) કરવાનું છોડી દેવું તે શ્રેષ્ઠ દાન છે. કામનાઓના ત્યાગને તપ જાણવું. વાસના જીતવી તે શૌર્ય છે અને બ્રહ્મદર્શન તે સત્ય છે. ॥ ૩૭ ॥

दण्डो भूतद्रोहस्तस्य त्यागो दानं, न धनार्पणम्। कामत्यागो भोगोपेक्षा तपः, न कृच्छ्रादिः। स्वभावो वासना तस्य विजयः प्रतिबन्धः शौर्यं, न विक्रान्तिः। समं ब्रह्म तस्य दर्शनमालोचनं सत्यविषयत्वात्सत्यं, न यथार्थभाषणमात्रम्॥ ३७॥

‘**दण्डः**’ પ્રાણીઓનો દ્રોહ, તેનો ત્યાગ કરવો એ શ્રેષ્ઠ દાન છે, માત્ર ધન આપવું એ જ દાન નથી. ‘**कामत्यागः**’ કામના અને ભોગની અપેક્ષા તજવી એ તપ છે, માત્ર કૃચ્છ્ર ચાંદ્રાયણ વગેરે વ્રતો કરવાં, એ જ તપ નથી. ‘**स्वभावः**’ વાસના, તેની ઉપર વિજય મેળવવો, વાસનાઓને રોકવી તે શૌર્ય છે, માત્ર પરાક્રમ જ શૌર્ય નથી. ‘**समम्**’ બ્રહ્મ, તેનો ‘**दर्शनम्**’ વિચાર-વિમર્શ કરવો એ જ સત્ય વિષય હોવાથી સત્ય છે, માત્ર યથાર્થ ભાષણ જ સત્ય નથી. ॥ ૩૭ ॥

**ऋतं च सूनृता वाणी कविभिः परिकीर्तिता।**
**कर्मस्वसंगमः शौचं त्यागः संन्यास उच्यते॥ ३८**

કવિઓ દ્વારા સત્ય અને મધુર વાણીને ઋત કહેવામાં આવ્યું છે. કર્મમાં અનાસક્તિ તે પવિત્રતા છે અને સંન્યાસ એ જ ત્યાગ છે. ॥ ૩૮ ॥

अन्यच्च, ऋतं सूनृता सत्या प्रिया च वाक्। एवं च ऋतसत्ययोः स्फुट एव विवेकः। क्रमप्राप्तं त्यागं व्याख्यातुमादौ ततोऽर्थभेदेन शौचं व्याचष्टे—तस्यापि मलत्यागरूपत्वे त्यागाभेदप्रतीतेः। कर्मस्व–सङ्गमोऽनासक्तिः शौचं, त्यागस्तु संन्यास इति तयोर्भेद इत्यर्थः॥ ३८॥

(વાણીવિષયક) બીજું પણ (કહે છે), ‘**ऋतम् सूनृता**’ સત્ય અને મધુર વાણી ઋત છે. આમ, સત્ય અને ઋતનો સ્પષ્ટ વિવેક દર્શાવાયો છે. ક્રમ પ્રમાણે ત્યાગની વ્યાખ્યા કરવા માટે પ્રથમ તેનાથી જુદા અર્થને કારણે શૌચની વ્યાખ્યા કરે છે– કારણ કે તે શૌચનો પણ મળત્યાગરૂપે ત્યાગ સાથે અભેદ જણાય છે. કર્મોમાં અનાસક્તિ એ પવિત્રતા (શૌચ) છે. ત્યાગ એટલે તો સંન્યાસ, એમ શૌચ અને ત્યાગ વચ્ચે ભેદ છે, એમ અર્થ છે. ॥ ૩૮ ॥

**धर्म इष्टं धनं नृणां यज्ञोऽहं भगवत्तमः।**
**दक्षिणा ज्ञानसन्देशः प्राणायामः परं बलम्॥ ३९**

ધર્મ એ જ મનુષ્યોનું અભીષ્ટ ધન છે. હું પરમેશ્વર જ યજ્ઞ છું. જ્ઞાનોપદેશ દક્ષિણા છે અને પ્રાણાયામ એ જ શ્રેષ્ઠ બળ છે. ॥ ૩૯ ॥

नृणामिष्टं धनं धर्मः, न पश्वादिसाधारणम्। भगवत्तमः परमेश्वरोऽहमेव यज्ञः, मद्बुद्ध्या यज्ञोऽनुष्ठेयः, न क्रियाबुद्ध्येत्यर्थः। यज्ञार्थं दानं दक्षिणा, सा च ज्ञानोपदेशः, न हिरण्यादिदानम्। तेन हि यज्ञरूपो विष्णुः प्राप्यते। दुर्दमदमनं बलम्, तच्च मनोदमनहेतुत्वात्प्राणायाम इति॥ ३९॥

**भगो म ऐश्वरो भावो लाभो मद्भक्तिरुत्तमः।**
**विद्याऽऽत्मनि भिदाबाधो जुगुप्सा ह्रीरकर्मसु॥ ४०**

लाभं व्याचिख्यासुः प्रथमं भगं ततो भेदेन व्याचष्टे। लोके तयोरभेदप्रसिद्धेः। भगो भाग्यं तच्च मे ऐश्वरो भावो मदीयमैश्वर्यादिषाड्गुण्यमित्यर्थः। उत्तमो लाभस्तु मद्भक्तिः, न पुत्रादिः। विद्या चात्मनि प्रतीतस्य भेदस्य बाधः, न ज्ञानमात्रम्। अकर्मसु जुगुप्सा हेयत्वदर्शनं ह्रीः, न लज्जामात्रम्॥ ४०॥

**श्रीर्गुणा नैरपेक्ष्याद्याः सुखं दुःखसुखात्ययः।**
**दुःखं कामसुखापेक्षा पण्डितो बन्धमोक्षवित्॥**
**॥ ४१ ॥**

મનુષ્યોનું અભીષ્ટ ધન ધર્મ છે, સામાન્ય પશુઓ વગેરે નહીં. **'भगवत्तमः'** પરમેશ્વર એવો હું જ યજ્ઞ છું. સર્વમાં મારી બુદ્ધિથી યજ્ઞોનું અનુષ્ઠાન કરવું જોઈએ, ક્રિયાબુદ્ધિથી નહીં, એમ અર્થ છે. યજ્ઞ માટેની દક્ષિણા તે જ જ્ઞાનનો ઉપદેશ છે, માત્ર સુવર્ણાદિનું દાન એ જ દક્ષિણા નથી. તેનાથી (જ્ઞાનોપદેશરૂપી દક્ષિણાથી) જ યજ્ઞરૂપ વિષ્ણુ પ્રાપ્ત થાય છે. **'दुर्दमदमनं बलम्'** જેનું દમન કરવું મુશ્કેલ છે, તેનું દમન કરવું એ બળ છે. મનને વશ કરવાના હેતુરૂપ હોવાથી પ્રાણાયામ એ જ શ્રેષ્ઠ બળ છે. ॥ ૩૯ ॥

મારો ઐશ્વર્યભાવ એ મારા ઐશ્વર્ય વગેરે (વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય) છ ગુણો છે. મારી ભક્તિ એ જ શ્રેષ્ઠ લાભ છે. આત્મામાં પ્રતીત થતા ભેદનો બાધ કરવો એ જ (સાચી) વિદ્યા છે. ન કરવા યોગ્ય કર્મો પ્રત્યે તિરસ્કાર એ જ લજ્જા છે. ॥ ૪૦ ॥

લાભની વ્યાખ્યા કરવા ઈચ્છનાર (ભગવાન) પ્રથમ ઐશ્વર્યની લાભના ભેદપૂર્વક વ્યાખ્યા કરે છે. જગતમાં તે બંને– લાભ અને ઐશ્વર્યનો અભેદ જાણીતો છે. **'भगः'** ભાગ્ય, તે જ મારા **'ऐश्वरः भावः'** ઐશ્વર્યાદિ છ ગુણો, એમ અર્થ છે. પરંતુ શ્રેષ્ઠ લાભ તો મારી ભક્તિ જ છે, પુત્ર વગેરે નહીં. આત્મામાં પ્રતીત થતા ભેદનો બાધ થઈ જવો તે જ વિદ્યા છે, માત્ર જ્ઞાનએ વિદ્યા નથી. ન કરવા યોગ્ય કર્મોમાં **'जुगुप्सा'** તિરસ્કાર દેખાય તે લજ્જા છે, માત્ર લાજ (મોં ઢાંકવું વગેરે) એ લજ્જા નથી. ॥ ૪૦ ॥

નિરપેક્ષતા વગેરે ગુણો જ (સાચું) સૌંદર્ય છે. સુખ-દુઃખથી પર થઈ જવું તે સુખ છે. વિષયભોગની ઈચ્છા દુઃખ છે. (સંસારરૂપી) બંધનમાંથી મુક્ત થવાનું જાણનારો પંડિત છે. ॥ ૪૧ ॥

गुणा एव श्रीर्मण्डनं, न किरीटादि। दुःखसुखयोरत्ययोऽतिक्रमोऽननुसंधानं सुखं, न भोगः। विषयभोगापेक्षैव दुःखं, नाग्निदाहादि। बन्धान्मोक्षं द्वयं वा यो वेत्ति स पण्डितः, न विद्वन्मात्रम्॥ ४१॥

ગુણો જ (સાચું) સૌંદર્ય છે, મુકુટ વગેરે આભૂષણો નહીં. દુઃખ અને સુખનું **'अत्ययः'** અતિક્રમણ, અનુસંધાન ન રહેવું તે સુખ છે, ભોગ ભોગવવા તે સુખ નથી. વિષયભોગની અપેક્ષા જ દુઃખ છે, અગ્નિમાં બળવું એ જ દુઃખ નથી. બંધનમાંથી મુક્ત થવું અથવા બંધન અને મોક્ષ, બંનેને જે જાણે છે તે પંડિત છે, માત્ર વિદ્વાન જ પંડિત નથી. ॥ ૪૧ ॥

**मूर्खो देहाद्यहंबुद्धिः पन्था मन्निगमः स्मृतः।**
**उत्पथश्चित्तविक्षेपः स्वर्गः सत्त्वगुणोदयः॥ ४२**

દેહ વગેરે ઉપર અહંબુદ્ધિ રાખનારો મૂર્ખ છે. મને પ્રાપ્ત કરાવનારો (જે નિવૃત્તિમાર્ગ છે તેને) સન્માર્ગ કહેવાયો છે. ચિત્ત જેમાં વિક્ષિપ્ત રહે છે તે (પ્રવૃત્તિમાર્ગ) કુમાર્ગ છે તથા સત્ત્વગુણની વૃદ્ધિ એ જ સ્વર્ગ છે. ॥ ૪૨ ॥

अहम्बुद्धिरित्युपलक्षणम्। देहगेहादिष्व-हम्ममेत्यभिमानवान्मूर्ख इत्यर्थः। मन्निगमो मां नितरां गमयति प्रापयति यो निवृत्तिमार्गः स तु पन्थाः सन्मार्गः, न कण्टकादिशून्यः। चित्तविक्षेपः प्रवृत्तिमार्गः स उत्पथः कुमार्गः, न तु चौराद्याकुलः। सत्त्वगुणस्योदय उद्रेकः स्वर्गः, नेन्द्रादिलोकः॥ ४२॥

અહંબુદ્ધિ મમતાબુદ્ધિને પણ સૂચવે છે. શરીર અને ઘર વગેરે ઉપર હું અને મારું એવું અભિમાન રાખનાર મૂર્ખ છે, એમ અર્થ છે. જે નિવૃત્તિમાર્ગ **'मन्निगमः'** મને પૂર્ણ રીતે **'गमयति'** પ્રાપ્ત કરાવે છે, તે જ **'पन्थाः'** સન્માર્ગ છે, કાંટાઓ વગેરેથી રહિત હોય તે જ માત્ર સન્માર્ગ નથી. ચિત્ત જેનાથી વિક્ષેપ પામે છે તે પ્રવૃત્તિમાર્ગ **'उत्पथः'** કુમાર્ગ છે, ચોર વગેરેથી ભરેલો માર્ગ જ માત્ર કુપથ નથી. સત્ત્વગુણની **'उदयः'** વૃદ્ધિ એ સ્વર્ગ છે, માત્ર ઈન્દ્રાદિ લોક જ સ્વર્ગ નથી. ॥ ૪૨ ॥

**नरकस्तमउन्नाहो बन्धुर्गुरुरहं सखे।**
**गृहं शरीरं मानुष्यं गुणाढ्यो ह्याढ्य उच्यते॥ ४३**

હે સખા (ઉદ્ધવ)! તમોગુણની વૃદ્ધિ નરક છે. હું ગુરુરૂપ બંધુ છું. મનુષ્યનું શરીર જ ઘર છે. ગુણવાન એ (જ સાચો) સમૃદ્ધ કહેવાય છે. ॥૪૩॥

तमस उन्नाह उद्रेकः स नरकः, न तामिस्रादिः। गुरुरेव बन्धुः, न भ्रात्रादिः; स चाहमेव यथाहं जगद्गुरुः—

'एक एव परो बन्धुर्विषमे समुपस्थिते।
गुरुः सकलधर्मात्मा यत्राकिंचनगो हरिः॥'

इति।

**'तमसः'** તમોગુણનો **'उन्नाहः'** ઉદ્રેક (વૃદ્ધિ) તે નરક છે, માત્ર તામિસ્ર વગેરે જ નરકો નથી. ગુરુ એ જ બંધુ છે, માત્ર ભાઈભાંડુ નહીં, હું જ જેમ જગતનો ગુરુ છું (તેમ)!— 'મનુષ્ય પર જ્યારે સંકટ આવે છે ત્યારે સંપૂર્ણ ધર્માત્મા એક ગુરુ જ શ્રેષ્ઠ બંધુરૂપ થાય છે, જે ગુરુમાં સર્વવ્યાપક શ્રીહરિ વસે છે.'

ससाधनं भोगायतनं गृहं तच्च मानुष्यं मानुषरूपं शरीरमेव, न हर्म्यादि। गुणैः संपन्न आढ्य उच्यते, न धनी॥ ४३॥

સર્વ અર્થ સિદ્ધ કરવાના સાધનરૂપ, સાધનસહિત ભોગોના સ્થાનરૂપ ઘર અને તે **'मानुष्यम्'** મનુષ્યના રૂપવાળું શરીર જ ઘર છે, માત્ર હવેલી વગેરે ઘર નથી. ગુણોથી સંપન્ન હોય તે જ સમૃદ્ધ કહેવાય છે, ધનવાન સમૃદ્ધ નથી. ॥ ૪૩ ॥

**दरिद्रो यस्त्वसन्तुष्टः कृपणो योऽजितेन्द्रियः।**
**गुणेष्वसक्तधीरीशो गुणसंगो विपर्ययः॥ ४४**

જે અસંતુષ્ટ છે તે જ દરિદ્ર છે. જે અજિતેન્દ્રિય છે તે કૃપણ છે. વિષયોમાં અનાસક્ત બુદ્ધિવાળો સ્વતંત્ર છે. વિષયોમાં આસક્તિ રાખનારો તેનાથી વિપરીત (અર્થાત્ પરતંત્ર) છે. ॥ ૪૪ ॥

असंतुष्टो यः स दरिद्रः, न निःस्वः। योऽजितेन्द्रियः स कृपणः शोच्यः, न दीनः। विषयेष्वनासक्तधीर्यः स ईशः स्वतन्त्रः, न राजादिः। गुणसङ्गो गुणेषु सङ्गो यस्य स विपर्ययोऽनीशः। एतच्च शमादिविपर्ययोपलक्षणार्थम्॥ ४४॥

જે અસંતોષી છે તે દરિદ્ર છે, માત્ર નિર્ધન જ નહીં. જે અજિતેન્દ્રિય છે તે કૃપણ છે– શોક કરવા યોગ્ય છે, માત્ર દીન જ કૃપણ નથી. જે વિષયોમાં અનાસક્ત બુદ્ધિવાળો છે તે **'ईशः'** સ્વતંત્ર છે, માત્ર રાજા વગેરે જ સ્વતંત્ર નથી. **'गुणसंगः'** ગુણોમાં જેને આસક્તિ છે તે (સ્વતંત્રથી) વિપરીત અર્થાત્ પરતંત્ર છે. આ (શ્લોકમાં દર્શાવેલા ધર્મ) શમ વગેરેથી વિપરીત લક્ષણવાળા ધર્મોને પણ સૂચવે છે. ॥ ૪૪ ॥

उपसंहरित—**एत इति**।

(પૂર્વોક્ત જ્ઞાનનો) ઉપસંહાર કરે છે– **'एते इति।'**

**एत उद्धव ते प्रश्नाः सर्वे साधु निरूपिताः।**
**किं वर्णितेन बहुना लक्षणं गुणदोषयोः।**
**गुणदोषदृशिर्दोषो गुणस्तूभयवर्जितः॥ ४५**

હે ઉદ્ધવ! તમારા સર્વ પ્રશ્નો સારી રીતે વર્ણવાયા. વધારે વર્ણન કરવાની શી જરૂર છે? (ટૂંકમાં) ગુણ-દોષનું લક્ષણ આટલું જ છે કે ગુણ તથા દોષદર્શન કરવું તે દોષ છે અને ગુણ તથા દોષદર્શન ન કરવું તે ગુણ છે. ॥ ૪૫ ॥

साधु मोक्षोपयोगितया। एतच्च सर्वं गुणदोषयोर्विवेकायोद्धवेन पृष्टमिति तयोः संक्षेपतो लक्षणमाह—किं बहुना, वर्णितेन गुणदोषयोर्लक्षणमेतावदेव। तदाह—

મુક્તિ પ્રાપ્ત કરવામાં ઉપયોગી થાય તે દૃષ્ટિએ સારી રીતે– અને આ સર્વ ગુણ-દોષનો વિવેક કરવા માટે ઉદ્ધવજી દ્વારા પૂછવામાં આવ્યું હતું, તેથી તે બંને ગુણ-દોષનું સંક્ષેપથી લક્ષણ કહે છે– વધારે વર્ણન કરવાથી શું પ્રયોજન છે? વર્ણવવામાં આવેલા ગુણ-દોષનું લક્ષણ આટલું જ છે. તે કહે છે–

गुणदोषयोर्दृशिर्दर्शनं दोषः, गुणस्तु तदुभयदर्शनविवर्जितः स्वभाव इति ॥ ४५ ॥

ગુણ અને દોષનું '**દૃશિઃ**' દર્શન એ દોષ છે, પણ તે ગુણ અને દોષ– બંનેથી પર કે રહિત થઈ જવાનો સ્વભાવ એ ગુણ છે. ॥ ૪૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे एकोनविंशोऽध्यायः ॥ १९ ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकोनविंशोऽध्यायः ॥ १९ ॥

*****

# अथ विंशोऽध्यायः

## જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ

विंशे योगत्रयं प्रोक्तं भक्तिज्ञानक्रियात्मकम्।
गुणदोषव्यवस्थार्थमधिकारिविभागतः ॥ १

'गुणदोषदृशिर्दोषो गुणस्तूभयवर्जितः ॥' इत्युक्तं तदाक्षिपति—**विधिश्चेति** पञ्चभिः।

વીસમા અધ્યાયમાં ગુણદોષની વ્યવસ્થા માટે અધિકારીના વિભાગ પ્રમાણે ભક્તિ, જ્ઞાન તથા ક્રિયાત્મક યોગ કહેવામાં આવ્યો છે. ॥ ૧ ॥

'ગુણ તથા દોષને જોવા તે દોષ છે અને ગુણ-દોષને ન જોવાનો સ્વભાવ તે જ ગુણ છે.' (શ્રીમદ્ ભા.૧૧/૧૯/૪૫) એમ કહેવાયું છે. તે માટે પાંચ શ્લોકોથી આક્ષેપ કરે છે– '**विधिः च इति।**'

उद्धव उवाच

**विधिश्च प्रतिषेधश्च निगमो हीश्वरस्य ते।**
**अवेक्षतेऽरविन्दाक्ष गुणं दोषं च कर्मणाम्॥ १**

**ઉદ્ધવજી બોલ્યા** – હે અરવિંદલોચન! ઈશ્વર એવા આપની આજ્ઞારૂપ વેદ વિધિ અને નિષેધરૂપ છે. તે વેદ જ (કરવા યોગ્ય) કર્મોના ગુણ અને (ન કરવા યોગ્ય કર્મોના) દોષ જુએ છે. ॥ ૧ ॥

विधिश्च प्रतिषेधश्चेश्वरस्य तव निगम आज्ञारूपो वेदः। स च विधेयानां प्रतिषेध्यानां च कर्मणां गुणं दोषं च पुण्यपापफलरूपमवेक्षते ॥ १ ॥

ઈશ્વર એવા આપની આજ્ઞારૂપ વેદ વિધિ અને નિષેધરૂપ છે. તે વેદ જ કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કર્મોના ગુણ અને દોષને પુણ્ય અને પાપના ફળરૂપે જુએ છે. ॥ ૧ ॥

**वर्णाश्रमविकल्पं च प्रतिलोमानुलोमजम्।**
**द्रव्यदेशवयःकालान् स्वर्गं नरकमेव च॥ २**

વર્ણાશ્રમના ભેદ, પ્રતિલોમ અને અનુલોમ જન્મરૂપ ગુણ-દોષ, દ્રવ્ય-દેશ-વય-કાળ(ની યોગ્યતા અને અયોગ્યતાથી ગુણ-દોષ) તથા (શુભ-અશુભ કર્મના ફળરૂપ) સ્વર્ગ અને નરકને પણ (વેદ ગુણ-દોષરૂપે જુએ છે). ॥ ૨ ॥

उत्तमाधमभावेन तदधिकारिणां वर्णानामाश्रमाणां विकल्पं भेदं च गुणदोषरूपमवेक्षते। प्रतिलोमानुलोमजं च गुणं दोषं

તે વર્ણો અને આશ્રમોના અધિકારીઓના '**विकल्पम्**' ભેદને (વેદ) ઉત્તમ અને અધમ ભાવથી ગુણ-દોષરૂપે જુએ છે. તેમ જ પ્રતિલોમ અને અનુલોમ જન્મરૂપ ગુણ-દોષને પણ તે જ રીતે

च तथैवावेक्षते। प्रतिलोमजा उत्तमवर्णासु स्त्रीषु हीनवर्णेभ्यः पुरुषेभ्यो जाताः सूतवैदेहकादयः। अनुलोमजास्तूत्तमवर्णेभ्यः पुरुषेभ्यो हीनवर्णासु स्त्रीषु जाता मूर्धावसिक्ताम्बष्ठादयस्तेषां च— 'असत्सन्तस्तु विज्ञेयाः प्रतिलोमानुलोमजाः।' इति गुणदोषौ। द्रव्यादीन्कर्मार्हतानर्हताभ्याम्। स्वर्गं नरकं च तत्फलतया गुणदोषरूप-मेवावेक्षते। एतच्चोत्तराध्याये प्रपञ्चयिष्यते॥ २॥

જુએ છે. ઉત્તમ વર્ણની સ્ત્રીઓમાં હીન વર્ણના પુરુષોથી જન્મેલા સૂત, વૈદેહક વગેરે પ્રતિલોમ જન્મવાળા છે. ઉત્તમ વર્ણના પુરુષોથી હીન વર્ણની સ્ત્રીઓમાં જન્મેલા મૂર્ધાવસિક્ત, અમ્બષ્ઠ વગેરે અનુલોમ જન્મવાળા છે તથા તેમના ગુણ-દોષ છે– 'પ્રતિલોમને અસત્ કહે છે અને અનુલોમને સત્ કહે છે.' (યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ, આચાર અધ્યાય-૯૫) દ્રવ્ય વગેરેની કોઈ કર્મમાં યોગ્યતા અને અયોગ્યતાથી ગુણ-દોષ તેમ જ સ્વર્ગ અને નરકને તે (શુભ-અશુભ) કર્મના ફળ તરીકે ગુણ-દોષરૂપે જ (વેદ) જુએ છે. આ પછીના અધ્યાયમાં આ વિસ્તારથી સમજાવવામાં આવશે ॥ ૨ ॥

तथापि प्रस्तुते किमायातमत आह—**गुणदोषेति**।

(ગુણ-દોષ, વિધિ-નિષેધ વગેરે ધ્યાનમાં લેવામાં આવતા હોય છે,) તેમ છતાં (ગુણ-દોષ જોવા એ દોષ છે, એવો) પ્રસ્તુત કરવામાં આવેલા સિદ્ધાંતમાં શું પરિણામ આવ્યું, તે કહે છે– **'गुणदोष इति।'**

**गुणदोषभिदादृष्टिमन्तरेण वचस्तव।**
**निःश्रेयसं कथं नृणां निषेधविधिलक्षणम्॥ ३**

ગુણ-દોષ જોવારૂપી ભેદદૃષ્ટિ વિના વિધિ-નિષેધરૂપ આપનાં વચનને કેવી રીતે પાળી શકાય? (અને વેદવાણીરૂપ આપનાં વચન વિના) મનુષ્યોનું કલ્યાણ કેવી રીતે થઈ શકે? ॥ ૩ ॥

गुणदोषदृशिर्दोष इति निराकृतत्वाद्गुण-दोषभिदादृष्टिमन्तरेण तां विना निषेधविधिलक्षणं कर्मकाण्डगतं तव वचः कथम्। तच्च वचोन्तरेण नृणां निःश्रेयसं कथं स्यात्तत्रापि 'श्रोतव्यो मन्तव्यः' इति साधनविधेः 'नानुध्यायेद्बहून् शब्दान्वाचो विग्लापनं हि तत्॥' इत्यादि-निषेधस्य चावश्यकत्वादिति भावः। यद्वा, गुणदोषभिदादृष्टिरूपं निषेधविधिलक्षणं

ગુણ-દોષ જોવા એ દોષ છે, એવો નિષેધ કરવામાં આવ્યો હોવાથી, ગુણ-દોષ જોવારૂપ ભેદદૃષ્ટિ વિના કર્મકાંડમાં રહેલા વિધિ-નિષેધરૂપ લક્ષણવાળાં આપનાં વચન કેવી રીતે (પાળી શકાય)? અને તે વચન વિના મનુષ્યોનું કલ્યાણ કેવી રીતે થાય? તેમાં પણ '(આત્મા જ) શ્રવણ કરવા યોગ્ય છે, મનન કરવા યોગ્ય છે.' (બૃહદા. ઉપ.૨/૪/૬) એમ સાધનવિધિની (આવશ્યકતા છે) તથા 'અનેક શબ્દોનો વિચાર કરવો જોઈએ નહીં, કારણ કે તે કેવળ વાણીને થકવવારૂપ છે.' (બૃહદા.ઉપ.૪/૪/૨૧) વગેરે નિષેધની પણ આવશ્યકતા છે, એવો ભાવ છે. અથવા ગુણ-

तव वचो विनेति सामानाधिकरण्यमेवास्तु। यद्वा, गुणदोषभिदादृष्टिमन्तरेण निषेधविधि-लक्षणमपि वचः कथं नु तत्त्वमस्यादि-वाक्यवन्निःश्रेयसपरं स्यात्। सर्वस्य वेदस्य तत्परत्वाङ्गीकारादित्यर्थः ॥ ३ ॥

ननु पितरो देवाश्च सर्वज्ञाः प्रत्यक्षतो दृष्ट्वा मनुष्येभ्यः कथयिष्यन्ति, नेत्याह—

**पितृदेवमनुष्याणां वेदश्चक्षुस्तवेश्वर।**
**श्रेयस्त्वनुपलब्धेऽर्थे साध्यसाधनयोरपि॥ ४**

पित्रादीनां सर्वेषां तव त्वद्वाक्यरूपो वेद एव तु श्रेयः श्रेष्ठं चक्षुःप्रमापकम्। क्व। अनुपलब्धेऽर्थे मोक्षे स्वर्गादौ च। तथा साध्यसाधनयोरिदमस्य साध्यम्, इदमस्य साधनमित्यत्रापि। तदेवं गुणदोषदृष्ट्यभावे निःश्रेयसं न घटेत॥ ४॥

किंच, शास्त्रेणैव विहितां भेददृष्टिं तस्मिन्नेव विषये शास्त्रं कथं निवर्तयेदित्याह—

**गुणदोषभिदादृष्टिर्निगमात्ते न हि स्वतः।**
**निगमेनापवादश्च भिदाया इति ह भ्रमः॥ ५**

દોષની ભેદદષ્ટિરૂપ જે છે, તે નિષેધ અને વિધિના લક્ષણરૂપ છે. આપની વાણી વિના– એમ સમાન અધિકરણ (એક જ વિભક્તિમાં હોવાની સ્થિતિ) જ ભલે રહે. અથવા ગુણદોષની ભેદદષ્ટિ વિના નિષેધ અને વિધિરૂપ લક્ષણવાળી વાણી પણ 'તે તું છે.' (છાં.ઉપ.૬/૮/૭) વગેરે વાક્યની જેમ મોક્ષપરક કેવી રીતે થાય, કારણ કે સમસ્ત વેદ મોક્ષપરક હોવાનું સ્વીકારવામાં આવ્યું છે, એમ અર્થ છે. ॥ ૩ ॥

(ભગવાન) આક્ષેપ કરે છે કે સર્વજ્ઞ એવા પિતૃઓ અને દેવો (ત્રણે ય કાળમાં હોવાથી) પ્રત્યક્ષરૂપે જોઈને મનુષ્યોને મોક્ષ સંબંધી ઉપદેશ કરશે. (મારી વાણીરૂપ વેદનું શું પ્રયોજન છે?) તે માટે ઉત્તર આપે છે કે ના, (આપની વાણી જ ચક્ષુરૂપ છે)–

હે ઈશ્વર, (આપનાં વાક્યોરૂપ) વેદ જ પિતૃઓ, દેવો અને મનુષ્યોને પ્રત્યક્ષરૂપે જાણવાં અશક્ય એવાં મોક્ષ, સ્વર્ગ વગેરેને તેમ જ સાધ્ય અને સાધનને જાણવામાં શ્રેષ્ઠ ચક્ષુરૂપ છે. ॥ ૪ ॥

'**तव**' આપનાં વાક્યોરૂપ વેદ જ પિતૃ વગેરે સર્વને પ્રમાજનક (બોધ આપનારું) '**श्रेयः**' શ્રેષ્ઠ ચક્ષુ છે. કયાં? '**अनुपलब्धे-अर्थे**' પ્રત્યક્ષ રીતે જાણવા માટે અશક્ય એવાં મોક્ષ તથા સ્વર્ગ વગેરેને (જાણવામાં) તથા '**साध्यसाधनयोः**' આ (યજ્ઞ વગેરે)નું સાધ્ય છે, આ (શ્રવણ વગેરે)નું સાધન છે, એમ અહીં પણ (સાધ્ય-સાધન જાણવામાં) શ્રેષ્ઠ ચક્ષુરૂપ છે. આમ, ગુણ-દોષની દૃષ્ટિ રાખવામાં ન આવે તો મોક્ષ ઘટી શકે નહીં. ॥૪॥

વળી, શાસ્ત્ર દ્વારા જ ભેદદષ્ટિનું વિધાન કરવામાં આવ્યું છે, તો તે વિષયમાં શાસ્ત્ર કેવી રીતે નિષેધ કરે, એમ કહે છે–

ગુણ અને દોષમાં ભેદદષ્ટિ આપની આજ્ઞારૂપ વેદથી જ થયેલી છે, પોતાની મેળે થયેલી નથી. ભેદદષ્ટિનો અપવાદ પણ આપની આજ્ઞારૂપ વેદથી જ થયેલો છે, માટે જ ભ્રમ થાય છે. ॥ ૫ ॥

ते निगमात्त्वदाज्ञारूपाद्वेदादेव, न हि स्वतः। यस्मादर्थप्राप्तत्वेन निवर्तेत। ह स्फुटम्। भ्रमो भवति तं निवर्तयेति शेषः॥ ५॥

विषयाभेदेऽप्यधिकारिभेदेनाविरोधं वक्तुं प्रथमं योगत्रयमाह—**योगा इति**।

**श्रीभगवानुवाच**

**योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविधित्सया।**
**ज्ञानं कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कुत्रचित्॥ ६**

योगा उपाया ब्रह्मकर्मदेवताकाण्डैः प्रोक्ताः। कर्म च निष्कामम्। श्रेयोविधित्सया मोक्षसाधनेच्छया। अन्य उपायो नास्तीति काम्यकर्मादिकं व्यावर्तयति। तथा चोत्तराध्याये स्फुटीकरिष्यति य एतानित्यादिना॥ ६॥

तेष्वधिकारिभेदमाह—**निर्विण्णानामिति** द्वाभ्याम्।

**निर्विण्णानां ज्ञानयोगो न्यासिनामिह कर्मसु।**
**तेष्वनिर्विण्णचित्तानां कर्मयोगस्तु कामिनाम्॥**
**॥ ७॥**
**यदृच्छया मत्कथादौ जातश्रद्धस्तु यः पुमान्।**
**न निर्विण्णो नातिसक्तो भक्तियोगोऽस्य सिद्धिदः॥**
**॥ ८॥**

**'ते निगमात्'** આપની આજ્ઞારૂપ વેદથી જ ભેદદષ્ટિ થયેલી છે, પોતાની મેળે નથી થઈ, કારણ કે તેમ હોય (સ્વતઃ હોય), તો પ્રયોજન પ્રાપ્ત થતાં અટકી જાય. માટે જે ભ્રમ થાય તે દૂર કરો, એટલું શેષ છે. ॥ ૫ ॥

પૂર્વોક્ત પુણ્ય-પાપ વગેરેરૂપ વિષયોમાં ભેદ ન હોવા છતાં પણ અધિકારીના ભેદથી અવિરોધ જણાવવા માટે (ભગવાન) ત્રણ યોગોનું નિરૂપણ કરે છે– **'योगाः इति।'**

**શ્રીભગવાન બોલ્યા** – મનુષ્યોનું કલ્યાણ કરવાની ઈચ્છાથી (વેદમાં બ્રહ્મકાંડ, કર્મકાંડ તથા દેવકાંડ દ્વારા) જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગરૂપી ત્રણ ઉપાયો મેં કહ્યા છે. આ સિવાય બીજો કોઈ પણ ઉપાય (શાસ્ત્રમાં) નથી. ॥ ૬ ॥

**'योगाः'** ઉપાયો બ્રહ્મકાંડ, કર્મકાંડ અને દેવકાંડ દ્વારા કહેવામાં આવ્યા છે. અહીં નિષ્કામ કર્મયોગ સમજવો જોઈએ. **'श्रेयोविधित्सया'** (મનુષ્યોને) મોક્ષનું સાધન જણાવવાની ઈચ્છાથી (ત્રણ ઉપાયો કહેવામાં આવ્યા છે). બીજો ઉપાય નથી, એમ કહીને કામ્યકર્મ વગેરે છોડી દેવામાં આવ્યાં છે. તેમ જ આ પછીના (એકવીસમા) અધ્યાયમાં **'यः एतान्'** (શ્રીમદ્ ભા.૧૧/૨૧/૧) વગેરે દ્વારા સ્પષ્ટ કરશે. ॥ ૬ ॥

તે (ત્રણ યોગો)માં અધિકારીનો ભેદ બે શ્લોકથી જણાવે છે– **'निर्विण्णानाम् इति।'**

આ ત્રણ યોગોમાં, કર્મોમાં અને તે કર્મફળોમાં વિરક્ત થનારાઓને માટે જ્ઞાનયોગ સિદ્ધિ આપનારો છે. તે કર્મફળોમાં વિરક્ત ન થનારા સકામ જનો માટે નિષ્કામ કર્મયોગ સિદ્ધિ આપનારો છે. જે મનુષ્ય પોતાના કોઈ ભાગ્યોદયથી મારી કથા વગેરેમાં શ્રદ્ધાવાળો થયો હોય, વિષયો પ્રત્યે વિરક્ત ન હોય તેમ જ વિષયોમાં અત્યંત આસક્ત પણ ન હોય તેવા મનુષ્યને ભક્તિયોગ સિદ્ધિ આપનારો છે.॥ ૭ ॥ ૮ ॥

इह एषां मध्ये कर्मसु निर्विण्णानां दुःखबुद्ध्या तत्फलेषु विरक्तानामत एव तत्साधनभूतकर्मन्यासिनां ज्ञानयोगः सिद्धिद इत्युत्तरेणान्वयः। अनिर्विण्णचित्तानां दुःखबुद्धि-शून्यानाम्। अतः कामिनां तत्फलेष्वविरक्ताना-मित्यर्थः ॥ ७ ॥

**'इह'** આ ત્રણ યોગોમાં કર્મોમાં **'निर्विण्णानाम्'** દુઃખબુદ્ધિથી, તે કર્મફળોમાં વિરક્ત થનારાઓને, આથી જ તે કર્મફળના સાધનરૂપ કર્મોનો ત્યાગ કરનારાઓને માટે જ્ઞાનયોગ **'सिद्धिदः'** સિદ્ધિ આપનારો છે, એમ પછીના શ્લોક (૮) સાથે સંબંધ છે. **'अनिर्विण्णचित्तानाम्'** તે કર્મફળોમાં વિરક્ત ન થનારા એટલે કે તેમાં દુઃખબુદ્ધિ ન ધરાવનારા, આથી સકામ જનોને માટે કર્મયોગ સિદ્ધિ આપનારો છે, એમ અર્થ છે. ॥ ૭ ॥

यदृच्छया केनापि भाग्योदयेन। तत्र काम्यकर्मसु प्रवर्तमानस्य सर्वात्मना विधिप्रतिषेधाधिकार इत्युत्तराध्याये वक्ष्यति। निष्कामकर्मयोगाधिकारिणस्तु यथाशक्ति। स च ज्ञानभक्तियोगाधिकारात्प्रागेव। तदधि-कृतयोस्तु स्वल्पः। ताभ्यां सिद्धानां तु न किंचिदिति ॥ ८ ॥

**'यदृच्छया'** કોઈ પ્રકારના ભાગ્યોદયથી– તેમાં (કર્મયોગમાં) કામ્યકર્મોમાં પ્રવૃત્ત થનારને સંપૂર્ણપણે વિધિ-નિષેધનો અધિકાર છે, એમ પછીના અધ્યાયમાં કહેશે. નિષ્કામ કર્મયોગના અધિકારીને તો યથાશક્તિ વિધિ-નિષેધ છે. આવો નિષ્કામ કર્મનો અધિકાર જ્ઞાનયોગ અને ભક્તિયોગના અધિકારની પહેલાં જ હોય છે. તે જ્ઞાન તથા ભક્તિયોગના અધિકારીને તો અલ્પ વિધિ-નિષેધ છે. તે બંને (જ્ઞાન અને ભક્તિ) યોગથી સિદ્ધ થયેલા જનો માટે તો લેશ પણ વિધિ-નિષેધ નથી. ॥ ૮ ॥

सावधिं कर्मयोगमाह—**तावदिति** नवभिः।

કર્મયોગ ક્યાં સુધી કરવો જોઈએ, તે નવ શ્લોકોથી કહે છે– **'तावत् इति।'**

**तावत् कर्माणि कुर्वीत न निर्विद्येत यावता।**
**मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते॥ ९**

જ્યાં સુધી મનુષ્યને વૈરાગ્ય ન જન્મે અથવા મારી કથાના શ્રવણાદિમાં શ્રદ્ધા ન જન્મે, ત્યાં સુધી તેણે (નિત્ય-નૈમિત્તિક) કર્મો કરવાં જોઈએ. ॥ ૯ ॥

कर्माणि नित्यनैमित्तिकानि। यावता यावत् ॥ ९ ॥

**'कर्माणि'** નિત્ય-નૈમિત્તિક કર્મો– **'यावता'** જ્યાં સુધી ॥ ૯ ॥

कर्मयोगिनो ज्ञानभक्तिभूमिकारोहप्रकार-माह—**स्वधर्मस्थ इति**।

કર્મયોગીનો જ્ઞાન અને ભક્તિની અવસ્થા પર આરોહણ કરવાનો પ્રકાર જણાવે છે– **'स्वधर्मस्थः इति।'**

**स्वधर्मस्थो यजन् यज्ञैरनाशीःकाम उद्धव।**
**न याति स्वर्गनरकौ यद्यन्यन्न समाचरेत्॥ १०**

ફળની કામનાથી રહિત એવો સ્વધર્મમાં રહેલો, યજ્ઞોથી મારી આરાધના કરતો મનુષ્ય, હે ઉદ્ધવ! બીજાં (કામ્ય તથા શાસ્ત્રનિષિદ્ધ) કર્મ ન કરે તો સ્વર્ગમાં કે નરકમાં જતો નથી. ॥ ૧૦ ॥

अनाशीःकामोऽफलकामः। अन्यन्निषिद्धं काम्यं च। नरकयानं हि द्वेधैव विहितातिक्रमाद्वा निषिद्धाचरणाद् वा। अतः स्वधर्मस्थत्वान्निषिद्धवर्जनाच्च नरकं न याति। अफलकामत्वान्न स्वर्गमपीत्यर्थः॥ १०॥

**'અનાશીઃકામઃ'** ફળની કામનાથી રહિત– **'અન્યત્'** ચોરી, હિંસા, વ્યભિચાર વગેરે જે કાર્યનો શાસ્ત્રમાં નિષેધ કરવામાં આવ્યો હોય તે નિષિદ્ધ કર્મ અને ધન, પુત્ર, સ્વર્ગ વગેરેની કામનાથી જે કર્મ કરાય તે કામ્ય કર્મ– નરકમાં જવાનું બે પ્રકારે જ થાય છે; શાસ્ત્રમાં કહેલો સ્વધર્મ ન આચરવાથી અને શાસ્ત્રમાં નિષેધ કરવામાં આવેલાં કર્મો કરવાથી. આથી સ્વધર્મમાં સ્થિત થવાથી અને નિષિદ્ધ કર્મો ન કરવાથી મનુષ્ય નરકમાં જતો નથી તેમ જ ફળની કામનાથી રહિત હોવાથી તેવો મનુષ્ય સ્વર્ગમાં પણ જતો નથી. ॥ ૧૦ ॥

**अस्मिँल्लोके वर्तमानः स्वधर्मस्थोऽनघः शुचिः।**
**ज्ञानं विशुद्धमाप्नोति मद्भक्तिं वा यदृच्छया॥**
**॥ ११ ॥**

સ્વધર્મમાં રહેનારો, નિષિદ્ધને તજનારો અને રાગાદિ મળથી નિવૃત્ત થયેલો (પવિત્ર) મનુષ્ય આ લોકમાં– આ જ શરીરમાં રહેતો વિશુદ્ધ જ્ઞાન પામે છે અથવા ભાગ્યયોગે મારી ભક્તિ પામે છે.॥૧૧॥

किंतु अस्मिँल्लोकेऽस्मिन्नेव देहे। अनघो निषिद्धत्यागी। अतः शुचिर्निवृत्तरागादिमलः। यदृच्छयेति केवलज्ञानादपि भक्तेर्दुर्लभतां द्योतयति॥ ११॥

પરંતુ સ્વધર્મનિષ્ઠ મનુષ્ય આ લોકમાં– આ જ દેહમાં– **'અનઘઃ'** નિષિદ્ધને તજનારો– આથી **'શુચિઃ'** રાગાદિ મળથી નિવૃત્ત થયેલો પવિત્ર મનુષ્ય– **'યદૃચ્છયા ઇતિ।'** ભક્તના સંગથી, તેની કૃપારૂપી લક્ષણના ભાગ્યથી– એમ કહીને કેવળ જ્ઞાન કરતાં પણ ભક્તિની દુર્લભતા વ્યક્ત કરે છે. ॥ ૧૧ ॥

अनेन प्रकारेण ज्ञानभक्तिसाधनत्वान्नरदेहं स्तौति—**स्वर्गिणोऽपीति**।

(નિષ્કામ કર્મનું અનુષ્ઠાન અને નિષિદ્ધ કર્મનો ત્યાગ) આ પ્રકારે જ્ઞાન અને ભક્તિનું સાધન હોવાથી મનુષ્યદેહની સ્તુતિ કરે છે– **'સ્વર્ગિણઃ અપિ ઇતિ।'**

**स्वर्गिणोऽप्येतमिच्छन्ति लोकं निरयिणस्तथा।**
**साधकं ज्ञानभक्तिभ्यामुभयं तदसाधकम्॥**
**॥ १२ ॥**

જેમ નરકવાસી જીવો આ મનુષ્યદેહને ઇચ્છે છે તેમ સ્વર્ગવાસી દેવો પણ આ મનુષ્યદેહને ઇચ્છે છે, કારણ કે આ મનુષ્યદેહ જ્ઞાન અને ભક્તિનું સાધન છે. (દેવશરીર અને નારકીશરીર) તે બંને જ્ઞાન અને ભક્તિનાં સાધનરૂપ થતાં નથી. ॥ ૧૨ ॥

निरयिण इति दृष्टान्तत्वेनोक्तम्। ज्ञानभक्तिभ्यां ज्ञानभक्त्योः। तदुभयं स्वर्गिनारकिशरीरम्॥ १२॥

**'निरयिणः इति।'** જેમ નરકવાસી જીવો મનુષ્યદેહને ઇચ્છે છે તેમ– એમ દૃષ્ટાંત તરીકે કહેવામાં આવ્યું છે. **'ज्ञानभक्तिभ्याम्'** ज्ञानभक्त्योः જ્ઞાન અને ભક્તિનાં સાધનરૂપ **'तत्-उभयम्'** સ્વર્ગનું દેવશરીર અને નારકીશરીર, તે બંને થતાં નથી. ॥ ૧૨ ॥

**न नरः स्वर्गतिं कांक्षेन्नारकीं वा विचक्षणः।**
**नेमं लोकं च कांक्षेत देहावेशात् प्रमाद्यति॥ १३**

બુદ્ધિમાન મનુષ્યે જેમ નારકી ગતિની ઇચ્છા ન રાખવી જોઈએ તેમ સ્વર્ગની ગતિની ઇચ્છા પણ ન રાખવી જોઈએ, કે ન તો તેણે આ લોકની (મનુષ્યશરીરની) ઇચ્છા રાખવી જોઈએ, કારણ કે દેહની આસક્તિથી મનુષ્ય આત્મ-અનાત્મના વિવેકથી હીન થઈ જાય છે. ॥ ૧૩ ॥

अतो नरः स्वर्गतिं न काङ्क्षेत्। नारकीमिति दृष्टान्तः—यद्वा, स्वर्गनरकसाधन-कर्माणि न कुर्यादित्यर्थः। अस्यातिश्रेष्ठत्वात् पुनरपि मनुष्यो भवेयमित्यपि न काङ्क्षेत्। यतो देहावेशाद्देहासक्त्या स्वार्थे प्रमाद्यति अनवधानशून्यो भवति॥ १३॥

આથી મનુષ્યે જેમ નારકી ગતિની ઇચ્છા ન રાખવી જોઈએ તેમ સ્વર્ગની ગતિની ઇચ્છા પણ ન રાખવી જોઈએ– એમ દૃષ્ટાંત છે. અથવા સ્વર્ગ કે નરકનાં સાધનરૂપ કર્મો ન કરવાં જોઈએ, એમ અર્થ છે. 'આ મનુષ્યશરીર અતિ શ્રેષ્ઠ હોવાથી હું ફરીથી પણ મનુષ્ય થાઉં.' એવી ઇચ્છા પણ રાખવી નહીં, કારણ કે **'देह-आवेशात्'** દેહની આસક્તિથી મનુષ્ય સ્વરૂપપ્રાપ્તિમાં પ્રમાદી થાય છે– આત્મવિચારશૂન્ય બને છે. ॥ ૧૩ ॥

**एतद् विद्वान् पुरा मृत्योरभवाय घटेत सः।**
**अप्रमत्त इदं ज्ञात्वा मर्त्यमप्यर्थसिद्धिदम्॥ १४**

આ (મનુષ્યદેહ મુક્તિસાધક છે– એમ) જાણતા મનુષ્યે, પુરુષાર્થસિદ્ધિ આપનારું હોવા છતાં આ મનુષ્યશરીર મરણધર્મી છે, એમ જાણીને, સાવધાન થઈ, મૃત્યુ પહેલાં જ (સમર્થ હોય ત્યારે) મોક્ષ માટે પ્રયત્ન કરવો જોઈએ. ॥ ૧૪ ॥

अपि त्वेतद्देहसाधकमिति विद्वांस्तच्चार्थ-सिद्धिदमपि मर्त्यं ज्ञात्वा अप्रमत्तोऽनलसः सन् मृत्योः पूर्वमेव मोक्षाय घटेत प्रयत्नं कुर्यात्॥ १४॥

પરંતુ આ શરીર મુક્તિસાધક છે, એમ જાણતો મનુષ્ય આ શરીર પુરુષાર્થસિદ્ધિ આપનારું હોવા છતાં મરણધર્મી છે, એમ જાણીને **'अप्रमत्तः'** આળસરહિત થઈ મૃત્યુની પૂર્વે જ મોક્ષ માટે **'घटेत'** પ્રયત્ન કરે. ॥ ૧૪ ॥

**छिद्यमानं यमैरेतैः कृतनीडं वनस्पतिम्।**
**खगः स्वकेतमुत्सृज्य क्षेमं याति ह्यलम्पटः॥ १५**

**अहोरात्रैश्छिद्यमानं बुद्ध्वाऽऽयुर्भयवेपथुः।**
**मुक्तसंगः परं बुद्ध्वा निरीह उपशाम्यति॥ १६**

જેમ કોઈ પક્ષી પોતે જ્યાં માળો બાંધ્યો હોય તે પોતાના આશ્રયસ્થાનરૂપ વૃક્ષને યમ જેવા નિર્દય પુરુષો દ્વારા કપાતું જોઈને, તેના પરની આસક્તિથી રહિત થઈ, તેનો ત્યાગ કરીને (ઊડી) જાય તો સુખ પામે છે, ॥ ૧૫ ॥ તેમ દિવસો અને રાત્રિઓ દ્વારા કપાતા પોતાના આયુષ્યને જાણી, ભયથી ધ્રૂજતો મનુષ્ય અનાસક્ત અને સુખ માટે સર્વ વ્યાપારરહિત થઈને પરમાત્માને જાણીને શાંતિ પામે છે.॥ ૧૬ ॥

अप्रमत्तो मुक्तसङ्गः। सुखं प्राप्नोतीत्यत्र दृष्टान्तः—छिद्यमानमिति।

यमैर्यमवन्निर्दयैः पुरुषैः कृतं नीडं यस्मिंस्तम्। स्वकेतं स्वस्याश्रयम्। अलम्पटोऽनासक्तः॥ १५॥

दार्ष्टान्तिकमाह—अहोरात्रैश्छिद्यमानमायु-र्बुद्ध्वा। भयेन वेपथुः कम्पो यस्य सः॥ १६॥

સાવધાન અને અનાસક્ત થઈને (મનુષ્ય) સુખ પામે છે, એમ અહીં દૃષ્ટાંત છે– **'छिद्यमानम् इति।'**

**'यमैः'** યમ જેવા નિર્દય પુરુષો દ્વારા, પોતે જ્યાં માળો બાંધ્યો હોય તે **'स्वकेतम्'** પોતાના આશ્રયસ્થાનને કપાતું (જોઈને)– **'अलम्पटः'** આસક્તિરહિત ॥ ૧૫ ॥

જેને માટે દૃષ્ટાંત આપવામાં આવ્યું છે તે ઉપમેય વર્ણવે છે– દિવસો અને રાત્રિઓ દ્વારા કપાતા આયુષ્યને જાણીને– ભયથી **'वेपथुः'** ધ્રુજારી થાય છે જેને તે ॥ ૧૬ ॥

एवमप्रयतमानं प्रमत्तं निन्दति—

આમ, અજિતેન્દ્રિય, અસાવધાન મનુષ્યની નિંદા કરે છે–

**नृदेहमाद्यं सुलभं सुदुर्लभं**
**प्लवं सुकल्पं गुरुकर्णधारम्।**
**मयानुकूलेन नभस्वतेरितं**
**पुमान् भवाब्धिं न तरेत् स आत्महा॥ १७**

સમસ્ત શુભ ફળોની પ્રાપ્તિના મૂળરૂપ, કરોડો ઉદ્યમોથી પણ પામવાને અશક્ય, તેમ છતાં પણ દૈવયોગથી સુલભ એવી મનુષ્યશરીરરૂપી સુદૃઢ નૌકા કે જેના સુકાની ગુરુ છે, તેમ જ (ભગવત્સ્મરણરૂપ) અનુકૂળ વાયુથી મારા દ્વારા (ભગવાન દ્વારા) જેને ચલાવવામાં આવે છે, તેવી નૌકાને પ્રાપ્ત કરીને પણ જે મનુષ્ય ભવસાગર ન તરે તે આત્મઘાતી છે. ॥ ૧૭ ॥

नृदेहं प्लवं नावं प्राप्येत्यध्याहारः। यो भवाब्धिं न तरेत्स आत्महा। तत्र हेतवः—आद्यं सर्वफलानां मूलम्, एतदुपार्जितकर्मभिः

મનુષ્યદેહરૂપી **'प्लवम्'** નૌકા 'પ્રાપ્ત કરીને' અધ્યાહાર છે. જે ભવસાગર ન તરે તે આત્મઘાતી છે. આત્મઘાતી હોવાનાં કારણો– **'आद्यम्'** મનુષ્યશરીર સર્વ શુભ ફળોની પ્રાપ્તિનું મૂળ છે કારણ કે આ

सर्वप्राप्तेः। किंच सुदुर्लभमुद्यमकोटिभिरपि प्राप्तुमशक्यम्। तथापि तु सुलभम्। यदृच्छया लब्धत्वात्। तं च सुकल्पं पटुतरम्। किंच, गुरुः संश्रितमात्र एव कर्णधारो नेता यस्य तम्। मया च स्मृतमात्रेणानुकूलमारुतेन प्रेरितम् ॥ १७ ॥

શરીરથી કરાયેલાં કર્મોથી સર્વ પ્રાપ્ત થાય છે. વળી, **'सुदुर्लभम्'** કરોડો ઉદ્યમોથી પણ પ્રાપ્ત કરવાને અશક્ય, તેમ છતાં પણ સુલભ, કારણ કે દૈવયોગથી પ્રાપ્ત થયું છે અને તે **'सुकल्पम्'** સુદૃઢ છે. વળી, કેવળ આશ્રય લેવામાં આવેલા ગુરુદેવ જ **'कर्णधारः'** જેના સુકાની છે તે મનુષ્યશરીરને– તથા કેવળ (ભગવત્)સ્મરણરૂપ અનુકૂળ વાયુરૂપે મારા દ્વારા ચલાવાય છે. ॥૧૭॥

एवं तावदविरक्तस्य वैराग्यद्वारा ज्ञानभक्ति–साधकं कर्मयोगमुक्त्वेदानीं सम्यग्विरक्तस्य ज्ञानयोगं तस्य च ज्ञानप्राप्तेः पूर्वं किंचित्कृत्यं वर्जनीयं चाह सार्धैर्नवभिः—

તો આમ, અવિરક્તને વૈરાગ્ય દ્વારા જ્ઞાન–ભક્તિ સાધનારો કર્મયોગ કહીને હવે સારી રીતે વૈરાગ્ય પામેલાને જ્ઞાનયોગ કહે છે તથા જ્ઞાનપ્રાપ્તિની પૂર્વે જે કાંઈ કરવા યોગ્ય છે અને તજવા યોગ્ય છે, તે સાડા નવ શ્લોકો દ્વારા કહે છે–

**यदाऽऽरम्भेषु निर्विण्णो विरक्तः संयतेन्द्रियः।**
**अभ्यासेनात्मनो योगी धारयेदचलं मनः॥ १८**

જ્યારે યોગી આરંભેલાં કર્મો તરફ વિરક્ત થાય ત્યારે તે ઇન્દ્રિયોને વશ કરી આત્મા તરફના વૃત્તિપ્રવાહથી મન જે રીતે સ્થિર થાય તે રીતે મનને એકાગ્ર કરે. ॥ ૧૮ ॥

यदा त्वारम्भेषु कर्मसु निर्विण्णो दुःखदर्शनेनोद्विग्नस्तत्फलेषु विरक्तश्च तदा संयतेन्द्रियः सन्नात्मनोऽभ्यासेनात्मविषय–वृत्तिसन्तत्या अचलं यथा भवति तथा मनो धारयेत्॥ १८॥

જ્યારે આરંભેલાં કર્મો તરફ **'निर्विण्णः'** દુઃખદર્શન કરવાથી ઉદ્વિગ્ન થયેલો યોગી તેનાં ફળો પ્રત્યે વિરક્ત થાય, ત્યારે તે ઇન્દ્રિયોને વશ કરીને **'आत्मनः अभ्यासेन'** આત્મા તરફના વિષયોના વૃત્તિપ્રવાહથી મન જે રીતે સ્થિર થાય તે રીતે મનને એકાગ્ર કરે. ॥ ૧૮ ॥

तत्र प्रथममेवात्यन्तधारणासंभवात्तत्स्व–भावानुसारेण वशीकरणमाह—

મનને એકાગ્ર કરવામાં આરંભે જ મનની સ્થિરતા થવી અસંભવ હોવાથી મનના સ્વભાવ પ્રમાણે મનને વશ કરવાનું કહે છે–

**धार्यमाणं मनो यर्हि भ्राम्यदाश्वनवस्थितम्।**
**अतन्द्रितोऽनुरोधेन मार्गेणात्मवशं नयेत्॥ १९**

સ્થિર કરવામાં આવતું મન જ્યારે ચંચળ થઈને ભટકતું હોઈ અસ્થિર થાય ત્યારે સાવધાન થઈ તેની અપેક્ષા કંઈક અંશે પૂરી કરવા દ્વારા (ધીમે ધીમે) પોતાને વશ કરવું. ॥ ૧૯ ॥

यर्हि आशु भ्राम्यत्परिभ्रमदनवस्थितं भवति तदाऽनुरोधेन किंचिदपेक्षापूरणद्वारेण॥ १९॥

મન જ્યારે ચંચળ થઈને **'भ्राम्यत्'** ભટકતું હોઈ અસ્થિર થાય ત્યારે **'अनुरोधेन ( मार्गेण )'** તેની અપેક્ષા કંઈક અંશે પૂરી કરવા દ્વારા ॥૧૯॥

ननु तर्हि यथापूर्वमेव स्यात्तत्राह—

**मनोगतिं न विसृजेज्जितप्राणो जितेन्द्रियः ।**
**सत्त्वसम्पन्नया बुद्ध्या मन आत्मवशं नयेत् ॥ २०**

मनोगतिं तु न विसृजेन्नोपेक्षेत किंतु अप्रमत्तः सन् लक्षयेदित्यर्थः ॥ २० ॥

अनुरोधमार्गं सदृष्टान्तं स्तौति—

**एष वै परमो योगो मनसः संग्रहः स्मृतः ।**
**हृदयज्ञत्वमन्विच्छन् दम्यस्येवार्वतो मुहुः ॥ २१**

एषोऽनुवृत्तिमार्गेण मनसः संग्रहः परमो योगः । तत्साधनत्वादुपचारेण स्तुतिः ।

यथा अदान्तस्य दमनीयस्यार्वतोऽश्वस्य हृदयज्ञत्वं स्वाभिप्रायेण गतिमन्विच्छन्नपेक्षमाणोऽश्वधारकः प्रथमं किंचित्तद्गतिमनुवर्तते तदा च रश्मिना तं धृत्वैव गच्छति, न तूपेक्षते तद्वदित्यर्थः ॥ २१ ॥

एवमीषद्वशीकृतस्य मनसोऽत्यन्तनैश्चल्योपायानाह—**सांख्येनेति** त्रिभिः ।

શંકા કરે છે કે (એમ કરવા જતાં) તો પછી મન પાછું પહેલાં જેવું થઈ જાય! તે માટે કહે છે–

યોગી મનની ગતિની ઉપેક્ષા ન કરે, પણ પ્રાણવાયુ અને ઈન્દ્રિયોને જીતીને સત્ત્વગુણસંપન્ન બુદ્ધિથી મનને પોતાને વશ કરે. ॥ ૨૦ ॥

મનની ગતિની **'न विसृजेत्'** ઉપેક્ષા ન કરે, પરંતુ સાવધાન થઈ મનની ગતિનું સ્તંભન કરે (ગતિને રોકે). ॥ ૨૦ ॥

મનની અનુકૂળતાપૂર્વક મનનો નિરોધ કરવાના માર્ગની દૃષ્ટાંતસહિત પ્રશંસા કરે છે–

પોતાની ઈચ્છા પ્રમાણે ચલાવવા ઈચ્છતો ઘોડેસવાર જેમ દમન કરવા યોગ્ય ઘોડાને (પહેલાં ઘોડાને તેની રીતે ચાલવા દે અને પછી) પોતાને વશ કરી લે, તેમ (મનની અપેક્ષાપૂર્તિ દ્વારા મનને વારંવાર મનાવતો યોગી) મનને પોતાને વશ કરી લે. મનને વશ કરવાનો આ જ શ્રેષ્ઠ ઉપાય શાસ્ત્રમાં કહેવામાં આવ્યો છે. ॥ ૨૧ ॥

મનની અપેક્ષાપૂર્તિ દ્વારા મનને વશ કરવાનો આ જ શ્રેષ્ઠ ઉપાય છે. મન યોગનું સાધન હોવાથી લક્ષણાથી (અવિદ્યામાન વસ્તુના આરોપ) દ્વારા પ્રશંસા કરે છે.

જેમ **'अदान्तस्य'** દમન કરવા યોગ્ય **'अर्वतः'** ઘોડાને **'हृदयज्ञत्वम्'** પોતાની ઈચ્છા પ્રમાણે ચલાવવા ઈચ્છતો ઘોડેસવાર પહેલાં તે ઘોડાની ગતિને અનુસરે છે, પરંતુ ત્યારે લગામથી તેને પકડીને જ ગતિ કરે છે, પણ તેની ઉપેક્ષા કરતો નથી, તેની જેમ! એમ અર્થ છે. ॥ ૨૧ ॥

આ પ્રમાણે કંઈક અંશે વશ થયેલા મનને અત્યંત નિશ્ચળ કરવાના ઉપાયો ત્રણ શ્લોકોથી કહે છે– **'सांख्येन इति ।'**

**सांख्येन सर्वभावानां प्रतिलोमानुलोमतः ।**
**भवाप्ययावनुध्यायेन्मनो यावत् प्रसीदति ॥ २२**

મન નિશ્ચળ થાય ત્યાં સુધી તત્ત્વવિવેક દ્વારા મહત્તત્ત્વથી માંડી દેહ સુધીના (સર્વ) પદાર્થોનું, પ્રકૃતિ વગેરે ક્રમથી ઉત્પત્તિનું તથા તેથી ઊલટા પૃથ્વી વગેરે ક્રમથી વિનાશનું ચિંતન કરવું જોઈએ. ॥ ૨૨ ॥

सांख्येन तत्त्वविवेकेन सर्वभावानां महदादिदेहान्तानामनुलोमतः प्रकृत्यादिक्रमेण भवं प्रतिलोमतः पृथिव्यादिक्रमेणाप्ययं चान्वनु-ध्यायेत्। प्रसीदति निश्चलं भवति॥ २२॥

**'सांख्येन'** તત્ત્વવિવેકથી **'सर्वभावानाम्'** મહત્તત્ત્વથી માંડી દેહ સુધીના પદાર્થોનું, **'अनुलोमतः'** પ્રકૃતિ વગેરે ક્રમથી ઉત્પત્તિનું, **'प्रतिलोमतः'** તેથી ઊલટા પૃથ્વી વગેરે ક્રમથી વિનાશનું ચિંતન કરવું જોઈએ. **'प्रसीदति'** (મન) નિશ્ચળ થાય (ત્યાં સુધી) ॥ ૨૨ ॥

ननूपायसहस्रेणापि मनो विषयाकारतां न त्यजति, किं भूयोभूय उपदेशेनेति चेत्तत्राह— **निर्विण्णस्येति**।

શંકા કરે છે કે હજાર ઉપાય કરવાથી પણ મન વિષયાકારપણું છોડતું નથી, તો વારંવાર ઉપદેશ કરવાથી શું પ્રયોજન સિદ્ધ થવાનું છે? તે માટે ઉત્તર આપે છે– **'निर्विण्णस्य इति।'**

**निर्विण्णस्य विरक्तस्य पुरुषस्योक्तवेदिनः ।**
**मनस्त्यजति दौरात्म्यं चिन्तितस्यानुचिन्तया ॥ २३**

(ઉત્પત્તિ તથા વિનાશવાળા પદાર્થોમાં આત્માને અવધિરૂપ જોવાથી અને અવિવેકથી આવી પડેલા સંસારમાં) કંટાળેલા અને તેથી વિરક્ત થયેલા અને તેથી ગુરુએ ઉપદેશેલા અર્થનો વિચાર કરતા પુરુષનું મન ગુરુના ઉપદેશનું વારંવાર ચિંતન કરવા દ્વારા પોતાનું દેહાભિમાન તજી દે છે.॥૨૩॥

ततश्चागमापायिषु तेष्ववधिभूतात्मदर्शना-त्तदविवेकापन्नसंसारे निर्विण्णस्यातो विरक्तस्य ततश्चोक्तवेदिनो गुरूपदिष्टार्थालोचकस्य ततो गुरूपदिष्टस्यैव चिन्तितस्य पुनःपुनरनुचिन्तया दौरात्म्यं देहाद्यभिमानं त्यजति॥ २३॥

(ઉત્પત્તિ અને વિનાશના ચિંતન) પછી ઉત્પત્તિ તથા વિનાશવાળા તે પદાર્થોમાં આત્માને અવધિરૂપ જોવાથી અને અવિવેકથી આવી પડેલા સંસારમાં કંટાળેલા અને આથી વિરક્ત થયેલા અને તેથી **'उक्तवेदिनः'** ગુરુએ ઉપદેશેલા અર્થનો વિચાર કરતા પુરુષનું મન ગુરુના ઉપદેશના જ ચિંતનનું વારંવાર ચિંતન કરવાથી **'दौरात्म्यम्'** દેહાદિ અભિમાન તજે છે. ॥ ૨૩ ॥

**यमादिभिर्योगपथैरान्वीक्षिक्या च विद्यया ।**
**ममार्चोपासनाभिर्वा नान्यैर्योग्यं स्मरेन्मनः ॥ २४**

યમાદિ યોગમાર્ગોથી અને આન્વીક્ષિકી વિદ્યાથી અથવા મારી ઉપાસના, અર્ચના વગેરેથી મન (પરમાત્માનું) સ્મરણ કરે. (આ શાસ્ત્રોક્ત સાધનો સિવાય) બીજા ઉપાયોથી પ્રયત્ન કરવો જોઈએ નહીં. ॥ ૨૪ ॥

किंच, यमादिभिर्योगमार्गैरान्वीक्षिक्या पदार्थद्वयशोधनेन ममार्चनध्यानादिभिर्वा। वाशब्देनास्य पक्षस्य स्वातन्त्र्यं दर्शयति— एतैरुपायैर्योग्यं परमात्मानं मनः स्मरेन्नान्यै- रतोऽन्यन्न कुर्यादित्यर्थः ॥ २४॥

वळी, यमादि योगमार्गोथी **'आन्वीक्षिक्या'** तत्त्वविमर्शात्मक आत्म-अनात्मविवेचनात्मक विद्याथी अथवा मारी अर्चना, उपासना वगेरे द्वारा– **'वा'** शब्दथी आ (अर्चना अने उपासनाना) पक्षनुं स्वातन्त्र्य दर्शावे छे– आ उपायोथी ज मन **'योग्यम्'** परमात्मानुं स्मरण करे. **'न-अन्यैः'** बीजा उपायोथी परमात्मानी प्राप्ति माटे प्रयत्न न करवो जोईए, एम अर्थ छे. * ॥ २४ ॥

ननु पापापत्तौ प्रायश्चित्तं कार्यमेव, तत्राह—**यदीति**।

शंका करवामां आवी छे के (प्रमादने कारणे) जो पाप थई जाय तो प्रायश्चित्त तो करवुं ज जोईए ने? ते माटे उत्तर आपे छे– **'यदि इति।'**

**यदि कुर्यात् प्रमादेन योगी कर्म विगर्हितम्।**
**योगेनैव दहेदंहो नान्यत्तत्र कदाचन॥ २५**

जो प्रमादने कारणे योगी निंद्य कर्म करे तो (ज्ञानाभ्यासरूपी) योगथी पापने बाळी नाखवुं जोईए, पण ते माटे (कृच्छ्र चांद्रायण वगेरे) बीजुं क्यारेय पण करे नहीं. ॥ २५ ॥

योगेन ज्ञानाभ्यासेनैव, एतच्च भक्तस्यापि नामकीर्तनाद्युपलक्षणार्थम्, नान्यत्कृच्छ्रादि ॥ २५॥

**'योगेन'** ज्ञानाभ्यासरूपी योगथी ज– वळी, आ (**'योगेन'**) भक्तजनने पण नामसंकीर्तन वगेरेनुं सूचन करवा माटे छे. कृच्छ्र चांद्रायण वगेरे बीजुं क्यारेय पण करवुं जोईए नहीं. ॥ २५ ॥

ननु नित्यनैमित्तिकं कर्म सत्त्वशोधक- त्वाद्गुणो हिंसादिकं त्वशुद्धिहेतुत्वाद्दोषः, तत्र च तन्निवर्तकत्वात्कृच्छ्रादिप्रायश्चित्तं गुण इति विधिप्रतिषेधाभ्यामुक्तत्वात्प्रायश्चित्तं विना योगेनैव कथं पापं दहेत्तत्राह—**स्वे स्व इति** सार्धेन।

शंका करवामां आवी छे के नित्य-नैमित्तिक कर्म अंतःकरणने शुद्ध करनार होवाथी गुण छे, ज्यारे हिंसा वगेरे अशुद्धिना कारणरूप होवाथी दोष छे. तेमां ते हिंसादि कर्मोथी थनारा दोषने कृच्छ्र चांद्रायण वगेरे प्रायश्चित्त दूर करनारुं होवाथी गुण छे, एम विधि-प्रतिषेध द्वारा कहेवामां आव्युं छे, तेथी प्रायश्चित्त विना मात्र योगथी ज योगी पापने केवी रीते बाळे? ते माटे दोढ श्लोकथी उत्तर आपे छे– **'स्वे स्वे इति।'**

* कोई कहे नाक-कान कापवाथी ईश्वर मळी जशे! तो एवी वातो मानवी जोईए नहीं. योग्य साधन द्वारा ज मनने वश करवुं जोईए. जे शास्त्रोक्त साधन छे तेना सिवाय बीजां कर्मोथी ईश्वरप्राप्ति थती नथी.

**स्वे स्वेऽधिकारे या निष्ठा स गुणः परिकीर्तितः।**
**कर्मणां जात्यशुद्धानामनेन नियमः कृतः।**
**गुणदोषविधानेन संगानां त्याजनेच्छया॥ २६**

પોતપોતાના અધિકારમાં જે નિષ્ઠા છે તે ગુણ કહેવામાં આવ્યો છે. કર્મો તો ઉત્પત્તિથી જ અશુદ્ધ છે, માટે પ્રાપ્ત કર્મોનો સંગ તજાવવાની ઈચ્છાથી (વેદે) આ ગુણદોષના વિધાન દ્વારા કર્મોનો નિયમ કર્યો છે. ॥ ૨૬ ॥

स एव गुणो नेतरः। तदुपपादयति—यस्माद्विधिप्रतिषेधाभ्यामनेन गुणदोषविधानेन कर्मणां नियमः संकोचः कृतः। कुत इत्यत आह—जात्या उत्पत्त्यैवाशुद्धानाम्। स च प्राप्तानां सङ्गानां त्याजनेच्छया। अयं भावः—पुरुषस्याशुद्धिर्नाम न प्रवृत्तेरन्यास्ति, स्वाभाविकप्रवृत्त्यैव तस्य मलिनत्वात्, न च सहसा सर्वतो निवृत्तिः कर्तुं शक्यते, अत इदं न कर्तव्यम्, इदमेव कर्तव्यम्, इत्येवं स्वाभाविकप्रवृत्तिसंकोचद्वारेण निवृत्तिरेव क्रियते, यथा च न प्रवृत्तिपरो वेदस्तथोत्तराध्याये वक्ष्यामः—'उत्पत्त्यैव हि कामेषु' इत्यादिना। अतो योगिनः स्वाभाविकप्रवृत्त्यभावान्न प्रायश्चित्तादिविधिगोचरतेति॥ २६॥

(પોતપોતાના અધિકારમાં જે નિષ્ઠા છે,) તે જ ગુણ છે, બીજો નહીં, તે સિદ્ધ કરે છે– જે વિધિપ્રતિષેધથી આ ગુણદોષના વિધાન દ્વારા કર્મોનો નિયમરૂપ સંકોચ કરવામાં આવ્યો છે, તે શા માટે, તે હવે કહે છે– **'जात्या'** ઉત્પત્તિથી જ કર્મો અશુદ્ધ છે અને તે નિયમરૂપ સંકોચ, પ્રાપ્ત થયેલા સંગને તજાવવાની ઈચ્છાથી કરવામાં આવ્યો છે. ભાવ આ છે– પુરુષ માટે પ્રવૃત્તિથી અન્ય કોઈ અશુદ્ધિ નથી, કારણ કે સ્વાભાવિક પ્રવૃત્તિથી જ તે પુરુષ મલિન છે. વળી, એકાએક સર્વ કર્મોથી નિવૃત્ત થવું પણ શક્ય નથી, આથી 'આ ન કરવું જોઈએ, આ કરવું જોઈએ.' એમ સ્વાભાવિક પ્રવૃત્તિના સંકોચ દ્વારા નિવૃત્તિ જ કરવામાં આવી છે. વેદ જે રીતે પ્રવૃત્તિપરાયણ નથી તે રીતે આ પછીના અધ્યાય (૨૧)માં કહીશું– 'મનુષ્યો જન્મથી જ કામનાઓમાં આસક્ત હોય છે.' (શ્રીમદ્ ભા.૧૧/૨૧/૨૪) વગેરે. આથી યોગીને સ્વાભાવિક પ્રવૃત્તિના અભાવને કારણે પ્રાયશ્ચિત્ત વગેરે વિધિ લાગુ પડતો નથી. ॥ ૨૬ ॥

भक्त्यधिकारिणो भक्तियोगमाह—**जातश्रद्ध इति** नवभिः।

(હવે ભગવાન) ભક્તિના અધિકારી માટે ભક્તિયોગને નવ શ્લોકોથી વર્ણવે છે– **'जातश्रद्धः इति।'**

**जातश्रद्धो मत्कथासु निर्विण्णः सर्वकर्मसु।**
**वेद दुःखात्मकान् कामान् परित्यागेऽप्यनीश्वरः॥**
**॥ २७॥**

જે મનુષ્યને મારી કથાઓ ઉપર શ્રદ્ધા જન્મી હોય અને તેથી બીજાં સર્વ કર્મો માટે કંટાળો આવ્યો હોય તેવો મનુષ્ય વિષયોને દુઃખરૂપ જાણે છે તો ખરો, છતાં તેને તજવા અસમર્થ હોય છે. ॥ ૨૭ ॥

मत्कथासु जातश्रद्धोऽत एवान्येषु कर्मसूद्विग्नो न तु तत्फलेषु विरक्तः। तदाह—वेदेति। यद्यपि वेद तथापि तत्परित्यागेऽनीश्वरोऽशक्तः ॥ २७ ॥

મારી કથાઓમાં શ્રદ્ધા જન્મી હોય અને તેથી બીજાં કર્મો પ્રત્યે ઉદ્વેગ થતો હોય, પરંતુ તે કર્મોનાં ફળો પ્રત્યે વિરક્ત ન હોય, તે કહે છે– **'वेद इति।'** જો કે તે (વિષયોને દુ:ખરૂપ) જાણે છે તેમ છતાં તેને તજવા માટે **'अनीश्वरः'** અસમર્થ હોય છે. ॥ ૨૭ ॥

**ततो भजेत मां प्रीतः श्रद्धालुर्दृढनिश्चयः।**
**जुषमाणश्च तान् कामान् दुःखोदर्कांश्च गर्हयन् ॥**
**॥ २८ ॥**

આવો શ્રદ્ધાળુ મનુષ્ય ('ભક્તિથી જ સર્વ કાંઈ થશે.'– એવો) દઢ નિશ્ચય કરી, દુ:ખદાયી પરિણામોવાળા તે વિષયોની નિંદા કરતાં અને તેમનું સેવન કરતાં, પ્રસન્ન રહી પછી મારું ભજન કરે. ॥ ૨૮ ॥

एवंभूतो यः श्रद्धालुर्भक्त्यैव सर्वं भविष्यतीति दृढनिश्चयः संस्ततस्तदनन्तरं मां प्रीत्या भजेत। विषयांस्तु सेवमानोऽपि तेषु प्रीतिं न कुर्यादित्याह—गर्हयन्निति ॥ २८ ॥

આવો જે શ્રદ્ધાળુ છે તે 'ભક્તિથી જ સર્વ કાંઈ થશે.' – એવો દઢ નિશ્ચય કરી **'ततः'** ત્યાર પછી મને પ્રેમથી ભજે. વિષયોનું સેવન કરતો હોવા છતાં તેમના પર પ્રીતિ ન કરે, એમ કહે છે– **'गर्हयन् इति।'** તે વિષયોની નિંદા કરતાં (મને પ્રેમથી ભજે). ॥ ૨૮ ॥

कथं भजेत किं वा ततो भवति तदाह—प्रोक्तेनेति द्वाभ्याम्।

કેવી રીતે મને ભજે અને પછી શું થાય તે બે શ્લોકોથી કહે છે– **'प्रोक्तेन इति।'**

**प्रोक्तेन भक्तियोगेन भजतो मासकृन्मुनेः।**
**कामा हृदय्या नश्यन्ति सर्वे मयि हृदि स्थिते ॥ २९**

મારા દ્વારા કહેવામાં આવેલા ભક્તિયોગથી નિરંતર મારું ભજન કરતા મુનિના હૃદયમાં હું નિવાસ કરું છું, તેથી હૃદયમાં રહેલી સર્વ વિષયાભિલાષાઓ નાશ પામે છે. ॥ ૨૯ ॥

'श्रद्धामृतकथायां मे शश्वन्मदनुकीर्तनम्।' इत्यादिना तत्र तत्रोक्तेन मा मामसकृन्नित्यं भजतो हृदय्या हृद्गताः कामा नश्यन्ति ॥ २९ ॥

'મારી અમૃતરૂપ કથાઓમાં નિરંતર શ્રદ્ધા અને કથાશ્રવણ પછી મારું કીર્તન....' (શ્રીમદ્ ભા.૧૧/૧૯/૨૦) વગેરે દ્વારા અનેક સ્થળે કહેલું હોવાથી **'मा'** મામ્ મને **'असकृत्'** નિત્ય નિરંતર ભજતા મુનિના **'हृदय्याः'** હૃદયમાં રહેલી વિષયાભિલાષાઓ નાશ પામે છે. ॥ ૨૯ ॥

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः।**
**क्षीयन्ते चास्य कर्माणि मयि दृष्टेऽखिलात्मनि ॥**
**॥ ३० ॥**

સર્વના આત્મારૂપ મારું દર્શન થતાં મનુષ્યની હૃદયરૂપી અહંકારની ગાંઠ છૂટી જાય છે, સર્વ સંશયો કપાઈ જાય છે તથા સંચિત કર્મો (અને તેની વાસનાઓ) પણ નાશ પામે છે. ॥ ૩૦ ॥

हृदयमेव ग्रन्थिरहंकारस्तत्पूर्वकाश्च सर्वे संशया असंभावनादयः। कर्माण्यनारब्धफलानि संसारहेतुभूतानि च॥ ३०॥

હૃદય જ અહંકારની ગાંઠ, તે સહિત સર્વ અસંભાવના વગેરે સંશયો (કપાઈ જાય છે). **'कर्माणि'** પ્રારબ્ધકર્મ સિવાયનાં સંસારના કારણરૂપ સંચિત કર્મો (નાશ પામે છે). ॥ ૩૦ ॥

तदेवं व्यवस्थयाधिकारत्रयमुक्तम्। तत्र च भक्तेरन्यनिरपेक्षत्वादन्यस्य च तत्सापेक्षत्वाद्भक्तियोग एव श्रेष्ठ इत्युपसंहरति—**तस्मादिति** त्रिभिः।

આમ, વ્યવસ્થા માટે ત્રણ અધિકાર કહેવામાં આવ્યા. વળી, તે ત્રણેય યોગોમાં ભક્તિને બીજા બે યોગોની અપેક્ષા ન હોવાથી તથા જ્ઞાન અને કર્મને ભક્તિની અપેક્ષા હોવાથી ભક્તિયોગ જ શ્રેષ્ઠ છે, એમ ત્રણ શ્લોકોથી ઉપસંહાર કરે છે– **'तस्मात् इति।'**

**तस्मान्मद्भक्तियुक्तस्य योगिनो वै मदात्मनः।**
**न ज्ञानं न च वैराग्यं प्रायः श्रेयो भवेदिह॥ ३१**

માટે મારી ભક્તિથી યુક્ત થયેલા અને મારામાં જ મનવાળા યોગીને અહીં (ભક્તિ-જ્ઞાન-કર્મરૂપ સાધનમાં) મહદંશે જ્ઞાન અને વૈરાગ્ય કલ્યાણના સાધનરૂપ થતાં નથી. ॥ ૩૧ ॥

मदात्मनो मय्यात्मा चित्तं यस्य तस्य। श्रेयः श्रेयःसाधनम्॥ ३१॥

**'मद्-आत्मनः'** મારામાં જ આત્મા ચિત્ત છે જેનું તેને– **'श्रेयः'** કલ્યાણના સાધનરૂપ ॥ ૩૧ ॥

तत्र हेतुः—**यत्कर्मभिरित्यादि**।

તે માટેનું (જ્ઞાન અને વૈરાગ્ય કલ્યાણના સાધનરૂપ ન હોવા માટેનું) કારણ– **'यत् कर्मभिः इति।'** વગેરે.

**यत् कर्मभिर्यत्तपसा ज्ञानवैराग्यतश्च यत्।**
**योगेन दानधर्मेण श्रेयोभिरितरैरपि॥ ३२**
**सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा।**
**स्वर्गापवर्गं मद्धाम कथंचिद् यदि वाञ्छति॥ ३३**

કર્મોથી, તપથી, જ્ઞાનથી, વૈરાગ્યથી, યોગથી, દાનધર્મથી તેમ જ કલ્યાણનાં બીજાં સાધનોથી જે ચિત્તશુદ્ધિ વગેરે ફળ પ્રાપ્ત થાય છે, તે સર્વ ફળ મારો ભક્ત ભક્તિયોગથી અનાયાસે પામે છે. જો મારો ભક્ત કદાચ સ્વર્ગ, મોક્ષ કે મારું વૈકુંઠધામ ઈચ્છે તો તે પણ તે પામે છે. ॥ ૩૨ ॥ ૩૩ ॥

इतरैरपि तीर्थयात्राव्रतादिभिः। श्रेयः-साधनैर्यद्भाव्यं सत्त्वशुद्ध्यादि तत्सर्वमञ्जसा अनायासेनैव स्वर्गमपवर्गं मद्धाम वैकुण्ठं लभत एव। वाञ्छा तु नास्तीत्युक्तम्, यदि वाञ्छतीति॥ ३२॥ ३३॥

**'इतरैः अपि'** તીર્થયાત્રા, વ્રતો વગેરે બીજાં કલ્યાણનાં સાધનોથી પણ જે અંતઃકરણની શુદ્ધિ વગેરે થવા યોગ્ય છે, તે સર્વ **'अञ्जसा'** અનાયાસે જ પામે છે. સ્વર્ગ, મોક્ષ કે મારું વૈકુંઠધામ પણ તે પામે છે– પરંતુ તેવી ઈચ્છા જ હોતી નથી, એમ કહેવામાં આવ્યું છે. જો ઈચ્છે તો (તે સર્વ પણ તે પામે છે). ॥ ૩૨ ॥ ૩૩ ॥

तत्र हेतुमाह—**न किंचिदिति**।

ભક્તોની અપેક્ષારહિતતા માટેનું કારણ કહે છે– **'न किंचित् इति।'**

**न किंचित् साधवो धीरा भक्ता ह्येकान्तिनो मम।**
**वाञ्छन्त्यपि मया दत्तं कैवल्यमपुनर्भवम्॥**
**॥ ३४॥**

धीरा धीमन्तो यतो मम एकान्तिनो मय्येव प्रीतियुक्ता अतो मया दत्तमपि न गृह्णन्ति। किं वक्तव्यं न वाञ्छन्तीत्यर्थः। अपुनर्भवमात्यन्तिकमपि कैवल्यम्॥ ३४॥

તદુપપાદયતિ—

**નૈરપેક્ષ્યં પરં પ્રાહુર્નિઃશ્રેયસમનલ્પકમ્।**
**તસ્માન્નિરાશિષો ભક્તિર્નિરપેક્ષસ્ય મે ભવેત્॥ ૩૫**

नैरपेक्ष्यमेव परमुत्कृष्टमनल्पकं महन्निःश्रेयसं फलं तत्साधनं च प्राहुः। मे भक्तिर्निराशिषः प्रार्थनाशून्यस्य निरपेक्षस्य प्रार्थनाकारणभूतापेक्षारहितस्य पुंसो भवेत्। यद्वा, मे निरपेक्षस्य या भक्तिः सा निराशिषो भवेदित्यर्थः॥ ३५॥

अनेन प्रकारेण सिद्धानां न गुणदोषा इति विरोधपरिहारमुपसंहरति—**न मयीति**।

**न मय्येकान्तभक्तानां गुणदोषोद्भवा गुणाः।**
**साधूनां समचित्तानां बुद्धेः परमुपेयुषाम्॥ ३६**

એક માત્ર મારામાં જ પ્રીતિવાળા, સદાચારી, ધીર ભક્તો મારા દ્વારા આપવામાં આવેલા આત્યંતિક મોક્ષપદને પણ ઈચ્છતા નથી. ॥ ૩૪ ॥

**'धीराः'** ધીર, બુદ્ધિમાન હોય છે, કારણ કે **'मम एकान्तिनः'** એક માત્ર મારામાં જ પ્રીતિવાળા હોય છે. આથી મારા દ્વારા આપવામાં આવેલું પણ સ્વીકારતા નથી, તો પછી તેઓ મોક્ષ ન ઈચ્છે તેમાં શું કહેવું? એમ અર્થ છે. **'अपुनर्भवम्'** આત્યંતિક મોક્ષ પણ (ઈચ્છતા નથી). ॥ ૩૪ ॥

તે (ભક્તોની એકાંતિક ભક્તિ)ને સિદ્ધ કરે છે–

કોઈ વસ્તુની અપેક્ષા ન રાખવી એ જ પરમ કલ્યાણરૂપ ઉત્કૃષ્ટ ફળ અને તેનું સાધન છે, એમ (વિદ્વાનો) કહે છે, માટે કોઈ પણ વસ્તુની અપેક્ષા ન રાખનારા મારા નિઃસ્પૃહ ભક્તને જ ભક્તિ (પ્રકટ) થાય (છે). ॥ ૩૫ ॥

અપેક્ષારાહિત્ય જ **'परम्'** ઉત્કૃષ્ટ **'अनल्पकम्'** પરમ કલ્યાણરૂપ ફળ અને તેનું સાધન છે, એમ વિદ્વાનો કહે છે. મારી ભક્તિ **'निराशिषः'** પ્રાર્થના (યાચના) ન કરનાર, અપેક્ષા વગરનાને– પ્રાર્થનાના કારણરૂપ અપેક્ષા વગરના મનુષ્યને થાય છે. અથવા નિરપેક્ષ એવા મારી જે ભક્તિ છે તે નિઃસ્પૃહી મનુષ્યને થાય (છે), એમ અર્થ છે. ॥ ૩૫ ॥

આ પ્રકારે સિદ્ધજનોને ગુણદોષ સાથે સંબંધ નથી, એ વિરોધના નિરાકરણનો ઉપસંહાર કરે છે– **'न मयि इति।'**

મારા એકાંતિક (અનન્યપ્રેમી), સમાન ચિત્તવાળા, સદાચારી અને બુદ્ધિથી પર એવા ઈશ્વરને પામી ચૂકેલા ભક્તોને વિધિ-નિષેધથી ઉત્પન્ન થતાં પુણ્ય-પાપ વગેરે હોતાં નથી. ॥ ૩૬ ॥

गुणदोषैर्विहितप्रतिषिद्धैरुद्भवो येषां ते गुणाः पुण्यपापादयः। साधूनां निरस्तरागादीनामतः समचित्तानामत एव बुद्धेः परमीश्वरं प्राप्तानाम् ॥ ३६ ॥

**'गुणदोषैः'** વિધિ-નિષેધથી જેમની ઉત્પત્તિ છે, તે **'गुणाः'** પુણ્ય-પાપ વગેરે જેમને હોતાં નથી. રાગ-દ્વેષ દૂર થઈ જવાને કારણે સમાન ચિત્તવાળા હોવાથી જ બુદ્ધિથી પર એવા ઈશ્વરને પામી ચૂકેલા સાધુજનોને (પુણ્ય-પાપ હોતાં નથી).॥ ૩૬ ॥

काम्यकर्मनिष्ठां निन्दिष्यन्नेतान्मुक्ति-मार्गानुपसंहरति—**एवमिति**।

(સંતાન, સ્વર્ગ, ધન, યશ વગેરે) કામનાની ઈચ્છાથી કરવામાં આવેલી કર્મનિષ્ઠાની નિંદા કરનાર ભગવાન ભક્તિ, જ્ઞાન અને કર્મયોગરૂપ આ મુક્તિના માર્ગોનો ઉપસંહાર કરે છે– **'एवम् इति।'**

**एवमेतान् मयाऽऽदिष्टाननुतिष्ठन्ति मे पथः।**
**क्षेमं विन्दन्ति मत्स्थानं यद् ब्रह्म परमं विदुः ॥ ३७**

આમ, મારા દ્વારા ઉપદેશાયેલા, મારી પ્રાપ્તિના ઉપાયરૂપ આ (ત્રણ) માર્ગોનું જેઓ અનુસરણ કરે છે તેઓ કાળ, માયા વગેરેથી રહિત એવા મારા ધામ વૈકુંઠને પ્રાપ્ત કરે છે અને પરમ બ્રહ્મતત્ત્વને જાણે છે. ॥ ૩૭ ॥

मे पथो मत्प्राप्त्युपायान् येऽनुतिष्ठन्ति ते क्षेमं कालमायादिरहितं मम लोकं विन्दन्ति, यत्परमं ब्रह्म तच्च विदुः ॥ ३७ ॥

**'मे पथः'** મારી પ્રાપ્તિના ઉપાયોનું જેઓ અનુસરણ કરે છે, તેઓ **'क्षेमम्'** કાળ, માયા વગેરેથી રહિત એવા મારા લોકને પ્રાપ્ત કરે છે અને જે પરમ બ્રહ્મતત્ત્વ છે, તેને જાણે છે.॥ ૩૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे विंशोऽध्यायः ॥ २० ॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां विंशोऽध्यायः ॥ २० ॥

*****

# अथैकविंशोऽध्यायः

## ગુણ-દોષની વ્યવસ્થાનું સ્વરૂપ અને રહસ્ય

जयति स्वपरानन्दः परानन्दनृकेसरी।
यत्कृपालवलेशेन श्रीधरः सत्कृतिः कृती ॥ १
(दीपिनी—जयति सर्वोत्कर्षेण वर्तते।)

પોતાને પરાયણ ભક્તજનોને આનંદ આપનાર, પરમાનંદરૂપ નરસિંહ ભગવાન સર્વના ઉત્કર્ષરૂપે વિદ્યમાન છે, કે જેમની કૃપાના અંશના કણમાત્રથી શ્રીધર શ્રેષ્ઠ વ્યાખ્યા કરનાર વિદ્વાન બન્યા.॥ ૧ ॥

ईक्षन्तामिच्छया सन्तः क्षमन्तां मम साहसम्।
मया हि स्वीयबोधाय कृतमेतन्न सर्वतः ॥ २

પોતાના જ્ઞાન માટે જ આ વ્યાખ્યા કરવામાં આવી છે, સર્વ જનો માટે આ વ્યાખ્યા નથી, એમ ધ્યાનમાં લેવામાં આવે તેમ જ મારા આ સાહસને કૃપા કરીને ક્ષમા કરવામાં આવે. ॥ ૨ ॥

एकविंशे क्रियाज्ञानभक्तिष्वनधिकारिणाम्।
कामिनां द्रव्यदेशादिगुणदोषाः प्रपञ्चिताः॥ ३

ક્રિયા, જ્ઞાન અને ભક્તિ માટે અનધિકારી એવા સકામ મનુષ્યોને દ્રવ્ય, દેશ વગેરે ગુણ અને દોષો પ્રાપ્ત થાય છે, તે એકવીસમા અધ્યાયમાં વિસ્તારપૂર્વક વર્ણવાયું છે. ॥ ૩ ॥

तदेवं गुणदोषव्यवस्थार्थं योगत्रयमुक्तं, तत्र ज्ञानभक्तिसिद्धानां न किंचिद्गुणदोषौ, साधकानां तु प्रथमतो निवृत्तिकर्मनिष्ठानां यथाशक्ति नित्यनैमित्तिकं कर्म सत्त्वशोधकत्वाद्गुणः, तदकरणं निषिद्धकरणं च तन्मलीमसकरणत्वाद्दोषः, तन्निवर्तकत्वाच्च प्रायश्चित्तं गुणः, विशुद्धसत्त्वानां तु ज्ञाननिष्ठानां ज्ञानाभ्यास एव सिद्धिहेतुत्वाद्गुणः, भक्तिनिष्ठानां पुनः श्रवणकीर्तनादिभक्तिरेव गुणः, तद्विरुद्धं सर्वमुभयेषां दोष इत्युक्तम्। इदानीं ये तु न सिद्धा नापि साधकाः किंतु केवलं काम्यकर्मप्रधानास्तेषां सकलगुणदोषान्प्रपञ्चयिष्यन्नादौ तानतिबहिर्मुखान्निन्दति—**य एतानिति**।

આમ, ગુણ-દોષની વ્યવસ્થા માટે ત્રણ ઉપાયો કહેવાયા. તેમાં જ્ઞાન અને ભક્તિથી સિદ્ધ થયા હોય તેઓને ગુણ-દોષ કંઈ છે નહીં, પરંતુ પ્રથમથી નિવૃત્તિકર્મમાં નિષ્ઠાવાળા સાધકોને યથાશક્તિ નિત્ય-નૈમિત્તિક કર્મ કરવાં તે ચિત્તશોધક હોવાથી ગુણરૂપ છે તથા તે નિત્ય-નૈમિત્તિક કર્મો ન કરવાં અને નિષિદ્ધ કર્મો કરવાં એ કલંકિત કાર્ય કર્યું હોવાથી દોષ છે. તેમ જ પ્રાયશ્ચિત્ત તે દોષોને દૂર કરનારું હોવાથી ગુણ છે, પરંતુ વિશુદ્ધ અંતઃકરણવાળા જ્ઞાનનિષ્ઠ જનો માટે તો જ્ઞાનાભ્યાસ જ સિદ્ધિના કારણરૂપ હોવાથી ગુણ છે. ભક્તિનિષ્ઠ જનોને તો વળી શ્રવણ, કીર્તન વગેરે ભક્તિ જ ગુણ છે. એથી વિરુદ્ધનું બીજું બધું આ બંનેને દોષરૂપ છે, એમ કહેવામાં આવ્યું. હવે જેઓ સિદ્ધ નથી અને સાધક પણ નથી, પરંતુ કેવળ કામ્યકર્મને જ મુખ્ય માનનારા છે, તેઓના સમસ્ત ગુણ-દોષનું વિસ્તારપૂર્વક વર્ણન કરતાં પહેલાં અતિશય બહિર્મુખી એવા તે જનોની નિંદા કરે છે— **'ये एतान् इति।'**

श्रीभगवानुवाच

**य एतान् मत्पथो हित्वा भक्तिज्ञानक्रियात्मकान्।**
**क्षुद्रान् कामांश्चलैः प्राणैर्जुषन्तः संसरन्ति ते॥ १**

**શ્રીભગવાન બોલ્યા** – જે મનુષ્યો ભક્તિ, જ્ઞાન તથા નિષ્કામ કર્મયોગરૂપ મારા કહેલા માર્ગો તજીને અસ્થિર શ્વાસો દ્વારા અથવા ઇન્દ્રિયો દ્વારા તુચ્છ વિષયોને સેવતા હોય છે, તેઓ (અનેક પ્રકારની યોનિઓરૂપ) સંસારને પ્રાપ્ત થાય છે.॥ ૧ ॥

मत्पथो मदुक्तमार्गान् क्षुद्राँस्तुच्छांश्चलैरस्थिरैः प्राणैर्देहवायुभिरिन्द्रियैर्वा जुषन्तः सेवमाना भवन्ति ते संसरन्ति। निखिलगुणदोषभाक्त्वेन नानायोनीः प्राप्नुवन्तीत्यर्थः॥ १॥

**'मत्-पथः'** મારા કહેલા માર્ગોને (તજીને) **'क्षुद्रान्'** તુચ્છ વિષયોને **'चलैः'** અસ્થિર **'प्राणैः'** દેહના વાયુરૂપ શ્વાસો દ્વારા અથવા ઇન્દ્રિયો દ્વારા **'जुषन्तः'** સેવતા હોય છે, તેઓ **'संसरन्ति'** સમસ્ત દોષના ભાગી બનવાથી અનેક જાતની યોનિઓ પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે. ॥ ૧ ॥

ननु तैरेव कर्मभिः केचिद्गुणदोषभाजः केचिन्नेति कुतो वैषम्यम्, न ह्यग्निना केचित्तप्यन्ते केचिन्नेति संभवति, तत्राह— **स्वे स्व इति।**

શંકા કરવામાં આવી છે કે તે જ કર્મોથી કેટલાક ગુણ-દોષના ભાગી બને છે અને કેટલાક નથી બનતા, એમ (આવી) વિષમતા શા માટે? અગ્નિથી કેટલાક તપે અને કેટલાક ન તપે, એમ બને નહીં. તે માટે ઉત્તર આપે છે– **'स्वे स्वे इति।'**

**स्वे स्वेऽधिकारे या निष्ठा स गुणः परिकीर्तितः।**
**विपर्ययस्तु दोषः स्यादुभयोरेष निश्चयः॥ २**

પોતપોતાના અધિકારમાં જે સ્થિતિ છે, તે જ ગુણ કહેવામાં આવ્યો છે અને તેથી ઉલટું વર્તવું તે દોષ છે. ગુણ તથા દોષ એ બંનેનો આ નિશ્ચય છે. ॥ २ ॥

अधिकारभेदेन कल्पितौ गुणदोषौ न वस्तुनिष्ठाविति भावः॥ २॥

ગુણ અને દોષ અધિકારના ભેદથી કલ્પવામાં આવ્યા છે, તે વસ્તુનિષ્ઠ નથી, એવો ભાવ છે. ॥ २ ॥

**दीपिनी.**—ऋतुगमने गृहस्थस्य विहितत्वाद्गुणत्वं, विरक्तस्य तु निषिद्धत्वाद्दोषत्वमिति।

ગૃહસ્થને માટે ઋતુગમન વિહિત હોવાથી ગુણ છે, પરંતુ વિરક્તને માટે તેનો નિષેધ હોવાથી દોષરૂપ છે.

तदाह—**शुद्ध्यशुद्धी इति।**

તે ગુણ-દોષના મૂલ્યાંકનને વર્ણવે છે– **'शुद्धि-अशुद्धी इति।'**

**शुद्ध्यशुद्धी विधीयेते समानेष्वपि वस्तुषु।**
**द्रव्यस्य विचिकित्सार्थं गुणदोषौ शुभाशुभौ॥ ३**
**धर्मार्थं व्यवहारार्थं यात्रार्थमिति चानघ।**
**दर्शितोऽयं मयाऽऽचारो धर्ममुद्वहतां धुरम्॥ ४**

હે નિષ્પાપ (ઉદ્ધવ)! (સંસારમાં) સર્વ વસ્તુઓ સમાન છે, છતાં શુદ્ધિ-અશુદ્ધિ, ગુણ-દોષ, શુભ-અશુભ વગેરેનું જે વિધાન કરવામાં આવ્યું છે, તે પદાર્થની સ્વાભાવિક પ્રવૃત્તિને નિયંત્રિત કરવા માટે છે. ધર્મ માટે (શુદ્ધિ-અશુદ્ધિ), વ્યવહાર માટે (ગુણ-દોષ) અને શરીરનિર્વાહ માટે (શુભ-અશુભ એવો) આ આચાર ધર્મની ધુરા ઉપાડી રહેલા (કર્મજડ મનુષ્યો માટે મનુ વગેરે રૂપે) મારા દ્વારા દર્શાવવામાં આવ્યો છે. ॥ ૩ ॥ ૪ ॥

विचिकित्सार्थं योग्यमयोग्यं वेति संदेहद्वारा स्वाभाविकप्रवृत्तिप्रतिबन्धार्थमित्यर्थः। तत्र शुद्ध्यशुद्धी योग्यत्वायोग्यत्वे। गुणदोषौ

**'विचिकित्सार्थम्'** યોગ્ય છે કે અયોગ્ય છે, એવા સંદેહ દ્વારા સ્વાભાવિક પ્રવૃત્તિને નિયંત્રિત કરવા માટે, એમ અર્થ છે. તેમાં શુદ્ધિ અને અશુદ્ધિ યોગ્યતા અને અયોગ્યતા માટે, ગુણ નિમિત્તે ઉપાદેયત્વ અને દોષ નિમિત્તે અનુપાદેયત્વ

तन्निमित्तोपादेयत्वानुपादेयत्वे। शुभाशुभौ तन्निमित्तावर्थानर्थौ॥ ३॥

અર્થાત્ ગુણનું સ્વીકાર માટે અને દોષનું અસ્વીકાર માટે (વિધાન કરવામાં આવ્યું છે). શુભ નિમિત્તે અર્થનું અને અશુભ નિમિત્તે અનર્થનું (વિધાન કરવામાં આવ્યું છે). ॥ ૩ ॥

तत्र शुद्ध्यशुद्धी धर्मार्थम्। शुद्धेन धर्मः, अशुद्धेनाधर्म इति। गुणदोषौ व्यवहारार्थम्। अशुद्धावपि राजादीनां व्यवहारदर्शनाद्युपादेयं नान्यदिति। शुभाशुभौ यात्रार्थं दोषत्वेऽप्यापत्सु शरीरनिर्वाहमात्रोपादाने न पापमधिकोपादाने तु पापमिति मया मन्वादिरूपेण। धर्मरूपां धुरं भारम्। कर्मजडानामित्यर्थः ॥ ४॥

તેમાં શુદ્ધિ અને અશુદ્ધિ ધર્મ માટે દર્શાવેલી છે. શુદ્ધ કર્મથી ધર્મ અને અશુદ્ધ કર્મથી અધર્મ થાય છે. ગુણ અને દોષ વ્યવહાર માટે છે. (સૂતક વગેરે) અશુદ્ધિમાં પણ રાજા વગેરેને માટે રાજકાજરૂપ વ્યવહારકર્મ વગેરે કરવા યોગ્ય છે, પણ અન્ય નહીં. શુભ અને અશુભ **'यात्रार्थम्'** અશુભ વસ્તુ દોષકારક હોવા છતાં આપત્તિકાળમાં કેવળ શરીરનિર્વાહ પૂરતી લેવામાં પાપ નથી, પણ શરીરનિર્વાહથી વધારે લેવામાં પાપ છે. આ સર્વ આચાર મનુ વગેરેરૂપે ધર્મની ધુરા ઉપાડી રહેલા કર્મજડ મનુષ્યો માટે મારા દ્વારા કહેવામાં આવ્યો, એમ અર્થ છે. ॥ ૪ ॥

शुद्ध्यशुद्धी प्रपञ्चयिष्यन्वेदोक्तत्वेन तदभिनिवेशो मा भूदिति समानेष्वपि वस्तुष्विति यदुक्तं तत्प्रपञ्चयति—**भूमीति** त्रिभिः।

શુદ્ધિ અને અશુદ્ધિને વિસ્તારથી સમજાવતાં, તે વેદોક્ત હોવાથી તેનો આગ્રહ રાખવામાં ન આવે એટલે 'સર્વ વસ્તુઓ એકસમાન છે.' (શ્લોક-૩) એમ જે કહેવામાં આવ્યું, તે ત્રણ શ્લોકોથી વિસ્તારપૂર્વક સમજાવે છે– **'भूमि इति।'**

**भूम्यम्ब्वग्न्यनिलाकाशा भूतानां पंच धातवः।**
**आब्रह्मस्थावरादीनां शारीरा आत्मसंयुताः॥ ५**

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ તથા આકાશ– આ પંચમહાભૂતો બ્રહ્માજીથી માંડીને સ્થાવર વગેરે સર્વ પ્રાણીઓનાં કારણ છે, શરીરનો આરંભ કરનારાં છે અને એક જ આત્માથી યુક્ત (હોઈ જીવરૂપે પણ સમાન) છે. ॥ ૫ ॥

भूतानां प्राणिनाम्। धारयन्तीति धातवः कारणानि। शारीराः शरीरारम्भकाः। देहतः साम्यमुक्तं जीवतोऽप्याह—आत्मसंयुता इति ॥५॥

**'भूतानाम्'** પ્રાણીઓને ધારણ કરે તે **'धातवः'** કારણો– **'शारीराः'** શરીરનો આરંભ કરનારાં–દેહથી સામ્ય કહેવામાં આવ્યું, જીવથી પણ સામ્ય કહે છે– **'आत्मसंयुताः इति।'** એક જ આત્માથી યુક્ત છે. ॥ ૫ ॥

**वेदेन नामरूपाणि विषमाणि समेष्वपि।**
**धातुषूद्धव कल्प्यन्त एतेषां स्वार्थसिद्धये॥ ६**

હે ઉદ્ધવ! સર્વ પ્રાણીઓનાં શરીરો એક સમાન છે, તેમ છતાં (પ્રવૃત્તિના નિયમ દ્વારા) ધર્માદિ ચારેય પુરુષાર્થોની સિદ્ધિ માટે વેદ દ્વારા જુદી જુદી વર્ણાશ્રમધર્મની વ્યવસ્થા રચવામાં આવી છે.॥ ૬ ॥

धातुषु देहेषु। नामरूपाणि वर्णाश्रमादीनि। कल्पनायाः प्रयोजनमाह—एतेषां प्राणिनां स्वार्थसिद्धये प्रवृत्तिनियमद्वारा धर्मादिपुरुषार्थ-सिद्धये॥ ६॥

શરીરો (એક સમાન છે) ત્યારે– વર્ણાશ્રમ વગેરે, તેમની રચનાનું પ્રયોજન કહે છે– આ પ્રાણીઓનાં (શરીરો) **'स्वार्थसिद्धये'** પ્રવૃત્તિના નિયમ દ્વારા ધર્માદિ (ચારેય) પુરુષાર્થોની સિદ્ધિ માટે ॥ ૬ ॥

**देशकालादिभावानां वस्तूनां मम सत्तम।**
**गुणदोषौ विधीयेते नियमार्थं हि कर्मणाम्॥ ७**

હે સંતશિરોમણિ (ઉદ્ધવ)! દેશ, કાળ (ફળ, નિમિત્ત, અધિકારી તેમ જ ધાન્ય) વગેરે વસ્તુઓના ગુણ-દોષનું કર્મની સ્વાભાવિક પ્રવૃત્તિના નિયમન માટે મારા દ્વારા વિધાન કરવામાં આવ્યું છે.॥૭॥

न केवलं देहेष्वेव, अपि तु देशकालादिभावानामपि। आदिशब्देना-नुपादेयानां फलनिमित्ताधिकारिणां ग्रहणम्। वस्तूनामुपादेयानां व्रीह्यादीनामपि। मम मया। नियमार्थं संकोचार्थमित्यर्थः॥ ७॥

કેવળ શરીરો સરખાં છે એટલું જ નહીં, પણ દેશ, કાળ વગેરે પદાર્થોની પણ સમાનતા છે. **'आदि'** શબ્દથી ન ગ્રહણ કરવા યોગ્ય ફળ, નિમિત્ત, અધિકારીને લેવામાં આવ્યાં છે. **'वस्तूनाम्'** એટલે ગ્રહણ કરવા યોગ્ય ડાંગર વગેરેનું ગ્રહણ સમજવું. **'मम'** મારા દ્વારા **'नियमार्थम्'** નિયમન કરવા માટે (વિધાન કરવામાં આવ્યું છે), એમ અર્થ છે.॥ ૭ ॥

एवं गुणदोषविषयं परिशोध्य तयोः शुद्ध्यशुद्धिमूलत्वाच्छुद्ध्यशुद्धी प्रपञ्चयति— **अकृष्णसार इत्यष्टभिः।**

આમ, ગુણ-દોષ સંબંધી વિવેચન કરીને તે ગુણ-દોષ શુદ્ધિ-અશુદ્ધિનું મૂળ હોવાથી શુદ્ધિ-અશુદ્ધિને આઠ શ્લોકોથી વિસ્તારપૂર્વક સમજાવે છે– **'अकृष्णसारः इति।'**

**अकृष्णसारो देशानामब्रह्मण्योऽशुचिर्भवेत्।**
**कृष्णसारोऽप्यसौवीरकीकटासंस्कृतेरिणम्॥ ८**

(હે વીર ઉદ્ધવ,) દેશોમાં જે દેશ કાળિયારથી રહિત હોય તે અપવિત્ર છે. તેમાં પણ જે દેશના નિવાસીઓ બ્રાહ્મણોનું સન્માન કરનારા ન હોય તે દેશ અત્યંત અપવિત્ર છે. વળી, કાળા મૃગવાળો હોવાથી શ્રેષ્ઠ હોવા છતાં સત્પુરુષોથી રહિત એવા કીકટ (અંગ, વંગ, કલિંગ) વગેરે દેશો અપવિત્ર છે. સંસ્કારરહિત લોકોવાળો અને ઊષર ભૂમિવાળો દેશ પણ અપવિત્ર છે. ॥ ૮ ॥

देशानां मध्ये कृष्णहरिणरहितोऽशुचिः। तत्राप्यब्रह्मण्यो ब्राह्मणभक्तिशून्योऽत्यन्तमशुचिः। कृष्णसारोऽपि कृष्णेन मृगेण सारः श्रेष्ठो यः सोऽप्यसौवीरकीकटः सुवीराः सत्पुरुषास्तद्वान्सौवीरः कीकटोऽपि शुचिः।

દેશોમાં જે દેશ કાળા મૃગથી રહિત હોય તે અપવિત્ર છે, તેમાં પણ **'अब्रह्मण्यः'** બ્રાહ્મણ ઉપરની ભક્તિ વગરનો હોય તે અત્યંત અપવિત્ર છે. **'कृष्णसारः अपि'** કાળા મૃગવાળો હોવાથી શ્રેષ્ઠ હોવા છતાં જે **'असौवीरकीकटः' सुवीराः** સત્પુરુષો, તેમનાથી યુક્ત **सौवीरः**, (સત્પુરુષોથી રહિત તે **असौवीरः**)– જો તેમાં સત્પુરુષો હોય તો કીકટ દેશ પણ પવિત્ર છે.

तदुक्तम्—'स वै पुण्यतमो देशः सत्पात्रं यत्र लभ्यते।' इति। तद्वर्जितो यः कीकटोऽङ्गवङ्गकलिङ्गादिः। असंस्कृतः संमार्जनादिशून्यो म्लेच्छबहुलो वा। ईरिणमूषरम्। एकवद्भावः। तदशुचि। तदन्यः शुचिरित्यर्थादुक्तं भवति॥ ८॥

તે કહેવામાં આવ્યું છે– 'જ્યાં સુપાત્ર પ્રાપ્ત થાય તે દેશ ખરેખર, અત્યંત પુણ્યશાળી છે.' તેમના વગરના કીકટ, અંગ, વંગ, કલિંગ વગેરે જે દેશ છે તે (અપવિત્ર છે). **'असंस्कृतः'** સ્વચ્છતા વગરનો, ઘણા મ્લેચ્છોવાળો દેશ અપવિત્ર છે. **'ईरिणम्'** ઊષર ભૂમિવાળો– કીકટ દેશ અપવિત્ર અને ઊષર ભૂમિવાળો છે, એમ સમાહાર દ્વન્દ્વ સમાસ હોવાથી એ.વ. છે. તે અપવિત્ર છે. તે સિવાયનો બીજો દેશ પવિત્ર છે, એવો અર્થ ફલિત થવાથી એમ કહેવામાં આવ્યું છે. ॥ ૮ ॥

कालस्य शुद्ध्यशुद्धी दर्शयति—**कर्मण्य इति।**

**कर्मण्यो गुणवान् कालो द्रव्यतः स्वत एव वा।**
**यतो निवर्तते कर्म स दोषोऽकर्मकः स्मृतः॥**
**॥ ९॥**

કાળની શુદ્ધિ-અશુદ્ધિ દર્શાવે છે– **'कर्मण्यः इति।'**

દ્રવ્યસંપત્તિથી અથવા (દિવસનો પ્રથમ ભાગ હોવાથી) સ્વતઃ જ કર્મ માટે યોગ્ય હોય તે કાળ તે કર્મ માટે ગુણવાન છે. (દ્રવ્ય ન મળવાથી કે રાષ્ટ્ર ઉપર ઉપદ્રવ આવી પડવાથી) જે કાળમાં જે કર્મ અટકી પડે તે કાળ તે કર્મને અયોગ્ય હોઈ, અશુદ્ધ જાણવો.॥ ૯ ॥

द्रव्यतो द्रव्यसंपत्त्या स्वतो वा पूर्वाह्णादिर्यः कर्मण्यः कर्मार्हः स कालस्तस्मिन्कर्मणि गुणवान्। यतो यस्मिन्द्रव्यालाभेन वा राष्ट्रविप्लवादिना वा कर्म निवर्तते। यश्च सूतकादौ दशाहादिलक्षणोऽकर्मकः कर्मानर्हः स्मृतः स कालो दोषः, अशुद्ध इत्यर्थः॥ ९॥

**'द्रव्यतः'** દ્રવ્યસંપત્તિથી અથવા દિવસનો પ્રથમ ભાગ વગેરે હોવાથી જે કાળ સ્વતઃ **'कर्मण्यः'** કર્મ માટે યોગ્ય હોય તે કાળ તે કર્મ માટે ગુણવાન છે. **'यतः'** જે કાળમાં દ્રવ્ય ન મળવાથી કે રાષ્ટ્ર ઉપર ઉપદ્રવ વગેરે આવી પડવાથી જે કર્મ અટકી પડે તથા સૂતક વગેરેના પ્રથમ દસ દિવસ વગેરેનો જે કાળ છે તે **'अकर्मकः'** કર્મ માટે અયોગ્ય જાણવો. તે કાળ દોષવાળો હોઈ અશુદ્ધ છે, એમ અર્થ છે.॥ ૯ ॥

वस्तुशब्दोपात्तानां द्रव्याणां शुद्ध्यशुद्धी दर्शयति—**द्रव्यस्येति** चतुर्भिः।

वस्तु शब्दथी ग्रહણ કરાયેલાં દ્રવ્યોની શુદ્ધિ-અશુદ્ધિ ચાર શ્લોકોથી દર્શાવે છે– **'द्रव्यस्य इति।'**

**द्रव्यस्य शुद्ध्यशुद्धी च द्रव्येण वचनेन च।**
**संस्कारेणाथ कालेन महत्त्वाल्पतयाथवा॥ १०**

(વસ્ત્ર વગેરે) દ્રવ્યની શુદ્ધિ (જળ વગેરે) દ્રવ્યથી થાય છે પણ (મૂત્ર વગેરે) દ્રવ્યથી અશુદ્ધિ થાય છે. (કોઈ વસ્તુની શુદ્ધિ કે અશુદ્ધિ માટે શંકા જન્મે ત્યારે તે) બ્રાહ્મણના વચનથી શુદ્ધ કે અશુદ્ધ મનાય છે. (પુષ્પ વગેરે) દ્રવ્યની (પ્રોક્ષણ વગેરે) સંસ્કારથી શુદ્ધિ થાય છે અને (સૂંઘવાથી) અશુદ્ધિ થાય છે. (ચોમાસાના વરસાદનું જળ) કાળથી શુદ્ધ થાય છે તેમ જ (ત્રણ દિવસ સુધી) અશુદ્ધ ગણાય છે. (સરોવર અને નદીઓનું જળ) વિપુલ પ્રમાણમાં હોવાથી શુદ્ધ મનાય છે તથા (ખાડાઓનું જળ) અલ્પ પ્રમાણમાં હોવાથી અશુદ્ધ ગણાય છે. ॥ ૧૦ ॥

द्रव्येण तोयादिना शुद्धिः, मूत्रादिना त्वशुद्धिः। वचनेन शुद्धमशुद्धं वेति संदेहे शुद्धमित्येवंरूपेण ब्राह्मणवचनेन शुद्धिर्विपरीतेनाशुद्धिः। संस्कारेण प्रोक्षणादिना पुष्पादेः शुद्धिरवघ्राणादिना त्वशुद्धिः। कालेन दशाहादिना नवोदकादेः शुद्धिः—

'काले मेघोदकं ग्राह्यं वर्ज्यं तु त्र्यहमेव हि।
अकाले दशरात्रं स्यात्ततः शुद्धिर्विधीयते॥'

विपरीतेनाशुद्धिः पर्युषितान्नादेरशुद्धिः। अन्त्यजाद्युपहतानां तडागाद्युदकानां महत्त्वाल्पत्वाभ्यां शुद्ध्यशुद्धी॥ १०॥

(વસ્ત્ર વગેરે દ્રવ્યની) શુદ્ધિ જળ વગેરે દ્રવ્યથી થાય છે પણ મૂત્ર વગેરેથી અશુદ્ધિ થાય છે. વસ્તુની શુદ્ધિ-અશુદ્ધિ માટે શંકા જન્મે ત્યારે 'આ શુદ્ધ છે.' એવા બ્રાહ્મણના વચનથી શુદ્ધિ અને તેનાથી ઊલટું 'આ અશુદ્ધ છે.' એવા બ્રાહ્મણના વચનથી તેની અશુદ્ધિ મનાય છે. પુષ્પ વગેરેની શુદ્ધિ પ્રોક્ષણ વગેરે સંસ્કારથી થાય છે પણ સૂંઘવા વગેરેથી અશુદ્ધિ ગણાય છે. ચોમાસા સિવાયના વરસાદના નવા જળ વગેરેની દસ દિવસ પછી શુદ્ધિ થાય છે. 'પરંતુ ચોમાસાના વરસાદનું જળ ત્રણ દિવસ સુધી ગ્રહણ કરવા યોગ્ય નથી. ચોમાસા સિવાય બીજા અયોગ્ય સમયનું જળ દસ રાત્રિ પછી શુદ્ધ કહેવામાં આવ્યું છે.' તેનાથી ઊલટું હોય તો જળની અશુદ્ધિ મનાય છે. વાસી અન્ન વગેરેની અશુદ્ધિ કહેવામાં આવી છે. અંત્યજ વગેરે દ્વારા અભડાવવામાં આવેલા તળાવ વગેરેના જળની તેની વિપુલતાથી અને અલ્પતાથી શુદ્ધિ કે અશુદ્ધિ ગણાય છે. ॥ ૧૦ ॥

**शक्त्याशक्त्याथवा बुद्ध्या समृद्ध्या च यदात्मने।**
**अघं कुर्वन्ति हि यथा देशावस्थानुसारतः॥**
**॥ ११ ॥**

શક્તિ-અશક્તિ અથવા બુદ્ધિ અને સમૃદ્ધિ અનુસાર શુદ્ધિ અને અશુદ્ધિની વ્યવસ્થામાં પોતાને જે કંઈ દોષ લાગે છે, તે દેશ અને અવસ્થા પ્રમાણે જેમ યોગ્ય હોય તેમ આંકવામાં આવે છે.॥ ૧૧ ॥

शक्त्याऽशक्त्या सूर्योपरागादिसूतकान्नादेः शक्तान्प्रत्यशुद्धिः, अशक्तान्प्रति शुद्धिः। बुद्ध्या पुत्रजननादौ दशाहाद्बहिर्ज्ञानेन शुद्धिरन्तर्ज्ञानेनाशुद्धिः। समृद्ध्या जीर्णमलवद्-वस्त्रादेः समृद्धं प्रत्यशुद्धिर्दरिद्रं प्रति शुद्धिः। तत्रापि विशेषमाह—**यदिति**।

સૂર્યગ્રહણ તથા સૂતક વગેરેમાં અન્ન વગેરેને શક્તિવાળાઓ માટે અશુદ્ધ ગણ્યું છે, પરંતુ (બાળકો, વૃદ્ધો, રોગીઓ વગેરે) અશક્તો માટે શુદ્ધ ગણ્યું છે. '**बुद्ध्या**' પુત્રજન્મ વગેરેની જાણ દસ દિવસ પછી થઈ હોય તો (સૂતક લાગતું નથી એટલે) શુદ્ધિ ગણાય છે અને દસ દિવસની અંદર જાણ થાય તો (સૂતક લાગે છે એટલે) અશુદ્ધિ ગણાય છે. '**समृद्ध्या**' ચીંથરાં જેવાં મેલાં વસ્ત્ર વગેરે સમૃદ્ધિવાનને માટે અશુદ્ધ અને દરિદ્રને માટે શુદ્ધ છે. તેમાં પણ વિશેષ કહે છે—'**यत् इति।**'

एते च द्रव्यवचनादयो द्रव्याशुद्धिद्वारा आत्मने यदघं कुर्वन्ति तद्देशावस्थानुसारत एव यथा यथावत्कुर्वन्ति न सर्वतः। तथा हि—निर्भय एव देशे कुर्वन्ति, न तु चौराद्याकुले। तथा रोगादिव्यक्तिरिक्तयुवाद्यवस्थायामेव कुर्वन्ति, न बाल्यरोगाद्यवस्थायामिति। तथा च स्मृतिः—

આ સર્વ દ્રવ્ય, વચન વગેરે દ્રવ્યની અશુદ્ધિ દ્વારા પોતાને જે દોષ કરે છે તે દેશ અને અવસ્થા પ્રમાણે જ '**यथा**' જેમ યોગ્ય હોય તેમ કરે છે, પણ સર્વ દેશ કે સર્વ અવસ્થામાં દોષરૂપ નથી. તે અનુસાર– નિર્ભય પ્રદેશમાં મનુષ્યને અશુદ્ધિ લાગે છે પણ ચોર વગેરેથી ભય હોય તેવા પ્રદેશમાં અશુદ્ધિ લાગતી નથી. તેમ જ રોગ વગેરેથી રહિત યુવાવસ્થામાં જ અશુદ્ધિ લાગે છે પણ બાલ્યાવસ્થા અને રોગ વગેરેની અવસ્થામાં અશુદ્ધિ લાગતી નથી. તે અનુસાર સ્મૃતિ છે–

'देशं कालं तथात्मानं द्रव्यं द्रव्यप्रयोजनम्।
उपपत्तिमवस्थां च ज्ञात्वा शौचं प्रकल्पयेत्॥'
इति॥ ११॥

'દેશ, કાળ, આત્મા, દ્રવ્ય, દ્રવ્યનું પ્રયોજન, યોગ્યતા અને અવસ્થા જાણીને જ શુદ્ધિની કલ્પના કરવી જોઈએ.' (બૌદ્ધાયન સ્મૃતિ) ॥ ૧૧ ॥

द्रव्यादिभिर्द्रव्यस्य शुद्धिरित्युक्तं तत्र वचनादिशुद्धिरेकरूपैव, द्रव्यतस्तु शुद्धिर्बहुरूपेति तां प्रपञ्चयति—**धान्येति**।

દ્રવ્ય વગેરેથી દ્રવ્યની શુદ્ધિ કહેવામાં આવી. વચન વગેરેથી થતી શુદ્ધિ એક જ પ્રકારની છે પણ દ્રવ્યથી થતી શુદ્ધિ અનેક પ્રકારની છે, તેને વિસ્તારથી સમજાવે છે– '**धान्य इति।**'

**धान्यदार्वस्थितन्तूनां रसतैजसचर्मणाम्।**
**कालवाय्वग्निमृत्तोयैः पार्थिवानां युतायुतैः॥ १२**

दारु लौकिकं ग्रहचमसादि च। अस्थि गजदन्तादि। रसास्तैलघृतादयः। तैजसाः सुवर्णादयः। तेषां पार्थिवानां च रथ्याकर्दम-घटेष्टकादीनां यथायथं कालादिभिः शुद्धिः। तत्रापि काकान्त्यजाद्युपघाततारतम्येन देशकालावस्थाद्यनुसारेणैव। एतैरन्यैश्च युतायुतैर्मिलितैः केवलैश्च। कालस्य पुनर्ग्रहणं युतत्वप्रदर्शनार्थम्॥ १२॥

ધાન્ય, કાષ્ઠ(નાં પાત્રો), હાથીદાંત, સૂતર, દ્રવ પદાર્થો, તૈજસ પદાર્થો, ચામડું તથા માટીની વસ્તુઓની શુદ્ધિ કાળ, વાયુ, અગ્નિ, માટી અને જળથી અલગ રીતે અથવા સંયુક્ત રીતે થાય છે. ॥ ૧૨ ॥

**'दारु'** લોકમાં વપરાતાં અને ગ્રહ, ચમસ વગેરે લાકડાનાં પાત્રો(ની શુદ્ધિ માટી સહિત ગરમ જળથી થાય છે). **'अस्थि'** હાથીદાંત વગેરે (વાયુ, તડકો અને કાળથી શુદ્ધ થાય છે). **'रसाः'** તેલ, ઘી વગેરે રસો અને **'तैजसाः'** સુવર્ણ વગેરે તૈજસ પદાર્થો (અગ્નિથી શુદ્ધ થાય છે). શેરીનો કાદવ, ઘડો, ઈંટ વગેરે તે માટીના પદાર્થોની શુદ્ધિ કાળ વગેરેથી યોગ્ય હોય તે રીતે થાય છે. તેમાં પણ કાગડો, ચાંડાળ વગેરેના અડકી જવામાં દેશ-કાળ-અવસ્થા અનુસાર વત્તાઓછા પ્રમાણમાં થાય છે. આ પદાર્થો અન્ય પદાર્થો સાથે અને અમુક અમુકની સાથે મળવાથી અને ક્યારેક કેવળ એકથી પણ શુદ્ધ થાય છે. કાળનો ફરીથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે, જળ, વાયુ વગેરેથી શુદ્ધિ થવામાં કાળને વ્યાપેલો જોવામાં આવતો હોવાના કારણે છે. ॥ ૧૨ ॥

**अन्वि.**—धान्यस्य वाय्वातपादिना शुद्धिः।

ધાન્યની શુદ્ધિ વાયુ, તડકો વગેરેથી થાય છે.

अस्पृश्यस्पर्शे शुद्धिमुक्त्वा लेपविषयेऽप्याह—

અસ્પૃશ્યના સ્પર્શ વિષે શુદ્ધિ કહીને અપવિત્ર વસ્તુથી ખરડાયેલી વસ્તુ વિષે પણ કહે છે—

**अमेध्यलिप्तं यद् येन गन्धं लेपं व्यपोहति।**
**भजते प्रकृतिं तस्य तच्छौचं तावदिष्यते॥ १३**

અપવિત્ર પદાર્થથી ખરડાયેલી વસ્તુને જે રીતે છોલવાથી કે ખારા-ખાટા જળથી ધોવાથી તેની ગંધ તથા ખરડ દૂર થાય અને તે તેની મૂળ સ્થિતિને પામે, તે જ તેની શુદ્ધિ મનાઈ છે. ॥ ૧૩ ॥

यत्पीठपात्रवस्त्रादि येन तक्षणक्षाराम्लोद-कादिना गन्धं लेपं च व्यपोहति त्यजति, स्वगतं च मलं त्यक्त्वा प्रकृतिं स्वमेव रूपं भजते, तस्य तच्छौचं शोधकम्। यावता च

જે પાટલો, પાત્ર, વસ્ત્ર વગેરે જે રીતે છોલવાથી કે ખારા-ખાટા જળથી ધોવાથી તેની ગંધ તથા ખરડ **'व्यपोहति'** દૂર થાય અને પોતાનામાં રહેલો મેલ છોડીને **'प्रकृतिम्'** પોતાના મૂળ રૂપને પ્રાપ્ત થાય તે જ તેને **'शौचम्'**

तक्षणादिना व्यपोहति तावत्प्रमाणं स्वरूपत आवृत्तितो वा तत्कर्तव्यमिष्यते॥ १३ ॥

एवं तावद्द्रव्यशुद्धिरुक्ता, इदानीं कर्तृशुद्धिमाह—**स्नानेति**।

**स्नानदानतपोऽवस्थावीर्यसंस्कारकर्मभिः।**
**मत्स्मृत्या चात्मनः शौचं शुद्धः कर्माचरेद् द्विजः॥ १४**

अवस्था कौमारादिः। वीर्यं शक्तिः। संस्कार उपनयनादिः। कर्म सन्ध्योपासन–दीक्षादिलक्षणम्। आत्मनः साहंकारस्य कर्तुरेतैः स्नानादिभिर्यथायथं तत्कार्यानुसारिणी शुद्धिः। इयं च शुद्धिर्न व्यवहारार्था किंतु विहितकर्मार्थेत्याह—शुद्ध इति। द्विज इत्युपलक्षणं शूद्रादेरपि॥ १४॥

मन्त्रशुद्धिमाह—

**मन्त्रस्य च परिज्ञानं कर्मशुद्धिर्मदर्पणम्।**
**धर्मः सम्पद्यते षड्भिरधर्मस्तु विपर्ययः॥ १५**

सद्गुरुमुखाद्यथावत्परिज्ञानं मन्त्रस्य शुद्धिः। कर्मशुद्धिमाह—ईश्वरार्पणं कर्मणः शुद्धिः। धर्माद्यर्थं शुद्ध्यशुद्धी प्रपञ्चतः प्रदर्श्योप–संहरति—धर्म इति।

શુદ્ધ કરનાર છે. જેટલું છોલવાથી અશુદ્ધિ દૂર થાય તેટલા પ્રમાણમાં સ્વરૂપથી કે આવૃત્તિથી તે કરવા યોગ્ય મનાયું છે. ॥ ૧૩ ॥

આમ, અહીં સુધી દ્રવ્યની શુદ્ધિ કહેવામાં આવી, હવે કર્તાની શુદ્ધિ કહે છે– **'स्नान इति।'**

સ્નાન, દાન, તપશ્ચર્યા, અવસ્થા, સામર્થ્ય, (ઉપનયન વગેરે) સંસ્કાર, (સંધ્યોપાસન વગેરે) કર્મ તથા મારા સ્મરણથી ચિત્તની શુદ્ધિ થાય છે. બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય (આ સર્વથી) શુદ્ધ થઈને વિહિત કર્મોનું અનુષ્ઠાન કરે. ॥ ૧૪ ॥

**'अवस्था'** કૌમાર વગેરે અવસ્થા, **'वीर्यम्'** શક્તિ કે સામર્થ્ય, **'संस्कारः'** ઉપનયન વગેરે સંસ્કાર, **'कर्म'** સંધ્યોપાસન, દીક્ષા વગેરે લક્ષણવાળું કર્મ– **'आत्मनः'** કર્તાના અહંકારની આ સર્વ સ્નાનાદિ કર્મોથી ઉચિત હોય તે રીતે તે કાર્ય અનુસાર શુદ્ધિ થાય છે. વળી, આ શુદ્ધિ વ્યવહાર માટે નથી પણ શાસ્ત્રમાં કહેલા કર્મ માટે છે, એમ કહે છે– **'शुद्धः इति।' 'द्विजः'** એ શબ્દ શૂદ્ર વગેરેને પણ સૂચિત કરે છે. ॥ ૧૪ ॥

મંત્રશુદ્ધિ જણાવે છે–

ગુરુના મુખથી યથોચિત રીતે મંત્ર જાણવો એ મંત્રની શુદ્ધિ છે. મને સમર્પિત કરી દેવાથી કર્મની શુદ્ધિ થાય છે. (દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, મંત્ર અને કર્મ શુદ્ધ હોય તો આ) છ દ્વારા ધર્મ સિદ્ધ થાય છે, પરંતુ તેનાથી ઊલટું (આ છ શુદ્ધ ન) હોય તો અધર્મ સિદ્ધ થાય છે. ॥ ૧૫ ॥

સદ્‌ગુરુના મુખથી યથાવત્ રીતે મંત્ર જાણવો, એ મંત્રની શુદ્ધિ છે. કર્મશુદ્ધિ જણાવે છે– કર્મ ઈશ્વરાર્પણ કરવાથી કર્મની શુદ્ધિ થાય છે. ધર્મ વગેરે પુરુષાર્થની શુદ્ધિ-અશુદ્ધિ સમજાવતાં, તે દર્શાવીને ઉપસંહાર કરે છે– **'धर्मः इति।'**

देशकालद्रव्यकर्तृमन्त्रकर्मभिः षड्भिः शुद्धैर्धर्मः संपद्यते। एतेषां यो विपर्ययः सोऽधर्मस्तद्धेतुरित्यर्थः ॥ १५ ॥

દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, મંત્ર અને કર્મ– આ છ શુદ્ધ હોય તો ધર્મ સિદ્ધ થાય છે. આ સર્વનું જે ઊલટું છે, તે અધર્મના કારણરૂપ છે, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

अयं च गुणदोषविभागो न वास्तव इत्याह—**क्वचिदिति।**

વળી, આ ગુણદોષનો વિભાગ વાસ્તવિક નથી, એમ કહે છે– **'क्वचित् इति।'**

**क्वचिद् गुणोऽपि दोषः स्याद् दोषोऽपि विधिना गुणः।**
**गुणदोषार्थनियमस्तद्भिदामेव बाधते॥ ॥ १६ ॥**

ક્યારેક (આપત્તિકાળમાં) શાસ્ત્રે કરેલા વિધાનના બળથી ગુણ પણ દોષરૂપ થાય છે અને દોષ પણ ગુણરૂપ થાય છે. ગુણ તથા દોષનો એક જ બાબતમાં દેખાતો નિયમ તે ગુણ-દોષના ભેદનું જ ખંડન કરે છે. ॥ ૧૬ ॥

आपदि प्रतिग्रहो गुणोऽप्यनापदि निषिद्धत्वाद्दोषः। परधर्मश्च परस्य गुणोऽपि स्वस्य दोषः। दोषोऽपि कुटुम्बत्यागादि- र्विरक्तादेर्न दोषः, अपि तु विधिबलेन गुणः। एवं योऽयं गुणदोषयोरेकस्मिन्नर्थे नियमो, गुणदोषार्थं वा यो नियमो नियामकं शास्त्रं स तयोर्भेदमेव बाधते॥ १६ ॥

ક્યારેક આપત્તિકાળમાં દાન લેવું એ ગુણ છે પણ આપત્તિ ન હોય ત્યારે તેનો નિષેધ હોવાથી દોષ છે. બીજાનો ધર્મ અને બીજાનો ગુણ પણ પોતાનો દોષ હોઈ શકે. (જેમ કે) કુટુંબનો ત્યાગ વગેરે દોષ હોવા છતાં પણ વિરક્ત વગેરેને માટે દોષ નથી પણ શાસ્ત્રના વિધાનના બળથી ગુણ છે. આમ ગુણ તથા દોષનો એક જ બાબતમાં દેખાતો આ નિયમ અથવા ગુણ-દોષ માટે નિયમ કરનાર શાસ્ત્રનો જે નિયમ છે, તે ગુણ-દોષના ભેદનું જ ખંડન કરે છે. ॥ ૧૬ ॥

दोषस्य क्वचिद्दोषत्वाभावे गुणत्वे चोदाहरणं दर्शयति—

ક્યારેક દોષની દોષરૂપતા ન હોવાથી ગુણરૂપ હોવાનું ઉદાહરણ દર્શાવે છે–

**समानकर्माचरणं पतितानां न पातकम्।**
**औत्पत्तिको गुणः संगो न शयानः पतत्यधः॥ १७**

(જે મનુષ્ય પતિત છે તે અને જે પતિત નથી તે– આ બંને) સમાન (પાપ)કર્મનું આચરણ કરે તો (પતન પામેલા) પતિત જનો માટે તે પાપરૂપ મનાતું નથી. (સંન્યાસી માટે દોષરૂપ) સંગ (ગૃહસ્થને માટે) સ્વાભાવિક રીતે સ્વીકારવામાં આવેલો ગુણ છે. જે નીચે સૂતો છે તે પડતો નથી (કારણ કે તેનાથી વધારે નીચે પડવાની શક્યતા જ હોતી નથી). ॥ ૧૭ ॥

समानस्य तस्यैव कर्मणः सुरापाना-देराचरणमपतितानां पतनहेतुरपि जात्या कर्मणा वा पतितानां पुनः पातकमधिकारभ्रंशकं न भवति, पूर्वमेव पतितत्वात्। अतोऽत्र दोषस्यापि दोषता नास्तीत्यर्थः। तथा सङ्गोऽपि यो यतेर्दोषः स गृहस्थस्यौत्पत्तिकः पूर्वस्वीकृतो न दोषः, अपि तु गुणः। 'ऋतौ भार्यामुपेयात्' इत्यादिविधानात्। उभयत्र दृष्टान्तः— पूर्वमेवाधः शयानो यथा न पततीति॥ १७॥

સુરાપાન વગેરે સમાન આચરણરૂપ (પાપ)કર્મ જેઓ પતિત નથી તેમને માટે પતનનું કારણ હોવા છતાં જાતિ કે કર્મથી પતિત હોય તેમને માટે **'पातकम्'** અધિકારથી ભ્રષ્ટ થવારૂપ પાપનું કારણ બનતું નથી, કારણ કે તે પહેલેથી જ પતન પામેલો હોય છે. આથી અહીં દોષ પણ દોષરૂપ રહેતો નથી, એમ અર્થ છે. તેમ જ સંન્યાસીને માટે જે સંગ દોષરૂપ છે તે ગૃહસ્થ માટે **'औत्पत्तिकः'** પૂર્વથી સ્વીકારેલો– સ્વાભાવિક હોવાથી દોષ નથી પરંતુ ગુણ છે, કારણ કે શાસ્ત્રમાં વિધાન કરવામાં આવ્યું છે કે 'ઋતુકાળમાં ભાર્યાગમન કરવું જોઈએ.' (પતિતો માટે સમાન (પાપ)કર્મનું આચરણ અને ગૃહસ્થ માટે સંગના દોષનો અભાવ– આ) બંને માટેનું દૃષ્ટાંત– પહેલેથી જ નીચે સૂતેલો મનુષ્ય જેમ પડી જતો નથી તેમ! ॥ ૧૭ ॥

अतो गुणदोषनियमविधीनां प्रवृत्ति-संकोचद्वारा निवृत्तावेव तात्पर्यमित्यभि-प्रेत्याह—**यतो यत इति**।

આથી ગુણ-દોષના નિયમવિધિનું તાત્પર્ય પ્રવૃત્તિના નિયંત્રણ દ્વારા મનુષ્યને નિવૃત્તિ તરફ લઈ જવાનો આશય રાખીને કહે છે– **'यतः यतः इति।'**

**यतो यतो निवर्तेत विमुच्येत ततस्ततः।**
**एष धर्मो नृणां क्षेमः शोकमोहभयापहः॥ १८**
॥ १८॥

મનુષ્ય જેમ જેમ નિવૃત્તિ તરફ વળે છે, તેમ તેમ બંધનોથી છૂટતો જાય છે. આ નિવૃત્તિધર્મ (જ) મનુષ્યોના શોક, મોહ તથા ભયનો નાશ કરનારો હોઈ કલ્યાણરૂપ છે. ॥ ૧૮ ॥ ૧૮ ॥

यथाश्रुतप्रवृत्तिपरतां वेदस्य निराकर्तुं प्रवृत्तिमार्गस्यानर्थहेतुतां दर्शयति—**विषयेष्विति** चतुर्भिः।

(**'स्वर्गकामो यजेत'** સ્વર્ગની કામનાવાળો યજ્ઞ કરે વગેરે) શ્રવણ કરવામાં આવે છે તે પ્રમાણે વેદની પ્રવૃત્તિપરાયણતાને દૂર કરવા માટે પ્રવૃત્તિમાર્ગ અનર્થના કારણરૂપ છે, એમ ચાર શ્લોકોથી દર્શાવે છે– **'विषयेषु इति।'**

**विषयेषु गुणाध्यासात् पुंसः संगस्ततो भवेत्।**
**संगात्तत्र भवेत् कामः कामादेव कलिर्नृणाम्॥ १९**

વિષયોમાં ગુણોનો આરોપ કરવાથી મનુષ્યને તે વિષયોમાં આસક્તિ થાય છે. તેમાં આસક્તિ થતાં વિષયભોગની કામના થાય છે. કામનાથી જ મનુષ્યોમાં કલહ થાય છે. ॥ ૧૯ ॥

सङ्ग आसक्तिः। तत्र तेषु विषयेषु। येन प्रतिहन्यते कामस्तेन सह कामादेव कलिः कलहो विवादः॥ १९॥

**कलेर्दुर्विषहः क्रोधस्तमस्तमनुवर्तते।**
**तमसा ग्रस्यते पुंसश्चेतना व्यापिनी द्रुतम्॥ २०**

दुर्विषहस्तीव्रः। तमः संमोहः। तं क्रोधम्। चेतना कार्याकार्यस्मृतिः। द्रुतं शीघ्रम्॥ २०॥

**तया विरहितः साधो जन्तुः शून्याय कल्पते।**
**ततोऽस्य स्वार्थविभ्रंशो मूर्च्छितस्य मृतस्य च॥ २१**

शून्याय कल्पते। असत्तुल्यो भवतीत्यर्थः। स्वार्थविभ्रंशः पुरुषार्थहानिः। मूर्च्छितस्य मृततुल्यस्य॥ २१॥

तत्तुल्यत्वं प्रपञ्चयति—**विषयेति**।

**विषयाभिनिवेशेन नात्मानं वेद नापरम्।**
**वृक्षजीविकया जीवन् व्यर्थं भस्त्रेव यः श्वसन्॥ २२**

व्यर्थं वृक्षजीविकयैव यो जीवन्वर्तते स मूर्च्छिततुल्यः। अत एव यो भस्त्रेव श्वसन्वर्तते स मृततुल्यः। अतः स्वार्थनाश इत्यर्थः॥ २२॥

ननु प्रवृत्तस्य स्वर्गादिफलश्रवणात्कुतः स्वार्थविभ्रंशस्तत्राह—**फलश्रुतिरिति**।

**'संगः'** આસક્તિ, **'तत्र'** તે વિષયોમાં– જેના દ્વારા કામનાનો નાશ કરવામાં આવે છે તેની સાથે તે કામના(પૂર્તિમાં આડો આવવા)ને કારણે જ **'कलिः'** કલહ, કજિયો થાય છે. ॥ ૧૯ ॥

કલહથી અસહ્ય ક્રોધ અને તેની પાછળ મોહ આવે છે. (હિત-અહિતનું જ્ઞાન કરાવનારી) મનુષ્યમાં વ્યાપેલી ચેતનાશક્તિ મોહ દ્વારા તરત ગ્રસ્ત થઈ જાય છે. ॥ ૨૦ ॥

**'दुर्विषहः'** અસહ્ય તીવ્ર (ક્રોધ)– **'तमः'** મોહ, તે ક્રોધને (અનુસરે છે). **'चेतना'** કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કાર્યની સ્મૃતિ– **'द्रुतम्'** શીઘ્ર ॥૨૦॥

હે સત્પુરુષ (ઉદ્ધવ)! તે ચેતનાવિહોણો જીવ શૂન્ય જેવો (નહીંવત્) થઈ જાય છે. પછી મૃતપ્રાય, મડદા જેવા આ મનુષ્યનો પુરુષાર્થ નાશ પામે છે. ॥ ૨૧ ॥

**'शून्याय कल्पते'** નહીંવત્ થઈ જાય છે, એમ અર્થ છે. **'स्वार्थविभ्रमः'** પુરુષાર્થ નાશ પામે છે. **'मूर्च्छितस्य'** મૃતપ્રાય મનુષ્યનો ॥ ૨૧ ॥

આ મનુષ્યની મૃતઃપ્રાય સ્થિતિને સમજાવે છે– **'विषय इति।'**

વિષયોમાં આસક્ત થઈ જવાથી જે પોતાને કે પરમાત્માને જાણતો નથી, વૃક્ષની જેમ વ્યર્થ (જળ વગેરેથી માત્ર વ્યર્થ) જીવનનિર્વાહ કરતો તે ધમણની જેમ શ્વાસ લેતો રહે છે. ॥ ૨૨ ॥

**'वृक्षजीविकया'** વૃક્ષની જેમ જ વ્યર્થ જીવનનિર્વાહ કરતો તે મૂર્ચ્છિત જેવો, અને આથી જ જે ધમણની જેમ શ્વાસ લેતો રહે તેવો થઈ મૃતપ્રાય થઈ જાય છે. આથી ચારે ય પુરુષાર્થની હાનિ થાય છે, એમ અર્થ છે.॥ ૨૨ ॥

પ્રવૃત્તિમાર્ગ સ્વીકારનારને સ્વર્ગાદિફળ મળે છે, એમ શ્રવણ કરવામાં આવ્યું હોવાથી તેના સ્વાર્થનો નાશ કેવી રીતે થાય છે? તે માટે ઉત્તર આપે છે– **'फलश्रुतिः इति।'**

**फलश्रुतिरियं नृणां न श्रेयो रोचनं परम्।**
**श्रेयोविवक्षया प्रोक्तं यथा भैषज्यरोचनम्॥ २३**

(સ્વર્ગાદિ) ફળનું વર્ણન કરનારી આ શ્રુતિ મનુષ્યોને પરમ કલ્યાણ (પરમ પુરુષાર્થ) દર્શાવતી નથી પરંતુ કલ્યાણરૂપ મોક્ષ કહેવાની ઈચ્છાથી કર્મોમાં રુચિ ઉત્પન્ન કરાવવા માટે કહેવામાં આવી છે. જેમ ઔષધ ઉપર રુચિ ઉપજાવવા માટે (ખાંડનો લાડુ આપવામાં આવે છે તેમ વેદની ફળશ્રુતિ મોક્ષ તરફ લઈ જવા માટે) રોચક વાક્ય કહેવાય છે. ॥ ૨૩ ॥

इयं फलश्रुतिर्न श्रेयः, परमपुरुषार्थपरा न भवतीत्यर्थः। किंतु बहिर्मुखानां नृणां मोक्षविवक्षयाऽवान्तरफलैः कर्मसु रुच्युत्पादनमात्रम्। यथा भैषज्ये औषधे रोचनं रुच्युत्पादनम्। तथा हि—

‘पिब निम्बं प्रदास्यामि खलु ते खण्डलड्डुकान्।
पित्रैवमुक्तः पिबति न फलं तावदेव तु॥’

(तथा मातृवाक्यं च—
‘शिखा ते वर्धते वत्स गुडूचीं श्रद्धया पिब।’
इति। न फलं तावदेव तु किंत्वारोग्यम्) ॥ २३ ॥

આ ફળશ્રુતિ **‘न श्रेयः’** પરમ પુરુષાર્થપરક નથી, એમ અર્થ છે. પરંતુ બહિર્મુખ મનુષ્યોને મોક્ષનું સ્વરૂપ કહેવાની ઈચ્છાથી ગૌણફળો દ્વારા કર્મોમાં માત્ર રુચિ ઉત્પન્ન કરાવવા માટે છે. જેમ **‘भैषज्ये’** ઔષધ ઉપર **‘रोचनम्’** રુચિ ઉપજાવવાની હોય છે, તે અનુસાર– ‘લીમડાનો રસ પી, (જો પી જઈશ તો) ખાંડની લાડુડીઓ આપીશ.’ પિતા દ્વારા આમ કહેવામાં આવેલું બાળક લીમડાનો રસ પી જાય છે. લીમડાનો રસ પીવાનું ફળ લાડુ તો નથી જ ને!’

(તે અનુસાર માતાનું વાક્ય પણ છે– ‘બેટા, ગુડૂચીનો (ગળોનો) ઉકાળો પ્રેમથી પી જા, તારી ચોટલી વધી જશે.’ અહીં (ચોટલી વધારવારૂપ) ફળનું તાત્પર્ય નથી, પણ આરોગ્ય (પ્રાપ્ત કરાવવાનું તાત્પર્ય) છે. ॥ ૨૩ ॥

ननु कर्मकाण्डे मोक्षस्य नामापि न श्रूयते, कुत एवं व्याख्यायते यथाश्रुतस्याघटनादित्याह—**उत्पत्त्येति** द्वाभ्याम्।

શંકા કરવામાં આવી છે કે કર્મકાંડમાં મોક્ષનું નામ પણ સંભળાતું નથી, તો આ રીતે (નિવૃત્તિપરક) વ્યાખ્યા કેમ કરવામાં આવી છે? તે માટે ઉત્તર આપે છે કે શ્રવણ કર્યા અનુસાર ઘટતું નથી. (વેદ મનુષ્યને અહિત પ્રત્યે નહીં, પણ મોક્ષ પ્રત્યે પ્રેરે છે.) તે બે શ્લોકોથી કહે છે– **‘उत्पत्त्या इति।’**

**उत्पत्त्यैव हि कामेषु प्राणेषु स्वजनेषु च।**
**आसक्तमनसो मर्त्या आत्मनोऽनर्थहेतुषु॥ २४**

પરિણામે પોતાના દુઃખનાં કારણરૂપ વિષયો, પ્રાણ અને સ્વજનોમાં તથા કામનાઓમાં મનુષ્યો સ્વભાવથી જ આસક્ત મનવાળા હોય છે. ॥૨૪॥

उत्पत्त्या स्वभावत एव कामेषु पश्वादिषु प्राणेष्वायुरिन्द्रियबलवीर्यादिषु। स्वजनेषु पुत्रादिषु। अनर्थहेतुषु परिपाकतो दुःखहेतुषु ॥ २४ ॥

**'उत्पत्त्या'** સ્વભાવથી જ પશુ વગેરેની કામનાઓમાં, **'प्राणेषु'** આયુ, ઈન્દ્રિય, બળ, વીર્ય વગેરેમાં, **'स्वजनेषु'** પુત્રાદિ સ્વજનોમાં, **'अनर्थहेतुषु'** પરિણામે પોતાના દુઃખનાં કારણોરૂપ (આ સર્વ)માં ॥ २४ ॥

**न तानविदुषः स्वार्थं भ्राम्यतो वृजिनाध्वनि।**
**कथं युञ्ज्यात् पुनस्तेषु तांस्तमो विशतो बुधः ॥ २५**

પોતાના પુરુષાર્થને ન જાણતા, વિષયોના માર્ગ(રૂપ દેવાદિ યોનિઓ)માં ભટકતા અને વળી પાછા અંધકાર(રૂપ વૃક્ષાદિ યોનિઓ)માં પ્રવેશતા તે જીવોને સ્વયં જ્ઞાનનિધિરૂપ વેદ તે (વિષયો)માં શા માટે પ્રવૃત્ત કરે? ॥ २५ ॥

अतस्तान्स्वार्थं परमसुखमविदुषः। अतो नतान् प्रह्वीभूतान्। वेदो यद्बोधयिष्यति तदेव श्रेय इति विश्वसितानित्यर्थः। तानेवंभूतान्वृजिनाध्वनि कामवर्त्मनि देवादि-योनिषु भ्राम्यतः। ततः पुनस्तमो वृक्षादियोनिं विशतः। पशुकाम इति आयुरिन्द्रियादिकाम इति च पुत्रादिकाम इति च कथं पुनस्तेष्वेव कामेषु स्वयं बुधो वेदो युञ्ज्यात्प्रवर्तयेत्, तथा सति अनाप्तः स्यादिति भावः ॥ २५ ॥

(અનર્થમાં આસક્ત મનવાળા છે,) આથી **'स्वार्थम्'** પોતાના પરમ સુખ(રૂપ પુરુષાર્થ)ને ન જાણતા તેઓને, આથી **'नतान्'** નમ્ર બનેલા તેઓને– વેદ જે બોધ આપશે તે જ કલ્યાણરૂપ છે, એવો વિશ્વાસ પામેલાઓને, એમ અર્થ છે. **'वृजिन-अध्वनि'** વિષયોના માર્ગરૂપ દેવાદિ યોનિઓમાં ભટકતા આ પ્રકારના તેમને અને વળી પાછા **'तमः'** અંધકારરૂપ વૃક્ષાદિ યોનિઓમાં પ્રવેશતાઓને– (મનુષ્ય સ્વભાવથી જ) પશુઓની કામનાવાળો છે, આયુષ્ય અને ઈન્દ્રિયો વગેરેની કામનાવાળો છે તથા પુત્ર વગેરેની કામનાવાળો છે જ, તો ફરીથી તેને **'तेषु'** તે વિષયોમાં સ્વયં જ્ઞાનનિધિરૂપ વેદ શા માટે **'युञ्ज्यात्'** પ્રવૃત્ત કરે? જો તેમ કરે તો વેદ અવિશ્વસનીય ઠરે, એવો ભાવ છે. ॥ २५ ॥

कथं तर्हि कर्म मीमांसकाः फलपरतां वदन्ति, तत्राह—**एवमिति**।

તો પછી (ભ્રાંત એવા) કર્મ મીમાંસકો (ગૌણફળોની લાલચ આપતી, પુષ્પિત) રમણીય ફળશ્રુતિ કેમ કરે છે? તે માટે ઉત્તર આપે છે– **'एवम् इति।'**

**एवं व्यवसितं केचिदविज्ञाय कुबुद्धयः।**
**फलश्रुतिं कुसुमितां न वेदज्ञा वदन्ति हि ॥ २६**

આમ, વેદના અભિપ્રાયને ન જાણીને કેટલાક કુબુદ્ધિવાળા લોકો (ગૌણ ફળોની લાલચથી રમણીય) પુષ્પોવાળી ફળશ્રુતિને પરમ પુરુષાર્થરૂપ કહે છે પણ (વેદવ્યાસજી વગેરે) વેદજ્ઞો તેમ કહેતા નથી. ॥ २६ ॥

व्यवसितं वेदस्याभिप्रायम्। कुसुमिता–मवान्तरफलप्ररोचनया रमणीयां परमफलश्रुतिं वदन्ति। कुतस्ते कुबुद्धयस्तदाह—हि यस्माद् वेदज्ञा व्यासादयस्तथा न वदन्तीति॥ २६॥

**'व्यवसितम्'** વેદના નક્કી કરાયેલા અભિપ્રાયને– **'कुसुमिताम्'** ગૌણ ફળોની લાલચથી રમણીય લાગતી ફળશ્રુતિને પરમ પુરુષાર્થરૂપ કહે છે. જેઓ આમ કહે છે તેઓ કુબુદ્ધિવાળા કેવી રીતે છે? તે માટે ઉત્તર આપે છે– **'हि'** કારણ કે વેદને જાણનારા વેદવ્યાસજી વગેરે તેમ કહેતા નથી. ॥ ૨૬ ॥

कुबुद्धितां प्रपञ्चयति—**कामिन** इत्यष्टभिः।

(પુષ્પોમાં ફળબુદ્ધિ રાખનારાઓની) કુબુદ્ધિને આઠ શ્લોકોથી વિસ્તારપૂર્વક સમજાવે છે– **'कामिनः इति।'**

**कामिनः कृपणा लुब्धाः पुष्पेषु फलबुद्धयः।**
**अग्निमुग्धा धूमतान्ताः स्वं लोकं न विदन्ति ते॥ २७**

વિષયવાસનાવાળા હોવાથી વિવેકશૂન્ય અને તૃષ્ણાથી વ્યાકુળ હોઈ પુષ્પો જેવાં (સ્વર્ગાદિ) ફળોમાં ઉત્તમ ફળની બુદ્ધિવાળા અને અગ્નિસાધ્ય વેદોક્ત કર્મો કરવાના દુરાગ્રહથી વિવેકભ્રષ્ટ થયેલા, અને તેથી પરિણામે ધૂમમાર્ગને પામતા તેઓ આત્મતત્ત્વને જાણતા નથી. ॥ ૨૭ ॥

कामित्वात्कृपणास्ततो लुब्धास्तृष्णाकुला अतः पुष्पेष्ववान्तरफलेषु परमफलबुद्धयोऽत एवाग्निमुग्धा अग्निसाध्यकर्माभिनिवेशेन लुप्तविवेकास्ततश्च धूमतान्ता धूमता धूममार्गोऽन्ते येषां ते। स्वं लोकमात्मतत्त्वम्। तथा च श्रुतिः—

વિષયવાસનાવાળા હોવાથી વિવેકશૂન્ય અને તેથી **'लुब्धाः'** તૃષ્ણાથી વ્યાકુળ હોવાથી **'पुष्पेषु'** ગૌણ ફળોમાં ઉત્તમ ફળની બુદ્ધિવાળા, આથી જ **'अग्निमुग्धाः'** અગ્નિસાધ્ય વેદોક્ત કર્મો કરવાના દુરાગ્રહથી વિવેકભ્રષ્ટ થયેલા અને તેથી **'धूमता–अन्ताः'** પરિણામે અંતે ધૂમમાર્ગ પ્રાપ્ત થાય છે જેમને તેઓ **'स्वं लोकम्'** આત્મતત્ત્વને (જાણતા નથી). તે અનુસાર શ્રુતિ પણ છે–

'कश्चिद्ध वा अस्माल्लोकात् प्रेत्य आत्मानं वेद अयमहमस्मीति। कश्चित्स्वं लोकं न प्रतिजानाति। अग्निमुग्धो हैव धूमतान्तः।' इति॥ २७॥

'(ભગવાનનો અનુગ્રહ પામેલો) કોઈક જ મનુષ્ય આ લોકમાંથી વિદાય થઈને જ્ઞાનમાર્ગનો આશ્રય લઈને આત્માને જાણી લે છે કે 'આ પરમાત્મા હું જ છું.' કેટલાક અગ્નિસાધ્ય (યજ્ઞયાગાદિ) કર્મ કરવામાં દુરાગ્રહ રાખીને આત્મતત્ત્વને જાણી શકતા નથી અને પરિણામે ધૂમમાર્ગ (પિતૃયાન)ને પામે છે.' ॥ ૨૭ ॥

कोऽसौ स्वलोकस्तमाह—

**न ते मामङ्ग जानन्ति हृदिस्थं य इदं यतः।**
**उक्थशस्त्रा ह्यसुतृपो यथा नीहारचक्षुषः॥ २८**

તે આત્માનો લોક કયો છે, તે કહે છે–

હે પ્રિય (ઉદ્ધવ)! જેઓ કર્મની જ પ્રશંસા કરે છે તેવા ઈન્દ્રિયોને તૃપ્ત કરનારા તે (કર્મકાંડી) જનો અંધકારથી વ્યાપેલાં નેત્રવાળા મનુષ્યોની જેમ (પોતાની પાસેની વસ્તુને પણ જાણતા નથી તેમ) આ જગત જેનાથી જુદું નથી અને જેનાથી ઉત્પન્ન થયું છે તેવા, હૃદયમાં જ રહેલા મને જાણતા નથી. ॥ ૨૮ ॥

हृदिस्थमात्मानं मां स्वलोकम्। ननु हृदिस्थमहंकारास्पदं जानन्त्येव, सत्यम्, परमात्मानं तु न जानन्तीत्याह—

**'हृदिस्थम्'** હૃદયમાં રહેલા આત્મા એવા મને પોતાના આત્મારૂપે– શંકા કરવામાં આવી છે કે હૃદયમાં રહેલા અહંકારના આશ્રયરૂપ જીવને તેઓ જાણે જ છે. સાચી વાત છે પણ તેઓ પરમાત્મારૂપે નથી જાણતા, એમ કહે છે–

य इदं यद्व्यतिरिक्तं जगन्नास्ति। कुतः। यत इदं जगज्जातम्। तं कुतो न जानन्ति। हि यस्मात्, उक्थं कर्मैव शस्त्रं शंस्यं कथनीयं पशुहिंसासाधनं वा येषां ते। अतः केवलमसुतृपः प्राणतर्पणपराः। नीहारं तमस्तेन व्याप्तानि चक्षूंषि येषां ते यथा संनिहितमपि न जानन्ति तद्वत्।

**'यः इदम्'** જેનાથી જગત જુદું નથી. શા માટે? આ જગત જેમનાથી ઉત્પન્ન થયું છે તેમને શા માટે તેઓ નથી જાણતા? **'हि'** કારણ કે **'उक्थम्'** કર્મ જ **'शस्त्रम्'** शंस्यम् પ્રશંસનીય છે અથવા જેમને માટે કર્મ જ પશુઓની હિંસાના સાધનરૂપ છે, આથી કેવળ **'असुतृपः'** પ્રાણ (ઈન્દ્રિયો)ના પોષણમાં જ તેઓ લાગેલા છે. **'नीहारम्'** અંધકાર, તેનાથી વ્યાપેલાં નેત્રો છે જેમનાં તેઓ જેમ પાસેની વસ્તુને પણ જાણતા નથી તેમ!

तथा च श्रुतिः—
'न तं विदाथ य इमा जजाना-
ऽन्यद्युष्माकमन्तरं बभूव।

તે અનુસાર શ્રુતિ છે– '(હે મનુષ્યો, હે જીવો,) જે વિશ્વકર્માએ (ઈશ્વરે) આ પ્રાણીઓને ઉત્પન્ન કર્યા, તેને તમે જાણતા નથી. તમારું અભ્યંતર કે વાસ્તવિક સ્વરૂપ 'હું શરીર છું,' એવા અધ્યાસથી જણાતા સ્વરૂપથી અન્ય છે. (તમારું સાચું સ્વરૂપ– ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ છે, છતાં તમે તે જાણતા નથી– કારણ કે) 'હું શરીર છું.' – એવા ધુમ્મસરૂપ અજ્ઞાનથી તમે અત્યંત ઢંકાયેલા

नीहारेण प्रावृता जल्प्या
चासुतृप उक्थशासश्चरन्ति ॥'
इति ॥ २८ ॥

છો; અને (હું વિદ્વાન છું, ધનિક છું, આ મારું ઘર છે, વગેરે) બકવાદથી પણ તમે વ્યાપ્ત છો. તમે પ્રાણને જ તૃપ્ત કરનારા (ભોગમાં રચ્યાપચ્યા રહેનારા) છો અને (આ લોકના ભોગથી તૃપ્તિ ન પામતાં, પરલોકના ભોગની પ્રાપ્તિ માટે યજ્ઞોમાં) તમે ઉક્‌થ (સ્તોત્ર) બોલનારા છો અને તેવી પ્રવૃત્તિ કરનારા છો.'– (શુ.ય.મા.સં. ૯/૧૭/૩૧) ॥ ૨૮ ॥

वेदतात्पर्याज्ञानाच्चान्यान्यजन्तीत्याह—

વેદના તાત્પર્યના અજ્ઞાનથી તેઓ બીજા દેવોનું યજન કરે છે, એમ કહે છે–

**ते मे मतमविज्ञाय परोक्षं विषयात्मकाः ।**
**हिंसायां यदि रागः स्याद् यज्ञ एव न चोदना ॥ २९**

**हिंसाविहारा ह्यालब्धैः पशुभिः स्वसुखेच्छया ।**
**यजन्ते देवता यज्ञैः पितृभूतपतीन् खलाः ॥ ३०**

'હિંસામાં (અને તેના ફળરૂપ માંસભક્ષણમાં) જો પ્રીતિ હોય તો (અને તેનો ત્યાગ કરવો શક્ય ન જ હોય તો) માત્ર યજ્ઞ '(નિમિત્તે જ હિંસા કરવી', એવી અનુજ્ઞા દ્વારા આ માત્ર પરિસંખ્યા* વિધિ સ્વાભાવિક પ્રવૃત્તિનું નિયમન છે પણ આવશ્યક કર્તવ્યરૂપ) આજ્ઞા નથી. આવો મારો અસ્પષ્ટ મત જાણ્યા વિના, વિષયોમાં વ્યાપેલા ચિત્તવાળા, હિંસામાં આનંદ માનનારા દુષ્ટ એવા તે કર્મકાંડીઓ પોતાના સુખની ઈચ્છાથી વધ કરાયેલા પશુઓ દ્વારા યજ્ઞ કરીને પિતૃઓ તથા ભૂતપતિઓ તથા દેવોનું યજન કરે છે. ॥ ૨૯ ॥ ૩૦ ॥

ते परोक्षमस्फुटं मे मतमविज्ञाय देवतादीन् यजन्त इत्युत्तरेणान्वयः। स्वमतमेवाह—हिंसायां मांसभक्षणार्थं तत्फलार्थं च यदि रागः स्यात्तर्हि यज्ञ एवेत्यभ्यनुज्ञाद्वारा परिसंख्येयं न त्वावश्यकत्वेन चोदनेत्येवंरूपम्।

**'परोक्षम्'** અસ્પષ્ટ એવા મારા મતને ન જાણીને દેવતા વગેરેનું તેઓ યજન કરે છે, એમ પછીના શ્લોક (૩૦) સાથે સંબંધ છે. (ભગવાન) પોતાનો મત જ જણાવે છે– હિંસામાં અને તેના ફળરૂપ માંસભક્ષણમાં જો પ્રીતિ હોય તો યજ્ઞમાં જ (હિંસા કરવી), એવી અનુજ્ઞા દ્વારા આ પરિસંખ્યા કરવામાં આવી છે, આવશ્યક કર્તવ્ય તરીકે તો આવા પ્રકારની આજ્ઞા કરવામાં આવી નથી.

* પરિસંખ્યા એટલે પ્રાપ્ત બે વિકલ્પોમાંથી એકને દૂર કરીને બીજાને સ્વીકારવો તે.

यद्यपि नित्यनैमित्तिकयोः कामविशेषानुबन्धो नास्ति तथापि 'कर्मणा पितृलोकः' इति श्रुतेः सामान्यतः पितृलोककामनास्त्येव। अन्तःकरणशुद्धिकामना चेति भावः। तदुक्तम्—

'नाकामस्य क्रिया काचिद्दृश्यते चेह कर्हिचित्।
यद्यद्धि कुरुते जन्तुस्तत्तत्कामस्य चेष्टितम्॥'

इति॥ २९॥

अज्ञत्वादेव हिंसया विहारः क्रीडा येषां ते॥ ३०॥

किंच, तेऽतिमन्दबुद्धय इत्याह— **स्वप्नोपममिति**।

**स्वप्नोपमममुं लोकमसन्तं श्रवणप्रियम्।**
**आशिषो हृदि संकल्प्य त्यजन्त्यर्थान् यथा वणिक्॥ ॥ ३१॥**

અમું પરલોકમ્। आशिषश्चास्मिन् लोके संकल्प्य न तु निश्चित्य, विघ्नबाहुल्यात्। त्यजन्ति कर्मसु विनियोजयन्ति। यथा कश्चिद्वणिक् दुस्तरसमुद्रादिलङ्घनेन बहुधनार्जनेच्छया सिद्धं धनं त्यजन्नुभयभ्रष्टो भवति तद्वदित्यर्थः॥ ३१॥

**रजःसत्त्वतमोनिष्ठा रजःसत्त्वतमोजुषः।**
**उपासत इन्द्रमुख्यान् देवादीन् न तथैव माम्॥ ३२**

જો કે નિત્ય અને નૈમિત્તિક કર્મમાં કામનાનું વિશેષ બંધન નથી, તેમ છતાં 'કર્મથી પિતૃલોક પ્રાપ્ત થાય છે.' (બૃહદા.ઉપ.૧/૫/૧૬) એમ શ્રુતિ હોવાથી સામાન્યતઃ પિતૃલોકની કામના તો હોય છે જ, અંતઃકરણશુદ્ધિની કામના પણ હોય છે, એવો ભાવ છે. તે કહેવામાં આવ્યું છે– 'આ સંસારમાં ક્યારેય કામનારહિતની કોઈ ક્રિયા જોવા મળતી નથી. પ્રાણી જે જે ક્રિયા કરે છે તે તે કામપ્રેરિત ચેષ્ટા જ હોય છે.' ॥ ૨૯ ॥

અજ્ઞાની હોવાથી જ હિંસામાં **'विहारः'** આનંદ છે જેમને તેઓ ॥ ૩૦ ॥

વળી, તેઓ અતિ મંદ બુદ્ધિવાળા છે, એમ કહે છે– **'स्वप्न-उपमम् इति।'**

જેમ વેપારી (ખૂબ ધન કમાવાની ઇચ્છાથી, તરવો મુશ્કેલ એવો સમુદ્ર તરવાથી વહાણ ભાંગી જતાં મૂળ) ધનને પણ ગુમાવી બેસે છે, તેમ સ્વપ્નમાં જોયેલા પદાર્થ જેવા નશ્વર, કેવળ શ્રવણ કરવામાં જ પ્રિય લાગતા, દુઃખજનક, આ લોક તથા પરલોકના વિષયોનો હૃદયમાં સંકલ્પ કરીને તેઓ (સકામ યજ્ઞ કર્મોમાં) ધન વગેરે પદાર્થોનો વિનિયોગ કરે છે. ॥ ૩૧ ॥

**'अमुम्'** પરલોકના અને આ લોકના વિષયોનો સંકલ્પ કરીને, પણ નિશ્ચય કરીને નહીં, કારણ કે અનેક વિઘ્નો નડે છે. **'त्यजन्ति'** સકામ (યજ્ઞ) કર્મોમાં વિનિયોગ કરે છે. જેમ કોઈ વેપારી તરવો મુશ્કેલ એવો સમુદ્ર તરવાથી (વહાણ ભાંગી જતાં) બહુ ધન કમાવાની ઇચ્છાથી ગયો હોય છે પણ મૂળ ધન પણ ગુમાવી બેસતા બંને રીતે ધન ગુમાવે છે તેમ! એમ અર્થ છે. ॥ ૩૧ ॥

રજોગુણ, સત્ત્વગુણ તથા તમોગુણમાં રહેલા લોકો રજોગુણ, સત્ત્વગુણ તથા તમોગુણને સેવનારા હોવાથી ઈન્દ્રાદિ દેવોની જેવી ઉપાસના કરે છે, તેવી (ગુણાતીત એવા) મારી ઉપાસના કરતા નથી. ॥ ૩૨ ॥

अतो रजःसत्त्वतमोजुषः स्वानुरूपा- निन्द्रादीनेवोपासते, न तु मां गुणातीतम्। यद्यपीन्द्रादीनामपि मदंशत्वान्मदुपासनमेव तत्तथापि यथावन्नोपासते भेददर्शित्वादित्यर्थः ॥ ३२ ॥

આથી રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણને સેવનારાઓ પોતાને અનુરૂપ ઈન્દ્ર વગેરેને ઉપાસે છે પણ ગુણાતીત એવા મને નથી ઉપાસતા. જો કે ઈન્દ્ર વગેરે મારા જ અંશરૂપ હોવાથી તે મારી જ ઉપાસના છે, તેમ છતાં (મારી અંશબુદ્ધિથી) જે રીતે ઉપાસના કરવી જોઈએ તે રીતે ઉપાસના કરતા નથી, કારણ કે તેઓ મારામાં અને અન્ય દેવોમાં ભેદનું દર્શન કરનારા છે.॥ ૩૨ ॥

'हृदि संकल्प्य' इत्युक्तं तमेव संकल्पं दर्शयति—**इष्ट्वेति**।

'હૃદયમાં સંકલ્પ કરીને' (શ્લોક-૩૧) એમ કહેવામાં આવેલો તે સંકલ્પ દર્શાવે છે– **'इष्ट्वा इति।'**

**इष्ट्वेह देवता यज्ञैर्गत्वा रंस्यामहे दिवि।**
**तस्यान्त इह भूयास्म महाशाला महाकुलाः॥ ३३**

આ લોકમાં દેવતાઓનું યજ્ઞોથી યજન કરીને સ્વર્ગમાં જઈ અમે આનંદ કરીશું. પછી તે (પુણ્યભોગ)ના અંતે આ લોકમાં પાછા મહાકુળવાન મોટા ગૃહસ્થો થઈશું. ॥ ૩૩ ॥

तस्य भोगस्यान्ते। महाशाला महागृहस्थाः ॥ ३३ ॥

તે પુણ્યભોગના અંતે **'महाशालाः'** મોટા ગૃહસ્થો ॥ ૩૩ ॥

ततः किमत आह—**एवमिति**।

તેવા સંકલ્પ પછી શું, તે કહે છે– **'एवम् इति।'**

**एवं पुष्पितया वाचा व्याक्षिप्तमनसां नृणाम्।**
**मानिनां चातिस्तब्धानां मद्वार्तापि न रोचते॥ ३४**

આમ, પુષ્પ જેવી, ફળ દર્શાવનારી વેદવાણીથી મોહિત થયેલા મનવાળા, અભિમાની અને અતિ અક્કડ મનુષ્યોને મારી વાત પણ ગમતી નથી.॥ ૩૪ ॥

अतो मत्प्रवणत्वाभावान्नित्यं संसारिणो भवन्तीति भावः॥ ३४॥

(મારી વાત ગમતી નથી,) આથી મારામાં પરાયણ ન હોવાથી સદાય સંસારી જ રહ્યા કરે છે, એવો ભાવ છે. ॥ ૩૪ ॥

तदेवं वेदानां प्रवृत्तिपरत्वं निराकृत्य प्रकृतं निवृत्तिपरत्वमेवोपसंहरति—**वेदा इति**।

આમ, વેદોની પ્રવૃત્તિપરાયણતાનું ખંડન કરીને પ્રસ્તુત વિષય નિવૃત્તિપરાયણતાનો ઉપસંહાર કરે છે– **'वेदाः इति।'**

**वेदा ब्रह्मात्मविषयास्त्रिकाण्डविषया इमे।**
**परोक्षवादा ऋषयः परोक्षं मम च प्रियम्॥ ३५**

(કર્મકાંડ, જ્ઞાનકાંડ અને દેવતાકાંડ– એમ) ત્રણ કાંડના વિષયોવાળા અને જીવ-બ્રહ્મની એકતાનું પ્રતિપાદન કરનારા આ વેદો છે. વેદના મંત્રો કે મંત્રદ્રષ્ટા (ઋષિ)ઓ પરોક્ષવાદી છે અને પરોક્ષવાદ મને પ્રિય છે. ॥ ૩૫ ॥

कर्मब्रह्मदेवताकाण्डविषया इमे वेदा ब्रह्मात्मविषयाः ब्रह्मैवात्मा न संसारीत्येतत्पराः, तत्परत्वाप्रतीतौ च।

આ વેદો કર્મકાંડ, જ્ઞાનકાંડ અને દેવતાકાંડના વિષયવાળા છે તેમ જ બ્રહ્મ અને આત્માની એકતાનું અર્થાત્ જીવ બ્રહ્મ જ છે, સંસારી નથી, એમ પ્રતિપાદન કરનારા છે, પણ તે અભિપ્રાયને લોકો સમજતા નથી.

'फलश्रुतिरियं नृणां न श्रेयो रोचनं परम्।
श्रेयोविवक्षया प्रोक्तं यथा भैषज्यरोचनम्॥'
इत्युक्तमेव कारणमनुस्मारयति—परोक्षेति।

'આ ફળશ્રુતિ પરમ કલ્યાણને દર્શાવતી નથી, પરંતુ રુચિ ઉત્પન્ન કરાવવા માટે કહેવામાં આવી છે. જેમ ઔષધ ઉપર રુચિ ઉપજાવવા માટે (ખાંડનો લાડુ આપવામાં આવે છે તેમ) કલ્યાણરૂપ મોક્ષ કહેવાની ઇચ્છાથી રોચક વાક્ય કહેવામાં આવ્યું છે.' (શ્લોક-૨૩) આમ કહેવામાં આવેલું (સ્વાભાવિક પ્રવૃત્તિના નિયમન દ્વારા રુચિ ઉત્પન્ન કરવાનું) કારણ યાદ કરાવે છે– **'परोक्ष इति।'**

ऋषयो मन्त्रास्तद् द्रष्टारो वा। तत्किमिति यतः परोक्षमेव मम च प्रियम्।

**'ऋषयः'** મંત્રો અથવા મંત્રદ્રષ્ટા ઋષિઓ– 'મને પણ પરોક્ષવાદ જ પ્રિય છે.' (ભગવાને) એમ શા માટે કહ્યું?

अयं भावः—शुद्धान्तःकरणैरेवैतद्बोद्धव्यं नान्यैरनधिकारिभिर्वृथा कर्मत्यागेन भ्रंशप्रसङ्गादिति ॥ ३५ ॥

ભાવ આ છે– શુદ્ધ અંતઃકરણવાળા જનો દ્વારા જ આ જ્ઞાન જાણવા યોગ્ય છે, બીજાઓ દ્વારા નહીં, કારણ કે અનધિકારીઓ દ્વારા વ્યર્થ કર્મત્યાગ કરવામાં આવે તો નાશનો પ્રસંગ આવે. ॥ ૩૫ ॥

ननु वेदज्ञा अपि जैमिन्यादयः किमिति तथा न वर्णयन्ति, मां विना तत्त्वतो वेदं तदर्थं वा न कोऽपि वेदेत्याशयेनाह— शब्दब्रह्मेति यावत्समाप्ति।

શંકા કરવામાં આવી છે કે જૈમિનિ વગેરે વેદજ્ઞ ઋષિઓ વેદને આ પ્રમાણે (નિવૃત્તિપરક) કેમ નથી વર્ણવતા? 'મારા વિના વેદને કે વેદના અર્થને કોઈ પણ તત્ત્વતઃ જાણતું નથી.' એ આશયથી અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી ભગવાન કહે છે– **'शब्दब्रह्म इति।'**

**शब्दब्रह्म सुदुर्बोधं प्राणेन्द्रियमनोमयम्।**
**अनन्तपारं गम्भीरं दुर्विगाह्यं समुद्रवत्॥ ३६**

વેદ શબ્દાત્મક છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું અતિ કઠણ છે. (પરા વાણી) પ્રાણમય છે, (પશ્યન્તી વાણી) મનોમય છે અને (મધ્યમા વાણી) ઇન્દ્રિયમય છે, જે શબ્દબ્રહ્મનું સૂક્ષ્મસ્વરૂપ છે. વેદ દેશ અને કાળથી અમર્યાદિત (અનંતપાર) છે. સમુદ્ર જેમ અગાધ, અર્થગૂઢ અથવા નિગૂઢ છે અને સમુદ્રમાં પ્રવેશ કરવો કઠણ છે, તેમ વેદમાં પણ બુદ્ધિનો પ્રવેશ થવો કઠણ છે. ॥ ૩૬ ॥

स्वरूपतोऽर्थतश्च दुर्विज्ञेयम्। तच्च सूक्ष्मं स्थूलं चेति द्विविधम्। तत्र सूक्ष्मं तावत्स्वरूपतोऽपि दुर्ज्ञेयमित्याह—प्राणेन्द्रियमनोमयम्।

प्रथमं प्राणमयं पराख्यं, ततो मनोमयं पश्यन्त्याख्यं, तत इन्द्रियमयं मध्यमाख्यम्। तस्य वाग्व्यञ्जकत्वेन वागिन्द्रियप्रधानत्वात्। किंच अनन्तपारम्। समष्टिप्राणादिमयस्य निर्विशेषस्य च तस्य कालतो देशतश्चापरिच्छेदात्। अर्थतोऽपि दुर्ज्ञेयत्वमाह—

गम्भीरं निगूढार्थम्। अतो दुर्विगाह्यं मतिप्रवेशानर्हम्। तथा च श्रुतिः—

'चत्वारि वाक्परिमिता पदानि
तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः।
गुहा त्रीणि निहिता नेङ्गयन्ति
तुरीयं वाचो मनुष्या वदन्ति।'

अयमर्थः—वाचः शब्दब्रह्मणः परिमितानि गणितानि पद्यते ज्ञायते परं तत्त्वमेभिरिति पदानि रूपाणि चत्वारि, तानि चत्वार्यपि ये मनीषिणोऽन्तर्दृष्टयस्त एव विदुर्नान्ये। यतो गुहायां देहमध्ये त्रीणि निहितानि नेङ्गयन्ति स्वरूपं न प्रकाशयन्ति, अतः केवलं वाचस्तुरीयं चतुर्थं भागं वैखरीरूपं मनुष्याः प्राणिनो वदन्ति, तदपि वदन्त्येव, न तत्त्वतो जानन्ति॥ ३६॥

શબ્દરાશિરૂપ સ્વરૂપથી અને અર્થથી વેદનું જ્ઞાન પ્રાપ્ત કરવું કઠણ છે. વળી તે સ્થૂળ અને સૂક્ષ્મ એમ બે પ્રકારનું છે. સ્થૂળ અને સૂક્ષ્મમાં સ્વરૂપથી પણ સૂક્ષ્મ છે અને દુર્જ્ઞેય છે, એમ કહે છે– **'प्राण-इन्द्रिय-मनोमयम्'**

પ્રથમ 'પરા' નામની વાણી પ્રાણમય છે. (શબ્દબ્રહ્મનું 'પરા' નામનું પ્રાણસ્વરૂપ આધારચક્રમાં સ્થિત છે.) પછી 'પશ્યંતી' નામની વાણી મનોમય છે. ('પશ્યંતી' નામની વાણીનું મનોમય લક્ષણ મણિપૂર ચક્રમાં સ્થિત છે.) ત્યાર પછી 'મધ્યમા' નામની વાણી ઈન્દ્રિયમય છે. ('મધ્યમા' નામનું બૌદ્ધિક લક્ષણ અનાહત ચક્રમાં સ્થિત છે.) તે શબ્દબ્રહ્મનું 'વૈખરી' નામનું લક્ષણ વાણીનું પ્રકાશક હોવાથી વાગિન્દ્રિયપ્રધાન છે. વળી **'अनन्तपारम्'** સમષ્ટિ પ્રાણાદિ સ્વરૂપ અને વૈખરી અવસ્થાને પ્રાપ્ત થયેલું (નિર્વિશેષ) એવું તે શબ્દબ્રહ્મનું સ્વરૂપ દેશ અને કાળથી અમર્યાદિત હોવાથી અનંતપાર છે. અર્થથી પણ વેદ દુર્જ્ઞેય છે, એમ કહે છે–

**'गम्भीरम्'** અગાધ હોવાથી અર્થગૂઢ છે, આથી **'दुर्विगाह्यम्'** વેદરૂપ સમુદ્રમાં બુદ્ધિ પ્રવેશ કરવા માટે યોગ્ય નથી. તે અનુસાર શ્રુતિ છે– (ઋ.સં. ૧/૧૬૪/૪૫) અર્થ આ પ્રમાણે છે– 'વાણી ચાર પદોમાં સમાયેલી છે. તે પદોને જે મનીષી બ્રાહ્મણો છે તેઓ જાણે છે. તેમાંનાં ત્રણ સ્થાનો રહસ્ય-ગુહામાં સ્થાપિત છે. તે ચેષ્ટા કરતાં નથી–પ્રકાશતાં નથી. વાણીનું ચોથું સ્થાન (વૈખરી) મનુષ્યો બોલે છે.'

અર્થ આ છે– શબ્દબ્રહ્મનાં ચાર રૂપો ગણવામાં આવ્યાં છે. જેમનાથી પરમ તત્ત્વ જણાય તેમને પદ કહે છે. તેમને અંતર્દૃષ્ટિવાળા મનીષીઓ જાણે છે, બીજા નહીં. દેહની મધ્યમાં સ્થાપિત ત્રણ પદો પ્રકાશતાં નથી, અર્થાત્ પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરતાં નથી, માટે કેવળ ચોથા પદને–વૈખરીને મનુષ્યો બોલે છે. માત્ર બોલે છે પણ તત્ત્વથી જાણતા નથી. (ઋ.સં. ૧/૧૬૪/૪૫) ॥ ૩૬ ॥

तत्र मनीषिभिरेव ज्ञेयं सूक्ष्मं तत्त्वरूपं दर्शयति—**मयेति**।

**मयोपबृंहितं भूम्ना ब्रह्मणानन्तशक्तिना।**
**भूतेषु घोषरूपेण बिसेषूर्णेव लक्ष्यते॥ ३७**

मयान्तर्यामिणोपबृंहितमधिष्ठितम्। अन्तस्थत्वेऽप्यपरिच्छेदमाह—भूम्नेति।

अधिष्ठातृत्वेऽप्यविकारित्वमाह—ब्रह्मणेति। अविकृतस्यापि नियन्तृत्वं घटयति—अनन्तशक्तिनेति।

भूतेषु सर्वप्राणिषु घोषरूपेण नादरूपेण लक्ष्यते मनीषिभिः। अन्तः सूक्ष्मत्वेन दर्शने दृष्टान्तः—बिसेषूर्णातन्तुरिवेति॥ ३७॥

ततो वैखर्याख्याया बृहत्या वाच उत्पत्तिप्रकारं सदृष्टान्तमाह—**यथेति** त्रिभिः।

**यथोर्णनाभिर्हृदयादूर्णामुद्वमते मुखात्।**
**आकाशाद् घोषवान् प्राणो मनसा स्पर्शरूपिणा॥**
**॥ ३८॥**
**छन्दोमयोऽमृतमयः सहस्रपदवीं प्रभुः।**
**ओंकाराद् व्यञ्जितस्पर्शस्वरोष्मान्तःस्थभूषिताम्॥**
**॥ ३९॥**
**विचित्रभाषाविततां छन्दोभिश्चतुरुत्तरैः।**
**अनन्तपारां बृहतीं सृजत्याक्षिपते स्वयम्॥ ४०**

તે સ્થૂળ અને સૂક્ષ્મ સ્વરૂપમાં વિદ્વજ્જનો દ્વારા જ જાણવા યોગ્ય સૂક્ષ્મ તત્ત્વરૂપને (ભગવાન) દર્શાવે છે– **'मया इति।'**

અનન્ત શક્તિવાળા, વ્યાપક બ્રહ્મરૂપ અંતર્યામી એવા મારા દ્વારા અધિષ્ઠિત થયેલું (શબ્દબ્રહ્મનું સૂક્ષ્મસ્વરૂપ) વિદ્વાનો દ્વારા કમળનાળના તંતુની જેમ (સર્વ) પ્રાણીઓમાં ઘોષરૂપે લક્ષિત થાય છે. ॥ ૩૭ ॥

**'मया'** અંતર્યામી એવા મારા દ્વારા **'उपबृंहितम्'** અધિષ્ઠિત– આશ્રિત સ્વરૂપને– અંદર રહેલું હોવા છતાં અમર્યાદિત કહે છે–

**'भूम्ना इति।'** વ્યાપક (અનંત બ્રહ્મરૂપ) દ્વારા (અધિષ્ઠિત હોવા છતાં અમર્યાદિત કહે છે). અધિષ્ઠાતા હોવા છતાં અવિકારિત્વ કહે છે– **'ब्रह्मणा इति।'** અવિકારી બ્રહ્મનું પણ નિયંતૃત્વ ઘટાવે છે– **'अनन्तशक्तिना इति।'**

અનંત શક્તિવાળા બ્રહ્મ દ્વારા અધિષ્ઠિત એવું શબ્દબ્રહ્મનું સ્વરૂપ વિદ્વજ્જનો દ્વારા **'भूतेषु'** સર્વ પ્રાણીઓમાં **'घोषरूपेण'** નાદરૂપે લક્ષિત થાય છે. સૂક્ષ્મરૂપ હોવાથી અંતરમાં દર્શન થવા માટેનું દૃષ્ટાંત– કમળનાળમાં રહેલા **'ऊर्णा'** તંતુની જેમ (લક્ષિત થાય છે). ॥ ૩૭ ॥

તે (સૂક્ષ્મસ્વરૂપ)માંથી વૈખરી નામની મહાન વાણીની ઉત્પત્તિનો પ્રકાર દૃષ્ટાંતસહિત ત્રણ શ્લોકોથી કહે છે– **'यथा इति।'**

જેમ કરોળિયો હૃદયમાંથી મુખ દ્વારા જાળાં બહાર પ્રકટ કરે છે, તેમ પ્રાણરૂપ ઉપાધિવાળા, વેદમય, અમૃતમય પ્રભુ હિરણ્યગર્ભ નાદરૂપ મૂળ કારણથી યુક્ત થઈ, ૐકારમાંથી પ્રકટ થયેલા સ્પર્શ વ્યંજનો, સ્વરો, ઊષ્માક્ષરો, અંતસ્થ વર્ણોનો સંકલ્પ કરતા મનથી, તે વર્ણોથી શોભતી હોઈ અનેક માર્ગોવાળી, વૈદિક અને જુદી જુદી લૌકિક ભાષાઓ દ્વારા વિસ્તાર પામેલી, ઉત્તરોત્તર ચાર ચાર અક્ષરોથી વધતા છંદો વડે ઉપલક્ષિત થતી (વૈખરી નામની) મહાન, અનંતપાર વાણી હૃદયાકાશમાંથી ઉત્પન્ન કરે છે અને પોતે જ (કરોળિયાની જેમ) એ વાણી સમેટી લે છે. ॥ ૩૮ ॥ ૩૯ ॥ ૪૦ ॥

हृदयात्सकाशात् मुखात् द्वारात् उद्वमते बहिः प्रकटयति। दार्ष्टान्तिके योजयति— आकाशादिति। प्राणस्तदुपाधिर्हिरण्यगर्भरूपः प्रभुर्भगवान्। तेन रूपेण च्छन्दोमयो वेदमूर्तिः। स्वतस्त्वमृतमयः। घोषवान्नादोपादानवान्। मनसा निमित्तभूतेन। निमित्ततामेव दर्शयति— स्पर्शादीन्वर्णान् रूपयति संकल्पयतीति स्पर्शरूपि तेन।

સ્પર્શગ્રહણમુપલક્ષણમ્। हृदयाकाशाद्बृहतीं सृजतीति तृतीयश्लोकेनान्वयः।

बृहतीशब्दार्थव्याख्यानाय विशेषणानि— सहस्रपदवीं बहुमार्गाम्। तदेवाह— ओंकारादुरःकण्ठादिसङ्गेन व्यञ्जितैः स्पर्शादिभिर्भूषिताम्। ओंकारश्चात्र हृद्गतः सूक्ष्मोऽभिप्रेतो न त्वकारादिवर्णरूपः, तस्य व्यङ्ग्यकोटित्वात्।

तत्र स्पर्शाः कादिपञ्चवर्गाः। स्वरा अकारादयः षोडश। ऊष्माणः शषसहाः। अन्तस्था यरलवाः। एवं विचित्रादिभिर्वैदिक-लौकिकभाषाभिर्वितताम्। यथोत्तरं चत्वारि चत्वार्यक्षराण्युत्तराण्यधिकानि येषां तैश्छन्दो-भिरुपलक्षिताम्। एवमनन्तपारां सृजति स्वय-मेवाक्षिपते उपसंहरति॥ ३८॥ ३९॥ ४०॥

હૃદયમાંથી મુખ દ્વારા **'उद्वमते'** બહાર પ્રકટ કરે છે. જેને માટે દૃષ્ટાંત આપવામાં આવ્યું છે તેનામાં (અર્થને) જોડે છે– **'आकाशात् इति।' 'प्राणः'** પ્રાણરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભ **'प्रभुः'** ભગવાન– તે હિરણ્યગર્ભરૂપ સહિત **'छन्दोमयः'** વેદમૂર્તિ, સ્વતઃ અમૃતમય– **'घोषवान्'** નાદરૂપ મૂળ કારણ (પ્રાણ)થી યુક્ત– **'मनसा'** નિમિત્તરૂપ મનથી, કારણરૂપતા જ દર્શાવે છે– **'स्पर्शादीन्'** (ક થી મ સુધીના) સ્પર્શાદિ (પચ્ચીસ) વ્યંજનોનો **'रूपयति'** સંકલ્પ કરે છે તે સ્પર્શરૂપી મનથી (વેદોને પ્રકટ કરે છે).

સ્પર્શ વ્યંજનોનું ગ્રહણ સમસ્ત વર્ણોને સૂચિત કરે છે. હૃદયાકાશમાંથી **'बृहतीम्'** વેદલક્ષણા મહાન વાણીને પ્રકટ કરે છે, એમ આનાથી ત્રીજા શ્લોક (૪૦) સાથે અન્વય છે.

**'बृहती'** શબ્દની વ્યાખ્યા કરવા માટે વિશેષણો– **'सहस्रपदवीम्'** અનેક માર્ગોવાળી વાણીને (પ્રકટ કરે છે). તેને (પ્રકટિત કરવાને) કહે છે– છાતી અને કંઠ વગેરે સહિત ૐકારમાંથી પ્રકટ થયેલા સ્પર્શાદિ વર્ણોથી શોભતી વાણીને (પ્રકટ કરે છે). અહીં હૃદયમાંથી ઉત્પન્ન થયેલો સૂક્ષ્મ ૐકાર અભિપ્રેત છે પણ अ કાર વગેરે વર્ણરૂપ ૐકાર નહીં, કારણ કે ૐકારની ત્રણ માત્રાનાં अ કાર વગેરે રૂપે પ્રકટ કરવા યોગ્ય કોટિ સ્વરૂપો છે (કે જે વ્યક્ત એવી વૈખરી વાણીમાં આવે છે).

તે વર્ણોમાં **'स्पर्शाः'** 'ક' વગેરે (ક ચ ટ ત પ– એમ) પાંચ વર્ગો છે. (પાંચ-પાંચ અક્ષરો મળીને મ સુધીના પચ્ચીસ છે,) **'स्वराः' अ** કારથી માંડીને સોળ સ્વરો, **'ऊष्माणः'** શ ષ સ હ એમ ચાર ઊષ્માક્ષરો, **'अन्तस्थाः'** ય ર લ વ એમ ચાર અંતસ્થ વર્ણો–આમ વૈદિક અને અનેક લૌકિક ભાષાઓ દ્વારા વિસ્તાર પામેલી– ઉત્તરોત્તર ચાર ચાર અક્ષરોથી વધતા છંદો વડે ઉપલક્ષિત થતી એવી અનંતપાર, જેના અંતની મર્યાદા નથી એવી વાણીને ઉત્પન્ન કરે છે અને પોતે જ **'आक्षिपते'** સમેટી લે છે. ॥ ૩૮ ॥ ૩૯ ॥ ૪૦ ॥

तेषु कतिचिच्छन्दांसि दर्शयति— **गायत्रीति।**

**गायत्र्युष्णिगनुष्टुप् च बृहती पङ्क्तिरेव च।**
**त्रिष्टुब्जगत्यतिच्छन्दो ह्यत्यष्ट्यतिजगद्विराट्॥ ४१**

तत्र चतुर्विंशत्यक्षरा गायत्री। ततश्च–तुरक्षरवृद्ध्योष्णिगादिच्छन्दांसि—अत्यष्टिः, अतिजगती, अतिविराट् चेत्यर्थः।

एतैश्छन्दोभिरुपलक्षितामिति पूर्वेणान्वयः। अतो बृहत्यपि साकल्येन स्वरूपतो दुर्ज्ञेया इत्युक्तम्॥ ४१ ॥

**वंशीधरी**—गायत्री षडक्षरपादा, उष्णिक् सप्ताक्षरपादा, अनुष्टुबष्टाक्षरपादा, बृहती नवाक्षरपादा, पंक्तिर्दशाक्षरपादा, त्रिष्टुबेका–दशाक्षरपादा, जगती द्वादशाक्षरपादा, अति–जगती त्रयोदशाक्षरपादा, शक्वरी (विराट्) चतुर्दशाक्षरपादा, अतिशक्वरी (अतिविराट्) पंचदशाक्षरपादा, अष्टिः षोडशाक्षरपादा, अत्यष्टिस्सप्तदशाक्षरपादा, धृतिरष्टादशाक्षरपादा, अतिधृतिश्चैकोनविंशत्यक्षरपादेत्यलमतिप्रसंगेन। एतैरन्यैश्चात्रानुक्तैः छंदोभिरुपलक्षितानि। अतो अनंतपारत्वात्।

अर्थतोऽपि दुर्ज्ञेयत्वमाह—**किमिति।**

તે છંદોમાંના કેટલાક છંદો દર્શાવે છે– **'गायत्री इति।'**

ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ, જગતી, અતિચ્છંદ, અત્યષ્ટિ, અતિજગતી અને અતિવિરાટ– (આ છંદોથી સૂચિત થતી વેદવાણી ઉત્પન્ન કરે છે.) ॥ ૪૧ ॥

તે છંદોમાં ગાયત્રી છંદ ચોવીસ અક્ષરોવાળો છે. પછી ચાર અક્ષર વધવાથી ઉષ્ણિક્ વગેરે છંદો– અત્યષ્ટિ, અતિજગતી અને અતિવિરાટ, એમ અર્થ છે.

(હિરણ્યગર્ભ) આ છંદોથી સૂચિત થતી વેદવાણી ઉત્પન્ન કરે છે, એમ પૂર્વના શ્લોક (૪૦) સાથે અન્વય છે. આથી વિશાળ વિસ્તારવાળી હોવાથી પણ સકળરૂપે સ્વરૂપથી દુર્જ્ઞેય છે, એમ કહેવામાં આવ્યું છે. ॥ ૪૧ ॥

ગાયત્રી છંદ છ અક્ષરના ચરણવાળો છે. ઉષ્ણિક્ સાત અક્ષરના ચરણવાળો, અનુષ્ટુપ આઠ અક્ષરના ચરણવાળો, બૃહતી નવ અક્ષરના ચરણવાળો, પંક્તિ દશ અક્ષરના ચરણવાળો, ત્રિષ્ટુપ અગિયાર અક્ષરના ચરણવાળો, જગતી બાર અક્ષરના ચરણવાળો, અતિજગતી તેર અક્ષરના ચરણવાળો, શક્વરી કે વિરાટ ચૌદ અક્ષરના ચરણવાળો, અતિશક્વરી કે અતિવિરાટ પંદર અક્ષરના ચરણવાળો, અષ્ટિ સોળ અક્ષરના ચરણવાળો, અત્યષ્ટિ સત્તર અક્ષરના ચરણવાળો, ધૃતિ અઢાર અક્ષરના ચરણવાળો, અતિધૃતિ ઓગણીસ અક્ષરના ચરણવાળો છંદ છે.

આ સંબંધી ઘણું કહેવાયું. આ સર્વ અને બીજા પણ કહેવામાં નહીં આવેલા તે છંદોથી વેદવાણી ઉપલક્ષિત થાય છે અને આથી જ અનંતપાર છે.

વેદવાણી અર્થથી જાણવી પણ કઠણ છે, એમ કહે છે– **'किम् इति।'**

**किं विधत्ते किमाचष्टे किमनूद्य विकल्पयेत्।**
**इत्यस्या हृदयं लोके नान्यो मद् वेद कश्चन॥ ४२**

(વેદવાણી કર્મકાંડમાં વિધિવાક્યો દ્વારા) શું વિધાન કરે છે? (દેવતાકાંડમાં મંત્રવાક્યો દ્વારા) શું પ્રકાશિત કરે છે? (જ્ઞાનકાંડમાં) શેનો અનુવાદ કરીને (નિષેધ માટે) વિકલ્પ કરે છે? આમ, લોકમાં આ વેદવાણીનું તાત્પર્ય મારા સિવાય બીજું કોઈ જાણતું નથી. ॥ ૪૨ ॥

कर्मकाण्डे विधिवाक्यैः किं विधत्ते। देवताकाण्डे मन्त्रवाक्यैः किमाचष्टे प्रकाशयति। ज्ञानकाण्डे किमनूद्य विकल्पयेन्निषेधार्थ–मित्येवमस्या हृदयं तात्पर्यं मत् मत्तोऽन्यः कश्चिदपि न वेद॥ ४२॥

કર્મકાંડમાં વિધિવાક્યો દ્વારા શું વિધાન કરે છે? દેવતાકાંડમાં મંત્રવાક્યો દ્વારા શું **'आचष्टे'** પ્રકાશિત કરે છે? જ્ઞાનકાંડમાં શેનો અનુવાદ કરીને **'विकल्पयेत्'** નિષેધ માટે વિકલ્પ કરે છે? આમ, આ વેદવાણીનું **'हृदयम्'** તાત્પર્ય **'मत्'** मत्तः મારા સિવાય બીજું કોઈ પણ જાણતું નથી. ॥ ૪૨ ॥

ननु तर्हि त्वं मत्कृपया कथय,—ओमिति कथयति।

(ઉદ્ધવજી કહે છે પ્રભુ, આપ જાણો છો,) તો કૃપા કરીને મને કહો– 'ઓમ્' કહીને ભગવાન કહે છે.

**मां विधत्तेऽभिधत्ते मां विकल्प्यापोह्यते त्वहम्।**
**एतावान् सर्ववेदार्थः शब्द आस्थाय मां भिदाम्।**
**मायामात्रमनूद्यान्ते प्रतिषिध्य प्रसीदति॥ ४३**

(કર્મકાંડમાં વેદ યજ્ઞરૂપે) મારું વિધાન કરે છે, (દેવતાકાંડમાં મિત્ર, અગ્નિ, ઈન્દ્ર વગેરે દેવતાઓરૂપે) મારું જ અભિધાન (નામ) કરે છે, (જ્ઞાનકાંડમાં આકાશાદિરૂપે) મારામાં આરોપ કરીને તેનો જે નિષેધ કરવામાં આવે છે તે પણ હું જ છું. સર્વ વેદનો આટલો જ અર્થ છે કે (પરમાર્થરૂપ) મારો આશ્રય કરીને 'સર્વ ભેદ માયામાત્ર છે.' એમ અનુવાદ કરીને અંતે નિષેધ કરીને વેદ શાંત થઈ જાય છે. ॥ ૪૩ ॥

मामेव यज्ञरूपं विधत्ते। मामेव तत्तद्देवतारूपमभिधत्ते, न मत्तः पृथक्। यच्चाकाशादिप्रपञ्चजातं 'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः' इत्यादिना विकल्प्यापोह्यते निराक्रियते तदप्यहमेव, न मत्तः पृथगस्ति।

મને જ યજ્ઞરૂપ જણાવે છે. (**'यज्ञो वै विष्णुः'** વિષ્ણુ જ યજ્ઞરૂપ છે. તૈ.સં. ૧/૭/૪, ૨/૫/૫) મને જ તે જુદા જુદા દેવતારૂપે કહે છે, દેવો મારાથી જુદા નથી. વળી, જે આકાશ વગેરે પ્રપંચમાંથી ઉત્પન્ન થયું છે 'તે આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું છે.' (તૈત્તિ.ઉપ.૨/૧/૧) વગેરે દ્વારા મારામાં આરોપ કરીને **'अपोह्यते'** તેનો નિષેધ કરવામાં આવે છે, તે પણ હું જ છું, મારાથી જુદું નથી. (અર્થાત્ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી

कुत इत्यपेक्षायां सर्ववेदार्थं संक्षेपतः कथयति—

વાયુ, વાયુથી અગ્નિ ઉત્પન્ન થયો. પછી પાછું કહેવામાં આવ્યું કે અગ્નિ વાયુમાં વિલીન થઈ ગયો. વાયુ આકાશમાં અને આકાશ આત્મામાં વિલીન થઈ ગયું. આમ, આકાશ-વાયુ-અગ્નિ-જળ-પૃથ્વી બધું જ હું છું.) કેવી રીતે? એવી અપેક્ષા માટે સર્વ વેદના અર્થને સંક્ષેપથી કહે છે–

एतावानेव सर्वेषां वेदानामर्थः। तमेवाह—शब्दो वेदो मां परमार्थरूपमाश्रित्य भिदां मायामात्रमित्यनूद्य, 'नेह नानास्ति किंचन' इति प्रतिषिध्य प्रसीदति निवृत्तव्यापारो भवति।

સર્વ વેદોનો અર્થ આટલો જ છે. તે અર્થ જ કહે છે– '**शब्दः**' વેદ પરમાર્થરૂપ મારો આશ્રય કરીને, ભેદોને કેવળ માયારૂપ કહીને 'સર્વવ્યાપક બ્રહ્મમાં લેશ માત્ર ભેદ નથી.' (કઠ.ઉપ.૪/૧૧, બૃહદા.ઉપ.૪/૪/૧૯) એમ નિષેધ કરે છે અને '**प्रसीदति**' શાંત થઈ જાય છે.

अयं भावः—यथा ह्यङ्कुरे यो रसः स एव तद्विस्तारभूतनानाकाण्डशाखास्वपि, तथैव प्रणवस्य योऽर्थः परमेश्वरः स एव तद्विस्तारभूतानां सर्ववेदकाण्डशाखानामपि सङ्गच्छते, नान्य इति॥ ४३॥

ભાવ આ પ્રમાણે છે– જેમ અંકુરમાં જે રસ છે તે જ તેના વિસ્તારરૂપ અનેક થડ અને શાખાઓમાં પણ છે, તેમ ૐકારનો અર્થ જે પરમેશ્વર છે તે જ તે વેદના વિસ્તારરૂપ સર્વ વેદનાં કાંડો તથા શાખા-પ્રશાખાઓનો પણ છે. તે સિવાય વેદનો બીજો કોઈ અર્થ નથી. ॥ ૪૩ ॥

(ક્લિષ્ટ અધ્યાયની સમાપ્તિમાં શ્રીધરજી મંગળનો નિર્દેશ કરે છે–)

नित्यमुक्तः स्वतः सर्ववेदकृत्सर्ववेदवित्।
स्वपरज्ञानदाता यस्तं वन्दे गुरुमीश्वरम्॥ १

સર્વ વેદોનું સર્જન કરનારા, સર્વ વેદના જ્ઞાતા, નિત્યમુક્ત, પોતાના વિષે અને અન્ય વિષે જ્ઞાન આપનારા જે ગુરુરૂપ ઈશ્વર છે, તેમને હું વંદન કરું છું. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे एकविंशोऽध्यायः॥ २१॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायामेकविंशोऽध्यायः॥ २१॥

❋❋❋❋❋

# अथ द्वाविंशोऽध्यायः

## તત્ત્વોની સંખ્યા અને પુરુષ-પ્રકૃતિનો વિવેક

द्वाविंशे तत्त्वसंख्यानामविरोधविधोच्यते।
पुंप्रकृत्योर्विवेकश्च जन्ममृत्युविधादि च॥ १

બાવીસમા અધ્યાયમાં તત્ત્વોની સંખ્યામાં વિરોધ ન થાય તે રીતે તે કહેવામાં આવી છે. પુરુષ-પ્રકૃતિનો વિવેક અને જન્મ-મૃત્યુનો પ્રકાર વગેરે પણ (કહેવામાં આવ્યા છે). ॥ ૧ ॥

तदेवं वेदानां प्रवृत्तिपरत्वं निराकृत्य मोक्षपरत्वं निर्णीतम्, सन्ति च मोक्षपरत्वेऽपि तदवान्तरविवादाः। तथा हि—केचित्तत्त्व-संख्यासु विवदन्ते, तत्रापि बाह्यार्थसदसत्त्वे आत्मत्वेऽप्येकत्वनानात्वादिषु तत्र किं सत्यमिति जिज्ञासया पृच्छति—**कतीति**।

આમ, વેદો પ્રવૃત્તિપરાયણ છે, એ વાતનું ખંડન કરીને વેદો મોક્ષપરાયણ છે, એમ નિશ્ચય કરવામાં આવ્યો. વેદો મોક્ષપરાયણ હોય તો પણ તેમાં ગૌણ વિવાદો છે. તે અનુસાર– તત્ત્વોની સંખ્યાના વિષયમાં કેટલાક વિવાદ કરે છે. તેમાં પણ બાહ્ય પદાર્થોની સત્યતા અને મિથ્યાત્વના સંબંધમાં તેમ જ આત્મા એક છે કે અનેક તે વિષે પણ વિવાદ કરે છે, તો તે વિષયમાં સત્ય શું છે, તે જાણવાની ઈચ્છાથી પૂછું છું– **'कति इति।'**

उद्धव उवाच

**कति तत्त्वानि विश्वेश संख्यातान्यृषिभिः प्रभो।**
**नवैकादश पंच त्रीण्यात्थ त्वमिह शुश्रुम॥ १**

**ઉદ્ધવજી બોલ્યા** – હે વિશ્વેશ, હે પ્રભુ, ઋષિઓ દ્વારા કેટલાં તત્ત્વો ગણવામાં આવ્યાં છે? આપ કહો છો કે (ઈશ્વર-જીવ-મહત્તત્ત્વ-અહંકાર-પંચમહાભૂતો એમ) નવ, (દસ ઈન્દ્રિયો અને મન એમ) અગિયાર, પાંચ (તન્માત્રાઓ) અને (સત્ત્વ-રજસ્-તમસ્ એમ) ત્રણ ગુણો (મળીને અઠ્યાવીસ તત્ત્વો) છે, એમ અમે શ્રવણ કર્યું. ॥ ૧ ॥

ऋषिभिरागमेषु बहुधा संख्यातानि तेषु कति युक्तानीत्यर्थः। भगवन्मतानुवादपूर्वकं बहुधा संख्यानं प्रपञ्चयति—नवेति त्रिभिः। त्वं तावदष्टाविंशतितत्त्वान्यात्थ। तानि च वयं शुश्रुम श्रुतवन्तः॥ १॥

શાસ્ત્રોમાં ઋષિઓ દ્વારા અનેક રીતે ગણના કરવામાં આવી છે, તેમાં કઈ ગણતરીઓ યોગ્ય છે? ભગવાન દ્વારા (શ્રીમદ્ ભા.૧૧/૧૯/૧૪માં) કહેલા મતને પુનઃ કહેવા દ્વારા અનેક ગણતરીઓને વિસ્તારપૂર્વક ત્રણ શ્લોકોથી (ઉદ્ધવજી) કહે છે– **'नव इति।'** આપ તો અઠ્યાવીસ તત્ત્વો કહો છો, તેમનું અમે **'शुश्रुम'** શ્રવણ કર્યું. ॥ ૧ ॥

**केचित् षड्विंशतिं प्राहुरपरे पंचविंशतिम्।**
**सप्तैके नव षट् केचिच्चत्वार्येकादशापरे॥ २**
॥ २॥
**केचित् सप्तदश प्राहुः षोडशैके त्रयोदश।**
**एतावत्त्वं हि संख्यानामृषयो यद्विवक्षया।**
**गायन्ति पृथगायुष्मन्निदं नो वक्तुमर्हसि॥ ३**

કેટલાક છવ્વીસ તો કેટલાક પચ્ચીસ, કેટલાક સાત, કેટલાક નવ, કેટલાક છ તો કેટલાક ચાર અને બીજા કેટલાક અગિયાર, ॥ ૨ ॥ કેટલાક સત્તર, તો કેટલાક સોળ અને કોઈ કોઈ તેર તત્ત્વો કહે છે. હે સનાતન (શ્રીકૃષ્ણ)! ઋષિઓએ જે અભિપ્રાય કહેવાની ઈચ્છાથી તત્ત્વોની સંખ્યામાં આટલી અનેકતા ગાઈ છે, તે આપ અમને કહેવા યોગ્ય છો. ॥ ૩ ॥ ૨ ॥

एतावतीनां भाव एतावत्त्वं नानात्वमित्यर्थः। यद्विवक्षया यत्प्रयोजनमभिप्रेत्य च गायन्ति। आयुष्मन्नित्यमूर्ते॥ ३॥

विवक्षाभेदेन सर्वं युक्तमेव। मायया च किं नाम न युक्तमित्याह—**युक्तमिति**।

**श्रीभगवानुवाच**

**युक्तं च सन्ति सर्वत्र भाषन्ते ब्राह्मणा यथा।**
**मायां मदीयामुद्गृह्य वदतां किं नु दुर्घटम्॥ ४**

यथा ब्राह्मणा भाषन्ते तद्युक्तं, न च वस्तुतः। यस्मात्सन्ति सर्वत्रान्तर्भूतानि सर्वाणि तत्त्वानि। किंच, मायामिति। असत्त्वेऽपि मायाश्रयत्वाद्घटत एवेत्यर्थः। उद्गृह्य स्वीकृत्य। न हि मरीचिजलपरिमाणादिविवादे किंचिदघटितमिव भवति॥ ४॥

**वंशीधरी**—वस्तुतस्तु यथा मरीचिजलमेव नास्ति किमुत तत्परिमाणादिवादस्तथा ब्रह्मव्यतिरिक्तानि तत्त्वान्येव न सन्ति तत्संख्यायां कुतो विवाद इत्यर्थः।

ननु यदि सर्वमपि युक्तं तर्हि कुतो विवादः, यदि च मायैवालम्बनं तर्हि कुतो हेतुं प्रति विवादस्तत्राह—**नैतदेवमिति**।

**नैतदेवं यथाऽऽत्थ त्वं यदहं वच्मि तत्तथा।**
**एवं विवदतां हेतुं शक्तयो मे दुरत्ययाः॥ ५**

આટલી સંખ્યાનું ભાવવાચક આટલાપણું, જુદાપણું, એમ અર્થ છે. **'यत्-विवक्षया'** જે પ્રયોજનની ઈચ્છાથી ગાય છે. **'आयुष्मन्'** હે નિત્યસ્વરૂપ! સનાતન! ॥ ૩ ॥

જુદી જુદી કલ્પનાઓ કહેવાની ઈચ્છા હોવાથી સર્વ મતો યોગ્ય છે. માયાને કારણે ઘટેલું શું યોગ્ય ન હોય? એમ કહે છે– **'युक्तम् इति।'**

સર્વ તત્ત્વોના સંબંધમાં બ્રાહ્મણો જેમ કહે છે તેમ યોગ્ય છે. મારી માયાનો સ્વીકાર કરીને કહેનારાઓની કઈ વાત ઘટી ન શકે? ॥ ૪ ॥

બ્રાહ્મણો જેમ કહે છે તેમ યોગ્ય છે, પરંતુ તત્ત્વોની અનેકતા માટેનો વિવાદ વાસ્તવિક નથી, કારણ કે બધા મતમાં સર્વ તત્ત્વોનો સમાવેશ થઈ જાય છે. વળી, **'मायाम् इति।'** અસત્ય હોવા છતાં પણ (મારી અચિન્ત્યશક્તિ) માયાના આશ્રયથી કંઈ પણ ઘટી જ શકે છે, એમ અર્થ છે. **'उद्गृह्य'** સ્વીકાર કરીને– ખરેખર, મૃગજળના માપ વગેરેના વિવાદમાં કંઈ પણ અઘટિત હોઈ શકે નહીં.॥ ૪ ॥

વસ્તુતઃ જેમ મૃગજળનું અસ્તિત્વ જ નથી તો પછી તેના માપ વગેરેનો વિવાદ કેવી રીતે હોઈ શકે? તેમ બ્રહ્મથી જુદાં તત્ત્વો જ નથી તો પછી તત્ત્વસંખ્યાનો વિવાદ કેવી રીતે હોઈ શકે? એમ અર્થ છે.

શંકા કરવામાં આવી છે કે જો તેઓની સર્વ વાત યોગ્ય હોય તો તેઓમાં વિવાદ શા માટે થાય છે? અને જો તેઓ માયાને સ્વીકારે જ છે તો કયા કારણે વિવાદ કરે છે? તે માટે (ભગવાન) ઉત્તર આપે છે– **'न-एतत् एवम् इति।'**

'તમે જેમ કહો છો, તેમ નથી. હું જે કહું છું તે જ છે.' આમ વિવાદ કરતા બ્રાહ્મણોમાં તેઓના અંતઃકરણની જુદી જુદી વૃત્તિઓરૂપે પરિણામ પામેલી મારી દુર્લંઘ્ય (સત્ત્વાદિ) શક્તિઓ કારણરૂપ છે.॥ ૫ ॥

हेतुं प्रति च विवदमानानां मदीया दुरतिक्रमाः शक्तयः सत्त्वाद्या अन्तःकरणवृत्ति-विशेषरूपेण परिणता एव हेतुरित्यर्थः ॥ ५ ॥

વિવાદના કારણ માટે વિવાદ કરતા બ્રાહ્મણોમાં તેઓના અંતઃકરણની જુદી જુદી વૃત્તિઓરૂપે પરિણામ પામેલી મારી દુર્લંઘ્ય સત્ત્વાદિ શક્તિઓ જ કારણરૂપ છે. ॥ ૫ ॥

तासां विवादहेतुत्वमुपपादयति—**यासामिति**।

તે શક્તિઓના (વિકારને) વિવાદના કારણરૂપે સિદ્ધ કરે છે– **'यासाम् इति।'**

**यासां व्यतिकरादासीद् विकल्पो वदतां पदम्।**
**प्राप्ते शमदमेऽप्येति वादस्तमनु शाम्यति॥ ६**

જે શક્તિઓના ક્ષોભ (વિકાર)ને કારણે વિવાદ કરનારાઓના વિષયરૂપ ભેદ થાય છે. જ્યારે શમ, દમ પ્રાપ્ત થાય છે ત્યારે ભેદ નાશ પામે છે અને પછી વિવાદ શાંત થાય છે.॥ ૬ ॥

यासां व्यतिकरात्क्षोभाद्वदतां पदं विषयो विकल्पो भेद आसीदन्तःकरणवृत्तिविकल्पो वा तन्मूलभूतः। एतदेव व्यतिरेकेण द्रढयति—शमदमयोर्द्वन्द्वैक्यम्। तस्मिन्प्राप्ते विकल्पोऽप्येति लीयते। तं च विकल्पनाशमनु वादः शाम्यतीति॥ ६ ॥

જે શક્તિઓના **'व्यतिकरात्'** વિકારને કારણે વિવાદ કરનારાઓના **'पदम्'** વિષયરૂપ **'विकल्पः'** ભેદ થાય છે. અંતઃકરણની વૃત્તિરૂપ ભેદ અથવા તે વિવાદના મૂળ કારણરૂપ ભેદ– આ જ વાતને (જ્યાં ભેદ નથી ત્યાં વિવાદ નથી, એમ) વ્યતિરેકથી દૃઢ કરે છે– શમ અને દમનો દ્વન્દ્વૈક્ય સમાસ છે (નહીં તો **शमदमयोः** રૂપ થાય). (**शमो मन्निष्ठता बुद्धेर्दम इन्द्रियसंयमः।** શ્રીમદ્ ભા.૧૧/૧૯/૩૬ મારામાં બુદ્ધિને સ્થાપવી તે શમ, ઈન્દ્રિયોને વશમાં રાખવી તે દમ.) તે શમ-દમ પ્રાપ્ત થતાં ભેદ **'अप्येति'** નાશ પામે છે અને તે ભેદના નાશ પછી વિવાદ શાંત થાય છે. ॥ ૬ ॥

'सन्ति सर्वत्र' इति यदुक्तं तत्प्रपञ्चयति—**परस्परेति** द्वाभ्याम्।

'સર્વ તત્ત્વોમાં બ્રાહ્મણો દ્વારા જે કહેવાયું છે, તે યોગ્ય છે.' (શ્લોક-૪) એમ જે કહેવામાં આવ્યું, તે વિસ્તારપૂર્વક બે શ્લોકોથી સમજાવે છે– **'परस्पर इति।'**

**परस्परानुप्रवेशात् तत्त्वानां पुरुषर्षभ।**
**पौर्वापर्यप्रसंख्यानं यथा वक्तुर्विवक्षितम्॥ ७**

હે પુરુષશિરોમણિ, તત્ત્વોનો એકબીજામાં પ્રવેશ થવાથી વક્તાને જેમ કહેવાની ઈચ્છા હોય તેમ કાર્ય-કારણ ભાવથી ગણના કરવામાં આવે છે.॥ ૭ ॥

अन्योन्यस्मिन्ननुप्रवेशाद्वक्तुर्यथा विवक्षितं तथा पूर्वं कारणमपरं कार्यम्। कार्यकारणभावेन प्रसंख्यानं भवति।

એકબીજામાં પ્રવેશ થવાથી વક્તાને જેમ કહેવાની ઈચ્છા હોય તેમ **पूर्वम्** કારણ, **अपरम्** કાર્ય, કાર્યકારણના ભાવથી ગણના કરવામાં આવે છે.

यद्वा, पूर्वा अल्पसंख्या, अपराधिक-संख्या, तयोर्भावः पौर्वापर्यं तेन प्रसंख्यानं गणनमिति ॥ ७ ॥

અથવા **પૂર્વા** ઓછી સંખ્યા, **અપરા** અધિક સંખ્યા, તે બંનેનો ઓછાવત્તાનો ભાવ **'पौर्वापर्यम्'**– તત્ત્વોની સંખ્યા ઓછીવત્તી થઈ શકે છે અને તેનાથી **'प्रसंख्यानम्'** ગણના થાય છે. ॥ ૭ ॥

अनुप्रवेशं दर्शयति—**एकस्मिन्नपीति**।

એકનો બીજામાં અંતર્ભાવ દર્શાવે છે– **'एकस्मिन् अपि इति।'**

**एकस्मिन्नपि दृश्यन्ते प्रविष्टानीतराणि च।**
**पूर्वस्मिन् वा परस्मिन् वा तत्त्वे तत्त्वानि सर्वशः ॥ ८**

પૂર્વના કારણરૂપ તત્ત્વમાં જ બીજા કાર્યરૂપ સર્વ તત્ત્વો (માટીમાં ઘડાની જેમ સૂક્ષ્મરૂપે અંતર્ગત) પ્રવેશલાં જણાય છે, તેમ જ (ઘડામાં માટીની જેમ) સર્વ કાર્યરૂપ તત્ત્વો પ્રવેશેલાં જણાય છે. ॥ ૮ ॥

पूर्वस्मिन्कारणभूते तत्त्वे कार्यतत्त्वानि सूक्ष्मरूपेण प्रविष्टानि मृदि घटवत्। अपरस्मिन्कार्यतत्त्वे कारणतत्त्वान्यनुगतत्वेन प्रविष्टानि घटे मृद्वत्॥ ८॥

**'पूर्वस्मिन्'** કારણરૂપ તત્ત્વમાં કાર્યરૂપ તત્ત્વો સૂક્ષ્મરૂપે પ્રવેશેલાં દેખાય છે, માટીમાં ઘડાની જેમ. **'अपरस्मिन्'** કાર્યરૂપ તત્ત્વમાં કારણરૂપ તત્ત્વો અનુગત હોવાથી પ્રવેશેલાં જણાય છે, ઘડામાં માટીની જેમ! ॥ ૮ ॥

अविरोधमुपसंहरति—

(એકબીજામાં અનુપ્રવેશ હોવાથી સારાંશરૂપે) અવિરોધ દર્શાવે છે–

**पौर्वापर्यमतोऽमीषां प्रसंख्यानमभीप्सताम्।**
**यथा विविक्तं यद्वक्त्रं गृह्णीमो युक्तिसम्भवात्॥ ९**

આથી આ તત્ત્વોની કાર્યકારણરૂપ ગણના અને ઓછીવત્તી ગણના કરવા ઈચ્છતા વિવાદ કરનારા જે (બ્રાહ્મણો)માં (જે કહેવાની ઈચ્છાથી) જેનું મુખ પ્રવૃત્ત થાય, તે સર્વમાં ઔચિત્યના સંભવને કારણે અમે તેને નિશ્ચિતરૂપે સ્વીકારીએ છીએ. ॥ ૯ ॥

अतोऽमीषां तत्त्वानां पौर्वापर्यं तत्तत्कारण-कार्यत्वं प्रसंख्यानं च न्यूनाधिकमभीप्सतां वादिनां मध्ये यथा विवक्षया यद्वक्त्रं यस्य मुखं प्रवर्तते तत्सर्वं विविक्तं निश्चितं वयं गृह्णीमः। उक्तन्यायेन सर्वत्र युक्तेः संभवात् ॥ ९ ॥

આથી આ તત્ત્વોની **'पौर्वापर्यम्'** તે જુદી જુદી કાર્યકારણરૂપ ગણના અને ઓછીવત્તી ગણના કરવા ઈચ્છતા વિવાદ કરનારાઓમાં જે કહેવાની ઈચ્છાથી **'यत्-वक्त्रम्'** જેનું મુખ પ્રવૃત્ત થાય, તે સર્વ અમે **'विविक्तम्'** નિશ્ચિતરૂપે સ્વીકારીએ છીએ, કારણ કે કહેવામાં આવેલા ન્યાયથી સર્વત્ર ઔચિત્યનો સંભવ છે. ॥ ૯ ॥

ननु कार्यकारणतत्त्वानां पृथक्त्वापृथक्त्व-विवक्षया भवतु नाम संख्याभेदः, जीवेश्वर-योस्तु कथं भेदाभेदविवक्षा यया षड्विंशति-पञ्चविंशतिपक्षौ प्रवृत्तावत आह—**अनादीति**।

શંકા કરવામાં આવી છે કે કાર્યરૂપ અને કારણરૂપ તત્ત્વોને ભિન્ન કે અભિન્ન કહેવાની ઈચ્છાથી તત્ત્વોની સંખ્યામાં ભલે ભેદ મનાય, પરંતુ જીવ અને ઈશ્વરના વિષયમાં તો ભેદ-અભેદ કહેવાની ઈચ્છા કેવી રીતે હોઈ શકે? કે જેને લીધે છવ્વીસ અને પચ્ચીસ તત્ત્વો માનનારા બે પક્ષો પડ્યા? આ માટે ઉત્તર આપે છે– '**अनादि इति**।'

**अनाद्यविद्यायुक्तस्य पुरुषस्यात्मवेदनम्।**
**स्वतो न सम्भवादन्यस्तत्त्वज्ञो ज्ञानदो भवेत्॥ १०**

અનાદિકાળથી અવિદ્યાયુક્ત જીવને સ્વતઃ આત્મજ્ઞાન સંભવતું ન હોવાથી તેને જ્ઞાન આપનારો અન્ય પરમેશ્વર હોવો જ જોઈએ. ॥ ૧૦ ॥

स्वतो न संभवति, अन्यतस्तु संभवात्स्वतः सर्वज्ञः परमेश्वरोऽन्यो भवितव्य इति षड्विंशतिपक्षाभिप्राय इत्यर्थः॥ १०॥

પોતાની જાતે આત્મજ્ઞાન સંભવતું નથી પરંતુ બીજા પાસેથી સંભવતું હોવાથી, પોતાની જાતે જ સર્વજ્ઞ એવા અન્ય પરમેશ્વર હોવા જ જોઈએ, એમ છવ્વીસ તત્ત્વોવાળા પક્ષનો અભિપ્રાય છે, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

कथं तर्हि पञ्चविंशतिपक्षस्तत्राह—**पुरुषेति**।

તો પછી પચ્ચીસ તત્ત્વોવાળો પક્ષ કેવી રીતે હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે– '**पुरुष इति**।'

**पुरुषेश्वरयोरत्र न वैलक्षण्यमण्वपि।**
**तदन्यकल्पनाऽपार्था ज्ञानं च प्रकृतेर्गुणः॥ ११**

આ શરીરમાં જીવ અને ઈશ્વર વચ્ચે અણુમાત્ર પણ ભિન્નતા નથી (કારણ કે તે બંને ચૈતન્યરૂપ છે) આથી તેમનામાં ભેદની કલ્પના કરવી વ્યર્થ છે અને જ્ઞાન સત્ત્વાત્મક પ્રકૃતિનો ગુણ છે. ॥ ૧૧ ॥

वैलक्षण्यं विसदृशत्वं नास्ति द्वयोरपि चिद्रूपत्वादतस्तयोरत्यन्तमन्यत्वकल्पना अपार्था व्यर्था। एवं पञ्चविंशतिपक्षः प्रवृत्त इत्यर्थः। नन्वेवमपीश्वरप्रसादलभ्यज्ञानस्य पृथक्त्वा-त्पक्षद्वयमपि न घटतेऽत आह—ज्ञानं चेति। सत्त्वगुणवृत्तित्वात्तदन्तर्भूतमित्यर्थः॥ ११॥

'**वैलक्षण्यम्**' અસમાનતા નથી કારણ કે બંને ચૈતન્યરૂપ છે, તેથી તે બંને એકબીજાથી જરા પણ જુદા હોવાની કલ્પના '**अपार्था**' વ્યર્થ છે. આ રીતે પચ્ચીસ તત્ત્વોવાળો પક્ષ પ્રવૃત્ત થયો છે, એમ અર્થ છે. શંકા કરવામાં આવી છે કે આમ હોવા છતાં ઈશ્વરની કૃપાથી પ્રાપ્ત થવા યોગ્ય જ્ઞાન જુદું હોવાથી બીજો પક્ષ હોઈ શકે નહીં. આ માટે ઉત્તર આપે છે– '**ज्ञानं च इति**।' જ્ઞાન સત્ત્વગુણના કાર્યરૂપ હોવાથી (ત્રિગુણાત્મક) પ્રકૃતિની અંતર્ગત જ છે, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

ननु ज्ञानं जीवधर्मः कथं प्रकृतेर्गुणः स्यादत आह—**प्रकृतिरिति**।

**प्रकृतिर्गुणसाम्यं वै प्रकृतेर्नात्मनो गुणाः।**
**सत्त्वं रजस्तम इति स्थित्युत्पत्त्यन्तहेतवः॥ १२**

गुणसाम्यं हि प्रकृतिरतस्तद्विशेषरूपा गुणास्तस्या एव, न त्वात्मनो जीवस्य अकर्तृत्वात्तस्य स्थित्यादिहेतुभूतगुणाश्रयत्वानुपपत्तेः॥ १२॥

**सत्त्वं ज्ञानं रजः कर्म तमोऽज्ञानमिहोच्यते।**
**गुणव्यतिकरः कालः स्वभावः सूत्रमेव च॥ १३**

अतः सत्त्वं सत्त्वमयं ज्ञानं प्रकृतेर्गुण इति पूर्वेणैवान्वयः।

ननु तन्निवर्त्यं कर्माज्ञानं च तत्त्वान्तरं स्यात्, न, रजः कर्म रजसो वृत्तिः, अज्ञानं च तमसः। अतः कर्माज्ञानयो रजस्तमोद्वारा प्रकृतावेवान्तर्भाव इति भावः। तथापि काल-स्वभावयोस्तत्त्वान्तरता स्यात्, न गुणव्यतिकर इति। गुणानां व्यतिकरो यस्मात्स ईश्वर एव

શંકા કરવામાં આવી છે કે જ્ઞાન જીવનો ધર્મ છે, તે પ્રકૃતિનો ગુણ કેવી રીતે હોઈ શકે? આ માટે ઉત્તર આપે છે– **‘प्रकृतिः इति।’**

ત્રણ ગુણોની સામ્યાવસ્થા તે પ્રકૃતિ છે, માટે સ્થિતિ, ઉત્પત્તિ અને નાશનાં કારણ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ પ્રકૃતિના ગુણ છે, આત્માના ગુણો નથી. ॥ ૧૨ ॥

ત્રણ ગુણોની સામ્યાવસ્થા જ પ્રકૃતિ છે, આથી તે પ્રકૃતિ ત્રણ વિશિષ્ટ ગુણરૂપ હોઈ તે ગુણો પ્રકૃતિના જ છે, પણ આત્માના નથી. જીવાત્મા અકર્તા હોવાથી સ્થિતિ વગેરેનાં કારણરૂપ ગુણોનો જીવ આશ્રય બને, તે ઘટતું નથી.॥ ૧૨ ॥

અહીં સત્ત્વની વૃત્તિરૂપ જ્ઞાન (પ્રકૃતિનો ગુણ) છે, રજોગુણની વૃત્તિ કર્મ છે અને તમોગુણની વૃત્તિ અજ્ઞાન કહેવાઈ છે. ગુણોમાં ક્ષોભ ઉત્પન્ન કરનાર (ઈશ્વર જ) કાળ છે અને (ક્રિયાશક્તિરૂપ મુખ્ય પ્રાણ અર્થાત્) સૂત્રાત્મા મહત્તત્ત્વ જ સ્વભાવ છે. ॥ ૧૩ ॥

આથી **‘सत्त्वम्’** સત્ત્વની વૃત્તિરૂપ જ્ઞાન પ્રકૃતિનો ગુણ છે, એમ પૂર્વના શ્લોક (૧૨) સાથે અન્વય છે.

શંકા કરવામાં આવી છે કે જ્ઞાન વડે દૂર કરવા યોગ્ય કર્મ તથા અજ્ઞાન જુદાં તત્ત્વો હશે. તે માટે કહે છે કે ના, **‘रजः कर्म’** રજોગુણની વૃત્તિ કર્મ છે અને તમોગુણની વૃત્તિ અજ્ઞાન છે. આથી કર્મ અને અજ્ઞાનનો પણ રજોગુણ અને તમોગુણ દ્વારા પ્રકૃતિમાં જ સમાવેશ થાય છે, એવો ભાવ છે. તો પણ કાળ અને સ્વભાવ તો જુદાં તત્ત્વો ખરાં ને? તે માટે ઉત્તર આપે છે કે ના, **‘गुणव्यतिकरः इति।’** ગુણોનો ક્ષોભ જેને કારણે થાય છે તે ઈશ્વર જ કાળરૂપ છે. સ્વભાવ એટલે (ક્રિયાશક્તિરૂપ મુખ્ય પ્રાણ અર્થાત્) સૂત્રાત્મા જ

कालो नाम। स्वभावो नाम सूत्रं महत्तत्त्वमेव। तस्य सर्वशक्तिमत्त्वात्। तदेवं ज्ञानादीनां यथायथमन्तर्भावान्न पक्षद्वयेऽपि तत्त्ववृद्धिः। एतच्च पक्षान्तरेष्वपि ज्ञेयम्॥ १३॥

(पक्षान्तरमुद्भावयति—के ते गुणाः, किंप्रयोजनाः, किंस्वरूपाः, एतत्सर्वं दर्शयन्नर्थान्नवैकादश पञ्च त्रीणीति स्वमततत्वप्रतिपादनश्लोके त्रीणीति पदं व्याचष्टे—सत्त्वं रजस्तम इति। मतान्तरे—कालः, सूत्रं, पुरुष इति) स्वमते तु गुणानामागमापायित्वात्प्रकृतेर्भेदो विवक्षितोऽतो गुणास्त्रीणि तत्त्वान्यपराणि पञ्चविंशतितत्त्वानि पूर्वोक्तपक्षद्वयसाधारणानि दर्शयति—**पुरुष इति** सार्धद्वाभ्याम्।

**पुरुषः प्रकृतिर्व्यक्तमहंकारो नभोऽनिलः।**
**ज्योतिरापः क्षितिरिति तत्त्वान्युक्तानि मे नव॥ १४**

**श्रोत्रं त्वग्दर्शनं घ्राणो जिह्वेति ज्ञानशक्तयः।**
**वाक्पाण्युपस्थपाय्वङ्घ्रिः कर्माण्यङ्गोभयं मनः॥ १५**

**शब्दः स्पर्शो रसो गन्धो रूपं चेत्यर्थजातयः।**
**गत्युक्त्युत्सर्गशिल्पानि कर्मायतनसिद्धयः॥ १६**

व्यक्तं महत्तत्त्वम्। नभआदीनि पञ्चतन्मात्राणि। मे मया॥ १४॥

મહત્તત્ત્વ છે, કારણ કે તે સર્વશક્તિમાન છે. આમ, જ્ઞાન વગેરેનો પણ યથોચિતરૂપે સમાવેશ થઈ જતો હોવાથી (પચ્ચીસ અને છવ્વીસ તત્ત્વોવાળા) બંને પક્ષમાં પણ વધારે તત્ત્વો થઈ શકે નહીં. આ જ (છવ્વીસ તત્ત્વવાળા) અન્ય પક્ષ માટે પણ સમજવા યોગ્ય છે. ॥ ૧૩ ॥

(અન્ય પક્ષની કલ્પના કરે છે– તે ગુણો કયા છે? કયાં પ્રયોજનોવાળા છે? કેવા સ્વભાવવાળા છે? આ સર્વના અર્થ દર્શાવતાં, નવ-અગિયાર-પાંચ-ત્રણ એમ અઠ્યાવીસ તત્ત્વોનું પ્રતિપાદન કરતાં શ્લોકમાં ત્રણ– એ પદની વ્યાખ્યા કરે છે– **'सत्त्वं रजस्तम इति।'** અન્ય મત અનુસાર– કાળ, સૂત્ર, પુરુષ) પોતાના મત પ્રમાણે તો ગુણો ઉત્પન્ન થઈને નાશ પામનારા હોવાથી ગુણોને પ્રકૃતિથી અલગ કહેવાની ઈચ્છા છે. આથી બીજાં ત્રણ તત્ત્વો અને પચ્ચીસ તત્ત્વો, એમ પૂર્વોક્ત બંને પક્ષોને સામાન્યરૂપે અઢી શ્લોકોથી દર્શાવે છે– **'पुरुषः इति।'**

પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી– એમ મેં કહેલાં નવ તત્ત્વો ॥ ૧૪ ॥ હે પ્રિય (ઉદ્ધવ)! શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, ઘ્રાણ, જિહ્વા– એમ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાણી, હાથ, ઉપસ્થ, ગુદા, પગ– એમ પાંચ કર્મેન્દ્રિયો અને ઉભયાત્મક (જ્ઞાન-કર્માત્મક) મન (એમ અગિયાર તત્ત્વો), ॥ ૧૫ ॥ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ– એમ પાંચ વિષયોરૂપે પરિણામ પામેલાં પંચમહાભૂતો (અને ત્રણ ગુણો– એમ અઠ્યાવીસ તત્ત્વો મેં કહ્યાં છે.) (પચ્ચીસ, છવ્વીસ અને અઠ્યાવીસ એ ત્રણ પક્ષોમાં) ગતિ કરવી, બોલવું, મળ-મૂત્રત્યાગ અને કામકાજ કરવું– એ કર્મેન્દ્રિયોનાં ફળરૂપ છે, જુદાં નથી. ॥ ૧૬ ॥

**'व्यक्तम्'** મહત્તત્ત્વ, આકાશ વગેરે પાંચ તત્ત્વો **'मे'** મેં કહ્યાં ॥ ૧૪ ॥

एकादश दर्शयति—**श्रोत्रमिति**। दर्शनं चक्षुः। ज्ञानशक्तयो ज्ञानेन्द्रियाणि पञ्च। वागादिपाय्वन्तानि द्वन्द्वैक्येनोक्तानि चत्वार्यङ्घ्रिश्चेति कर्माणि कर्मेन्द्रियाणि पञ्च। उभयात्मकं मनः। उभयेन्द्रियसाधारणमित्यर्थः। अङ्ग हे उद्धव। एवमेतान्येकादश॥ १५॥

પંચ दर्शयति—**शब्द इति**।

शब्दादीनि विषयतया परिणतानि पञ्चमहाभूतानि। ननु गत्यादिभिस्तत्त्वाधिक्यं पक्षत्रयेऽपि स्यान्नेत्याह—गतीति। गतिश्च उक्तिश्च उत्सर्गौ च शिल्पं च तानि कर्मायतनानां कर्मेन्द्रियाणां सिद्धयः, फलानि न तत्त्वान्तराणीत्यर्थः॥ १६॥

तदेवं मतत्रयेऽपि तत्त्वसंख्याभेदं निरूप्य यद्विवक्षया गायन्तीति यत्पृष्टं तत्तन्मततात्पर्यं दर्शयति—**सर्गादाविति**।

**सर्गादौ प्रकृतिर्ह्यस्य कार्यकारणरूपिणी।**
**सत्त्वादिभिर्गुणैर्धत्ते पुरुषोऽव्यक्त ईक्षते॥ १७**

कार्याणि षोडश विकाराः, कारणानि महदादीनि सप्त, तद्रूपिणी सती प्रकृतिरस्य

એકાદશ તત્ત્વો દર્શાવે છે– **'श्रोत्रम् इति।'** **'दर्शनम्'** ચક્ષુ, **'ज्ञानशक्तयः'** પાંચ જ્ઞાનેન્દ્રિયો (કહી). વાણીથી પાયુ સુધીની ચાર ઇન્દ્રિયો દ્વંદ્વૈક્ય સમાસથી કહેવાઈ અને (પાંચમો) પગ એમ **'कर्माणि'** (પાંચ) કર્મેન્દ્રિયો અને ઉભયાત્મક મન, જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોનો નાયક મન– એમ અર્થ છે. **'अंग'** હે પ્રિય ઉદ્ધવ! આમ, અગિયાર તત્ત્વો (કહેવામાં આવ્યાં). ॥ ૧૫ ॥

પાંચ તત્ત્વો દર્શાવે છે– **'शब्दः इति।'**

શબ્દાદિ પાંચ વિષયોરૂપે પરિણામ પામેલાં પંચમહાભૂતો. શંકા કરવામાં આવી છે કે ગતિ કરવી વગેરે ગણીને અધિક તત્ત્વો ત્રણેય પક્ષોમાં થાય. તે માટે કહે છે– ના, **'गति इति।'** ગતિ કરવી, બોલવું, મળમૂત્રત્યાગ તેમ જ કામકાજ કરવું, તેઓ **'कर्म-आयतनानाम्'** કર્મેન્દ્રિયોનાં **'सिद्धयः'** ફળો છે, જુદાં તત્ત્વો નથી, એમ અર્થ છે. ॥ ૧૬ ॥

(૨૮, ૨૬, ૨૫ તત્ત્વોવાળા) ત્રણેય મતોનાં તત્ત્વોની સંખ્યાનો ભેદ જણાવીને 'જે અભિપ્રાય કહેવાની ઇચ્છાથી ગાન કરે છે.' (શ્લોક-૩) એમ જે પૂછવામાં આવ્યું હતું, તે મતોનું તાત્પર્ય દર્શાવે છે– **'सर्गादौ इति।'**

(દર્શાવવામાં આવેલા, શ્રોત્રથી માંડીને રૂપ સુધીનાં સોળ વિકારરૂપ) કાર્યો અને મહત્તત્ત્વથી માંડી પૃથ્વી સુધીની સાત) કારણરૂપ પ્રકૃતિ આ (જગત)ની સૃષ્ટિ વગેરેમાં સત્ત્વાદિ ગુણો વડે (સર્જ્ય, પાલ્ય અને સંહાર્યરૂપ) અવસ્થાને ધારણ કરે છે. પુરુષ તો અવ્યક્ત હોઈ કેવળ ઈક્ષણ કરે છે (જુએ છે).॥ ૧૭ ॥

**'कार्याणि'** (શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, ઘ્રાણ, જિહ્વા, વાણી, હાથ, ઉપસ્થ, પાયુ, પગ, મન, શબ્દ, સ્પર્શ, રસ, ગંધ, રૂપ– એમ) સોળ વિકારરૂપ કાર્યો અને મહત્તત્ત્વાદિ (કાળ, અહંકાર, પ્રકૃતિ, રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ– એમ) સાત કારણો– તે

विश्वस्य सर्गादौ गुणैः सृज्यत्वाद्यवस्थां धत्ते। उपादानकारणरूपत्वात्। पुरुषस्त्वव्यक्तोऽपरिणामी निमित्तभूतः केवलमीक्षते। अतः परिणामिन्याः प्रकृतेः पुरुषो भिन्न इति॥ १७॥

तत्त्वैरारब्धकार्यस्य तदन्तर्भावमभिप्रेत्याह— **व्यक्तादय इति**।

**व्यक्तादयो विकुर्वाणा धातवः पुरुषेक्षया।**
**लब्धवीर्याः सृजन्त्यण्डं संहताः प्रकृतेर्बलात्॥ १८**

व्यक्तादयो महदादयः प्रकृतेरुत्पन्ना ये धातवस्ते विकुर्वाणाः पुरुषेक्षणेन लब्धवीर्याः संहता अण्डं सृजन्ति। प्रकृतेर्बलात्तामाश्रित्येत्यर्थः॥ १८॥

एवं स्वमतमुपसंहृत्य मतान्तरेष्वपि सामान्यतो निरूपितां घटनां विशेषतः सतात्पर्यां दर्शयति—**सप्तैवेति**।

**सप्तैव धातव इति तत्रार्थाः पंच खादयः।**
**ज्ञानमात्मोभयाधारस्ततो देहेन्द्रियासवः॥ १९**

રૂપવાળી હોઈ પ્રકૃતિ આ વિશ્વનાં સૃષ્ટિ, સ્થિતિ અને સંહારરૂપ ગુણોથી સર્જ્ય વગેરે અવસ્થાને ધારણ કરે છે, કારણ કે પ્રકૃતિ જ સર્વનું મૂળ કારણ છે. પુરુષ તો **'अव्यक्तः'** અપરિણામી, પ્રત્યક્ષાદિ પ્રમાણના અવિષયરૂપ, કેવળ નિમિત્તરૂપ દ્રષ્ટા હોઈ (સાક્ષીભાવે) જુએ છે. આથી પરિણામી પ્રકૃતિથી પુરુષ ભિન્ન છે. ॥ ૧૭ ॥

તત્ત્વો દ્વારા આરંભાયેલા કાર્યરૂપ (બ્રહ્માંડ)નો તે તત્ત્વોમાં જ સમાવેશ સ્વીકારીને કહે છે– **'व्यक्तादयः इति।'**

પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં મહત્ વગેરે તત્ત્વો વિકાર પામવાથી પુરુષના ઈક્ષણ (દૃષ્ટિપાત)થી સામર્થ્ય પામી, એકઠાં થઈ પ્રકૃતિના બળથી બ્રહ્માંડ સર્જે છે. ॥ ૧૮ ॥

**'व्यक्तादयः'** મહત્ વગેરે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં જે તત્ત્વો છે તેઓ વિકાર પામવાથી પુરુષના દૃષ્ટિપાતથી સામર્થ્ય પામી, એકઠાં મળીને બ્રહ્માંડનું સર્જન કરે છે. **'प्रकृतेः बलात्'** તે પ્રકૃતિનો આશ્રય કરીને, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

આમ, પોતાના મતનું વિવરણ સમાપ્ત કરીને અન્ય મતો વિષે સામાન્યરૂપે જણાવેલી બાબતને તાત્પર્યસહિત વિશેષરૂપે દર્શાવે છે– **'सप्त-एव इति।'**

(કેટલાક વિદ્વાનો માને છે કે) સાત જ તત્ત્વો છે– આકાશ વગેરે પાંચ મહાભૂતો, દ્રષ્ટારૂપ જીવ અને (દ્રષ્ટા-દૃશ્ય એ) બંનેના આધારરૂપ આત્મા. (તેમાં પ્રકૃતિ, મહત્તત્ત્વ અને અહંકાર એ ત્રણ તત્ત્વોનો સમાવેશ આકાશ વગેરેમાં કારણરૂપે કરવામાં આવ્યો છે.) તે સાત તત્ત્વોમાંથી દેહ, ઇન્દ્રિય, પ્રાણ (એમ સર્વ કાર્યો જન્મે છે).॥ ૧૯ ॥

ज्ञानं जानातीति द्रष्टा जीवः। उभयोर्द्रष्टृदृश्ययोराधार आत्मा चेति सप्त। तत्र प्रकृत्यादीनां कारणत्वेन खादिष्वन्तर्भावः। उत्तरेषामन्तर्भावार्थमाह—ततस्तेभ्यः सप्तभ्यो देहेन्द्रियासवः सर्वकार्याणि जायन्ते॥ १९ ॥

**'ज्ञानम्'** જાણે છે તે જ્ઞાનસ્વરૂપ જીવ દ્રષ્ટા છે તથા દ્રષ્ટા અને દૃશ્ય એ બંનેનો આધાર આત્મા છે– એમ સાત તત્ત્વો છે. તેમાં પ્રકૃતિ વગેરે (મહત્તત્ત્વ, અહંકાર)નો આકાશ વગેરેમાં કારણરૂપે સમાવેશ કરવામાં આવ્યો છે. પછીનાં દેહ વગેરે કાર્યોનો સમાવેશ જણાવે છે– **'ततः'** તે સાત તત્ત્વોમાંથી દેહ, ઈન્દ્રિય, પ્રાણ એમ સર્વ કાર્યો જન્મે છે. ॥ ૧૯ ॥

**षडित्यत्रापि भूतानि पंच षष्ठः परः पुमान्।**
**तैर्युक्त आत्मसम्भूतैः सृष्ट्वेदं समुपाविशत्॥ २०**

(કેટલાક વિદ્વાનો) છ તત્ત્વો માને છે. આ મતમાં પણ પાંચ મહાભૂતો અને છઠ્ઠો પરમ પુરુષ એમ છ તત્ત્વો છે. પોતાનામાંથી ઉત્પન્ન થયેલાં તે પાંચ મહાભૂતયુક્ત પરમાત્મા આ જગત સર્જીને તેમાં જીવરૂપે પ્રવિષ્ટ થયા છે. ॥ ૨૦ ॥

षडिति मतेऽपि भौतिकस्य भूतान्तर्भावं जीवस्य च परमात्मान्तर्भावमाह—तैर्युक्त इति।

છ તત્ત્વોવાળા મતમાં પણ સર્વ ભૌતિક કાર્યોનો પાંચ મહાભૂતોમાં અને જીવનો ઈશ્વરમાં સમાવેશ થાય છે, એમ કહે છે– **'तैः युक्तः इति।'**

(स च परः पुमांस्तैरात्मसंभूतैः पञ्चभूतैर्युत इदं देहादिकं सृष्ट्वा तत्स्वयं समुपाविशत्। पूर्वस्मिन्कारणे पञ्चभूतात्मके भौतिकेन्द्रियादीनामन्तर्भाव उक्तः पूर्वोक्त्या ज्ञातव्यः।) ॥ २० ॥

(તે પરમ પુરુષ પોતાનામાંથી ઉત્પન્ન થયેલાં તે પંચમહાભૂતોથી યુક્ત થઈને આ દેહ વગેરે સર્જીને તે પોતે તેમાં પ્રવિષ્ટ થયા છે. પૂર્વના પંચમહાભૂતરૂપ કારણમાં ભૌતિક ઈન્દ્રિયો વગેરેનો સમાવેશ કહેવાયો છે. પૂર્વે કહ્યું હોવાથી સમજી લેવું જોઈએ.) ॥ ૨૦ ॥

(શ્લોક-૨૦ની વ્યાખ્યામાં કૌંસની અંદરનો ભાગ પ્રક્ષિપ્ત હોય તેમ જણાય છે.)

**चत्वार्येवेति तत्रापि तेज आपोऽन्नमात्मनः।**
**जातानि तैरिदं जातं जन्मावयविनः खलु॥ २१**

(કેટલાક વિદ્વાનો માને છે કે) ચાર જ તત્ત્વો છે. તેમાં પણ આત્માથી તેજ, જળ તથા પૃથ્વી જન્મ્યાં છે અને તે ચાર તત્ત્વોથી જ અવયવી એવા આ જગતનો જન્મ થયો છે. ॥ ૨૧ ॥

अन्नं पृथ्वी। आत्मनो जातानि आत्मना सह चत्वारि तत्त्वानि। अन्तर्भावार्थमाह—तैरिति। अवयविनः कार्यस्य॥ २१ ॥

**'अन्नम्'** પૃથ્વી– આત્મા સહિત ચાર તત્ત્વો આત્માથી જન્મ્યાં છે. સમાવેશ માટે કહે છે– **'तैः इति।'** તે ચાર તત્ત્વોથી જ અવયવી એવા કાર્યરૂપ જગતનો (જન્મ છે). ॥ ૨૧ ॥

**संख्याने सप्तदशके भूतमात्रेन्द्रियाणि च।**
**पंच पंचैकमनसा आत्मा सप्तदशः स्मृतः॥ २२**

भूतानि च मात्राणि च इन्द्रियाणि च पञ्च पञ्च। एकेन मनसा सह आत्मा सप्तदशः॥ २२॥

**तद्वत् षोडशसंख्याने आत्मैव मन उच्यते।**
**भूतेन्द्रियाणि पंचैव मन आत्मा त्रयोदश॥ २३**

आत्मैव संकल्पयन्मन उच्यते। त्रयोदशपक्षे भूतानि तन्मात्रैरेकीकृतानि पञ्चैव। इन्द्रियाणि तत्प्रकाशकानि पञ्चैव। मनश्चैक-मिन्द्रियाधिष्ठातृ। आत्मा च द्विविधः। एवं त्रयोदश॥ २३॥

**एकादशत्व आत्मासौ महाभूतेन्द्रियाणि च।**
**अष्टौ प्रकृतयश्चैव पुरुषश्च नवेत्यथ॥ २४**

एकादशत्वपक्षे, पञ्चमहाभूतानि पञ्चेन्द्रियाणि। जीवमनसोश्चात्मान्तर्भावेनैता-न्येवैकादश। नवपक्षे, अष्टौ प्रकृतयः पुरुषश्च। विकाराणां तदन्तर्भावः॥ २४॥

उपसंहरति—**इतीति**।

**इति नानाप्रसंख्यानं तत्त्वानामृषिभिः कृतम्।**
**सर्वं न्याय्यं युक्तिमत्त्वाद् विदुषां किमशोभनम्॥ २५**

સત્તર તત્ત્વોની ગણતરીમાં પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ, પાંચ ઈન્દ્રિયો, મન અને સત્તરમો આત્મા માનવામાં આવ્યો છે. ॥ ૨૨ ॥

પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ અને પાંચ ઈન્દ્રિયો એમ પંદર, એક મનની સાથે આત્મા સત્તરમો મનાયો છે. ॥ ૨૨ ॥

સોળ તત્ત્વોની ગણતરીમાં ઉપરની જેમ (પંદર તત્ત્વો સહિત સોળમા) આત્માને જ મન કહેવામાં આવ્યું છે. (તેર તત્ત્વોની ગણતરીમાં) પાંચ મહાભૂતો, પાંચ ઈન્દ્રિયો, મન, જીવાત્મા અને પરમાત્મા– એમ તેર મનાયાં છે. ॥ ૨૩ ॥

સંકલ્પ કરતું મન જ આત્મા કહેવાય છે. તેર તત્ત્વોના પક્ષમાં પંચ મહાભૂતો અને પંચ તન્માત્રાઓને એક કરીને પાંચ જ ગણવામાં આવ્યાં છે. તેમનો પ્રકાશ કરનારી પાંચ ઈન્દ્રિયો, ઈન્દ્રિયોનો અધિષ્ઠાતા મન તથા બે પ્રકારે **'आत्मा'** જીવાત્મા અને પરમાત્મા– એમ તેર ॥ ૨૩ ॥

અગિયાર તત્ત્વો હોવાના મત પ્રમાણે આત્મા, પંચ મહાભૂતો અને પાંચ ઈન્દ્રિયો તથા નવ તત્ત્વો હોવાના મત પ્રમાણે આઠ પ્રકૃતિઓ અને એક પુરુષ ગણાય છે. ॥ ૨૪ ॥

અગિયાર તત્ત્વોના પક્ષમાં પંચ મહાભૂતો, પાંચ ઈન્દ્રિયો તથા જીવ અને મનનો આત્મામાં સમાવેશ કરીને ગણવામાં આવ્યું છે અને નવ તત્ત્વો હોવાના પક્ષમાં આઠ પ્રકૃતિ (મન, બુદ્ધિ, અહંકાર અને પંચ મહાભૂતો) અને પુરુષ. કાર્યરૂપ વિકારોનો તેમાં સમાવેશ કરાયો છે. ॥ ૨૪ ॥

સમાપ્તિ કરે છે– **'इति इति।'**

આમ, ઋષિઓ દ્વારા અનેક પ્રકારે તત્ત્વોની ગણતરી કરવામાં આવી છે. સર્વ ગણતરીઓ યુક્તિયુક્ત હોવાથી ઉચિત છે. વિદ્વાનોનું શું અશોભનીય હોય? ॥ ૨૫ ॥

इति एभिः प्रकारैः प्रकृतिपुरुषभेद-ज्ञापनायेत्यर्थः। (ननु एतेषां कतमः पक्षस्त्याज्य इति चेत्तत्राह—सर्वमिति)॥ २५॥

**'इति'** આ અનેક પ્રકારે કરવામાં આવેલી ગણતરીઓ પ્રકૃતિ અને પુરુષનો ભેદ જણાવવા માટે છે, એમ અર્થ છે. (જો પ્રશ્ન કરવામાં આવે કે આ બધામાંથી કયો પક્ષ ત્યાગવા યોગ્ય છે, તો કહે છે– સર્વ પક્ષો યોગ્ય છે.) ॥ ૨૫ ॥

ननु गुणसाम्यं प्रकृतिस्तस्याः सत्त्वादयो गुणाः, न त्वात्मन इति तयोर्भेदाप्रतीतेः कथं ज्ञातुं शक्यत इत्युद्धवः पृच्छति—**प्रकृतिरिति**।

પ્રશ્ન થાય છે કે ગુણોની સામ્યાવસ્થા એટલે પ્રકૃતિ. તેના સત્ત્વાદિ ગુણો છે પણ આત્માના નથી, એટલે (તે પુરુષ અને પ્રકૃતિ એકબીજાથી વિલક્ષણ તો છે, પણ) તે બંનેના ભેદની પ્રતીતિ ન થવાથી તે બંને વચ્ચેનો ભેદ જાણવો કેવી રીતે શક્ય છે, એમ ઉદ્ધવજી પૂછે છે– **'प्रकृतिः इति'**

**उद्धव उवाच**

**प्रकृतिः पुरुषश्चोभौ यद्यप्यात्मविलक्षणौ।**
**अन्योन्यापाश्रयात् कृष्ण दृश्यते न भिदा तयोः।**
**प्रकृतौ लक्ष्यते ह्यात्मा प्रकृतिश्च तथाऽऽत्मनि॥**
**॥ २६ ॥**

**ઉદ્ધવજી બોલ્યા** – હે શ્રીકૃષ્ણ, જો કે પુરુષ અને પ્રકૃતિ સ્વભાવથી વિલક્ષણ છે છતાં એકબીજામાં મળી ગયા હોવાથી તે બંને વચ્ચેનો ભેદ જણાતો નથી. પ્રકૃતિના કાર્યરૂપ દેહમાં આત્મા જણાય છે અને આત્મામાં પ્રકૃતિ જણાય છે. ॥ ૨૬ ॥

आत्मना जडाजडस्वभावेन विलक्षणौ। अन्योन्यापाश्रयात्परस्परपरिहारेणाप्रतीतेरित्यर्थः। अन्योन्यापाश्रयत्वमेवाह—प्रकृताविति। प्रकृतौ तत्कार्ये देहे। प्रकृतिश्चात्मनि। तेन विना तस्या अप्रतीतेः। अहमित्यभेदप्रतीतेर्न देहात्मनो भेदो लक्ष्यत इत्यर्थः॥ २६॥

**'आत्मना'** જડ-અજડ સ્વભાવથી બંને વિલક્ષણ છે. **'अन्योन्य-अपाश्रयात्'** આત્મા અને પ્રકૃતિનો પરસ્પર અધ્યાસ થવાથી એકબીજાને દૂર કરીને ભિન્ન હોવાની પ્રતીતિ થતી નથી. અન્યોન્યના અધ્યાસના ભાવને કહે છે– **'प्रकृतौ इति।' 'प्रकृतौ'** તે પ્રકૃતિના કાર્યરૂપ દેહમાં (આત્માનો અધ્યાસ) અને આત્મા ઉપર પ્રકૃતિ અધ્યાસરૂપે જણાય છે. તે આત્મા વિના તે પ્રકૃતિની પ્રતીતિ થતી નથી. 'હું' એમ કહેવાથી આત્મા અને પ્રકૃતિના અભેદની પ્રતીતિ થાય છે. દેહ અને આત્મા(ના અધ્યાસ)માં ભેદ જણાતો નથી, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

**एवं मे पुण्डरीकाक्ष महान्तं संशयं हृदि।**
**छेत्तुमर्हसि सर्वज्ञ वचोभिर्नयनैपुणैः॥ २७**

હે કમળનયન! હે સર્વજ્ઞ! મારા હૃદયમાં રહેલા મહાન સંશયને આપનાં નીતિનિપુણ વચનોથી છેદી નાખવા આપ યોગ્ય છો. ॥ ૨૭ ॥

हृदि वर्तमानं संशयम्। नये युक्तौ नैपुणं प्रावीण्यं येषां तैः॥ २७॥

હૃદયમાં રહેલા સંશયને– **'नये'** યુક્તિમાં **'नैपुणम्'** પ્રાવીણ્ય છે જેમનામાં તે વચનોથી॥ ૨૭ ॥

अर्हसीत्युक्तं, तत्र हेतुमाह—**त्वत्त इति।**

**त्वत्तो ज्ञानं हि जीवानां प्रमोषस्तेऽत्र शक्तितः।**
**त्वमेव ह्यात्ममायाया गतिं वेत्थ न चापरः॥ २८**

हि यस्मात् त्वत्तस्त्वत्प्रसादादेव। अत्र ज्ञाने प्रमोषो भ्रंशश्च ते शक्तितो मायातः।

ननु स्वप्रकाशस्यात्मनः कथं ज्ञानप्रमोषः, ज्ञानदाने तत्प्रमोषे वा मम किं प्रयोजनं, तत्राह—त्वमेवेति॥ २८॥

'આપ યોગ્ય છો.' એમ જે (શ્લોક-૨૭માં) કહેવામાં આવ્યું, તે માટેનું કારણ કહે છે– **'त्वत्तः इति।'**

(આપ જ સંશયનું કારણ દૂર કરવા યોગ્ય છો,) કારણ કે આ સંસારમાં જીવોને આપ(ની કૃપા)થી જ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને આપની માયાશક્તિથી જ જ્ઞાનનો નાશ થાય છે. આપની માયાની ગતિ પણ આપ જ જાણો છો, બીજું કોઈ જાણતું નથી.

**'हि'** કારણ કે આપની કૃપાથી જ– અહીં જ્ઞાનવિષયક **'प्रमोषः'** ભ્રંશ (નાશ) પણ આપની **'शक्तितः'** માયાશક્તિથી થાય છે.

શંકા કરવામાં આવી છે કે જ્ઞાનસ્વરૂપ જીવના જ્ઞાનનો નાશ કેવી રીતે થાય? વળી, જ્ઞાન આપવામાં કે તેના નાશમાં મારું શું પ્રયોજન છે? તે માટે કહે છે– **'त्वम् एव इति।'** આપ જ આપની માયાની ગતિ જાણો છો. ॥ ૨૮ ॥

विकाराविकाराभ्यां नानात्वैकत्वाभ्यां सापेक्षनिरपेक्षत्वाभ्यां प्रकाशाप्रकाशाभ्यां चात्यन्तं भेदं वक्तुमाह—

**श्रीभगवानुवाच**

**प्रकृतिः पुरुषश्चेति विकल्पः पुरुषर्षभ।**
**एष वैकारिकः सर्गो गुणव्यतिकरात्मकः॥ २९**

प्रकृतिः पुरुषश्चेति विकल्पोऽत्यन्तभेद एव। कुत इत्यपेक्षायां प्रकृतिशब्दोक्त-देहादिसङ्घातस्य विकारित्वं तावद्दर्शयति—एष इति द्वाभ्याम्। एष सर्गः सृज्यत इति सर्गो देहादिसङ्घातो वैकारिको विकारवान्। अत्र हेतुः—गुणव्यतिकरात्मको गुणक्षोभकृतः॥ २९॥

વિકાર અને નિર્વિકાર, અનેક અને એક, સાપેક્ષ અને નિરપેક્ષ તથા અપ્રકાશ અને પ્રકાશ, પ્રકૃતિ અને પુરુષ વચ્ચેનો અતિશય ભેદ જણાવવા માટે (ભગવાન) કહે છે–

**શ્રીભગવાન બોલ્યા** – હે પુરુષશ્રેષ્ઠ! પ્રકૃતિ અને પુરુષ વચ્ચે અત્યંત ભેદ છે કારણ કે આ દેહાદિ સંઘાત ગુણોના વિકારને કારણે ઉત્પન્ન થયો હોવાથી વિકારવાળો છે. ॥ ૨૯ ॥

પ્રકૃતિ અને પુરુષ વચ્ચે અત્યંત ભેદ જ છે. કેવી રીતે? એવી અપેક્ષા માટે પ્રકૃતિ શબ્દથી કહેવામાં આવેલા દેહાદિ સંઘાતનું વિકારિત્વ બે શ્લોકોથી દર્શાવે છે– **'एषः सर्गः'** ઉત્પન્ન કરવામાં આવે છે તે સર્ગરૂપ દેહાદિ સંઘાત **'वैकारिकः'** વિકારવાન છે. આ માટેનું કારણ– **'गुणव्यति-करात्मकः'** ગુણોમાં ક્ષોભ થવાને કારણે (દેહાદિ સંઘાત) ઉત્પન્ન થયેલો છે. ॥ ૨૯ ॥

नानात्वमाह—**ममेति**।

**ममाङ्ग माया गुणमय्यनेकधा**
**विकल्पबुद्धीश्च गुणैर्विधत्ते।**
**वैकारिकस्त्रिविधोऽध्यात्ममेक-**
**मथाधिदैवमधिभूतमन्यत् ॥ ३०**

विकल्पं भेदं तद्बुद्धीश्च। अनेकधात्वं प्रपञ्चयति—वैकारिकोऽनेकविकारवानपि स्थूलेन मार्गेण तावत्त्रिविधः। त्रैविध्यमाह अध्यात्ममिति। एकं रूपम्॥ ३०॥

तानि रूपाणि दर्शयति—

**दृग् रूपमार्कं वपुरत्र रन्ध्रे**
**परस्परं सिध्यति यः स्वतः खे।**
**आत्मा यदेषामपरो य आद्यः**
**स्वयानुभूत्याखिलसिद्धसिद्धिः ।**
**एवं त्वगादि श्रवणादि चक्षु-**
**र्जिह्वादि नासादि च चित्तयुक्तम्॥ ३१**

दृगध्यात्मम्। रूपमधिभूतम्। अत्र रन्ध्रे चक्षुर्गोलके प्रविष्टमार्कं वपुरंशोऽधिदैवमिति। सापेक्षप्रकाशतामाह—परस्परमिति।

(વિકારાત્મક સૃષ્ટિની) અનેકતા જણાવે છે– **'मम इति।'**

હે પ્રિય (ઉદ્ધવ), મારી ગુણમયી માયા પોતાના (સત્ત્વ, રજસ્, તમસ્) ગુણોથી અનેક પ્રકારના ભેદ અને ભેદબુદ્ધિઓ રચે છે. (આ દેહાદિસંઘાત) અનેક વિકારવાળો હોવા છતાં (સ્થૂળમાર્ગે) એક રૂપ અધ્યાત્મ, બીજું અધિભૂત અને પછી અધિદૈવ– એમ ત્રણ પ્રકારનું છે.॥૩૦॥

(માયા) **'विकल्पम्'** ભેદ અને તે ભેદબુદ્ધિઓ (રચે છે). અનેકતા સમજાવે છે– **'वैकारिकः'** અનેક વિકારવાળો હોવા છતાં (આ દેહાદિસંઘાત) સ્થૂળ માર્ગે ત્રણ પ્રકારનો છે. ત્રિવિધતા જણાવે છે– **'अध्यात्मम् इति।'** એક રૂપ અધ્યાત્મ છે.॥ ૩૦ ॥

તે (ત્રણેય) રૂપો દર્શાવે છે–

નેત્રેન્દ્રિય અધ્યાત્મ છે, રૂપ અધિભૂત છે અને નેત્રગોલકમાં પ્રવિષ્ટ થયેલા સૂર્યનો અંશ અધિદૈવ છે. ત્રણેય એકબીજાના આશ્રયથી સિદ્ધ થાય છે પણ આકાશમાં રહેલો જે સૂર્ય છે તે તો સ્વતઃ જ સિદ્ધ છે. એ જ રીતે આત્મા પણ સૂર્યની જેમ સ્વયંસિદ્ધ છે, કારણ કે આ આત્મા (અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ) ત્રણેયનું મૂળ કારણ છે અને એકરૂપ છે અને તેથી જ આ સર્વથી ભિન્ન છે, તેમ જ સ્વતઃસિદ્ધ પ્રકાશથી એકબીજાને પ્રકાશિત કરનારાઓનો પણ પ્રકાશક છે. આ પ્રમાણે ચક્ષુ(રૂપ સૂર્ય અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ છે, તેમ) ત્વચા વગેરે, શ્રવણ વગેરે, જિહ્‌વા વગેરે, નાસિકા વગેરે અને ચિત્ત સહિત (બીજાં અંતઃકરણો મન, બુદ્ધિ અને અહંકાર પણ ત્રણ ત્રણ પ્રકારનાં છે). ॥ ૩૧ ॥

નેત્રેન્દ્રિય અધ્યાત્મ છે. રૂપ અધિભૂત છે. **'अत्र रन्ध्रे'** અહીં નેત્રગોલકમાં પ્રવેશેલા સૂર્યનો **'वपुः'** અંશ અધિદૈવ છે. આ ત્રણેય એકબીજાના આશ્રયથી પ્રકાશે છે તે કહે છે– **'परस्परम् इति।'**

चक्षुषा रूपं ज्ञायते। तदन्यथानुपपत्त्या चक्षुः तत्प्रवृत्त्यन्यथानुपपत्त्या तदधिष्ठात्री देवता।

ततश्च चक्षुषः प्रवृत्तिस्ततो रूपज्ञानमित्येवमेतत्त्रयं परस्परं सिध्यति।

अत्र रन्ध्र इति विशेषणव्यावर्त्यमाह दृष्टान्तोपयोगितया—यस्तु खे आकाशे अर्को वर्तते मण्डलात्मा स तु स्वतः सिध्यति। चक्षुर्विषयत्वेऽपि प्रतियोग्यपेक्षाभाव-मात्रेण स्वत इत्युक्तम्।

इदानीमात्मनो विकारित्वाद्यभावेन भेदमाह—यद्यस्मादात्मा एषामध्यात्मादीनामाद्यः कारणमत एकरूपोऽभिन्नश्च। तस्मादेतेभ्योऽपरो भिन्नः। स्वप्रकाशत्वादपीत्याह—स्वयानुभूत्या स्वतःसिद्धप्रकाशेनाखिलानां सिद्धानां परस्पर-प्रकाशकानामपि प्रकाशकः, सर्वेषामपि सामान्य-तश्चित्प्रकाशविषयत्वात्। अत एव स्वप्रकाशत्वं सिद्धम्।

चक्षुषि दर्शितं त्रैविध्यमिन्द्रियान्तरेष्व-प्यतिदिशति—एवमिति। यथा चक्षुरेवं त्वगाद्य-पीत्यर्थः। त्वक्स्पर्शो वायुरिति। श्रवणं शब्दो दिश इति। जिह्वा रसो वरुण इति। नासा गन्धोऽ-श्विनाविति। चित्तेन युक्तमन्तःकरणान्तरमपि। तत्र चित्तं चेतयितव्यं वासुदेव इति। मनो मन्तव्यं चन्द्र इति। बुद्धिर्बोद्धव्यं ब्रह्मेति। अहंकारोऽहं-कर्तव्यं रुद्र इत्येवं त्रिविधमित्यर्थः॥ ३१॥

ચક્ષુથી રૂપનું જ્ઞાન થાય છે. ચક્ષુ વિના રૂપનું જ્ઞાન અસંભવિત હોવાથી ચક્ષુ સિદ્ધ થાય છે. તે ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો તેના અધિષ્ઠાતા દેવ સિદ્ધ થતા નથી.

તે અધિષ્ઠાતા દેવથી ચક્ષુની પ્રવૃત્તિ થાય છે. તેનાથી રૂપનું જ્ઞાન થાય છે. આમ, આ ત્રણેય એકબીજાના આશ્રયથી સિદ્ધ થાય છે

દૃષ્ટાંત ઉપયુક્ત થાય માટે **'अत्र रन्ध्रे'** વિશેષણને ઘટાવીને કહે છે– આકાશમાં જે સૂર્યમંડળનો આત્મા સૂર્ય છે તે તો સ્વતઃસિદ્ધ છે. તે નેત્રનો વિષય હોવા છતાં તેને પ્રતિયોગીની અપેક્ષા ન હોવાથી જ તે સ્વતઃસિદ્ધ છે, એમ કહેવામાં આવ્યું.

હવે આત્મામાં વિકારીપણું વગેરે ન હોવાથી ભેદ જણાવે છે– **'यत्'** કારણ કે આત્મા **'एषाम्'** આ અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવનું મૂળ કારણ છે, આથી એકરૂપ અને અભિન્ન છે અને તેથી જ આ સર્વથી **'अपरः'** ભિન્ન છે. આત્મા સ્વપ્રકાશ હોવાથી પણ (આ સર્વથી ભિન્ન છે), એમ કહે છે– **'स्वया-अनुभूत्या'** સ્વતઃસિદ્ધ પ્રકાશથી સમસ્ત સિદ્ધ પદાર્થોનો એકબીજાને પ્રકાશ કરનારાઓનો પણ આત્મા પ્રકાશક છે, કારણ કે સામાન્ય રીતે સર્વ કાંઈ જ્ઞાનરૂપ પ્રકાશનો વિષય છે. આથી જ આત્માનું સ્વપ્રકાશત્વ સિદ્ધ થાય છે.

ચક્ષુમાં દર્શાવેલી ત્રિવિધતા બીજી ઈન્દ્રિયો વિષે પણ લાગુ પડે છે– **'एवम् इति।'** જેમ ચક્ષુ તેમ ત્વચા વગેરે સમજવાં, એમ અર્થ છે. ત્વચા-સ્પર્શ-વાયુ, શ્રવણ-શબ્દ-દિશા, જિહ્‌વા-રસ-વરુણ, નાસિકા-ગંધ-અશ્વિનીકુમારો, ચિત્તસહિત ચાર અંતઃકરણો પણ ખરાં. તેમાં ચિત્ત-ચિંતવ્ય-વાસુદેવ, મન-મંતવ્ય-ચન્દ્ર, બુદ્ધિ-બોદ્ધવ્ય-બ્રહ્મા, અહંકાર-અહંકાર કરવા યોગ્ય-રુદ્ર એમ ત્રણ ત્રણ અધ્યાત્મ-અધિભૂત-અધિદૈવ સમજવાં. ॥ ૩૧ ॥

**योऽसौ गुणक्षोभकृतो विकारः**
**प्रधानमूलान्महतः प्रसूतः।**
**अहं त्रिवृन्मोहविकल्पहेतु-**
**वैंकारिकस्तामस ऐन्द्रियश्च॥ ३२**

ગુણોમાં ક્ષોભ કરનાર કાળને કારણે પ્રકૃતિ જેનું મૂળ કારણ છે તે મહત્તત્ત્વમાંથી વિકારરૂપે ઉત્પન્ન થયેલો જે આ અહંકાર છે, તે વૈકારિક (સાત્ત્વિક), ઐન્દ્રિય (રાજસ) અને તામસ– એમ ત્રણ પ્રકારના મોહમય ભેદનું કારણ છે. ॥ ૩૨ ॥

ननु पुनरपि वैलक्षण्यमात्रमेवोक्तम्, त्रिविधप्रपञ्चव्यतिरिक्तात्मप्राप्तिस्तु कुतः स्यात्। अहंकारनिवृत्त्या। तत्कुतः। त्रिविधविकल्प-निवृत्त्यैवेत्याशयेनाह—

વળી, (ઉદ્ધવજી) શંકા કરે છે કે (દેહાદિ અને આત્માની) વિલક્ષણતા જ અહીં કહેવામાં આવી, પણ (અધ્યાત્મ વગેરે) ત્રિવિધ પ્રપંચથી જુદા આત્માની પ્રાપ્તિ કેવી રીતે થાય? અહંકાર દૂર થવાથી આત્માની પ્રાપ્તિ થાય તો તે અહંકાર કેવી રીતે દૂર થાય? ભગવાન એ આશયથી ઉત્તર આપે છે કે (અધ્યાત્માદિ) ત્રણ પ્રકારનો ભેદ દૂર થવાથી જ અહંકાર દૂર થાય છે–

योऽसावहमहंकारः। तमेवाह—गुणक्षोभं करोतीति। तथा ततः परमेश्वरात्कालाद्वा निमित्तात्प्रधानं मूलमुपादानं यस्य तस्मान्महतः प्रसूतो विकारः स त्रिवृत् त्रिविधो मोहमयस्य विकल्पस्य हेतुः। त्रिवृत्त्वमेवाह—वैकारिक इति॥ ३२॥

**'यः असौ अहम्'** જે આ અહંકાર છે, તેને જ વર્ણવે છે– **'गुणक्षोभं करोति इति।'** ગુણોમાં ક્ષોભ કરે છે તેવા તે પરમેશ્વરને કારણે અથવા કાળને કારણે પ્રકૃતિ જેનું **'मूलम्'** ઉપાદાન કારણ છે તે મહત્તત્ત્વમાંથી જન્મેલો જે આ અહંકાર છે, તે **'त्रिवृत्'** ત્રણ પ્રકારના મોહમય ભેદનું કારણ છે. ત્રણ પ્રકાર જ જણાવે છે– **'वैकारिकः इति।'** સાત્ત્વિક, (રાજસ અને તામસ). ॥ ૩૨ ॥

स कुतो निवर्तते। आत्माज्ञानविलसित-त्वात्तज्ज्ञानेनेत्याशयेनाह—**आत्मापरिज्ञानमय इति।**

તે અહંકાર કેવી રીતે દૂર થાય? આત્મસ્વરૂપના અજ્ઞાનથી રચાયેલો હોવાથી તે આત્મજ્ઞાનથી જ અહંકાર દૂર થાય છે, એ આશયથી કહે છે– **'आत्मा-( अ )परिज्ञानमयः इति।**

**आत्माऽपरिज्ञानमयो विवादो**
**ह्यस्तीति नास्तीति भिदार्थनिष्ठः।**
**व्यर्थोऽपि नैवोपरमेत पुंसां**
**मत्तः परावृत्तधियां स्वलोकात्॥ ३३**

ખરેખર, ભેદ છે કે નહીં એવો ભેદના પદાર્થ પર સ્થિર થયેલો વિવાદ આત્માના અજ્ઞાનથી રચાયેલો છે. (આ) વિવાદ વ્યર્થ છે, છતાં સ્વરૂપભૂત એવા મારાથી વિમુખ બુદ્ધિવાળા પુરુષો માટે અટકશે જ નહીં. ॥ ૩૩ ॥

ननु कथं मोहमयत्वं विकल्पस्याहंकारस्य वा कैश्चित्सत्यत्वाङ्गीकारात्तत्राह—विवाद इति। अयं भिदा अर्थनिष्ठो विवादोप्यात्माऽपरिज्ञानमय इत्यन्वयः। यद्वा, विवादः सर्वोऽपि भिदाऽर्थनिष्ठ एव, न तु वस्तुमात्रनिष्ठः। अतः परस्परं युक्तिभिरेव भेदस्य निराकृतत्वात् मोहमयत्वं सिद्धमिति।

શંકા થાય છે કે ભેદ અથવા અહંકાર મોહરચિત કેવી રીતે? કેટલાક દ્વારા તે સત્ય છે, એમ સ્વીકારાયેલો છે. તે વિષયમાં કહે છે– **'विवादः इति।'** ભેદના પદાર્થ પર આધારિત આ વિવાદ પણ આત્માના અજ્ઞાનથી રચાયેલો છે– એમ અન્વય છે. અથવા બધો જ વિવાદ ભેદના પદાર્થ પર આધારિત છે, પરંતુ વિવાદ માત્ર વસ્તુ પર આધારિત નથી. આથી પરસ્પર યુક્તિઓથી જ ભેદનું ખંડન થઈ જાય છે, તેથી ભેદ મોહજન્ય છે, એમ સિદ્ધ થયું.

ननु यद्यहंकारो विकल्पश्च नास्ति, अलं तर्हि तन्निवृत्तिप्रयासेन, तत्राह—व्यर्थोऽप्यर्थरहितोऽपि स्वरूपभूतान्मत्तो बहिर्मुखानां नैवोपरमेत्। प्रत्युत तत्कृतैः कर्मभिरुच्चनीचदेहेषु ते संसरन्तीति॥ ३३॥

કોઈ શંકા કરે કે જો અહંકાર અને ભેદ હોય જ નહીં, તો તેની નિવૃત્તિના પ્રયાસથી અટકી જવું જોઈએ. તે વિષે કહે છે– ભેદ અર્થરહિત હોવા છતાં, સ્વરૂપભૂત એવા મારાથી બહિર્મુખ પુરુષો માટે (ભેદવિવાદ) અટકતો જ નથી. ઊલટાનું તે અહંકારથી કરાયેલાં કર્મોથી તે મનુષ્યો ઉચ્ચ-નીચ દેહોમાં સંસારભ્રમણ કર્યા કરે છે. ॥ ૩૩ ॥

तत्र पृच्छति—**त्वत्त इति**।

(વ્યાપક, અકર્તા, નિત્ય એવા આત્માને સંસાર પ્રાપ્ત થાય છે,) તે માટે (ઉદ્ધવજી) પૂછે છે– **'त्वत्तः इति।'**

**उद्धव उवाच**

**त्वत्तः परावृत्तधियः स्वकृतैः कर्मभिः प्रभो।**
**उच्चावचान् यथा देहान् गृह्णन्ति विसृजन्ति च॥ ३४**

**ઉદ્ધવજી બોલ્યા** – હે પ્રભુ, આપનાથી વિમુખ થયેલી બુદ્ધિવાળા મનુષ્યો પોતે કરેલાં કર્મોને કારણે ઉચ્ચ-નીચ યોનિઓમાં શરીરો ગ્રહણ કરે છે અને તજે છે. ॥ ૩૪ ॥

**तन्ममाख्याहि गोविन्द दुर्विभाव्यमनात्मभिः।**
**न ह्येतत् प्रायशो लोके विद्वांसः सन्ति वंचिताः॥ ३५**

હે ગોવિંદ, આત્મજ્ઞાનથી રહિત મનુષ્યો માટે જાણવી કઠણ એવી તે વિષયવસ્તુ આપ મને કહો. આ વિષયના વિદ્વાનો સંસારમાં પ્રાયઃ નથી, કારણ કે આપની માયાથી સર્વે મોહિત થયેલા છે. ॥ ૩૫ ॥

व्यापकस्यात्मनो देहाद्देहान्तरगमनमकर्तुः कर्माणि नित्यस्य च जन्ममरणादीनि कथमिति भावः॥ ३४॥

વ્યાપક એવા આત્માનું એક દેહમાંથી બીજા દેહમાં જવું, અકર્તા એવા આત્માનું કર્મ કરવું અને નિત્ય એવા આત્માનાં જન્મમરણાદિ કેવી રીતે હોઈ શકે? એવો ભાવ છે. ॥ ૩૪ ॥

एतद्विद्वांसो न सन्ति। हि यस्मान्मायया वञ्चिता मोहिताः ॥ ३५ ॥

આ વિષયના વિદ્વાનો નથી, '**हि**' કારણ કે (આપની) માયાથી '**वञ्चिताः**' મોહિત થયેલા છે. ॥ ૩૫ ॥

लिङ्गशरीराध्यासेन सर्वं घटत इत्युत्तरमाह—**मन इति**।

લિંગશરીરના અધ્યાસથી (આત્માનું એક શરીરમાંથી બીજા શરીરમાં જવું વગેરે) સર્વ કાંઈ ઘટે છે, એમ (ભગવાન) ઉત્તર આપે છે– '**मनः इति**।'

**श्रीभगवानुवाच**

**मनः कर्ममयं नृणामिन्द्रियैः पंचभिर्युतम्।**
**लोकाल्लोकं प्रयात्यन्य आत्मा तदनुवर्तते॥ ३६**

**શ્રીભગવાન બોલ્યા** – પાંચ ઈન્દ્રિયોથી યુક્ત એવું મનુષ્યોનું કર્મમય મન એક દેહમાંથી બીજા દેહમાં જાય છે. તેનાથી જુદો જ એવો આત્મા તે મનને અનુસરે છે. ॥ ૩૬ ॥

प्रधानत्वेन पञ्चभिरिति निर्देशोऽन्येषामप्युपलक्षणार्थम्। देहाद्देहान्तरं प्रति याति। ततोऽन्य एवात्मा तन्मनोऽनुवर्तते अहंकारेणानुगच्छति॥ ३६ ॥

પાંચ જ્ઞાનેન્દ્રિયો મુખ્ય હોવાથી '**पञ्चभिः**' એમ નિર્દેશ કરવામાં આવ્યો છે અને તે બીજી ઈન્દ્રિયોનું પણ સૂચન કરવા માટે છે. એક દેહમાંથી બીજા દેહ પ્રતિ જાય છે. તે મનથી જુદો જ એવો આત્મા અહંકારરૂપ મિથ્યા અધ્યાસને કારણે મનને અનુસરે છે. ॥ ૩૬ ॥

ननु मनसोऽपि पूर्वदेहवियोगो देहान्तरयोगश्च कथं भवतीति चेत्स्मृतिवियोगयोगाभ्यामिति वक्तुं तयोः कारणमाह—**ध्यायदिति**।

જો શંકા કરવામાં આવે કે મનને પણ પૂર્વ દેહનો વિયોગ અને બીજા દેહનો યોગ કેવી રીતે થાય છે, તો એ સ્મરણના વિયોગ અને યોગથી થાય છે, એમ કહેવા માટે તે સ્મૃતિના વિયોગ અને યોગનું કારણ કહે છે– '**ध्यायत् इति**।'

**ध्यायन्मनोऽनु विषयान् दृष्टान् वानुश्रुतानथ।**
**उद्यत् सीदत् कर्मतन्त्रं स्मृतिस्तदनु शाम्यति॥ ३७**

કર્મોને અધીન રહેનારું મન કર્મોથી જોયેલા અને શ્રવણ કરેલા વિષયોનું ચિંતન કરતું, અને પછી ધ્યાન કરાતા વિષયોમાં પ્રકટ થતું, પૂર્વના વિષયોથી છૂટું પડી જાય છે, અને પછી તેની પૂર્વ-અપરના અનુસંધાનરૂપ સ્મૃતિ નાશ પામે છે. ॥ ૩૭ ॥

कर्मतन्त्रत्वात्कर्मोपस्थापितान् दृष्टान्वा अनुश्रुतान्वेदोक्तान्विषयाननुध्यायत्। अथानन्तरं ध्यायमानेषूद्यदाविर्भवत्पूर्वविषयेषु च सीदल्लीयमानं भवति, तदनन्तरं तस्य स्मृतिः पूर्वापरानुसंधानं नश्यति॥ ३७॥

કર્મને અધીન હોવાથી કર્મોથી ઉપસ્થિત થયેલા કે જોયેલા અને શ્રવણ કરેલા વેદોક્ત વિષયોનું ધ્યાન કરતું, '**अथ**' પછી ધ્યાન કરાયેલા વિષયોમાં '**उद्यत्**' પ્રકટ થતું મન પૂર્વના વિષયોમાંથી '**सीदत्**' છૂટું પડી જાય છે અને ત્યાર પછી તેની પૂર્વના અને પછીના અનુસંધાનરૂપ સ્મૃતિ નાશ પામે છે. ॥ ૩૭ ॥

ततः किमत आह—**विषयेति।**

**विषयाभिनिवेशेन नात्मानं यत् स्मरेत् पुनः।**
**जन्तोर्वै कस्यचिद्धेतोर्मृत्युरत्यन्तविस्मृतिः॥ ३८**

कर्मोपस्थापितदेवादिदेहात्यन्ताभिनिवेशेनात्मानं पूर्वदेहं पुनर्न स्मरेदिति यत्सैव यातनादेहाभिनिवेशेन भयशोकादेर्देवादिदेहाभिनिवेशेन वा हर्षतर्षादेर्हेतोः पूर्वदेहेऽत्यन्तविस्मृतिरहंकारनिवृत्तिस्तदभिमानिनो जन्तोर्जीवस्य मृत्युरुच्यते, न तु देहवन्नाशः॥ ३८॥

**जन्म त्वात्मतया पुंसः सर्वभावेन भूरिद।**
**विषयस्वीकृतिं प्राहुर्यथा स्वप्नमनोरथः॥ ३९**

जन्म तु विषयस्य देहस्यात्मतया स्वीकृतिमभिमानं प्राहुः, न तु देहवदुत्पत्तिः। न च पुत्रादिदेहवत्प्रीत्यतिशयमात्रेण किंतु सर्वभावेनाभेदेन। अभिमानमात्रेणोत्पत्तिमरणयोर्दृष्टान्तद्वयम्—यथा स्वप्नश्च मनोरथश्चेत्यर्थः॥ ३९॥

(સ્મૃતિનાશ થયા) પછી શું તે હવે કહે છે– **'विषय इति।'**

(નવા) દેહ ઉપર અત્યંત મોહ થવાથી જીવ પોતાના પૂર્વના દેહને ફરીથી સ્મરતો નથી. કોઈ પણ કારણસર જીવની પૂર્વ શરીરની જે અત્યંત વિસ્મૃતિ છે, તે જ મૃત્યુ છે. ॥ ૩૮ ॥

કર્મોથી ઉપસ્થિત થયેલા દેવ વગેરે શરીર ઉપર અત્યંત મોહ થવાથી **'आत्मानम्'** પૂર્વના દેહને ફરીથી સ્મરતો નથી. એ જે વિસ્મૃતિ છે તે જ– યાતનાદેહ પરની આસક્તિથી, અથવા ભય, શોક વગેરેને કારણે દેવાદિના દેહની આસક્તિથી, હર્ષ, તૃષ્ણા વગેરેના હેતુથી પૂર્વદેહમાં અત્યંત વિસ્મૃતિ અને અહંકારની નિવૃત્તિ છે– અને તે દેહના અભિમાનવાળા જીવનું મૃત્યુ કહેવાય છે. જીવનો દેહની જેમ નાશ થતો નથી. ॥ ૩૮ ॥

હે પુષ્કળ દાન આપનાર (ઉદ્ધવ)! દેહની આત્મારૂપે 'આ હું છું.' એમ જે અભેદભાવે સ્વીકૃતિ (અભિમાન) થાય તેને જ (વિદ્વાનો) જીવનો જન્મ કહે છે, આમાં સ્વપ્ન અને મનોરથનું દૃષ્ટાંત છે. ॥ ૩૯ ॥

**'विषयस्य'** દેહનું 'હું' ના રૂપમાં **'स्वीकृतिम्'** અભિમાન થાય, તેને જ (વિદ્વાનો) જન્મ કહે છે, પરંતુ દેહની જેમ જીવની ઉત્પત્તિ થતી નથી. દેહ ઉપર પુત્ર વગેરેના દેહની જેમ માત્ર અતિશય પ્રીતિ જ નહીં પણ **'सर्वभावेन'** અભેદભાવે અભિમતિ થાય છે. અભેદભાવે આત્મરૂપે સ્વીકાર કરવાથી જેમ સ્વપ્નમાં અને મનોરથમાં થાય છે તેમ (એક સ્વપ્ન કે મનોરથ પછી બીજા સ્વપ્ન કે મનોરથમાં પ્રથમનું સ્વપ્ન કે મનોરથ વીસરાઈ જાય છે એમ) ઉત્પત્તિ અને મરણમાં થાય છે, એમ અર્થ છે. ॥ ૩૯ ॥

दृष्टान्तौ विवृणोति—**स्वप्नमिति**।

બંને દૃષ્ટાંતોનું વિવરણ કરે છે– **'स्वप्नम् इति।'**

**स्वप्नं मनोरथं चेत्थं प्राक्तनं न स्मरत्यसौ।**
**तत्र पूर्वमिवात्मानमपूर्वं चानुपश्यति॥ ४०**

સ્વપ્ન કે મનોરથના આ પ્રમાણે અનુભવ કરવામાં તે જીવ જેમ (પૂર્વના સ્વપ્નને સ્મરતો નથી તેમ વર્તમાન શરીરમાં સ્થિત થયેલો મનુષ્ય) પૂર્વના શરીરને સ્મરતો નથી અને પોતે પૂર્વસિદ્ધ હોવા છતાં પોતે હમણાં જ જન્મ્યો છે, એમ સમજે છે. ॥ ૪૦ ॥

तत्र वर्तमाने स्वप्नादौ। पूर्वं चेति अपूर्वमिवेति चान्वयः। पूर्वसिद्धमप्यात्मा–नमपूर्वमिवाद्य जातमिव पश्यतीत्यर्थः॥ ४०॥

**'तत्र'** સ્વપ્ન વગેરેનો અનુભવ કરવામાં– **'पूर्वं च इति अपूर्वम् इव इति।'** એમ અન્વય છે, અર્થાત્ પૂર્વે પોતે અસ્તિત્વમાં હોવા છતાં પોતાને **'अपूर्वम् इव'** હમણાં જ જન્મ્યો છે, તેમ સમજે છે, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

उपसंहरति—

ઉપસંહાર કરે છે–

**इन्द्रियायनसृष्ट्येदं त्रैविध्यं भाति वस्तुनि।**
**बहिरन्तर्भिदाहेतुर्जनोऽसज्जनकृद् यथा॥ ४१**

ઇન્દ્રિયોના આશ્રયરૂપ મનને, (બીજા દેહમાં અભિમાન થવાથી) જે જન્મ થાય છે તેથી વસ્તુરૂપ આત્મામાં ભાસતી આ ત્રિવિધતા મિથ્યા છે. (આવો દેહાધ્યાસવાળો આત્મા) બાહ્ય અને આંતરિક ભેદના કારણરૂપ બને છે, જેમ દુષ્ટ પુત્રને ઉત્પન્ન કરનારો પિતા ભેદભાવના કારણરૂપ બને છે તેમ! ॥ ૪૧ ॥

इन्द्रियाणामयनं मनस्तस्य देहान्तरा–भिनिवेशेन या सृष्टिरुत्पत्तिस्तया वस्तुन्यात्मनि तदभिमानेनेदं त्रैविध्यमुत्तममध्यमनीचत्वमसदेव भातीत्यन्वयः। एवंभूत आत्मा बाह्याभ्यन्तरभेद–हेतुश्च भवति। बाह्यविषयानान्तरान्सुखादींश्च पश्यतीत्यर्थः।

ઇન્દ્રિયોના આશ્રયરૂપ મનને બીજા દેહમાં અભિમાન થવાથી જે **'सृष्टिः'** જન્મ થાય છે અને તે જન્મથી **'वस्तुनि'** વસ્તુરૂપ આત્મામાં તે બીજા દેહમાં પ્રવેશેલા મનના અભિમાનને કારણે ઉત્તમ, મધ્યમ, અધમ એમ ભાસતી આ ત્રિવિધતા મિથ્યા જ છે, એમ અન્વય છે. આવો (દેહાધ્યાસવાળો) આત્મા બાહ્ય અને આંતરિક ભેદના કારણરૂપ બને છે– આત્મા બહારના શબ્દાદિ વિષયોને અને અંદરના સુખ વગેરેને જુએ છે, એમ અર્થ છે.

यथा जनो जीवः स्वप्ने बहूनसतो जनान् देहान्कुर्वन्पश्यन् बहुरूपो भाति तद्वत्। यद्वा, इदं त्रैविध्यमध्यात्मादिरूपं भाति।

જેમ **'जनः'** જીવ સ્વપ્નમાં અનેક મિથ્યા **'जनान्'** દેહોને ઉત્પન્ન કરતો અને જોતો અનેક રૂપોવાળો ભાસે છે તેમ અથવા (ઇન્દ્રિયોના આશ્રયરૂપ મનનો બીજા દેહમાં અભિમાન થવાથી જન્મ થાય છે અને તેથી વસ્તુરૂપ આત્મામાં) અધ્યાત્માદિ (અધિભૂત, અધિદૈવ)રૂપે આ ત્રિવિધતા ભાસે છે.

असज्जनकृद्दुष्टपुत्रोत्पादको जनः पिता स्वयं समोऽपि पुत्राभिमानतस्तदरिमित्रादिषु यथा भेदहेतुर्भवति तद्वदिति। अन्यत्समानम्॥ ४१ ॥

**'असत्-जनकृत्'** દુષ્ટ પુત્રને ઉત્પન્ન કરનારો **'जनः'** પિતા પોતે સર્વ પ્રત્યે સમાન હોવા છતાં પુત્ર પ્રત્યે ('મારો પુત્ર છે.' એવા) અભિમાનને કારણે પુત્રના શત્રુ-મિત્રાદિ પ્રત્યે જેમ શત્રુ-મિત્ર વગેરે ભેદભાવવાળો થાય છે તેમ (દેહાધ્યાસવાળો આત્મા ભેદભાવના કારણરૂપ બને છે). બાકીનાં (**'इन्द्रिय'** વગેરે ત્રણ) પદોનો અર્થ સમાન છે. ॥ ૪૧ ॥

तदेवं लोकप्रसिद्धौ जन्ममृत्यू निरूप्य सूक्ष्मावपृष्टावपि तौ वैराग्याय निरूपयति—

આમ, લોકમાં પ્રસિદ્ધ એવાં જન્મ-મૃત્યુનું નિરૂપણ કરીને, પૂછવામાં આવ્યાં ન હોવા છતાં વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે સૂક્ષ્મ જન્મ-મૃત્યુનું પણ નિરૂપણ કરે છે–

**नित्यदा ह्यङ्ग भूतानि भवन्ति न भवन्ति च।**
**कालेनालक्ष्यवेगेन सूक्ष्मत्वात्तन्न दृश्यते॥ ४२**

હે પ્રિય (ઉદ્ધવ), જેનો વેગ જણાતો નથી તેવા કાળને કારણે પ્રતિક્ષણે શરીરો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, પરંતુ કાળ અતિ સૂક્ષ્મ હોવાથી તે કાળે કરેલાં જન્મ-મૃત્યુ (અવિવેકીઓ દ્વારા) જાણી શકાતાં નથી. ॥ ૪૨ ॥

नित्यदा प्रतिक्षणं भूतानि शरीराणि उत्पद्यन्ते नश्यन्ति च। कालस्यातिसूक्ष्मत्वात्तत्कृतं भवनमभवनं वाऽविवेकिभिर्न लक्ष्यते ॥ ४२ ॥

**'नित्यदा'** પ્રતિક્ષણે શરીરો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. કાળ અતિ સૂક્ષ્મ હોવાથી તે કાળને કારણે કરાયેલાં **'भवनम्'** જન્મ અને **'अभवनम्'** મૃત્યુ અવિવેકીઓ દ્વારા જાણી શકાતાં નથી. ॥ ૪૨ ॥

सतोर्जन्ममरणयोर्ज्ञाने कारणमेतद्भवेत् सत्त्वमेव तयोः कुत इत्याशङ्क्यानुमानेन साधयति—**यथेति**।

વર્તમાન જન્મ-મરણનું જ્ઞાન થવામાં આ (કાળની અતિસૂક્ષ્મતા) કારણરૂપ થાય, તો તે સૂક્ષ્મ જન્મ-મરણનું અસ્તિત્વ જ કેવી રીતે હોય, એવી આશંકા કરીને અનુમાનથી સિદ્ધ કરે છે– **'यथा इति।'**

**यथार्चिषां स्रोतसां च फलानां वा वनस्पतेः।**
**तथैव सर्वभूतानां वयोऽवस्थादयः कृताः॥ ४३**

જેમ (રૂપાંતરથી) દીવાઓની જ્યોતની, (ગતિ વગેરેથી) પાણીના પ્રવાહોની, (રૂપ વગેરેથી) વનસ્પતિનાં ફળોની વિશિષ્ટ અવસ્થાઓ (કાળને કારણે) થાય છે, તેમ સર્વ પ્રાણીઓનાં વય, અવસ્થા, (તેજ, બળ, કામનાઓ અને કૌશલ્ય કાળને કારણે) થાય છે. ॥ ૪૩ ॥

अर्चिषां परिणामादिभिः स्रोतसां गत्यादिभिः फलानां रूपादिभिर्यथावस्थाविशेषाः कृताः कालेनेति पूर्वस्यानुषङ्गः। आदिशब्देन तेजोबलकामकौशलादीनामुपादानम्। विमतं प्रतिक्षणोत्पत्तिविनाशवत्, अवस्थाभेदवत्त्वात्, दीपज्वालादिवदित्यनुमानम्॥ ४३॥

રૂપાંતર વગેરેથી દીવાઓની જ્યોતની, ગતિ વગેરેથી પાણીના પ્રવાહોની, રૂપ વગેરેથી ફળોની વિશિષ્ટ અવસ્થાઓ કાળને કારણે કરાઈ છે, એમ પૂર્વના શ્લોકની સાથે જોડવાનું છે. **'आदि'** શબ્દથી તેજ, બળ, કામનાઓ, કૌશલ્ય વગેરેને ગ્રહણ કર્યાં છે. દીવાની જ્યોતની જેમ (**'विमतम्'** અર્થાત્ દેહાદિ –વં.) પ્રતિક્ષણે ઉત્પત્તિ અને નાશ પામે છે, કારણ કે તેમની અવસ્થાઓ બદલાય છે, (માટે દેહાદિ સર્વ પદાર્થો ઉત્પત્તિ અને નાશવાળા છે), એમ અનુમાન કરવામાં આવ્યું છે. ॥ ૪૩ ॥

कथं तर्हि प्रत्यभिज्ञा तद्वदेव सादृश्यावलम्बिनीत्याह—**सोऽयमिति**।

તો પછી તે (દીવાની જ્યોત વગેરે) જેમ છે તેમ જ તેની ઓળખાણ કેવી રીતે થાય? તે માટે ઉત્તર આપે છે કે તે ઓળખાણ સરખાપણા ઉપર આધાર રાખનારી છે– **'सः अयम् इति।'**

**सोऽयं दीपोऽर्चिषां यद्वत्स्रोतसां तदिदं जलम्।**
**सोऽयं पुमानिति नृणां मृषा गीर्धीर्मृषायुषाम्॥ ४४**

જેમ 'આ તે જ દીવાની જ્યોત છે', પાણીના પ્રવાહોમાં 'આ તે જ જળ છે', તેમ આ તે જ મનુષ્ય છે', એમ (સમાનતાને કારણે મિથ્યા ઓળખાણ થાય છે.) મનુષ્યોનાં શરીરોમાં પણ અવિવેકીઓની આવી ખોટી વાણી અને બુદ્ધિ હોય છે. ॥ ૪૪ ॥

सादृश्यादर्चिषामेव यथा सोऽयं दीप इति प्रत्यभिज्ञा, यथा च स्रोतसां प्रवाहजलानामेव तदिदं जलमिति, तथा सोऽयं पुमानिति धीर्गीश्च मृषा नृणां बहूनां शरीरिणां मृषा व्यर्थमायुर्येषामविवेकिनां तेषां भवति॥ ४४॥

(ક્ષણે ક્ષણે બદલાતી હોવા છતાં) જેમ જ્યોતની સમાનતાથી જ 'આ તે જ દીવો છે,' એવી મિથ્યા ઓળખાણ થાય છે અને જેમ (ક્ષણે ક્ષણે બદલાતા હોવા છતાં) પાણીના પ્રવાહોમાં 'આ તે જ જળ છે', (એવી ઓળખાણ થાય છે) તેમ જ 'આ તે જ પુરુષ છે', એવી ખોટી બુદ્ધિ અને વાણી છે. અનેક મનુષ્યોનાં શરીરોમાં, જેમનું જીવન વ્યર્થ છે તેવા અવિવેકીઓની ખોટી બુદ્ધિ અને વાણી છે. ॥ ૪૪ ॥

ननु कथं देहाध्यासवतः पुंसः कर्मजन्ममरणानि सन्ति नान्यस्येति व्यवस्था न हि घटते, घटस्य पुरुषभेदेन सत्त्वमसत्त्वं चेति। न। अज्ञस्यापि वस्तुतस्तदभावादित्याह—

શંકા કરવામાં આવી છે કે દેહાધ્યાસવાળા પુરુષને કર્મ તથા જન્મ-મરણ હોય અને બીજાને ન હોય, એવું કેવી રીતે હોઈ શકે? આવી વ્યવસ્થા સંભવી શકે નહીં. એક મનુષ્યને ઘડો દેખાય અને બીજાને ઘડો ન દેખાય, એમ હોઈ શકે નહીં, તેથી અજ્ઞાની માટે પણ વસ્તુતઃ કર્મ, જન્મ, મરણ છે નહીં, એમ કહે છે–

**मा स्वस्य कर्मबीजेन जायते सोऽप्ययं पुमान्।**
**म्रियते वामरो भ्रान्त्या यथाग्निर्दारुसंयुतः ॥ ४५**

(દેહાધ્યાસવાળો) આ મનુષ્ય પોતાના કર્મરૂપી બીજથી જન્મતો નથી અને મરતો પણ નથી. તે પોતે અજન્મા હોવા છતાં ભ્રાંતિથી જન્મે છે અને અમર હોવા છતાં ભ્રાંતિથી જ મરે છે; જેમ અગ્નિ (પ્રલયકાળ સુધી હોય છે જ છતાં) લાકડાના સંયોગથી ઉત્પન્ન થતો અને લાકડાના વિયોગથી નાશ પામતો ભાસે છે. ॥ ૪૫ ॥

मा स्वस्य नैवात्मनः कर्मणा बीजभूतेन। सोऽप्यज्ञोऽपि पुमान् जायते म्रियते वा किंत्वयं भ्रान्त्या अजन्मापि जायत इवामरोऽपि म्रियत इव। यथा महाभूततेजोरूपोऽग्निराकल्पान्त- मवस्थितोऽपि दारुयोगवियोगाभ्यां जन्मनाशौ प्राप्नोति तद्वत्॥ ४५॥

**'मा स्वस्य'** પોતાના કર્મરૂપી બીજથી, અજ્ઞાની હોવા છતાં પણ તે મનુષ્ય જન્મતો કે મરતો નથી, પણ કેવળ ભ્રાંતિથી અજન્મા હોવા છતાં જન્મે છે અને અમર હોવા છતાં જાણે કે મરે છે. જેમ મહાભૂતોમાંનો તેજરૂપ અગ્નિ પ્રલયકાળ સુધી હોય છે, છતાં લાકડાનો સંયોગ થતાં ઉત્પન્ન થાય છે અને લાકડાનો વિયોગ થતાં નાશ પામે છે તેમ (આત્મા અજન્મા અને અમર છે, છતાં દેહની ઉત્પત્તિથી તેમાં જન્મનો આરોપ થાય છે અને દેહનો નાશ પામવાથી તેમાં મરણનો આરોપ થાય છે. વસ્તુતઃ જન્મ-મરણ નામની કોઈ વસ્તુ નથી.) ॥ ૪૫ ॥

सिद्धवत्कृत्योक्ता वयोवस्थाः प्रपञ्चयति—

(દેહ ન હોય તો અવસ્થાઓ ન હોય,) એમ કહેવામાં આવેલી વય અનુસાર થતી અવસ્થાઓને વિસ્તારથી સમજાવે છે–

**निषेकगर्भजन्मानि बाल्यकौमारयौवनम्।**
**वयोमध्यं जरा मृत्युरित्यवस्थास्तनोर्नव॥ ४६**

ગર્ભાધાન, ગર્ભવૃદ્ધિ, જન્મ, બાલ્યાવસ્થા, કુમારાવસ્થા, યૌવન, પ્રૌઢાવસ્થા, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ– એમ શરીરની નવ અવસ્થાઓ છે.॥ ૪૬ ॥

निषेको जठरे प्रवेशः। गर्भस्तन्मध्ये वृद्धिः। बाल्यं शिशुत्वमापञ्चमाब्दात्। कौमारमाषोडशाद्वर्षात्। ततो यौवनमापञ्चाशत्। ततो वयोमध्यमाषष्टिवर्षात्॥ ४६ ॥

**'निषेकः'** ગર્ભમાં પ્રવેશ, **'गर्भः'** તેમાં વૃદ્ધિ પામવી, **'बाल्यम्'** પાંચ વર્ષ સુધીની બાલ્યાવસ્થા, સોળ વર્ષ સુધીની કુમારાવસ્થા, પચાસ વર્ષ સુધીની યુવાવસ્થા, પછી સાઈઠ વર્ષ સુધીની પ્રૌઢાવસ્થા ॥ ૪૬ ॥

देहसंबन्धाज्जन्ममरणादीनीत्युपपादितमर्थमुपसंहरति—**एता इति**।

દેહના સંબંધને કારણે જન્મ-મરણ વગેરે છે, એમ સિદ્ધ કરવામાં આવેલા અભિપ્રાયનું સંક્ષિપ્ત વિવરણ કરે છે– **'एताः इति।'**

**एता मनोरथमयीर्ह्यन्यस्योच्चावचास्तनूः।**
**गुणसंगादुपादत्ते क्वचित् कश्चिज्जहाति च॥ ४७**

મનોરથ અનુસાર પ્રાપ્ત થયેલી આ શરીરની ઊંચી-નીચી અવસ્થાઓ પ્રકૃતિના અવિવેકને કારણે મનુષ્ય પોતાની માની લે છે અને ક્યારેક (પરમેશ્વરના અનુગ્રહથી) તે અવસ્થાઓને કોઈ જીવ તજે છે. ॥ ૪૭ ॥

हि स्फुटम्। अन्यस्य देहस्य। तनूरवस्थाः। गुणसङ्गात् प्रकृत्यविवेकात्। कश्चित्परमेश्वरानुग्रहतः क्वचित्कथंचिज्जहाति। अवस्थावतो देहस्य द्रष्टा नासाववस्थावानिति विवेकज्ञानेन॥ ४७॥

**'हि'** સ્પષ્ટ છે– **'अन्यस्य'** દેહની **'तनूः'** અવસ્થાઓ **'गुणसंगात्'** પ્રકૃતિના અવિવેકને કારણે– ક્યારેક પરમેશ્વરના અનુગ્રહથી કોઈ જીવ, અવસ્થાઓવાળા દેહનો દ્રષ્ટા, તે પોતે અવસ્થાઓવાળો નથી, એવા વિવેકજ્ઞાનથી તે અવસ્થાઓને તજે છે. ॥ ૪૭ ॥

ननु तदानीं मूर्च्छितत्वेन जन्ममरणवान्देहो न दृश्यते, तत्राह—**आत्मन इति**।

શંકા કરવામાં આવી છે કે તે સમયે (જન્મ-મરણના સમયે) મૂર્ચ્છા આવતી હોવાથી પોતાને પોતાનાં જન્મ-મરણની ખબર પડતી નથી! તે માટે કહે છે– **'आत्मनः इति।'**

**आत्मनः पितृपुत्राभ्यामनुमेयौ भवाप्ययौ।**
**न भवाप्ययवस्तूनामभिज्ञो द्वयलक्षणः॥ ४८**

પિતાના દેહના મરણ અને પુત્રના દેહના જન્મ ઉપરથી પોતાનાં પણ જન્મ-મરણનું અનુમાન કરવું જોઈએ. જન્મ-મરણવાળાં શરીરોનો દ્રષ્ટા (જન્મ-મરણરૂપ) બંને લક્ષણવાળો હોઈ શકે નહીં. ॥ ૪૮ ॥

पितृदेहस्यौर्ध्वदेहिकं कुर्वताऽप्ययदर्शनात्पुत्रदेहस्य च जातकर्मणि जन्मदर्शनादात्मनः स्वस्य देहस्यापि भवाप्ययावनुमेयौ। एवं च

પિતાના દેહનો અન્ત્યેષ્ટિ સંસ્કાર કરતા મનુષ્યે મરણનું દર્શન કરવાથી અને પુત્રના દેહના જાતકર્મ સંસ્કાર કરતો મનુષ્ય જન્મને જોતો હોવાથી પોતે **'आत्मनः'** પોતાના દેહનાં જન્મ-

दृश्यत्वे सति भवाप्ययवतां वस्तूनां देहानामभिज्ञो द्रष्टा द्वयलक्षणो भवाप्ययधर्मको न भवति ॥ ४८ ॥

एतदेव दृष्टान्तेन स्पष्टयति—**तरोरिति**।

**तरोर्बीजविपाकाभ्यां यो विद्वान् जन्मसंयमौ।**
**तरोर्विलक्षणो द्रष्टा एवं द्रष्टा तनोः पृथक्॥ ४९**

तरुशब्दो नोद्भिज्जमात्रस्योपलक्षणं किंतु फलपाकान्तस्य व्रीह्यादेरित्यर्थः। यद्वा, तरोरेवान्त्यः परिणामो विपाकः। बीजाज्जन्म विपाकात्संयमं नाशं च विद्वान्। द्रष्टा तरुद्रष्टा। एवं तनोर्द्रष्टा ततः पृथक्। अतस्तत्र वर्तमानोऽपि भवाप्ययाभ्यां न संबध्यते॥ ४९ ॥

अविवेकिनः संसारं प्रपञ्चयति—**प्रकृतेरिति** पञ्चभिः।

**प्रकृतेरेवमात्मानमविविच्याबुधः पुमान्।**
**तत्त्वेन स्पर्शसम्मूढः संसारं प्रतिपद्यते॥ ५०**

तत्त्वेन तत्त्वतोऽविविच्य। तत्त्वदृष्ट्या स्पर्शेषु विषयेषु संमूढ इति वा॥ ५०॥

गुणभेदेन त्रिविधं, तत्रापि च तत्तारतम्येनैकैकत्र द्विविधं संसारमाह—**सत्त्वेति**।

મરણનું પણ અનુમાન કરવું જોઈએ. આમ, જન્મ-મરણ દેખાય છે ત્યારે જન્મ-મરણવાળાં **'वस्तूनाम्'** શરીરોનો **'अभिज्ञः'** દ્રષ્ટા જન્મ-મરણરૂપ બંને લક્ષણવાળો હોઈ શકે નહીં. ॥ ૪૮ ॥

આને (જન્મ-મરણના દ્રષ્ટા અને દૃશ્યની ભિન્નતાને) જ દૃષ્ટાંતથી સ્પષ્ટ કરે છે– **'तरोः इति।'**

વૃક્ષના બીજથી જન્મને અને ફળ પાકી જવાથી મરણને જે જાણે છે તે દ્રષ્ટા વૃક્ષથી જુદો છે. એ જ રીતે દેહનાં જન્મ-મરણને જાણનારો દ્રષ્ટા પણ તે દેહથી જુદો છે. ॥ ૪૯ ॥

**'तरु'** શબ્દ માત્ર વૃક્ષોનું સૂચન નથી કરતો પણ પરિણામે પાકી જનાર ડાંગર વગેરે ધાન્યને પણ સૂચવે છે, એમ અર્થ છે. અથવા વૃક્ષનું જ છેલ્લું પરિણામ ફળ છે. બીજથી જન્મને અને પાકી ગયેલા ફળથી **'संयमम्'** નાશને જાણનારો **'द्रष्टा'** વૃક્ષનો દ્રષ્ટા વૃક્ષથી જુદો છે, એ જ રીતે દેહનાં જન્મ-મરણને જાણનારો તે દેહથી જુદો છે. આથી તે દેહમાં રહેતો હોવા છતાં પણ દેહનાં જન્મ-મરણરૂપ ધર્મથી સંબંધ પામતો નથી. ॥ ૪૯ ॥

અવિવેકીઓના સંસારને વિસ્તારપૂર્વક પાંચ શ્લોકોથી સમજાવે છે– **'प्रकृतेः इति।'**

અજ્ઞાની મનુષ્ય પ્રકૃતિરૂપ દેહાદિથી આત્માને સત્યત્વ બુદ્ધિથી પૃથક્‌રૂપે ન જાણીને, વિષયોમાં અત્યંત મોહિત થઈ સંસારને પ્રાપ્ત કરે છે.॥ ૫૦ ॥

**'तत्त्वेन'** સત્યત્વ બુદ્ધિથી આત્માને દેહાદિથી પૃથક્‌રૂપે ન જાણીને અથવા પરમાર્થ દૃષ્ટિથી **'स्पर्शेषु'** વિષયોમાં અત્યંત મૂઢ ॥ ૫૦ ॥

ગુણોના ભેદથી ત્રણ પ્રકારે અને ગુણોનો ભેદ હોવા છતાં ગુણોના ઓછાવત્તા ભાવથી એક એક ગુણમાં બે પ્રકારના સંસારને વર્ણવે છે– **'सत्त्व इति।'**

**सत्त्वसंगादृषीन् देवान् रजसाऽसुरमानुषान्।**
**तमसा भूततिर्यक्त्वं भ्रामितो याति कर्मभिः॥ ५१॥ ५१॥**

સત્ત્વગુણમાં આસક્તિ હોવાથી (સત્ત્વગુણને યોગ્ય) કર્મો દ્વારા ભ્રમિત થયેલો જીવ દેવલોક કે ઋષિલોકમાં જાય છે. રજોગુણમાં આસક્તિ હોવાથી (રજોગુણને યોગ્ય) કર્મો દ્વારા ભ્રમિત થયેલો જીવ અસુરત્વ કે મનુષ્યત્વને પામે છે. તમોગુણમાં આસક્તિ હોવાથી (તમોગુણને યોગ્ય) કર્મો દ્વારા ભ્રમિત થયેલો જીવ ભૂતયોનિ કે પશુ-પક્ષીની યોનિ પામે છે. ॥ ૫૧ ॥ ૫૧ ॥

नन्वकर्तुरात्मनः कुतः कर्मभिर्भ्रमणं तत्राह—

શંકા કરવામાં આવી છે કે અકર્તા એવા આત્માને કર્મો દ્વારા ભ્રમણ શી રીતે થાય છે? તે માટે ઉત્તર આપે છે–

**नृत्यतो गायतः पश्यन् यथैवानुकरोति तान्।**
**एवं बुद्धिगुणान् पश्यन्ननीहोऽप्यनुकार्यते॥ ५२**

નાચતા અને ગાતા મનુષ્યોને જોતો મનુષ્ય જેમ તેમનું અનુકરણ કરવા માંડે છે, એમ બુદ્ધિના ગુણોને જોતો આત્મા સ્વયં અકર્તા હોવા છતાં (બુદ્ધિના ગુણો દ્વારા બળપૂર્વક) ઘસડાય છે.॥ ૫૨ ॥

नृत्यतो गायतो जनान्पश्यन्ननुकरोति। तद्गतस्वरतालादिगतिं शृङ्गारकरुणादिरसं च मनस्यनुवर्तयतीत्यर्थः। अनुकार्यते गुणैर्बलादित्यर्थः।

નાચતા અને ગાતા મનુષ્યોને જોતો મનુષ્ય તેમનું અનુકરણ કરે છે. તેમના સ્વર, તાલ વગેરેની ગતિને તેમ જ શૃંગાર, કરુણ વગેરે રસને મનમાં લાવે છે, એમ અર્થ છે. **'अनुकार्यते'** ગુણો દ્વારા બળપૂર્વક ઘસડાય છે, એમ અર્થ છે.

अनेन दृष्टान्तेन दृश्यधर्मो द्रष्टरि स्फुरतीति दर्शितम्॥ ५२॥

આ દૃષ્ટાંત દ્વારા દૃશ્યના ધર્મો દ્રષ્ટામાં સ્ફુરે છે, એમ દર્શાવવામાં આવ્યું છે. ॥ ૫૨ ॥

उपाधिधर्माश्चोपहितेऽवभासन्ते इत्यत्र दृष्टान्तमाह—**यथाम्भसेति**।

ઉપાધિના ધર્મો ઉપાધિ ધારણ કરનારમાં ભાસે છે, એ માટેનું અહીં દૃષ્ટાંત આપે છે– **'यथा-अम्भसा इति।'**

**यथाम्भसा प्रचलता तरवोऽपि चला इव।**
**चक्षुषा भ्राम्यमाणेन दृश्यते भ्रमतीव भूः॥ ५३**

જેવી રીતે પાણીના હાલવાથી તેમાં પ્રતિબિંબિત થયેલાં વૃક્ષો પણ જાણે હાલતાં હોય તેમ જણાય છે અને (ફુદરડી ફરવાથી) ભમાવવામાં આવેલી આંખથી જાણે પૃથ્વી ફરતી હોય તેમ જણાય છે. ॥ ૫૩ ॥

तटस्थास्तरवो धावन्त इव दृश्यन्ते जले प्रतिबिम्बिता वा चञ्चला इवेति। विषयग्राहकेण मनसा परिकल्पिता एव तेषु लावण्यादयो गुणा न वस्तुतः सन्ति, अतो मनोनिबन्धन एव संसार इत्यभिप्रेत्य ग्राहकगुणा ग्राह्येऽवभासन्त इत्यत्र दृष्टान्तमाह—चक्षुषेति ॥५३॥

કિનારે રહેલાં વૃક્ષો (નૌકામાં બેઠેલા જનોને) જાણે દોડતાં દેખાય છે અથવા જળમાં પ્રતિબિંબિત થયેલાં વૃક્ષો જાણે હાલતાં હોય તેમ દેખાય છે. વિષયો ગ્રહણ કરનારા મન દ્વારા કલ્પના કરવામાં આવેલા લાવણ્યાદિ ગુણો વસ્તુતઃ વિષયોમાં છે જ નહીં, આથી મનના કારણે જ સંસાર છે, એમ સ્વીકારીને ગ્રહણ કરનારાના ગુણો ગ્રહણ કરવા યોગ્ય વસ્તુમાં ભાસે છે, એમ અહીં દૃષ્ટાંત આપે છે– **'चक्षुषा इति।'** ॥ ૫૩ ॥

भोगस्यापि मिथ्यात्वे दृष्टान्तद्वयमाह— **यथेति।**

ભોગનું મિથ્યાત્વ હોવા વિષે પણ બે દૃષ્ટાંત આપે છે– **'यथा इति।'**

**यथा मनोरथधियो विषयानुभवो मृषा।**
**स्वप्नदृष्टाश्च दाशार्ह तथा संसार आत्मनः ॥ ५४**

હે દશાર્હકુલોત્પન્ન (ઉદ્ધવ), જેમ મનની કલ્પનાઓની યોજનાઓ અને સ્વપ્નમાં જોયેલા પદાર્થો મિથ્યા છે, તેમ આત્માને થતો વિષયોના અનુભવરૂપ સંસાર મિથ્યા છે. ॥ ૫૪ ॥

यथा एताः प्रसिद्धा मनोरथधियः स्वप्नदृष्टाश्च धियो मृषा एवमात्मनो विषयानुभवः संसारो मृषा॥५४॥

જેમ પ્રસિદ્ધ એવી આ મનની કલ્પનાઓની યોજનાઓ અને સ્વપ્નમાં જોયેલા પદાર્થો મિથ્યા જ છે, તેમ આત્માને થતો વિષયોના અનુભવરૂપ સંસાર મિથ્યા છે. ॥ ૫૪ ॥

ननु यदि मृषा तर्हि किं तन्निवृत्ति-श्रमेणात आह—**अर्थे हीति।**

જો સંસાર મિથ્યા છે તો તે સંસારને દૂર કરવાના પરિશ્રમની શી જરૂર છે, એવી શંકા માટે ઉત્તર આપે છે– **'अर्थे हि इति।'**

**अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते।**
**ध्यायतो विषयानस्य स्वप्नेऽनर्थागमो यथा॥ ५५**

ખરેખર, જેમ સ્વપ્નમાં (કોઈ પદાર્થ ન હોવા છતાં જાગ્યા વિના તે) અનર્થ દૂર થતો નથી, તેમ સાંસારિક પદાર્થો વસ્તુતઃ છે નહીં, છતાં (અવિદ્યાવશ તેમ જ) ચિંતન કરતા આ આત્માનો જન્મ-મરણરૂપ સંસાર દૂર થતો નથી. ॥ ૫૫ ॥

अस्यात्मनः ॥५५॥

**'अस्य'** આ આત્માનો ॥ ૫૫ ॥

अतो भोगोद्यमो न कर्तव्य इत्याह— **तस्मादिति॥५६॥**

આથી વિષયભોગો માટે ઉદ્યમ કરવો જોઈએ નહીં, એમ (ભગવાન) કહે છે– **'तस्मात् इति।'**

**तस्मादुद्धव मा भुङ्क्ष्व विषयानसदिन्द्रियैः।**
**आत्माग्रहणनिर्भातं पश्य वैकल्पिकं भ्रमम्॥ ५६ ॥ ५६ ॥**

**विजय.**—'आत्मा–अग्रहणनिर्भातम्' आत्मनो–र्जीवपरमात्मनोः स्वरूपाग्रहणेन निष्पन्नम्।

दुःखप्रतीकारोद्यममपि परित्यज्य परमेश्वरनिष्ठेनैव भाव्यमित्याह—**क्षिप्त इति** द्वाभ्याम्।

**क्षिप्तोऽवमानितोऽसद्भिः प्रलब्धोऽसूयितोऽथवा।**
**ताडितः सन्निबद्धो वा वृत्त्या वा परिहापितः॥ ॥ ५७ ॥**
**निष्ठितो मूत्रितो वाऽज्ञैर्बहुधैवं प्रकम्पितः।**
**श्रेयस्कामः कृच्छ्रगत आत्मनाऽऽत्मानमुद्धरेत्॥ ॥ ५८ ॥**

क्षिप्त आक्षिप्तो नुन्न इति वा। प्रलब्ध उपहसितः॥ ५७॥ निष्ठितो निष्ठीवनविषयी–कृतः, मूत्रितो मूत्रेणार्द्रीकृतः, प्रकम्पितः परमेश्वरनिष्ठातः प्रच्यावितोऽपि, कृच्छ्रगतः कृच्छ्रं प्राप्तोऽपि॥ ५८॥

उद्धव उवाच

**यथैवमनुबुध्येयं वद नो वदतां वर।**
**सुदुःसहमिमं मन्य आत्मन्यसदतिक्रमम्॥ ५९**

તેથી હે ઉદ્ધવ! દુષ્ટ એવી ઈન્દ્રિયો દ્વારા તમે વિષયોનો ઉપભોગ ન કરો અને આત્માના અજ્ઞાનથી વિલસી રહેલા (સુખદુઃખાદિ) વિકલ્પોરૂપ સંસારને ભ્રાંતિરૂપ જુઓ. ॥ ૫૬ ॥ ૫૬ ॥

**'आत्मा-अग्रहण-निर्भातम्'** જીવ અને પરમાત્માના સ્વરૂપના અજ્ઞાનથી નિષ્પન્ન થનારા (સંસારને) ॥ ૫૬ ॥

દુઃખનો પ્રતીકાર કરવાનો પ્રયત્ન પણ છોડીને પરમેશ્વરમાં નિષ્ઠા રાખીને જીવવું જોઈએ, એમ બે શ્લોકોથી કહે છે– **'क्षिप्तः इति।'**

દુષ્ટ મનુષ્યો દ્વારા તિરસ્કાર, અપમાન, ઉપહાસ, દ્વેષ કે મારઝૂડ કરવામાં આવે, બાંધી દેવામાં આવે, આજીવિકા પડાવી લેવામાં આવે, ॥ ૫૭ ॥ પોતાની ઉપર થૂંકવામાં કે મૂત્ર કરવા દ્વારા પલાળવામાં આવે અને એ રીતે અજ્ઞાનીઓ દ્વારા અનેક રીતે પરમેશ્વર ઉપરની નિષ્ઠાથી ચલિત કરવામાં આવે, તેમ છતાં સંકટમાં આવી પડેલા કલ્યાણની કામના કરનારે બુદ્ધિથી ધૈર્યનું અવલંબન લઈને ભગવદ્ધ્યાનનિષ્ઠ થવું જોઈએ. ॥ ૫૮ ॥

**'क्षिप्तः'** તિરસ્કાર કરવામાં આવે કે ધક્કો મારવામાં આવે, **'प्रलब्धः'** ઉપહાસ કરવામાં આવે, ॥ ૫૭ ॥ **'निष्ठितः'** થૂંકવામાં આવે કે અવહેલના કરવામાં આવે, **'मूत्रितः'** મૂત્રથી પલાળવામાં આવે, **'प्रकम्पितः'** પરમેશ્વર ઉપરની નિષ્ઠાથી ચલિત કરવામાં આવે છતાં પણ– **'कृच्छ्रगतः'** સંકટમાં આવી પડ્યો હોય તો પણ ॥ ૫૮ ॥

**ઉદ્ધવજી બોલ્યા** – સમસ્ત વક્તાઓમાં સર્વશ્રેષ્ઠ (એવા હે શ્રીકૃષ્ણ)! જે રીતે હું આ પ્રમાણે અપાયેલા ઉપદેશને બરોબર સમજી શકું તે રીતે આપ અમને કહો. હું માનું છું કે દુર્જનો દ્વારા પોતાના ઉપર કરવામાં આવેલો આવો અપરાધ અત્યંત દુઃસહ હોય છે. ॥ ૫૯ ॥

एवं तदुक्तं यथा अनुबुध्येयं तथा नोऽस्मान्सर्वान्प्रति वद ॥ ५९ ॥

આ પ્રમાણે તે કહેવામાં આવેલા ઉપદેશને જે રીતે હું બરોબર સમજી શકું તે રીતે **'नः'** અમને સર્વને કહો. ॥ ૫૯ ॥

**विदुषामपि विश्वात्मन् प्रकृतिर्हि बलीयसी ।**
**ऋते त्वद्धर्मनिरतान् शान्तांस्ते चरणालयान् ॥ ६०**

હે વિશ્વાત્મા, આપના (શ્રવણાદિ) ધર્મોમાં તત્પર અને આપના ચરણનો આશ્રય લેનારા શાંત જનો સિવાય વિદ્વાનોનો પણ (દુર્જનો દ્વારા કરવામાં આવેલો અપરાધ અત્યંત દુઃસહ હોય છે, એમ હું માનું છું અને) સ્વભાવ અતિ બળવાન હોય છે. ॥ ૬૦ ॥

त्वद्धर्मनिरतान् ऋते विदुषामप्यसद्भिः कृतमतिक्रमम पराधं सुदुःसहं मन्य इत्यन्वयः। प्रकृतिः स्वभावः ॥ ६० ॥

આપના ધર્મોમાં તત્પર હોય તેવા જનો સિવાય વિદ્વાનોનો પણ દુર્જનો દ્વારા કરવામાં આવેલો **'अतिक्रमम्'** અપરાધ અત્યંત દુઃસહ હોય છે, એમ હું માનું છું, એમ સંબંધ છે. **'प्रकृतिः'** સ્વભાવ ॥ ૬૦ ॥

निरस्य सर्वसंदेहमेकीकृत्य सुदर्शनम्।
प्रकाशितरहस्यं तं भजस्व गुरुमीश्वरम् ॥ १

સર્વ સંદેહોને દૂર કરીને પરમાત્મતત્ત્વને સારી રીતે જેના દ્વારા જાણવામાં આવ્યું છે તે સુદર્શનરૂપ, શાસ્ત્રસમૂહને પરસ્પરનો વિરોધ દૂર કરીને જેના દ્વારા આત્મતત્ત્વને પ્રકાશિત કરવામાં આવ્યું છે, તે ગુરુરૂપ ઈશ્વર પરમાનંદસ્વરૂપ માધવને તમે ભજો. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां एकादशस्कन्धे भगवदुद्धवसंवादे द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

*****

# अथ त्रयोविंशोऽध्यायः

## એક તિતિક્ષુ બ્રાહ્મણનો ઈતિહાસ

त्रयोविंशे तिरस्कारसहनोपाय ईर्यते।
भिक्षुगीतप्रकारेण मनसः संयमो धिया ॥ १

ભિક્ષુગીત અનુસાર બુદ્ધિથી મનનો સંયમ કરવો એ તિરસ્કાર સહન કરવાનો ઉપાય છે, એમ ત્રેવીસમા અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૧ ॥

दुर्जनोपद्रवो नूनं दुःसहो हि महीयसाम्।
अतश्चतुर्भिरध्यायैः सहनोपायवर्णनम् ॥ २

ખરેખર, દુર્જનોનું ઉત્પીડન મહાન મનુષ્યોને માટે નિઃસંદેહ દુઃસહ છે, આથી ચાર અધ્યાયો દ્વારા તે સહન કરવાના ઉપાયોનું વર્ણન કરવામાં આવ્યું છે. ॥ ૨ ॥

तत्र तावदस्मिन्नध्याये भिक्षुगीतया मनोविजय उत्तरस्मिन्प्रकृतिपुरुषविवेकस्तदुत्तरस्मिन्गुणवृत्तिविजयस्ततः परस्मिन्नैलगीतया विषयसङ्गत्यागेन सत्सङ्ग इति क्रमेणोपाया भगवता वर्ण्यन्ते।

તેમાં આ (ત્રેવીસમા) અધ્યાયમાં ભિક્ષુગીત દ્વારા મનોવિજય, પછીના (ચોવીસમા) અધ્યાયમાં પ્રકૃતિ-પુરુષનો વિવેક, તે પછીના (પચ્ચીસમા) અધ્યાયમાં (સત્ત્વાદિ) ગુણોની વૃત્તિઓ ઉપર વિજય અને તે પછીના (છવ્વીસમા) અધ્યાયમાં ઐલગીત દ્વારા વિષયાસક્તિના ત્યાગપૂર્વક સત્સંગ, એમ ભગવાન દ્વારા ક્રમથી ઉપાયો વર્ણવવામાં આવ્યા છે.

बादरायणिरुवाच

**स एवमाशंसित उद्धवेन**
**भागवतमुख्येन दाशार्हमुख्यः।**
**सभाजयन् भृत्यवचो मुकुन्द-**
**स्तमाबभाषे श्रवणीयवीर्यः॥ १**

**બાદરાયણનંદન શ્રીશુકદેવજી બોલ્યા** – ભગવાનના ભક્તોમાં મુખ્ય એવા ઉદ્ધવજી દ્વારા આ પ્રમાણે જેમને પ્રાર્થના કરવામાં આવી તે યાદવશ્રેષ્ઠ, શ્રવણ કરવા યોગ્ય પરાક્રમવાળા ભગવાન મુકુંદ પોતાના દાસ (ઉદ્ધવજી)નાં વચનોની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા. ॥ ૧ ॥

आशंसितः प्रार्थितो भृत्यस्य वचः सत्कुर्वंस्तं भृत्यं प्रति आबभाषे॥ १॥

**'आशंसितः'** જેમને પ્રાર્થના કરવામાં આવી તે ભગવાન મુકુંદ દાસનાં વચનોની પ્રશંસા કરતાં તે દાસને કહેવા લાગ્યા. ॥ ૧ ॥

तत्र तावदङ्गीकारतस्तद्वचः संपूजयति द्वाभ्याम्—

તે પ્રશ્નનો પ્રથમ સ્વીકાર કરતાં, તેમના વચનની (ભગવાન) બે શ્લોકોથી પ્રશંસા કરે છે–

श्रीभगवानुवाच

**बार्हस्पत्य स वै नात्र साधुर्वै दुर्जनेरितैः।**
**दुरुक्तैर्भिन्नमात्मानं यः समाधातुमीश्वरः॥ २**

**શ્રીભગવાન બોલ્યા** – હે બૃહસ્પતિના શિષ્ય (ઉદ્ધવ), દુર્જનો દ્વારા બોલાયેલાં કટુ વચનોથી વીંધાયેલા મનને શાંત કરવા જે સમર્થ હોય તેવો કોઈ સત્પુરુષ આ જગતમાં નથી. ॥ ૨ ॥

हे बार्हस्पत्य बृहस्पतेः शिष्य, अत्र लोके स साधुर्नास्ति यो दुर्जनोक्तैर्भिन्नं क्षुभितं मनः शमयितुमीश्वरः स्यात्॥ २॥

**'हे बार्हस्पत्य'** હે બૃહસ્પતિના શિષ્ય, આ જગતમાં તેવો કોઈ પુરુષ નથી, જે દુર્જનો દ્વારા બોલાયેલાં કટુ વચનોથી **'भिन्नम्'** વીંધાયેલા, ક્ષુબ્ધ થયેલા મનને શાંત કરવાને સમર્થ હોય. ॥ ૨ ॥

कुत इत्यत आह—**नेति**।

આમ કેવી રીતે હોય, તે હવે કહે છે– **'न इति।'**

**न तथा तप्यते विद्धः पुमान् बाणैः सुमर्मगैः।**
**यथा तुदन्ति मर्मस्था ह्यसतां परुषेषवः॥ ३**

મર્મસ્થાનોમાં (હંમેશાં) રહેતાં, દુષ્ટજનોનાં કઠોર વચનોરૂપી બાણો મનુષ્યને જેવી પીડા કરે છે. તેવી પીડા મર્મસ્થાનોને વીંધીને ઊંડાં ઊતરી ગયેલાં બાણો કરતાં નથી. ॥ ૩ ॥

यथा मर्मस्था मर्मस्वेव नित्यं स्थिताः परुषोक्तिरूपा इषवस्तुदन्ति व्यथयन्ति तथा इतरे बाणा न तुदन्ति। अतस्तैस्तथा न तप्यत इत्यर्थः ॥ ३ ॥

तथापि मया वक्ष्यमाणैरुपायैः सर्वं सोढुं शक्यमित्यभिप्रायेणेतिहासं प्रस्तौति—

**कथयन्ति महत्पुण्यमितिहासमिहोद्धव।**
**तमहं वर्णयिष्यामि निबोध सुसमाहितः॥ ४**

**केनचिद् भिक्षुणा गीतं परिभूतेन दुर्जनैः।**
**स्मरता धृतियुक्तेन विपाकं निजकर्मणाम्॥ ५**

महद्यथा भवति तथा पुण्यमितिहासं गाथां कथयन्ति॥ ४॥ ५॥

स भिक्षुः पूर्वं धनाढ्यः कृच्छ्रार्जितस्य धनस्य नाशेन संतप्यमानो निर्विण्णः सन्प्रव्रज्य भिक्षार्थमटन् दुर्जनैरुपद्रुतः प्रस्तुतोपयोगिनीं गाथामगायतेति वक्तुं तस्य पूर्वचरितमाह— **अवन्तिष्वित्यादिना।**

**अवन्तिषु द्विजः कश्चिदासीदाढ्यतमः श्रिया।**
**वार्तावृत्तिः कदर्यस्तु कामी लुब्धोऽतिकोपनः॥ ६**

अवन्तिषु मालवेषु वार्ता कृषिवाणिज्यादिरूपा वृत्तिर्यस्य। कदर्यस्तु स्मृतावुक्तः—

'आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयन्।
देवतातिथिभृत्यांश्च स कदर्य इति स्मृतः॥'

इति॥ ६॥

'**मर्मस्थाः**' મર્મસ્થાનોમાં હંમેશાં રહેતાં કઠોર વચનોરૂપી બાણો જેવી '**तुदन्ति**' પીડા કરે છે, તેવી પીડા બીજાં બાણો કરતાં નથી, આથી તે બાણોથી મનુષ્ય તેવો દુઃખી થતો નથી (જેવો વાગ્બાણોથી થાય છે), એમ અર્થ છે. ॥ ૩ ॥

(જો કે કઠોર વચન સહન કરવું અશક્ય છે,) તેમ છતાં મારા દ્વારા કહેવામાં આવનારા ઉપાયો વડે સર્વ કાંઈ સહન કરવું શક્ય છે, એ અભિપ્રાયથી ઈતિહાસ પ્રસ્તુત કરે છે–

હે ઉદ્ધવ! આ વિષયમાં, દુર્જનો દ્વારા સતાવવામાં આવેલા કોઈ એક ધૈર્યવાન ભિક્ષુક દ્વારા પોતાનાં કર્મોનાં ફળને યાદ કરતાં ગવાયેલો મહાપુણ્યજનક ઈતિહાસ (વિદ્વાનો) કહે છે, તે હું વર્ણવીશ. તમે સારી રીતે સાવધાન થઈને સાંભળો. ॥ ૪ ॥ ૫ ॥

જે રીતે અતિશય પુણ્ય થાય તે રીતે (વિદ્વાનો) '**इतिहासम्**' કથા કહે છે.॥ ૪ ॥ ૫ ॥

તે ભિક્ષુક પૂર્વે ધનાઢ્ય હતો. કષ્ટથી મેળવેલા ધનના નાશથી દુઃખી થતાં કંટાળીને, સંન્યાસ લઈ, ભિક્ષા માટે ફરતાં, દુર્જનો દ્વારા ઉપદ્રવ પામેલા તેણે (અપમાન) સહન કરવા માટે ઉપયોગી એવું ગીત ગાયું, એમ કહેવા માટે તેના પૂર્વ જીવનનું ચરિત્ર કહે છે– '**अवन्तिषु इति।**' વગેરે દ્વારા.

અવંતિમાં (માળવા-ઉજ્જૈનના પ્રાંતપ્રદેશોમાં) ખેતી, વ્યાપાર વગેરેથી કમાણી કરતો કોઈ એક બ્રાહ્મણ ખૂબ ધનવાન અને સંપત્તિવાન હતો, પરંતુ તે કૃપણ, કામી, લોભી અને ભારે ક્રોધી હતો.॥ ૬ ॥

'**अवन्तिषु**' માળવામાં– '**वार्ता**' ખેતી, વ્યાપાર વગેરેરૂપ આજીવિકા હતી જેની– સ્મૃતિમાં કદર્યની વ્યાખ્યા કરવામાં આવી છે– 'જે મનુષ્ય પોતાને, ધર્મકાર્યને, પુત્રોને, પત્નીને, દેવતાઓને, અતિથિઓને અને નોકરચાકરને (લોભથી) પીડા પહોંચાડે છે, તે કદર્ય (કૃપણ) કહેવાય છે.' ॥ ૬ ॥

**ज्ञातयोऽतिथयस्तस्य वाङ्मात्रेणापि नार्चिताः ।**
**शून्यावसथ आत्मापि काले कामैरनर्चितः ॥ ७**

તેના જ્ઞાતિજનો અને અતિથિઓ માત્ર વાણીથી પણ સત્કાર પામતા ન હતા. ધર્મકાર્ય વગરના દેહમાં રહેલો તેનો આત્મા પણ અવસર પ્રમાણે ભોગોથી સંતોષાયો ન હતો. ॥ ૭ ॥

तस्य ये ज्ञातयो बान्धवा अतिथयोऽध्वनीनाश्च तेन नार्चिता इत्यर्थः। शून्यावसथे धर्मकर्महीने गृहे देहे वा॥ ७॥

તેના જે '**ज्ञातयः**' જ્ઞાતિબંધુઓ અને '**अतिथयः**' યાત્રાળુઓ હતા તેઓ પણ તેના દ્વારા સત્કાર પામતા ન હતા, એમ અર્થ છે. '**शून्य-आवसथे**' ધર્મકાર્ય વગરના દેહમાં અથવા ઘરમાં ॥ ૭ ॥

**दुःशीलस्य कदर्यस्य द्रुह्यन्ते पुत्रबान्धवाः ।**
**दारा दुहितरो भृत्या विषण्णा नाचरन् प्रियम्॥ ८**

॥ ८ ॥

દુષ્ટ સ્વભાવવાળા અને કૃપણ (એવા તે ધનાઢ્ય બ્રાહ્મણ)નાં પુત્રો, સગાસંબંધીઓ, પત્ની, પુત્રીઓ અને નોકરચાકરો તેનાથી કંટાળેલાં હોવાથી તેનું પ્રિય કરતાં ન હતાં પણ દ્રોહ કરતાં હતાં. ॥ ૮ ॥ ૮ ॥

**तस्यैवं यक्षवित्तस्य च्युतस्योभयलोकतः ।**
**धर्मकामविहीनस्य चुक्रुधुः पंचभागिनः ॥ ९**

યક્ષોના ધનની જેમ જેનું ધન કેવળ રખેવાળી કરવા જેવું જ હતું તેવા, બંને લોકથી ભ્રષ્ટ થયેલા અને ધર્મ તથા ભોગોથી રહિત તે બ્રાહ્મણ ઉપર પાંચ મહાયજ્ઞના દેવો કોપી ઊઠ્યા. ॥ ૯ ॥

यक्षाणां वित्तमिव केवलं रक्षणीयं वित्तं यस्य। पञ्चभागिनः पञ्चयज्ञदेवताः॥ ९॥

યક્ષોના ધનની જેમ કેવળ રખેવાળી કરવા જેવું જ જેનું ધન હતું– '**पञ्चभागिनः**' પાંચ (મહા)યજ્ઞોના દેવો ॥ ૯ ॥

**वंशीधरी**—पञ्चयज्ञदेवताः देवर्षिपितृभूत-नराख्याः ।

પાંચ મહાયજ્ઞના ભાગીદાર દેવતાઓ– દેવો, ઋષિઓ, પિતૃઓ, મનુષ્યો તથા સર્વ પ્રાણીઓ કહેવામાં આવ્યા છે.

**तदवध्यानविस्रस्तपुण्यस्कन्धस्य भूरिद ।**
**अर्थोऽप्यगच्छन्निधनं बह्वायासपरिश्रमः ॥ १०**

હે ઉદાર (ઉદ્ધવ), તેમના (પાંચ દેવતાઓના) અનાદરથી જેના પુણ્યનો પુંજ નાશ પામ્યો તેવા તેનું ઘણા પરિશ્રમયુક્ત પ્રયાસોના ફળરૂપ ધન પણ નાશ પામ્યું. ॥ ૧૦ ॥

तेषामवध्यानमनादरस्तेन विस्रस्तो विशीर्णः पुण्यस्य स्कन्धोऽर्थलाभमात्रहेतुरंशो यस्य। बह्वायासैः कृष्यादिभिः केवलं श्रमो यस्मिन्सः॥ १०॥

તે દેવોનો '**अवध्यानम्**' અનાદર, તેને કારણે '**विस्रस्तः**' નાશ પામ્યો છે પુણ્યનો '**स्कन्धः**' ધનલાભના કારણરૂપ પુંજ જેનો– ઘણા પ્રયાસોવાળો, કૃષિ (ખેતી) વગેરે કેવળ શ્રમ છે જેમાં, તે ધન ॥ ૧૦ ॥

कुतो निधनमगच्छत्तदाह—**ज्ञातय इति।**

**ज्ञातयो जगृहुः किंचित् किंचिद् दस्यव उद्धव।**
**दैवतः कालतः किंचिद् ब्रह्मबन्धोर्नृपार्थिवात्॥**
**॥ ११ ॥**

दैवतो गृहदाहादिना। कालतो निखातधान्यादि। नृणां पार्थिवानां च द्वन्द्वैक्यम्, तस्मात्॥ ११ ॥

**स एवं द्रविणे नष्टे धर्मकामविवर्जितः।**
**उपेक्षितश्च स्वजनैश्चिन्तामाप दुरत्ययाम्॥ १२**
**॥ १२ ॥**

**तस्यैवं ध्यायतो दीर्घं नष्टरायस्तपस्विनः।**
**खिद्यतो बाष्पकण्ठस्य निर्वेदः सुमहानभूत्॥ १३**

नष्टरायः नष्टो रा अर्थो यस्य तस्य। तपस्विनः संतप्तस्य॥ १३॥

**स चाहेदमहो कष्टं वृथाऽऽत्मा मेऽनुतापितः।**
**न धर्माय न कामाय यस्यार्थायास ईदृशः॥ १४**

मे मया। आत्मा देहः। वृथा वृथैव। आत्मानुतापं प्रपञ्चयति—न धर्मायेत्यादिना। यस्य ईदृशोऽर्थायासस्तेन मया॥ १४॥

ધન કેવી રીતે નાશ પામ્યું, તે કહે છે– **‘ज्ञातयः इति।’**

હે ઉદ્ધવ, તે અધમ બ્રાહ્મણનું કેટલુંક ધન જ્ઞાતિજનો લઈ ગયા, કેટલુંક ચોરો લઈ ગયા, કેટલુંક દૈવયોગે અને કેટલુંક કાળને કારણે તથા કેટલુંક ધન માણસો અને રાજા તરફથી હરી લેવામાં આવ્યું. ॥ ૧૧ ॥

**‘दैवतः’** દૈવયોગે ઘરમાં આગ લાગવા વગેરે દ્વારા, **‘कालतः’** કાળને કારણે ધાન્ય વગેરે દટાઈ જવા દ્વારા– (**‘नृपार्थिवात्’**) માણસોનું અને રાજાઓનું દ્વન્દ્વૈક્ય છે, (તેથી સમાસ એ.વ. માં છે.) તેમના તરફથી ॥ ૧૧ ॥

આમ, ધન નાશ પામ્યું ત્યારે ધર્મ અને સુખભોગથી વંચિત થયેલો અને સ્વજનો દ્વારા તરછોડાયેલો તે અપાર ચિંતા પામ્યો.॥ ૧૨ ॥ ૧૨ ॥

જેનું ધન નાશ પામ્યું છે તેવા સંતાપ પામેલા તથા આ પ્રમાણે (નાશ પામેલા ધન વગેરેનું) ચિંતન કરતા અને ખેદ પામતા તેમ જ ગળામાં ડૂમો ભરાઈ ગયેલા તેને અતિશય વૈરાગ્ય જન્મ્યો. ॥ ૧૩ ॥

**‘नष्टरायः’** નાશ પામ્યું છે **‘राः’** ધન જેનું તેને– **‘तपस्विनः’** સંતાપ પામેલાને ॥ ૧૩ ॥

તે (મનોમન) આ પ્રમાણે કહેવા લાગ્યોઃ અરે રે, મેં મારા દેહને વ્યર્થ જ દુઃખી કર્યો! દુઃખની વાત છે કે ધન માટે જેનો આવો પરિશ્રમ હતો તેવા મેં તે ધન ન ધર્મ માટે (વાપર્યું) કે ન સુખભોગ માટે (વાપર્યું)! ॥ ૧૪ ॥

**‘मे’** મારા દ્વારા, **‘आत्मा’** દેહ– **‘वृथा’** વ્યર્થ જ– પોતાના પશ્ચાત્તાપને જણાવે છે– **‘न धर्माय इति।’** વગેરે દ્વારા– ધન માટે જેનો આવો પરિશ્રમ છે તે મારા દ્વારા ॥ ૧૪ ॥

**प्रायेणार्थाः कदर्याणां न सुखाय कदाचन।**
**इह चात्मोपतापाय मृतस्य नरकाय च॥ १५**

नरकाय सत्यप्यर्थे धर्माननुष्ठानात्॥ १५॥

लोभी मनुष्योनी संपत्ति मोटे भागे क्यारेय सुख आपती नथी. आ लोकमां ते पोताने संताप आपवा माटे अने परलोकमां नरक प्राप्त कराववा माटे होय छे. ॥ १५ ॥

**'नरकाय'** धन होवा छतां धर्मनुं अनुष्ठान न करवाथी नरक प्राप्त कराववा माटे होय छे. ॥ १५ ॥

**यशो यशस्विनां शुद्धं श्लाघ्या ये गुणिनां गुणाः।**
**लोभः स्वल्पोऽपि तान् हन्ति श्वित्रो रूपमिवेप्सितम्॥**
**॥ १६ ॥**

श्वित्रः श्वेतकुष्ठम्॥ १६॥

જેમ થોડો પણ કોઢ અભિલષિત રૂપનો નાશ કરે છે, તેમ થોડો પણ લોભ યશસ્વીઓના શુદ્ધ યશનો તથા ગુણવાનોના પ્રશંસનીય ગુણોનો નાશ કરે છે. ॥ ૧૬ ॥

**'श्वित्रः'** સફેદ કોઢ ॥ ૧૬ ॥

**अर्थस्य साधने सिद्ध उत्कर्षे रक्षणे व्यये।**
**नाशोपभोग आयासस्त्रासश्चिन्ता भ्रमो नृणाम्॥ १७**

सिद्धेऽप्यर्थे तस्य उत्कर्षे संवर्धने। नाशोपभोगयोर्द्वन्द्वैक्यम्। नाशे उपभोगे चेत्यर्थः। साधनोत्कर्षयोरायासस्ततस्त्रासश्चिन्ता च नाशे भ्रम इति॥ १७॥

મનુષ્યોને ધન મેળવવામાં, મળે ત્યારે તે ધનને વધારવામાં, તેનું રક્ષણ કરવામાં, તેને વાપરવામાં તથા તેના નાશ અને ઉપભોગમાં પરિશ્રમ, ત્રાસ, ચિંતા અને ભ્રમ થાય છે.॥ ૧૭ ॥

ધન મળે તો પણ તેને **'उत्कर्षे'** વધારવામાં– નાશ અને ઉપભોગનું દ્વન્દ્વૈક્ય છે. નાશ અને ઉપભોગમાં, એમ અર્થ છે. ધન મેળવવામાં અને વધારવામાં પરિશ્રમ છે. તેનાથી ત્રાસ અને ચિંતા થાય છે તથા નાશ થતાં ભ્રમ થાય છે. ॥ ૧૭ ॥

**स्तेयं हिंसानृतं दम्भः कामः क्रोधः स्मयो मदः।**
**भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनानि च॥ १८**
**एते पंचदशानर्था ह्यर्थमूला मता नृणाम्।**
**तस्मादनर्थमर्थाख्यं श्रेयोऽर्थी दूरतस्त्यजेत्॥ १९**

किंच, अर्थप्राप्त्यर्थास्तेयादयः षडनर्थाः, प्राप्तेऽर्थे स्मयादयो व्यसनैः सह नव। व्यसनानि स्त्रीद्यूतमद्यविषयाणि त्रीणि॥ १८॥ १९॥

ચોરી, હિંસા, અસત્ય, દંભ, કામ, ક્રોધ, ગર્વ, મદ, ભેદ, વેર, અવિશ્વાસ, સ્પર્ધા તેમ જ (સ્ત્રીઓ-જુગાર-મદિરાપાનરૂપ ત્રણ) વ્યસનો ધનને કારણે થતાં હોવાથી (નરકાદિ દુઃખનાં કારણરૂપ છે, તેથી) આ પંદર અનર્થરૂપ છે. માટે મોક્ષાર્થી અર્થનામધારી અનર્થને દૂરથી જ ત્યાગે. ॥૧૮॥૧૯॥

વળી, ધનની પ્રાપ્તિ માટે ચોરી વગેરે (હિંસા, અસત્ય, દંભ, કામ, ક્રોધ) છ અનર્થો, ધન પ્રાપ્ત થાય ત્યારે ગર્વ વગેરે (મદ, ભેદ, વેર, અવિશ્વાસ, સ્પર્ધા એમ છ અને) ત્રણ વ્યસનો મળીને કુલ નવ સ્ત્રીઓ, જુગાર અને મદિરાપાન (મળીને પંદર અનર્થો ગણવામાં આવ્યા છે.) ॥ ૧૮ ॥ ૧૯ ॥

भेदवैरस्पर्धाः प्रपञ्चयति द्वाभ्याम्—

**भिद्यन्ते भ्रातरो दाराः पितरः सुहृदस्तथा।**
**एकास्निग्धाः काकिणिना सद्यः सर्वेऽरयः कृताः॥**
**॥ २० ॥**

भिद्यन्ते स्नेहं त्यजन्ति। कथंभूताः। एकास्निग्धाः एके एकप्राणास्ते च ते आस्निग्धा अतिप्रियाश्चेत्यर्थः। कुतः। काकिणिना। पुंस्त्वमार्षम्। विंशतिवराटिका काकिणी तया॥ २०॥

**अर्थेनाल्पीयसा ह्येते संरब्धा दीप्तमन्यवः।**
**त्यजन्त्याशु स्पृधो घ्नन्ति सहसोत्सृज्य सौहृदम्॥ २१**

संरब्धाः क्षुभिताः। स्पृधः स्पर्धमानाः ॥ २१॥

इह तावदर्थनिष्ठानामेतेऽनर्थाः परलोकेऽप्यनर्था एव तेषामित्याह—**लब्ध्वेति** त्रिभिः।

**लब्ध्वा जन्मामरप्रार्थ्यं मानुष्यं तद् द्विजाग्र्यताम्।**
**तदनादृत्य ये स्वार्थं घ्नन्ति यान्त्यशुभां गतिम्॥**
**॥ २२ ॥**

मानुष्यं जन्म, तत्रापि द्विजाग्र्यतां ब्राह्मण्यम्। स्वार्थं घ्नन्ति आत्महितं न कुर्वन्ति ये ते यान्ति॥ २२॥

अमरप्रार्थ्यतां दर्शयन्नाह—**स्वर्गेति**।

ભેદ, વેર અને સ્પર્ધાને બે શ્લોકોથી સમજાવે છે–

એક પ્રાણવાળાં અને અત્યંત સ્નેહી એવાં ભાઈઓ, પત્નીઓ, માતા-પિતાઓ અને મિત્રો– સર્વે બે દમડીને ખાતર ક્ષણમાં સ્નેહ ત્યજી દે છે અને ક્ષણમાં શત્રુ થઈ જાય છે. ॥ ૨૦ ॥

‘**भिद्यन्ते**’ સ્નેહ ત્યજી દે છે. કેવાં તેઓ? ‘**एकास्निग्धाः**’ એક પ્રાણ છે જેમના અને ‘**आस्निग्धाः**’ અતિશય સ્નેહવાળાં છે તેવાં તેઓ, એમ અર્થ છે. શા માટે? ‘**काकिणिना**’ (**काकिण्या** રૂપ થાય.) અહીં પું. છે તે આર્ષ છે. બે દમડી ખાતર, ‘**काकिणी**’ = બે દમડી અર્થાત્ વીસ કોડી, તેને ખાતર ॥ ૨૦ ॥

થોડા ધન માટે આ બધા ખળભળી ઊઠે છે, પ્રજ્વલિત ક્રોધવાળા થઈ જાય છે, સ્પર્ધા કરતા તેઓ ઓચિંતાં સહૃદયતા છોડીને એકદમ (એકબીજાને) મારી નાખે છે. ॥ ૨૧ ॥

‘**संरब्धाः**’ ખળભળી ઊઠે છે, ‘**स्पृधः**’ સ્પર્ધા કરતા ॥ ૨૧ ॥

ધનમાં આસ્થા રાખનારાઓને માટે આ લોકમાં તો આ અનર્થો(ની પરંપરા) છે જ, પણ પરલોકમાં પણ તેમને માટે અનર્થો જ છે, એમ ત્રણ શ્લોકોથી કહે છે– ‘**लब्ध्वा इति।**’

દેવો દ્વારા પણ પ્રાર્થનીય એવો મનુષ્યજન્મ પામીને અને તેમાં પણ બ્રાહ્મણત્વ પામીને, તે મનુષ્યત્વ અને દ્વિજત્વનો અનાદર કરીને જેઓ આત્માનું હિત નથી કરતા, તેઓ અશુભ ગતિ પામે છે. ॥ ૨૨ ॥

મનુષ્યનો જન્મ, તેમાં પણ ‘**द्विजाग्र्यताम्**’ બ્રાહ્મણત્વ (પામીને), ‘**स्वार्थं घ्नन्ति**’ સ્વાર્થનો નાશ કરે છે અર્થાત્ જેઓ આત્મકલ્યાણ નથી કરતા તેઓ (અશુભ ગતિ) પામે છે. ॥ ૨૨ ॥

દેવો દ્વારા પ્રાર્થનીય હોવાનું કારણ દર્શાવતાં કહે છે– ‘**स्वर्ग इति।**’

**स्वर्गापवर्गयोर्द्वारं प्राप्य लोकमिमं पुमान्।**
**द्रविणे कोऽनुषज्जेत मर्त्योऽनर्थस्य धामनि॥ २३**

લોકં દેહમ્। અનુષજ્જેત આસક્તિં કુર્યાત્॥ २३॥

स्वर्ग तथा મોક્ષના દ્વારરૂપ આ દેહને પામીને કયો મનુષ્ય અનર્થના ધામરૂપ ધનમાં આસક્તિ રાખે? ॥ ૨૩ ॥

'**लोकम्**' દેહને– '**अनुषज्जेत**' આસક્તિ રાખે? ॥ ૨૩ ॥

**देवर्षिपितृभूतानि ज्ञातीन् बन्धूंश्च भागिनः।**
**असंविभज्य चात्मानं यक्षवित्तः पतत्यधः॥ २४**

ऋषयो मनुष्ययज्ञब्रह्मयज्ञयोर्देवताः। देवपितृभूतानि इतरेषु ज्ञातयः सगोत्राः। बन्धवो विवाहादिना संबद्धास्तान्। अन्यांश्च भागिनो भागार्हान्। आत्मानं चासंविभज्यान्नादिभिरसंतर्प्य ॥ २४॥

દેવો, ઋષિઓ, પિતૃઓ, પ્રાણીઓ, જ્ઞાતિજનો, સંબંધીઓ અને બીજા ભાગ આપવા યોગ્ય જનોને તેમ જ પોતાને પણ અન્નાદિથી સંતૃપ્ત ન કરીને (આપવામાં કે ભોગવવામાં ન આવેલા,) યક્ષના ધન જેવું જેનું ધન છે, તે અધોગતિમાં પડે છે. ॥૨૪॥

'**ऋषयः**' મનુષ્યયજ્ઞ અને બ્રહ્મયજ્ઞના દેવતાઓ, દેવો-પિતૃઓ-પ્રાણીઓ, (**इतरेषु देवपितृभूतयज्ञेषु**– વં. દેવો, પિતૃઓ અને પ્રાણીઓના યજ્ઞોમાં રહેલા) '**ज्ञातयः**' સગોત્રીઓ, '**बन्धवः**' વિવાહ વગેરે દ્વારા થયેલા સંબંધીઓ, તેમને તથા બીજા '**भागिनः**' ભાગ આપવા યોગ્ય જનોને તથા પોતાને પણ '**असंविभज्य**' અન્નાદિથી સંતૃપ્ત કર્યા વિના ॥ ૨૪ ॥

एवं विमृश्यानुतप्यमान आह—

**व्यर्थयार्थेहया वित्तं प्रमत्तस्य वयो बलम्।**
**कुशला येन सिध्यन्ति जरठः किं नु साधये॥ २५**

व्यर्थयार्थेहया प्रमत्तस्य मम वित्तादि गतमिति शेषः। येन वित्तादिना कुशला विवेकिनः सिध्यन्ति मुच्यन्ते। जरठो वृद्धः॥ २५॥

આમ, વિચાર કરીને પશ્ચાત્તાપ કરતાં કહે છે–

ધન મેળવવાની વ્યર્થ ઈચ્છાથી (વેપાર કરવાને કારણે) અસાવધાન એવા મારાં ધન, વય અને બળ ચાલ્યા ગયાં છે, કે જે (ધન વગેરે)થી વિવેકીજનો (સંસારથી) છૂટી જાય છે! વૃદ્ધ એવો હું (હવે) શું સાધન કરું? ॥ ૨૫ ॥

ધન મેળવવાની વ્યર્થ ઈચ્છાથી અસાવધાન એવા મારાં ધનાદિ ચાલ્યાં ગયાં છે, ગતમ્ શેષ છે. જે ધનાદિથી '**कुशलाः**' વિવેકીઓ '**सिध्यन्ति**' મોક્ષ સાધી લે છે. '**जरठः**' વૃદ્ધ ॥ ૨૫ ॥

अन्यमपि स्वसदृशं शोचति—

**कस्मात् संक्लिश्यते विद्वान् व्यर्थयार्थेहयाऽसकृत्।**
**कस्यचिन्मायया नूनं लोकोऽयं सुविमोहितः॥**
**॥ २६ ॥**

પોતાના જેવા બીજા કૃપણ માટે પણ શોક કરે છે–

વિદ્વાન મનુષ્ય ધનની વ્યર્થ લાલસાથી શા માટે વારંવાર ક્લેશ પામતો હશે? કોઈની માયાથી આ લોક અવશ્ય અતિશય મોહિત થયો છે!॥ ૨૬ ॥

कस्मादेवमनर्थं विद्वानपि संक्लिश्यत इति। कारणं संभावयति—**कस्यचिदिति** ॥ २६ ॥

આવા અનર્થથી વિદ્વાન પણ શા માટે ક્લેશ પામતો હશે? કારણ વિચારે છે– '**कस्यचित् इति।**' કોઈકની (માયાથી) ॥ ૨૬ ॥

ननु नायं मोहितः क्लिश्यति किंतु धनादिभिर्भोगादिविधित्सयाऽत आह—**किं धनैरिति।**

શંકા કરે છે કે આ મનુષ્ય (માયાથી) મોહિત થઈને ક્લેશ નથી પામતો, પરંતુ ધન વગેરેથી વિષયોનો ભોગ કરવાની ઈચ્છાથી (ક્લેશ પામે છે), આથી કહે છે– '**किं धनैः इति।**'

**किं धनैर्धनदैर्वा किं कामैर्वा कामदैरुत।**
**मृत्युना ग्रस्यमानस्य कर्मभिर्वोत जन्मदैः ॥ २७**

મૃત્યુથી ગ્રસિત થતા મનુષ્યને ધનથી કે ધન આપનારાઓથી, વિષયોથી કે વિષયો આપનારાઓથી અથવા ફરીથી પણ જન્મ આપનારાં કર્મોથી શો લાભ થવાનો છે? ॥ ૨૭ ॥

उत पुनरपि॥ २७॥

'**उत**' ફરીથી પણ ॥ ૨૭ ॥

इदानीं संपन्नविवेकः संहृष्यन्नाह—**नूनमिति** त्रिभिः।

હવે વિવેકસંપન્ન થવાથી અતિ હર્ષ પામતાં ત્રણ શ્લોકોથી કહે છે– '**नूनम् इति।**'

**नूनं मे भगवांस्तुष्टः सर्वदेवमयो हरिः।**
**येन नीतो दशामेतां निर्वेदश्चात्मनः प्लवः ॥ २८**

મારા પર સર્વદેવમય ભગવાન શ્રીહરિ નિશ્ચિતપણે પ્રસન્ન થયા છે, કે જે શ્રીહરિ દ્વારા (વિત્તનો નાશ થયેલી) આ દશામાં હું લાવવામાં આવ્યો છું! જેમના પ્રસન્ન થવાથી મને પોતાને (સંસારને તરવાના સાધનરૂપ) વહાણરૂપી વૈરાગ્ય થયો છે! ॥ ૨૮ ॥

येन प्रीतेनात्मनः प्लवरूपो निर्वेदश्च भवति स हरिर्मे नूनं प्रीत इति॥ २८॥

જેમના પ્રસન્ન થવાથી મને પોતાને વહાણરૂપી વૈરાગ્ય થયો છે તે શ્રીહરિ મારા પર અવશ્ય પ્રસન્ન થયા છે! ॥ ૨૮ ॥

**सोऽहं कालावशेषेण शोषयिष्येऽङ्गमात्मनः।**
**अप्रमत्तोऽखिलस्वार्थे यदि स्यात् सिद्ध आत्मनि ॥ २९**

જો મારા આયુષ્યનો કાળ બાકી હશે તો હું મારા આત્મામાં જ સંતુષ્ટ રહી (ધર્માદિના સાધનરૂપ) મારા આત્મકલ્યાણમાં સાવધાન થઈ (તપ કરીને) મારું શરીર સૂકવી નાખીશ.॥ ૨૯ ॥

अङ्गं शोषयिष्ये तपसा। यद्वा विद्यया लयं नेष्यामि। यदि स्यात्कालावशेषस्तर्ह्यात्मन्येव सिद्धस्तुष्टः सन्। अखिले स्वार्थे धर्मादिसाधनेऽप्रमत्तः सन्॥ २९॥

તપ કરીને શરીર સૂકવી નાખીશ. અથવા જ્ઞાનથી મોક્ષ પામીશ. જો આયુષ્યનો કાળ બાકી હશે તો આત્મામાં જ '**सिद्धः**' સંતુષ્ટ રહી '**अखिले स्वार्थे**' સંપૂર્ણ આત્મકલ્યાણરૂપ ધર્માદિ-સાધનમાં સાવધાન થઈને ॥ ૨૯ ॥

**तत्र मामनुमोदेरन् देवास्त्रिभुवनेश्वराः।**
**मुहूर्तेन ब्रह्मलोकं खट्वांगः समसाधयत्॥ ३०**

अनुमोदेरन्ननुगृह्णन्तु। ननु देवैरनुमोदितोऽपि जरठः स्वल्पेन कालेन किं साधयिष्यसि, तत्राह—**मुहूर्तेनेति** ॥ ३० ॥

તેમાં (મારા આ નિશ્ચયમાં) ત્રણે લોકના અધીશ્વર દેવો મને (વિઘ્નો ન નડે તેમ) અનુગૃહીત કરો! રાજા ખટ્વાંગે એક મુહૂર્તમાં બ્રહ્મલોક સુસાધ્ય કર્યો હતો. ॥ ૩૦ ॥

**'अनुमोदेरन्'** અનુગૃહીત કરો! શંકા કરવામાં આવી છે કે દેવો દ્વારા અનુગ્રહ કરવામાં આવે તો પણ વૃદ્ધ મનુષ્ય અત્યંત અલ્પ સમયમાં શું સિદ્ધ કરી શકે? તે માટે કહે છે– **'मुहूर्तेन इति।'** (એક મુહૂર્ત=૨ઘડી=૪૮મિનિટ) ॥ ૩૦ ॥

**श्रीभगवानुवाच**

**इत्यभिप्रेत्य मनसा ह्यावन्त्यो द्विजसत्तमः।**
**उन्मुच्य हृदयग्रन्थीन् शान्तो भिक्षुरभून्मुनिः॥ ३१**

अभिप्रेत्य निश्चित्य। आवन्त्योऽवन्ति-देशभवः। हृदयग्रन्थीनहंकारममकारान्॥ ३१ ॥

**શ્રીભગવાન બોલ્યા** – આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને તે ઉજ્જૈનવાસી શ્રેષ્ઠ બ્રાહ્મણ અહંતા-મમતારૂપી હૃદયની ગાંઠો છોડીને શાંત, મનનશીલ સંન્યાસી થઈ ગયો. ॥ ૩૧ ॥

**'अभिप्रेत्य'** નિશ્ચય કરીને, **'आवन्त्यः'** અવન્તિ (ઉજ્જૈન)માં જન્મેલો– **'हृदयग्रन्थीन्'** અહંતા-મમતાકાર હૃદયની ગાંઠોને ॥ ૩૧ ॥

**स चचार महीमेतां संयतात्मेन्द्रियानिलः।**
**भिक्षार्थं नगरग्रामानसंगोऽलक्षितोऽविशत्॥ ३२**

असङ्ग आसक्तिशून्यः। अलक्षितः श्रैष्ठ्यमद्योतयन्॥ ३२ ॥

મન, ઈન્દ્રિયો અને પ્રાણને જેણે વશ કર્યાં છે તેવો તે આ પૃથ્વી પર વિચરણ કરતો તેમ જ પોતાની શ્રેષ્ઠતાને કોઈ જાણે નહીં તેમ અનાસક્ત થઈને નગરો અને ગામોમાં પ્રવેશ કરતો હતો.॥ ૩૨ ॥

**'असङ्गः'** આસક્તિરહિત થઈને, **'अलक्षितः'** પોતાની શ્રેષ્ઠતાને કોઈ જાણે નહીં તેમ ॥ ૩૨ ॥

**तं वै प्रवयसं भिक्षुमवधूतमसज्जनाः।**
**दृष्ट्वा पर्यभवन् भद्र बह्वीभिः परिभूतिभिः॥ ३३**

प्रवयसं वृद्धम्। अवधूतं मलिनम्। पर्यभवन्नवमेनिरे। हे भद्र। परिभूतिभिस्तिरस्कारैः॥ ३३ ॥

परिभवानेव दर्शयति—**केचिदिति** सप्तभिः।

હે ભદ્ર (ઉદ્ધવ), તે વૃદ્ધ અને મલિન ભિક્ષુકને જોઈને દુર્જનો અનેક જાતના તિરસ્કારો દ્વારા તેનું અપમાન કરતા હતા. ॥ ૩૩ ॥

**'प्रवयसम्'** વૃદ્ધને, **'अवधूतम्'** મલિન સંન્યાસીને– **'पर्यभवन्'** અપમાન કરતા હતા. હે ભદ્ર (ઉદ્ધવ)! **'परिभूतिभिः** – તિરસ્કારો દ્વારા ॥ ૩૩ ॥

અપમાનોને જ સાત શ્લોકોથી વર્ણવે છે– **'केचित् इति।'**

**केचित्त्रिवेणुं जगृहुरेके पात्रं कमण्डलुम्।**
**पीठं चैकेऽक्षसूत्रं च कन्थां चीराणि केचन॥ ३४**

॥ ३४ ॥

કેટલાક તેની પાસેથી દંડ આંચકી લેતા, કેટલાક પાત્ર અને કમંડળ ઝૂંટવી લેતા, કેટલાક આસન, જપમાળા, ગોદડી અને કપડાં ઉઠાવી જતા. ॥ ૩૪ ॥ ૩૪ ॥

**प्रदाय च पुनस्तानि दर्शितान्याददुर्मुनेः।**
**अन्नं च भैक्ष्यसम्पन्नं भुंजानस्य सरित्तटे॥ ३५**
**मूत्रयन्ति च पापिष्ठाः ष्ठीवन्त्यस्य च मूर्धनि।**
**यतवाचं वाचयन्ति ताडयन्ति न वक्ति चेत्॥ ३६**

(કેટલાક તો) મુનિને 'આ લો,' એમ દેખાડેલી વસ્તુઓ આપીને પાછી લઈ લેતા. ભિક્ષામાં મળેલા અન્નનું નદીને કિનારે બેસીને ભોજન કરતા આ મુનિના અન્ન ઉપર મહાપાપી લોકો મૂતરતા અને મસ્તક પર થૂંકતા. મૌન ધારણ કરેલા મુનિ જો બોલે નહીં તો તેમને (પરાણે) બોલાવતા અને મારતા. ॥ ૩૫ ॥ ૩૬ ॥

भो भगवन्, गृहाणेति दर्शितानि सन्ति प्रदाय पुनश्चाददुः॥ ३५॥ अन्ने मूत्रयन्ति। मूर्धनि च ष्ठीवन्ति। फूत्कारेण श्लेष्माणं प्रक्षिपन्ति॥ ३६॥

'હે ભગવાન, આ લો', એમ દેખાડેલી વસ્તુઓ આપી દઈને પાછી લઈ લેતા! ॥ ૩૫ ॥ અન્ન ઉપર મૂતરતા અને મસ્તક ઉપર થૂંકતા, ફૂંક મારીને કફ નાખતા. ॥ ૩૬ ॥

**तर्जयन्त्यपरे वाग्भिः स्तेनोऽयमिति वादिनः।**
**बध्नन्ति रज्ज्वा तं केचिद् बध्यतां बध्यतामिति॥ ३७**

॥ ३७॥

બીજા કેટલાક વાણીથી તિરસ્કાર કરતા. 'આ ચોર છે, એને બાંધો, બાંધો.' એમ કહેતા તેઓ એને દોરડાથી બાંધતા. ॥ ૩૭ ॥ ૩૭ ॥

**क्षिपन्त्येकेऽवजानन्त एष धर्मध्वजः शठः।**
**क्षीणवित्त इमां वृत्तिमग्रहीत् स्वजनोज्झितः॥ ३८**

'આ ધર્મનો ઢોંગ કરનારો ઠગ છે. ધન નાશ પામ્યું હોવાથી સ્વજનો દ્વારા તરછોડાયેલો તે આ ભીખ માંગવાનો ધંધો કરે છે!' એમ તેનું અપમાન કરતા કેટલાક તેની નિંદા કરતા હતા. ॥ ૩૮ ॥

क्षिपन्ति निन्दन्ति। निन्दामेवाह—एष धर्मध्वजस्त्रिदण्डलिङ्गोपजीवी। शठो लोक-वञ्चकः। तदेवाहुः—क्षीणवित्त इति॥ ३८॥

**'क्षिपन्ति'** નિંદા કરતા હતા. નિંદા જ જણાવે છે– આ **'धर्मध्वजः'** ત્રિદંડી સ્વામીનો ઢોંગ કરીને જીવનારો, **'शठः'** લોકોને છેતરનારો– તેઓ તે જ કહેવા લાગ્યા– **'क्षीणवित्तः इति।'** જેનું ધન નાશ પામ્યું છે તે ॥ ૩૮ ॥

**अहो एष महासारो धृतिमान् गिरिराडिव।**
**मौनेन साधयत्यर्थं बकवद् दृढनिश्चयः॥ ३९**

(કેટલાક ઉપહાસ કરતા) ઓહોહો! આ મહાબળવાન તો હિમાલય જેવો ધૈર્યવાન અને બગલા જેવો દૃઢનિશ્ચયી છે! મૌન ધારણ કરીને પોતાનું કાર્ય સાધી લે છે! ॥ ૩૯ ॥

महासारोऽतिबली॥ ३९॥

**'महासारः'** મહાબળવાન.॥ ૩૯ ॥

**इत्येके विहसन्त्येनमेके दुर्वातयन्ति च।**
**तं बबन्धुर्निरुरुधुर्यथा क्रीडनकं द्विजम्॥ ४०**

એમ કેટલાક ઉપહાસ કરતા અને તેની ઉપર અધોવાયુ છોડતા. કેટલાક તેને (મેના-પોપટ વગેરે) રમકડાના પક્ષીની જેમ સાંકળોથી બાંધતા અને કારાગૃહ વગેરેમાં પૂરી દેતા. ॥ ૪૦ ॥

दुर्वातयन्ति तदुपर्यधोवायुं मुञ्चन्ति। बबन्धुः शृङ्खलैः। निरुरुधुः कारागृहादिषु। द्विजं शुकसारिकादि यथा॥ ४०॥

**'दुर्वातयन्ति'** તેની ઉપર અધોવાયુ છોડતા, સાંકળોથી બાંધતા, કારાગૃહ વગેરેમાં પૂરી દેતા, પોપટ-મેના વગેરે પક્ષીની જેમ ॥ ૪૦ ॥

**एवं स भौतिकं दुःखं दैविकं दैहिकं च यत्।**
**भोक्तव्यमात्मनो दिष्टं प्राप्तं प्राप्तमबुध्यत॥ ४१**

(દુર્જનોએ આપેલી) ભૌતિક પીડા, (ટાઢ-તડકા વગેરેથી થતી) દૈવિક પીડા અને (જ્વર વગેરે) દૈહિક પીડા– એમ દૈવ દ્વારા જે પ્રાપ્ત થતું તે પોતાને ભોગવવા યોગ્ય છે, એમ તે જાણતો હતો. ॥ ૪૧ ॥

भौतिकं दुर्जनादिकृतम्। दैहिकं ज्वरादिनिमित्तम्। दैविकं शीतोष्णादिप्रभवम्। दिष्टं दैवप्राप्तम्॥ ४१॥

દુર્જનો વગેરેએ આપેલી ભૌતિક પીડા, જ્વર વગેરેને કારણે થતી દૈહિક પીડા, ટાઢ-તડકા વગેરેથી થતી દૈવિક પીડા– **'दिष्टम्'** દૈવ દ્વારા પ્રાપ્ત થયેલું ॥ ૪૧ ॥

**परिभूत इमां गाथामगायत नराधमैः।**
**पातयद्भिः स्वधर्मस्थो धृतिमास्थाय सात्त्विकीम्॥ ४२**

ધર્મમાર્ગથી અધઃપતન કરાવનારા નરાધમો દ્વારા અપમાનિત થવા છતાં સ્વધર્મનિષ્ઠ એવો તે ભિક્ષુક સત્ત્વગુણી ધીરજ ધરીને આ પ્રમાણે ગાન કરતો હતો. ॥ ૪૨ ॥

धर्मात्पातयद्भिः परिभूतोऽपि सात्त्विकीं धृतिमास्थाय स्वधर्म एव स्थित इमां वक्ष्यमाणां गाथामगायत।

ધર્મમાર્ગથી અધઃપતન કરાવનારાઓ દ્વારા અપમાનિત થવા છતાં સાત્ત્વિક ધીરજ ધરીને, સ્વધર્મમાં રહેલો તે આ કહેવામાં આવનાર ગાથાનું ગાન કરતો હતો.

सात्त्विकी धृतिश्च—
'धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी॥'
इति॥ ४२॥

સાત્ત્વિક ધીરજ– 'હે પાર્થ, સમાધિ દ્વારા (યોગી) જે અચળ ધારણા વડે મન, પ્રાણ તથા ઇન્દ્રિયોની ક્રિયાઓને ધારણ કરે છે, તે ધૃતિ સાત્ત્વિક છે.' (ગીતા ૧૮/૩૩) ॥ ૪૨ ॥

तामेवाष्टादशश्लोकीं गाथामाह— **नायमिति।**

તે અઢાર શ્લોકોની ગાથાનું જ ગાન કરે છે— **'न अयम् इति।'**

**द्विज उवाच**

**नायं जनो मे सुखदुःखहेतु-**
**र्न देवताऽऽत्मा ग्रहकर्मकालाः।**
**मनः परं कारणमामनन्ति**
**संसारचक्रं परिवर्तयेद् यत्॥ ४३**

**બ્રાહ્મણ બોલ્યો** – મારાં સુખ-દુઃખનું કારણ નથી આ લોકો, નથી દેવો, નથી શરીર, નથી ગ્રહો, કર્મ કે કાળ. (વિદ્વાનો) કેવળ મનને જ સુખ-દુઃખનું કારણ કહે છે, કે જે મનને કારણે સંસાર ફરી ફરીને પ્રાપ્ત થાય છે. ॥ ૪૩ ॥

न चात्मा नापि ग्रहादयः। मनः परं केवलं सुखदुःखयोः कारणं वदन्ति— 'मनसा ह्येव पश्यति मनसा शृणोति' इत्यादिश्रुतयः ॥ ४३ ॥

परिवर्तनप्रकारमाह—**मन इत्यादि**।

**मनो गुणान् वै सृजते बलीय-**
**स्ततश्च कर्माणि विलक्षणानि।**
**शुक्लानि कृष्णान्यथ लोहितानि**
**तेभ्यः सवर्णाः सृतयो भवन्ति॥ ४४**

गुणान् गुणवृत्तीः सृजति। ततश्च तेभ्यो गुणेभ्यः शुक्लानि सात्त्विकानि। कृष्णानि तामसानि। लोहितानि राजसानि। सवर्णास्तत्त-त्कर्मानुरूपाः सृतयो देवतिर्यङ्नरादिगतयः ॥ ४४ ॥

तर्हि मनस एव संसारः स्यान्नात्मन इत्याशङ्क्याह—**अनीह इति**।

**अनीह आत्मा मनसा समीहता**
**हिरण्मयो मत्सख उद्विचष्टे।**
**मनः स्वलिंगं परिगृह्य कामान्**
**जुषन् निबद्धो गुणसंगतोऽसौ॥ ४५**

अयमर्थः—अविद्ययाध्यासेनेयमात्मनः संसृतिर्न तु स्वतः। यतस्तद्रहितस्येश्वरस्य

સુખ-દુઃખનું કારણ શરીર નથી અને ગ્રહો વગેરે પણ નથી. '**परम्**' કેવળ મનને સુખ-દુઃખનું કારણ કહે છે– '(મનુષ્ય) મનથી જ જુએ છે અને મનથી જ સાંભળે છે.' (બૃહદા.ઉપ.૧/૫/૩), એમ શ્રુતિઓ કહે છે. ॥ ૪૩ ॥

સંસાર ફરી ફરીને કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે કહે છે– '**मनः**' વગેરે

અતિ બળવાન મન ગુણોની વૃત્તિઓ ઉત્પન્ન કરે છે. તે ગુણોથી સાત્ત્વિક, તામસ અને રાજસ કર્મો થાય છે. તે કર્મોથી તે તે કર્મોને અનુરૂપ (દેવ, પશુ-પક્ષી, મનુષ્ય વગેરે) ગતિઓ થાય છે. ॥ ૪૪ ॥

મન '**गुणान्**' કામ વગેરે ગુણોની વૃત્તિઓ ઉત્પન્ન કરે છે અને '**ततः**' તે ગુણોથી '**शुक्लानि**' સાત્ત્વિક, '**कृष्णानि**' તામસ, '**लोहितानि**' રાજસ (પુણ્ય-પાપમિશ્ર વિલક્ષણ કર્મો), તે કર્મોથી '**सवर्णाः**' તે તે કર્મોને અનુરૂપ '**सृतयः**' દેવ, પશુ-પક્ષી, મનુષ્ય વગેરે ગતિઓ થાય છે. ॥ ૪૪ ॥

તો પછી સંસાર મનને હોય, નહીં કે આત્માને, એવી શંકા કરીને કહે છે– '**अनीहः इति।**'

ગુણવૃત્તિઓને સર્જતા મન સાથે નિયંતારૂપ રહ્યા હોવા છતાં પરમાત્મા મનની ક્રિયાઓ સાથેના સંગથી રહિત છે, કારણ કે વિદ્યાશક્તિપ્રધાન છે તેમ જ મારા (જીવ માત્રના) સખા– નિયંતા છે, આથી અલુપ્ત જ્ઞાનથી કેવળ જોયા કરે છે. (જ્યારે) 'હું' એવો તે જીવ પોતાના આત્મામાં સંસારને પ્રકટ કરે છે તે મનને પોતાનારૂપ સ્વીકારીને ગુણોના સંગથી વિષયોનું સેવન કરતો બંધાય છે. ॥ ૪૫ ॥

આ પ્રમાણે અર્થ છે– અવિદ્યાથી (સ્વરૂપના અજ્ઞાનથી) અધ્યાસને કારણે આ આત્માનો સંસાર તો પોતાની મેળે નથી થયો, કારણ કે મનના અધ્યાસરહિત ઈશ્વરને સંસાર નથી, પરંતુ તે

सा नास्ति किंतु तद्वतो जीवस्यैवेति। तदेवाह—मनसा समीहमानेन सहनियन्तृत्वेन वर्तमानोऽपि परमात्मा अनीहस्तत्क्रियासङ्गरहितः। यतो हिरण्मयो विद्याशक्तिप्रधानः। यतो मत्सखः। मम जीवस्य सखा नियन्ता। अत उदुच्चैर्विचष्टे। अतिरोहितज्ञानेन केवलं पश्यतीत्यर्थः। असौ पुनरहं जीवः स्वलिङ्गं स्वस्मिन्नात्मनि लिङ्गयति द्योतयति संसारमिति तथा तन्मनः परिगृह्यात्मत्वेन स्वीकृत्य मनसो गुणैः कर्मभिः सङ्गतः संबद्धो गुणसङ्गाद्वा कामान् जुषन्निबद्ध इति॥ ४५॥

મનના અધ્યાસવાળા જીવને જ સંસાર છે. તે જ કહે છે– મનથી ગુણવૃત્તિઓ સર્જતા હોવાથી મન સાથે નિયંતારૂપ રહ્યા હોવા છતાં પરમાત્મા **'अनीहः'** તે મનની ક્રિયાઓ સાથેના સંગથી રહિત છે, કારણ કે **'हिरण्मयः'** વિદ્યાશક્તિપ્રધાન છે અને કારણ કે **'मत्सखः'** મારા (અર્થાત્ જીવમાત્રના હિતકર્તા) નિયંતા છે. આથી **'उत्'** ઉચ્ચ, તિરોહિત ન થનારા (અલુપ્ત, પ્રકટ) જ્ઞાનથી કેવળ જોયા કરે છે, એમ અર્થ છે. વળી, 'હું' એવો તે જીવ **'स्वलिङ्गम्'** પોતાના આત્મામાં સંસારને જે **'लिङ्गयति'** પ્રકટ કરે છે તે મનને પોતાનારૂપ સ્વીકારીને મનનાં ગુણો અને કર્મો સાથે સંબંધવાળો થઈને અથવા ગુણના સંગથી વિષયોને સેવતો બંધાય છે. ॥ ૪૫ ॥

अतो मनोनिग्रहे कृते सर्वं कृतं स्यात्, तं विना तु सर्वं व्यर्थमित्याह—**दानमिति** द्वाभ्याम्।

आथी मननो निग्रह करवामां आवे तो सर्व साधन करेलुं गणाय छे. तेना विना तो बधुं व्यर्थ छे, एम बे श्लोकोथी कहे छे– **'दानम् इति।'**

**दानं स्वधर्मो नियमो यमश्च**
**श्रुतं च कर्माणि च सद्व्रतानि।**
**सर्वे मनोनिग्रहलक्षणान्ताः**
**परो हि योगो मनसः समाधिः॥ ४६**

દાન, (નિત્ય-નૈમિત્તિક કર્મોરૂપ) સ્વધર્મ, નિયમ, યમ, શાસ્ત્રાધ્યયન, કર્મો તથા એકાદશી વગેરે ઉત્તમ વ્રતો– એ સર્વ મનોનિગ્રહરૂપ લક્ષણનાં ફળવાળાં છે. મનોનિગ્રહ જ શ્રેષ્ઠ જ્ઞાન છે.॥ ૪૬ ॥

स्वधर्मो नित्यनैमित्तिकः। सद्व्रतान्येकादश्युपवासादीनि। अन्यानि च यावन्ति कर्माणि। एते सर्वे उपाया मनोनिग्रहलक्षणोऽन्तो निष्ठा फलं येषां ते तथा। ननु ज्ञानाङ्गत्वं तेषां प्रसिद्धं तत्राह—मनसः समाधिर्निग्रह एव परो योगो ज्ञानम्॥ ४६॥

**'स्वधर्मः'** નિત્ય-નૈમિત્તિક કર્મોરૂપ સ્વધર્મ, **'सद्व्रतानि'** એકાદશીનો ઉપવાસ વગેરે ઉત્તમ વ્રતો તથા બીજાં જેટલાં કર્મો છે તે સર્વ ઉપાયો મનોનિગ્રહરૂપ લક્ષણ જેમનો અંત, નિષ્ઠા, ફળ છે, તેવાં છે. શંકા કરવામાં આવી છે કે તે સ્વધર્મપાલન વગેરે તો જ્ઞાનના અંગરૂપ હોવા માટે પ્રસિદ્ધ છે. તે માટે ઉત્તર આપે છે– મનનો **'समाधिः'** નિગ્રહ એ જ શ્રેષ્ઠ **'योगः'** જ્ઞાન છે. ॥ ૪૬ ॥

अतो यस्य मनः समाहितं भवति तस्य किं कृत्यमस्ति वदेत्यपरं प्रत्युपदिशन्निव स्वयमेवाह—

આથી જેનું મન શાંત (અને સંયમિત) બને છે, તેને કંઈ પણ સાધન કરવાની શી જરૂર છે? (હે મન, તું મને) કહે– એમ જાણે બીજાને ઉપદેશ આપતો હોય તેમ પોતાને જ કહે છે–

**समाहितं यस्य मनः प्रशान्तं**
**दानादिभिः किं वद तस्य कृत्यम्।**
**असंयतं यस्य मनो विनश्यद्**
**दानादिभिश्चेदपरं किमेभिः॥ ४७**

असंयतं विक्षिप्तं चेत्।

यद्वा, विनश्यदालस्यादिना लीयमानं चेद्भवेत्तर्ह्येभिर्दानादिभिः किमपरं प्रयोजनं स्यात्। न किंचिदित्यर्थः॥ ४७॥

नन्वितरेन्द्रियजयः प्रयोजनं स्यान्नेत्याह— **मनोवश इति**।

जेनुं मन शांत अने संयमित होय तेने दान वगेरे करवानुं शुं प्रयोजन छे? (अर्थात् तेने दान वगेरेनुं फळ मळी ज गयुं छे.) जेनुं मन चंचळ छे अथवा आळस वगेरेथी अभिभूत थयेलुं छे, तेने आ दान वगेरे (उपायो)थी बीजुं शुं प्रयोजन सिद्ध थवानुं छे? ॥ ४७ ॥

'**असंयतम्**' जो चंचळ होय अथवा '**विनश्यत्**' आळस वगेरेथी जो अभिभूत थयुं होय तो '**एभिः**' आ दान वगेरेथी बीजुं शुं प्रयोजन सिद्ध थवानुं छे? कंई ज नहीं, एम अर्थ छे.॥ ४७ ॥

शंका करवामां आवी छे के (दान वगेरेथी) बीजी ईन्द्रियो (ज्ञानेन्द्रियो अने कर्मेन्द्रियो) उपर विजय मेळववानुं प्रयोजन तो सिद्ध थाय ने! ते माटे कहे छे के ना– '**मनोवशे इति।**'

**मनोवशेऽन्ये ह्यभवन् स्म देवा**
**मनश्च नान्यस्य वशं समेति।**
**भीष्मो हि देवः सहसः सहीयान्**
**युञ्ज्याद् वशे तं स हि देवदेवः॥ ४८**

देवा इन्द्रियाणि तदधिष्ठातारो वा। भीष्मो योगिनामपि भयंकरो मनोलक्षणो देवः। कुतः। सहसो बलादपि बलिनोऽपि वा सहीयान्बलवान्। अतस्तं यो वशवर्तिनं कुर्यात्स एव देवदेवः सर्वेन्द्रियजेता भविता नान्यः। तथा च श्रुतिः—'मनसो वशे सर्वमिदं बभूव नान्यस्य मनो वशमन्वियाय। भीष्मो हि देवः सहसः सहीयान्।' इति॥ ४८॥

ईन्द्रियो अने तेना बीजा अधिष्ठायक देवो मनने ज वश छे, मन बीजा कोईने वश नथी. खरेखर, मन भयंकर देवता छे, कारण के ते बळवानथी पण बळवान छे. आथी जे मनने वश करे ते देवोनो देव छे. ॥ ४८ ॥

'**देवाः**' ईन्द्रियो अने तेमना अधिष्ठाताओ– '**भीष्मः**' योगीओने माटे पण भयंकर मनोलक्षणरूप देव– केवी रीते? '**सहसः**' बळवानथी पण वधारे '**सहीयान्**' बळवान छे. आथी ते मनने जे वशमां राखे ते ज '**देवदेवः**' देवोनो देव छे, सर्व ईन्द्रियोने जीतनारो छे, बीजो कोई ज नहीं. ते अनुसार श्रुति छे– 'आ सर्व जगत मनने वश थयेलुं छे. मन कोईने वश थयुं नथी, कारण के मन ए भयंकर देव छे अने बळवानथी पण वधारे बळवान छे.'॥ ४८ ॥

**तं दुर्जयं शत्रुमसह्यवेग-**
**मरुन्तुदं तन्न विजित्य केचित्।**
**कुर्वन्त्यसद्विग्रहमत्र मर्त्यै-**
**र्मित्राण्युदासीनरिपून् विमूढाः॥ ४९**

केटलाक मूढ मनुष्यो (रागादि) असह्य वेगवाळा अने मर्मस्थानोमां व्यथा आपनारा मनरूपी ते दुर्जय शत्रुने जीत्या विना बीजा केटलाक मनुष्यो साथे व्यर्थ क्लेश करे छे अने केटलाकने मित्र, उदासीन अने शत्रु बनावी ले छे. ॥ ४९ ॥

अतोऽसह्या रागादयो वेगा यस्य तम्, अत एवारुन्तुदं अरुर्मर्म तत्तुदति व्यथयतीत्यरुन्तुदस्तम्। तत् नेति च्छेदः। तं न विजित्याजित्वा तत् ततो ये केचिन्मर्त्यैः कैश्चिदसद्विग्रहं कुर्वन्ति। तत्र चानुकूलप्रतिकूलादीनन्यान्मित्रादीन्कुर्वन्ति ते मूढा इत्यर्थः ॥ ४९ ॥

ततश्चानेन प्रकारेण संसारे भ्रमन्तीत्याह—देहमिति।

**देहं मनोमात्रमिमं गृहीत्वा**
**ममाहमित्यन्धधियो मनुष्याः।**
**एषोऽहमन्योऽयमिति भ्रमेण**
**दुरन्तपारे तमसि भ्रमन्ति॥ ५०**

मनोमात्रपरिकल्पितमिमं स्वदेहमहमिति पुत्रादिदेहं च ममेति स्वीकृत्य। तमसि संसारे॥ ५० ॥

तदेवं मनस एव दुःखकारणत्वमुपपाद्येदानीं जनादीनां षण्णामकारणत्वं प्रपञ्चयति—**जनस्त्विति** षड्भिः।

**जनस्तु हेतुः सुखदुःखयोश्चेत्**
**किमात्मनश्चात्र ह भौमयोस्तत्।**
**जिह्वां क्वचित् संदशति स्वदद्भि-**
**स्तद्वेदनायां कतमाय कुप्येत्॥ ५१**

આથી રાગાદિ અસહ્ય વેગો છે જેના તે મનને, આથી જ **'अरुन्तुदम्'** अरुः મર્મ, તેને तुदति વ્યથા આપે છે તે अरुन्तुदः, તે (મન)ને— **'तन्न'** = **तत्-न** એમ પદચ્છેદ છે. તે મનને **'न विजित्य'** જીત્યા વિના **'तत्' ततः** મનને ન જીતવાથી **'केचिन्मर्त्यैः'** કેટલાક મનુષ્યો સાથે વ્યર્થ ક્લેશ કરે છે. તેમાં જેઓ અનુકૂળને મિત્ર, પ્રતિકૂળને શત્રુ અને બીજાને ઉદાસીન બનાવી લે છે, તેઓ મૂઢ છે, એમ અર્થ છે. ॥ ૪૯ ॥

અને પછી આ પ્રકારે તેઓ સંસારમાં ભમે છે— **'देहम् इति।'**

આ મનઃકલ્પિત શરીરને 'હું' અને પુત્રાદિના શરીરને 'મારું' એમ સ્વીકારીને અંધબુદ્ધિવાળા મનુષ્યો 'આ હું અને આ બીજો' એવી ભ્રાંતિથી ઘોર અજ્ઞાનપૂર્ણ સંસારમાં ભટકે છે. ॥ ૫૦ ॥

કેવળ મનથી કલ્પના કરી લીધેલા આ પોતાના શરીરને 'હું' અને પુત્રાદિના શરીરને 'મારું' એમ સ્વીકારીને— **'तमसि'** અજ્ઞાનપૂર્ણ સંસારમાં ॥ ૫૦ ॥

આમ, મનને જ દુઃખના કારણરૂપે સિદ્ધ કરીને હવે બીજા લોકો વગેરે (દેવો, આત્મા, ગ્રહો, કર્મ અને કાળ એમ) છયે દુઃખના કારણરૂપ નથી, એમ છ શ્લોકો વડે વિસ્તારથી સમજાવે છે— **'जनः तु इति।'**

જો બીજો મનુષ્ય સુખ-દુઃખનું કારણ હોય તો એ પક્ષમાં પણ આત્માને શું? ભૂમિના વિકારરૂપ તે સુખ-દુઃખ બંને શરીરોને જ છે. (પોતાનાં અને બીજાનાં શરીરોમાં પરમાત્મા એક જ છે માટે) જેમ જીભ ક્યારેક પોતાના જ દાંતથી કચરાય તો તેની વેદના માટે કોની ઉપર કોપ કરાય? ॥ ૫૧ ॥

अत्र चास्मिन्नपि पक्षे आत्मनः किं, न किंचित्। सुखदुःखकर्मत्वं तत्कर्तृत्वं चेत्यर्थः। कुत इत्यत आह—ह निश्चितं भौमयोर्विकार-योर्देहयोस्तत्, न त्वात्मनः। अमूर्तस्याक्रियस्य च हननादिषु कर्मत्वकर्तृत्वानुपपत्तेः।

'**अत्र च**' આ પક્ષમાં પણ (બીજો મનુષ્ય સુખ-દુઃખના કારણરૂપ હોય તો પણ) આત્માને શું? કંઈ જ નહીં. આત્મા સુખ-દુઃખના વિષયરૂપ નથી, સુખ-દુઃખનો કર્તા પણ નથી, એમ અર્થ છે. શા માટે? તે હવે કહે છે– '**ह**' નિશ્ચય જ '**भौमयोः**' ભૂમિના વિકારરૂપ પોતાના અને બીજાના એમ બંને શરીરોને સુખ-દુઃખનું કર્મત્વ અને કર્તૃત્વ છે, પણ આત્માને નથી, કારણ કે અમૂર્ત અને અક્રિય આત્મા કોઈને હણવા વગેરેમાં કર્મરૂપ કે કર્તારૂપ હોઈ શકે નહીં.

तथापि दुःखमात्मपर्यवसाय्येवेति चेदेवमपि परमात्मन उभयत्राप्येकत्वान्न कोपविषयोऽस्तीति स्वदृष्टान्तेन दर्शयति—जिह्वामिति॥ ५१ ॥

તેમ છતાં પણ દુઃખ તો આત્માને જ થતું દેખાય છે, એમ જો કહેવામાં આવે તો પોતાના દેહમાં અને બીજાના દેહમાં પરમાત્મા એક જ છે, તેથી કોઈ કોપને પાત્ર બનતું નથી. આ વાત પોતાના દૃષ્ટાંતથી દર્શાવે છે– '**जिह्वाम् इति।**'

**दुःखस्य हेतुर्यदि देवतास्तु**
**किमात्मनस्तत्र विकारयोस्तत्।**
**यदङ्गमङ्गेन निहन्यते क्वचित्**
**क्रुध्येत कस्मै पुरुषः स्वदेहे॥ ५२**

જો દેવતાઓ દુઃખનું કારણ હોય તો પણ આત્માને શું? (કર્તા કે કર્મરૂપે) વિકાર પામતા દેવોને તે (દુઃખ થવું જોઈએ), આત્માને નહીં! પણ પોતાના દેહમાં ક્યારેક એક અંગથી બીજા અંગને ઈજા પહોંચે, ત્યારે પુરુષ કોના પર ક્રોધ કરે?॥ ૫૨ ॥

यदि देवता अस्तु नाम, तत्रापि पक्षे आत्मनः किम्। यतो विकारयोर्विक्रिय-माणयोर्देवयोस्तद्धस्तेन मुखेऽभिहते। तेन वा हस्ते दष्टे तदभिमानिनोर्वह्नीन्द्रयोरेव तत्, न त्वविक्रियस्यानहंकारस्य चात्मनः। देवतानां च सर्वदेहेष्वभेदान्न कोपविषयोऽस्तीति स्वदेहदृष्टान्तमाह—यद्यदा अङ्गं देवताधिष्ठानं

જો દેવતાઓ (દુઃખનું કારણ) હોય તો ભલે, તે પક્ષમાં પણ આત્માને શું? કારણ કે '**विकारयोः**' (મારવાની ક્રિયામાં કર્તા કે કર્મરૂપે) વિકાર પામતા તે દેવોને તે (દુઃખ થવું જોઈએ). એક મનુષ્યના હાથથી બીજા મનુષ્યના મુખ પર જ્યારે લપડાક મારવામાં આવે અથવા તે મુખથી હાથને જ્યારે બચકું ભરવામાં આવે, ત્યારે તેના અભિમાની દેવો અગ્નિ અને ઈન્દ્રને જ દુઃખ થવું જોઈએ, અવિકારી અને અહંકાર-રહિત આત્માને નહીં! અને સર્વના દેહોમાં દેવતાઓ એક જ હોય છે, માટે કોઈ કોપને પાત્ર નથી. આ વાત પોતાના દેહના દૃષ્ટાંતરૂપે કહે છે– '**यत्**' જ્યારે હાથ, મુખ વગેરેના દેવતાના અધિષ્ઠાનરૂપ અંગને

हस्तमुखाादि। अत एव पूर्वत्र देवतानधिष्ठान-रूपभूविकारदन्तोदाहरणम्॥ ५२॥

(બીજા અંગથી ઈજા પહોંચે ત્યારે)– આથી જ આ પહેલાના શ્લોક(૫૧)માં દેવતાઓનું અધિષ્ઠાન ન હોય તેવા પૃથ્વીના વિકારરૂપ દાંતનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. ॥ ૫૨ ॥

**आत्मा यदि स्यात् सुखदुःखहेतुः**
**किमन्यतस्तत्र निजस्वभावः।**
**न ह्यात्मनोऽन्यद् यदि तन्मृषा स्यात्**
**क्रुध्येत कस्मान्न सुखं न दुःखम्॥ ५३**

જો આત્મા સુખ-દુ:ખનું કારણ હોય તો તે પક્ષમાં બીજાનો શો દોષ (કે જે કારણે આપણે બીજા ઉપર ક્રોધ કરીએ)? સુખ-દુ:ખ પોતાનો જ સ્વભાવ ઠરે છે. ખરેખર, આત્માથી જુદી કોઈ વસ્તુ જ નથી. જો કોઈ વસ્તુ જુદી જણાતી હોય તો તે મિથ્યા છે. સુખ-દુ:ખમાં કોઈ નિમિત્ત જ નથી, તો કયા કારણે ક્રોધ કરવો જોઈએ? ॥૫૩॥

आत्मनः सुखदुःखाद्याकारपरिणामोऽतः स एव यदि हेतुः स्यात्तत्र तस्मिन्पक्षे अन्यतः किम्। न किंचिदन्यतो भवति यस्मै कुप्येदित्यर्थः, यतो निज एव स्वभावः सः।

સુખ-દુ:ખાદિ પરિણામ આત્માને થાય છે, આથી જો તે આત્મા જ તેના કારણરૂપ હોય તો **'तत्र'** તે પક્ષમાં બીજાથી શું? (બીજાનો શો દોષ?) બીજાને કારણે કંઈ જ થતું નથી, કે જેને માટે ક્રોધ કરવો જોઈએ, એમ અર્થ છે, કારણ કે સુખ-દુ:ખ એ પોતાનો જ સ્વભાવ છે.

नन्वात्मनस्तथा परिणामोऽन्यनिमित्तो भवत्यतोऽस्ति कोपविषय इति चेत्तत्राह— न हीति। आत्मव्यतिरिक्तं नास्त्येव। यदि स्यादस्तीति प्रतीयेत, तर्हि तन्मृषैवातः कस्ताद्धेतोः क्रुध्येत, यतो नास्ति निमित्तं न च सुखं दुःखं चेत्यर्थः॥ ५३॥

જો શંકા કરવામાં આવે કે આત્માને સુખ-દુ:ખાદિ પરિણામ થાય છે માટે તેમાં બીજો મનુષ્ય નિમિત્તરૂપ હોય છે જો તે કોપનો વિષય થાય, તો તે માટે કહે છે– **'न हि इति।'** આત્માથી જુદી કોઈ વસ્તુ જ નથી. જો કોઈ વસ્તુ જુદી જણાતી હોય તો તે મિથ્યા જ છે. તો કયા કારણે ક્રોધ કરવો જોઈએ, કે જે માટે સુખ-દુ:ખમાં કોઈ નિમિત્ત જ નથી? એમ અર્થ છે. ॥ ૫૩ ॥

**ग्रहा निमित्तं सुखदुःखयोश्चेत्**
**किमात्मनोऽजस्य जनस्य ते वै।**
**ग्रहैर्ग्रहस्यैव वदन्ति पीडां**
**क्रुध्येत कस्मै पुरुषस्ततोऽन्यः॥ ५४**

જો ગ્રહો સુખ-દુ:ખનું નિમિત્ત હોય તો પણ અજન્મા એવા આત્માને શું? કારણ કે જે જન્મે છે તે દેહને (જન્મલગ્નની અપેક્ષાએ બારમી, આઠમી વગેરે રાશિઓમાં રહેલા) તે ગ્રહો જ (સુખ-દુ:ખના નિમિત્ત બને છે). (જયોતિષીઓ) કહે છે કે (અંતરિક્ષમાં રહેલા) ગ્રહોથી (અંતરિક્ષમાં રહેલા) ગ્રહને પીડા થાય છે. માટે તે ગ્રહથી અને દેહથી જુદો એવો (વિવેકી) મનુષ્ય કોના ઉપર ક્રોધ કરે? ॥ ૫૪ ॥

ग्रहपक्षेऽप्यजस्यात्मनः किं, यतो जन्यत इति जनो देहस्तस्यैव जन्मलग्नापेक्षया द्वादशाष्टमादिराशिस्थास्ते सुखदुःखयोर्निमित्तं भवन्ति। किंच, अन्तरिक्षस्थैर्ग्रहैस्तत्रस्थस्य ग्रहस्यैव पादार्द्धादिदृष्ट्यादिभेदैः पीडां वदन्ति दैवज्ञाः, न तु ग्रहकोणादिषु स्थितस्य तद्‌-दृष्ट्यगोचरस्य पुरुषस्य। ग्रहगतैव तु पीडा तल्लग्नोत्पन्ने देहे तस्याभिमानाद्भवति। अतः पुरुषस्ततो ग्रहाद्देहाच्चान्यः कस्मै क्रुध्येत ॥ ५४ ॥

ગ્રહો સુખ-દુઃખના નિમિત્ત હોવાના પક્ષમાં પણ અજન્મા એવા આત્માને શું લાગે વળગે છે? કારણ કે જે જન્મે છે તે '**जनः**' દેહ, તે દેહને જ જન્મલગ્નની અપેક્ષાએ બારમી, આઠમી વગેરે રાશિઓમાં રહેલા તે ગ્રહો જ સુખદુઃખના નિમિત્ત બને છે. વળી, જયોતિષીઓ કહે છે કે અંતરિક્ષમાં રહેલા ગ્રહો દ્વારા અંતરિક્ષમાં રહેલા ગ્રહને પાદાર્ધ (એકપાદ, દ્વિપાદ) વગેરે જુદી જુદી દૃષ્ટિ પડવાથી પીડા થાય છે, પરંતુ જ્યોતિષીઓ ગ્રહના ખૂણા વગેરેમાં રહેલા અને તે દૃષ્ટિના અવિષય એવા પુરુષને ગ્રહોની પીડા કહેતા નથી. ગ્રહને કારણે થતી પીડા જ તે ગ્રહના લગ્નમાં ઉત્પન્ન થયેલા દેહ પર તે પુરુષને અભિમાન થવાથી થાય છે. આથી તે ગ્રહથી અને દેહથી જુદો એવો પુરુષ કોના ઉપર ક્રોધ કરે? ॥ ૫૪ ॥

**कर्मास्तु हेतुः सुखदुःखयोश्चेत्**
**किमात्मनस्तद्धि जडाजडत्वे।**
**देहस्त्वचित् पुरुषोऽयं सुपर्णः**
**क्रुध्येत कस्मै न हि कर्ममूलम्॥ ५५**

જો કર્મો દુઃખનું કારણ હોય તો પણ આત્માને તેનાથી શું પ્રયોજન? કોઈ વસ્તુમાં જડત્વ અને અજડત્વ (બંને) હોય તો જ કર્મ સંભવી શકે. દેહ કેવળ જડ છે અને આ પુરુષ (આત્મા) શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે, તેથી દેહને કે આત્માને કર્મ સંભવી ન શકે. આમ, સુખ-દુઃખનું મૂળ કારણ કર્મ નથી, તો કોઈ કોના પર ક્રોધ કરે? ॥ ૫૫ ॥

कर्म हेतुश्चेदस्त्वित्यसूयोपगमः कर्मैव नास्ति कुतस्तस्य हेतुत्वमिति, तदाह— हि यस्मात्कर्म एकस्य जडाजडत्वे सति स्यात्, जडत्वाद्विकारित्वोपपत्तेः, अजडत्वाच्च हितानुसंधानतः प्रवृत्तिसंभवात्। अचिज्जडो देहोऽतस्तस्य प्रवृत्तिर्न संभवति। पुरुषस्तु सुपर्णः शुद्धज्ञानस्वरूपोऽतः कस्मै क्रुध्येत, यतः सुखदुःखयोर्मूलभूतं कर्मैव नास्तीति ॥ ५५ ॥

જો કર્મ સુખ-દુઃખનું કારણ હોય તો મીમાંસકોના મત અનુસાર કર્મ કોઈ વસ્તુ જ નથી, તો તે સુખ-દુઃખનું કારણ કેવી રીતે હોઈ શકે? તે કહે છે— '**हि**' કારણ કે કોઈ વસ્તુમાં જડત્વ અને અજડત્વ બંને હોય તો જ કર્મ સંભવી શકે. જડત્વ હોવાથી વિકારિત્વ સિદ્ધ થાય છે તેથી અને અજડ હોવાથી હિતનું અનુસંધાન હોવાથી પ્રવૃત્તિ સંભવે છે તેથી (વિકારિત્વ અને હિતાનુસંધાન હોય ત્યાં જ કર્મ સંભવી શકે). દેહ '**अचित्**' જડ છે, આથી તેને પ્રવૃત્તિ સંભવે નહીં અને પુરુષ તો '**सुपर्णः**' શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે, તેથી તેને પણ કર્મ સંભવી શકે નહીં. તો પછી મનુષ્ય કોના ઉપર ક્રોધ કરે? કારણ કે સુખ-દુઃખનું મૂળ કારણ છે જ નહીં! ॥ ૫૫ ॥

**कालस्तु हेतुः सुखदुःखयोश्चेत्**
**किमात्मनस्तत्र तदात्मकोऽसौ।**
**नाग्नेर्हि तापो न हिमस्य तत् स्यात्**
**क्रुध्येत कस्मै न परस्य द्वन्द्वम्॥ ५६**

જો કાળ સુખ-દુઃખનું કારણ હોય તો પણ તેથી આત્માને શું? તે કાળ આત્મસ્વરૂપ છે. (જીવાત્મા બ્રહ્મનો અંશ છે, તેથી કાળ બ્રહ્મસ્વરૂપ છે. પોતાના અંશને પોતાનાથી પીડા હોઈ શકે નહીં.) અગ્નિનો તાપ તેની જ્વાળાને લાગતો નથી તેમ જ બરફની શીતળતા બરફના કણને લાગતી નથી. ॥ ૫૬ ॥

तत्र कालपक्षेऽप्यात्मनः किं, यतोऽसौ कालात्मक एव ब्रह्मांशत्वात्। स्वांशस्य स्वतः पीडा नास्तीत्यत्र दृष्टान्तः—नाग्नेर्हेतोस्तदंशस्य ज्वालादेस्तापो दाहतो नाशोऽस्ति। तत्रोपाधिभूतकाष्ठांशदाहान्नाशः स्यादिति दृष्टान्तान्तरमाह—हिमस्य तच्छैत्यं तदंशस्य तुषारकणस्य नाशकं न स्यादित्यर्थः। किंच आस्तामंशत्वं वस्तुतः पर एवायं न च परस्य द्वन्द्वं सुखदुःखादिकमस्तीति॥ ५६ ॥

કાળ દુઃખનું કારણ હોવાના પક્ષમાં આત્મા પર તેનો પ્રભાવ પડતો નથી. તે કાળ આત્મસ્વરૂપ છે, તેથી કાળ જ બ્રહ્મનો અંશ છે. પોતાના અંશને પોતાનાથી પીડા ન હોવા માટેનું દૃષ્ટાંત– અગ્નિને કારણે થતો તાપ તેના અંશ જ્વાળા વગેરેને લાગતો નથી. બળવાથી જ્વાળાનો નાશ થતો નથી, પણ તેમાં ઉપાધિરૂપ લાકડાના અંશનો બળવાથી નાશ થાય છે. આથી બીજું દૃષ્ટાંત આપે છે– બરફની શીતળતા તેના અંશરૂપ ઝાકળબિંદુનો નાશ કરનારી હોઈ શકે નહીં, એમ અર્થ છે. પણ ઊભા રહો, આત્મા કોઈનો અંશ નથી, પરમાત્મા જ છે. પરમાત્માને સુખ-દુઃખાદિ દ્વન્દ્વ છે જ નહીં. ॥ ૫૬ ॥

तदेवं षडेते हेतवः प्रसिद्धा निरस्ताः, यदि कश्चिद्धेत्वन्तरमुद्भावयेत्तदपि वस्तुमहिमा-पेक्षायां न संभवतीत्याह—**न केनचिदिति**।

આમ, આ છ પ્રસિદ્ધ કારણોનું ખંડન કરવામાં આવ્યું. જો બીજું કારણ કોઈ કલ્પે તો તે પણ વસ્તુના (અસંગાદિ લક્ષણરૂપ) મહિમાની અપેક્ષાએ સંભવે નહીં, એમ કહે છે– **'न केनचित् इति।'**

**न केनचित् क्वापि कथंचनास्य**
**द्वन्द्वोपरागः परतः परस्य।**
**यथाऽहमः संसृतिरूपिणः स्या-**
**देवं प्रबुद्धो न बिभेति भूतैः॥ ५७**

કોઈ પણ કર્તા કે કરણ (સાધન)થી કોઈ પણ દેશ કે કાળમાં કોઈ પણ પ્રકારે આ આત્માને સુખ-દુઃખનો સંબંધ છે જ નહીં. સંસારને પ્રકાશિત કરતા અહંકારને જેમ દ્વન્દ્વસંબંધ છે તેમ પ્રકૃતિથી પર એવા આત્માને નથી. આ પ્રમાણે જાણનારો મનુષ્ય ભૌતિક પદાર્થોથી ભય પામતો નથી. ॥૫૭॥

नन्वपरोक्षः कथमपह्नूयते तत्राह—यथेति। संसृतिमविद्यमानामेव रूपयति प्रकाशयतीति तथा तस्य अहमोऽहंकारस्य यथा स्यान्न तथा परतः प्रकृतेः परस्यात्मनो द्वन्द्वसंबन्धः। अहंकारनिमित्तोऽसौ न वास्तव इत्यर्थः। एवं प्रबुद्धो यः स भूतैः कृत्वा न बिभेति॥ ५७॥

શંકા કરવામાં આવી છે કે સર્વને પ્રત્યક્ષ એવા સુખ-દુઃખના પ્રભાવને કેમ છુપાવવામાં આવે છે? તે માટે ઉત્તર આપે છે– **'यथा इति।'** (આત્મામાં) અવિદ્યમાન એવા સંસારને જ **'रूपयति'** પ્રકાશિત કરે છે તેવા તે અહંકારને જેમ દ્વન્દ્વસંબંધ છે તેમ **'परतः'** પ્રકૃતિથી પર એવા આત્માને નથી. (આત્મા વિષે ભાસતો) તે સુખ-દુઃખાદિ દ્વન્દ્વસંબંધ અહંકારના નિમિત્તથી જ ભાસે છે, તે વાસ્તવિક નથી, એમ અર્થ છે. આ પ્રકારે જે જાણે છે તે મનુષ્ય ભૌતિક પદાર્થોથી ભય પામતો નથી. ॥ ૫૭ ॥

अतोऽहमपि तथैव परमात्मनिष्ठतया तरिष्यामीत्याह—**एतामिति**।

(પરમાત્મા ઉપર નિષ્ઠા રાખવી તે પરમ કલ્યાણકારી છે,) આથી હું પણ તેવી જ પરમાત્મનિષ્ઠાથી તરી જઈશ, એમ કહે છે– **'एताम् इति।'**

**एतां स आस्थाय परात्मनिष्ठा-**
**मध्यासितां पूर्वतमैर्महर्षिभिः।**
**अहं तरिष्यामि दुरन्तपारं**
**तमो मुकुन्दाङ्घ्रिनिषेवयैव॥ ५८**

(મનુષ્યો દ્વારા જેની હાંસી કરવામાં આવી) તે હું અત્યંત પ્રાચીનકાળના (સનકાદિ) મહર્ષિઓ દ્વારા સમ્યક્રૂપે અનુષ્ઠાન કરાયેલી આ પરમાત્મનિષ્ઠાનો આશ્રય કરીને શ્રીમુકુંદ ભગવાનના ચરણની સેવાથી જ દુરંત અને દુષ્પાર સંસારસાગર તરી જઈશ. ॥ ૫૮ ॥

सोऽहमित्यन्वयः। नन्वियं निष्ठैव कथं भवेत्तदाह—मुकुन्देति॥ ५८॥

'તે હું' એમ અન્વય છે. શંકા કરવામાં આવી છે કે આ નિષ્ઠા થાય જ કેવી રીતે? તે માટે કહે છે– **'मुकुन्द इति।'** ॥ ૫૮ ॥

प्रस्तावेन सह गाथार्थं संक्षेपतो दर्शयति द्वाभ्याम्—

પ્રસંગસહિત ગાથાનો અર્થ સંક્ષેપથી બે શ્લોકો દ્વારા દર્શાવે છે–

**श्रीभगवानुवाच**

**निर्विद्य नष्टद्रविणो गतक्लमः**
**प्रव्रज्य गां पर्यटमान इत्थम्।**
**निराकृतोऽसद्भिरपि स्वधर्मा-**
**दकम्पितोऽमूं मुनिराह गाथाम्॥ ५९**

**શ્રીભગવાન બોલ્યા** – આ પ્રમાણે જેમનું ધન નાશ પામ્યું હતું એવા મુનિ વૈરાગ્ય પામી, ખેદરહિત થઈ, સંન્યાસ લઈ, પૃથ્વી પર વિચરતા દુષ્ટો દ્વારા તિરસ્કૃત થવા છતાં પોતાના ધર્મમાં અડગ રહી આ ગાથા ગાતા. ॥ ૫૯ ॥

इत्थं नष्टद्रविणो निर्विद्य गतक्लमः प्रव्रज्य गां पर्यटन्नसद्भिर्निराकृतोऽपि स्वधर्मादकम्पितः सन्मुनिरमूं गाथामगायते-त्यन्वयः ॥ ५९ ॥

આ પ્રમાણે નાશ પામેલા ધનવાળા મુનિ વૈરાગ્ય પામી, ખેદરહિત થઈ, સંન્યાસ લઈ, પૃથ્વી પર વિચરતા અને દુષ્ટો દ્વારા તિરસ્કૃત થવા છતાં પોતાના ધર્મમાં અડગ રહી આ ગાથા ગાતા, એમ અન્વય છે. ॥ ૫૯ ॥

**सुखदुःखप्रदो नान्यः पुरुषस्यात्मविभ्रमः ।**
**मित्रोदासीनरिपवः संसारस्तमसः कृतः ॥ ६०**

મનની ભ્રમણા સિવાય બીજું કોઈ પણ પુરુષને સુખ-દુઃખ આપનાર છે જ નહીં. મિત્ર, ઉદાસીન અને શત્રુરૂપ આખો સંસાર અજ્ઞાનથી ઊપજેલો છે. ॥ ૬૦ ॥

मित्रोदासीनरिपवः सर्वोऽपि संसारस्तम-सोऽज्ञानत आत्मनो मनसो विभ्रममात्रः कृतो न तात्त्विक इत्यर्थः ॥ ६० ॥

મિત્ર, ઉદાસીન અને શત્રુરૂપ આખો સંસાર **'तमसः'** અજ્ઞાનથી ઊપજેલો, **'आत्मनः'** મનનો ભ્રમ માત્ર છે, વાસ્તવિક નથી, એમ અર્થ છે. ॥ ૬૦ ॥

उक्तं द्वन्द्वसहनोपायमुपसंहरति—**तस्मादिति ।**

કહેવામાં આવેલો દ્વન્દ્વ સહન કરવાનો ઉપાય સંક્ષેપમાં કહે છે– **'तस्मात् इति ।'**

**तस्मात् सर्वात्मना तात निगृहाण मनो धिया ।**
**मय्यावेशितया युक्त एतावान् योगसंग्रहः ॥ ६१**
॥ ६१ ॥

માટે હે પ્રિય ઉદ્ધવ! મારામાં સ્થાપેલી બુદ્ધિથી યુક્ત થઈ તમે સકળ પ્રયત્નપૂર્વક મનનો નિગ્રહ કરો, આટલો જ યોગનો સાર છે. ॥ ૬૧ ॥૬૧॥

मनोनिग्रहाशक्तोऽप्येतच्छ्रवणादिनिष्ठ-स्तत्फलं प्राप्नोतीत्याह—**य इति ।**

મનોનિગ્રહ કરવા માટે અશક્ત હોય તે પણ આના શ્રવણ વગેરેમાં જો નિષ્ઠ હોય તો, તે ફળ પ્રાપ્ત કરે છે, એમ કહે છે– **'यः इति ।'**

**य एतां भिक्षुणा गीतां ब्रह्मनिष्ठां समाहितः ।**
**धारयन् श्रावयन् शृण्वन् द्वन्द्वैर्नैवाभिभूयते ॥ ६२**

ભિક્ષુ દ્વારા ગવાયેલી, બ્રહ્મજ્ઞાન આધારિત આ ગાથાને એકાગ્ર થઈને ધારણ કરતો, શ્રવણ કરતો અને શ્રવણ કરાવતો જે કોઈ મનુષ્ય હોય, તે સુખ-દુઃખાદિ દ્વન્દ્વોથી અભિભૂત થતો જ નથી.॥૬૨॥

द्वन्द्वैः सुखदुःखादिभिः ॥ ६२ ॥

**'द्वन्द्वैः'** સુખ-દુઃખાદિ દ્વન્દ્વોથી ॥ ૬૨ ॥

भिक्षुगीतं मिषं कृत्वा भक्तचित्तगतं हरिः ।
मोहं निघ्नन्निहाभाति परमानन्दरूपतः ॥ १

ભિક્ષુગીતનું બહાનું બનાવીને ભક્તના ચિત્તમાં રહેલા શ્રીહરિ મોહનો નાશ કરતા, (મારા ગુરુ) શ્રીપરમાનંદજીના રૂપે પ્રકાશે છે. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायामेकादशस्कन्धे भगवदुद्धवसंवादे भिक्षुगीतनाम त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

*****

# अथ चतुर्विंशोऽध्यायः

## સાંખ્યયોગ

चतुर्विंशे तु सांख्येन मनोमोहो निवार्यते।
आत्मनः सर्वभावानामागमापायचिन्तया॥ १

ચોવીસમા અધ્યાયમાં આત્માથી માંડીને પ્રકૃતિ વગેરે ભૂમિ પર્યન્તનાં તત્ત્વોની ઉત્પત્તિ અને નાશ થાય છે, એ પ્રકારના ચિંતનથી સાંખ્ય દ્વારા મનનો મોહ દૂર કરવામાં આવ્યો છે. ॥ ૧ ॥

स्वपदद्वन्द्वभक्तानामद्वन्द्वत्वाय संयमम्।
चित्तस्योक्त्वा पुनः कृष्णः सांख्यमत्राह तत्कृते॥ २

પોતાના ચરણકમળયુગલના ભક્તોનાં (સુખ-દુઃખાદિ) દ્વન્દ્વો દૂર કરવા માટે ચિત્તનો સંયમ કહીને ભગવાન શ્રીકૃષ્ણ પુનઃ તે માટે (ચિત્તના સંયમ માટે) અહીં (ચોવીસમા અધ્યાયમાં) સાંખ્યયોગ વર્ણવે છે. ॥ ૨ ॥

अद्वितीयात्परमात्मनो मायया प्रकृति-पुरुषद्वारा सर्वं द्वैतमुदेति पुनस्तत्रैव लीयत इत्यनुसंदधानस्य द्वन्द्वभ्रमो निवर्तत इति वक्तुं सांख्यं प्रस्तौति—**अथेति**।

અદ્વિતીય પરમાત્મામાંથી માયાને કારણે પ્રકૃતિ-પુરુષ દ્વારા સંપૂર્ણ દ્વૈત ઊભું થાય છે અને ફરી પાછું ત્યાં જ લય પામે છે, એમ અનુસંધાન કરનારનો દ્વન્દ્વભ્રમ દૂર થાય છે, એમ કહેવા માટે ભગવાન સાંખ્યયોગ પ્રસ્તુત કરે છે– **'अथ इति।'**

**श्रीभगवानुवाच**

**अथ ते संप्रवक्ष्यामि सांख्यं पूर्वैर्विनिश्चितम्।**
**यद् विज्ञाय पुमान् सद्यो जह्याद् वैकल्पिकं भ्रमम्॥ ॥ १ ॥**

**શ્રીભગવાન બોલ્યા** – હવે પૂર્વે થઈ ગયેલા (કપિલ વગેરે મહર્ષિઓ) દ્વારા નિશ્ચિત કરાયેલો સાંખ્યયોગ હું તમને કહીશ, કે જેને જાણીને પુરુષ ભેદબુદ્ધિમૂલક સુખ-દુઃખાદિ ભ્રમનો તત્કાળ ત્યાગ કરે છે. ॥ ૧ ॥

पूर्वैः कपिलादिभिर्विनिश्चितम्। वैकल्पिकं भेदनिमित्तम्। भ्रमं सुखदुःखादिरूपम्॥ १॥

પૂર્વે થઈ ગયેલા કપિલ વગેરે મહર્ષિઓ દ્વારા નિશ્ચિત કરાયેલા સાંખ્યયોગને– **'वैकल्पिकम्'** ભેદબુદ્ધિમૂલક **'भ्रमम्'** સુખ-દુઃખાદિરૂપ ભ્રમને ॥ ૧ ॥

**आसीज्ज्ञानमथो अर्थ एकमेवाविकल्पितम्।**
**यदा विवेकनिपुणा आदौ कृतयुगेऽयुगे॥ २**

સર્વ યુગોની પૂર્વે પ્રલયકાળમાં દ્રષ્ટા (અને તેથી દૃશ્યરૂપ) સંપૂર્ણ પદાર્થ ભેદશૂન્ય બ્રહ્મમાં જ લીન હતો. સત્યયુગમાં અને બીજા યુગમાં પણ જ્યારે મનુષ્યો વિવેકકુશળ બને છે ત્યારે પણ તેઓની ભેદદૃષ્ટિ હોતી નથી. ॥ ૨ ॥

अथोशब्दः कात्स्न्र्ये। ज्ञानं द्रष्टा तेन दृश्यः कृत्स्नोऽप्यर्थश्चाविकल्पितं

**'अथो'** શબ્દ 'સંપૂર્ણતા'ના અર્થમાં છે. **'ज्ञानम्'** દ્રષ્ટા, તેનાથી દૃશ્ય એવો સંપૂર્ણ પદાર્થ **'अविकल्पितम्'** ભેદશૂન્ય એક માત્ર બ્રહ્મમાં જ

विकल्पशून्यमेकमेव। ब्रह्मण्येव लीनमासीदित्यर्थः। कदेत्यपेक्षायामाह—अयुगे युगेभ्यः पूर्वम्, प्रलय इत्यर्थः। तथा आदौ यत्कृतयुगं तस्मिंश्चान्यदापि यदा विवेकनिपुणा जना भवन्ति तदापि तेषां भेदास्फूर्तेः॥ २॥

લીન હતો, એમ અર્થ છે. ક્યારે? એવી અપેક્ષા માટે કહે છે– **'अयुगे'** (સર્વ) યુગોની પૂર્વે, પ્રલયકાળમાં, એમ અર્થ છે. તેમ જ **'आदौ'** જે સત્યયુગ છે તેમાં અને બીજા યુગમાં પણ જ્યારે મનુષ્યો વિવેકકુશળ બને છે, ત્યારે પણ તેઓની ભેદદષ્ટિ હોતી નથી. ॥ ૨ ॥

**तन्मायाफलरूपेण केवलं निर्विकल्पितम्।**
**वाङ्मनोगोचरं सत्यं द्विधा समभवद् बृहत्॥ ३**

(ગુણોની વિષમતાથી રહિત એવું) કેવળ એક, (જાતિ વગેરે) ભેદથી શૂન્ય (વાણી તથા મનના અવિષયરૂપ) અને સત્યસ્વરૂપ તે બ્રહ્મ જે રીતે વાણી અને મનનો વિષય બને તે રીતે દશ્યફળરૂપ માયા અને તેના પ્રકાશરૂપે અથવા માયાના વિલાસરૂપે (દશ્ય અને દ્રષ્ટા એમ) બે પ્રકારે થયું. ॥ ૩ ॥

तद्बृहद्ब्रह्म वाङ्मनोगोचरं यथा भवति तथा माया दृश्यं फलं तत्प्रकाशस्तद्रूपेण मायाविलासरूपेण वा द्विधाभूत्॥ ३॥

તે **'बृहद्'** બ્રહ્મ જે રીતે વાણી અને મનનો વિષય બને તે રીતે **'माया'** દશ્યફળ, તેનો (દશ્યફળનો) પ્રકાશ, તે દશ્યફળના પ્રકાશરૂપે અથવા માયાના વિલાસરૂપે (દશ્ય અને દ્રષ્ટા એમ) બે પ્રકારે થયું.॥ ૩ ॥

**तयोरेकतरो ह्यर्थः प्रकृतिः सोभयात्मिका।**
**ज्ञानं त्वन्यतमो भावः पुरुषः सोऽभिधीयते॥ ४**

તે બે પ્રકારે થયેલા અંશોમાં જે દશ્ય છે તે કાર્યકારણરૂપ પ્રકૃતિ છે અને દ્રષ્ટા છે તે પુરુષ કહેવાય છે. ॥ ૪ ॥

तयोर्द्विधाभूतयोरंशयोर्मध्ये उभयात्मिका कार्यकारणरूपिणी॥ ४॥

તે બે પ્રકારે થયેલા અંશોમાં **'उभयात्मिका'** બંને કાર્યકારણરૂપ (પ્રકૃતિ છે. **'ज्ञानम्'** દ્રષ્ટા)॥૪॥

**तमो रजः सत्त्वमिति प्रकृतेरभवन् गुणाः।**
**मया प्रक्षोभ्यमाणायाः पुरुषानुमतेन च॥ ५**

પરમેશ્વર એવા મારા દ્વારા સૃષ્ટિના જીવોનાં શુભ-અશુભ કર્મો અનુસાર ક્ષુભિત કરવામાં આવેલી પ્રકૃતિમાંથી સત્ત્વ, રજસ્ અને તમસ્– એમ ત્રણ ગુણો અભિવ્યક્ત થયા. ॥ ૫ ॥

अभवन्नभिव्यक्ता बभूवुः। मया परमेश्वरेण। जीवादृष्टप्रयुक्तत्वात्सृष्टेः पुरुषानुभूतत्वम्। यद्वा, स्वस्यैव प्रकृतीक्षणरूपा या पुरुषावस्था तदनुमतेन तद्द्वारेणेत्यर्थः॥ ५॥

**'अभवन्'** અભિવ્યક્ત થયા, **'मया'** પરમેશ્વર એવા મારા દ્વારા– સૃષ્ટિના જીવોનું અદષ્ટ પ્રયુક્ત થવાથી જીવોનાં શુભાશુભ કર્મો અનુસાર– અથવા પોતાની જ પ્રકૃતિનું ઈક્ષણ કરવારૂપ જે પુરુષાવસ્થા છે, તેના દ્વારા (ક્ષુભિત કરવામાં આવેલી પ્રકૃતિમાંથી), એમ અર્થ છે. ॥ ૫ ॥

(સાંખ્યમાં સ્વીકૃત અવસ્થા, કે જે પ્રકૃતિ પ્રતિ ઈક્ષણ કરે છે, તે પુરુષાવસ્થા છે.)

**तेभ्यः समभवत् सूत्रं महान् सूत्रेण संयुतः।**
**ततो विकुर्वतो जातो योऽहंकारो विमोहनः॥ ६**

सूत्रं क्रियाशक्तिमान् प्रथमो विकारः। ततो महान् ज्ञानशक्तिः।

नन्वयं महानेव प्रथमो विकारः प्रसिद्धस्तत्राह—स च ज्ञानक्रियागर्भत्वात्सूत्रेण संयुतो न पृथक्। एकमेव तत्त्वं क्रियाज्ञान-शक्तिभ्यां द्विधोच्यत इत्यर्थः। विमोहनो जीवस्य भ्रमहेतुः स जातः॥ ६॥

તે ગુણોથી ક્રિયાશક્તિવાળું સૂત્ર અને તેમાંથી જ્ઞાનશક્તિવાળું મહત્તત્ત્વ ઉત્પન્ન થયું. તે બંને એક જ સંયુક્ત તત્ત્વ છે. તે મહત્તત્ત્વ વિકાર પામતાં (જીવના દેહાધ્યાસરૂપ ભ્રમના કારણરૂપ) જે અહંકાર ઉત્પન્ન થયો, તે સર્વ જીવોને મોહમાં નાખનારો છે. ॥ ૬ ॥

ક્રિયાશક્તિવાળું સૂત્ર એ પ્રથમ વિકાર છે. તેમાંથી જ્ઞાનશક્તિવાળું મહત્તત્ત્વ ઉત્પન્ન થયું.

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે (આ જ્ઞાનશક્તિવાળું) મહત્તત્ત્વ એ જ પ્રથમ પ્રસિદ્ધ (એવો ક્રિયાશક્તિવાળો) વિકાર છે? તે માટે ઉત્તર આપે છે– ક્રિયાના ગર્ભરૂપ જ્ઞાન હોવાથી તે મહત્તત્ત્વ સૂત્ર સાથે સંયુક્ત છે, જુદું નથી. એક જ તત્ત્વ ક્રિયા અને જ્ઞાન એમ બે શક્તિઓથી બે પ્રકારવાળું કહેવાય છે, એમ અર્થ છે. **'विमोहनः'** જીવના ભ્રમના કારણરૂપ તે અહંકાર ઉત્પન્ન થયો. ॥ ૬ ॥

**वैकारिकस्तैजसश्च तामसश्चेत्यहं त्रिवृत्।**
**तन्मात्रेन्द्रियमनसां कारणं चिदचिन्मयः॥ ७**

यतस्तन्मात्रादीनां कारणम्। मनःशब्देन देवानामप्युपलक्षणम्।

चिदचिन्मयः, चिदाभासव्याप्तत्वादुभय-ग्रन्थिरूप इति जीवोपाधित्वं दर्शितम्। यद्यपि—'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः।' इत्यादिश्रुतेः। 'अन्नमयं हि सौम्य मनः' इत्यादिश्रुतेश्च प्रथमं भूतानि जायन्ते, तेभ्यश्चापञ्चीकृतेभ्यः प्राणादिक्रमेण समष्ट्यात्मकं

વૈકારિક, તૈજસ અને તામસ– એમ ત્રણ પ્રકારનો અહંકાર થયો. તન્માત્રા, ઈન્દ્રિયો અને મનના કારણરૂપ અહંકાર જડ અને ચેતનમય છે. ॥ ૭ ॥

તન્માત્રા વગેરેનું કારણ હોવાને લીધે (અહંકાર ત્રણ પ્રકારનો છે). મન શબ્દથી ઈન્દ્રિયોના દેવોનું પણ સૂચન કરવામાં આવ્યું છે.

**'चित्-अचित् मयः'** જડ અને ચેતનમય અહંકાર (સ્વતઃ જડ હોવા છતાં) ચિદાભાસથી વ્યાપેલો હોવાથી જડ-ચેતન ઉભય ગ્રંથિરૂપ જીવની ઉપાધિરૂપ (અર્થાત્ જીવના સુખ-દુઃખના કારણરૂપ) છે, એમ દર્શાવવામાં આવ્યું છે. જો કે 'તે ઉક્ત લક્ષણવાળા આત્મામાંથી જ (સર્વપ્રથમ શબ્દ ગુણવાળું) આકાશ ઉત્પન્ન થયું.' (તૈત્તિ.ઉપ.૨/૧/૧)

'હે પ્રિય (શ્વેતકેતુ), મન ખરેખર, અન્નમય છે.' (છાં.ઉપ.૬/૫/૪) વગેરે શ્રુતિ હોવાથી પહેલાં પંચમહાભૂતો ઉત્પન્ન થાય છે અને અપંચીકૃત તે મહાભૂતોમાંથી પ્રાણ વગેરે ક્રમથી સમષ્ટ્યાત્મક

लिङ्गशरीरं, पञ्चीकृतेभ्यश्च ब्रह्माण्डं, तस्मिन्वैराजस्तदन्तर्यामी लीलाविग्रहः क्षीराब्धिशायी श्रीनारायणस्तन्नाभिपद्मे च वैराजस्य भोगविग्रहश्चतुराननस्ततो यथा–वसरमन्येषां जीवानामाविर्भाव इति प्रक्रिया तथापि चित्ताभिव्यक्तिपूर्वकोऽहंकारस्ततो भूतेन्द्रियादिव्यवहार इत्येतावता महदादिक्रमेण सृष्टिरुच्यते। तथा चोक्तम्—

'मृल्लोहविस्फुलिङ्गाद्यैः सृष्टिर्या चोदिताऽन्यथा।
उपायः सोऽवताराय नास्ति भेदः कथंचन॥'
इति ॥ ७ ॥

तस्मात्त्रिविधात् त्रिविधप्रपञ्चोत्पत्तिं दर्शयति—**अर्थ इति**।

**अर्थस्तन्मात्रिकाज्जज्ञे तामसादिन्द्रियाणि च।**
**तैजसाद् देवता आसन्नेकादश च वैकृतात्॥ ८**

तन्मात्रिकाच्छब्दादितन्मात्रकारणात् तामसात्तद्द्वारा अर्थो महाभूतरूपो जज्ञे बभूव, भूतानामावरणस्वभावत्वात्।

લિંગશરીર અને *પંચીકૃત મહાભૂતોમાંથી બ્રહ્માંડ, તે બ્રહ્માંડમાંથી વૈરાજ– તે વૈરાજરૂપ અંતર્યામી જ લીલાવિગ્રહ ગર્ભોદશાયી નારાયણ છે તથા તેમના નાભિકમળમાં વૈરાજના ભોગવિગ્રહરૂપ ચતુર્મુખ બ્રહ્માજી ઉત્પન્ન થયા છે. તેમનામાંથી સમયાનુસાર બીજા જીવોનો આવિર્ભાવ થાય છે, એવી પ્રક્રિયા છે, તેમ છતાં ચિત્તની અભિવ્યક્તિપૂર્વક અહંકાર ઉત્પન્ન થાય છે. તેનાથી મહાભૂતો, ઈન્દ્રિય વગેરેનો વ્યવહાર ચાલે છે. આમ, આટલાથી મહદાદિના ક્રમથી સૃષ્ટિ કહેવામાં આવી છે અને તે અનુસાર જ કહેવામાં પણ આવ્યું છે–

'માટીમાંથી ઘટાદિ, સુવર્ણમાંથી કુંડલાદિ અને અગ્નિમાંથી તણખા વગેરે દૃષ્ટાંતોથી બ્રહ્મમાંથી ક્રમરહિત સૃષ્ટિ બીજી રીતે કહેવાયેલી છે. સમજમાં ઉતારવાનો તે ઉપાય છે. કોઈ પણ રીતે સૃષ્ટિવર્ણનમાં ભેદ નથી.' ॥ ૭ ॥

તે ત્રણ પ્રકારના અહંકારમાંથી ત્રણ પ્રકારના પ્રપંચની ઉત્પત્તિ દર્શાવે છે– **'अर्थः इति।'**

શબ્દાદિ તન્માત્રાઓના કારણરૂપ તામસ અહંકારથી મહાભૂતરૂપ અર્થ થયો. દસ ઈન્દ્રિયો તૈજસ (રાજસ) અહંકારથી થઈ અને વૈકૃત (સાત્ત્વિક) અહંકારથી તે ઈન્દ્રિયોના અધિષ્ઠાતા અગિયાર દેવો અને (મન) થયાં. ॥ ૮ ॥

**'तन्मात्रिकात्'** શબ્દાદિ તન્માત્રાઓના કારણરૂપ તામસ અહંકારથી **'अर्थः'** મહાભૂતરૂપ અર્થ **'जज्ञे'** થયો, કારણ કે આવરણ કરવું એ પંચમહાભૂતોનો સ્વભાવ છે. દસ ઈન્દ્રિયો **'तैजसात्'** રાજસ અહંકારથી થઈ, કારણ કે પ્રવૃત્તિ કરવી, એ તેમનો સ્વભાવ છે. **'वैकृतात्'** સાત્ત્વિક અહંકારથી

* પંચીકૃત પૃથ્વી તત્ત્વ એટલે ૧/૨ પૃથ્વી + ૧/૮ જળ + ૧/૮ તેજ + ૧/૮ વાયુ + ૧/૮ આકાશ, એ પ્રમાણે સર્વ મહાભૂતોમાં સમજવું. પંચીકૃત મહાભૂતો એટલે મિશ્ર-અમિશ્ર ભૂતો

इन्द्रियाणि दश तैजसाद्राजसात्। तेषां प्रवृत्तिस्वभावत्वात्। वैकृतात्सात्त्विकाद्देवताः 'दिग्वातार्कप्रचेतोऽश्विवह्नीन्द्रोपेन्द्रमित्रकाः'। चन्द्रश्चेत्येकादशः। चशब्दान्मनश्च। तेषां प्रकाशस्वभावत्वात्॥ ८॥

ઇન્દ્રિયોના દેવો થયા. 'દિશા, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઇન્દ્ર, વિષ્ણુ, મિત્ર, પ્રજાપતિ' (શ્રીમદ્ ભા.૨/૫/૩૦) અને અગિયારમો ચંદ્ર. **'च'** શબ્દથી મનનો ઉલ્લેખ સમજવો. પ્રકાશ કરવો એ તેમનો સ્વભાવ હોવાથી (સાત્ત્વિક અહંકારથી દેવો થયા). ॥ ૮ ॥

**मया संचोदिता भावाः सर्वे संहत्यकारिणः।**
**अण्डमुत्पादयामासुर्ममायतनमुत्तमम् ॥ ९**

મારાથી પ્રેરાયેલા અને કાર્ય કરવા સમર્થ થયેલા સર્વ પદાર્થોએ એકઠા થઈ વૈરાજ અંતર્યામી એવા મારા ઉત્તમ નિવાસસ્થાનરૂપ અંડ ઉત્પન્ન કર્યું. ॥ ૯ ॥

मम वैराजान्तर्यामिणः॥ ९॥

**'मम'** વૈરાજ અંતર્યામી એવા મારું ॥ ૯ ॥

**तस्मिन्नहं समभवमण्डे सलिलसंस्थितौ।**
**मम नाभ्यामभूत् पद्मं विश्वाख्यं तत्र चात्मभूः॥ ॥ १०॥**

જળમાં રહેલા તે અંડમાં નારાયણસ્વરૂપ લીલાવિગ્રહમાં હું સ્થિત રહ્યો. મારી નાભિમાંથી 'વિશ્વ' નામનું કમળ થયું, તેમાં બ્રહ્મા થયા.॥ ૧૦ ॥

सलिले संस्थितिर्यस्य तत्सलिलसंस्थिति तस्मिन् सलिलसंस्थितावण्डे श्रीनारायणरूपो लीलाविग्रहेण समभवं स्थित इत्यर्थः। विश्वाख्यं लोककारणभूतम्। तत्र चात्मभूश्चतुराननरूपभोगविग्रहेण पुनर्वैराज एव तस्मिन्नाविर्भूत इत्यर्थः॥ १०॥

જળમાં સ્થિતિ છે જેની તે **'सलिलसंस्थिति'**, તે જળમાં રહેલા અંડમાં શ્રીનારાયણરૂપ લીલાવિગ્રહમાં **'समभवम्'** હું સ્થિત રહ્યો, એમ અર્થ છે. (સર્વ) લોકના કારણરૂપ 'વિશ્વ' નામનું કમળ થયું. તેમાં **'आत्मभूः'** સૃષ્ટિના વ્યવહારાર્થ વિગ્રહરૂપ ચાર મુખવાળા બ્રહ્મારૂપે પુનઃ વૈરાજ તેમાં આવિર્ભાવ પામ્યા, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

**सोऽसृजत्तपसा युक्तो रजसा मदनुग्रहात्।**
**लोकान् सपालान् विश्वात्मा भूर्भुवः स्वरिति त्रिधा॥ ११**

રજોગુણથી યુક્ત હોઈ વિશ્વસ્રષ્ટા બ્રહ્માએ મારા અનુગ્રહથી તપશ્ચર્યા કરીને ભૂઃ, ભુવઃ અને સ્વઃ અર્થાત્ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ એમ ત્રણ લોક અને લોકપાલોની રચના કરી. ॥ ૧૧ ॥

रजसा युक्तो मदनुग्रहात्तपसासृजत्। भूरतलादिसहिता। भुवः अन्तरिक्षलोकः। स्वः स्वर्लोकः। महर्लोकादेरप्युपलक्षणम्॥ ११॥

રજોગુણથી યુક્ત બ્રહ્માએ મારા અનુગ્રહથી તપશ્ચર્યા કરીને અતલ વગેરે પાતાળો સહિત ભૂર્લોક, **'भुवः'** અંતરિક્ષલોક, **'स्वः'** સ્વર્ગલોક– (આ ત્રણે લોકની ઉપર આવેલા) મહર્લોક વગેરેનું પણ સૂચન કરવામાં આવ્યું છે. ॥ ૧૧ ॥

लोकसृष्टिप्रयोजनमाह— **देवानामिति** सार्धेन।

લોકસૃષ્ટિનું પ્રયોજન દોઢ શ્લોકથી કહે છે– **'देवानाम् इति।'**

**देवानामोक आसीत् स्वर्भूतानां च भुवः पदम्।**
**मर्त्यादीनां च भूर्लोकः सिद्धानां त्रितयात् परम्॥**
**॥ १२ ॥**

ओको निवासः। पदं स्थानम्। त्रितयात्परं महर्लोकादि॥ १२॥

**अधोऽसुराणां नागानां भूमेरोकोऽसृजत् प्रभुः।**
**त्रिलोक्यां गतयः सर्वाः कर्मणां त्रिगुणात्मनाम्॥**
**॥ १३ ॥**

भूमेरधः अतलादि। एवं व्यवस्थायां कारणमाह सार्धेन—त्रिलोक्यां पातालादि-सहितायाम्॥ १३॥

**योगस्य तपसश्चैव न्यासस्य गतयोऽमलाः।**
**महर्जनस्तपः सत्यं भक्तियोगस्य मद्गतिः॥ १४**

योगादितारतम्येन यथोत्तरं महर्लोकादयः। मद्गतिर्वैकुण्ठलोकः॥ १४॥

तत्र तु मद्गतिव्यतिरेकेणेतरा गतयश्चञ्चला इत्याह वैराग्यार्थम्।

**मया कालात्मना धात्रा कर्मयुक्तमिदं जगत्।**
**गुणप्रवाह एतस्मिन्नुन्मज्जति निमज्जति॥ १५**

मया कालशक्तिना धात्रा परमेश्वरेण कर्मफलप्रदेन हेतुभूतेन गुणप्रवाहे संसारे उन्मज्जत्यासत्यलोकमुत्तमा गतीः प्राप्नोति पुनर्निमज्जत्यास्थावरं नीचा गतीः प्राप्नोति॥ १५॥

સ્વર્ગલોક દેવોનું નિવાસસ્થાન થયું. ભુવર્લોક ભૂતપ્રેતાદિનું અને ભૂર્લોક મનુષ્યોનું સ્થાન થયું. (આ) ત્રણે લોકની ઉપર આવેલા મહર્લોકાદિ સિદ્ધો વગેરેનાં નિવાસસ્થાન થયાં. ॥ ૧૨ ॥

'**ओकः**' નિવાસ '**पदम्**' સ્થાન, ત્રણ લોકની ઉપર મહર્લોકાદિ ॥ ૧૨ ॥

(સૃષ્ટિકાર્યમાં) સમર્થ એવા બ્રહ્માએ પૃથ્વી નીચેના (અતલાદિ પાતાળ) લોકને અસુરો અને નાગોનું નિવાસસ્થાન કર્યું. ત્રિગુણાત્મક કર્મોની સર્વ ગતિઓ (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ વગેરે) ત્રણ લોકમાં છે. ॥ ૧૩ ॥

પૃથ્વીની નીચે અતલાદિ– આવી વ્યવસ્થા કરવા માટેનું કારણ દોઢ શ્લોકથી કહે છે– પાતાળ વગેરે સહિત ત્રણ લોકમાં ॥ ૧૩ ॥

યોગની, તપની અને સંન્યાસની (રાગ, લોભાદિ વિકારરહિત) અમલ ગતિઓ મહર્લોક, જનલોક, તપોલોક તથા સત્યલોક છે અને ભક્તિયોગની ગતિ મારું પરમ ધામ વૈકુંઠ છે. ॥ ૧૪ ॥

યોગ વગેરેના વત્તાઓછા પ્રમાણથી મહર્લોક વગેરે ઉત્તરોત્તર (ગતિઓ છે). '**मद्गतिः**' મારા પરમ ધામ વૈકુંઠમાં ગતિ ॥ ૧૪ ॥

તે ગતિઓમાં તો મારી વૈકુંઠધામમાં ગતિ સિવાયની બીજી ગતિઓ અસ્થિર છે, એમ વૈરાગ્ય માટે કહે છે.

કાળશક્તિરૂપ મારા દ્વારા અને (કર્મફળ આપનાર) પરમેશ્વર એવા મારે કારણે કર્મોમાં જોડાયેલું આ જગત ગુણોના પ્રવાહરૂપ આ સંસારમાં સત્યલોક પર્યંત ઉત્તમ ગતિઓ પામે છે અને સ્થાવર પર્યંત અધમ ગતિઓ પામે છે.॥ ૧૫ ॥

કાળશક્તિ મારા દ્વારા અને '**धात्रा**' કર્મફળ આપનાર પરમેશ્વર એવા મારે કારણે ગુણોના પ્રવાહરૂપ સંસારમાં આ જગત '**उन्मज्जति**' સત્યલોક પર્યંત ઉત્તમ ગતિઓ પામે છે અને વળી, '**निमज्जति**' સ્થાવર પર્યંત અધમ ગતિઓ પામે છે.॥ ૧૫ ॥

सृष्टिनिरूपणस्याद्वितीयात्मप्रतिपत्त्यर्थत्वात्तत्प्रतिपादनाय कारणेन कार्यस्य व्याप्तिमाह—**अणुरिति**।

**अणुर्बृहत् कृशः स्थूलो यो यो भावः प्रसिध्यति।**
**सर्वोऽप्युभयसंयुक्तः प्रकृत्या पुरुषेण च॥**
**॥ १६ ॥**

उभयेन संयुक्तो व्याप्तः। तदेवाह—प्रकृत्येति॥ १६ ॥

इदानीं कार्यस्य कारणात्मतां दर्शयति—

**यस्तु यस्यादिरन्तश्च स वै मध्यं च तस्य सन्।**
**विकारो व्यवहारार्थो यथा तैजसपार्थिवाः॥**
**॥ १७ ॥**

यस्य कार्यस्य आदिः कारणमन्तो लयस्थानं च तस्य मध्यं मध्यावस्थापि स एव। वै प्रसिद्धं मृत्सुवर्णादिषु। अत एवाव्यभिचारित्वात्स एव सन्नेतरः।

अलं तर्हि मिथ्याभूतकार्यसृष्ट्या, तत्राह—विकार इति। तैजसाः कटककुण्डलादयः, पार्थिवा घटशरावादयश्च यथेति॥ १७॥

नन्वेवं तर्हि स्वकार्यं प्रति महदादीनामप्याद्यन्तरूपत्वात्सत्यत्वं स्यात्तत्राह—**यदिति**।

સૃષ્ટિના નિરૂપણનું પ્રયોજન અભિન્ન આત્મજ્ઞાનના પ્રયોજનવાળું હોવાથી તેનું પ્રતિપાદન કરવા માટે વ્યાપક કારણ દ્વારા વ્યાપ્ય કાર્યની વ્યાપ્તિ જણાવે છે– **'अणुः इति।'**

નાનો, મોટો, પાતળો, જાડો જે જે પદાર્થ (જગતમાં) ઉત્પન્ન થાય છે, તે સર્વ પ્રકૃતિ અને પુરુષ બંનેથી વ્યાપ્ત હોય છે. ॥ ૧૬ ॥

બંનેથી **'संयुक्तः'** વ્યાપ્ત હોય છે. તે જ કહે છે– **'प्रकृत्या इति।'** ॥ ૧૬ ॥

હવે કાર્યની કારણરૂપતા દર્શાવે છે–

કાર્યના આદિ અને અંત જે છે તે જ તેની મધ્ય અવસ્થા પણ છે અને તે જ સત્ય છે. જેમ સુવર્ણનાં કડાં, કુંડળ વગેરે કાર્યો સુવર્ણથી જુદાં નથી અને જેમ માટીનાં ઘડા, શકોરાં વગેરે માટીથી જુદાં નથી તેમ (બ્રહ્મથી ઉત્પન્ન થયેલો) વિકાર(રૂપ જગત કેવળ) વ્યવહાર માટે જ છે, બ્રહ્મથી જુદો નથી. ॥ ૧૭ ॥

જે કાર્યનું **'आदिः'** કારણ અને **'अन्तः'** લયસ્થાન જે છે તે જ તેની **'मध्यम्'** મધ્ય અવસ્થા પણ છે. (તે સિદ્ધાંત) માટી તથા સુવર્ણ વગેરેમાં **'वै'** પ્રસિદ્ધ છે. આથી જ કોઈ પણ અવસ્થામાં એકરૂપે રહેનારી વસ્તુ જ સત્ય છે, બીજી વસ્તુ સત્ય નથી.

તો પછી મિથ્યાભૂત કાર્યસૃષ્ટિ રચવાનું શું પ્રયોજન છે? તે માટે કહે છે– **'विकारः इति।'** **'तैजसाः'** કડાં, કુંડળ વગેરે તથા **'पार्थिवाः'** ઘડા, શકોરાં વગેરે જેમ (સુવર્ણ અને માટીથી જુદાં નથી, તેમ સૃષ્ટિરૂપ કાર્ય બ્રહ્મથી જુદું નથી, પણ વ્યવહાર માટે છે.) ॥ ૧૭ ॥

શંકા કરવામાં આવી છે કે જો આમ હોય તો મહત્તત્ત્વ વગેરે પણ પોતપોતાનાં કાર્ય પરત્વે આદિ-અંતરૂપ છે, તેથી તે પણ સત્ય ઠરવાં જોઈએ. તે માટે કહે છે– **'यत् इति।'**

**यदुपादाय पूर्वस्तु भावो विकुरुते परम्।**
**आदिरन्तो यदा यस्य तत् सत्यमभिधीयते॥ १८**

જે (બ્રહ્મ)ને ઉપાદાન કારણરૂપે સ્વીકારીને (મહત્તત્ત્વ વગેરે) કારણરૂપ પદાર્થો બીજાં (અહંકાર વગેરે) કાર્ય ઉત્પન્ન કરે છે (તે બ્રહ્મ જ સત્ય છે). જ્યારે જે વસ્તુના આદિ અને અંત કહેવાની ઈચ્છા હોય ત્યારે તે વસ્તુના આદિ અને અંતમાં જે વસ્તુ રહેલી હોય, તે જ (શ્રુતિ દ્વારા) સત્ય કહેવામાં આવી છે. ॥ ૧૮ ॥

यद्रूपमुपादायोपादानकारणतया स्वीकृत्य पूर्वः कारणरूपो महदादिर्भावः अपरमहंकारादिकं भावं विकुरुते सृजति।

જે (બ્રહ્મ)રૂપ ઉપાદાન કારણને **'उपादाय'** ઉપાદાન કારણરૂપે સ્વીકારીને મહત્તત્ત્વ વગેરે કારણરૂપ પદાર્થો બીજાં અહંકાર વગેરે કાર્ય **'विकुरुते'** ઉત્પન્ન કરે છે (તે બ્રહ્મ જ સત્ય છે).

यथा पिण्डो मृदमुपादाय स्वयं निमित्तभूतो घटं सृजति तद्वत्। स एव सन्निति पूर्वस्यानुषङ्गः।

જેમ માટીનો પિંડ માટીરૂપ ઉપાદાન કારણમાંથી ઉત્પન્ન થઈ પોતે નિમિત્તમાત્ર થઈને ઘડો ઉત્પન્ન કરે છે તેમ! (માટીનો પિંડ ઘડાનું કારણ હોવા છતાં સત્ય નથી, પરંતુ માટી જ સત્ય છે, તે રીતે મહત્તત્ત્વ વગેરે પણ સત્ય ન કહી શકાય, પરંતુ સર્વના પરમકારણરૂપ) તે બ્રહ્મ જ સત્ય છે, એમ પૂર્વના શ્લોકની સાથે જોડવાનું છે.

कथं तर्हि 'मृत्तिकेत्येव सत्यम्' इत्यादिश्रुतिस्तत्राह—आदिरिति। यद्यदा यस्यादिरन्तश्च विवक्ष्यते तदा तत्सत्यमित्यभिधीयते श्रुत्या। परमकारणात्मनः सत्यत्वविवक्षयेत्यर्थः॥ १८॥

તો પછી શા માટે 'માટી જ સત્ય વસ્તુ છે.' (છાં.ઉપ.૬/૧/૪) વગેરે શ્રુતિ છે? તે માટે કહે છે– **'आदिः इति।'** જ્યારે જે વસ્તુના આદિ અને અંત કહેવાની ઈચ્છા હોય ત્યારે તેના આદિ-અંતમાં જે વસ્તુ રહેલી હોય, તે જ શ્રુતિ દ્વારા સત્ય કહેવામાં આવી છે. સર્વના પરમકારણ આત્માને સત્ય કહેવાની ઈચ્છાથી (જ માટીને સત્ય કહી છે, પરંતુ વાસ્તવિક રીતે માટી સત્ય નથી,) એમ અર્થ છે. ॥ ૧૮ ॥

ननु तथापि प्रकृतिपुरुषकालानामकार्यभूतानां भिन्नत्वात्कथमद्वितीयता तत्राह— **प्रकृतिरिति**।

શંકા કરવામાં આવી છે કે (સર્વ વિકારવાળી વસ્તુઓ મિથ્યા હોવા છતાં) પ્રકૃતિ, પુરુષ અને કાળ કોઈના પણ કાર્યરૂપ નથી અને ભિન્ન જણાય છે, તો પરબ્રહ્મ અદ્વિતીય કેવી રીતે છે? તે માટે ઉત્તર આપે છે– **'प्रकृतिः इति।'**

**प्रकृतिर्ह्यस्योपादानमाधारः पुरुषः परः।**
**सतोऽभिव्यञ्जकः कालो ब्रह्म तत्त्रितयं त्वहम्॥ १९**

અા કાર્યરૂપ જગતનું ઉપાદાનકારણ પ્રકૃતિ, પ્રકૃતિનો અધિષ્ઠાતા પુરુષ અને ગુણોનો વિકાર કરી કાર્યોને પ્રકટ કરનારો કાળ– આ ત્રણે બ્રહ્મરૂપ હું જ છું. ॥ १९ ॥

अस्य सतः कार्यस्योपादानं या प्रकृतिः प्रसिद्धा यश्च तस्या आधारोऽधिष्ठाता परः पुरुषो यश्च गुणक्षोभेणाभिव्यञ्जकः कालस्त-त्त्रितयं ब्रह्मरूपोऽहमेव न तु पृथक्, प्रकृतेः शक्तित्वात्पुरुषकालयोरवस्थारूपत्वात्॥ १९॥

આ જગતરૂપી કાર્યનું ઉપાદાનકારણ જે પ્રસિદ્ધ પ્રકૃતિ છે અને તે પ્રકૃતિનું જે **'आधारः'** અધિષ્ઠાન છે, તે પરમ પુરુષ તથા ગુણોનો ક્ષોભ કરીને કાર્યોને પ્રકટ કરનારો જે કાળ છે તે ત્રણે બ્રહ્મરૂપ હું જ છું, મારાથી તેઓ જુદાં નથી, કારણ કે પ્રકૃતિ મારી શક્તિ છે તેમ જ પુરુષ અને કાળ મારી અવસ્થાઓ છે. ॥ १९ ॥

एवं तावत्कालत्रयेऽप्यव्यभिचारित्वाद्-ब्रह्मैव सत्यमिति वक्तुं तस्य सृष्टिकारण-त्वेनादौ सत्त्वमुक्त्वा मध्येऽपि तस्यैव सत्त्वमुपपाद्यान्तेऽप्यवधित्वेन सत्त्वं दर्शयिष्य-न्सर्गप्रवाहरूपायाः स्थितेरवधिमाह—**सर्ग इति**।

આમ, ત્રણેય કાળમાં એકરૂપ રહેનાર હોવાથી બ્રહ્મ જ સત્ય છે, એમ કહેવા માટે તે બ્રહ્મને સૃષ્ટિના કારણરૂપે આદિમાં અસ્તિત્વ કહીને, મધ્યમાં પણ તે બ્રહ્મનું જ અસ્તિત્વ સિદ્ધ કરીને, અંતમાં પણ અવધિરૂપે અસ્તિત્વ દર્શાવનાર સૃષ્ટિના પ્રવાહરૂપ સ્થિતિની અવધિ જણાવે છે– **'सर्गः इति।'**

**सर्गः प्रवर्तते तावत् पौर्वापर्येण नित्यशः।***
**महान् गुणविसर्गार्थः स्थित्यन्तो यावदीक्षणम्॥**
**॥ २०॥**

જુદા જુદા દેહોમાં વિવિધ પ્રકારે સર્જાતા જીવને ભોગો આપવારૂપ પ્રયોજનવાળી આ મહાન સૃષ્ટિ પરમેશ્વરની સંકલ્પશક્તિ પર્યંત રહેનારી સ્થિતિના અંત સુધી (કારણ-કાર્ય) પિતા-પુત્ર વગેરેરૂપે એકધારી ચાલ્યા કરે છે. ॥ २० ॥

महान्बहुलः। पौर्वापर्येण पितृपुत्रादिरूपेण। नित्यशः अविच्छेदेन। किमर्थं प्रवर्तते तदाह— गुणेषु देहेषु विविधतया सृज्यत इति गुणविसर्गो जीवस्तदर्थस्तद्भोगप्रयोजनः। किंपर्यन्तं प्रवर्तते।

**'महान्'** ખૂબ મોટી સૃષ્ટિ **'पौर्वापर्येण'** પિતા-પુત્ર વગેરેરૂપે– **'नित्यशः'** એકધારી રીતે શા માટે પ્રવર્તે છે, તે કહે છે– **'गुणेषु'** જુદા જુદા દેહોમાં વિવિધ પ્રકારે સર્જાય તે **'गुणविसर्गः'** અર્થાત્ જીવ, તેને માટે, તે જીવને ભોગો આપવારૂપ પ્રયોજનવાળી– ક્યાં સુધી પ્રવર્તે છે?

---

* **'यावदीक्षणम्'** નો બીજો અર્થ એ છે કે જ્યાં સુધી પરમાત્માનાં દર્શન નથી થતાં ત્યાં સુધી આ સૃષ્ટિ બાપ-બેટાના ક્રમથી ચાલતી રહે છે અને જ્યારે ઈશ્વરનાં દર્શન થઈ જાય છે ત્યારે આ સૃષ્ટિ નાશ પામે છે. આ ખેલ ત્યાં સુધી જ છે કે જ્યાં સુધી પરમાત્મા નથી મળતા.

**– સ્વામી અખંડાનંદ સરસ્વતી**

यावत्स्थितेरन्तः। सोऽपि किमवधिस्तत्राह— यावदीक्षणं परमेश्वरस्य तावत्॥ २०॥

જ્યાં સુધી સ્થિતિનો અંત છે ત્યાં સુધી– તે અંતની પણ અવધિ કઈ? તે માટે કહે છે– જ્યાં સુધી પરમેશ્વરનો સંકલ્પ હોય ત્યાં સુધી (સૃષ્ટિચક્ર ચાલે છે). ॥ ૨૦ ॥

प्रलयं निरूपयति—

પ્રલયનું નિરૂપણ કરે છે–

**विराणमयाऽऽसाद्यमानो लोककल्पविकल्पकः।**
**पंचत्वाय विशेषाय कल्पते भुवनैः सह॥ २१**

જેમાં નિત્યપ્રતિ વિવિધ પ્રકારનાં સૃષ્ટિપ્રલય થાય છે તેવું બ્રહ્માંડ કાળમૂર્તિ એવા મારાથી વ્યાપ્ત થતાં ભુવનો સાથે વિનાશરૂપ વિભાગને યોગ્ય થઈ જાય છે. ॥ ૨૧ ॥

विराट् ब्रह्माण्डं मया कालात्मना आसाद्यमानो व्याप्यमानो लोकानामहरहःकल्पाः सृष्टिप्रलया विविधाः कल्पन्ते यस्मिंस्तान्वा स्वस्मिन्विकल्पयतीति स तथाभूतोऽपि पञ्चत्वरूपाय विशेषाय विभागाय कल्पते योग्यो भवति।

**'विराट्'** બ્રહ્માંડ કાળમૂર્તિ એવા મારાથી **'आसाद्यमानः'** વ્યાપ્ત થતાં, જેમાં નિત્યપ્રતિ વિવિધ પ્રકારનાં સૃષ્ટિ અને પ્રલય થાય છે તેવાં તે સૃષ્ટિ અને પ્રલયોને પોતાના સ્વરૂપમાં કલ્પે છે એવા તે હોવા છતાં પણ પંચત્વ (વિનાશ)રૂપ **'विशेषाय'** વિભાગ માટે **'कल्पते'** યોગ્ય બને છે.

पञ्चानां भूतानामैक्यरूपस्तेषां पृथग्भावापत्त्या नश्यतीत्यर्थः॥ २१॥

પાંચ ભૂતોની એકતારૂપ આ બ્રહ્માંડ પાંચ ભૂતોનું અલગપણું થતાં નાશ પામે છે, એમ અર્થ છે. ॥ ૨૧ ॥

तत्र 'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः। आकाशाद्वायुः। वायोरग्निः। अग्नेरापः। अद्भ्यः पृथिवी। पृथिव्या ओषधयः। ओषधीभ्योऽन्नम्। अन्नात्पुरुषः।' इति श्रुत्युक्तसृष्टिक्रमप्रातिलोम्येन लयमाह— **अन्न इति**।

'તે ઉક્ત લક્ષણવાળા આત્મામાંથી જ (સર્વપ્રથમ શબ્દ ગુણવાળું) આકાશ ઉત્પન્ન થયું. આકાશથી (શબ્દ-સ્પર્શ બે ગુણવાળો) વાયુ ઉત્પન્ન થયો. વાયુથી (શબ્દ, સ્પર્શ, રૂપ ગુણવાળો) અગ્નિ ઉત્પન્ન થયો. અગ્નિથી (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ગુણવાળું) જળ ઉત્પન્ન થયું. જળથી (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ગુણવાળી) પૃથ્વી ઉત્પન્ન થઈ. પૃથ્વીથી ઔષધિઓ, ઔષધિઓથી અન્ન અને અન્નથી પુરુષ ઉત્પન્ન થયો.' (તૈત્તિ.ઉપ.૨/૧/૧) આમ, શ્રુતિમાં કહેવામાં આવેલા ક્રમથી ઊલટા ક્રમે લય કહે છે– **'अन्ने इति।'**

**अन्ने प्रलीयते मर्त्यमन्नं धानासु लीयते।**
**धाना भूमौ प्रलीयन्ते भूमिर्गन्धे प्रलीयते॥ २२**
**अप्सु प्रलीयते गन्ध आपश्च स्वगुणे रसे।**
**लीयते ज्योतिषि रसो ज्योती रूपे प्रलीयते॥ २३**
**रूपं वायौ स च स्पर्शे लीयते सोऽपि चाम्बरे।**
**अम्बरं शब्दतन्मात्र इन्द्रियाणि स्वयोनिषु॥ २४**

मर्त्यं शरीरं येनोपचितं तस्मिन्नन्ने शतवर्षायामनावृष्टौ क्षीणे सति तत्रैव लीयत इत्यर्थः। अन्नं धानासु बीजमात्रावशेषं भजतीत्यर्थः। धाना भूमौ उप्ता न प्ररोहन्तीत्यर्थः। भूमिर्गन्धे संवर्तकादित्यशोषिता संकर्षणमुखाग्निना दग्धा च सती भूतसूक्ष्म-रूपगन्धमात्रावशेषा भवति॥ २२॥

गन्धः शतवार्षिक्या वृष्ट्या प्लाव्य-मानोऽप्सु लीयते। एवमेवापो ज्योतिषा शोष्यमाणा रसमात्रावशेषा भवन्ति। ततो रसोऽपि तस्मिन् लीयते। ज्योतिश्च वायुनाभिभूयमानं रूपमात्रं सत्तस्मिन् लीयते ॥ २३॥

वायुश्च कालप्रेरितेनाम्बरेण ग्रस्तः स्पर्शमात्रः संस्तस्मिन्। अम्बरं च भूतादि-नाहंकारेण ग्रस्यमानं शब्दतन्मात्रे। तदेवं तामसाहंकारकार्यस्य शब्दपर्यन्तं लयमुक्त्वा राजसाहंकारकार्यस्याप्याह—इन्द्रियाणि स्वयो-निष्विति। स्वप्रवर्तकदेवतासु। तेषां प्रवृत्ति-

(લયની પ્રક્રિયામાં) શરીર અન્નમાં, અન્ન બીજમાં, બીજ ભૂમિમાં, ભૂમિ ગંધમાં, ॥ ૨૨ ॥ ગંધ જળમાં, જળ પોતાના ગુણરૂપ રસમાં, રસ તેજમાં, તેજ રૂપમાં, ॥ ૨૩ ॥ રૂપ વાયુમાં, વાયુ સ્પર્શમાં, સ્પર્શ આકાશમાં, આકાશ શબ્દ તન્માત્રામાં અને ઇન્દ્રિયો પોતાના પ્રવર્તક દેવતાઓમાં લય પામે છે. ॥ ૨૪ ॥

**'मर्त्यम्'** શરીર જેનાથી પોષાય છે તે અન્નમાં (લય પામે છે). સો વર્ષ સુધી રહેલી અનાવૃષ્ટિને કારણે (અન્ન ન મળવાથી શરીર) ક્ષીણ થતાં તે અગ્નિમાં જ લય પામે છે, એમ અર્થ છે.

**'अन्नं धानासु'** અન્ન માત્ર બીજરૂપે બાકી રહે છે, એમ અર્થ છે. **'धाना भूमौ'** જમીનમાં વાવ્યા છતાં બીજ ઊગતું નથી, એમ અર્થ છે. **'भूमिर्गन्धे'** (પ્રલયકાળના) સંવર્તક સૂર્યથી સુકાઈ ગયેલી પૃથ્વી શેષનાગના મુખના અગ્નિથી બળી જઈને ભૂતસૂક્ષ્મરૂપ માત્ર ગંધરૂપે બાકી રહે છે. ॥ ૨૨ ॥

સો વર્ષ પર્યંતની વૃષ્ટિથી ભીંજાતી ગંધ જળમાં લય પામે છે. એ જ પ્રમાણે જળ તેજથી શોષાતું માત્ર રસરૂપે બાકી રહે છે. પછી રસ પણ તેજમાં વિલીન થઈ જાય છે. તેજ પણ વાયુથી અભિભૂત થતાં માત્ર રૂપસ્વરૂપે થઈ તે (વાયુ)માં લીન થઈ જાય છે. ॥ ૨૩ ॥

અને કાળથી પ્રેરાયેલા આકાશ દ્વારા વાયુ ગ્રસ્ત થઈ જતાં માત્ર સ્પર્શરૂપ થઈને તે (આકાશ)માં લય પામે છે. આકાશ પણ ભૂતાદિ અહંકારથી ગ્રસ્ત થતાં શબ્દ તન્માત્રામાં લય પામે છે. આમ, તામસ અહંકારના કાર્યનો શબ્દ પર્યંત લય કહીને રાજસ અહંકારના કાર્યનો લય પણ કહે છે– **'इन्द्रियाणि स्वयोनिषु इति।'** ઇન્દ્રિયો પ્રવૃત્તિ કરવાના સ્વભાવવાળી હોવાથી અને પ્રવૃત્તિ દેવતાઓને અધીન હોવાથી ઇન્દ્રિયો પોતાના

स्वभावत्वात्प्रवृत्तेश्च देवताधीनत्वात्तासु लय इति वाचोयुक्तिः। वस्तुतस्तु स्वकारणे राजसाहंकारे लयोऽभिप्रेतः॥ २४॥

**योनिर्वैकारिके सौम्य लीयते मनसीश्वरे।**
**शब्दो भूतादिमप्येति भूतादिर्महति प्रभुः॥ २५**

योनिरित्युद्देश्यगतत्वादेकत्वमविवक्षितम्। योनयो देवतास्तु मनसि। कुतः। ईश्वरे नियन्तरि, 'मनोवशेऽन्ये ह्यभवन् स्म देवाः' इत्युक्तत्वात्।

इन्द्रियलयोक्त एवात्राप्यभिप्रायः। मनश्च देवताभिः सह वैकारिकेऽहंकार इत्यर्थः। तामसाहंकारकार्यावशेषितस्य शब्दस्य लयमाह—शब्दो भूतादिं तामसाहंकारमप्येति, तस्मिन् लीयते इत्यर्थः। भूतादिरित्युपलक्षणम्। त्रिविधोऽप्यहंकारो महति जडांशं विहाय ज्ञानक्रियाशक्तिमात्ररूपो भवति। कथंभूतः। प्रभुः समर्थः। सर्वजगन्मोहकत्वात्॥ २५॥

**स लीयते महान् स्वेषु गुणेषु गुणवत्तमः।**
**तेऽव्यक्ते संप्रलीयन्ते तत् काले लीयतेऽव्यये॥ २६**

स च महान्स्वकारणेषु गुणेषु। ज्ञान–क्रियाशक्तिमत्त्वाद्गुणवत्तमस्तादृग्भावं विहाय

પ્રવર્તક દેવતાઓમાં લય પામે છે, એમ કહેવામાં આવ્યું છે, પરંતુ વસ્તુતઃ ઇન્દ્રિયો પોતાના કારણરૂપ રાજસ અહંકારમાં લય પામે છે, એમ કહેવું અભિપ્રેત છે. ॥ ૨૪ ॥

હે સૌમ્ય (ઉદ્ધવ), ઇન્દ્રિયોના દેવતાઓ પોતાના નિયંતા મનમાં લય પામે છે, મન ઇન્દ્રિયોના દેવો સાથે વૈકારિક અહંકારમાં લય પામે છે, શબ્દ તામસ અહંકારમાં લય પામે છે, સમર્થ એવો અહંકાર મહત્તત્ત્વમાં લય પામે છે. ॥ ૨૫ ॥

**'योनिः'** શબ્દ ઉદ્દેશ્ય છે, તેથી તેમાં એકવચન વિવક્ષિત નથી; (આથી બ.વ લઈ શકાય છે.) **'योनयः'** ઇન્દ્રિયોના દેવતા મનમાં (લય પામે છે). શા માટે? **'ईश्वरे'** (નિયંતા હોવાથી પોતાના) નિયંતામાં લય પામે છે. કારણ કે 'ઇન્દ્રિયો અને બીજા તેમના અધિષ્ઠાયક દેવો મનને વશ છે.' (શ્રીમદ્ ભા.૧૧/૨૩/૪૮) એમ કહેવામાં આવ્યું છે.

અહીં પણ કહેવામાં આવેલો ઇન્દ્રિયોનો લય જ અભિપ્રાય છે. મન ઇન્દ્રિયોના દેવો સાથે વૈકારિક અહંકારમાં લય પામે છે, એમ અર્થ છે. તામસ અહંકારના બાકી રહેલા કાર્યરૂપ શબ્દનો લય કહે છે– શબ્દ **'भूतादिम्'** તામસ અહંકારમાં લય પામે છે, તેમાં લીન થઈ જાય છે, એમ અર્થ છે. **'भूतादिः'** એ સૂચન છે. ત્રણે પ્રકારનો અહંકાર મહત્તત્ત્વમાં, જડ અંશ છોડીને માત્ર જ્ઞાન, ક્રિયા, શક્તિરૂપ બને છે. અહંકાર કેવો? **'प्रभुः'** સમર્થ, કારણ કે સમગ્ર જગતને મોહ ઉપજાવનાર છે.॥ ૨૫ ॥

જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિવાળું મહત્તત્ત્વ પોતાના કારણરૂપ ગુણોમાં લય પામે છે, ગુણો પ્રકૃતિમાં અને પ્રકૃતિ વૃત્તિરહિત થયેલા કાળમાં લય પામે છે. ॥ ૨૬ ॥

વળી, તે મહત્તત્ત્વ પોતાના કારણરૂપ ગુણોમાં લય પામે છે. જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિવાળું હોવાથી મહત્તત્ત્વ સર્વાધિક ગુણયુક્ત બને છે. પછી

गुणमात्ररूपो भवति। तेऽव्यक्ते प्रकृतौ। साम्यावस्थां गच्छन्तीत्यर्थः। तदव्यक्तं काले कालाधीनत्वात्तेनैकीभूयावतिष्ठते। अव्यये उपरतवृत्तौ॥ २६ ॥

**कालो मायामये जीवे जीव आत्मनि मय्यजे।**
**आत्मा केवल आत्मस्थो विकल्पापायलक्षणः॥**
**॥ २७ ॥**

मायामये मायाप्रवर्तके ज्ञानमये वा। अत एव जीवयतीति जीवस्तस्मिन्महापुरुषे।

अयं भावः—विश्वस्रष्टुर्महापुरुषस्योपकरणरूपः कालो वृत्त्यंशेन सृज्यश्चातस्तदात्मनावतिष्ठत इति। तदुक्तं सप्तमे—

'कालं चरन्तं सृजतीश आश्रयं
प्रधानपुंभ्यां नरदेव सत्यकृत्।'

इति।

दशमे च,—

'योऽयं कालस्तस्य तेऽव्यक्तबन्धो
चेष्टामाहुश्चेष्टते येन विश्वम्।
निमेषादिर्वत्सरान्तो महीयां-
स्तं त्वेशानं क्षेमधाम प्रपद्ये॥'

इति।

મહત્તત્ત્વ તેવા ભાવને– જ્ઞાનક્રિયાશક્તિભાવને છોડીને ગુણમાત્રરૂપ બની જાય છે. તે ગુણો **'अव्यक्ते'** પ્રકૃતિમાં લય પામે છે એટલે ગુણોની સામ્યાવસ્થાને પામે છે. પછી મહત્તત્ત્વ **'काले'** કાળને અધીન હોવાથી જ્ઞાનક્રિયાશક્તિભાવને છોડીને ગુણમાત્રરૂપ બની, એકરૂપ થઈને રહે છે. **'अव्यये'** વૃત્તિરહિત થયેલા કાળમાં (લય પામે છે). ॥૨૬॥

કાળ માયાના પ્રવર્તક એવા જ્ઞાનમય મહાપુરુષમાં લય પામે છે, મહાપુરુષ અજન્મા આત્મા એવા મારામાં લય પામે છે. વિશ્વની ઉત્પત્તિ અને લય વડે અધિષ્ઠાનરૂપે કે અવધિરૂપે લક્ષિત થતો આત્મા સ્વસ્વરૂપમાં જ સ્થિતિ કરે છે. ॥ ૨૭ ॥

**'मायामये'** માયાના પ્રવર્તક અથવા જ્ઞાનમય મહાપુરુષમાં (લય પામે છે). આથી જ જીવાડે છે તે જીવ, તે જીવ એવા મહાપુરુષમાં (કાળ) લય પામે છે.

ભાવ આ પ્રમાણે છે– વિશ્વના સર્જનહાર મહાપુરુષના ઉપકરણરૂપ કાળ વૃત્તિના અંશથી (ક્રિયાઓના ક્રમના અનુસંધાનરૂપે) સર્જવા યોગ્ય છે, આથી તે મહાપુરુષસ્વરૂપે સ્થિતિ કરે છે. સાતમા સ્કંધમાં તે જ કહેવામાં આવ્યું છે– 'હે રાજા (પરીક્ષિત), હે ઈશ, સત્યસંકલ્પ ભગવાન (જગતની ઉત્પત્તિના) નિમિત્તરૂપ પ્રકૃતિ અને પુરુષના સહકારી બને તે રીતે આશ્રયરૂપ એવા વર્તમાનકાળને સર્જે છે.' (શ્રીમદ્ ભા.૭/૧/૧૧) દસમા સ્કંધમાં પણ (કહેવામાં આવ્યું છે)–

'હે પ્રકૃતિના પ્રવર્તક, નિમેષથી માંડીને વર્ષ સુધીનો અને એમ વર્ષોના વર્ષો આવર્તન કરતો જે આ દ્વિપરાર્ધરૂપ અતિ મહાન કાળ છે, કે જેને કારણે સંપૂર્ણ વિશ્વ ચેષ્ટા કરે છે, તે (કાળ)ને વિદ્વાનો આપની એક ચેષ્ટા કહે છે. તે કાળના નિયંતા, અભયસ્થાનરૂપ આપને શરણે હું આવી

जीव आत्मनि। प्रकृतेर्लीनत्वेन प्रतियोग्यभावात्परिपूर्णत्वेन सद्रूपेणावतिष्ठते। आत्मा चात्मस्थ एव नान्यत्र लीयते। यतः केवलो निरुपाधिः।

તત્ર હેતુઃ—विकल्पापायाभ्यां विश्वोत्पत्तिप्रलयाभ्यां लक्ष्यतेऽधिष्ठानत्वेनावधित्वेन वेति तथा सः॥ २७॥

अस्य कथनस्य प्रस्तुतोपयोगमाह—**एवमिति**।

**एवमन्वीक्षमाणस्य कथं वैकल्पिको भ्रमः।**
**मनसो हृदि तिष्ठेत व्योम्नीवार्कोदये तमः॥ २८**

मनसः कथं भेदनिमित्तो भ्रमः स्यात्। जातो वा कथं हृदि तिष्ठेत्॥ २८॥

उपसंहरति—**एष इति**।

**एष सांख्यविधिः प्रोक्तः संशयग्रन्थिभेदनः।**
**प्रतिलोमानुलोमाभ्यां परावरदृशा मया॥ २९**

॥ २९ ॥

प्रत्यक्षमिव येनेदं दर्शितं तत्त्वमात्मनः।
सांख्यप्रख्यानतस्तस्मै हरये गुरवे नमः॥ १

છું.' (શ્રીમદ્ ભા.૧૦/૩/૨૬) જીવ (મહાપુરુષ) આત્મામાં લય પામે છે. પ્રકૃતિ લીન થયેલી હોવાથી પ્રતિયોગીના અભાવને લીધે પરિપૂર્ણ હોવાથી સત્સ્વરૂપે સ્થિતિ કરે છે. આત્મા સ્વસ્વરૂપમાં જ સ્થિતિ કરે છે, બીજે ક્યાંય લીન થતો નથી, કારણ કે તે **'केवलः'** ઉપાધિરહિત છે.

તે માટેનું કારણ– **'विकल्पापायाभ्याम्'** વિશ્વની ઉત્પત્તિ અને લય વડે અધિષ્ઠાનરૂપે કે અવધિરૂપે સ્થિત રહે છે, તેવો તે આત્મા છે.॥૨૭॥

આ સાંખ્યકથનની પ્રસ્તુત વિષય (દ્વન્દ્વસહન કરવા)માં જે ઉપકારકતા છે, તે કહે છે– **'एवम् इति।'**

આકાશમાં સૂર્યોદય થતાં જેમ અંધકાર રહેતો નથી તેમ આ પ્રકારે વિચાર કરતા મનુષ્યના હૃદયમાં મનને ભેદના કારણરૂપ ભ્રમ કેવી રીતે થાય? જો કદાચ ભ્રમ થાય તો કેવી રીતે રહી શકે? ॥ ૨૮ ॥

મનમાં ભેદના કારણરૂપ ભ્રમ કેવી રીતે થાય? કદાચ થાય તો હૃદયમાં કેવી રીતે રહી શકે? ॥ ૨૮ ॥

ઉપસંહાર કરે છે– **'एषः इति।'**

હૃદયની સંશયરૂપી ગાંઠ તોડી નાખતો આ સાંખ્યશાસ્ત્રનો પ્રકાર ઉત્પત્તિ અને સંહારના ક્રમથી કાર્ય અને કારણના સ્વરૂપને જાણનારા મારા દ્વારા કહેવામાં આવ્યો. ॥ ૨૯ ॥ ૨૯ ॥

જેમના દ્વારા સાંખ્યના કથનરૂપે આત્માના આ તત્ત્વને જાણે પ્રત્યક્ષરૂપે હોય તેમ દર્શાવવામાં આવ્યું, તે શ્રીહરિરૂપ ગુરુને નમસ્કાર. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायामेकादशस्कन्धे भगवदुद्धवसंवादे चतुर्विंशोऽध्यायः॥ २४॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्विंशोऽध्यायः॥ २४॥

*****

# अथ पञ्चविंशोऽध्यायः

## ત્રણેય ગુણોની વૃત્તિઓનું નિરૂપણ

पञ्चविंशे स्वनैर्गुण्यप्रतिपत्त्यै निरूप्यते।
चित्तप्रभवसत्त्वादिगुणवृत्तिरनेकधा ॥ १

પચ્ચીસમા અધ્યાયમાં સ્વરૂપભૂત નૈર્ગુણ્યનું પ્રતિપાદન કરવા માટે ચિત્તમાં થતી સત્ત્વાદિ ગુણોની વૃત્તિઓને અનેક પ્રકારે વર્ણવવામાં આવી છે. ॥ ૧ ॥

प्रकृतिपुरुषविवेकज्ञानवतोऽपि यावत् प्रयत्नविशेषेण गुणत्रयवृत्तिजयो न स्यान्न तावद् द्वन्द्वोपरमोऽतस्तज्जयोपायगुणवृत्तिनिरूपणार्थमाह—**गुणानामिति**।

પ્રકૃતિ તથા પુરુષનું વિવેકજ્ઞાન ધરાવતો મનુષ્ય પણ જ્યાં સુધી વિશેષ પ્રયત્ન કરીને ત્રણે ગુણોની વૃત્તિઓ ઉપર વિજય મેળવતો નથી, ત્યાં સુધી તેનાં સુખ-દુઃખાદિ દ્વંદ્વો દૂર થતાં નથી, આથી તે વૃત્તિઓ જીતવાના ઉપાયરૂપે ગુણોની વૃત્તિઓનું નિરૂપણ કરવા માટે ભગવાન કહે છે– **'गुणानाम् इति।'**

**श्रीभगवानुवाच**

**गुणानामसमिश्राणां पुमान् येन यथा भवेत्।**
**तन्मे पुरुषवर्येदमुपधारय शंसतः॥ १**

**શ્રીભગવાન બોલ્યા** – હે પુરુષશ્રેષ્ઠ ઉદ્ધવ, વિભક્ત થઈને રહેલા (જુદા જુદા) ગુણોમાંથી જે ગુણ વડે પુરુષ જેવો થાય છે, તેનું વર્ણન કરતા એવા મારી પાસેથી તમે ધ્યાનપૂર્વક સાંભળો. ॥૧॥

सह मिश्रीभूय वर्तमानाः समिश्राः न समिश्रा असमिश्रास्तेषां विभक्तानां गुणानां मध्ये येन गुणेन यथा यादृशो भवेत्तदिदं कथयतो मत्तो निबोधेत्यर्थः॥ १॥

સાથે મળીને રહેનારા તે **'समिश्राः'**, તેવા ન હોય તે **'असमिश्राः'**, તે વિભક્ત થઈને રહેલા ગુણોમાં જે ગુણ વડે પુરુષ **'यथा'** જેવો થાય છે, તે આનું વર્ણન કરતા મારી પાસેથી તમે શ્રવણ કરો, એમ અર્થ છે. ॥ ૧ ॥

तत्र सत्त्ववृत्तीराह—**शम इति**।

પ્રથમ સત્ત્વવૃત્તિઓને વર્ણવે છે– **'शमः इति।'**

**शमो दमस्तितिक्षेक्षा तपः सत्यं दया स्मृतिः।**
**तुष्टिस्त्यागोऽस्पृहा श्रद्धा ह्रीर्दयादिः स्वनिर्वृतिः॥**
**॥ २ ॥**

મનોનિગ્રહ, ઈન્દ્રિયનિગ્રહ, સહનશીલતા, વિવેક, સ્વધર્મપાલન, સત્ય, દયા, સ્મૃતિ, સંતોષ, ત્યાગ, વિષયો પ્રત્યે વૈરાગ્ય, શ્રદ્ધા, લજ્જા, દાન વગેરે (સરળતા, વિનય,) આત્મરતિ (આ સત્ત્વગુણની વૃત્તિઓ છે). ॥ ૨ ॥

शमो मनोनिग्रहः। दमो बाह्येन्द्रियनिग्रहः। तितिक्षा सहिष्णुत्वम्। ईक्षा विवेकः। तपः स्वधर्मवर्तित्वम्। स्मृतिः पूर्वापरानुसंधानम्।

**'शमः'** મનનો નિગ્રહ, **'दमः'** બાહ્ય ઈન્દ્રિયોનો નિગ્રહ, **'तितिक्षा'** સહિષ્ણુતા, **'ईक्षा'** વિવેક, **'तपः'** સ્વધર્મનિષ્ઠ થવું તે, **'स्मृतिः'** પહેલાંનું અને પછીનું

तुष्टिर्यथालाभसंतोषः। त्यागो व्ययशीलता। अस्पृहा विषयेषु वैराग्यम्। श्रद्धा आस्तिक्यं गुर्वादिषु। ह्रीरनुचिते कर्मणि लज्जा तेषामनवलोकनम्। दया दानम्, 'दय दानगतिरक्षणेषु' इति स्मरणात्। आदिशब्देनार्जवविनयादि। स्वनिर्वृतिरात्मरतिः ॥ २ ॥

અનુસંધાન, '**तुष्टिः**' જે પ્રાપ્ત થાય તેનાથી સંતુષ્ટ થવું તે, '**त्यागः**' ધનને યોગ્ય રીતે વાપરવાનો સ્વભાવ, '**अस्पृहा**' વિષયો પ્રત્યે વૈરાગ્ય, '**श्रद्धा**' ગુરુ વગેરે ઉપર શ્રદ્ધા, '**ह्रीः**' અનુચિત કર્મમાં લજ્જા, તેવા કર્મોની અવગણના, '**दया**' દાન 'દય ધાતુ દાન, ગતિ અને રક્ષણના અર્થમાં હોય છે.' એમ સ્મૃતિ છે. **आदि** શબ્દથી સરળતા, વિનય વગેરે, '**स्वनिर्वृतिः**' આત્મસ્વરૂપમાં રતિ ॥ ૨ ॥

रजसो वृत्तीराह—

**काम ईहा मदस्तृष्णा स्तम्भ आशीर्भिदा सुखम्।**
**मदोत्साहो यशःप्रीतिर्हास्यं वीर्यं बलोद्यमः ॥**
**॥ ३ ॥**

રજોગુણની વૃત્તિઓને વર્ણવે છે—

ઈચ્છા, વ્યાપાર, ઘમંડ, તૃષ્ણા, ગર્વ, ભૌતિક લાભ માટે દેવી-દેવતાઓને પ્રાર્થના કરવી, ભેદબુદ્ધિ, વિષયભોગ, મદને કારણે યુદ્ધ વગેરેનો આવેશ, પોતાનો યશ વધારવામાં પ્રીતિ, ઉપહાસ, પોતાના પ્રભાવનું પ્રદર્શન, બળ(હઠ)પૂર્વક પોતાનું કાર્ય સાધવું— (આ રજોગુણની વૃત્તિઓ છે.) ॥ ૩ ॥

कामोऽभिलाषः। ईहा व्यापारः। मदो दर्पः। तृष्णा लाभे सत्यप्यसंतोषः। स्तम्भो गर्वः। आशीर्धनाद्यभिलाषेण देवतादिप्रार्थनम्। भिदा अहमन्य इति भेदबुद्धिः। सुखं विषयभोगः। मदोत्साहो मदेन युद्धाद्यभिनिवेशः। यशःप्रीतिः स्तुतिप्रियता। हास्यमुपहासः। वीर्यं प्रभावाविष्कारः। बलेनोद्यमो न्यायेनोद्यमः सात्त्विक एव॥ ३ ॥

'**कामः**' અભિલાષા રાખવી, '**ईहा**' ઉદ્યમ કરવો, '**मदः**' ઘમંડ, '**तृष्णा**' લાભ થવા છતાં અસંતોષ, '**स्तम्भः**' ગર્વ, '**आशीः**' ધન વગેરેની અભિલાષાથી દેવતા વગેરેને પ્રાર્થના કરવી, '**भिदा**' હું જુદો છું, એવી ભેદબુદ્ધિ, '**सुखम्**' વિષયભોગ, '**मदोत्साहः**' મદને કારણે યુદ્ધ વગેરેનો આવેશ, '**यशःप्रीतिः**' પોતાની પ્રશંસા પ્રિય લાગવી તે, '**हास्यम्**' ઉપહાસ, '**वीर्यम्**' પોતાના પ્રભાવનું પ્રદર્શન, બળ કે હઠપૂર્વક પોતાનું કાર્ય સાધવું, ન્યાયપૂર્વક કાર્ય સાધવું તે સાત્ત્વિક જ છે.॥ ૩ ॥

तमोवृत्तीराह—

**क्रोधो लोभोऽनृतं हिंसा याच्ञा दम्भः क्लमः कलिः।**
**शोकमोहौ विषादार्ती निद्राऽऽशा भीरनुद्यमः ॥**
**॥ ४ ॥**

તમોગુણની વૃત્તિઓને વર્ણવે છે—

ક્રોધ, લોભ, અસત્ય, હિંસા, યાચના, દંભ, થાક, ક્લેશ, શોક, મોહ, વિષાદ, દૈન્ય, નિદ્રા, આશા, ભય, ઉદ્યમનો અભાવ— (આ તમોગુણની વૃત્તિઓ છે.) ॥ ૪ ॥

क्रोध इति। क्रोधोऽसहिष्णुता। लोभो व्ययपराङ्मुखता। अनृतमशास्त्रीयं प्रमाणमिति भाषणम्। हिंसा द्रोहः। याच्ञा प्रार्थना। दम्भो धर्मध्वजित्वम्। क्लमः श्रमः। कलिः कलहः। शोकमोहौ अनुशोचनं भ्रमश्च। विषादार्ती दुःखं दैन्यं च। निद्रा तन्द्रा। आशा मे इदं भविष्य- तीत्यन्वीक्षा। भीर्भयम्। अनुद्यमो जाड्यम्॥ ४॥

**सत्त्वस्य रजसश्चैतास्तमसश्चानुपूर्वशः।**
**वृत्तयो वर्णितप्रायाः सन्निपातमथो शृणु॥ ५**

अनुपूर्वशः क्रमेणैताः श्लोकत्रयोक्ता वर्णितप्रायाः। अन्या अप्यूह्या इति भावः॥ ५॥

विभक्तानां गुणानां वृत्तयो वर्णिताः, मिश्राणामाह—**संनिपात इति** त्रिभिः।

**सन्निपातस्त्वहमिति ममेत्युद्धव या मतिः।**
**व्यवहारः सन्निपातो मनोमात्रेन्द्रियासुभिः॥ ६**

अहं ममेति ममतानुषक्तसर्ववृत्ति- सामानाधिकरण्यदर्शनात्संनिपातजत्वम्। अहं शान्तः कामी क्रोधीत्यादि। तथा मम शान्तिरस्ति कामः क्रोध इत्यादि द्रष्टव्यम्। तत्पूर्वकः सर्वो व्यवहारश्च संनिपातकार्यमित्याह— व्यवहार इति। अत्र हेतुः—मनश्च मात्राणि

'**क्रोधः**' અસહિષ્ણુતા, '**लोभः**' ખર્ચ કરવામાં ઉદાસીનતા, '**अनृतम्**' શાસ્ત્રપ્રમાણવિહીન ભાષણ, '**हिंसा**' દ્રોહ કરવો, '**याच्ञा**' માગવું, '**दम्भः**' ધર્મધ્વજીપણું, '**क्लमः**' થાક લાગ્યા કરવો, '**कलिः**' ક્લેશ કરવો, શોક અને મોહનો વિચાર કર્યા કરવો (તેવો) ભ્રમ થવો, '**विषादार्ती**' (विषाद–आर्ति) દુઃખ અને દૈન્ય, '**निद्रा**' તંદ્રા (સુસ્તી), '**आशा**' મારું આ થશે, એવો વિચાર, '**भीः**' ભય, '**अनुद्यमः**' ઉદ્યમનો અભાવ– જડતા ॥ ૪ ॥

સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણની આ વૃત્તિઓનું મહદંશે ક્રમપૂર્વક વર્ણન કરવામાં આવ્યું, હવે સંનિપાત વિષે સાંભળો. ॥ ૫ ॥

'**अनुपूर्वशः**' ક્રમપૂર્વક કહેવામાં આવેલા આ ત્રણ શ્લોકો ઘણે ભાગે વર્ણવાયા છે, (આ ઉપરાંત) બીજી વૃત્તિઓ પણ છે, એવો ભાવ છે. ॥ ૫ ॥

જુદા જુદા ગુણોની વૃત્તિઓ વર્ણવવામાં આવી, (હવે) મિશ્ર વૃત્તિઓને ત્રણ શ્લોકોથી વર્ણવે છે– '**संनिपातः इति।**'

હે ઉદ્ધવ! 'હું અને મારું' એવી જે બુદ્ધિ છે, તે ગુણોનું મિશ્રપણું છે. મન, શબ્દાદિ માત્રાઓ, ઈન્દ્રિયો અને પ્રાણોથી થતો વ્યવહાર ગુણોની મિશ્રતાથી થાય છે. ॥ ૬ ॥

'હું અને મારું' એમ મમતા સાથે જોડાયેલી સર્વ વૃત્તિઓ સમાન અધિકરણ (વિભક્તિ)માં દેખાતી હોવાથી સંનિપાતમાંથી થયેલી છે. હું શાંત, કામી, ક્રોધી વગેરે છું તથા મને શાંતિ થાય, એમ કામ, ક્રોધ વગેરે સમજવા. તે (અહંકાર, મમકાર) વગેરે વૃત્તિઓપૂર્વકનો વ્યવહાર જ સંનિપાતના કારણરૂપ છે, એમ કહે છે– '**व्यवहारः इति।**' આ માટેનું (સંનિપાતના કાર્યરૂપ હોવા માટેનું) કારણ– મન તથા શબ્દાદિ માત્રાઓ તેમ જ ઈન્દ્રિયો

चेन्द्रियाणि चासवश्च तैः। मनआदीनां सात्त्विकतामसराजसत्वात्तैर्व्यवहारः संनिपातज इति भावः ॥ ६ ॥

અને પ્રાણ, તેમનાથી (વ્યવહાર થાય છે). મન વગેરે સાત્ત્વિક, તામસિક અને રાજસિક હોવાથી તેમનાથી થતો વ્યવહાર સંનિપાતજનક છે, એવો ભાવ છે. ॥ ૬ ॥

**धर्मे चार्थे च कामे च यदासौ परिनिष्ठितः।**
**गुणानां सन्निकर्षोऽयं श्रद्धारतिधनावहः ॥ ७**

જ્યારે તે મનુષ્ય ધર્મ, અર્થ અને કામમાં સ્થિત હોય છે ત્યારે (સંનિપાતના કાર્યરૂપ) ગુણોના સંનિકર્ષ (મિશ્રણ)ની સ્થિતિવાળો આ મનુષ્ય શ્રદ્ધા, રતિ અને ધન પ્રાપ્ત કરે છે. ॥ ૭ ॥

असौ पुरुषो यदा धर्मादिषु परिनिष्ठितो भवति तदायं त्रिषु निष्ठारूपः संनिकर्षः संनिपातकार्यम्। धर्मादीनां सत्त्वतमोरजःकार्यत्वाद्विषयतः संनिपातजत्वमुक्तम्। फलतश्च तथात्वमाह—श्रद्धारतिधनानि सत्त्वरजस्तमोमयान्यावहतीति तथा ॥ ७ ॥

તે મનુષ્ય જ્યારે ધર્મ વગેરેમાં સ્થિત હોય છે ત્યારે આ મનુષ્ય ત્રણેની નિષ્ઠારૂપ **'संनिकर्षः'** સંનિપાતના કાર્યની સ્થિતિવાળો થાય છે. ધર્મ વગેરે સત્ત્વ, રજસ્ અને તમસ્‌ના કાર્યરૂપ હોવાથી સંનિપાતમાંથી ઉત્પન્ન થયેલા કહેવાયા છે. ફળરૂપે પણ તે જ પ્રાપ્ત કરે છે એમ કહે છે– સાત્ત્વિકી ધર્મનિષ્ઠાનું ફળ શ્રદ્ધા, રાજસી કામનિષ્ઠાનું ફળ વિષયોમાં રતિ અને તામસી અર્થનિષ્ઠાનું ફળ ધન– આ મનુષ્ય પ્રાપ્ત કરે છે. ॥ ૭ ॥

धर्मनिष्ठायामेव संनिपातं दर्शयति—

ધર્મનિષ્ઠામાં જ સંનિપાત દર્શાવે છે–

**प्रवृत्तिलक्षणे निष्ठा पुमान् यर्हि गृहाश्रमे।**
**स्वधर्मे चानुतिष्ठेत गुणानां समितिर्हि सा ॥ ८**

પુરુષ જ્યારે પ્રવૃત્તિરૂપ લક્ષણવાળા કામ્યધર્મમાં શ્રદ્ધા રાખે છે, ગૃહસ્થાશ્રમમાં જ આસક્ત થાય છે અને નિત્યનૈમિત્તિક સ્વધર્મમાં સ્થિતિ કરે છે, ત્યારે પણ ગુણોની તે મિશ્રતા જ થયેલી જાણવી. ॥૮॥

प्रवृत्तिलक्षणे काम्यधर्मे यदा पुंसो निष्ठा भवति। तथा पुमान् यदा गृहाश्रम एवासक्तस्तिष्ठेत्। अनु पश्चात्स्वधर्मे च नित्यनैमित्तिके तिष्ठेत्सापि समितिः संनिपातः। हि यस्मात्काम्यधर्मगृहासक्तिस्वधर्मा रजस्तमःसत्त्वमया इत्यर्थः ॥ ८ ॥

પુરુષ જ્યારે પ્રવૃત્તિરૂપ લક્ષણવાળા કામ્યધર્મમાં શ્રદ્ધા રાખે છે, તે જ રીતે પુરુષ જ્યારે ગૃહસ્થાશ્રમમાં જ આસક્ત થાય છે અને **'अनु'** પછી સ્વધર્મરૂપ નિત્યનૈમિત્તિક કર્મોમાં સ્થિતિ કરે છે, તે પણ **'समितिः'** સંનિપાત છે. **'हि'** કારણ કે કામ્યધર્મ રજોગુણમય છે, ગૃહાસક્તિ તમોગુણમય છે અને સ્વધર્મ સત્ત્વગુણમય છે, એમ અર્થ છે. ॥ ૮ ॥

तदेवं मिश्रामिश्रगुणवृत्तीः प्रदर्श्येदानीं पुमान्येन यथा भवेदिति यदुक्तं तद्दर्शयति—**पुरुषमिति** त्रिभिः।

આમ, મિશ્ર અને અમિશ્ર ગુણવૃત્તિઓ દર્શાવીને હવે 'મનુષ્ય જે ગુણથી જેવો થાય છે', (શ્લોક-૧) એમ જે કહેવામાં આવ્યું, તે ત્રણ શ્લોકોથી દર્શાવે છે– **'पुरुषम् इति।'**

**पुरुषं सत्त्वसंयुक्तमनुमीयाच्छमादिभिः ।**
**कामादिभी रजोयुक्तं क्रोधाद्यैस्तमसा युतम् ॥ ९**
॥ ९ ॥

શમાદિ વૃત્તિઓ દ્વારા પુરુષને સત્ત્વગુણવાળો, કામાદિ વૃત્તિઓ દ્વારા રજોગુણવાળો અને ક્રોધાદિ વૃત્તિઓથી તમોગુણવાળો છે, એમ અનુમાન કરવું જોઈએ. ॥ ૯ ॥ ૯ ॥

**यदा भजति मां भक्त्या निरपेक्षः स्वकर्मभिः ।**
**तं सत्त्वप्रकृतिं विद्यात् पुरुषं स्त्रियमेव वा ॥ १०**
॥ १० ॥

જ્યારે કોઈ પણ ઈચ્છાથી રહિત થઈ (નિષ્કામપણે) પોતાનાં કર્મોથી ભક્તિપૂર્વક મને ભજે, ત્યારે તે પુરુષ કે સ્ત્રીને સત્ત્વગુણી સ્વભાવનાં જાણવાં. ॥ ૧૦ ॥ ૧૦ ॥

**यदा आशिष आशास्य मां भजेत स्वकर्मभिः ।**
**तं रजःप्रकृतिं विद्याद्धिंसामाशास्य तामसम् ॥ ११**

જ્યારે કોઈ પણ કામનાની આશા રાખી (સકામભાવથી) પોતાનાં કર્મો દ્વારા મને ભજે તેને રજોગુણી સ્વભાવનો જાણવો અને બીજાની હિંસા કરવાની ભાવનાથી મને ભજે તેને તમોગુણી જાણવો.॥ ૧૧ ॥

हिंसां शत्रुमरणादिकमाशास्य यो भजेत्तं तामसं विद्यात्। एतैर्गुणैरेवंभूतो भवतीति तात्पर्यार्थः ॥ ११ ॥

**'हिंसाम्'** શત્રુનું મરણ વગેરેની આશા રાખીને જે (મને) ભજે તેને તમોગુણી જાણવો. આ ગુણોથી આવો થાય છે, એમ તાત્પર્યાર્થ છે. ॥ ૧૧ ॥

ननु तवापि गुणवशेन कर्तृत्वाविशेषात्केन विशेषेण त्वं सेव्यो जीवस्तु सेवक इति नियमो यतो मां भजेतेति वारंवारमुच्यते तत्राह—**सत्त्वमिति** ।

(ઉદ્ધવજી) શંકા કરે છે કે ગુણોને વશ હોવાથી આપનું પણ કર્તૃત્વ છે, તો કઈ વિશેષતાથી આપ વિશેષરૂપે સેવવા યોગ્ય છો? જીવ તો સેવક છે, એવો નિયમ છે, કારણ કે વારંવાર કહેવામાં આવ્યું છે કે 'મારું ભજન કરવું જોઈએ.' તે માટે કહે છે– **'सत्त्वम् इति।'**

**सत्त्वं रजस्तम इति गुणा जीवस्य नैव मे।**
**चित्तजा यैस्तु भूतानां सज्जमानो निबध्यते ॥ १२**

સત્ત્વ, રજસ્ અને તમસ્ એ (ત્રણે) ગુણો જીવના છે, મારા છે જ નહીં. (જીવની ઉપાધિરૂપ) ચિત્તમાં આ ગુણો પ્રકટ થાય છે, જે ગુણોથી દેહરૂપ થયેલાં પ્રાણીઓમાં આસક્ત થતો જીવ બંધાય છે. ॥ ૧૨ ॥

जीवस्यैव, न मे। कुतः। यतश्चित्तजाः जीवोपाधौ चित्तेऽभिव्यज्यन्तेऽतो यैः स एव

(આ ત્રણ ગુણો) જીવના જ છે, મારા નહીં. શા માટે? કારણ કે **'चित्तजाः'** જીવની ઉપાધિરૂપ ચિત્તમાં ગુણો પ્રકટ થાય છે, આથી જે ગુણો વડે

बध्यते। कीदृशः। भूतानां देहरूपाणामन्येषां च मध्ये सज्जमानः। अहं त्वसज्जमानो गुणनियन्तृत्वेन सृष्ट्यादिकर्तापि नित्यमुक्तोऽतो महान्विशेष इति भावः।

તે જીવ જ બંધાય છે. કેવો જીવ? **'भूतानाम्'** દેહરૂપ થયેલા મનુષ્યો અને બીજાં પશુ-પક્ષીઓમાં બંધાતો જીવ– હું તો ગુણોનો નિયંતા હોવાથી સૃષ્ટિ વગેરેનો કર્તા હોવા છતાં ક્યાંય આસક્ત ન થતો એવો નિત્યમુક્ત છું, આથી હું ઘણો જ વિશેષ છું, એવો ભાવ છે.

यद्वा, भूतानामपञ्चीकृतानां यत्कार्यभूतं चित्तम्। 'अन्नमयं हि सोम्य मनः।' इति श्रुतेः। तत्प्रभवाः। अतो भूतोपहितस्य जीवस्यैवेति। अन्यत्समानम्॥ १२॥

અથવા અપંચીકૃત પ્રાણીઓમાં જે કાર્યરૂપ ચિત્ત છે, 'હે સોમ્ય, મન અન્નમય છે.' (છાં.ઉપ. ૬/૫/૪, ૬/૬/૫) એમ શ્રુતિ છે. ગુણો તેમાંથી ઉત્પન્ન થયેલા છે, આથી તે ગુણો ભૌતિક– કાર્યમાંથી ઉત્પન્ન થયેલા જીવના જ છે. અન્ય સમાન છે. ॥ ૧૨ ॥

तदेवं मिश्रामिश्रगुणकार्याणि प्रदर्श्ये–दानीमेकैकगुणोद्रेककार्याणि दर्शयति—**यदेति** सप्तदशभिः।

આમ, મિશ્ર-અમિશ્ર ગુણોનાં કાર્યો દર્શાવીને હવે દરેક ગુણનાં પ્રબળ કાર્યો સત્તર શ્લોકથી દર્શાવે છે– **'यदा इति।'**

**यदेतरौ जयेत् सत्त्वं भास्वरं विशदं शिवम्।**
**तदा सुखेन युज्येत धर्मज्ञानादिभिः पुमान्॥ १३**

પ્રકાશક, નિર્મળ અને શાંત સત્ત્વગુણ જ્યારે બીજા બે (રજસ્ અને તમસ્) ગુણોને જીતે, ત્યારે પુરુષ સુખ, ધર્મ તથા જ્ઞાન વગેરેથી યુક્ત થાય છે. ॥ ૧૩ ॥

यदेतरौ गुणौ जयेदभिभवेत्। भास्वरं प्रकाशकम्। विशदं स्वच्छम्। शिवं शान्तम्। शिवत्वविशदत्वभास्वरत्वानां यथाक्रमं सुख–धर्मज्ञानहेतुत्वात्तदा तैर्युज्येत। आदिशब्दाच्छ–मदमादिभिश्च॥ १३॥

જ્યારે બીજા બે ગુણોને **'जयेत्'** જીતે ત્યારે– **'भास्वरम्'** પ્રકાશક, **'विशदम्'** નિર્મળ, **'शिवम्'** શાંત– શિવત્વ, નિર્મળત્વ અને પ્રકાશત્વ અનુક્રમે સુખ, ધર્મ અને જ્ઞાનના કારણરૂપ હોવાથી ત્યારે પુરુષ તેમનાથી યુક્ત થાય છે. **'आदि'** શબ્દથી શમ, દમ વગેરેથી, એમ સમજવું. ॥ ૧૩ ॥

**यदा जयेत्तमः सत्त्वं रजः संगं भिदा बलम्।**
**तदा दुःखेन युज्येत कर्मणा यशसा श्रिया॥ १४**

આસક્તિ અને ભેદબુદ્ધિના કારણરૂપ તેમ જ પ્રવૃત્તિના સ્વભાવવાળો રજોગુણ જ્યારે સત્ત્વગુણ અને તમોગુણને જીતે ત્યારે મનુષ્ય દુઃખ, કર્મ, યશ અને લક્ષ્મીથી યુક્ત થાય છે. ॥ ૧૪ ॥

तमः सत्त्वं च कर्मभूतम्। रजः कर्तृ। सङ्गं सङ्गहेतुः। भिदा भेदहेतुः। बलं प्रवृत्तिस्वभावम्।

**'तमः'** અને **'सत्त्वम्'** કર્મરૂપ અર્થાત્ દ્વિતીયા વિ. માં સમજવાં રજસ્ કર્તા છે. **'सङ्गम्'** આસક્તિના કારણરૂપ, **'भिदा'** ભેદના કારણરૂપ– **'बलम्'** પ્રવૃત્તિના સ્વભાવવાળો– (રજોગુણ ત્રણ

अतः सङ्गहेतुत्वाद्यशसा श्रिया युज्येत। तत्कामः पुमान्भवतीत्यर्थः। भिदाहेतुत्वाद्दुःखेन युज्येत, 'द्वितीयाद्वै भयं भवति' इति श्रुतेः। बलहेतुत्वात्कर्मणा युज्येत॥ १४॥

વિશેષણવાળો થાય છે.) આથી આસક્તિના કારણરૂપ હોવાથી (પુરુષ) યશ અને લક્ષ્મીથી યુક્ત થાય છે. મનુષ્ય તેમની (લક્ષ્મી અને યશની) કામનાવાળો થાય છે, એમ અર્થ છે. ભેદબુદ્ધિને કારણે દુઃખ સાથે જોડાય છે. 'અન્યથી જ ભય થાય છે.' (બૃહદા.ઉપ. ૧/૪/૨) એમ શ્રુતિ છે. બળને કારણે કર્મથી યુક્ત થાય (છે). ॥ ૧૪ ॥

**यदा जयेद् रजः सत्त्वं तमो मूढं लयं जडम्।**
**युज्येत शोकमोहाभ्यां निद्रया हिंसयाऽऽशया॥ १५**

વિવેકનો નાશ કરનાર, આવરણ કરનાર અને ઉદ્યમરહિત એવો તમોગુણ જ્યારે સત્ત્વગુણ અને રજોગુણને જીતે, ત્યારે પુરુષ શોક, મોહ, હિંસા તથા આશાથી યુક્ત થાય (છે). ॥ ૧૫ ॥

यदा रजः सत्त्वं च कर्मभूतं तमः कर्तृ जयेत्। मूढं विवेकभ्रंशकम्। लयमावरणात्मकम्। जडमनुद्यमात्मकम्। अतो मूढत्वाच्छोकमोहहिंसाभिर्लयत्वान्निद्रया जडत्वादुद्यमाभावेन केवलमाशया युज्येतेति द्रष्टव्यम्। 'जन' इति पाठे लयात्मकमेव निद्राशयोर्हेतुः॥ १५॥

જ્યારે કર્મરૂપ (દ્વિ.વિ.વાળા) રજસ્ અને સત્ત્વને કર્તા એવો તમોગુણ જીતે– **'મૂઢમ્'** વિવેકનો નાશ કરનાર, **'લયમ્'** આવરણ કરનારો, **'જડમ્'** ઉદ્યમરહિત– આથી મૂઢ હોવાથી શોક-મોહ-હિંસાથી અને લયરૂપ હોવાથી નિદ્રાથી તથા જડરૂપ હોવાથી ઉદ્યમરાહિત્યથી પુરુષ કેવળ આશાથી યુક્ત થાય (છે), એમ સમજવું. (**જડમ્** ને બદલે) **'જનઃ'** પાઠમાં લયના સ્વરૂપવાળો બનીને નિદ્રા-વાસનાનો હેતુ બને (લય પામી જન્મ પામે). ॥ ૧૫ ॥

**यदा चित्तं प्रसीदेत इन्द्रियाणां च निर्वृतिः।**
**देहेऽभयं मनोऽसंगं तत् सत्त्वं विद्धि मत्पदम्॥ १६**

જ્યારે ચિત્ત પ્રસન્ન થાય, ઇન્દ્રિયો શાંત થાય, દેહમાં નિર્ભયતા જણાય અને મન આસક્તિરહિત થાય ત્યારે મારી પ્રાપ્તિના સાધનરૂપ સત્ત્વગુણ વધ્યો છે, એમ તમે જાણો. ॥ ૧૬ ॥

किंच, यदा चित्तं प्रसीदेत् स्वच्छं भवेत्। निर्वृतिरुपरतिः। तत्तदा मत्पदं मदुपलब्धिस्थानं सत्त्वमुद्रिक्तं विद्धि॥ १६॥

વળી, જ્યારે ચિત્ત **'પ્રસીદેત'** નિર્મળ થાય, **'નિર્વૃતિઃ'** શાંત, **'તત્'** ત્યારે **'મત્પદમ્'** મારી પ્રાપ્તિના સ્થાનરૂપ સત્ત્વગુણ પ્રબળ થયો છે, એમ તમે જાણો. ॥ ૧૬ ॥

**विकुर्वन् क्रियया चाधीरनिर्वृत्तिश्च चेतसाम्।**
**गात्रास्वास्थ्यं मनो भ्रान्तं रज एतैर्निशामय॥**
**॥ १७॥**

ક્રિયાથી વિકાર પામતો પુરુષ જ્યારે ચોતરફ ભમતી બુદ્ધિવાળો, તૃષ્ણાયુક્ત જ્ઞાનેન્દ્રિયોવાળો, વિકારયુક્ત કર્મેન્દ્રિયોવાળો અને ચંચળ મનવાળો થાય ત્યારે આ કારણોથી તેને ઉત્કટ રજોગુણવાળો જાણો. ॥ ૧૭ ॥

यदा पुनः क्रियया विकुर्वन्विकारं प्राप्नुवन् आधीर्भवति, आ समन्ताद्विक्षिप्ता धीर्यस्य सः। चेतसां बुद्धीन्द्रियाणामनिर्वृत्ति-रनुपरतिः गात्राणि कर्मेन्द्रियाणि तेषामस्वास्थ्यं विकाराधिक्यं मनो भ्रान्तं चञ्चलं तदा रज उत्कटं निशामय जानीहीति॥ १७॥

**सीदच्चित्तं विलीयेत चेतसो ग्रहणेऽक्षमम्।**
**मनो नष्टं तमो ग्लानिस्तमस्तदुपधारय॥ १८**

यदा सीदत्तिरोभवच्चेतसो ग्रहणे चिदाकारपरिणामेऽक्षमं सच्चित्तं विलीयेत। मनोऽपि संकल्पात्मकं नष्टं लीनम्। तमोऽज्ञानं ग्लानिर्विषादश्च भवति। तत्तदा तम उत्कट-मुपधारय विद्धि॥ १८॥

किंच, **एधमान इति**।

**एधमाने गुणे सत्त्वे देवानां बलमेधते।**
**असुराणां च रजसि तमस्युद्धव रक्षसाम्॥ १९**

इन्द्रियाण्येव निवृत्तिप्रवृत्तिमोहस्वभावानि देवासुररक्षांसि। यद्वा, प्रसङ्गादाधिदैविकानां गुणानामुत्कर्षकार्याण्युक्तानीति ज्ञेयम्॥ १९॥

गुणोत्कर्षतोऽवस्थाभेदं दर्शयति—**सत्त्वादिति**।

વળી, જ્યારે ક્રિયાથી **'विकुर्वन्'** વિકાર પામતો પુરુષ **'आ-धीः भवति'** ચારે તરફથી વિક્ષિપ્ત થઈ છે બુદ્ધિ જેની તેવો થાય છે, **'चेतसाम्'** જ્ઞાનેન્દ્રિયોની **'अनिर्वृत्तिः'** (**सतृष्णता-वं.**) તૃષ્ણા (અસંતોષ), **'गात्राणि'** કર્મેન્દ્રિયો, તેમનું અસ્વાસ્થ્ય, વિકારોની અધિકતા, મન **'भ्रान्तम्'** ચંચળ બને છે ત્યારે તેને ઉત્કટ રજોગુણવાળો જાણો. ॥ ૧૭ ॥

ખિન્ન થતું ચિત્ત ચિદાકારરૂપે પરિણામ પામવા માટે અક્ષમ હોઈ લય પામે અને સંકલ્પાત્મક મન પણ લય પામે, અજ્ઞાન અને વિષાદ ઉત્પન્ન થાય ત્યારે તમે તમોગુણની અધિકતા જાણો. ॥ ૧૮ ॥

જ્યારે ચિત્ત ખિન્ન થતું હોય, **'चेतसः ग्रहणे'** ચિદાકારરૂપે પરિણામ પામવા માટે અક્ષમ હોઈ ચિત્ત લય પામે, (અર્થાત્ જ્ઞાનેન્દ્રિયોના રૂપ વગેરે વિષયોને ગ્રહણ કરવા માટે અસમર્થ હોઈ લય પામે) અને સંકલ્પાત્મક મન પણ **'नष्टम्'** લય પામે ત્યારે; **'तमः'** અજ્ઞાન અને **'ग्लानिः'** વિષાદ થાય **'तत्'** ત્યારે તમે તમોગુણની અધિકતા **'विद्धि'** જાણો. ॥ ૧૮ ॥

વળી, (સત્ત્વગુણ) વધે ત્યારે

હે ઉદ્ધવ, સત્ત્વગુણ વધે ત્યારે દેવોનું બળ વધે, રજોગુણ વધે ત્યારે અસુરોનું બળ વધે તેમ જ તમોગુણ વધે ત્યારે રાક્ષસોનું બળ વધે. ॥ ૧૯ ॥

જે ઇન્દ્રિયો નિવૃત્તિપરાયણ છે તે (ઇન્દ્રિયો) દેવો છે, જે ઇન્દ્રિયો પ્રવૃત્તિપરાયણ છે તે અસુરો છે અને જે ઇન્દ્રિયો મોહપરાયણ તે રાક્ષસો છે. (ઇન્દ્રિયોને જ દેવ, અસુર અને રાક્ષસ કહેવામાં આવી છે.) અથવા પ્રસંગોપાત્ત આધિદૈવિક ગુણોના ઉત્કર્ષરૂપ કાર્યો કહેવામાં આવ્યાં છે, એમ સમજવું. ॥ ૧૯ ॥

ગુણોના ઉત્કર્ષથી અવસ્થાભેદ દર્શાવે છે— **'सत्त्वात् इति।'**

**सत्त्वाज्जागरणं विद्याद् रजसा स्वप्नमादिशेत्।**
**प्रस्वापं तमसा जन्तोस्तुरीयं त्रिषु सन्ततम्॥ २०**

સત્ત્વગુણથી જીવને જાગ્રત-અવસ્થા, રજોગુણથી સ્વપ્નાવસ્થા અને તમોગુણથી સુષુપ્તિ-અવસ્થા થાય છે. ચોથી તુરીયાવસ્થા આ ત્રણે અવસ્થાઓમાં એકરસ વ્યાપેલું આત્મતત્ત્વ છે. ॥ ૨૦ ॥

प्रसङ्गान्निर्गुणावस्थामाह—तुरीयं चतुर्थमवस्थान्तरं नाम त्रिषु जागरणादिषु संततमेकरूपमात्मतत्त्वमेवेत्यर्थः ॥ २० ॥

પ્રસંગોપાત્ત નિર્ગુણ અવસ્થાને વર્ણવે છે– **'तुरीयम्'** તુરીયાવસ્થા ચોથી અવસ્થાનું બીજું નામ છે. જાગ્રત વગેરે ત્રણ અવસ્થાઓમાં **'संततम्'** એકરસ વ્યાપેલું આત્મતત્ત્વ જ (તુરીયાવસ્થા) છે, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

गुणोत्कर्षद्वारेण तत्तत्कर्मफलनिष्ठां दर्शयति—**उपर्युपरीति**।

ગુણોના ઉત્કર્ષ દ્વારા તે સાત્ત્વિક વગેરે કર્મોના ફળરૂપ વિશિષ્ટ સ્થાન દર્શાવે છે– **'उपरि-उपरि इति।'**

**उपर्युपरि गच्छन्ति सत्त्वेन ब्राह्मणा जनाः।**
**तमसाधोऽध आमुख्याद् रजसान्तरचारिणः॥ २१**

સત્ત્વગુણથી વૈદિક કર્મોના અનુષ્ઠાનમાં તત્પર રહેનારા (બ્રાહ્મણો) ઉત્તરોત્તર ઉપરના લોકમાં જાય છે, તમોગુણથી જીવોને સ્થાવર (વૃક્ષપર્યંત) નીચી નીચી યોનિઓ પ્રાપ્ત થાય છે અને રજોગુણથી જીવ વચ્ચેના મનુષ્યલોકમાં ભમનારો થાય છે. ॥ ૨૧ ॥

ब्राह्मणा वेदानुष्ठानयुक्ताः। 'आब्रह्मण' इति पाठे ब्रह्मलोकमभिव्याप्य। आमुख्यात्स्थावरानभिव्याप्य। अन्तरचारिणो मनुष्या एव भवन्ति॥ २१॥

વૈદિક કર્મોના અનુષ્ઠાનમાં તત્પર રહેનારા એટલે બ્રાહ્મણો. **'आब्रह्मणः'** પાઠમાં (સત્ત્વગુણથી જનો) બ્રહ્મલોકપર્યંત વ્યાપેલા (ઉત્તરોત્તર ઉપરના લોકમાં જાય છે). **'आमुख्यात्'** સ્થાવર (વૃક્ષાદિ) પર્યંતની નીચી નીચી યોનિઓ સુધી (જાય છે). વચ્ચે ભમનારા મનુષ્યો જ થાય છે. ॥ ૨૧ ॥

देहादुत्क्रान्तिकालीनगुणोत्कर्षफलमाह—

શરીરમાંથી જીવના નીકળવાના સમયે ગુણના પ્રાધાન્યનું ફળ કહે છે–

**सत्त्वे प्रलीनाः स्वर्यान्ति नरलोकं रजोलयाः।**
**तमोलयास्तु निरयं यान्ति मामेव निर्गुणाः॥ २२**

સત્ત્વગુણની વૃદ્ધિ થઈ હોય તે સમયે મૃત્યુ પામનારા સ્વર્ગમાં જાય છે, રજોગુણની વૃદ્ધિના સમયે મૃત્યુ પામનારા મનુષ્યલોકમાં જાય છે અને તમોગુણની વૃદ્ધિના સમયે મૃત્યુ પામનારા નરકમાં જાય છે. નિર્ગુણ (જીવન્મુક્ત જનો) મને જ પામે છે. ॥ ૨૨ ॥

सत्त्वे वृद्धे सति प्रलीना मृताः। रजोलयाः रजसि प्रवृद्धे सति लयो येषां ते। एवं तमोलया इत्यपि। निर्गुणा इत्यत्र तु लयशब्दानुपादानाज्जीवन्तोऽपि निर्गुणाश्चेन्मामेव यान्तीत्यर्थः॥ २२॥

સત્ત્વગુણની વૃદ્ધિ થઈ હોય ત્યારે **'प्रलीनाः'** મૃત્યુ પામનારા, **'रजोलयाः'** રજોગુણની વૃદ્ધિ થઈ હોય ત્યારે જેમનું મૃત્યુ થયું હોય, એ જ પ્રમાણે તમોગુણની વૃદ્ધિ થઈ હોય ત્યારે પણ મૃત્યુ પામનારા– નિર્ગુણ જનો તો અહીં લય શબ્દ પ્રાપ્ત ન થવાથી જીવિત હોવા છતાં પણ નિર્ગુણ હોય તો મને જ પામે છે, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

इदानीं गुणोत्कर्षकृतमेव तत्तत्फलसाधन-कर्मत्रैविध्यमाह—

હવે ગુણોના ઉત્કર્ષને કારણે તે ગુણોનાં ફળરૂપ સાધનનાં કર્મો ત્રણ પ્રકારનાં છે, એમ કહે છે–

**मदर्पणं निष्फलं वा सात्त्विकं निजकर्म तत्।**
**राजसं फलसंकल्पं हिंसाप्रायादि तामसम्॥ ॥ २३ ॥**

જેણે પોતાનું કર્મ મારી પ્રીતિના ઉદ્દેશથી અને કેવળ દાસભાવથી કર્યું હોય તે સાત્ત્વિક છે, જે કર્મ ફળના સંકલ્પથી કર્યું હોય તે રાજસ છે અને જે કર્મ પુષ્કળ હિંસા વગેરેવાળું હોય તે તામસ છે. ॥ ૨૩ ॥

मदर्पणं मत्प्रीत्युद्देशेन कृतं निष्फलं केवलं दासभावेनैव कृतं यन्निजं कर्म नित्यादि तत्सात्त्विकम्। फलं संकल्प्यतेऽस्मिंस्तत्। हिंसाप्रायं हिंसोद्देशेन कृतं हिंसाबहुलं च। आदिशब्दाद्दम्भमात्सर्यादिकृतम्॥ २३॥

**'मद्-अर्पणम्'** મારી પ્રીતિના ઉદ્દેશ્યથી કરાયેલું, **'निष्फलम्'** કેવળ દાસભાવથી જ કરાયેલું જે પોતાનું નિત્ય (નૈમિત્તિક) વગેરે કર્મ છે, તે સાત્ત્વિક છે. આ કર્મમાં ફળનો સંકલ્પ કરવામાં આવે છે તે (રાજસ છે.) **'हिंसाप्रायम्'** હિંસાના ઉદ્દેશથી કરવામાં આવેલું અને પુષ્કળ હિંસાવાળું કર્મ (તામસી છે). **'आदि'** શબ્દથી દંભ, માત્સર્ય વગેરેને કારણે કરાયેલું કર્મ (તામસી છે). ॥૨૩॥

इदानीं सगुणनिर्गुणभेदेन ज्ञानादीनां चातुर्विध्यमाह—

હવે સગુણ-નિર્ગુણના ભેદથી જ્ઞાન વગેરેના ચાર પ્રકાર કહે છે–

**कैवल्यं सात्त्विकं ज्ञानं रजो वैकल्पिकं च यत्।**
**प्राकृतं तामसं ज्ञानं मन्निष्ठं निर्गुणं स्मृतम्॥ ॥ २४॥**

'હું દેહાદિથી જુદો છું.' એ સાત્ત્વિક જ્ઞાન છે, 'હું દેહાદિથી જુદો નથી.' એ રાજસ જ્ઞાન છે. કેવળ આહાર-વિહારાદિ પ્રકૃતિના કાર્યરૂપ જ્ઞાન તામસ છે. પરમેશ્વર એવા મારા વિષયનું જ્ઞાન નિર્ગુણ છે. ॥ ૨૪ ॥

कैवल्यं देहादिव्यतिरिक्तात्मविषयम्। वैकल्पिकं देहाद्यव्यतिरिक्तात्मविषयं यत्तद्रजो राजसम्। प्राकृतं बालमूकादिज्ञानतुल्यम्। मन्निष्ठं परमेश्वरविषयम्॥ २४॥

**'कैवल्यम्'** 'હું દેહાદિથી જુદો છું.' એવું આત્મવિષયક જ્ઞાન (સાત્ત્વિક છે). **'वैकल्पिकम्'** 'હું દેહાદિથી જુદો નથી.' એવું આત્મા વિષેનું જે જ્ઞાન છે તે **'रजः'** રાજસ છે. **'प्राकृतम्'** બાળક, મૂંગો વગેરેના જ્ઞાન જેવું (પ્રાકૃત જ્ઞાન તામસ છે). **'मत्-निष्ठम्'** પરમેશ્વરના વિષયનું જ્ઞાન ॥ ૨૪ ॥

**वनं तु सात्त्विको वासो ग्रामो राजस उच्यते।**
**तामसं द्यूतसदनं मन्निकेतं तु निर्गुणम्॥ २५**

વન તો સાત્ત્વિક નિવાસસ્થાન છે, ગામ રાજસ નિવાસસ્થાન છે, જુગારખાનું તામસિક નિવાસસ્થાન છે અને મારું મંદિર નિર્ગુણ નિવાસસ્થાન છે. ॥ ૨૫ ॥

वनं विविक्तत्वात्सात्त्विको वासः, भगवन्निकेतनं तु साक्षात्तदाविर्भावान्निर्गुणं स्थानम्॥ २५॥

એકાંતવાસને કારણે વન સાત્ત્વિક નિવાસસ્થાન છે. ભગવાનનું મંદિર તો સાક્ષાત્ ભગવાનના આવિર્ભાવને કારણે નિર્ગુણ નિવાસસ્થાન છે. ॥ ૨૫ ॥

**सात्त्विकः कारकोऽसंगी रागान्धो राजसः स्मृतः।**
**तामसः स्मृतिविभ्रष्टो निर्गुणो मदपाश्रयः॥**
**॥ २६॥**

અનાસક્તભાવે કર્મ કરનારો સાત્ત્વિક છે. ફળમાં અતિશય આસક્તિ રાખનારો (રાગાંધ) રાજસ કર્તા જાણવો. આગળ-પાછળનો વિચાર ન કરનારો તામસ કર્તા છે. એક માત્ર મારા શરણમાં રહેનારો નિર્ગુણ કર્તા છે. ॥ ૨૬ ॥

कारकः कर्ता। असङ्गी अनासक्तः। रागान्धोऽत्यभिनिवेशवान्। स्मृतिविभ्रष्टोऽनु-सन्धानशून्यः। मदपाश्रयो मदेकशरणः। स हि निरहंकारत्वान्निर्गुणः॥ २६॥

**'कारकः'** કર્તા, **'असङ्गी'** અનાસક્ત, **'रागान्धः'** અતિશય આસક્તિવાળો, **'स्मृतिविभ्रष्टः'** આગળ-પાછળનો વિચાર ન કરનારો, **'मद्-अपाश्रयः'** એક માત્ર મારા શરણમાં રહેનારો, તે જ અહંકારરહિત હોવાથી નિર્ગુણ છે. ॥ ૨૬ ॥

**सात्त्विक्याध्यात्मिकी श्रद्धा कर्मश्रद्धा तु राजसी।**
**तामस्यधर्मे या श्रद्धा मत्सेवायां तु निर्गुणा॥**
**॥ २७॥**

આત્મજ્ઞાનવિષયક શ્રદ્ધા સાત્ત્વિક શ્રદ્ધા છે. કર્મવિષયક શ્રદ્ધા રાજસ છે. 'અધર્મમાં ધર્મ છે.' એવી શ્રદ્ધા તામસી છે. મારી સેવામાં જે શ્રદ્ધા છે, તે નિર્ગુણ શ્રદ્ધા છે. ॥ ૨૭ ॥

अधर्मे धर्म इति या श्रद्धा॥ २७॥

અધર્મમાં ધર્મ છે, એવી જે શ્રદ્ધા છે (તે તામસી છે). ॥ ૨૭ ॥

**पथ्यं पूतमनायस्तमाहार्यं सात्त्विकं स्मृतम्।**
**राजसं चेन्द्रियप्रेष्ठं तामसं चार्तिदाशुचि॥ २८**

પથ્ય હિતમ્। પૂતં શુદ્ધમ્। ... 

પથ્યં હિતમ્।

અનાયાસે પ્રાપ્ત થયેલા, હિતકારક અને પવિત્ર આહારને સાત્ત્વિક જાણવો. ભોગકાળે ઇન્દ્રિયોને સુખ આપનારો આહાર રાજસ છે. દુઃખ આપનારો, અશુદ્ધ આહાર તામસ છે અને (મને અર્પણ કરેલો આહાર નિર્ગુણ છે). ॥ ૨૮ ॥

पथ्यं हितम्। पूतं शुद्धम्। अनायस्तमनायासतः प्राप्तम्। आहार्यं भक्ष्यभोज्यादि। इन्द्रियाणां प्रेष्ठं भोगकाले सुखदं कट्वम्ललवणादि। आर्तिदाशुचि दैन्यकरमशुद्धं च। चशब्दान्मन्निवेदितं निर्गुणमित्यभिप्रेतम्॥ २८ ॥

**'पथ्यम्'** હિતકારી, **'पूतम्'** પવિત્ર, **'अनायस्तम्'** અનાયાસે પ્રાપ્ત થયો હોય તે આહારને, **'आहार्यम्'** ભક્ષ્ય, ભોજ્ય વગેરે અન્ન, ઇન્દ્રિયોને અત્યંત પ્રિય, ભોગકાળે તીખો, ખાટો, ખારો વગેરે (સ્વાદનું) સુખ આપનારો, **'आर्तिद-अशुचि'** દીનતાનું દુઃખ આપનારો અને અશુદ્ધ (આહાર)– **'च'** શબ્દથી, મને અર્પણ કરેલો આહાર નિર્ગુણ છે, એમ આશય છે. ॥ ૨૮ ॥

**सात्त्विकं सुखमात्मोत्थं विषयोत्थं तु राजसम्।**
**तामसं मोहदैन्योत्थं निर्गुणं मदपाश्रयम्॥ २९**

આત્મચિંતનથી પ્રાપ્ત થનારું સુખ સાત્ત્વિક છે. વિષયોથી ઉત્પન્ન થનારું સુખ રાજસ છે. મોહ અને દૈન્યથી થનારું સુખ તામસ છે. મારો આશ્રય કરવાથી થતું સુખ નિર્ગુણ છે. ॥ ૨૯ ॥

आत्मोत्थं सुखम्। मदपाश्रयमित्यपि त्वन्तत्पदार्थविषयत्वेन ज्ञानवदेव द्रष्टव्यम्॥ २९ ॥

**'आत्मोत्थम्'** આત્મચિંતનથી પ્રાપ્ત થનારું સુખ (સાત્ત્વિક છે). **'मद्-अपाश्रयम्'** મારો આશ્રય પણ **'त्वम्'** અને **'तत्'** પદાર્થના વિષયરૂપ હોવાથી જ્ઞાનની જેમ સમજવું. (ત્વં પદાર્થના અનુભવથી ઉત્પન્ન થયેલું સુખ સાત્ત્વિક છે અને તત્ પદાર્થના અનુભવથી ઉત્પન્ન થયેલું સુખ નિર્ગુણ છે.) ॥ ૨૯ ॥

उक्तं संसारहेतुभूतं त्रैगुण्यमुपसंहरति द्वाभ्याम्—

સંસારના કારણરૂપ કહેવામાં આવેલા ત્રણે ગુણોને બે શ્લોકોથી સંક્ષેપમાં કહે છે–

**द्रव्यं देशः फलं कालो ज्ञानं कर्म च कारकः।**
**श्रद्धावस्थाऽऽकृतिर्निष्ठा त्रैगुण्यः सर्व एव हि॥**
**॥ ३० ॥**

પદાર્થ, સ્થાન, કર્મફળ, કાળ, જ્ઞાન, કર્મ, કર્તા, શ્રદ્ધા, અવસ્થા, (દેવ-મનુષ્ય-તિર્યગાદિ) શરીરો અને મૃત્યુ પછીની ગતિ– (આ) સર્વ જ ત્રિગુણાત્મક છે. ॥ ૩૦ ॥

द्रव्यं पथ्यपूतादि। (देशो वनग्रामादिः।) फलं सात्त्विकं सुखमित्यादि। कालो यदा भजेत मां भक्त्या यदेतरौ जयेदित्यादिना योऽर्थादुक्तः। ज्ञानं कैवल्यं सात्त्विकं ज्ञानमित्यादि। कर्म मदर्पणमित्यादि। कारकः सात्त्विकः कारकोऽसङ्गीत्यादिः। श्रद्धा सात्त्विक्याध्यात्मिकीत्यादिः। अवस्था सत्त्वाज्जागरणमित्यादिः। आकृतिरुपर्युपरि गच्छन्तीत्यादिनोक्ता देवत्वादिरूपा। निष्ठा सत्त्वे प्रलीनाः स्वर्यान्तीत्यादिनोक्तः स्वर्गादिः। एवं सर्वोऽप्ययं भावस्त्रैगुण्यस्त्रिगुणात्मकः॥ ३०॥

હિતકારી, પવિત્ર વગેરે દ્રવ્યો, (વન, ગામ વગેરે સ્થળ), સાત્ત્વિક સુખ વગેરે ફળ, **‘कालः’** જ્યારે મને ભક્તિથી ભજે (શ્લોક-૧૦), જ્યારે સત્ત્વગુણ બીજા બે ગુણોને જીતે (શ્લોક-૧૩) વગેરે દ્વારા જે અર્થપૂર્વક કહેવાયો છે (તે કાળ), **‘कर्म’** મને અર્પણ કરવામાં આવેલું કર્મ (શ્લોક-૨૩) વગેરે, **‘कारकः’** સાત્ત્વિક કર્તા, અનાસક્ત કર્તા વગેરે (શ્લોક-૨૬), **‘श्रद्धा’** આત્મવિષયક શ્રદ્ધા સાત્ત્વિકી છે વગેરે (શ્લોક-૨૭), **‘अवस्था’** સત્ત્વગુણથી જીવને જાગ્રત-અવસ્થા વગેરે (શ્લોક-૨૦), **‘आकृतिः’** સત્ત્વગુણથી ઉત્તરોત્તર ઉપરના લોકમાં જાય છે વગેરે દ્વારા કહેવામાં આવ્યું (શ્લોક-૨૧) તે દેવત્વ વગેરેરૂપ શરીરો, **‘निष्ठा’** સત્ત્વગુણની વૃદ્ધિ હોય ત્યારે મૃત્યુ પામેલા જનો સ્વર્ગમાં જાય છે, વગેરે દ્વારા કહેવામાં આવેલી (શ્લોક-૨૨) મૃત્યુ પછીની ગતિઓ– આમ, આ બધા જ ભાવ **‘त्रैगुण्यः’** ત્રિગુણાત્મક છે.॥ ૩૦ ॥

**सर्वे गुणमया भावाः पुरुषाव्यक्तधिष्ठिताः।**
**दृष्टं श्रुतमनुध्यातं बुद्ध्या वा पुरुषर्षभ॥ ३१**

હે પુરુષશ્રેષ્ઠ, પુરુષ અને પ્રકૃતિના આશ્રયથી થયેલા સર્વ દેખાતા (આ લોકના), સંભળાતા (પરલોકના) અને બુદ્ધિથી વિચારાયેલા સર્વ પદાર્થો ત્રિગુણમય છે. ॥ ૩૧ ॥

न केवलमेष एव किंतु यावन्तः पुरुषाव्यक्तधिष्ठितास्ते सर्वे भावा गुणमया एव। तत्प्रपञ्चः—दृष्टमिति॥ ३१॥

કેવળ (ઉપર ગણાવેલા) આ પદાર્થો જ ત્રિગુણાત્મક છે, એમ નહીં, પણ જેટલા પદાર્થો પુરુષ અને પ્રકૃતિના આશ્રયવાળા છે, તે સર્વ પદાર્થો ત્રિગુણમય છે. તેને સમજાવે છે– **‘दृष्टम् इति।’** ॥ ૩૧ ॥

इदानीमुक्तं त्रैगुण्यस्य संसारहेतुत्वमनुवदंस्तन्निर्जयान्मोक्ष इत्याह—**एता इति** सार्धेन।

હવે સંસારના કારણરૂપ કહેવામાં આવેલા ત્રણે ગુણોને ફરીથી સંસારના કારણરૂપ કહેતાં, તેમને જીતવાથી મોક્ષ થાય છે, એમ દોઢ શ્લોકથી કહે છે– **‘एताः इति।’**

**एताः संसृतयः पुंसो गुणकर्मनिबन्धनाः ।**
**येनेमे निर्जिताः सौम्य गुणा जीवेन चित्तजाः ॥ ३२**

**भक्तियोगेन मन्निष्ठो मद्भावाय प्रपद्यते ।**
**तस्माद् देहमिमं लब्ध्वा ज्ञानविज्ञानसम्भवम् ॥ ३३**

**गुणसंगं विनिर्धूय मां भजन्तु विचक्षणाः ।**
**निःसंगो मां भजेद् विद्वानप्रमत्तो जितेन्द्रियः ॥ ३४**

હે સૌમ્ય, આ (દેવ, મનુષ્ય વગેરે) યોનિઓ પુરુષને ગુણ અને કર્મ અનુસાર પ્રાપ્ત થનારી છે. ચિત્તમાંથી જન્મેલા આ ગુણો જે જીવ દ્વારા જીતી લેવામાં આવે છે, તે જીવ ભક્તિયોગથી મારામાં નિષ્ઠાવાળો થઈ મોક્ષને યોગ્ય બને છે. તેથી જ્ઞાન અને વિજ્ઞાન જેમાં સંભવે છે તે આ મનુષ્યદેહ પ્રાપ્ત કરીને, ગુણોનો સંગ સર્વથા ધોઈને મને ભજો. વિચક્ષણ મનુષ્યોને માટે એ જ યોગ્ય છે કે સંગરહિત, અપ્રમત્ત અને જિતેન્દ્રિય થઈને મને ભજે. ॥ ૩૨॥ ૩૩॥ ૩૪ ॥

येन निर्जिताः स पश्चादविक्षिप्तेन भक्तियोगेन मन्निष्ठः सन् मद्भावाय मोक्षाय प्रपद्यते योग्यो भवति ॥ ३२ ॥

(આ ગુણો) જે જીવ દ્વારા જીતી લેવામાં આવે છે તે ત્યાર પછી અવિક્ષિપ્ત ભક્તિયોગથી મારામાં નિષ્ઠાવાળો થઈ **'मत्-भावाय'** મોક્ષને માટે **'प्रपद्यते'** યોગ્ય બને છે. ॥ ૩૨ ॥

तस्माद्विवेकिनामिदमेव युक्तमित्याह— तस्मादिति। ज्ञानविज्ञानयोः संभवो यस्मिंस्तमिमं नरदेहम् ॥ ३३ ॥

તેથી વિવેકીઓ માટે આ જ યોગ્ય છે, એમ કહે છે– **'तस्मात् इति।'** જ્ઞાન અને વિજ્ઞાન જેમાં સંભવે છે, તે આ મનુષ્યદેહને (પ્રાપ્ત કરીને)॥ ૩૩ ॥

भजनप्रकारमाह—निःसङ्ग इति सार्धेन ॥ ३४ ॥

ભજન કરવાની રીત દોઢ શ્લોકથી કહે છે– **'निःसंगः इति।'** ॥ ૩૪ ॥

**रजस्तमश्चाभिजयेत् सत्त्वसंसेवया मुनिः ।**
**सत्त्वं चाभिजयेद् युक्तो नैरपेक्ष्येण शान्तधीः ॥ ३५**

સત્ત્વગુણના સેવનથી મુનિ રજોગુણ અને તમોગુણને જીતી લે. (પછી) સાવધાન થઈ, ઉપશમ-યુક્ત સત્ત્વગુણથી યુક્ત થયેલો શાંત બુદ્ધિવાળો (તે મુનિ) સત્ત્વગુણ ઉપર વિજય પ્રાપ્ત કરે. ॥ ૩૫ ॥

सत्त्वसंसेवया 'सात्त्विकान्येव सेवेत पुमान्सत्त्वविवृद्धये।' इति प्रागुक्तया। नैरपेक्ष्येणोपशमात्मकेन सत्त्वेनैव ॥ ३५ ॥

**'सत्त्वसंसेवया'** સત્ત્વગુણના સેવનથી 'સત્ત્વ-ગુણની વૃદ્ધિ માટે પુરુષ સાત્ત્વિક (શાસ્ત્રો-અન્ન-જળ-જન-સ્થળ-કાળ-કર્મો)નું સેવન કરે.' (શ્રીમદ્ ભા.૧૧/૧૩/૬) કારણ કે એમ પૂર્વે પણ કહેવામાં આવ્યું છે. **'नैरपेक्ष्येण'** ઉપશમાત્મક સત્ત્વગુણથી જ ॥ ૩૫ ॥

एवं च सति मां प्राप्नोतीत्याह— **संपद्यत इति।**

આમ, (ત્રણે ગુણો ઉપર વિજય પ્રાપ્ત) થાય ત્યારે જીવ મને પ્રાપ્ત કરે છે, એમ કહે છે– **'संपद्यते इति।'**

**सम्पद्यते गुणैर्मुक्तो जीवो जीवं विहाय माम्।**
**जीवो जीवविनिर्मुक्तो गुणैश्चाशयसम्भवैः।**
**मयैव ब्रह्मणा पूर्णो न बहिर्नान्तरश्चरेत्॥ ३६**

ગુણોથી છૂટેલો જીવ જીવપણાના કારણરૂપ લિંગશરીરને તજીને મને પ્રાપ્ત કરે છે. અંતઃકરણમાં થનારા ગુણોથી અને લિંગશરીરથી છૂટેલો જીવ બ્રહ્મસ્વરૂપ એવા મારાથી જ પૂર્ણ બની વિષયભોગ(ની ઈચ્છા)થી બહાર ભટકતો નથી અને (વિષયોના સ્મરણથી) અંદર પણ ભટકતો નથી. (અર્થાત્ તે જીવન્મુક્ત બની રહે છે.) ॥ ૩૬ ॥

जीवं जीवत्वकारणं लिङ्गशरीरम्। मां प्राप्तस्य न पुनः संसार इत्याह—जीव इति। न बहिर्विषयभोगेन नान्तरस्तत्स्मरणेन॥ ३६॥

**'जीवम्'** જીવત્વના કારણરૂપ લિંગશરીરને– મને પ્રાપ્ત થયેલાને પુનઃ સંસાર હોતો નથી, એમ કહે છે– **'जीवः इति।'** વિષયભોગ(ની ઈચ્છા)થી બહાર (ભટકતો નથી) અને તે (વિષયો)ના સ્મરણથી અંદર ભટકતો નથી. (અર્થાત્ વિષયભોગ કરવો નહીં.) ॥ ૩૬ ॥

गुणकृतामनुसंसरणप्रथा–
मजितपुण्यकथाकथनादिभिः।
धुनुत भक्तिरसेन विवेकिनो
न हि पुनः सुलभं जनुरीदृशम्॥ १॥

હે વિવેકી જનો, ગુણોમાં આસક્તિ થવાને કારણે સંસારમાં જે જન્મવાની અને મરવાની પ્રથા છે, તેને અજિત ભગવાનની પાવન કથાઓના કથન (શ્રવણ, કીર્તન, સ્મરણાદિ) દ્વારા ભક્તિરસથી ધોઈ નાખો. આવો (ભજન કરવા યોગ્ય) મનુષ્યજન્મ વારંવાર મળવો ખરેખર સુલભ નથી. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायामेकादशस्कन्धे भगवदुद्धवसंवादे पञ्चविंशोऽध्यायः॥ २५॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चविंशोऽध्यायः॥ २५॥

# अथ षड्विंशोऽध्यायः

## પુરૂરવાની વૈરાગ્યોક્તિ

षड्विंशे योगनिष्ठाया विघातो दुष्टसङ्गतः।
साधुसङ्गेन तन्निष्ठापराकाष्ठेति वर्ण्यते॥ १

છવ્વીસમા અધ્યાયમાં દુષ્ટોના સંગથી યોગનિષ્ઠાનો નાશ થાય છે અને સાધુજનોના સંગથી તેની પરાકાષ્ઠા (ચરમસીમા) પ્રાપ્ત થાય છે, તે વર્ણવવામાં આવ્યું છે. ॥ ૧ ॥

योगिनो योगविभ्रंशः सङ्गतः संभवेदिति।
सर्वथा तन्निवृत्त्यर्थमैलगीतं वितन्यते॥ २

યોગીના યોગનો નાશ સંગથી થાય છે. તે સંગને સંપૂર્ણપણે દૂર કરવા માટે ઐલગીત (ઇલાના પુત્રનું ગીત) પ્રસ્તુત કરવામાં આવે છે. ॥ ૨ ॥

'निःसङ्गो मां भजेद्विद्वानप्रमत्तो जितेन्द्रियः ॥' इत्युक्तं, तत्र विपक्षेऽनर्थं कथयिष्यन् जीवन्मुक्तस्यापि तर्हि सङ्गो दुर्वार इत्यनर्थः स्यादित्याशङ्क्योक्तानुवादपूर्वकं परिहरति सार्धाभ्याम्—

'વિદ્વાન મનુષ્ય સર્વ સંગ તજી અપ્રમાદી તથા જિતેન્દ્રિય થઈ મારું ભજન કરે.' (શ્રીમદ્ ભા. ૧૧/૨૫/૩૪) એમ કહેવામાં આવ્યું. તેમાં (સંગ કરવામાં) જીવન્મુક્તને માટે પણ સંગ દુઃખથી નિવારી શકાય તેવો હોવાનો અનર્થ થાય, એવી આશંકા કરીને કહેવામાં આવેલી વાતના પુનઃ કથન દ્વારા તે શંકાને દોઢ શ્લોકથી દૂર કરે છે—

**श्रीभगवानुवाच**

**मल्लक्षणमिमं कायं लब्ध्वा मद्धर्म आस्थितः ।**
**आनन्दं परमात्मानमात्मस्थं समुपैति माम् ॥ १**

**શ્રીભગવાન બોલ્યા** – મારું સ્વરૂપ જેનાથી જણાય છે તે આ મનુષ્યની કાયા પ્રાપ્ત કરીને, મારા ધર્મમાં સ્થિત થયેલો મનુષ્ય પોતાની અંદર જ નિયંતારૂપે રહેલા પરમાનંદરૂપ પરમાત્મા એવા મને સારી રીતે પ્રાપ્ત કરે છે. ॥ ૧ ॥

मल्लक्षणं मत्स्वरूपं लक्ष्यते येन तमिमं नरदेहं लब्ध्वा मद्धर्मे भक्तिलक्षणे आस्थितः सन्नात्मस्थमात्मन्येव नियन्तृत्वेन स्थितं परमानन्दरूपमात्मानं मां समुपैति सम्यक् प्राप्नोति ॥ १ ॥

**'मत्-लक्षणम्'** મારું સ્વરૂપ જેનાથી જણાય છે તે આ મનુષ્યની કાયા પ્રાપ્ત કરીને, ભક્તિના લક્ષણવાળા મારા ધર્મમાં સ્થિત થઈ, **'आत्मस्थम्'** પોતાની અંદર જ નિયંતારૂપે રહેલા પરમાનંદરૂપ પરમાત્મા એવા મને **'सम्-उप-एति'** સારી રીતે પ્રાપ્ત કરે છે. ॥ ૧ ॥

न चैवंभूतस्य विषयसङ्गो नामास्ती–त्याह—**गुणमय्येति**।

આવા (જીવદશામાં પણ વિષયોનો અનુભવ ન કરનાર)ને વિષયો માટે આસક્તિ હોતી જ નથી, એમ કહે છે– **'गुणमय्या इति।'**

**गुणमय्या जीवयोन्या विमुक्तो ज्ञाननिष्ठया ।**
**गुणेषु मायामात्रेषु दृश्यमानेष्ववस्तुतः ।**
**वर्तमानोऽपि न पुमान् युज्यतेऽवस्तुभिर्गुणैः ॥ २**

જ્ઞાનનિષ્ઠા વડે ગુણમય એવી જીવની ઉપાધિ (લિંગશરીર)થી છૂટેલો પુરુષ અવસ્તુરૂપે દેખાતા કેવળ માયારૂપ ગુણોમાં વર્તતો હોવા છતાં એ મિથ્યાગુણોનો સંગ પામતો નથી.॥૨॥

गुणमयी या जीवयोनिर्जीवोपाधिस्तया विमुक्तो गुणेषु वर्तमानोऽपि तैर्न युज्यते सङ्गं न प्राप्नोति। अत्र हेतुः—अवस्तुभिः। नन्ववस्तुभिरप्यन्ये युज्यमाना दृश्यन्ते तत्राह—अवस्तुत्वेन दृश्यमानेषु ॥ २ ॥

ગુણમય એવી જે **'जीवयोनिः'** જીવની ઉપાધિ(રૂપ લિંગશરીર), તેનાથી છૂટેલો પુરુષ ગુણોમાં રહેતો હોવા છતાં તે ગુણોથી **'न युज्यते'** યુક્ત થતો નથી. આ માટેનું કારણ– અવસ્તુરૂપે દેખાતા (ગુણોનો સંગ તે પામતો નથી). ॥ ૨ ॥

तथापि सङ्गं वर्जयेदित्याह—**सङ्गमिति**।

(જો કે ગુણો અવસ્તુરૂપ છે,) તેમ છતાં સંગથી દૂર રહેવું જોઈએ, એમ કહે છે– **'सङ्गम् इति।'**

**संगं न कुर्यादसतां शिश्नोदरतृपां क्वचित्।**
**तस्यानुगस्तमस्यन्धे पतत्यन्धानुगान्धवत्॥ ३**

શિશ્ન અને ઉદરને તૃપ્ત કરનારા દુષ્ટ મનુષ્યોનો સંગ મનુષ્યે ક્યારેય કરવો જોઈએ નહીં, કારણ કે તેને અનુસરનારો મનુષ્ય આંધળાને અનુસરતા આંધળાની જેમ અંધતમસ નામના (નરકરૂપી) ખાડામાં પડે છે. ॥ ૩ ॥

असतां लक्षणमाह—शिश्नोदरे तर्पयन्तीति शिश्नोदरतृपस्तेषां क्वचित्कदाचिदपि, आस्तां तावद्बहूनां सङ्गः, किंतु तस्यैकस्याप्य-नुगोऽनुवर्ती अन्धमनुगच्छति योऽन्धस्तद्वत् ॥ ३ ॥

દુષ્ટ મનુષ્યોનું લક્ષણ કહે છે– શિશ્ન અને ઉદરને તૃપ્ત કરે તેવા તેઓ '**शिश्नोदरतृपः**' છે. તેમનો '**क्वचित्**' ક્યારેય પણ (સંગ કરવો નહીં). તેવા ઘણાના સંગની વાત બાજુએ મૂકો, તેવા એકને પણ અનુસરનારો, આંધળાને અનુસરનારો આંધળો જેમ (ખાડામાં પડે છે) તેમ (તે અંધતમસ નરકમાં પડે છે.) ॥ ૩ ॥

अत्रेतिहासमाह—

અહીં ઈતિહાસ કહે છે–

**ऐलः सम्राडिमां गाथामगायत बृहच्छ्रवाः।**
**उर्वशीविरहान्मुह्यन् निर्विण्णः शोकसंयमे॥ ४**

ઉર્વશીના વિરહથી પહેલાં મોહ પામેલો પરમ યશસ્વી સમ્રાટ ઈલાનંદન (પુરૂરવા), પછીથી શોક દૂર થતાં વિરક્ત થઈ આ પ્રમાણે ગાથા ગાવા લાગ્યો. ॥ ૪ ॥

ऐलः पुरूरवाः। सम्राट् चक्रवर्ती। बृहच्छ्रवः कीर्तिर्यस्य सः। उर्वशीविरहात्प्रथमं मुह्यन् पश्चात्कुरुक्षेत्रे तां समागम्य गन्धर्वदत्तेनाग्निना देवानिष्ट्वा पुनरुर्वशीलोकं प्राप्य शोकसंयमे शोकापगमे सति ततो निर्विण्णः सन्निमां गाथामगायतेति नवम-स्कन्धानुसारेण द्रष्टव्यम्॥ ४॥

'**ऐलः**' ઈલાનંદન પુરૂરવા, '**सम्राट्**' ચક્રવર્તી, '**बृहत्-श्रवः**' મહાન કીર્તિ છે જેની તે, ઉર્વશીના વિરહથી પહેલાં મોહ પામ્યો. પછીથી કુરુક્ષેત્રમાં તેને મળીને, ગંધર્વદત્ત અગ્નિ દ્વારા દેવોનું યજન કરીને, પુનઃ ઉર્વશીના લોકને પ્રાપ્ત કરીને '**शोकसंयमे**' શોક દૂર થયો ત્યારે તે ઉર્વશીના લોકથી વિરક્ત થઈને આ ગાથા ગાવા લાગ્યો, એમ નવમા સ્કંધની કથા અનુસાર સમજવું જોઈએ. ॥ ૪ ॥

प्राक्तनीं मोहावस्थामाह—**त्यक्त्वेति**।

પૂર્વાશ્રમની મોહાવસ્થાને વર્ણવે છે– '**त्यक्त्वा इति।**'

**त्यक्त्वाऽऽत्मानं व्रजन्तीं तां नग्न उन्मत्तवन्नृपः।**
**विलपन्नन्वगाज्जाये घोरे तिष्ठेति विक्लवः॥ ५**

પોતાને છોડીને જતી ઉર્વશીની પાછળ 'હે પ્રિયા, હે નિષ્ઠુરહૃદયા! ઊભી રહે!' એમ ગાંડાની જેમ વિલાપ કરતો, નગ્ન થયેલો, વ્યાકુળ રાજા પુરૂરવા દોડ્યો હતો. ॥ ૫ ॥

आत्मानं राजानं त्यक्त्वा। अथवा शय्यायामात्मानं त्यक्त्वा व्रजन्तीम्। घोरे तिष्ठेति—

‘हये जाये मनसा तिष्ठ घोरे
वचांसि मिश्रा कृणवावहै नु।
न नौ मन्त्रा अनुदितास एते
मयस्करन्परतरे च नाहन्॥’
इत्येवं मन्त्रैर्विलपन्॥ ५॥

वैक्लव्ये कारणमाह—**कामानिति**।

**कामानतृप्तोऽनुजुषन् क्षुल्लकान् वर्षयामिनीः।**
**न वेद यान्तीर्नायान्तीरुर्वश्याकृष्टचेतनः॥ ६**

वर्षाणां यामिनी रात्रीर्यान्तीरपयान्तीः अयान्तीरागामिनीः। उर्वश्या आकृष्टा चेतना यस्य सः॥ ६॥

तस्य गन्धर्वलोके प्राप्तस्य बहुकाल-मुर्वशीसंभोगानन्तरं निर्विण्णस्य गाथामाह अष्टादशभिः। तत्राष्टभिरनुतापः प्रपञ्च्यते—**अहो इति**।

**ऐल उवाच**

**अहो मे मोहविस्तारः कामकश्मलचेतसः।**
**देव्या गृहीतकण्ठस्य नायुःखण्डा इमे स्मृताः॥ ७**

यतो मया इमे अहोरात्ररूपा आयुःखण्डा न स्मृताः॥ ७॥

तदेवाह—**नाहमिति**।

**‘आत्मानम्’** રાજાને પોતાને છોડીને અથવા શય્યામાં પોતાને છોડીને જતી (ઉર્વશીની પાછળ) ‘હે નિષ્ઠુરહૃદયા, ઊભી રહે!’ ‘હે પ્રિયા, મનથી આપણે વચનોને મિશ્ર કરીએ ત્યાં સુધી તું ઊભી રહે. આપણા આ મનોભાવો બોલ્યા વગરના રહેવાથી પહેલાંના દિવસો સુખકર ન હતા.’ (ઋગ્વેદ ૧૦/૯૫/૧) એમ મંત્રોથી વિલાપ કરતો ॥ ૫ ॥

વ્યાકુળ હોવાનું કારણ કહે છે– **‘कामान् इति।**

ઉર્વશી દ્વારા જેનો વિવેક હરી લેવામાં આવ્યો હતો તથા તેની સાથે તુચ્છ વિષયોને સેવતો હોવા છતાં અતૃપ્ત એવા તે પુરૂરવાએ વર્ષોની રાત્રિઓને જતી અને આવતી જાણી નહીં. ॥ ૬ ॥

વર્ષોની **‘यामिनीः’** રાત્રિઓને **‘यान्तीः’** જતી અને **‘अयान्तीः’** આવતી– ઉર્વશી દ્વારા હરાઈ ગયો છે વિવેક જેનો તે પુરૂરવા ॥ ૬ ॥

ગંધર્વલોકને પામેલા, ઉર્વશી સાથે ઘણા કાળ સુધી ભોગ ભોગવ્યા પછી વૈરાગ્યને પ્રાપ્ત થયેલા તેની ગાથાને અઢાર શ્લોકોથી વર્ણવે છે. તેમાં આઠ શ્લોકો દ્વારા તેના પશ્ચાત્તાપને વિસ્તારથી વર્ણવે છે– **‘अहो इति।’**

**ઈલાનંદન (પુરૂરવા) બોલ્યો** – ‘અરે રે, મારા મોહનો વ્યાપ (તો અકથ્ય છે)! દેવી ઉર્વશી દ્વારા કંઠમાં વળગીને આલિંગન કરાયેલા અને કામથી દૂષિત થયેલા ચિત્તવાળા મેં વીતી ગયેલી આવરદાનાં વર્ષો જાણ્યાં નહીં! ॥ ૭ ॥

કારણ કે મેં આ દિવસરાતરૂપ આવરદાનાં વર્ષો જાણ્યાં નહીં! ॥ ૭ ॥

તેને (આયુષ્યનાં વીસરાઈ ગયેલાં વર્ષોને) જ વર્ણવે છે– **‘न-अहम् इति।’**

**नाहं वेदाभिनिर्मुक्तः सूर्यो वाभ्युदितोऽमुया।**
**मुषितो वर्षपूगानां बताहानि गतान्युत॥ ८**

अरे रे! આના દ્વારા (ઉર્વશી દ્વારા) મોહિત થયેલા મેં સૂર્ય (ક્યારે) આથમ્યો કે ઊગ્યો એ જાણ્યું નહીં અને અનેક વર્ષોનાં વહાણાં વીતી ગયાં, એ પણ જાણ્યું નહીં! ॥ ૮ ॥

अभिनिर्मुक्तो मयि रममाणेऽस्तं गतोऽभ्युदितो वा सूर्य इति। अमुया उर्वश्या वञ्चितः। बत खेदे। उतापि। वर्षपूगानामपि गतान्यहानि न वेदेति॥ ८॥

હું રમણ કરતો હતો ત્યારે '**अभिनिर्मुक्तः**' સૂર્ય આથમ્યો કે ઊગ્યો– '**अमुया**' આ ઉર્વશી દ્વારા મોહિત થયેલો હું– '**बत**' ખેદમાં (કહે છે). '**उत**' અરે રે! અનેક વર્ષોનાં વહાણાં વીતી ગયાં, એ પણ જાણ્યું નહીં! ॥ ૮ ॥

**अहो मे आत्मसम्मोहो येनात्मा योषितां कृतः।**
**क्रीडामृगश्चक्रवर्ती नरदेवशिखामणिः॥ ९**

અરે રે! મારા મનનો અતિશય મોહ (આશ્ચર્યકારક છે)! કે જે મોહથી રાજાઓના મુકુટમણિ, ચક્રવર્તી સમ્રાટ એવા મારો દેહ સ્ત્રીઓના રમકડાની જેમ તેમને અધીન થઈ ગયો! ॥ ૯ ॥

येन संमोहेन। आत्मा देहः क्रीडा-मृगवदधीनः॥ ९॥

જે અતિશય મોહથી '**आत्मा**' મારો દેહ રમકડાની જેમ અધીન થઈ ગયો! ॥ ૯ ॥

ननु प्रणयकुपिताया अनुनयार्थमधीनता युक्तैव, सत्यम्, न त्वत्र तदस्तीत्याह—

કોઈ શંકા કરે કે પ્રેમને કારણે કુપિત થયેલી પ્રિયતમાને મનાવવા તેને અધીન થઈ જવું યોગ્ય જ છે, એ સાચું, પણ અહીં તેમ નથી, એમ કહે છે–

**सपरिच्छदमात्मानं हित्वा तृणमिवेश्वरम्।**
**यान्तीं स्त्रियं चान्वगमं नग्न उन्मत्तवद् रुदन्॥ १०**

રાજ્યાદિ સહિત પોતાના ચક્રવર્તિત્વને તણખલાની જેમ તજીને, ઉન્મત્તની જેમ રડતો, નગ્ન એવો હું, ચાલી જતી સ્ત્રીની પાછળ દોડ્યો! ॥ ૧૦ ॥

सपरिच्छदं राज्यादिसहितमीश्वरं चक्रवर्तिनं तृणमिव त्यक्त्वा यान्तीमप्यन्वगममनुगतोऽस्मि ॥ १०॥

'**सपरिच्छदम्**' રાજ્યાદિ સહિત '**ईश्वरम्**' ચક્રવર્તિત્વને તણખલાની જેમ તજીને હું, ચાલી જતી હોવા છતાં '**अनु-अगमन्**' પાછળ દોડ્યો! ॥ ૧૦ ॥

किंच, मम प्रभावाद्यभिमानो वृथैवेत्याह—

વળી, મારો પ્રભાવ વગેરે અભિમાન વ્યર્થ જ છે, એમ કહે છે–

**कुतस्तस्यानुभावः स्यात् तेज ईशत्वमेव वा।**
**योऽन्वगच्छं स्त्रियं यान्तीं खरवत् पादताडितः॥ ॥ ११ ॥**

(ગધેડી લાત મારે તો પણ) જેમ ગધેડો તેની પાછળ જ જાય તેમ ઉર્વશીના પગની લાત ખાતો જે હું તેની પાછળ ગયો તેવા મારાં પ્રભાવ, બળ અને ઐશ્વર્ય ક્યાંથી રહે? ॥ ૧૧ ॥

कुतस्तस्य मे तेजो बलम्। खरो यथा पादताडितोऽपि खरीमनुगच्छति तद्वत्॥ ११ ॥

एवंभूतस्य सर्वं साधनं व्यर्थमित्याह— **किमिति।**

**किं विद्यया किं तपसा किं त्यागेन श्रुतेन वा।**
**किं विविक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनो हृतम्॥ ॥ १२ ॥**

त्यागेन संन्यासेन। विविक्तेन एकान्त-सेवया। मौनेन वाङ्नियमेन॥ १२ ॥

अनुतप्तः सन्नात्मानं निन्दति द्वाभ्याम्— **स्वार्थस्येति।**

**स्वार्थस्याकोविदं धिङ् मां मूर्खं पण्डितमानिनम्।**
**योऽहमीश्वरतां प्राप्य स्त्रीभिर्गोखरवज्जितः॥ ॥ १३ ॥**

अकोविदमज्ञातारम्। गोखरवत् गौरिव खर इवेति॥ १३ ॥

**सेवतो वर्षपूगान् मे उर्वश्या अधरासवम्।**
**न तृप्यत्यात्मभूः कामो वह्निराहुतिभिर्यथा॥ १४**

अधरासवं सेवमानस्यात्मभूर्मनसिजः पुनःपुनरुद्भवन्॥ १४॥

एवमष्टभिर्निर्वेदो निरूपितः, इदानीं तस्य विवेकमाह दशभिः—**पुंश्चल्येति।**

**पुंश्चल्यापहृतं चित्तं को न्वन्यो मोचितुं प्रभुः।**
**आत्मारामेश्वरमृते भगवन्तमधोक्षजम्॥ ॥ १५ ॥**

તેવા મારા **'तेजः'** બળ– ગધેડો પગથી લાત ખાતો હોવા છતાં જેમ ગધેડીની પાછળ જાય તેમ! ॥ ૧૧ ॥

આવા (સ્ત્રીથી જિતાયેલા)ને માટે સર્વ સાધન વ્યર્થ છે, એમ કહે છે– **'किम् इति।'**

સ્ત્રીઓ દ્વારા જેનું મન હરાઈ ગયું હોય તેવા પુરુષને વિદ્યા, તપ, ત્યાગ (સંન્યાસ), શાસ્ત્રજ્ઞાન, એકાંતસેવન કે મૌનથી શો લાભ થવાનો છે? ॥ ૧૨ ॥

**'त्यागेन'** સંન્યાસથી, **'विविक्तेन'** એકાંતસેવનથી, **'मौनेन'** વાણીના નિયમનથી ॥૧૨॥

પશ્ચાત્તાપ કરતો હોઈ પોતાની જાતની બે શ્લોકોથી નિંદા કરે છે– **'स्वार्थस्य इति।'**

સ્વાર્થને ન જાણતા અને મૂર્ખ હોવા છતાં પોતાને પંડિત માનનાર મને ધિક્કાર છે, કે જે હું ચક્રવર્તી સમ્રાટપણું પામીને પણ બળદ અને ગધેડાની જેમ સ્ત્રીથી જિતાઈ ગયો! ॥ ૧૩ ॥

**'अकोविदम्'** ન જાણતાને– **'गोखरवत्'** બળદ અને ગધેડાની જેમ ॥ ૧૩ ॥

જેમ આહુતિઓ આપવાથી અગ્નિ તૃપ્ત થતો નથી તેમ અનેક વર્ષપર્યંત ઉર્વશીનું અધરામૃત સેવતા મારા મનમાં વારંવાર ઉત્પન્ન થતો કામ તૃપ્ત થતો નથી! ॥ ૧૪ ॥

અધરામૃત સેવતા મારા **'आत्मभूः'** મનમાં વારંવાર ઉત્પન્ન થતો કામ ॥ ૧૪ ॥

આમ, આઠ શ્લોકોથી વૈરાગ્યનું નિરૂપણ કરવામાં આવ્યું. હવે તે પુરૂરવાનો વિવેક દસ શ્લોકોથી વર્ણવે છે– **'पुंश्चल्या इति।'**

આત્મારામ જીવન્મુક્ત પુરુષોના ઈશ્વર ભગવાન અધોક્ષજ (ઇન્દ્રિયાતીત) સિવાય વારાંગનાએ હરી લીધેલા ચિત્તને છોડાવવા માટે બીજું કોણ સમર્થ છે! ॥ ૧૫ ॥

अयं भावः—कर्मभिर्देवानिष्ट्वा दुःखमेव प्राप्तोऽस्मि, अतः परमेश्वरमेव भजेयमिति ॥ १५ ॥

परमेश्वरप्रसादं विना देवैरुपदिष्टादपि वेदवाक्यान्मोहो न निवर्तत इत्याह—**बोधितस्यापीति**।

**बोधितस्यापि देव्या मे सूक्तवाक्येन दुर्मतेः।**
**मनोगतो महामोहो नापयात्यजितात्मनः॥ १६**

देव्या उर्वश्या सूक्तवाक्येन यथार्थ-वचनेन—

'पुरूरवो मा मृथा मा प्रतप्तो
मा त्वा वृकासो अशिवास उक्षन्।
न वै स्त्रैणानि सख्यानि सन्ति
सालावृकाणां हृदयान्येता॥'
इत्यनेन॥ १६॥

पूर्वं पुंश्चल्यापहृतं चित्तमित्यादिना तस्या अपकारोऽनुस्मृतः, इदानीं ममैवायमपराध इत्याह—**किमेतयेति**।

**किमेतया नोऽपकृतं रज्ज्वा वा सर्पचेतसः।**
**रज्जुस्वरूपाविदुषो योऽहं यदजितेन्द्रियः॥ १७**

ભાવ આ પ્રમાણે છે– કર્મો દ્વારા દેવતાઓનું યજન કરીને હું દુઃખને જ પામ્યો છું! આથી પરમેશ્વરને જ હું ભજું. ॥ ૧૫ ॥

દેવો દ્વારા વેદવચનોથી ઉપદેશ કરવામાં આવ્યો હોવા છતાં પરમેશ્વરની કૃપા વિના મોહ છૂટતો નથી, એમ કહે છે– **'बोधितस्य अपि इति।'**

દેવી ઉર્વશી દ્વારા યથાર્થ વચનોથી સમજાવવામાં આવ્યો હોવા છતાં દુષ્ટબુદ્ધિ અને અજિતેન્દ્રિય એવા મારો, મનમાં રહેલો અતિશય મોહ દૂર થયો નહીં. ॥ ૧૬ ॥

**'देव्या'** દેવી ઉર્વશી દ્વારા **'सूक्तवाक्येन'** યથાર્થ વચનોથી– 'હે પુરૂરવા, તું મર નહીં, મારા વિરહથી દુઃખી ન થા. અમંગળ લક્ષણવાળા વરુઓ તારું ભક્ષણ ન કરો. સ્ત્રીઓ ઉપર વિશ્વાસ ન કરીશ, કારણ કે આ સ્ત્રીઓનાં હૃદયો તો કૂતરાની જેમ નિત્ય નૂતનની આકાંક્ષા કરનારાં હોય છે.' (ઋગ્વેદ ૧૦/૯૫/૧૫) આ વચનથી (સમજાવવામાં આવ્યો હતો). ॥ ૧૬ ॥

પહેલાં તો, વારાંગના દ્વારા હરી લેવામાં આવેલા ચિત્ત વગેરે દ્વારા તેના અપકારનું ઘડી ઘડી ચિંતન કર્યું, હવે 'આ મારો જ અપરાધ છે', એમ કહે છે– **'किम् एतया इति।'**

અથવા તો આ ઉર્વશી દ્વારા શો અપકાર કરવામાં આવ્યો છે? દોરડાનું સ્વરૂપ ન જાણતા મનુષ્યને જેમ તેમાં સર્પની ભ્રાંતિથી દુઃખ (ભય) થાય તેમાં દોરડાથી શો અપરાધ થયો હોય? તેમ જે કારણે અજિતેન્દ્રિય એવો જે હું છું, તેથી તે હું જ અપરાધી છું. ॥ ૧૭ ॥

नोऽस्माकं कामिनामेतया किमपकृतम्, न किंचिदपि। यथा रज्जुस्वरूपाविदुषो रज्जुद्रष्टुः पुंसस्तस्यां सर्पकल्पनया खिद्यतोऽपि रज्ज्वा किमपि नापकृतं तद्वत्। यद्यस्माद्योऽहमेवंभूतः स एवाजितेन्द्रियत्वादपराधीत्यर्थः॥ १७॥

કામી એવા **'नः'** અમારો આ ઉર્વશી દ્વારા શો અપકાર કરવામાં આવ્યો છે? કંઈ પણ નહીં. જેમ દોરડાના સ્વરૂપને ન જાણતા, દોરડું જોનારા પુરુષને સર્પની ભ્રાંતિથી ખેદ થાય, તો પણ દોરડાથી શો અપરાધ થયો હોય, તેમ! **'यत्'** જે કારણે હું જે આવો અજિતેન્દ્રિય છું તેથી જ તેવો તે હું જ અપરાધી છું, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

ननु तथापि सैव सौगन्ध्यप्रेमादिगुणैः संमोहमूलमित्याशङ्क्य, तेऽपि स्वमति-परिकल्पिता एवेत्याह चतुर्भिः—**क्वायमिति**।

(હું અપરાધી છું,) તેમ છતાં તે અપ્સરા સુગંધ, પ્રેમ વગેરે ગુણોવાળી હોવાથી સંમોહિત થવામાં કારણરૂપ છે જ, એવી શંકા કરીને, તે (સુગંધિતતા, પ્રેમ વગેરે) સર્વ ગુણો પોતાની બુદ્ધિથી કલ્પિત થયેલા છે, એમ ચાર શ્લોકોથી ઉત્તર આપે છે– **'क्व अयम् इति।'**

**क्वायं मलीमसः कायो दौर्गन्ध्याद्यात्मकोऽशुचिः।**
**क्व गुणाः सौमनस्याद्या ह्यध्यासोऽविद्यया कृतः॥**
**॥ १८ ॥**

અતિશય મલિનતા અને દુર્ગંધ વગેરેથી ભરેલું (સ્ત્રીનું) આ શરીર ક્યાં અને પુષ્પો જેવા સુગંધિત અને સુકોમળ વગેરે (સુંદર મનોભાવવાળા) ગુણો ક્યાં? (મલિનતા ઉપર સુંદરતાની ભ્રાંતિરૂપ) અધ્યાસ અજ્ઞાનને કારણે જ થાય છે. ॥ ૧૮ ॥

मलीमसोऽतिमलिनः। सुमनसां कुसुमानामिव गन्धसौकुमार्यादिसौमनस्यं शोभनमनोभावो वा॥ १८॥

**'मलीमसः'** અતિશય મલિન– **'सुमनसाम्'** પુષ્પો જેવા સુગંધિત અને સુકોમળ વગેરે ગુણો અથવા **'सौमनस्यम्'** સુંદર મનોભાવવાળા ગુણો ॥ ૧૮ ॥

ममत्वमपि तस्मिन्परिकल्पितमेवेत्याह—

તે શરીર ઉપરનું મમત્વ પણ ભ્રમ જ છે, એમ કહે છે–

**पित्रोः किं स्वं नु भार्यायाः स्वामिनोऽग्नेः श्वगृध्रयोः।**
**किमात्मनः किं सुहृदामिति यो नावसीयते॥**
**॥ १९ ॥**

શરીર માતા-પિતાનું છે? કે પત્નીનું છે? સ્વામીનું છે? અગ્નિનું છે? કૂતરાં-ગીધડાંનું છે? શરીર શું જીવનું છે? કે પછી મિત્રોનું છે? આમ, જે શરીર વિષે નિશ્ચય થઈ શકતો નથી, કે તે કોનું છે. ॥ ૧૯ ॥

पित्रोः किं स्वं कायः जनकत्वात्। नु वितर्के। भार्याया वा भोगप्रदत्वात्। अत्रानु-पयुक्तमप्येतन्न्यायतुल्यत्वादुक्तम्। स्वामिनो

માતા-પિતા શરીર ઉત્પન્ન કરનારાં હોવાથી શરીર શું માતા-પિતાનું છે? ભોગ આપનારી હોવાથી શરીર શું પત્નીનું છે? અહીં અસમ્બદ્ધ હોવા છતાં ન્યાયને યોગ્ય હોવાથી કહે છે. સ્વામીને

वाऽधीनत्वात्। अग्नेर्वा अन्त्येष्ट्यां तदाहुतित्वात्। श्वगृध्रयोर्वा भक्ष्यत्वात्। किं वात्मनः। तत्कृतशुभाशुभभागित्वात्। सुहृदां वा उपकारित्वात्। एवं यो न निश्चीयते॥ १९॥

અધીન હોવાથી શરીર શું સ્વામીનું છે? અંત્યેષ્ટિ ક્રિયામાં આહુતિરૂપ હોવાથી શરીર શું અગ્નિનું છે? પોતાનું ભક્ષ્ય હોવાથી શરીર શું કૂતરાં-ગીધડાંનું છે? કે પછી શરીરે કરેલાં શુભાશુભ કર્મોનો ભોગવનારો હોવાથી તે જીવનું છે? ઉપકાર કરનારા હોવાથી શરીર શું મિત્રોનું છે? આમ, જે શરીર વિષે નિશ્ચય કરી શકાતો નથી (કે તે કોનું છે). ॥ ૧૯ ॥

**तस्मिन् कलेवरेऽमेध्ये तुच्छनिष्ठे विषज्जते।**
**अहो सुभद्रं सुनसं सुस्मितं च मुखं स्त्रियः॥ २०**

અપવિત્ર અને દુષ્ટ પરિણામવાળા શરીરમાં 'અહો! સ્ત્રીનું મુખ સુખદ, સુંદર નાસિકાવાળું અને મધુર સ્મિતવાળું છે!' એમ તે આસક્ત થાય છે! ॥ ૨૦ ॥

तुच्छा कृमिविड्भस्मलक्षणा निष्ठा अन्तो यस्य तस्मिन् काये कलेवरे प्रियत्वेन गृहीते। विषङ्गमेवाह—अहो इति। सुनसं शोभननासिकम्॥ २०॥

કીડા, વિષ્ઠા અને ભસ્મરૂપ દુષ્ટ **'निष्ठा'** અંત છે જેનો તેવા, પ્રિયરૂપે ગ્રહણ કરવામાં આવેલા **'काये'** કલેવરમાં (શરીરમાં)– આસક્તિનો પ્રકાર જણાવે છે– **'अहो इति।'** **'सुनसम्'** સુંદર નાસિકાવાળું મુખ ॥ ૨૦ ॥

अतो गुणारोपेण रममाणा मादृशाः कृमितुल्या इत्याह—

આથી (સ્ત્રીના શરીરમાં) ગુણોનો આરોપ કરીને રમણ કરતા મારા જેવા પુરુષો કીડા જેવા છે, એમ કહે છે–

**त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसंहतौ।**
**विण्मूत्रपूये रमतां कृमीणां कियदन्तरम्॥ २१**

ચામડી, માંસ, લોહી, સ્નાયુ, મેદ, મજ્જા અને હાડકાંના સંઘાતરૂપ તેમ જ વિષ્ઠા, મૂત્ર અને પરુવાળા શરીરમાં રમણ કરતા પુરુષોમાં અને કીડાઓમાં કેટલો ભેદ છે? ॥ ૨૧ ॥

त्वगादिसंहतौ तत्सङ्घाते देहे। विण्मूत्रादिसंहतौ रमतां कृमीणां वा॥ २१॥

ચામડી વગેરેના **'संहतौ'** સંઘાતરૂપ શરીરમાં– વિષ્ઠા, મૂત્ર વગેરેમાં રમણ કરતા કીડાઓમાં ॥ ૨૧ ॥

**अथापि नोपसज्जेत स्त्रीषु स्त्रैणेषु चार्थवित्।**
**विषयेन्द्रियसंयोगान्मनः क्षुभ्यति नान्यथा॥ २२**

આથી જ (પરમાર્થરૂપ) સ્વાર્થને જાણનારો મનુષ્ય સ્ત્રીઓમાં અને સ્ત્રીલંપટ પુરુષોમાં આસક્તિ રાખે નહીં. વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી જ મન વિકાર પામે છે, બીજી કોઈ રીતે વિકાર પામતું નથી. ॥ ૨૨ ॥

यद्यप्येवं बीभत्सिता एव स्त्रियोऽथापि नोपसज्जेतावलोकनादिनापि सङ्गं न कुर्यात्। अर्थविद्विवेकी। अत्र हेतुः—विषयेति॥ २२॥

આમ, જો કે (વ્યભિચારિણી) સ્ત્રી ઘૃણાસ્પદ હોય છે, આથી જ તેનામાં આસક્ત થવું જોઈએ નહીં. તેને જોવા વગેરે દ્વારા પણ તેનો સંગ કરવો જોઈએ નહીં. '**अर्थवित्**' પોતાના પરમાર્થરૂપ સ્વાર્થને જાણનારો વિવેકી છે. આ માટેનું કારણ– વિષયો (અને ઇન્દ્રિયોનો સંયોગ) ॥ ૨૨ ॥

ननु क्वचिन्निमीलितनयनादेरपि मनःक्षोभो दृश्यते, सत्यम्, सोऽपि पूर्वदर्शनादिकं विना न भवतीत्याह—**अदृष्टादिति**।

કોઈ શંકા કરે કે ક્યારેક આંખો બંધ હોય ત્યારે પણ મનમાં વિકાર થતો દેખાય છે! સાચી વાત છે, પણ તે (બંધ આંખ હોવા છતાં થતો વિકાર) પૂર્વે જોયું વગેરે ન હોય તો ન થાય, એમ કહે છે– '**अदृष्टात् इति**।'

**अदृष्टादश्रुताद् भावान्न भाव उपजायते।**
**असम्प्रयुंजतः प्राणान् शाम्यति स्तिमितं मनः॥ २३**

ન જોયેલા અને ન સાંભળેલા પદાર્થથી મનમાં વિકાર ઉત્પન્ન થતો નથી. ઇન્દ્રિયોને વિષયોમાં ન જોડનાર મનુષ્યનું મન નિશ્ચળ થઈને શાંત થાય છે. ॥ ૨૩ ॥

भावात्पदार्थात्। भावो मनःक्षोभः। अतः प्राणानिन्द्रियाण्यसंप्रयुञ्जतोऽनियच्छतः। स्तिमितं निश्चलं सत्॥ २३॥

'**भावात्**' પદાર્થથી, '**भावः**' મનનો વિકાર– આથી '**प्राणान्**' ઇન્દ્રિયોને '**असंप्रयुञ्जतः**' (વિષયોમાં) ન જોડનારનું (મન) '**स्तिमितम्**' નિશ્ચળ થઈને ॥ ૨૩ ॥

**तस्मात् संगो न कर्तव्यः स्त्रीषु स्त्रैणेषु चेन्द्रियैः।**
**विदुषां चाप्यविश्रब्धः षड्वर्गः किमु मादृशाम्॥**
**॥ २४॥**

તેથી પુરુષે સ્ત્રીઓનો અને સ્ત્રીલંપટ પુરુષોનો ઇન્દ્રિયોથી સંગ કરવો જોઈએ નહીં, (કારણ કે પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન– એ) છનો સમૂહ વિદ્વાનો માટે પણ વિશ્વસનીય નથી, તો મારા જેવા અવિવેકીઓની વાત જ શી?

इन्द्रियैः कृत्वा। अविश्रब्धोऽविश्वसनीयः। मादृशामविवेकिनाम्॥ २४॥

ઇન્દ્રિયો દ્વારા '**अविश्रब्धः**' અવિશ્વસનીય– મારા જેવા અવિવેકીઓની ॥ ૨૪ ॥

फलितमाह द्वाभ्याम्—**एवमिति**।

ફળરૂપ પરિણામને બે શ્લોકોથી વર્ણવે છે– '**एवम् इति**।'

**श्रीभगवानुवाच**

**एवं प्रगायन् नृपदेवदेवः**
**स उर्वशीलोकमथो विहाय।**
**आत्मानमात्मन्यवगम्य मां वै**
**उपारमज्ज्ञानविधूतमोहः ॥ २५**

**શ્રીભગવાન બોલ્યા** – રાજાઓમાં અને દેવોમાં દીપી ઊઠનાર રાજા પુરૂરવા ત્યાર પછી આ પ્રમાણે ગાન કરતો, ઉર્વશીનો લોક છોડીને જ્ઞાન દ્વારા મોહનો નાશ કરીને પોતાના હૃદયમાં આત્મસ્વરૂપ મને જાણીને શાંતભાવમાં સ્થિર થઈ ગયો. ॥ ૨૫ ॥

नृपेषु देवेषु च दीव्यतीति तथा॥ २५॥

રાજાઓમાં અને દેવોમાં (પણ) દેદીપ્યમાન પુરૂરવા ॥ ૨૫ ॥

**ततो दुःसंगमुत्सृज्य सत्सु सज्जेत बुद्धिमान्।**
**सन्त एतस्य छिन्दन्ति मनोव्यासंगमुक्तिभिः॥ २६**

તેથી બુદ્ધિમાન મનુષ્ય દુષ્ટસંગ છોડીને સત્સંગમાં સંલગ્ન થાય, (કારણ કે) સંતજનો હિતકારી ઉપદેશવચનોથી આ (કલ્યાણકામી)ના મનની આસક્તિને કાપી નાખે છે. ॥ ૨૬ ॥

उक्तिभिर्हितोपदेशैरिति तीर्थदेवादिसङ्गादपि सत्सङ्गः श्रेयानिति दर्शयति॥ २६॥

હિતોપદેશનાં વચનોથી– એમ કહીને તીર્થાટન, દેવદર્શન વગેરે કરતાં પણ સત્સંગ શ્રેયસ્કર છે, એમ દર્શાવે છે. ॥ ૨૬ ॥

सतां लक्षणमाह—**सन्त इति**।

સંતજનોનાં લક્ષણો જણાવે છે– **'सन्तः इति।'**

**सन्तोऽनपेक्षा मच्चित्ताः प्रशान्ताः समदर्शिनः।**
**निर्ममा निरहंकारा निर्द्वन्द्वा निष्परिग्रहाः॥ २७**

સંતજનો વસ્તુઓ કે વિષયોની અપેક્ષા ન રાખનારા હોય છે. (તેથી) મારામાં જ મન રાખનારા, (તેથી) અત્યંત શાંત, (તેથી) સદા-સર્વદા-સર્વત્ર બ્રહ્મદર્શન કરનારા, (તેથી) મમતારહિત, (તેથી) અહંકરરહિત, (તેથી) (રાગ-દ્વેષ, સુખ-દુ:ખ વગેરે) દ્વંદ્વોથી રહિત (અને તેથી) અપરિગ્રહી હોય છે. ॥ ૨૭ ॥

विशेषणाष्टकस्य यथेष्टं हेतुहेतुमद्भावः ॥ २७॥

આઠેય વિશેષણો વચ્ચે યથાયોગ્ય કાર્ય-કારણ સંબંધ છે. ॥ ૨૭ ॥

न च तेषूपदेशापेक्षा, अपि तु केवलं तत्संनिधिरेव तारयतीत्याह—**तेष्विति** सप्तभिः।

તે સંતજનો પાસેથી ઉપદેશની અપેક્ષા નથી, પરંતુ કેવળ તેમનું સામીપ્ય જ મનુષ્યને તારે છે, એમ સાત શ્લોકોથી કહે છે– **'तेषु इति।'** (તેમનાં વચનો મારી કથા જ છે, એમ કહે છે.)

**तेषु नित्यं महाभाग महाभागेषु मत्कथाः।**
**सम्भवन्ति हिता नृणां जुषतां प्रपुनन्त्यघम्॥ २८**
॥ २८॥

હે મહાભાગ્યશાળી ઉદ્ધવ! તે મહાભાગ્યશાળી સંતજનોની વચ્ચે સદાય મારી કથાઓ જ થતી હોય છે. (પરમ) હિતકારી કથાઓનું સેવન (શ્રવણ) કરનારા મનુષ્યોનાં પાપોને તે કથાઓ પવિત્ર કરી દે છે. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**ता ये शृण्वन्ति गायन्ति ह्यनुमोदन्ति चादृताः।**
**मत्पराः श्रद्दधानाश्च भक्तिं विन्दन्ति ते मयि॥ २९**

જે મનુષ્યો મારામાં આદરવાળા થઈને તે કથાઓનું શ્રવણ કરે છે, ગાય છે અને તે કથાઓનું અનુમોદન કરે છે, તેવા મારી આરાધનામાં નિષ્ઠ થયેલા શ્રદ્ધાળુ જનો મારી ભક્તિ પામે છે.॥ ૨૯ ॥

श्रवणादिभिरेव मत्पराः श्रद्दधानाश्च सन्तो भक्तिं विन्दन्ति॥ २९ ॥

**भक्तिं लब्धवतः साधोः किमन्यदवशिष्यते।**
**मय्यनन्तगुणे ब्रह्मण्यानन्दानुभवात्मनि॥ ३०**
॥ ३० ॥

**यथोपश्रयमाणस्य भगवन्तं विभावसुम्।**
**शीतं भयं तमोऽप्येति साधून् संसेवतस्तथा॥ ३१**

विभावसुमग्निं सेवमानस्य। अप्येति नश्यति। तथा कर्मजाड्यमागामिसंसारभयं तन्मूलमज्ञानं च नश्यतीत्यर्थः॥ ३१ ॥

**निमज्ज्योन्मज्जतां घोरे भवाब्धौ परमायनम्।**
**सन्तो ब्रह्मविदः शान्ता नौर्दृढेवाप्सु मज्जताम्॥ ३२**

निमज्ज्योन्मज्जतामुच्चावचयोनीर्गच्छताम्। परमायनं परमाश्रयः॥ ३२ ॥

**अन्नं हि प्राणिनां प्राण आर्तानां शरणं त्वहम्।**
**धर्मो वित्तं नृणां प्रेत्य सन्तोऽर्वाग् बिभ्यतोऽरणम्॥**
**॥ ३३ ॥**

किंच, यथान्नमेव प्राणो जीवनम्। अहमेव यथा शरणम्। धर्म एव यथा प्रेत्य परलोके वित्तम्। तथा सन्त एवार्वाक् संसारपाताद् बिभ्यतः पुंसः अरणं शरणम्॥ ३३ ॥

શ્રવણાદિ દ્વારા જ મારી આરાધનામાં નિષ્ઠ થયેલા જનો શ્રદ્ધાળુ થઈને મારી ભક્તિ પામે છે. ॥ ૨૯ ॥

હે સાધુ (ઉદ્ધવ), અનંત ગુણોવાળા અને આનંદના અનુભવરૂપ, પરબ્રહ્મ, પરમાત્મા એવા મારામાં ભક્તિ પ્રાપ્ત કરનારને બીજું કયું ફળ પ્રાપ્ત કરવાનું બાકી રહે? ॥ ૩૦ ॥ ૩૦ ॥

જેમ ભગવાન વિભાવસુ (અગ્નિ)નો આશ્રય કરનારનાં ટાઢ, ભય અને અંધકાર નાશ પામે છે, તેમ સત્પુરુષોની સારી રીતે સેવા કરનારનાં (કર્મ) જડતા, (ભવિષ્યનો સંસાર)ભય અને (તેના મૂળરૂપ અજ્ઞાનરૂપી) અંધકાર નાશ પામે છે. ॥ ૩૧ ॥

**'विभावसुम्'** અગ્નિનો આશ્રય કરનારનાં (ટાઢ વગેરે) **'अप्येति'** નાશ પામે છે, તેમ કર્મની જડતા, ભવિષ્યનો સંસારભય અને તેના મૂળરૂપ અજ્ઞાનનો નાશ થાય છે, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

જળમાં ડૂબતા મનુષ્યોને જેમ સ્થિર નૌકા પરમ આશ્રયરૂપ થાય છે, તેમ ભયંકર સંસારસમુદ્રમાં (ઉચ્ચ-નીચ યોનિઓમાં) પડીને ઉપર આવતા મનુષ્યોને શાંત, બ્રહ્મજ્ઞાની સંતો પરમ આશ્રયરૂપ થાય છે. ॥ ૩૨ ॥

**'निमज्ज्य-उन्मज्जताम्'** ઉચ્ચ-નીચ યોનિઓમાં પડીને ઉપર આવતા મનુષ્યોને ॥ ૩૨ ॥

જેમ અન્ન પ્રાણીઓના પ્રાણ છે, જેમ હું દુઃખીઓનાં દુઃખ દૂર કરનારો છું અને જેમ ધર્મ મનુષ્યોનું પરલોકનું ધન છે તેમ સત્પુરુષો નીચે (સંસારમાં) પડવાથી ડરતા મનુષ્યનું શરણ છે.॥૩૩॥

વળી, જેમ અન્ન જ **'प्राणः'** જીવન છે, જેમ હું જ શરણ છું અને જેમ ધર્મ **'प्रेत्य'** પરલોકનું ધન છે તેમ સંતો જ **'अर्वाक्'** નીચે— સંસારમાં પડવાથી ડરતા મનુષ્યનું **'अरणम्'** શરણ છે. ॥ ૩૩ ॥

**सन्तो दिशन्ति चक्षूंषि बहिरर्कः समुत्थितः ।**
**देवता बान्धवाः सन्तः सन्त आत्माहमेव च ॥ ३४**

કિંચ, सन्तश्चक्षूंषि सगुणनिर्गुणज्ञानानि। अर्कः पुनः सम्यगुत्थितोऽपि बहिस्तदप्येकमेव चक्षुरित्यर्थः ॥ ३४ ॥

ઉદિત થયેલો સૂર્ય (બહારનો અંધકાર દૂર કરીને) ચક્ષુને બહારનું દર્શન કરાવે છે. (એ માટેનું સામર્થ્ય આપે છે,) પરંતુ દેવતા (સમાન આરાધ્ય) અને બંધુ (સમાન સન્માનનીય) તેમ જ આત્માની જેમ પ્રીતિ કરવા યોગ્ય સંતો (સગુણ-નિર્ગુણ જ્ઞાનરૂપ અનેક) ચક્ષુઓ પ્રદાન કરે છે અને તેથી સંતરૂપે સ્વયં હું જ (પરમેશ્વર શ્રીકૃષ્ણ) છું.॥૩૪॥

વળી, સંતો સગુણ-નિર્ગુણ જ્ઞાનરૂપ ચક્ષુઓ પ્રદાન કરે છે. સૂર્ય તો સંપૂર્ણપણે ઉદિત થયો હોય તો પણ બહારનું (જ્ઞાન) અને એમાં પણ એક ચક્ષુઇન્દ્રિયને જ (દર્શન કરવા માટેનું સામર્થ્ય આપે છે), એમ અર્થ છે. ॥ ૩૪ ॥

अध्यायार्थमुपसंहरति—**वैतसेन इति**।

**वैतसेनस्ततोऽप्येवमुर्वश्या लोकनिःस्पृहः ।**
**मुक्तसंगो महीमेतामात्मारामश्चचार ह॥ ३५**

सुद्युम्नभावेनोमावनं प्रविष्टस्य वीता सेना स्त्रीभावं प्राप्ता यस्य तस्य स्त्रीभावं प्राप्तस्य पुत्रो वैतसेनः पुरूरवाः। एवमुक्तप्रकारेणोर्वश्या लोकात्स्थानादवलोकनाद्वा निस्पृहस्ततोऽपि सत्सङ्गादपि हेतोर्मुक्तसङ्गः सन्नात्मारामो भूत्वा यथेष्टं चचारेति॥ ३५ ॥

અધ્યાયના વિષયનો ઉપસંહાર કરે છે— **‘वैतसेनः इति।’**

ત્યાર પછી પુરૂરવાએ પણ ઉર્વશીના લોકથી નિઃસ્પૃહ થઈને, સર્વ સંગનો ત્યાગ કરીને, આત્મામાં રમણ કરતાં, આ પૃથ્વીલોક પર વિચરણ કર્યું. ॥ ૩૫ ॥

સુદ્યુમ્નરૂપે ઉમાદેવીના વનમાં પ્રવિષ્ટ થયેલા, **वीता सेना** સ્ત્રીભાવ પ્રાપ્ત થયો છે જેને તે સ્ત્રીભાવને પ્રાપ્ત થયેલાના પુત્ર **‘वैतसेनः’** પુરૂરવાએ આમ કહેવામાં આવેલા પ્રકારે ઉર્વશીના લોકથી— સ્થાનથી અથવા અવલોકનથી નિઃસ્પૃહ થઈને **‘ततः’** તે સત્સંગના હેતુથી પણ સર્વસંગનો ત્યાગ કરીને આત્મામાં રમણ કરનાર થઈને યથેચ્છ વિચરણ કર્યું. ॥ ૩૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायामेकादशस्कन्धे भगवदुद्धवसंवादे ऐलगीतं नाम षड्विंशोऽध्यायः ॥ २६ ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥

❋❋❋❋❋

# अथ सप्तविंशोऽध्यायः

## ક્રિયાયોગનું વર્ણન

सप्तविंशे क्रियायोगः सद्यश्चित्तप्रसादकः।
सर्वकामाप्तिहेतुश्च साङ्गः प्रोक्तः समासतः॥ १

સત્યાવીસમા અધ્યાયમાં, ચિત્તને શીઘ્ર નિર્મળ કરનાર અને સર્વ કામનાઓની પ્રાપ્તિના કારણરૂપ ભગવાનની આરાધનાનો વિધિ અંગો સહિત સંક્ષેપમાં કહેવામાં આવ્યો છે. ॥ ૧ ॥

रागाद्याकुलचित्तानां कुतोऽसङ्गादिसंभवः।
इति कृष्णार्चनं भद्रमनुस्मृत्यानुपृच्छति॥ २
(**वंशीधरी**—असङ्गः त्यागः।)

રાગ(-દ્વેષ) વગેરેથી વ્યાકુળ થયેલા ચિત્તવાળાઓને ત્યાગ વગેરે ક્યાંથી સંભવે? આથી ભગવાનની (પરમ) કલ્યાણકારી આરાધનાને ધ્યાનમાં લઈને (ઉદ્ધવજી ભગવાનને) પૂછે છે. ॥ ૨ ॥

उद्धव उवाच

**क्रियायोगं समाचक्ष्व भवदाराधनं प्रभो।**
**यस्मात्त्वां ये यथार्चन्ति सात्वताः सात्वतर्षभ॥ १**

**ઉદ્ધવજી બોલ્યા** – હે પ્રભુ! હે સાત્વતશિરોમણિ! (અથવા હે ભક્તવત્સલ!), જેઓ અધિકારી ભક્તજનો છે તેઓ જે કારણે અને જે પ્રકારે આપની આરાધનારૂપ અર્ચન કરે છે તે ક્રિયાયોગ વર્ણવો. ॥ ૧ ॥

क्रियायोगमिति। भवदाराधनरूपम्। यस्मादिति कारणाधिष्ठानादिप्रश्नः, सर्व–कारकाणां निमित्तत्वस्याविशिष्टत्वात्।

**'क्रियायोगम् इति।'** ભગવાનની આરાધનારૂપ ક્રિયાયોગ (**'अर्चनलक्षणो मोक्षोपायः'— राधा.** પૂજાના લક્ષણવાળો મોક્ષ પ્રાપ્ત કરવાનો ઉપાય) **'यस्मात् इति।'** **'यत्'** શબ્દની પંચમી વિભક્તિ **यस्मात्** એ કારણ, અધિષ્ઠાન વગેરેનો પ્રશ્ન છે. કારણરૂપ અધિષ્ઠાનનું વિધાન, પ્રકાર, સામગ્રી તથા અવાંતર રહસ્ય વગેરે દર્શાવવા માટેનો પ્રશ્ન છે, કારણ કે સર્વ કારકો (કર્તા, કર્મ, કરણ, સમ્પ્રદાન, અપાદાન અને અધિકરણ) ક્રિયા થવા માટે સરખાં જ નિમિત્ત બને છે.

यथेति कस्मिन्नधिष्ठानादौ केन प्रकारेणेति प्रश्नः। ये अधिकारिणः। सात्वता भक्ताः॥ १॥

**'यथा'** કયા અધિષ્ઠાન વગેરેમાં, કયા પ્રકારથી એમ પ્રશ્ન છે. **'ये'** જેઓ અધિકારી **'सात्वताः'** ભક્તો (છે તેઓ જે કારણે અને જે પ્રકારે આપની આરાધના કરે છે.) ॥ ૧ ॥

**वंशीधरी—**भक्तप्रियस्य तवैतत्कथनमुचितमित्यभिप्रेत्याह—सात्वतर्षभेति। उक्तलक्षणसत्संगसहिता भक्तिः पुत्रकलत्राद्यासक्तैर्दुर्लभाऽतस्तेषामपि निस्तारिकामागमोक्तार्चनभक्तिमनुसृत्य पृच्छति—क्रियायोगमिति। हे प्रभो इति केवलया सत्संगादिहीनयाऽप्यर्चनरूपया भक्त्या मोचयितुं समर्थोऽसीति भावः।

ભક્તો આપને પ્રિય છે, તેથી આપ આના વિષે કથન કરો એ ઉચિત છે, એવા અભિપ્રાયથી કહે છે– **'सात्वतर्षभ इति।'** ઉક્ત લક્ષણ અને સત્સંગસહિતની ભક્તિ પુત્ર-પત્ની વગેરેમાં આસક્તિ રાખનારાઓ માટે દુર્લભ છે, આથી તેમનો પણ ઉદ્ધાર કરનારી, શાસ્ત્રોમાં કહેલી અર્ચનભક્તિને અનુસરીને પૂછે છે– **'क्रियायोगम् इति।'** **'हे प्रभो'** સત્સંગાદિ વગરની કેવળ અર્ચનરૂપ ભક્તિથી પણ મુક્ત કરવા આપ સમર્થ છો, એવો ભાવ છે.

अस्य पुनर्विशेषतः प्रश्ने कारणमाह चतुर्भिः—

આ (ક્રિયાયોગ)નો પુનઃ વિશેષરૂપે પ્રશ્ન કરવા માટેનું કારણ ચાર શ્લોકો દ્વારા પૂછે છે–

**एतद् वदन्ति मुनयो मुहुर्निःश्रेयसं नृणाम्।**
**नारदो भगवान् व्यास आचार्योऽङ्गिरसः सुतः॥ २**

નારદજી, ભગવાન વ્યાસ તથા અંગિરાના પુત્ર આચાર્ય બૃહસ્પતિ વગેરે મુનિઓ આ ક્રિયાયોગને વારંવાર મનુષ્યોનું પરમ કલ્યાણ કરનારો કહે છે. ॥ ૨ ॥

एतत्त्वदर्चनं निःश्रेयसकरं वदन्ति। अङ्गिरसः सुतो बृहस्पतिः॥ २॥

આપના આ અર્ચનરૂપ ક્રિયાયોગને પરમ કલ્યાણ કરનારો કહે છે. **'अङ्गिरसः सुतः'** અંગિરાના પુત્ર આચાર્ય બૃહસ્પતિ ॥ ૨ ॥

**निःसृतं ते मुखाम्भोजाद् यदाह भगवानजः।**
**पुत्रेभ्यो भृगुमुख्येभ्यो देव्यै च भगवान् भवः॥ ३**

આપના મુખકમળમાંથી નિઃસૃત થયેલો જે પૂજાવિધિરૂપ ક્રિયાયોગ ભગવાન બ્રહ્મદેવે ભૃગુ વગેરે પોતાના પુત્રોને તથા ભગવાન ભવે (શંકરે) દેવી પાર્વતીને કહ્યો હતો (તે ક્રિયાયોગ આપ મને કહો). ॥ ૩ ॥

निःसृतं त्वयोपदिष्टमित्यर्थः। देव्यै पार्वत्यै ॥ ३॥

**'निःसृतम्'** આપના દ્વારા ઉપદેશ કરવામાં આવેલા ક્રિયાયોગને– **'देव्यै'** દેવી પાર્વતીને માટે ॥ ૩ ॥

**एतद् वै सर्ववर्णानामाश्रमाणां च सम्मतम्।**
**श्रेयसामुत्तमं मन्ये स्त्रीशूद्राणां च मानद॥ ४**

હે માનપ્રદાતા, આ પૂજાવિધિ સર્વ વર્ણો, આશ્રમો, સ્ત્રીઓ તથા શૂદ્રોના કલ્યાણકારી ધર્મોમાં સર્વશ્રેષ્ઠ સાધન છે, એમ હું માનું છું. ॥ ૪ ॥

सर्ववर्णानां त्रैवर्णिकानाम्॥ ४॥

**'सर्ववर्णानाम्'** ત્રણેય વર્ણોના ॥ ૪ ॥

**एतत् कमलपत्राक्ष कर्मबन्धविमोचनम्।**
**भक्ताय चानुरक्ताय ब्रूहि विश्वेश्वरेश्वर॥ ५**

હે કમળની પાંખડી સમાન નેત્રવાળા! હે વિશ્વેશ્વરોના પણ ઈશ્વર! કર્મના બંધનમાંથી છોડાવનારું આ આરાધન આપના ઉપર અનુરાગ રાખનારા ભક્તને (મને) આપ કહો. ॥ ૫ ॥

विश्वेश्वरा ये तेषामीश्वर॥ ५॥

જેઓ વિશ્વેશ્વરો છે, તેમના ઈશ્વર! ॥ ૫ ॥

**श्रीभगवानुवाच**

**न ह्यन्तोऽनन्तपारस्य कर्मकाण्डस्य चोद्धव।**
**संक्षिप्तं वर्णयिष्यामि यथावदनुपूर्वशः॥ ६**

**શ્રીભગવાન બોલ્યા** – હે ઉદ્ધવ, (ગ્રંથોમાં) જેની સીમા નથી કે અનુષ્ઠાન કરવામાં જેનો કોઈ પાર નથી, તે અનંત કર્મકાંડને સંક્ષેપમાં યથોચિત રીતે હું ક્રમશઃ વર્ણવીશ. ॥ ૬ ॥

कर्मकाण्डस्य पूजाविधानस्य। नास्त्यन्तो ग्रन्थतः पारं वाऽनुष्ठानतो यस्य तस्य॥ ६॥

પૂજાના વિધાનના ગ્રંથો અનુસાર જેની સીમા નથી કે અનુષ્ઠાન કરવામાં જેનો પાર નથી તેને ॥ ૬ ॥

**वैदिकस्तान्त्रिको मिश्र इति मे त्रिविधो मखः।**
**त्रयाणामीप्सितेनैव विधिना मां समर्चयेत्॥ ७**

વૈદિક, તાંત્રિક અને મિશ્ર, એમ મારી પૂજા ત્રણ પ્રકારે થાય છે. (આ) ત્રણેયમાં પોતાને અભીષ્ટ હોય તેવી જ પૂજાવિધિથી મારી આરાધના કરવી જોઈએ. ॥ ૭ ॥

वैदिक एव मन्त्रो वैदिकान्येवाङ्गानि च यस्मिन् पुरुषसूक्तादौ स वैदिकः। एवं तान्त्रिकोऽपि मिश्रोऽष्टाक्षरादिः। मखः पूजा॥ ७॥

કેવળ વૈદિક મંત્રો અને કેવળ વૈદિક અંગો જેમાં છે જે પુરુષસૂક્ત વગેરેમાં છે, તે વૈદિક વિધિ છે. એ જ પ્રમાણે તાંત્રિક વિધિ પણ છે તથા અષ્ટાક્ષર વગેરે (મંત્રજપ) જેમાં છે તે મિશ્રવિધિ છે. **‘मखः’** પૂજા ॥ ૭ ॥

यदा त्रैवर्णिको यजेत तदा विशेषमाह—

જ્યારે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એમ ત્રણ વર્ણોવાળા મનુષ્યો પૂજન કરે ત્યારે વિશેષ ફળ કહે છે–

**यदा स्वनिगमेनोक्तं द्विजत्वं प्राप्य पूरुषः।**
**यथा यजेत मां भक्त्या श्रद्धया तन्निबोध मे॥ ८**

પોતાના અધિકાર પ્રમાણે વેદ દ્વારા કહેવામાં આવેલું દ્વિજત્વ પ્રાપ્ત કરીને પુરુષે ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક જે રીતે મારું પૂજન કરવું જોઈએ, તે મારી પાસેથી સાંભળો. ॥ ૮ ॥

यदा गर्भाष्टमैकादशद्वादशाब्दादिकाले स्वनिगमेन स्वाधिकारप्रवृत्तेन वेदेनोक्तं द्विजत्वमुपनयनम्॥ ८॥

**‘यदा’** ગર્ભના આઠમા, અગિયારમા કે બારમા વર્ષે વગેરે સમયે **‘स्वनिगमेन’** પોતાના અધિકાર પ્રમાણે વેદ દ્વારા કહેવામાં આવેલો **‘द्विजत्वम्’** ઉપનયન સંસ્કાર (પ્રાપ્ત કરીને) ॥ ૮ ॥

**अर्चायां स्थण्डिलेऽग्नौ वा सूर्ये वाप्सु हृदि द्विजे।**
**द्रव्येण भक्तियुक्तोऽर्चेत् स्वगुरुं माममायया॥**
**॥ ९ ॥**

ભક્તિયુક્ત થયેલા મનુષ્યે પ્રતિમામાં, ભૂમિમાં (વેદિમાં), અગ્નિમાં, સૂર્યમાં, જળમાં, હૃદયમાં કે બ્રાહ્મણમાં પૂજાની સામગ્રીઓ દ્વારા પોતાના ગુરુ એવા મારી નિષ્કપટ ભાવે પૂજા કરવી જોઈએ. ॥ ૯ ॥

अर्चायां प्रतिमादौ॥ ९॥

**'अर्चायाम्'** પ્રતિમા વગેરેમાં ॥ ૯ ॥

स्नाने विशेषमाह—

સ્નાન વિષે વિશેષ કહે છે–

**पूर्वं स्नानं प्रकुर्वीत धौतदन्तोऽङ्गशुद्धये।**
**उभयैरपि च स्नानं मन्त्रैर्मृद्ग्रहणादिना॥ १०**

પહેલાં દંતમંજન કરીને અંગોની શુદ્ધિ માટે માટી લેવી વગેરે દ્વારા વૈદિક તથા તાંત્રિક બંને પ્રકારના મંત્રોનું ઉચ્ચારણ કરીને સ્નાન કરવું જોઈએ. ॥ ૧૦ ॥

उभयैर्वैदिकैस्तान्त्रिकैश्च मन्त्रैः॥ १०॥

**'उभयैः'** વૈદિક અને તાંત્રિક મંત્રો દ્વારા ॥ ૧૦ ॥

**सन्ध्योपास्त्यादिकर्माणि वेदेनाचोदितानि मे।**
**पूजां तैः कल्पयेत् सम्यक् संकल्पः कर्मपावनीम्॥**
**॥ ११ ॥**

જેનો સંકલ્પ કેવળ પરમેશ્વરવિષયક જ છે, તેવા સાધકે વેદમાં સંપૂર્ણપણે વિધાન કરાયેલાં સંધ્યોપાસનાદિ કર્મો સહિત કર્મબંધનનો નાશ કરનારી મારી પૂજા કરવી જોઈએ. ॥ ૧૧ ॥

किंच, सन्ध्योपासनादीनि कर्माणि आचोदितानि साकल्येन विहितानि यस्य यानि तैः सह मे पूजां कुर्यात्। न तु तानि परित्यजेदित्यर्थः। सम्यक् परमेश्वरविषय एव संकल्पो यस्य तथाभूतः सन्। कर्मपावनीं कर्मनिर्हारिणीम्॥ ११॥

વળી, સંધ્યોપાસના વગેરે **'आचोदितानि'** વેદમાં સંપૂર્ણપણે વિધાન કરવામાં આવેલાં જે કર્મો છે જેનાં, તે સાધક તે કર્મો સહિત મારી પૂજા કરે, પરંતુ તે કર્મોનો ત્યાગ ન કરે, એમ અર્થ છે. **'सम्यक्'** પરમેશ્વરવિષયક જ જેનો સંકલ્પ છે, તેવા થઈને– **'कर्मपावनीम्'** કર્મબંધનનો નાશ કરનારી મારી પૂજા (કરે). ॥ ૧૧ ॥

अर्चाभेदानाह सार्धेन—

મૂર્તિના પ્રકારો દોઢ શ્લોકથી કહે છે–

**शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती।**
**मनोमयी मणिमयी प्रतिमाष्टविधा स्मृता॥ १२**

પથ્થરની, લાકડાની, ધાતુની, માટીની કે ચંદનની, ચિત્રની, રેતીની, મનની કલ્પનામયી અને મણિઓની– એમ આઠ પ્રકારની મૂર્તિઓ કહેવાય છે ॥ ૧૨ ॥

शैली शिलामयी। लौही सुवर्णादिमयी। लेप्या मृच्चन्दनादिमयी। हृदि पूजायां मनोमयी ॥ १२॥

**'शैली'** પથ્થરની, **'लौही'** સુવર્ણ વગેરે ધાતુની, **'लेप्या'** માટી, ચંદન વગેરેની હૃદયમાં પૂજા કરવા માટે મનની કલ્પનામયી ॥ ૧૨ ॥

**चलाचलेति द्विविधा प्रतिष्ठा जीवमन्दिरम्।**
**उद्वासावाहने न स्तः स्थिरायामुद्धवार्चने॥ १३**

હે ઉદ્ધવ! ચલા પ્રતિમા અને અચલા પ્રતિમા એમ બે પ્રકારની પ્રતિમાઓ છે. ભગવાન ઉત્કૃષ્ટરૂપે જેમાં સ્થિત થાય છે, તે પ્રતિમા જ ભગવાનનું મંદિર છે. અચલા પ્રતિમાના પૂજન માટે વિસર્જન અને આવાહન હોતાં નથી. ॥ ૧૩ ॥

प्रकर्षेण तिष्ठत्यस्यामिति प्रतिष्ठा प्रतिमैव जीवस्य भगवतो मन्दिरम्। यद्वा, प्रतिष्ठया कलान्यासेन भगवन्मन्दिरं भवतीति। प्रतिमाभेदेन विशेषमाह सार्धेन—उद्वासो विसर्जनम्॥ १३॥

ભગવાન આ (જે) પ્રતિમામાં ઉત્કૃષ્ટરૂપે સ્થિત થાય છે તે **'प्रतिष्ठा'** છે, તે પ્રતિમા જ **'जीवस्य'** ભગવાનનું મંદિર છે. અથવા પ્રાણપ્રતિષ્ઠા કરવાથી અર્થાત્ તે તે મંત્રોથી તે તે તત્ત્વોનો ન્યાસ કરવાથી પ્રતિમા ભગવાનનું મંદિર બને છે. જુદી જુદી પ્રતિમાઓને વિશેષરૂપે દોઢ શ્લોકથી વર્ણવે છે– **'उद्वासः'** વિસર્જન ॥ ૧૩ ॥

**अस्थिरायां विकल्पः स्यात् स्थण्डिले तु भवेद् द्वयम्।**
**स्नपनं त्वविलेप्यायामन्यत्र परिमार्जनम्॥**
**॥ १४॥**

ચલા પ્રતિમામાં આવાહન અને વિસર્જન વૈકલ્પિક છે, (કરી શકાય અને ન પણ કરાય પરંતુ) ભૂમિ પર આલેખાયેલાં (યંત્ર કે મૂર્તિ)નાં આ બંને (આવાહન-વિસર્જન) થવાં જોઈએ. માટી-ચંદનની કે ચિત્રમયી પ્રતિમાઓનું કેવળ માર્જન કરવું; તે સિવાયની પ્રતિમાઓને સ્નાન કરાવવું જોઈએ.॥ ૧૪ ॥

अस्थिरायामर्चने विकल्पः। शालग्रामे न कुर्यात्सैकत्यां कुर्यादन्यत्र कुर्याद्वा न वेति। अविलेप्यायां मृन्मयलेख्यव्यतिरिक्तायाम्। अन्यत्र विलेप्यायां लेख्यायां च परिमार्जनमेव ॥ १४॥

અસ્થિર કે ચલા પ્રતિમાના પૂજનમાં વિકલ્પ છે. શાલિગ્રામમાં આ બંને ન કરવાં જોઈએ; રેતીની મૂર્તિમાં કરવાં જોઈએ. તે સિવાયની મૂર્તિમાં કરો કે ન કરો. **'अविलेप्यायाम्'** માટીની કે આલેખાયેલી પ્રતિમાઓ સિવાયની બીજી પ્રતિમાઓને માટે (સ્નાનનું વિધાન છે). અન્ય મૂર્તિઓમાં અર્થાત્ માટી-ચંદન કે ચિત્રમયી પ્રતિમાઓ માટે માર્જન જ વિહિત છે. ॥ ૧૪ ॥

इदानीं सकामनिष्कामभेदेन विशेषमाह— **द्रव्यैरिति।**

હવે સકામપૂજા અને નિષ્કામપૂજાના પ્રકાર દ્વારા વિશેષ કહે છે– **'द्रव्यैः इति।'**

**द्रव्यैः प्रसिद्धैर्मद्यागः प्रतिमादिष्वमायिनः।**
**भक्तस्य च यथालब्धैर्हृदि भावेन चैव हि॥ १५**

ઉત્તમ પદાર્થો વડે મારી મૂર્તિઓ વગેરેમાં પૂજન કરવું જોઈએ. નિષ્કામ ભક્તને જે મળે તે પદાર્થોથી તે મારું પૂજન કરે. અથવા હૃદયમાં જ ભાવપૂર્વક (મનોમય દ્રવ્યોથી) જ તે પૂજન કરે.॥ ૧૫ ॥

प्रकर्षेण सिद्धैः सुशोभनैः। अमायिनो निष्कामस्य भक्तस्य तु यथालब्धैः। यत्र चन्दनादि सर्वथा न लभ्यते तत्र हृदि भावेन भावनया। यद्वा, हृदि चेन्मद्यागस्तदा भावेन मनोमयैर्द्रव्यैरित्यर्थः ॥ १५ ॥

(‘**प्रसिद्धैः**’) ઉત્તમ રીતે સિદ્ધ કરવામાં આવેલા સુશોભિત પદાર્થો વડે, પરંતુ ‘**अमायिनः**’ નિષ્કામ ભક્ત જે મળે તે પદાર્થોથી (પૂજન કરે). જ્યાં ચંદન વગેરે કાંઈ પણ ન મળે ત્યાં હૃદયમાં ‘**भावनया**’ ભાવપૂર્વક મનોમય દ્રવ્યોથી (પૂજન કરે,) એમ અર્થ છે. ॥ ૧૫ ॥

अधिष्ठानभेदेन प्रधानोपचारमाह सार्धेन—**स्नानेति**।

અધિષ્ઠાતા દેવોના ભેદપૂર્વક મુખ્ય ઉપચાર (વિધિ) દોઢ શ્લોકથી કહે છે– ‘**स्नान इति।**’

**स्नानालंकरणं प्रेष्ठमर्चायामेव तूद्धव।**
**स्थण्डिले तत्त्वविन्यासो वह्नावाज्यप्लुतं हविः ॥ १६**

હે ઉદ્ધવ, સ્નાન કરાવવું અને અલંકારો ધારણ કરાવવા અત્યંત પ્રિય હોય તો મારી પ્રતિમામાં જ તે કરવાં. પૃથ્વીમાં પૂજન કરવું હોય તો જુદાં જુદાં સ્થાનોમાં અંગોની તથા મુખ્ય દેવોની તે તે મંત્રોથી સ્થાપના કરવી. અગ્નિમાં પૂજન કરવું હોય તો ઘીથી તરબોળ હવિષ અગ્નિમાં હોમવું. ॥ ૧૬ ॥

तत्त्वविन्यासो यथास्थानमङ्गप्रधानदेवतानां तत्तन्मन्त्रैः स्थापनम् ॥ १६ ॥

‘**तत्त्वविन्यासः**’ જુદાં જુદાં સ્થાનોમાં અંગોની તથા મુખ્ય દેવોની તે તે મંત્રોથી સ્થાપના (કરવી). ॥ ૧૬ ॥

**सूर्ये चाभ्यर्हणं प्रेष्ठं सलिले सलिलादिभिः।**
**श्रद्धयोपाहृतं प्रेष्ठं भक्तेन मम वार्यपि ॥ १७**

સૂર્યોપાસનામાં ઉપસ્થાન તથા અર્ઘ્યાદિથી અને જળની ઉપાસનામાં તર્પણાદિથી પૂજન કરવું જોઈએ. ભક્ત દ્વારા શ્રદ્ધાથી લાવવામાં આવેલું જળ પણ મને અત્યંત પ્રિય છે. ॥ ૧૭ ॥

अभ्यर्हणमुपस्थानार्घादि। सलिलादिभिस्तर्पणादिना यजनम्। सर्वसाधारणमाह—श्रद्धयेति ॥ १७ ॥

‘**अभ्यर्हणम्**’ ઉપસ્થાન તથા અર્ઘ્યાદિ– જળ વગેરે દ્વારા કરાયેલા તર્પણાદિથી પૂજન (કરવામાં આવે તો તે મને અત્યંત પ્રિય છે). સર્વત્ર સાધારણ સારરૂપે કહે છે– ‘**श्रद्धया इति।**’ શ્રદ્ધાથી (લાવવામાં આવેલું જળ પણ મને અત્યંત પ્રિય છે). ॥ ૧૭ ॥

**भूर्यप्यभक्तोपहृतं न मे तोषाय कल्पते।**
**गन्धो धूपः सुमनसो दीपोऽन्नाद्यं च किं पुनः ॥ १८**

॥ १८ ॥

અભક્ત દ્વારા નિવેદન કરવામાં આવેલી વિપુલ સામગ્રી પણ મને પ્રસન્ન કરવા માટે સમર્થ થતી નથી. (જો હું જળ માત્રથી જ પ્રસન્ન થઈ જતો હોઉં, તો શ્રદ્ધાપૂર્વક લાવવામાં આવેલાં) ચંદન, ધૂપ, પુષ્પો, દીપક અને અન્ન વગેરે મને પ્રસન્ન કરે, તેમાં વળી શું કહેવું? ॥ ૧૮ ॥ ॥ ૧૮ ॥

एवमधिकारादिव्यवस्थामुक्त्वा इदानीं पूजाप्रकारमाह—**शुचिरति**।

**शुचिः सम्भृतसम्भारः प्राग्दर्भैः कल्पितासनः।**
**आसीनः प्रागुदग् वार्चेदर्चायामथ सम्मुखः॥ १९**

આમ, અધિકાર વગેરેની વ્યવસ્થા કહીને હવે પૂજાનો પ્રકાર કહે છે– **'शुचिः इति।'**

(સ્નાનાદિથી) પવિત્ર થઈને જેણે પૂજાની સામગ્રી એકત્ર કરી છે તેવા મનુષ્યે પૂર્વ દિશા તરફ મુખવાળા દર્ભોનું આસન ગોઠવવું. પૂર્વ દિશા કે ઉત્તર દિશા તરફ મુખ રાખીને મારી પૂજા કરવી, પરંતુ મારી અચલા પ્રતિમા હોય તો (પ્રતિમાની) સન્મુખ બેસી પૂજા કરવી જોઈએ. ॥ ૧૯ ॥

संभृताः संभाराः पूजासाधनानि येन सः। प्रागग्रैर्दर्भैः। यद्वा, प्रागेव संभृतसंभारः सन्नासीनः, न त्वासीनः सन् पश्चात्तत्संभारार्थं वारंवारमुत्तिष्ठेदित्यर्थः। प्राङ्मुख उदङ्मुखो वा आसीनः। अर्चायां तु स्थिरायां संमुखोऽर्चाभिमुख उपविष्टः सन्॥ १९॥

એકઠી કરવામાં આવી છે **'संभाराः'** પૂજાની સામગ્રી જેના દ્વારા તે– પૂર્વ દિશા તરફ મુખવાળા દર્ભોવાળું આસન– અથવા પહેલેથી જ જેણે સામગ્રી એકઠી કરી છે તેવો તે બેઠેલો મનુષ્ય; પણ બેઠેલો નહીં, તે પછી સામગ્રી માટે વારંવાર ઊભો ન થાય, એમ અર્થ છે. પૂર્વ દિશા કે ઉત્તર દિશા તરફ મુખ રાખીને બેઠેલો– પરંતુ પ્રતિમા જો સ્થિર (અચલા) હોય તો **'सम्मुखः'** પ્રતિમાની સન્મુખ બેસીને ॥ ૧૯ ॥

**कृतन्यासः कृतन्यासां मदर्चां पाणिनाऽऽमृजेत्।**
**कलशं प्रोक्षणीयं च यथावदुपसाधयेत्॥ २०**

જેણે પોતાના શરીરમાં અંગન્યાસ કર્યો છે તે મનુષ્ય અંગન્યાસ કરાયેલી પ્રતિમાને હાથ વડે (નિર્માલ્ય વગેરે લઈને) જળથી ભરેલા કળશનો અને પ્રોક્ષણપાત્રનો યથોચિત વિધિથી (ચંદન, પુષ્પ વગેરેથી) સંસ્કાર કરે. ॥ ૨૦ ॥

अनन्तरं गुर्वादिनमस्कारपूर्वकं यथोपदेशं स्वस्मिन्कृतन्यासः कृतो मूलमन्त्रन्यासो यस्यां तां ममार्चामामृजेन्निर्माल्यापकर्षणादिना शोधयेत्। कलशं पूर्णकुम्भम्। प्रोक्षणीयं प्रोक्षणार्थोदकपात्रमुपसाधयेच्चन्दनपुष्पादिभिः संस्कुर्यात्॥ २०॥

પૂજાના આરંભમાં ગુરુ વગેરેને નમસ્કાર કરીને ઉપદેશ પ્રમાણે પોતાના શરીરમાં જેણે અંગન્યાસ કર્યો છે તથા મૂળ મંત્ર (દ્વાદશાક્ષર અથવા અષ્ટાક્ષર)થી જે પ્રતિમામાં અંગન્યાસ કર્યો છે, તે મારી પ્રતિમાને **'आमृजेत्'** નિર્માલ્ય વગેરે લઈને શુદ્ધ કરે. **'कलशम्'** પૂર્ણકુંભનો– **'प्रोक्षणीयम्'** પ્રોક્ષણ માટેના જળપાત્રનો **'उपसाधयेत्'** ચંદન, પુષ્પ વગેરેથી સંસ્કાર કરે. ॥ ૨૦ ॥

**तदद्भिर्देवयजनं द्रव्याण्यात्मानमेव च।**
**प्रोक्ष्य पात्राणि त्रीण्यद्भिस्तैस्तैर्द्रव्यैश्च साधयेत्॥**
**॥ २१ ॥**

તદદ્ભિઃ પ્રોક્ષણીયાદ્ભિર્દેવયજનં દેવપૂજા- ...

तदद्भिः प्रोक्षणीयाद्भिर्देवयजनं देवपूजास्थानम्। पाद्याद्यर्थं त्रीणि पात्राणि कलशोदकैः पूरितानि तैस्तैर्द्रव्यैः साधयेत्। तत्र पाद्यादिद्रव्याणि

'पाद्ये श्यामाकदूर्वाब्जविष्णुक्रान्तादिरिष्यते।
गन्धपुष्पाक्षतयवकुशाग्रतिलसर्षपाः ॥
दूर्वा चेति क्रमादर्घद्रव्याष्टकमुदीरितम्।
जातीलवङ्गकङ्कोलैर्मतमाचमनीयकम् ॥'

इति॥ २१॥

**पाद्यार्घ्याचमनीयार्थं त्रीणि पात्राणि दैशिकः।**
**हृदा शीर्ष्णाथ शिखया गायत्र्या चाभिमन्त्रयेत्॥**
**॥ २२ ॥**

तानि च त्रीणि यथाक्रमं हृदयादिमन्त्रैर्गायत्र्या च सर्वाण्यभिमन्त्रयेत्॥ २२॥

**पिण्डे वाय्वग्निसंशुद्धे हृत्पद्मस्थां परां मम।**
**अण्वीं जीवकलां ध्यायेन्नादान्ते सिद्धभाविताम्॥**
**॥ २३ ॥**

પછી પ્રોક્ષણપાત્રના જળથી દેવપૂજાના સ્થાનને (અને પદાર્થોને) તથા પોતાને પ્રોક્ષણ કરી પાદ્ય, અર્ઘ્ય અને આચમન માટેનાં ત્રણ પાત્રોને કળશના જળથી ભરી તે તે દ્રવ્યોથી તેઓને તૈયાર કરવાં જોઈએ. ॥ ૨૧ ॥

**'तत्-अद्भिः'** પ્રોક્ષણ કરવા યોગ્ય તે જળથી **'देवयजनम्'** દેવપૂજાના સ્થાનને– પાદ્ય વગેરે માટેનાં ત્રણ પાત્રોને કળશના જળથી ભરીને તે તે દ્રવ્યોથી તેમને તૈયાર કરવાં જોઈએ. તેમાં પાદ્ય વગેરે દ્રવ્યો 'પાદ્યના પાત્રમાં સામો, ધરો, કમળ, અપરાજિતા વગેરે વનસ્પતિ પધરાવવી. અર્ઘ્યના પાત્રમાં ચંદન, પુષ્પ, અક્ષત, જવ, દર્ભનો અગ્રભાગ, તલ, સરસવ અને ધરો– એમ આઠ દ્રવ્યો કહેવામાં આવ્યાં છે. આચમનના પાત્રમાં જાઈ, લવિંગ તથા કંકોલ પધરાવવાં.' ॥ ૨૧ ॥

પૂજન કરાવનાર આચાર્ય પાદ્ય, અર્ઘ્ય તથા આચમનીય એ ત્રણે પાત્રોને અનુક્રમે હૃદયના, મસ્તકના તથા શિખાના મંત્રથી અભિમંત્રિત કરીને પછી તે ત્રણેય પાત્રોને ગાયત્રી મંત્રથી અભિમંત્રિત કરે. ॥ ૨૨ ॥

તે ત્રણેય પાત્રોને અનુક્રમે હૃદય વગેરેના મંત્રોથી અને ગાયત્રીમંત્રથી પણ સર્વ પાત્રોને અભિમંત્રિત કરે. ॥ ૨૨ ॥

ત્યાર પછી શરીરના કોઠામાં રહેલા વાયુથી સૂકવેલા, આધારચક્રમાં રહેલા અગ્નિથી બળેલા અને લલાટમાં રહેલા ચંદ્રમંડળના અમૃતથી તરબોળ થવાથી અમૃતમય થયેલા દેહમાં, હૃદયકમળની અંદર રહેલા, શ્રેષ્ઠ એવા મારા નારાયણસ્વરૂપનું ધ્યાન ધરવું જોઈએ, કે જેનું ઓમ્કારના નાદને અંતે સિદ્ધજનો દ્વારા ધ્યાન ધરવામાં આવે છે. ॥ ૨૩ ॥

तदनन्तरं पिण्डे देहे। वाय्वग्निसंशुद्ध इति कोष्ठगतेन वायुना शोषिते आधारगतेनाग्निना दग्धे पुनर्ललाटस्थचन्द्रमण्डलामृतप्लावनेनामृतमये जाते तस्मिन्हृत्पद्मस्थां परां श्रेष्ठां जीवकलां श्रीनारायणमूर्तिं ध्यायेत्। कथंभूताम्। नादान्ते सिद्धैर्भाविताम्। प्रणवस्याकारोकारमकारबिन्दुनादाः पञ्चांशास्तत्र नादान्ते सिद्धैर्ध्याताम्। तथा च श्रुतिः—

त્યાર પછી **'पिण्डे'** શરીરમાં– **'वायु-अग्निसंशुद्धे इति।'** કોઠામાં રહેલા વાયુથી સૂકવેલા, આધારચક્રમાં રહેલા અગ્નિથી બળેલા અને વળી લલાટમાં રહેલા ચંદ્રમંડળના અમૃતથી તરબોળ થવાથી અમૃતમય થયેલા દેહમાં, હૃદયકમળની અંદર રહેલા **'पराम्'** શ્રેષ્ઠ **'जीवकलाम्'** શ્રીનારાયણસ્વરૂપનું (સિદ્ધજનો) ધ્યાન કરે. કેવા સ્વરૂપનું ધ્યાન કરે? **'नादान्ते सिद्धैर्भाविताम्।'** પ્રણવના અકાર, ઉકાર અને મકાર, બિંદુ તથા નાદના પાંચ અંશોમાં સિદ્ધજનો દ્વારા ધ્યાન ધરવામાં આવે છે. તે અનુસાર જ શ્રુતિ છે–

'यो वेदादौ स्वरः प्रोक्तो वेदान्ते च प्रतिष्ठितः।
तस्य प्रकृतिलीनस्य यः परः स महेश्वरः॥'
इति॥ २३॥

'જે ૐ સ્વર વેદના આદિમાં કહેવાયો છે અને વેદાંતમાં પ્રતિષ્ઠા પામ્યો છે, તેનો પ્રકૃતિલયમાં લય થતાં જે પરમતત્ત્વ બાકી રહે છે, તે જ મહેશ્વર છે.' (શુકરહસ્ય ઉપ.૩/૧૮) ॥ ૨૩ ॥

**तयाऽऽत्मभूतया पिण्डे व्याप्ते सम्पूज्य तन्मयः।**
**आवाह्यार्चादिषु स्थाप्य न्यस्ताङ्गं मां प्रपूजयेत्॥ ॥ २४॥**

તે આત્મસ્વરૂપિણી (જીવકલારૂપ) જ્યોતિથી (અમૃતમય) દેહ વ્યાપ્ત થાય ત્યારે દેહમાં જ (માનસિક ઉપચારોથી) પૂજન કરીને તન્મય થયેલો (સાધક) તેનું (નારાયણમૂર્તિનું બાહ્ય) પ્રતિમાઓમાં આવાહન કરીને અને સ્થાપના કરીને જેનામાં અંગન્યાસ કરવામાં આવ્યો છે તેવા મને ઉત્તમ રીતે પૂજે. ॥ ૨૪ ॥

तयात्मभूतया स्वेनैव भावेन चिन्तितया अमृतमये पिण्डे दीपेन प्रभया गृहमिव व्याप्ते सति तस्मिन्नेवादौ मानसैरुपचारैः संपूज्य तन्मयः सन्नर्चादिष्वावाह्य स्थापनमुद्रया स्थापयित्वा॥ २४॥

પોતાના જ ભાવથી ચિંતન કરેલી તે આત્મસ્વરૂપિણી જ્યોતિથી, દીવાના પ્રકાશથી ઘર વ્યાપી જાય તેમ, અમૃતમય દેહ વ્યાપ્ત થાય ત્યારે સૌ પ્રથમ તે દેહમાં જ માનસિક ઉપચારોથી પૂજન કરીને, તન્મય થઈને સાધક તે (નારાયણમૂર્તિનું બહારની) પ્રતિમાઓમાં આવાહન કરીને, સ્થાપનમુદ્રાથી સ્થાપના કરીને (મને પૂજે).॥ ૨૪ ॥

कथं पूजयेत्तत्राह—**पाद्येति** द्वाभ्याम्।

પૂજન કેવી રીતે કરવું જોઈએ, તે બે શ્લોકોથી કહે છે– **'पाद्य इति।'**

**पाद्योपस्पर्शार्हणादीनुपचारान् प्रकल्पयेत्।**
**धर्मादिभिश्च नवभिः कल्पयित्वाऽऽसनं मम॥ २५**

**पद्ममष्टदलं तत्र कर्णिकाकेसरोज्ज्वलम्।**
**उभाभ्यां वेदतन्त्राभ्यां मह्यं तूभयसिद्धये॥ २६**

धर्मादिभिर्ममासनं तत्र पद्मं च कल्पयित्वोभाभ्यां वेदतन्त्राभ्यामुभयसिद्धये मह्यं पाद्यादीनुपचारान्प्रकल्पयेदित्यन्वयः। उपस्पर्श आचमनम्, अर्हणमर्घ्यम्। उभयसिद्धये वेदतन्त्रोक्तभुक्तिमुक्तिप्राप्तये।

अयमर्थः—धर्मज्ञानवैराग्यैश्वर्याण्यासन-पर्यङ्कस्याग्नेयादिचतुष्कोणेषु पादाः। अधर्मादीनि पूर्वादिदिक्षु गात्राणि। त्रयो गुणाः पट्टिकाः।

तत्र पूर्वादिक्रमेण मध्ये च विमलोत्कर्षिणी ज्ञाना क्रिया योगा प्रह्वी सत्येशानाऽनुग्रहेति नव शक्तयः।

एवं यथोपदेशं धर्मादिभिर्नवभिः शक्तिभि-श्चासनं कल्पयित्वेति। कर्णिकया केसरैस्तत्र-स्थसूर्यादिमण्डलैश्चोज्ज्वलमित्यर्थः॥ २५॥ २६॥

आयुधादिपूजामाह—**सुदर्शनमिति** त्रिभिः।

ધર્મ વગેરે (આઠ ગુણો)થી અને (વિમલા વગેરે) નવ શક્તિઓથી મારું આસન રચીને તેની ઉપર કળી તથા કેસરોથી ઉજ્જ્વળ એવા અષ્ટદળ કમળમાં (મારી સ્થાપના કરીને) વેદ તથા તંત્ર એમ બંને શાસ્ત્રોમાં કહેલા (ભોગ અને મોક્ષ) બંનેને સિદ્ધ કરવા માટે મને પાદ્ય, આચમન અને અર્ઘ્યાદિ ઉપચારો અર્પણ કરવા જોઈએ.॥ ૨૫ ॥ ૨૬ ॥

ધર્મ વગેરે દ્વારા મારું આસન અને તેની ઉપર કમળ કલ્પીને ‘**उभाभ्याम्**’ વેદ અને તંત્ર એમ બંને શાસ્ત્રોમાં કહેલા (ભોગ અને મોક્ષ) બંનેની સિદ્ધિ માટે મને પાદ્ય વગેરે ઉપચારો અર્પણ કરવા જોઈએ, એમ અન્વય છે. ‘**उपस्पर्शः**’ આચમન, ‘**अर्हणम्**’ અર્ઘ્ય, ‘**उभयसिद्धये**’ વેદ અને તંત્ર એમ બંને શાસ્ત્રોમાં કહેલા ભોગ અને મોક્ષની પ્રાપ્તિ માટે.

આ પ્રમાણે અર્થ છે– ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યને આસનરૂપી પલંગના અગ્નિ વગેરે ચાર ખૂણાઓમાંના ચાર પાયા તરીકે કલ્પવા. અધર્મ વગેરે (અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય)ને પૂર્વાદિ દિશાઓમાંના (ઈસ, ઉપળાં વગેરે) અવયવો કલ્પવા. ત્રણ ગુણોને આસનરૂપ પલંગની પાટીઓ કલ્પવી.

તે આસનની પૂર્વાદિ દિશાઓના ક્રમથી વચ્ચે વિમલા, ઉત્કર્ષિણી, જ્ઞાના, ક્રિયા, યોગા, પ્રહ્વી, સત્યા, ઈશાના અને અનુગ્રહા નામની નવ શક્તિઓ કલ્પવી.

આમ, ઉપદેશ પ્રમાણે ધર્માદિ (આઠ ગુણો અને) નવ શક્તિઓથી આસન કલ્પીને– કળીથી અને સૂર્યાદિ મંડળોથી ઉજ્જ્વળ કેસરોથી યુક્ત (આઠ પાંખડીવાળા કમળની કલ્પના કરવી). ॥ ૨૫ ॥ ૨૬ ॥

આયુધ વગેરેની પૂજા ત્રણ શ્લોકથી વર્ણવે છે– ‘**सुदर्शनम् इति।**’

**सुदर्शनं पाञ्चजन्यं गदासीषुधनुर्हलान्।**
**मुसलं कौस्तुभं मालां श्रीवत्सं चानुपूजयेत्॥ २७**

પછી સુદર્શન (ચક્ર), પાંચજન્ય (શંખ), (કૌમોદકી) ગદા, (નંદક) તલવાર, બાણ અને (શાર્ઙ્ગ) ધનુષ્ય, હળ તથા (સુનંદ) મુસળ, કૌસ્તુભ-મણિ અને વૈજયંતીમાળા તેમ જ શ્રીવત્સચિહ્નનું પૂજન કરવું જોઈએ. ॥ ૨૭ ॥

तत्र न्यस्ताङ्गमित्यङ्गावरणपूजा सूचिता। आसनेनैव शक्त्यावरणमित्युक्तम्। ततः सुदर्शनादिमुसलान्तान्यायुधान्यष्टदिक्षु। कौस्तुभमालाश्रीवत्सानुरसि॥ २७॥

તેમાં **'न्यस्ताङ्गम् इति।'** (શ્લોક-૨૪) એમ મૂર્તિના અંગન્યાસરૂપ આવરણપૂજાનું સૂચન છે. આસનથી જ શક્તિ સહિત આવરણ કહેવામાં આવ્યું છે. ત્યાર પછી સુદર્શન ચક્રથી માંડીને મુસળ સુધીના આયુધોનું આઠ દિશાઓમાં તથા કૌસ્તુભમણિ, વૈજયંતીમાળા અને શ્રીવત્સચિહ્નનું વક્ષઃસ્થળ ઉપર (પૂજન કરવું જોઈએ). ॥ ૨૭ ॥

**नन्दं सुनन्दं गरुडं प्रचण्डं चण्डमेव च।**
**महाबलं बलं चैव कुमुदं कुमुदेक्षणम्॥**
**॥ २८॥**
**दुर्गां विनायकं व्यासं विष्वक्सेनं गुरून् सुरान्।**
**स्वे स्वे स्थाने त्वभिमुखान् पूजयेत् प्रोक्षणादिभिः॥**
**॥ २९॥**

નંદ, સુનંદ, ગરુડ, પ્રચંડ, ચંડ, મહાબલ, બલ, કુમુદ અને કુમુદેક્ષણનું ॥ ૨૮ ॥ દુર્ગા, વિનાયક, વ્યાસ તથા વિષ્વક્સેનનું, દેવની સમ્મુખ રહેલા ગુરુઓનું, ઈન્દ્રાદિ લોકપાલોનું પોતપોતાનાં સ્થાનરૂપ (પૂર્વાદિ દિશાઓમાં) પ્રોક્ષણ (પવિત્રીકરણ માટે જળ છાંટવા) વગેરેથી પૂજન કરવું જોઈએ. ॥ ૨૯ ॥

नन्दादीन्पार्षदानष्टदिक्षु। गरुडं पुरतः॥ २८॥ दुर्गादीनि कोणेषु। गुरून्वामतः। सुरानिन्द्रादि-लोकपालान्पूर्वादिदिक्षु। एवमेतान् देवस्या-भिमुखान्प्रोक्षणादिभिरर्घादिभिः पूजयेदित्यर्थः ॥ २९॥

નંદ વગેરે પાર્ષદોની આઠ દિશાઓમાં અને ગરુડજીની મારી સામે પૂજા કરવી. ॥ ૨૮ ॥ દુર્ગા વગેરેની ચાર ખૂણાઓમાં, મારી ડાબી બાજુએ ગુરુઓની, **'सुरान्'** ઈન્દ્રાદિ લોકપાલોની પૂર્વાદિ દિશાઓમાં (પૂજા કરવી). એ જ પ્રમાણે દેવની સમ્મુખ રહેલા ગુરુઓ વગેરેની પ્રોક્ષણ વગેરે દ્વારા અર્ઘ્ય વગેરેથી પૂજા કરવી જોઈએ, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

पाद्यादीनुपचारान्प्रकल्पयेदित्युक्तं तानेव गुणविधिभिः प्रपञ्चयति—**चन्दनेति** षड्भिः।

પાદ્ય વગેરે ઉપચારો અર્પણ કરવા, એમ જે (શ્લોક-૨૫માં) કહેવામાં આવ્યું, તેમને જ અધિક ગુણકથન દ્વારા છ શ્લોકથી વિસ્તારપૂર્વક કહે છે— **'चन्दन इति।'**

**चन्दनोशीरकर्पूरकुंकुमागुरुवासितैः ।**
**सलिलैः स्नापयेन्मन्त्रैर्नित्यदा विभवे सति ॥ ३०**
॥ ३० ॥

વૈભવ હોય તો ચંદન, ખસ, કપૂર, કેસર તથા અગર વડે સુવાસિત કરેલા જળથી મંત્રોચ્ચારસહિત મને નિત્ય સ્નાન કરાવવું જોઈએ. ॥ ૩૦ ॥ ૩૦ ॥

मन्त्रानाह—

(કયા મંત્રોનું ઉચ્ચારણ કરવું તે) મંત્રો વર્ણવે છે–

**स्वर्णघर्मानुवाकेन महापुरुषविद्यया ।**
**पौरुषेणापि सूक्तेन सामभी राजनादिभिः ॥ ३१**

સ્વર્ણઘર્મ નામના અનુવાકથી, મહાપુરુષવિદ્યાથી, પુરુષસૂક્તથી તથા રાજન વગેરે સામવેદીય મંત્રોથી (સ્નાન કરાવવું જોઈએ). ॥ ૩૧ ॥

स्वर्णघर्मानुवाकः 'सुवर्णं घर्मं परिवेदनम्' इत्यादिः ।

સ્વર્ણઘર્મ નામનો અનુવાક વિશિષ્ટ પ્રકારનું વૈદિક સૂક્ત છે. 'કેસર વગેરેથી સુવાસિત કર્યું હોવાથી સુવર્ણતુલ્ય જળ ભગવાનના પ્રસ્વેદનો વિનાશ કરનારું છે.' વગેરે સ્વર્ણઘર્મ અનુવાક છે.

महापुरुषविद्या—
'जितं ते पुण्डरीकाक्ष नमस्ते विश्वभावन ।
सुब्रह्मण्य नमस्तेऽस्तु महापुरुषपूर्वज ॥'
इति ।

મહાપુરુષવિદ્યા નારદપંચરાત્રમાં કહેવામાં આવી છે– 'હે કમલનેત્ર, હે વિશ્વપાલક, આપનો જય થાઓ! આપને નમસ્કાર હો. હે બ્રાહ્મણ-ભક્ત, સર્વથી પૂર્વે જન્મેલા હે મહાપુરુષ, આપને નમસ્કાર હો!'

पौरुषं सूक्तं 'सहस्रशीर्षा' इत्यादि । राजनादीनि सामानि 'इन्द्रं नरो नेमधिता हवन्ते' इत्यस्यामृचि गीतानि । आदिशब्देन रौहिणादीनि ॥ ३१ ॥

પુરુષનું સૂક્ત 'સહસ્ર મસ્તકવાળા (વિરાટ પુરુષ વિશ્વને સર્વતઃ વ્યાપીને દશ આંગળ ઉપર વિદ્યમાન છે.) વગેરે. રાજન વગેરે સામવેદીય ઋચાઓ છે. 'અતિશય જ્ઞાનવાન નર ઈન્દ્ર પરમેશ્વરને ઉદ્દેશીને હોમોપલક્ષિત યાગ કરે.' એમ આ ઋચામાં ગાવામાં આવ્યું છે. **'आदि'** શબ્દથી **'रौहिण'** વગેરે સામવેદીય મંત્રનો ઉલ્લેખ છે. ॥ ૩૧ ॥

वस्त्राद्युपचारेष्वलंकारलक्षणं गुणं विधत्ते— **वस्त्रेति** ।

વસ્ત્ર વગેરે ઉપચારોમાં અલંકારનું વિધાન છે– **'वस्त्र इति ।'**

* પુરુષસૂક્ત વેદના મંત્ર વિભાગમાં આવે છે અને તે ચારેય વેદમાં થોડા ફેરફાર સહિત પ્રાપ્ત થાય છે. તૈત્તિરીય આરણ્યકના ત્રીજા પ્રપાઠકના ૧૨મા અને ૧૩મા અનુવાકરૂપે તે પ્રાપ્ત થાય છે.

**वस्त्रोपवीताभरणपत्रस्रग्गन्धलेपनैः ।**
**अलंकुर्वीत सप्रेम मद्भक्तो मां यथोचितम्॥ ३२**

(સ્નાન કરાવ્યા પછી) મારો ભક્ત વસ્ત્ર, ઉપવીત, અલંકારો, કમલપત્રરચના, માળા તથા ચંદનનાદિ વિલેપનથી મારા સૌંદર્યને અનુરૂપ અતિ પ્રેમથી મારો શણગાર કરે. ॥ ૩૨ ॥

पत्राणि कपोलवक्षःस्थलादिषु लिखिताः पत्रभङ्ग्यः। मद्भक्तश्चेत् सप्रेम यथा भवति तथा॥ ३२॥

**'पत्राणि'** ગાલ અને વક્ષઃસ્થળ વગેરે ઉપર (ચંદન વગેરેથી) ચીતરવામાં આવેલી કમલપત્ર વગેરે ચીત્રાવલિ– જો મારો ભક્ત હોય તો જે રીતે અતિશય પ્રેમપૂર્વક થાય તે રીતે (મને શણગારે). ॥ ૩૨ ॥

यथोचितमलंकुर्वीतेत्युक्तार्थं सर्वसाधारणं श्रद्धालक्षणं गुणं विधत्ते—**पाद्यमिति**।

'મારા સૌંદર્યને અનુરૂપ મને અલંકૃત કરે.' (શ્લોક-૩૨) એમ જે કહેવામાં આવ્યું તેનો અર્થ સર્વ ક્રિયાઓમાં શ્રદ્ધારૂપી ગુણ સમાનરૂપે હોય, એમ કહે છે– **'पाद्यम् इति।'**

**पाद्यमाचमनीयं च गन्धं सुमनसोऽक्षतान्।**
**धूपदीपोपहार्याणि दद्यान्मे श्रद्धयार्चकः॥ ३३**

મારું અર્ચન કરનાર મને શ્રદ્ધાપૂર્વક પાદ્ય, આચમનીય, ચંદન, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ્ય અર્પણ કરે. ॥ ૩૩ ॥ ૩૩ ॥

॥ ३३ ॥

नैवेद्ये वैभवलक्षणं गुणं विधत्ते—**गुडपायसेति**।

નૈવેદ્યમાં વૈભવના લક્ષણવાળા ગુણનું વિધાન કરે છે– **'गुडपायस इति।'**

**गुडपायससर्पींषि शष्कुल्यापूपमोदकान्।**
**संयावदधिसूपांश्च नैवेद्यं सति कल्पयेत्॥ ३४**

(વૈભવ હોય તો) ગોળ, પાયસ (દૂધપાક), ઘી, પૂરી, માલપૂડા, લાડુ, શીરો, દહીં તથા દાળ-શાક ધરાવે. ॥ ૩૪ ॥

शष्कुल्यस्तैलपक्वविशेषाः। आपूपाः अपूपानां मण्डकादीनां समूहाः। सूपा व्यञ्जनानि। सति विभव इति शेषः॥ ३४॥

**'शष्कुल्यः'** તેલમાં વિશેષરૂપે તળેલી (પૂરી), **'आपूपाः'** માલપૂડાની થપ્પીઓ, **'सूपाः'** (દાળ-શાક વગેરે) વ્યંજનો– જો વૈભવ હોય તો, એટલું શેષ છે. ॥ ૩૪ ॥

कालभेदेन गुणं विधत्ते—**अभ्यङ्गेति**।

સમય અનુસાર વિશિષ્ટ ઉપચારોનું વિધાન કરે છે– **'अभ्यंग इति।'**

**अभ्यंगोन्मर्दनादर्शदन्तधावाभिषेचनम् ।**
**अन्नाद्यगीतनृत्यादि पर्वणि स्युरुतान्वहम्॥ ३५**

પર્વના દિવસોમાં મારો ભક્ત મને અભ્યંગ તથા મર્દન કરે, દર્પણ દર્શાવે, દંતમંજન કરાવે, (પંચામૃત વગેરેનો) અભિષેક કરે, ચાવ્યા વિના ખવાય તેવું (ભોજ્ય) અને ચાવીને ખવાય તેવું (ભક્ષ્ય) નૈવેદ્ય ધરે, (મારી સન્મુખ) કીર્તન અને નૃત્ય કરે અને (વૈભવ હોય તો) નિત્યપ્રતિ કરે. ॥ ૩૫ ॥

अभिषेचनं पञ्चामृतादिस्नपनम्। अन्नाद्येति। अन्नं भोज्यम्। आद्यं भक्ष्यम्। पर्वण्येकादश्यादौ। अन्वहं प्रत्यहं वा विभवे सति॥ ३५॥

फलभूयस्त्वार्थिनोऽग्नावपि पूजाप्रकार-माह—

**विधिना विहिते कुण्डे मेखलागर्तवेदिभिः।**
**अग्निमाधाय परितः समूहेत् पाणिनोदितम्॥ ३६**

विधिना स्वगृह्योक्तप्रकारेण। मेखलादि-भिरुपलक्षिते। विहिते निर्मिते। तदुक्तं—
'विस्तारोच्छ्रायतस्तिस्रो मेखलाश्चतुरङ्गुलाः।
हस्तमात्रो भवेद्गर्तः सयोनिर्वेदिका तथा॥'
इत्यादि।

उदितं प्रज्वलितमग्निं परितः समूहेदेकत्र मेलयेत्॥ ३६॥

**परिस्तीर्याथ पर्युक्षेदन्वाधाय यथाविधि।**
**प्रोक्षण्याऽऽसाद्य द्रव्याणि प्रोक्ष्याग्नौ भावयेत माम्॥**
**॥ ३७॥**

**'अभिषेचनम्'** પંચામૃત વગેરેનો અભિષેક કરીને સ્નાન કરાવવું– **'अन्न-आद्य इति।'** **'अन्नम्'** ચાવ્યા વિના ખવાય તેવું, **'आद्यम्'** ચાવીને ખવાય તેવું, **'पर्वणि'** એકાદશી વગેરે પર્વના દિવસોમાં, જો વૈભવ હોય તો **'अनु-अहम्'** પ્રતિદિન ॥ ૩૫ ॥

વધારે ફળની ઈચ્છાવાળાને અગ્નિમાં કરવાની પૂજાનો પ્રકાર જણાવે છે–

શાસ્ત્રોક્ત વિધિથી કરવામાં આવેલા પ્રકારે મેખલા, હોમ માટેનો મધ્યભાગ અને વેદીસહિતના યજ્ઞકુંડમાં અગ્નિનું સ્થાપન કરીને પ્રજ્વલિત થયેલા અગ્નિને હાથ વડે ચારે બાજુથી એકત્ર કરવો જોઈએ. ॥ ૩૬ ॥

**'विधिना'** પોતાના વેદની શાખામાં કહેવામાં આવેલા પ્રકારે– મેખલા વગેરે સહિત જણાતા અને **'विहिते'** શાસ્ત્રના વિધાન પ્રમાણે રચાયેલા યજ્ઞકુંડમાં– તે કહેવામાં આવ્યું છે– 'પહોળાઈ અને ઊંચાઈને ભેગા કરીને જે માપ થાય તેટલા માપના પ્રદેશમાં ચાર આંગળના માપની ત્રણ મેખલાઓ કરવી. (કોણી સુધીના) એક હાથનો ખાડો કરવો અને યોનિસહિત વેદિકા કરવી.' વગેરે.

**'उदितम्'** પ્રજ્વલિત થયેલા અગ્નિને ચારે બાજુથી **'समूहेत्'** એકત્ર કરવો જોઈએ. ॥ ૩૬ ॥

પછી (વેદીની ચોતરફ) દર્ભો વડે ઢાંકીને તેના પર જળથી ચારે બાજુ પ્રોક્ષણ કરવું જોઈએ અને વિધિપૂર્વક વ્યાહૃતિઓ ભણીને તેમાં સમિધા હોમવારૂપ અન્વાધાન કર્મ કરીને, (અગ્નિથી ઉત્તર તરફ હવનમાં ઉપયોગી) દ્રવ્યો ગોઠવીને, પ્રોક્ષણપાત્રના જળ વડે પ્રોક્ષણ કરીને અગ્નિમાં મારું ધ્યાન કરવું જોઈએ. ॥ ૩૭ ॥

दर्भैः परिस्तीर्य परितः प्रोक्षयेत्। अन्वाधायान्वाधानसंज्ञकं व्याहृतिभिः समित्-प्रक्षेपादिरूपं कर्म कृत्वा अग्नेरुत्तरतो द्रव्याणि होमोपयोगीन्यासाद्य निधाय प्रोक्षण्या प्रोक्षणीपात्रोदकेन प्रोक्ष्याग्नौ मां ध्यायेत्॥ ३७॥

**तप्तजाम्बूनदप्रख्यं शंखचक्रगदाम्बुजैः। लसच्चतुर्भुजं शान्तं पद्मकिंजल्कवाससम्॥ ॥ ३८ ॥**

**स्फुरत्किरीटकटककटिसूत्रवरांगदम्। श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभं वनमालिनम्॥ ॥ ३९ ॥**

**ध्यायन्नभ्यर्च्य दारूणि हविषाभिघृतानि च। प्रास्याज्यभागावाघारौ दत्त्वा चाज्यप्लुतं हविः॥ ॥ ४० ॥**

**जुहुयान्मूलमन्त्रेण षोडशर्चावदानतः। धर्मादिभ्यो यथान्यायं मन्त्रैः स्विष्टकृतं बुधः॥ ॥ ४१ ॥**

शङ्खादिभिरुल्लसन्तः शोभमानाश्चत्वारो भुजा यस्य तम्॥ ३८॥ स्फुरन्ति किरीटादीनि यस्य तम्॥ ३९॥ हविषा घृतेनाभिघृतानि संसिक्तानि दारूणि शुष्कसमिधः प्रास्य प्रक्षिप्य। आघारौ तत्संज्ञकौ यागौ। एवमाज्यभागौ च दत्त्वा, तदर्थाहुतीर्हुत्वेत्यर्थः। तत्राघारौ 'प्रजापतये स्वाहा,

દર્ભોથી પાથરણું કરીને ચારે બાજુ પ્રોક્ષણ કરવું જોઈએ. '**अन्वाधाय**' વ્યાહૃતિઓ દ્વારા સમિધા હોમવારૂપ અન્વાધાન નામનું કર્મ કરીને, અગ્નિથી ઉત્તર તરફ હવનમાં ઉપયોગી દ્રવ્યો '**आसाद्य**' ગોઠવીને '**प्रोक्षण्या**' પ્રોક્ષણપાત્રના જળ વડે પ્રોક્ષણ કરીને અગ્નિમાં મારું ધ્યાન કરવું જોઈએ.॥ ૩૭ ॥

તપાવેલા સુવર્ણ જેવી કાંતિવાળા, શંખ-ચક્ર-ગદા-પદ્મ વડે શોભતી ચાર ભુજાઓવાળા, કમળની કેસર જેવા વસ્ત્રવાળા, ચળકતાં મુકુટ, કડાં, કંદોરો તથા ઉત્તમ બાજુબંધ ધારણ કરનારા, વક્ષઃસ્થળમાં શ્રીવત્સચિહ્નથી યુક્ત, પ્રકાશમાન કૌસ્તુભમણિ અને (આપાદલંબિની) વનમાળા ધારણ કરનારા, શાંતસ્વરૂપ એવા ॥ ૩૮ ॥ ૩૯ ॥ મારું ધ્યાન ધરતાં પૂજન કરી, ઘીથી તરબોળ કરેલી સમિધા નાખી 'આઘાર' અને 'આજ્ય-ભાગ' નામના યજ્ઞોમાં આહુતિઓ આપી, અષ્ટાક્ષર મૂળ મંત્રથી અને સોળ ઋચાઓવાળા પુરુષસૂક્તથી પ્રત્યેક ઋચા પછી પૂજાના ક્રમ પ્રમાણે ધર્મ (યમરાજ) વગેરે દેવોને ઉદ્દેશીને ઘીથી તરબોળ હુતદ્રવ્યોનો હોમ કરવો જોઈએ. ત્યાર પછી બુદ્ધિમાન પૂજક સ્વિષ્ટકૃત હોમ કરે. ॥ ૪૦ ॥ ૪૧ ॥

શંખ વગેરેથી '**उल्लसन्तः**' શોભતી ચાર ભુજાઓ છે જેમની તેમને (ચિંતવે). ॥ ૩૮ ॥ ચળકતાં મુકુટ વગેરે છે જેમનાં તેમને ॥ ૩૯ ॥ '**हविषा**' ઘીથી '**अभिघृतानि**' તરબોળ કરાયેલી '**दारूणि**' સૂકી સમિધા '**प्रास्य**' નાખીને– '**आघारौ**' 'આઘાર' તે નામના યજ્ઞમાં તેમ જ 'આજ્યભાગ' ને '**दत्त्वा**' તે માટેની આહુતિઓને હોમીને, એમ અર્થ છે. તેમાં

इन्द्राय स्वाहा' इति चोत्तरदक्षिणपरिधिसन्धि-मारभ्याग्निमध्यादापरिध्यन्तं घृतक्षारणरूपौ। आज्यभागौ 'अग्नये स्वाहा, सोमाय स्वाहा' इत्येवं होमरूपौ॥ ४०॥ मूलमन्त्रेणाष्टाक्षरेण। तथा षोडश ऋचो यस्मिंस्तेन पुरुषसूक्तेन चावदानतः प्रत्यृचमाहुतिग्रहणेनेत्यर्थः। पुरुष-सूक्तेनाराधनपक्षे स एव मूलमन्त्रस्तेनैव प्रत्यृचमवदानतो होम इति। मन्त्रैः स्वाहा-न्तैर्नाममन्त्रैः। यथान्यायं पूजाक्रमेणैव। '**अग्नये स्विष्टकृते स्वाहा**' इत्येवं स्विष्टकृतं च हुत्वा॥ ४१॥

ઉત્તર-દક્ષિણ પરિધિની સંધિથી માંડીને અગ્નિની મધ્યે થઈ પરિધિના અંત સુધી '**प्रजापतये स्वाहा**' '**इन्द्राय स्वाहा**' એમ કહી ઘીની ધારા કરવારૂપ આઘાર યજ્ઞમાં અને '**अग्नये स्वाहा**' '**सोमाय स्वाहा**' એમ કહી હોમ કરવારૂપ આજ્યભાગ યજ્ઞમાં (આહુતિઓ આપીને હોમ કરે). ॥ ૪૦ ॥ '**मूलमन्त्रेण**' અષ્ટાક્ષર મૂળ મંત્રથી તથા જેમાં સોળ ઋચાઓ છે, તે પુરુષસૂક્તથી અને '**अवदानतः**' પ્રત્યેક ઋચા પછી આહુતિ ગ્રહણ કરીને, એમ અર્થ છે. આરાધના કરવા માટે પુરુષસૂક્તથી, તે જ મૂળમંત્ર, તેનાથી જ પ્રત્યેક ઋચા પછી હોમ કરવો જોઈએ. '**मन्त्रैः**' નામમંત્રો વડે સ્વાહા કર્યા પછી '**यथान्यायम्**' પૂજાના ક્રમ પ્રમાણે જ 'જે સારી રીતે હોમ કરાયેલું છે, તે અગ્નિ માટે સમર્પિત' – એમ સ્વિષ્ટકૃત્ હોમ કરવો જોઈએ. ॥ ૪૧ ॥

**अभ्यर्च्याथ नमस्कृत्य पार्षदेभ्यो बलिं हरेत्।**
**मूलमन्त्रं जपेद् ब्रह्म स्मरन्नारायणात्मकम्॥ ४२**

પછી (અગ્નિમાં રહેલા અંતર્યામી ભગવાનનું) પૂજન કરી, તેમને નમસ્કાર કરી પાર્ષદોને બલિદાન આપવું જોઈએ. પછી નારાયણસ્વરૂપ બ્રહ્મનું સ્મરણ કરતાં, (પૂજક) મૂળ મંત્ર (અષ્ટાક્ષર)નો જપ કરે. ॥ ૪૨ ॥

ततो वह्निस्थं भगवन्तमन्तर्यामिणमभ्यर्च्याथ नमस्कृत्य पार्षदेभ्यो नन्दादिभ्योऽष्टदिक्षु बलिं हरेत्। ततः पूजास्थानमागत्य देवस्याग्रे समुपविश्य यथाशक्ति मूलमन्त्रं जपेत्॥ ४२॥

પછી અગ્નિમાં રહેલા અંતર્યામી ભગવાનનું પૂજન કરી, તેમને નમસ્કાર કરીને (પૂજક) નંદાદિ પાર્ષદોને આઠ દિશાઓમાં બલિદાન આપે. ત્યાર પછી પૂજાસ્થાનમાં આવીને દેવની આગળ બેસીને તે યથાશક્તિ મૂળ મંત્રનો જપ કરે. ॥ ૪૨ ॥

**दत्त्वाऽऽचमनमुच्छेषं विष्वक्सेनाय कल्पयेत्।**
**मुखवासं सुरभिमत् ताम्बूलाद्यमथार्हयेत्॥ ४३**

(ત્યાર પછી પૂજક) આચમન આપીને (મુખ્ય પાર્ષદ) વિષ્વક્સેનને પ્રસાદ અર્પણ કરે; સુરભિત તામ્બૂલ વગેરે અર્પણ કરીને પછી પુષ્પાંજલિ આપીને પૂજન કરે. ॥ ૪૩ ॥

तत्र उभयत्र भगवतो भोजनसमाप्तिं ध्यात्वा आचमनं दत्त्वा उच्छेषं विष्वक्सेनाय कल्पयित्वा तदनुज्ञया पश्चात्स्वयं भुञ्जीत। ततः सुरभिमत्सुगन्धवत्ताम्बूलाद्यं मुखवासं दत्त्वाथ पुनरप्यर्हयेत्पुष्पाञ्जलिना पूजयेत्॥ ४३॥

પ્રતિમા અને અગ્નિ– તે બંનેમાં ભગવાનના ભોજનની સમાપ્તિ થઈ ગઈ છે, એમ ધ્યાન કરીને આચમન આપીને વિષ્વક્સેનને પ્રસાદ આપીને, તેમની અનુજ્ઞા લઈને પછી પૂજક પોતે ભોજન કરે. ત્યાર પછી '**सुरभिमत्**' સુગંધિત તામ્બૂલ વગેરે મુખવાસ અર્પણ કરીને ફરીથી પાછું '**अर्हयेत्**' પુષ્પાંજલિ આપીને પૂજન કરે. ॥ ૪૩ ॥

ततः सुरभिमत्सुगन्धवत्ताम्बूलाद्यं मुखवासं दत्त्वाथ पुनरप्यर्हयेत्पुष्पाञ्जलिना पूजयेत्॥ ४३ ॥

**उपगायन् गृणन् नृत्यन् कर्माण्यभिनयन् मम।**
**मत्कथाः श्रावयन् शृण्वन् मुहूर्तं क्षणिको भवेत्॥**
**॥ ४४ ॥**

अभिनयन् स्वस्मिन्नाविष्कुर्वन्। क्षणिको वैयग्र्यं परित्यज्य लब्धावसरो भवेत्॥ ४४ ॥

स्तवस्तोत्राणां भेदं दर्शयति—

**स्तवैरुच्चावचैः स्तोत्रैः पौराणैः प्राकृतैरपि।**
**स्तुत्वा प्रसीद भगवन्निति वन्देत दण्डवत्॥ ४५**

पौराणैः प्राकृतैरपीति॥ ४५ ॥

**वि.चक्र.**—स्तवस्तोत्रयोरार्षपौरुषेयत्वेन भेदः कल्प्यः।

कथं प्रणमेदित्यपेक्षायामाह—**शिर इति**।

**शिरो मत्पादयोः कृत्वा बाहुभ्यां च परस्परम्।**
**प्रपन्नं पाहि मामीश भीतं मृत्युग्रहार्णवात्॥ ४६**

बाहुभ्यां दक्षिणोत्तराभ्यां परस्परं मम दक्षिणोत्तरौ पादौ गृहीत्वा। यद्वा, पृष्ठतः परस्परं निबद्धाभ्यां कृतापराध इव प्रपन्नमित्यादि-विज्ञप्त्या च प्रणमेत्॥ ४६ ॥

ત્યાર પછી **'सुरभिमत्'** સુગંધિત તામ્બૂલ વગેરે મુખવાસ અર્પણ કરીને ફરીથી પાછું **'अर्हयेत्'** પુષ્પાંજલિ આપીને પૂજન કરે. ॥ ૪૩ ॥

(મારી લીલાઓનું) ગાન કરતાં, સ્તુતિ કરતાં, નૃત્ય કરતાં, મારી લીલાઓને પોતાનામાં પ્રકટ કરતાં, મારી કથાઓનું શ્રવણ કરાવતાં અને શ્રવણ કરતાં (મારો પૂજક ભક્ત વ્યગ્રતા છોડીને) બે ઘડી ઉત્સવમાં તન્મય થઈ જાય. ॥ ૪૪ ॥

**'अभिनयन्'** મારી લીલાઓને પોતાનામાં પ્રકટ કરતાં– **'क्षणिकः'** વ્યગ્રતા છોડીને બે ઘડી ઉત્સવમાં તન્મય થઈ જાય. ॥ ૪૪ ॥

સ્તવન અને સ્તોત્રનો ભેદ દર્શાવે છે–

પ્રાચીન અને અર્વાચીન નાનાં-મોટાં સ્તવનો તથા સ્તોત્રોથી મારી સ્તુતિ કરીને 'હે ભગવાન, પ્રસન્ન થાઓ!' એમ કહી (ભક્ત) દંડવત્ પ્રણામ કરે. ॥ ૪૫ ॥

પ્રાચીન અને અર્વાચીન સ્તવનો તથા સ્તોત્રોથી પણ ॥ ૪૫ ॥

સ્તવનો આર્ષ હોય છે અને સ્તોત્રો પ્રાકૃત મનુષ્યો દ્વારા પણ રચાયેલાં હોય છે, એમ તફાવત વિચારવા યોગ્ય છે.

પ્રણામ કેવી રીતે કરવા, એવી અપેક્ષા માટે કહે છે– **'शिरः इति।'**

મસ્તકને મારા બંને ચરણમાં મૂકીને જમણા હાથથી ભગવાનનો જમણો ચરણ અને ડાબા હાથથી ભગવાનનો ડાબો ચરણ પકડીને (પૂજન કરનાર ભક્ત પ્રાર્થના કરેઃ) 'હે ઈશ, મૃત્યુરૂપી ગ્રાહ(ઝૂડ)વાળા સંસારસમુદ્રથી ભયભીત થઈ આપને શરણે આવેલા મારું આપ રક્ષણ કરો.' ॥ ૪૬ ॥

**'बाहुभ्याम्'** જમણા અને ડાબા હાથથી **'परस्परम्'** મારા જમણા અને ડાબા ચરણને પકડીને અથવા પીઠ ઉપર હાથને એકબીજામાં બાંધીને જાણે અપરાધ કર્યો હોય તેમ પગમાં પડીને વિજ્ઞપ્તિપૂર્વક પ્રણામ કરે. ॥ ૪૬ ॥

ततः शेषाग्रहणपूर्वकं वैकल्पिकोद्वासन-प्रकारमाह—**इतीति**।

**इति शेषां मया दत्तां शिरस्याधाय सादरम्।**
**उद्वासयेच्चेदुद्वास्यं ज्योतिर्ज्योतिषि तत् पुनः॥ ४७**

अनयैव प्रार्थनया शेषां निर्माल्यं मया दत्तां ध्यात्वा शिरस्याधाय धृत्वा यद्युद्वासयेत्तर्हि प्रतिमायां यन्न्यस्तं ज्योतिस्तत्पुनरपि हृत्पद्मस्थ-ज्योतिष्येवोद्वास्यमुद्वासनीयम्॥ ४७॥

એતેષ્વધિષ્ઠાનેષુ किं मुख्यमित्यपेक्षाया-माह—**अर्चादिष्विति**।

**अर्चादिषु यदा यत्र श्रद्धा मां तत्र चार्चयेत्।**
**सर्वभूतेष्वात्मनि च सर्वात्माहमवस्थितः॥ ४८**

यदा यत्र श्रद्धा तदा तत्र, न त्वधिष्ठाने मुख्यामुख्यत्वम्। कुतः। यतः सर्वभूतेष्विति ॥ ४८॥

**एवं क्रियायोगपथैः पुमान् वैदिकतान्त्रिकैः।**
**अर्चन्नुभयतः सिद्धिं मत्तो विन्दत्यभीप्सिताम्॥ ४९**

ત્યાર પછી પ્રસાદ ગ્રહણ કરીને, વિસર્જન કરવાના કે ન કરવાના વિકલ્પવાળો પ્રકાર જણાવે છે– **'इति इति।'**

મારા દ્વારા (કૃપા કરીને) આપવામાં આવેલા પ્રસાદને (પરમ) આદરપૂર્વક મસ્તક ઉપર ધારણ કરીને જો વિસર્જન કરવું હોય તો પૂજક પ્રતિમામાં સ્થાપેલી જ્યોતિને (હૃદયકમળમાં રહેલી) જ્યોતિમાં પુનઃ વિસર્જિત કરે. ॥ ૪૭ ॥

આ જ પ્રાર્થના કરીને **'शेषाम्'** નિર્માલ્યરૂપ પ્રસાદ મારા દ્વારા આપવામાં આવ્યો છે, એમ ચિંતન કરીને, મસ્તક ઉપર **'आधाय'** ધારણ કરીને જો વિસર્જન કરવું હોય તો પ્રતિમામાં જે જ્યોતિ સ્થાપવામાં આવી હતી તેને પુનઃ હૃદયકમળમાં રહેલી જ્યોતિમાં જ ફરી પાછી **'उद्वास्यम्'** વિસર્જિત કરવા યોગ્ય છે. ॥ ૪૭ ॥

આ સર્વ અધિષ્ઠાનોમાં મુખ્ય અધિષ્ઠાન કયું છે, એવી અપેક્ષા માટે કહે છે– **'अर्चादिषु इति।'**

આમ, જ્યારે પ્રતિમા વગેરેમાં જ્યાં શ્રદ્ધા થાય ત્યારે તેમાં (પૂજક) મારી પૂજા કરે, કારણ કે સર્વનો આત્મા એવો હું સર્વ પ્રાણીઓમાં અને પૂજા કરનારના પોતાના હૃદયમાં પણ રહેલો છું. ॥ ૪૮ ॥

જ્યારે જ્યાં શ્રદ્ધા થાય ત્યારે ત્યાં (પૂજક મારી પૂજા કરે) પણ અધિષ્ઠાનમાં મુખ્યતા કે અમુખ્યતા હોય નહીં. શા માટે? કારણ કે સર્વ પ્રાણીઓમાં હું રહેલો છું. ॥ ૪૮ ॥

આમ, મારી પૂજાના વૈદિક અને તાંત્રિક સાધનરૂપ માર્ગો દ્વારા જે મનુષ્ય મારું પૂજન કરે છે, તે આ લોક અને પરલોક બંનેમાં મારી પાસેથી અભીપ્સિત સિદ્ધિ પામે છે. ॥ ૪૯ ॥

उभयतः इहामुत्र च ॥ ४९ ॥

समर्थं प्रत्याह—**मदर्चामिति** त्रिभिः ।

**मदर्चां सम्प्रतिष्ठाप्य मन्दिरं कारयेद् दृढम् ।**
**पुष्पोद्यानानि रम्याणि पूजायात्रोत्सवाश्रितान् ॥**
**॥ ५० ॥**

**पूजादीनां प्रवाहार्थं महापर्वस्वथान्वहम् ।**
**क्षेत्रापणपुरग्रामान् दत्त्वा मत्सार्ष्टितामियात् ॥**
**॥ ५१ ॥**

पुष्पोद्यानानि च कारयेत्। पूजायात्रोत्सवाश्रितान्, पूजा प्रत्यहम्, यात्रा विशिष्टे पर्वणि बहुजनसमागमः, उत्सवो वसन्तादिमहोत्सवः, तदाश्रितान् क्षेत्रादीन् दत्त्वा ॥ ५० ॥ पूजायात्रोत्सवाश्रितानित्यस्य विवरणम्—पूजादीनामिति। प्रवाहार्थं संततानुवृत्त्यर्थम्। मत्सार्ष्टितां मत्समानैश्वर्यम् ॥ ५१ ॥

प्रतिष्ठादीनां व्यस्तसमस्तानां फलमाह—प्रतिष्ठयेति।

**प्रतिष्ठया सार्वभौमं सद्मना भुवनत्रयम् ।**
**पूजादिना ब्रह्मलोकं त्रिभिर्मत्साम्यतामियात् ॥ ५२**

मत्साम्यतां मया साम्यमित्यर्थः ॥ ५२ ॥

सकामं प्रत्युक्तं अहैतुकभक्तं प्रत्याह—**मामेवेति**।

**मामेव नैरपेक्ष्येण भक्तियोगेन विन्दति ।**
**भक्तियोगं स लभते एवं यः पूजयेत माम् ॥ ५३**

**'उभयतः'** આ લોકમાં અને પરલોકમાં॥૪૯॥

સમર્થ ભક્ત પ્રત્યે ત્રણ શ્લોકોથી કહે છે— **'मद्-अर्चाम् इति।'**

(જો સામર્થ્ય હોય તો ઉપાસક ભક્ત) મારું (સુંદર) સુદૃઢ મંદિર કરાવે અને તેમાં મારી મૂર્તિ સ્થાપિત કરીને પુષ્પોનાં રમ્ય ઉદ્યાનો કરાવે. પ્રતિદિન પૂજા, મોટા પર્વના દિવસે મેળા, વસંતાદિ મહોત્સવો કરાવે. પૂજા વગેરે માટે (સેવાનો) સતત પ્રવાહ ચાલુ રહે તે માટે તેના સાધનરૂપે ક્ષેત્રો, દુકાનો, નગર તથા ગામો અર્પણ કરીને તે ભક્ત મારા સમાન ઐશ્વર્ય પામે છે. ॥ ૫૦ ॥ ૫૧ ॥

(મંદિર) અને પુષ્પોનાં ઉદ્યાનો કરાવે. **'पूजायात्रा-उत्सव-आश्रितान्'** નિત્ય પ્રતિ પૂજા, વિશિષ્ટ પર્વો ઉપર યાત્રા, મેળા, **'उत्सवः'** વસંતાદિ મહોત્સવો (કરાવે)– તેના સાધનરૂપે ક્ષેત્ર વગેરે આપીને ॥ ૫૦ ॥ **'पूजा-यात्रा-उत्सवान्'** એનું વિવરણ– **'पूजादीनाम् इति।'** પૂજા વગેરે માટે **'प्रवाह-अर्थम्'** સેવાનો સતત પ્રવાહ ચાલુ રહે તે માટે– **'मत्सार्ष्टिताम्'** મારા સમાન ઐશ્વર્યને ॥ ૫૧ ॥

(મંદિરમાં) મારી પ્રતિષ્ઠા વગેરેનું પૃથક્ અને સંયુક્ત ફળ કહે છે– **'प्रतिष्ठया इति।'**

(મંદિરમાં) મારી પ્રાણપ્રતિષ્ઠા કરવાથી (મારો ભક્ત) ચક્રવર્તીપણું પામે છે; મારું મંદિર બંધાવવાથી ત્રિલોકનું રાજ્ય મેળવે છે; મારી પૂજા વગેરે કરવાથી બ્રહ્મલોક પામે છે અને આ ત્રણેય કરવાથી મારી સમાનતાને પામે છે, એમ અર્થ છે. ॥ ૫૨ ॥

**'मत्साम्यताम्'** મારી સાથે સમાનતાને પામે છે, એમ અર્થ છે. ॥ ૫૨ ॥

સકામ ભક્ત પ્રત્યે કહેવામાં આવ્યું. હવે નિષ્કામ ભક્ત પ્રત્યે કહે છે– **'माम् एव इति।'**

જે મનુષ્ય ફળની આશા રાખ્યા વિના મને પૂજે છે તે નિષ્કામ ભક્તિયોગ પામે છે અને તે ભક્તિયોગથી મને જ પામે છે. ॥ ૫૩ ॥

अहैतुको भक्तियोग एव कथं भवति तत्राह—भक्तियोगमिति ॥ ५३ ॥

દાતુઃ ફલમુક્તમ્, અપહર્તારં નિન્દતિ—**य इति।**

**यः स्वदत्तां परैर्दत्तां हरेत सुरविप्रयोः।**
**वृत्तिं स जायते विड्भुग् वर्षाणामयुतायुतम्॥ ५४**

विड्भुक् विष्ठाभोजी कृमिः॥५४॥

कर्तुर्यत्फलं तदेवान्येषामपीत्याह—**कर्तुरिति।**

**कर्तुश्च सारथेर्हेतोरनुमोदितुरेव च।**
**कर्मणां भागिनः प्रेत्य भूयो भूयसि तत् फलम्॥ ५५**

सारथेः सहकारिणो हेतोः प्रयोजकस्यानुमोदितुश्च प्रेत्यैतत्फलमित्यन्वयः। कुतः। यतः कर्मणामेते भागिनो भागार्हाः। तत्रापि विशेषमाह—भूयसि कर्मणि सारथ्यादौ च भूयोऽधिकं फलमिति॥५५॥

पयःपत्रादिमात्रेण पूजितो यः परं पदम्।
प्रागेव दिशति प्रीतः स कृष्णः शरणं मम॥ १॥

નિષ્કામ ભક્તિયોગ જ કેવી રીતે થાય, તે માટે કહે છે– **'भक्तियोगम् इति।'**

સેવાપૂજામાં ઉપયોગી વસ્તુ આપનારને મળે તે ફળ કહેવામાં આવ્યું, હવે સેવોપયોગી વસ્તુ હરી લેનારને નિંદે છે– **'यः इति।'**

જે મનુષ્ય દેવ અને બ્રાહ્મણને પોતે આપેલી કે બીજાએ આપેલી આજીવિકા લઈ લે છે તે એક લાખ વર્ષો સુધી વિષ્ટા ખાનારો કીડો થયા કરે છે. ॥ ૫૪ ॥

**'विड्भुक्'** વિષ્ટા ખાનારો કીડો ॥ ૫૪ ॥

ભગવત્કાર્ય કરનારને જે ફળ મળે છે, તે ફળ અન્ય જનોને પણ મળે છે, એમ કહે છે– **'कर्तुः इति।'**

ભગવત્કાર્ય કરનારને સહાય કરનાર તથા તેની પ્રેરણા કરનાર કે તે માટે કારણરૂપ થનાર તથા તેનું અનુમોદન આપનાર સર્વને મરણ પછી સમાન જ ફળ મળે છે. વધારે ભાગ ભજવનારને વધારે ફળ મળે છે. ॥ ૫૫ ॥

**'सारथेः'** સહાય કરનારને, **'हेतोः'** પ્રેરણા કરનાર કે કારણરૂપ બનનારને અને અનુમોદન આપનારને, મરણ પછી (કર્તાને મળે) તે ફળ મળે છે, એમ અન્વય છે. શા માટે? કારણ કે આ ત્રણેય જનો કર્મનો **'भागिनः'** ભાગ પ્રાપ્ત કરવાને યોગ્ય છે. તેમાં પણ વિશેષ કહે છે– સહાય વગેરે કર્મમાં વધારે ભાગ ભજવનારને **'भूयः'** વધારે ફળ મળે છે. ॥ ૫૫ ॥

માત્ર જળ, પત્ર વગેરેથી પૂજન કરાયેલા જે (કૃપાળુ ભગવાન) શરીર છૂટે તેની પૂર્વે જ શ્રેષ્ઠ સ્થાન આપે છે, તે શ્રીકૃષ્ણ મારો આશ્રય છે.॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायामेकादशस्कन्धे भगवदुद्धवसंवादे सप्तविंशोऽध्यायः॥ २७॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तविंशोऽध्यायः॥ २७॥

❋❋❋❋❋

# अथाष्टाविंशोऽध्यायः

## પરમાર્થનિરૂપણ

अष्टाविंशे तु यः पूर्वं विस्तरेणोपवर्णितः।
ज्ञानयोगः पुनश्चासौ समाहृत्य निरूप्यते॥ १

અઠ્યાવીસમા અધ્યાયમાં તો જે જ્ઞાનયોગ પૂર્વે વર્ણવવામાં આવ્યો હતો, તે જ જ્ઞાનયોગને પુનઃ સંક્ષેપમાં વર્ણવે છે. ॥ ૧ ॥

इदानीमतिविस्तरेणोक्तं ज्ञानयोगं संक्षेपेण वक्तुमाह—

હવે અતિ વિસ્તારપૂર્વક નિરૂપાયેલા જ્ઞાનયોગને સંક્ષેપથી વર્ણવવા માટે કહે છે–

श्रीभगवानुवाच

**परस्वभावकर्माणि न प्रशंसेन्न गर्हयेत्।**
**विश्वमेकात्मकं पश्यन् प्रकृत्या पुरुषेण च॥ १**

**શ્રીભગવાન બોલ્યા** – સમગ્ર વિશ્વને પ્રકૃતિ અને પુરુષ સાથે એકરૂપ જોતો મનુષ્ય બીજાઓના (શાંત, ઘોર વગેરે) સ્વભાવોની અને કર્મોની ન તો પ્રશંસા કરે કે ન નિંદા કરે. ॥ ૧ ॥

परेषां स्वभावान् शान्तघोरादीन् कर्माणि च। तत्र हेतुः—विश्वमिति॥ १॥

બીજાઓના શાંત, ભયંકર સ્વભાવોની અને કર્મોની (નિંદા કે પ્રશંસા ન કરે) તે માટેનું કારણ– **'विश्वम् इति।'** ॥ ૧ ॥

विपक्षे दोषमाह—**परेति**।

સ્તુતિ અને નિંદા કરવાના પક્ષમાં દોષ જણાવે છે– **'पर इति।'**

**परस्वभावकर्माणि यः प्रशंसति निन्दति।**
**स आशु भ्रश्यते स्वार्थादसत्यभिनिवेशतः॥ २**

જે મનુષ્ય બીજાઓના સ્વભાવ અને કર્મોની પ્રશંસા કે નિંદા કરે છે, તે મિથ્યારૂપ (દેહાદિ) દ્વૈતમાં દુરાગ્રહ રાખવાને કારણે તત્કાળ જ્ઞાનનિષ્ઠારૂપ સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે. ॥ ૨ ॥

स्वार्थात् ज्ञाननिष्ठालक्षणात्। असति मिथ्याभूते द्वैतेऽभिनिवेशात्॥ २॥

**'स्व-अर्थात्'** જ્ઞાનનિષ્ઠાના લક્ષણરૂપ પોતાના હિતમાંથી (ભ્રષ્ટ થાય છે), કારણ કે **'असति'** મિથ્યારૂપ દ્વૈતમાં દુરાગ્રહ રાખે છે. ॥ ૨ ॥

भ्रंशमेव दृष्टान्ततो दर्शयति—

સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે, તે જ વાતને દૃષ્ટાંતપૂર્વક દર્શાવે છે–

**तैजसे निद्रयाऽऽपन्ने पिण्डस्थो नष्टचेतनः।**
**मायां प्राप्नोति मृत्युं वा तद्वन्नानार्थदृक् पुमान्॥ ३**

જ્યારે રાજસ અહંકારના કાર્યરૂપ ઇન્દ્રિયસમૂહ નિદ્રાથી અભિભૂત થાય છે ત્યારે શરીરમાં રહેલો જીવ (કેવળ મન વડે જ સ્વપ્નરૂપ) માયાને પામે છે. (પછી મનનો લય થતાં) નિશ્ચેષ્ટ થઈને જેમ મૃત્યુ (કે મૃત્યુતુલ્ય સુષુપ્તિ પામે છે) તેમ દ્વૈત ઉપર આગ્રહ રાખનાર મનુષ્ય (એક માત્ર પરમાત્મદૃષ્ટિ ન હોવાથી) વિક્ષેપ અને લય પામે છે. ॥ ૩ ॥

तैजसे राजसाहंकारकार्ये इन्द्रियगणे निद्रया आपन्नेऽभिभूते सति पिण्डस्थो जीवः केवलं मनोमात्रेण मायां स्वप्नरूपां प्राप्नोति, ततो मनसि लीने सति नष्टचेतनः सन्मृत्युं वा मृत्युतुल्यां सुषुप्तिं वा प्राप्नोति यथा तद्वदेव नानार्थदृक् द्वैताभिनिवेशी विक्षेपं लयं च प्राप्नोति। यथा प्राज्ञसंपर्काद्विश्वस्य भोग-क्षयलक्षणो भ्रंश एवमनात्मसंपर्कादात्मनोऽपि स्वरूपभ्रंश इति भावः ॥ ३ ॥

द्वैतासत्यतया स्तुतिनिन्दयोर्निर्विषयत्वं प्रपञ्चयति सार्धैः षड्भिः—**किं भद्रमिति**।

**किं भद्रं किमभद्रं वा द्वैतस्यावस्तुनः कियत्।**
**वाचोदितं तदनृतं मनसा ध्यातमेव च ॥ ४**

अवस्तुनो द्वैतस्य मध्ये किं भद्रं किं वाऽभद्रं कियद्भद्रं कियद्वाऽभद्रमित्यर्थः। अवस्तुत्वमेवाह—वाचेति बाह्येन्द्रियोपलक्षणम्। वाचा उदितमुक्तं चक्षुरादिभिश्च यद्दृश्यं तदनृतमिति ॥ ४ ॥

नन्वेवं सति देहादिभावानामप्यसत्त्वात्कथं भयहेतुत्वं तत्र सदृष्टान्तमाह—

**छायाप्रत्याह्वयाभासा ह्यसन्तोऽप्यर्थकारिणः।**
**एवं देहादयो भावा यच्छन्त्यामृत्युतो भयम् ॥ ५**

**'तैजसे'** રાજસ અહંકારના કાર્યરૂપ ઈન્દ્રિયસમૂહ જ્યારે નિદ્રાથી અભિભૂત થાય છે ત્યારે **'पिण्डस्थः'** શરીરમાં રહેલો જીવ કેવળ મન વડે જ સ્વપ્નરૂપ માયાને પામે છે. પછી મનનો લય થતાં નિશ્ચેષ્ટ થઈને મૃત્યુ કે મૃત્યુતુલ્ય સુષુપ્તિ પામે છે, એ જ રીતે **'नाना-अर्थदृक्'** દ્વૈત ઉપર આગ્રહ રાખનારો મનુષ્ય વિક્ષેપ અને લય પામે છે. (સુષુપ્તિ સ્થાનવાળા) પ્રાજ્ઞના સંપર્કથી જેમ (સ્થૂળ શરીરાભિમાની) વિશ્વનો ભોગક્ષયરૂપ નાશ થાય છે, તેમ અનાત્માના સંપર્કથી આત્માનો પણ સ્વરૂપભ્રંશ થાય છે, એવો ભાવ છે. ॥ ૩ ॥

દ્વૈત અસત્ય હોવાથી સ્તુતિ અને નિંદા મિથ્યા છે, એમ સાડા છ શ્લોકથી વિસ્તારપૂર્વક સમજાવે છે– **'किं भद्रम् इति।'**

દ્વૈત મિથ્યારૂપ છે ત્યારે તેમાં શુભ કેટલું અને અશુભ કેટલું? વાણીથી જે બોલાય છે અને મનથી જે વિચારાય છે, તે અસત્ય છે. ॥ ૪ ॥

મિથ્યારૂપ દ્વૈતમાં **'किं भद्रं किं वा अभद्रम्'** શુભ કેટલું અને અશુભ કેટલું, એમ અર્થ છે. મિથ્યાત્વ જ જણાવે છે– **'वाचा इति।'** વાણીથી બહારની ઈન્દ્રિયનું સૂચન છે. વાણીથી **'उदितम्'** બોલાયેલું અને ચક્ષુ વગેરે ઈન્દ્રિયોથી જે જણાય છે, તે અસત્ય છે. ॥ ૪ ॥

શંકા કરવામાં આવી છે કે જો આમ હોય તો દેહ વગેરે પદાર્થો પણ અસત્ય હોવાથી (સંસારરૂપી) ભયના કારણરૂપ કેવી રીતે હોય? તે માટે દૃષ્ટાંતસહિત ઉત્તર આપે છે–

પડછાયો, પડઘો, (છીપમાં થતો ચાંદીનો) આભાસ (વગેરે) પદાર્થો સર્વથા મિથ્યા છે, તેમ છતાં (ભ્રાંતિ, ભય, કલ્પના વગેરે) અર્થને કરનારા થાય છે, તેવી રીતે દેહાદિ પદાર્થો પણ મિથ્યારૂપ છે, છતાં મૃત્યુ પર્યંત (સંસારરૂપી) ભય આપ્યા કરે છે. ॥ ૫ ॥

छाया प्रतिबिम्बः। प्रत्याह्वयः प्रतिध्वनिः। आभासः शुक्तिरजतादिः। एते यथाऽसन्तोऽप्यर्थकारिणो भवन्ति। आमृत्युतो मृत्युमभिव्याप्य। यद्वा, मृत्युर्लयः। यावन्नैव लीयन्ते तावत्पर्यन्तमित्यर्थः ॥ ५ ॥

**'छाया'** પ્રતિબિંબ, **'प्रत्याह्वयः'** પડઘો, **'आभासः'** છીપમાં થતો ચાંદીનો આભાસ– આ બધાં જેમ મિથ્યા છે છતાં (ભ્રાંતિ વગેરેરૂપ) અર્થને કરનારા થાય છે. **'आमृत्युतः'** મૃત્યુ પર્યંત, અથવા **'मृत्युः'** લય, જ્યાં સુધી તેઓ લય પામે છે, (ત્યાં સુધી) એમ અર્થ છે. ॥ ૫ ॥

ननु सृष्ट्यादिश्रुतिभिरेव द्वैतं निरूपितं कथमसत्यं स्यात्तत्राह—**आत्मैवेति** सार्धद्वाभ्याम्।

શંકા કરવામાં આવી છે કે શ્રુતિઓ દ્વારા જ સૃષ્ટિ વગેરેને દ્વૈત તરીકે વર્ણવવામાં આવ્યાં છે, તો (આપ્તવચન) કેવી રીતે અસત્ય થાય? તે માટે અઢી શ્લોકથી ઉત્તર આપે છે– **'आत्मा एव इति।'**

**आत्मैव तदिदं विश्वं सृज्यते सृजति प्रभुः।**
**त्रायते त्राति विश्वात्मा ह्रियते हरतीश्वरः॥ ६**

આ જગત આત્મા જ છે. (**'सर्वभवनसमर्थः'**) સર્વ કાંઈ થવા અને સર્વ કાંઈ કરવા સમર્થ તે વિશ્વાત્મા પ્રભુ જ સર્જે છે અને સર્જાય છે, રક્ષે છે અને રક્ષાય છે તથા સંહારે છે અને સંહારાય છે. ॥ ૬ ॥

त्रायते पाल्यते। त्राति पालयति॥ ६॥

**'त्रायते'** રક્ષાય છે અને **'त्राति'** રક્ષે છે. ॥ ૬ ॥

**तस्मान्न ह्यात्मनोऽन्यस्मादन्यो भावो निरूपितः।**
**निरूपितेयं त्रिविधा निर्मूला भातिरात्मनि।**
**इदं गुणमयं विद्धि त्रिविधं मायया कृतम्॥ ७**

તેથી (સર્જન કરવા યોગ્ય) અન્ય પદાર્થોથી જુદા એવા આત્માથી જુદો કોઈ પદાર્થ કહેવાયો નથી. (આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક– એમ) ત્રણ પ્રકારની જે પ્રતીતિ આત્મામાં ભાસે છે તે નિર્મૂળ કહેવામાં આવી છે, કારણ કે આ ત્રણ પ્રકારના ગુણમય જગતને તમે (કેવળ) માયાથી કરાયેલું જાણો. ॥ ૭ ॥

अन्यस्मात्सृज्यादिव्यतिरिक्तात्। त्रिविधा आध्यात्मिकादिरूपा। भातिः प्रतीतिः। ननु कथं निर्मूलं प्रतीयते तत्राह—इदमिति॥ ७॥

**'अन्यस्मात्'** સર્જન કરવા યોગ્ય વગેરે અન્ય પદાર્થોથી જુદા એવા આત્માથી– **'त्रिविधा'** આધ્યાત્મિક વગેરેરૂપ (અથવા સૃષ્ટિ, સ્થિતિ, સંહારરૂપ) ત્રણ પ્રકારની પ્રતીતિ ભાસે છે– તે શા માટે નિર્મૂળ છે, એવા પ્રશ્ન માટે ઉત્તર આપે છે– **'इदम् इति।'** ॥ ૭ ॥

**एतद् विद्वान् मदुदितं ज्ञानविज्ञाननैपुणम्।**
**न निन्दति न च स्तौति लोके चरति सूर्यवत्॥ ८**

मारा द्वारा કહેવામાં આવેલી જ્ઞાનની અને વિજ્ઞાનની નિપુણતાને જાણનારો મનુષ્ય નથી કોઈની નિંદા કરતો કે નથી કોઈની સ્તુતિ કરતો. તે સૂર્યની જેમ (બધે સમાન ભાવે) લોકમાં વિચરણ કરે છે. ॥ ૮ ॥

ज्ञानविज्ञानयोर्नैपुणं निष्ठाम्। सूर्यवत्समो भूत्वा॥ ८॥

જ્ઞાન અને વિજ્ઞાનની નિપુણતારૂપ નિષ્ઠાને– સૂર્યની જેમ સમાન ભાવવાળો થઈને ॥ ૮ ॥

एतन्निष्ठाप्राप्त्युपायमाह—**प्रत्यक्षेणेति**।

(જ્ઞાન-વિજ્ઞાનરૂપ) આ નિષ્ઠા પ્રાપ્ત કરવાનો ઉપાય કહે છે– ‘**प्रत्यक्षेण इति।**’

**प्रत्यक्षेणानुमानेन निगमेनात्मसंविदा।**
**आद्यन्तवदसज्ज्ञात्वा निःसंगो विचरेदिह॥ ९**

પ્રત્યક્ષ, અનુમાન અને વૈદિક પ્રમાણોથી તેમ જ પોતાના (કે આત્માની એકતાના) જ્ઞાન(રૂપ અનુભવ)થી (સર્વ દૃશ્ય પદાર્થોને) આદિ અને અંતવાળા તથા મિથ્યા જાણીને જ્ઞાની મનુષ્ય (તે સર્વ પદાર્થોમાં) આસક્તિરહિત થઈને આ લોકમાં વિચરે. ॥ ૯ ॥

यदाद्यन्तवत् द्वैतं तदसदिति ज्ञात्वा निःसङ्गो विचरेत्। आद्यन्तवत्त्वे प्रमाणानि— प्रत्यक्षेण घटादि। अनुमानेन सावयवत्वेन दृश्यं पृथिव्यादि। निगमेनाप्रत्यक्षमाकाशादि। आत्म-संविदा स्वानुभवेन सर्वं दृश्यमाद्यन्तवदसच्चेति ज्ञात्वा। निःसङ्गस्तदासक्तिशून्यः॥ ९॥

જે આદિ અને અંતવાળું છે તે દ્વૈત અસત્ છે, એમ જાણીને અનાસક્ત થઈને વિચરણ કરે. આદિ અને અંતવાળા હોવા માટેનાં પ્રમાણો– ઘડો વગેરે પદાર્થો (દૃશ્ય, અંતવાળા અને જડ હોવાથી) પ્રત્યક્ષ પ્રમાણથી (મિથ્યા જાણવાં). પૃથ્વી વગેરે (દૃશ્ય પદાર્થો) અવયવવાળા હોવાથી અનુમાન પ્રમાણથી અને આકાશ વગેરે અપ્રત્યક્ષ પદાર્થોને વેદ દ્વારા (મિથ્યા જાણવા). ‘**आत्मसंविदा**’ (આત્માની એકતાના) જ્ઞાનરૂપ પોતાના અનુભવથી સર્વ દૃશ્ય પદાર્થોને મિથ્યા જાણીને ‘**निःसङ्गः**’ તેમાં આસક્તિ-રહિત થઈને (વિચરણ કરવું જોઈએ). ॥ ૯ ॥

ननु यद्यात्मसंविदा सर्वं दृश्यमस-दित्युच्यते तर्ह्यात्मा स्वप्रकाशो देहादिद्वैतं च जडमित्युक्तं स्यात्, तथा च संसारप्रतिभासो न घटेतेति चोदयति—**नैवेति**।

શંકા કરવામાં આવી છે કે જો પોતાના અનુભવથી સર્વ દૃશ્ય જગત મિથ્યા છે, એમ કહેવામાં આવે, તો પછી આત્મા સ્વપ્રકાશ છે અને દેહાદિ દ્વૈત જડ છે, એમ ફલિત થાય અને સંસારની પ્રતીતિ સંભવે નહીં! તે માટે ઉત્તર આપે છે કે ના, એમ છે જ નહીં– ‘**न एव इति।**’

उद्धव उवाच

**नैवात्मनो न देहस्य संसृतिर्द्रष्टृदृश्ययोः।**
**अनात्मस्वदृशोरीश कस्य स्यादुपलभ्यते॥ १०**

अनात्मस्वदृशोर्जडाजडयोः। अत्र हेतुः—द्रष्टृदृश्ययोः। मा भूद्द्वयोरपि तत्राह—उपलभ्यत इति॥ १०॥

**ઉદ્ધવજી બોલ્યા** – દ્રષ્ટા અને સ્વપ્રકાશ આત્માને સંસાર ઘટતો નથી તેમ જ દૃશ્ય અને જડ દેહને પણ સંસાર ઘટતો નથી, તો હે ઈશ, આત્મા અને દેહ એ બંનેમાં સંસાર કોને અનુભવાય છે? ॥ ૧૦ ॥

‘**अनात्मस्वदृशोः**’ જડ દેહ અને અજડ આત્મા એ બંનેમાં– જડ અને અજડ હોવા માટેનું કારણ– આત્મા દ્રષ્ટા છે અને શરીર દૃશ્ય છે. બંનેમાંથી કોઈને પણ સંસાર ઘટે નહીં, તે માટે કહે છે– ‘**उपलभ्यते इति।**’ (સંસાર કોને) અનુભવાય છે? ॥ ૧૦ ॥

एतत्प्रपञ्चयति—**आत्मेति**।

(સંસાર કોઈને ઘટતો નથી,) આ સિદ્ધાંત વિસ્તારથી સમજાવે છે– ‘**आत्मा इति।**’

**आत्माऽव्ययोऽगुणः शुद्धः स्वयंज्योतिरनावृतः।**
**अग्निवद्दारुवदचिद्देहः कस्येह संसृतिः॥ ॥ ११ ॥**

અાત્મા અવિનાશી, નિર્ગુણ, શુદ્ધ, સ્વયંજ્યોતિ અને આવરણરહિત છે. આત્મા અગ્નિ જેવો છે, જ્યારે દેહ લાકડા જેવો જડ છે, તો આમાં સંસાર કોને હોય? ॥ ૧૧ ॥

अव्ययत्वादिपञ्चविशेषणैर्नाशादिरागादि-पुण्यापुण्याज्ञानपरिच्छेदानामसंभवं दर्शयति—हेतुहेतुमत्त्वं तु यथेष्टम्। अचिज्जडः।

અવિનાશીપણું વગેરે પાંચ વિશેષણોથી (સમજાય છે કે) આત્મા (૧) અવિનાશી હોવાથી નાશ વગેરેનો સંભવ નથી. (૨) નિર્ગુણ હોવાથી રાગાદિનો સંભવ નથી. (૩) શુદ્ધ હોવાથી પુણ્ય-પાપનો સંભવ નથી. (૪) સ્વયંજ્યોતિ હોવાથી અજ્ઞાનનો સંભવ નથી અને (૫) આવરણરહિત હોવાથી મર્યાદાનો સંભવ નથી, એમ દર્શાવે છે– બધાં વિશેષણો વચ્ચે યથાયોગ્ય રીતે કાર્ય-કારણભાવ છે. (અર્થાત્ અવિનાશી હોવાથી નિર્ગુણ છે. નિર્ગુણ હોવાથી શુદ્ધ છે. શુદ્ધ હોવાથી સ્વયંજ્યોતિ છે અને સ્વયંજ્યોતિ હોવાથી આવરણરહિત છે.) ‘**अचित्**’ જડ–

अयं भावः—यथैवाग्निदारुणोर्भेदेनानुपलम्भेऽपि दारु प्रकाश्यमेवाग्निश्च प्रकाशकः, तथा देहात्मनोरपीति न संसृतिस्तयोरन्यतरस्यापि घटत इति॥ ११॥

ભાવ આ પ્રમાણે છે– જેમ અગ્નિ અને લાકડા વચ્ચેના ભેદનું ગ્રહણ થઈ શકતું ન હોવા છતાં લાકડું પ્રકાશ્ય જ છે અને અગ્નિ પ્રકાશક છે, તેવી જ રીતે દેહ અને આત્માનું પણ છે, આથી તે બંનેમાંથી કોઈને સંસાર ઘટતો નથી. ॥ ૧૧ ॥

सत्यं तथाप्युभयोरेवमविवेक एव संसारालम्बनमित्याह पञ्चभिः—**यावदिति**।

**श्रीभगवानुवाच**

**यावद् देहेन्द्रियप्राणैरात्मनः सन्निकर्षणम्।**
**संसारः फलवांस्तावदपार्थोऽप्यविवेकिनः॥ १२**

संनिकर्षणं संबन्धः। नन्वसङ्गस्य कुतः संबन्धस्तत्राह—अविवेकिनः, अज्ञानकृत इत्यर्थः। ननु स्वप्रकाशस्य कथमज्ञानकृतः संसारस्तत्राह—अपार्थोऽपि मिथ्याभूतोऽपि केवलं फलवान्। फलं स्फूर्तिर्न तु तत्त्वतोऽस्तीत्यर्थः ॥ १२ ॥

નન્વસતો દેહાદેઃ કુતઃ संसारस्फूर्तिहेतुत्वमपि तत्राह—**अर्थे हीति**।

**अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते।**
**ध्यायतो विषयानस्य स्वप्नेऽनर्थागमो यथा॥ १३**

अस्यात्मनः ॥ १३ ॥

ननु कथंचिज्जानतो विषयस्फूर्तिर्जीवन्मुक्तस्यापि दुर्वारेत्यनिर्मोक्षप्रसङ्गः स्यात्तत्राह—**यथा हीति**।

સાચું છે, તેમ છતાં બંનેનો આમ, અવિવેક જ સંસારનો આધાર છે, એમ પાંચ શ્લોકોથી કહે છે– **‘यावत् इति।’**

**શ્રીભગવાન બોલ્યા** – જ્યાં સુધી (અજ્ઞાનને કારણે) દેહ, ઈન્દ્રિયો અને પ્રાણ સાથે આત્માનો સંબંધ છે, ત્યાં સુધી (સુખ-દુઃખાદિ) સંસાર મિથ્યારૂપ હોવા છતાં પણ અવિવેકીને ફળરૂપે સ્ફુરિત થાય છે. ॥ ૧૨ ॥

**‘संनिकर्षणम्’** સંબંધ– શંકા કરવામાં આવી છે કે અસંગ મનુષ્યને સંબંધ કેવી રીતે હોય? તે માટે ઉત્તર આપે છે– અવિવેકીને અજ્ઞાનને કારણે સંબંધ હોય છે, એમ અર્થ છે. કોઈ શંકા કરે કે સ્વપ્રકાશ આત્માને અજ્ઞાનને કારણે સંસાર કેવી રીતે થાય? તે માટે ઉત્તર આપે છે– **‘अपार्थः अपि’** મિથ્યારૂપ હોવા છતાં કેવળ **‘फलवान्’** ફળરૂપે સ્ફુરિત થાય છે, તત્ત્વતઃ સંસાર તો છે જ નહીં, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

શંકા કરવામાં આવી છે કે મિથ્યા દેહાદિને સંસાર સ્ફુરવાનું કારણ પણ કેવી રીતે હોય? તે માટે ઉત્તર આપે છે– **‘अर्थे हि इति।’**

સ્વપ્નમાં થતો (ભય, શોક, માથું કપાવું વગેરે) અનર્થ તેનું અસ્તિત્વ ન હોવા છતાં (જાગૃત થયા વિના) જેવી રીતે દૂર થતો નથી, તેવી રીતે પદાર્થ વાસ્તવમાં ન હોવા છતાં પણ વિષયો (કે પદાર્થો)નું ચિંતન કરતા રહેવાને કારણે આ જીવાત્માનો (જન્મ-મરણરૂપ) સંસાર દૂર થતો નથી. ॥ ૧૩ ॥

**‘अस्य’** આ જીવાત્માનો ॥ ૧૩ ॥

શંકા કરવામાં આવી છે કે જ્ઞાની એવા જીવન્મુક્ત મનુષ્યને માટે પણ વિષયોનું સ્ફુરણ દૂર કરી ન શકાય તેવું હોય છે, તેથી મોક્ષ ન થવાનો પ્રસંગ આવી પડે, તે માટે ઉત્તર આપે છે– **‘यथा हि इति।’**

**यथा ह्यप्रतिबुद्धस्य प्रस्वापो बह्वनर्थभृत्।**
**स एव प्रतिबुद्धस्य न वै मोहाय कल्पते॥ १४**

(નિદ્રાને કારણે) જાગતા ન હોય તેવા (સ્વપ્ન જોતા) મનુષ્યનું સ્વપ્ન જેમ અનેક અનર્થોને પોષતું હોય છે. તે જ સ્વપ્ન જાગૃત થયેલા મનુષ્યને મોહ ઉપજાવી શકતું નથી. ॥ ૧૪ ॥

प्रस्वापः स्वप्नः। बहूननर्थान् बिभर्ति पुष्णातीति तथा॥ १४॥

‘**प्रस्वापः**’ સ્વપ્ન અનેક અનર્થોને ‘**बिभर्ति**’ પોષતું હોય છે, (તે જ સ્વપ્ન જાગૃત થયેલા મનુષ્યને મોહ ઉપજાવી શકતું નથી) તેમ (અજ્ઞાનીને અનર્થના કારણરૂપ થતો સંસાર જ્ઞાનીને અનર્થના કારણરૂપ થતો નથી.) ॥ ૧૪ ॥

अहंकारलक्षणो देहादिसंनिकर्ष एव संसारालम्बनमित्यन्वयव्यतिरेकाभ्यां दर्शयति—**शोकेति**।

દેહાદિમાં અહંકારની ઉપસ્થિતિ જ સંસારનો આધાર છે, તે અન્વય અને વ્યતિરેકથી દર્શાવે છે– ‘**शोक इति**।’

**वं.—**‘अहंकारसत्त्वे संसारसत्त्वमन्वयस्तदभावे तदभावो व्यतिरेकः।’

અહંકાર હોય તો સંસાર હોય તે અન્વય, તે (અહંકાર)ના અભાવમાં તે (સંસાર)નો અભાવ તે વ્યતિરેક.

**शोकहर्षभयक्रोधलोभमोहस्पृहादयः ।**
**अहंकारस्य दृश्यन्ते जन्म मृत्युश्च नात्मनः॥ १५**

શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા વગેરે તેમ જ જન્મ અને મૃત્યુ અહંકારનાં દેખાય છે, આત્માનાં નહીં. ॥ ૧૫ ॥

सुषुप्त्यादौ तेषामदर्शनादहं सुखीतिवच्चैतन्यं सुखीति प्रतीत्यभावाच्च दृश्यत्वाच्च सुखादीनां कृशत्वादिवद्द्रष्टृधर्मत्वानुपपत्तेरिति भावः। उक्तं च—
‘सुप्तेऽहमि न दृश्यन्ते सुखदोषप्रवृत्तयः।
अतस्तस्यैव संसारो न मे संसृतिसाक्षिणः॥’
॥ १५॥

સુષુપ્તિ (તથા સમાધિ) વગેરેમાં તે શોક, હર્ષ વગેરે જણાતાં નથી તેમ જ ‘હું સુખી છું.’ તેની જેમ ચૈતન્ય સુખી છે, એમ પ્રતીત થતું નથી અને સુખ વગેરે દૃશ્ય છે તેથી પાતળાપણું વગેરે દ્રષ્ટાના ધર્મ હોઈ શકે નહીં, એવો ભાવ છે. (માટે હર્ષ-શોકાદિ અહંકારના ધર્મો છે, આત્માના નહીં.) કહેવામાં આવ્યું છે– ‘અહંકાર શયન કરે છે ત્યારે (સુષુપ્તિમાં) સુખ-દુઃખની પ્રવૃત્તિઓ દેખાતી નથી, માટે સિદ્ધ થાય છે કે સંસાર અહંકારને છે, પણ સંસારના સાક્ષી એવા મને નથી.’ ॥ ૧૫ ॥

ननु यद्यहंकारस्य संसारस्तर्हि मुक्तिरपि तस्यैवेति मुक्तावहंकारावशेषः प्रसज्जेत तत्राह—**देहेति**।

શંકા કરવામાં આવી છે કે જો અહંકારને સંસાર હોય તો મુક્તિ પણ તે (અહંકાર)ની જ થવી જોઈએ. આમ, મુક્તિની અવસ્થામાં અહંકારરૂપ અવશેષ રહે. તે માટે કહે છે– ‘**देह इति**।’

**देहेन्द्रियप्राणमनोऽभिमानो**
**जीवोऽन्तरात्मा गुणकर्ममूर्तिः।**
**सूत्रं महानित्युरुधेव गीतः**
**संसार आधावति कालतन्त्रः॥ १६**

देहादिष्वभिमानो यस्य सः। आत्मैव तेषामन्तर्हितो जीवः। अत एव गुणकर्ममयी मूर्तिर्यस्य सः। एवं च सूक्ष्मोपाधिभिर्बहुधेव सूत्रादिशब्दैर्गीतः संसारे परमेश्वराधीनः सर्वतो धावति, अतो नायं दोष इति भावः॥ १६॥

तदेवमहंकारकृतं बन्धमुपपाद्येदानीं ज्ञानेन तन्निवृत्तौ मुक्तिरित्याह—**अमूलमिति**।

**अमूलमेतद् बहुरूपरूपितं**
**मनोवचःप्राणशरीरकर्म ।**
**ज्ञानासिनोपासनया शितेन**
**छित्त्वा मुनिर्गां विचरत्यतृष्णः॥ १७**

वस्तुतो मूलशून्यमज्ञातस्तु बहुभी रूपैर्देवादिशरीरै रूपितं प्रकाशितमैन्द्रजालिक-तुल्यमिति वा। किं तत्तदाह—मन इति। मनआदीनां द्वन्द्वः।

यद्वा, मनआदिषु क्रियत इति कर्म अहंकरणं गुरोरुपासनया निशितेन तीक्ष्णेन ज्ञानखड्गेन छित्त्वा॥ १७॥

तदेव ज्ञानं स्वरूपसाधनफलैर्निरूपयति—**ज्ञानमिति**।

દેહ, ઇન્દ્રિયો, પ્રાણ તથા મનમાં જેને અભિમાન છે તે આત્મા જ તે સર્વનો અંતર્ગત જીવ છે. આથી જ ગુણમય અને કર્મમય મૂર્તિવાળો તથા સૂત્રાત્મા, મહત્તત્ત્વ વગેરે અનેક નામોથી કહેવાતો તે જીવાત્મા જ પરમેશ્વરને અધીન રહી સંસારમાં સર્વ તરફ દોડ્યા કરે છે. ॥ ૧૬ ॥

દેહ વગેરેમાં અભિમાન છે જેને તે આત્મા જ તે સર્વની અંતર્ગત તિરોહિત થયેલો જીવ છે. આથી જ ગુણમય અને કર્મમય મૂર્તિ છે જેની તેવો તે છે. તેમ જ સૂક્ષ્મ ઉપાધિવાળા સૂત્રાત્મા, મહત્તત્ત્વ વગેરે શબ્દોથી અનેક રીતે કહેવાતો તે (આત્મા) સંસારમાં પરમેશ્વરને અધીન થઈ સર્વ તરફ દોડે છે. આથી આ દોષ નથી. (આથી તે જીવનો જ મોક્ષ યોગ્ય છે.) ॥ ૧૬ ॥

આમ, અહંકારે કરેલું બંધન (અન્વય-વ્યતિરેક દ્વારા) સિદ્ધ કરીને હવે જ્ઞાન દ્વારા તે અહંકારનો નાશ થતાં મુક્તિ થાય છે, એમ કહે છે– **'अमूलम् इति।'**

આ મન, વચન, પ્રાણ, શરીર તથા કર્મ મૂળ વગરનાં છે, (અજ્ઞાનથી દેવાદિ) અનેક શરીરોરૂપે ભાસે છે. (ગુરુરૂપ ઈશ્વરની) ઉપાસના વડે તીક્ષ્ણ કરેલી જ્ઞાનરૂપી તલવારથી તેને કાપીને, તૃષ્ણારહિત થઈને મુનિ પૃથ્વી પર વિચરણ કરે. ॥ ૧૭ ॥

(આ મન વગેરે) વસ્તુતઃ મૂળ વગરનાં છે. અજ્ઞાનને કારણે દેવાદિ અનેક શરીરોરૂપે ભાસે છે અથવા જાદુગરીની જેમ પ્રકાશિત થાય છે. તે કેવી તે કહે છે– **'मन इति।'** મન વગેરેનું દ્વંદ્વ (અનેકરૂપે ભાસે છે).

અથવા મન વગેરે ઉપર કરાતો અહંકાર ગુરુ(રૂપ ઈશ્વર)ની ઉપાસનાથી **'निशितेन'** તીક્ષ્ણ કરેલી જ્ઞાનરૂપી તલવારથી કાપીને ॥ ૧૭ ॥

(અહંકારને દૂર કરનાર) તે જ જ્ઞાનને, સ્વરૂપને જાણવાના સાધનરૂપ ફળ દ્વારા વર્ણવે છે– **'ज्ञानम् इति।'**

**ज्ञानं विवेको निगमस्तपश्च**
**प्रत्यक्षमैतिह्यमथानुमानम् ।**
**आद्यन्तयोरस्य यदेव केवलं**
**कालश्च हेतुश्च तदेव मध्ये॥ १८**

(અપરોક્ષ આત્મસાક્ષાત્કારરૂપ) વિવેક એ જ જ્ઞાન છે. (ઉપનિષદોના શ્રવણરૂપ) વેદ, (સ્વધર્મરૂપ) તપ, પ્રત્યક્ષ અનુભવ, (જ્ઞાનીજનોનો) ઉપદેશ તથા (તર્કરૂપ) અનુમાન (વિવેકરૂપ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધનો છે). આ વિશ્વના આદિમાં તથા અંતમાં જે કાળરૂપ (બ્રહ્મ) કેવળ અદ્વિતીયરૂપે છે, તે જ મધ્યમાં પણ છે અને તે જ સર્વને પ્રકાશિત કરે છે અને સર્વના કારણરૂપ છે. ॥ ૧૮ ॥

विवेको ज्ञानम्। साधनान्याह—निगमो वेदः। तपः स्वधर्मः। प्रत्यक्षं स्वानुभवः। ऐतिह्यमुपदेशः। अनुमानं तर्कः। फलमाह—आद्यन्तयोर्यदस्य जगतो मध्येऽपि तदेव केवलं न तु जगदिति। किं तत्कालः कलयति प्रकाशयति यस्तथा हेतुः कारणं च यत् तदेव। एतदुक्तं भवति—यदस्य विश्वस्य कारणं प्रकाशकं च ब्रह्म तदात्मकमेवैतत्, न ततः पृथगित्येवं निश्चयफलो निगमादि-साधनैर्जायते यो विवेकस्तज्ज्ञानमिति॥ १८॥

વિવેક એ જ જ્ઞાન છે. તેને પ્રાપ્ત કરવાનાં સાધનો કહે છે– **‘निगमः’** વેદ, **‘तपः’** સ્વધર્મ, **‘प्रत्यक्षम्’** સ્વાનુભવ, **‘ऐतिह्यम्’** ઉપદેશ અને **‘अनुमानम्’** તર્ક. તે (જ્ઞાન)નું ફળ કહે છે– આ વિશ્વના આદિમાં તથા અંતમાં કેવળ તે જ છે, નહીં કે જગત. તે કયું તત્ત્વ છે? તે કાળસ્વરૂપ છે, કે જે **‘कलयति’** પ્રકાશિત કરે છે તેમ જ **‘हेतुः’** જે કારણરૂપ છે તે જ (બ્રહ્મ) છે. આ પ્રમાણે કહેવામાં આવે છે– જે આ વિશ્વનું કારણ છે અને પ્રકાશક છે, તે બ્રહ્મ જ તે વિશ્વાત્મક છે, તેનાથી જુદું નથી. આવા નિશ્ચયરૂપ ફળવાળો અને વેદ વગેરે સાધનોથી ઉત્પન્ન થનારો જે વિવેક છે, તે જ જ્ઞાન છે. ॥ ૧૮ ॥

तत्र नानाभेदव्यवहारालम्बनस्यापि विश्वस्य कारणमात्रात्मकत्वं सदृष्टान्तमाह—**यथेति**।

તેમાં (કારણાત્મકતા અને પ્રકાશાત્મકતામાં) અનેક પ્રકારના વ્યવહારના આધારરૂપ વિશ્વની પણ કારણાત્મકતાને દૃષ્ટાંતસહિત કહે છે– **‘यथा इति।’**

**यथा हिरण्यं स्वकृतं पुरस्तात्**
**पश्चाच्च सर्वस्य हिरण्मयस्य।**
**तदेव मध्ये व्यवहार्यमाणं**
**नानापदेशैरहमस्य तद्वत्॥ १९**

કુંડળ વગેરેના આકારરૂપે ઘડાયું ન હોય તેવું સુવર્ણ કુંડળ વગેરેની ઉત્પત્તિની પૂર્વે અને તેના નાશ પછી જે હોય છે, તે મધ્ય અવસ્થામાં કુંડળ વગેરે અલંકારોરૂપે વ્યવહાર પામ્યું હોય છે, છતાં તે સુવર્ણ જેમ તેનું તે જ હોય છે, તેમ હું પણ જગતના આદિ તથા અંતમાં જે છું, તે જ જગતના અસ્તિત્વની મધ્ય અવસ્થામાં અનેક નામોથી વ્યવહારના આધારરૂપ બનું છું. ॥ ૧૯ ॥

स्वकृतं सुष्ठु कुण्डलादिरूपेणाविरचितं यद्धिरण्यम्। कीदृशम्। हिरण्मयस्य कुण्डला-देरुत्पत्तेः पुरस्तान्नाशाच्च पश्चान्मध्ये च यदस्ति कटकं कुण्डलमित्यादिनानाव्यपदेशैर्व्यवहारं प्राप्यमाणमपि तदेव यथा तद्वदस्य विश्वस्य कारणभूतोऽहमेव नानाव्यवहारालम्बनं, न तु मत्तः पृथग्विश्वमिति॥ १९॥

तदेवं कार्यस्य कारणमात्रात्मकतामुक्त्वा प्रकाश्यस्य प्रकाशकात्मकतामाह—**विज्ञानमिति**।

**विज्ञानमेतत्त्रियवस्थमङ्ग**
**गुणत्रयं कारणकार्यकर्तृ।**
**समन्वयेन व्यतिरेकतश्च**
**येनैव तुर्येण तदेव सत्यम्॥ २०**

त्रियवस्थम्। यकारस्य पृथक्पाठ-श्छन्दोनुरोधेन।

जाग्रदादित्र्यवस्थं यद्विज्ञानं मनस्तदवस्थाकारणरूपं च यद्गुणत्रयम्। यच्च कारणकार्यकर्तृ। कारणमध्यात्मं, कार्यमधिभूतं, कर्तृ अधिदैवम्। एवं गुणत्रयकार्यभूतं त्रिविधं जगत्। एतद्येन तुर्येण सामान्यज्ञानमात्रेण समन्वयेन भवति। येनानुगतं प्रकाशत इत्यर्थः।

**'स्वकृतम्'** કુંડળ વગેરેના આકારરૂપે ઘડાયું ન હોય તેવું જે સુવર્ણ છે– કેવું સુવર્ણ? સુવર્ણનાં કુંડળ વગેરેની ઉત્પત્તિની પહેલાં અને તેના નાશ પછી અને મધ્યમાં જે કડાં, કુંડળ વગેરે અનેક જાતનાં નામોથી વ્યવહાર પામતું હોવા છતાં પણ સુવર્ણ જેમ તેનું તે જ હોય છે, તેમ આ વિશ્વના કારણરૂપ હું જ અનેક પ્રકારના વ્યવહારોનો આધાર છું. વિશ્વ મારાથી જુદું નથી. ॥ ૧૯ ॥

આમ, કાર્યની કારણાત્મકતા કહીને પ્રકાશ્યની પ્રકાશાત્મકતા વર્ણવે છે– **'विज्ञानम् इति।'**

હે પ્રિય (ઉદ્ધવ), જાગૃત વગેરે ત્રણ અવસ્થાઓવાળું મન તથા ત્રણ અવસ્થાઓના કારણરૂપ ત્રણ ગુણો તેમ જ આ ત્રણ ગુણોના કાર્યરૂપ અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ– એમ ત્રણ પ્રકારનું જગત માત્ર સામાન્યજ્ઞાનરૂપ (પરબ્રહ્મસ્વરૂપ) જે તુરીય (ચોથા) તત્ત્વના અનુસરણ વડે પ્રકાશે છે અને જાગ્રત વગેરે ત્રણેય અવસ્થાઓના અભાવરૂપ સમાધિ વગેરેમાં પણ જે તુરીય તત્ત્વ હોય છે, તે જ સત્ય છે. ॥ ૨૦ ॥

**'त्रियवस्थम्'** સંધિના નિયમ પ્રમાણે **त्रि+अवस्थम्** ની સંધિ **'त्र्यवस्थम्** થાય પરંતુ **य** કારનો જોડાક્ષરરહિત છૂટો પાઠ છે તે છંદના નિયમપાલનને કારણે છે.

જાગૃત વગેરે ત્રણ અવસ્થાઓવાળું જે **'विज्ञानम्'** મન છે તથા તે અવસ્થાઓના કારણરૂપ જે ત્રણ ગુણો છે અને જે **'कारणकार्यकर्तृ'** કારણરૂપ અધ્યાત્મ, કાર્યરૂપ અધિભૂત અને કર્તારૂપ અધિદૈવ– એમ ત્રણ ગુણોના કાર્યરૂપ ત્રિવિધ જગત, આ જે માત્ર સામાન્યજ્ઞાનરૂપ **'तुर्येण'** તુરીય તત્ત્વના **'समन्वयेन'** અનુસરણ વડે પ્રકાશે છે, (તે જ સત્ય છે), એમ અર્થ છે.

'तमेव भान्तमनु भाति सर्वं।
तस्य भासा सर्वमिदं विभाति॥' इति।

तथा 'चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रं मनसो ये मनो विदुः।' इत्यादिश्रुतेश्च।

'તે (આત્મસ્વરૂપ બ્રહ્મ)ના પ્રકાશિત થતાં જ સર્વ કાંઈ પ્રકાશિત થાય છે. તેના પ્રકાશથી જ આ સર્વ ભાસે છે.' (કઠ.ઉપ.૨/૨/૧૫)

'જેઓ (તે બ્રહ્મને પ્રાણના પ્રાણ,) ચક્ષુનું ચક્ષુ, શ્રોત્રનું શ્રોત્ર, મનનું મન જાણે છે (તેઓ જ તે પુરાતન તથા આગળ રહેનારા બ્રહ્મને જાણે છે.) (બૃહદા.ઉપ.૪/૪/૧૮) વગેરે શ્રુતિ હોવાથી (આમ કહેવામાં આવ્યું છે).

ननु विशेषविज्ञानव्यतिरेकेण न तुर्यं नामोपलभामहे तत्राह—

શંકા કરવામાં આવી છે કે વિશિષ્ટ વિજ્ઞાન સિવાય તુરીય તત્ત્વ ઉપલબ્ધ ન થાય? તે માટે કહે છે–

व्यतिरेकतश्च समाध्यादौ यदस्ति तदेव सत्यमिति॥ २०॥

જાગૃત વગેરે ત્રણેય અવસ્થાના અભાવરૂપ સમાધિ વગેરેમાં પણ જે હોય છે તે જ તુરીય તત્ત્વ પરબ્રહ્મ સત્ય છે. ॥ ૨૦ ॥

एवं कालत्रयेऽप्यव्यभिचारिणः सत्यत्व-मुक्तं, व्यभिचारिणस्त्वसत्यतामाह—**न यदिति**।

આમ, ત્રણેય કાળમાં વિચલિત ન થનારું સત્ય કહેવામાં આવ્યું. (હવે) વિચલિત થનારું અસત્ય કહે છે– **'न यत् इति।'**

**न यत् पुरस्तादुत यन्न पश्चा-**
**न्मध्ये च तन्न व्यपदेशमात्रम्।**
**भूतं प्रसिद्धं च परेण यद् यत्**
**तदेव तत् स्यादिति मे मनीषा॥ २१**

જે વસ્તુ ઉત્પત્તિ પહેલાં ન હતી અને પ્રલય પછી પણ નહીં રહે, તે વસ્તુ મધ્યાવસ્થામાં (પોતાના કારણથી જુદી હોતી નથી, પણ) માત્ર નામરૂપે વ્યવહારમાં જુદી છે, કારણ કે જે વસ્તુ જેનાથી ઉત્પન્ન થઈ હોય અને જેનાથી પ્રકાશિત થઈ જણાતી હોય, તે વસ્તુ જ તેનું મૂળ કારણ અને પ્રકાશક છે, એમ મારો નિશ્ચય છે.॥ ૨૧ ॥

मध्ये च तत्पृथक् नास्ति किंतु व्यपदेशमात्रम्। कुतः। यतो यद्यत्परेणान्येन भूतं जातं प्रसिद्धं प्रकाशितं च तत्तदेव कारणप्रकाशकतावन्मात्रं स्यान्न पृथगिति मे मनीषा बुद्धिः। 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्।'

મધ્યમાં પણ તે વસ્તુ જુદી હોતી નથી પરંતુ નામ માત્ર હોય છે. શા માટે? કારણ કે જે વસ્તુ **'परेण'** (જેનાથી) અન્યથી **'भूतम्'** ઉત્પન્ન થયેલી હોય તથા **'प्रसिद्धम्'** પ્રકાશિત થયેલી હોય તે વસ્તુ જ તેનું મૂળ કારણ અને પ્રકાશક હોય, તેનાથી બીજું ન હોય, એમ મારી **'मनीषा'** બુદ્ધિ છે. 'વિકાર કેવળ વાણીના આશ્રયભૂત માત્ર નામ છે, સત્ય તો કેવળ માટી જ છે.' (છાં.ઉપ.૬/૧/૪)

'सर्वं खल्विदं ब्रह्म' इत्यादिश्रुतेः। कारणप्रकाशकव्यतिरेकेण कार्यस्य प्रकाश्यस्य चानुपलम्भादिति भावः॥ २१॥

एवं सामान्यतः कार्यप्रकाश्ययोः कारण-प्रकाशकाभ्यामभेदमुपपाद्य प्रस्तुते तदुभयविवेक-पूर्वकं प्रपञ्चस्य ब्रह्माभेदमाह—**अविद्यमान इति**।

**अविद्यमानोऽप्यवभासते यो**
**वैकारिको राजससर्ग एषः।**
**ब्रह्म स्वयंज्योतिरतो विभाति**
**ब्रह्मेन्द्रियार्थात्मविकारचित्रम्** ॥ २२

योऽयं वैकारिको विकारसमूहः स एव प्रागविद्यमानो राजससर्गः। रजोद्वारेण ब्रह्मकार्यभूत इत्यर्थः। अवभासतेऽपि ब्रह्म-प्रकाश्यश्चेत्यर्थः। ब्रह्म तु स्वयं स्वतःसिद्धं, न तु कार्यमित्यर्थः। ज्योतिश्च प्रकाशक-मित्यर्थः। अतः कारणादिन्द्रियाणि च अर्थास्त-न्मात्राणि चात्मा मनश्च। देवानामप्युप-लक्षणम्। विकाराः पञ्चभूतानि। एवं चित्रं ब्रह्मैव भातीति॥ २२॥

उपसंहरति—

**एवं स्फुटं ब्रह्मविवेकहेतुभिः**
**परापवादेन विशारदेन।**
**छित्त्वाऽऽत्मसन्देहमुपारमेत**
**स्वानन्दतुष्टोऽखिलकामुकेभ्यः** ॥ २३

'આ સર્વ જગત ખરેખર, જ બ્રહ્મરૂપ છે.' (છાં.ઉપ. ૩/૧૪/૧) વગેરે શ્રુતિપ્રમાણ હોવાથી (જગતનું મૂળ કારણ બ્રહ્મ છે). કારણરૂપ પ્રકાશક વિના કાર્યરૂપ પ્રકાશ્ય હોઈ શકે નહીં, એવો ભાવ છે. ॥ ૨૧ ॥

આમ, સામાન્યરૂપે કાર્ય અને પ્રકાશ્યનો કારણ અને પ્રકાશક સાથેનો અભેદ સિદ્ધ કરીને પ્રસ્તુત વિષયમાં તે બંનેના વિવેકપૂર્વક પ્રપંચનો બ્રહ્મ સાથે અભેદ કહે છે– **'अविद्यमानः इति।'**

જે આ વિકારના સમૂહરૂપ જગત પૂર્વે વિદ્યમાન ન હોવા છતાં રજોગુણની સૃષ્ટિરૂપે ભાસે છે (તે રજોગુણ દ્વારા બ્રહ્મના કાર્યરૂપે ભાસે છે). સ્વતઃસિદ્ધ બ્રહ્મ પ્રકાશક છે આથી ઈન્દ્રિયો, તન્માત્રાઓ, મન, દેવતાઓ અને પાંચ ભૂતો– એમ અનેક પ્રકારે બ્રહ્મ જ ભાસે છે. ॥ ૨૨ ॥

જે આ **'वैकारिकः'** વિકારરૂપ મહત્તત્ત્વમાંથી જન્મેલા વિકારના સમૂહરૂપ જગત છે તે પૂર્વે વિદ્યમાન ન હતું. રજોગુણ દ્વારા જગત બ્રહ્મના કાર્યરૂપ છે, એમ અર્થ છે. જગત ભાસે છે પણ બ્રહ્મ દ્વારા પ્રકાશિત થાય છે, એમ અર્થ છે. બ્રહ્મ તો **'स्वयम्'** સ્વતઃસિદ્ધ છે, નહીં કે કાર્યરૂપ અને **'ज्योतिः'** પ્રકાશક પણ છે, એમ અર્થ છે. આ કારણથી ઈન્દ્રિયો અને **'अर्थाः'** તન્માત્રાઓ તથા આત્મા અને મન તેમ જ દેવતાઓનું પણ સૂચન છે. **'विकाराः'** પંચમહાભૂતો, આમ, અનેક પ્રકારે બ્રહ્મ જ ભાસે છે. ॥ ૨૨ ॥

ઉપસંહાર કરે છે–

આમ, (વેદ, તપ, પ્રત્યક્ષપ્રમાણ, ઈતિહાસ-પ્રમાણ તથા અનુમાનપ્રમાણથી) (દેહાદિથી ભિન્ન જાણવારૂપ) સ્પષ્ટ બ્રહ્મવિવેકનાં કારણોથી અને દેહાદિ ઉપરનો આત્મભાવ દૂર કરવાથી તેમ જ નિપુણતાથી આત્મવિષયક સંદેહ કાપી નાખીને સ્વરૂપાનંદમાં સંતુષ્ટ થઈ (મુનિ) સમગ્ર ઈન્દ્રિયોથી નિઃસંગ થઈ જાય. ॥ ૨૩ ॥

एवं निगमतपःप्रत्यक्षैतिह्यानुमानैः स्फुटं यथा भवति तथा ब्रह्मविवेकहेतुभिस्तथा परस्य देहादेरपवादेनात्मत्वनिरासेन च। कीदृशेन। विशारदेन निपुणेन। गुरुणा निमित्तभूतेनेति वा। आत्मविषयं संदेहं छित्त्वा स्वानन्दतुष्टः सन्नखिलेभ्यः कामुकेभ्य इन्द्रियादिभ्य उपारमेत निःसङ्गो भवेत॥ २३॥

परापवादं प्रपञ्चयति—

**नात्मा वपुः पार्थिवमिन्द्रियाणि**
**देवा ह्यसुर्वायुजलं हुताशः।**
**मनोऽन्नमात्रं धिषणा च सत्त्व-**
**महंकृतिः खं क्षितिरर्थसाम्यम्॥ २४**

वपुरात्मा न भवति, पार्थिवत्वाद् घटवत्। तथा इन्द्रियाणि तदधिष्ठातारो वा देवा असुः प्राणो धिषणा बुद्धिः सत्त्वं चित्तमहंकृतिरित्येते आत्मा न भवन्ति। कुतः। अन्नमात्रम्। अन्नोपष्टभ्यत्वाच्छरीरवत्। वायुर्जलं च हुताशस्तेजः खं क्षितिरिति पञ्चभूतान्यर्थाः शब्दादयः साम्यं प्रकृतिर्नात्मा जडत्वाद्घट-वदिति। यद्वा, हिशब्देनानुमानान्तराणि सूचितानि, तद्यथा—इन्द्रियाण्यात्मा न भवन्ति, करणत्वा-द्वास्यादिवत्, देवाश्च वैकारिकत्वान्मनोवत्, प्राणश्च वायुत्वाद्बाह्यवायुवदित्यादि॥ २४॥

આમ, વેદ, તપ, પ્રત્યક્ષપ્રમાણ, ઈતિહાસપ્રમાણ તથા અનુમાનપ્રમાણથી સ્પષ્ટ જે રીતે થાય તે રીતે બ્રહ્મવિવેકનાં કારણોથી તથા ‘**परस्य**’ દેહાદિ ઉપરનો ‘**अपवादेन**’ આત્મભાવ દૂર કરવાથી– કેવી રીતે? ‘**विशारदेन**’ નિપુણતાથી અથવા નિમિત્તરૂપ બનેલા ગુરુ દ્વારા આત્મવિષયક સંદેહ કાપીને, નિજાનંદમાં સંતુષ્ટ થઈને સમગ્ર ‘**कामुकेभ्यः**’ ઈન્દ્રિયોથી (મુનિ) ‘**उपारमेत**’ નિઃસંગ થઈ જાય. ॥ ૨૩ ॥

પરાપવાદ (દેહાદિ ઉપરનો આત્મભાવ દૂર કરવો તે) વિસ્તારપૂર્વક સમજાવે છે–

શરીર આત્મા નથી, (કારણ કે તે) પૃથ્વીનો વિકાર છે. ઈન્દ્રિયો, ઈન્દ્રિયોના દેવો, પ્રાણ, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર પણ આત્મા નથી, (કારણ કે તેઓ) અન્નને આધારે (ટકી રહેલાં) છે. વાયુ, જળ, અગ્નિ, આકાશ તથા પૃથ્વી– એમ પાંચ ભૂતો, શબ્દાદિ વિષયો અને પ્રકૃતિ પણ આત્મા નથી. ॥ ૨૪ ॥

શરીર આત્મા નથી, કારણ કે તે ઘડાની જેમ પૃથ્વીનો વિકાર છે; તેમ જ ઈન્દ્રિયો, તેમના અધિષ્ઠાતા દેવો, પ્રાણ, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર– આ બધાં પણ આત્મા નથી. શા માટે? કારણ કે ‘**अन्नमात्रम्**’ તેઓ શરીરની જેમ અન્નને આધારે ટકી રહેલાં છે. વાયુ, જળ તથા ‘**हुताशः**’ તેજ, આકાશ અને પૃથ્વી– એ પાંચ ભૂતો, **अर्थाः** (‘**अर्थ**’) શબ્દાદિ વિષયો, ‘**साम्यम्**’ પ્રકૃતિ આત્મા નથી, કારણ કે ઘડાની જેમ જડ છે. અથવા ‘**हि**’ શબ્દથી બીજાં અનુમાનો સૂચવાયાં છે, તે આ પ્રમાણે છે– ઈન્દ્રિયો આત્મા હોઈ શકે નહીં, કારણ કે વાંસલા (સુથારનું ઓજાર) વગેરેની જેમ તેઓ સાધનરૂપ છે, દેવો પણ આત્મા નથી, કારણ કે તેઓ મનની જેમ વૈકારિક છે, પ્રાણ પણ વાયુરૂપ હોવાથી બહારના વાયુની જેમ (આત્મા નથી) વગેરે. ॥ ૨૪ ॥

एवं विवेकज्ञानवतो मुक्तस्य नेन्द्रियादिकृतगुणदोषसंबन्ध इत्याह—**समाहितैरिति**।

**समाहितैः कः करणैर्गुणात्मभि-**
**र्गुणो भवेन्मत्सुविविक्तधाम्नः।**
**विक्षिप्यमाणैरुत किं नु दूषणं**
**घनैरुपेतैर्विगतै रवेः किम्॥ २५**

मत्सुविविक्तधाम्नः, मम सुष्ठु विविक्तं धाम स्वरूपं येन तस्य। प्रकाशकस्य प्रकाश्यगुणदोषा न भवन्तीति रविदृष्टान्तेनोक्तम्॥ २५॥

असङ्गब्रह्मत्वेनावस्थितस्य न केऽपि गुणदोषा इत्याकाशदृष्टान्तेनाह—**यथेति**।

**यथा नभो वाय्वनलाम्बुभूगुणै-**
**र्गतागतैर्वर्तुगुणैर्न सज्जते।**
**तथाक्षरं सत्त्वरजस्तमोमलै-**
**रहंमतेः संसृतिहेतुभिः परम्॥ २६**

वाय्वादीनां शोषणदहनक्लेदनरजोधूसरत्वादिभिर्गतागतैरागमापायिभिर्ऋतुगुणैः शीतोष्णादिभिर्वा। अहंमतेरहंकारात्परमक्षरं संसृतिहेतुभिर्न युज्यते। यद्वा, अहंकारस्य संसृतिहेतुभिरिति॥ २६॥

આમ, વિવેકજ્ઞાનવાળા મુક્તજનને ઇન્દ્રિયાદિને કારણે થતા ગુણદોષનો સંબંધ નથી, એમ કહે છે– **‘समाहितैः इति।’**

જેણે મારું સ્વરૂપ સારી રીતે જાણી લીધું હોય તેવા મનુષ્યને સત્ત્વાદિ ગુણમય ઇન્દ્રિયો સારી રીતે સ્થિર થાય તો પણ શો લાભ થવાનો છે? અથવા ઇન્દ્રિયો વિક્ષિપ્ત થાય તો પણ તેને શી હાનિ થવાની છે? વાદળો છવાઈ જવાથી કે વીખરાઈ જવાથી સૂર્યને શો લાભ કે હાનિ થવાની છે? ॥ ૨૫ ॥

**‘मत्सुविविक्तधाम्नः’** મારા **‘धाम’** સ્વરૂપને જેણે સારી રીતે જાણી લીધું છે તેવા મનુષ્યને (શો લાભ કે હાનિ થવાની છે?) પ્રકાશકને પ્રકાશ્યના ગુણ-દોષ લાગતા નથી, એમ સૂર્યના દૃષ્ટાંતથી કહેવામાં આવ્યું છે. ॥ ૨૫ ॥

અસંગ બ્રહ્મરૂપે રહેલાને કોઈ પણ ગુણ-દોષ લાગતા નથી, એમ આકાશના દૃષ્ટાંતથી કહે છે– **‘यथा इति।’**

જેમ આકાશ વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીના ગુણોથી તેમ જ ઋતુઓના આવતા-જતા ગુણથી લેપાતું નથી, તેમ અહંકારથી પર રહેલા અક્ષર પરબ્રહ્મ પણ સંસારનાં કારણો એવા સત્ત્વ, રજસ્ અને તમસ્‌ના મળથી લેપાતા નથી. ॥ ૨૬ ॥

વાયુના શોષી લેવાના (સુકવવાના) ગુણથી, અગ્નિના દાહક ગુણથી, જળના ભીંજવવાના ગુણથી અને ભૂમિના ધૂલિધૂસરિત વગેરે કરવાના ગુણથી, **‘गतागतैः’** ઋતુઓના આવવા-જવાના ગુણથી અથવા આવતી-જતી ઋતુઓના શીત-ઉષ્ણાદિ ગુણોથી– **‘अहंमतेः’** અહંકારથી પર રહેલા અક્ષર બ્રહ્મ સંસારનાં કારણોથી અથવા અહંકારના સારરૂપ સંસારના હેતુઓ દ્વારા લેપાતા નથી, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

मुक्तवदसम्यग्ज्ञानी न यथेष्टमाचरेदित्याह द्वाभ्याम्—**तथापीति**।

**तथापि संगः परिवर्जनीयो**
**गुणेषु मायारचितेषु तावत्।**
**मद्भक्तियोगेन दृढेन यावद्**
**रजो निरस्येत मनःकषायः॥ २७**

गुणेषु विषयेषु। रजो रागः मनसः कषाय इति दुर्निरासतामाह॥ २७॥

तदेव दृष्टान्तेनोपपादयति—**यथेति**।

**यथाऽऽमयोऽसाधुचिकित्सितो नृणां**
**पुनः पुनः संतुदति प्ररोहन्।**
**एवं मनोऽपक्वकषायकर्म**
**कुयोगिनं विध्यति सर्वसंगम्॥ २८**

नृणामामयो रोगः। असाध्वसम्यक् यथा भवति तथा। अपक्वकषायकर्म अदग्धाः कषाया रागादयस्तन्मूलानि कर्माणि यस्मिंस्तत्। अत एव सर्वसङ्गं सर्वेषु पुत्रादिषु सज्जमानं मनः कुयोगिनमसम्यग्ज्ञानिनं विध्यति भ्रंशयति ॥ २८॥

ननु कथंचिद्विषयसङ्गे यदि योगभ्रंशः स्यादलं तर्हि सोपायेन योगमार्गेण तत्राह—**कुयोगिन इति**।

અધકચરા જ્ઞાનવાળો સાધક મુક્તની જેમ, ઈચ્છે તેવું આચરણ ન કરે, એમ બે શ્લોકથી કહે છે– **'तथा-अपि इति।'**

(જો કે જ્ઞાનીને વિષય સંબંધી ગુણ-દોષ લાગતા નથી) તેમ છતાં (મુમુક્ષુ દ્વારા) મારા દૃઢ ભક્તિયોગથી વિષયો ઉપરની મનના મળરૂપ પ્રીતિ દૂર ન થાય ત્યાં સુધી માયાએ રચેલા વિષયોનો સંગ તજવા યોગ્ય છે. ॥ ૨૭ ॥

**'गुणेषु'** વિષયો ઉપરની મનના મળરૂપ **'रजः'** પ્રીતિ– એમ કહીને વિષયો ઉપરની પ્રીતિ દુર્નિવાર્ય છે, એમ કહે છે. ॥ ૨૭ ॥

(મનનો મળ) આ દુર્નિવાર્ય છે, એમ દૃષ્ટાંત દ્વારા કહે છે– **'यथा इति।'**

જેમ સારી રીતે ચિકિત્સા ન કરાયેલો રોગ વારંવાર પ્રકટ થઈ મનુષ્યોને દુઃખી કરે છે, તેમ બળી ન ગયેલા રાગાદિ કષાયો અને તેનાં મૂળરૂપ કર્મોવાળું મન બધે આસક્ત થઈ અધૂરા જ્ઞાનવાળા (કુયોગી)ને (યોગમાર્ગથી) ભ્રષ્ટ કરે છે. ॥ ૨૮ ॥

મનુષ્યોનો **'आमयः'** રોગ **'असाधु'** જેમ સારી રીતે ન હોય તેમ– **'अपक्वकषायकर्म'** બળી ન ગયેલા રાગાદિ કષાયો અને તેનાં મૂળરૂપ કર્મો છે જેમાં તે (મન)– આથી જ **'सर्वसंगम्'** પુત્રાદિ સર્વમાં આસક્ત થયેલું મન **'कुयोगिनम्'** અધૂરા જ્ઞાનવાળાને **'विध्यति'** ભ્રષ્ટ કરે છે. ॥ ૨૮ ॥

શંકા કરવામાં આવી છે કે કોઈક રીતે વિષયોનો સંગ થતાં જો કુયોગી યોગભ્રષ્ટ થઈ જાય તો (વિષયદોષ-દર્શનવાળા વ્યર્થ) પ્રયાસરૂપ યોગમાર્ગથી (શું થવાનું છે, તેથી તેનાથી) હવે અટકી જવું જોઈએ. તે માટે ઉત્તર આપે છે– **'कुयोगिनः इति।'**

**कुयोगिनो ये विहितान्तरायै-**
**र्मनुष्यभूतैस्त्रिदशोपसृष्टैः ।**
**ते प्राक्तनाभ्यासबलेन भूयो**
**युञ्जन्ति योगं न तु कर्मतन्त्रम्॥ २९**

मनुष्यभूतैर्बन्धुशिष्यादिरूपैस्त्रिदशैरुप-सृष्टैः प्रेरितैः। तथा च श्रुतिः—'यस्मात्तदेषां न प्रियं यदेतन्मनुष्या विद्युः' इति। भूयो जन्मान्तरे, न तु कर्मतन्त्रं कर्मविस्तारम्॥ २९॥

(પુત્ર, પત્ની, ભાઈ, શિષ્ય વગેરે) મનુષ્યરૂપે થયેલાં અને દેવોએ પ્રેરેલાં વિઘ્નોથી જે કુયોગીઓ ભ્રષ્ટ થાય છે, તેઓ ફરીથી બીજા જન્મમાં પૂર્વજન્મના યોગાભ્યાસના બળથી યોગસાધનામાં જ જોડાય છે, પણ કર્મના વિસ્તારમાં પડતા નથી. ॥ ૨૯ ॥

**'मनुष्यभूतैः'** (પુત્ર-પત્ની વગેરે) સગાસંબંધી તથા શિષ્ય વગેરેરૂપે થયેલાં અને દેવો દ્વારા **'उपसृष्टैः'** પ્રેરાયેલાં વિઘ્નોથી– તે અનુસાર શ્રુતિ છે– 'કારણ કે મનુષ્યો આ બ્રહ્મને જાણી જાય, તે દેવોને પ્રિય નથી.' **'भूयः'** ફરીથી બીજા જન્મમાં– પરંતુ **'कर्मतन्त्रम्'** કર્મના વિસ્તારમાં પડતા નથી. ॥ ૨૯ ॥

ननु विदुषामपि सर्वथा कर्म दुष्परिहरमिति पुनः संसारः स्यादत आह—**करोतीति**।

શંકા કરવામાં આવી છે કે વિદ્વાનો માટે પણ (આવશ્યક એવાં આહારાદિ) કર્મનો સંપૂર્ણ ત્યાગ કરવો અત્યંત કઠિન છે, એટલે વળી પાછો સંસાર થવાનો જ! આ માટે ઉત્તર આપે છે– **'करोति इति।'**

**करोति कर्म क्रियते च जन्तुः**
**केनाप्यसौ चोदित आनिपातात्।**
**न तत्र विद्वान् प्रकृतौ स्थितोऽपि**
**निवृत्ततृष्णः स्वसुखानुभूत्या॥ ३०**

(વિદ્વાન મનુષ્યથી પૃથક્ એવું) તે શરીર કોઈક રીતે (અંતર્યામીથી કે પૂર્વજન્મના સંસ્કારથી કે પ્રારબ્ધથી) પ્રેરાઈને મરણ સુધી (ભોજન કરવું વગેરે) કર્મ કરે છે અને તે કર્મથી પુષ્ટિ વગેરે પણ પામે છે. પરંતુ આત્મસુખની અનુભૂતિથી તૃષ્ણારહિત થયેલો વિદ્વાન તે શરીરમાં રહ્યો હોવા છતાં વિકાર પામતો નથી. ॥ ૨૯ ॥

विदुषोऽन्योऽसौ जन्तुर्देह एव भोजनादिकर्म करोति क्रियते विक्रियते च तेन कर्मणा पुष्ट्याद्यपि प्राप्नोतीत्यर्थः। केनापि संस्कारादिना चोदित आनिपातान्मरणपर्यन्तं करोति। विद्वांस्तु प्रकृतौ देहे स्थितोऽपि कर्मणि न विक्रियते, निरहंकारित्वात्। हर्षविषादादिभिः संसारं न प्राप्नोति॥ ३०॥

વિદ્વાન મનુષ્યથી પૃથક્ એવું તે **'जन्तुः'** શરીર જ ભોજનાદિ કર્મ કરે છે અને **'विक्रियते'** વિકાર પામે છે, તે કર્મથી પુષ્ટિ વગેરે પણ પામે છે, એમ અર્થ છે. કોઈક સંસ્કાર વગેરેથી પ્રેરાયેલો તે **'आनिपातात्'** મરણ સુધી (કર્મ) કરે છે. વિદ્વાન તો **'प्रकृतौ'** શરીરમાં રહ્યો હોવા છતાં વિકાર પામતો નથી, કારણ કે નિરહંકારી હોય છે. હર્ષ-શોક વગેરેથી તે સંસાર પામતો નથી. ॥ ૩૦ ॥

किंच, आस्तां तावद्दैहिककर्मभिर्विकार-शङ्का, यतो देहमप्यसौ न पश्यतीत्याह—**तिष्ठन्तमिति**।

**तिष्ठन्तमासीनमुत व्रजन्तं**
**शयानमुक्षन्तमदन्तमन्नम्।**
**स्वभावमन्यत् किमपीहमान-**
**मात्मानमात्मस्थमतिर्न वेद॥ ३१**

उक्षन्तं मूत्रयन्तम्। स्वभावप्राप्तमन्यदपि दर्शनस्पर्शनादि ईहमानं कुर्वन्तमात्मानं देहम् ॥ ३१ ॥

नन्विन्द्रियवतः सर्वथा कथमदर्शनं संभवति तत्राह—**यदि स्मेति**।

**यदि स्म पश्यत्यसदिन्द्रियार्थं**
**नानानुमानेन विरुद्धमन्यत्।**
**न मन्यते वस्तुतया मनीषी**
**स्वाप्नं यथोत्थाय तिरोदधानम्॥ ३२**

यद्यप्यसतां बहिर्मुखानामिन्द्रियाणामर्थं पश्यति तथापि नानात्वान्मिथ्यास्वप्नवदित्यनु-मानेन विरुद्धं बाधितं सदन्यदात्मव्यतिरिक्तं मनीषी वस्तुतया न मन्यते। स्वप्नादुत्थाय प्रबुध्य संस्कारमात्रेण स्वाप्नं विषयं स्फुरन्तमत एव स्वयमेव तिरोभवन्तं यथा तद्वत्॥ ३२॥

વળી, ઊભા રહો, દૈહિક કર્મોને કારણે આ મનુષ્યને હર્ષ, વિષાદ વગેરેનો સંભવ છે, કારણ કે એ જ્ઞાની તો દેહને પણ જોતો નથી, એમ કહે છે– **'तिष्ठन्तम् इति।'**

જેની મતિ સ્વરૂપાનુસંધાનમાં નિષ્ઠ છે તેવો તે જ્ઞાની ઊભા રહેલા, બેઠેલા, ચાલતા, સૂઈ રહેલા, (મળ-)મૂત્ર કરતા, ભોજન કરતા અને સ્વભાવથી પ્રાપ્ત થયેલાં જે કોઈ બીજાં કર્મો હોય તે કરતા દેહને પણ જાણતો નથી. ॥ ૩૧ ॥

**'उक्षन्तम्'** મૂત્રોત્સર્ગ કરતા– સ્વભાવથી પ્રાપ્ત થતા બીજાં પણ દર્શન, સ્પર્શ વગેરે કર્મો **'ईहमानम्'** કરતા **'आत्मानम्'** દેહને (જાણતો નથી.)॥ ૩૧ ॥

શંકા કરવામાં આવી છે કે ઇન્દ્રિયોવાળો મનુષ્ય દેહને સાવ જુએ જ નહીં, એ કેવી રીતે સંભવે? તે માટે કહે છે– **'यदि स्म इति।'**

જો કે જ્ઞાની મનુષ્ય બહિર્મુખ ઇન્દ્રિયોના વિષયોને જુએ છે, તેમ છતાં અનેક હોવાથી મિથ્યા સ્વપ્ન જેવા છે, એવા અનુમાનથી મિથ્યારૂપે જાણેલા, આત્માથી જુદા એવા તે વિષયોને સત્ય વસ્તુરૂપે માનતો નથી. જેમ કોઈ મનુષ્ય સ્વપ્નમાંથી જાગીને (માત્ર સંસ્કારરૂપે સ્ફુરતા અને તેથી જ સ્વયં) અદૃશ્ય થઈ જતા સ્વપ્નના વિષયોને સાચા માનતો નથી તેમ! ॥ ૩૨ ॥

જો કે **'असताम्'** (જ્ઞાની) બહિર્મુખ ઇન્દ્રિયોના વિષયોને જુએ છે, તેમ છતાં **'नानात्वात्'** અનેક હોવાથી મિથ્યા સ્વપ્ન જેવા છે, એવા અનુમાનથી **'विरुद्धम्'** મિથ્યારૂપે જાણેલા હોઈ **'अन्यत्'** આત્માથી જુદા તે વિષયોને **'मनीषी'** બુદ્ધિમાન મનુષ્ય સત્ય વસ્તુ તરીકે માનતો નથી. જેમ સ્વપ્નમાંથી **'उत्थाय'** જાગીને માત્ર સંસ્કારરૂપે સ્ફુરતા અને તેથી સ્વયં જ અદૃશ્ય થઈ જતા સ્વપ્નના વિષયોને (તે સાચા માનતો નથી) તેમ! ॥ ૩૨ ॥

तदेवम् 'आत्मा न विक्रियते' इत्युक्तम्। नन्वेतदनुपपन्नं, बद्धावस्थायां त्यज्यमानत्वात्, मुक्तावस्थायां च गृह्यमाणत्वात्, न हि व्रीहयोऽवघातेन व्रीहिभावत्यागतस्तण्डुलीभावेन गृह्यमाणा न विक्रियन्ते तत्राह—**पूर्वमिति**।

આમ, 'આત્મા વિકાર પામતો નથી.' એમ કહેવામાં આવ્યું, પરંતુ તે ઘટતું નથી, કારણ કે બદ્ધ અવસ્થામાં આત્મા તજી દેવામાં આવે છે અને મુક્તાવસ્થામાં આત્મા સ્વીકારવામાં આવે છે. જેમ ડાંગરને ખાંડવાથી તેનું ડાંગરપણું તજાય છે, તેથી ચોખારૂપે તેને સ્વીકારતાં, તે વિકાર નથી પામતી એમ ન કહી શકાય, તેમ આત્મા પણ વિકાર નથી પામતો, એમ કેવી રીતે કહી શકાય? તે માટે ઉત્તર આપે છે– '**पूर्वम् इति।**'

**पूर्वं गृहीतं गुणकर्मचित्र-**
**मज्ञानमात्मन्यविविक्तमङ्ग ।**
**निवर्तते तत् पुनरीक्षयैव**
**न गृह्यते नापि विसृज्य आत्मा॥ ३३**

હે પ્રિય (ઉદ્ધવ), પ્રથમ બદ્ધાવસ્થામાં (સત્ત્વાદિ) ગુણોથી અને (પુણ્ય-પાપજનિત) કર્મોથી અજ્ઞાનના કાર્યરૂપ અનેક પ્રકારનાં દેહ, ઇન્દ્રિય વગેરેનો આત્મામાં આરોપ થવાથી દેહાદિને આત્માથી અભિન્નરૂપે સ્વીકારવામાં આવ્યાં હતાં, પરંતુ તે જ (અભિન્નતા) ફરી પાછી જ્ઞાન વડે (મુક્તાવસ્થામાં) દૂર થાય છે, ત્યારે આત્મા નથી કોઈ સ્વરૂપ ગ્રહણ કરતો કે નથી તજતો. ॥ ૩૩ ॥

बद्धावस्थायां गुणैः कर्मभिश्च चित्रमज्ञानकार्यं देहेन्द्रियादिलक्षणमात्मन्यध्यासेनाविविक्तं गृहीतमासीत्तदेव पुनर्ज्ञानेन निवर्तते। आत्मा तु न केनापि रूपेण गृह्यते, नापि त्यज्यते।

પૂર્વે બદ્ધાવસ્થામાં (સત્ત્વાદિ) ગુણોથી અને (પુણ્ય-પાપજનિત) કર્મોથી અજ્ઞાનના કાર્યરૂપ અનેક પ્રકારનાં (દેવ, મનુષ્ય વગેરે) શરીર, ઇન્દ્રિય વગેરેનો આત્મામાં આરોપ થવાથી દેહાદિને આત્માથી અભિન્નરૂપે સ્વીકારવામાં આવ્યાં હતાં, પરંતુ તે જ (અભિન્નતા) પુનઃ જ્ઞાન વડે દૂર થાય છે. (ત્યારે) આત્મા તો કોઈ સ્વરૂપ ગ્રહણ કરતો નથી કે તજતો પણ નથી.

अयं भावः—

मुक्तेः क्रियाफलत्वे भवेत्तावदात्मनो विकारः। तस्यास्त्वारोपिताज्ञानमात्रनिवृत्तिरूपत्वान्नात्मसंस्पर्शित्वं बन्धमोक्षयोः, अतो न विकार इति॥ ३३॥

ભાવ આ પ્રમાણે છે–

મુક્તિ ક્રિયાનું ફળ હોય તો આત્માને એ વિકાર પ્રાપ્ત થાય, પણ મુક્તિ તો આત્મામાં આરોપિત કરેલા અજ્ઞાનને માત્ર દૂર કરવારૂપ જ છે, માટે આત્માને બંધ કે મોક્ષનો સ્પર્શ જ નથી અને તેથી વિકાર પણ નથી. ॥ ૩૩ ॥

एतदेव दृष्टान्तेन स्पष्टयति—**यथेति**।

**यथा हि भानोरुदयो नृचक्षुषां**
**तमो निहन्यान्न तु सद् विधत्ते।**
**एवं समीक्षा निपुणा सती मे**
**हन्यात्तमिस्त्रं पुरुषस्य बुद्धेः॥ ३४**

न तु पूर्वमेव सत् घटादि पुनर्विधत्ते करोति। मे या समीक्षा आत्मविद्या॥ ३४॥

आत्मनो निर्विकारतां प्रपञ्चयति—

**एष स्वयंज्योतिरजोऽप्रमेयो**
**महानुभूतिः सकलानुभूतिः।**
**एकोऽद्वितीयो वचसां विरामे**
**येनेषिता वागसवश्चरन्ति॥ ३५**

एष इत्यनेनापरोक्षतया नित्यप्राप्तस्यात्मनः प्राप्तिं वारयति। स्वयंज्योतिरित्येनेनाज्ञान-मलापाकरणलक्षणां विकृतिं वारयति। अज इत्युत्पत्तिं वारयति। अप्रमेय इति ज्ञानलक्षणा-तिशयाधानेन संस्कारम्। महानुभूतिरिति

(આત્મામાં આરોપિત કરાયેલા અજ્ઞાનની નિવૃત્તિ એટલે મુક્તિ.) એ જ વાતને દૃષ્ટાંતથી સ્પષ્ટ કરે છે– **'यथा इति।'**

સૂર્યનો ઉદય જેમ મનુષ્યોનાં નેત્રો આગળથી અંધકાર દૂર કરે છે પણ પહેલેથી જ રહેલા (ઘડા વગેરે) પદાર્થોનું પુનઃ નિર્માણ નથી કરતો, તેમ મારા સ્વરૂપનું જે દૃઢ અપરોક્ષ જ્ઞાન છે તે પુરુષની બુદ્ધિના અજ્ઞાનરૂપ આવરણને દૂર કરે છે. (આત્મસ્વરૂપમાં કંઈ ફેરફાર કરતું નથી.)॥ ૩૪ ॥

પરંતુ પહેલેથી જ રહેલા ઘડા વગેરે પદાર્થોનું પુનઃ **'न विधत्ते'** નિર્માણ કરતો નથી. **'मे या समीक्षा'** મારા સ્વરૂપનું જે દૃઢ અપરોક્ષ જ્ઞાન છે (તે). ॥ ૩૪ ॥

આત્માની (ચાર પ્રકારના ક્રિયાફળના અભાવરૂપ) નિર્વિકારતાને વિસ્તારપૂર્વક સમજાવે છે–

આ આત્મા સ્વયંપ્રકાશ (અપરોક્ષરૂપે નિત્યપ્રાપ્ત) છે, અજન્મા છે, અપરિમેય છે, દેશ અને કાળની મર્યાદાથી રહિત હોવાથી મહાન અનુભવસ્વરૂપ છે, અમર્યાદિત જ્ઞાન, ઐશ્વર્યાદિવાન સર્વસાક્ષી હોવાથી સર્વ-અનુભવસ્વરૂપ છે, બીજા પરમેશ્વરનો અભાવ હોવાથી એક (સર્વાત્મક) અને અદ્વિતીય છે તથા પ્રાકૃત વાણી વિરમી જાય ત્યારે જ પરમાત્માથી પ્રેરાયેલી વાણી અને પ્રાણ પોતપોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે. ॥ ૩૫ ॥

**'एषः'** આ– એમ અપરોક્ષ હોવાથી નિત્યપ્રાપ્ત આત્માની પ્રાપ્તિ હોઈ શકે નહીં. **'स्वयंज्योतिः'** આ દ્વારા અજ્ઞાનનો મળ દૂર કરવાના લક્ષણરૂપ સ્વયંપ્રકાશ આત્મા હોવાથી તેનામાં વિકૃતિ હોઈ શકે નહીં. **'अजः'** અજન્મા કહીને આત્માની ઉત્પત્તિને નકારે છે. **'अप्रमेयः'** સર્વવ્યાપક અને એટલે માપી ન શકાય તેવો અપ્રમેય આત્મા હોવાથી વિશિષ્ટ જ્ઞાનશક્તિના આધાન (સ્થાપન)ને

देशकालपरिच्छेदाभावेनास्तित्ववृद्धिविपरिणामापक्षयनाशान्। स्वयंज्योतिष्ट्वादौ हेतुः—सकलानुभूतिरिति। एकोऽद्वितीय इति विकारहेतोरन्यस्याभावान्न कोऽपि विकार इति दर्शयति।

કારણે સંસ્કાર આવશ્યક નથી. **'महा-अनुभूतिः इति।'** દેશ-કાળની મર્યાદા ન હોવાથી મહાન અનુભવસ્વરૂપ આત્મા અસ્તિત્વ, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય અને નાશરૂપ વિકારવાળો નથી. આત્મા સ્વયંપ્રકાશ વગેરે (અજન્મા, અપ્રમેય, મહાન અનુભવસ્વરૂપ) હોવા માટેનું કારણ– **'सकल-अनुभूतिः इति।'** આત્મા (સર્વસાક્ષી હોવાથી) સકળ અનુભવસ્વરૂપ છે. **'एकः अद्वितीयः'** એ દ્વારા વિકારના કારણરૂપ અન્યનો અભાવ હોવાથી કોઈ પણ વિકાર નથી, એમ દર્શાવે છે.

ननु श्रुतिविषयस्य कथं स्वयंज्योतिष्ट्वादि तत्राह—वचसां विरामेऽगोचरत्वेन निवृत्तौ सत्याम्। तथा च श्रुतिः—'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।' इति।

શંકા કરવામાં આવી છે કે શ્રુતિનો વિષય સ્વયંપ્રકાશ વગેરે કેવી રીતે હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે– **'वचसां विरामे'** આત્મા વાણીના વિષયરૂપ ન હોવાથી વાણી અટકી જાય ત્યારે, તે અનુસાર શ્રુતિ છે– 'જ્યાંથી મન સહિત વાણી (આત્માને) પ્રાપ્ત કર્યા વિના પાછી ફરે છે.' (તૈત્તિ.ઉપ.૨/૯)

तत्र हेतुः—येनेषिताः प्रेषिताः। तथा च श्रुतिः—

'केनेषितं पततति प्रेषितं मनः
केन प्राणः प्रथमः प्रैति युक्तः।
केनेषितां वाचमिमां वदन्ति
चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति॥'

श्रोत्रस्य श्रोत्रं यन्मनसो मनो यद्वाचो ह वाचं प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुः' इति॥ ३५॥

તે માટેનું (વાણી વગેરેનો વિષય ન હોવાનું) કારણ– **'येन-इषिताः'** જેના દ્વારા પ્રેરાયેલી વાણી, તે અનુસાર જ શ્રુતિ છે– 'આ મન કોનાથી પ્રેરિત થઈને પોતાના અભીષ્ટ વિષયો પ્રત્યે જાય છે? કોનાથી પ્રયુક્ત થઈને મુખ્ય પ્રાણ ચાલે છે? (સર્વ પ્રાણીઓ) કોના દ્વારા પ્રેરિત થઈને આ અભીષ્ટ વાણી વદે છે અને કયા દેવ ચક્ષુ અને શ્રોત્રને પ્રેરિત કરે છે?' 'જે શ્રોત્રનું શ્રોત્ર છે, મનનું મન છે અને વાણીની વાણી છે, તે જ પ્રાણનો પ્રાણ અને ચક્ષુનું ચક્ષુ છે.' (કેન.ઉપ.૧/૧,૨) (શ્રોત્રાદિમાં શ્રવણાદિનું સામર્થ્ય જેનાથી છે, તે આત્માથી પ્રેરાયેલી વાણી અને અન્ય ઇન્દ્રિયો પોતપોતાના વિષયમાં પ્રવૃત્તિ કરે છે.) ॥ ૩૫ ॥

अद्वितीयत्वमुपपादयितुं भेदस्यावास्तवत्वमाह—**एतावानिति**।

**एतावानात्मसंमोहो यद् विकल्पस्तु केवले।**
**आत्मन्नृते स्वमात्मानमवलम्बो न यस्य हि॥ ३६**

આત્માની અદ્વિતીયતા સિદ્ધ કરવા માટે ભેદની અવાસ્તવિકતા વર્ણવે છે– **'एतावान् इति।'**

અભિન્ન આત્મામાં જે ભેદ છે તે તો એટલો જ છે કે તે સર્વ મનની ભ્રાંતિ છે, કારણ કે પોતાના આત્મા સિવાય જે ભ્રમનું અન્ય કોઈ અધિષ્ઠાન છે જ નહીં. (આથી આત્મા જ સર્વ કાંઈ છે.) ॥ ૩૬ ॥

केवलेऽभिन्ने आत्मन्नात्मनि विकल्प इति यदेतावान्सर्वोऽप्यात्मनो मनसः संमोहो भ्रमः। यतः स्वमात्मानमृते विना यस्य विकल्पस्यावलम्ब आश्रयो नास्ति।

**'केवले'** અભિન્ન **'आत्मन्'** આત્મામાં જે ભેદ છે તે એટલો જ છે કે તે સર્વ **'आत्मनः'** મનની **'संमोहः'** ભ્રાંતિ છે, કારણ કે પોતાના આત્મા સિવાય જે ભ્રમનો **'अवलम्बः'** આશ્રય નથી.

रजतभ्रमस्येव शुक्तिं विना, 'नेह नानास्ति किंचन', 'इन्द्रो मायाभिः पुरुरूप ईयते। युक्ता ह्यस्य हरयः शता दश' इत्यादिश्रुतेरित्यर्थः॥ ३६॥

રૂપાનો આશ્રય જેમ છીપ વિના બીજો કોઈ નથી (તેમ આત્મા સિવાય ભ્રમનો આશ્રય નથી). 'અહીં (બ્રહ્મતત્ત્વમાં) અણુમાત્ર પણ અનેકતા નથી.' (કઠ.ઉપ.૨/૧/૧૧) 'પરમેશ્વર માયાથી અનેક રૂપવાળા દેખાય છે. શરીરરૂપી રથમાં તેના ઈન્દ્રિયરૂપી ઘોડા સો અને દસ છે.' (આત્મા ઈન્દ્રિયોનો વિષય ન હોવાથી બહુરૂપે પ્રતીત થાય છે પણ આત્મા વાસ્તવમાં એક જ છે.) (બૃહ.ઉપ.૨/૫/૧૧) વગેરે શ્રુતિ હોવાથી આ પ્રમાણે અર્થ છે. ॥ ૩૬ ॥

केचित्पुनः प्रत्यक्षादिप्रतीतस्य प्रपञ्चस्य बाधायोगाद्वेदान्तार्थानां च क्रत्वर्थकर्तृप्रतिपादनपरत्वेनार्थवादत्वाद्द्वैतं सत्यमिति मन्यन्ते, तन्मतमनूद्य दूषयति—**यदिति**।

કેટલાક મીમાંસકો વળી પ્રત્યક્ષ વગેરે પ્રતીત થતા પ્રપંચનું મિથ્યાત્વ અસંભવિત માનીને તેમ જ વેદાંતનાં મહાવાક્યોને (તું તે છે, હું બ્રહ્મ છું વગેરે વાક્યોને) યજ્ઞ કરનાર યજમાનનો સ્તુતિપરક અર્થવાદ ઠરાવીને દ્વૈત સત્ય છે, એમ માને છે. તેમના મતને જણાવીને તેને દોષવાળો કહે છે– **'यत् इति।'**

**यन्नामाकृतिभिर्ग्राह्यं पंचवर्णमबाधितम्।**
**व्यर्थेनाप्यर्थवादोऽयं द्वयं पण्डितमानिनाम्॥ ३७**

નામ અને રૂપથી જણાતું પંચભૂતોરૂપ જે (આ) દ્વૈત છે, તે સત્ય છે, એમ પોતાને પંડિત માનનારાઓનો આ નિરર્થક અર્થવાદ જ છે.॥ ૩૭ ॥

नामाकृतिभिर्ग्राह्यं नामरूपोपलक्षितं पञ्चवर्णं पञ्चभूतात्मकं द्वयं द्वैतं यत्तदबाधितमिति पण्डितमानिनामत्र वयमेव पण्डिता इत्यभिमानवतां वेदान्तेष्वयमर्थवाद इति प्रतीतिर्न तत्त्वविदाम्। यतो व्यर्थेनापि विनाप्यर्थेन सा प्रतीतिः। तथा हि—

न तावद्विध्येकवाक्यत्वं तेषामस्ति यतोऽर्थवादत्वं स्यात्। न चाकर्तृभोक्तृपरमानन्दरूपात्मप्रतिपादनं कर्मविधिशेषतां भजते। न चाबाधितत्वं द्वैतस्य, नामरूपात्मकत्वात्, ग्राह्यत्वात्, पञ्चवर्णात्मकत्वात्, स्वप्नवदित्याद्यनुमानैर्वाचारम्भणादिश्रुतिभिश्च बाधितत्वादिति॥ ३७॥

**'नामाकृतिभिर्ग्राह्यम्'** નામ અને રૂપથી જણાતું **'पञ्चवर्णम्'** પંચભૂતોરૂપ જે **'द्वयम्'** દ્વૈત છે તે અબાધિત (સત્ય) છે, એમ **'पण्डितमानिनाम्'** 'અમે જ પંડિતો છીએ.' એવા અભિમાનવાળાઓનો વેદાંત વિષેનો અર્થવાદ છે, તે તત્ત્વજ્ઞાનીઓની પ્રતીતિ નથી, કારણ કે તે પ્રતીતિ **'व्यर्थेन-अपि'** નિરર્થક જ છે. તે અનુસાર–

તેમાં આજ્ઞાની એકરૂપતા નથી, કારણ કે અર્થવાદ છે. આત્મા અકર્તા છે, અભોક્તા છે, પરમાનંદસ્વરૂપ છે, એવું પ્રતિપાદન એ કોઈ વિશિષ્ટ કર્મ નથી. (અકર્તા, અભોક્તા, પરમાનંદરૂપ આત્મા સ્વર્ગાદિ માટે યજ્ઞાદિ કરે, એ સુસંગત નથી.) દ્વૈત બાધિત નથી થતું એમ નથી, કારણ કે દ્વૈત નામરૂપાત્મક છે, ગ્રાહ્ય છે, પંચમહાભૂતરૂપ છે, તેથી સ્વપ્નવત્ છે વગેરે અનુમાનોથી અને વાચારંભણ શ્રુતિથી દ્વૈત બાધિત થતું હોવાથી ('यथा सोम्य...' છાં.ઉપ.૬/૧/૪ કાર્ય તો માત્ર વાણીથી આરંભાય છે, વસ્તુતઃ તે છે નહીં.) ॥ ૩૭ ॥

तदेवं ज्ञानयोगं सपरिकरं निरूप्येदानीं तन्निष्ठस्य विघ्नप्रतीकारमाह—**योगिन इति** त्रिभिः।

આમ, જ્ઞાનયોગને અંગો સહિત વર્ણવીને હવે તે જ્ઞાનયોગમાં નિષ્ઠા રાખનારને થતાં વિઘ્નો દૂર કરવાનો ઉપાય ત્રણ શ્લોકોથી કહે છે– **'योगिनः इति।'**

**योगिनोऽपक्वयोगस्य युंजतः काय उत्थितैः।**
**उपसर्गैर्विहन्येत तत्रायं विहितो विधिः॥ ३८**

યોગસાધના કરતા અપરિપક્વ યોગીનું શરીર વચ્ચે ઉત્પન્ન થતા રોગાદિ ઉપદ્રવોથી પીડાય, તો તેને દૂર કરવા માટે આ ઉપાય કહેવામાં આવ્યો છે. ॥ ૩૮ ॥

योगं युञ्जतः कायो यद्यन्तरेवोत्पन्नैरुपसर्गै रोगाद्युपद्रवैरभिभूयेत। विधिः प्रतीकारः॥ ३८॥

યોગસાધના કરતા યોગીનું શરીર જો વચ્ચે જ ઉત્પન્ન થતા રોગાદિ ઉપદ્રવોથી અભિભૂત થાય– **'विधिः'** ઉપાય ॥ ૩૮ ॥

**योगधारणया कांश्चिदासनैर्धारणान्वितैः।**
**तपोमन्त्रौषधैः कांश्चिदुपसर्गान् विनिर्दहेत्॥ ३९**

કેટલાક ઉપદ્રવોને યોગધારણાથી, કેટલાક (વાયુ વગેરેના) રોગોને (વાયુની) ધારણાવાળાં આસનોથી અને કેટલાક ઉપદ્રવોને તપ, મંત્ર તથા ઔષધોથી નિર્મૂળ કરવા જોઈએ. ॥ ૩૯ ॥

योगधारणया सोमसूर्यादिधारणया संतापशैत्यादीन्। आसनैर्वायुधारणान्वितैर्वातादिरोगान्। तपोमन्त्रौषधैः पापग्रहसर्पादिकृतान् ॥ ३९ ॥

**'योगधारणया'** ચંદ્ર, સૂર્ય વગેરેની ધારણાથી તાપ અને ટાઢ વગેરે ઉપદ્રવોને, વાયુની **'आसनैर्धारणान्वितैः'** ધારણાવાળાં આસનોથી વાયુ વગેરેના રોગોને– તપ, મંત્ર અને ઔષધિથી દુષ્ટ ગ્રહો તથા સર્પો વગેરેએ કરેલા ઉપદ્રવોને॥ ૩૯ ॥

**कांश्चिन्ममानुध्यानेन नामसंकीर्तनादिभिः ।**
**योगेश्वरानुवृत्त्या वा हन्यादशुभदान् शनैः ॥ ४०**

કેટલાક ઉપદ્રવોને મારા સતત ધ્યાનથી અને નામસંકીર્તનાદિથી, તો કેટલાક અશુભદાયી ઉપદ્રવોને મહાન યોગીઓની સેવાથી કે તેમનું અનુસરણ કરવાથી દૂર કરવા જોઈએ. ॥ ૪૦ ॥

ममानुध्यानादिभिः कामादीन्। योगेश्वरानुवृत्त्या दम्भमानादीन्हन्यात्॥ ४० ॥

મારા સતત ધ્યાન વગેરેથી કામાદિ ઉપદ્રવોને તથા દંભ, માન વગેરેને યોગેશ્વરોની સેવાથી (નષ્ટ કરવા જોઈએ). ॥ ૪૦ ॥

अन्ये तु देहसिद्ध्यर्थमेवैतत्सर्वं कुर्वन्ति, तद्दूषयति—

બીજા કેટલાક તો કાયાકલ્પ કરવા માટે જ આ બધું કરે છે, તેનું ખંડન કરે છે–

**केचिद् देहमिमं धीराः सुकल्पं वयसि स्थिरम्।**
**विधाय विविधोपायैरथ युंजन्ति सिद्धये ॥ ॥ ४१ ॥**

કેટલાક જિતેન્દ્રિય યોગીઓ (પૂર્વોક્ત) અનેક ઉપાયોથી આ શરીરને જ વૃદ્ધાવસ્થા અને રોગાદિથી રહિત તથા યૌવનમાં સ્થિર કરીને સિદ્ધિઓ મેળવવા માટે યોગસાધના કરે છે. ॥ ૪૧ ॥

केचित्पुनरेतैरन्यैश्चोपायैर्देहमेव सुकल्पं जरारोगादिरहितं वयसि तारुण्ये स्थिरं च कृत्वा अद्वन्द्वपरकायप्रवेशादिसिद्धये तत्तद्धारणारूपं योगं युञ्जन्ति, न तु ज्ञाननिष्ठारूपम्॥ ४१ ॥

કેટલાક વળી આ (પૂર્વોક્ત) અને બીજા ઉપાયોથી શરીરને જ **'सुकल्पम्'** વૃદ્ધાવસ્થા અને રોગથી રહિત તથા **'वयसि'** યૌવનમાં સ્થિર કરીને દ્વન્દ્વરહિત પરકાયાપ્રવેશાદિ સિદ્ધિઓ મેળવવા માટે જુદી જુદી ધારણારૂપ યોગનો અભ્યાસ કરે છે પણ જ્ઞાનનિષ્ઠારૂપ યોગનો અભ્યાસ કરતા નથી. ॥ ૪૧ ॥

**न हि तत् कुशलादृत्यं तदायासो ह्यपार्थकः ।**
**अन्तवत्त्वाच्छरीरस्य फलस्येव वनस्पतेः ॥ ४२**

વિવેકી જનો દ્વારા કાયાકલ્પ કરવાનો પ્રયાસ આદર આપવા યોગ્ય નથી, કારણ કે તે નિરર્થક છે. વનસ્પતિનું ફળ જેમ નાશવંત છે તેમ (દેહસિદ્ધિનો પરિશ્રમ પણ નાશવંત છે). ॥ ૪૨ ॥

कुशलैः प्राज्ञैरादरणीयं न भवति। वनस्पतिवदात्मैव स्थायी, शरीरं तु फलवन्नश्वरमित्यर्थः ॥ ४२ ॥

**'कुशलैः'** પ્રાજ્ઞ વિવેકી જનો દ્વારા આદર આપવા યોગ્ય નથી. વનસ્પતિ જેમ સ્થાયી રહે છે તેમ આત્મા જ સ્થાયી છે, શરીર તો વનસ્પતિના ફળ જેવું નશ્વર છે, એમ અર્થ છે. ॥ ૪૨ ॥

ननु क्वचित्समाध्यङ्गत्वेनापि प्राणायामादि-योगे क्रियमाणे जरारोगाद्यभावो दृश्यते, सत्यम्, तथापि समाधिमुत्सृज्य न तत्र सज्जेतेत्याह— **योगमिति**।

શંકા કરવામાં આવી છે કે ક્યારેક સમાધિના અંગરૂપ હોવાથી પ્રાણાયામ વગેરે યોગ કરવામાં આવે ત્યારે પણ વૃદ્ધાવસ્થા, રોગ વગેરેનો અભાવ જણાય છે. સાચી વાત છે, તેમ છતાં પણ જ્ઞાનયોગરૂપ સમાધિ છોડીને તેમાં (કાયાકલ્પ વગેરે દેહસિદ્ધિમાં) શ્રદ્ધા રાખવી જોઈએ નહીં, એમ કહે છે– **'योगम् इति।'**

**योगं निषेवतो नित्यं कायश्चेत् कल्पतामियात्।**
**तच्छ्रद्दध्यान्न मतिमान् योगमुत्सृज्य मत्परः॥ ॥ ४३ ॥**

યોગનું સેવન કરતા યોગીનું શરીર દેહસિદ્ધિ પ્રાપ્ત કરવામાં જો સામર્થ્ય પ્રાપ્ત કરે તો મારામાં પરાયણ રહેનારો બુદ્ધિમાન યોગી જ્ઞાનયોગ છોડીને તેમાં વિશ્વાસ ન રાખે. ॥ ૪૩ ॥

तत् तां देहसिद्धिं न श्रद्दध्यान्न विश्वसेत्॥ ४३॥

**'तत्'** તે દેહસિદ્ધિમાં **'न श्रद्दध्यात्'** વિશ્વાસ ન રાખે. ॥ ૪૩ ॥

तदेवं विघ्नप्रतीकारैर्योगं कुर्यादि-त्युक्तं, मच्छरणस्य तु न विघ्नशङ्कापीत्याह— **योगचर्यामिति**।

આમ, વિઘ્નોનો પ્રતીકાર કરવા દ્વારા જ્ઞાનયોગ કરવો જોઈએ, એમ કહેવાયું, પરંતુ મારા શરણાગત યોગીને તો વિઘ્ન થવાની શંકા પણ નથી, એમ કહે છે– **'योगचर्याम् इति।'**

**योगचर्यामिमां योगी विचरन् मद्व्यपाश्रयः।**
**नान्तरायैर्विहन्येत निःस्पृहः स्वसुखानुभूः॥ ४४**

વિષયાભિલાષારહિત (નિઃસ્પૃહ) હોવાથી તેમ જ મારા આશ્રયવાળો હોવાથી આ યોગસાધના કરતો યોગી વિઘ્નોથી ભાંગી પડતો નથી પરંતુ આત્મસુખની અનુભૂતિવાળો થાય છે. ॥ ૪૪ ॥

विचरन्स्वसुखे अनुभूरनुभूतिर्यस्य सः। स्पृहामूला हि विघ्नाः, सा च मदपाश्रयस्य निवर्तते, अतोऽन्तरायैरविहतः स्वानन्दपूर्णो भवतीति॥ ४४॥

યોગસાધના કરતો તે, આત્મસુખની જેને અનુભૂતિ થઈ છે તેવો થાય છે. વિઘ્નો સ્પૃહારૂપી મૂળવાળાં છે અને મારા શરણાગત એવા તેની સ્પૃહા તો (મારો શરણાગત હોવાથી) દૂર થઈ જાય છે. આથી વિઘ્નોથી બાધિત ન થયેલો યોગી આત્માનંદથી પરિપૂર્ણ થઈ જાય છે. ॥ ૪૪ ॥

समाहृत्य स्वयोगं तु समस्तोपनिषद्रसम्।
सख्ये मुख्यतमां भक्तिं मुक्तौ पुनरुपादिशत्॥ १

જ્ઞાનયોગનું સંક્ષેપમાં નિરૂપણ કરીને મુક્તિ પ્રાપ્ત કરવા માટે સમસ્ત ઉપનિષદોના રસરૂપ તેમ જ સખ્યભક્તિમાં મુખ્યરૂપ ભક્તિનો (ભગવાને) પુનઃ ઉપદેશ કર્યો છે. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायामेकादशस्कन्धे भगवदुद्धवसंवादे अष्टाविंशतितमोऽध्यायः॥ २८॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टाविंशतितमोऽध्यायः॥ २८॥

*****

# अथैकोनत्रिंशोऽध्यायः

## ભાગવતધર્મોનું નિરૂપણ અને ઉદ્ધવજીનું બદરિકાશ્રમગમન

ऊनत्रिंशे तु यः पूर्वं विस्तरेण निरूपितः।
भक्तियोगस्तमेवाह स्वभक्ताय समासतः॥ १

જે ભક્તિયોગ પહેલાં વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવ્યો હતો, તેને જ (ભગવાન) પોતાના ભક્ત ઉદ્ધવજીને ટૂંકમાં ઓગણત્રીસમા અધ્યાયમાં કહે છે. ॥ ૧ ॥

अतिक्लेशमिवालक्ष्य योगेऽसङ्गैकसंपदि।
सुखोपायं पुनः कृष्णमुद्धवः परिपृच्छति॥ २

એક માત્ર વૈરાગ્ય જેમાં મુખ્ય સંપત્તિ છે તેવા જ્ઞાનયોગમાં અતિ ક્લેશ જોઈને ઉદ્ધવજી શ્રીકૃષ્ણને ફરીથી સુખનો ઉપાય પૂછે છે. ॥ ૨ ॥

उद्धव उवाच

**सुदुश्चरामिमां मन्ये* योगचर्यामनात्मनः।
यथांजसा पुमान् सिद्ध्येत् तन्मे ब्रूह्यंजसाच्युत॥ १**

**ઉદ્ધવજી બોલ્યા** – હે અચ્યુત, જેનું મન વશમાં નથી તેને માટે આ યોગસાધના આચરવી ઘણી કઠણ છે, એમ હું માનું છું, તેથી મનુષ્ય જે રીતે અનાયાસે સિદ્ધિ પ્રાપ્ત કરે, તે (સાધન) જેમ સરળતાથી સમજાય તેમ મને કહો. ॥ ૧ ॥

अनात्मनोऽवशीकृतमनसः अञ्जसा अप्रयासतो यथा सिध्येत्तत्तथा अञ्जसा सुबोधं यथा तथा मे ब्रूहि॥ १॥

‘**अनात्मनः**’ જેનું મન વશમાં નથી તેને ‘**अञ्जसा**’ અનાયાસે જેમ સિદ્ધ થાય તેમ તે સાધન ‘**अञ्जसा**’ જેમ સરળતાથી સમજાય તેમ મને કહો. ॥ ૧ ॥

सुदुष्करतां प्रपञ्चयति—**प्रायश इति**।

(જ્ઞાનયોગની) અતિશય દુષ્કરતાને (આચરવા માટે અત્યંત કઠણ અથવા અશક્ય હોવાનું) વિસ્તારથી વર્ણવે છે– ‘**प्रायशः इति।**’

**प्रायशः पुण्डरीकाक्ष युंजन्तो योगिनो मनः।
विषीदन्त्यसमाधानान्मनोनिग्रहकर्शिताः॥ २**

હે કમલનેત્ર, મનને વશ કરતા યોગીઓ મન વશ ન થવાથી ઘણું કરીને ક્લેશ પામે છે અને ક્યારેક મનોનિગ્રહ કરવામાં શ્રમિત થઈને કષ્ટ પામે છે. ॥ ૨ ॥

मनो युञ्जन्तो निगृह्णन्तो विषीदन्ति क्लिश्यन्ति। कुतः। असमाधानादनिग्रहात्। कथंचिन्मनसो निग्रहे च कर्शिताः श्रान्ताः सन्तः॥ २॥

મનને ‘**युञ्जन्तः**’ વશ કરતા યોગીઓ ક્લેશ પામે છે. શાથી? ‘**असमाधानात्**’ મનનો નિગ્રહ ન થવાથી અને ક્યારેક મનનો નિગ્રહ કરવામાં શ્રમિત થઈને કષ્ટ પામે છે. ॥ ૨ ॥

* पाठान्तर—सुदुस्तरामिमां मन्ये।

**अथात आनन्ददुघं पदाम्बुजं**
**हंसाः श्रयेरन्नरविन्दलोचन।**
**सुखं नु विश्वेश्वर योगकर्मभि-**
**स्त्वन्माययाऽमी विहता न मानिनः॥ ३**

યસ્માદેવં કેવલં વિષીદન્તિ अथातः અત એવ યે हंसाः સારાસારવિવેકચતુરાસ્તે ત્વાનન્દદુઘં સમસ્તાનન્દપરિપૂરકં તવ પદામ્બુજમેવ સુખં યથા ભવતિ તથા નુ નિશ્ચિતં શ્રયેરન્ સેવન્તે। અમી તુ ત્વન્માયયા વિહતાઃ। કે। યે યોગકર્મભિર્માનિનઃ સન્તો ન શ્રયન્તે।

यस्मादेवं केवलं विषीदन्ति अथातः अत एव ये हंसाः सारासारविवेकचतुरास्ते त्वानन्ददुघं समस्तानन्दपरिपूरकं तव पदाम्बुजमेव सुखं यथा भवति तथा नु निश्चितं श्रयेरन् सेवन्ते। अमी तु त्वन्मायया विहताः। के। ये योगकर्मभिर्मानिनः सन्तो न श्रयन्ते।

यद्वा, अमी त्वद्भक्तास्त्वन्मायया न विहता अत एव योगकर्मभिः कृत्वा मानिनो न भवन्ति। अन्ये तु त्वन्मायया मोहिताः सन्तो वयं योगज्ञा वयं कर्मकुशला इति केवलं गर्विता भवन्ति, न तु मुच्यन्त इत्यर्थः॥ ३॥

त्वद्भक्तास्तु त्वत्प्रसादेन कृतार्था भवन्तीति नातिचित्रमित्याह—**किमिति**।

**किं चित्रमच्युत तवैतदशेषबन्धो**
**दासेष्वनन्यशरणेषु यदात्मसात्त्वम्।**
**योऽरोचयत् सह मृगैः स्वयमीश्वराणां**
**श्रीमत्किरीटतटपीडितपादपीठः ॥ ४**

હે અરવિંદલોચન, હે વિશ્વેશ્વર! આથી જ જેઓ સાર-અસારનો વિવેક કરવામાં ચતુર જનો (હંસો) છે તેઓ સમસ્ત આનંદની પરિપૂર્તિ કરનારા આપના પદામ્બુજ (ચરણકમળ)નું જ જેમ સુખ થાય તેમ સેવન કરે છે, પરંતુ જેઓ યોગસાધન અને કર્માનુષ્ઠાનને કારણે અભિમાની થઈને આપના ચરણકમળનો આશ્રય નથી કરતા, તેઓ નાશ પામે છે. ॥ ૩ ॥

જે કારણે આમ કેવળ વિષાદ પામે છે (જ્ઞાનયોગમાં અધિકતર ક્લેશ પામે છે) '**अथ-अतः**' આથી જ જેઓ '**हंसाः**' સાર અને અસારનો વિવેક કરવામાં ચતુર જનો છે તેઓ તો '**आनन्ददुघम्**' સમસ્ત આનંદની પરિપૂર્તિ કરનારા આપના ચરણકમળને જ જેમ સુખ થાય તેમ '**नु**' નિશ્ચિતપણે '**श्रयेरन्**' સેવે છે. પરંતુ પેલા (બીજા) તો આપની માયાથી નાશ પામે છે. કોણ? જેઓ યોગસાધના અને કર્માનુષ્ઠાનને કારણે અભિમાની થઈને આપનો આશ્રય નથી કરતા તેઓ.

અથવા આપના તે ભક્તો આપની માયાથી અભિભૂત થતા નથી અને આથી જ યોગસાધના અને કર્માનુષ્ઠાન કરીને અભિમાની થતા નથી. બીજાઓ તો આપની માયાથી મોહિત થઈને 'અમે યોગના જ્ઞાતા છીએ, અમે કર્મકુશળ છીએ.' એમ કેવળ ગર્વ કરનારા થાય છે પણ મુક્ત થતા નથી, એમ અર્થ છે.॥ ૩ ॥

આપના ભક્તો તો આપની કૃપાથી જ કૃતાર્થ થાય છે, એ કાંઈ બહુ આશ્ચર્યની વાત નથી, એમ કહે છે– '**किम् इति।**'

હે અચ્યુત, હે સર્વના મિત્ર, (બ્રહ્માદિ) ઈશ્વરોના શોભાયમાન મુકુટોના અગ્રભાગ(ના ઘસાવા)થી જેમની ચરણપીઠિકા રગડાય છે તેવા આપ હોવા છતાં જે સ્વયં આપે (શ્રીરામચન્દ્રરૂપે) વાનરો સાથે (મૈત્રી કરીને) પ્રેમ કર્યો તે આપ, જેમને બીજા કોઈનો આશ્રય નથી તેવા આપના દાસજનોને અધીન થઈ જાઓ, તેમાં શું આશ્ચર્ય છે? ॥ ૪ ॥

अनन्यशरणेषु दासेषु तवात्मसात्त्वं तदधीनत्वं यद्यथा नन्दगोपीबलिप्रभृतिष्वेतत्किं चित्रं नाश्चर्यमित्यर्थः। यतो यो भवान् श्रीरामरूपेण मृगैर्वानरैः सह साहित्यं सख्यमिति यावत्। अरोचयत् प्रीत्या कृतवान्। कथंभूतः। ईश्वराणां ब्रह्मादीनां यानि श्रीमन्ति किरीटानि तेषां तटान्यग्राणि तैः पीडितं विलुठितं पादपीठं यस्य। स्वयं तथाभूतोऽपि सन्॥ ४॥

નંદરાયજી, ગોપીજનો, બલિ રાજા વગેરે જેવા એક માત્ર આપના જ આશ્રયવાળા દાસજનો પ્રત્યે આપની **'आत्मसात्त्वम्'** અધીનતા જે છે તેમાં **'किं चित्रम्'** શું આશ્ચર્ય છે? કંઈ જ નહીં, એમ અર્થ છે. કારણ કે જે આપે શ્રીરામચંદ્રરૂપે **'मृगैः'** વાનરો **'सह'** સાથે મિત્રની જેમ **'अरोचयत्'** પ્રીતિ કરી. કેવા આપ? બ્રહ્માદિ ઈશ્વરોના જે શોભાયમાન મુકુટો છે, તેમના અગ્રભાગ(ના ઘસાવા)થી **'पीडितम्'** રગડાય છે ચરણપીઠિકા જેમની તેવા આપ સ્વયં હોવા છતાં ॥ ૪ ॥

अतस्त्वां परित्यज्य को नामान्यत्संश्रये-दित्याह—**तं त्वेति**।

(આપ ભક્તોને અધીન થઈ જાઓ છો,) આથી આપને છોડીને વળી બીજા દેવો વગેરેનો કોણ આશ્રય કરે, એમ કહે છે– **'तं त्वा इति।'**

**तं त्वाखिलात्मदयितेश्वरमाश्रितानां**
**सर्वार्थदं स्वकृतविद् विसृजेत को नु।**
**को वा भजेत् किमपि विस्मृतयेऽनु भूत्यै**
**किं वा भवेन्न तव पादरजोजुषां नः॥ ५**

સમગ્ર જગતના આત્મારૂપ હોવાથી અત્યંત પ્રિય ઈશ્વર તેમ જ આશ્રિત જનોને સર્વ પુરુષાર્થ પ્રદાન કરનાર તે આપને (બલિ, પ્રહ્લાદ વગેરે) પોતાના ભક્તો ઉપર આપે કરેલા અનુગ્રહને જાણતો કયો મનુષ્ય ન ભજે? આપના દ્વારા આપવામાં આવેલું આપના સિવાયનું કંઈ પણ (સ્વર્ગાદિ ઐશ્વર્ય હોય તો પણ) કોણ સેવે? તે (ઐશ્વર્ય) ઇન્દ્રિયોના ભોગો માટે હોવાથી પાછળથી આપને ભુલાવનારું છે, (તેથી તેને કોણ સેવે?) આપની ચરણરજનું સેવન કરનારા અમને કઈ વસ્તુ પ્રાપ્ત નથી થતી? ॥ ૫ ॥

तमेवंभूतं त्वां को नु विसृजेन्न भजेत्। कथंभूतः। स्वकृतविद् बलिप्रह्लादादिषु त्वया कृतमनुग्रहं जानन्। यद्वा, स्वस्मिन्नेवान्तर्या-मितया कृतमुपकारं विद्वान्।

તે આવા આપને કયો મનુષ્ય **'विसृजेत्'** ન ભજે? કેવો મનુષ્ય? **'स्वकृतविद्'** બલિ, પ્રહ્લાદ વગેરે ઉપર આપના દ્વારા કરવામાં આવેલા અનુગ્રહને જાણતો અથવા પોતાના ઉપર જ અંતર્યામીરૂપે કરાયેલા ઉપકારને જાણતો (કયો મનુષ્ય આપને ન ભજે?)

तदेवाह— अखिलात्मदयितेश्वरम्। अखिलस्य जगत आत्मानं चेतयितारमात्मत्वादेव दयितं प्रेष्ठं सुसेव्यमीश्वरत्वादवश्यं भजनीयम्। किंच, आश्रितानां सर्वार्थदम्।

તે જ કહે છે– **'अखिल-आत्म-दयित-ईश्वरम्'** સમગ્ર જગતના આત્માને ચૈતન્ય આપનાર આત્મસ્વરૂપ જ હોવાથી **'दयितम्'** પ્રિયતમ, સારી રીતે સેવા કરવા યોગ્ય ઈશ્વર હોવાથી અવશ્ય ભજવા યોગ્યને તથા આશ્રિતજનોને સર્વ પુરુષાર્થો આપનારને (કયો મનુષ્ય ન ભજે?)

तर्हि किं फलोद्देशेनाहं सेव्यः। न हि न हि। किमप्यनिरुक्तं त्वद्व्यतिरिक्तं स्वर्गादि त्वया दत्तमपि को वा भजेत्सेवेत। कथंभूतं तत्। यत्केवलं भूत्यै इन्द्रियभोगाय। अनु अनन्तरमेव त्वद्विस्मृतये भवति। यद्वा, त्वद् व्यतिरिक्तं किमपि देवतान्तरं धर्मज्ञानादिसाधनं वा भूत्यै ऐश्वर्याय संसारस्य विस्मृतये मोक्षाय को वा भजेन्न कोऽपि।

(ભગવાન પ્રશ્ન કરે છેઃ) તો પછી શું હું ફળ આપવાને કારણે ભજવા યોગ્ય છું? (તે માટે ઉદ્ધવજી ઉત્તર આપે છેઃ) ના, ના, આપના દ્વારા આપવામાં આવેલું આપના સિવાયનું કાંઈ પણ અનિર્વચનીય, અરે, સ્વર્ગાદિ પણ કોણ **'भजेत्'** સેવે? તે કેવું? જે કેવળ ઐશ્વર્ય માટે છે, ઇન્દ્રિયોના ભોગ માટે છે અને **'अनु'** પાછળથી આપની વિસ્મૃતિ કરાવનારું થાય છે. અથવા આપના સિવાય કોઈ પણ બીજા દેવોને કે ધર્મ અને જ્ઞાનના સાધનને **'भूत्यै'** ઐશ્વર્ય પામવા કે સંસારની વિસ્મૃતિરૂપ મોક્ષ મેળવવા માટે પણ વળી કોણ ભજે? કોઈ જ નહીં.

ननु तत्साधनं विना भोगमोक्षादिफलं कथं स्यात्तत्राह—किं वेति। तदुक्तम्—

'या वै साधनसंपत्तिः पुरुषार्थचतुष्टये।
तया विना तदाप्नोति नरो नारायणाश्रयः॥'
इति॥ ५॥

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે તે સાધન વિના ભોગ, મોક્ષ વગેરે ફળ કેવી રીતે મળે? તે માટે ઉત્તર આપે છે– **'किं वा इति।'** (આપની ચરણરજનું સેવન કરનારાઓને તો શું પ્રાપ્ત નથી થતું?) તે જ કહેવામાં આવ્યું છે–

'જે સાધનસંપત્તિ ચાર પુરુષાર્થોની પ્રાપ્તિ માટે છે તે સાધનસંપત્તિ વિના પણ શ્રીનારાયણનો આશ્રય કરનાર મનુષ્ય તે (ચારેય પુરુષાર્થો) પ્રાપ્ત કરે છે.' (નારાયણીયમ્, મોક્ષધર્મ) ॥ ૫ ॥

आस्तामन्यभजनवार्ता त्वत्कृतोपकारस्य त्वय्यात्मनिवेदनेनैव निष्कृतिर्नान्यथेत्याह— **नैवेति**।

બીજાના ભજનની વાત બાજુએ મૂકો. આપના દ્વારા કરવામાં આવેલા ઉપકારનું ઋણ તો આપના પ્રત્યે આત્મનિવેદન કરવાથી જ ચૂકવી શકાય તેમ છે, બીજી કોઈ રીતે નહીં, એમ કહે છે– **'न एव इति।'**

**नैवोपयन्त्यपचितिं कवयस्तवेश**
**ब्रह्मायुषापि कृतमृद्धमुदः स्मरन्तः।**
**योऽन्तर्बहिस्तनुभृतामशुभं विधुन्व-**
**न्नाचार्यचैत्यवपुषा स्वगतिं व्यनक्ति॥ ६**

अपचितिं प्रत्युपकारमानृण्यमिति यावत्। कवयो ब्रह्मविदोऽपि नैव प्राप्नुवन्ति। यतः तत्कृतमुपकारं स्मरन्तः। ऋद्धमुद उपचितपरमानन्दाः। उपकारमेवाह—यो भवान् बहिराचार्यवपुषा गुरुरूपेणान्तश्च चैत्यवपुषान्तर्यामिरूपेणाशुभं विषयवासनां विधुन्वन्निरस्यन् स्वगतिं निजं रूपं प्रकटयति तस्य तव॥ ६॥

હે ઈશ! જે આપ દેહધારીઓના અંતરમાં અંતર્યામીરૂપે અને બહાર ગુરુરૂપે પ્રાણીઓનું (આપની ભક્તિવિરોધી સર્વ) અશુભ હાંકી કાઢતા પોતાનું સ્વરૂપ પ્રકટ કરો છો, તે આપનું પ્રત્યુપકારરૂપ ઋણ, આપે કરેલા ઉપકારનું સ્મરણ કરતા અધિકાધિક પરમાનંદ પ્રાપ્ત કરનારા બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્માજી જેટલું આયુષ્ય પ્રાપ્ત કરીને (ભજન કરવા છતાં) પણ ચૂકવી જ શકતા નથી! ॥ ૬ ॥

**'अपचितिम्'** પ્રત્યુપકારરૂપ ઋણને **'कवयः'** બ્રહ્મવેત્તાઓ પણ ચૂકવી જ શકતા નથી, કારણ કે તે **'कृतम्'** કરેલા ઉપકારનું સ્મરણ કરતા **'ऋद्धमुदः'** અધિકાધિક પરમાનંદ પ્રાપ્ત કરનારાઓ– ઉપકારને જ વર્ણવે છે– જે આપ બહાર **'आचार्यवपुषा'** ગુરુરૂપે અને અંદર **'चैत्यवपुषा'** અંતર્યામીરૂપે **'अशुभम्'** (આપની ભક્તિમાં વિઘ્ન કરનાર) વિષયવાસનારૂપ અશુભને **'विधुन्वन्'** હાંકી કાઢતા **'स्वगतिम्'** પોતાનું સ્વરૂપ પ્રકટ કરો છો તેવા આપનું (ઋણ) ॥ ૬ ॥

**श्रीशुक उवाच**

**इत्युद्धवेनात्यनुरक्तचेतसा**
**पृष्टो जगत्क्रीडनकः स्वशक्तिभिः।**
**गृहीतमूर्तित्रय ईश्वरेश्वरो**
**जगाद सप्रेममनोहरस्मितः॥ ७**

ईश्वरेश्वरत्वे हेतुः—जगत्क्रीडनकं क्रीडोपकरणं यस्य सः। ननु जगत्सृष्ट्यादिना ब्रह्मेशादयः क्रीडन्ति तत्राह—स्वशक्तिभिः सत्त्वादिभिर्गृहीतं मूर्तित्रयं येन सः। सप्रेम

**શ્રીશુકદેવજી બોલ્યા** – જગત જેમની ક્રીડાનું સાધન છે, પોતાની (સત્ત્વગુણ વગેરે) શક્તિઓથી (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ– એમ) ત્રણ સ્વરૂપ જેમણે ધારણ કર્યાં છે, જે જગતના ઈશ્વરોના પણ ઈશ્વર છે, ઉદ્ધવજી દ્વારા અતિ અનુરાગયુક્ત ચિત્તથી જેમને આ પ્રમાણે પૂછવામાં આવ્યું, તે પ્રેમપૂર્ણ મનોહર સ્મિતવાળા (શ્રીકૃષ્ણ) કહેવા લાગ્યા.॥ ૭ ॥

જગતના ઈશ્વરોના પણ ઈશ્વર હોવા માટેનું કારણ– **'जगत्क्रीडनकः'** જગત જેમની ક્રીડાનું સાધન છે તે– શંકા કરવામાં આવી છે કે જગતનું સર્જન વગેરે કરવા દ્વારા બ્રહ્મા, મહેશ વગેરે ક્રીડા કરે છે! તે માટે કહે છે– પોતાની સત્ત્વાદિ શક્તિઓ દ્વારા જેમણે (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ–

प्रेमसहितं मनोहरं स्मितं यस्य सः, सप्रेम यथा तथा जगादेति वा॥७॥

एम) त્રણ સ્વરૂપો ધારણ કર્યાં છે તે (શ્રીકૃષ્ણ), **'सप्रेम'** પ્રેમસહિત મનોહર સ્મિત છે જેમનું તે અથવા પ્રેમસહિત જેમ હોય તેમ કહેવા લાગ્યા.॥૭॥

**श्रीभगवानुवाच**

**हन्त ते कथयिष्यामि मम धर्मान् सुमंगलान्।**
**यान् श्रद्धयाऽऽचरन् मर्त्यो मृत्युं जयति दुर्जयम्॥ ८**

**શ્રીભગવાન બોલ્યા** – હે પ્રિય, હું તમને મારા પરમ મંગળ (ભાગવત) ધર્મો વર્ણવીશ, જેમનું શ્રદ્ધાપૂર્વક આચરણ કરતો મનુષ્ય (અન્ય યોગાદિ ઉપાયોથી) દુર્જય એવા મૃત્યુરૂપ સંસારને (અનાયાસે) જીતી લે છે. ॥ ૮ ॥

हन्तेति सहर्षं संबोधनम्। सुमङ्गलान् सुखरूपान्। मृत्युं संसारम्। दुर्जयमन्यैरुपायैः ॥८॥

**'हन्त'** એ સહર્ષ સંબોધન છે. **'सुमंगलान्'** સુખરૂપ ધર્મોને– **'मृत्युम्'** મૃત્યુરૂપ સંસારને– અન્ય (યોગાદિ) ઉપાયોથી દુર્જય એવા (મૃત્યુરૂપ સંસારને) ॥ ૮ ॥

धर्मानेवाह—**कुर्यादिति** त्रयोदशभिः।

તેર શ્લોકોથી (ભગવાન) ભાગવતધર્મોનું જ નિરૂપણ કરે છે– **'कुर्यात् इति।'**

**कुर्यात् सर्वाणि कर्माणि मदर्थं शनकैः स्मरन्।**
**मय्यर्पितमनश्चित्तो मद्धर्मात्ममनोरतिः॥ ॥ ९ ॥**

જેના દ્વારા મારામાં મન અને ચિત્ત અર્પણ કરવામાં આવ્યાં છે અને તેથી જ મારા ધર્મો પ્રત્યે જેના પોતાના મનમાં પ્રીતિ છે, તેવો તે મારો ભક્ત મારું સ્મરણ કરતાં ઉદ્વેગરહિત થઈને મારી આરાધના માટે સર્વ કર્મો કરે. ॥ ૯ ॥

मां स्मरन् शनकैरसंरम्भतः कुर्यात्। तदाह—मय्यर्पिते मनश्चित्ते संकल्पविकल्पानुसंधानात्मके येन। अत एव मद्धर्मेष्वेवात्ममनसो रतिर्यस्य सः॥९॥

મારું સ્મરણ કરતાં **'शनकैः'** ઉદ્વેગરહિત થઈને (કર્મો) કરે. તે કહે છે– સંકલ્પ-વિકલ્પના અનુસંધાનરૂપ મન અને ચિત્ત જેના દ્વારા મારામાં સમર્પિત કરવામાં આવ્યાં છે, આથી જ મારા ધર્મોમાં જ જેના પોતાના મનમાં પ્રીતિ છે તે. ॥૯॥

**देशान् पुण्यानाश्रयेत मद्भक्तैः साधुभिः श्रितान्।**
**देवासुरमनुष्येषु मद्भक्ताचरितानि च॥ ॥ १० ॥**

મારા સદાચારી ભક્તો દ્વારા આશ્રય કરાયેલાં (હોવાથી) પવિત્ર (થયેલાં) સ્થાનોમાં (મારો ભક્ત) નિવાસ કરે તથા દેવો, અસુરો અને મનુષ્યોમાં જેઓ મારા ભક્તો છે તેમનાં ચરિત્રો (અને કર્મો)નો આશ્રય કરે. ॥ ૧૦ ॥

पुण्यदेशलक्षणम्—मद्भक्तैरिति। देवादिषु ये मद्भक्तास्तेषामाचरितानि कर्माणि चाश्रयेत ॥ १० ॥

પવિત્ર સ્થાનનું લક્ષણ– મારા ભક્તો દ્વારા આશ્રય કરાયેલાં હોવાથી તે સ્થાનો પવિત્ર થયાં છે. દેવો વગેરેમાં જેઓ મારા ભક્તો છે, તેમનાં ચરિત્રો અને કર્મોનો આશ્રય કરવો જોઈએ.॥ ૧૦ ॥

**पृथक् सत्रेण वा मह्यं पर्वयात्रामहोत्सवान्।**
**कारयेद् गीतनृत्याद्यैर्महाराजविभूतिभिः ॥ ११**

પોતે એકલાએ અથવા અન્ય જનો સાથે મળીને મહારાજાને ઉચિત હોય તેવા ઉપચારોથી ગીત-નૃત્ય વગેરે દ્વારા મારી પ્રીતિ માટે પર્વના દિવસોમાં યાત્રા અને મહોત્સવો કરાવવા જોઈએ. ॥ ૧૧ ॥

सत्रेण संभूय वा॥ ११ ॥

(એકલા) અથવા અન્ય જનો સાથે મળીને ॥ ૧૧ ॥

अन्तरङ्गां भक्तिमाह—**मामिति** त्रिभिः।

અંતરંગ (અંદરની) ભક્તિને ત્રણ શ્લોકોથી વર્ણવે છે– **'माम् इति।'**

**मामेव सर्वभूतेषु बहिरन्तरपावृतम्।**
**ईक्षेतात्मनि चात्मानं यथा खममलाशयः ॥ १२**

શુદ્ધ અંતઃકરણવાળો મનુષ્ય આકાશ જેવા (અસંગ અને તેથી) આવરણરહિત અને (તેથી) અંદર અને બહારથી પૂર્ણ હોવાથી સર્વ પ્રાણીઓમાં અને પોતાનામાં ઈશ્વરરૂપે રહેલા મને જ નિહાળે. ॥ ૧૨ ॥

सर्वभूतेष्वात्मनि चात्मानमीश्वरं स्थितं मामेवेक्षेत।

ननु कथमेकस्य सर्वेषु वृत्तिस्तत्राह—बहिरन्तःपूर्णमित्यर्थः। तत्कुतः। अपावृतमनावरणम्। तदपि कुतः। यथा खमसङ्गत्वादित्यर्थः ॥ १२ ॥

સર્વ પ્રાણીઓમાં અને પોતાનામાં **'आत्मानम्'** ઈશ્વરરૂપે રહેલા મને જ જુએ.

શંકા કરવામાં આવી છે કે એકનું જ અસ્તિત્વ સર્વમાં કેવી રીતે હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે– બહાર અને અંદર પૂર્ણ એવા (મને) એમ અર્થ છે. તે કેવી રીતે? **'अपावृतम्'** (આવરણરહિત હોવાથી) મને નિરાવરણને (જુએ). તે પણ કેવી રીતે? અસંગ હોવાથી આકાશ જેવા મને (નિહાળે), એમ અર્થ છે. ॥ ૧૨ ॥

**इति सर्वाणि भूतानि मद्भावेन महाद्युते।**
**सभाजयन् मन्यमानो ज्ञानं केवलमाश्रितः ॥ १३**

હે મહાવિદ્વાન ઉદ્ધવ! આ પ્રકારે કેવળ જ્ઞાનરૂપ દૃષ્ટિનો આશ્રય કરીને સર્વ પ્રાણીઓને મારું સ્વરૂપ માનતો અને (તેથી) તેમને સત્કારતો મનુષ્ય (પંડિત મનાય છે). ॥ ૧૩ ॥

हे महाद्युते अतिप्राज्ञ। इत्यनेन प्रकारेण केवलं ज्ञानरूपां दृष्टिमाश्रितः सन्सर्वाणि भूतानि मद्भावेन मन्यमानः सभाजयन्पण्डितो मत इत्युत्तरेणान्वयः ॥ १३ ॥

ननु उत्तमाधममध्यमेष्वेकरूपेण सभाजनमपाण्डित्यमेव स्यात् पूज्यपूजादिव्यतिक्रमादित्याशङ्क्य तामेव ज्ञानदृष्टिं प्रपञ्चयति—**ब्राह्मण इति**।

**ब्राह्मणे पुल्कसे स्तेने ब्रह्मण्येऽर्के स्फुलिंगके।**
**अक्रूरे क्रूरके चैव समदृक् पण्डितो मतः ॥ १४**

विषमेष्वपि समदृक् समं मामेव पश्यन्। वैषम्यमेव चतुर्धा दर्शयति—ब्राह्मणे पुल्कसे इति। जातितो वैषम्यम्। पुल्कसोऽन्त्यजजातिविशेषः। स्तेने ब्रह्मस्वहारिणि ब्रह्मण्ये ब्राह्मणेभ्यो दातरि इति कर्मतः। अर्के विस्फुलिङ्ग इति गुणतः। अक्रूरे शान्ते क्रूरे चेति स्वभावतः ॥ १४॥

नरेष्वीश्वरदृष्टिं कुर्वतः सद्यः फलविशेषमाह—**नरेष्विति**।

**नरेष्वभीक्ष्णं मद्भावं पुंसो भावयतोऽचिरात्।**
**स्पर्धासूयातिरस्काराः साहंकारा वियन्ति हि ॥**
**॥ १५ ॥**

समोत्तमहीनेषु स्पर्धादयः। स्वस्मिन्नहंकारश्च। हि निश्चितम्। वियन्ति नश्यन्ति ॥ १५॥

‘**हे महाद्युते**’ હે અતિવિદ્વાન! આ પ્રકારે કેવળ જ્ઞાનરૂપ દૃષ્ટિનો આશ્રય કરીને સર્વ પ્રાણીઓને મારા ભાવથી માનતો અને સત્કારતો મનુષ્ય ‘પંડિત મનાય છે.’ એમ પછીના શ્લોક(૧૪) સાથે અન્વય છે. ॥ ૧૩ ॥

ઉત્તમ, અધમ અને મધ્યમનો એકસરખો સત્કાર મૂર્ખતા જ ગણાય, કારણ કે એમાં પૂજ્ય જનોની પૂજાનું અતિક્રમણ થાય, એવી શંકા કરીને તે જ્ઞાનદૃષ્ટિને જ વિસ્તારથી સમજાવે છે– ‘**ब्राह्मणे इति**।’

બ્રાહ્મણ, અન્ત્યજ, ચોર, બ્રાહ્મણભક્ત, સૂર્ય, તણખો, શાંત અને ક્રૂરમાં સમદૃષ્ટિ રાખનારો પંડિત મનાય છે. ॥ ૧૪ ॥

(જાતિ અને કર્મ વગેરેથી) અસમાન મનુષ્યોમાં પણ સમાન દૃષ્ટિ રાખનારો મનુષ્ય એકસમાન બ્રહ્મ એવા મને જ જોતો (હોઈ પંડિત ગણાય છે). વિષમતાને જ ચાર પ્રકારે દર્શાવે છે– ‘**ब्राह्मणे पुल्कसे इति**।’ પુલ્કસઃ અંત્યજોમાંની વિશિષ્ટ જાતિ છે. બ્રાહ્મણ અને અંત્યજમાં જાતિથી વિષમતા છે. ‘**स्तेने**’ બ્રાહ્મણનું ધન હરી લેનાર અને ‘**ब्रह्मण्ये**’ બ્રાહ્મણોને ધન આપનારમાં કર્મથી વિષમતા છે. સૂર્ય અને તણખામાં ગુણથી વિષમતા છે. ‘**अक्रूरे**’ શાંત અને ક્રૂરમાં સ્વભાવથી વિષમતા છે.॥ ૧૪ ॥

મનુષ્યોમાં ઈશ્વરદૃષ્ટિ કરનારને શીઘ્ર પ્રાપ્ત થતું વિશિષ્ટ ફળ જણાવે છે– ‘**नरेषु इति**।’

મનુષ્યોમાં નિરંતર મારી ભાવના કરનાર મનુષ્યનાં સ્પર્ધા, ઈર્ષ્યા અને તિરસ્કાર અહંકારસહિત નાશ પામે છે. ॥ ૧૫ ॥

પોતાના સમાન સાથે સ્પર્ધા, પોતાનાથી ઉત્તમ પ્રત્યે ઈર્ષ્યા, પોતાનાથી હીન માટે તિરસ્કાર અને પોતાને થયેલો અહંકાર ‘**हि**’ નિશ્ચિતપણે ‘**वियन्ति**’ નાશ પામે છે. ॥ ૧૫ ॥

अतोऽन्तर्यामीश्वरदृष्ट्या सर्वान्प्रणमेदित्याह—**विसृज्येति**।

**विसृज्य स्मयमानान् स्वान् दृशं व्रीडां च दैहिकीम्।**
**प्रणमेद् दण्डवद् भूमावाश्वचाण्डालगोखरम्॥**
**॥ १६ ॥**

(સર્વત્ર ઈશ્વર રહેલો છે,) આથી અંતર્યામીરૂપ ઈશ્વરની દૃષ્ટિ રાખીને સર્વને પ્રણામ કરવા, એમ કહે છે– **'विसृज्य इति।'**

હાંસી કરતા પોતાના મિત્રોને તથા ('હું ઉત્તમ અને આ અધમ' એવી) દેહદૃષ્ટિ અને તેનાથી થતી લજ્જા છોડીને (સમદૃષ્ટિવાળો મનુષ્ય) કૂતરાં, ચાંડાળ, બળદ અને ગધેડા સુધીનાં સર્વ પ્રાણીઓને પૃથ્વી પર પડીને દંડવત્ પ્રણામ કરે. ॥ ૧૬ ॥

स्मयमानान्हसतः स्वान्सखीन्। तथा दैहिकीं दृशमहमुत्तमः, स तु नीच इति दृष्टिम्। तया दृशा या व्रीडा लज्जा तां च विसृज्य श्वचाण्डालादीनभिव्याप्य प्रणमेत् ॥ १६ ॥

**'स्मयमानान्'** હાંસી કરતા પોતાના મિત્રોને– 'હું ઉત્તમ અને આ તો અધમ' એવી **'दृशम्'** દેહદૃષ્ટિને તથા તેવી દૃષ્ટિથી જે **'व्रीडा'** લજ્જા થાય, તેને છોડીને કૂતરાં, ચાંડાળ પર્યંત સર્વ પ્રાણીઓને પ્રણામ કરવા જોઈએ. ॥ ૧૬ ॥

एवं पञ्चभिः श्लोकैरुक्तायाः समदृष्टेरवधिमाह द्वाभ्याम्—**यावदिति**।

આમ, પાંચ શ્લોકોથી વર્ણવવામાં આવેલી સમદૃષ્ટિ ન થાય ત્યાં સુધી શું કરવું, તે બે શ્લોકોથી કહે છે– **'यावत् इति।'**

**यावत् सर्वेषु भूतेषु मद्भावो नोपजायते।**
**तावदेवमुपासीत वाङ्मनःकायवृत्तिभिः॥ १७**
**॥ १७॥**

જ્યાં સુધી સર્વ પ્રાણીઓમાં મારો ભાવ ન થાય ત્યાં સુધી વાણી, મન અને કાયાથી મારી આ રીતે ઉપાસના કરવી જોઈએ. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**सर्वं ब्रह्मात्मकं तस्य विद्ययाऽऽत्ममनीषया।**
**परिपश्यन्नुपरमेत् सर्वतो मुक्तसंशयः॥ १८**

(આ પ્રમાણે ઉપાસના કરતા) તે મનુષ્યને સર્વ કાંઈ બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે. ત્યાર પછી સર્વત્ર પરમેશ્વરદૃષ્ટિથી ઉત્પન્ન થયેલી (સાક્ષાત્કારાત્મક) વિદ્યાથી સર્વ તરફ બ્રહ્મદર્શન કરતો તે મનુષ્ય સંશયોથી મુક્ત થઈ સર્વ ક્રિયાઓથી વિરમિત થઈ જાય. ॥ ૧૮ ॥

तस्य एवं कुर्वतः पुंसः सर्वं ब्रह्मात्मकमेव भवति। कुतः। आत्ममनीषया सर्वत्रेश्वरदृष्ट्या या विद्या तया। अतः परितो ब्रह्मैव पश्यन्सर्वतः क्रियामात्रादुपरमेत्॥ १८॥

આ પ્રમાણે ઉપાસના કરતા તે મનુષ્યને સર્વ કાંઈ બ્રહ્મસ્વરૂપ થઈ જાય છે. કેવી રીતે? **'आत्ममनीषया'** સર્વત્ર ઈશ્વરદૃષ્ટિથી જે વિદ્યા ઉત્પન્ન થાય છે, તેનાથી સર્વત્ર બ્રહ્મને જ જોતો **'सर्वतः'** સર્વ તરફથી ક્રિયા માત્રથી વિરમિત થઈ જાય. ॥ ૧૮ ॥

किमयमेवोपायोऽस्ति वान्योऽपीत्यपेक्षायां सन्ति बहवः, समीचीनस्त्वयमेवेत्याह— **अयं हीति**।

**अयं हि सर्वकल्पानां सध्रीचीनो मतो मम।**
**मद्भावः सर्वभूतेषु मनोवाक्कायवृत्तिभिः॥ १९॥ १९॥**

भगवद्धर्मलक्षणोपायस्य समीचीनत्वमेवोपपादयति द्वाभ्याम्—**न हीति**।

**न ह्यंगोपक्रमे ध्वंसो मद्धर्मस्योद्धवाण्वपि।**
**मया व्यवसितः सम्यङ्निर्गुणत्वादनाशिषः॥ २०**

अङ्ग हे उद्धव, अनाशिषो निष्कामस्य मद्धर्मस्योपक्रमे सत्यण्वपीषदपि वैगुण्यादिभिर्नाशो नास्त्येव, यतो मयैव निर्गुणत्वादयं धर्मः सम्यग्व्यवसितो निश्चितो न तु मन्वादिमुखेन कथंचित्॥ २०॥

किंच, **यो य इति**।

**यो यो मयि परे धर्मः कल्पते निष्फलाय चेत्।**
**तदायासो निरर्थः स्याद् भयादेरिव सत्तम॥ ॥ २१॥**

(ભગવાનની પ્રાપ્તિ માટે) શું આ જ એક ઉપાય છે કે બીજો પણ ઉપાય છે? એવી અપેક્ષા માટે કહે છે કે ઉપાય તો ઘણા છે, પરંતુ સમુચિત ઉપાય તો આ જ છે– **'अयं हि इति।'**

મન, વચન અને કાયાની વૃત્તિઓથી સર્વ પ્રાણીઓમાં મારો ભાવ કરવો, આ જ ઉપાય સર્વ ઉપાયોમાં શ્રેષ્ઠ છે, એમ મારું માનવું છે.॥ ૧૯ ॥ ૧૯ ॥

ભગવદ્‌ધર્મના લક્ષણરૂપ ઉપાયની શ્રેષ્ઠતા જ બે શ્લોકોથી સિદ્ધ કરે છે– **'न हि इति।'**

હે પ્રિય, હે ઉદ્ધવ! મારી નિષ્કામ ઉપાસનારૂપ ધર્મનું આચરણ કરવામાં સહેજ પણ ત્રુટિ રહી જાય તો પણ તે ધર્મનો નાશ થતો નથી, કારણ કે આ નિર્ગુણ (આસક્તિરહિત) અને સમુચિત છે, એમ મારા દ્વારા સુનિશ્ચિત કરવામાં આવ્યું છે. ॥ ૨૦ ॥

હે પ્રિય, હે ઉદ્ધવ, **'अनाशिषः'** નિષ્કામ એવા મારા ધર્મના આચરણમાં **'अणु-अपि'** સહેજ પણ ત્રુટિ વગેરે થવાથી તે ધર્મનો નાશ થતો જ નથી, કારણ કે નિર્ગુણ હોવાથી મારા દ્વારા જ આ ધર્મ **'सम्यग्व्यवसितः'** સુનિશ્ચિત કરવામાં આવ્યો છે, પરંતુ મનુ વગેરેના મુખથી તેને ક્યારેય વર્ણવવામાં આવ્યો નથી. ॥ ૨૦ ॥

વળી, **'यः यः इति।'**

હે ભક્તશિરોમણિ ઉદ્ધવ! ભય (શોક વગેરેને કારણે નાસી જવું, રુદન કરવું, ભોજન કરવું) વગેરે જે જે કર્મો લૌકિક અને નિરર્થક હોવા છતાં પરમાત્મા એવા મારા પ્રતિ જો નિષ્કામ ભાવે અર્પણ કરવામાં આવે તો તે પણ ધર્મ થઈ જાય છે. (તો પછી શુભ કર્મો અર્પણ કરવામાં આવે તો કહેવું જ શું?) ॥ ૨૧ ॥

अयमर्थः—किं वक्तव्यं मद्धर्मस्य न ध्वंस इति। यतो लौकिकोऽपि यो यो निरर्थो व्यर्थ आयासः सोऽपि मयि परे निष्फलाय चेत्कल्पते निष्कामतयार्पितश्चेत्तर्हि धर्म एव स्यात्।

निरर्थायासे दृष्टान्तः—यथा भयशोकादेर्हेतोः पलायनाक्रन्दनादिक्लेशस्तद्वत्॥ २१ ॥

અર્થ આ પ્રમાણે છે– મારા (શ્રવણ-કીર્તનાદિ) ધર્મોનો નાશ થતો નથી, એમાં શું કહેવું? લૌકિક કર્મો '**निरर्थः**' નિરર્થક હોય તો પણ, જે જે કર્મો પરમાત્મા એવા મારી પ્રાપ્તિ માટે નિષ્ફળ ગયાં હોય, તે તે કર્મો પણ જો નિષ્કામભાવે મને સમર્પિત કરવામાં આવે તો તે ધર્મ થઈ જાય છે.

નિરર્થક કર્મનું દૃષ્ટાંત– જેમ ભય, શોક વગેરેને કારણે નાસી જવું, રુદન વગેરે ક્લેશ કરવો (તે સર્વ જેમ ભગવત્પ્રાપ્તિ માટે નિરર્થક જણાય છે,) તેમ! ॥ ૨૧ ॥

अतो मद्भजनमेव बुद्धेर्विवेकस्य मनीषायाश्चातुर्यस्य च फलमित्याह—**एषेति**।

(મને અર્પણ કરવામાં આવેલું નિરર્થક કર્મ પણ સદ્ધર્મ બની જાય છે,) તેથી મારું ભજન જ બુદ્ધિ અર્થાત્ વિવેકનું અને મનીષા અર્થાત્ ચતુરાઈનું ફળ છે, એમ કહે છે– '**एषा इति।**'

**एषा बुद्धिमतां बुद्धिर्मनीषा च मनीषिणाम्।**
**यत् सत्यमनृतेनेह मर्त्येनाप्नोति मामृतम्॥ २२**

અસત્ય અને મરણધર્મા મનુષ્યશરીરથી સત્ય અને અવિનાશી મને આ જ જન્મમાં જે પ્રાપ્ત કરે છે, એ જ બુદ્ધિમાનોની બુદ્ધિ અને ચતુરોની ચતુરાઈ છે. ॥ ૨૨ ॥

तामेव दर्शयति—सत्यममृतं च मा मामनृतेनासत्येन मर्त्येन विनाशिना मनुष्यदेहेन इहास्मिन्नेव जन्मनि प्राप्नोतीति यत्सैव बुद्धिर्मनीषा चेति। बुद्धिर्विवेकः। मनीषा चातुर्यम्॥ २२॥

તે બુદ્ધિ અને મનીષા જ દર્શાવે છે– સત્ય અને અવિનાશી એવા મને અસત્ય અને '**मर्त्येन**' મરણશીલ મનુષ્યશરીરથી '**इह**' આ જ જન્મમાં પ્રાપ્ત કરે છે, તે જ બુદ્ધિ અને મનીષા છે. '**बुद्धिः**' વિવેક, '**मनीषा**' ચાતુર્ય ॥ ૨૨ ॥

महाप्रकरणार्थमुपसंहरति द्वाभ्याम्—**एष इति**।

(ભગવાનના ઉપદેશરૂપ) મહાન પ્રકરણના અર્થનો બે શ્લોકોથી ઉપસંહાર કરે છે– '**एषः इति।**'

**एष तेऽभिहितः कृत्स्नो ब्रह्मवादस्य सङ्ग्रहः।**
**समासव्यासविधिना देवानामपि दुर्गमः॥ २३**
॥ २३॥

દેવોને પણ દુર્લભ એવા સમગ્ર બ્રહ્મજ્ઞાનનો આ સાર તમને સંક્ષેપમાં અને વિસ્તારવિધિથી કહેવામાં આવ્યો. ॥ ૨૩ ॥ ૨૩ ॥

**अभीक्ष्णशस्ते गदितं ज्ञानं विस्पष्टयुक्तिमत्।**
**एतद् विज्ञाय मुच्येत पुरुषो नष्टसंशयः॥ २४**
॥ २४॥

અત્યંત સ્પષ્ટ યુક્તિયુક્ત તત્ત્વજ્ઞાન તમને વારંવાર કહેવામાં આવ્યું છે. આ જાણીને મનુષ્ય સંશયરહિત થઈને (સંસારના બંધનથી) મુક્ત થઈ જાય છે. ॥ ૨૪ ॥ ૨૪ ॥

आस्तां तावज्ज्ञानमेतदनुसंधानकथन-पठनश्रवणपराणामप्येतदेव फलं भवतीत्याह चतुर्भिः—**सुविविक्तमिति**।

આ જ્ઞાનની વાત તો બાજુએ રહી, પણ આ જ્ઞાનનો વિચાર કરનારા, તેનાં કથન, પઠન અને શ્રવણમાં તત્પર રહેનારા મનુષ્યોને પણ આ જ ફળ મળે છે, એમ ચાર શ્લોકોથી કહે છે– **'सुविविक्तम् इति।'**

**सुविविक्तं तव प्रश्नं मयैतदपि धारयेत्।**
**सनातनं ब्रह्मगुह्यं परं ब्रह्माधिगच्छति॥ २५**

તમારા પ્રશ્નને તથા મારા દ્વારા આપવામાં આવેલા સુસ્પષ્ટ વિવેચનરૂપ ઉત્તરને અને આ આખ્યાનને પણ જે મનુષ્ય વિચારપૂર્વક ધારણ કરે છે, તે વેદોના પરમ રહસ્યરૂપ સનાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે. ॥ ૨૫ ॥

मया सुविविक्तं दत्तोत्तरं एतदाख्यानमपि यो धारयेदनुसंदध्यात्स ब्रह्मगुह्यं वेदेऽपि रहस्यम्॥ २५॥

મારા દ્વારા આપવામાં આવેલા સુસ્પષ્ટ વિવેચનરૂપ ઉત્તરને અને આ આખ્યાનને પણ જે **'धारयेत्'** વિચારપૂર્વક ધારણ કરે તે **'ब्रह्मगुह्यम्'** વેદોના પણ પરમ રહસ્યરૂપ બ્રહ્મને (પ્રાપ્ત કરે છે). ॥ ૨૫ ॥

**य एतन्मम भक्तेषु सम्प्रदद्यात् सुपुष्कलम्।**
**तस्याहं ब्रह्मदायस्य ददाम्यात्मानमात्मना॥ २६**

જે મનુષ્ય મારા ભક્તોમાં આ જ્ઞાનને સુસ્પષ્ટ કરીને સમજાવે તે બ્રહ્મજ્ઞાનદાતાને હું સ્વયં મારું સ્વરૂપ અર્પણ કરું છું. ॥ ૨૬ ॥

सुपुष्कलं यथा भवति तथा ब्रह्मदायस्य ब्रह्म ददातीति तथा तस्य ज्ञानोपदेष्टुः॥ २६॥

**'सुपुष्कलम्'** સુસ્પષ્ટતાપૂર્વક વિસ્તારથી જેમ સમજાવાય તેમ– **'ब्रह्मदायस्य'** બ્રહ્મનું દાન કરે તેવા તથા તેમના જ્ઞાનનો ઉપદેશ કરનારને ॥૨૬॥

**य एतत् समधीयीत पवित्रं परमं शुचि।**
**स पूयेताहरहर्मां ज्ञानदीपेन दर्शयन्॥ २७**

જે મનુષ્ય આ પરમ પવિત્ર અને બીજાઓને પણ પવિત્ર કરનારા આખ્યાનનો પ્રતિદિન ઉચ્ચ સ્વરે સુંદર રીતે પાઠ કરે છે, તે જ્ઞાનરૂપ દીવડાથી મારું સ્વરૂપ બીજાઓને દર્શાવતો પવિત્ર થાય છે. ॥ ૨૭ ॥

समधीयीत उच्चैः पठेत्। परमं शुचि अन्येषामपि शोधकम्। पूयेत शुध्येत्॥ २७॥

**'समधीयीत'** ઉચ્ચ સ્વરે પાઠ કરે– **'परमं शुचि'** બીજાઓને પણ પવિત્ર કરનાર આ આખ્યાનને– **'पूयेत'** પવિત્ર થાય છે. ॥ ૨૭ ॥

**य एतच्छ्रद्धया नित्यमव्यग्रः शृणुयान्नरः।**
**मयि भक्तिं परां कुर्वन् कर्मभिर्न स बध्यते॥ २८**

॥ २८॥

જે મનુષ્ય સાવધાન થઈ શ્રદ્ધાપૂર્વક નિત્ય આ આખ્યાનનું શ્રવણ કરે છે, તે મારા પ્રત્યે પરમ ભક્તિ કરતો કર્મોથી બંધાતો નથી.॥ ૨૮ ॥ ૨૮ ॥

सम्यक् ज्ञानानुत्पत्तौ पुनरुपदेक्ष्यामीत्याशयेन पृच्छति—**अपीति**।

**अप्युद्धव त्वया ब्रह्म सखे समवधारितम्।**
**अपि ते विगतो मोहः शोकश्चासौ मनोभवः॥ २९**

अपि किम्॥ २९॥

उपधारितमाकलय्याह—**नैतदिति**।

**नैतत्त्वया दाम्भिकाय नास्तिकाय शठाय च।**
**अशुश्रूषोरभक्ताय दुर्विनीताय दीयताम्॥ ३०**

शठाय वञ्चकाय॥ ३०॥

**एतैर्दोषैर्विहीनाय ब्रह्मण्याय प्रियाय च।**
**साधवे शुचये ब्रूयाद् भक्तिः स्याच्छूद्रयोषिताम्॥ ३१**

शूद्राणां योषितां च यदि भक्तिः स्यात्तर्हि ब्रूयात्॥ ३१॥

एतज्ज्ञानेन पुमान्कृतार्थो भवतीत्याह—**नैतदिति**।

**नैतद् विज्ञाय जिज्ञासोर्ज्ञातव्यमवशिष्यते।**
**पीत्वा पीयूषममृतं पातव्यं नावशिष्यते॥ ३२**

अत्र दृष्टान्तमाह—पीत्वेति। पीयूषं स्वादु॥ ३२॥

ननु सन्ति बहूनि ज्ञेयानि तत्तत्फलसाधनानि—सत्यम्, सन्त्यभक्तानां, भक्तस्य तु सर्वमहमेवातो मदेकशरणो भवेत्याह—**ज्ञान इति**।

સમ્યક્ જ્ઞાન ઉત્પન્ન ન થયું હોય તો ફરીથી ઉપદેશ કરીશ, એ આશયથી (ભગવાન) પૂછે છે– **‘अपि इति।’**

હે મિત્ર (ઉદ્ધવ), શું તમે બ્રહ્મનું સ્વરૂપ સારી રીતે સમજ્યા? શું તમારા ચિત્તમાં ઉત્પન્ન થયેલો શોક અને મોહ દૂર થયો? ॥ ૨૯ ॥

**‘अपि किम्’** શું (તમે સમજ્યા?) ॥ ૨૯ ॥

(ઉદ્ધવજીએ જ્ઞાનને) સારી રીતે ધારણ કર્યું છે, એમ વિચારીને કહે છે– **‘न-एतत् इति।’**

તમારા દ્વારા દંભી, નાસ્તિક, ઠગ, શ્રવણ કરવાની ઈચ્છા વગરના, અભક્ત અને ઉદ્ધતને આ જ્ઞાન આપવામાં ન આવે. ॥ ૩૦ ॥

**‘शठाय’** ઠગને ॥ ૩૦ ॥

આ (દાંભિકતા વગેરે) દોષોથી રહિત, બ્રાહ્મણભક્ત, મને પ્રેમ કરનાર, સજ્જન અને પવિત્ર મનુષ્યને આ (બ્રહ્મજ્ઞાન)નો ઉપદેશ આપવો જોઈએ. જો ભક્તિ હોય તો શૂદ્રો અને સ્ત્રીઓને (પણ આ ઉપદેશ આપવો જોઈએ). ॥ ૩૧ ॥

જો ભક્તિ હોય તો સ્ત્રીઓને અને શૂદ્રોને આ ઉપદેશ આપવો જોઈએ. ॥ ૩૧ ॥

આ જ્ઞાનથી મનુષ્ય કૃતાર્થ થઈ જાય છે, એમ કહે છે– **‘न-एतत् इति।’**

જેમ સ્વાદિષ્ટ અમૃતનું પાન કરીને કાંઈ પણ પીવાનું શેષ રહેતું નથી તેમ આને જાણીને જિજ્ઞાસુને બીજું જાણવા જેવું બાકી રહેતું નથી. ॥ ૩૨ ॥

અહીં દૃષ્ટાંત આપે છે– **‘पीयूषम्’** સ્વાદિષ્ટ ॥ ૩૨ ॥

શંકા કરવામાં આવી છે કે તે તે મોક્ષ અને ધર્મ વગેરે પુરુષાર્થો પ્રાપ્ત કરવા માટે તો અનેક સાધનો જાણવાં જોઈએ. સાચી વાત છે. અભક્તો માટે તેમ ખરું, પરંતુ ભક્તને માટે તો હું જ સર્વ કાંઈ છું, આથી તું એક માત્ર મારા શરણવાળો થા, એમ કહે છે– **‘ज्ञाने इति।’**

**ज्ञाने कर्मणि योगे च वार्तायां दण्डधारणे।**
**यावानर्थो नृणां तात तावांस्तेऽहं चतुर्विधः॥ ३३**

हे प्रिय (ઉદ્ધવ)! મનુષ્યોને જ્ઞાનથી (મોક્ષ), કર્મોથી (ધર્મ), યોગથી (અણિમાદિ ઐશ્વર્ય), ખેતી વગેરે આજીવિકાથી ધન અને રાજદંડ ધારણ કરવાથી ઐશ્વર્ય– એમ જેટલું ફળ પ્રાપ્ત થાય છે, તેટલું ચારે પ્રકારનું ફળ– ભક્ત એવા તમારે માટે કેવળ હું જ છું. (તે સર્વ ફળ મારા ભક્તને હું જ આપી દઉં છું.) ॥ ૩૩ ॥

ज्ञानादौ यावान्धर्मादिलक्षणश्चतुर्विधोऽर्थस्तावान्सर्वोऽपि तेऽहमेव। तत्र ज्ञाने मोक्षः। कर्मणि विहिते धर्मः। कर्मण्येव स्वाभाविके तु कामः। योगे त्वणिमादिसिद्धयः। वार्तायां कृष्यादावर्थः। दण्डनीतावैश्वर्यमिति। सिद्ध्यैश्वर्ययोरपि कामान्तर्गतत्वाच्चातुर्विध्यम्॥ ३३॥

જ્ઞાન વગેરેથી ધર્માદિ ચાર પ્રકારના જેટલા પુરુષાર્થ સિદ્ધ થાય છે, તેટલા બધા જ પુરુષાર્થ તમારે માટે તો કેવળ હું જ છું. તેમાં જ્ઞાનથી મોક્ષ, વિહિત કર્મોથી ધર્મ અને સ્વાભાવિક કર્મથી કામ, યોગથી અણિમાદિ સિદ્ધિઓ, ખેતી વગેરે આજીવિકાથી ધન અને દંડનીતિથી ઐશ્વર્ય– (અણિમાદિ) સિદ્ધિ અને ઐશ્વર્ય કામ પુરુષાર્થની અંતર્ગત હોવાથી ચાર પ્રકાર થાય છે. ॥ ૩૩ ॥

कुत इत्यत आह—**मर्त्य इति**।

(કર્મ કરવાથી કૃતાર્થતા) કેવી રીતે થાય, તે હવે કહે છે– **'मर्त्यः इति।'**

**मर्त्यो यदा त्यक्तसमस्तकर्मा**
**निवेदितात्मा विचिकीर्षितो मे।**
**तदाऽमृतत्वं प्रतिपद्यमानो**
**मयाऽऽत्मभूयाय च कल्पते वै॥ ३४**

મનુષ્ય જ્યારે સમગ્ર કર્મો તજી મને પોતાનો આત્મા સમર્પિત કરી દે છે ત્યારે તે મારા દ્વારા વિલક્ષણ બનાવવા માટે અભીપ્સિત થાય છે. (તેને વિશિષ્ટ બનાવવાની મને ઈચ્છા થાય છે.) અમૃતરૂપ મોક્ષની પ્રાપ્તિ કરતો તે મારી સાથે ઐક્ય પ્રાપ્ત કરવા માટે મારા સમાન ઐશ્વર્ય (પ્રાપ્ત કરવા માટે) યોગ્ય બને છે. ॥ ૩૪ ॥

यदा त्यक्तसमस्तकर्मा सन् मे निवेदितात्मा भवति तदाऽसौ मे विचिकीर्षितो विशिष्टः कर्तुमिष्टो भवति, ततश्चामृतत्वं मोक्षत्वं प्रतिपद्यमानो मयात्मभूयाय मदैक्याय मत्समानैश्वर्यायेति यावत्, कल्पते योग्यो भवति। वै ध्रुवम्॥ ३४॥

જ્યારે સમગ્ર કર્મો તજનારો થઈને મને પોતાનો આત્મા સમર્પિત કરી દે છે, ત્યારે તે મારા દ્વારા **'विचिकीर्षितः'** વિશિષ્ટ બનાવવા માટે અભીપ્સિત થાય છે. ત્યાર પછી **'अमृतत्वम्'** અમૃતરૂપ મોક્ષત્વ પ્રાપ્ત કરતો તે મારી સાથે **'आत्मभूयाय'** ઐક્ય પ્રાપ્ત કરવા માટે, મારા સમાન ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે **'कल्पते'** યોગ્ય બને છે. **'वै'** અવશ્ય ॥ ૩૪ ॥

श्रीशुक उवाच

**स एवमादर्शितयोगमार्ग-**
**स्तदोत्तमश्लोकवचो निशम्य।**
**बद्धांजलिः प्रीत्युपरुद्धकण्ठो**
**न किंचिदूचेऽश्रुपरिप्लुताक्षः॥ ३५**

आदर्शितो योगमार्गो यस्मै सः॥ ३५॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, જેમને (જ્ઞાન, કર્મ, ભક્તિ) યોગનો માર્ગ દર્શાવવામાં આવ્યો તે ઉદ્ધવજી ઉત્તમકીર્તિવાળા ભગવાનનું વચન સાંભળીને બે હાથ જોડીને, પ્રેમથી રૂંધાયેલા કંઠવાળા અને અશ્રુપૂર્ણ નેત્રવાળા થઈને કંઈ જ બોલી શક્યા નહીં. ॥ ૩૫ ॥

જેમને યોગમાર્ગ દર્શાવવામાં આવ્યો તે ઉદ્ધવજી ॥ ૩૫ ॥

**विष्टभ्य चित्तं प्रणयावघूर्णं**
**धैर्येण राजन् बहु मन्यमानः।**
**कृतांजलिः प्राह यदुप्रवीरं**
**शीर्ष्णा स्पृशंस्तच्चरणारविन्दम्॥ ३६**

प्रणयेनावघूर्णं क्षुभितं चित्तं धैर्येण विष्टभ्य बहुमन्यमान आत्मानं कृतार्थं मन्यमानः॥ ३६॥

હે રાજા (પરીક્ષિત), પ્રેમથી વિહ્વળ થયેલા ચિત્તને ધૈર્યથી સ્થિર કરીને, યદુવંશશિરોમણિ શ્રીકૃષ્ણ ભગવાનને મસ્તકથી ચરણારવિંદનો સ્પર્શ કરતા અને પોતાને કૃતાર્થ માનતા (ઉદ્ધવજીએ) બે હાથ જોડીને કહ્યું. ॥ ૩૬ ॥

પ્રેમથી **'अवघूर्णम्'** વિહ્વળ થયેલા ચિત્તને ધૈર્યથી સ્થિર કરીને, **'बहुमन्यमानः'** પોતાને કૃતાર્થ માનતા ઉદ્ધવજીએ ॥ ૩૬ ॥

उद्धव उवाच

**विद्रावितो मोहमहान्धकारो**
**य आश्रितो मे तव सन्निधानात्।**
**विभावसोः किं नु समीपगस्य**
**शीतं तमो भीः प्रभवन्त्यजाद्य॥ ३७**

मे मया य आश्रित आसीत्स तव संनिधानेनैव विद्रावितः। प्रभवन्ति किं नु बाधाय समर्था भवन्ति। अजाद्य ब्रह्मणोऽपि जनक॥ ३७॥

**ઉદ્ધવજી બોલ્યા** – હે બ્રહ્માજીના પિતા! મારા દ્વારા જે મોહરૂપી અંધકારનો આશ્રય કરવામાં આવ્યો હતો તે (અંધકાર) આપના ઉપદેશથી દૂર થઈ ગયો છે. અગ્નિની પાસે ગયેલાને ટાઢ, અંધકાર અને તેનાથી થતો ભય શું પીડા આપવા સમર્થ થાય ખરા? (ન જ થાય.) ॥ ૩૭ ॥

**'मे'** મારા દ્વારા જે (અંધકારનો) આશ્રય કરવામાં આવ્યો હતો, તે આપના ઉપદેશથી (અથવા સામીપ્યથી) જ દૂર થઈ ગયો છે. **'प्रभवन्ति'** પીડા આપવા માટે સમર્થ થાય ખરા? **'अज-आद्य'** હે બ્રહ્માજીના પણ પિતા! (अजा-आद्य એમ પદચ્છેદ કરવામાં આવે તો હે માયાના મૂળ કારણ! એમ અર્થ થાય.) ॥ ૩૭ ॥

**प्रत्यर्पितो मे भवतानुकम्पिना**
**भृत्याय विज्ञानमयः प्रदीपः।**
**हित्वा कृतज्ञस्तव पादमूलं**
**कोऽन्यत् समीयाच्छरणं त्वदीयम्॥ ३८**

किंच, यद्यपि तव संनिधानादेव गतस्तथाप्यनुकम्पिना भवता विज्ञानमयः प्रदीपश्च प्रत्यर्पितः स्वमाययापहृतः पुनः समर्पितः, अतस्तव कृतज्ञो यस्त्वया कृतमनुग्रहं जानाति स को नाम त्वदीयं पादमूलं हित्वाऽन्यच्छरणं समीयादाश्रयेत्॥ ३८॥

**वृक्णश्च मे सुदृढः स्नेहपाशो**
**दाशार्हवृष्ण्यन्धकसात्वतेषु ।**
**प्रसारितः सृष्टिविवृद्धये त्वया**
**स्वमायया ह्यात्मसुबोधहेतिना॥ ३९**

किंच, दाशार्हादिषु त्वया यः स्वमायया स्नेहपाशः प्रसारितः स त्वयैवात्मतत्त्वज्ञान-शस्त्रेण वृक्णश्छिन्नः॥ ३९॥

एवं यद्यपि त्वया बहूपकृतं तथाप्येतावत्प्रार्थये इत्याह—**नमोऽस्त्विति**।

**नमोऽस्तु ते महायोगिन् प्रपन्नमनुशाधि माम्।**
**यथा त्वच्चरणाम्भोजे रतिः स्यादनपायिनी॥ ४०**

अनुशाध्यनुशिक्षय। अनुशासनीयमाह—यथेति। मुक्तावप्यनपायिनी॥ ४०॥

(આપની માયા દ્વારા પૂર્વે હરી લેવામાં આવેલો) વિજ્ઞાનમય પ્રદીપ કૃપાળુ એવા આપના દ્વારા આપના ભૃત્ય(દાસ) એવા મને પાછો આપવામાં આવ્યો છે. આપે કરેલી કૃપાને જાણતો કયો મનુષ્ય આપના ચરણમૂળનું શરણ તજીને બીજાના શરણનો આશ્રય કરે? ॥ ૩૮ ॥

વળી, જો કે આપના ઉપદેશથી જ દયાળુ એવા આપના દ્વારા વિજ્ઞાનમય દીવડો જતો રહ્યો હોવા છતાં **'प्रत्यर्पितः'** આપની પોતાની માયા દ્વારા હરી લેવામાં આવ્યો હતો તે પાછો આપવામાં આવ્યો છે. આથી **'तव कृतज्ञः'** જે આપે કરેલા અનુગ્રહને જાણે છે, તે એવો કયો મનુષ્ય આપના ચરણમૂળને છોડીને બીજાના શરણનો **'समीयात्'** આશ્રય કરે? ॥ ૩૮ ॥

આપની માયાથી આપના દ્વારા સૃષ્ટિવૃદ્ધિ માટે દાશાર્હ, વૃષ્ણિ, અંધક અને સાત્વતવંશીઓમાં મારો જે સુદૃઢ સ્નેહપાશ ફેલાયો હતો, તે આપના દ્વારા જ આત્મતત્ત્વજ્ઞાનરૂપી તલવારથી છેદી નાખવામાં આવ્યો છે. ॥ ૩૯ ॥

વળી, દાશાર્હ વગેરેમાં આપની માયાથી આપના દ્વારા જે સ્નેહપાશ ફેલાવવામાં આવ્યો હતો, તે આપના દ્વારા જ આત્મતત્ત્વજ્ઞાનરૂપી શસ્ત્રથી **'वृक्णः'** કાપી નાખવામાં આવ્યો છે. ॥ ૩૯ ॥

આમ, જો કે આપના દ્વારા અતિ ઉપકાર કરવામાં આવ્યો છે, તેમ છતાં આટલી પ્રાર્થના કરું છું, એમ કહે છે– **'नमः अस्तु इति।'**

હે મહાયોગી, આપને નમસ્કાર હો. આપના ચરણકમળમાં મને શાશ્વત પ્રીતિ થાય તેમ શરણાગત એવા મને આપ આદેશ આપો. ॥ ૪૦ ॥

**'अनुशाधि'** આદેશ આપો. આદેશ આપવા યોગ્ય શું છે, તે કહે છે– જે રીતે મને આપના ચરણકમળમાં નિશ્ચળ (અને પ્રેમસેવોપયોગી) ભક્તિ થાય અને મુક્તિ થાય તો પણ નાશ ન પામે તેવો અનુરાગ (થાઓ)! ॥ ૪૦ ॥

तदुक्तमोमित्यङ्गीकृत्य, तथापि मयादिष्टो लोकसंग्रहार्थमेतावत्कुर्वित्याह—**गच्छेति**।

(ઉદ્ધવજી દ્વારા જે) કહેવામાં આવ્યું હતું તેનો 'ઓમ્' એમ સ્વીકાર કરીને (ભગવાન) કહે છે કે (સિદ્ધ એવા તમને સાધનની અપેક્ષા નથી,) તેમ છતાં મારા દ્વારા નિયુક્ત કરવામાં આવેલા તમે લોકકલ્યાણ માટે આટલું કરો– **'गच्छ इति।'**

**श्रीभगवानुवाच**

**गच्छोद्धव मयाऽऽदिष्टो बदर्याख्यं ममाश्रमम्।**
**तत्र मत्पादतीर्थोदे स्नानोपस्पर्शनैः शुचिः॥**
**॥ ४१ ॥**

**શ્રીભગવાન બોલ્યા** – હે ઉદ્ધવ! મારા દ્વારા નિયુક્ત કરવામાં આવેલા તમે મારા 'બદરી' નામના આશ્રમમાં જાઓ! ત્યાં મારા ચરણ પખાળવાથી ઉત્પન્ન થયેલા (અલકનંદાના) જળમાં સ્નાન-આચમન કરીને પવિત્ર થાઓ. ॥ ૪૧ ॥

आदिष्टो नियुक्तः ॥ ४१ ॥

**'आदिष्टः'** નિયુક્ત કરાયેલા ॥ ૪૧ ॥

**ईक्षयाऽलकनन्दाया विधूताशेषकल्मषः।**
**वसानो वल्कलान्यंग वन्यभुक् सुखनिःस्पृहः॥ ४२**

(ભગવાન શંકરની અલકો (વાળની લટો)માં આનંદિત થનારાં) અલકનંદા ગંગાજીનાં દર્શનથી જેમના સકળ દોષ દૂર થઈ જાય છે તેવા થઈ હે પ્રિય (ઉદ્ધવ), વલ્કલ વસ્ત્ર ધારણ કરતા, વન્ય ફળ, મૂળ ખાતા તમે વિષયસુખમાં નિસ્પૃહ રહેનાર (થજો). ॥ ૪૨ ॥

स्नानादेः पूर्वमेव मत्पादतीर्थोदकभूताया अलकनन्दाया गङ्गाया ईक्षया। वसानः परिदधानः ॥ ४२ ॥

સ્નાન વગેરેની પહેલાં જ મારા ચરણ પખાળવાથી ઉત્પન્ન થયેલાં અલકનંદા ગંગાજીના તીર્થજળનાં દર્શનમાત્રથી (નિષ્પાપ થઈ જવાય છે). **'वसानः'** (વલ્કલ) ધારણ કરતા ॥ ૪૨ ॥

**तितिक्षुर्द्वन्द्वमात्राणां सुशीलः संयतेन्द्रियः।**
**शान्तः समाहितधिया ज्ञानविज्ञानसंयुतः॥ ४३**

(ટાઢ-તાપ વગેરે) દ્વન્દ્વરૂપ વિષયોને સહન કરનાર, સરળ, સૌમ્ય સ્વભાવવાળા, ઇન્દ્રિયોનો સંયમ કરનાર, રાગાદિથી રહિત, ચિત્તની એકાગ્રતાથી યુક્ત તેમ જ (મારા સ્વરૂપના) જ્ઞાન અને વિજ્ઞાનમાં જોડાયેલા (મગ્ન રહેનાર) (થજો). ॥ ૪૩ ॥

द्वन्द्वमात्राणां शीतोष्णादिविषयाणाम्। सुशील आर्जवादिस्वभावः ॥ ४३ ॥

**'द्वन्द्वमात्राणाम्'** શીત-ઉષ્ણ વગેરે દ્વન્દ્વરૂપ વિષયોને– **'सुशीलः'** સરળ વગેરે સ્વભાવવાળા ॥ ૪૩ ॥

**मत्तोऽनुशिक्षितं यत्ते विविक्तमनुभावयन्।**
**मय्यावेशितवाक्चित्तो मद्धर्मनिरतो भव।**
**अतिव्रज्य गतीस्तिस्रो मामेष्यसि ततः परम्॥ ४४**

મારી પાસેથી તમારા દ્વારા પ્રાપ્ત કરાયેલા, સારી રીતે વિચાર કરાયેલા ઉપદેશનું ચિંતન કરતા તમે વાણી તથા ચિત્તને મારામાં સ્થાપી મારા દર્શાવેલા ભાગવતધર્મમાં રત રહેજો, જેથી ત્રિગુણાત્મક ગતિઓને ઓળંગીને તેનાથી પર રહેલા મને પામશો. ॥ ૪૪ ॥

ते त्वया विविक्तं सुविचारितम्।
तिस्रस्त्रिगुणात्मिका गतीरतिक्रम्य॥ ४४॥

**'ते'** તમારા દ્વારા **'વિવિક્તમ્'** સારી રીતે વિચાર કરાયેલા ઉપદેશને–**'તિસ્રઃ'** ત્રિગુણાત્મિકા (જાગ્રત-સ્વપ્ન-સુષુપ્તિ અથવા સત્ત્વ-રજસ્-તમસ્ અથવા અધો-મધ્ય-ઊર્ધ્વ અથવા વિરાટ-હિરણ્યગર્ભ-ઈશ્વર, એમ ત્રણ સ્વરૂપવાળી) ગતિઓને અતિક્રમીને (મને પામશો). ॥ ૪૪ ॥

श्रीशुक उवाच

**स एवमुक्तो हरिमेधसोद्धवः**
**प्रदक्षिणं तं परिसृत्य पादयोः।**
**शिरो निधायाश्रुकलाभिरार्द्रधी-**
**र्न्यषिंचदद्वन्द्वपरोऽप्यपक्रमे ॥ ४५**

**શ્રીશુકદેવજી બોલ્યા** – જેમના (ચરણારવિંદ)માં આસક્ત થયેલી મેધા (બુદ્ધિ) સંસારને હરી લે છે તેવા શ્રીહરિ દ્વારા જેમને આ પ્રમાણે કહેવામાં આવ્યું, તે ઉદ્ધવજી (સુખ-દુઃખાદિ) દ્વન્દ્વોથી મુક્ત હોવા છતાં નીકળવાના સમયે ભગવાનને દક્ષિણ તરફ રાખી પ્રદક્ષિણા કરીને તેમના ચરણોમાં મસ્તક મૂકીને, પ્રેમાર્દ્ર મનવાળા થઈ અશ્રુબિંદુઓથી અભિષેક કરવા લાગ્યા. ॥ ૪૫ ॥

हरिमेधसा संसारं हरति मेधा यस्य तेन श्रीकृष्णेन। अद्वन्द्वपरोऽपि सुखदुःखविनिर्मुक्तोऽपि। अपक्रमे निर्गमनसमये॥ ४५॥

**'हरिमेधसा'** જેમના વિષયવાળી બુદ્ધિ સંસારને હરી લે છે તે શ્રીકૃષ્ણ દ્વારા– **'अद्वन्द्वपरः अपि'** સુખ-દુઃખાદિ દ્વન્દ્વોથી પર હોવા છતાં– **'अपक्रमे'** નીકળવાના સમયે ॥ ૪૫ ॥

**सुदुस्त्यजस्नेहवियोगकातरो**
**न शक्नुवंस्तं परिहातुमातुरः।**
**कृच्छ्रं ययौ मूर्धनि भर्तृपादुके**
**बिभ्रन्नमस्कृत्य ययौ पुनः पुनः॥ ४६**

જેમના ઉપર અતિ દુસ્ત્યજ સ્નેહ હતો તે શ્રીકૃષ્ણના વિયોગથી ભયભીત થવાથી તેમને છોડી ન શકતા ઉદ્ધવજી અતિ વિહ્વળ થઈ કષ્ટ પામ્યા. (પછી) સ્વામીની બંને પાદુકાઓને મસ્તક ઉપર ધારણ કરતા વારંવાર તેમને નમસ્કાર કરીને ચાલ્યા ગયા. ॥ ૪૬ ॥

किंच, सुदुस्त्यजः स्नेहो यस्मिंस्तेन वियोगात्कातरो भीतोऽत एव तं परिहातुमशक्नुवन्नातुरोऽतिविह्वलः सन्कृच्छ्रं कष्टं ययौ प्राप। ततश्च भर्तृपादुके तेनैव कृपया दत्ते मूर्ध्नि बिभ्रदतिनिर्बन्धरूपया तदाज्ञया तं पुनः पुनर्नमस्कृत्य ययौ।

વળી, જેમના ઉપર અતિ દુસ્ત્યજ સ્નેહ હતો, તે શ્રીકૃષ્ણના વિયોગથી **'कातरः'** ભયભીત, આથી જ તેમને છોડી ન શકતા ઉદ્ધવજી અતિ વિહ્વળ થઈ **'कृच्छ्रम्'** કષ્ટ **'ययौ'** પામ્યા અને પછી સ્વામી શ્રીકૃષ્ણ દ્વારા જ કૃપાપૂર્વક આપવામાં આવેલી સ્વામીની બંને પાદુકાઓને મસ્તક ઉપર ધારણ કરતા, અતિશય હઠાગ્રહરૂપ આજ્ઞાને કારણે તેમને વારંવાર નમસ્કાર કરીને ચાલ્યા ગયા.

अत्र च, 'पृष्ठतोऽन्वगमं भर्तुः पादविश्लेषणाक्षमः ॥' इत्यादितृतीयस्कन्धोपक्रमोक्तानुसारेण बदरिकाश्रमं गच्छन्भगवतः प्रभासयात्रामुपश्रुत्य शनैः पृष्ठतो गतः सन्नुपसंहृतनिजकुलं भगवन्तमेकान्ते दृष्ट्वा तत्कालप्राप्तेन मैत्रेयेण सह पुनः कृपया भगवतोपदिष्टं तत्त्वमाकलय्य तदाज्ञातो ययाविति द्रष्टव्यम् ॥ ४६ ॥

અહીં પણ 'સ્વામીના ચરણોનો વિયોગ સહન કરવાને અસમર્થ ઉદ્ધવજી તેમની પાછળ પાછળ (પ્રભાસ ક્ષેત્રમાં) ગયા.' (શ્રીમદ્ ભા.૩/૪/૫) વગેરે ત્રીજા સ્કંધના આરંભમાં કહ્યા અનુસાર બદરિકાશ્રમ જતાં (માર્ગમાં) ભગવાનની પ્રભાસયાત્રાના સમાચાર સાંભળીને, ધીરેથી ભગવાનની પાછળ ગયા. પોતાના કુળનો સંહાર કરનાર ભગવાનને એકાંતમાં મળીને, તે સમયે મળેલા મૈત્રેયજી સાથે કૃપાને કારણે ભગવાન દ્વારા પુનઃ ઉપદિષ્ટ તત્ત્વ શ્રવણ કરીને, તેમની આજ્ઞાથી બદરિકાશ્રમ ગયા, એમ સમજવું જોઈએ. ॥ ૪૬ ॥

**ततस्तमन्तर्हृदि संनिवेश्य**
**गतो महाभागवतो विशालाम्।**
**यथोपदिष्टां जगदेकबन्धुना**
**तपः समास्थाय हरेरगाद् गतिम् ॥ ४७**

પછી મહાન ભગવદ્ભક્ત (ઉદ્ધવજી) તે ભગવાનને હૃદયની અંદર વિરાજિત કરીને બદરીવિશાલના ધામમાં પધાર્યા અને ત્યાં જગતના એક માત્ર બંધુ શ્રીકૃષ્ણ દ્વારા ઉપદેશ કરવામાં આવ્યો હતો તે અનુસાર (ભાગવતધર્મનું) આચરણ કરીને શ્રીહરિની ગતિ પામ્યા. ॥ ૪૭ ॥

विशालां बदरिकाश्रमं गतः सन् हरेर्गतिमगात्। कथंभूताम्। तेनैव जगदेकबन्धुना यथोपदिष्टाम्। 'तदाऽमृतत्वं प्रतिपद्यमानो मयात्मभूयाय च कल्पते वै॥', 'अतिव्रज्य गतीस्तिस्रो मामेष्यसि ततः परम्॥' इत्येवमुक्तप्रकारम् ॥ ४७ ॥

**'विशालाम्'** બદરિકાશ્રમ જઈને શ્રીહરિની ગતિ પામ્યા. કેવી ગતિ? જગતના એક માત્ર બંધુ શ્રીકૃષ્ણ દ્વારા ઉપદેશ કરવામાં આવેલી ગતિ 'અમૃતરૂપ મોક્ષની પ્રાપ્તિ કરતો તે મારી સાથે ઐક્ય પ્રાપ્ત કરવા માટે યોગ્ય બને છે.' (શ્રીમદ્ ભા.૧૧/૨૯/૩૪) 'ત્રિગુણાત્મક ગતિઓને ઓળંગીને તેનાથી પર રહેલા મને પામશો.' (શ્રીમદ્ ભા. ૧૧/૨૯/૪૪) આ પ્રમાણે કહેલા પ્રકારની (ગતિ પામ્યા). ॥ ૪૭ ॥

**य एतदानन्दसमुद्रसम्भृतं**
**ज्ञानामृतं भागवताय भाषितम्।**
**कृष्णेन योगेश्वरसेविताङ्घ्रिणा**
**सच्छ्रद्धयाऽऽसेव्य जगद् विमुच्यते ॥ ४८**

જેમના ચરણને યોગેશ્વરો સેવે છે તે શ્રીકૃષ્ણ દ્વારા પરમ ભાગવત (ઉદ્ધવજી)ને ઉપદેશ કરવામાં આવેલા, (ભક્તિમાર્ગરૂપી) આનંદના સાગરમાંથી એકઠા કરેલા, (વેદોના સારરૂપ) આ જ્ઞાનામૃતનું જે અતિ શ્રદ્ધાપૂર્વક થોડું પણ સેવન કરીને (તેનો આશ્રય કરે છે), તે મુક્ત થાય, (એમાં શું કહેવાનું હોય? અરે, તેવા ભક્તનો સંગ કરવાથી) જગત પણ મુક્ત થઈ જાય છે. ॥ ૪૮ ॥

आनन्दसमुद्रो भगवद्भक्तिमार्गस्तस्मिन् संभृतमेकीकृतमेतद्यः सच्छ्रद्धया आसेव्य ईषदपि सेवित्वा वर्तते स विमुच्यते इति किं वक्तव्यम्, तत्सङ्गाज्जगदपि विमुच्यत इत्यर्थः ॥ ४८ ॥

**'आनन्दसमुद्रः'** આનંદના સાગરરૂપ ભગવદ્-ભક્તિમાર્ગ, તેમાંથી **'संभृतम्'** એકઠા કરેલા આ જ્ઞાનામૃતનું અતિ શ્રદ્ધાથી **'आसेव्य'** થોડું પણ સેવન કરીને તેનો આશ્રય કરે છે, તે મુક્ત થાય છે, એમાં શું કહેવાનું હોય? તેવા ભાગવતનો સંગ કરવાથી જગત પણ મુક્ત થઈ જાય છે, એમ અર્થ છે. ॥ ૪૮ ॥

एवं कृतोपदेशं जगद्गुरुं प्रणमति—**भवभयमिति**।

આમ, જેમણે ઉપદેશ કર્યો છે તે જગદ્ગુરુ શ્રીકૃષ્ણને પ્રણામ કરે છે– **'भवभयम् इति।'**

**भवभयमपहन्तुं ज्ञानविज्ञानसारं**
**निगमकृदुपजह्रे भृंगवद् वेदसारम्।**
**अमृतमुदधितश्चापाययद् भृत्यवर्गान्**
**पुरुषमृषभमाद्यं कृष्णसंज्ञं नतोऽस्मि ॥ ४९**

(છંદ - માલિની)

(નિવૃત્તિમાર્ગના ભક્તોનો) સંસારરૂપી ભય (અને પ્રવૃત્તિમાર્ગના ભક્તોનો જરા, રોગ, મૃત્યુરૂપ ભય) દૂર કરવા માટે, જેમ ભમરો (પુષ્પોને કનડ્યા વિના જ પુષ્પોમાંથી પરાગરૂપ) અમૃત બહાર કાઢી લે છે, તેમ સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે પોતે પ્રકટ કરેલા વેદમાંથી જ્ઞાન-વિજ્ઞાનના શ્રેષ્ઠ સારરૂપ કાઢેલું અમૃત અને (અમૃતમંથન કરીને) સાગરમાંથી કાઢેલું અમૃત પોતાના ભૃત્યવર્ગોને પિવડાવ્યું, તે (સર્વ અવતારોના) મૂળ કારણરૂપ શ્રીકૃષ્ણ નામના પુરુષોત્તમને હું પ્રણામ કરું છું.॥૪૯॥

भवः संसारो भयं च जरारोगादिनिमित्तं तदुभयं निवृत्तानां प्रवृत्तानां च भृत्यवर्गाणां यथायोग्यमपहन्तुं योऽमृतद्वयमुपजह्रे उद्धृतवान्। तदेवाह—वेदसारमेकम्। किं तत्। ज्ञान-विज्ञानरूपं च तत्सारं श्रेष्ठं च। भृङ्गवत् भृङ्गो यथा पुष्पमकोपयन्नेवामृतमुपहरति तथा स्वयं स्वकृतवेदानुसारेणैवोदधितश्चैकं तच्चोभयं यथायथं भृत्यवर्गानपाययत्तं नतोऽस्मीति ॥ ४९ ॥

**'भवः'** સંસારરૂપી ભય તથા વૃદ્ધાવસ્થા, રોગ વગેરેને કારણે થતો ભય– નિવૃત્તિમાર્ગ અને પ્રવૃત્તિમાર્ગના દાસવર્ગોના તે બંને ભય દૂર કરવા માટે જેમણે બે પ્રકારનાં અમૃત બહાર કાઢ્યાં છે. તે જ કહે છે– એક તો **'वेदसारम्'** તે કયો? જ્ઞાન અને વિજ્ઞાનરૂપ તે શ્રેષ્ઠ સાર. **'भृङ्गवत्'** ભમરો જેમ પુષ્પોને કનડ્યા વિના જ પરાગરૂપ અમૃત કાઢી લે છે તેમ સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે પોતે પ્રકટ કરેલા વેદમાંથી પુનઃ સાર પ્રકટ કરવા દ્વારા (એક અમૃત બહાર કાઢ્યું) અને (અજિતાવતારમાં ક્ષીરસાગરનું મંથન કરીને) સાગરમાંથી બહાર કાઢેલું (બીજું) અમૃત– તે બંનેને યથોચિત રીતે સેવકવર્ગોને પિવડાવ્યાં. તે શ્રીકૃષ્ણ ભગવાનને હું પ્રણામ કરું છું. ॥ ૪૯ ॥

येनानुकम्पितं विश्वमुद्धवप्रश्ननिर्णयैः।
तं वन्दे परमानन्दं नन्दनन्दनरूपिणम्॥ १

ઉદ્ધવજીના પ્રશ્નોના નિર્ણયો દ્વારા જેમણે વિશ્વ ઉપર અનુકંપા કરી તે નંદનંદનનું રૂપ ધારણ કરનાર પરમ આનંદરૂપ (શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન)ને હું વંદન કરું છું. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायामेकादशस्कन्धे एकोनत्रिंशोऽध्यायः॥ २९॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकोनत्रिंशोऽध्यायः॥ २९॥

*****

# अथ त्रिंशोऽध्यायः

## યદુકુળનો સંહાર

त्रिंशे तु प्रागुपक्षिप्तमौसलच्छलतो हरिः।
स्वधाम गन्तुमन्विच्छन्संजहार निजं कुलम्॥ १

પૂર્વે (અગિયારમા સ્કંધના પ્રથમ અધ્યાયમાં) આરંભ કરાયેલા મુશળના જન્મના વૃત્તાંતને બહાને પોતાના ધામમાં જવા ઇચ્છતા શ્રીહરિએ પોતાના કુળનો સંહાર કરાવ્યો, (તે કથા) ત્રીસમા અધ્યાયમાં (કહેવામાં આવશે). ॥ ૧ ॥

विरागाय पुरा घोरमुपक्षिप्तं हि मौसलम्।
कथावसाने तत्रैव विशेषं परिपृच्छति॥ २

પૂર્વે કહેવાયેલા ભયંકર મુશળને કારણે થનારા નાશના ભયથી વૈરાગ્ય થાય તે માટે કથા પૂરી થતાં (રાજા પરીક્ષિત) તે મુશળને કારણે થનારા નાશના શાપ વિષે જ પૂછે છે. ॥ ૨ ॥

**तत इति** त्रिभिः।

**'ततः इति।'** એમ ત્રણ શ્લોકોથી (રાજા પૂછે છે.)

**राजोवाच**

**ततो महाभागवत उद्धवे निर्गते वनम्।**
**द्वारवत्यां किमकरोद् भगवान् भूतभावनः॥ १ ॥ १ ॥**

**રાજા પરીક્ષિત બોલ્યા** – મહાન ભગવદ્ભક્ત ઉદ્ધવજીના વનમાં ચાલ્યા ગયા પછી પ્રાણી માત્રની રક્ષા કરનારા ભગવાને (શ્રીકૃષ્ણે) દ્વારકામાં શું કર્યું? ॥ ૧ ॥ ૧ ॥

**ब्रह्मशापोपसंसृष्टे स्वकुले यादवर्षभः।**
**प्रेयसीं सर्वनेत्राणां तनुं स कथमत्यजत्॥ २**

બ્રાહ્મણના શાપથી પોતાનું કુળ નાશ પામતાં યાદવશિરોમણિ શ્રીકૃષ્ણે સર્વ પ્રાણીઓનાં નેત્રોને અતિશય પ્રિય પોતાનું શરીર કેવી રીતે તજ્યું હતું? ॥ ૨ ॥

ब्रह्मशापोपसंसृष्टे कुले सति। अयं भावः— भगवति न हि शापः प्रभवति, यादवत्वानुकरणाच्च

બ્રાહ્મણના શાપથી કુળનો નાશ થયો ત્યારે– ભાવ આ પ્રમાણે છે– ભગવાન ઉપર શાપનું સામર્થ્ય ચાલી શકે તો નહીં, છતાં ભગવાને યાદવ-

सोऽपि कथंचिन्मान्यः, अतः किमकरोदिति। तदेतदुक्तम्—कथमत्यजदिति। सर्वनेत्राणामिति सर्वेन्द्रियोपलक्षणम्॥ २॥

શરીર ધારણ કર્યું હોવાથી તે શાપને પણ ગમે તે રીતે માન્ય રાખવો જોઈએ. આ માટે ભગવાને શું કર્યું? માટે આ પ્રમાણે કહેવામાં આવ્યું– **'कथम् अत्यजत् इति।'** ભગવાને શરીર કેવી રીતે તજ્યું? **'सर्वनेत्राणाम्'** એમ કહીને સર્વ ઈન્દ્રિયોનું સૂચન કરવામાં આવ્યું છે. ॥ ૨ ॥

**वंशीधरी**—तत्तनोः सच्चिदानन्दरूपत्वेन तत्त्यागासंभवात्।

तत्प्रपञ्चयति—**प्रत्याक्रष्टुमिति**।

ભગવાનનો શ્રીવિગ્રહ સત્-ચિત્-આનંદરૂપ હોવાથી તેનો ત્યાગ અસંભવિત છે.

ભગવાનનું સ્વરૂપ સર્વ ઈન્દ્રિયોને પ્રિય છે, તે વિસ્તારપૂર્વક સમજાવે છે– **'प्रत्याक्रष्टुम् इति।'**

**प्रत्याक्रष्टुं नयनमबला यत्र लग्नं न शेकुः**
**कर्णाविष्टं न सरति ततो यत् सतामात्मलग्नम्।**
**यच्छ्रीर्वाचां जनयति रतिं किं नु मानं कवीनां**
**दृष्ट्वा जिष्णोर्युधि रथगतं यच्च तत्साम्यमीयुः॥ ३**

(છંદ - મંદાક્રાંતા)

જે સ્વરૂપમાં આકૃષ્ટ થયેલા નયનને પાછા ખેંચવા માટે સ્ત્રીઓ સમર્થ થતી નહીં, કર્ણના છિદ્ર દ્વારા સત્પુરુષોના હૃદયમાં પ્રવિષ્ટ થયેલું અને ત્યાં કોતરાઈ ગયેલું જે સ્વરૂપ ત્યાંથી નીકળી શકતું નથી, જે સ્વરૂપની શોભા કવિઓની વાણીમાં (વિશિષ્ટ ઉલ્લાસરૂપ) અનુરાગ જગાવે છે અને તેથી તેમને જગત્પૂજ્ય બનાવે, એમાં શું કહેવાનું? તથા મહાભારતના યુદ્ધમાં અર્જુનના રથ પર સ્થિત થયેલા જે સ્વરૂપને જોઈને યુદ્ધમાં મૃત્યુ પામેલા યોદ્ધાઓએ તેમનું સારૂપ્ય પ્રાપ્ત કર્યું (તે સ્વરૂપને ભગવાને કેવી રીતે તજ્યું હતું?) ॥ ૩ ॥

यस्मिन् रूपे लग्नं नयनं प्रत्याक्रष्टुं परावर्तयितुमबला न शेकुः। यच्च कर्णरन्ध्रेण प्रविष्टं सत्सतामात्मनि लग्नं लिखितमिव तिष्ठति, ततो न सरति न निर्गच्छति। यस्य श्रीः शोभा संकीर्त्यमाना कवीनां वाचां रतिमुल्लासविशेषं जनयति। तेषां मानं जगत्पूज्यतां जनयतीति किं नु वक्तव्यम्।

જે સ્વરૂપમાં ચોંટી ગયેલા નેત્રને **'प्रत्याक्रष्टुम्'** પાછું ખેંચવા માટે અબળાઓ સમર્થ થતી નહીં, કર્ણના છિદ્ર દ્વારા સત્પુરુષોના હૃદયમાં પ્રવિષ્ટ થયેલું અને ત્યાં કોતરાઈ જઈને રહેનારું જે સ્વરૂપ ત્યાંથી **'न सरति'** નીકળતું નથી, સંકીર્તિત થતી જે સ્વરૂપની **'श्रीः'** શોભા કવિઓની વાણીમાં **'रतिम्'** અનુરાગરૂપ વિશિષ્ટ ઉલ્લાસ જગાવે છે, તેથી તેમને **'मानम्'** જગત્પૂજ્ય બનાવે, એમાં શું કહેવાનું? વળી, **'जिष्णोः'** અર્જુનના રથ ઉપર બિરાજમાન

यच्च विष्णो रूपं जिष्णोरर्जुनस्य रथे स्थितं दृष्ट्वा युधि मृतास्तत्साम्यं सारूप्यमीयुः प्राप्तास्तत्केन रूपेणात्यजदित्यन्वयः ॥ ३ ॥

થયેલા શ્રીવિષ્ણુના જે સ્વરૂપને નિહાળીને યુદ્ધમાં મૃત્યુ પામેલા યોદ્ધાઓએ **'तत्-साम्यम्'** તેમનું સારૂપ્ય **'ईयुः'** પ્રાપ્ત કર્યું, તે સ્વરૂપને ભગવાને કેવી રીતે તજ્યું? એમ અન્વય છે. ॥ ૩ ॥

**ऋषिरुवाच**

**दिवि भुव्यन्तरिक्षे च महोत्पातान् समुत्थितान् ।**
**दृष्ट्वाऽऽसीनान् सुधर्मायां कृष्णः प्राह यदूनिदम् ॥ ४**

**ઋષિ (શ્રીશુકદેવજી) બોલ્યા** – (તે સમયે) આકાશમાં, પૃથ્વી પર અને અંતરિક્ષમાં ઉત્પન્ન થયેલા મોટા ઉત્પાતોને જોઈને સુધર્મા સભામાં બેઠેલા શ્રીકૃષ્ણ યાદવોને આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૪ ॥

दिवि सूर्यपरिवेषादीन् भुवि भूकम्पादीनन्तरिक्षे दिग्दाहादीन्महोत्पातान् स्वयमेवोत्पादितत्वादन्यैर्दुष्प्रतीकारान् ॥ ४ ॥

આકાશમાં સૂર્યમંડળમાં કુંડાળું થવું, પૃથ્વી પર ધરતીકંપ વગેરે થવા અને અંતરિક્ષમાં દિશાઓમાં આગ લાગવી વગેરે મહાન ઉત્પાતોને (જોઈને)– પોતાની જાતે જ ઉત્પન્ન થવાને કારણે અન્ય (જનો કે ઉપાયો) દ્વારા પ્રતીકાર કરવા મુશ્કેલ એવા ઉત્પાતોને ॥ ૪ ॥

**श्रीभगवानुवाच**

**एते घोरा महोत्पाता द्वार्वत्यां यमकेतवः ।**
**मुहूर्त्तमपि न स्थेयमत्र नो यदुपुंगवाः ॥ ५**

**શ્રીભગવાન બોલ્યા** – હે શ્રેષ્ઠ યાદવો, દ્વારકામાં યમરાજની ધજાઓ હોય તેવા આ ભયંકર ઉત્પાતો થઈ રહ્યા છે. અહીં આપણે બે ઘડી પણ રહેવા જેવું નથી. ॥ ૫ ॥

यमस्य केतवो ध्वजा इव मृत्युसूचका इत्यर्थः । नोऽस्माभिः ॥ ५ ॥

યમરાજની **'केतवः'** ધજાઓ હોય તેવા મૃત્યુનું સૂચન કરનારા ઉત્પાતો, એમ અર્થ છે. **'नः'** આપણા દ્વારા ॥ ૫ ॥

**स्त्रियो बालाश्च वृद्धाश्च शंखोद्धारं व्रजन्त्वितः ।**
**वयं प्रभासं यास्यामो यत्र प्रत्यक् सरस्वती ॥ ६**

સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધો અહીંથી શંખોદ્ધાર ક્ષેત્રમાં જાય અને આપણે પ્રભાસ જઈશું, જ્યાં સરસ્વતી પશ્ચિમવાહિની છે. ॥ ૬ ॥

प्रत्यक् पश्चिमवाहिनी ॥ ६ ॥

**'प्रत्यक्'** પશ્ચિમ તરફ વહેનારી ॥ ૬ ॥

**तत्राभिषिच्य शुचय उपोष्य सुसमाहिताः ।**
**देवताः पूजयिष्यामः स्नपनालेपनार्हणैः ॥ ७**

તેમાં સ્નાન કરી, પવિત્ર થઈ, ઉપવાસ કરી આપણે સ્નાન, ચંદનાદિનું લેપન અને અર્ઘ્ય અર્પણ કરીને દેવતાઓનું એકાગ્રચિત્તે પૂજન કરીશું. ॥ ૭ ॥

अभिषिच्य स्नात्वा ॥ ७ ॥

**'अभिषिच्य'** સ્નાન કરીને ॥ ૭ ॥

**ब्राह्मणांस्तु महाभागान् कृतस्वस्त्ययना वयम्।**
**गोभूहिरण्यवासोभिर्गजाश्वरथवेश्मभिः ॥ ८**

ब्राह्मणांश्च तैः कृतशान्तिकाः सन्तो गवादिभिः पूजयिष्यामः ॥ ८ ॥

**विधिरेष ह्यरिष्टघ्नो मंगलायनमुत्तमम्।**
**देवद्विजगवां पूजा भूतेषु परमो भवः ॥ ९**

विधिः प्रकारः मङ्गलायनं च। किंच, देवद्विजगवां पूजा। भव उद्भवहेतुः। देवलोके परम उद्भवो भविष्यतीति भावः ॥ ९ ॥

**इति सर्वे समाकर्ण्य यदुवृद्धा मधुद्विषः।**
**तथेति नौभिरुत्तीर्य प्रभासं प्रययू रथैः ॥ १०**

मधुद्विषो वाक्यमाकर्ण्य तथेत्यभिनन्द्य। उत्तीर्य समुद्रम् ॥ १० ॥

**तस्मिन् भगवताऽऽदिष्टं यदुदेवेन यादवाः।**
**चक्रुः परमया भक्त्या सर्वश्रेयोपबृंहितम् ॥ ११**

सर्वश्रेयोपबृंहितमित्यत्र संधिरार्षः। भगवतानुक्तैरपि सर्वैः श्रेयोभिः सहितं चक्रुः ॥ ११ ॥

(બ્રાહ્મણો દ્વારા) સ્વસ્તિવાચન કરાવવામાં આવેલા આપણે ગાયો, ભૂમિ, સુવર્ણ, વસ્ત્રો, હાથી, ઘોડા, રથ અને ઘર વગેરેનું દાન કરીને મહાભાગ્યશાળી બ્રાહ્મણોને પૂજીશું. ॥ ૮ ॥

તે બ્રાહ્મણો દ્વારા શાંતિકર્મ કરાયેલા આપણે ગાયો વગેરેથી તેમનું પૂજન કરીશું. ॥ ૮ ॥

આ વિધિ અશુભનો નાશ કરનાર અને પરમ મંગળની પ્રાપ્તિ કરાવનારો છે. દેવો, બ્રાહ્મણો તથા ગાયોની પૂજા પ્રાણીઓના પરમ મંગળનું કારણ છે. ॥ ૯ ॥

**'विधिः'** પ્રકાર (આ પ્રકાર અશુભનો નાશ કરનાર) અને મંગળની પ્રાપ્તિ કરાવનારો છે. વળી, દેવો, બ્રાહ્મણો અને ગાયોની પૂજા **'भवः'** કલ્યાણનું કારણ છે. દેવલોકમાં પરમ મંગળ થશે, એવો ભાવ છે. ॥ ૯ ॥

આમ, શ્રીકૃષ્ણ ભગવાનનું વચન સાંભળીને સર્વ વૃદ્ધ યાદવો 'ભલે' એમ કહી નૌકાઓથી સમુદ્ર તરીને રથોમાં બેસીને પ્રભાસ ચાલ્યા ગયા. ॥ ૧૦ ॥

શ્રીકૃષ્ણનું વચન સાંભળીને 'ભલે' એમ અનુમોદન આપીને **'उत्तीर्य'** સમુદ્ર તરીને ॥૧૦॥

ત્યાં (તે પ્રભાસક્ષેત્રમાં) યાદવોના દેવ ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા આજ્ઞા આપવામાં આવેલાં (અને ભગવાન દ્વારા કહેવામાં ન આવેલાં) સર્વ કલ્યાણનાં સાધનો યાદવોએ પરમ ભક્તિપૂર્વક કર્યાં. ॥ ૧૧ ॥

**'सर्वश्रेय-उपबृंहितम्'** અહીં કરાયેલી સંધિ આર્ષ છે. (કારણ કે **'सर्वश्रेयः-उपबृंहितम्'** ની સંધિ **सर्वश्रेयउपबृंहितम्** થાય.) ભગવાન દ્વારા ન કહેવામાં આવેલાં પણ સર્વ કલ્યાણનાં સાધનો સહિત (અભિષેકાદિ) કર્યાં. ॥ ૧૧ ॥

**ततस्तस्मिन् महापानं पपुर्मैरेयकं मधु।**
**दिष्टविभ्रंशितधियो यद्द्रवैर्भ्रश्यते मतिः॥ १२**

पीयत इति पानम्। मैरेयकं मदिराविशेषम्। मधु सुरसम्। दिष्टेन दैवेन विभ्रंशितधियः। न ह्यन्यथा तस्मिन्स्थाने तदुचितमिति भावः। यद्द्रवैर्यस्य द्रवै रसैः॥ १२॥

પછી તે (પ્રભાસ)ક્ષેત્રમાં દૈવે ભ્રષ્ટ કરેલી બુદ્ધિવાળા યાદવોએ અતિશય મદ ઉત્પન્ન કરનારી મૈરેયક નામની મધુર મદિરા પીધી, જેના રસથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. ॥ ૧૨ ॥

પીવામાં આવે છે તે **'पानम्'**– મૈરેયક નામની વિશિષ્ટ મદિરા, **'मधु'** મધુર–**'दिष्टेन'** દૈવ દ્વારા અતિશય ભ્રષ્ટ કરાયેલી બુદ્ધિવાળા યાદવોએ (મદિરાપાન કર્યું,) નહીં તો તે સ્થાનમાં ભૂલથી પણ મદિરાપાન કરવું ઉચિત નથી, એવો ભાવ છે. ॥ ૧૨ ॥

**महापानाभिमत्तानां वीराणां दृप्तचेतसाम्।**
**कृष्णमायाविमूढानां संघर्षः सुमहानभूत्॥ १३**

कृष्णमायाविमूढानामिति मुख्यो हेतुः। संघर्षः कलहः॥ १३॥

શ્રીકૃષ્ણની માયાથી મૂઢ બનેલા અને (તેથી જ) અતિશય મદ ઉત્પન્ન કરનારી મદિરા પીને મદમત્ત બનેલા ગર્વિષ્ઠ ચિત્તવાળા વીર યાદવોમાં ખૂબ મોટો કલહ થયો. ॥ ૧૩ ॥

(યાદવો) શ્રીકૃષ્ણની માયાથી મૂઢ બન્યા હતા તે જ (કલહનું) મુખ્ય કારણ હતું. **'संघर्षः'** કલહ ॥ ૧૩ ॥

**युयुधुः क्रोधसंरब्धा वेलायामाततायिनः।**
**धनुर्भिरसिभिर्भल्लैर्गदाभिस्तोमरर्ष्टिभिः॥ १४**

ततो युयुधुश्च॥ १४॥

હાથમાં શસ્ત્ર ધારણ કરેલા, ક્રોધાવિષ્ટ થયેલા તેઓ સમુદ્રના તટ પર જ ધનુષ્યો, તલવારો, ભાલાઓ, ગદાઓ, તોમરો અને ઋષ્ટિઓ (બેધારી તલવારો)થી યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૧૪ ॥

(મદિરાપાન કર્યું) અને પછી યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૧૪ ॥

**पतत्पताकै रथकुञ्जरादिभिः**
**खरोष्ट्रगोभिर्महिषैर्नरैरपि।**
**मिथः समेत्याश्वतरैः सुदुर्मदा**
**न्यहन् शरैर्दद्भिरिव द्विपा वने॥ १५**

पतन्त्य इतस्ततश्चलन्त्यः पताका येषु तै रथादिभिर्मिथः समेत्य न्यहनन्यघ्नन्नित्यर्थः। दद्भिर्दन्तैरिव॥ १५॥

ફરકતી ધજાઓવાળા રથો, હાથીઓ સહિત ગધેડાં, ઊંટ, બળદો, પાડા, મનુષ્યો અને ખચ્ચરો ઉપર સવાર થઈ અતિ દુષ્ટ મદવાળા યાદવો વનમાં હાથીઓ જેમ દાંત વડે એકબીજાને મારે તેમ બાણોથી એકબીજાને મારવા લાગ્યા.॥ ૧૫ ॥

**'पतन्त्यः'** અહીં તહીં ફરકતી ધજાઓ છે જેમના ઉપર તે રથો વગેરે સહિત ભેગા થઈને એકબીજાને **'न्यहन्'** (વ્યાકરણ પ્રમાણે) **न्यघ्नन्** (રૂપ થાય), એમ અર્થ છે. **'दद्भिः'** દાંતો વડે જેમ (મારે તેમ) ॥ ૧૫ ॥

मिथः समेत्येत्यस्य प्रपञ्चः— **प्रद्युम्ने**त्यादिचतुर्भिः।

**प्रद्युम्नसाम्बौ युधि रूढमत्सरा-**
**वक्रूरभोजावनिरुद्धसात्यकी ।**
**सुभद्रसङ्ग्रामजितौ सुदारुणौ**
**गदौ सुमित्रासुरथौ समीयतुः॥ १६**

गदौ श्रीकृष्णस्य भ्राता एकः, पुत्रश्चापरस्तौ। सुमित्रासुरथाविति दैर्घ्यमार्षम्। असुरथनामा वा कश्चित्॥ १६॥

**अन्ये च ये वै निशठोल्मुकादयः**
**सहस्त्रजिच्छतजिद्भानुमुख्याः ।**
**अन्योन्यमासाद्य मदान्धकारिता**
**जघ्नुर्मुकुन्देन विमोहिता भृशम्॥ १७**

मदान्धेन मदतमसा बलात्कारिताः॥ १७॥

**दाशार्हवृष्ण्यन्धकभोजसात्वता**
**मध्वर्बुदा माथुरशूरसेनाः।**
**विसर्जनाः कुकुराः कुन्तयश्च**
**मिथस्ततस्तेऽथ विसृज्य सौहृदम्॥ १८**

दाशार्हादयो नव तत्तद्वंश्याः। अर्बुदा माथुराः शूरसेनाश्च तत्तद्देशीयाः॥ १८॥

**पुत्रा अयुध्यन् पितृभिर्भ्रातृभिश्च**
**स्वस्त्रीयदौहित्रपितृव्यमातुलैः ।**
**मित्राणि मित्रैः सुहृदः सुहृद्भि-**
**र्ज्ञातींस्त्वहन् ज्ञातय एव मूढाः॥ १९**

તેઓ ભેગા થઈને એકબીજાને (મારવા લાગ્યા), એ વાક્યની સમજૂતી ચાર શ્લોકોથી આપે છે– **प्रद्युम्न** इत्यादि।

પ્રદ્યુમ્ન અને સાંબ, અક્રૂર અને કૃતવર્મા, અનિરુદ્ધ અને સાત્યકિ, સુભદ્ર અને સંગ્રામજિત, (શ્રીકૃષ્ણનો ભાઈ) ગદ અને (શ્રીકૃષ્ણનો પુત્ર) ગદ તથા સુમિત્ર અને સુરથ (આ સર્વ યાદવો) અતિશય ક્રુદ્ધ અને ક્રૂર થઈને દ્વન્દ્વયુદ્ધ માટે સામસામા ભિડાઈ ગયા.॥ ૧૬ ॥

**'गदौ'** એક તો શ્રીકૃષ્ણનો ભાઈ ગદ અને બીજો શ્રીકૃષ્ણનો પુત્ર, તે બંને– **'सुमित्रासुरथौ'** એમ જે (त्रा દીર્ઘ) છે તે આર્ષ છે. અથવા (સુમિત્ર – असुरथ પદચ્છેદ કરતાં) **'असुरथ'** નામનો કોઈ યાદવ હોઈ શકે. ॥ ૧૬ ॥

(ભગવાન દ્વારા) અતિશય મોહિત કરવામાં આવેલા બીજા પણ નિશઠ, ઉલ્મુક, સહસ્રજિત, શતજિત તથા ભાનુ વગેરે યાદવો મદરૂપી અંધકારથી (આંધળા થઈને), એકબીજાની સામા થઈ મારવા લાગ્યા. ॥ ૧૭ ॥

**'मद-अन्धेन'** મદરૂપી અંધકારથી બળપૂર્વક આંધળા થયેલા યાદવો ॥ ૧૭ ॥

દાશાર્હ, વૃષ્ણિ, અંધક, ભોજ, સાત્વત, મધુ, વિસર્જન, કુકુર અને કુંતીવંશના રાજાઓ તથા અર્બુદ, મથુરા અને શૂરસેન દેશના રાજાઓ પરસ્પર સ્નેહ તજીને મારવા લાગ્યા. ॥ ૧૮ ॥

દાશાર્હ વગેરે તે તે વંશના નવ રાજાઓ તથા અર્બુદ, માથુર અને શૂરસેન– તે તે દેશના રાજાઓ ॥ ૧૮ ॥

પુત્રો પિતાઓ સાથે, ભાઈઓ ભાઈઓ સાથે, ભાણેજાઓ મામાઓ સાથે, દૌહિત્રો માતાના પિતાઓ સાથે, ભત્રીજાઓ કાકાઓ સાથે, મિત્રો મિત્રો સાથે, સ્નેહીઓ સ્નેહીઓ સાથે અને જ્ઞાતિજનો જ્ઞાતિજનો સાથે જ મૂઢ થઈને પરસ્પર લડવા લાગ્યા. ॥ ૧૯ ॥

भ्रातृभिश्चेति भ्रात्रादिशब्दानां सप्रतियोगिवाचित्वाद्भ्रातरो मातुला इत्यादि ज्ञेयम्। मित्रैश्च मित्राणि च। अहन् हतवन्तः ॥ १९ ॥

**'भ्रातृभिश्च इति।'** भ्रातृ વગેરે શબ્દોનાં સમાન જોડકાં બોલાતાં હોવાથી (યથોચિત હોય તેમ) **भ्रातरः, मातुलाः** વગેરે સમજવાં. મિત્રો સાથે મિત્રો **'अहन्'** લડવા લાગ્યા. ॥ ૧૯ ॥

**शरेषु क्षीयमाणेषु भज्यमानेषु धन्वसु।**
**शस्त्रेषु क्षीयमाणेषु मुष्टिभिर्जह्रुरेरकाः ॥ २०**

આમ, યુદ્ધ કરતાં જ્યારે બાણો ખૂટી ગયાં, ધનુષ્યો ભાંગી ગયાં અને બીજાં શસ્ત્રો પણ ક્ષીણ થઈ ગયાં ત્યારે તેઓએ (સમુદ્રતીરે ઊગેલું) એરકા ઘાસ મુઠ્ઠીઓથી પકડી લીધું. ॥ ૨૦ ॥

धन्वसु धनुःषु। जह्रुर्जगृहुः ॥ २० ॥

**'धन्वसु'** धनुःषु (રૂપ થાય)– **'जह्रुः'** પકડી લીધું. ॥ ૨૦ ॥

**ता वज्रकल्पा ह्यभवन् परिघा मुष्टिना भृताः।**
**जघ्नुर्द्विषस्तैः कृष्णेन वार्यमाणास्तु तं च ते ॥ २१**

મુઠ્ઠીઓથી પકડવામાં આવેલાં તે એરકા વજ્ર જેવા લોખંડના ધોકા (દંડૂકા) બની ગયા. તેમનાથી તેઓ શત્રુઓને મારવા લાગ્યા. શ્રીકૃષ્ણ દ્વારા રોકવામાં આવેલા તેઓ તેમને પણ મારવા લાગ્યા. ॥ ૨૧ ॥

परिघा लोहदण्डाः। भृताः धृताः। तं च श्रीकृष्णमपि ॥ २१ ॥

**'परिघाः'** લોખંડના દંડૂકાઓ– **'भृताः'** પકડવામાં આવેલાં (એરકા)– **'तम्'** તે શ્રીકૃષ્ણને પણ (મારવા લાગ્યા). ॥ ૨૧ ॥

**प्रत्यनीकं मन्यमाना बलभद्रं च मोहिताः।**
**हन्तुं कृतधियो राजन्नापन्ना आततायिनः ॥ २२**

હે રાજા (પરીક્ષિત), (શ્રીકૃષ્ણની માયાથી) મૂઢ બનેલા (અને તેથી) (શ્રીકૃષ્ણને) અને બલરામજીને પણ શત્રુ માનતા હિંસાપરાયણ (યાદવો) તેમને પણ મારી નાખવા માટે કૃતનિશ્ચયી થઈને ધસી આવ્યા. ॥ ૨૨ ॥

प्रत्यनीकं प्रतिपक्षम् ॥ २२ ॥

**'प्रत्यनीकम्'** શત્રુ ॥ ૨૨ ॥

**अथ तावपि सङ्क्रुद्धावुद्यम्य कुरुनन्दन।**
**एरकामुष्टिपरिघौ चरन्तौ जघ्नतुर्युधि ॥ २३**

હે કુરુનંદન (પરીક્ષિત), આથી તે બંને પણ અત્યંત ક્રોધિત થઈ એરકા અને મુઠ્ઠીરૂપી ધોકા ઉગામીને યુદ્ધમાં ઘૂમતા સંહાર કરવા લાગ્યા. ॥ ૨૩ ॥

एरकामुष्टिरूपौ परिघावुद्यम्य ॥ २३ ॥

એરકા અને મુઠ્ઠીરૂપી ધોકા ઉગામીને ॥૨૩॥

**ब्रह्मशापोपसृष्टानां कृष्णमायावृतात्मनाम्।**
**स्पर्धाक्रोधः क्षयं निन्ये वैणवोऽग्निर्यथा वनम्॥ २४**

જેમ વાંસમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ વનને બાળી નાખે તેમ બ્રાહ્મણોના શાપથી વ્યાપેલા અને શ્રીકૃષ્ણની માયાથી ઘેરાયેલા મનવાળા યાદવોમાં (એકબીજાની) સ્પર્ધાને કારણે ઉપજેલા ક્રોધે (યાદવકુળને) નાશ તરફ ધકેલ્યું. ॥ ૨૪ ॥

स्पर्धानिमित्तः क्रोधः कुलं क्षयं निन्ये ॥ २४ ॥

સ્પર્ધાને કારણે ઉપજેલા ક્રોધે કુળને નાશ તરફ ધકેલ્યું. ॥ ૨૪ ॥

**एवं नष्टेषु सर्वेषु कुलेषु स्वेषु केशवः।**
**अवतारितो भुवो भार इति मेनेऽवशेषितः॥ २५**

॥ २५ ॥

આમ, પોતાનાં સર્વ કુળ નાશ પામ્યાં ત્યારે ભગવાને માન્યું કે બાકી રહેલો ભૂમિનો ભાર હવે ઊતરી ગયો છે. ॥ ૨૫ ॥ ૨૫ ॥

**रामः समुद्रवेलायां योगमास्थाय पौरुषम्।**
**तत्याज लोकं मानुष्यं संयोज्यात्मानमात्मनि॥ २६**

સમુદ્રતટે બલરામજીએ પરમ પુરુષના ધ્યાનરૂપી યોગનો આશ્રય કરીને આત્માને પરમાત્મામાં જોડીને મનુષ્યલોકનો ત્યાગ કર્યો. ॥ ૨૬ ॥

पौरुषं योगं परमपुरुषध्यानलक्षणम्। तमेवाह—संयोज्येति। मानुष्यं लोकं भूर्लोकं मनुष्यरूपतां वा॥ २६ ॥

**'पौरुषं योगम्'** પરમ પુરુષના ધ્યાનરૂપી તે યોગને જ વર્ણવે છે– **'संयोज्य इति।'** આત્માને પરમાત્મામાં જોડીને **'मानुष्यं लोकम्'** પૃથ્વીલોકને છોડ્યો અથવા મનુષ્યના રૂપને (ત્યાગ્યું). ॥૨૬॥

**रामनिर्याणमालोक्य भगवान् देवकीसुतः।**
**निषसाद धरोपस्थे तूष्णीमासाद्य पिप्पलम्॥ २७**

દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણ બલરામજીનું સ્વધામગમન જોઈને પીપળાના વૃક્ષ પાસે જઈ મૌન ધારણ કરી ભૂમિ પર બેઠા. ॥ ૨૭ ॥

धरोपस्थे भूतले॥ २७॥

**'धरा-उपस्थे'** ભૂમિ પર ॥ ૨૭ ॥

**बिभ्रच्चतुर्भुजं रूपं भ्राजिष्णु प्रभया स्वया।**
**दिशो वितिमिराः कुर्वन् विधूम इव पावकः॥ २८**

પોતાની પ્રભાથી પ્રકાશમાન થતું ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરતા અને નિર્ધૂમ અગ્નિની જેમ દિશાઓને અંધકારરહિત કરતા (ભગવાન ભૂમિ પર બેઠા). ॥ ૨૮ ॥

भ्राजिष्णु रूपं बिभ्रदिति॥ २८॥

પ્રકાશમાન થતું રૂપ ધારણ કરતા ॥ ૨૮ ॥

तदेवानुवर्णयति—**श्रीवत्साङ्कमिति** चतुर्भिः।

તેનું (ભગવાનના સ્વરૂપનું) જ ચાર શ્લોકોથી વર્ણન કરે છે– **'श्रीवत्साङ्कम् इति।'**

**श्रीवत्साङ्कं घनश्यामं तप्तहाटकवर्चसम्।**
**कौशेयाम्बरयुग्मेन परिवीतं सुमंगलम्॥ २९**

॥ २९ ॥

જે મેઘશ્યામ સ્વરૂપમાં (વક્ષઃસ્થળ પર) શ્રીવત્સચિહ્ન છે, જેની કાંતિ તપાવેલા સુવર્ણ જેવી છે, જેમાં (કટિપ્રદેશ ઉપર) બે રેશમી વસ્ત્રો વીંટળાયેલાં છે, જે પરમ મંગળમય છે, ॥૨૯॥૨૯॥

**सुन्दरस्मितवक्त्राब्जं नीलकुन्तलमण्डितम्।**
**पुण्डरीकाभिरामाक्षं स्फुरन्मकरकुण्डलम्॥ ३०**

**कटिसूत्रब्रह्मसूत्रकिरीटकटकाङ्गदैः ।**
**हारनूपुरमुद्राभिः कौस्तुभेन विराजितम्॥ ३१**

**वनमालापरीताङ्गं मूर्तिमद्भिर्निजायुधैः।**
**कृत्वोरौ दक्षिणे पादमासीनं पंकजारुणम्॥ ३२**

**मुसलावशेषायःखण्डकृतेषुर्लुब्धको जरा।**
**मृगास्याकारं तच्चरणं विव्याध मृगशंकया॥ ३३**

જેમાં શ્યામ કેશથી શોભતું, કમળ જેવા સુંદર નેત્રોવાળું અને મધુર મંદહાસ્યવાળું મુખકમળ છે, જેમાં (કર્ણોમાં) ઝળકતાં મકરાકૃતિ કુંડળો છે, ॥ ૩૦ ॥ જે કંદોરો, ઉપવીત, મુકુટ, કંકણ અને બાજુબંધથી તેમ જ હાર, નૂપુર, વીંટીઓ અને કૌસ્તુભમણિથી શોભિત છે, ॥ ૩૧ ॥ જેમાં વનમાળાથી વીંટળાયેલાં સર્વ અંગો છે અને જે મૂર્તિમાન થયેલાં પોતાનાં આયુધોથી વીંટળાયેલાં સર્વ અંગોવાળું છે, જેમની સાથળ પર લાલ કમળ જેવો વામ ચરણ પધરાવીને બિરાજમાન થયેલા રૂપને ધારણ કરતા ભગવાનના ॥ ૩૨ ॥ મૃગના મુખ જેવા આકારવાળા ચરણને જરા નામના પારધીએ મુસળમાંથી બાકી રહેલા ટુકડામાંથી બનાવેલું બાણ લઈને, (તેને) મૃગ માનીને વીંધી નાખ્યું. ॥ ૩૩ ॥

सुन्दरस्मितं वक्त्राब्जं यस्मिंस्तत्। पुण्डरीकवदभिरामे सुन्दरे अक्षिणी यस्मिंस्तत्॥ ३०॥ ३१॥ वनमालापरीतान्यङ्गानि यस्मिंस्तत्। निजायुधैश्च परीताङ्गम्। पङ्कजारुणं वामं पादं दक्षिण ऊरौ कृत्वा आसीनं रूपं बिभ्रदिति पूर्वेणान्वयः॥ ३२॥ जरा नाम कश्चिल्लुब्धको मृगयुः। मृगास्यमिवाकारो यस्य तं चरणम्॥ ३३॥

જેમાં સુંદર સ્મિતવાળું વદનકમળ છે તે, જેમાં કમળ જેવાં **'अभिरामे'** બે સુંદર નેત્રો છે તે (રૂપને) ॥ ૩૦ ॥ ૩૧ ॥ જેમાં વનમાળાથી વીંટળાયેલાં સર્વ અંગો છે અને પોતાનાં આયુધોથી પણ વીંટળાયેલાં સર્વ અંગોવાળું છે તે (રૂપને), અરુણ પંકજ જેવા ડાબા ચરણને જમણી સાથળ પર પધરાવીને બિરાજમાન થયેલા રૂપને 'ધારણ કરતા' એમ પૂર્વના શ્લોક (૨૮) સાથે સંબંધ છે. ॥ ૩૨ ॥ જરા નામના કોઈ એક **'लुब्धकः'** પારધીએ મૃગ જેવો જેનો આકાર છે તે ચરણને ॥ ૩૩ ॥

**चतुर्भुजं तं पुरुषं दृष्ट्वा स कृतकिल्बिषः।**
**भीतः पपात शिरसा पादयोरसुरद्विषः॥ ३४**

॥ ३४॥

(પછી તે પાસે આવ્યો ત્યારે) તે ચતુર્ભુજ ભગવાનને જોઈને જેણે અપરાધ કર્યો હતો તેવો તે ભયભીત થઈ અસુર-નિકંદન ભગવાનના ચરણોમાં મસ્તકથી (સ્પર્શ કરતો, ધરતી પર) પડી ગયો. ॥ ૩૪ ॥ ૩૪ ॥

**अजानता कृतमिदं पापेन मधुसूदन।**
**क्षन्तुमर्हसि पापस्य उत्तमश्लोक मेऽनघ॥ ३५**

॥ ३५ ॥

**यस्यानुस्मरणं नृणामज्ञानध्वान्तनाशनम्।**
**वदन्ति तस्य ते विष्णो मयाऽसाधु कृतं प्रभो॥ ३६**

॥ ३६ ॥

**तन्माऽऽशु जहि वैकुण्ठ पाप्मानं मृगलुब्धकम्।**
**यथा पुनरहं त्वेवं न कुर्यां सदतिक्रमम्॥ ३७**

॥ ३७ ॥

ब्रह्मशापकृतमेतत्तव नापराध इति चेदत आह—

**यस्यात्मयोगरचितं न विदुर्विरिञ्चो**
**रुद्रादयोऽस्य तनयाः पतयो गिरां ये।**
**त्वन्मायया पिहितदृष्टय एतदञ्जः**
**किं तस्य ते वयमसद्गतयो गृणीमः॥ ३८**

(છંદ - વસંતતિલકા)

यस्य तवात्मयोगरचितं स्वाधीनमायया रचितं विरिञ्चः अस्य तनया रुद्रादयश्च ये चान्ये गिरां पतयो वेदद्रष्टारस्तेऽपि न विदुस्तस्य तेऽचिन्त्यमायस्य एतद्ब्रह्मशापादि अञ्जसा असद्गतयः पापयोनयो वयं किं गृणीमः कथं वर्णयामः। अतस्तदास्ताम्। आशु मां जहीति भावः॥ ३८॥

(તે કહેવા લાગ્યોઃ) હે મધુસૂદન! હે નિષ્પાપ! હે ઉત્તમ કીર્તિવાળા! પાપી એવા મારાથી અજાણતાં આ (કૃત્ય) થયું છે. પાપી એવા મને આપ ક્ષમા કરવા યોગ્ય છો. ॥ ૩૫ ॥ ૩૫ ॥

હે વિષ્ણુ, હે પ્રભુ, (વૃદ્ધો) કહે છે કે જેમનું સતત સ્મરણ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારું છે, તેવા આપનો મેં અપરાધ કર્યો છે! ॥ ૩૬ ॥ ૩૬ ॥

તેથી હે વૈકુંઠનાથ! મૃગોનો નાશ કરનાર પાપી એવા મને આપ હમણાં જ મારી નાખો, જેથી હું આમ ફરીથી સત્પુરુષોનો અપરાધ ન કરું! ॥ ૩૭ ॥ ૩૭ ॥

જો (ભગવાન કહે કે) બ્રાહ્મણોના શાપને કારણે આમ થયું છે, આ તારો અપરાધ નથી, તો તે માટે પારધી કહે છે–

જે આપની સ્વાધીન માયાથી રચાયેલા કાર્યને બ્રહ્માજી, તેમના રુદ્ર (સનકાદિ, નારદજી) વગેરે પુત્રો તથા (બૃહસ્પતિ વગેરે) વેદના દ્રષ્ટાઓ પણ જાણતા નથી, તે (અચિન્ત્ય માયાવાળા) આપને આ (બ્રહ્મશાપ વગેરે સ્પર્શે,) એમ આપની માયાથી ઢંકાઈ ગયેલી દૃષ્ટિવાળા અને પાપયોનિમાં પડેલા અમે સ્વયં જાણીને સાક્ષાત્ કેવી રીતે કહી શકીએ? ॥ ૩૮ ॥

જે આપની **'आत्मयोगरचितम्'** સ્વાધીન માયાથી રચાયેલા કાર્યને બ્રહ્માજી, એમના રુદ્ર વગેરે પુત્રો તથા જે બીજા **'गिरां पतयः'** વેદના દ્રષ્ટાઓ છે તેઓ પણ નથી જાણતા, તેવી અચિન્ત્ય માયાવાળા આપને આ બ્રહ્મશાપ વગેરે સ્પર્શે, તે **'असद्गतयः'** પાપયોનિવાળા અમે સ્વયં જાણીને સાક્ષાત્ **'किं गृणीमः'** કેવી રીતે કહી શકીએ? તેથી તે (બ્રહ્મશાપને) બાજુએ મૂકો અને મને હમણાં જ હણી નાખો, એવો ભાવ છે. ॥ ૩૮ ॥

श्रीभगवानुवाच

**मा भैर्जरे त्वमुत्तिष्ठ काम एष कृतो हि मे।**
**याहि त्वं मदनुज्ञातः स्वर्गं सुकृतिनां पदम्॥ ३९**

॥ ३९ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે જરા, તું ભય ન પામીશ. ઊઠ, આ કાર્ય મારા (સંકલ્પ) દ્વારા જ કરવામાં આવ્યું છે. મારી આજ્ઞાથી તું પુણ્યશાળીઓના સ્થાનરૂપ સ્વર્ગમાં જા. ॥ ૩૯ ॥ ૩૯ ॥

**इत्यादिष्टो भगवता कृष्णेनेच्छाशरीरिणा।**
**त्रिः परिक्रम्य तं नत्वा विमानेन दिवं ययौ॥ ४०**

આ પ્રમાણે પોતાની ઈચ્છાથી મનુષ્યદેહ ધારણ કરનાર ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા આજ્ઞા આપવામાં આવેલા પારધીએ ત્રણ વખત ભગવાનની પ્રદક્ષિણા કરીને પ્રણામ કરી વિમાન દ્વારા સ્વર્ગમાં પ્રયાણ કર્યું. ॥ ૪૦ ॥

'इच्छाशरीरिणा' इत्यस्यायं भावः—शुद्धसत्त्वमयीं निजां मूर्तिमन्तर्धाय तत्प्रतिकृत्यैव विडम्बनमात्रमिति। एतदेव स्फुटीकरिष्यति—देवादयो ब्रह्ममुख्या इत्यादिना ॥ ४० ॥

**'इच्छाशरीरिणा'** એ પદનો ભાવ આ પ્રમાણે છે– પોતાના શુદ્ધ સત્ત્વમય સ્વરૂપને અંતર્ધાન કરીને તેની પ્રતિકૃતિ (તેના જેવું જ ધારણ કરાયેલું મનુષ્યશરીર એ) માત્ર લીલા જ હતી. તે જ વાત સ્પષ્ટ કરશે– 'આથી જ ભગવાન જ્યારે પોતાના ધામમાં પ્રવેશ કરવા લાગ્યા ત્યારે અતિશય વિસ્મિત થયેલા બ્રહ્માદિ દેવો પણ અવિજ્ઞાત (જાણી ન શકાય તેવી) ગતિવાળા શ્રીકૃષ્ણને જોઈ શક્યા નહીં!' (શ્રીમદ્ ભા.૧૧/૩૧/૮) ॥ ૪૦ ॥

**दारुकः कृष्णपदवीमन्विच्छन्नधिगम्य ताम्।**
**वायुं तुलसिकामोदमाघ्रायाभिमुखं ययौ॥ ४१**

॥ ४१ ॥

(ભગવાનનો સારથિ) દારુક શ્રીકૃષ્ણનું સ્થાન શોધતો (શ્રીકૃષ્ણે ધારણ કરેલી) તુલસી (ની માળા)ની સુગંધવાળા વાયુને સૂંઘીને (તેમના સ્થાનનું અનુમાન કરતો) તેમની સન્મુખ ગયો. ॥ ૪૧ ॥ ૪૧ ॥

**तं तत्र तिग्मद्युभिरायुधैर्वृतं**
**ह्यश्वत्थमूले कृतकेतनं पतिम्।**
**स्नेहप्लुतात्मा निपपात पादयो**
**रथादवप्लुत्य सबाष्पलोचनः॥ ४२**

ત્યાં અતિશય પ્રકાશથી અને આયુધોથી વીંટળાયેલા તથા પીપળાના મૂળ પાસે બેઠેલા પોતાના તે સ્વામીને (જોઈને) સ્નેહથી તરબોળ મનવાળો અને અશ્રુપૂર્ણ નેત્રોવાળો તે રથ પરથી કૂદીને તેમના ચરણોમાં પડી ગયો. ॥ ૪૨ ॥

तं पतिं तत्र दृष्ट्वा तस्य पादयोर्निपपात ॥ ४२ ॥

ત્યાં પોતાના તે સ્વામીને જોઈને તેમના ચરણોમાં પડી ગયો (અને બોલ્યો). ॥ ૪૨ ॥

**अन्वि.**—विलोक्य इति शेषः।

જોઈને– એટલું શેષ છે (તે ઉમેરવું).

**भ.मनो.**—निपपात आह चेति शेषः।

ચરણોમાં પડી ગયો અને બોલ્યો– એટલું શેષ છે (તે ઉમેરવું).

**अपश्यतस्त्वच्चरणाम्बुजं प्रभो**
**दृष्टिः प्रनष्टा तमसि प्रविष्टा।**
**दिशो न जाने न लभे च शान्तिं**
**यथा निशायामुडुपे प्रनष्टे॥ ४३**

॥ ४३ ॥

હે પ્રભુ, રાત્રે ચંદ્ર અસ્ત પામતાં જેમ દૃષ્ટિ નાશ પામે છે અને અંધારું છવાઈ જાય છે, તેમ આપના ચરણકમળનાં દર્શન પ્રાપ્ત ન કરતાં મારી દૃષ્ટિ નાશ પામી છે, અંધકાર છવાઈ ગયો છે. મને દિશાઓનું ભાન નથી અને શાંતિ પણ મળતી નથી. ॥ ૪૩ ॥ ૪૩ ॥

**इति ब्रुवति सूते वै रथो गरुडलाञ्छनः।**
**खमुत्पपात राजेन्द्र साश्वध्वज उदीक्षतः॥ ४४**

હે રાજેન્દ્ર (પરીક્ષિત), સારથિ એમ બોલતો હતો ત્યારે તેના દેખતાં જ ગરુડજીના ચિહ્નવાળો રથ ઘોડા અને ધ્વજસહિત આકાશમાં ઊડી ગયો. ॥ ૪૪ ॥

उदीक्षतः उदीक्षमाणस्य सूतस्य सतः ॥ ४४ ॥

**'उत्-ईक्षतः'** સારથિના દેખતાં જ ॥ ૪૪ ॥

**तमन्वगच्छन् दिव्यानि विष्णुप्रहरणानि च।**
**तेनातिविस्मितात्मानं सूतमाह जनार्दनः॥ ४५**

॥ ४५ ॥

તેની પાછળ શ્રીવિષ્ણુ ભગવાનનાં દિવ્ય આયુધો પણ ચાલ્યાં ગયાં. તેથી અત્યંત વિસ્મિત ચિત્તવાળા સારથિને જનાર્દન ભગવાન કહેવા લાગ્યા. ॥ ૪૫ ॥ ૪૫ ॥

**गच्छ द्वारवतीं सूत ज्ञातीनां निधनं मिथः।**
**संकर्षणस्य निर्याणं बन्धुभ्यो ब्रूहि मद्दशाम्॥ ४६**

હે સૂત, તું દ્વારકા જા અને પરસ્પર યુદ્ધ કરવાથી જ્ઞાતિજનોનો નાશ, બલરામજીનું યોગમાર્ગે સ્વધામગમન અને મારું અવસ્થાન આપણા બાંધવોને જણાવ. ॥ ૪૬ ॥

निर्याणं योगमार्गेण। मद्दशामितीच्छा-शरीराभिप्रायेण॥ ४६ ॥

**'निर्याणम्'** યોગમાર્ગે સ્વધામગમન– **'मद्-दशाम्'** (ભગવાનના સ્વધામગમનના ઉદ્યોગરૂપ અવસ્થાન અર્થાત્ થનારી અવસ્તુભૂત લીલાનું સૂચન કરે છે.) નિજ ઇચ્છાથી ધારણ કરવામાં આવેલા શ્રીવિગ્રહના અંતર્ધાન થવાના અભિપ્રાયથી આમ કહ્યું છે. ॥ ૪૬ ॥

**द्वारकायां च न स्थेयं भवद्भिश्च स्वबन्धुभिः।**
**मया त्यक्तां यदुपुरीं समुद्रः प्लावयिष्यति॥ ४७**

॥ ४७ ॥

(વળી, તેઓને કહેજે કે) પોતાના સંબંધીઓ સાથે હવે તમારે દ્વારકામાં રહેવું યોગ્ય નથી, કારણ કે મારા દ્વારા છોડી દેવામાં આવેલી દ્વારકાપુરી સમુદ્રમાં ડૂબી જશે. ॥ ૪૭ ॥ ૪૭ ॥

**स्वं स्वं परिग्रहं सर्वे आदाय पितरौ च नः ।**
**अर्जुनेनाविताः सर्व इन्द्रप्रस्थं गमिष्यथ ॥ ४८**

પોતપોતાના પરિવારને તથા અમારાં માતાપિતાને લઈને તમે સૌ અર્જુન દ્વારા રક્ષાતા ઈન્દ્રપ્રસ્થ જજો. ॥ ૪૮ ॥

अविता रक्ष्यमाणा इन्द्रप्रस्थं गमिष्यथेति ब्रूहीति पूर्वेणान्वयः ॥ ४८ ॥

**'अविता'** રક્ષાતા ઈન્દ્રપ્રસ્થ જજો, એમ તું તેમને (યાદવોને) કહેજે, એમ પૂર્વેના શ્લોક (૪૬) સાથે સંબંધ છે. ॥ ૪૮ ॥

**त्वं तु मद्धर्ममास्थाय ज्ञाननिष्ठ उपेक्षकः ।**
**मन्मायारचनामेतां विज्ञायोपशमं व्रज ॥ ४९**

તું મારા ધર્મનો આશ્રય કરીને જ્ઞાનનિષ્ઠ થઈ (શબ્દાદિ વિષયો પ્રત્યે અને પુત્ર, ધન વગેરે તરફ) ઉદાસીન થજે. મારી માયાની આ (દેહાદિના ત્યાગ અને સ્વીકારરૂપ) રચના જાણીને શાંત થઈ જજે. ॥ ૪૯ ॥

मन्मायारचनामेतां विज्ञायेति निजमूर्तेरन्तर्हितत्वाद्वृथा शोकं मा कुर्वित्यर्थः ॥ ४९ ॥

(દેહાદિના ત્યાગ અને સ્વીકારરૂપ) આ રચના મારી માયાની છે, એમ જાણીને– પોતાનું સ્વરૂપ અંતર્ધાન થવાથી તું વ્યર્થ શોક ન કરીશ, એમ અર્થ છે. ॥ ૪૯ ॥

**इत्युक्तस्तं परिक्रम्य नमस्कृत्य पुनः पुनः ।**
**तत्पादौ शीर्ष्ण्युपाधाय दुर्मनाः प्रययौ पुरीम् ॥ ५०**

આ પ્રમાણે જેને કહેવામાં આવ્યું તે દારુક સારથિ તેમની પરિક્રમા કરી, વારંવાર નમસ્કાર કરી, તેમના ચરણો પોતાના મસ્તક ઉપર મૂકી ઉદાસ થઈને દ્વારકાપુરી ગયો. ॥ ૫૦ ॥

कुलस्य विनष्टत्वाद्दुर्मनाः ॥ ५० ॥

કુળનો નાશ થયો હોવાથી ઉદાસ મનવાળો દારુક ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायामेकादशस्कन्धे यदुकुलसंक्षयो नाम त्रिंशोऽध्यायः ॥ ३० ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥

❋❋❋❋❋

## अथैकत्रिंशोऽध्यायः

### શ્રીભગવાનનું સ્વધામગમન

एकत्रिंशे स्वकं धाम जगाम भगवानितः ।
तमेवानुययुः प्रीत्या वसुदेवादयस्ततः ॥ १

ભગવાન શ્રીકૃષ્ણ આ મનુષ્યલોકમાંથી પોતાના ધામમાં પધાર્યા અને વસુદેવજી વગેરે પ્રેમથી તેમની પાછળ ગયા, (તે કથા) એકત્રીસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

देवान्यदून्विधायादौ भूयो देवान्विधाय च।
श्रीकृष्णः स्वेच्छया धाम स्वतन्वैव समाविशत्॥ २

પોતાના અવતારની પૂર્વે દેવોને (યાદવકુળમાં અવતરિત કરાવીને) યાદવો બનાવીને ફરી પાછા દેવો બનાવીને પોતાના શ્રીવિગ્રહ સહિત જ શ્રીકૃષ્ણ સ્વેચ્છાપૂર્વક પોતાના ધામમાં પ્રવિષ્ટ થયા. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**अथ तत्रागमद् ब्रह्मा भवान्या च समं भवः।**
**महेन्द्रप्रमुखा देवा मुनयः सप्रजेश्वराः॥ १**

**पितरः सिद्धगन्धर्वा विद्याधरमहोरगाः।**
**चारणाः यक्षरक्षांसि किन्नराप्सरसो द्विजाः॥ २**

**द्रष्टुकामा भगवतो निर्याणं परमोत्सुकाः।**
**गायन्तश्च गृणन्तश्च शौरेः कर्माणि जन्म च॥ ३**

**ववृषुः पुष्पवर्षाणि विमानावलिभिर्नभः।**
**कुर्वन्तः संकुलं राजन् भक्त्या परमया युताः॥ ४**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હવે ત્યાં (પ્રભાસક્ષેત્રમાં) ભગવાનનું પરમધામપ્રસ્થાન નિહાળવા અતિ ઉત્કંઠિત થયેલાં બ્રહ્માજી, ભવાની સાથે ભગવાન ભવ, ઈન્દ્ર જેમનામાં મુખ્ય છે તે દેવો, (મરીચિ વગેરે) પ્રજાપતિઓ સહિત (સનકાદિ) મુનીશ્વરો, પિતૃઓ, સિદ્ધો, ગંધર્વો, વિદ્યાધરો, નાગો, ચારણો, યક્ષો, રાક્ષસો, કિન્નરો, અપ્સરાઓ, (ગરુડલોકમાં વસતાં) પક્ષીઓ (અથવા મૈત્રેયજી વગેરે બ્રાહ્મણો) આવ્યાં. શૌરિ (શ્રીકૃષ્ણ)નાં જન્મ અને કર્મોનું ગાન કરતાં, વિમાનાવલિઓથી આકાશને ભરી દેતાં તેઓ હે રાજા (પરીક્ષિત), પરમભક્તિથી પુષ્પોનો વરસાદ વરસાવવા લાગ્યાં. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

मुनयः सनकादयः। प्रजेश्वरा मरीच्यादयः॥ १॥ द्विजा गरुडलोकनिवासिनः पक्षिणः। मैत्रेयादयो वा॥ २॥ भगवतो निर्याणं द्रष्टुकामाः सन्तः परमोत्सुकास्तत्रागमन्। तेषामौत्सुक्यकृतं महोत्सवमाह सार्धेन— गायन्तश्चेति॥ ३॥ ४॥

**'मुनयः'** સનકાદિ મુનીશ્વરો, **'प्रजेश्वराः'** મરીચિ વગેરે પ્રજેશ્વરો ॥ ૧ ॥ **'द्विजाः'** ગરુડલોકમાં વસતાં પક્ષીઓ અથવા મૈત્રેયજી વગેરે બ્રાહ્મણો ॥ ૨ ॥ ભગવાનનું પરમધામપ્રસ્થાન જોવાની ઈચ્છાવાળાં હોઈ અતિ ઉત્કંઠિત થયેલાં તેઓ ત્યાં આવ્યાં. તેમની ઉત્સુકતાને કારણે થયેલા મહોત્સવને દોઢ શ્લોકથી વર્ણવે છે– **'गायन्तः च इति।'** ॥ ૩ ॥ ૪ ॥

**भगवान् पितामहं वीक्ष्य विभूतीरात्मनो विभुः।**
**संयोज्यात्मनि चात्मानं पद्मनेत्रे न्यमीलयत्॥ ५**

વ્યાપક ભગવાન શ્રીકૃષ્ણે પિતામહ બ્રહ્માજીને અને પોતાની વિભૂતિરૂપ (ઈન્દ્રાદિ) દેવોને જોઈને આત્માને આત્મસ્વરૂપમાં સંયોજીને પોતાનાં નેત્રકમળ બીડી દીધાં. ॥ ૫ ॥

विभूतीरिन्द्रादींश्च। 'पद्मनेत्रे न्यमीलयत्' इत्यत्रायं भावः—पूर्वं ब्रह्मादिभिः

'सलोकान् लोकपालान्नः पाहि वैकुण्ठ किङ्करान्॥'

इति प्रार्थितत्वादिदानीं च स्वं स्वं लोकं प्रति नेतुमागतत्वाद्बहुषु च तेषु दाक्षिण्यात्तान्वञ्चयितुं समाधिमिव कुर्वन्नेत्रे न्यमीलयदिति॥ ५॥

**'विभूतीः'** અને ઈન્દ્રાદિ દેવોને– **'पद्मनेत्रे न्यमीलयत्'** નેત્રકમળ નિમીલિત કર્યાં– અહીં આનો ભાવ આ પ્રમાણે છે– પૂર્વે બ્રહ્માજી વગેરે દ્વારા પ્રાર્થના કરવામાં આવી હતીઃ

'હે વૈકુંઠનાથ, જો આપ ઉચિત માનતા હો તો આપ પરમધામમાં પધારો અને આપના કિંકરો લોકપાલોનું લોકો સહિત પાલન કરો.' (શ્રીમદ્ ભા.૧૧/૬/૨૭) આથી તેઓ હવે પોતપોતાના લોકમાં લઈ જવા આવ્યા હોવાથી, અનેક એવા (તેમની ઉપર કૃપા હોવાથી) તેમને ચતુરાઈથી મોહિત કરવા માટે સમાધિમાં હોય તેમ કરતા (ભગવાને) નેત્રો મીચી દીધાં. (સર્વ ઉપર તેમની કૃપા છે, એમ જણાવવા માટે નેત્રો નિમીલિત કર્યાં.) ॥ ૫ ॥

योगिनामिव स्वच्छन्दमृत्युभ्रमं वारयति—**लोकाभिरामामिति**।

યોગીઓની જેમ ભગવાનનું સ્વચ્છંદમૃત્યુ થયું હતું, એવો ભ્રમ દૂર કરે છે– **'लोकाभिरामाम् इति।'**

**लोकाभिरामां स्वतनुं धारणाध्यानमंगलम्।**
**योगधारणयाऽऽग्नेय्याऽदग्ध्वा धामाविशत् स्वकम्॥ ६**

ધારણા અને ધ્યાનના મંગળમય આધારરૂપ અને સમસ્ત લોક માટે પરમ રમણીય આશ્રયરૂપ પોતાના શ્રવિગ્રહને અગ્નિની યોગધારણાથી બાળ્યા વિના જ ભગવાન શ્રીકૃષ્ણ પોતાના વૈકુંઠ ધામમાં પ્રવેશ્યા. ॥ ૬ ॥

अयमर्थः—योगिनो हि स्वच्छन्दमृत्यवः स्वां तनुमाग्नेय्या योगधारणया दग्ध्वा लोकान्तरं प्रविशन्ति। भगवांस्तु न तथा, किंत्वदग्ध्वैव स्वतनुसहित एव स्वकं धाम वैकुण्ठाख्यमविशत्। तत्र हेतुः—लोकाभिरामाम्।

અર્થ આ પ્રમાણે છે– યોગીઓ ખરેખર, પોતાની ઈચ્છા અનુસાર મૃત્યુ પામનારા છે. પોતાના શરીરને અગ્નિની યોગધારણાથી બાળીને અન્ય લોકમાં પ્રવેશે છે, પરંતુ ભગવાને તેમ નથી કર્યું. ભગવાન તો પોતાના શરીરને બાળ્યા વિના જ પોતાના દિવ્ય વિગ્રહ સહિત જ પોતાના વૈકુંઠ નામના ધામમાં પ્રવેશ્યા હતા. તે માટેનું કારણ– **'लोक-अभिरामाम्'** સમસ્ત લોકની **'अभिरामः'**

लोकानामभिरामोऽभितो रमणं स्थितिर्यस्यां ताम्। जगदाश्रयत्वेन जगतोऽपि दाहप्रसङ्गादित्यर्थः। किंच, धारणाया ध्यानस्य च मङ्गलं शोभनम्।

विषयमितरथा तयोर्निर्विषयत्वं स्यात्। दृश्यते चाद्यापि तदुपासकानां तथैव तद्रूपसाक्षात्कारः फलप्राप्तिश्चेति भावः।

इच्छाशरीराभिप्रायेण वा यथाश्रुतमेवास्तु, तत्रापि तु लोकाभिरामामित्यादीनां विशेषणानामानर्थक्यप्रसङ्गात्तदप्यदग्ध्वा तिरोधाय निर्गत इत्येव सांप्रतम्॥ ६॥

तदा स्वं स्वमेव लोकमागमिष्यतीति संभ्रमेण देवादिकृतः सर्वतो दुन्दुभिनादपुष्प-वृष्ट्यादिमहोत्सवोऽभवदित्याह—**दिवीति**।

સર્વ તરફથી **'रमणम्'** સ્થિતિ છે જે દેહમાં તે દેહને– ભગવાનનો દેહ જગત માટે આશ્રયરૂપ હોવાથી જગતનો પણ બળવાનો પ્રસંગ આવી પડે! એમ અર્થ છે. વળી, તે શરીર ધારણા અને ધ્યાનનું પણ **'मङ्गलम्'** સુંદર સ્થાન છે.

(ભગવાનનો શ્રીવિગ્રહ ધારણા અને ધ્યાનના મંગળ) વિષયરૂપ છે. **'इतरथा'** બીજી રીતે અર્થાત્ **'अदग्ध्वा'** ને બદલે **'दग्ध्वा'** એમ પદચ્છેદ કરવામાં આવે તો ધ્યાન અને ધારણા– તે બંનેનો આશ્રય રહે નહીં. આજે પણ તેમની ઉપાસના કરનારાઓને તેમનો સ્વરૂપસાક્ષાત્કાર થતો દેખાય છે અને નિત્યલીલાસુખના અનુભવરૂપ ફળપ્રાપ્તિ થતી પણ જણાય છે, એવો ભાવ છે.

અથવા પોતાની ઈચ્છાથી મનુષ્યશરીર ધારણ કરનાર **'कृष्णेनेच्छाशरीरिणा'** (શ્રીમદ્ ભા.૧૧/૩૦/૪૦) શુદ્ધ સત્ત્વમય સ્વરૂપ વિદ્યમાન હોવા છતાં પણ તેની પ્રતિકૃતિરૂપ શ્રીવિગ્રહ હોવાના અભિપ્રાય અનુસાર, જેમ શ્રવણ કરવામાં આવ્યું તેમ, સ્વીકાર કરવામાં પણ દોષ નથી. (યથાશ્રુત અર્થ સ્વીકાર કરવામાં પણ તેની પ્રતિકૃતિરૂપ શ્રીવિગ્રહ હોવાનું ઉચિત છે.) **'लोकाभिरामाम्'** વગેરે વિશેષણો નિરર્થક થઈ જવાનો પ્રસંગ આવી પડે! તે પ્રતિકૃતિરૂપ પણ આગ્નેયી યોગધારણાથી બાળ્યા વિના જ તિરોહિત થઈને ચાલ્યું ગયું, એ જ અર્થ ઉચિત છે. ॥ ૬ ॥

તે સમયે, ભગવાન પોતાના લોકમાં જ આવશે, એવી ભ્રાંતિથી દેવો વગેરે દ્વારા સર્વ તરફ દુંદુભિનાદ, પુષ્પવૃષ્ટિ વગેરે મહોત્સવ થયો, એમ કહે છે– **'दिवि इति।'**

**दिवि दुन्दुभयो नेदुः पेतुः सुमनसश्च खात्।**
**सत्यं धर्मो धृतिर्भूमेः कीर्तिः श्रीश्चानु तं ययुः ॥ ७**

સ્વર્ગમાં નગારાં વાગ્યાં, આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને ધરતી પરથી સત્ય, ધર્મ, ધૈર્ય, કીર્તિ અને શ્રી તેમની (ભગવાનની) પાછળ ચાલ્યાં ગયાં. ॥ ૭ ॥

भूमेः सकाशात्। श्रीकृष्णमनु ययुः ॥ ७॥

પૃથ્વી પરથી શ્રીકૃષ્ણની પાછળ ચાલ્યાં ગયાં. ॥ ૭ ॥

**देवादयो ब्रह्ममुख्या न विशन्तं स्वधामनि।**
**अविज्ञातगतिं कृष्णं ददृशुश्चातिविस्मिताः ॥ ८**

બ્રહ્માજી જેમનામાં મુખ્ય છે તે દેવો વગેરેએ કોઈનાથી કળી ન શકાય તેવી ગતિવાળા શ્રીકૃષ્ણને સ્વધામમાં પ્રવેશતા જોયા નહીં, આથી તેઓ આશ્ચર્ય પામ્યા. ॥ ૮ ॥

तदा श्रीकृष्णेऽन्तर्हिते सति कुतो गत इति वितर्कयन्तोऽपि ब्रह्ममुख्या देवादयः स्वधामनि विशन्तं श्रीकृष्णं न ददृशुः। तत्र हेतुः—अविज्ञातगतिमिति। क्वचित्क्वचिद् ददृशुश्च ततोऽतिविस्मिता बभूवुरित्यर्थः ॥ ८॥

શ્રીકૃષ્ણ અંતર્ધાન થયા ત્યારે તેઓ ક્યાં ગયા? એમ તર્કવિતર્ક કરતા બ્રહ્માજી વગેરે દેવાદિ પોતાના ધામમાં પ્રવેશતા શ્રીકૃષ્ણને જોઈ શક્યા નહીં. તે માટેનું કારણ– જેમની ગતિ અવ્યક્ત છે તેવા શ્રીકૃષ્ણ ક્યાંક ક્યાંક તેજોમંડળમાં દેખાતા હોવા છતાં વસ્તુતઃ તેમને તેઓ જોઈ શક્યા નહીં, તેથી અતિ વિસ્મિત થયા, એમ અર્થ છે. ॥ ૮ ॥

अविज्ञातगतित्वं दृष्टान्तेन स्पष्टयति—

ભગવાનની અવ્યક્ત ગતિને દૃષ્ટાંતથી સ્પષ્ટ કરે છે–

**सौदामन्या यथाऽऽकाशे यान्त्या हित्वाऽभ्रमण्डलम्।**
**गतिर्न लक्ष्यते मर्त्यैस्तथा कृष्णस्य दैवतैः ॥ ९**

આકાશમાં અભ્રમંડળ છોડીને જતી વીજળીની ગતિ જેમ મનુષ્યો જાણી શકતા નથી, તેમ શ્રીકૃષ્ણની ગતિ દેવો જાણી શક્યા નહીં. ॥ ૯ ॥

सौदामन्या गतिर्यथा मर्त्यैर्न लक्ष्यते, देवैस्तु लक्ष्यते तथा भूमण्डलं हित्वा गच्छतः श्रीकृष्णस्य गतिर्देवैरपि न लक्ष्यते किंतु तत्पार्षदैरेवेत्यर्थः ॥ ९॥

વીજળીની ગતિ જેમ મનુષ્યો દ્વારા જાણી શકાતી નથી પણ દેવો દ્વારા જાણી શકાય છે, તેમ ભૂમંડળ છોડીને જતા શ્રીકૃષ્ણની ગતિ દેવો દ્વારા પણ જાણી શકાઈ નહીં, પરંતુ તેમના પાર્ષદો દ્વારા જ જાણી શકાઈ. ॥ ૯ ॥

**ब्रह्मरुद्रादयस्ते तु दृष्ट्वा योगगतिं हरेः।**
**विस्मितास्तां प्रशंसन्तः स्वं स्वं लोकं ययुस्तदा ॥ १०**

॥ १०॥

શ્રીહરિની (પરમ) યોગમયી ગતિ જોઈને વિસ્મિત થયેલા તે બ્રહ્મા, રુદ્ર વગેરે દેવો તેની પ્રશંસા કરતા પોતપોતાના લોકમાં ગયા. ॥ ૧૦ ॥ ૧૦ ॥

अभिप्रायापरिज्ञानात्प्रथमं परिक्लिष्टं ततश्च दृष्टान्तेन स्पष्टमुक्ते हृष्टं दृष्ट्वा पुनस्तमेवार्थं प्रपञ्चयति—**राजन्निति** त्रिभिः।

(દેવોના મોહિત થઈ જવારૂપ) અભિપ્રાયને ન સમજવાથી પહેલાં વ્યાકુળ થયેલા અને પછી (સૌદામિનીના) દૃષ્ટાંતથી સ્પષ્ટતા કરવામાં આવતાં, તેમને (રાજા પરીક્ષિતને) પ્રસન્ન જોઈને દુર્જ્ઞેયગતિ હોવાના અર્થને ત્રણ શ્લોકોથી વિસ્તારપૂર્વક સમજાવે છે– **'राजन् इति।'**

**राजन् परस्य तनुभृज्जननाप्ययेहा**
**मायाविडम्बनमवेहि यथा नटस्य।**
**सृष्ट्वाऽऽत्मनेदमनुविश्य विहृत्य चान्ते**
**संहृत्य चात्ममहिनोपरतः स आस्ते॥ ११**

(છંદ - વસંતતિલકા)

હે રાજા (પરીક્ષિત), જેમ (કોઈ) નટ અનેક પ્રકારના સ્વાંગ ધારણ કરીને પણ નિર્લેપ રહે છે, તેમ સર્વના કારણરૂપ પરમાત્માની યાદવ વગેરેમાં આવિર્ભાવ-તિરોભાવરૂપ ચેષ્ટા એ તેમની માયાનો વિલાસ છે, એમ તમે જાણો. ભગવાન સ્વયં જ આ જગતનું સર્જન કરીને, (અંતર્યામીરૂપે) તેમાં પ્રવિષ્ટ થઈ, વિહાર કરી, અંતે તેનો સંહાર કરીને પોતાના મહિમામાં સ્થિત થઈ જાય છે. ॥ ૧૧ ॥

परस्य सर्वकारणस्य तनुभृत्सु यादवादिषु जननाप्ययेहाः आविर्भावतिरोभावरूपाश्चेष्टा मायया अनुकरणमात्रमवेहि। नटो यथाऽविकृत एव नानारूपैर्जन्मादीन्विडम्बयति तद्वत्। आस्तां तावद्यादवादिषु जन्मादिशङ्का, यावद्विश्वसर्ग-निरोधादिष्वप्यसावविकृत एवास्त इत्याह—सृष्ट्वेति। आत्मना स्वयमेवेदं जगत्सृष्ट्वा-ऽन्तर्यामित्वेनानुविश्य आत्ममहिना स्वमहिम्ना उपरत आस्ते॥ ११॥

**'परस्य'** સર્વના કારણરૂપ પરમાત્માની **'तनुभृत्सु'** યાદવ વગેરે દેહધારીઓમાં **'जनन-अप्यय-ईहाः'** આવિર્ભાવ-તિરોભાવરૂપ ચેષ્ટા, પોતાની માયા દ્વારા થતી લીલારૂપ છે, એમ તમે જાણો. અરે, યાદવ વગેરેમાં જન્મ વગેરેની શંકા બાજુએ મૂકો, એ ભગવાન તો વિશ્વનાં સર્જન, સંહાર વગેરે વિષે પણ વિકારરહિત જ રહે છે, એમ કહે છે– **'सृष्ट्वा इति।'** **'आत्मना'** પોતે જ **'इदम्'** આ જગતને સર્જી, અંતર્યામીરૂપે તેમાં પ્રવિષ્ટ થઈ, **'आत्ममहिना'** પોતાના (પરમાનંદસ્વરૂપ) મહિમામાં સ્થિત થઈ જાય છે. ॥ ૧૧ ॥

न पुनरन्यथा मन्तव्यं, यतोऽस्मिन्नेवावतारे तत्प्रभावो निरतिशयो दृष्ट इत्याह—**मर्त्येनेति**।

વળી, (જીવની જેમ ભગવાનને જન્માદિ હોય, એમ) અવળું ભૂલથી પણ માનવું જોઈએ નહીં, કારણ કે આ જ અવતારમાં તેમનો સર્વથી અધિક પ્રભાવ જોવામાં આવ્યો છે, એમ કહે છે– **'मर्त्येन इति।'**

**मर्त्येन यो गुरुसुतं यमलोकनीतं**
**त्वां चानयच्छरणदः परमास्त्रदग्धम्।**
**जिग्येऽन्तकान्तकमपीशमसावनीशः**
**किं स्वावने स्वरनयन्मृगयुं सदेहम्॥ १२**

યમલોકમાં લઈ જવામાં આવેલા ગુરુપુત્રને જે શ્રીકૃષ્ણ ભગવાન તેના સ્થૂળ મનુષ્યશરીરમાં જ પાછો લઈ આવ્યા હતા, શરણાગતનું રક્ષણ કરનાર જેમણે બ્રહ્માસ્ત્રથી બળી ગયેલા તમને (રક્ષ્યા હતા– જિવાડ્યા હતા), (સૌ કોઈનો) અંત કરનાર (અંતક=કાળ)નો પણ અંત કરનાર (કાળરૂપ) શ્રીરુદ્રને જેમણે જીત્યા હતા અને પારધીને સદેહે સ્વર્ગમાં લઈ ગયા હતા, તે શ્રીકૃષ્ણ ભગવાન પોતાનું રક્ષણ કરવામાં શું અસમર્થ હતા? (ન જ હતા.)॥ ૧૨ ॥

यमेन स्वलोकं प्रति नीतं गुरुसुतं मर्त्येन तेनैव शरीरेण य आनयदानीतवान्। शरणदः शरणागतरक्षकस्त्वां च ब्रह्मास्त्रदग्धं यो रक्षितवान्। यश्चान्तकानामन्तकमपि ईशं श्रीरुद्रं बाणसंग्रामे जितवान्। मृगयुं लुब्धकं सदेहं स्वः स्वर्गमनयन्निन्ये। असौ स्वावने स्वरक्षणे अनीशोऽसमर्थः किम्॥ १२॥

યમરાજ દ્વારા પોતાના યમલોકમાં લઈ જવામાં આવેલા ગુરુપુત્રને **'मर्त्येन'** તે મનુષ્યશરીરમાં જ જે ભગવાન **'आनयत्'** લઈ આવ્યા હતા; **'शरणदः'** શરણાગતનું રક્ષણ કરનાર જે ભગવાને બ્રહ્માસ્ત્રથી બળી ગયેલા તમને રક્ષ્યા હતા (જિવાડ્યા હતા), અંત કરનાર કાળનો પણ અંત કરનાર કાળરૂપ **'ईशम्'** ઈશ્વર રુદ્રને બાણાસુર સાથેના સંગ્રામમાં જે શ્રીકૃષ્ણે જીત્યા હતા; **'मृगयुम्'** પારધીને સદેહે **'स्वः'** સ્વર્ગમાં **'अनयत्'** લઈ ગયા હતા, તે ભગવાન **'स्व-अवने'** પોતાનું રક્ષણ કરવામાં **'अनीशः'** શું અસમર્થ હતા? ॥ ૧૨ ॥

ननु यदि समर्थस्तर्हि किंचित्कालमत्रैव तेनैव वपुषा किं नातिष्ठत्तत्राह—**तथापीति**।

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે જો ભગવાન સમર્થ હતા, તો થોડા કાળ સુધી અહીં પૃથ્વી પર તે જ શરીર ધારણ કરીને કેમ ન રહ્યા? તે માટે ઉત્તર આપે છે– **'तथा-अपि इति।'**

**तथाप्यशेषस्थितिसम्भवाप्यये-**
**ष्वनन्यहेतुर्यदशेषशक्तिधृक् ।**
**नैच्छत् प्रणेतुं वपुरत्र शेषितं**
**मर्त्येन किं स्वस्थगतिं प्रदर्शयन्॥ १३**

ભગવાન સમગ્ર શક્તિઓ ધરાવનાર હોવાથી જો કે સંપૂર્ણ ચરાચર જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને નાશમાં અન્યની અપેક્ષારહિત (અનન્ય) કારણરૂપ છે, તેમ છતાં પોતાનું શરીર અહીં ભૂતળ પર રાખવા તેમણે ઈચ્છ્યું નહીં, કારણ કે આત્મનિષ્ઠ જનોને શ્રેષ્ઠ ગતિ દર્શાવતા તે 'મનુષ્યલોકમાં મર્ત્ય શરીર રાખવાથી શું પ્રયોજન છે?' (દિવ્ય વિગ્રહ સહિત જ પોતાના વૈકુંઠ નામના ધામમાં પ્રવેશ્યા હતા.) ॥ ૧૩ ॥

यद्यप्युक्तप्रकारेणाशेषस्य जगतश्चराचरस्य स्थित्यादिष्वनन्यहेतुर्निरपेक्ष एव कारणं स्वयं यद्यस्मादशेषशक्तिधृक् तथापि यादवान् संहृत्य निजं वपुरत्र शेषितमवशेषितं प्रणेतुं कर्तुं नैच्छत् किंतु स्वमेव लोकमनयत्। तत्र हेतुः—मर्त्येन देहेन किं, न किंचित्कार्यमिति स्वस्थानामात्मनिष्ठानां दिव्यां गतिमेव प्रकृष्टां दर्शयन्। अन्यथा तेऽपि दिव्यां गतिमनादृत्य योगबलेन देहसिद्धिं विधायात्रैव रन्तुं यतेरंस्तन्मा भूदित्येतदर्थमिति भावः ॥ १३ ॥

જો કે કહેવામાં આવ્યું તે પ્રમાણે સમગ્ર ચરાચર જગતની સ્થિતિ વગેરેમાં **'अनन्यहेतुः'** અન્યની અપેક્ષારહિત એક માત્ર કારણરૂપ સ્વયં પોતે જ છે, **'यत्'** કારણ કે સમગ્ર શક્તિઓ ધરાવનારા છે, તેમ છતાં યાદવોનો સંહાર કરીને પોતાના દેહને અહીં ભૂતળ ઉપર **'शेषितं प्रणेतुम्'** રાખવા માટે ઈચ્છ્યું નહીં, પરંતુ પોતાના લોકમાં જ પોતાના દિવ્ય દેહને લઈ ગયા. તે માટેનું કારણ– મર્ત્ય શરીર રાખવાથી શું પ્રયોજન છે? કંઈ જ નહીં, એમ **'स्वस्थानाम्'** આત્મનિષ્ઠ જનોને દિવ્ય, શ્રેષ્ઠ ગતિ દર્શાવતા (તેમને શીખવવા માટે આદર્શ સ્થાપ્યો, કે) જો મારા દ્વારા મર્ત્ય શરીર ત્યાગવામાં નહીં આવે તો તે આત્મનિષ્ઠ જનો પણ દિવ્ય ગતિનો અનાદર કરીને યોગબળથી દેહસિદ્ધિ પ્રાપ્ત કરીને અહીં જ રમણ કરવા માટે પ્રયત્ન કરશે. તેમ ન થાય તે માટે (તેમણે અહીં રહેવાનું ઈચ્છ્યું નહીં), એવો ભાવ છે. ॥ ૧૩ ॥

**य एतां प्रातरुत्थाय कृष्णस्य पदवीं पराम्।**
**प्रयतः कीर्तयेद् भक्त्या तामेवाप्नोत्यनुत्तमाम्॥ १४**

જે મનુષ્ય પ્રાતઃકાળે ઊઠીને કહેવામાં આવેલા પ્રકારે (દેહ અને પરિકર સહિત અપ્રકટ પ્રકાશમાં ગમનરૂપ) આ શ્રેષ્ઠ ગતિનું સાવધાન થઈ ભક્તિપૂર્વક કીર્તન કરે તે, તે જ શ્રેષ્ઠ ગતિને પામે છે.॥ ૧૪ ॥

य एनामुक्तप्रकाराम्। पदवीं गतिम्॥ १४॥

જે મનુષ્ય કહેવામાં આવેલા પ્રકારે આ **'पदवीम्'** ગતિને ॥ ૧૪ ॥

तदैव भगवता स्वलोकं गच्छता वसुदेवादीनामपि तत्प्राप्तये उपायश्चिन्तित आसीत्तमाह—**दारुक इत्यादिना**।

ભગવાન સ્વધામ જતા હતા તે જ સમયે ભગવાન દ્વારા વસુદેવજી વગેરેને પોતાનું ધામ પ્રાપ્ત થાય તે માટે (દારુકને મોકલીને પોતાનું વૃત્તાંત જણાવવારૂપ) ઉપાય વિચારવામાં આવ્યો હતો, તે જ વાત (દારુક) કહે છે– **'दारुकः इति।'**

**दारुको द्वारकामेत्य वसुदेवोग्रसेनयोः ।**
**पतित्वा चरणावस्रैर्न्यषिंचत् कृष्णविच्युतः ॥ १५**

॥ १५ ॥

શ્રીકૃષ્ણથી છૂટા પડેલા દારુકે દ્વારકા આવીને વસુદેવજી અને ઉગ્રસેનના ચરણોમાં પડીને તેમને આંસુથી ભીંજવી દીધા. ॥ ૧૫ ॥ ૧૫ ॥

**कथयामास निधनं वृष्णीनां कृत्स्नशो नृप ।**
**तच्छ्रुत्वोद्विग्नहृदया जनाः शोकविमूर्च्छिताः ॥ १६**
**तत्र स्म त्वरिता जग्मुः कृष्णविश्लेषविह्वलाः ।**
**व्यसवः शेरते यत्र ज्ञातयो घ्नन्त आननम् ॥ १७**

॥ १६ ॥ १७ ॥

હે રાજા (પરીક્ષિત), તેણે સર્વ યાદવોનો સંહાર વર્ણવ્યો. તે સાંભળીને ઉદ્વિગ્ન હૃદયવાળા અને (તેથી) શોકથી મૂર્ચ્છિત થયેલા તેમ જ શ્રીકૃષ્ણના વિરહથી વિહ્વળ થયેલા તે લોકો માથું કૂટતા, પ્રાણહીન થયેલા સંબંધીઓ જ્યાં પોઢી ગયા હતા ત્યાં ઉતાવળા થઈ ભાગ્યા.॥ ૧૬ ॥ ૧૭ ॥ ૧૬ ॥ ૧૭ ॥

**देवकी रोहिणी चैव वसुदेवस्तथा सुतौ ।**
**कृष्णरामावपश्यन्तः शोकार्ता विजहुः स्मृतिम् ॥ १८**
**प्राणांश्च विजहुस्तत्र भगवद्विरहातुराः ।**
**उपगुह्य पतींस्तात चितामारुरुहुः स्त्रियः ॥ १९**

પોતાના પુત્રો શ્રીકૃષ્ણ-બલરામજીને ન જોતાં દેવકીજી, રોહિણીજી તથા વસુદેવજી શોકથી દુઃખી થઈ બેભાન પડી ગયાં ॥ ૧૮ ॥ અને ભગવાનના વિરહમાં તેઓએ વ્યાકુળ થઈ ત્યાં જ પ્રાણ છોડી દીધા. હે પ્રિય (પરીક્ષિત), સ્ત્રીઓ પોતપોતાના પતિઓને આલિંગન કરીને ચિતા પર ચઢી ગઈ.॥૧૯॥

कृष्णरामौ सुतावपश्यन्तः ॥ १८ ॥ १९ ॥

પુત્રો શ્રીકૃષ્ણ-બલરામને ન જોતાં ॥૧૮॥૧૯॥

**रामपत्न्यश्च तद्देहमुपगुह्याग्निमाविशन् ।**
**वसुदेवपत्न्यस्तद्गात्रं प्रद्युम्नादीन् हरेः स्नुषाः ।**
**कृष्णपत्न्योऽविशन्नग्निं रुक्मिण्याद्यास्तदात्मिकाः ॥**

**॥ २० ॥** २० ॥

બલરામજીની પત્નીઓ તેમના દેહને આલિંગન કરીને અગ્નિમાં પ્રવિષ્ટ થઈ ગઈ. વસુદેવજીની પત્નીઓએ તેમના દેહને અને શ્રીકૃષ્ણની પુત્રવધૂઓએ પ્રદ્યુમ્ન વગેરેના દેહને આલિંગન કરીને અગ્નિમાં પ્રવેશ કર્યો. શ્રીકૃષ્ણની રુક્મિણી વગેરે પત્નીઓએ શ્રીકૃષ્ણરૂપ થઈને અગ્નિમાં પ્રવેશ કર્યો. ॥૨૦॥૨૦॥

**अर्जुनः प्रेयसः सख्युः कृष्णस्य विरहातुरः ।**
**आत्मानं सान्त्वयामास कृष्णगीतैः सदुक्तिभिः ॥ २१**

પ્રિય સખા શ્રીકૃષ્ણના વિરહથી દુઃખી થયેલા અર્જુને શ્રીકૃષ્ણે ગાન કરેલી ગીતાની સત્ય ઉક્તિઓથી મનને શાંત કર્યું. ॥ ૨૧ ॥

सदुक्तिभिः सत्योऽवितथा उक्तयो येषु तैः,
'नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥'
इत्यादिभिः ॥ २१ ॥

**'सद्-उक्तिभिः'** સત્ય, યથાર્થ ઉક્તિઓ છે જેમાં તેમનાથી, 'પોતાની યોગમાયા વડે આવૃત થયેલો હું સર્વને પ્રત્યક્ષ થતો નથી. મોહ પામેલું આ જગત જન્મરહિત તથા અવિનાશીરૂપ મને જાણતું નથી.' (ગીતા ૭/૨૫) વગેરે દ્વારા ॥૨૧॥

**बन्धूनां नष्टगोत्राणामर्जुनः साम्परायिकम् ।**
**हतानां कारयामास यथावदनुपूर्वशः ॥ २२**

જેમના વંશજો નાશ પામ્યા હતા, તે મૃત્યુ પામેલા સંબંધીઓની અર્જુને અનુક્રમે વિધિવત્ ઉત્તરક્રિયા કરી. ॥ ૨૨ ॥

नष्टगोत्राणां नष्टसंततीनाम्। सांपरायिकं पिण्डोदकादि॥ २२॥

**द्वारकां हरिणा त्यक्तां समुद्रोऽप्लावयत् क्षणात्।**
**वर्जयित्वा महाराज श्रीमद्भगवदालयम्॥ २३**

॥ २३॥

**नित्यं सन्निहितस्तत्र भगवान् मधुसूदनः।**
**स्मृत्याऽशेषाशुभहरं सर्वमंगलमंगलम्॥ २४**

॥ २४॥

**स्त्रीबालवृद्धानादाय हतशेषान् धनंजयः।**
**इन्द्रप्रस्थं समावेश्य वज्रं तत्राभ्यषेचयत्॥ २५**

॥ २५॥

**श्रुत्वा सुहृद्वधं राजन्नर्जुनात्ते पितामहाः।**
**त्वां तु वंशधरं कृत्वा जग्मुः सर्वे महापथम्॥ २६**

॥ २६॥

आदित आरभ्य श्रीकृष्णचरितकीर्तनस्य फलमाह—**य एतदिति** द्वाभ्याम्।

**य एतद् देवदेवस्य विष्णोः कर्माणि जन्म च।**
**कीर्तयेच्छ्रद्धया मर्त्यः सर्वपापैः प्रमुच्यते॥ २७**

॥ २७॥

**इत्थं हरेर्भगवतो रुचिरावतार-**
**वीर्याणि बालचरितानि च शन्तमानि।**
**अन्यत्र चेह च श्रुतानि गृणन् मनुष्यो**
**भक्तिं परां परमहंसगतौ लभेत॥ २**

(છંદ - વસંતતિલકા)

**'नष्टगोत्राणाम्'** જેમનાં સંતાનો નાશ પામ્યાં હતાં, તે (મૃત્યુ પામેલા)ઓની **'साम्परायिकम्'** પિંડોદક વગેરે ઉત્તરક્રિયા (કરી). ॥ ૨૨ ॥

હે મહારાજ (પરીક્ષિત), શ્રીહરિ દ્વારા તજાયેલી દ્વારકાને શ્રીમદ્-ભગવદ્-આલય (શ્રીભગવાનના મંદિર) સિવાય સમુદ્રે ક્ષણવારમાં ડુબાડી દીધી.॥ ૨૩ ॥ ૨૩ ॥

ત્યાં (શ્રીમદ્ ભગવદાલયમાં) ભગવાન શ્રીમધુસૂદન સદાસર્વદા (અત્યારે પણ) નિવાસ કરે છે. આથી સર્વ મંગળોના મંગળરૂપ તે મંદિરનું સ્મરણ કરવાથી સર્વ પાપ દૂર થાય છે. ॥ ૨૪ ॥ ૨૪ ॥

નાશ પામતાં બચેલાં સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને લઈને ઈન્દ્રપ્રસ્થ આવી અર્જુને ત્યાં વજ્રનાભનો રાજ્યાભિષેક કર્યો. ॥ ૨૫ ॥ ૨૫ ॥

હે રાજા (પરીક્ષિત), તમારા પિતામહો (દાદાઓ) યુધિષ્ઠિર વગેરેએ અર્જુન પાસેથી પોતાના સંબંધીઓનો વધ સાંભળીને, તમને વંશધર કરીને (તમારો રાજ્યાભિષેક કરીને) તે બધાએ મહામાર્ગે (હિમાલય તરફ) (મહા)પ્રયાણ કર્યું. ॥ ૨૬ ॥ ૨૬ ॥

આદિથી (શ્રીદશમ સ્કંધમાં કહેલી ભગવાનની જન્મલીલાથી) માંડીને કરાયેલા શ્રીકૃષ્ણચરિત્રના કીર્તનનું ફળ બે શ્લોકોથી કહે છે– **'यः एतत् इति।'**

દેવાધિદેવ શ્રીવિષ્ણુનાં આ જન્મ અને કર્મોનું જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક કીર્તન કરે તે સર્વ પાપોથી છૂટી જાય છે. ॥ ૨૭ ॥ ૨૭ ॥

આ પ્રમાણે આ ગ્રંથમાં કે અન્યત્ર શ્રવણ કરવામાં આવેલા ભગવાન શ્રીહરિના મનોહર અવતારો અને પરમ મંગળ બાળલીલાઓનું કીર્તન કરતો મનુષ્ય પરમહંસોની ગતિરૂપ શ્રીકૃષ્ણમાં પરા (દિવ્ય પ્રેમલક્ષણા) ભક્તિ પ્રાપ્ત કરે છે. ॥ ૨૮ ॥

शंतमानि परममङ्गलानि। परमहंसगतौ श्रीकृष्णे॥ २८॥

एवमेकादशस्कन्धभावार्थस्य प्रदीपिका।
स्वाज्ञानध्वान्तभीतेन श्रीधरेण प्रकाशिता॥ १

**'शंतमानि'** પરમ મંગળ (બાળલીલાઓને)– **'परमहंसगतौ'** પરમહંસોની ગતિરૂપ શ્રીકૃષ્ણમાં ॥ ૨૮ ॥

પોતાના અજ્ઞાનના અંધકારથી ભય પામેલા શ્રીધર દ્વારા આ પ્રમાણે એકાદશ સ્કંધના ભાવાર્થનો પ્રકાશ કરનારી દીપમાલિકા પ્રકાશિત કરવામાં આવી છે. ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टादशसाहस्र्यां वैयासिक्यां पारमहंस्यां संहितायां
एकादशस्कन्धे एकत्रिंशोऽध्यायः॥ ३१॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायामेकत्रिंशोऽध्यायः॥ ३१॥

**॥ समाप्तोऽयमेकादशः स्कन्धः॥**

**॥ श्रीहरिः॥**

**मेरा सत् चित् आनंदरूप कोई कोई जाणे रे॥**
**जनम मरण मेरा धर्म नहीं है।**
**पाप पुण्य मेरा कर्म नहीं है॥**
**मैं हूँ साक्षीभूत कोई कोई जाणे रे॥**
**पंचकोश से मैं हूँ न्यारा।**
**तीन अवस्था से भी न्यारा॥**
**अनुपम चित्तस्वरूप कोई कोई जाणे रे।**
**मेरा सत् चित् आनंदरूप कोई कोई जाणे रे॥**

॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

# श्रीमद्भागवतमहापुराणम्

## द्वादशः स्कन्धः

### अथ प्रथमोऽध्यायः

### કળિયુગના રાજવંશોનું વર્ણન

॥ श्रीगोपालकृष्णाय नमः ॥

श्रीगुरुं परमानन्दं वन्दे आनन्दविग्रहम्।
यस्य संनतिमात्रेण चिदानन्दायते वपुः ॥ १

जयन्ति श्रीपरानन्दकृपाऽपाङ्गलसद्दृशः।
या नित्यमनुवर्तन्ते संपदो विगतादृशः ॥ २

**वंशीधरी**—श्रीः राधा तया सहितः परानंदः श्रीकृष्णः।

उक्तस्त्रयोदशाध्यायैर्द्वादशे त्वाश्रयः सतः।
अधिष्ठानावधित्वाभ्यामाश्रयश्चेश्वरः सतः ॥ ३

उक्तो लयावधित्वेन प्राकृतात्यन्तिके लये।
अधिष्ठानतया चोक्तो महापुरुषवर्णने ॥ ४

तत्रादौ षड्भिरध्यायैः शुकः प्राह परीक्षिते।
शेषैस्तत्राखिलान्याह सूतः पृष्टोऽथ सत्रिभिः ॥ ५

स्वाश्रयश्रवणे कार्यो न विलम्बो मनीषिणा।
इत्येतत्कालवैषम्यं चतुर्भिस्तावदुच्यते ॥ ६

॥ શ્રીગોપાલકૃષ્ણને નમસ્કાર ॥

જેમને કેવળ પ્રણામ કરવાથી શરીર ચિદ્રૂપ અને આનંદરૂપ થઈ જાય છે, તે આનંદસ્વરૂપ શ્રીગુરુ પરમાનંદજીને હું વંદન કરું છું. ॥ ૧ ॥

શ્રીરાધાજી સહિત શ્રીકૃષ્ણના કૃપાપૂર્ણ કટાક્ષોથી વિલસતાં નેત્રો સર્વના ઉત્કર્ષરૂપે રહેલાં છે, જે નેત્રો દ્વારા અજ્ઞાન દૂર થયું છે, તે નેત્રો સદાય સતત ભક્તિ વગેરે સંપત્તિરૂપ છે. ॥ ૨ ॥

બારમા સ્કંધમાં સદ્રૂપે પ્રતીત થતા પ્રપંચના આશ્રયરૂપ તેમ જ અધિષ્ઠાન અને અવધિરૂપે રહેલા સત્‌ના આશ્રયરૂપ ઈશ્વર તેર અધ્યાયથી વર્ણવવામાં આવ્યા છે. ॥ ૩ ॥

સર્વ પ્રકૃતિના લયરૂપ પ્રાકૃતિક પ્રલય અને મોક્ષરૂપ આત્યંતિક પ્રલયની અવધિરૂપે અને વિરાટના વર્ણનમાં સર્વના આધારરૂપે પરમાત્મા વર્ણવવામાં આવ્યા છે. ॥ ૪ ॥

તેર અધ્યાયોમાં પ્રથમ છ અધ્યાયો દ્વારા શ્રીશુકદેવજી પરીક્ષિતને માટે કહે છે. તેરમાંથી બાકીના (સાત) અધ્યાયો દ્વારા સત્રીઓ (શૌનકાદિ ઋષિઓ) દ્વારા પૂછવામાં આવેલા સૂતજી સર્વ અપેક્ષિત અર્થ પૂર્ણ કરનારાં આખ્યાનો કહે છે.॥૫॥

પોતાના આશ્રયરૂપ પરમેશ્વરના શ્રવણમાં વિદ્વાન દ્વારા વિલંબ ન થવો જોઈએ. કાળે કરેલી બુદ્ધિની વિષમતાનો ત્યાગ કરવા માટે ચાર અધ્યાયો દ્વારા કહેવામાં આવે છે. ॥ ૬ ॥

तत्र तु प्रथमे भावि मागधान्वयभूमिपान्।
कलिप्रभावतः प्राह संकरादिमलीमसान्॥ ७

તેમાં પ્રથમ અધ્યાયમાં કળિયુગના પ્રભાવને કારણે વર્ણસંકર વગેરે દોષોથી મલિન એવા મગધવંશના ભાવિ રાજાઓને વર્ણવે છે. ॥ ૭ ॥

एवंभूते सोमवंशे मुकुन्द-
स्वैरक्रीडावर्णिताथो स एव।
वंशो भावी वर्ण्यते कृष्णभक्तिं
मुक्त्वा मुक्त्यै वर्त्म नास्तीति वक्तुम्॥ ८

આવા (પૂર્વે વર્ણવેલા, પાવન વગેરે વિશેષણોથી વિશિષ્ટ) ચંદ્રવંશમાં ભગવાને પોતે (વેદરૂપે) વર્ણવેલી પોતાની (પૂતના વગેરેનો વધ તથા રાસ વગેરેરૂપ) ક્રીડા છે. આથી શ્રીકૃષ્ણભક્તિને છોડીને મુક્તિ માટે અન્ય માર્ગ નથી, એમ કહેવા માટે તે જ (મુક્તિના માર્ગરૂપ) થનારો ચંદ્રવંશ વર્ણવવામાં આવે છે. ॥ ૮ ॥

तदेवं वैवस्वतमनुवंशे सोमवंशप्रस्तावेन श्रीकृष्णावतारचरितानि सप्रपञ्चमनुवर्णितानि, अथेदानीं भावी सोमवंशः कलौ विजातीय-संकरादिमलीमसो वैराग्यद्वारा श्रीकृष्णैकभक्ति-निगमनायानुवर्ण्यते, तत्र तु सोमवंशशाखासु चिरकालानुवर्तितया मागधवंशोऽनुक्रम्यते, तत्र पूरोर्वंशे उपरिचरो वसुस्तस्य बृहद्रथस्तस्य जरासन्धस्तस्य सहदेवः पुत्रोऽभूदित्युक्तं नवमस्कन्धे। तत्रैव सहदेवान्मार्जारिस्ततः श्रुतश्रवा इत्यादयो रिपुञ्जयान्ता विंशतिर्भाविनो राजानो निरूपिताः। (तत्र राजा पृच्छति— स्वधामेति॥ १॥ इदानीं)

આમ, વૈવસ્વત મનુના વંશમાં ચંદ્રવંશની રજૂઆત દ્વારા શ્રીકૃષ્ણાવતારનાં ચરિત્રો સવિસ્તાર વર્ણવવામાં આવ્યાં. હવે પછી કળિયુગમાં થનારો ચંદ્રવંશ વિજાતીય વર્ણસંકર વગેરે મલિનતાવાળો છે. વૈરાગ્ય દ્વારા એક માત્ર શ્રીકૃષ્ણની ભક્તિ સિદ્ધ કરવા માટે વારંવાર ચંદ્રવંશ વર્ણવવામાં આવે છે. તે વર્ણનમાં તો ચંદ્રવંશની શાખાઓમાં દીર્ઘકાળ સુધી ચાલેલા મગધવંશ(ના રાજાઓ) અનુક્રમે ગણાવવામાં આવ્યા છે. તેમાં પૂરુવંશમાં ઉપરિચર વસુ, તેનો પુત્ર બૃહદ્રથ, તેનો પુત્ર જરાસંધ અને તેનો પુત્ર સહદેવ થયો, એમ નવમા સ્કંધમાં કહેવામાં આવ્યું. તે જ વંશમાં સહદેવથી માર્જારિ, તેનાથી શ્રુતશ્રવા વગેરે રિપુંજય સુધીના ભવિષ્યમાં થનારા વીસ રાજાઓ વર્ણવવામાં આવ્યા છે. તેમના વિષે રાજા (પરીક્ષિત) પૂછે છે – **'स्वधाम इति।'**

राजोवाच

**स्वधामानुगते कृष्णे यदुवंशविभूषणे।**
**कस्य वंशोऽभवत् पृथ्व्यामेतदाचक्ष्व मे मुने॥ १॥ १॥**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે મુનિ (શ્રીશુકદેવજી), યદુવંશના આભૂષણરૂપ શ્રીકૃષ્ણ સ્વધામ સિધાવ્યા ત્યારે પૃથ્વી પર કોનો વંશ થયો, એ (આપ) મને કહો. ॥ ૧ ॥ ૧ ॥

तदुपरितनं वंशं संकरादिदोषैः प्रपञ्चयति— योऽन्त्य इति।

(હવે) ઉપર જણાવેલા વંશને વર્ણસંકર વગેરે દોષોસહિત વિસ્તારપૂર્વક જણાવે છે – **'यः अन्त्यः इति।'**

श्रीशुक उवाच

**योऽन्त्यः पुरंजयो नाम भविष्यो बारहद्रथः।**
**तस्यामात्यस्तु शुनको हत्वा स्वामिनमात्मजम्॥ २**
**प्रद्योतसंज्ञं राजानं कर्ता यत् पालकः सुतः।**
**विशाखयूपस्तत्पुत्रो भविता राजकस्ततः॥ ३**

रिपुञ्जय एव पुरञ्जयः। स्वामिनं पुरञ्जयं हत्वा स्वपुत्रं प्रद्योतसंज्ञं राजानं करिष्यति। यस्य पालको नाम सुतो भविष्यति॥ २॥ ३॥

**नन्दिवर्धनस्तत्पुत्रः पंच प्रद्योतना इमे।**
**अष्टत्रिंशोत्तरशतं भोक्ष्यन्ति पृथिवीं नृपाः॥ ४**

प्रद्योतनाः प्रद्योतसंज्ञाः॥ ४॥

**शिशुनागस्ततो भाव्यः काकवर्णस्तु तत्सुतः।**
**क्षेमधर्मा तस्य सुतः क्षेत्रज्ञः क्षेमधर्मजः॥ ५**
**विधिसारः सुतस्तस्याजातशत्रुर्भविष्यति।**
**दर्भकस्तत्सुतो भावी दर्भकस्याजयः स्मृतः॥ ६**
**नन्दिवर्धन आजेयो महानन्दिः सुतस्ततः।**
**शिशुनागा दशैवैते षष्ठ्युत्तरशतत्रयम्॥ ७**
**समा भोक्ष्यन्ति पृथिवीं कुरुश्रेष्ठ कलौ नृपाः।**
**महानन्दिसुतो राजन् शूद्रीगर्भोद्भवो बली॥ ८**
**महापद्मपतिः कश्चिन्नन्दः क्षत्रविनाशकृत्।**
**ततो नृपा भविष्यन्ति शूद्रप्रायास्त्वधार्मिकाः॥ ९**
॥५॥६॥७॥८॥९॥

नन्दो नाम कश्चिन्महापद्मसंख्याया सेनायाः धनस्य वा पतिर्भविष्यति। अत एव महापद्म इत्यपि तस्य नाम॥ ९॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – બૃહદ્રથના વંશનો જે પુરંજય (રિપુંજય) નામનો છેલ્લો રાજા થશે. તેનો શુનક નામનો મંત્રી પોતાના સ્વામીને હણીને પોતાના પ્રદ્યોત નામના પુત્રને રાજા બનાવશે, જેનો પાલક નામનો પુત્ર થશે. તેનો પુત્ર વિશાખયૂપ અને તેનો પુત્ર રાજક થશે. ॥ ૨ ॥ ૩ ॥

રિપુંજય જ પુરંજય છે. પોતાના સ્વામી પુરંજયને હણીને પ્રદ્યોત નામના પોતાના પુત્રને રાજા બનાવશે, જેનો પાલક નામનો પુત્ર થશે. ॥ ૨ ॥ ૩ ॥

તેનો પુત્ર નંદિવર્ધન થશે. આ પાંચેય ‘પ્રદ્યોતન’ નામના રાજાઓ એકસો આડત્રીસ વર્ષો સુધી પૃથ્વીને ભોગવશે. ॥ ૪ ॥

**‘प्रद्योतनाः’** પ્રદ્યોત નામના (પ્રદ્યોત, પાલક, વિશાખયૂપ, રાજક અને નંદિવર્ધન – આ પાંચ રાજાઓ) ॥ ૪ ॥

તેનાથી (નંદિવર્ધનથી) શિશુનાગ થશે. તેનો કાકવર્ણ, તેનો પુત્ર ક્ષેમધર્મા, ક્ષેમધર્માનો પુત્ર ક્ષેત્રજ્ઞ થશે. ॥ ૫ ॥ તેનો વિધિસાર અને તેનો અજાતશત્રુ થશે. તેનો પુત્ર દર્ભક અને દર્ભકનો પુત્ર આજય થશે. ॥ ૬ ॥ આજયનો પુત્ર નંદિવર્ધન અને તેનો પુત્ર મહાનંદિ થશે. હે કુરુશ્રેષ્ઠ (પરીક્ષિત), ‘શિશુનાગ’ નામના આ જ દસ રાજાઓ કળિયુગમાં ત્રણસોસાઈઠ વર્ષો સુધી પૃથ્વીને ભોગવશે. હે રાજા, (તેમાંના છેલ્લા) મહાનંદિનો શૂદ્ર સ્ત્રીના ગર્ભથી થયેલો કોઈક નંદ નામનો બળવાન પુત્ર ‘મહાપદ્મ’ જેટલી સંખ્યાવાળો ધનપતિ ક્ષત્રિયોનો નાશ કરનારો થશે. તે પછીના રાજાઓ લગભગ શૂદ્ર જેવા અને અધાર્મિક થશે. ॥ ૭ ॥ ૮ ॥ ૯ ॥

॥ ૫ ॥ ૬ ॥ ૭ ॥ ૮ ॥ નંદ નામનો કોઈક રાજા મહાપદ્મ જેટલી સંખ્યાવાળી સેનાનો કે ધનનો પતિ થશે. આથી જ તેનું નામ ‘મહાપદ્મ’ પણ છે. ॥ ૯ ॥

**वि. चक्र.**—आजेय इत्येकारमध्यत्वमार्षम्।

આજેયમાં વચ્ચેનો 'એકાર' આર્ષ છે.

**स एकच्छत्रां पृथिवीमनुल्लंघितशासनः।**
**शासिष्यति महापद्मो द्वितीय इव भार्गवः॥ १०**

જેની આજ્ઞાનું ઉલ્લંઘન કોઈ નહીં કરી શકે તે બીજા પરશુરામ જેવો મહાપદ્મ એક છત્રવાળી પૃથ્વીનું શાસન કરશે. ॥ ૧૦ ॥

एकमेव छत्रं यस्यां तां पृथिवीं शासिष्यति पालयिष्यति। क्षत्रोत्सादने दृष्टान्तः—भार्गवः परशुराम इव॥ १०॥

એક જ છત્ર છે જેનું તે પૃથ્વીનું **'शासिष्यति'** પાલન કરશે. ક્ષત્રિયોના નાશ માટેનું દૃષ્ટાંત – **'भार्गवः'** પરશુરામ જેવો ॥ ૧૦ ॥

**तस्य चाष्टौ भविष्यन्ति सुमाल्यप्रमुखाः सुताः।**
**य इमां भोक्ष्यन्ति महीं राजानः स्म शतं समाः॥ ११॥**

તેના સુમાલ્ય વગેરે આઠ પુત્રો થશે, જે રાજાઓ આ પૃથ્વીને સો વર્ષ સુધી ભોગવશે. ॥ ૧૧ ॥

समाः संवत्सरान्॥ ११॥

**'समाः'** વર્ષો ॥ ૧૧ ॥

**नव नन्दान् द्विजः कश्चित् प्रपन्नानुद्धरिष्यति।**
**तेषामभावे जगतीं मौर्या भोक्ष्यन्ति वै कलौ॥ १२**

(ચાણક્ય, કૌટિલ્ય કે વાત્સ્યાયન નામનો) કોઈ એક બ્રાહ્મણ વિશ્વવિખ્યાત નવનંદોને મૂળથી ઉખેડી નાખશે. તેમનો નાશ થતાં કળિયુગમાં મૌર્યવંશી રાજાઓ પૃથ્વીને ભોગવશે. ॥ ૧૨ ॥

नव नन्दान्नन्दं च तत्पुत्रांश्चेत्येवं नव। प्रपन्नान्विश्वस्तान्विख्यातान्वा। द्विजः कौटिल्यवात्स्यायनादिपर्यायश्चाणक्य उद्धरिष्य-त्युन्मूलयिष्यति। मौर्या मौर्यसंज्ञाः॥ १२॥

**'नव नन्दान्'** નંદ અને તેના આઠ પુત્રો, એમ નવ નંદો – **'प्रपन्नान्'** વિશ્વાસ રાખનારા અથવા વિશ્વવિખ્યાત નવ નંદોને **'द्विजः'** કૌટિલ્ય, વાત્સ્યાયન વગેરે ચાણક્યના પર્યાય છે. **'उद्धरिष्यन्'** મૂળથી ઉખાડી નાખશે. **'मौर्याः'** મૌર્ય નામના ॥ ૧૨ ॥

कथं भोक्ष्यन्ति तदाह—**स एवेति**।

(પૃથ્વીને) કેવી રીતે ભોગવશે, તે કહે છે – **'सः एव इति।'**

**स एव चन्द्रगुप्तं वै द्विजो राज्येऽभिषेक्ष्यति।**
**तत्सुतो वारिसारस्तु ततश्चाशोकवर्धनः॥ १३**
**सुयशा भविता तस्य संगतः सुयशःसुतः।**
**शालिशूकस्ततस्तस्य सोमशर्मा भविष्यति॥ १४**
**शतधन्वा ततस्तस्य भविता तद् बृहद्रथः।**
**मौर्या ह्येते दश नृपाः सप्तत्रिंशच्छतोत्तरम्॥ १५**
**समा भोक्ष्यन्ति पृथिवीं कलौ कुरुकुलोद्वह।**
**अग्निमित्रस्ततस्तस्मात् सुज्येष्ठोऽथ भविष्यति॥ १६**

તે બ્રાહ્મણ જ (મૌર્યવંશી) ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક કરશે. તેનો (ચંદ્રગુપ્તનો) પુત્ર વારિસાર અને તેનો અશોકવર્ધન, ॥ ૧૩ ॥ તેનો સુયશસ્ અને તે સુયશસ્નો પુત્ર સંગત થશે. તેનાથી (તે સંગતથી) શાલિશુક અને તેનો સોમશર્મા થશે. ॥ ૧૪ ॥ તેનાથી શતધન્વા અને તેનો બૃહદ્રથ થશે. હે કુરુવંશી (પરીક્ષિત), આ દસ મૌર્યવંશી રાજાઓ કળિયુગમાં એકસો સાડત્રીસ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. પછી અગ્નિમિત્ર (રાજા થશે) અને તેનાથી સુજ્યેષ્ઠ થશે. ॥ ૧૫ ॥ ૧૬ ॥

चन्द्रगुप्तं मौर्यप्रथमम्॥ १३॥ १४॥ तेषां पञ्चमो दशरथः पराशरादिभिरुक्तोऽत्राप्यनुसंधेयः। तेन सह मौर्या दश। सप्तत्रिंशच्छतोत्तरं सप्तत्रिंशदुत्तरं शतं समाः॥ १५॥ १६॥

ચંદ્રગુપ્ત પ્રથમ મૌર્યવંશી (રાજા થશે). ॥ ૧૩ ॥ ૧૪ ॥ તે મૌર્યવંશીઓમાંનો પાંચમો દશરથ, પરાશર વગેરે નામ દ્વારા વર્ણવવામાં આવ્યો, તેને અહીં ગણવો જોઈએ. તેની સાથે દસ મૌર્યવંશી રાજાઓ થયા છે. (ચંદ્રગુપ્ત, વારિસાર, અશોકવર્ધન, સુયશસ્, દશરથ, સંગત, શાલિશુક, સોમશર્મા, શતધન્વા અને બૃહદ્રથ– એમ દસ મૌર્યવંશી રાજાઓ) **'सप्तत्रिंशत्-शत-उत्तरम्'** એકસો સાડત્રીસ વર્ષ ॥ ૧૫ ॥ ૧૬ ॥

**वसुमित्रो भद्रकश्च पुलिन्दो भविता ततः।**
**ततो घोषः सुतस्तस्माद् वज्रमित्रो भविष्यति॥ १७॥ १७॥**

(સુજ્યેષ્ઠનો) વસુમિત્ર, (તેનો) ભદ્રક અને તેનાથી પુલિંદ થશે. પછી ઘોષ અને તેનાથી તેનો પુત્ર વજ્રમિત્ર થશે. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**ततो भागवतस्तस्माद् देवभूतिरिति श्रुतः।**
**शुंगा दशैते भोक्ष्यन्ति भूमिं वर्षशताधिकम्॥ १८**

તેનાથી (વજ્રમિત્રથી) ભાગવત અને તેનાથી દેવભૂતિ તરીકે પ્રખ્યાત (થશે). આ 'શુંગ' રાજાઓ પૃથ્વીને એકસો બાર વર્ષ સુધી ભોગવશે. ॥ ૧૮ ॥

वृहद्रथस्य सेनापतिः पुष्पमित्रो नाम स्वामिनं बृहद्रथं हत्वा राज्यं करिष्यति। स च शुङ्गानां प्रथमः। ततोऽग्निमित्रादयो नवेत्येवं शुङ्गा दशवर्षशताधिकं द्वादशाधिकं वर्षशतम् ॥ १८॥

બૃહદ્રથનો પુષ્પમિત્ર નામનો સેનાપતિ પોતાના સ્વામી બૃહદ્રથને હણીને રાજ્ય કરશે અને તે શુંગોમાં પ્રથમ હશે. પછી અગ્નિમિત્ર વગેરે શુંગ રાજાઓ **'दशवर्षशत-अधिकम्'** એકસો દશ અથવા એકસો બાર વર્ષ ॥ ૧૮ ॥

**ततः कण्वानियं भूमिर्यास्यत्यल्पगुणान् नृप।**
**शुंगं हत्वा देवभूतिं कण्वोऽमात्यस्तु कामिनम्॥ १९**
**स्वयं करिष्यते राज्यं वसुदेवो महामतिः।**
**तस्य पुत्रस्तु भूमित्रस्तस्य नारायणः सुतः॥ २०**

હે રાજા (પરીક્ષિત), પછી આ પૃથ્વી અલ્પ ગુણોવાળા કણ્વ રાજાઓને પ્રાપ્ત થશે. દેવભૂતિ નામના પરસ્ત્રીલંપટ શુંગ રાજાને હણીને તેનો મહાબુદ્ધિશાળી કણ્વવંશી મંત્રી વસુદેવ પોતે રાજ્ય કરશે. તેનો પુત્ર ભૂમિત્ર અને તેનો પુત્ર નારાયણ થશે. ॥ ૧૯ ॥ ૨૦ ॥

कथं कण्वान्यास्यति तदाह—शुङ्गमिति। परस्त्रीकामिनं देवभूतिनामानं शुङ्गं हत्वा तदमात्यो वसुदेवनामा कण्वो राज्यं करिष्यति॥ १९॥ काण्वानां चतुर्थः सुशर्मा ज्ञेयः॥ २०॥

આ ભૂમિ કણ્વ રાજાઓને કેવી રીતે પ્રાપ્ત થશે, તે કહે છે – **'शुंगम् इति।'** પરસ્ત્રીલંપટ દેવભૂતિ નામના શુંગ રાજાને હણીને તેનો વસુદેવ નામનો કણ્વવંશી મંત્રી રાજ્ય કરશે. ॥ ૧૯ ॥ કણ્વ વંશનો ચોથો રાજા સુશર્મા જાણવો. ॥ ૨૦ ॥

**काण्वायना इमे भूमिं चत्वारिंशच्च पंच च।**
**शतानि त्रीणि भोक्ष्यन्ति वर्षाणां च कलौ युगे॥ २१**

इमे वसुदेवादयः काण्वायना वर्षाणां त्रीणि शतानि पञ्चचत्वारिंशद्वर्षाणि च भूमिं भोक्ष्यन्ति॥ २१॥

**हत्वा काण्वं सुशर्माणं तद्भृत्यो वृषलो बली।**
**गां भोक्ष्यत्यन्ध्रजातीयः कंचित् कालमसत्तमः॥ २२**

काण्वानामन्तिमं सुशर्माणं हत्वा बलीनामा तद् भृत्यो गां भोक्ष्यति॥ २२॥

**कृष्णनामाथ तद्भ्राता भविता पृथिवीपतिः।**
**श्रीशान्तकर्णस्तत्पुत्रः पौर्णमासस्तु तत्सुतः॥ २३**
**लम्बोदरस्तु तत्पुत्रस्तस्माच्चिबिलको नृपः।**
**मेघस्वातिश्चिबिलकादटमानस्तु तस्य च॥ २४**
**अनिष्टकर्मा हालेयस्तलकस्तस्य चात्मजः।**
**पुरीषभीरुस्तत्पुत्रस्ततो राजा सुनन्दनः॥ २५**

॥ २३॥ २४॥ २५॥

**चकोरो बहवो यत्र शिवस्वातिररिन्दमः।**
**तस्यापि गोमतीपुत्रः पुरीमान् भविता ततः॥ २६**
**मेदशिराः शिवस्कन्दो यज्ञश्रीस्तत्सुतस्ततः।**
**विजयस्तत्सुतो भाव्यश्चन्द्रविज्ञः सलोमधिः॥ २७**
**एते त्रिंशन्नृपतयश्चत्वार्यब्दशतानि च।**
**षट्पंचाशच्च पृथिवीं भोक्ष्यन्ति कुरुनन्दन॥ २८**

यत्र येषु बहुसंज्ञेष्वष्टसु चरमः शिव-स्वातिनामा भविता॥ २६॥ २७॥ २८॥

**सप्ताभीरा आवभृत्या दश गर्दभिनो नृपाः।**
**कंकाः षोडश भूपाला भविष्यन्त्यतिलोलुपाः॥**
**॥ २९॥**

आवभृत्याः अवभूतिर्नगरी तद्राजानः॥ २९॥

આ કણ્વવંશી રાજાઓ કળિયુગમાં ત્રણસો પિસ્તાળીસ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. ॥ ૨૧ ॥

આ વસુદેવ વગેરે કણ્વવંશી રાજાઓ ત્રણસો પિસ્તાળીસ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે.॥ ૨૧॥

કણ્વ વંશના સુશર્માને હણીને આંધ્ર જાતિનો, 'બલી' નામનો મહા દુષ્ટ શૂદ્ર ચાકર કેટલાક કાળ સુધી પૃથ્વીને ભોગવશે. ॥ ૨૨ ॥

કણ્વ વંશના અંતિમ સુશર્મા રાજાને હણીને 'બલી' નામનો તેનો ચાકર પૃથ્વીને ભોગવશે.॥૨૨॥

પછી કૃષ્ણ નામનો તેનો ભાઈ પૃથ્વીનો પતિ થશે. શ્રીશાંતકર્ણ તેનો પુત્ર અને પૌર્ણમાસ તેનો પુત્ર થશે. ॥ ૨૩ ॥ હે રાજા, તેનો પુત્ર લંબોદર, તેનાથી ચિબિલક, ચિબિલકથી મેઘસ્વાતિ અને તેનો અટમાન થશે. ॥ ૨૪ ॥ તેનો અનિષ્ટકર્મા, તેનો હાલેય અને તેનો પુત્ર તલક થશે. તેનો પુત્ર પુરીષભીરુ અને પછી તેનો પુત્ર સુનંદન રાજા થશે. ॥ ૨૫ ॥ ૨૩ ॥ ૨૪ ॥ ૨૫ ॥

(સુનંદનનો) ચકોર થશે. 'બહુ' નામના જે રાજાઓમાં શિવસ્વાતિ નામનો અંતિમ રાજા થશે. તેનો અરિન્દમ, તેનો પુત્ર ગોમતી અને એનાથી પુરીમાન થશે. ॥ ૨૬ ॥ તેનો મેદશિરા, તેનો શિવસ્કંદ, તેનો પુત્ર યજ્ઞશ્રી, તેનાથી વિજય, તેનો ચંદ્રવિજ્ઞ અને તેનો પુત્ર સલોમધિ થશે. ॥ ૨૭ ॥ હે કુરુનંદન પરીક્ષિત, આ ત્રીસ રાજાઓ ચારસો છપ્પન વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. ॥૨૮॥

**'यत्र'** જે 'બહુ' નામના રાજાઓમાં શિવસ્વાતિ નામનો રાજા અંતિમ હશે.॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥

અવભૃતિ નગરીના સાત આભીરો, દસ ગર્દભી રાજાઓ અને સોળ કંક નામના અતિ લોલુપ રાજાઓ થશે. ॥ ૨૯ ॥

**'आवभृत्याः'** અવભૃતિ નગરી – તેના રાજાઓ ॥ ૨૯ ॥

**ततोऽष्टौ यवना भाव्याश्चतुर्दश तुरुष्कका:।**
**भूयो दश गुरुण्डाश्च मौना एकादशैव तु॥ ३०**

॥ ३० ॥

પછી આઠ યવનો, ચૌદ તુર્કો, વળી પાછા દસ ગુરુંડ અને અગિયાર મૌન જાતિના રાજાઓ થશે. ॥ ૩૦ ॥ ૩૦ ॥

**एते भोक्ष्यन्ति पृथिवीं दशवर्षशतानि च।**
**नवाधिकां च नवतिं मौना एकादश क्षितिम्॥ ३१**
**भोक्ष्यन्त्यब्दशतान्यंग त्रीणि तैः संस्थिते ततः।**
**किलिकिलायां नृपतयो भूतनन्दोऽथ वंगिरिः॥ ३२**
**शिशुनन्दिश्च तद्भ्राता यशोनन्दिः प्रवीरकः।**
**इत्येते वै वर्षशतं भविष्यन्त्यधिकानि षट्॥ ३३**

(મૌન જાતિ સિવાયના) આ (પાંસઠ) રાજાઓ એક હજાર નવ્વાણુ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે અને અગિયાર મૌન જાતિના રાજાઓ ત્રણસો વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. હે પ્રિય (પરીક્ષિત), તેઓ મૃત્યુ પામશે ત્યાર પછી કિલકિલા નામની નગરીમાં ભૂતનંદ, વંગિરિ, ॥ ૩૧ ॥ ૩૨ ॥ શિશુનંદિ તથા તેનો ભાઈ યશોનંદિ અને પ્રવીરક એકસો છ વર્ષ સુધી રાજાઓ તરીકે રહેશે. ॥ ૩૩ ॥

एते आभीरादयो मौनव्यतिरिक्ताः पञ्चषष्टिनृपा एकोनशताधिकं वर्षसहस्रं पृथिवीं भोक्ष्यन्ति। ततः पूर्वोक्ता एवैकादश मौनास्त्रीण्यब्दशतानि क्षितिं भोक्ष्यन्ति॥ ३१॥ तैः संस्थिते तेषु मृतेषु किलिकिलायां पुर्यां नृपतयो भविष्यन्तीत्युत्तरेणान्वयः॥ ३२॥ अधिकानि षड्वर्षाणि च॥ ३३॥

મૌન સિવાયના આ આભીર વગેરે પાંસઠ રાજાઓ એક હજાર નવ્વાણુ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. પછી પૂર્વોક્ત અગિયાર મૌન રાજાઓ ત્રણસો વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે. ॥ ૩૧ ॥ **'तैः संस्थिते'** તેઓ મૃત્યુ પામશે ત્યારે કિલકિલા નામની નગરીમાં રાજાઓ થશે, એમ પછીના શ્લોક (૩૩) સાથે સંબંધ છે. ॥ ૩૨ ॥ સો ઉપર અધિક છ વર્ષ ॥ ૩૩ ॥

**तेषां त्रयोदश सुता भवितारश्च बाह्लिकाः।**
**पुष्पमित्रोऽथ राजन्यो दुर्मित्रोऽस्य तथैव च॥ ३४**

તેમના બાહ્લીક નામના તેર પુત્રો થશે. પછી પુષ્પમિત્ર નામનો ક્ષત્રિય અને આ (પુષ્પમિત્ર)નો દુર્મિત્ર (નામનો પુત્ર રાજા થશે). ॥ ૩૪ ॥

तेषां भूतनन्दादीनां यथायथं बाह्लिकनामानस्त्रयोदश सुता भविष्यन्ति। अथ पुष्पमित्रो नामान्यो राजन्यः। अस्य च दुर्मित्रो नाम पुत्रः॥ ३४॥

તે ભૂતનંદ વગેરેના બાહ્લીક નામના યથાયોગ્ય તેર પુત્રો થશે. પછી પુષ્પમિત્ર નામનો ક્ષત્રિય થશે અને આ (પુષ્પમિત્ર)નો દુર્મિત્ર નામનો પુત્ર થશે. ॥ ૩૪ ॥

**एककाला इमे भूपाः सप्तान्ध्राः सप्त कौशलाः।**
**विदूरपतयो भाव्या निषधास्तत एव हि॥**

**॥ ३५ ॥**

સાત રાજાઓ આન્ધ્રના, સાત રાજાઓ કોશલના, વિદૂરના રાજાઓ અને નિષધના રાજાઓ – આ (બાહ્લીકવંશી) રાજાઓ એક જ સમયે રાજ કરશે. ॥ ૩૫ ॥

तथा आन्ध्राः कोशला विदूरपतयो निषधाश्च एते च तत्तद्देशनामभिः प्रख्याता-स्तुल्यकालाः खण्डमण्डलेषु भूपास्तत एव तेभ्यो बाह्लिकेभ्य एव भाव्या भविष्यन्ति॥ ३५॥

આન્ધ્ર, કોશલ, વિદૂર અને નિષધના આ સમકાલીન રાજાઓ તે તે દેશના નામથી પ્રખ્યાત થઈ, ખંડો તથા મંડળોમાં થશે. તેઓ બાહ્લીક વંશમાંથી જ **'भाव्याः'** થશે. ॥ ૩૫ ॥

**मागधानां तु भविता विश्वस्फूर्जिः पुरंजयः।**
**करिष्यत्यपरो वर्णान् पुलिन्दयदुमद्रकान्॥ ३६**

મગધવંશી રાજાઓમાં તો વિશ્વસ્ફૂર્જિ બીજા પુરંજયના નામે પ્રસિદ્ધ થશે અને બ્રાહ્મણાદિ વર્ણોને મહદંશે પુલિંદ, યદુ અને મદ્રક નામના મ્લેચ્છો જેવા કરી નાખશે. ॥ ૩૬ ॥

ततश्च मागधानां तु राजा विश्वस्फूर्जिर्नाम भविता। स चापूर्वोक्तात्पुरञ्जयादपरः पुरञ्जय इति प्रसिद्धः सन्वर्णान्ब्राह्मणादीन्पुलिन्दयदु-मद्रकसंज्ञान्म्लेच्छप्रायान्करिष्यति। अपरानिति पाठे अन्यान्पुलिन्दादिसंज्ञान्वर्णान्करिष्यतीत्यर्थः ॥ ३६ ॥

ત્યાર પછી મગધવંશીઓમાં તો વિશ્વસ્ફૂર્જિ નામનો રાજા થશે. તે પૂર્વોક્ત પુરંજયથી બીજા પુરંજય તરીકે પ્રસિદ્ધ થઈને બ્રાહ્મણાદિ વર્ણોને લગભગ પુલિંદ, યદુ, મદ્રક નામના મ્લેચ્છો જેવા કરી નાખશે. **'अपरान्'** પાઠમાં બ્રાહ્મણાદિ અન્ય વર્ણોને લગભગ પુલિંદ, યદુ, મદ્રક નામના મ્લેચ્છો જેવા કરી નાખશે. ॥ ૩૬ ॥

**प्रजाश्चाब्रह्मभूयिष्ठाः स्थापयिष्यति दुर्मतिः।**
**वीर्यवान् क्षत्रमुत्साद्य पद्मवत्यां स वै पुरि।**
**अनुगंगामाप्रयागं गुप्तां भोक्ष्यति मेदिनीम्॥ ३७**

તે દુષ્ટ બુદ્ધિવાળો રાજા ત્રિવર્ણની (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) ન હોય તેવી (શૂદ્ર) પ્રજાઓનું પાલન કરશે. પરાક્રમી એવો તે ક્ષત્રિયોનો નાશ કરીને પદ્માવતી નગરીમાં વસીને હરદ્વારથી માંડીને પ્રયાગપર્યંત રક્ષાયેલી ભૂમિને ભોગવશે. ॥ ૩૭ ॥

किंचैवं कृत्वाऽब्रह्मभूयिष्ठा अत्रैवर्ण्य-प्रचुराः सतीः प्रजाः स्थापयिष्यति पालयिष्यति। स च पद्मवत्यां पुरि वसन् अनुगङ्गां गङ्गा-द्वारमारभ्य प्रयागपर्यन्तं गुप्तां पालितां मेदिनीं भोक्ष्यति॥ ३७॥

વળી, આમ કરીને (બ્રાહ્મણાદિ વર્ણોને મ્લેચ્છપ્રાય કરીને) **'अब्रह्मभूयिष्ठाः'** ત્રિવર્ણની ન હોય તેવી પ્રજાઓનું **'स्थापयिष्यति'** પાલન કરશે. વળી, તે પદ્માવતી નગરીમાં વસવાટ કરતો **'अनुगंगाम्'** હરદ્વારથી પ્રયાગપર્યંત રક્ષાયેલી પૃથ્વીને ભોગવશે. ॥ ૩૭ ॥

**सौराष्ट्रावन्त्याभीराश्च शूरा अर्बुदमालवाः।**
**व्रात्या द्विजा भविष्यन्ति शूद्रप्राया जनाधिपाः॥ ३८**

સૌરાષ્ટ્ર, અવંતી, આભીર, શૂર, અર્બુદ અને માળવાના દ્વિજો (બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો) ઉપનયન (જનોઈ) રહિત થઈ જશે અને અનેક રાજાઓ શૂદ્રતુલ્ય થઈ જશે. ॥ ૩૮ ॥

तदनन्तरं च सौराष्ट्रादिदेशवर्तिनो द्विजा व्रात्या उपनयनरहिता भविष्यन्ति॥ ३८॥

ત્યાર પછી સૌરાષ્ટ્ર વગેરે પ્રાંતોમાં વસનારા દ્વિજો **'व्रात्याः'** જનોઈ વગરના થઈ જશે.॥ ૩૮ ॥

**सिन्धोस्तटं चन्द्रभागां कौन्तीं काश्मीरमण्डलम्।**
**भोक्ष्यन्ति शूद्रा व्रात्याद्या म्लेच्छाश्चाब्रह्मवर्चसः ॥**
**॥ ३९ ॥**

અબ્રહ્મવર્ચસો વેદાચારશૂન્યાઃ ॥ ૩૯ ॥

सिंधु तथा चंद्रभागा नदीना तटवर्ती प्रदेशो, कौन्तीपुरी अने काश्मीरमंडळने शूद्रो, उपनयनरहित मनुष्यो वगेरे तथा वेदाचारथी रहित म्लेच्छो भोगवशे. ॥ ३९ ॥

'**अब्रह्मवर्चसः**' वेदाचारथी रहित मनुष्यो ॥ ३९ ॥

**तुल्यकाला इमे राजन् म्लेच्छप्रायाश्च भूभृतः।**
**एतेऽधर्मानृतपराः फल्गुदास्तीव्रमन्यवः ॥ ४०**

इमे च म्लेच्छप्राया भूभृतस्तुल्यकाला भविष्यन्ति। किंच, एते सर्वेऽधर्मानृतपरा अधर्मेऽनृते च परिनिष्ठिताः फल्गुदा अल्पदातारः ॥ ४० ॥

हे राजा (परीक्षित), लगभग म्लेच्छ जेवा आ समकालीन राजाओ अधर्म अने असत्यपरायण, अल्प दान करनारा अने अत्यंत क्रोधवाळा थशे. ॥ ४० ॥

अने आ म्लेच्छप्राय राजाओ समकालीन थशे. वळी, आ सर्व '**अधर्म-अनृतपराः**' अधर्ममां अने असत्यमां स्थित थयेला, '**फल्गुदाः**' अल्प प्रमाणमां दान करनारा, ॥ ४० ॥

**स्त्रीबालगोद्विजघ्नाश्च परदारधनादृताः।**
**उदितास्तमितप्राया अल्पसत्त्वाल्पकायुषः ॥ ४१**

उदितास्तमितप्राया हर्षशोकादिबहुलाः ॥ ४१ ॥

(आ राजाओ) स्त्रीओ, बाळको, गायो तथा ब्राह्मणोनो नाश करनारा, पारकी स्त्री अने पारकुं धन लई लेवामां आदरवाळा, पुष्कळ हर्ष तथा शोकवाळा, अल्प शक्ति अने अल्प आयुष्यवाळा थशे. ॥ ४१ ॥

'**उदित-अस्तमितप्रायाः**' पुष्कळ हर्ष तथा शोकवाळा ॥ ४१ ॥

**असंस्कृताः क्रियाहीना रजसा तमसा वृताः।**
**प्रजास्ते भक्षयिष्यन्ति म्लेच्छा राजन्यरूपिणः ॥ ४२**

असंस्कृता गर्भाधानादिसंस्काररहिताः। प्रजा भक्षयिष्यन्ति धनाद्यपहारादिना पीडयिष्यन्ति ॥ ४२ ॥

गर्भाधान वगेरे संस्कारोथी रहित, क्रियाभ्रष्ट अने रजोगुण तथा तमोगुणथी व्यापेला ते राजाओना वेशमां रहेला म्लेच्छो प्रजाओनां धन वगेरे हरी लईने तेमने पीडा आपशे. ॥ ४२ ॥

'**असंस्कृताः**' गर्भाधानादि संस्कारोथी रहित, प्रजाओने '**भक्षयिष्यन्ति**' धन वगेरे हरी लेवा द्वारा तेमने पीडा आपशे. ॥ ४२ ॥

**तन्नाथास्ते जनपदास्तच्छीलाचारवादिनः।**
**अन्योन्यतो राजभिश्च क्षयं यास्यन्ति पीडिताः ॥ ४३**

(वर्णन करवामां आवेला) ते राजाओ जे देशना हशे ते देशमां रहेनारा मनुष्यो तेवा ज स्वभाव, आचार अने भाषावाळा बनीने एकबीजाथी अने राजाओथी पीडाईने नाश पामशे. ॥ ४३ ॥

किंच, तन्नाथाः ते नाथा येषां ते जनपदा देशवर्तिनो मनुष्यास्तच्छीलाचारवादिनस्तेषामिव शीलमाचरो वादश्च तद्वन्तः ॥ ४३ ॥

વળી, **'तत्-नाथाः'** તે રાજાઓ જે દેશના હશે તે **'जनपदाः'** દેશમાં રહેનારા મનુષ્યો **'तत् शील-आचारवादिनः'** તે રાજાઓના જેવા સ્વભાવ, આચાર અને ભાષાવાળા ॥ ૪૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे प्रथमोऽध्यायः ॥ १ ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां प्रथमोऽध्यायः ॥ १ ॥

*****

# अथ द्वितीयोऽध्यायः

## કળિયુગના ધર્મ

द्वितीये तु कलेर्दोषवृद्धौ कल्क्यवतारतः ।
अधर्मिष्ठे जने नष्टे पुनः कृतयुगागमः ॥ १

કલિના દોષોની વૃદ્ધિ થતાં કલ્કિ અવતારથી અધર્મનિષ્ઠ મનુષ્યોનો નાશ થતાં ફરીથી સત્યયુગ આવશે, (તે કથા) બીજા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

कलिधर्मान्प्रपञ्चयति—**ततश्चे**त्यादिना ।

કળિયુગના ધર્મોને વિસ્તારથી સમજાવે છે – **'ततः च इति।'** વગેરે દ્વારા.

**श्रीशुक उवाच**

**ततश्चानुदिनं धर्मः सत्यं शौचं क्षमा दया ।**
**कालेन बलिना राजन् नङ्क्ष्यत्यायुर्बलं स्मृतिः ॥ १**
॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા (પરીક્ષિત), બળવાન કાળને કારણે હવે પછી દિવસે દિવસે ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ્ય, બળ અને સ્મરણશક્તિ નાશ પામશે. ॥ ૧ ॥ ૧ ॥

**वित्तमेव कलौ नृणां जन्माचारगुणोदयः ।**
**धर्मन्यायव्यवस्थायां कारणं बलमेव हि ॥ २**

કળિયુગમાં ધન જ મનુષ્યોનાં જન્મ, આચાર તથા ગુણોના ઉદયરૂપ ગણાશે અને ધર્મ તથા ન્યાયની વ્યવસ્થામાં બળ જ કારણરૂપ મનાશે.॥ ૨ ॥

धर्मन्याययोर्व्यवस्थायां बलमेव ॥ २ ॥

ધર્મ અને ન્યાયની વ્યવસ્થામાં બળ જ (કારણરૂપ મનાશે). ॥ ૨ ॥

**दाम्पत्येऽभिरुचिर्हेतुर्मायैव व्यावहारिके ।**
**स्त्रीत्वे पुंस्त्वे च हि रतिर्विप्रत्वे सूत्रमेव हि ॥ ३**

પતિપત્નીના સંબંધમાં (એકબીજાની) રુચિ કારણરૂપ થશે. વ્યવહારમાં છળકપટ જ (નિપુણતા ગણાશે). રતિકૌશલ્ય સ્ત્રીપુરુષની શ્રેષ્ઠતા ગણાશે. જનોઈ ધારણ કરવી એ જ બ્રાહ્મણત્વનું લક્ષણ મનાશે. ॥ ૩ ॥

दाम्पत्ये भार्यापतिभावेऽभिरुचिरेव हेतुर्न

**'दाम्पत्ये'** પતિ અને પત્નીના સંબંધમાં (એકબીજાની) રુચિ જ કારણરૂપ થશે. કુળ, ગોત્ર (શીલ, યોગ્યતા) વગેરે કારણરૂપ નહીં થાય.

कुलगोत्रादिः। व्यावहारिके क्रयविक्रयादौ। स्त्रीत्वे पुंस्त्वे च तयोः श्रैष्ठ्ये रतिकौशलमेव हेतुर्न कुलमाचारो वा॥ ३॥

'**व्यावहारिके**' વ્યવહારને લગતી લેવડદેવડમાં (સચ્ચાઈ અને ઈમાનદારી નહીં પણ છળકપટ જ નિપુણતા ગણાશે). સ્ત્રીત્વ અને પુરુષત્વ, તે બંનેની શ્રેષ્ઠતામાં રતિકૌશલ્ય જ કારણરૂપ ગણાશે, પરંતુ કુળ (ગોત્ર) કે આચાર કારણરૂપ નહીં મનાય. ॥ ૩ ॥

**लिंगमेवाश्रमख्यातावन्योन्यापत्तिकारणम्।**
**अवृत्त्या न्यायदौर्बल्यं पाण्डित्ये चापलं वचः॥ ४**

(સંન્યસ્ત વગેરે) આશ્રમોની ઓળખાણમાં (દંડ, મૃગચર્મ વગેરે) ચિહ્ન જ કારણરૂપ રહેશે તેમ જ એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવા માટે (પણ) ચિહ્ન (જ મુખ્ય) કારણરૂપ રહેશે. ધન (વગેરેની લાંચ) આપવાનું સામર્થ્ય ન હોય તો ન્યાય મેળવવામાં પરાજય થશે અને (ચાલાકીયુક્ત) વાચાળતા પાંડિત્યમાં ખપશે. ॥ ૪ ॥

आश्रमाणां ख्यातौ ज्ञाने लिङ्गमेव दण्डाजिनादिकं हेतुर्न त्वाचारविशेषः। अन्योन्यापत्तिकारणं चाश्रमादाश्रमान्तरप्राप्तौ च कारणम्। यद्वा बहूदकहंसादीनामन्योन्यापत्तौ नमस्कारादिव्यवहारे कारणम्। अवृत्त्या मुद्रार्पणादिदानासामर्थ्येन न्याये दौर्बल्यं पराजयः। चापलं वचो बहुभाषणम्॥ ४॥

(સંન્યસ્ત વગેરે) આશ્રમોની '**ख्यातौ**' ઓળખાણમાં દંડ, મૃગચર્મ વગેરે કારણરૂપ રહેશે પણ તે આશ્રમોનો વિશિષ્ટ આચાર કારણરૂપ નહીં રહે. '**अन्योन्यआपत्तिकारणम्**' એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવા માટે ચિહ્ન જ મુખ્ય કારણ રહેશે. અથવા બહૂદક, હંસ વગેરેને '**अन्योन्यापत्तौ**' પરસ્પર નમસ્કાર વગેરે વ્યવહારમાં ચિહ્ન જ મુખ્ય કારણરૂપ રહેશે. '**अवृत्त्या**' ધન વગેરે લાંચ આપવાનું સામર્થ્ય ન હોવાને કારણે ન્યાય મેળવવામાં '**दौर्बल्यम्**' જીત નહીં થાય. '**चापलं वचः**' (ચાલાકીયુક્ત) વાચાળતા (પંડિતાઈ ગણાશે પણ વિદ્યાભ્યાસથી પાંડિત્ય નહીં ગણાય.) ॥ ૪ ॥

**अनाढ्यतैवासाधुत्वे साधुत्वे दम्भ एव तु।**
**स्वीकार एव चोद्वाहे स्नानमेव प्रसाधनम्॥ ५**

ગરીબાઈ જ ગુનેગાર હોવામાં કારણરૂપ બનશે. દંભ (પાખંડ) તો સજ્જનતામાં ખપશે. વિવાહમાં એકબીજાની સ્વીકૃતિ જ પર્યાપ્ત થશે, (શાસ્ત્રીય વિધિવિધાન નહીં). (કેશકલાપ અને વસ્ત્રાભૂષણથી શરીરને) અલંકૃત કરવું તે જ સ્નાન ગણાશે. ॥ ૫ ॥

असाधुत्वे चौर्याद्यभियोगे। प्रसाधनमलंकारः ॥ ५ ॥

**दूरे वार्ययनं तीर्थं लावण्यं केशधारणम्।**
**उदरम्भरता स्वार्थः सत्यत्वे धाष्टर्यमेव हि ॥ ६**

दूरे वर्तमानं वार्ययनं जलाशयस्तीर्थं, न तु गुर्वादि। स्वार्थः पुरुषार्थः ॥ ६ ॥

**दाक्ष्यं कुटुम्बभरणं यशोऽर्थे धर्मसेवनम्।**
**एवं प्रजाभिर्दुष्टाभिराकीर्णे क्षितिमण्डले ॥ ७**

**ब्रह्मविट्क्षत्रशूद्राणां यो बली भविता नृपः।**
**प्रजा हि लुब्धै राजन्यैर्निर्घृणैर्दस्युधर्मभिः ॥ ८**

**आच्छिन्नदारद्रविणा यास्यन्ति गिरिकाननम्।**
**शाकमूलामिषक्षौद्रफलपुष्पाष्टिभोजनाः ॥ ९**

॥ ७ ॥ ८ ॥ आच्छिन्ना अपहृता दारा द्रविणानि च यासां ताः। अष्टिर्बीजम् ॥ ९ ॥

**अनावृष्ट्या विनङ्क्ष्यन्ति दुर्भिक्षकरपीडिताः।**
**शीतवातातपप्रावृड्हिमैरन्योन्यतः प्रजाः ॥ १०**

॥ १० ॥

**क्षुत्तृड्भ्यां व्याधिभिश्चैव सन्तप्स्यन्ते च चिन्तया।**
**त्रिंशद्विंशतिवर्षाणि परमायुः कलौ नृणाम् ॥**
**॥ ११ ॥** ११ ॥

**'असाधुत्वे'** ચોરી વગેરેના પ્રસંગમાં (ગરીબ જ ગુનેગાર ગણાશે). **'प्रसाधनम्'** વેશભૂષા (જ સ્નાન ગણાશે). ॥ ૫ ॥

દૂર રહેલું તળાવ તીર્થ મનાશે. (સુંદર) કેશ ધારણ કરવા તે સૌંદર્ય ગણાશે. પોતાનું પેટ ભરવું એ પુરુષાર્થ ગણાશે. ધૃષ્ટતાથી વાત કરવી તે સત્યતામાં ખપશે. ॥ ૬ ॥

દૂર રહેલું **'वारि-अयनम्'** જળાશય તીર્થ મનાશે; પણ ગુરુ (માતા, પિતા) વગેરે તીર્થરૂપ નહીં મનાય. **'स्वार्थः'** પુરુષાર્થ ॥ ૬ ॥

કુટુંબનું ભરણપોષણ કરવું એ દક્ષતા (નિપુણતા) ગણાશે. યશ માટે ધર્મનું સેવન કરવામાં આવશે. ભૂમંડળ આમ દુષ્ટ પ્રજાઓથી વ્યાપી જશે ત્યારે ॥ ૭ ॥ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રમાં જે બળવાન હશે તે રાજા થશે અને લોભી, નિર્દય તેમ જ લૂંટારુ રાજાઓ દ્વારા જેમની પત્નીઓ અને ધન આંચકી લેવામાં આવ્યાં છે, તેવી પ્રજાઓ પહાડોમાં અને વનોમાં જશે અને શાક, મૂળ, માંસ, મધ, ફળ, ફૂલ, બિયાનું ભોજન કરશે. ॥ ૮ ॥ ૯ ॥

॥ ૭ ॥ ૮ ॥ **'आच्छिन्ना'** આંચકી લેવામાં આવ્યાં છે પત્નીઓ તથા ધન જેમનાં તે પ્રજાઓ – **'अष्टिः'** બિયું ॥ ૯ ॥

દુષ્કાળ અને (રાજાઓના) કરથી પીડાયેલી પ્રજાઓ અનાવૃષ્ટિથી, ટાઢથી, વાયુથી, તડકાથી, વરસાદથી તથા હિમથી અને એકબીજા સાથે લડીને નાશ પામશે. ॥ ૧૦ ॥ ૧૦ ॥

ભૂખ અને તરસથી, રોગોથી અને ચિંતાથી (પ્રજા) દુઃખી થઈ જશે. મનુષ્યોનું લાંબામાં લાંબુ આયુષ્ય કળિયુગમાં વીસથી ત્રીસ વર્ષનું થશે. ॥ ૧૧ ॥ ૧૧ ॥

क्षीयमाणेषु देहेषु देहिनां कलिदोषतः।
वर्णाश्रमवतां धर्मे नष्टे वेदपथे नृणाम्॥ १२

पाखण्डप्रचुरे धर्मे दस्युप्रायेषु राजसु।
चौर्यानृतवृथाहिंसानानावृत्तिषु वै नृषु॥ १३

शूद्रप्रायेषु वर्णेषु छागप्रायासु धेनुषु।
गृहप्रायेष्वाश्रमेषु यौनप्रायेषु बन्धुषु॥ १४

अणुप्रायास्वोषधीषु शमीप्रायेषु स्थास्नुषु।
विद्युत्प्रायेषु मेघेषु शून्यप्रायेषु सद्मसु॥ १५

इत्थं कलौ गतप्राये जने तु खरधर्मिणि।
धर्मत्राणाय सत्त्वेन भगवानवतरिष्यति॥ १६

क्षीयमाणेष्वित्यादीनामित्थं कलौ गतप्राय इति पञ्चमेनान्वयः। क्षीयमाणेष्वल्पप्रायेषु॥ १२॥ दस्युप्रायेषु चौरतुल्येषु। चौर्यानृतवृथाहिंसाद्या नानावृत्तयो येषां तेषु॥ १३॥ छागप्रायासु प्रमाणतः क्षीरतश्चाजातुल्यासु ॥ १४॥ अणुप्रायासु श्यामाकतुल्यासु। स्थास्नुषु वृक्षेषु। विद्युत्प्रायेषु तडिद्बहुलेषु। शून्यप्रायेषु धर्मादिरहितेषु सद्मसु गृहेषु॥ १५॥ जने तु खरधर्मिणि दुःसहचेष्टिते कलौ गतप्राये समाप्तप्राये॥ १६॥

જ્યારે કળિયુગના દોષોથી દેહધારીઓના દેહ ક્ષીણવત્ થઈ જશે, વર્ણો તથા આશ્રમીઓના ધર્મ અને મનુષ્યોનો વેદમાર્ગ નાશ પામશે, ॥ ૧૨ ॥ જ્યારે ધર્મ અત્યંત પાખંડવાળો થશે, રાજાઓ લૂંટારા જેવા થશે, મનુષ્યો ચોરી, અસત્ય, વ્યર્થ હિંસા વગેરે અનેક (કુકર્મો)થી આજીવિકા કરશે, ॥ ૧૩ ॥ જ્યારે (બધા) વર્ણો શૂદ્ર જેવા થઈ જશે, ગાયો બકરીઓ જેવી થઈ જશે, (સંન્યાસ વગેરે) આશ્રમો ગૃહસ્થાશ્રમ જેવા થઈ જશે, વિવાહથી થયેલા સંબંધીઓને જ સંબંધીઓ માનવામાં આવશે, ॥ ૧૪ ॥ જ્યારે ઔષધીઓ સૂક્ષ્મવત્ થઈ જશે, વૃક્ષો ખીજડા જેવાં થઈ જશે, વાદળો વધુ પડતી વીજળીવાળાં થઈ જશે અને ઘરો (વેદધ્વનિ, અતિથિસત્કાર વગેરેથી રહિત હોઈ) ઉજ્જડ જેવાં થઈ જશે, ॥ ૧૫ ॥ માણસો દુ:સહ ચેષ્ટાવાળા થઈ જશે અને આમ જ્યારે કળિયુગ સમાપ્ત થવા આવશે ત્યારે ધર્મનું રક્ષણ કરવા માટે ભગવાન સત્ત્વગુણથી અવતાર લેશે.॥ ૧૬ ॥

‘**क्षीयमाणेषु**’ (દેહધારીઓના દેહ) જ્યારે ક્ષીણ થઈ જશે વગેરેનો, ‘**कलौ गतप्राये**’ કળિયુગ જ્યારે લગભગ પૂરો થવા આવશે ત્યારે – એમ આનાથી પાંચમા શ્લોક (૧૬) સાથે સંબંધ છે. ‘**क्षीयमाणेषु**’ ક્ષીણવત્ થશે ત્યારે ॥૧૨॥ ‘**दस्युप्रायेषु**’ જ્યારે (રાજાઓ) લૂંટારા જેવા થશે ત્યારે ચોરી, અસત્ય, વ્યર્થ હિંસા વગેરે અનેક કુકર્મોવાળી આજીવિકા છે જેમની તેવા તેઓ થશે. ॥૧૩॥ ‘**छागप्रायासु**’ કદમાં બકરી જેવી નાની અને ઓછું દૂધ આપનારી ગાયો જ્યારે થશે, ॥ ૧૪ ॥ ‘**अणुप्रायासु**’ જ્યારે અતિશય અલ્પ ગુણોવાળી (ઔષધિઓ) થશે, ‘**स्थास्नुषु**’ જ્યારે વૃક્ષો ખીજડા જેવાં થશે, ‘**विद्युत्प्रायेषु**’ જ્યારે (વાદળો) પ્રચુર વીજળીવાળા થશે, ‘**शून्यप्रायेषु**’ ઘરો જ્યારે ધર્મ વગેરેથી રહિત ‘**सद्मसु**’ થશે, ॥ ૧૫ ॥ માણસો જ્યારે ‘**खरधर्मिणि**’ દુ:સહ ચેષ્ટાવાળા થશે અને કળિયુગ ‘**गतप्राये**’ જ્યારે સમાપ્ત થવા આવશે ત્યારે ॥ ૧૬ ॥

एतत्प्रपञ्चयति चतुर्भिः—

**चराचरगुरोर्विष्णोरीश्वरस्याखिलात्मनः ।**
**धर्मत्राणाय साधूनां जन्म कर्मापनुत्तये ॥ १७**

चराचरगुरोरीश्वरस्येति च। धर्मत्राणे हेतुः—गुरुत्वेश्वरत्वयोरुपपादनमखिलस्य विश्वस्यात्मनः कारणस्येति। एवंभूतस्य विष्णोर्जन्म साधूनां धर्मत्राणाय। धर्मत्राणप्रयोजनमाह—कर्मापनुत्तये मोक्षाय॥ १७॥

(ભગવાન અવતાર લેશે,) આ વાત વિસ્તારથી ચાર શ્લોકો વડે સમજાવે છે –

સ્થાવર અને જંગમના ગુરુ, સમગ્ર વિશ્વના આત્મા (કારણ) અને જગન્નિયંતા શ્રીવિષ્ણુભગવાનનો જન્મ ધર્મનું રક્ષણ કરવા માટે અને સત્પુરુષોને મોક્ષ આપવા માટે થાય છે. ॥ ૧૭ ॥

સ્થાવર અને જંગમના ગુરુ અને ઈશ્વરનો (જન્મ) – ધર્મનું રક્ષણ કરવા માટેનું કારણ – સર્વનું ગુરુત્વ અને સર્વનું નિયંતૃત્વ સિદ્ધ કરવાનું સમગ્ર વિશ્વના **'आत्मनः'** કારણરૂપ દર્શાવવા માટે છે. આવા વિષ્ણુનો જન્મ સત્પુરુષોના ધર્મનું રક્ષણ કરવા માટે થાય છે. ધર્મનું રક્ષણ કરવા માટેનું પ્રયોજન જણાવે છે – **'कर्म-अपनुत्तये'** (કલ્યાણના પ્રતિબંધક) કર્મોને દૂર કરીને મોક્ષ આપવા માટે ॥ ૧૭ ॥

**सम्भलग्राममुख्यस्य ब्राह्मणस्य महात्मनः ।**
**भवने विष्णुयशसः कल्किः प्रादुर्भविष्यति ॥ १८**

शम्भलग्रामे मुख्यस्य प्रधानस्य नाम्ना विष्णुयशसो ब्राह्मणस्य। भवने गृहे॥ १८॥

શંભલ ગામમાં વિષ્ણુયશા નામના શ્રેષ્ઠ ભૂદેવ એવા મહાત્માના ગૃહે (ભગવાન વિષ્ણુ) 'કલ્કિ' રૂપે પ્રાદુર્ભાવ પામશે. ॥ ૧૮ ॥

શંભલ ગામમાં **'मुख्यस्य'** શ્રેષ્ઠ એવા વિષ્ણુયશા બ્રાહ્મણના **'भवने'** ગૃહે ॥ ૧૮ ॥

धर्मत्राणप्रकारमाह—**अश्वमिति**।

ધર્મનું રક્ષણ કરવાનો પ્રકાર જણાવે છે – **'अश्वम् इति।'**

**अश्वमाशुगमारुह्य देवदत्तं जगत्पतिः ।**
**असिनाऽसाधुदमनमष्टैश्वर्यगुणान्वितः ॥ १९**

**विचरन्नाशुना क्षोण्यां हयेनाप्रतिमद्युतिः ।**
**नृपलिंगच्छदो दस्यून् कोटिशो निहनिष्यति ॥ २०**

અપ્રતિમ (સર્વોત્કૃષ્ટ) કાંતિવાળા, (અણિમાદિ) આઠ ઐશ્વર્ય અને (સત્યસંકલ્પાદિ) ગુણોથી યુક્ત જગત્પતિ (ભગવાન કલ્કિ) (ઈન્દ્રાદિ) દેવોએ આપેલા, શીઘ્રગામી અને દુષ્ટોનું દમન કરવામાં સાધનરૂપ એવા (દેવદત્ત) અશ્વ પર આરૂઢ થઈને પૃથ્વી પર વિચરણ કરતા, રાજાના વેશમાં છુપાયેલા કરોડો ચોરોને તલવારથી મારી નાખશે. ॥ ૧૯ ॥ ૨૦ ॥

असाधवो दम्यन्ते येन तमश्वमारुह्यासिना दस्यून्कोटिशो निहनिष्यतीत्युत्तरेणान्वयः। असाधुदमन इति पाठे कल्किविशेषणम्। अणिमाद्यष्टैश्वर्याणि गुणाश्च सत्यसंकल्पत्वादयस्तैरन्वितः॥ १९॥ तत्प्रपञ्चः—आशुना शीघ्रगामिना तेन हयेनाश्वेन क्षोण्यां पृथिव्यां विचरन्। नृपलिङ्गच्छदो राजवेषच्छन्नान्॥ २०॥

જેના દ્વારા દુષ્ટોનું દમન કરવામાં આવશે તે અશ્વ ઉપર આરૂઢ થઈ તલવારથી કરોડો લૂંટારાઓને મારી નાખશે, એમ પછીના શ્લોક (૨૦) સાથે અન્વય છે. '**असाधुदमनः**' પાઠમાં, (દુષ્ટોનું દમન કરનાર) કલ્કિ ભગવાનનું વિશેષણ બને છે. અણિમાદિ આઠ ઐશ્વર્યો અને સત્યસંકલ્પાદિ ગુણો – તેમનાંથી યુક્ત ॥ ૧૯ ॥ તે જ સમજાવે છે – '**आशुना**' શીઘ્રગામી એવા તે '**हयेन**' અશ્વ પર આરૂઢ થઈને '**क्षोण्याम्**' પૃથ્વી પર વિચરણ કરતા '**नृपलिंगच्छदः**' રાજાના વેશમાં છુપાયેલા (લૂંટારા) ઓને ॥ ૨૦ ॥

ततश्च पुनः कृतयुगप्रवृत्तिं वक्तुमाह—**अथेति** सार्धाभ्याम्।

ત્યાર પછી ફરીથી સત્યયુગની પ્રવૃત્તિ વર્ણવવા માટે દોઢ શ્લોકથી કહે છે – '**अथ इति।**'

**अथ तेषां भविष्यन्ति मनांसि विशदानि वै।**
**वासुदेवांगरागातिपुण्यगन्धानिलस्पृशाम्।**
**पौरजानपदानां वै हतेष्वखिलदस्युषु॥ २१**

પછી બધા ચોરો નાશ પામશે ત્યારે ભગવાન વાસુદેવના વિલેપનની અતિ પવિત્ર સુગંધવાળા વાયુના સ્પર્શથી નગરવાસી અને દેશવાસી જનોનાં મન નિર્મળ બનશે. ॥ ૨૧ ॥

तेषां पौरजानपदानां मनांसि विशदानि भविष्यन्ति। तत्र हेतुः—वासुदेवस्याङ्गरागेण चन्दनादिनातिपुण्यगन्धो योऽनिलस्तं स्पृशन्तीति तथा तेषाम्॥ २१॥

તે નગરવાસી અને દેશવાસી જનોનાં મન નિર્મળ થશે. તે માટેનું કારણ – ભગવાન વાસુદેવના ચંદન વગેરે અંગરાગ (વિલેપન)ની અતિ પવિત્ર સુગંધવાળો વાયુ, તે વાયુને જે સ્પર્શ કરે છે, તેવા તેઓનાં (મન નિર્મળ થશે). ॥ ૨૧ ॥

**तेषां प्रजाविसर्गश्च स्थविष्ठः सम्भविष्यति।**
**वासुदेवे भगवति सत्त्वमूर्तौ हृदि स्थिते॥ २२**

જ્યારે સત્ત્વમૂર્તિ ભગવાન વાસુદેવ તેમનાં હૃદયમાં વિરાજમાન થશે ત્યારે તેમની (પુત્રાદિરૂપ) પ્રજાસૃષ્ટિ (પૂર્વની જેમ) હૃષ્ટપુષ્ટ (અને બળવાન) થશે. ॥ ૨૨ ॥

स्थविष्ठः स्थूलः॥ २२॥

'**स्थविष्ठः**' હૃષ્ટપુષ્ટ ॥ ૨૨ ॥

कृतयुगप्रवृत्तिमाह—**यदावतीर्ण इति**।

સત્યયુગની શરૂઆત વર્ણવે છે – '**यदा अवतीर्णः इति।**'

**यदावतीर्णो भगवान् कल्किर्धर्मपतिर्हरिः।**
**कृतं भविष्यति तदा प्रजासूतिश्च सात्त्विकी॥ २३**

જ્યારે ધર્મના રક્ષક (અને સર્વનું દુઃખ હરી લેનારા, મનોહર) શ્રીહરિ અવતાર લેશે ત્યારે સત્યયુગ પ્રવૃત્ત થશે અને સત્ત્વગુણી પ્રજાની ઉત્પત્તિ થશે. ॥ ૨૩ ॥

प्रजानां सूतिः प्रसूतिः ॥ २३ ॥

तदवतारकालोपलक्षणमाह— **यदा चन्द्रश्चेति**।

**यदा चन्द्रश्च सूर्यश्च तथा तिष्यबृहस्पती।**
**एकराशौ समेष्यन्ति तदा भवति तत् कृतम्॥ २४**

तिष्यः पुष्यः। अयमर्थः—चन्द्रसूर्यबृहस्पतीनां यदा पुष्यनक्षत्रे योगस्तदा तत्कृतयुगं भविष्यति। यद्यपि च प्रतिद्वादशाब्दं कर्कराशौ बृहस्पतौ वर्तमाने द्वित्रास्वमावास्यासु तेषां त्रयाणामपि पुष्ययोगः संभवति, तथापि तेषां सह प्रवेशोऽत्र विवक्षितः। समेष्यन्तीति वचनात्। अतो नातिप्रसङ्गः॥ २४॥

एवं नवमस्कन्धमारभ्यानुक्रान्तं वैवस्वतमनोर्वंशद्वयं निगमयति—**येऽतीता इति**।

**येऽतीता वर्तमाना ये भविष्यन्ति च पार्थिवाः।**
**ते त उद्देशतः प्रोक्ता वंशीयाः सोमसूर्ययोः॥ २५**

उद्देशतः संक्षेपतः॥ २५॥

कलियुगावान्तरविशेषं वक्तुमाह— आरभ्येत्यादिना।

**आरभ्य भवतो जन्म यावन्नन्दाभिषेचनम्।**
**एतद् वर्षसहस्रं तु शतं पंचदशोत्तरम्॥ २६**

वर्षसहस्रं पञ्चदशोत्तरं शतं चेति कयापि विवक्षयावान्तरसंख्येयम्। वस्तुतस्तु परीक्षिन्नन्दयोरन्तरं द्वाभ्यां न्यूनं वर्षाणां सार्धसहस्रं भवति। यतः परीक्षित्समकालं मागधं मार्जारिमारभ्य

પ્રજાની **'सूतिः'** ઉત્પત્તિ ॥ ૨૩ ॥

તે અવતારના સમયનું સૂચક ચિહ્ન વર્ણવે છે– **'यदा चन्द्रः च इति।'**

જ્યારે ચંદ્ર, સૂર્ય અને બૃહસ્પતિનો પુષ્ય નક્ષત્રમાં યોગ થઈ તેઓ એક રાશિમાં એક સાથે આવશે ત્યારે સત્યયુગ આવશે. ॥ ૨૪ ॥

**'तिष्यः'** પુષ્ય – અર્થ આ છે – ચંદ્ર, સૂર્ય અને બૃહસ્પતિનો જ્યારે પુષ્ય નક્ષત્રમાં યોગ થશે ત્યારે સત્યયુગ થશે. જો કે દર બાર વર્ષે કર્કરાશિમાં બૃહસ્પતિ હોય ત્યારે બે-ત્રણ અમાસોમાં પણ તે ત્રણેયનો પુષ્યયોગ ઉત્પન્ન થાય છે, તેમ છતાં અહીં તે ત્રણેયનો એક સાથે પ્રવેશ કહેવાની ઈચ્છા છે તે કારણે **'समेष्यन्ति'** કહેવામાં આવ્યું છે. આથી આ ઘટના અન્યત્ર લાગુ પડવાનો પ્રસંગ નહીં આવે.॥ ૨૪ ॥

આમ, નવમા સ્કંધમાં આરંભથી શરૂ કરેલા વૈવસ્વત મનુના બે વંશો વિષે નિર્ણય આપે છે – **'ये अतीताः इति।'**

સૂર્યવંશ અને ચંદ્રવંશના ભૂતકાળના, વર્તમાનકાળના અને ભવિષ્યકાળમાં થનારા જે રાજાઓ છે તે (હે રાજા, તમને) સંક્ષેપમાં કહેવામાં આવ્યા. ॥ ૨૫ ॥

**'उद्देशतः'** સંક્ષેપથી ॥ ૨૫ ॥

કળિયુગની આંતરિક વિશેષતા વર્ણવવા માટે કહે છે – **'आरभ्य'** વગેરે દ્વારા.

તમારા જન્મથી માંડીને નંદરાજાના અભિષેક સુધીમાં અગિયારસો પંદર વર્ષ વીતી ગયાં હશે.॥ ૨૬ ॥

કોઈ પણ રીતે કહેવાની ઈચ્છાથી અગિયારસો પંદર વર્ષ આ અંદરની વચ્ચેની સંખ્યા છે. વસ્તુતઃ પરીક્ષિત અને નંદ વચ્ચે દોઢ હજારમાં બે ઓછાં અર્થાત્ ચૌદસો અઠ્ઠાણુ વર્ષોનું અંતર છે કારણ કે પરીક્ષિતના સમકાલીન મગધરાજ માર્જારિથી શરૂ કરીને રિપુંજય સુધીના વીસ રાજાઓ હજાર વર્ષ

रिपुञ्जयान्ता विंशतिराजानः सहस्रसंवत्सरं भोक्ष्यन्तीत्युक्तं नवमस्कन्धे—'ये बार्हद्रथभूपाला भाव्याः साहस्रवत्सरम्' इति। ततः परं पञ्च प्रद्योतना अष्टत्रिंशोत्तरं शतम्। शिशुनागाश्च षष्ट्युत्तरशतत्रयं भोक्ष्यन्ति पृथिवीमित्यत्रैवोक्तत्वात्॥ २६॥

સુધી (પૃથ્વીને) ભોગવશે, એમ નવમા સ્કંધમાં કહ્યું છે – 'જે રાજાઓ બૃહદ્રથના વંશમાં થઈ એક હજાર વર્ષ સુધી રાજ્ય કરશે.' (શ્રીમદ્ ભા. ૯/૨૨/૪૯) તે પછી પાંચ પ્રદ્યોતન રાજાઓ એકસો આડત્રીસ વર્ષ સુધી અને શિશુનાગ રાજાઓ ત્રણસો સાઈઠ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે, એમ અહીં જ કહેવામાં આવ્યું છે. ॥ ૨૬ ॥

(૧૦૦૦+૧૩૮+૩૬૦=૧૪૯૮ વર્ષ થાય છે.)

कलेः प्रवृत्तिं वृद्धिं च निरूपयितुं कालज्ञानोपलक्षणमाह—**सप्तर्षीणां त्विति**।

કળિયુગનો આરંભ અને વૃદ્ધિનું નિરૂપણ કરવા માટે સમયને જાણવાનું સૂચક ચિહ્ન જણાવે છે – **'सप्तर्षीणाम् तु इति।'**

**सप्तर्षीणां तु यौ पूर्वौ दृश्येते उदितौ दिवि।**
**तयोस्तु मध्ये नक्षत्रं दृश्यते यत् समं निशि॥ २७**

**तेनैव ऋषयो युक्तास्तिष्ठन्त्यब्दशतं नृणाम्।**
**ते त्वदीये द्विजाः काले अधुना चाश्रिता मघाः॥ २८**

આકાશમાં સપ્તર્ષિઓમાં ઉદય સમયે પ્રથમ ઊગેલા જે બે તારાઓ (ક્રતુ અને પુલહ) દેખાય છે, તે બંનેની વચ્ચે (દક્ષિણોત્તર રેખામાં) રાત્રે સમપ્રદેશમાં જે નક્ષત્ર દેખાય છે, ॥ ૨૭ ॥ તેની (તે નક્ષત્રની) સાથે જ સપ્તર્ષિઓ મનુષ્યોનાં સો વર્ષ સુધી જોડાયેલા રહે છે. તે સપ્તર્ષિ (દ્વિજો) હમણાં તમારા સમયમાં મઘા નક્ષત્રમાં છે. ॥ ૨૮ ॥

अयमर्थः—प्रागग्रशकटाकारं तारासप्तकं सप्तर्षिमण्डलम्। तत्र किंचिदुन्नतेषाग्रस्थानीयो मरीचिः। ततः पश्चादानम्रयुगकन्धराकारो वसिष्ठः सभार्यः। ततः पश्चादीषदुन्नतेषामूलस्थानीयोऽङ्गिराः। ततः पश्चाच्चतुरस्रताराचतुष्के ईशान्यामत्रिः। ततो दक्षिणतः पुलस्त्यः। पुलस्त्यात्पश्चिमतः पुलहः। तत उत्तरतः क्रतुः। एवं स्थिते तेषां मध्ये यौ पूर्वौ उदयसमये प्रथममुदितौ दृश्येते पुलहक्रतुसंज्ञौ तयोस्तु मध्ये तयोः पूर्वयोस्तु मध्ये यत्समं

આ અર્થ છે – પહેલાં આગળ ગાડાના આકારનું સાત તારાઓનું ઝુમખું સપ્તર્ષિમંડળ છે. તેમાં થોડા ઉપરના સ્થાનમાં સૌથી પ્રથમ ઋષિ મરીચિ છે. પછી પાછળ સહેજ નમેલું કંધરાકાર યુગલ ભાર્યા (અરુંધતી) સહિત વસિષ્ઠ ઋષિ છે. તે પછી સહેજ ઉપર તેમના મૂળ સ્થાનમાં અંગિરા ઋષિ છે. તે પછી ચાર તારાઓના ચોકઠાના ઈશાન ખૂણામાં અત્રિઋષિ છે. તેમની દક્ષિણે પુલસ્ત્યઋષિ છે. પુલસ્ત્યઋષિની પશ્ચિમે પુલહઋષિ છે. તેમની ઉત્તર દિશામાં ક્રતુઋષિ છે. તેઓ આ પ્રમાણે ગોઠવાયેલા છે ત્યારે તેમની વચ્ચે **'यौ पूर्वौ'** ઉદય સમયે પ્રથમ ઊગેલા ક્રતુ-પુલહ નામના જે બે તારાઓ દેખાય છે, **'तयोस्तु मध्ये'** તે બંનેની પૂર્વમાં વચ્ચે **'यत् समम्'**

दक्षिणोत्तररेखायां समदेशावस्थितमश्विन्यादिषु यदन्यतमं नक्षत्रं दृश्यते, तेन तथैव युक्ता ऋषयः नृणामब्दशतं तिष्ठन्ति, ते च द्विजास्त्वदीये कालेऽधुना मघा आश्रिता वर्तन्ते ॥ २७ ॥ २८ ॥

દક્ષિણોત્તર રેખામાં સમ પ્રદેશમાં રહેલાં અશ્વિની વગેરે નક્ષત્રોમાં જે **'अन्यतमं'** એક નક્ષત્ર દેખાય છે, તેની સાથે તે જ રીતે તે ઋષિઓ મનુષ્યોનાં સો વર્ષ સુધી જોડાયેલા રહે છે. તે સપ્તર્ષિઓ તમારા સમયમાં હમણાં મઘા નક્ષત્રમાં છે.॥ ૨૭ ॥ ૨૮ ॥

**विष्णोर्भगवतो भानुः कृष्णाख्योऽसौ दिवं गतः ।**
**तदाऽविशत् कलिर्लोकं पापे यद् रमते जनः ॥ २९**

ભગવાન શ્રીવિષ્ણુનો શ્રીકૃષ્ણ નામનો શુદ્ધ સત્ત્વમય દેહ વૈકુંઠલોકમાં ગયો ત્યારે કળિયુગે લોકમાં પ્રવેશ કર્યો, કે જે યુગમાં મનુષ્ય પાપ કરવામાં આનંદ પામે છે. ॥ ૨૯ ॥

तेषु मघासु वर्तमानेषु सत्सु यदा विष्णोर्भानुर्भातीति भानुः शुद्धसत्त्वात्मको देहो दिवं वैकुण्ठं गतस्तदा कलियुगमविशत्। यद्यस्मिन्युगे जनः पापे रमते इति कलियुगस्य लक्षणम् ॥ २९ ॥

તે મઘા નક્ષત્ર પ્રવર્તમાન હતું ત્યારે, જે પ્રકાશે તે ભાનુ એવા તે શ્રીવિષ્ણુનો **'भानुः'** શુદ્ધ સત્ત્વમય દેહ જ્યારે **'दिवम्'** વૈકુંઠલોકમાં ગયો ત્યારે કળિયુગે પ્રવેશ કર્યો. **'यत्'** જે યુગમાં મનુષ્ય પાપ કરવામાં આનંદ પામે છે. આ કળિયુગનું લક્ષણ છે.॥ ૨૯ ॥

ननु श्रीकृष्णे पृथिव्यां वर्तमानेऽपि संध्यारूपेण कलिः प्रविष्ट एवासीत्, सत्यम्, तथापि तावत्तस्य पराक्रमो नाभवदित्याह— **यावदिति** ।

શંકા કરવામાં આવી છે કે શ્રીકૃષ્ણ જ્યારે પૃથ્વી પર વિરાજમાન હતા ત્યારે પણ સંધ્યાંશરૂપે કળિયુગ લોકમાં પ્રવિષ્ટ થયો જ હતો ને! સાચી વાત છે, (કળિયુગ લોકમાં પ્રવિષ્ટ થયો હતો) તેમ છતાં તે સમયે તેનું પરાક્રમ કરી શક્યો ન હતો, એમ કહે છે – **'यावत् इति।'**

**यावत् स पादपद्माभ्यां स्पृशन्नास्ते रमापतिः ।**
**तावत् कलिर्वै पृथिवीं पराक्रान्तुं न चाशकत् ॥ ३०**

જ્યાં સુધી રમાનાથ એવા તે (ભગવાન વિષ્ણુ) પોતાના ચરણકમળ વડે આ પૃથ્વીનો સ્પર્શ કરતા હતા, ત્યાં સુધી કળિયુગ પૃથ્વીને પોતાનું સામર્થ્ય દર્શાવવા માટે શક્તિમાન ન હતો. ॥ ૩૦॥

पराक्रान्तुमभिभवितुम् ॥ ३० ॥

**'पराक्रान्तुम्'** પોતાનું સામર્થ્ય દર્શાવવા માટે ॥ ૩૦ ॥

अतो यथोक्त एव कलिप्रवेशकाल इत्याह—**यदा देवर्षय इति** ।

આથી કહેવામાં આવ્યું તે પ્રમાણે જ કળિયુગનો પ્રવેશકાળ છે, એમ કહે છે – **'यदा देवर्षयः इति।'**

**यदा देवर्षयः सप्त मघासु विचरन्ति हि ।**
**तदा प्रवृत्तस्तु कलिर्द्वादशाब्दशतात्मकः ॥ ३१**

જ્યારે સાત દેવર્ષિઓ (સપ્તર્ષિઓ) મઘા નક્ષત્રમાં આવ્યા ત્યારે જ દેવતાઓના બારસો વર્ષનો કળિયુગ શરૂ થયો. ॥ ૩૧ ॥

द्वादशाब्दशतात्मक इति। दिव्येन मानेन संध्यासंध्यांशाभ्यां सह यो द्वादशाब्दशतात्मकः स कलिस्तदा संध्यामतिक्रम्य प्रविष्ट इत्यर्थः ॥ ३१ ॥

**'द्वादश-अब्द-शत-आत्मकः इति।'** દેવતાઓના માપથી સંધ્યા અને સંધ્યાંશ સહિત જે બારસો વર્ષ પર્યંતનો છે, તે કળિયુગ તે સમયે સંધ્યાને અતિક્રમીને (ઓળંગીને) પ્રવિષ્ટ થયો, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

कलेः प्रवेशकालमुक्त्वा तस्य वृद्धिकालमाह—**यदेति**।

કળિયુગનો પ્રવેશકાળ કહીને તેનો વૃદ્ધિકાળ વર્ણવે છે – **'यदा इति।'**

**यदा मघाभ्यो यास्यन्ति पूर्वाषाढां महर्षयः।**
**तदा नन्दात् प्रभृत्येष कलिर्वृद्धिं गमिष्यति॥ ३२**

સપ્તર્ષિઓ જ્યારે મઘા નક્ષત્રમાંથી પૂર્વાષાઢા નક્ષત્રમાં જશે ત્યારે નંદ વગેરેના સમયથી (અતિશય) વૃદ્ધિ પામશે. ॥ ૩૨ ॥

तदा प्रद्योतनात्प्रभृति वृद्धिं गच्छन्नन्दात् प्रभृत्यतिवृद्धिं गमिष्यतीत्यर्थः ॥ ३२ ॥

પ્રદ્યોત વગેરેના સમયથી વૃદ્ધિ પામતો કળિયુગ નંદ વગેરેના સમયથી અતિશય વૃદ્ધિ પામશે, એમ અર્થ છે. ॥ ૩૨ ॥

ननु यदा कलेर्लिङ्गमुपलब्धं तदैव प्रविष्ट इति युक्तम्, ततः पूर्वमेव प्रवेशस्ततः परं वृद्धिरित्यत्र किं प्रमाणं तत्राह—**यस्मिन्निति**।

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે જ્યારે કળિયુગનું લક્ષણ જણાયું ત્યારે તે પ્રવેશ્યો, એમ કહેવું યોગ્ય છે. તેનાથી પૂર્વે પ્રવેશ થયો અને ત્યાર પછી વૃદ્ધિ થઈ, એ માટે શું પ્રમાણ છે? તે માટે ઉત્તર આપે છે – **'यस्मिन् इति।'**

**यस्मिन् कृष्णो दिवं यातस्तस्मिन्नेव तदाहनि।**
**प्रतिपन्नं कलियुगमिति प्राहुः पुराविदः॥ ३३**

પૂર્વકાળને જાણનારા વિદ્વાનો કહે છે કે ભગવાન શ્રીકૃષ્ણ જે દિવસે વૈકુંઠમાં પધાર્યા તે જ દિવસે, તે જ ક્ષણે કળિયુગ પ્રવેશ્યો છે. ॥ ૩૩ ॥

प्रतिपन्नं प्रविष्टमिति ज्ञातम्। पुराविदः पूर्वज्ञातारः ॥ ३३ ॥

**'प्रतिपन्नम्'** પ્રવેશ્યો છે, એમ જાણ્યું છે. **'पुराविदः'** પૂર્વકાળને જાણનારા વિદ્વાનો॥ ૩૩ ॥

कलेरनन्तरं कृतयुगप्रवेशमाह—**दिव्याब्दानामिति**।

કળિયુગ પછી સત્યયુગનો પ્રવેશ થશે, એમ કહે છે – **'दिव्य-अब्दानाम् इति।'**

**दिव्याब्दानां सहस्रान्ते चतुर्थे तु पुनः कृतम्।**
**भविष्यति यदा नृणां मन आत्मप्रकाशकम्॥ ३४**

દેવતાઓનાં એક હજાર વર્ષના અંતે (આ) ચોથો કળિયુગ વીતી જશે ત્યારે મનુષ્યોનું મન આત્માનો પ્રકાશ કરનારું થશે. ॥ ૩૪ ॥

चतुर्थे कलौ प्रवेशनाब्दपरिमितेनांशेनापि सहातीते सतीत्यर्थः। कृतयुगप्रवेशचिह्नमाह—यदा नृणां मन आत्मप्रकाशकं भविष्यति तदेति ॥ ३४ ॥

**'चतुर्थे'** ચોથો કળિયુગ પ્રવેશ્યો ત્યારથી સંધ્યાંશના ગણાયેલા વર્ષો સહિત કળિયુગ વીતી જશે ત્યારે, એમ અર્થ છે. સત્યયુગના પ્રવેશનું લક્ષણ કહે છે – જ્યારે મનુષ્યોનું મન આત્માનો પ્રકાશ કરનારું થશે ત્યારે (સત્યયુગ આવશે).॥૩૪॥

राजवंशोक्तां स्थितिं ब्राह्मणादिवंशेष्वप्यतिदिशति—**इत्येष इति**।

**इत्येष मानवो वंशो यथा संख्यायते भुवि।**
**तथा विट्शूद्रविप्राणां तास्ता ज्ञेया युगे युगे॥ ३५**

यथा याभिरुच्चनीचावस्थाभिः। तास्ता अवस्थाः। वंशा इति वा पाठः॥ ३५॥

કહેવામાં આવેલી રાજવંશોની સ્થિતિ બ્રાહ્મણ વગેરે વંશોની સ્થિતિનું પણ સૂચન કરે છે – **'इति एषः इति।'**

વૈવસ્વત મનુનો આ વંશ જે પ્રમાણે ઉચ્ચ-નીચ અવસ્થાઓથી કહેવામાં આવ્યો તે જ પ્રમાણે પૃથ્વી પર પ્રત્યેક યુગમાં બ્રાહ્મણો, વૈશ્યો અને શૂદ્રોની પણ તે તે અવસ્થાઓ સમજવી. ॥ ૩૫ ॥

જે ઉચ્ચ-નીચ અવસ્થાઓથી કહેવાય છે તે અવસ્થાઓ – અથવા (**ताः ताः** ને બદલે **वंशाः** પાઠ છે. (બ્રાહ્મણાદિ વંશો સમજવા.) ॥ ૩૫ ॥

एतत्कीर्तनस्य वैराग्योपयोगितामाह—**एतेषामिति**।

**एतेषां नामलिंगानां पुरुषाणां महात्मनाम्।**
**कथामात्रावशिष्टानां कीर्तिरेव स्थिता भुवि॥ ३६**

नामैव लिङ्गं ज्ञापकं येषां तेषां कथामात्रेणैवावशिष्टानां कीर्तिरेव स्थिता न तु राज्यं पुत्रादयो वा॥ ३६॥

વૈરાગ્ય થવા માટે આ વંશોની કથા ઉપયોગી છે, એમ કહે છે – **'एतेषाम् इति।'**

નામ એ જ જેમની ઓળખાણ છે તેવા માત્ર કથારૂપે રહી ગયેલા મહાત્મા પુરુષોની પૃથ્વી પર કીર્તિ જ રહી ગઈ છે. ॥ ૩૬ ॥

નામ એ જ **'लिङ्गम्'** ઓળખાણ છે જેમની તેવા માત્ર કથારૂપે જ રહી ગયેલા (મહાત્મા)ઓની કીર્તિ જ રહી ગઈ છે પરંતુ રાજ્ય, પુત્ર વગેરે રહ્યાં નથી. (માટે તેમના પ્રત્યે મોહ રાખવો નહીં.) ॥ ૩૬ ॥

कलावुत्सन्नानां राजवंशानां पुनः प्रवृत्तिप्रकारमाह—

**देवापिः शन्तनोर्भ्राता मरुश्चेक्ष्वाकुवंशजः।**
**कलापग्राम आसाते महायोगबलान्वितौ॥ ३७**

देवापिः सोमवंशजः। मरुस्तु सूर्यवंशजः। कलापग्रामो नाम योगिनामावासः प्रसिद्धः॥ ३७॥

કળિયુગમાં નાશ પામેલા રાજવંશોની પ્રવૃત્તિના પ્રકારનું ફરીથી વર્ણન કરે છે –

શંતનુના ભાઈ (ચંદ્રવંશી) દેવાપિ અને ઈક્ષ્વાકુ વંશમાં જન્મેલા (સૂર્યવંશી) મરુ, મહાયોગબળથી યુક્ત થયેલા તે બંને (બદરિકાશ્રમમાં) કલાપગ્રામમાં રહે છે. ॥ ૩૭ ॥

સોમ અર્થાત્ ચંદ્રવંશમાં જન્મેલા દેવાપિ અને સૂર્યવંશમાં જન્મેલા મરુ, કલાપગ્રામ નામનું યોગીઓનું પ્રસિદ્ધ નિવાસસ્થાન ॥ ૩૭ ॥

**ताविहैत्य कलेरन्ते वासुदेवानुशिक्षितौ।**
**वर्णाश्रमयुतं धर्मं पूर्ववत् प्रथयिष्यतः॥ ३८**

॥ ३८॥

કળિયુગના અંતે (સત્યયુગના આરંભમાં) ભગવાન વાસુદેવ દ્વારા વર્ણાશ્રમધર્મનો ઉપદેશ પામેલા તે બંને અહીં લોકમાં આવીને વર્ણાશ્રમયુક્ત ધર્મનો પ્રચાર કરશે. ॥ ૩૮ ॥ ૩૮ ॥

इममेव प्रकारं प्रतिचतुर्युगं दर्शयति—**कृतमिति**।

**कृतं त्रेता द्वापरं च कलिश्चेति चतुर्युगम्।**
**अनेन क्रमयोगेन भुवि प्राणिषु वर्तते॥ ३९ ॥ ३९ ॥**

प्रत्येक चतुर्युगनो आ ज प्रकार छे, एम दर्शावे छे – **'कृतम् इति।'**

सत्य, त्रेता, द्वापर अने कलि आ चार युग अनुक्रमे पृथ्वी पर प्राणीओमां प्रवर्ते छे.॥ ૩९॥૩९॥

'एतेषां नामलिङ्गानाम्' इत्यादि यदुक्तं तत्प्रपञ्चयति—राजन्निति पञ्चभिः।

(श्लोक-૩૬मां) जे कहेवामां आव्युं 'नाम मात्र जेमनी ओळखाण छे तेवा राजाओना.....' वगेरे, ते पांच श्लोकोथी समजावे छे – **'राजन् इति।'**

**राजन्नेते मया प्रोक्ता नरदेवास्तथापरे।**
**भूमौ ममत्वं कृत्वान्ते हित्वेमां निधनं गताः॥ ४० ॥ ४० ॥**

हे राजा (परीक्षित), मारा द्वारा वर्णववामां आवेला राजाओ अने बीजा राजाओ पण पृथ्वी पर ममता करीने छेवटे आ पृथ्वीने तजीने मृत्यु पाम्या. ॥ ४० ॥ ४० ॥

ममत्वं कृत्वेत्यनेन सूचितां भूतद्रोह-प्रवृत्तिं निन्दति—**कृमीति**।

(भूमि उपर) ममता राखीने – आ द्वारा सूचन करवामां आवेली प्राणीमात्रनो द्रोह करवानी प्रवृत्तिनी निंदा करे छे – **'कृमि इति।'**

**कृमिविड्भस्मसंज्ञान्ते राजनाम्नोऽपि यस्य च।**
**भूतध्रुक् तत्कृते स्वार्थं किं वेद निरयो यतः॥ ४१**

राजा कहेवाता शरीरनुं पण अंते तो कीडा, विष्ठा के राख ज नाम पडशे! तेवा (क्षणभंगुर) शरीर माटे जे मनुष्य प्राणीओनो द्रोह करे छे, ते शुं स्वार्थ जाणे छे? (नथी ज जाणतो) कारण के तेनाथी तो नरक (मळे छे). ॥ ४१ ॥

राजनाम्नो राजेति नाम यस्य तस्यापि देहस्यान्ते कृमयो विष्ठा भस्मेति वा संज्ञा भविष्यति। तत्कृते तदर्थं यो भूतध्रुक् भूतेभ्यो द्रुह्यति स किं स्वार्थं वेद। किंतु न वेदैव। कुत इत्यपेक्षायां हेतुत्वेन भूतद्रोहं विशिनष्टि—यतो भूतद्रोहान्निरयो भवति॥ ४१ ॥

**'राजनाम्नः'** जे शरीर राजा कहेवाय छे, ते शरीरनुं पण अंते तो कीडा, विष्ठा के राख ज नाम पडशे! **'तत्कृते'** ते शरीर माटे जे **'भूतध्रुक्'** प्राणीओनो द्रोह करे छे, ते शुं स्वार्थ जाणे छे? नथी ज जाणतो. शा माटे, एवी अपेक्षा माटे कारण आपीने प्राणीओना द्रोहने विशेषरूपे कहे छे – कारण के प्राणीओना द्रोहथी नरक प्राप्त थाय छे. ॥ ४१ ॥

ममत्वप्रकारं प्रपञ्चयति—**कथमिति**।

ममत्वना प्रकारने समजावे छे – **'कथम् इति।'**

**कथं सेयमखण्डा भूः पूर्वैर्मे पुरुषैर्धृता।**
**मत्पुत्रस्य च पौत्रस्य मत्पूर्वा वंशजस्य वा॥ ४२**

(राजाओ विचारता होय छे के) मारी पूर्वे थई गयेला पुरुषो द्वारा धारण करवामां आवेली अने (अत्यारे) मारा द्वारा धारण करवामां आवेली ते आ अखंड भूमि मारा पुत्रनी, पौत्रनी के मारा वंशजनी केवी रीते थाय? ॥ ४२ ॥

सेयमखण्डा भूर्मे पूर्वजैर्धृता सती इदानीं मत्पूर्वा च सती मत्पुत्रादेः कथं स्यादित्येवम्॥ ४२॥

તે આ અખંડ ભૂમિને પૂર્વજો દ્વારા ધારણ કરવામાં આવી હતી, અત્યારે તે મારી છે, મારી પૂર્વે પણ હતી, તે મારા પુત્ર વગેરેની કેવી રીતે થાય ? એમ (રાજાઓ વિચારતા હોય છે.) ॥ ૪૨ ॥

**तेजोऽबन्नमयं कायं गृहीत्वाऽऽत्मतयाऽबुधाः।**
**महीं ममतया चोभौ हित्वान्तेऽदर्शनं गताः॥ ४३**

તેજ, જળ, અને અન્નથી બનેલા શરીરને અને પૃથ્વીને મમતાથી પોતાનાં માનીને તે મૂર્ખ રાજાઓ અંતે (શરીર અને પૃથ્વી) બંનેને છોડીને મૃત્યુ પામે છે! ॥ ૪૩ ॥

उभौ महीं कायं च। अदर्शनं मृत्युम् ॥ ४३॥

**'उभौ'** પૃથ્વી અને શરીર બંનેને (છોડીને) **'अदर्शनम्'** મૃત્યુ ॥ ૪૩ ॥

उपसंहरति—**ये ये इति**।

ઉપસંહાર કરે છે – **'ये ये इति।'**

**ये ये भूपतयो राजन् भुंजन्ति भुवमोजसा।**
**कालेन ते कृताः सर्वे कथामात्राः कथासु च॥ ४४**

હે રાજા (પરીક્ષિત), જે જે રાજાઓ (પોતાના) બળ વડે પૃથ્વીને ભોગવી ગયા છે, તે સર્વે સમય જતાં ઇતિહાસમાં થઈ ગયેલી માત્ર વાર્તાઓરૂપ કરી દેવાયા છે. ॥ ૪૪ ॥

ते सर्वे च कथासु क्रियमाणासु। कथामात्राः कालेन कृताः॥ ४४॥

તે સર્વે રાજાઓ કથાઓ કરાય ત્યારે (ઇતિહાસમાં) કાળ દ્વારા થઈ ગયેલી માત્ર વાર્તારૂપ કરી દેવાયા છે. ॥ ૪૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे द्वितीयोऽध्यायः॥ २॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वितीयोऽध्यायः॥ २॥

*****

# अथ तृतीयोऽध्यायः

## ભૂમિગીત

तृतीये भूमिगीतैश्च राज्यदोषादि वर्ण्यते।
कलौ च दोषभूयिष्ठे दोषहन्त्री हरेर्नतिः॥ १

ત્રીજા અધ્યાયમાં ભૂમિગીત દ્વારા રાજાઓના દોષ વગેરે વર્ણવવામાં આવે છે અને અતિશય દોષવાળા કળિયુગમાં શ્રીહરિને કરાયેલા નમસ્કાર સર્વ દોષોનો નાશ કરે છે (તે કહેવાશે). ॥ ૧ ॥

देहेऽहंतां भूमौ च ममतां कुर्वन्त्यतोऽबुधा इत्युक्तं तदेव भूमिगीतैः प्रपञ्चयति—**दृष्ट्वेत्यादि**।

જેઓ દેહ ઉપર અહંતા અને ભૂમિ ઉપર મમતા રાખે છે, તેથી તેઓ મૂર્ખ છે, એમ કહેવામાં આવ્યું. ભૂમિગીત દ્વારા તે જ વિસ્તારથી સમજાવે છે – **'दृष्ट्वा'** વગેરે

श्रीशुक उवाच

**दृष्ट्वाऽऽत्मनि जये व्यग्रान् नृपान् हसति भूरियम्।**
**अहो मा विजिगीषन्ति मृत्योः क्रीडनका नृपाः ॥ १**

आत्मनि पृथिव्या जये व्यग्रानुद्युक्तान्। हासप्रकारमेवाह—अहो इति। मा माम्॥ १॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – પોતાના વિજય માટે ઉદ્યત થયેલા રાજાઓને જોઈને આ ભૂમિ હસે છેઃ 'અહો! મૃત્યુના રમકડાંરૂપ રાજાઓ મને જીતવાની ઈચ્છા રાખે છે!' ॥ ૧ ॥

ભૂમિ ઉપર પોતાનો વિજય થાય તે માટે **'व्यग्रान्'** ઉદ્યત થયેલા રાજાઓને (જોઈને) – હસવાનો પ્રકાર જ જણાવે છે – **'अहो इति।'** **'मा'** माम् મને ॥ ૧ ॥

**काम एष नरेन्द्राणां मोघः स्याद् विदुषामपि।**
**येन फेनोपमे पिण्डे येऽतिविश्रम्भिता नृपाः ॥ २**

ये कामेन। फेनोपमे पिण्डे देहेऽति-विश्रम्भिता विश्वासं नीता ये तेषां नरेन्द्राणामेष कामो मोघ एव स्यात्॥ २॥

જે કામનાઓ ખાતર પરપોટા જેવા (નશ્વર) શરીર પર જે રાજાઓ અતિશય વિશ્વાસ રાખે છે, તેઓ (પોતે મૃત્યુને વશ છે, એમ ) જાણતા હોવા છતાં રાજાઓની (મને ભોગવવાની અભિલાષારૂપ) આ કામના વ્યર્થ જ થાય છે. ॥ ૨ ॥

**'येन'** જે કામનાઓ ખાતર ફીણ (પરપોટા) જેવા **'पिण्डे'** શરીર ઉપર જેઓ **'अतिविश्रम्भिताः'** અતિશય વિશ્વાસ રાખે છે, તે રાજાઓની આ કામના વ્યર્થ જ થાય છે. ॥ ૨ ॥

काममेव दर्शयति द्वाभ्याम्—**पूर्वमिति**।

રાજાઓની કામના જ બે શ્લોકો દ્વારા દર્શાવે છે – **'पूर्वम् इति।'**

**पूर्वं निर्जित्य षड्वर्गं जेष्यामो राजमन्त्रिणः।**
**ततः सचिवपौराप्तकरीन्द्रानस्य कण्टकान्॥ ३**

इन्द्रियार्थलम्पटस्य न राज्यप्राप्तिः स्यादिति प्रथममिन्द्रियषड्वर्गं निर्जित्य राजमन्त्रिणो जेष्यामो वशीकरिष्यामः। सचिवा अमात्याः करीन्द्रा हस्तिपास्तांश्च जेष्यामः। कण्टकान्प्रतिपक्षान्। अस्य अपास्य। 'अथ कण्टकान्' इति वा पाठः॥ ३॥

સૌ પ્રથમ અમે (મન તથા પાંચ ઈન્દ્રિયો, એમ) છ ઈન્દ્રિયોને જીતીને રાજ્યના મંત્રીઓને વશ કરીશું. પછી કાંટા (જેવા ક્ષુદ્ર શત્રુ)ઓને હટાવીને પ્રધાનો, નગરવાસીઓ, (રાજપુરોહિતાદિ) આપ્તજનો તથા ગજપતિઓને જીતી લઈશું. ॥ ૩ ॥

ઈન્દ્રિયોના વિષયમાં લંપટ હોય તેને રાજ્ય પ્રાપ્ત ન થાય, આથી પ્રથમ છ ઈન્દ્રિયોના સમૂહને જીતીને રાજમંત્રીઓને **'जेष्यामः'** વશ કરીશું. **'सचिवाः'** પ્રધાનો, **'करीन्द्राः'** ગજપતિઓ, તેમને પણ જીતીશું. **'कण्टकान्'** કાંટા જેવા ક્ષુદ્ર શત્રુઓને **'अस्य'** હટાવીને અથવા (करीन्द्रानस्य ને બદલે) करीन्द्रानथ પાઠ હોય તો (પછી શત્રુઓને જીતીશું, એમ અર્થ થાય). ॥ ૩ ॥

**एवं क्रमेण जेष्याम: पृथ्वीं सागरमेखलाम्।**
**इत्याशाबद्धहृदया न पश्यन्त्यन्तिकेऽन्तकम्॥ ४ ॥ ४ ॥**

'આમ, સાગર જેનું આવરણ છે તેવી પૃથ્વીને ધીરે ધીરે જીતી લઈશું.' આવી આશાઓથી બંધાયેલા મનવાળા રાજાઓ પોતાની સમીપમાં રહેલા કાળને જોતા નથી! ॥ ૪ ॥ ૪ ॥

**समुद्रावरणां जित्वा मां विशन्त्यब्धिमोजसा।**
**कियदात्मजयस्यैतन्मुक्तिरात्मजये फलम्॥ ५**

કેટલાક રાજાઓ સમુદ્રોના આવરણવાળી મને (પૃથ્વીને) જીતીને બળથી સમુદ્રમાં પ્રવેશ કરે છે. (અર્થાત્ સમુદ્રના બીજા બેટ જીતવા ઇચ્છે છે.) અંતઃકરણ ઉપર વિજય મેળવવાનું ફળ (તો) મુક્તિ છે. (પરંતુ આ રાજાઓ ઇન્દ્રિયોને વશમાં કરીને ભૂમિનો ટુકડો પ્રાપ્ત કરે છે!) અંતઃકરણ ઉપર વિજય મેળવવાનું આ કેટલું (તુચ્છ) ફળ છે! ॥ ૫ ॥

एवं केचिदाशाबद्धा एव केचिन्मां पुनर्जित्वाप्यतितृष्णयाब्धिं विशन्ति। तदेवमिन्द्रियजयेन ये राज्यं साधयितुमिच्छन्ति तेऽतिमन्दा इत्याह—कियदिति॥ ५॥

આમ, **'केचित्'** કેટલાક આશાઓથી બંધાયેલા, મને જીતીને પણ અતિ તૃષ્ણાને કારણે પાછા **'अब्धिं विशन्ति'** (સમુદ્રના બીજા બેટ જીતવા માટે) સમુદ્રમાં પ્રવેશે છે. આમ ઇન્દ્રિયો ઉપર વિજય મેળવીને જેઓ રાજ્ય મેળવવા ઇચ્છે છે, તેઓ અતિ મૂર્ખ છે, એમ કહે છે – **'कियत् इति।'** (મનોજયનું આ કેટલું તુચ્છ ફળ છે?) ॥ ૫ ॥

'अन्तकं न पश्यन्ति' इत्युक्तं तदेवाह—**यामिति**।

**'अन्तकं न पश्यन्ति'** (મૃત્યુને જોતા નથી! શ્લોક-૪) એમ જે કહેવામાં આવ્યું, તે જ કહે છે – **'याम् इति।'**

**यां विसृज्यैव मनवस्तत्सुताश्च कुरूद्वह।**
**गता यथागतं युद्धे तां मां जेष्यन्त्यबुद्धय: ॥ ६**

હે કુરુવંશી (પરીક્ષિત)! મનુઓ અને તેમના પુત્રો પણ જે મને છોડીને જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા તે મને, મૂર્ખ રાજાઓ યુદ્ધમાં જીતવા ઇચ્છે છે! ॥ ૬ ॥

कुरूद्वहेति भूमिगीतं कथयन् शुक: संबोधयति। 'कुलोद्वहा:' इति तु पाठ: सुगम: ॥ ६ ॥

**'कुरूद्वह'** એમ કરવામાં આવેલું સંબોધન ભૂમિગીત કહેતા શ્રીશુકદેવજી (પરીક્ષિતને) કહે છે. **'कुलोद्वहा:'** પાઠ સુગમ છે. (कुरूद्वह ને બદલે कुलोद्वहा: પાઠાંતરમાં મનુપુત્રોનું વિશેષણ બને છે.)

'अबुद्धय:' इत्युक्तं तत्प्रपञ्चयति—**मत्कृत इति**।

(શ્લોક-૬ માં) **'अबुद्धय:'** કહેવામાં આવ્યું, તે સમજાવે છે – **'मत्कृते इति।'**

मत्कृते पितृपुत्राणां भ्रातृणां चापि विग्रहः ।
जायते ह्यसतां राज्ये ममताबद्धचेतसाम् ॥ ७ ॥ ७ ॥

ममैवेयं मही कृत्स्ना न ते मूढेति वादिनः ।
स्पर्धमाना मिथो घ्नन्ति म्रियन्ते मत्कृते नृपाः ॥ ८ ॥ ८ ॥

पृथुः पुरूरवा गाधिर्नहुषो भरतोऽर्जुनः ।
मान्धाता सगरो रामः खट्वांगो धुन्धुहा रघुः ॥ ९
तृणबिन्दुर्ययातिश्च शर्यातिः शन्तनुर्गयः ।
भगीरथः कुवलयाश्वः ककुत्स्थो नैषधो नृगः ॥ १०
हिरण्यकशिपुर्वृत्रो रावणो लोकरावणः ।
नमुचिः शम्बरो भौमो हिरण्याक्षोऽथ तारकः ॥ ११
अन्ये च बहवो दैत्या राजानो ये महेश्वराः ।
सर्वे सर्वविदः शूराः सर्वे सर्वजितोऽजिताः ॥ १२
ममतां मय्यवर्तन्त कृत्वोच्चैर्मर्त्यधर्मिणः ।
कथावशेषाः कालेन ह्यकृतार्थाः कृता विभो ॥ १३

रामो नाम कश्चिद्राजा। यद्वा, लोकदृष्ट्या दाशरथिरेव निर्दिष्टः ॥ ९ ॥ १० ॥ लोकं रावयति रोदयतीति लोकरावणः ॥ ११ ॥ १२ ॥ मयि उच्चैर्ममतां कृत्वा येऽवर्तन्त ते कालेन कथावशेषाः कृताः। विभो इति संबोधनं कुरूद्वहेतिवत् ॥ १३ ॥

राजवंशानुकथनस्य तात्पर्यमाह—**कथा इमा इति।**

રાજ્ય ઉપરની મમતાને કારણે (રાજ્ય પોતાનું હોવાની ગાંઠ) બંધાઈ ગયેલા ચિત્તવાળા દુષ્ટોના રાજ્યમાં પિતા-પુત્ર વચ્ચે અને ભાઈ-ભાઈ વચ્ચે લડાઈ થાય છે. ॥ ૭ ॥ ૭ ॥

'અરે મૂર્ખ, આ બધી મારી ભૂમિ છે, તારી નથી!' આમ એકબીજાને કહેતા અને સ્પર્ધા કરતા રાજાઓ મારે ખાતર એકબીજાને મારે છે અને મરે છે! ॥ ૮ ॥ ૮ ॥

પૃથુ, પુરૂરવા, ગાધિ, નહુષ, ભરત, અર્જુન, માંધાતા, સગર, રામ, ખટ્વાંગ, ધુંધુમાર, રઘુ, ॥ ૯ ॥ તૃણબિંદુ, યયાતિ, શર્યાતિ, શંતનુ, ગય, ભગીરથ, કુવલયાશ્વ, કકુત્સ્થ, નૈષધ, નૃગ, ॥ ૧૦ ॥ હિરણ્યકશિપુ, વૃત્રાસુર, લોકને રડાવનારો રાવણ, નમુચિ, શંબરાસુર, ભૌમાસુર, હિરણ્યાક્ષ, તારકાસુર, ॥ ૧૧ ॥ બીજા ઘણા દૈત્યો અને મહાસમર્થ રાજાઓ, જે બધા બધું જાણનારા, બધા બધું જીતનારા, શૂરવીરો હતા, ॥ ૧૨ ॥ છતાં હે સમર્થ (રાજા પરીક્ષિત), મારામાં અતિશય મમતા કરીને વર્તતા તેવા તે મરણધર્મી, અપૂર્ણ મનોરથવાળા (રાજાઓ) કાળ દ્વારા કેવળ કથારૂપ થઈ ગયા. (કાળનો કોળિયો થઈ ગયા!) ॥ ૧૩ ॥

'રામ' નામના કોઈક રાજા અથવા લોકદૃષ્ટિએ દશરથનંદન રામનો જ નિર્દેશ છે. ॥ ૯ ॥ ૧૦ ॥ લોકને **'रावयति'** રડાવે તે રાવણ. ॥ ૧૧ ॥ ૧૨ ॥ મારામાં અતિશય મમતા કરીને જેઓ વર્તતા હતા, તેઓ કાળ દ્વારા માત્ર કથારૂપ અવશેષ થઈ ગયા. **'विभो'** સંબોધન શ્રીશુકદેવજી દ્વારા (શ્લોક-૬ માં) **'कुरूद्वह'** સંબોધન કરવામાં આવ્યું હતું, તે રીતે (સમજવું). ॥ ૧૩ ॥

રાજવંશોની કથાનું તાત્પર્ય કહે છે – **'कथाः इमाः इति।'**

**कथा इमास्ते कथिता महीयसां**
**विताय लोकेषु यशः परेयुषाम्।**
**विज्ञानवैराग्यविवक्षया विभो**
**वचोविभूतीर्न तु पारमार्थ्यम्॥ १४**

विज्ञानं विषयासारताज्ञानं ततो वैराग्यं तयोर्विवक्षया परेयुषां मृतानां वचोविभूतीर्वाग् विलासमात्ररूपा न तु पारमार्थ्यं परमार्थं युक्तं कथनं न भवतीत्यर्थः॥ १४॥

कस्तर्हि पुरुषाणामुपादेयः परमार्थस्तमाह—**यस्त्विति**।

**यस्तूत्तमश्लोकगुणानुवादः**
**संगीयतेऽभीक्ष्णममंगलघ्नः ।**
**तमेव नित्यं शृणुयादभीक्ष्णं**
**कृष्णेऽमलां भक्तिमभीप्समानः॥ १५**

नित्यं प्रत्यहम्। तत्राप्यभीक्ष्णम्॥ १५॥

कलिदोषोपचये सति भक्तेरसंभवं मन्यमानः पृच्छति—**केनोपायेनेति**।

**राजोवाच**

**केनोपायेन भगवन् कलेर्दोषान् कलौ जनाः।**
**विधमिष्यन्त्युपचितांस्तन्मे ब्रूहि यथा मुने॥ १६**

विधमिष्यन्ति नाशयिष्यन्ति। यथा यथावत्॥ १६॥

कलियुगे कः परो धर्म इति बुभुत्सया पृच्छति—**युगानीति**।

હે સમર્થ (પરીક્ષિત), લોકોમાં યશ ફેલાવીને મૃત્યુ પામેલા તે અતિ મહાન રાજાઓની આ કથાઓ (વિષયોની અસારતારૂપ) વિજ્ઞાન અને (તેનાથી) વૈરાગ્યનો ઉપદેશ કરવાની ઈચ્છાથી તમને કહેવામાં આવી છે. આ કથાઓ વાણીના વિલાસરૂપ છે પણ પરમાર્થરૂપ નથી. ॥ ૧૪ ॥

**'विज्ञानम्'** વિષયોની અસારતારૂપ જ્ઞાન, તેનાથી વૈરાગ્ય, તે બંનેનો ઉપદેશ કરવાની ઈચ્છાથી – **'परेयुषाम्'** મૃત્યુ પામેલા (રાજા)ઓની (આ કથાઓ) **'वचोविभूतीः'** વાણીના વિલાસરૂપ માત્ર છે પણ **'न तु पारमार्थ्यम्'** પરમાર્થયુક્ત કથનવાળી નથી, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

તો પછી મનુષ્યોને માટે ગ્રહણ કરવા યોગ્ય પરમાર્થ કયો છે, તે માટે કહે છે – **'यः तु इति।'**

ભગવાન શ્રીકૃષ્ણમાં વિશુદ્ધ ભક્તિની અભીપ્સા રાખતા મનુષ્યે ઉત્તમ કીર્તિવાળા ભગવાનનો, અમંગળનો નાશ કરનારો તેમ જ સત્પુરુષો અને સદ્ગ્રંથો દ્વારા સારી રીતે ગવાયેલો જે ગુણાનુવાદ છે, તેનું જ સદાય વારંવાર શ્રવણ કરવું જોઈએ. ॥ ૧૫ ॥

**'नित्यम्'** પ્રતિદિન અને તે પણ વારંવાર ॥ ૧૫ ॥

કળિયુગના દોષો વધી જાય ત્યારે ભક્તિ કરવી અસંભવ છે, એમ માનતા રાજા પૂછે છે – **'केन उपायेन इति।'**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે ભગવાન (શુકદેવજી), હે મુનિ! કળિયુગના વધી ગયેલા દોષોને મનુષ્યો કયા ઉપાયથી દૂર કરશે, તે આપ યથોચિતરૂપે વર્ણવો. ॥ ૧૬ ॥

**'विधमिष्यन्ति'** નાશ કરશે, **'यथा'** યથોચિતરૂપે ॥ ૧૬ ॥

કળિયુગમાં શ્રેષ્ઠ ધર્મ કયો છે, તે જાણવાની ઈચ્છાથી પૂછે છે – **'युगानि इति।'**

**युगानि युगधर्मांश्च मानं प्रलयकल्पयोः।**
**कालस्येश्वररूपस्य गतिं विष्णोर्महात्मनः॥ १७**

ब्रूहीत्यनुषङ्गः। आत्यन्तिकप्रलयजिज्ञासया पुनः पृच्छति—प्रलयकल्पयोः संहारस्थितिकालयोः। न चायं बहिर्मुखः प्रश्न इत्याह—कालस्येति॥ १७॥

तत्र युगधर्मांस्तावदाह—**कृत इति**।

**श्रीशुक उवाच**

**कृते प्रवर्तते धर्मश्चतुष्पात्तज्जनैर्धृतः।**
**सत्यं दया तपो दानमिति पादा विभोर्नृप॥ १८**

तज्जनैस्तत्कालीनैर्जनैः। दानमरागद्वेषतयाऽभयदानम्। तदेव प्रथमस्कन्धे शौचशब्देनोक्तम्। विभोः संपूर्णस्य धर्मस्य॥ १८॥

तदानीन्तनजनानाह—**संतुष्टा इति**।

**सन्तुष्टाः करुणा मैत्राः शान्ता दान्तास्तितिक्षवः।**
**आत्मारामाः समदृशः प्रायशः श्रमणा जनाः॥**
**॥ १९॥**

मैत्रा भूतमैत्रीयुक्ताः। श्रमणा आत्माभ्यासवन्तः॥ १९॥

**त्रेतायां धर्मपादानां तुर्यांशो हीयते शनैः।**
**अधर्मपादैरनृतहिंसासन्तोषविग्रहैः ॥ २०**

તેમ જ કાળરૂપ ઈશ્વર મહાત્મા વિષ્ણુની ગતિરૂપ યુગો, યુગધર્મો તથા પ્રલય અને સ્થિતિનાં કાળનું પ્રમાણ પણ (આપ કહો). ॥ ૧૭ ॥

‘**ब्रूहि**’ અહીં (ઉપરના શ્લોક-૧૬માંથી) જોડાય છે. આત્યંતિક પ્રલયની જિજ્ઞાસાથી ફરી પૂછે છે – ‘**प्रलयकल्पयोः**’ સંહાર અને સ્થિતિના કાળનું પ્રમાણ – વળી, આ બહિર્મુખ પ્રશ્ન નથી, એમ કહે છે – ‘**कालस्य इति।**’ (આ યુગો વગેરે કાળરૂપ ઈશ્વર મહાત્મા વિષ્ણુની ગતિરૂપ છે.) ॥ ૧૭ ॥

તેમાં (પૂછવામાં આવેલા પ્રશ્નોમાં) યુગધર્મોને વર્ણવે છે – ‘**कृते इति।**’

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા, સત્યયુગમાં ચાર ચરણવાળો ધર્મ પ્રવર્તે છે અને તેને તે સમયના લોકો ધારણ કરે છે. સંપૂર્ણ ધર્મના સત્ય, દયા, તપ અને દાન, એમ ચાર ચરણ છે. ॥ ૧૮ ॥

‘**तत्-जनैः**’ તે સમયના લોકો દ્વારા (ધારણ કરવામાં આવે છે). ‘**दानम्**’ એટલે રાગ-દ્વેષથી રહિત થઈને અભયદાન આપવું તે – તેને જ પ્રથમ સ્કંધમાં ‘**शौच**’ શબ્દથી કહેવામાં આવ્યું છે. ‘**विभोः**’ સંપૂર્ણ ધર્મના (ચાર ચરણ છે). ॥ ૧૮ ॥

તે સમયના મનુષ્યોનું વર્ણન કરે છે – ‘**संतुष्टाः इति।**’

(સત્યયુગમાં) મહદંશે (સર્વ) જનો સંતોષી, દયાળુ, પ્રાણીઓ સાથે મૈત્રી રાખનારા, શાંત, જિતેન્દ્રિય, સહનશીલ, આત્મારામ અને સ્વરૂપાનંદ માટે અભ્યાસપરાયણ હોય છે. ॥ ૧૯ ॥

‘**मैत्राः**’ પ્રાણીઓ ઉપર મિત્રભાવ રાખનારા, ‘**श्रमणाः**’ સ્વરૂપાનંદ માટે અભ્યાસપરાયણ ॥ ૧૯ ॥

ત્રેતાયુગમાં અધર્મના (ચાર) ચરણો(ના પ્રભાવ)થી ધીમે ધીમે ધર્મના (સત્ય વગેરે ચારેય) ચરણોનો ચતુર્થાંશ ક્ષીણ થઈ જાય છે. અસત્યથી (સત્ય), હિંસાથી (દયા), અસંતોષથી (તપ) અને ક્લેશથી (દાન ક્ષીણ થાય છે). ॥ ૨૦ ॥

अनृतेन सत्यं, हिंसया दया, असंतोषेण तपः, विग्रहेण दानमिति यथासंख्यं योज्यम् ॥ २० ॥

**तदा क्रियातपोनिष्ठा नातिहिंस्रा न लम्पटाः ।**
**त्रैवर्गिकास्त्रयीवृद्धा वर्णा ब्रह्मोत्तरा नृप ॥ २१**

ब्रह्मोत्तरा ब्राह्मणाधिकाः ॥ २१ ॥

**तपःसत्यदयादानेष्वर्धं ह्रसति द्वापरे ।**
**हिंसातुष्ट्यनृतद्वेषैर्धर्मस्याधर्मलक्षणैः ॥ २२**

हिंसाऽतुष्ट्यनृतद्वेषैरित्ययं क्रमो न विवक्षितः। धर्मस्यार्धं ह्रसति क्षीयते। अधर्मस्य लक्षणैश्चिह्नैः, पादैरित्यर्थः ॥ २२ ॥

**यशस्विनो महाशीलाः स्वाध्यायाध्ययने रताः ।**
**आढ्याः कुटुम्बिनो हृष्टा वर्णाः क्षत्रद्विजोत्तराः ॥**
**॥ २३ ॥**

यशस्विनः कीर्तिप्रियाः। क्षत्रद्विजोत्तराः क्षत्रियब्राह्मणप्रधानाः ॥ २३ ॥

**कलौ तु धर्महेतूनां तुर्यांशोऽधर्महेतुभिः ।**
**एधमानैः क्षीयमाणो ह्यन्ते सोऽपि विनङ्क्ष्यति ॥ २४**

कलौ धर्मपादानां तुर्यांशश्चतुर्थांशोऽवशिष्यते ॥ २४ ॥

અસત્યથી સત્ય, હિંસાથી દયા, અસંતોષથી તપ, ક્લેશકંકાસથી દાન, એમ ક્રમ અનુસાર ગોઠવવું. ॥ ૨૦ ॥

હે રાજા, તે સમયે (ત્રેતાયુગમાં) લોકો ક્રિયાકાંડ અને તપશ્ચર્યામાં નિષ્ઠાવાળા હોઈ વધારે હિંસક અને લંપટ હોતા નથી. જેમનામાં બ્રાહ્મણોનું પ્રાધાન્ય છે તેવા તેઓ (ધર્મ-અર્થ-કામરૂપી) ત્રિવર્ગને સેવનારા અને વૈદિકકાર્યોમાં નિપુણ હોય છે. ॥ ૨૧ ॥

**'ब्रह्म-उत्तराः'** બ્રાહ્મણોની પ્રધાનતાવાળા ॥ ૨૧ ॥

દ્વાપરયુગમાં હિંસા, અસંતોષ, અસત્ય તથા દ્વેષરૂપી અધર્મનાં લક્ષણોથી તપ, સત્ય, દયા અને દાનમાં ધર્મનો અર્ધો ભાગ નાશ પામે છે.॥ ૨૨ ॥

હિંસા, અસંતોષ, અસત્ય અને દ્વેષરૂપ લક્ષણોથી – અહીં ક્રમ કહેવા માંગતા નથી. (અસત્યથી સત્ય, હિંસાથી દયા, અસંતોષથી તપ અને દ્વેષથી દાન ક્ષીણ થાય છે.) ધર્મનો અર્ધો ભાગ **'ह्रसति'** નાશ પામે છે. અધર્મનાં **'लक्षणैः'** ચિહ્નોથી, ચરણોથી, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

(દ્વાપરયુગના મનુષ્યો) કીર્તિપ્રિય, મહાયજ્ઞોનું અનુષ્ઠાન કરવાના સ્વભાવવાળા, અધ્યયન તથા અધ્યાપનમાં રત, ધનાઢ્ય, કુટુંબના ભરણપોષણમાં લાગેલા અને પ્રસન્ન (મનવાળા) હોય છે, તેમ જ ક્ષત્રિયો તથા બ્રાહ્મણોની પ્રધાનતાવાળા હોય છે. ॥ ૨૩ ॥

**'यशस्विनः'** કીર્તિપ્રિય – **'क्षत्रद्विज-उत्तराः'** ક્ષત્રિયો અને બ્રાહ્મણોના પ્રાધાન્યવાળા ॥૨૩॥

કળિયુગમાં તો વધતાં અધર્મનાં કારણોથી ધર્મના ચરણોનો ચોથો ભાગ જ બાકી રહે છે અને છેવટે તે પણ ક્ષીણ થતાં નાશ પામે છે. ॥ ૨૪ ॥

કળિયુગમાં ધર્મના ચરણોનો **'तुर्यांशः'** ચતુર્થાંશ ભાગ બાકી રહે છે. ॥ ૨૪ ॥

**तस्मिँल्लुब्धा दुराचारा निर्दयाः शुष्कवैरिणः।**
**दुर्भगा भूरितर्षाश्च शूद्रदाशोत्तराः प्रजाः॥ २५**

शूद्रदाशोत्तराः शूद्रकैवर्तादिप्रधानाः॥ २५॥

युगानामेवंभूतवैषम्ये कारणमाह—**सत्त्वमिति** पञ्चभिः।

**सत्त्वं रजस्तम इति दृश्यन्ते पुरुषे गुणाः।**
**कालसंचोदितास्ते वै परिवर्तन्त आत्मनि॥ २६**

॥ २६॥

**प्रभवन्ति यदा सत्त्वे मनोबुद्धीन्द्रियाणि च।**
**तदा कृतयुगं विद्याज्ज्ञाने तपसि यद् रुचिः॥ २७**

मनश्च बुद्धिश्चेन्द्रियाणि च सत्त्वे यदा प्रभवन्त्यतिशयेन वर्तन्ते॥ २७॥

**यदा धर्मार्थकामेषु भक्तिर्भवति देहिनाम्।**
**तदा त्रेता रजोवृत्तिरिति जानीहि बुद्धिमन्॥ २८**

यदा धर्मादिषु भक्तिः प्रीतिस्तदा रजोवृत्तिप्रधानं त्रेतायुगमिति जानीहि॥ २८॥

**यदा लोभस्त्वसन्तोषो मानो दम्भोऽथ मत्सरः।**
**कर्मणां चापि काम्यानां द्वापरं तद् रजस्तमः॥ २९**

काम्यानां कर्मणां विषये यदा प्रीतिस्तत्तदा रजस्तमःप्रधानं द्वापरं जानीहीति पूर्वेणानुषङ्गः॥ २९॥

તેમાં (તે યુગમાં) લોકો દુરાચારી, નિર્દયી, અકારણ વેર કરનારા, દુર્ભાગી અને ઘણી તૃષ્ણાવાળા હોય છે, તેમ જ તેમાં શૂદ્ર અને હિંસક લોકોનું પ્રાધાન્ય હોય છે. ॥ ૨૫ ॥

**'शूद्रदाश-उत्तराः'** શૂદ્રો અને હિંસક વગેરે જનોની પ્રધાનતાવાળા ॥ ૨૫ ॥

યુગોમાં આવી વિષમતા હોવાનું કારણ પાંચ શ્લોકોથી કહે છે – **'सत्त्वम् इति।'**

પુરુષમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ – એમ (ત્રણ) ગુણો દેખાય છે. કાળ વડે પ્રેરાયેલા (તે ગુણો મનુષ્યોનાં) અંતઃકરણોમાં (વૃદ્ધિ અને હ્રાસરૂપે) પરિવર્તન પામે છે. ॥ ૨૬ ॥ ૨૬ ॥

જ્યારે મન, બુદ્ધિ અને ઈન્દ્રિયો સત્ત્વગુણમાં અતિશય પ્રવર્તમાન થાય અને જ્યારે તપ અને જ્ઞાનમાં રુચિ થાય ત્યારે સત્યયુગ સમજવો જોઈએ. ॥ ૨૭ ॥

મન, બુદ્ધિ અને ઈન્દ્રિયો જ્યારે સત્ત્વગુણમાં અતિશય પ્રવર્તમાન થાય ॥ ૨૭ ॥

હે બુદ્ધિમાન (રાજા), જ્યારે દેહધારીઓને ધર્મ, અર્થ અને કામમાં પ્રીતિ થાય છે, ત્યારે રજોગુણપ્રધાન ત્રેતાયુગ જાણવો. ॥ ૨૮ ॥

જ્યારે ધર્મ વગેરેમાં **'भक्तिः'** પ્રીતિ થાય છે ત્યારે રજોગુણપ્રધાન ત્રેતાયુગ જાણવો જોઈએ. ॥ ૨૮ ॥

જ્યારે લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર અને કામ્ય કર્મો ઉપર (મનુષ્યોને) પ્રીતિ થાય છે ત્યારે રજોગુણ અને તમોગુણપ્રધાન દ્વાપર(યુગ જાણવો જોઈએ). ॥ ૨૯ ॥

કામ્ય કર્મોના વિષયમાં જ્યારે પ્રીતિ થાય છે ત્યારે રજોગુણ અને તમોગુણપ્રધાન દ્વાપરયુગને (જાણવો જોઈએ), એમ પૂર્વના શ્લોક (૨૮) સાથે અનુસંધાન છે. ॥ ૨૯ ॥

**यदा मायानृतं तन्द्रा निद्रा हिंसा विषादनम्।**
**शोको मोहो भयं दैन्यं स कलिस्तामसः स्मृतः॥ ३०**

જ્યારે કપટ, અસત્ય, આળસ, નિદ્રા, હિંસા, દુઃખ, શોક, મોહ, ભય અને દીનતા જણાય છે, ત્યારે તમોગુણની પ્રધાનતાવાળો તે કળિયુગ સમજવો. ॥ ૩૦ ॥

विषादनं दुःखम्॥ ३०॥

**'विषादनम्'** દુઃખ ॥ ૩૦ ॥

कलिदोषान्प्रपञ्चयति—**'यस्मादित्यादिना'**।

કળિયુગના દોષોને વિસ્તારથી સમજાવે છે – **'यस्मात् इति।'** વગેરે દ્વારા

**यस्मात् क्षुद्रदृशो मर्त्याः क्षुद्रभाग्या महाशनाः।**
**कामिनो वित्तहीनाश्च स्वैरिण्यश्च स्त्रियोऽसतीः॥ ३१**

જે કળિયુગને કારણે મનુષ્યો ક્ષુદ્ર દૃષ્ટિવાળા, કમભાગી, ખૂબ ખાનારા, કામી અને નિર્ધન હોય છે; સ્ત્રીઓ દુષ્ટ અને સ્વચ્છંદી હોય છે. ॥ ૩૧ ॥

यस्मात्कलेर्हेतोः। क्षुद्रदृशो मन्दमतयः। क्षुद्रभाग्या अल्पभाग्याः। महाशना बह्वाहाराः। वित्तहीना अपि कामिनश्च। स्वैरिण्यः पुंश्चल्यः। असतीरसत्यः॥ ३१॥

જે કળિયુગને કારણે મનુષ્યો **'क्षुद्रदृशः'** મંદબુદ્ધિવાળા, **'क्षुद्रभाग्याः'** કમભાગી, **'महा-अशनाः'** ખૂબ ખાનારા, ધનહીન અને પાછા કામી હોય છે. **'स्वैरिण्यः'** વ્યભિચારિણી, દુષ્ટાઓ॥ ૩૧ ॥

**दस्यूत्कृष्टा जनपदा वेदाः पाखण्डदूषिताः।**
**राजानश्च प्रजाभक्षाः शिश्नोदरपरा द्विजाः॥ ३२**

(કળિયુગમાં) દેશો પુષ્કળ ચોરોવાળા અને વેદો પાખંડીઓથી દૂષિત થશે. રાજાઓ પ્રજાભક્ષી અને બ્રાહ્મણો ઉદર અને ઉપસ્થને તૃપ્ત કરવામાં લાગ્યા રહેશે. ॥ ૩૨ ॥

दस्यव उत्कृष्टाः प्रचुरा येषु ते॥ ३२॥

ચોરો **'उत्कृष्टाः'** પુષ્કળ છે જેમનામાં તેઓ॥૩૨॥

**अव्रता बटवोऽशौचा भिक्षवश्च कुटुम्बिनः।**
**तपस्विनो ग्रामवासा न्यासिनोऽत्यर्थलोलुपाः॥ ३३**

બ્રહ્મચારીઓ બ્રહ્મચર્યવ્રતથી રહિત અને અપવિત્રતાવાળા, ગૃહસ્થો (ભિક્ષા આપવાને બદલે પોતે જ) ભીખ માગનારા થશે! તપસ્વીઓ (વનવાસ છોડીને) ગામોમાં વસનારા થશે અને સંન્યાસીઓ ધનની લાલસા રાખનારા થશે. ॥ ૩૩ ॥

अव्रता विहिताचारशून्याः। अशौचाः शौचशून्याश्च बटवो ब्रह्मचारिणो भविष्यन्ति। कुटुम्बिनश्च गृहस्थाः स्वयं भिक्षाटनपरा भविष्यन्ति, न तु भिक्षां दास्यन्ति। तपस्विनो वनस्था वनं हित्वा ग्रामवासा भविष्यन्ति। न्यासिनो यतयोऽतीवार्थलोलुपा भविष्यन्ति॥ ३३॥

**'अव्रताः'** શાસ્ત્રોક્ત આચારથી રહિત અને **'अशौचाः'** પવિત્રતા વિનાના **'बटवः'** બ્રહ્મચારીઓ થશે! **'कुटुम्बिनः'** ગૃહસ્થો પોતે જ ભીખ માગવામાં લાગ્યા રહેશે પણ ભિક્ષા આપશે નહીં. વનમાં રહેનારા તપસ્વીઓ વન છોડીને ગામમાં વસનારા થશે. **'न्यासिनः'** સંન્યાસીઓ ધનના અતિશય લાલચુ થશે. ॥ ૩૩ ॥

पुनरपि स्त्रीणां स्वभावमाह—**ह्रस्वकाया इति।**

**ह्रस्वकाया महाहारा भूर्यपत्या गतह्रियः।**
**शश्वत्कटुकभाषिण्यश्चौर्यमायोरुसाहसाः॥ ३४**

कटुकभाषिण्योऽप्रियवादिन्यः। चौर्यं च माया कपटमुरु च साहसं यासां ताः॥ ३४॥

**पणयिष्यन्ति वै क्षुद्राः किराटाः कूटकारिणः।**
**अनापद्यपि मंस्यन्ते वार्तां साधु जुगुप्सिताम्॥ ३५**

किंच, किराटा वणिजः। पणयिष्यन्ति क्रयविक्रयादिव्यवहारं प्रवर्तयिष्यन्ति। किंच, सर्वे जना अनापद्यपि जुगुप्सितां निन्दितां वार्तां वृत्तिं साधु मंस्यन्ते॥ ३५॥

**पतिं त्यक्ष्यन्ति निर्द्रव्यं भृत्या अप्यखिलोत्तमम्।**
**भृत्यं विपन्नं पतयः कौलं गाश्चापयस्विनीः॥ ३६**

सर्वोत्तममपि पतिं द्रव्यहीनं भृत्यास्त्यक्ष्यन्ति। पतयश्च विपन्नं रोगादिभिर्व्यापाराक्षमं कौलं कुलपरम्परायातं त्यक्ष्यन्ति। अपयस्विनीर्दुग्धदोहाः॥ ३६॥

**पितृभ्रातृसुहृज्ज्ञातीन् हित्वा सौरतसौहृदाः।**
**ननान्दृश्यालसंवादा दीनाः स्त्रैणाः कलौ नराः॥ ३७**

ફરી પાછા સ્ત્રીઓના સ્વભાવને વર્ણવે છે – **'ह्रस्वकायाः इति।'**

(કળિયુગમાં સ્ત્રીઓ) ઠીંગણી, ખાઉધરી, ઘણાં સંતાનોવાળી, બેશરમ, સદાય કટુભાષિણી, ચોરી-કપટ અને દુઃસાહસ કરનારી થશે. ॥ ૩૪ ॥

**'कटुकभाषिण्यः'** અપ્રિય બોલનારી – ચોરી તથા **'माया'** કપટ અને મોટું સાહસ છે જેમનું તેવી તેઓ ॥ ૩૪ ॥

વેપારીઓ ક્ષુદ્ર થઈ વેચવા અને ખરીદવાનો વ્યવહાર કરશે અને આપત્તિકાળ નહીં હોય તો પણ (સત્પુરુષોએ) નિંદેલા કર્મોથી કરેલી આજીવિકાને સારી માનશે. ॥ ૩૫ ॥

વળી, **'किराटाः'** વેપારીઓ **'पणयिष्यन्ति'** વેચવા અને ખરીદવાનો વ્યવહાર કરશે. વળી, સર્વ જનો આપત્તિકાળ નહીં હોય તો પણ **'जुगुप्सिताम्'** નિંદિત કર્મોથી કરેલી **'वार्ताम्'** આજીવિકાને સારી માનશે. ॥ ૩૫ ॥

સર્વશ્રેષ્ઠ સ્વામીને પણ તેના સેવકો પોતાનો સ્વામી નિર્ધન થતાં, છોડી દેશે. સ્વામી પણ પેઢીઓથી રહેલા સેવકને (રોગાદિથી અશક્ત થતાં) છોડી દેશે. વસૂકી ગયેલી ગાયોને પણ (લોકો) તજી દેશે! ॥ ૩૬ ॥

સર્વશ્રેષ્ઠ સ્વામીને પણ નિર્ધન થતાં સેવકો છોડી દેશે. સ્વામીઓ પણ **'विपन्नम्'** રોગાદિને કારણે કામકાજ કરવામાં અસમર્થ એવા સેવકને **'कौलम्'** પેઢી દર પેઢીઓથી રહેલો હોવા છતાં ત્યાગી દેશે. **'अपयस्विनीः'** વસૂકી ગયેલી ગાયોને ॥ ૩૬ ॥

કળિયુગમાં પુરુષો પિતા, ભાઈ, મિત્ર અને જ્ઞાતિબંધુઓને છોડીને કેવળ કામસુખ માટે પ્રેમ કરનારા થશે; સાળી અને સાળાની સલાહ લેનારા તેઓ સ્ત્રીને વશ રહેશે (અને તેથી) દયનીય હશે. ॥૩૭॥

सौरतं सुरतनिमित्तं सौहृदं येषां ते। अत एव ननान्दरोऽत्र भार्याभगिन्यः, स्याला भार्याभ्रातरस्तैः संवादो मन्त्रालोचनं येषां ते। ननन्दृ इति वा पाठः॥ ३७॥

**शूद्राः प्रतिग्रहीष्यन्ति तपोवेषोपजीविनः।**
**धर्मं वक्ष्यन्त्यधर्मज्ञा अधिरुह्योत्तमासनम्॥ ३८ ॥ ३८॥**

**नित्यमुद्विग्नमनसो दुर्भिक्षकरकर्शिताः।**
**निरन्ने भूतले राजन्ननावृष्टिभयातुराः॥ ३९ ॥ ३९॥**

**वासोऽन्नपानशयनव्यवायस्नानभूषणैः।**
**हीनाः पिशाचसन्दर्शा भविष्यन्ति कलौ प्रजाः॥ ४०**

पिशाचसंदर्शाः पिशाचसदृशाः॥ ४०॥

**कलौ काकिणिकेऽप्यर्थे विगृह्य त्यक्तसौहृदाः।**
**त्यक्ष्यन्ति च प्रियान् प्राणान् हनिष्यन्ति स्वकानपि॥ ॥ ४१॥**

काकिणिके विंशतिवराटकामात्रेऽप्यर्थे विषयभूते। विगृह्य वैरं कृत्वा॥ ४१॥

**न रक्षिष्यन्ति मनुजाः स्थविरौ पितरावपि।**
**पुत्रान् सर्वार्थकुशलान् क्षुद्राः शिश्नोदरम्भराः॥ ॥ ४२॥ ४२॥**

महान्तमनर्थमाह द्वाभ्याम्—**कलाविति**।

**कलौ न राजन् जगतां परं गुरुं**
**त्रिलोकनाथानतपादपंकजम्।**
**प्रायेण मर्त्या भगवन्तमच्युतं**
**यक्ष्यन्ति पाखण्डविभिन्नचेतसः॥ ४३**

**'सौरतम्'** કામસુખ માટે (પ્રેમ છે જેમને તેઓ), આથી જ **'ननान्दरः'** અર્થાત્ અહીં સાળીઓ – પત્નીની બહેનો, **'स्यालाः'** સાળાઓ – પત્નીના ભાઈઓ, તેમની સાથે **'संवादः'** વિચારવિમર્શ જેમનો છે તેઓ – **'ननन्दृः'** પાઠ પણ છે. ॥ ૩૭ ॥

શૂદ્રો તપસ્વીઓનો વેશ લઈને આજીવિકા મેળવશે અને દાન સ્વીકારશે. ધર્મને નહીં જાણનારાઓ શ્રેષ્ઠ આસન પર બેસીને ધર્મનો ઉપદેશ કરશે.॥ ૩૮॥ ૩૮ ॥

હે રાજા, પૃથ્વી અન્ન વિનાની થશે ત્યારે નિત્ય ઉદ્વેગ પામેલા મનવાળા, દુષ્કાળ અને કરથી દુબળા થઈ ગયેલા લોકો અનાવૃષ્ટિના ભયથી દુઃખી થઈ જશે. ॥ ૩૯ ॥ ૩૯ ॥

કળિયુગમાં પ્રજાઓ વસ્ત્ર, અન્ન, પાન, શયન, મૈથુન, સ્નાન તથા આભૂષણવિહોણી થઈ પિશાચ જેવી થઈ જશે. ॥ ૪૦ ॥

**'पिशाचसंदर्शाः'** પિશાચ જેવી ॥ ૪૦ ॥

કળિયુગમાં દમડી જેટલા ધન માટે પણ વેર કરીને લોકો સ્નેહસંબંધ તજી દઈને પોતાના સંબંધીઓને પણ મારી નાખશે અને (તેમ કરતાં નહીં ફાવે તો) પોતાના પ્રિય પ્રાણોને પણ ત્યાગી દેશે! ॥ ૪૦ ॥

**'काकिणिके'** માત્ર વીસ કોડી **'अर्थे'** માટે પણ **'विगृह्य'** વેર કરીને ॥ ૪૧ ॥

કામવાસના અને પેટ ભરવામાં લાગેલા નીચ મનુષ્યો પોતાના વૃદ્ધ માતા-પિતાની પણ રક્ષા નહીં કરે અને માતા-પિતાઓ સર્વ કાર્યોમાં નિપુણ એવા પોતાના પુત્રોની પણ રક્ષા નહીં કરે! ॥ ૪૨॥ ૪૨ ॥

અતિશય દુર્ભાગ્યને બે શ્લોકોથી વર્ણવે છે – **'कलौ इति।'**

હે રાજા (પરીક્ષિત), કળિયુગમાં પાખંડને કારણે ભ્રમિત ચિત્તવાળા મરણધર્મા (મનુષ્યો) જગતના પરમ ગુરુ અને ત્રણે લોકના સ્વામીઓ જેમના ચરણકમળને પ્રણામ કરે છે, એવા ભગવાન અચ્યુતને નહીં પૂજે. ॥ ૪૩ ॥

त्रिलोकनाथैरानतं नमस्कृतं पादपङ्कजं यस्य तम्। न यक्ष्यन्ति न पूजयिष्यन्ति। पाखण्डैर्विभिन्नमन्यथा कृतं चेतो येषां ते॥ ४३॥

**यन्नामधेयं म्रियमाण आतुरः**
**पतन् स्खलन् वा विवशो गृणन् पुमान्।**
**विमुक्तकर्मार्गल उत्तमां गतिं**
**प्राप्नोति यक्ष्यन्ति न तं कलौ जनाः॥ ४४**

विवशो गृणन्सन्। विमुक्ताः कर्मरूपा अर्गलाः प्रतिबन्धा यस्य सः॥ ४४॥

तदेवं कलिदोषान्प्रपञ्च्य प्रस्तुतं तन्निस्तारोपायमाह—**पुंसामिति** षड्भिः।

**पुंसां कलिकृतान् दोषान् द्रव्यदेशात्मसम्भवान्।**
**सर्वान् हरति चित्तस्थो भगवान् पुरुषोत्तमः॥**
**॥ ४५॥**

द्रव्यदेशात्मभिः संभवो येषां तान्। चित्तस्थश्चित्ते स्फुरितः॥ ४५॥

**श्रुतः संकीर्तितो ध्यातः पूजितश्चादृतोऽपि वा।**
**नृणां धुनोति भगवान् हृत्स्थो जन्मायुताशुभम्॥**
**॥ ४६॥** ४६॥

अयमेवोपायो नान्य इति सदृष्टान्तमाह—**यथेति**।

**यथा हेम्नि स्थितो वह्निर्दुर्वर्णं हन्ति धातुजम्।**
**एवमात्मगतो विष्णुर्योगिनामशुभाशयम्॥ ४७**

ત્રણેય લોકના સ્વામીઓ દ્વારા **'આનતમ્'** નમસ્કાર કરાયા છે જેમના ચરણકમળ તેમને **'न यक्ष्यन्ति'** નહીં પૂજે. પાખંડોથી **'विभिन्नम्'** ભટકાવવામાં આવ્યાં છે ચિત્ત જેમનાં તે મનુષ્યો॥ ૪૩ ॥

મરતો, પીડાતો, પડતો, ઠોકર ખાતો કે પરવશ બનેલો મનુષ્ય જેમના નામનું કીર્તન કરતા કર્મના બંધનથી છૂટી ગયેલી બેડીઓવાળો થઈ ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે છે, તેમને મનુષ્યો કળિયુગમાં નહીં પૂજે. ॥ ૪૪ ॥

પરવશ થયેલો, કીર્તન કરતો હોઈ છૂટી ગઈ છે કર્મરૂપ **'अर्गलाः'** બેડીઓ જેની તે મનુષ્ય॥ ૪૪ ॥

આમ, કળિયુગના દોષોને વિસ્તારથી વર્ણવીને તેનાથી છૂટવા માટે પ્રસ્તુત કરવામાં આવેલો ઉપાય છ શ્લોકોથી જણાવે છે – **'पुंसाम् इति।'**

કળિયુગે કરેલા મનુષ્યોના (અન્ન વગેરે) દ્રવ્યથી, (કીકટ વગેરે) દેશથી અને ઇન્દ્રિયોથી ઉત્પન્ન થયેલા (આત્મશ્લાઘા વગેરે) સર્વ દોષોને ચિત્તમાં બિરાજનારા ભગવાન પુરુષોત્તમ હરી લે છે. ॥૪૫॥

દ્રવ્ય, દેશ અને ઇન્દ્રિયોથી ઉત્પત્તિ છે જેમની તે દોષોને **'चित्तस्थः'** ચિત્તમાં સ્ફુરિત થતા ભગવાન પુરુષોત્તમ ॥ ૪૫ ॥

શ્રવણ, સંકીર્તન, ધ્યાન, પૂજન અને આદર કરવામાં આવેલા, હૃદયમાં રહેલા ભગવાન મનુષ્યોનાં દસ હજાર જન્મોનાં પાપનો નાશ કરે છે.॥૪૬॥૪૬॥

આ જ ઉપાય છે, બીજો કોઈ ઉપાય નથી, એમ દૃષ્ટાંતસહિત કહે છે – **'यथा इति।'**

જેમ (તાંબા વગેરે) ધાતુઓ(નાં મિશ્રણ)થી થયેલી સુવર્ણની મલિનતાને સુવર્ણમાં રહેલો અગ્નિ નષ્ટ કરે છે તેમ યોગીઓનાં હૃદયમાં રહેલા શ્રીવિષ્ણુ ભગવાન અશુભ વાસનાનો નાશ કરે છે. ॥ ૪૭ ॥

धातुजं ताम्रादिसंश्लेषजातं हेम्नो दुर्वर्णं मालिन्यं तत्र स्थितो वह्निरेव हन्ति हरति, न तु तोयादि। एवं योगिनामपि विष्णुरेव, न तु योगादिकमित्यर्थः ॥ ४७ ॥

**'धातुजम्'** તાંબા વગેરે ધાતુઓના મિશ્રણથી થયેલી સુવર્ણની **'दुर्वर्णम्'** મલિનતાને તે સુવર્ણમાં રહેલો અગ્નિ જ **'हन्ति'** નષ્ટ કરે છે, પણ જળ વગેરે મલિનતાને નષ્ટ કરતો નથી, એ જ રીતે યોગીઓનાં હૃદયમાં પણ શ્રીવિષ્ણુ જ (અશુભ વાસનાનો નાશ કરે છે) પણ યોગ વગેરે નહીં, એમ અર્થ છે. ॥ ૪૭ ॥

एतदेव विवृणोति—**विद्येति**।

આ જ વસ્તુનું વિવરણ કરે છે – **'विद्या इति।'**

**विद्यातपःप्राणनिरोधमैत्री-**
**तीर्थाभिषेकव्रतदानजप्यैः ।**
**नात्यन्तशुद्धिं लभतेऽन्तरात्मा**
**यथा हृदिस्थे भगवत्यनन्ते ॥ ४८**

ભગવાન અનંત હૃદયમાં વિરાજમાન થાય છે ત્યારે અંતઃકરણ જેવી અત્યંત શુદ્ધિ પ્રાપ્ત કરે છે તેવી શુદ્ધિ દેવોની ઉપાસના, તપશ્ચર્યા, પ્રાણાયામ, (સમસ્ત પ્રાણીઓમાં) મૈત્રીભાવ, તીર્થસ્નાન, વ્રત, દાન અને જપવા યોગ્ય મંત્રોથી પણ પામતું નથી. ॥ ૪૮ ॥

विद्या देवतोपासना ॥ ४८ ॥

**'विद्या'** દેવોની ઉપાસના ॥ ૪૮ ॥

**तस्मात् सर्वात्मना राजन् हृदिस्थं कुरु केशवम्।**
**म्रियमाणो ह्यवहितस्ततो यासि परां गतिम्॥**
**॥ ४९ ॥** ४९ ॥

માટે જેનું મૃત્યુ અત્યંત નિકટ છે તેવા તમે હે રાજા, સાવધાન થઈ અંતઃકરણની સર્વ વૃત્તિઓથી ભગવાન કેશવને હૃદયમાં સ્થાપિત કરી દો, તેથી તમે પરમ ગતિ પામશો. ॥ ૪૯ ॥ ૪૯ ॥

**म्रियमाणैरभिध्येयो भगवान् परमेश्वरः।**
**आत्मभावं नयत्यंग सर्वात्मा सर्वसंश्रयः ॥ ५०**

હે પ્રિય (પરીક્ષિત), મૃત્યુ અત્યંત નિકટ આવી ગયું હોય તેવા મનુષ્યો દ્વારા પરમ ઐશ્વર્યવાન ભગવાન જ ધ્યાન કરવા યોગ્ય છે. સર્વના પરમ આશ્રયરૂપ અને સર્વના આત્મા ભગવાન (ધ્યાન કરનારને) સ્વસ્વરૂપમાં લીન કરી દે છે. ॥ ૫૦ ॥

आत्मभावं स्वस्वरूपम् ॥ ५० ॥

**'आत्मभावम्'** સ્વસ્વરૂપમાં ॥ ૫૦ ॥

इदानीं कलिं स्तौति द्वाभ्याम्—**कलेर्दोषनिधे राजन्निति**।

હવે બે શ્લોકોથી કળિયુગની સ્તુતિ કરે છે– **'कलेः दोषनिधेः राजन् इति।'**

**कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान् गुणः।**
**कीर्तनादेव कृष्णस्य मुक्तसंगः परं व्रजेत् ॥ ५१**
॥ ५१ ॥

દોષના ભંડાર એવા કળિયુગમાં પણ હે રાજા! એક મહાન ગુણ છે. (કળિયુગમાં) શ્રીકૃષ્ણના કીર્તનથી જ મનુષ્ય સર્વ આસક્તિથી છૂટીને પરમાત્માને પામે છે. ॥ ૫૧ ॥ ૫૧ ॥

**कृते यद् ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः।**
**द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात्॥ ५२**

સત્યયુગમાં શ્રીવિષ્ણુનું ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં યજ્ઞો દ્વારા યજન કરવાથી, દ્વાપરયુગમાં શ્રીવિષ્ણુ ભગવાનની સેવા કરવાથી જે (ફળ) મળે છે, તે કળિયુગમાં શ્રીહરિનું કીર્તન કરવાથી મળે છે.॥૫૨॥

तत्सर्वं हरिकीर्तनादेव कलौ भवति नान्यस्मिन्युगे। उक्तं च—

ध्यायन्कृते यजन्यज्ञैस्त्रेतायां द्वापरेऽर्चयन्।
यदाप्नोति तदाप्नोति कलौ संकीर्त्य केशवम्॥

इति॥ ५२॥

કળિયુગમાં શ્રીહરિના કીર્તનથી જ તે સર્વ પ્રાપ્ત થાય છે, અન્ય યુગમાં નહીં. કહેવામાં પણ આવ્યું છે – 'સત્યયુગમાં ધ્યાન ધરતાં, ત્રેતાયુગમાં યજ્ઞો કરતાં, દ્વાપરયુગમાં સેવા કરતાં જે (ફળ) પ્રાપ્ત થાય છે, તે (ફળ) કળિયુગમાં ભગવાન કેશવના સંકીર્તનથી પ્રાપ્ત થાય છે.' (વિષ્ણુપુરાણ ૬/૨/૧૭, પદ્મપુરાણ ઉ. ખં ૭૨/૨૫, બૃહન્નારદીય-પુરાણ ૩૮/૯૭) ॥ ૫૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे तृतीयोऽध्यायः॥ ३॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां तृतीयोऽध्यायः॥ ३॥

*****

# अथ चतुर्थोऽध्यायः

## ચાર પ્રકારના પ્રલય

चतुर्थे तु चतुर्धोक्ता लया नैमित्तिकादयः।
तत्र संसारनिस्तारो हरिकीर्त्यैव वर्ण्यते॥ १

ચોથા અધ્યાયમાં નૈમિત્તિક વગેરે ચાર પ્રકારના પ્રલયો કહેવાયા છે. તે પ્રલયો વચ્ચે શ્રીહરિના કીર્તનથી જ સંસારમાંથી છુટકારો વર્ણવવામાં આવ્યો છે.॥ ૧ ॥

कलिदोषनिवर्तकं हरिनामसंकीर्तनादिकं स एव च कलौ परमो धर्म इति प्रश्नद्वय-स्योत्तरमुक्तम्, यच्चान्यत्पृष्टं प्रलयकल्पयोर्मानं ब्रूहीति तदिदानीं तृतीयस्कन्धोक्तकाल-मानानुवादपूर्वकं निरूपयति—**काल इति**।

કળિયુગના દોષોને દૂર કરનાર શ્રીહરિનામ સંકીર્તન વગેરે કરવાં, તે જ કળિયુગમાં શ્રેષ્ઠ ધર્મ છે, એમ બે પ્રશ્નોનો ઉત્તર આપવામાં આવે છે, તેમાં જે બીજો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે પ્રલયકાળ અને કલ્પકાળનું પ્રમાણ કહો, તે હવે ત્રીજા સ્કંધમાં કહેવામાં આવેલી કાળની ગણના અનુસાર વર્ણવે છે – **'कालः इति।'**

श्रीशुक उवाच

**कालस्ते परमाण्वादिर्द्विपरार्धावधिर्नृप।**
**कथितो युगमानं च शृणु कल्पलयावपि॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે નૃપ (પરીક્ષિત), પરમાણુથી માંડી દ્વિપરાર્ધ સુધીનો કાળ અને યુગોનું પ્રમાણ તમને કહેવામાં આવ્યું. (હવે) કલ્પ અને પ્રલયનું પ્રમાણ પણ શ્રવણ કરો. ॥ ૧ ॥

'स कालः परमाणुर्वै यो भुङ्क्ते परमाणुताम्' इत्यादिना कालः कथितः। 'चत्वारि त्रीणि द्वे चैकं कृतादिषु यथाक्रमम्। संख्यातानि सहस्राणि द्विगुणानि शतानि च॥' इति युगमानं कथितम्॥ १॥

'જે કાળ પરમાણુની અવસ્થામાં વ્યાપ્ત હોય છે, તે અત્યંત સૂક્ષ્મ હોય છે.'(શ્રીમદ્ ભા.૩/૧૧/૪) વગેરે દ્વારા કાળ વર્ણવાયો. 'સત્ય, ત્રેતા, દ્વાપર અને કળિયુગમાં અનુક્રમે ચારહજાર, ત્રણહજાર, બે હજાર અને એક હજાર, એમ દેવોનાં વર્ષો ગણાવવામાં આવ્યાં છે.' (શ્રીમદ્ ભા.૩/૧૧/૧૯) એમ યુગોનું પ્રમાણ કહેવામાં આવ્યું. ॥ ૧ ॥

तत्र कल्पमानमाह—**चतुर्युगेति**।

તે વિષયમાં કલ્પનું પ્રમાણ કહે છે – '**चतुर्युग इति।**'

**चतुर्युगसहस्रं च ब्रह्मणो दिनमुच्यते।**
**स कल्पो यत्र मनवश्चतुर्दश विशांपते॥ २**

હે પ્રજાપાલક (પરીક્ષિત), ચાર હજાર યુગને બ્રહ્માજીનો દિવસ કહેવામાં આવે છે (અને બ્રહ્માજીનો) તે (દિવસ) કલ્પ કહેવાય છે, જેમાં ચૌદ મનુઓ (એક પછી એક) થાય છે. ॥ ૨ ॥

यत्र चतुर्दश मनवः क्रमेण भवन्ति॥ २॥

જે (દિવસ અથવા કલ્પ)માં ચૌદ મનુઓ એક પછી એક થાય છે. ॥ ૨ ॥

प्रलयस्तु चतुर्विधः—नैमित्तिकः, प्राकृतिकः, आत्यन्तिकः, नित्यश्चेति। तत्र नैमित्तिकं प्रलयं मानसहितमाह—**तदन्त इति** द्वाभ्याम्।

પ્રલય તો ચાર પ્રકારના છે – નૈમિત્તિક, પ્રાકૃતિક, આત્યંતિક અને નિત્ય. તેમાં નૈમિત્તિક પ્રલયને પ્રમાણસહિત બે શ્લોકોથી કહે છે – '**तत्-अन्ते इति**'

**तदन्ते प्रलयस्तावान् ब्राह्मी रात्रिरुदाहृता।**
**त्रयो लोका इमे तत्र कल्पन्ते प्रलयाय हि॥ ३**

તે કલ્પને અંતે પ્રલય થાય છે અને તેટલી જ (અર્થાત્ એક કલ્પ એટલે કે હજાર વાર ચાર યુગ જેટલી) બ્રહ્માજીની રાત્રિ કહેવામાં આવી છે. તેમાં (તે રાત્રિમાં) આ ત્રણેય લોકનો પ્રલય થાય છે. ॥ ૩ ॥

तावान् चतुर्युगसहस्रप्रमाणः। सैव ब्राह्मी रात्रिः॥ ३॥

'**तावान्**' એક હજાર વખત ચાર યુગ જેટલા પ્રમાણની, તે જ બ્રહ્માજીની રાત્રિ છે. ॥ ૩ ॥

नैमित्तिकत्वं दर्शयति—

પ્રલયની નૈમિત્તિકતા દર્શાવે છે –

**एष नैमित्तिकः प्रोक्तः प्रलयो यत्र विश्वसृक्।**
**शेतेऽनन्तासनो विश्वमात्मसात्कृत्य चात्मभूः॥ ४**

આ નૈમિત્તિક પ્રલય કહેવામાં આવ્યો. જ્યારે વિશ્વસ્રષ્ટા શેષશાયી શ્રીનારાયણ વિશ્વને પોતાનામાં સમેટીને પોઢે છે ત્યારે બ્રહ્માજી તેમનામાં (શ્રીનારાયણ ભગવાનમાં) પોઢે છે. ॥ ૪ ॥

यत्र यदा विश्वसृक् श्रीनारायणो विश्वमात्मसात्कृत्य स्वस्मिन्नुपसंहृत्य शेते। आत्मभूर्ब्रह्मा च तस्मिन् शेते तयोरभेदविवक्षया वा ब्रह्मण एवानन्तासनत्वमुक्तम्। ब्रह्मणो निद्रां निमित्तीकृत्य प्रवर्तमानो लोकत्रयप्रलयो नैमित्तिक इत्यर्थः ॥ ४॥

'**यत्र**' જ્યારે વિશ્વસ્રષ્ટા શ્રીનારાયણ વિશ્વને '**आत्मसात्कृत्य**' પોતાનામાં સમેટીને પોઢે છે ત્યારે '**आत्मभूः**' બ્રહ્માજી પણ તેમનામાં પોઢે છે. શ્રીનારાયણ અને બ્રહ્માજી – તે બંને વચ્ચે અભેદ કહેવાની ઈચ્છાથી બ્રહ્માજીને જ શેષશાયી કહેવામાં આવ્યા છે. બ્રહ્માજીની નિદ્રાને નિમિત્ત બનાવીને પ્રવર્તમાન થયેલો ત્રણેય લોકનો પ્રલય નૈમિત્તિક છે, એમ અર્થ છે. ॥ ૪ ॥

प्राकृतिकं प्रलयमाह द्वाभ्याम्—

પ્રાકૃતિક પ્રલયને બે શ્લોકોથી વર્ણવે છે –

**द्विपरार्धे त्वतिक्रान्ते ब्रह्मणः परमेष्ठिनः।**
**तदा प्रकृतयः सप्त कल्पन्ते प्रलयाय वै॥ ५**

પરમેષ્ઠી (સર્વોત્તમ) બ્રહ્માજીનો દ્વિપરાર્ધકાળ વીતી જાય છે ત્યારે (અહંકાર, મહત્તત્ત્વ અને પાંચ તન્માત્રાઓ – એમ) સાત પ્રકૃતિઓ લય પામે છે. ॥ ૫ ॥

द्विपरार्धे तु ब्रह्मण आयुषि। सप्तप्रकृतयो महदहंकारपञ्चतन्मात्राणि॥ ५॥

બ્રહ્માજીના દ્વિપરાર્ધ આયુષ્ય પછી '**सप्तप्रकृतयः**' મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ ॥ ૫ ॥

**एष प्राकृतिको राजन् प्रलयो यत्र लीयते।**
**आण्डकोशस्तु संघातो विघात उपसादिते॥ ६**

હે રાજા, આ પ્રાકૃતિક પ્રલય છે, જેમાં પ્રલયનો કાળ આવતાં મહત્તત્ત્વ વગેરે પ્રકૃતિઓના કાર્યસમૂહરૂપ બ્રહ્માંડકોશ લય પામે છે. ॥ ૬ ॥

संघातो महदादिकार्यभूतः, प्रकृतीनां तत्कार्यब्रह्माण्डस्य च प्रलयात्प्राकृतिक इत्यर्थः। विघाते विघातकारणे उपसादिते सति॥ ६॥

'**संघातः**' મહત્તત્ત્વ વગેરે કાર્યરૂપ સંઘાત, પ્રકૃતિઓનો તથા તેના કાર્યરૂપ બ્રહ્માંડનો પ્રલય થવાથી પ્રાકૃતિક પ્રલય કહેવાય છે, એમ અર્થ છે. '**विघाते**' પ્રલયનો કાળ પ્રાપ્ત થાય છે ત્યારે ॥ ૬ ॥

तदेवाह—**पर्जन्य** इत्यादिना।

તે (પ્રલયકાળનું કારણ) કહે છે – '**पर्जन्यः**' વગેરેથી

**पर्जन्यः शतवर्षाणि भूमौ राजन् न वर्षति।**
**तदा निरन्ने ह्यन्योन्यं भक्षमाणाः क्षुधार्दिताः॥ ७**

હે રાજા, પૃથ્વી પર સો વર્ષ સુધી વરસાદ પડશે નહીં, ત્યારે અન્નરહિત થયેલા લોકમાં ભૂખથી પીડાયેલી પ્રજાઓ એકબીજાનું ભક્ષણ કરતાં (છેવટે નાશ પામશે). ॥ ૭ ॥

बुद्धीन्द्रियार्थरूपेणेत्यतः प्राक्तनेन ग्रन्थेन ॥ ७॥

બુદ્ધિ, ઈન્દ્રિયો અને ઈન્દ્રિયોના વિષયો શિથિલ થઈ જાય ત્યારે તે સર્વ બ્રહ્મરૂપ જ્ઞાનમાં લય પામી જાય, એમ પછીના શ્લોક (૧૨/૪/૨૩)થી (સમજવું). ॥ ૭ ॥

क्षयं यास्यन्ति शनकैः कालेनोपद्रुताः प्रजाः ।
सामुद्रं दैहिकं भौमं रसं सांवर्तको रविः ॥ ८

रश्मिभिः पिबते घोरैः सर्वं नैव विमुंचति ।
ततः संवर्तको वह्निः संकर्षणमुखोत्थितः ॥ ९

दहत्यनिलवेगोत्थः शून्यान् भूविवरानथ ।
उपर्यधः समन्ताच्च शिखाभिर्वह्निसूर्ययोः ॥ १०

दह्यमानं विभात्यण्डं दग्धगोमयपिण्डवत् ।
ततः प्रचण्डपवनो वर्षाणामधिकं शतम् ॥ ११

परः सांवर्तको वाति धूम्रं खं रजसाऽऽवृतम् ।
ततो मेघकुलान्यंग चित्रवर्णान्यनेकशः ॥ १२

शतं वर्षाणि वर्षन्ति नदन्ति रभसस्वनैः ।
तत एकोदकं विश्वं ब्रह्माण्डविवरान्तरम् ॥ १३

કાળ દ્વારા ઉપદ્રવ પામેલી પ્રજાઓ ધીમે ધીમે નાશ પામશે. પછી પ્રલયકાળનો સૂર્ય સમુદ્રનો, દેહનો અને ભૂમિનો સર્વ રસ પોતાના ભયંકર કિરણોથી પી જશે (પણ પછી) પાછો વરસાવશે નહીં. પછી સંકર્ષણના મુખમાંથી જન્મેલો (સાંવર્તક) પ્રલયકાળનો અગ્નિ ॥ ૮ ॥ ૯ ॥ વાયુના વેગથી ભભૂકીને પૃથ્વી સહિત નિર્લોક (શૂન્ય) બનેલાં પાતાળોને બાળી નાખશે અને ઉપર, નીચે તથા ચોતરફ અગ્નિ તથા સૂર્યની શિખાઓથી ॥ ૧૦ ॥ બળતું બ્રહ્માંડ બળેલા છાણા જેવું દેખાશે. પછી પ્રલયકાળનો પ્રચંડ પવન એક સોથી વધારે વર્ષો સુધી ॥ ૧૧ ॥ મહાબળવાન બની વાશે ત્યારે ધૂળથી ઢંકાઈ ગયેલું આકાશ ધૂમિલ થઈ જશે. પછી હે પ્રિય (પરીક્ષિત), રંગબેરંગી અનેક જાતનાં મેઘમંડળો ॥ ૧૨ ॥ સો વર્ષ સુધી વરસશે અને તીવ્ર ગર્જનાઓ કરીને ગાજશે. પછી બ્રહ્માંડના પોલાણની વચ્ચે આવેલું વિશ્વ એક સમુદ્ર બની જશે. ॥ ૧૩ ॥

सामुद्रादिकं सर्वं रसं रविः पिबते आकर्षति ॥ ८ ॥ ९ ॥ अनिलवेगोत्थो वायुवेगोद्भूतः । 'अनिलवेगो वा' इति पाठे अनिलेन वेगो यस्य सः, वाः रविणा रश्मिभिः पीतमुदकं च दहतीत्यर्थः । 'अनिलवेगो वै' इति तु पाठः सुगमः । भूविवरान्पातालादीन् शून्यान् रविणा दैहिकरसाकर्षणात्प्राणिरहितान् । शिखाभि-र्ज्वालाभिः ॥ १० ॥ किंचिदधिकं वर्षाणां शतम् । सांवर्तकः प्रलयहेतुः परो वायुर्वाति तदा रजसावृतं खं धूम्रं भवति ॥ ११ ॥ १२ ॥ रभसस्वनैस्तीव्रगर्जितैः । ब्रह्माण्डविवरमध्यगतं विश्वमेकोदकमेकार्णवोदकव्याप्तं भवति ॥ १३ ॥

**'अनिलवेग-उत्थ'** વાયુના વેગથી ભભૂકીને અથવા **'अनिलवेगो वा'** પાઠમાં, વાયુને કારણે જેનો વેગ છે તેવો અને સૂર્યનાં કિરણો દ્વારા **'वाः'** જળ પીધેલો અગ્નિ બાળશે, એમ અર્થ છે. **'अनिलवेगो वै'** પાઠ તો સુગમ છે. (વાયુના વેગવાળો અગ્નિ) – **'भूविवरान्'** પાતાળ વગેરેને – **'शून्यान्'** સૂર્ય દ્વારા દેહનો રસ ખેંચી લેવાથી પ્રાણીરહિત નિર્લોક બનેલાં પાતાળોને – **'शिखाभिः'** જ્વાળાઓથી ॥ ૧૦ ॥ એક સોથી થોડાં વધારે વર્ષો – **'सांवर्तकः'** પ્રલયના કારણરૂપ પ્રચંડ વાયુ વાશે ત્યારે ધૂળથી ઢંકાઈ ગયેલું આકાશ ધૂમિલ થઈ જશે. ॥ ૧૧ ॥ ૧૨ ॥ **'रभसस्वनैः'** તીવ્ર ગર્જનાઓ કરીને – બ્રહ્માંડના પોલાણની વચ્ચે રહેલું વિશ્વ **'एक-उदकम्'** એક સમુદ્ર થઈ જશે અર્થાત્ કેવળ જળથી વ્યાપી જશે, જળમય થઈ જશે. ॥ ૧૩ ॥

**तदा भूमेर्गन्धगुणं ग्रसन्त्याप उदप्लवे।**
**ग्रस्तगन्धा तु पृथिवी प्रलयत्वाय कल्पते॥ १४**

आम, જળપ્રલય થશે ત્યારે પૃથ્વીના ગંધગુણને જળ ગ્રસી જશે અને ગ્રસ્ત થયેલા ગંધગુણવાળી પૃથ્વીનો પ્રલય થશે. (અર્થાત્ પૃથ્વી જળરૂપ બની જશે.) ॥ ૧૪ ॥

उदप्लवे उदकेनाप्लवे सति। प्रलय-त्वायाभावाय॥ १४॥

**'उदप्लवे'** જળથી આપ્લાવિત થશે અર્થાત્ જ્યારે જળપ્રલય થશે ત્યારે – **'प्रलयत्वाय'** પૃથ્વી અદૃશ્ય થઈ જશે. ॥ ૧૪ ॥

**अपां रसमथो तेजस्ता लीयन्तेऽथ नीरसाः।**
**ग्रसते तेजसो रूपं वायुस्तद्रहितं तदा॥ १५**

॥ १५॥

**लीयते चानिले तेजो वायोः खं ग्रसते गुणम्।**
**स वै विशति खं राजंस्ततश्च नभसो गुणम्॥ १६**

॥ १६॥

પછી જળના રસગુણને તેજ ગળી જશે એટલે નીરસ થયેલું જળ લય પામશે. પછી તેજના રૂપગુણને વાયુ ગળી જશે, એટલે રૂપરહિત થયેલું તેજ ॥ ૧૫ ॥ વાયુમાં લય પામશે. વાયુના સ્પર્શગુણને આકાશ ગળી જશે, તેથી ગુણરહિત થયેલો વાયુ આકાશમાં લય પામશે. ॥ ૧૬ ॥ ૧૫ ॥ ૧૬ ॥

**शब्दं ग्रसति भूतादिर्नभस्तमनुलीयते।**
**तैजसश्चेन्द्रियाण्यङ्ग देवान् वैकारिको गुणैः॥ १७**

હે પ્રિય (પરીક્ષિત), આકાશના શબ્દગુણને તામસ અહંકાર ગળી જશે એટલે આકાશ તે અહંકારમાં લય પામશે અને રાજસ અહંકાર વૃત્તિઓ સહિત ઇન્દ્રિયોને ગળી જશે તથા ઇન્દ્રિયોના દેવોને સાત્ત્વિક અહંકાર ગળી જશે. ॥ ૧૭ ॥

भूतादिस्तामसोऽहंकारः। गुणैर्वृत्तिभिः सह ॥ १७॥

**'भूतादिः'** તામસ અહંકાર, **'गुणैः'** વૃત્તિઓ સહિત ॥ ૧૭ ॥

**महान् ग्रसत्यहंकारं गुणाः सत्त्वादयश्च तम्।**
**ग्रसतेऽव्याकृतं राजन् गुणान् कालेन चोदितम्॥ १८**

**न तस्य कालावयवैः परिणामादयो गुणाः।**
**अनाद्यनन्तमव्यक्तं नित्यं कारणमव्ययम्॥ १९**

હે રાજા (પરીક્ષિત), સાત્ત્વિક વગેરે (રાજસ અને તામસ) એ ત્રણેય અહંકારને મહત્તત્ત્વ ગળી જશે. મહત્તત્ત્વને સત્ત્વાદિ ગુણો ગળી જશે અને કાળથી પ્રેરાયેલું પ્રધાનતત્ત્વ ॥ ૧૮ ॥ જ્યારે પોતાનાં કાર્યોને પોતાનામાં લીન કરીને સામ્યાવસ્થાને પામે છે ત્યારે કાળનાં (વર્ષ, માસ, દિવસ, રાત્રિ વગેરે) અવયવોને કારણે પ્રધાનતત્ત્વમાં પરિણામ (વૃદ્ધિ, ક્ષય) વગેરે કોઈ પ્રકારના વિકારો થતા નથી. અનાદિ, અનંત, અવ્યક્ત, નિત્ય, અવિનાશી પ્રધાનતત્ત્વ સર્વનું કારણ છે. ॥ ૧૯ ॥

अव्याकृतं प्रधानम्॥ १८॥ तस्य तु लयो नास्तीत्याह—न तस्येति। कालावयवैर्-होरात्रादिभिः। गुणा भावविकाराः। परिणामो विपरिणामः। अव्यक्तमस्तित्वविकारशून्यम्। नित्यं सर्वदैकरूपं, ह्रासवृद्धिरहितमित्यर्थः। अव्ययमपक्षयशून्यम्। सर्वत्र हेतुः—कारणमिति॥ १९॥

किंच, वागादिगोचरस्य सविशेषस्य विकारा भवन्ति, इदं तु न तथेत्याह—**न यत्रेति द्वाभ्याम्**।

**न यत्र वाचो न मनो न सत्त्वं**
**तमो रजो वा महदादयोऽमी।**
**न प्राणबुद्धीन्द्रियदेवता वा**
**न सन्निवेशः खलु लोककल्पः॥ २०**

लोककल्पो लोकरूपः संनिवेशो रचनाविशेषो नास्ति॥ २०॥

**न स्वप्नजाग्रन्न च तत् सुषुप्तं**
**न खं जलं भूरनिलोऽग्निरर्कः।**
**संसुप्तवच्छून्यवदप्रतर्क्यं**
**तन्मूलभूतं पदमामनन्ति॥ २१**

स्वप्नजाग्रत्स्वप्नजागरावस्थायुक्तम्। सं-सुप्तवदिन्द्रियाभावात्। शून्यसादृश्ये हेतुः—अप्रतर्क्यम्। न पुनः शून्यमेवेत्याह—तदिति॥ २१॥

उपसंहरति—**लय इति**।

**लयः प्राकृतिको ह्येष पुरुषाव्यक्तयोर्यदा।**
**शक्तयः सम्प्रलीयन्ते विवशाः कालविद्रुताः॥ २२**

‘**अव्याकृतम्**’ પ્રધાનતત્ત્વ ॥ ૧૮ ॥ તે પ્રધાન તત્ત્વનો લય નથી, એમ કહે છે – ‘**न तस्य इति**।’ ‘**काल-अवयवैः**’ દિવસ-રાત વગેરે કાળના અવયવોથી ‘**परिणामः**’ વૃદ્ધિ, ક્ષય વગેરે પરિણામરૂપ ‘**गुणाः**’ વિકારો થતા નથી. ‘**अव्यक्तम्**’ અસ્તિત્વરૂપ વિકાર-રહિત, ‘**नित्यम्**’ સર્વદા એકરૂપ, હ્રાસ અને વૃદ્ધિરહિત, એમ અર્થ છે. ‘**अव्ययम्**’ અવિનાશી – લયની પ્રક્રિયામાં સર્વત્ર, અવ્યક્ત સર્વના કારણરૂપ હોવાનો હેતુ છે. ॥ ૧૯ ॥

વળી, શબ્દોની અભિવ્યક્તિવાળા સવિશેષ પ્રાકૃતને વિકારો હોય પણ અહીં તેમ નથી, એમ બે શ્લોકોથી કહે છે – ‘**न यत्र इति**।’

જેમાં (જે પ્રધાનતત્ત્વમાં) વાણી, મન, સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ, મહત્તત્ત્વાદિ આ વિકારો, પ્રાણ, બુદ્ધિ, ઈન્દ્રિયો તથા તેમના દેવો તેમ જ લોકરૂપ વિશિષ્ટ રચના પણ નથી. ॥ ૨૦ ॥

‘**लोककल्पः**’ લોકરૂપ ‘**संनिवेशः**’ વિશિષ્ટ રચના નથી. ॥ ૨૦ ॥

સ્વપ્ન, જાગ્રત અને સુષુપ્તિ જેમાં નથી; આકાશ, જળ, પૃથ્વી, વાયુ, અગ્નિ તથા સૂર્ય જેમાં નથી પણ ઈન્દ્રિયોના અભાવને કારણે સંસુપ્ત (શૂન્યવત્) અને તર્કમાં ન આવી શકે તેવા તે પ્રધાનતત્ત્વને વિદ્વાનો મૂળરૂપ સ્થાન કહે છે. ॥ ૨૧ ॥

‘**स्वप्नजाग्रत्**’ સ્વપ્ન અને જાગ્રત અવસ્થાથી યુક્ત નથી. ઈન્દ્રિયોના અભાવને કારણે સંસુપ્તવત્ છે. શૂન્ય જેવું હોવા માટેનું કારણ – ‘**अप्रतर्क्यम्**’ તર્કમાં ન આવી શકે તેવું તે પ્રધાનતત્ત્વ પાછું શૂન્ય પણ નથી જ, એમ કહે છે – ‘**तत् इति**।’ ॥ ૨૧ ॥

ઉપસંહાર કરે છે – ‘**लयः इति**।’

જ્યારે પુરુષ અને પ્રકૃતિની સત્ત્વાદિ શક્તિઓ કાળને લીધે ક્ષીણ અને પરવશ થઈ જાય છે અને (પોતાના મૂળસ્વરૂપમાં) લીન થઈ જાય છે, ત્યારે આ પ્રાકૃતિક પ્રલય થાય છે. ॥ ૨૨ ॥

शक्तयः सत्त्वादयः ॥ २२ ॥

आत्यन्तिकं लयमाह—**बुद्धीन्द्रियेति** द्वादशभिः।

**बुद्धीन्द्रियार्थरूपेण ज्ञानं भाति तदाश्रयम्।**
**दृश्यत्वाव्यतिरेकाभ्यामाद्यन्तवदवस्तु यत्॥ २३**

आत्यन्तिकलयो मोक्षः स च ब्रह्मज्ञानेन सर्वप्रपञ्चलयात्मकः। न च प्रपञ्चस्यात्मवत्सत्यत्वे लयः संभवतीति ज्ञानरूपाद्ब्रह्मणः पृथग्भूतस्य तस्यासत्त्वमुपपादयति—बुद्धिश्चेन्द्रियाणि चार्थाश्चेत्येवं ग्राहककरणग्राह्यरूपेण तेषामाश्रयभूतं ज्ञानमेव भाति न पृथक्। तत्र हेतुमाह—दृश्यत्वाव्यतिरेकाभ्यामिति। अतो यदाद्यन्तवत्तदवस्तु। अत्रैवं प्रयोगः—विमतं सन्न भवति। दृश्यत्वात् कारणाव्यतिरेकादाद्यन्तवत्त्वाच्च, रज्जुसर्पादिवदिति॥ २३॥

तत्राव्यतिरेकं दृष्टान्तेन प्रपञ्चयति—**दीप इति**।

સત્ત્વાદિ શક્તિઓ ॥ ૨૨ ॥

આત્યંતિક પ્રલયને બાર શ્લોકોથી વર્ણવે છે – **'बुद्धि-इन्द्रिय इति।'**

બુદ્ધિ, ઈન્દ્રિયો અને ઈન્દ્રિયોના વિષયોરૂપે તેમના આશ્રયરૂપ જ્ઞાન જ ભાસે છે. (તેઓ બ્રહ્મજ્ઞાનથી જુદાં નથી) કારણ કે કલ્પી શકાય છે, તેથી જે દૃશ્યરૂપ છે, પોતાના કારણથી જુદું નથી તેમ જ આદિ-અંતવાળું છે, તેથી તે મિથ્યા છે. ॥ ૨૩ ॥

આત્યંતિક પ્રલય એટલે મોક્ષ અને તે બ્રહ્મજ્ઞાન દ્વારા સર્વ પ્રપંચના લયરૂપ છે. પ્રપંચ આત્માની જેમ સત્ય હોય તો તેનો લય સંભવે નહીં. એટલે જ્ઞાનરૂપ બ્રહ્મથી પૃથક્ એવા તે પ્રપંચનું મિથ્યાત્વ સિદ્ધ કરે છે – બુદ્ધિ, ઈન્દ્રિય તથા વિષયો, એમ ગ્રાહક, સાધનો અને ગ્રાહ્યરૂપે તેઓનો આશ્રય બ્રહ્મસ્વરૂપ જ્ઞાન જ ભાસિત થાય છે, તેઓ જ્ઞાનથી જુદાં નથી. તે માટેનું કારણ કહે છે – **'दृश्यत्व-अव्यतिरेकाभ्याम् इति।'** (કારણ કે બુદ્ધિ વગેરે દૃશ્ય છે અને તેમનાં કારણથી જુદાં નથી) આથી જે વસ્તુ આદિ અને અંતવાળી છે, તે વસ્તુ નથી. (તેમની સત્તા નથી.) અહીં કહેવામાં આવ્યા પ્રમાણે આવું અનુમાન છે – બુદ્ધિ વગેરે જે વિવાદના સ્થાનરૂપ છે, તે સત્ નથી કારણ કે દૃશ્ય છે, પોતાના કારણથી જુદાં નથી અને આદિ-અંતવાળા છે, તેથી (તેઓ મિથ્યા છે); દોરડામાં જણાતા સર્પની જેમ! (દોરીમાં જણાતો સર્પ દૃશ્ય હોવાથી, પોતાના કારણથી જુદો ન હોવાથી અને આદિ-અંતવાળો હોવાથી મિથ્યા છે, તેમ આ પ્રપંચ પણ મિથ્યા છે.) ॥ ૨૩ ॥

તે બંને કારણોમાં **'अव्यतिरेकम्'** પોતાના કારણથી જુદા ન હોવું તે દૃષ્ટાંતથી વિસ્તારપૂર્વક સમજાવે છે – **'दीपः इति।'**

**दीपश्चक्षुश्च रूपं च ज्योतिषो न पृथग् भवेत्।**
**एवं धीः खानि मात्राश्च न स्युरन्यतमादृतात्॥ २४**

દીવો, નેત્ર અને રૂપ તેજથી જુદાં નથી તેમ બુદ્ધિ, ઈન્દ્રિયો અને વિષયો (પ્રપંચથી) અત્યંત જુદા બ્રહ્મથી જુદાં નથી. ॥ ૨૪ ॥

दीपचक्षुरूपाणां तेजोविशेषाणां तेजसो यथा न व्यतिरेकस्तथा धीः कर्त्री खानि करणानि मात्रा विषयाः ऋताद्ब्रह्मणः पृथक् न स्युर्ब्रह्मकार्यत्वात्। नन्वेवं कार्यकारणयोरभेदे कार्यासत्त्वे कारणस्याप्यसत्त्वं प्रसज्जेत तत्राह—अन्यतमादिति। कार्यादत्यन्तव्यतिरिक्ताद्-ब्रह्मणः। प्रपञ्चाद्ब्रह्मणोऽस्ति व्यतिरेकः, प्रपञ्चस्य तु ततो नास्ति व्यतिरेक इत्यर्थः ॥ २४ ॥

તેજનાં વિશિષ્ટ સ્વરૂપો દીવો, નેત્ર અને રૂપ જેમ તેજથી જુદાં નથી તેમ બુદ્ધિ કર્તા, ઈન્દ્રિયો કરણો (સાધનો) અને '**मात्राः**' વિષયો '**ऋतात्**' સત્યસ્વરૂપ બ્રહ્મથી જુદાં નથી, કારણ કે બ્રહ્મના કાર્યરૂપ છે. શંકા કરવામાં આવી છે કે કાર્ય-કારણની વચ્ચે અભેદ છે ત્યારે કાર્ય ન હોય તો કારણનું પણ અસ્તિત્વ ન હોવાની સ્થિતિ આવી પડે! તે માટે ઉત્તર આપે છે – '**अन्यतमात् इति।**' કાર્યથી અત્યંત જુદા બ્રહ્મથી (પ્રપંચ જુદો નથી). પ્રપંચથી બ્રહ્મ જુદું છે પરંતુ પ્રપંચ બ્રહ્મથી જુદો નથી, એમ અર્થ છે. ॥ ૨૪ ॥

यदा तु बुद्धेरसत्त्वं तदा तदवस्थानां सुतरामसत्त्वमित्याशयेनाह—**बुद्धेरिति**।

શંકા કરવામાં આવી છે કે જ્યારે બુદ્ધિનું અસ્તિત્વ નથી તો તેની અવસ્થાઓનું અસ્તિત્વ તો હોઈ શકે જ નહીં, એ આશયથી કહે છે – '**बुद्धेः इति।**'

**बुद्धेर्जागरणं स्वप्नः सुषुप्तिरिति चोच्यते।**
**मायामात्रमिदं राजन् नानात्वं प्रत्यगात्मनि॥ २५**

હે રાજા (પરીક્ષિત)! જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ બુદ્ધિની અવસ્થાઓ કહેવાય છે. અંતરાત્મામાં (આ અવસ્થાઓથી પ્રયુક્ત થતાં વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞરૂપે) અનેકતા પ્રતીત થાય છે, તે કેવળ માયા છે! (અવિદ્યાકલ્પિત છે). ॥ ૨૫ ॥

ननु विश्वतैजसप्राज्ञानामेता अवस्था न बुद्धेरित्याशङ्क्याह—**मायामात्रमिति**। इदं विश्वतैजसप्राज्ञरूपम्॥ २५ ॥

વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞની અવસ્થાઓ અનુક્રમે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ છે; તે બુદ્ધિની અવસ્થાઓ નથી, એવી શંકા કરીને કહે છે – '**मायामात्रम् इति।**' આ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞરૂપ અવસ્થાઓ કેવળ માયા છે! ॥ ૨૫ ॥

आद्यन्तवत्त्वादित्यस्य हेतोरसिद्धिमाशङ्क्य सावयवत्वेन साधयति—**यथेति**।

આ જગત આદિ અને અંતવાળું છે, એ હેતુ (સ્વરૂપથી) સિદ્ધ નથી, એવી શંકા કરીને (સાધ્ય સિદ્ધ કરવા માટે બીજો હેતુ આપે છે). જગત અવયવોવાળું હોવાથી (અનિત્ય છે), એમ સિદ્ધ કરે છે – '**यथा इति।**'

**यथा जलधरा व्योम्नि भवन्ति न भवन्ति च।**
**ब्रह्मणीदं तथा विश्वमवयव्युदयाप्ययात्॥ २६**

જેમ આકાશમાં ક્યારેક વાદળાં હોય છે અને ક્યારેક નથી પણ હોતાં તેમ અવયવોવાળું અને આદિ-અંતવાળું હોવાથી આ વિશ્વ બ્રહ્મમાં (ક્યારેક સૃષ્ટિકાળે) જન્મે છે અને (ક્યારેક પ્રલયકાળે) લય પામે છે. ॥ ૨૬ ॥

अवयवीति। यत्सावयवं तदाद्यन्तवद्घटादिवदित्यर्थः। अत उदयाप्ययादाद्यन्तवत्त्वाद्विश्वं सन्न भवतीत्यर्थः।

**'अवयवी इति।'** જે અવયવવાળું હોય, તે આદિ-અંતવાળું હોય, જેમ ઘડો વગેરે અવયવવાળાં હોવાથી આદિ-અંતવાળાં હોય છે તેમ, એમ અર્થ છે. આથી **'उदय-अप्ययात्'** આદિ-અંતવાળું હોવાથી વિશ્વ છે અને નથી, એમ અર્થ છે.

यद्वा, पृथगेवागमापायित्वाद्विश्वं मिथ्या। ब्रह्म तु तदवधित्वात्सत्यमित्यनेन साध्यते। दृष्यन्तस्तु पूर्वोक्त एव। यथा जलधरा व्योम्नीति दृष्टान्तस्त्वागमापायितदवधित्वमात्रे, न तु मिथ्यात्वे॥ २६॥

(હવે વિશ્વ બ્રહ્મથી જુદું ન હોય તો બ્રહ્મ નિત્ય હોવાથી વિશ્વ પણ નિત્ય જ હોય, એવી શંકા કરીને કહે છે.) અથવા વિશ્વ બ્રહ્મથી જુદું જ માનવામાં આવે તો આદિ-અંતવાળું હોવાથી મિથ્યા છે પણ બ્રહ્મ તેનું અધિષ્ઠાન (અવધિરૂપ) હોવાથી સત્ય છે, એમ આનાથી સિદ્ધ થાય છે. પૂર્વોક્ત રજ્જુ-સર્પના દૃષ્ટાંતની જેમ જ. જેમ આકાશમાં વાદળાં હોય છે અને નથી હોતાં, એ દૃષ્ટાંત તો આદિ-અંતવાળા વિશ્વનો આશ્રય દર્શાવવા માટે છે, મિથ્યાત્વ સિદ્ધ કરવા માટે નથી. ॥ ૨૬ ॥

'अन्यतमादृतात्' इति प्रतिज्ञातकारणस्य सत्यत्वमुपपादयति—**सत्यमिति**।

**'अन्यतमात्-ऋतात्'** કાર્યરૂપ પ્રપંચથી અત્યંત ભિન્ન એવા સત્યરૂપ બ્રહ્મથી પ્રપંચ જુદો નથી, (શ્લોક-૨૪) એમ પ્રતિજ્ઞા કરાયેલા કારણની સત્યતા સિદ્ધ કરે છે – **'सत्यम् इति।'**

**सत्यं ह्यवयवः प्रोक्तः सर्वावयविनामिह।**
**विनार्थेन प्रतीयेरन् पटस्येवांग तन्तवः॥ २७**

હે પ્રિય (પરીક્ષિત), આ જગતમાં (કાર્યરૂપ) સર્વ અવયવીના (કારણરૂપ) અવયવને જ સત્ય કહેવામાં આવ્યો છે. અવયવીના અભાવમાં પણ અવયવો જુદારૂપે પ્રતીત થાય છે, જેમ પટના અવયવરૂપ તાંતણા પટના અભાવમાં પણ પ્રતીત થાય છે તેમ! ॥ ૨૭ ॥

अवयवः कारणं प्रोक्तः—

અવયવને કારણ કહેવામાં આવ્યું છે –

'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्' इत्यादिश्रुतिभिः। अत्र युक्तिमपि दर्शयति—विनेति। अङ्ग हे राजन्, हि यस्मादर्थेनावयविना पृथगेवावयवाः प्रतीयेरन्। यथा पटस्यावयवास्तन्तवः पटात् पृथक्प्रतीयन्ते तद्वदिति ॥ २७ ॥

'ઘડો, શકોરું વગેરે નામ કેવળ વાણીના વિકારરૂપ છે, માટી જ સત્ય છે.' (છાં.ઉપ.૬/૧/૪) વગેરે શ્રુતિઓ દ્વારા કહેવામાં આવ્યું છે. અહીં (અવયવ સત્ય હોવા માટે) તર્ક પણ દર્શાવે છે – **'विना इति।'** **'अंग'** હે પ્રિય રાજા, **'हि'** જે કારણે **'अर्थेन'** અવયવીના અભાવમાં અવયવો પૃથક્ પ્રતીત થાય છે (તેથી અવયવને જ સત્ય કહેવામાં આવ્યો છે). જેમ પટના **'अवयवाः'** તાંતણા પટથી જુદા પ્રતીત થાય છે (અને પટના અભાવમાં પણ પ્રતીત થાય છે. તેમ કાર્યરૂપ અવયવી એવા જગતના અભાવમાં કારણરૂપ અવયવની સ્થિતિ હોય છે જ.) ॥ ૨૭ ॥

ननु कार्याभावे कारणत्वं ब्रह्मणः कुतो घटेत, सत्यम्, तदपि नातीव सत्यमित्याह—**यदिति।**

શંકા કરવામાં આવી છે કે (જગતરૂપી) કાર્યનો અભાવ હોય ત્યારે બ્રહ્મનું કારણત્વ કેવી રીતે ઘટે? સાચી વાત છે. તે (કાર્ય-કારણભાવ) પણ અત્યંત સત્ય નથી જ, એમ કહે છે – **'यत् इति।'**

**यत् सामान्यविशेषाभ्यामुपलभ्येत स भ्रमः।**
**अन्योन्यापाश्रयात् सर्वमाद्यन्तवदवस्तु यत्॥ २८**

સામાન્ય અને વિશેષનો જે ભેદ જણાય છે તે ભ્રમ છે. (કાર્ય-કારણ વગેરેરૂપે) પરસ્પર આશ્રય હોવાથી જે કાંઈ આદિ-અંતવાળું છે, તે સર્વ અવસ્તુ છે. ॥ ૨૮ ॥

सामान्यं कारणं, विशेषः कार्यं, तद्रूपेणान्योन्यापाश्रयात्परस्परापेक्षत्वेन निरूपणासहत्वादित्यर्थः। अतः कारणत्वमवधित्वं व्यापकत्वमित्यादिकमपि यत्परापेक्षत्वादाद्यन्तवत्तत् सर्वमवस्त्वित्यर्थः।

કારણ સામાન્ય છે અને કાર્ય વિશેષ છે. તે કાર્ય-કારણરૂપે **'अन्योन्य-अपाश्रयात्'** પરસ્પર આશ્રય હોવાથી કાર્ય-કારણભાવનું નિરૂપણ કરવું શક્ય નથી એમ અર્થ છે. આથી કારણત્વ, અવધિત્વ, વ્યાપકત્વ વગેરે જે પણ અન્યની અપેક્ષા રાખનારું છે, તે આદિ-અંતવાળું છે, તેથી સર્વ અવસ્તુ છે, એમ અર્થ છે.

यद्वा, तत्रैव हेत्वन्तरमेतत्। यदुपलभ्येत स भ्रमः सामान्यविशेषरूपत्वात्स्वप्नवत्। 'अन्योन्यापाश्रयात्' इतीदमपि हेत्वन्तरं गुण–

અથવા તે વિશ્વનું મિથ્યાત્વ જ બીજો હેતુ છે. જે દેખાય છે તે ભ્રમ છે, કારણ કે સામાન્ય અને વિશેષ હોવાપણું સ્વપ્નવત્ છે. **'अन्योन्य-अपाश्रयात्'** પરસ્પર આશ્રિત હોવાથી નિરૂપણ અશક્ય છે. માટે બીજો હેતુ આપે છે – ગુણ-

गुणिविशेषणविशेष्यव्याप्यव्यापकत्वादिरूपेण परस्पराधीनसिद्धित्वात्। तथाभूतस्वप्नवदिति निगमनम्। अतो यदाद्यन्तवत्तत्सर्वमवस्त्विति ॥ २८ ॥

તદેવમનેકૈર્હેતુભિઃ પ્રપઞ્ચસ્યાસત્ત્વં

ગુણીરૂપે, વિશેષણ-વિશેષ્યરૂપે, વ્યાપ્ય-વ્યાપક વગેરેરૂપે પરસ્પરની અધીનતા સિદ્ધ થવાથી નિરૂપણ શક્ય નથી, એમ અર્થ છે. સ્વપ્ન આવ્યું હોય તો નિદ્રા હશે અને નિદ્રા હશે તો સ્વપ્ન આવશે, એમ પરસ્પર અધીન હોવાનો નિર્ણય થાય છે. આથી જે આદિ-અંતવાળું છે, તે સર્વ અવસ્તુ છે. ॥ ૨૮ ॥

तदेवमनेकैर्हेतुभिः प्रपञ्चस्यासत्त्वं साधितम्। तत्र शङ्का—ननु प्रपञ्चस्यापि प्रकाशमानत्वादात्मवत्सत्त्वं किं न स्यादिति तत्राह—**विकार इति**।

આમ અનેક કારણો આપીને પ્રપંચનું મિથ્યાત્વ સિદ્ધ કર્યું. હવે પ્રપંચના મિથ્યાત્વ માટે આક્ષેપ કરે છે – વિશ્વપ્રપંચ પણ પ્રકાશમાન હોવાથી આત્માની જેમ સત્યસ્વરૂપ કેમ ન હોય? તે માટે ઉત્તર આપે છે – '**विकारः इति**।'

**विकारः ख्यायमानोऽपि प्रत्यगात्मानमन्तरा।**
**न निरूप्योऽस्त्यणुरपि स्याच्चेच्चित्सम आत्मवत्॥ २९**

(પ્રપંચરૂપ) વિકાર પ્રકાશમાન હોવા છતાં પણ આત્માના પ્રકાશ વિના (ભિન્નરૂપે) તેનું લેશમાત્ર પણ નિરૂપણ થઈ શકે નહીં. જો આત્મા વિના તેનું નિરૂપણ થાય તો તે પ્રપંચ પણ ચિદ્રૂપ આત્માની જેમ સ્વપ્રકાશ અને એકરૂપ થાય. ॥ ૨૯ ॥

ख्यायमानः प्रकाशमानोऽपि विकारः प्रपञ्चः प्रत्यगात्मप्रकाशं विनाऽणुमात्रोऽपि न निरूप्योऽस्ति। तं विना निरूप्यः स्याच्चेत्तर्हि सोऽपि चित्समः स्याच्चिद्रूपेणात्मना समः स्वप्रकाशो भवेत्। तथा च सति सोऽप्यात्मवत्स्यात्। एकरूपः स्यादित्यर्थः॥ २९॥

'**ख्यायमानः**' પ્રકાશમાન હોવા છતાં પણ '**विकारः**' પ્રપંચરૂપ વિકારનું આત્માના પ્રકાશ વિના લેશમાત્ર પણ '**न निरूप्यः अस्ति**' નિરૂપણ થઈ શકે નહીં. જો આત્મા વિના તેનું નિરૂપણ થાય તો ચિદ્રૂપ આત્માની સમાન તે પ્રપંચ પણ સ્વપ્રકાશ થાય. તેમ થાય તો તે પણ આત્મા જેવો એકરૂપ થાય, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

कुत इत्यत आह—**नहीति**।

(જીવ અને બ્રહ્મ વચ્ચે ભેદ) કેવી રીતે નથી તે કહે છે – '**नहि इति**।'

**नहि सत्यस्य नानात्वमविद्वान् यदि मन्यते।**
**नानात्वं छिद्रयोर्यद्वज्ज्योतिषोर्वातयोरिव॥ ३०**

પરમાર્થરૂપ સત્યની અનેકતા છે જ નહીં. જો કોઈ અજ્ઞાની તે અનેકતા માને તો ઘટાકાશ અને મહાકાશ વચ્ચેનો, આકાશમાં રહેલા સૂર્ય અને જળમાં પ્રતિબિંબરૂપે રહેલા સૂર્ય વચ્ચેનો તથા બહારના વાયુ અને શરીરના વાયુ વચ્ચેનો ભેદ જેમ (ઉપાધિકૃત છે, તેમ જીવ અને બ્રહ્મ વચ્ચે ઉપાધિકૃત ભેદ છે પણ વાસ્તવિક નથી). ॥ ૩૦ ॥

ननु सत्यस्याप्यात्मनो जीवब्रह्मरूपं नानात्वमस्त्येव तत्राह—यद्येवं नानात्वं मन्यते तर्ह्यविद्वान्।

કથં तर्हि तयोर्भेदव्यवहारः, उपाधिकृत इत्याह—नानात्वमिति।

तत्र छिद्रयोर्घटाकाशमहाकाशयोरिवेति परिच्छेदापरिच्छेदे दृष्टान्तः। ज्योतिषोराकाश-जलस्थयोः सूर्ययोरिवेत्युपाधिकृतविकार-सदसद्भावे। वातयोर्बाह्यशरीरस्थवाय्वोरिवेति क्रियाभेदे॥ ३०॥

ब्रह्मण एव प्रपञ्चव्यवहारालम्बनत्वं दृष्टान्तेन स्पष्टयति—**यथेति**।

**यथा हिरण्यं बहुधा समीयते**
**नृभिः क्रियाभिर्व्यवहारवर्त्मसु।**
**एवं वचोभिर्भगवानधोक्षजो**
**व्याख्यायते लौकिकवैदिकैर्जनैः॥ ३१**

क्रियाभिस्तत्तद्रचनाभेदैर्बहुधा कटक-कुण्डलादिरूपेण। लौकिकवैदिकैर्वचोभिः। जनैरहंकारोपहितैः॥ ३१॥

नन्वहंकारस्य कथं ब्रह्मस्वरूपावरणेन भेदव्यवहारहेतुत्वम्, तस्य स्वकारणभूतब्रह्मावर-कत्वासंभवादावरणे वा स्वस्यापि प्रकाशा-संभवादित्याशङ्क्य सदृष्टान्तमाह—**यथेति**।

શંકા કરવામાં આવી છે કે સત્યરૂપ હોવા છતાં આત્માની જીવ, બ્રહ્મરૂપે અનેકતા જ છે. તે માટે કહે છે કે જો આવી અનેકતા માનવામાં આવે તો તે અજ્ઞાની છે.

તો પછી જીવ અને બ્રહ્મ વચ્ચે ભેદનો વ્યવહાર કેવી રીતે છે? તે ઉપાધિકૃત છે, એમ કહે છે – **'नानात्वम् इति।'**

છિદ્ર વગેરેના દૃષ્ટાંતોમાં **'छिद्रयोः'** ઘટાકાશ અને મહાકાશ વચ્ચેના ભેદની જેમ અલ્પ અને અનલ્પ વચ્ચેનું દૃષ્ટાંત છે. **'ज्योतिषोः'** આકાશમાં રહેલા સૂર્ય અને જળમાં પ્રતિબિંબરૂપે રહેલા સૂર્ય વચ્ચે જેમ ઉપાધિકૃત ભેદ છે; ઉપાધિ હોય તો ભેદ જણાય અને ઉપાધિ ન હોય તો ભેદ ન જણાય. **'वातयोः'** બહારના વાયુ અને શરીરમાં રહેલા વાયુ વચ્ચે ક્રિયાનો ભેદ છે. (બહારનો વાયુ વૃક્ષો હલાવે વગેરે અને અંદરનો વાયુ શ્વાસોચ્છ્વાસ કરાવે.) ॥ ૩૦ ॥

પ્રપંચરૂપ વ્યવહારનો આશ્રય બ્રહ્મ જ છે, તે દૃષ્ટાંતથી સ્પષ્ટ કરે છે – **'यथा इति।'**

જેમ (એક જ) સુવર્ણ વ્યવહારમાં (કડાં, કુંડળ વગેરે) જુદી જુદી રચનાઓના સ્વરૂપે મનુષ્યો દ્વારા અનેક પ્રકારે જોવામાં આવે છે એમ ભગવાન અધોક્ષજ અહંકારરૂપ ઉપાધિવાળા જનો દ્વારા લૌકિક-વૈદિક વચનો વડે અનેક પ્રકારે વર્ણવવામાં આવે છે.॥ ૩૧ ॥

**'क्रियाभिः'** કડાં, કુંડળ વગેરેરૂપ જુદી જુદી રચનાઓના સ્વરૂપે – લૌકિક અને વૈદિક વચનો વડે – **'जनैः'** અહંકારરૂપ ઉપાધિવાળા જનો દ્વારા ॥ ૩૧॥

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે અહંકાર બ્રહ્મસ્વરૂપને ઢાંકી દઈને ભેદવ્યવહારનું કારણ કેવી રીતે થઈ શકે? તે અહંકાર પોતાના કારણરૂપ બ્રહ્મનું આવરણ થઈ શકે નહીં. જો અહંકાર આવરણરૂપ થાય તો અહંકારનું પોતાનું પ્રાક્ટય (બ્રહ્મપ્રકાશ વિના) થઈ શકે નહીં, એમ શંકા કરીને દૃષ્ટાંતસહિત તેનો ઉત્તર આપે છે – **'यथा इति।'**

**यथा घनोऽर्कप्रभवोऽर्कदर्शितो**
**ह्यर्कांशभूतस्य च चक्षुषस्तमः।**
**एवं त्वहं ब्रह्मगुणस्तदीक्षितो**
**ब्रह्मांशकस्यात्मन आत्मबन्धनः॥ ३२**

अर्करश्मय एव मेघरूपेण परिणता वर्षन्ति। 'अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते। आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः॥' इत्यादिवचनात्तस्मादर्कप्रभवः, अर्केणैव दर्शितः प्रकाशितश्च तमःस्वरूपभूतार्कदर्शन-प्रतिबन्धको भवति। अहमहंकारो ब्रह्मगुणो ब्रह्मकार्यभूतस्तदीक्षितस्तेनैव प्रकाशितश्चात्मनो जीवस्यात्मबन्धनो ब्रह्मस्वरूपदर्शनप्रतिबन्धको भवति॥ ३२॥

જેમ સૂર્યથી ઉત્પન્ન થયેલો અને સૂર્યે જ પ્રકાશિત કરેલો મેઘ સૂર્યના અંશરૂપ ચક્ષુને સૂર્યનાં દર્શન થવામાં બાધક બને છે તેમ બ્રહ્મના કાર્યભૂત અને બ્રહ્મ દ્વારા જ પ્રકાશિત કરાયેલો અહંકાર બ્રહ્મના અંશરૂપ જીવને બ્રહ્મસ્વરૂપદર્શનમાં બાધક બને છે. ॥ ૩૨ ॥

સૂર્યનાં કિરણો જ રૂપાંતર પામીને મેઘરૂપે વરસે છે. 'અગ્નિમાં અપાયેલી આહુતિઓ આદિત્યમાં રહે છે. આદિત્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે અને તેનાથી પ્રજાઓ થાય છે.' વગેરે વચનોથી વાદળાં સૂર્યમાંથી ઉત્પન્ન થાય છે અને સૂર્ય દ્વારા જ '**दर्शितः**' પ્રકાશિત થાય છે. વાદળાં '**तमः**' તમઃસ્વરૂપ બનીને પોતાના જ સ્વરૂપભૂત સૂર્યનાં દર્શન કરવામાં (ચક્ષુને) બાધક બને છે. '**अहम्**' અહંકાર – '**ब्रह्मगुणः**' બ્રહ્મના કાર્યરૂપ અને '**तत्-ईक्षितः**' તે બ્રહ્મ દ્વારા જ પ્રકાશિત કરાયેલો અહંકાર '**आत्मनः**' જીવને '**आत्मबन्धनः**' બ્રહ્મસ્વરૂપદર્શનમાં પ્રતિબંધક બને છે. ॥ ૩૨ ॥

अत एवाहंकारनाशे स्वरूपदर्शनं भवतीति तेनैव दृष्टान्तेनाह—**घन इति**।

આથી જ અહંકારનો નાશ થતાં સ્વરૂપદર્શન થાય છે, એમ તે જ દૃષ્ટાંતથી કહે છે – '**घनः इति**।'

**घनो यदार्कप्रभवो विदीर्यते**
**चक्षुः स्वरूपं रविमीक्षते तदा।**
**यदा ह्यहंकार उपाधिरात्मनो**
**जिज्ञासया नश्यति तर्ह्यनुस्मरेत्॥ ३३**

આत्मन उपाधिः। जिज्ञासया विचारेण। तर्हि तदाऽनुस्मरेत्। ब्रह्माहमिति पश्यतीत्यर्थः॥ ३३॥

જ્યારે સૂર્યથી ઉત્પન્ન થયેલો મેઘ વીખરાઈ જાય છે ત્યારે ચક્ષુ જેમ પોતાના સ્વરૂપ સૂર્યનાં દર્શન કરે છે તેમ જીવની ઉપાધિરૂપ અહંકાર જ્યારે વિચારથી નાશ પામે છે ત્યારે જીવને આત્મસાક્ષાત્કાર થાય છે. ॥ ૩૩ ॥

જીવની ઉપાધિરૂપ અહંકાર – '**जिज्ञासया**' વિચારથી – '**तर्हि**' ત્યારે '**अनुस्मरेत्**' હું બ્રહ્મ છું, એમ સ્વરૂપદર્શન થાય છે, એમ અર્થ છે. ॥ ૩૩ ॥

सोऽयमात्यन्तिकः प्रलय इत्युपसंहरति—**यदैवमिति**।

આ જ તે આત્યંતિક પ્રલય છે, એમ ઉપસંહાર કરે છે – '**यदा-एवम् इति**।'

**यदैवमेतेन विवेकहेतिना**
**मायामयाहंकरणात्मबन्धनम् ।**
**छित्त्वाच्युतात्मानुभवोऽवतिष्ठते**
**तमाहुरात्यन्तिकमंग सम्प्लवम्॥ ३४**

विवेकहेतिना ज्ञानशस्त्रेण। अहंकरणमेवात्मबन्धनम्। अच्युतं परिपूर्णमात्मानमनुभवतीति तथा॥ ३४॥

नित्यप्रलयमाह—**नित्यदेति**।

**नित्यदा सर्वभूतानां ब्रह्मादीनां परंतप।**
**उत्पत्तिप्रलयावेके सूक्ष्मज्ञाः सम्प्रचक्षते॥ ३५**

॥ ३५ ॥

कुत इत्यत आह—**कालेति**।

**कालस्त्रोतोजवेनाशु ह्रियमाणस्य नित्यदा।**
**परिणामिनामवस्थास्ता जन्मप्रलयहेतवः॥ ३६**

परिणामिनां नदीप्रवाहप्रदीपज्वालादीपज्वालादीनां या उच्चनीचावस्थास्ताः कालरूपस्त्रोतसो वेगेनाशु ह्रियमाणस्य देहादेर्दृश्यमानास्ता एव नित्यदा जन्मप्रलयहेतवो भवन्ति। देह:प्रतिक्षणं प्रध्वंसी, प्रतिक्षणमवस्थाभेदास्पदत्वात्, प्रदीपादिवदित्यनुमानम्॥ ३६॥

ननु यदि प्रतिक्षणमवस्था भवन्ति तर्हि किं न दृश्यन्ते, अतो हेतुरसिद्ध इत्याशङ्क्याह—

હે પ્રિય (પરીક્ષિત), આમ જ્યારે આ જ્ઞાનરૂપી શસ્ત્રથી માયામય અહંકારરૂપી આત્મબંધનને કાપી નાખીને જીવ પરિપૂર્ણ આત્મસ્વરૂપના અનુભવમાં સ્થિત થઈ જાય છે, તેને (વિદ્વાનો) આત્યંતિક પ્રલય કહે છે. ॥ ૩૪ ॥

**'विवेकहेतिना'** જ્ઞાનરૂપી શસ્ત્રથી – અહંકાર એ જ આત્માનું બંધન – **'अच्युतम्'** પરિપૂર્ણ આત્માનો અનુભવ કરે છે તેવો તે ॥ ૩૪ ॥

નિત્ય પ્રલય વર્ણવે છે – **'नित्यदा इति।'**

હે શત્રુદમન (રાજા), કેટલાક તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે બ્રહ્માદિ સર્વ પ્રાણીઓના નિત્ય (પ્રતિક્ષણે) ઉત્પત્તિ અને પ્રલય થતા જ રહે છે. ॥ ૩૫ ॥ ૩૫ ॥

શા માટે નિત્ય પ્રલય થાય છે, તે હવે કહે છે – **'काल इति।'**

રૂપાંતર પામતા (નદીના પ્રવાહ, દીવાની જ્યોત વગેરે)ની જે ઉચ્ચ-નીચ અવસ્થાઓ દેખાય છે, તે તે અવસ્થાઓ કાળરૂપ પ્રવાહના વેગથી પરિવર્તન પામતા દેહાદિની પણ દેખાય છે. માટે તે તે અવસ્થાઓ જ દેહાદિના નિત્ય જન્મ-પ્રલયનાં કારણ થાય છે. ॥ ૩૬ ॥

**'परिणामिनाम्'** નદીનો પ્રવાહ, દીવાની જ્યોત, દીવાનો પ્રકાશ વગેરેની જે ઉચ્ચ-નીચ અવસ્થાઓ દેખાય છે, તે તે અવસ્થાઓ કાળરૂપ પ્રવાહના વેગથી શીઘ્ર પરિવર્તન પામતા દેહાદિમાં પણ દેખાય છે. તે અવસ્થાઓ નિત્ય જન્મ-પ્રલયનાં કારણો બને છે. દેહ પ્રતિક્ષણે નાશ પામે છે કારણ કે પ્રતિક્ષણે અવસ્થાભેદના આશ્રયરૂપ છે, દીવા વગેરેની જેમ, એમ અનુમાન છે. ॥ ૩૬ ॥

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે અવસ્થાઓ જુદી જુદી હોય છે, તો કેમ દેખાતી નથી? આથી (પ્રતિક્ષણે અવસ્થાઓ બદલાય છે, એ) હેતુ સિદ્ધ થતો નથી, એવી શંકા કરીને ઉત્તર આપે છે –

**अनाद्यन्तवतानेन कालेनेश्वरमूर्तिना।**
**अवस्था नैव दृश्यन्ते वियति ज्योतिषामिव॥ ३७**

જેમ આકાશમાં ગતિ કરતા (ચંદ્ર વગેરે) ગ્રહો અને તારાઓની (ગતિની) વિશિષ્ટ અવસ્થાઓ દેખાતી નથી તેમ ઈશ્વરના સ્વરૂપભૂત અનાદિ-અનંત કાળને કારણે (દેહની જુદી જુદી) અવસ્થાઓ જણાતી નથી. ॥ ૩૭ ॥

अनाद्यन्तवता कालेन जायमाना अवस्था नैव लक्ष्यन्ते। आकाशे गच्छतां ज्योतिषां चन्द्रादीनां गमनावस्थाविशेषा यथा नैव लक्ष्यन्ते तद्वत्। अतो यथा तेषां प्रदेशान्तरप्राप्त्या प्रतिक्षणं गत्यवस्थाः कल्प्यन्ते तद्वदत्रापि बाल्यतारुण्यादिदर्शनेन मध्यवर्तिन्योऽवस्थाः कल्प्यन्त इति न हेतुरसिद्ध इत्यर्थः॥ ३७॥

અનાદિ-અનંત કાળને કારણે જતી અવસ્થા જણાતી જ નથી. આકાશમાં ગતિ કરતા ચંદ્ર વગેરે ગ્રહો અને તારાઓની ગતિની વિશિષ્ટ અવસ્થાઓ જેમ દેખાતી નથી તેની જેમ! આથી જેમ તે ગ્રહો અને નક્ષત્રો જુદાં જુદાં સ્થાનને પ્રાપ્ત કરતાં હોવાથી પ્રતિક્ષણે થતી ગતિની અવસ્થાઓ કલ્પી શકાય છે તેમ આ શરીરમાં પણ બાલ્યાવસ્થા, તરુણાવસ્થા વગેરે દેખાવાથી વચમાં થતી અવસ્થાઓ કલ્પી શકાય છે, તે માટે (પ્રતિક્ષણે અવસ્થાઓ બદલાય છે, એ) હેતુ સિદ્ધ થાય છે. ॥ ૩૭ ॥

उपसंहरति—**नित्य इति**।

ઉપસંહાર કરે છે – **‘नित्यः इति।’**

**नित्यो नैमित्तिकश्चैव तथा प्राकृतिको लयः।**
**आत्यन्तिकश्च कथितः कालस्य गतिरीदृशी॥**
**॥ ३८॥ ३८॥**

આમ નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃતિક અને આત્યંતિક પ્રલય કહેવામાં આવ્યા. કાળની (સૂક્ષ્મ) ગતિ આવી છે. ॥ ૩૮ ॥ ૩૮ ॥

पुराणार्थमुपसंहरति—**एता इति**।

પુરાણના વિષયનો ઉપસંહાર કરે છે – **‘एताः इति।’**

**एताः कुरुश्रेष्ठ जगद्विधातु-**
**र्नारायणस्याखिलसत्त्वधाम्नः।**
**लीलाकथास्ते कथिताः समासतः**
**कार्त्स्न्येन नाजोऽप्यभिधातुमीशः॥ ३९**

હે કુરુશ્રેષ્ઠ, સમસ્ત પ્રાણીઓના આશ્રયસ્થાનરૂપ વિશ્વવિધાતા શ્રીનારાયણની આ લીલાકથાઓ તમને સંક્ષેપથી કહેવામાં આવી. તેને સંપૂર્ણપણે વર્ણવવા માટે બ્રહ્માજી પણ સમર્થ નથી! ॥ ૩૯ ॥

लीलाविषयाः कथा अजो ब्रह्मापि कार्त्स्न्येनाभिधातुं नेशः॥ ३९॥

લીલાવિષયક કથાઓ વર્ણવવા માટે **‘अजः’** અજન્મા બ્રહ્માજી પણ સમર્થ નથી! ॥ ૩૯ ॥

ननु यदि साकल्येनाभिधातुं न शक्यन्ते तर्हि किं तदभिधानेन तत्राह—**संसारेति**।

શંકા કરવામાં આવી છે કે જો શ્રીનારાયણની લીલાકથાઓ સંપૂર્ણપણે વર્ણવવી શક્ય ન હોય તો તે કહેવાનું શું પ્રયોજન છે? તે માટે કહે છે – **‘संसार इति।’**

**संसारसिन्धुमतिदुस्तरमुत्तितीर्षो-**
**र्नान्यः प्लवो भगवतः पुरुषोत्तमस्य।**
**लीलाकथारसनिषेवणमन्तरेण**
**पुंसो भवेद् विविधदुःखदवार्दितस्य॥ ४०**

અનેક પ્રકારના દુઃખરૂપી દાવાનળથી પીડાયેલા અને અતિશય દુસ્તર એવા સંસારસિંધુને તરી જવાની ઈચ્છાવાળા મનુષ્યને માટે ભગવાન પુરુષોત્તમની લીલાકથાના રસના સેવન કરવારૂપ નૌકા સિવાય અન્ય કોઈ સાધન નથી. ॥ ૪૦ ॥

विविधं दुःखमेव दवो दावानलस्तेनार्दितस्य पीडितस्यात उत्तितीर्षोः पुंसो भगवतो या लीलास्तासां कथास्तासां रसस्तन्निषेवण-मन्तरेणान्यः प्लवस्तरणसाधनं न भवेत्। उपायान्तरासंभवात्तत्कथाश्रवणमेव यथाशक्ति निषेव्यमित्यर्थः ॥ ४० ॥

અનેક પ્રકારનું દુઃખ જ **'दवः'** દાવાનળ, તેનાથી **'अर्दितस्य'** પીડાયેલા અને તેથી (સંસાર-સાગરને) તરી જવાની ઈચ્છાવાળા મનુષ્યને માટે ભગવાનની જે લીલાઓ છે, તેમની કથાઓ, તેમનો રસ, તે રસના સેવન વિના અન્ય **'प्लवः'** તરવાનું સાધન નથી. અન્ય ઉપાય ન હોવાથી તે શ્રીહરિની કથાશ્રવણનું યથાશક્તિ સેવન કરવું જોઈએ, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

श्रोतुरादरदार्ढ्याय संप्रदायप्रवृत्तिमाह— **पुराणसंहितामिति** त्रिभिः।

શ્રોતાના આદરને દૃઢ કરવા માટે ભાગવત-સંપ્રદાયની પરંપરા ત્રણ શ્લોકોથી કહે છે – **'पुराणसंहिताम् इति।'**

**पुराणसंहितामेतामृषिर्नारायणोऽव्ययः।**
**नारदाय पुरा प्राह कृष्णद्वैपायनाय सः॥ ४१**

॥ ४१ ॥

આ ભાગવતપુરાણસંહિતાનો સનાતન ઋષિ નારાયણે પૂર્વે નારદજીને ઉપદેશ કર્યો હતો. તેમણે કૃષ્ણદ્વૈપાયન વ્યાસને ઉપદેશ કર્યો હતો. ॥ ૪૧ ॥ ૪૧ ॥

**स वै मह्यं महाराज भगवान् बादरायणः।**
**इमां भागवतीं प्रीतः संहितां वेदसम्मिताम्॥ ४२**

હે મહારાજ (પરીક્ષિત), ભગવાન બાદરાયણે જ પ્રસન્ન થઈને આ વેદતુલ્ય ભાગવત સંહિતાનો મને ઉપદેશ કર્યો હતો. ॥ ૪૨ ॥

स वै बादरायणः प्रीतः सन् मह्यमिमां संहितां प्राहेति पूर्वेणान्वयः॥ ४२॥

તે ભગવાન બાદરાયણ વેદવ્યાસજીએ જ પ્રસન્ન થઈને **'मह्यम्'** મને આ સંહિતાનો **'प्राह'** ઉપદેશ કર્યો હતો, એમ પૂર્વના શ્લોક (૪૧) સાથે સંબંધ છે. ॥ ૪૨ ॥

असौ सूत इति पुरतः स्थितमङ्गुल्या निर्दिश्याह—

**'असौ सूतः'** પેલા સન્મુખ બેઠેલા સૂતજી, એમ આંગળીથી દર્શાવીને (શ્રીશુકદેવજી) કહે છે –

**एतां वक्ष्यत्यसौ सूत ऋषिभ्यो नैमिषालये।**
**दीर्घसत्रे कुरुश्रेष्ठ सम्पृष्टः शौनकादिभिः ॥ ४३**

नैमिषालये नैमिषारण्यस्थाने ॥ ४३ ॥

હે કુરુશ્રેષ્ઠ, નૈમિષારણ્યમાં થનારા દીર્ઘસત્રમાં શૌનકાદિ ઋષિઓ દ્વારા પૂછવામાં આવેલા પેલા સૂતજી આ ભાગવતસંહિતા તેમને કહેશે. ॥ ૪૩ ॥

**'नैमिषालये'** નૈમિષારણ્ય સ્થાનમાં ॥ ૪૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे चतुर्थोऽध्यायः ॥ ४ ॥
इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥

❋❋❋❋❋

# अथ पञ्चमोऽध्यायः

## શ્રીશુકદેવજીનો અંતિમ ઉપદેશ

पञ्चमे तु समासेन परब्रह्मोपदेशतः।
राज्ञस्तक्षकसंदंशान्मृत्युभीतिनिवारणम् ॥ १

પાંચમા અધ્યાયમાં સંક્ષેપથી કરવામાં આવેલા પરબ્રહ્મના ઉપદેશથી રાજાને તક્ષકના દંશથી થનારા મૃત્યુના ભયનું નિવારણ કરવામાં આવે છે. ॥ ૧ ॥

एतत्पुराणं शृण्वन्नभयं प्राप्नोतीत्यभिप्रेत्य पुराणार्थमनुस्मारयति—**अत्रेति**।

આ પુરાણનું શ્રવણ કરતાં અભય પ્રાપ્ત થાય છે, એમ સ્વીકારીને પુરાણના પ્રયોજનનું સ્મરણ કરાવે છે – **'अत्र इति।'**

**श्रीशुक उवाच**

**अत्रानुवर्ण्यतेऽभीक्ष्णं विश्वात्मा भगवान् हरिः।**
**यस्य प्रसादजो ब्रह्मा रुद्रः क्रोधसमुद्भवः ॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – જેમના (હર્ષરૂપ) પ્રસાદમાંથી (જગતના કર્તા) બ્રહ્માજી અને ક્રોધમાંથી રુદ્રદેવ ઉત્પન્ન થાય છે. તે વિશ્વાત્મા ભગવાન શ્રીહરિ અહીં (શ્રીમદ્ ભાગવતમાં) વારંવાર વર્ણવવામાં આવ્યા છે. ॥ ૧ ॥

अयं भावः—जगतः कर्ता ब्रह्मापि यस्य प्रसादजः। प्रसादोऽत्र रजोवृत्तिर्हर्षः। ततो जातत्वात्परतन्त्रः। सर्वसंहर्ता रुद्रश्च यस्य क्रोधसंभवो न तु स्वतन्त्रः स विश्वस्यात्मा नियन्ता भगवानत्रानुवर्ण्यते। अत एवंभूतं भगवन्तं शृण्वतः कुतोऽन्यस्माद्भयशङ्केति ॥ १ ॥

ભાવ આ પ્રમાણે છે – જગતના કર્તા બ્રહ્માજી પણ જેમના પ્રસાદમાંથી ઉત્પન્ન થયા છે. અહીં પ્રસાદ એટલે રજોવૃત્તિરૂપ હર્ષ; તેમાંથી ઉત્પન્ન થયા હોવાથી (બ્રહ્માજી પણ જગતના કર્તા હોવા છતાં) પરતંત્ર છે. સર્વનો સંહાર કરનારા રુદ્રદેવ જેમના ક્રોધમાંથી ઉત્પન્ન થયા છે, પણ સ્વતંત્ર નથી, તેવા વિશ્વના **'आत्मा'** નિયંતા ભગવાન અહીં વર્ણવાયા છે. આથી આવા ભગવાનની કથાનું શ્રવણ કરતા મનુષ્યને બીજે ક્યાંયથી ભયની શંકા કેવી રીતે હોઈ શકે? ॥ ૧ ॥

त्वं पुनः कृतार्थ एवेत्यनुस्मारयति— **त्वं त्विति**।

**त्वं तु राजन् मरिष्येति पशुबुद्धिमिमां जहि।**
**न जातः प्रागभूतोऽद्य देहवत्त्वं न नङ्क्ष्यसि॥ २**

पशुबुद्धिमविवेकम्। यस्मान्न नङ्क्ष्यसि। कुत इत्यत आह—**न जात इति**। यथा देहः प्रागभूत एवाद्य जातो नङ्क्ष्यति। न चैवं त्वं पूर्वं नाभूर्न चाद्य जातोऽस्यतो न नङ्क्ष्यसि॥ २॥

ननु बीजादङ्कुरवत्स्वस्मात्पुत्ररूपेणापि स्वयमेव भवति। यथाह श्रुतिः—

'अङ्गादङ्गात्संभवसि हृदयादभिजायसे।
आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम्॥'
इति।

ततः पुनरङ्कुराद्बीजमिव पौत्रादिरूपेणापि स्वयमेव भवति। 'पिता पुत्रेण पितृमान्योनियोनौ' इति श्रुतेः। अतस्तेषु नश्यत्सु कथं न नङ्क्ष्यामीति चेत्तत्राह—**न भविष्यसीति**।

**न भविष्यसि भूत्वा त्वं पुत्रपौत्रादिरूपवान्।**
**बीजांकुरवद् देहादेर्व्यतिरिक्तो यथानलः॥ ३**

વળી, તમે તો કૃતાર્થ જ છો, એમ (શ્રીશુકદેવજી) પુનઃ સ્મરણ કરાવે છે – **'त्वं तु इति।'**

હે રાજા, તમે 'હું મરી જઈશ.' એવી આ (દેહને આત્મા માનવારૂપ) પશુબુદ્ધિ તજી દો. જેમ દેહ પૂર્વે ન હતો, હમણાં ઉત્પન્ન થયો છે અને (પછી) નાશ પામશે તેમ તમે પૂર્વે કે હમણાં ઉત્પન્ન થયા નથી. આથી નાશ પામવાના નથી. ॥ ૨ ॥

**'पशुबुद्धिम्'** (દેહને આત્મા માનવારૂપ) અવિવેક – તેથી તમે નાશ પામવાના નથી. કેવી રીતે, તે હવે કહે છે – **'न जातः इति।'** જેમ દેહ પૂર્વે ન હતો, હમણાં ઉત્પન્ન થયો છે અને (પછી) નાશ પામશે, તેમ તમે પૂર્વે કે હમણાં ઉત્પન્ન થયા નથી, આથી નાશ પામનવાના નથી. ॥ ૨ ॥

પ્રશ્ન કરવામાં આવ્યો છે – બીજમાંથી અંકુર થાય તેમ પોતાના પુત્રરૂપે પોતે જ હોય છે. તેમ શ્રુતિ કહે છે –

'તું મારા પ્રત્યેક અંગથી ઉત્પન્ન થાય છે, હૃદયસ્થ નાડી દ્વારા તું વિશેષરૂપે પ્રકટ થાય છે. તું મારા આત્મસ્વરૂપ છે. તેં જ આપણા વંશની રક્ષા કરી છે. તું શતાયુ થા.' (કૌષીતકિ ઉપ.૨/૭) તેથી વળી પાછું અંકુરમાંથી બીજ થાય તેમ પૌત્ર વગેરે રૂપે પણ પોતે જ હોય છે. 'પૌત્ર-પ્રપૌત્ર વગેરે જન્મમાં પિતા પુત્ર દ્વારા પિતૃઓની પંક્તિનો ભાગીદાર બને છે.' એમ શ્રુતિ છે.

આથી તે પુત્રો વગેરે નાશ પામે છે ત્યારે હું કેવી રીતે નાશ ન પામું? એમ જો પ્રશ્ન કરવામાં આવે, તો તે માટે ઉત્તર આપે છે – **'न भविष्यसि इति।'**

જેમ બીજ અંકુરરૂપે જન્મે છે તેમ તમે પુત્ર-પૌત્રાદિરૂપે જન્મવાના નથી. જેમ અગ્નિ લાકડાથી જુદો છે, તેમ તમે દેહાદિથી જુદા છો. ॥ ૩ ॥

भूत्वा पुत्रपोत्रादिरूपवान्बीजाङ्कुरवन्न भविष्यसि। यस्माद्देहादेर्व्यतिरिक्तस्त्वं यथाऽनलः काष्ठात्। देहाद्देहो जायते नात्मेति भावः ॥ ३ ॥

जन्मादीनां देहधर्मत्वं दृष्टान्तेन प्रपञ्चयति—

**स्वप्ने यथा शिरश्छेदं पंचत्वाद्यात्मनः स्वयम्।**
**यस्मात् पश्यति देहस्य तत आत्मा ह्यजोऽमरः ॥ ४**

स्वप्ने यथात्मनः शिरश्छेदं स्वयं पश्यति, एवं जागरणेऽपि। यस्माद्देहस्य पञ्चत्वादिकं पश्यति ततस्तद्वदेवात्मन इदं भ्रममात्रम्। वस्तुतश्चात्माऽजोऽमरश्चेत्यर्थः। तदुक्तम्—

'आत्मनः पितृपुत्राभ्यामनुमेयौ भवाप्ययौ।
न भवाप्ययवस्तूनामभिज्ञोऽद्वयलक्षणः ॥'

इत्यादि ॥ ४ ॥

यस्माद्देहोपाधिकोऽयमात्मनो जन्मादि-संसारभ्रमस्तस्मादुपाधिनिवृत्तौ मुच्यत इति सदृष्टान्तमाह—**घट इति**।

**घटे भिन्ने यथाऽऽकाश आकाशः स्याद् यथा पुरा।**
**एवं देहे मृते जीवो ब्रह्म सम्पद्यते पुनः ॥ ५**

જેમ બીજ અંકુરરૂપે જન્મે છે તેમ તમે પુત્ર-પૌત્રાદિરૂપે જન્મવાના નથી, કારણ કે જેમ અગ્નિ લાકડાથી જુદો છે, તેમ તમે દેહાદિથી જુદા છો. દેહમાંથી દેહ જન્મે છે, નહીં કે આત્મા, એવો ભાવ છે. ॥ ૩ ॥

જન્મ વગેરે દેહના ધર્મો છે, તે દૃષ્ટાંત દ્વારા સમજાવે છે –

મનુષ્ય જેમ સ્વપ્નમાં પોતાનું મસ્તક કપાય વગેરે સ્વયં જુએ છે અને (એ જ રીતે જાગ્રત અવસ્થામાં પણ પુત્રાદિના જન્મને તથા પિતા વગેરેના) દેહનું મરણ વગેરેને સ્વયં જુએ છે, તે પોતાનો (ભ્રમ છે) કારણ કે આત્મા જન્મરહિત અને મરણરહિત છે. ॥ ૪ ॥

સ્વપ્નમાં જેમ પોતાનું મસ્તક કપાતું સ્વયં જુએ છે તેમ જાગ્રત અવસ્થામાં પણ જે કારણે દેહનું મરણ વગેરે જુએ છે, તેથી તેની (સ્વપ્નની) જેમ આ પણ પોતાનો માત્ર ભ્રમ જ છે. વસ્તુતઃ આત્મા જન્મરહિત અને મરણરહિત છે, એમ અર્થ છે, તે જ કહેવામાં આવ્યું છે – 'પિતાના દેહના મરણ અને પુત્રના દેહના જન્મ ઉપરથી પોતાના પણ જન્મમરણનું અનુમાન કરવું જોઈએ. જન્મમરણવાળા શરીરોનો દ્રષ્ટા (જન્મમરણરૂપ) બંને લક્ષણવાળો હોઈ શકે નહીં.' (શ્રીમદ્ ભા. ૧૧/૨૨/૪૮) વગેરે. ॥ ૪ ॥

દેહરૂપ ઉપાધિને કારણે આત્માને જન્માદિ સંસારરૂપ આ ભ્રમ થયો છે, તેથી ઉપાધિ દૂર થતાં જીવ મુક્ત થાય છે, એમ દૃષ્ટાંતસહિત કહે છે – **'घटः इति।'**

જેમ ઘડો ભાંગી જતાં ઘટાકાશ પૂર્વવત્ પુનઃ મહાકાશ થઈ જાય છે, એમ દેહ મરણ પામતાં જીવ પુનઃ બ્રહ્મરૂપ થઈ જાય છે. ॥ ૫ ॥

यथा पुरा घटोपाधेः पूर्वमिव पुनर्घटे भिन्ने तदन्तर्वर्त्यवकाश आकाश एव स्याद्यथा। एवं देहे मृते तत्त्वज्ञानेन लीने सति॥ ५॥

જેમ મહાકાશ **'पुरा'** ઘડાની ઉપાધિ પૂર્વે હતું તેવું જ ઘડો ભાંગી જતાં પુનઃ થઈ જાય છે, એમ દેહ મરણ પામતાં તત્ત્વજ્ઞાનથી વિલીન થતાં (જીવ પુનઃ બ્રહ્મરૂપ થઈ જાય છે). ॥ ૫ ॥

ज्ञानेन लयं भावयितुं मायाकृतमात्मनो देहाद्युपाधिसंबन्धप्रकारमाह—**मन इति**।

જ્ઞાનથી લયની ભાવના કરવા માટે આત્માને માયા દ્વારા કરાયેલો દેહાદિ ઉપાધિના સંબંધનો પ્રકાર જણાવે છે – **'मनः इति।'**

**मनः सृजति वै देहान् गुणान् कर्माणि चात्मनः।**
**तन्मनः सृजते माया ततो जीवस्य संसृतिः॥ ६**

મન જ આત્મા સાથેના સંબંધવાળા દેહો, ગુણો અને કર્મોને ઉત્પન્ન કરે છે અને તે મનને માયા ઉત્પન્ન કરે છે. તેનાથી (માયા વગેરે ઉપાધિના સમુદાયથી) જીવને સંસાર પ્રાપ્ત થાય છે. ॥ ૬ ॥

मन आत्मनो देहादीन्सृजति। तच्च मनो माया सृजति। ततो मायाद्युपाधिसमुदायाज्जीवस्य संसृतिः, न स्वतः॥ ६॥

મન આત્મા સાથેના સંબંધવાળા દેહ વગેરેને ઉત્પન્ન કરે છે અને તે મનને માયા ઉત્પન્ન કરે છે. **'ततः'** તે માયા વગેરે ઉપાધિના સમુદાયથી જીવને સંસાર પ્રાપ્ત થાય છે. જીવને સ્વતઃ સંસાર નથી. ॥ ૬ ॥

यस्मादुपाधिनिबन्धनो जीवस्य संसारोऽतस्तन्नाशे जीवत्वं गच्छतीत्येतदेव सदृष्टान्तमाह सार्धेन—**स्नेहेति**।

ઉપાધિને કારણે જીવને સંસાર છે, આથી તેનો (ઉપાધિનો) નાશ થતાં જીવત્વ ચાલ્યું જાય છે, તે જ વાતને દૃષ્ટાંતસહિત દોઢ શ્લોકથી કહે છે – **'स्नेह इति।'**

**स्नेहाधिष्ठानवर्त्यग्निसंयोगो यावदीयते।**
**ततो दीपस्य दीपत्वमेवं देहकृतो भवः।**
**रजःसत्त्वतमोवृत्त्या जायतेऽथ विनश्यति॥ ७**

જ્યાં સુધી તેલ, તેલ ભરવાનું પાત્ર, દિવેટ અને અગ્નિનો સંયોગ જણાય છે ત્યાં સુધી દીપકનું દીપકપણું છે. એ જ રીતે (તેલરૂપી કર્મ, પાત્રરૂપી મન, દિવેટરૂપી દેહ અને અગ્નિસંયોગરૂપી ચૈતન્યાધ્યાસ હોય છે ત્યાં સુધી) દેહે કરેલો (દીવાની જ્યોતિરૂપ) સંસાર જીવને જણાય છે. રજસ્, સત્ત્વ અને તમસ્‌ની વૃત્તિ વડે સંસાર ઉત્પન્ન થાય છે અને પાછો નાશ પામે છે. ॥ ૭ ॥

दीपस्य ज्योतिषो दीपत्वं ज्वालारूपः परिणामः। तत्र तैलस्थानीयं कर्म, तदधिष्ठान-स्थानीयं मनः, वर्तिस्थानीयो देहः, अग्निसंयोग-

**'दीपस्य'** જ્યોતિનું **'दीपत्वम्'** જ્વાળારૂપ પરિણામ (દીપકપણું) – તેમાં તેલને સ્થાને કર્મ, પાત્રને સ્થાને મન, દિવેટને સ્થાને દેહ, અગ્નિના સંયોગને સ્થાને ચૈતન્યાધ્યાસ અને દીવાને સ્થાને

स्थानीयश्चैतन्याध्यासः, दीपस्थानीयः संसार इति योज्यम्। देहकृतो देहनिबन्धनः। यद्वा देहकृतो मनसो न त्वात्मनः॥ ७॥

અતો दीपवत्संसार एव नश्यति, न त्वात्मा ज्योतिर्वदित्याह—**नेति**।

**न तत्रात्मा स्वयंज्योतिर्यो व्यक्ताव्यक्तयोः परः।**
**आकाश इव चाधारो ध्रुवोऽनन्तोपमस्ततः॥ ८**

न तु तत्र प्रतीयमान आत्मा। कुत इत्यत आह—**य इति**।

व्यक्ताव्यक्तयोः स्थूलसूक्ष्मदेहयोः परोऽन्यः। यतः स्वयंज्योतिः। परत्वं प्रपञ्चयति—**आकाश इवेति**। आधारो देहादेः प्रपञ्चस्य। ध्रुवो निर्विकारः। नास्त्यन्त उपमा च यस्य सोऽनन्तोपमः। ततो विभुः॥ ८॥

अतस्त्वमेवं चिन्तयेत्याह—**एवमिति**।

**एवमात्मानमात्मस्थमात्मनैवाऽऽमृश प्रभो।**
**बुद्ध्यानुमानगर्भिण्या वासुदेवानुचिन्तया॥ ९**

आत्मस्थं देहाद्युपाधिस्थितम्। आमृश विचारय। अनुमानगर्भिण्या द्रष्टृदृश्यान्वय-व्यतिरेकयुक्तया॥ ९॥

સંસાર, એમ યોજવું જોઈએ. **'देहकृतः'** દેહાદિ અધ્યાસના કારણે થયેલો સંસાર અથવા દેહના સંબંધથી મનને સંસાર છે પણ આત્માને સંસાર નથી. ॥ ૭ ॥

આથી દીવાની જેમ સંસાર જ નાશ પામે છે પણ (સ્વયં) જ્યોતિ જેવો આત્મા નાશ પામતો નથી, એમ કહે છે – **'न इति।'**

તેમાં (દેહમાં પ્રતીત થતો) આત્મા નાશ પામતો નથી કારણ કે આત્મા સ્થૂળ અને સૂક્ષ્મ દેહથી જુદો, સ્વયંજ્યોતિ, આકાશની જેમ સર્વ (દેહાદિ પ્રપંચ)નો આધાર, નિર્વિકાર, અનંત અને ઉપમારહિત તથા વ્યાપક છે. ॥ ૮ ॥

તેમાં (દેહમાં) પ્રતીત થતો આત્મા (નાશ પામતો નથી.) શા માટે? તે હવે કહે છે – **'यः इति।'**

(આત્મા) **'व्यक्त-अव्यक्तयोः'** સ્થૂળ અને સૂક્ષ્મ દેહથી **'परः'** જુદો છે કારણ કે સ્વયંજ્યોતિ છે. આત્માનું પરત્વ સમજાવે છે – આત્મા આકાશની જેમ દેહાદિ પ્રપંચનો આધાર છે. **'ध्रुवः'** નિર્વિકાર છે. જેનો અંત નથી અને જેને કોઈ ઉપમા નથી, તે **'अनन्तोपमः'** છે, **'ततः'** વ્યાપક છે. ॥ ૮ ॥

આથી તમે આ પ્રમાણે ચિંતન કરો, એમ કહે છે – **'एवम् इति।'**

હે સમર્થ (પરીક્ષિત), દ્રષ્ટા અને દૃશ્યના અન્વય અને વ્યતિરેકવાળી બુદ્ધિથી તેમ જ ભગવાન વાસુદેવના ચિંતનવાળી બુદ્ધિથી તમે પોતે જ દેહાદિરૂપ ઉપાધિમાં રહેલા આત્માનો વિચાર કરો. ॥ ૯ ॥

**'आत्मस्थम्'** દેહાદિરૂપ ઉપાધિમાં રહેલા આત્માનો **'आमृश'** વિચાર કરો. **'अनुमानगर्भिण्या'** દ્રષ્ટા અને દૃશ્યના અન્વય અને વ્યતિરેકવાળી (બુદ્ધિથી) ॥ ૯ ॥

**वंशीधरी**—द्रष्टृदृश्ययोरात्मदेहयोरन्वयव्यतिरेकाभ्यां युक्तया। तथा हि जीवश्चेतनो द्रष्टृत्वात्, परमात्मवत्, यश्चेतनो न भवति स द्रष्टापि न भवति, यथा घटः। एवं देहो जडो दृश्यत्वात्, घटवत्, यो दृश्यो न भवति स जडोऽपि न भवति, यथात्मेति।

एवं च सति त्वां तक्षको न दहेदित्याह—**चोदित इति**।

**चोदितो विप्रवाक्येन न त्वां धक्ष्यति तक्षकः।**
**मृत्यवो नोपधक्ष्यन्ति मृत्यूनां मृत्युमीश्वरम्॥ १०**

तत्र हेतवः—मृत्यव इति। मृत्युहेतवः ॥ १० ॥

विमर्शप्रकारं दर्शयंस्तक्षकादर्शनं दर्शयति द्वाभ्याम्—

**अहं ब्रह्म परं धाम ब्रह्माहं परमं पदम्।**
**एवं समीक्षन्नात्मानमात्मन्याधाय निष्कले॥ ११**

**दशन्तं तक्षकं पादे लेलिहानं विषाननैः।**
**न द्रक्ष्यसि शरीरं च विश्वं च पृथगात्मनः॥ १२**

योऽहं स ब्रह्मैव यद्ब्रह्म तदहमेवेति समीक्षन्। तत्राहं ब्रह्मेति भावनया जीवस्य शोकादिनिवृत्तिः। ब्रह्माहमिति भावनया च

આત્મારૂપી દ્રષ્ટા અને દેહરૂપી દશ્યના અન્વય અને વ્યતિરેકવાળી બુદ્ધિથી, જેમ કે જીવ દ્રષ્ટા હોવાથી ચેતન છે, પરમાત્માની જેમ. જે ચેતન ન હોય તે દ્રષ્ટા પણ ન હોય, જેમ કે ઘડો. એ પ્રમાણે દેહ દશ્ય હોવાથી જડ છે, ઘડાની જેમ! જે દશ્ય ન હોય તે જડ પણ ન હોય, જેમ કે આત્મા!

આમ, (આત્મા દેહથી જુદો) છે ત્યારે તમને તક્ષક બાળી શકશે નહીં, એમ કહે છે – '**चोदितः इति।**'

વિપ્રના વચનથી પ્રેરાયેલો તક્ષકનાગ તમને બાળી શકશે નહીં. (માત્ર તમારા શરીરને જ બાળી શકશે); કારણ કે મૃત્યુનાં સાધનો મૃત્યુના પણ મૃત્યુરૂપ ઈશ્વરને બાળી શકતાં નથી. ॥ ૧૦ ॥

(તક્ષક બાળી શકશે નહીં,) તે માટેનાં કારણો – '**मृत्यवः इति।**' મૃત્યુના કાળ વગેરે સાધનો (મૃત્યુના પણ મૃત્યુરૂપ ઈશ્વરને બાળી શકતાં નથી, આથી આત્માની ઈશ્વર સાથે એકતા પ્રાપ્ત કરેલા તમને તક્ષક બાળી શકશે નહીં, એવો આશય છે.) ॥ ૧૦ ॥

ચિંતનનો પ્રકાર દર્શાવતા, તક્ષકનું અદર્શન બે શ્લોકોથી દર્શાવે છે –

હું સર્વના પરમ આશ્રયરૂપ બ્રહ્મ છું અને હું પરમપદરૂપ બ્રહ્મ છું, એમ ચિંતન કરતા તમે નિરુપાધિક બ્રહ્મમાં આત્માને સ્થાપીને (બ્રહ્મસાક્ષાત્કાર કરશો ત્યારે) લપલપાતી જિહ્વાઓ વડે હોઠના ખૂણાઓને ચાટતા અને વિષભર્યા મુખોથી તમારા પગને દંશ દેતા તક્ષકને, તમારા શરીરને અને વિશ્વને તમે તમારા પોતાનાથી જુદાં જોશો નહીં. ॥૧૧॥૧૨॥

જે હું છું તે બ્રહ્મ જ છે, જે બ્રહ્મ છે તે હું જ છું, એમ અનુસંધાન કરતા – તેમાં હું બ્રહ્મ છું, એવી ભાવનાથી જીવના શોકાદિ દૂર થાય છે અને બ્રહ્મ એ જ હું છું, એવી ભાવનાથી બ્રહ્મ

ब्रह्मणः पारोक्ष्यनिवृत्तिर्भवतीति व्यतिहारो दर्शितः। निष्कले निरुपाधौ। आत्मनि ब्रह्मणि ॥ ११ ॥ विषयुक्तैराननैर्दशन्तं ग्रसन्तं तक्षकम्। लेलिहानं सर्पम्। यद्वा, लेलिहानं जिह्वाभिरोष्ठप्रान्तान्सनिष्पेषमास्वादयन्तम्। आत्मनः पृथक्॥ १२ ॥

સાથે **'पारोक्ष्यनिवृत्तिः'** પરોક્ષતાની નિવૃત્તિ અર્થાત્ સાક્ષાત્કાર થાય છે, એમ **'व्यतिहारः'** પરસ્પરીકરણ દર્શાવવામાં આવ્યું છે. **'निष्कले'** નિરુપાધિક બ્રહ્મમાં આત્માને (સ્થાપીને) ॥ ૧૧ ॥ વિષભર્યા મુખોથી **'दशन्तम्'** ગ્રસી લેતા તક્ષક **'लेलिहानम्'** સર્પને અથવા જિહ્વાઓથી હોઠના ખૂણાઓને વારંવાર ચાટતા તક્ષકને પોતાનાથી જુદાં (જોશો નહીં). ॥ ૧૨ ॥

**एतत्ते कथितं तात यथाऽऽत्मा पृष्टवान् नृप।**
**हरेर्विश्वात्मनश्चेष्टां किं भूयः श्रोतुमिच्छसि॥ १३**

હે પ્રિય રાજા, આત્મસ્વરૂપ તમે વિશ્વાત્મા શ્રીહરિની લીલા જે પૂછી હતી તે તમને આ કહેવામાં આવી. બીજું તમે શું શ્રવણ કરવા ઈચ્છો છો? ॥ ૧૩ ॥

हरेश्चेष्टामात्मा त्वं यत्पृष्टवांस्तदेतत्ते कथितम्। शिष्यस्य कृतार्थतापरीक्षणाय पृच्छति—किमिति॥ १३ ॥

આત્મસ્વરૂપ તમે શ્રીહરિની લીલા જે પૂછી હતી તે તમને આ કહેવામાં આવી. શિષ્યની કૃતાર્થતા ચકાસવા માટે પૂછે છે – **'किम् इति।'** ॥ ૧૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे ब्रह्मोपदेशोनाम पञ्चमोऽध्यायः॥ ५॥
इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां पञ्चमोऽध्यायः॥ ५॥

*****

# अथ षष्ठोऽध्यायः

## રાજા પરીક્ષિતની પરમગતિ, જનમેજયનો સર્પયજ્ઞ અને વેદોના શાખાભેદ

षष्ठे परीक्षितो मोक्षः सर्पहोमादि तत्सुतात्।
वेदशास्त्रविभागोक्तौ त्रिवेदिव्यासवर्णनम्॥ १

છઠ્ઠા અધ્યાયમાં પરીક્ષિતની પરમ ગતિ, તેના પુત્રે કરેલા સર્પહોમ વગેરે તથા વેદશાસ્ત્રનો વિભાગ કરતાં ત્રણે વેદના વિસ્તારનું વર્ણન કરવામાં આવ્યું છે. ॥ ૧ ॥

सूत उवाच

**एतन्निशम्य मुनिनाभिहितं परीक्षिद्**
**व्यासात्मजेन निखिलात्मदृशा समेन।**
**तत्पादमूलमुपसृत्य नतेन मूर्ध्ना**
**बद्धांजलिस्तमिदमाह स विष्णुरातः॥ १**

**સૂતજી બોલ્યા** – સર્વાત્મા (શ્રીહરિ)નાં (સર્વત્ર) દર્શન કરનારા તથા સર્વત્ર સમાન દૃષ્ટિવાળા વ્યાસનંદન શ્રીશુકદેવમુનિ દ્વારા કહેવામાં આવેલું આ (પુરાણ) સાંભળીને વિષ્ણુરાત પરીક્ષિત નમાવેલા મસ્તકે તેમના ચરણતળની પાસે જઈ (તેમના ચરણને મસ્તક ઉપર પધરાવીને) (મસ્તક નમાવીને) બે હાથ જોડીને આ પ્રમાણે તેમને કહેવા લાગ્યા. ॥ ૧ ॥

एतत्पुराणं निशम्य निखिलात्मा हरिस्तं पश्यति निखिलं वात्मनि पश्यतीति तथा तेन। अतः समेन। नतेनावनतेन मूर्ध्ना तत्पाद–तलमुपसृत्य। तत्पादौ शिरसि निधायेत्यर्थः ॥ १ ॥

**वंशीधरी**—शिरसि पादस्थापनं विना पादतलस्पर्शो न भवतीति भावः।

**राजोवाच**

**सिद्धोऽस्म्यनुगृहीतोऽस्मि भवता करुणात्मना।**
**श्रावितो यच्च मे साक्षादनादिनिधनो हरिः॥ २**

सिद्धः कृतार्थोऽस्मि। यतोऽनुगृहीतोऽस्मि। अनुग्रहमेवाह—यद्यस्माच्छ्रावितः।

चशब्दात्प्राप्तिसाधनं च श्रावितम्॥ २॥

करुणात्मतामभिनन्दति द्वाभ्याम्—**नात्यद्भुतमिति।**

**नात्यद्भुतमहं मन्ये महतामच्युतात्मनाम्।**
**अज्ञेषु तापतप्तेषु भूतेषु यदनुग्रहः॥ ३**

॥ ३ ॥

**पुराणसंहितामेतामश्रौष्म भवतो वयम्।**
**यस्यां खलूत्तमश्लोको भगवाननुवर्ण्यते॥ ४**

अश्रौष्म श्रुतवन्तः। भवतः सकाशात् ॥ ४ ॥

આ પુરાણ સાંભળીને – **'निखिल-आत्मा'** અખિલાત્મા શ્રીહરિ, તેમને જે સર્વત્ર નિહાળે છે અથવા પોતાનામાં નિહાળે છે, તેવા તે શ્રીશુકદેવમુનિ હોવાથી સર્વત્ર સમાન દૃષ્ટિવાળા શ્રીશુકદેવજી દ્વારા – **'नतेन'** નમાવેલા મસ્તકે તેમના ચરણતળની પાસે જઈને, તેમના ચરણો મસ્તક ઉપર પધરાવીને, એમ અર્થ છે. ॥ ૧ ॥

મસ્તક ઉપર ચરણ પધરાવ્યા વિના ચરણનાં તળિયાંનો સ્પર્શ થઈ શકે નહીં, એવો ભાવ છે.

**રાજા પરીક્ષિત બોલ્યા** – કરુણામૂર્તિ આપના દ્વારા અનુગૃહીત થયેલો હું કૃતાર્થ થયો છું કારણ કે આપે મને સાક્ષાત્ અનાદિ, અનંત શ્રીહરિનું (અને તેમની પ્રાપ્તિના સાધનનું) શ્રવણ કરાવ્યું છે. ॥ ૨ ॥

**'सिद्धः'** કૃતાર્થ થયો છું કારણ કે આપના દ્વારા મારા ઉપર અનુગ્રહ કરવામાં આવ્યો છે. અનુગ્રહને વર્ણવે છે – **'यत्'** કારણ કે આપે મને શ્રવણ કરાવ્યું છે. **'च'** શબ્દથી, શ્રીહરિની પ્રાપ્તિનું સાધન પણ શ્રવણ કરાવ્યું છે. ॥ ૨ ॥

શ્રીશુકદેવજીના કારુણ્યસ્વરૂપની બે શ્લોકોથી પ્રશંસા કરે છે – **'न अति-अद्भुतम् इति।'**

ભગવાન અચ્યુતમાં જેમનું મન લાગી ગયું છે તેવા મહાપુરુષોનો સંસારના તાપથી તપેલા અજ્ઞાની મનુષ્યો ઉપર જે અનુગ્રહ થાય છે, તેને હું અતિ અદ્‌ભુત માનતો નથી (કારણ કે આ તો તેમને માટે સ્વાભાવિક છે). ॥ ૩ ॥ ૩ ॥

જેમાં ઉત્તમ કીર્તિવાળા ભગવાન વર્ણવવામાં આવ્યા છે તે શ્રીમદ્ ભાગવત પુરાણ નામની આ સંહિતાનું અમે આપની પાસેથી શ્રવણ કર્યું છે. ॥ ૪ ॥

**'अश्रौष्म'** શ્રવણ કર્યું છે, આપની પાસેથી ॥ ૪ ॥

'सिद्धोऽस्मि' इत्युक्तं तदेवाविष्करोति—**भगवन्निति।**

**भगवंस्तक्षकादिभ्यो मृत्युभ्यो न बिभेम्यहम्।**
**प्रविष्टो ब्रह्मनिर्वाणमभयं दर्शितं त्वया॥ ५**

यतस्त्वया दर्शितं ब्रह्म प्रविष्टः। कथं-भूतम्। अभयम्। यतो निर्वाणं कैवल्यरूपम् ॥ ५ ॥

'किं भूयः श्रोतुमिच्छसि' इति यदुक्तं तत्र सिद्धोऽहं न किंचिच्छ्रोतुमिच्छामि। केवलमनुज्ञां देहीत्याह—**अनुजानीहीति।**

**अनुजानीहि मां ब्रह्मन् वाचं यच्छाम्यधोक्षजे।**
**मुक्तकामाशयं चेतः प्रवेश्य विसृजाम्यसून्॥ ६**

वाचमित्युपलक्षणं सर्वेन्द्रियाणाम्। वाचं नियम्य किं करिष्यसि तदाह—मुक्ताः कामाशयास्तद्वासना येन तच्चेतोऽधोक्षजे प्रवेश्यासून्विसृजामि॥ ६ ॥

ननु किं प्राणत्यागेन किंचित्कालं ज्ञाननिष्ठो भवेति चेत्तत्राह—**अज्ञानं चेति।**

**अज्ञानं च निरस्तं मे ज्ञानविज्ञाननिष्ठया।**
**भवता दर्शितं क्षेमं परं भगवतः पदम्॥ ७**

'હું કૃતાર્થ થયો છું.' (શ્લોક-૨) એમ જે કહેવામાં આવ્યું, તે અભિવ્યક્ત કરે છે – **'भगवन् इति।'**

હે ભગવાન (શુકદેવજી), તક્ષક વગેરેરૂપ મૃત્યુથી હું ભય પામતો નથી કારણ કે આપે દર્શાવેલા કૈવલ્યસ્વરૂપ અભય બ્રહ્મમાં હું પ્રવિષ્ટ થયો છું. ॥ ૫ ॥

કારણ કે આપના દ્વારા દર્શાવવામાં આવેલા બ્રહ્મમાં હું પ્રવિષ્ટ થયો છું. કેવા બ્રહ્મમાં? અભય બ્રહ્મમાં કારણ કે **'निर्वाणम्'** કૈવલ્યસ્વરૂપ છે.॥ ૫ ॥

'વધારે શું સાંભળવા ઇચ્છો છો?' (શ્રીમદ્ ભા.૧૨/૫/૧૩) એમ જે કહેવામાં આવ્યું, તે માટે કહે છે કે 'હું કૃતાર્થ થયો છું. કંઈ સાંભળવા ઇચ્છતો નથી. આપ કેવળ અનુજ્ઞા આપો.' – **'अनुजानीहि इति।'**

હે બ્રહ્મસ્વરૂપ (શુકદેવજી), મારી વાણી (સર્વ ઇન્દ્રિયો)નું નિયમન કરીને કામવાસનાથી છૂટેલા મારા ચિત્તને ભગવાન અધોક્ષજમાં લગાડી હું પ્રાણ તજું, એ માટે મને આજ્ઞા આપો. ॥ ૬ ॥

વાણી સર્વ ઇન્દ્રિયોનું સૂચન કરે છે. વાણીનું નિયમન કરીને તમે શું કરશો? એ માટે ઉત્તર આપે છે – છોડી દેવામાં આવી છે **'कामाशयाः'** કામવાસના જેના દ્વારા તેવું ચિત્ત ભગવાન અધોક્ષજમાં લગાડી પ્રાણ તજીશ. ॥ ૬ ॥

જો પ્રશ્ન કરવામાં આવે કે પ્રાણ ત્યાગવાથી શું થવાનું છે? થોડો સમય જ્ઞાનનિષ્ઠ થાઓ! તો તે માટે ઉત્તર આપે છે – **'अज्ञानम् च इति।'**

(શ્રીકૃષ્ણના અનુભવરૂપ) જ્ઞાન અને (તેમના ઐશ્વર્યના અનુભવરૂપ) વિજ્ઞાનમાં સ્થિત થવાથી મારું અજ્ઞાન દૂર થયું છે, (કારણ કે) આપના દ્વારા ભગવાનનું કલ્યાણસ્વરૂપ પરમપદ દર્શાવવામાં આવ્યું છે. ॥ ૭ ॥

चकारात्तत्संस्कारश्च तच्च त्वत्कृपयैवेत्याह—**भवतेति** ॥ ७ ॥

**'च'** કારથી તેનો (અજ્ઞાનનો) સંસ્કાર પણ દૂર થયો છે અને તે પણ આપની કૃપાથી જ થયું છે, એમ કહે છે – **'भवता इति।'**

सूत उवाच

**इत्युक्तस्तमनुज्ञाप्य भगवान् बादरायणिः।**
**जगाम भिक्षुभिः साकं नरदेवेन पूजितः॥ ८ ॥ ८ ॥**

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે જેમને કહેવામાં આવ્યું તે ભગવાન બાદરાયણિ (શુકદેવજી) મનુષ્યોમાં દેવ સમાન રાજા (પરીક્ષિત) દ્વારા (પ્રેમપૂર્વક) પૂજાઈને ભિક્ષુકો સાથે ચાલી નીકળ્યા. ॥ ૮॥ ૮ ॥

**परीक्षिदपि राजर्षिरात्मन्यात्मानमात्मना।**
**समाधाय परं दध्यावस्पन्दासुर्यथा तरुः॥ ९**

રાજર્ષિ પરીક્ષિતે પણ બુદ્ધિથી મનને (પ્રત્યક્પ્રકાશરૂપ) પરમાત્મામાં સ્થાપીને, પ્રાણને (પરમાત્મામાં) વિલીન કરીને વૃક્ષ જેવા થઈ પરમાત્માનું ધ્યાન કર્યું. ॥ ૯ ॥

आत्मना बुद्ध्या आत्मानं मन आत्मनि प्रत्यक्प्रकाशे समाधाय परमात्मानं दध्यौ। अस्पन्दासुः लीनप्राणः। यथा तरुः स्थाणुः॥ ९ ॥

**'आत्मना'** બુદ્ધિથી **'आत्मानम्'** મનને **'आत्मनि'** અંતરના પ્રકાશમાં સ્થાપીને પરમાત્માનું ધ્યાન કર્યું. **'अस्पन्द-असुः'** પ્રાણ વિલીન કર્યા છે જેમણે, **'तरुः'** વૃક્ષ જેવા ॥ ૯ ॥

तमेव विशिनष्टि—

તેને (રાજાને) જ વિશેષણ પૂર્વક વર્ણવે છે –

**प्राक्कूले बर्हिष्यासीनो गंगाकूल उदङ्मुखः।**
**ब्रह्मभूतो महायोगी निःसंगश्छिन्नसंशयः॥ १०**

પૂર્વ તરફ અગ્રભાગવાળા દર્ભના આસન પર ગંગાજીના કિનારે ઉત્તરાભિમુખ થઈને બેઠેલા, છેદાઈ ગયેલા (દેહાત્મભેદરૂપ) સંશયવાળા, નિઃસંગ (રાજર્ષિ પરીક્ષિત) મહાસમાધિયુક્ત થઈ બ્રહ્મસ્વરૂપ થઈ ગયા. ॥ ૧૦ ॥

प्राक्कूले प्रागग्रे। बर्हिषि दर्भे॥ १० ॥

**'प्राक्-कूले'** પૂર્વ તરફ અગ્રભાગવાળા **'बर्हिषि'** દર્ભના આસન પર ॥ ૧૦ ॥

**भ. मनो.**—महायोगी महासमाधियुक्तः अत एव ब्रह्मभूतः अभवत् इति शेषः।

મહાયોગી અર્થાત્ મહાસમાધિયુક્ત થયેલા, આથી જ બ્રહ્મસ્વરૂપ, 'થઈ ગયા' (अभवत्) એટલું શેષ છે (તે ઉમેરવું).

तदेवं ब्रह्मभूते तस्मिंस्तक्षकागमनादिकं पिष्टपेषणमिवाभवदिति दर्शयति—**तक्षक इति** त्रिभिः।

આમ, બ્રહ્મસ્વરૂપ થઈ ગયેલા તે રાજા માટે તક્ષકનું આગમન વગેરે પિસાયેલાને પિસવા જેવું (વ્યર્થ) નીવડ્યું, તે ત્રણ શ્લોકોથી દર્શાવે છે – **'तक्षकः इति।'**

**तक्षकः प्रहितो विप्राः क्रुद्धेन द्विजसूनुना।**
**हन्तुकामो नृपं गच्छन् ददर्श पथि कश्यपम्॥ ११**

હે વિપ્રો, ક્રોધિત થયેલા બ્રાહ્મણના પુત્ર દ્વારા મોકલવામાં આવેલા અને રાજાને મારી નાખવાની ઈચ્છાવાળા તક્ષકે કશ્યપ નામના બ્રાહ્મણને રસ્તામાં જોયો. ॥ ૧૧ ॥

हे विप्राः ॥ ११ ॥

**तं तर्पयित्वा द्रविणैर्निवर्त्य विषहारिणम् ।**
**द्विजरूपप्रतिच्छन्नः कामरूपोऽदशन्नृपम् ॥ १२**

तं विषचिकित्सया परीक्षिद्रक्षणेन द्रव्यार्जनायागच्छन्तम् ।

तत्र स्वालीढवटवृक्षस्य भस्मीभूतस्य पुनरङ्कुरादिक्रमेणोत्थापनाद्विषहारिणं तदपेक्षित–द्रविणैः संतर्प्य ततो निवर्त्य द्विजरूपेण तिरोहितः सन्नदशत् ॥ १२ ॥

तच्च पुत्रकृत्यमिव जातमित्याह—**ब्रह्मभूतस्येति** ।

**ब्रह्मभूतस्य राजर्षेर्देहोऽहिगरलाग्निना ।**
**बभूव भस्मसात् सद्यः पश्यतां सर्वदेहिनाम् ॥ १३**
॥ १३ ॥

तत्र क्षणं सर्वेषां दुःखं च ततः परमुत्सवं चाह द्वाभ्याम्—**हाहाकार इति** ।

**हाहाकारो महानासीद् भुवि खे दिक्षु सर्वतः ।**
**विस्मिता ह्यभवन् सर्वे देवासुरनरादयः ॥ १४**
॥ १४ ॥

**देवदुन्दुभयो नेदुर्गन्धर्वाप्सरसो जगुः ।**
**ववृषुः पुष्पवर्षाणि विबुधाः साधुवादिनः ॥ १५**
॥ १५ ॥

प्रासङ्गिकमाह—जन्मेजय इत्यादि ।

**'हे विप्राः'** હે બ્રાહ્મણો ॥ ૧૧ ॥

(સર્પના) વિષને ઉતારનાર તેને (બ્રાહ્મણને) ધનથી તૃપ્ત કરીને પાછો મોકલીને ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનાર તક્ષક બ્રાહ્મણના વેશમાં છુપાઈને રાજાને ડસ્યો. ॥ ૧૨ ॥

સર્પના વિષનો ઉપચાર કરવા દ્વારા પરીક્ષિતનું રક્ષણ કરીને ધન મેળવવા આવતા તે બ્રાહ્મણને (પાછો વાળ્યો).

ત્યાં માર્ગમાં તક્ષકે પોતે દંશ દીધેલા અને તેથી ભસ્મીભૂત થયેલા વટવૃક્ષને (બ્રાહ્મણ કશ્યપે) પુનઃ અંકુરિત કરીને ક્રમપૂર્વક ઊભું કરી દીધું હોવાથી સર્પવિષનો ઉપચાર કરનાર તે બ્રાહ્મણને તેની અપેક્ષા પ્રમાણે ધન આપી, સંતૃપ્ત કરીને ત્યાંથી પાછો વાળીને, બ્રાહ્મણના વેશમાં છુપાઈને તક્ષકે રાજાને ડંખ માર્યો. ॥ ૧૨ ॥

તે ડંખ તો પુત્ર (પિતાને અગ્નિદાહ આપે તેના જેવું) કૃત્ય નીવડ્યું, એમ કહે છે– **'ब्रह्मभूतस्य इति।'**

બ્રહ્મસ્વરૂપ થયેલા રાજર્ષિ પરીક્ષિતનો દેહ સર્પના વિષાગ્નિથી સર્વ પ્રાણીઓનાં દેખતાં તત્કાળ ભસ્મીભૂત થઈ ગયો. ॥ ૧૩ ॥ ૧૩ ॥

ત્યારે સર્વને ક્ષણિક દુઃખ થયું અને પછી મહોત્સવ થઈ ગયો, એમ બે શ્લોકોથી કહે છે – **'हाहाकारः इति।'**

પૃથ્વી પર, આકાશમાં અને દિશાઓમાં સર્વ તરફ ભારે હાહાકાર મચી ગયો. સર્વ દેવો, અસુરો અને મનુષ્યો વગેરે વિસ્મિત થઈ ગયા. ॥ ૧૪॥ ૧૪ ॥

દેવોનાં દુંદુભિ વાગ્યાં, ગંધર્વો અને અપ્સરાઓ ગાન કરવા લાગ્યાં; (પરીક્ષિતને) ધન્યવાદ આપતા દેવો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૧૫ ॥ ૧૫ ॥

પ્રસ્તુત કથા કહે છે – **'जन्मेजयः इति।'** વગેરે

**जनमेजयः स्वपितरं श्रुत्वा तक्षकभक्षितम्।**
**यथाजुहाव संक्रुद्धो नागान् सत्रे सह द्विजैः ॥ १६**

પોતાના પિતાને તક્ષકે દંશ દીધો, એ સાંભળીને અતિશય ક્રોધિત થયેલા જનમેજયે બ્રાહ્મણો સાથે રહીને સર્પોના (અભિચાર) સત્રમાં વિધિપૂર્વક હોમ કરવા માંડ્યો. ॥ ૧૬ ॥

सर्पाभिचारसत्रे द्विजैः सह वर्तमानो यथावदाजुहाव जुहावेति वा। सर्वसर्पावाहने कारणमाह—संक्रुद्ध इति॥ १६ ॥

સર્પોની હિંસા કરવાના સત્રમાં બ્રાહ્મણો સાથે રહીને વિધિપૂર્વક **'आजुहाव'** સર્પોનું આવાહન કર્યું અથવા **'जुहाव'** સર્પોનો હોમ કર્યો. સર્વ સર્પોનું આવાહન કરવાનું કારણ કહે છે – પિતાને સર્પદંશ થવાથી જનમેજય અતિશય ક્રોધિત થયો હતો. ॥ ૧૬ ॥

**सर्पसत्रे समिद्धाग्नौ दह्यमानान् महोरगान्।**
**दृष्ट्वेन्द्रं भयसंविग्नस्तक्षकः शरणं ययौ ॥ १७**

॥ १७ ॥

સર્પસત્રમાં પ્રજ્વલિત અગ્નિની અંદર મોટા સર્પોને બળતા જોઈને ભયથી વિહ્વળ થયેલો તક્ષક ઈન્દ્રને શરણે ગયો. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**अपश्यंस्तक्षकं तत्र राजा पारीक्षितो द्विजान्।**
**उवाच तक्षकः कस्मान्न दह्येतोरगाधमः ॥ १८**

॥ १८ ॥

ત્યાં તક્ષકને ન જોતાં પરીક્ષિતનંદન જનમેજયે બ્રાહ્મણોને પૂછ્યું; અધમ (નિકૃષ્ટ) એવો તક્ષક નાગ કેમ બળતો નથી? ॥ ૧૮ ॥ ૧૮ ॥

कस्मात्तक्षको न दह्येतेत्युक्ताः सन्तो द्विजा ऊचुः—**तमिति**।

'તક્ષક કેમ બળતો નથી.' એમ જેમને પૂછવામાં આવ્યું તે બ્રાહ્મણો બોલ્યા – **'तम् इति।'**

**तं गोपायति राजेन्द्र शक्रः शरणमागतम्।**
**तेन संस्तम्भितः सर्पस्तस्मान्नाग्नौ पतत्यसौ ॥ १९**

હે રાજેન્દ્ર (જનમેજય), શરણે આવેલા તેનું (તક્ષકનું) શક્ર (ઈન્દ્ર) રક્ષણ કરે છે. ઈન્દ્ર દ્વારા સ્તંભિત કરાયેલો (અટકાવવામાં આવેલો) છે, તેથી તે સર્પ અગ્નિમાં પડતો નથી. ॥ ૧૯ ॥

तेनेन्द्रेण। असौ सर्पः॥ १९ ॥

**'तेन'** તે ઈન્દ્ર દ્વારા તે સર્પ ॥ ૧૯ ॥

ऋत्विजः प्रत्याह—

ઋત્વિજોને રાજા કહે છે –

**पारीक्षित इति श्रुत्वा प्राहर्त्विज उदारधीः।**
**सहेन्द्रस्तक्षको विप्रा नाग्नौ किमिति पात्यते ॥ २०**

આ સાંભળીને મહાબુદ્ધિશાળી પરીક્ષિતનંદન જનમેજયે ઋત્વિજોને કહ્યું: 'હે વિપ્રો, ઈન્દ્ર સહિત તક્ષકને તમે અગ્નિમાં કેમ નથી નાખતા?' ॥૨૦॥

सहेन्द्रः इन्द्रसहितः किमिति न पात्यते ॥ २० ॥

**'सहेन्द्रः'** ઈન્દ્ર સહિત કેમ નથી નાખતા?॥૨૦॥

**तच्छ्रुत्वाऽऽजुहुवुर्विप्राः सहेन्द्रं तक्षकं मखे।**
**तक्षकाशु पतस्वेह सहेन्द्रेण मरुत्त्वता ॥ २१**

તે સાંભળીને ઋત્વિજોએ યજ્ઞમાં ઈન્દ્ર સહિત તક્ષકનું આવાહન કર્યું: 'હે તક્ષક, મરુદ્‌ગણોથી વીંટળાયેલા ઈન્દ્ર સહિત અહીં (અગ્નિમાં) જલદી પડ!' ॥ ૨૧ ॥

तद्राज्ञो वचः श्रुत्वा आजुहुवुः। साक्षेपमाह्वानं दर्शयति—तक्षकेति इहाग्नावाशु पतस्व मरुत्त्वता मरुद्गणवतेन्द्रेण सह॥ २१॥

**इति ब्रह्मोदिताक्षेपैः स्थानादिन्द्रः प्रचालितः।**
**बभूव सम्भ्रान्तमतिः सविमानः सतक्षकः॥ २२**

ब्राह्मणैरुक्तैराक्षेपैः परुषवाक्यैः॥ २२॥

**तं पतन्तं विमानेन सहतक्षकमम्बरात्।**
**विलोक्यांगिरसः प्राह राजानं तं बृहस्पतिः॥ २३**

तं तक्षकम्। अङ्गिरसः पुत्रो बृहस्पतिः प्राह॥ २३॥

**नैष त्वया मनुष्येन्द्र वधमर्हति सर्पराट्।**
**अनेन पीतममृतमथवा अजरामरः॥ २४**

॥ २४॥

भवतु नामाऽजरामरस्तथापि पितृमारकं धक्ष्यामीति चेत्तत्राह—**जीवितमिति**।

**जीवितं मरणं जन्तोर्गतिः स्वेनैव कर्मणा।**
**राजंस्ततोऽन्यो नान्यस्य प्रदाता सुखदुःखयोः॥ २५**

गतिः परलोकः। अतो दुर्मरणनिमित्ता पितुर्दुर्गतिरनेन कृतेत्यपि न शङ्कनीयमित्यर्थः॥ २५॥

कथमन्यः सुखदुःखप्रदाता नास्ति सर्पादीनामुपलभ्यमानत्वादिति चेत्तत्राह—

તે રાજાનું વચન સાંભળીને આવાહન કર્યું. દુર્વચન સહિત આવાહન દર્શાવે છે – **'तक्षक इति।'** અહીં અગ્નિમાં સત્વરે પડ, **'मरुत्वता'** મરુદ્‌ગણોથી વીંટળાયેલા ઈન્દ્ર સહિત ॥ ૨૧ ॥

આમ, બ્રાહ્મણોનાં કહેલાં કઠોર વચનોથી વિમાન અને તક્ષક સહિત પોતાના સ્થાનથી વિચલિત થયેલો ઈન્દ્ર વ્યાકુળ બુદ્ધિવાળો થયો. ॥ ૨૨ ॥

બ્રાહ્મણોનાં કહેલાં **'आक्षेपैः'** કઠોર વચનોથી ॥ ૨૨ ॥

વિમાન સહિત આકાશમાંથી પડતા તે તક્ષકને જોઈને અંગિરાપુત્ર બૃહસ્પતિએ તે રાજાને કહ્યું. ॥ ૨૩ ॥

**'तम्'** તે તક્ષકને (જોઈને) અંગિરાના પુત્ર બૃહસ્પતિએ કહ્યું. ॥ ૨૩ ॥

હે મનુષ્યોના ઈન્દ્ર (જનમેજય), આ સર્પરાજ (તક્ષક) તમારા દ્વારા વધને યોગ્ય નથી. આના દ્વારા અમૃતપાન કરવામાં આવ્યું છે તેથી તે નિશ્ચિતપણે અજરામર છે. ॥ ૨૪ ॥ ૨૪ ॥

જો રાજા જનમેજય કહે કે 'તક્ષક ભલે અજરામર હોય, તેમ છતાં મારા પિતાને મારનારને હું બાળીશ.' તે માટે કહે છે – **'जीवितम् इति।'**

હે રાજા (જનમેજય), જીવનાં પોતાનાં જ કર્મથી જીવન, મરણ અને ગતિ (પરલોક) મળે છે, તેથી પોતાના કર્મ સિવાય સુખ-દુઃખ આપનાર અન્ય કોઈ નથી. ॥ ૨૫ ॥

**'गतिः'** પરલોક – આથી અપમૃત્યુને કારણે પિતાની દુર્ગતિ આને કારણે થઈ છે, એવી પણ શંકા કરવી યોગ્ય નથી, એમ અર્થ છે. ॥ ૨૫ ॥

જો રાજા કહે કે સુખ-દુઃખ આપનાર બીજું કોઈ કેવી રીતે ન હોય, કારણ કે સર્પ વગેરે પ્રત્યક્ષ દેખાય છે! તે માટે કહે છે –

**सर्पचौराग्निविद्युद्भ्यः क्षुत्तृड्व्याध्यादिभिर्नृप।**
**पंचत्वमृच्छते जन्तुर्भुङ्क्त आरब्धकर्म तत्॥ २६**

હે નૃપ (જનમેજય)! સર્પ, ચોર, અગ્નિ, વીજળી, ભૂખ, તરસ અને વ્યાધિ વગેરેથી મૃત્યુ પામતો જીવ પોતાનું તે પ્રારબ્ધકર્મ જ ભોગવે છે. ॥ ૨૬ ॥

सर्पादिना जन्तुः पञ्चत्वं मृत्युमृच्छति प्राप्नोतीति यत्तदारब्धं कर्मैव भुङ्क्ते, स्वकर्मप्रयुक्ता एव सर्पादयो न स्वतन्त्रा इति भावः॥ २६॥

સર્પ વગેરેથી જીવ **'पञ्चत्वम्'** મૃત્યુ **'ऋच्छति'** પામે છે, એ પોતાનું જે પ્રારબ્ધ કર્મ છે, તે જ ભોગવે છે. સર્પ વગેરે પોતાના કર્મથી જ પ્રેરાયેલા હોય છે, સ્વતંત્ર નથી હોતા, એવો ભાવ છે. ॥૨૬॥

**तस्मात् सत्रमिदं राजन् संस्थीयेताभिचारिकम्।**
**सर्पा अनागसो दग्धा जनैर्दिष्टं हि भुज्यते॥ २७**

તેથી હે રાજા, હિંસારૂપી ફળવાળો આ સર્પયજ્ઞ સમાપ્ત કરો. નિરપરાધ સર્પો બળી ગયા કારણ કે પ્રાણીઓ દ્વારા પ્રાચીનકર્મ જ ભોગવાય છે.॥ ૨૭ ॥

संस्थीयेत समाप्यताम्। आभिचारिकं हिंसाफलम्। दिष्टं प्राचीनं कर्म। अतः सर्पादृष्टप्रयुक्तस्य तवाप्ययं नापराध इति भावः॥ २७॥

**'संस्थीयेत'** સમાપ્ત કરવામાં આવે – **'आभिचारिकम्'** હિંસાના ફળવાળો – **'दिष्टम्'** પ્રાચીન કર્મ – આથી સર્પોના અદષ્ટ (પ્રારબ્ધકર્મ)થી પ્રેરાયેલા તમારો પણ આ અપરાધ નથી, એવો ભાવ છે. ॥ ૨૭ ॥

सूत उवाच

**इत्युक्तः स तथेत्याह महर्षेर्मानयन् वचः।**
**सर्पसत्रादुपरतः पूजयामास वाक्पतिम्॥ २८**

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે કહેવામાં આવેલા તે રાજાએ મહર્ષિ બૃહસ્પતિનાં વચનોને માન આપતાં કહ્યુંઃ '(આપે કહ્યું) તેમ જ કરીશું.' (ત્યાર પછી) સર્પસત્રથી વિરમિત થયેલા રાજાએ વાક્પતિ બૃહસ્પતિનું પૂજન કર્યું. ॥ ૨૮ ॥

वाक्पतिं बृहस्पतिम्॥ २८॥

**'वाक्पतिम्'** બૃહસ્પતિને (પૂજ્યા). ॥ ૨૮ ॥

ननु कथं विदुषामप्येवं संमोहो यतो ब्रह्मकोपात्परीक्षितो मृत्युर्जनमेजयकोपात्सर्पाणा-मित्यादि तत्राह—**सैषेति**।

શંકા કરવામાં આવી છે કે – બ્રહ્મકોપથી પરીક્ષિતનું મૃત્યુ થયું, જનમેજયના ક્રોધથી સર્પોનું મૃત્યુ થયું વગેરે પ્રકારનો આવો મોહ વિદ્વાનોને પણ કેવી રીતે થયો? તે માટે ઉત્તર આપે છે – **'सा-एषा इति।'**

**सैषा विष्णोर्महामायाऽबाध्ययाऽलक्षणा यया।**
**मुह्यन्त्यस्यैवात्मभूता भूतेषु गुणवृत्तिभिः॥ २९**

ભગવાન વિષ્ણુની તે આ માયા અકળ છે, (ભગવાનની કૃપા વિના) ટાળવી અશક્ય એવી જે માયાથી આ વિષ્ણુ ભગવાનના જ અંશરૂપ પ્રાણીઓ (ક્રોધ વગેરે) ગુણવૃત્તિઓ સાથે શરીરોમાં મોહ પામે છે. ॥ ૨૯ ॥

तस्या महत्त्वं दर्शयति—अलक्षणा न लक्ष्यत इत्यलक्षणा, अप्रतर्क्येत्यर्थः। कासावित्यत आह—ययाऽस्य विष्णोरेवात्मभूता आत्मांशभूताः प्राणिनो गुणवृत्तिभिः क्रोधादिभिः सह भूतेषु देहेषु मुह्यन्ति। बाध्यबाधकतां व्रजन्तीत्यर्थः।

ननु श्रवणादिना बाधितया तया कुतो मोहः स्यात्तत्राह—अबाध्यया बाधितुमशक्यया॥ २९॥

कथं तर्हि मायातत्कार्यनिवृत्तिरित्याशङ्क्य श्रीविष्णुस्वरूपनिरूपणपूर्वकं तद्भजनात्सर्वानर्थ-निवृत्तिरिति शास्त्रार्थमुपसंहरति—**न यत्रेति** पञ्चभिः।

**न यत्र दम्भीत्यभया विराजिता**
**मायाऽऽत्मवादेऽसकृदात्मवादिभिः।**
**न यद्विवादो विविधस्तदाश्रयो**
**मनश्च संकल्पविकल्पवृत्ति यत्॥ ३०**

दम्भीति। माया, कपटवानयं पुमानित्येवं-भूतायां बुद्धावसकृदुल्लिख्यमाना या मायेत्यर्थः। साऽऽत्मवादे क्रियमाणे आत्मवादिभिर्यत्राभया न विराजिता न प्रकाशिता किंतु भीतेव

તેનું (માયાનું) મહત્વ દર્શાવે છે – '**अलक्षणा**' પામી ન શકાય તેવી અતર્ક્ય, અકળ, એમ અર્થ છે. તે માયા કોણ છે, તે હવે કહે છે – જે માયાથી આ વિષ્ણુ ભગવાનના જ '**आत्मभूताः**' પોતાના અંશરૂપ પ્રાણીઓ ક્રોધ વગેરે ગુણની વૃત્તિઓ સાથે '**भूतेषु**' શરીરોમાં મોહ પામે છે. મનુષ્યો એકબીજાને દુ:ખ આપે છે અને દુ:ખ ભોગવે છે, એમ અર્થ છે.

શંકા કરવામાં આવી છે કે શ્રવણ વગેરે દ્વારા ટાળવામાં આવેલી તે માયાથી મોહ કેવી રીતે થાય? તે માટે ઉત્તર આપે છે – '**अबाध्यया**' ટાળી ન શકાય તેવી માયાથી (મનુષ્યો મોહિત થાય છે). ॥ ૨૯ ॥

તો પછી માયા અને તેના કાર્યને નિવૃત્ત કેવી રીતે કરવા, એમ શંકા કરીને કહે છે કે શ્રીવિષ્ણુના સ્વરૂપનિરૂપણસહિત તેમનું ભજન કરવાથી સર્વ અનર્થો દૂર થાય છે, એ રીતે પાંચ શ્લોકોથી શાસ્ત્રાર્થનો ઉપસંહાર કરે છે – **'न यत्र इति।'**

'આ વ્યક્તિ કપટી છે.' એવી બુદ્ધિમાં વારંવાર ઉલ્લેખ કરવામાં આવતી જે માયા આત્મવાદીઓ દ્વારા જ્યારે પરમાર્થસ્વરૂપનું નિરૂપણ કરવામાં આવે છે ત્યારે નિર્ભય થઈને પ્રકાશી શકતી નથી. વળી, જેમાં (જે આત્મસ્વરૂપમાં) તે માયાના આશ્રયભૂત વિવિધ વિવાદો (વાણીવ્યવહારો) નથી, સંકલ્પ-વિકલ્પરૂપ વૃત્તિવાળું મન પણ નથી. ॥ ૩૦ ॥

**'दम्भी इति।'** (માયાની વ્યાખ્યા કરવામાં આવે છે.) 'આ વ્યક્તિ કપટી છે.' એવી બુદ્ધિમાં વારંવાર ઉલ્લેખ કરવામાં આવતી જે માયા છે, એમ અર્થ છે. તે માયા પરમાત્મતત્ત્વનું નિરૂપણ કરનારાઓ દ્વારા જ્યારે પરમાર્થચર્ચા કરવામાં આવે છે ત્યારે નિર્ભય થઈને '**न विराजिता**' પ્રકાશી શકતી નથી,

स्वकार्यं मोहादिकमकुर्वती कथंचिद्वर्तत इति प्रतिपादितेत्यर्थः। तदुक्तम्—

'तस्मै नमो भगवते वासुदेवाय धीमहि।
यन्मायया दुर्जयया मां ब्रुवन्ति जगद्गुरुम्॥
विलज्जमानया यस्य स्थातुमीक्षापथेऽमुया।
विमोहिता विकत्थन्ते ममाहमिति दुर्धियः॥'
इति।

किंच, यद्यस्मिंस्तदाश्रयो मायाश्रयो विविधो विवादोऽपि नास्ति। विशेषविषयत्वाद्विवादानां तस्य विशेषातीतत्वादिति भावः। संकल्पविकल्पा वृत्तयो यस्य तन्मनोऽपि यत्र नास्ति। संकल्प–विकल्पानामपि विशेषविषयत्वात्॥ ३०॥

**न यत्र सृज्यं सृजतोभयोः परं**
**श्रेयश्च जीवस्त्रिभिरन्वितस्त्वहम्।**
**तदेतदुत्सादितबाध्यबाधकं**
**निषिध्य चोर्मीन् विरमेत् स्वयं मुनिः॥ ३१**

किंच, सृज्यं कर्म सृजता कारकवर्गेण सहोभयोः सृज्यस्रष्ट्रोः परं साध्यं श्रेयः फलमपि। अतस्त्रिभिः सृज्यस्रष्टृफलैरन्वितो

પરંતુ ભય જ પામેલી તે, મોહ વગેરે પોતાનું કાર્ય ન કરતી કોઈક રીતે રહે છે. આ પ્રમાણે માયાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, એમ અર્થ છે. તે કહેવામાં આવ્યું છે –

'તે ભગવાન વાસુદેવને હું વંદન કરું છું અને તેમનું ધ્યાન ધરું છું, જેમની દુર્જય માયાથી મોહિત થયેલા લોકો મને (બ્રહ્માને) જગદ્ગુરુ કહે છે; જેમના દૃષ્ટિપથમાં ઊભા રહેવા માટે લજ્જિત થતી આ માયાથી વિમોહિત થયેલા દુર્બુદ્ધિવાળા લોકો 'હું અને મારું' એમ બકે છે.' (શ્રીમદ્ ભા.૨/૫/૧૨,૧૩)

વળી, **'यत्'** જેમાં (જે આત્મસ્વરૂપમાં) **'तत्-आश्रयः'** તે માયાના આશ્રયભૂત વિવિધ વિવાદો નથી, કારણ કે વિવાદો વિશિષ્ટ વિષયોવાળા હોય છે અને તે પરમાત્મા વિશેષાતીત, નિર્વિશેષ છે, એવો ભાવ છે. જેની વૃત્તિઓ સંકલ્પ-વિકલ્પવાળી છે, તે મન પણ જ્યાં નથી કારણ કે સંકલ્પ-વિકલ્પોના પણ વિશિષ્ટ વિષયો હોય છે. ॥ ૩૦ ॥

જેમાં (જે આત્મસ્વરૂપમાં) (પુણ્યપાપાત્મક) કર્મ, (કર્મ સંપાદન કરનાર કારકવર્ગરૂપ)

ઇન્દ્રિયસમૂહ તથા (કર્મ અને કારકો – એ) બંને દ્વારા સાધવા યોગ્ય શ્રેય (ફળ) નથી; જેમાં આ (કર્મ, કારકવર્ગ અને ફળ) ત્રણેયથી યુક્ત અહંકારાત્મક જીવ નથી તેથી જ તેમાંથી (પીડા પામવા અને પીડા આપવારૂપ) બાધ્ય-બાધકભાવ દૂર થઈ ગયો છે, તે આ આત્મસ્વરૂપ છે. માટે અહંકારાદિ ઊર્મિઓનો (સ્વયં) નિષેધ કરીને મુનિએ આત્મસ્વરૂપમાં વિહાર કરવો જોઈએ. ॥ ૩૧ ॥

વળી, **'सृज्यम्'** કર્મ, **'सृजता'** કારક વર્ગ સહિત – કર્મ અને કારક બંનેનું **'परम्'** સાધ્ય **'श्रेयः'** ફળ પણ (જેમાં નથી), આથી કર્મ, કારકવર્ગરૂપ ઇન્દ્રિયસમૂહ અને ફળો – એ ત્રણેયથી

जीवश्चाहंकारात्मको यत्र नास्ति। अत एवोत्सादितौ निरस्तौ बाध्यबाधकौ यस्मिंस्त-देतत्स्वयमात्मस्वरूपमित्यर्थः। तत्तस्मिन्नूर्मी-नहंकारादीन्निषिध्य विरमेत्। विशेषेण क्रीडेदित्यर्थः॥ ३१॥

યુક્ત અહંકારાત્મક જીવ જ્યાં નથી. આથી જ **'उत्सादितः'** દૂર થઈ ગયો છે (પીડા પામવા અને પીડા આપવારૂપ) બાધ્યબાધકભાવ જેમાં, તે આ સ્વયં આત્મસ્વરૂપ છે, એમ અર્થ છે. **'तत्'** તેથી અહંકારાદિ ઊર્મિઓનો નિષેધ કરીને (મુનિ) **'विरमेत्'** વિશેષરૂપે ક્રીડા કરે, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

यतस्तद्वैष्णवं पदमामनन्तीत्याह—**परमिति**।

(યોગીએ શા માટે આત્મસ્વરૂપમાં વિહરવું જોઈએ?) કારણ કે (વિદ્વાનો) તે આત્મસ્વરૂપને જ વિષ્ણુ ભગવાનના ધામરૂપે વર્ણવે છે, એમ કહે છે – **'परम् इति।'**

**परं पदं वैष्णवमामनन्ति तद्**
**यन्नेति नेतीत्यतदुत्सिसृक्षवः।**
**विसृज्य दौरात्म्यमनन्यसौहृदा**
**हृदोपगुह्यावसितं समाहितैः॥ ३२**

આત્મા સિવાયના અન્ય (દેહાદિ) પદાર્થો ઉપર જેમને અહંતા-મમતા નથી, તેથી આત્મા સિવાયની વસ્તુને (આ આત્મા નથી) 'આ નહીં, આ નહીં' એમ (નિષેધ કરીને) તજવા ઇચ્છતા જનો પૂર્વે જે વર્ણવવામાં આવ્યું તે આત્મતત્ત્વને જ ભગવાન વિષ્ણુનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ વર્ણવે છે કે જે આત્મતત્ત્વ સમાધિનિષ્ઠ મુમુક્ષુઓ દ્વારા દેહાદિમાં અહંભાવ(રૂપ દૌરાત્મ્ય) છોડીને હૃદયમાં ધ્યાનથી આલિંગન કરીને નિરંતર ધ્યાન કરવાયોગ્ય રૂપે નિશ્ચિતપણે ગ્રહણ કરવામાં આવ્યું છે. ॥ ૩૨ ॥

यदेतत्तदेव परं वैष्णवं पदं स्वरूपमामनन्ति। के। अतत् आत्मव्यतिरिक्तमुत्सिसृक्षवस्त्य-क्तुमिच्छवः। यतोऽनन्यसौहृदाः नास्त्यन्यस्मि-न्सौहृदं येषां ते। कुतः। दौरात्म्यं देहाद्यहंभावं विसृज्य। देहेऽहंकाराभावादन्यत्र सौहृदं नास्त्यतस्त्यक्तुमिच्छव इत्यर्थः। कथम्। नेति नेतीत्येवम्। अत्र विद्वदनुभवमपि प्रमाणयति—

(પૂર્વે) જે (વર્ણવવામાં આવ્યું) તે જ આ (આત્મતત્ત્વ) છે, તેને ભગવાન વિષ્ણુનું સર્વોત્કૃષ્ટ **'परम्'** સ્વરૂપ કહે છે. કોણ કોણ કહે છે? **'अतत्'** આત્મા સિવાયની વસ્તુને **'उत्सिसृक्षवः'** તજવા ઇચ્છતા જનો, કારણ કે તેઓ **'अनन्यसौहृदाः'** આત્મા સિવાયના અન્ય (દેહાદિ) પદાર્થો ઉપર જેમને અહંતા-મમતા નથી તેવા છે. શા માટે? **'दौरात्म्यम्'** દેહાદિમાં અહંભાવ છોડીને, દેહમાં અહંકાર ન હોવાથી અન્યત્ર પ્રેમ હોતો નથી, આથી આત્મા સિવાયની અન્ય વસ્તુઓને છોડવા ઇચ્છનારા જનો, એમ અર્થ છે. કેવી રીતે? 'આ નહીં, આ નહીં' એમ (નિષેધ કરીને) – અહીં વિદ્વજ્જનોનો

हृदोपगुह्य ध्यानादिना। ततः समाहितैरवसितं निश्चितम्। यद्वा, अवसितमवबद्धमात्मतया गृहीतमित्यर्थः ॥ ३२ ॥

અનુભવ પણ પ્રમાણિત કરે છે – ધ્યાન વગેરે દ્વારા હૃદયથી આલિંગન કરીને (ધ્યાન કર્યા) પછી **'समाहितैः'** સમાધિનિષ્ઠ જનો દ્વારા (આત્મસ્વરૂપ) નિશ્ચિત કરવામાં આવ્યું છે. અથવા **'अवसितम्'** આત્મસ્વરૂપે ગ્રહણ કરવામાં આવ્યું છે, એમ અર્થ છે. ॥ ૩૨ ॥ (આ શ્લોક શ્રીમદ્ ભા.૨/૨/૧૮માં પણ છે, માત્ર છેલ્લું ચરણ જુદું છે.)

एतत्प्राप्तावधिकारिणो दर्शयति—**त एतदिति।**

આ (આત્મસ્વરૂપની) પ્રાપ્તિમાં જે અધિકારીઓ છે, તેમને દર્શાવે છે – **'ते-एतत् इति।'**

**त एतदधिगच्छन्ति विष्णोर्यत् परमं पदम्।**
**अहं ममेति दौर्जन्यं न येषां देहगेहजम्॥ ३३**

જેઓને દેહ અને ગેહને કારણે ઉત્પન્ન થતું 'હું અને મારું' એવા અભિમાન(રૂપ દૌરાત્મ્ય) રહ્યું નથી, તેઓ શ્રીવિષ્ણુનું જે આ સર્વોત્કૃષ્ટ સ્વરૂપ છે, તેને પ્રાપ્ત કરે છે. ॥ ૩૩ ॥

देहजमहमिति। गेहजं ममेति॥ ३३ ॥

**'देहजम्'** દેહને કારણે ઉત્પન્ન થતું 'હું' અને ઘરને કારણે ઉત્પન્ન થતું 'મારું' એવું અભિમાન ॥ ૩૩ ॥

तत्प्राप्त्युपायमाह—**अतिवादानिति।**

તે સર્વોત્કૃષ્ટ સ્વરૂપ પ્રાપ્ત કરવાનો ઉપાય કહે છે – **'अतिवादान् इति।'**

**अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन।**
**न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित्॥ ३४**
॥ ३४॥

(પરમપદની પ્રાપ્તિને ઈચ્છતો મનુષ્ય) નિંદાનાં વચનો સહન કરે, કોઈનું અપમાન ન કરે, આ દેહ ઉપરના અહંભાવનો આશ્રય કરીને કોઈની સાથે વેર ન કરે. ॥ ૩૪ ॥ ૩૪ ॥

शास्त्रसमाप्तौ गुरुं प्रणमति—**नम इति।**

શાસ્ત્રની સમાપ્તિમાં ગુરુને પ્રણામ કરે છે – **'नमः इति।'**

**नमो भगवते तस्मै कृष्णायाकुण्ठमेधसे।**
**यत्पादाम्बुरुहध्यानात् संहितामध्यगामिमाम्॥ ३५**

જેમના ચરણકમળના ધ્યાનથી આ શ્રીમદ્ ભાગવત સંહિતાનું હું અધ્યયન કરી શક્યો છું, તે અક્ષુણ્ણ જ્ઞાનવાળા ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વ્યાસને હું પ્રણામ કરું છું. ॥ ૩૫ ॥

कृष्णाय व्यासाय। अध्यगामधिगतवानस्मि ॥ ३५ ॥

**'कृष्णाय'** કૃષ્ણ દ્વૈપાયન વ્યાસને – **'अध्यगाम्'** અભ્યાસ કરી શક્યો છું. ॥ ૩૫ ॥

**शौनक उवाच**

**पैलादिभिर्व्यासशिष्यैर्वेदाचार्यैर्महात्मभिः।**
**वेदाश्च कतिधा व्यस्ता एतत् सौम्याभिधेहि नः॥ ३६**

**શૌનક બોલ્યા** – હે સૌમ્ય (સૂતજી), વેદાચાર્ય વ્યાસશિષ્ય મહાત્મા પૈલ વગેરે દ્વારા વેદોના કેટલા વિભાગ કરવામાં આવ્યા, તે અમને કહો. ॥ ૩૬ ॥

'इमां संहितामध्यगाम्' इत्युक्तं तत्र पुराणसंहिताविभागं विशेषतो बुभुत्सुर्वेद-विभागमपि प्रसङ्गात्पृथक् पृच्छति—पैलादि-भिरिति। हे सौम्य॥ ३६॥

तत्र प्रथमं वेदाविर्भावप्रकारमाह—**समाहितात्मन** इत्यष्टभिः।

सूत उवाच

**समाहितात्मनो ब्रह्मन् ब्रह्मणः परमेष्ठिनः।**
**हृद्याकाशादभून्नादो वृत्तिरोधाद् विभाव्यते॥ ३७**

ब्रह्मणो हृदि य आकाशस्तस्मान्नादोऽभूत्। यः कर्णपुटपिधानेन श्रोत्रवृत्तिनिरोधादस्मदादिष्वपि विभाव्यते वितर्क्यते॥ ३७॥

प्रसङ्गान्नादोपासकानां मोक्षफलमाह—

**यदुपासनया ब्रह्मन् योगिनो मलमात्मनः।**
**द्रव्यक्रियाकारकाख्यं धूत्वा यान्त्यपुनर्भवम्॥ ३८**

यस्य नादस्योपासनयात्मनो मलं धूत्वाऽपोह्य। कथंभूतं मलं तमाह द्रव्यमधिभूतम्, क्रिया अध्यात्मम्, कारकमधिदैवम्, एवं त्रिधाभूता आख्या यस्येति तथा तम्॥ ३८॥

**ततोऽभूत्त्रिवृदोङ्कारो योऽव्यक्तप्रभवः स्वराट्।**
**यत्तल्लिङ्गं भगवतो ब्रह्मणः परमात्मनः॥ ३९**

'આ સંહિતા હું ભણ્યો' તેમાં પુરાણ-સંહિતાના વિભાગને વિશેષરૂપે જાણવા ઇચ્છતા શૌનકજી પ્રસંગોપાત્ત વેદના વિભાગોને અલગથી પૂછે છે – **'पैलादिभिः इति।'** હે સૌમ્ય સૂતજી! ॥ ૩૬ ॥

તે વિષયમાં પ્રથમ વેદો કેવી રીતે પ્રકટ થયા, તે આઠ શ્લોકોથી વર્ણવે છે – **'समाहित-आत्मनः इति।'**

**સૂતજી બોલ્યા** – હે બ્રાહ્મણ (શૌનકજી), સમાધિનિષ્ઠ ચિત્તવાળા પરમેષ્ઠી બ્રહ્માજીના હૃદયાકાશમાંથી પ્રથમ નાદ ઉત્પન્ન થયો, જે નાદ (કાનનાં છિદ્રો બંધ કરીને શ્રોત્રેન્દ્રિયની) વૃત્તિ રોકવાથી જણાય છે. ॥ ૩૭ ॥

બ્રહ્માજીના હૃદયમાં જે આકાશ છે, તેમાંથી નાદ ઉત્પન્ન થયો, જે નાદ કાનનાં છિદ્રો બંધ કરીને શ્રોત્રેન્દ્રિયની વૃત્તિ રોકવાથી આપણને પણ **'विभाव्यते'** જણાય છે. ॥ ૩૭ ॥

પ્રસંગોપાત્ત નાદની ઉપાસના કરનારાઓને મોક્ષરૂપ ફળ મળે છે, તે કહે છે –

હે ભૂદેવ (શૌનકજી), જે નાદની ઉપાસના કરવાથી યોગીઓ અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવ નામના પોતાના મળ ધોઈને મોક્ષ પામે છે. ॥૩૮॥

જે નાદની ઉપાસના કરવાથી પોતાના મળ **'धूत्वा'** દૂર કરીને – કેવો મળ તે કહે છે – **'द्रव्यम्'** અધિભૂત, **'क्रिया'** અધ્યાત્મ, **'कारकम्'** અધિદૈવ, એમ ત્રણ પ્રકારની જેની સંજ્ઞા છે તેવા તે મળને (દૂર કરીને) ॥ ૩૮ ॥

તે નાદમાંથી ત્રણ માત્રાવાળો, અવ્યક્ત ઉત્પત્તિવાળો અને સ્વતઃ પ્રકાશમાન ૐકાર ઉત્પન્ન થયો, જે તે ભગવાન, બ્રહ્મ અથવા પરમાત્માને જણાવનાર (જ્ઞાપક) છે. ॥ ૩૯ ॥

त्रिवृत् त्रिमात्रः कण्ठोष्ठादिभिरुच्चार्यमाण-स्योङ्कारस्याक्षरसमाम्नायान्तर्भावात्सूक्ष्मतया तं विशिनष्टि—अव्यक्तः प्रभवो यस्य सः। तदेवाह—स्वराट् स्वत एव हृदि प्रकाशमानः। तमेव कार्येण लक्षयति—**यत्तदिति**। नपुंसकत्वं लिङ्गशब्दविशेषणत्वात्। लिङ्गं गमकम्॥ ३९ ॥

**'त्रिवृत्'** ત્રણ માત્રાવાળો – કંઠ, હોઠ વગેરે દ્વારા ઉચ્ચારણ કરાતો, ૐકાર અક્ષરસમુદાયની અંતર્ગત હોવાથી તેને સૂક્ષ્મ રીતે વિશેષણપૂર્વક કહે છે. જેની ઉત્પત્તિ અવ્યક્ત છે, તે જ કહે છે – **'स्वराट्'** સ્વતઃ જ હૃદયમાં પ્રકાશમાન થાય છે. તેને જ કાર્યથી દર્શાવે છે – **'यत्-तत् इति।'** **'यत्'** એ લિંગ શબ્દનું વિશેષણ હોવાથી નપું. લિંગ છે. **'लिङ्गम्'** જ્ઞાપક, જણાવનાર ॥ ૩૯ ॥

कोऽसौ परमात्मा तमाह—**शृणोतीति**।

તે પરમાત્મા કોણ છે, તેમને વર્ણવે છે – **'शृणोति इति।'**

**शृणोति य इमं स्फोटं सुप्तश्रोत्रे च शून्यदृक्।**
**येन वाग् व्यज्यते यस्य व्यक्तिराकाश आत्मनः ॥ ४०**

આ અવ્યક્ત ૐકારને જે સાંભળે છે (તે પરમાત્મા છે). કાન બંધ કરવાથી જીવ શ્રવણેન્દ્રિયની વૃત્તિથી રહિત થાય ત્યારે પણ (તે ૐકારને પરમાત્મા જ સાંભળે છે). જે ૐકાર દ્વારા વાણી (સ્વરવ્યંજનરૂપ અક્ષરો દ્વારા) વિસ્તૃતરૂપે પ્રકટ થાય છે અને આત્માની સમીપ હોવાથી હૃદયાકાશમાં જે ૐકારનો આવિર્ભાવ થાય છે. ॥ ૪૦ ॥

इमं स्फोटमव्यक्तमोङ्कारम्। ननु जीव एव तं शृणोतु, नेत्याह—सुप्तश्रोत्रे कर्णपिधाना-दिनाऽवृत्तिकेऽपि श्रोत्रे सति। जीवस्तु करणाधीनज्ञानत्वान्न तदा श्रोता। तदुपलब्धिस्तु तस्य परमात्मद्वारिकैवेति भावः। ईश्वरस्तु नैवम्, यतः शून्यदृक्। शून्येऽपीन्द्रियवर्गे दृक् ज्ञानं यस्य। तथा हि—सुप्तो यदा शब्दं श्रुत्वा प्रबुध्यते न तदा जीवः श्रोता, लीनेन्द्रियत्वात्। अतो यस्तदा शब्दं श्रुत्वा जीवं प्रबोधयति स यथा परमात्मैव तद्वत्।

આ **'स्फोटम्'** અવ્યક્ત ૐકારને (જે સાંભળે છે, તે પરમાત્મા છે). શંકા કરવામાં આવી છે કે જીવ જ તેનું શ્રવણ કરે છે ને! તે માટે કહે છે કે ના – **'सुप्तश्रोत्रे'** કાન બંધ કરવા વગેરે દ્વારા જીવ શ્રવણેન્દ્રિયની વૃત્તિથી રહિત થાય ત્યારે પણ (તે ૐકારને પરમાત્મા જ સાંભળે છે). જીવનું જ્ઞાન ઇન્દ્રિયોને અધીન હોવાથી કાન બંધ થાય ત્યારે જીવ સાંભળી શકે નહીં. તેનું અભિગ્રહણ તેના (પરમાત્મા) દ્વારા જ થાય છે, એવો ભાવ છે. ઈશ્વર તો (જીવ જેવા નથી), કારણ કે **'शून्यदृक्'** ઇન્દ્રિયવર્ગ જ્યારે શૂન્ય થાય છે, ત્યારે પણ તે (પરમાત્મા) જ્ઞાનવાળા હોય છે. કેમ કે સૂતેલો જીવ જ્યારે અવાજ સાંભળીને જાગી ઊઠે છે ત્યારે જીવ શ્રોતા હોતો નથી કારણ કે ઇન્દ્રિયો તો લીન થઈ ગઈ હોય છે. આથી તે સમયે અવાજ સાંભળીને જીવને જગાડે છે, તે જેવી રીતે પરમાત્મા છે, તેવી રીતે!

कोऽसावोङ्कारस्तं विशिनष्टि सार्धेन—येन बाग्बृहती व्यज्यते। यस्य च हृदयाकाशे आत्मनः सकाशाद् व्यक्तिरभिव्यक्तिः ॥ ४० ॥

તે ૐકાર કોણ છે, તેને દોઢ શ્લોકથી વિશેષણપૂર્વક વર્ણવે છે – જેના દ્વારા વાણી (સ્વરવ્યંજન રૂપ અક્ષરો દ્વારા) વિસ્તૃતરૂપે પ્રકટ થાય છે તથા આત્માની સમીપ હોવાથી (પ્રણવરૂપ અવ્યક્ત ઉપાસનાથી જ) હૃદયાકાશમાં જેનો '**व्यक्तिः**' આવિર્ભાવ થાય છે. ॥ ૪૦ ॥

**स्वधाम्नो ब्रह्मणः साक्षाद् वाचकः परमात्मनः ।**
**स सर्वमन्त्रोपनिषद्वेदबीजं सनातनम् ॥ ४१**

તે ૐકાર પોતાના આશ્રય પરમાત્મા પરબ્રહ્મનો સાક્ષાત્ વાચક, સર્વ મંત્રો, (દેવતાઓ), ઉપનિષદો અને વેદોના સનાતન કારણરૂપ છે. ॥ ૪૧ ॥

किंच, स्वधाम्नः स्वस्याश्रयः कारणं यद्ब्रह्म तस्य। किंच, परमात्मांशभूतसमस्त-देवतावाचकोऽपीत्याशयेनाह—स इति। सर्व-मन्त्राणामुपनिषद्रहस्यसूक्ष्मरूपमित्यर्थः। तत्र हेतुः—वेदानां बीजं कारणम्। बीजत्वेऽप्य-विकारितामाह—सनातनं सदैकरूपम्, तस्य ब्रह्मरूपत्वात् ॥ ४१ ॥

વળી, '**स्वधाम्नः**' પોતાના આશ્રય, કારણરૂપ જે પરબ્રહ્મ છે તેનો (વાચક છે). વળી, સમસ્ત દેવો પરમાત્માના અંશરૂપ છે તેથી સમસ્ત દેવોનો વાચક પણ છે, એ આશયથી કહે છે – '**सः इति।**' સર્વ મંત્રો અને ઉપનિષદોનું રહસ્ય સૂક્ષ્મરૂપ છે, એમ અર્થ છે. તે માટેનું કારણ – વેદોનું '**बीजम्**' કારણ છે. બીજરૂપ હોવાથી પણ તેનું અવિકારિત્વ કહે છે – '**सनातनम्**' સદાય એકરૂપ છે કારણ કે બ્રહ્મસ્વરૂપ છે.॥૪૧॥

इदानीं ततः सर्वप्रपञ्चोत्पत्तिप्रकारमाह—**तस्य हीति**।

હવે તે પ્રણવમાંથી સર્વ પ્રપંચની ઉત્પત્તિ કેવી રીતે થઈ, તે કહે છે – '**तस्य हि इति।**'

**तस्य ह्यासंस्त्रयो वर्णा अकाराद्या भृगूद्वह।**
**धार्यन्ते यैस्त्रयो भावा गुणनामार्थवृत्तयः ॥ ४२**

હે ભૃગુવંશી (શૌનક), તે ૐકારના अ કાર વગેરે (**उ** કાર અને **म** કાર – એમ) ત્રણ વર્ણો છે, જેમના દ્વારા ત્રણ ભાવો (ઉત્પત્તિ, સ્થિતિ, લય), ત્રણ ગુણો (સત્વ, રજસ્ અને તમસ્), ત્રણ નામો (ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ), ત્રણ અર્થ (ભૂલોક, ભુવર્લોક અને સ્વર્ગલોક) અને ત્રણ વૃત્તિઓ (જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ) ધારણ કરવામાં આવે છે.॥ ૪૨॥

त्रयस्त्रिसंख्यायुक्ता भावा यैरकारोकार-मकारैर्धार्यन्ते तत्कारणत्वात्। तानेवाह—गुणाः सत्त्वादयः। नामानि ऋग्यजुःसामानि। अर्था भूर्भुवःस्वर्लोकाः। वृत्तयो जाग्रदाद्याः ॥ ४२ ॥

'**त्रयः**' ત્રણની સંખ્યાવાળા ભાવો (ઉત્પત્તિ, સ્થિતિ, લય) '**यैः**' **अ** કાર, **उ** કાર અને **म** કાર દ્વારા ધારણ કરવામાં આવ્યા છે કારણ કે તેમના કારણરૂપ છે. તે ત્રણને જ વર્ણવે છે – '**गुणाः**' સત્ત્વાદિ ગુણો, '**नामानि**' ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, '**अर्थाः**' ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોક, '**वृत्तयः**' જાગ્રત વગેરે.॥૪૨॥

**ततोऽक्षरसमाम्नायमसृजद् भगवानजः।**
**अन्तःस्थोष्मस्वरस्पर्शह्रस्वदीर्घादिलक्षणम्॥ ४३**

ततस्तेभ्यो वर्णेभ्यः। अक्षराणां समाम्नायं समाहारम्। तमेवाह—अन्तस्था यरलवाः। ऊष्माणः शषसहाः। स्वरा अकाराद्याः। स्पर्शाः कादयः। ह्रस्वदीर्घाश्च। आदिशब्दाज्जिह्वा-मूलीयादयः। त एव लक्षणं स्वरूपं यस्य तम्॥ ४३॥

તે (ત્રણ) અક્ષરમાંથી ભગવાન બ્રહ્માજીએ અંતસ્થ, ઉષ્માક્ષરો, સ્પર્શ વ્યંજનો, હ્રસ્વ તથા દીર્ઘ વગેરે સ્વરૂપવાળો અક્ષરોનો સમૂહ ઉત્પન્ન કર્યો. ॥ ૪૩ ॥

‘**ततः**’ તે વર્ણોમાંથી અક્ષરોનો ‘**समाम्नायम्**’ સમૂહ – તે જ કહે છે – ‘**अन्तस्थाः**’ ય ર લ વ, ‘**उष्माणः**’ શ ષ સ હ, ‘**स्वराः**’ અ થી માંડીને (ઔ સુધીના સ્વરો), ‘**स्पर्शाः**’ ક થી માંડીને (મ સુધીના વ્યંજનો), હ્રસ્વ અને દીર્ઘ, ‘**आदि**’ શબ્દથી જિહ્વામૂલીય (મહાપ્રાણ, વિસર્ગ) વગેરે, તે જ ‘**लक्षणम्**’ સ્વરૂપ છે જેનું તે અક્ષર સમુદાયને (ઉત્પન્ન કર્યો). ॥ ૪૩ ॥

**तेनासौ चतुरो वेदांश्चतुर्भिर्वदनैर्विभुः।**
**सव्याहृतिकान् सोंकारांश्चातुर्होत्रविवक्षया॥ ४४**

विभुश्चतुर्मुखस्वरूपो भगवान्। असृजदिति पूर्वस्यैवानुषङ्गः। चातुर्होत्रविवक्षया चत्वारो होत्रोपलक्षिता ऋत्विजश्चतुर्होतारस्तैरनुष्ठेयं हौत्राध्वर्यवादिकं कर्म चातुर्होत्रं तद्विवक्षया ॥ ४४॥

તે અક્ષરોના સમૂહ દ્વારા તે ચતુર્મુખ સ્વરૂપવાળા (વિભુ) બ્રહ્માએ હોતા વગેરે ચાર ઋત્વિજોને કરવા યોગ્ય કર્મ કહેવાની ઇચ્છાથી પોતાનાં ચાર મુખો વડે ૐકાર સહિત (भूः, भुवः, स्वः) વ્યાહૃતિઓ (ઉત્પન્ન કરી). ॥ ૪૪ ॥

‘**विभुः**’ ચતુર્મુખ સ્વરૂપવાળા ભગવાન બ્રહ્માજીએ ‘**असृजत्**’ ઉત્પન્ન કરી, એમ પૂર્વના શ્લોકમાંથી જોડવું જોઈએ. ‘**चातुर्होत्र विवक्षया**’ (હોતા, અધ્વર્યુ, ઉદ્‌ગાતા અને બ્રહ્મા – એમ) ચાર ઋત્વિજો – ચાર હોતાઓ – તેમના દ્વારા કરવા યોગ્ય હોતા, અધ્વર્યુ વગેરેનું કર્મ તે ‘**चातुर्होत्र**’, તે કર્મ કહેવાની ઇચ્છાથી ॥ ૪૪ ॥

**पुत्रानध्यापयत्तांस्तु ब्रह्मर्षीन् ब्रह्मकोविदान्।**
**ते तु धर्मोपदेष्टारः स्वपुत्रेभ्यः समादिशन्॥ ४५**

पुत्रान्मरीच्यादीन्। तान्वेदान्। ब्रह्मकोविदान् वेदोच्चारणादिनिपुणान्॥ ४५॥

વેદોનું ઉચ્ચારણ કરવામાં કુશળ એવા પોતાના મરીચિ વગેરે બ્રહર્ષિ પુત્રોને (બ્રહ્માજીએ) તે ચારે વેદોનું અધ્યાપન કર્યું. ધર્મનો ઉપદેશ કરનારા તે બ્રહ્મપુત્રોએ પોતાના પુત્રોને વેદોનું અધ્યયન કરાવ્યું. ॥ ૪૫ ॥

મરીચિ વગેરે પુત્રોને તે વેદો (ભણાવ્યા). ‘**ब्रह्मकोविदान्**’ વેદોનું ઉચ્ચારણ કરવામાં નિપુણ એવા તેમને ॥ ૪૫ ॥

**ते परम्परया प्राप्तास्तत्तच्छिष्यैर्धृतव्रतैः ।**
**चतुर्युगेष्वथ व्यस्ता द्वापरादौ महर्षिभिः ॥ ४६**

एवं चतुर्युगेषु प्राप्ताः। द्वापरादौ द्वापर-मादिर्यस्य तदन्त्यांशलक्षणस्य कालस्य तस्मिन्, द्वापरान्ते वेदविभागप्रसिद्धेः, शन्तनुसमकालं व्यासावतारप्रसिद्धेश्च। व्यस्ता विभक्ताः ॥ ४६ ॥

**क्षीणायुषः क्षीणसत्त्वान् दुर्मेधान् वीक्ष्य कालतः ।**
**वेदान् ब्रह्मर्षयो व्यस्यन् हृदिस्थाच्युतचोदिताः ॥**
**॥ ४७ ॥**

तत्र हेतुः—क्षीणायुषो जनान्। तर्हि पुरुषबुद्धिप्रभवत्वादनादरणीयत्वं स्यादित्या-शङ्क्याह—**हृदिस्थेति** ॥ ४७ ॥

एवं सामान्यतो वेदविभागक्रममुक्त्वा वैवस्वतमन्वन्तरे विशेषतो निरूपयितुमाह—अस्मिन्नपीति।

**अस्मिन्नप्यन्तरे ब्रह्मन् भगवाँल्लोकभावनः ।**
**ब्रह्मेशाद्यैर्लोकपालैर्याचितो धर्मगुप्तये ॥ ४८**
**॥ ४८ ॥**

**पराशरात् सत्यवत्यामंशांशकलया विभुः ।**
**अवतीर्णो महाभाग वेदं चक्रे चतुर्विधम् ॥ ४९**

આમ, પરંપરાથી ચારેય યુગોમાં પ્રાપ્ત થયેલા તે વેદો વ્રતધારી એવા તેમના શિષ્યો – મહર્ષિઓ દ્વારા દ્વાપર યુગના અંતમાં વિભાજિત કરવામાં આવ્યા. ॥ ૪૬ ॥

આમ, ચારેય યુગોમાં પ્રાપ્ત થયેલા (તે વેદો) **'द्वापर-आदौ'** દ્વાપરના અંતભાગના કાળમાં જેની શરૂઆત છે તેમાં, કારણ કે દ્વાપરના અંતે વેદના વિભાગ થયા એમ પ્રસિદ્ધ છે. ॥ ૪૬ ॥

કાળને કારણે મનુષ્યોને અલ્પ આયુષ્યવાળા, અલ્પ શક્તિવાળા અને દુષ્ટ બુદ્ધિવાળા થતા જોઈને હૃદયમાં બિરાજેલા અચ્યુત ભગવાન દ્વારા પ્રેરાયેલા બ્રહર્ષિઓએ વેદોના વિભાગ કર્યા. ॥ ૪૭ ॥

તે માટેનું (વેદના વિભાગ કરવા માટેનું) કારણ કહે છે – અલ્પ આયુષ્યવાળા જનોને (જોઈને) – (જો મનુષ્યે સ્વતંત્ર બુદ્ધિથી વેદોના વિભાગ કર્યા હોત) તો મનુષ્યની બુદ્ધિથી વેદના વિભાગ થવાથી તે આદરણીય બન્યું ન હોત, એમ શંકા કરીને કહે છે – **'हृदिस्थः इति।'** હૃદયમાં બિરાજેલા અચ્યુત ભગવાનની પ્રેરણાથી બ્રહ્મર્ષિઓએ વેદોના વિભાગ કર્યા. ॥ ૪૭ ॥

આમ, વેદોના વિભાગનો ક્રમ સામાન્ય રીતે કહીને વૈવસ્વત મન્વન્તરમાં વિશેષરૂપે નિરૂપણ કરવા માટે કહે છે – **'अस्मिन् अपि इति।'**

હે ભૂદેવ (શૌનકજી), આ વૈવસ્વત મન્વન્તરમાં પણ બ્રહ્મા, મહેશ, વગેરે લોકપાલો દ્વારા લોકોનું રક્ષણ કરનારા ભગવાનને ધર્મની રક્ષા કરવા માટે પ્રાર્થના કરવામાં આવી હતી. ॥ ૪૮ ॥ ૪૮ ॥

હે મહાભાગ્યશાળી (શૌનકજી), પોતાની માયાના અંશરૂપ સત્ત્વગુણના અંશ વડે તે સમર્થ ભગવાન પરાશરજીથી સત્યવતીમાં (વેદવ્યાસરૂપે) અવતાર ધારણ કરીને તેમણે વેદોને ચાર ભાગમાં વિભાજિત કર્યા. ॥ ૪૯ ॥

अंशो माया तस्या अंशः सत्त्वं तस्य कलयांऽशेनावतीर्णः सन्॥ ४९ ॥

**'अंशः'** માયા, તેનો અંશ સત્ત્વ, તેના **'कलया'** અંશથી અવતીર્ણ થઈને ॥ ૪૯ ॥

चातुर्विध्यमेवाह—**ऋगिति**।

વેદોના ચાર પ્રકારોને વર્ણવે છે – **'ऋक् इति।'**

**ऋगथर्वयजुःसाम्नां राशीनुद्धृत्य वर्गशः।**
**चतस्रः संहिताश्चक्रे मन्त्रैर्मणिगणा इव॥ ५०**

જેમ અનેક જાતના મણિઓના ઢગલામાંથી માણેક (હીરા, પન્ના) વગેરે મણિઓને જુદા પાડવામાં આવે તેમ ઋક્ વગેરે મંત્રસમુદાયના મંત્રોને પ્રકરણ અનુસાર જુદા જુદા તારવીને તે મંત્રોથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ, એમ ચાર સંહિતાઓ રચી. ॥ ૫૦ ॥

ऋगादिमन्त्राणां राशीन्वर्गशस्तत्तत्प्रकरण–भेदैरुद्धृत्य यथाऽनेकविधमणिराशेर्मणिगणाः पद्मरागादयो विविच्योद्ध्रियन्ते तद्वदुद्धृत्य तैर्मन्त्रैश्चतस्र ऋगादिसंहिताश्चक्रे॥ ५० ॥

ઋક્ વગેરે મંત્રોના સમુદાયને **'वर्गशः'** જુદા જુદા પ્રકરણ અનુસાર તારવીને જેમ અનેક પ્રકારના મણિઓના ઢગલામાંથી માણેક વગેરેને જુદા પાડવામાં આવે તેમ જુદા પાડીને તે મંત્રોથી ઋક્ વગેરે ચાર સંહિતાઓ રચી. ॥ ૫૦ ॥

**तासां स चतुरः शिष्यानुपाहूय महामतिः।**
**एकैकां संहितां ब्रह्मन्नेकैकस्मै ददौ विभुः॥ ५१**

હે બ્રહ્મન્ (શૌનક), મહાબુદ્ધિમાન સમર્થ વેદવ્યાસજીએ પોતાના ચાર શિષ્યોને બોલાવીને પ્રત્યેકને તે સંહિતાઓમાંની એક એક સંહિતાનું શિક્ષણ આપ્યું. ॥ ૫૧ ॥

तासां संहितानां मध्ये एकैकाम्॥ ५१ ॥

**'तासाम्'** તે સંહિતાઓમાંની એક એક સંહિતાનું ॥ ૫૧ ॥

**पैलाय संहितामाद्यां बह्वृचाख्यामुवाच ह।**
**वैशम्पायनसंज्ञाय निगदाख्यं यजुर्गणम्॥ ५२**

**साम्नां जैमिनये प्राह तथा छन्दोगसंहिताम्।**
**अथर्वांगिरसीं नाम स्वशिष्याय सुमन्तवे॥ ५३**

બહ્વૃચા નામની પ્રથમ ઋગ્વેદ સંહિતા પૈલ (નામના શિષ્ય)ને કહી. નિગદ નામની યજુર્વેદ સંહિતા વૈશંપાયનને, ॥ ૫૨ ॥ છંદોગ નામની સામવેદ સંહિતા જૈમિનિને અને આંગિરસી નામની અથર્વવેદ સંહિતા સુમંતુ નામના પોતાના શિષ્યને ભણાવી. ॥ ૫૩ ॥

ऋक्समुदायरूपत्वाद्बह्वृचाख्याम्। नितरां प्रश्लेषेण गद्यमानत्वान्निगदाख्यम्॥ ५२ ॥

અનેક ઋચાઓના સમુદાયરૂપ હોવાથી બહ્વૃચા નામે ઓળખાઈ. સંહિતાનાં પદોને અત્યંત રીતે શ્લિષ્ટ (ભેગાં) કરવાથી ગદ્ય બનતું હોવાથી યજુર્વેદને 'નિગદ' નામ આપ્યું. ॥ ૫૨ ॥

छन्दःसु गीयमानत्वाच्छन्दोगाख्यां संहिताम्॥ ५३ ॥

છંદોમાં ગવાતી હોવાથી છંદોગ નામની સંહિતાને (જૈમિનીને ભણાવી). ॥ ૫૩ ॥

तत्र ऋग्वेदशाखाविभागमाह—**पैल इति**।

**पैलः स्वसंहितामूचे इन्द्रप्रमितये मुनिः।**
**बाष्कलाय च सोऽप्याह शिष्येभ्यः संहितां स्वकाम्॥**
**॥५४॥**
**चतुर्धा व्यस्य बोध्याय याज्ञवल्क्याय भार्गव।**
**पराशरायाग्निमित्रे इन्द्रप्रमितिरात्मवान्॥ ५५**
**अध्यापयत् संहितां स्वां माण्डूकेयमृषिं कविम्।**
**तस्य शिष्यो देवमित्रः सौभर्यादिभ्य ऊचिवान्॥ ५६**

स्वसंहितां द्विधा विभज्य इन्द्रप्रमितये बाष्कलाय च ऊचे। स बाष्कलोऽपि स्वकां संहितां चतुर्धा व्यस्य बोध्यादिभ्यः शिष्येभ्य आह—हे भार्गव, इन्द्रप्रमितिरपि स्वां संहितां स्वसुतं माण्डूकेयमध्यापयामास। तस्य माण्डूकेयस्य शिष्यो देवमित्रः ॥५४॥५५॥५६॥

**शाकल्यस्तत्सुतः स्वां तु पंचधा व्यस्य संहिताम्।**
**वात्स्यमुद्गलशालीयगोखल्यशिशिरेष्वधात्॥ ५७**

तत्सुतो माण्डूकेयसुतः शाकल्यो वात्स्यादिषु पञ्चस्व धात्। तानध्यापयामासेत्यर्थः॥५७॥

**जातूकर्ण्यश्च तच्छिष्यः सनिरुक्तां स्वसंहिताम्।**
**बलाकपैजवैतालविरजेभ्यो ददौ मुनिः॥ ५८**

તેમાં (તે ચારમાં) ઋગ્વેદના શાખા વિભાગને વર્ણવે છે – **'पैलः इति।'**

પૈલમુનિએ પોતાની સંહિતાનું ઈન્દ્રપ્રમિતિને તથા બાષ્કલને અધ્યયન કરાવ્યું. તેમણે (બાષ્કલે) પોતાની સંહિતાને ચાર ભાગમાં વિભાજિત કરીને બોધ્ય, યાજ્ઞવલ્ક્ય, પરાશર અને અગ્નિમિત્રને ભણાવી. હે ભૃગુવંશી (શૌનક)! આત્મજ્ઞાની ઈન્દ્રપ્રમિતિએ પોતાના વિદ્વાન પુત્ર માંડૂકેયઋષિને પોતાની સંહિતાનું અધ્યાપન કર્યું. તેમના શિષ્ય દેવમિત્રે સૌભરિ વગેરેને અધ્યયન કરાવ્યું. ॥ ૫૪ ॥ ૫૫ ॥ ૫૬॥

પોતાની સંહિતાને બે ભાગમાં વિભાજિત કરીને ઈન્દ્રપ્રમિતિને અને બાષ્કલને કહી. તે બાષ્કલે પણ પોતાની સંહિતાને ચાર ભાગમાં વિભાજિત કરીને બોધ્ય વગેરે શિષ્યોને કહી – હે ભાર્ગવ! ઈન્દ્રપ્રમિતિએ પણ પોતાની સંહિતાનું પોતાના પુત્ર માંડૂકેયને અધ્યાપન કર્યું. તે માંડૂકેયના શિષ્ય દેવમિત્રે ॥ ૫૪ ॥ ૫૫ ॥ ૫૬ ॥

તેના (માંડૂકેયના) પુત્ર શાકલ્યે પોતાની સંહિતાના પાંચ ભાગ કરીને વાત્સ્ય, મુદ્‌ગલ, શાલીય, ગોખલ્ય તથા શિશિર નામના પોતાના શિષ્યોને તેનું અધ્યાપન કરાવ્યું. ॥ ૫૭ ॥

**'तत्सुतः'** માંડૂકેયના પુત્ર શાકલ્યે વાત્સ્ય વગેરે પાંચ શિષ્યોને અધ્યાપન કરાવ્યું, એમ અર્થ છે. ॥ ૫૭ ॥

તે શાકલ્યના શિષ્ય જાતૂકર્ણ્ય મુનિએ પોતાની સંહિતાને (ત્રણ ભાગમાં વિભાજિત કરીને અને વૈદિક પદાર્થના વ્યાખ્યાનરૂપે નિરુક્ત નામનો ચોથો વિભાગ કરીને) બલાક, પૈજ, વૈતાલ અને વિરજ નામના શિષ્યોને તેનું શિક્ષણ આપ્યું. ॥ ૫૮ ॥

तच्छिष्यः शाकल्यशिष्यः स्वसंहितां त्रेधा विभज्य चतुर्थं वैदिकपदार्थव्याख्यानरूपं निरुक्तं च कृत्वा बलाकादिभ्यश्चतुर्भ्यो ददौ ॥ ५८ ॥

**'तत्-शिष्यः'** તે શાકલ્યના શિષ્યે પોતાની સંહિતાને ત્રણ ભાગમાં વિભાજિત કરીને અને વૈદિક પદાર્થના વ્યાખ્યાનરૂપે નિરુક્ત નામનો ચોથો વિભાગ કરીને બલાક વગેરે ચાર શિષ્યોને તેનું શિક્ષણ આપ્યું. ॥ ૫૮ ॥

**बाष्कलिः प्रतिशाखाभ्यो वालखिल्याख्यसंहिताम् ।**
**चक्रे बालायनिर्भज्यः कासारश्चैव तां दधुः ॥ ॥ ५९ ॥**

(બાષ્કલના પુત્ર) બાષ્કલિએ (વેદની) સર્વ શાખામાંથી વાલખિલ્યા નામની સંહિતા રચી અને તેને બાલાયનિ, ભજ્ય તથા કાસારે ધારણ કરી. ॥ ૫૯ ॥

बाष्कलिः पूर्वोक्तस्य बाष्कलस्य पुत्रः । प्रतिशाखाभ्य उक्तसर्वशाखाभ्यः । बालायन्यादयस्तामादधुरधीतवन्तः ॥ ५९ ॥

**'बाष्कलिः'** પૂર્વોક્ત બાષ્કલના પુત્ર, **'प्रतिशाखाभ्यः'** પૂર્વોક્ત સર્વ શાખામાંથી – બાલાયનિ વગેરેએ તેનું **'आदधुः'** અધ્યયન કર્યું. ॥ ૫૯ ॥

ऋक्शाखोपसंहारपूर्वकं तच्छ्रवणफलमाह—**बह्वृचा इति** ।

ઋગ્વેદની શાખાઓના સંક્ષિપ્ત વર્ણન સહિત તેના શ્રવણનું ફળ કહે છે – **'बह्वृचाः इति।'**

**बह्वृचाः संहिता ह्येता एभिर्ब्रह्मर्षिभिर्धृताः ।**
**श्रुत्वैतच्छन्दसां व्यासं सर्वपापैः प्रमुच्यते ॥ ६०**

આ બહ્વૃચા નામની સંહિતા આ બ્રહર્ષિઓ દ્વારા ધારણ કરવામાં આવી હતી. આ વેદોનો વિસ્તાર સાંભળીને (મનુષ્ય) સર્વ પાપોથી મુક્ત થાય છે. ॥ ૬૦ ॥

एतच्छन्दसामेतेषां छन्दसाम् ॥ ६० ॥

**'एतच्छन्दसाम्'** આ વેદોનો ॥ ૬૦ ॥

यजुर्वेदे तैत्तिरीयशाखोत्पत्तिप्रस्तावमाह— **वैशंपायनशिष्या** इत्यादिना ।

યજુર્વેદમાં તૈત્તિરીય શાખાની ઉત્પત્તિની ભૂમિકા જણાવે છે – **'वैशम्पायनशिष्याः इति।'** વગેરે દ્વારા

**वैशम्पायनशिष्या वै चरकाध्वर्यवोऽभवन् ।**
**यच्चेरुर्ब्रह्महत्यांहःक्षपणं स्वगुरोर्व्रतम् ॥ ६१**

વૈશમ્પાયનના શિષ્યો ચરક નામના અધ્વર્યુઓ (યજુર્વેદના જ્ઞાતા) હતા, જેઓએ (પોતાના ગુરુને લાગેલા) બ્રહ્મહત્યાના પાપને દૂર કરનારું, પોતાના ગુરુ માટે અનુષ્ઠાન કરવા યોગ્ય વ્રત આચર્યું હતું. ॥ ૬૧ ॥

चरकनामनिरुक्तिमाह—यच्चेरुरिति । यद्यस्माद्ब्रह्महत्यारूपमंहः क्षपयतीति तथा तत्स्वगुरोरनुष्ठेयं व्रतं तच्चरणाच्चरका इत्यर्थः ॥ ६१ ॥

'ચરક' નામની નિરુક્તિ જણાવે છે – **'यत् चेरुः इति।'** જેનાથી બ્રહ્મહત્યારૂપ પાપ દૂર થાય તેવું તેમ જ પોતાના ગુરુ માટે અનુષ્ઠાન કરવા યોગ્ય વ્રતનું **'तत्-चरणात्'** આચરણ કરનારા હતા, તેથી તેઓ ચરક કહેવાયા. ॥ ૬૧ ॥

**याज्ञवल्क्यश्च तच्छिष्य आहाहो भगवन् कियत्।**
**चरितेनाल्पसाराणां चरिष्येऽहं सुदुश्चरम्॥**
**॥ ६२ ॥**

तच्छिष्यो वैशंपायनशिष्यः। अल्पसाराणा-मेतेषां चरितेन कियत्, सुदुश्चरमहं चरिष्यामीति ॥ ६२ ॥

**इत्युक्तो गुरुरप्याह कुपितो याह्यलं त्वया।**
**विप्रावमन्त्रा शिष्येण मदधीतं त्यजाश्विति॥ ६३**

विप्राणामवमन्त्राऽवज्ञाकर्त्री। मत्तोऽधीतमाशु त्यजेति ॥ ६३ ॥

**देवरातसुतः सोऽपि च्छर्दित्वा यजुषां गणम्।**
**ततो गतोऽथ मुनयो ददृशुस्तान् यजुर्गणान्॥ ६४**

देवरातसुतो याज्ञवल्क्यः ॥ ६४ ॥

**यजूंषि तित्तिरा भूत्वा तल्लोलुपतयाऽऽददुः।**
**तैत्तिरीया इति यजुःशाखा आसन् सुपेशलाः॥ ६५**

छर्दितस्यादानं विप्ररूपेणानुचितमिति तित्तिराः पक्षिविशेषा भूत्वा आददुः। ततश्च तैत्तिरीया इति प्रसिद्धाः। सुपेशला अतिरम्याः। बहुवचनमवान्तरभेदविवक्षया ॥ ६५ ॥

તેમના (વૈશંપાયનના) શિષ્ય યાજ્ઞવલ્ક્યે (ગુરુજીને) કહ્યું: 'અહો! હે ભગવાન, અલ્પ બળવાળા (આ શિષ્યો)ના અનુષ્ઠાનથી કેટલું ફળ મળવાનું છે? (બ્રહ્મહત્યાનું પાપ દૂર કરવા માટે) હું (એકલો જ) અતિ કઠોર તપ આચરીશ!' ॥ ૬૨ ॥

**'तत्-शिष्यः'** તે વૈશંપાયનના શિષ્ય – અલ્પ બળવાળા આ બધાનાં અનુષ્ઠાનથી કેટલું (ફળ મળવાનું છે)? (હું એકલો જ) અતિ કઠોર તપ આચરીશ. ॥ ૬૨ ॥

આ પ્રમાણે જેમને કહેવામાં આવ્યું તે ગુરુ પણ ગુસ્સે થઈને કહેવા લાગ્યા: 'વિપ્રોની અવજ્ઞા કરનાર શિષ્યથી હવે બસ! તું (અહીંથી) ચાલ્યો જા! મારી પાસેથી જે અધ્યયન કર્યું છે, તેનો તું શીઘ્ર ત્યાગ કર!' ॥ ૬૩ ॥

વિપ્રોનું **'अवमन्त्रा'** અપમાન કરનારથી (હવે બસ)! મારી પાસેથી જે અધ્યયન કર્યું છે, તેનો તું શીઘ્ર ત્યાગ કર! ॥ ૬૩ ॥

દેવરાતના પુત્ર તે યાજ્ઞવલ્ક્ય પણ (ગુરુનું વચન સાંભળીને) યજુર્વેદનો સમૂહ ઓકી કાઢીને ત્યાંથી ચાલ્યા ગયા. પછી મુનિઓએ ત્યાં યજુર્વેદના સમૂહો જોયા. ॥ ૬૪ ॥

દેવરાતના પુત્ર યાજ્ઞવલ્ક્ય ॥ ૬૪ ॥

તેની (યજુર્વેદ લેવાની) લાલચથી તે મુનિઓએ તેતર બનીને યજુર્વેદના સમૂહો ચણી લીધા. આથી જ યજુર્વેદની 'તૈત્તિરીય' નામની અતિ રમણીય શાખા થઈ. ॥ ૬૫ ॥

વમન કરેલી વસ્તુનો સ્વીકાર વિપ્રના શરીર દ્વારા થાય તે અનુચિત છે, એમ વિચાર કરીને મુનિઓએ તેતરનું શરીર લઈને તે (સમૂહો) ચણી લીધા. તેથી જ 'તૈત્તિરીય' નામથી પ્રસિદ્ધ થયા. **'सुपेशलाः'** અતિ રમણીય – અવાન્તર ભેદ કહેવાની ઈચ્છાથી બ.વ. નો પ્રયોગ કરવામાં આવ્યો છે. ॥ ૬૫ ॥

काण्वमाध्यन्दिनादिशाखाप्रसङ्गमाह— **याज्ञवल्क्य** इत्यादिना।

**याज्ञवल्क्यस्ततो ब्रह्मन् छन्दांस्यधिगवेषयन्।**
**गुरोरविद्यमानानि सूपतस्थेऽर्कमीश्वरम्॥ ६६**

गुरोर्वैशंपायनस्य व्यासेन विभज्यानुक्तत्वादविद्यमानान्यधिकानि गवेषयन्मृगयन्सूपतस्थे सम्यक् तुष्टाव। ईश्वरमृगादिवेदानाम्।

तथा च श्रुतिः—

'ऋग्भिः पूर्वाह्णे दिवि देव ईयते
यजुर्वेदे तिष्ठिति मध्ये अहः।
सामवेदेनास्तमये महीयते
वेदैरशून्यस्त्रिभिरेति सूर्यः' इति॥ ६६॥

કાણ્વ, માધ્યંદિની વગેરે શાખાઓનો પ્રસંગ કહે છે – **'याज्ञवल्क्यः इति।'** વગેરે દ્વારા

હે બ્રાહ્મણ (શૌનક)! ત્યાર પછી યાજ્ઞવલ્ક્યે ગુરુજી પાસે પણ ન હોય તેવા મંત્રોનું અધિક અન્વેષણ કરવા માટે (ઋક્ વગેરે મંત્રોના) ઈશ્વર ભગવાન સૂર્યની સુંદર ઉપાસના કરી. ॥ ६६ ॥

વેદવ્યાસજી દ્વારા વિભાગ કરવામાં આવ્યો હોવાથી ગુરુ વૈશંપાયનને કહેવામાં આવેલા ન હોવાથી અવિદ્યમાન એવા મંત્રોનું અધિક **'गवेषयन्'** અન્વેષણ કરવાની ઈચ્છાથી **'सु-उपतस्थे'** સુંદર સ્તુતિ કરી. ઋક્ વગેરે વેદોના ઈશ્વર ભગવાન સૂર્યની (ઉપાસના) – તે અનુસાર શ્રુતિ છે –

'દિવસના પૂર્વ ભાગમાં સૂર્યદેવ ઋગ્વેદના મંત્રો સાથે દ્યુલોકમાં ગતિ કરે છે, દિવસના મધ્યભાગમાં યજુર્વેદના મંત્રો સાથે ગતિ કરે છે અને અસ્ત સમયે સામવેદના મંત્રો દ્વારા મહિમા પામે છે. આમ, સૂર્યદેવ ત્રણેય કાળમાં મંત્રોથી રહિત હોતા નથી.' (તૈત્તિ.બ્રા.૩/૧૨/૯/૧, સૂર્ય.તા.ઉપ. ૧/૫) ॥ ६६ ॥

याज्ञवल्क्य उवाच

**ॐ नमो भगवते आदित्यायाखिलजगतामात्मस्वरूपेण कालस्वरूपेण चतुर्विधभूतनिकायानां ब्रह्मादिस्तम्बपर्यन्तानामन्तर्हृदयेषु बहिरपि चाकाश इवोपाधिनाव्यवधीयमानो भवानेक एव क्षणलवनिमेषावयवोपचितसंवत्सरगणेनापामादानविसर्गाभ्यामिमां लोकयात्रामनुवहति॥ ६७॥**

યાજ્ઞવલ્ક્યજી (આ પ્રમાણે) સૂર્યોપસ્થાન કરે છે – ૐકારસ્વરૂપ ભગવાન આદિત્યને નમસ્કાર. બ્રહ્માજી વગેરેથી માંડીને તણખલા સુધીનાં (જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ – એમ) ચાર પ્રકારનાં પ્રાણીસમૂહના હૃદયની અંદર સંપૂર્ણ જગતના આત્મસ્વરૂપે (અંતર્યામીરૂપે) અને બહાર ક્ષણ, લવ, અને નિમેષરૂપી ભાગોથી વૃદ્ધિ પામેલા વર્ષસમૂહ દ્વારા કાળરૂપે રહેતા તથા આકાશની જેમ દેહાદિ ઉપાધિથી અસંગ એવા આપ (આપનાં કિરણો દ્વારા) જળના શોષણ અને વૃષ્ટિ દ્વારા એકલા જ સમસ્ત લોકોની આ જીવનયાત્રા ચલાવો છો. ॥ ६७ ॥

नमो भगवते तुभ्यमादित्याय। यो भवानेक एवेमां लोकयात्रामनुवहतीत्यन्वयः। तदेव दर्शयति—अखिलजगतामात्मस्वरूपेणान्तर्हृदयेषु कालस्वरूपेण च बहिरपि वर्तमान इति। अखिलजगतामित्यस्य प्रपञ्चः—चतुर्विधेति। हृदयान्तर्वर्तित्वेऽपि जीववत्तेनोपाधिनाऽव्यवधीयमानोऽनाच्छाद्यमानः। कालस्वरूपेण चेत्यस्य प्रपञ्चः—**क्षणेति**। क्षणलवादयो येऽवयवास्तैरुपचिताः संवत्सरास्तेषां गणेन प्रत्यब्दमपामादानं शोषणं विसर्गो वृष्टिस्ताभ्याम्। अनेन गायत्रीप्रथमपादोक्तवरेण्यतानुवर्णिता॥ ६७॥

આદિત્ય ભગવાન એવા આપને નમસ્કાર. જે આપ એક જ લોકોની આ જીવનયાત્રાનું વહન કરો છો. તે જ દર્શાવે છે – સમગ્ર જગતના આત્માસ્વરૂપે હૃદયની અંદર અને કાળસ્વરૂપે બહાર પણ રહેલા – સમગ્ર જગતના, એ વાક્યની વ્યાખ્યા – '**चतुर्विध इति।**' હૃદયની અંદર રહેવા છતાં પણ જીવની જેમ તે ઉપાધિથી '**अव्यवधीयमानः**' ન ઢંકાતા અર્થાત્ અસંગ રહેતા તથા '**कालस्वरूपेण**' આ પદની વ્યાખ્યા – '**क्षण इति।**' ક્ષણ, લવ વગેરે જે અવયવો (ભાગ) છે, તેમનાથી વૃદ્ધિ પામેલાં વર્ષો, તે વર્ષોના સમૂહ દ્વારા પ્રતિ વર્ષ જળનાં '**आदानम्**' શોષણ અને '**विसर्गः**' વૃષ્ટિ, તે બંને દ્વારા – આ પદ દ્વારા ગાયત્રીના પ્રથમ ચરણમાં કહેવાયેલી 'वरेण्यता' શ્રેષ્ઠતા વર્ણવવામાં આવી છે. ॥ ૬૭ ॥

द्वितीयपादार्थानुवर्णनेन स्तौति—**यदु हेति**।

દ્વિતીય ચરણના અર્થના વર્ણન દ્વારા સ્તુતિ કરે છે – '**यद् उ ह इति।**'

**यदु ह वाव विबुधर्षभ सवितरदस्तपत्यनुसवनमहरहराम्नायविधिनोपतिष्ठमानानामखिलदुरितवृजिनबीजावभर्जन भगवतः समभिधीमहि तपनमण्डलम्॥ ६८॥**

હે દેવશ્રેષ્ઠ, હે સવિતા (સર્વ વિશ્વને ઉત્પન્ન કરનાર)! હે તપન (તેજોમય, ઐશ્વર્યવાન, તપસ્વી)! પ્રતિદિન ત્રણેય સંધિકાળે વૈદિક કર્મમાર્ગ અનુસાર ઉપાસના કરતા ભક્તોનાં સમસ્ત પાપોનાં તથા દુ:ખોનાં બીજ(રૂપ અજ્ઞાન)ને બાળી નાખનાર! તે જે છે તે આપ ભગવાનના તેજોમય મંડળની સન્મુખ થઈને અમે એકાગ્રતાપૂર્વક ધ્યાન કરીએ છીએ.॥૬૮॥

हे विबुधर्षभ हे सवितः, यदप्यदो भगवतस्तव मण्डलं तपति तत्समभिधीमहीति सम्यगाभिमुख्येन ध्यायेम।

पुनस्तस्यैव संबोधनम्। प्रत्यहं त्रिषवणं वैदिककर्ममार्गेण स्तुवतां भक्तानां यान्यखिलानि दुरितानि तत्फलानि च वृजिनानि दुःखानि तेषां बीजमज्ञानं च तेषामवभर्जन विनाशक हे तपनेति॥ ६८॥

હે દેવશ્રેષ્ઠ! હે સવિતા! તે જે પણ છે તે આપ ભગવાનનું તપતું મંડળ, તેનું '**सम्-अभिधीमहि इति।**' સન્મુખ થઈને એકાગ્રતાપૂર્વક ધ્યાન કરીએ છીએ.

પુનઃ તે સૂર્યનારાયણને સંબોધન કરે છે. પ્રતિદિન ત્રણેય સંધિકાળે વૈદિક કર્મમાર્ગથી ઉપાસના કરતા ભક્તોનાં જે સમગ્ર પાપો અને તેનાં ફળો, '**वृजिनानि**' દુ:ખો, તેમનાં '**बीजम्**' બીજરૂપ અજ્ઞાન, તેમનાં '**अवभर्जन**' હે વિનાશક! હે તપન!॥ ૬૮ ॥

तृतीयपादेन स्तौति—**य इहेति**।

**य इह वाव स्थिरचरनिकराणां निजनिकेतनानां मनइन्द्रियासुगणाननात्मनः स्वयमात्मान्तर्यामी प्रचोदयति॥ ६९ ॥**

भवान् स्थावरजङ्गमसमूहानां स्वाश्रयाणां जीवानां मनइन्द्रियप्राणगणाननात्मनो जडान्स्वय- मात्मैवान्तर्यामी सन्प्रचोदयति प्रवर्तयति॥ ६९ ॥

तृतीयपादमेव मण्डलस्थपरतया व्याचक्षाणः स्तौति—**य एवेति**।

**य एवेमं लोकमतिकरालवदनान्धकार- संज्ञाजगरग्रहगिलितं मृतकमिव विचेतन- मवलोक्यानुकम्पया परमकारुणिक ईक्षयैवोत्थाप्याहरहरनुसवनं श्रेयसि स्वधर्माख्यात्मावस्थाने प्रवर्तयत्यवनिपति- रिवासाधूनां भयमुदीरयन्नटति॥ ७० ॥**

य एक एव भगवानतिकरालवदनो योऽन्धकारसंज्ञोऽजगरग्रहस्तेन गिलितमत एव मृतकमिव विचेतनं स्वधर्माख्यं यदात्मावस्थानं प्रत्यक्प्रवणत्वं तदेव श्रेयस्तस्मिन्प्रवर्तयति। किंच, यो भवानवनिपतिरिवाटति गच्छति॥ ७० ॥

**परित आशापालैस्तत्र तत्र कमलकोशाञ्जलिभिरुपहृतार्हणः॥ ७१ ॥**

ગાયત્રીના ત્રીજા ચરણથી સ્તુતિ કરે છે – '**यः इह इति**।'

આ લોકમાં જે આપ ભગવાન પોતાના આશ્રયરૂપ ચરાચર જીવસમૂહોના અચેતન મન-ઈન્દ્રિય-પ્રાણસમૂહોને સ્વયં તેમના આત્મારૂપ અંતર્યામી હોઈ પ્રેરણા કરો છો. ॥ ૬૯ ॥

આપ પોતાના આશ્રયરૂપ સ્થાવર-જંગમ જીવસમૂહોના જડ મન-ઈન્દ્રિય-પ્રાણસમૂહોને સ્વયં તેમનાં આત્મારૂપ જ અંતર્યામી થઈને '**प्रचोदयति**' પ્રવર્તિત કરો છો. ॥ ૬૯ ॥

તૃતીય ચરણની જ, 'मंडलस्थपरतया' ગાયત્રીમંત્રનું ત્રીજું ચરણ મંડળમાં રહેલા સૂર્યનારાયણપરક હોવાથી તેની વ્યાખ્યા કરતાં સ્તુતિ કરે છે – '**यः एव इति**।'

અતિ વિકરાળ વદનવાળા અંધકાર નામના અજગરરૂપી ગ્રહથી ગ્રસ્ત થયેલા હોવાથી મડદાની જેમ અચેતન થયેલા આ લોકને જોઈને પરમ કરુણાવાન એક માત્ર જે આપ અનુકંપાથી ઈક્ષણ (કૃપાદૃષ્ટિ) કરવા માત્રથી ઊઠાડીને પ્રતિદિન ત્રણેય સંધિકાળે તેમને સ્વધર્મ નામના પરમાત્માની ઉપાસનારૂપ શ્રેયમાં પ્રવર્તાવો છો અને પૃથ્વીપતિની જેમ દુષ્ટજનોને ભય ઉપજાવતા વિચરો છો. ॥ ૭૦॥

એક માત્ર જે આપ ભગવાન અતિ વિકરાળ વદનવાળો જે અંધકાર નામનો અજગર છે, તેનાથી ગ્રસ્ત (ગળાયેળા) અને આથી જ મડદાની જેમ અચેતન થયેલા આ લોકને સ્વધર્મ નામનું જે '**आत्मा-अवस्थान**' પરમાત્માની ઉપાસના – અંતરાત્મા પ્રત્યે ઢળવું તે જ શ્રેય-કલ્યાણ, તેમાં પ્રવર્તાવો છો. વળી, જે આપ અવનિપતિ (પૃથ્વીપતિ)ની જેમ વિચરણ કરો છો. ॥ ૭૦ ॥

સર્વ તરફ (ઈન્દ્રાદિ) દિક્પાલો દ્વારા તે તે સ્થળે કમળની કળી જેવી અંજલિઓથી જે આપને અર્ઘ્ય આપવામાં આવે છે. ॥ ૭૧ ॥

आशापालैरिन्द्रादिभिः। कमलकोशयुक्तैस्त-त्तुल्यैर्वाऽञ्जलिभिरुपहृतार्हणो दत्तार्घः ॥ ७१ ॥

ઈન્દ્ર વગેરે લોકપાલો (દિક્પાલો) દ્વારા કમળની કળીથી યુક્ત અંજલિઓ અથવા કમળની કળી જેવી અંજલિઓથી **'उपहृत-अर्हणः'** અર્ઘ્ય આપવામાં આવે છે જેમને તેવા આપ ॥ ૭૧ ॥

**अथ ह भगवंस्तव चरणनलिनयुगलं त्रिभुवनगुरुभिर्वन्दितमहमयातयामयजुःकाम उपसरामीति ॥ ७२ ॥**

(આપ આવા છો) આથી જ હે ભગવાન, બીજા જનોએ યોગ્યરૂપે ન જાણેલા યજુર્વેદોને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળો હું ત્રણે ભુવનના ગુરુઓ દ્વારા વંદન કરાયેલા આપના ચરણકમળને શરણે આવ્યો છું. ॥ ૭૨ ॥

यत एवंभूतस्त्वमथातः ह स्फुटमयात-यामान्यन्यैर्यथावदविज्ञातानि यजूंषि तत्कामो-ऽहमुपसरामि भजामि ॥ ७२ ॥

જે કારણે આપ આવા છો આથી **'ह'** સ્પષ્ટ છે, **'अयातयामानि'** બીજાઓ દ્વારા યોગ્ય રીતે ન જાણવામાં આવેલા નવા યજુર્વેદના મંત્રો, તેમને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળો હું **'उपसरामि'** આપને ભજું છું. ॥ ૭૨ ॥

सूत उवाच

**एवं स्तुतः स भगवान् वाजिरूपधरो हरिः ।**
**यजूंष्ययातयामानि मुनयेऽदात् प्रसादितः ॥ ७३**

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે જેમની સ્તુતિ કરવામાં આવી અને જેમને પ્રસન્ન કરવામાં આવ્યા તે ભગવાન હરિરૂપ (રવિ)એ અશ્વનું રૂપ ધારણ કરીને અન્ય જનોએ ન જાણેલા યજુર્વેદના મંત્રો (યાજ્ઞવલ્ક્ય) મુનિને આપ્યા. ॥ ૭૩ ॥

एवं स्तुतः प्रसादितश्च ॥ ७३ ॥

આ પ્રમાણે સ્તુતિ કરાયેલા અને પ્રસન્ન કરાયેલા ભગવાને ॥ ૭૩ ॥

**यजुर्भिरकरोच्छाखा दशपंच शतैर्विभुः ।**
**जगृहुर्वाजसन्यस्ताः काण्वमाध्यन्दिनादयः ॥ ७४**

સમર્થ (યાજ્ઞવલ્ક્ય મુનિ)એ અગણિત યજુર્વેદોમાંથી 'વાજસની' નામની પંદર શાખાઓ કરી. તે શાખાઓનું કણ્વ, માધ્યંદિન વગેરે (ઋષિઓ)એ અધ્યયન કર્યું. ॥ ૭૪ ॥

पञ्चदश शाखाः याः शतैरपरिमितैर्य-जुर्भिरकरोत्। स तैरिति पाठे स एष याज्ञवल्क्यस्तैर्यजुर्भिरकरोदिति। जगृहुरधीतवन्तः। रविणाश्वरूपेण वाजेभ्यः केसरेभ्यो वाजेन वेगेन वा संन्यास्तास्त्यक्ताः शाखा वाजसनी-संज्ञास्ताः शाखा इति वा ॥ ७४ ॥

જે પંદર શાખાઓ **'शतैः'** અગણિત યજુર્વેદોમાંથી કરી (તે શાખાઓને) – **शतैः** ને બદલે **स तैः** પાઠમાં, તે આ યાજ્ઞવલ્કય મુનિએ તે યજુર્વેદના મંત્રો દ્વારા કરી. **'जगृहुः'** અધ્યયન કર્યું – સૂર્ય દ્વારા અશ્વરૂપે **'वाजेभ्यः'** (અશ્વની) કેશવાળીમાંથી અથવા **'वाजेन'** વેગથી **'संन्यस्ताः'** તજાયેલી વાજસની નામની તે શાખા (એટલે **'वाजसन्यस्ताः'**) ॥ ૭૪ ॥

सामशाखाविभागमाह—**जैमिनेरिति**।

**जैमिनेः सामगस्यासीत् सुमन्तुस्तनयो मुनिः।**
**सुन्वांस्तु तत्सुतस्ताभ्यामेकैकां प्राह संहिताम्॥ ७५**

तत्सुतः सुमन्तुसुतः। ताभ्यां पुत्रपौत्राभ्यां क्रमेणैकैकां प्राह॥ ७५॥

**सुकर्मा चापि तच्छिष्यः सामवेदतरोर्महान्।**
**सहस्रसंहिताभेदं चक्रे साम्नां ततो द्विजः॥ ७६**

**हिरण्यनाभः कौशल्यः पौष्यंजिश्च सुकर्मणः।**
**शिष्यो जगृहतुश्चान्य आवन्त्यो ब्रह्मवित्तमः॥ ७७**

तच्छिष्यो जैमिनेः शिष्यः। महानति–मेधावी। सहस्रसंहितारूपं भेदं चक्रे। साम्नां तं संहिताभेदम्। ततस्तदनन्तरम्। सुकर्मणः शिष्य एकः कौशल्यो हिरण्यनाभः पौष्य–ञ्जिर्नामैकस्तौ जगृहतुः। आवन्त्यश्चान्यस्तस्यैव शिष्यः सोऽपि जग्राह॥ ७६॥ ७७॥

**उदीच्याः सामगाः शिष्या आसन् पंचशतानि वै।**
**पौष्यञ्ज्यावन्त्ययोश्चापि तांश्च प्राच्यान् प्रचक्षते॥**
**॥ ७८॥**

पौष्यञ्ज्यावन्त्ययोरपि चकाराद्धिरण्यनाभ–स्यापि पञ्चशतानि शिष्या आसन्। ते तावतीः शाखा यथायथं जगृहुः। तानुदीच्यान्सतः कालतः कांश्चित्प्राच्यांश्च प्रचक्षत इत्यर्थः। यथैवोक्तं वैष्णवे—

સામવેદની શાખાનો વિભાગ કહે છે – **'जैमिनेः इति।'**

સામવેદનું ગાન કરનાર જૈમિનિનો સુમન્તુ નામનો મનનશીલ પુત્ર હતો. તેનો (સુમન્તુનો) સુન્વાન નામનો પુત્ર હતો. તે (પુત્ર-પૌત્ર) બંનેને (જૈમિનિએ) એક એક સંહિતા ભણાવી. ॥ ૭૫ ॥

**'तत्–सुतः'** તે સુમન્તુનો પુત્ર, તે પુત્ર-પૌત્ર બંનેને અનુક્રમે એક એક સંહિતા ભણાવી. ॥ ૭૫ ॥

તેમનો (જૈમિનિનો) સુકર્મા નામનો અતિ મેધાવી શિષ્ય પણ હતો. સામવેદરૂપી વૃક્ષમાંથી દ્વિજ (સુકર્મા)એ એક હજાર જુદી જુદી સંહિતાઓ કરી. ત્યાર પછી કોસલનિવાસી હિરણ્યનાભ અને પૌષ્યંજિએ તથા બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ બીજા એક આવન્ત્ય નામના સુકર્માના શિષ્યે તે જુદી જુદી સંહિતા ગ્રહણ કરી. ॥ ૭૬ ॥ ૭૭ ॥

**'तत् शिष्यः'** તે જૈમિનિનો શિષ્ય **'महान्'** અતિ મેધાવી – તેણે એક હજાર સંહિતારૂપ પ્રકટ કર્યા – **'साम्नाम्'** તે સંહિતાનો પ્રકાર – **'ततः'** ત્યાર પછી સુકર્માનો એક શિષ્ય કોશલનિવાસી હિરણ્યનાભ તથા પૌષ્યંજિ નામનો એક, તે બંનેએ સંહિતા ગ્રહણ કરી. તથા તેનો આવન્ત્ય નામનો એક બીજો શિષ્ય, તેણે પણ તે લીધી. ॥ ૭૬॥૭૭॥

પૌષ્યંજિ અને આવન્ત્ય તથા (હિરણ્યનાભ)ના પણ પાંચસો શિષ્યો હતા. તેઓએ પણ આ શાખાઓનું અધ્યયન કર્યું. ઉત્તર દિશાના તે ઔદીચ્ય શિષ્યોને કાળયોગે પૌર્વાત્ય સામગાઓ પણ કહે છે. ॥૭૮॥

પૌષ્યંજિ અને આવન્ત્યના તથા **'च'** કારથી હિરણ્યનાભના પણ પાંચસો શિષ્યો હતા. તેઓએ તેટલી (હજાર) શાખાઓને યથાવત્ ગ્રહણ કરી. ઉત્તર દિશાના તે ઔદીચ્ય શિષ્યોને કાળયોગે કેટલાક પૌર્વાત્ય પણ કહે છે, એમ અર્થ છે. કેમ કે વિષ્ણુપુરાણમાં જ કહેવામાં આવ્યું છે –

'उदीच्यसामगाः शिष्यास्तस्य पञ्चशतं स्मृताः ।
हिरण्यनाभात्तावत्यः संहिता यैर्द्विजोत्तमैः ।
गृहीतास्तेऽपि चोच्यन्ते पण्डितैः प्राच्यसामगाः ॥'
इति ॥ ७८ ॥

'તેના સામગાન કરનારા પાંચસો શિષ્યો ઉત્તર દિશાના કહેવાય છે. હિરણ્યનાભ પાસેથી જે દ્વિજશ્રેષ્ઠો દ્વારા તેટલી જ પાંચસો સંહિતા ગ્રહણ કરવામાં આવી હતી, તેઓ પણ પંડિતો દ્વારા પૂર્વ દિશાના સામવેદીઓ કહેવાયા.' ॥ ७८ ॥

पुनरप्येतेषां त्रयाणां सुकर्मणः शिष्याणां शिष्यान्तैः शाखाबाहुल्यं दर्शयति—**लौगाक्षिरिति** द्वाभ्याम् ।

ફરીથી પણ સુકર્માના આ ત્રણ શિષ્યોના બીજા શિષ્યો દ્વારા શાખાઓનું આધિક્ય બે શ્લોકોથી દર્શાવે છે – **'लौगाक्षिः इति।'**

**लौगाक्षिर्मांगलिः कुल्यः कुसीदः कुक्षिरेव च ।**
**पौष्यंजिशिष्या जगृहुः संहितास्ते शतं शतम् ॥**
**॥ ७९ ॥ ७९ ॥**

લૌગાક્ષિ, માંગલિ, કુલ્ય, કુશીદ અને કુક્ષિ – (આ પાંચ) પૌષ્યંજિના શિષ્યોએ સો સો સંહિતાઓનું અધ્યયન કર્યું. ॥ ७९ ॥ ७९ ॥

**कृतो हिरण्यनाभस्य चतुर्विंशतिसंहिताः ।**
**शिष्य ऊचे स्वशिष्येभ्यः शेषा आवन्त्य आत्मवान् ॥**
**॥ ८० ॥**

હિરણ્યનાભના કૃત નામના શિષ્યે પોતાના શિષ્યોને ચોવીસ સંહિતાઓ ભણાવી હતી. બાકીની જે પ્રસિદ્ધ શાખાઓ હતી તેમને આવન્ત્ય ઋષિએ પોતાના શિષ્યોને ભણાવી હતી. ॥ ८० ॥

कृतो नाम हिरण्यनाभस्य शिष्यः स्वशिष्येभ्य ऊचे। शेषा अन्या अपि याः प्रसिद्धाः शाखास्ता आवन्त्यः स्वशिष्येभ्य ऊच इति ॥ ८० ॥

કૃત નામના હિરણ્યનાભના શિષ્યે પોતાના શિષ્યોને ભણાવી. **'शेषाः'** બાકીની બીજી પણ જે પ્રસિદ્ધ શાખાઓ હતી, તેમને આવન્ત્ય ઋષિએ પોતાના શિષ્યોને ભણાવી હતી. ॥ ८० ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे वेदशाखाप्रणयनं नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥
इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

*****

# अथ सप्तमोऽध्यायः

## અથર્વવેદની શાખાઓ અને પુરાણોનાં લક્ષણ

सप्तमेऽथर्वविस्तारः पुराणव्यसनं ततः ।
पुराणलक्षणादीनि फलं भागवतश्रुतेः ॥ १

સાતમા અધ્યાયમાં અથર્વવેદનો વિસ્તાર, પુરાણવિભાગ, પુરાણનાં લક્ષણાદિ અને ત્યાર પછી શ્રીમદ્ ભાગવતના શ્રવણનું ફળ (કહેવામાં આવશે). ॥ ૧ ॥

क्रमप्राप्तमथर्ववेदविभागमाह—**अथर्व-विदिति**।

ક્રમથી પ્રાપ્ત થતા અથર્વવેદના વિભાગને વર્ણવે છે – **'अथर्ववित् इति।'**

सूत उवाच

**अथर्ववित् सुमन्तुश्च शिष्यमध्यापयत् स्वकाम्।**
**संहितां सोऽपि पथ्याय वेददर्शाय चोक्तवान्॥ १**

शिष्यं कबन्धनामानम्। स्वकां स्वकीयां संहिताम्। सोऽपि शिष्योऽपि तां द्विधा विभज्य। तदुक्तं वैष्णवे—

'अथर्ववेदं स मुनिः सुमन्तुरमितद्युतिः।
शिष्यमध्यापयामास कबन्धं सोऽपि च द्विधा॥
कृत्वा तु वेददर्शाय तथा पथ्याय दत्तवान्॥'
इति॥ १॥

तत्र वेददर्शः स्वसंहितां चतुर्धा विभज्य चतुरः शिष्यानध्यापयामास। पथ्यश्च त्रिधा विभज्य त्रीनित्याह सार्धेन—**शौक्लायनिरिति**।

**शौक्लायनिर्ब्रह्मबलिर्मोदोषः पिप्पलायनिः।**
**वेददर्शस्य शिष्यास्ते पथ्यशिष्यानथो शृणु।**
**कुमुदः शुनको ब्रह्मन् जाजलिश्चाप्यथर्ववित्॥ २**

॥ २॥

**बभ्रुः शिष्योऽथांगिरसः सैन्धवायन एव च।**
**अधीयेतां संहिते द्वे सावर्ण्याद्यास्तथापरे॥ ३**

**नक्षत्रकल्पः शान्तिश्च कश्यपांगिरसादयः।**
**एते आथर्वणाचार्याः शृणु पौराणिकान् मुने॥ ४**

अङ्गिरसः शुनकस्य शिष्यो बभ्रुः सैन्धवायनश्च। तदुक्तम्—

**સૂતજી બોલ્યા** – અથર્વવેદના જ્ઞાતા સુમંતુએ (પોતાના) શિષ્ય (કબંધ)ને પોતાની સંહિતાનું અધ્યયન કરાવ્યું. તેણે (કબંધે) પણ પથ્ય અને વેદદર્શ (નામના શિષ્ય)ને તે કહી. ॥ ૧ ॥

કબંધ નામના શિષ્યને **'स्वकाम्'** પોતાની સંહિતાનું – **'सः अपि'** તે શિષ્યે (કબંધે) પણ તેને બે ભાગમાં વિભાજિત કરીને (કહી). તે વિષ્ણુપુરાણમાં કહેવાયું છે – 'અમાપ તેજવાળા તે સુમંતુ મુનિએ શિષ્ય કબંધને અથર્વવેદનું અધ્યયન કરાવ્યું. તેણે પણ તેના બે ભાગ કરીને વેદદર્શ તથા પથ્યને આપી.' ॥ ૧ ॥

તે બંનેમાંના વેદદર્શે પોતાની સંહિતાને ચાર ભાગમાં વિભાજિત કરીને ચાર શિષ્યોને તેનું અધ્યયન કરાવ્યું અને પથ્યે ત્રણ ભાગમાં વિભાજિત કરીને ત્રણ (શિષ્યો)ને કહી, તે દોઢ શ્લોકથી કહે છે – **'शौक्लायनिः इति।'**

શૌક્લાયનિ, બ્રહ્મબલિ, મોદોષ અને પિપ્પલાયનિ – એમ તે ચાર વેદદર્શના શિષ્યો હતા. હવે પથ્યના શિષ્યો(નાં નામ) સાંભળો. હે બ્રાહ્મણ (શૌનક)! કુમુદ, શુનક અને જાજલિ પણ અથર્વવેદના જ્ઞાતા (થયા). ॥ ૨ ॥ ૨ ॥

અંગિરા ગોત્રમાં ઉત્પન્ન થયેલા (શુનક)નો બભ્રુ નામનો શિષ્ય હતો તેમ જ સૈન્ધવાયન નામનો પણ શિષ્ય હતો. તે બંનેએ બે સંહિતાઓનું અધ્યયન કર્યું હતું. સૈન્ધવાયન વગેરેના સાવર્ણ્યાદિ તથા બીજા નક્ષત્રકલ્પ, શાંતિ(કલ્પ), કશ્યપ તથા આંગિરસ વગેરે (શિષ્યો હતા). આ સર્વે અથર્વવેદના આચાર્યો હતા. હે મુનિ (શૌનક), (હવે) પૌરાણિક આચાર્યોનું શ્રવણ કરો. ॥ ૩ ॥ ૪ ॥

**'अङ्गिरसः'** અંગિરા ગોત્રમાં ઉત્પન્ન થયેલા શૌનકનો શિષ્ય બભ્રુ હતો, તેમ જ સૈંધવાયન પણ હતો. તે કહેવામાં આવ્યું છે – 'શુનકે તો બે ભાગ

'शुनकस्तु द्विधा कृत्वा ददावेकां तु बभ्रवे।
द्वितीयां संहितां प्रादात्सैन्धवायनसंज्ञिने॥'
इति।

सावर्ण्याद्याः सैन्धवायनादीनां शिष्याः॥ ३॥

नक्षत्रकल्पः शान्तिकल्पश्चेति द्वौ। तदुक्तम्—
'नक्षत्रकल्पो वेदानां संहितानां तथैव च।
चतुर्थः स्यादादिङ्गरसः शान्तिकल्पश्च पञ्चमः॥'
इति। नक्षत्रकल्पादीनां कर्तारस्तत्तन्नामभिरुच्यन्ते॥ ४॥

**वंशीधरी**—कल्प शब्दस्य प्रत्येकं सम्बन्धः। वेदकल्पः संहिताकल्प आंगिरसकल्प इति। नक्षत्रकल्पो नक्षत्रादिपूजाविधिः। वेदकल्पो वैतानिकब्रह्मत्वादिविधिः। संहिताकल्पः संहिताविधिः। आंगिरसकल्पोऽभिचारादिविधिः। शांतिकल्पोऽश्वगजाद्यष्टदशमहाशान्त्यादिविधिरिति।

**त्र्य्यारुणिः कश्यपश्च सावर्णिरकृतव्रणः।**
**वैशम्पायन हारीतौ षड् वै पौराणिका इमे॥ ५॥ ५॥**

**अधीयन्त व्यासशिष्यात् संहितां मत्पितुर्मुखात्।**
**एकैकामहमेतेषां शिष्यः सर्वाः समध्यगाम्॥ ६**

मत्पितुर्मुखादिति। प्रथमं व्यासः षट्संहिताः कृत्वा मत्पित्रे रोमहर्षणाय प्रादात्। तस्य च मुखादेते त्र्य्यारुण्यादय एकैकां संहितामधीयन्त। एतेषां षण्णां शिष्योऽहं ताः सर्वाः समधीतवान्॥ ६॥

કરીને એક સંહિતા બભ્રુને આપી અને બીજી સંહિતા સૈંધવાયન નામના (શિષ્યને) આપી.' સાવર્ણ્ય વગેરે સૈંધવાયન વગેરેના શિષ્યો હતા. ॥ ૩ ॥

નક્ષત્રકલ્પ અને શાંતિકલ્પ, એમ બે શિષ્યો હતા. તે (વિષ્ણુપુરાણમાં) કહેવામાં આવ્યું છે – 'નક્ષત્રકલ્પ વેદોની સંહિતાઓના અધ્યેતા (અધ્યયન કરનાર) હતા, આંગિરસ નામના શિષ્ય ચોથા હતા અને શાંતિકલ્પ પાંચમા શિષ્ય હતા.' નક્ષત્રકલ્પ વગેરેના કર્તાઓ તે તે નામોથી ઓળખાય છે.॥ ૪ ॥

કલ્પ શબ્દનો પ્રત્યેકની સાથે સંબંધ છે. વેદકલ્પ, સંહિતાકલ્પ, આંગિરસકલ્પ, એમ (કલ્પ શબ્દ જોડાયો છે). નક્ષત્રકલ્પ નક્ષત્રાદિ પૂજાવિધિ વિષયક છે. વેદકલ્પ વૈતાનિક બ્રહ્મત્વાદિ વિધિ વર્ણવે છે. સંહિતાકલ્પ સંહિતાવિધિનો છે. આંગિરસકલ્પ અભિચારાદિવિધિનું નિરૂપણ કરે છે. શાંતિકલ્પ અશ્વ, હાથી વગેરે અઢાર મહાશાંતિ વગેરે વિધિ વિષેનો છે.

ત્ર્યારુણિ, કશ્યપ, સાવર્ણિ, અકૃતવ્રણ, વૈશંપાયન અને હારીત – એમ આ છ પૌરાણિક આચાર્યો (પ્રસિદ્ધ) છે. ॥ ૫ ॥ ૫ ॥

વેદવ્યાસજીના શિષ્ય એવા મારા પિતા (રોમહર્ષણ)ના મુખથી તે ત્ર્યારુણિ વગેરે છયે પુરાણાચાર્યોએ એક એક સંહિતાનું અધ્યયન કર્યું હતું. આ છ (આચાર્યો)નો શિષ્ય થઈ હું બધી સંહિતાઓ સારી રીતે ભણ્યો. ॥ ૬ ॥

**'मत्पितुर्मुखात् इति।'** પ્રથમ વેદવ્યાસજીએ (પુરાણોની) છ સંહિતા કરીને મારા પિતા રોમહર્ષણજીને ભણાવી. તેમના (મારા પિતાના) મુખથી ત્ર્યારુણિ વગેરે આ છ આચાર્યોએ એક એક સંહિતાનું અધ્યયન કર્યું. આ છ આચાર્યોનો શિષ્ય થઈ હું તે સર્વે સંહિતાઓ સારી રીતે ભણ્યો. ॥ ૬ ॥

**कश्यपोऽहं च सावर्णी रामशिष्योऽकृतव्रणः ।**
**अधीमहि व्यासशिष्याच्चतस्रो मूलसंहिताः ॥ ७**

રામશિષ્યોऽકૃતવ્રણઃ । एवं चत्वारो वयम् । मूलसंहिता इत्यनेन ततः संहिताबाहुल्यं सूचितम् ॥ ७ ॥

शुकपरीक्षित्संवादे निरूपितमपि पुराणलक्षणं तद्भेदकथनाय दर्शयति—**पुराणेति** ।

**पुराणलक्षणं ब्रह्मन् ब्रह्मर्षिभिर्निरूपितम् ।**
**शृणुष्व बुद्धिमाश्रित्य वेदशास्त्रानुसारतः ॥ ८**

॥ ८ ॥

**सर्गोऽस्याथ विसर्गश्च वृत्ती रक्षान्तराणि च ।**
**वंशो वंश्यानुचरितं संस्था हेतुरपाश्रयः ॥ ९**

**दशभिर्लक्षणैर्युक्तं पुराणं तद्विदो विदुः ।**
**केचित् पंचविधं ब्रह्मन् महदल्पव्यवस्थया ॥ १०**

अस्य विश्वस्य—

'अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः ।
मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रयः ॥'

इत्यत्रोक्ते स्थानपोषणे वृत्तिरक्षाशब्दाभ्या-मुच्येते । अन्तराणि मन्वन्तराणि वंशो वंश्यानुचरितमितीशानुकथाः । संस्था निरोधः । अनेनैवात्यन्तिकलयरूपा मुक्तिरप्युक्ता ।

કશ્યપ, હું (ઉગ્રશ્રવા), સાવર્ણિ અને પરશુરામના શિષ્ય અકૃતવ્રણ (– એમ અમે ચાર) વેદવ્યાસજીના શિષ્ય (એવા મારા પિતા) પાસેથી ચાર મૂળ સંહિતા ભણ્યા હતા. ॥ ૭ ॥

'**रामशिष्यः**' પરશુરામના શિષ્ય અકૃતવ્રણ – એમ અમે ચાર – '**मूलसंहिताः**' આ શબ્દ દ્વારા પાછળથી અનેક સંહિતાઓ થઈ હતી, એમ સૂચિત થાય છે. ॥ ૭ ॥

શુકદેવજી અને પરીક્ષિતના સંવાદમાં (શ્રીમદ્ ભા.૨/૧૦/૧-૭માં) પુરાણનાં લક્ષણ વર્ણવવામાં આવ્યા છે પણ તેનાથી ભિન્નતા જણાવવા માટે પુરાણનાં લક્ષણ દર્શાવે છે – '**पुराण इति।**'

હે બ્રહ્મન્ (શૌનકજી), બ્રહ્મર્ષિઓ દ્વારા વેદ તથા શાસ્ત્રો અનુસાર વર્ણવાયેલા પુરાણના લક્ષણનું તમે બુદ્ધિનો આશ્રય કરીને શ્રવણ કરો. ॥ ૮॥ ૮॥

આ વિશ્વનો સર્ગ, વિસર્ગ, વૃત્તિ (સ્થાન), રક્ષા (પોષણ), અંતર (મન્વંતર), વંશ, વંશ્યાનુચરિત્ર (ઈશાનુકથા), સંસ્થા (નિરોધ અથવા આત્યંતિક લયરૂપ મુક્તિ), હેતુ (ઊતિઓ) તથા અપાશ્રય – ॥ ૯ ॥ એમ દસ લક્ષણોથી યુક્ત હોય તેને તેના (પુરાણના) જાણનારાઓ પુરાણ કહે છે. હે બ્રહ્મન્ (શૌનકજી), મહાપુરાણ અને અલ્પપુરાણની વ્યવસ્થાથી કેટલાક વિદ્વાનો પાંચ પ્રકારનાં લક્ષણ (હોય તેને ઉપપુરાણ કહે છે). ॥ ૧૦ ॥

'**अस्य**' આ વિશ્વની (ઉત્પત્તિ)–

'અહીં ભાગવત પુરાણમાં સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, મન્વન્તર, ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય – (એમ દસ વિષયોનું વર્ણન છે.)' (શ્રીમદ્ ભા.૨/૧૦/૧) આ શ્લોકમાં કહેવામાં આવેલાં સ્થાન અને પોષણને વૃત્તિ અને રક્ષા શબ્દથી કહે છે. '**अन्तराणि**' મન્વન્તરો, વંશ, '**वंश्यानुचरितम्**' ને ઈશાનુકથા કહે છે. '**संस्था**' નિરોધ, આ દ્વારા જ આત્યંતિક પ્રલયરૂપ મુક્તિ પણ કહેવામાં આવી છે.

हेतुशब्देन जीवाश्रयवासनाशब्दवाच्या ऊतयो गृहीताः ॥ ९ ॥

दशभिरेतैर्लक्षणैरर्थैर्युक्तं महापुराणं विदुः। केचित्पञ्चविधम्—

'सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च।
वंशानुचरितं चेति पुराणं पञ्चलक्षणम्॥'

इति। महत्पुराणमल्पं चेति व्यवस्थया यत्र दशापि लक्षणानि पृथक् पृथङ्निरूप्यन्ते तन्महापुराणम्। यत्र त्वन्येषां पंचस्वेवान्तर्भावस्य विवक्षा तदल्पमिति व्यवस्थयेत्यर्थः ॥ १० ॥

सर्गादिलक्षणानि व्याचष्टे—अव्याकृतेत्यादिना।

**अव्याकृतगुणक्षोभान्महतस्त्रिवृतोऽहमः।**
**भूतमात्रेन्द्रियार्थानां सम्भवः सर्ग उच्यते॥ ११**

अव्याकृतस्य प्रधानस्य गुणानां क्षोभाद्यो महांस्तस्माद्यस्त्रिवृदहंकारस्तस्माद्भूतमात्राणां सूक्ष्माणामिन्द्रियाणां च तदर्थानां च स्थूलानां देवतानां च संभवः सर्गः कारणसृष्टिसर्ग इत्यर्थः। उच्यत इति यथाऽपेक्षमुत्तरत्राप्यनुषङ्गः ॥ ११ ॥

विसर्गं व्याचष्टे—

**पुरुषानुगृहीतानामेतेषां वासनामयः।**
**विसर्गोऽयं समाहारो बीजाद् बीजं चराचरम्॥ १२**

'**हेतु**' શબ્દથી જીવોના આશ્રયરૂપ વાસના શબ્દથી કહેવાતી ઊતિઓ ગ્રહણ કરવામાં આવી છે.॥૯॥ આ દસ '**लक्षणैः**' વિષયોથી યુક્ત હોય તેને મહાપુરાણ કહે છે. કેટલાક પાંચ પ્રકારના વિષયો કહે છે – 'સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વન્તરો અને વંશાનુચરિત્ર – એમ પુરાણનાં પાંચ લક્ષણો છે.' મહાપુરાણ અને અલ્પ-પુરાણની વ્યવસ્થાથી જેમાં દસે દસ લક્ષણો જુદાં જુદાં વર્ણવાયાં હોય તે મહાપુરાણ છે, પરંતુ જેમાં બીજાં લક્ષણોને પાંચ લક્ષણોની અંતર્ગત કહેવાની ઈચ્છા હોય તે અલ્પ અથવા ઉપપુરાણ છે, એવી વ્યવસ્થાથી (પુરાણલક્ષણ સમજવું જોઈએ), એમ અર્થ છે.॥૧૦॥

સર્ગ વગેરે લક્ષણોનું વિવરણ કરે છે – '**अव्याकृत इति।**' વગેરેથી.

પ્રકૃતિના ગુણો વિકાર પામવાથી ઉત્પન્ન થયેલા મહત્તત્ત્વથી ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાય છે. તે અહંકારથી શબ્દાદિ તન્માત્રાઓ, ઈન્દ્રિયો, ઈન્દ્રિયોના દેવો તથા પંચમહાભૂતો ઉત્પન્ન થાય છે, તેને સર્ગ કહેવાય છે. ॥ ૧૧ ॥

'**अव्याकृतस्य**' પ્રકૃતિના ગુણોના ક્ષોભથી જે મહત્તત્ત્વ ઉત્પન્ન થાય છે, તેમાંથી ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાય છે. તેમાંથી ઉત્પન્ન થયેલી તન્માત્રાઓ (ભૂતસૂક્ષ્મ) ઈન્દ્રિયો તથા '**तत्-अर्थानाम्**' પંચમહાભૂતો તથા ઈન્દ્રિયોના દેવોનો '**संभवः**' સર્ગ, કારણસૃષ્ટિની ઉત્પત્તિ, એમ અર્થ છે. '**उच्यते**' આ શબ્દ અપેક્ષા અનુસાર પછી પણ જોડાય છે. ॥ ૧૧ ॥

વિસર્ગની વ્યાખ્યા કરે છે –

પરમેશ્વર દ્વારા અનુગ્રહ કરવામાં આવેલાં મહત્તત્ત્વાદિનાં કાર્યરૂપ, પૂર્વ કર્મોની વાસનામય અને એક બીજમાંથી બીજું બીજ ઉત્પન્ન થાય તેમ પ્રવાહરૂપે થયેલા આ સ્થાવર-જંગમ પ્રાણીસમુદાયને વિસર્ગ કહે છે. ॥ ૧૨ ॥

पुरुषेणेश्वरेणानुगृहीतानामेतेषां महदादीनाम्। पूर्वकर्मवासनाप्रधानोऽयं समाहारः कार्यभूत-श्चराचरप्राणिरूपो बीजाद्बीजमिव प्रवाहापन्नो विसर्ग उच्यत इत्यर्थः ॥ १२ ॥

પરમેશ્વર દ્વારા અનુગૃહીત થયેલાં આ મહત્તત્ત્વાદિનાં – પૂર્વ કર્મોની વાસનાપ્રધાન આ કાર્યરૂપ, સ્થાવર-જંગમ પ્રાણીરૂપ સમુદાય, બીજમાંથી બીજ ઉત્પન્ન થાય તેમ, પ્રવાહમાં પડેલા પ્રાણીસમુદાયને વિસર્ગ કહે છે, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

**वृत्तिर्भूतानि भूतानां चराणामचराणि च।**
**कृता स्वेन नृणां तत्र कामाच्चोदनयापि वा ॥ १३**

જંગમ પ્રાણીઓની આજીવિકા સ્થાવર (ધાન્ય, ફળ વગેરે) જીવો છે અને (જંગમ પ્રાણીઓ પણ છે). તેમાં (સર્વ પ્રાણીઓમાં) મનુષ્યોની સ્વાભાવિક ઈચ્છાથી કે શાસ્ત્રની પ્રેરણાથી પણ નક્કી (નિયત) કરવામાં આવેલી આજીવિકા એટલે વૃત્તિ. ॥ ૧૩ ॥

चराणां भूतानां सामान्यतोऽचराणि चकाराच्चराणि च वृत्तिः। तत्र नृणा स्वेन स्वभावेन कामाच्चोदनयापि वा या नियता वृत्तिर्जीविका कृता सा वृत्तिरुच्यत इत्यर्थः ॥ १३ ॥

જંગમ પ્રાણીઓની આજીવિકા સામાન્ય રીતે સ્થાવર (ધાન્ય, ફળ વગેરે) જીવો છે તથા ચકારથી જંગમ પ્રાણીઓ પણ આજીવિકા છે. તે સર્વ પ્રાણીઓમાં મનુષ્યોની **'स्वेन'** સ્વાભાવિક ઈચ્છાથી કે શાસ્ત્રની પ્રેરણાથી પણ જે નિયત કરવામાં આવેલી આજીવિકા છે, તે વૃત્તિ કહેવાય છે, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**रक्षाच्युतावतारेहा विश्वस्यानु युगे युगे।**
**तिर्यङ्मर्त्यर्षिदेवेषु हन्यन्ते यैस्त्रयीद्विषः ॥ १४**

યુગે યુગે પશુ-પક્ષી, મનુષ્યો, ઋષિઓ તથા દેવોમાં થતી અચ્યુત ભગવાનના અવતારોની લીલા અને જે અવતારોથી વેદના શત્રુ (દૈત્યો)નો નાશ કરવામાં આવે છે, તે વિશ્વની રક્ષા કહેવાય છે.॥ ૧૪ ॥

तिर्यङ्मर्त्यर्षिदेवेषु येऽच्युतावतारास्तेषामीहा लीला सा विश्वस्य रक्षोच्यत इत्यर्थः। यैरवतारैरिति समासान्निष्कृष्य कथंचित्संबन्धः। त्रयीद्विषो दैत्याः ॥ १४ ॥

પશુ-પક્ષી, મનુષ્યો, ઋષિ, દેવોમાં જે અચ્યુત ભગવાનના અવતારો છે, તેમની **'ईहा'** લીલા, તે વિશ્વની રક્ષા કહેવાય છે, એમ અર્થ છે. **'यैः अवतारैः इति।'** આ પદને (**'तिर्यक्'** વગેરે) સમાસની બહાર કોઈ રીતે ખેંચીને, બીજા જે અવતારો થયા, તેમની સાથે પણ સંબંધ જોડવો. **'त्रयीद्विषः'** ત્રણ વેદોનો દ્વેષ કરનારા શત્રુ એવા દૈત્યો ॥ ૧૪ ॥

षड्विधं मन्वन्तरमुच्यते।

છ વિશેષતાવાળા મન્વન્તરને વર્ણવે છે.

**मन्वन्तरं मनुर्देवा मनुपुत्राः सुरेश्वराः।**
**ऋषयोंऽशावतारश्च हरेः षड्विधमुच्यते ॥ १५**

મનુ, દેવતા, મનુપુત્ર, ઈન્દ્ર, સપ્તર્ષિઓ અને શ્રીહરિનો અંશાવતાર – એમ છ વિશેષતા હોય તેને મન્વન્તર કહેવાય છે. ॥ ૧૫ ॥

षड्विधत्वमेवाह—**मनुरिति**। मन्वादयः षडेते वर्गाः स्वस्वाधिकारेण यदा प्रवर्तन्ते तन्मन्वन्तरमित्यर्थः ॥ १५ ॥

वंशमाह—**राज्ञामिति**।

**राज्ञां ब्रह्मप्रसूतानां वंशस्त्रैकालिकोऽन्वयः।**
**वंशानुचरितं तेषां वृत्तं वंशधराश्च ये॥ १६**

ब्रह्मणः सकाशात्प्रसूतिर्येषां शुद्धानामित्यर्थः। तेषामन्वयो वंशः। तेषां वृत्तम्। ये च तद्वंशधरास्तेषां च वृत्तं वंशानुचरितमुच्यते॥ १६ ॥

**नैमित्तिकः प्राकृतिको नित्य आत्यन्तिको लयः।**
**संस्थेति कविभिः प्रोक्ता चतुर्धास्य स्वभावतः॥**
**॥ १७॥**

अस्य विश्वस्य। स्वभावतो मायातो निष्पन्नस्य। यद्वा, मायातो यश्चतुर्विधो लय इति॥ १७॥

**हेतुर्जीवोऽस्य सर्गादेरविद्याकर्मकारकः।**
**यं चानुशयिनं प्राहुरव्याकृतमुतापरे॥ १८**

अस्य जगतः सर्गादेर्हेतुर्निमित्तं जीवः सोऽत्र हेतुरुच्यत इत्यर्थः। तस्य निमित्ततामाह—अविद्यया कर्मकारकः कर्मकर्ता। जीवादृष्टप्रयुक्तत्वाद्विश्वसर्गादिः स तु तत्र हेतुरित्यर्थः।

છ વિશેષતાઓને જ વર્ણવે છે – **'મનુઃ इति।'** મનુ વગેરે આ છના સમૂહો પોતપોતાના અધિકાર પ્રમાણે જ્યારે પ્રવૃત્ત થાય છે, ત્યારે તેને મન્વન્તર કહે છે. ॥ ૧૫ ॥

વંશને વર્ણવે છે – **'राज्ञाम् इति।'**

બ્રહ્માજીથી જન્મેલા (શુદ્ધ) રાજાઓની (થયેલી, થતી અને થનારી) ત્રણેય કાળની સંતાન-પરંપરા તે વંશ અને તે વંશને ધારણ કરતા રાજાઓનું જે ચરિત્ર છે, તે વંશાનુચરિત્ર કહેવાય છે. ॥ ૧૬ ॥

બ્રહ્માજીથી જન્મેલા જે શુદ્ધ રાજાઓનો – એમ અર્થ છે, તેમના **'अन्वयः'** વંશ – તે શુદ્ધ રાજાઓનું ચરિત્ર તથા જેઓ તે વંશને ધારણ કરનારા છે, તેમના ચરિત્રને વંશાનુચરિત્ર કહે છે. ॥ ૧૬ ॥

આ વિશ્વના માયાથી થતા નૈમિત્તિક, પ્રાકૃતિક, નિત્ય અને આત્યંતિક – એમ ચાર પ્રકારના લયને વિદ્વાનો દ્વારા સંસ્થા કહેવામાં આવે છે. ॥ ૧૭ ॥

**'अस्य'** આ વિશ્વના **'स्वभावतः'** માયાથી થતા અથવા માયાથી જે ચાર પ્રકારનો લય થાય છે. ॥ ૧૭ ॥

અવિદ્યાને લીધે કર્મ કરતો હોવાથી જીવ જ આ જગતની ઉત્પત્તિ વગેરેનો હેતુ છે, જે જીવને કેટલાક અનુશયી કહે છે અને વળી બીજા કેટલાક અવ્યાકૃત કહે છે. ॥ ૧૮ ॥

આ જગતની ઉત્પત્તિ વગેરેના **'हेतुः'** કારણરૂપ જીવ છે તેને અહીં હેતુ કહેવામાં આવે છે, એમ અર્થ છે. તેનું (જીવનું) કારણ કહે છે – અવિદ્યાથી **'कर्मकारकः'** કર્મ કરનારો છે. જીવ અદૃષ્ટથી પ્રયુક્ત થતો હોવાથી વિશ્વની ઉત્પત્તિ વગેરેમાં તો તે જીવ જ કારણરૂપ છે, એમ અર્થ છે.

नन्वनुशयी निमित्तमिति केचित्, अव्याकृतमित्यपरे, तत्राह—**यमिति**। चैतन्य-प्राधान्येनानुशयिनमुपाधिप्राधान्यविवक्षयाऽ-व्याकृतम्॥ १८॥

શંકા કરવામાં આવી છે કે કેટલાક નિમિત્તરૂપ જીવને અનુશયી કહે છે અને બીજા કેટલાક અવ્યાકૃત કહે છે, તે માટે ઉત્તર આપે છે – **'यम् इति।'** ચૈતન્યના પ્રાધાન્યથી જીવ અનુશયી (પ્રકૃતિમાં શયન કરનાર) છે અને ઉપાધિના પ્રાધાન્યથી જીવ અવ્યાકૃત (પ્રકૃતિરૂપ) છે. ॥ ૧૮ ॥

अपाश्रयमाह—**व्यतिरेकेति**।

અપાશ્રયને વર્ણવે છે – **'व्यतिरेक इति।'**

**व्यतिरेकान्वयो यस्य जाग्रत्स्वप्नसुषुप्तिषु।**
**मायामयेषु तद् ब्रह्म जीववृत्तिष्वपाश्रयः॥ १९**

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ – એ ત્રણ અવસ્થાઓમાં જીવપણે વર્તતા માયામય વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ વિષે સાક્ષીપણાથી જેનો અન્વય છે અને સમાધિ વગેરેમાં જેનો વ્યતિરેક છે, તેવું જે બ્રહ્મ છે, તે અપાશ્રય કહેવાય છે. ॥ ૧૯ ॥

जाग्रदादिष्ववस्थासु जीवतया वर्तन्त इति जीववृत्तयो विश्वतैजसप्राज्ञास्तेषु मायामयेषु साक्षितयान्वयः समाध्यादौ च व्यतिरेको यस्य तद्ब्रह्म संसारप्रतीतिबाधयोरधिष्ठानावधि-भूतमपाश्रय उच्यत इत्यर्थः॥ १९॥

જાગ્રત વગેરે અવસ્થાઓમાં જીવપણે વર્તે છે, તે જીવવૃત્તિઓ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ છે. તે માયામય અવસ્થાઓમાં સાક્ષીપણાથી જેનો અન્વય છે અને સમાધિ વગેરેમાં જેનો વ્યતિરેક છે તે બ્રહ્મને સંસારની પ્રતીતિ અને બાધના અધિષ્ઠાનની અવધિરૂપ અપાશ્રય કહેવામાં આવે છે, એમ અર્થ છે. ॥ ૧૯॥

एतदेव सदृष्टान्तं प्रपञ्चयति—

આ (અન્વય-વ્યતિરેક)ને જ દૃષ્ટાંતસહિત સમજાવે છે –

**पदार्थेषु यथा द्रव्यं सन्मात्रं रूपनामसु।**
**बीजादिपंचतान्तासु ह्यवस्थासु युतायुतम्॥ २०**

જેમ ઘડા વગેરે પદાર્થોમાં માટી વગેરે દ્રવ્ય સંબંધવાળું છે અને ઘડાની બહાર પણ માટી વગેરે દ્રવ્ય રહેલું હોવાથી સંબંધવાળું નથી. જેમ રૂપ અને નામવાળા પદાર્થોમાં (કારણરૂપ દ્રવ્ય) સત્તારૂપે હોય છે, તેમ ગર્ભાધાનથી માંડી મરણ સુધીની દેહની અવસ્થાઓમાં જેનો (સાક્ષીરૂપે તથા અધિષ્ઠાનરૂપે) સંબંધ છે તથા જે તેમનાથી સર્વથા પૃથક્ હોઈ સંબંધ નથી, તે બ્રહ્મ અપાશ્રય છે. ॥ ૨૦ ॥

पदार्थेषु घटादिषु द्रव्यं मृदादि यथा युतमन्वितमयुतं च बहिरप्यवस्थानात्। रूपनामसु च सन्मात्रं सत्तामात्रं यथा। एवं बीजं

ઘડા વગેરે પદાર્થોમાં જે માટી વગેરે દ્રવ્ય **'युतम्'** સંબંધવાળું છે અને બહાર પણ માટી વગેરે દ્રવ્ય રહેલું હોવાથી સંબંધવાળું નથી. રૂપ અને નામવાળા પદાર્થોમાં પણ (કારણરૂપ દ્રવ્ય) **'सन्मात्रम्'**

गर्भाधानमादिर्यासां पञ्चताऽन्तो यासां तासु देहावस्थासु नवस्वप्यधिष्ठानत्वेन साक्षित्वेन च युतमयुतं च यत्तदपाश्रय इति॥ २०॥

જેમ સત્તારૂપે છે, એમ **'બીજમ્'** ગર્ભાધાનાદિ જે અવસ્થાઓનો આદિ છે અને **'પञ्चता'** મૃત્યુ જે અવસ્થાઓનો અંત છે ત્યાં સુધીની દેહની **'અવસ્થાસુ'** (ગર્ભાધાન, ગર્ભાવસ્થા, જન્મ, બાલ્ય, કૈશોર, યૌવન, પૌઢ, વૃદ્ધ અને મૃત્યુ – એમ) નવ અવસ્થાઓમાં અધિષ્ઠાનરૂપે અને સાક્ષીરૂપે જેમનો અન્વય છે અને તે અવસ્થાઓથી જે સર્વથા અલગ હોઈ જેમનો સંબંધ નથી, તે અપાશ્રય છે. ॥ ૨૦ ॥

एवं दशापि लक्षणानि व्याख्याय— 'दशमस्य विशुद्ध्यर्थं नवानामिह लक्षणम्। वर्णयन्ति महात्मानः॥' इति। यदुक्तं तदाह— **विरमेतेति**।

આમ, દસેય લક્ષણોની વ્યાખ્યા કરીને '(શ્રીમદ્ ભાગવતની દશવિધ લીલાઓમાં) દશમી આશ્રયલીલાના તત્ત્વજ્ઞાન માટે નવ લીલાઓનાં લક્ષણોને (શ્રુતિથી અને તાત્પર્યવૃત્તિથી સરળતાપૂર્વક) મહાત્મા પુરુષો વર્ણવે છે.' (શ્રીમદ્ ભા.૨/૧૦/૨)માં જે કહેવામાં આવ્યું છે, તે કહે છે – **'विरमेत इति।'**

**विरमेत यदा चित्तं हित्वा वृत्तित्रयं स्वयम्।**
**योगेन वा तदाऽऽत्मानं वेदेहाया निवर्तते॥ २१**

જ્યારે (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ – એ) ત્રણે વૃત્તિઓ તજીને ચિત્ત પોતાની જાતે વિરામ પામે છે અથવા યોગાનુષ્ઠાનથી વિરામ પામે છે ત્યારે મનુષ્ય આત્માને જાણે છે અને સંસારરૂપ કર્મપ્રવૃત્તિથી નિવૃત્ત થાય છે. ॥ ૨૧ ॥

यदा सर्गादीनां मायामयत्वानुसंधानेन वामदेवादेरिव स्वयमेव चित्तं विरमेत। इहैवानुष्ठितेन योगेन वा देवहूत्यादिवत्। तदा विक्षेपाभावादात्मानं वेद। तदा चाविद्या-निवृत्तेरीहायाः संसाररूपाया निवर्तत इत्यर्थः ॥ २१ ॥

જ્યારે વામદેવ વગેરેની જેમ સર્ગ વગેરેની માયાપરાયણતાના અનુસંધાનથી ચિત્ત પોતાની જાતે વિરામ પામે છે, અહીં જ અનુષ્ઠાન કરેલા યોગથી દેવહૂતિ વગેરેની જેમ ચિત્ત વિરમિત થાય છે ત્યારે વિક્ષેપના અભાવથી આત્માને જાણે છે અને ત્યારે અવિદ્યાની નિવૃત્તિ થવાથી સંસારરૂપ કર્મપ્રવૃત્તિથી નિવૃત્તિ થાય છે, એમ અર્થ છે. ॥ ૨૧ ॥

पुराणविभागप्रस्तावेन तल्लक्षणादिप्रा-सङ्गिकमुक्त्वा प्रस्तुतमाह—

પુરાણવિભાગની રજૂઆત દ્વારા તેનાં લક્ષણો વગેરે પ્રસંગોપાત્ત કહીને આરંભ કરેલા વિષયની વાત કરે છે –

**एवंलक्षणलक्ष्याणि पुराणानि पुराविदः।**
**मुनयोऽष्टादश प्राहुः क्षुल्लकानि महान्ति च॥ २२**

પૂર્વકાળના પુરાતત્ત્વવેત્તા મુનિઓ કહે છે કે આ પ્રકારનાં લક્ષણોથી જાણવા યોગ્ય મહાપુરાણો તથા ઉપપુરાણો અઢાર છે. ॥ ૨૨ ॥

एवंविधैर्लक्षणैर्लक्ष्याणि ॥ २२ ॥

**ब्राह्मं पाद्मं वैष्णवं च शैवं लैंगं सगारुडम् ।**
**नारदीयं भागवतमाग्नेयं स्कान्दसंज्ञितम् ॥ २३**

**भविष्यं ब्रह्मवैवर्तं मार्कण्डेयं सवामनम् ।**
**वाराहं मात्स्यं कौर्मं च ब्रह्माण्डाख्यमिति त्रिषट् ॥**
**॥ २३ ॥ २४ ॥**

॥ २३ ॥ त्रिषडष्टादश ॥ २४ ॥

उपसंहरति—**ब्रह्मन्निति** ।

**ब्रह्मन्निदं समाख्यातं शाखाप्रणयनं मुनेः ।**
**शिष्यशिष्यप्रशिष्याणां ब्रह्मतेजोविवर्धनम् ॥ २५**

मुनेर्व्यासस्य शिष्यादीनां च। ब्रह्मतेजो ब्रह्मवर्चसं तद्विवर्धनम्। श्रोतॄणामिति शेषः ॥ २५ ॥

આ પ્રકારનાં લક્ષણોથી જાણવા યોગ્ય॥ ૨૨ ॥

બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, ગરુડપુરાણ, નારદપુરાણ, ભાગવતપુરાણ, અગ્નિપુરાણ, સ્કંદપુરાણ ॥ ૨૩ ॥ ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્ત પુરાણ, માર્કણ્ડેય પુરાણ, વામનપુરાણ, વરાહપુરાણ, મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ અને બ્રહ્માંડ-પુરાણ નામના અઢાર પુરાણ છે. ॥ ૨૪ ॥

॥ ૨૩ ॥ '**त्रिषट्**' અઢાર ॥ ૨૪ ॥

ઉપસંહાર કરે છે – '**ब्रह्मन् इति।**'

હે ભૂદેવ (શૌનક)! વ્યાસમુનિ, તેમના શિષ્યો, તેમના શિષ્યોના શિષ્યો તથા પ્રશિષ્યોનો રચાયેલો વેદશાખાઓનો વિસ્તાર મેં તમને વર્ણવ્યો. તેનું શ્રવણ, શ્રવણ કરનારાઓનું બ્રહ્મતેજ વધારનારું છે. ॥ ૨૫ ॥

વ્યાસમુનિના શિષ્યો વગેરેનો (રચાયેલો વેદશાખાઓનો વિસ્તાર) '**ब्रह्मतेजः**' બ્રહ્મવર્ચસ્, તેને વધારનારો છે – 'શ્રવણ કરનારાઓનું', એટલું શેષ છે. ॥ ૨૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे सप्तमोऽध्यायः ॥ ७ ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

*****

# अथाष्टमोऽध्यायः

## માર્કણ્ડેયઋષિની તપશ્ચર્યા અને વરદાનપ્રાપ્તિ

अष्टमे तु तपश्चर्या मार्कण्डेयस्य मोहकैः ।
कामादिभिरसंमोहो नरनारायणस्तुतिः ॥ १

પુરાણવિભાગપ્રસङ्ગेन पुराणकर्तुर्मार्कण्डेयस्य चरितप्रश्नमाह—**सूतेति** ।

આઠમા અધ્યાયમાં માર્કણ્ડેય ઋષિની તપશ્ચર્યા, મોહક કામાદિ દ્વારા તેમનું મોહિત ન થવું તે અને તેમણે કરેલી શ્રીનારાયણની સ્તુતિ (વર્ણવવામાં આવી) છે. ॥ ૧ ॥

પુરાણવિભાગના પ્રસંગમાં પુરાણકર્તા માર્કણ્ડેયઋષિના ચરિત્ર વિષેનો પ્રશ્ન જણાવે છે– '**सूत इति।**'

शौनक उवाच

**सूत जीव चिरं साधो वद नो वदतां वर।**
**तमस्यपारे भ्रमतां नृणां त्वं पारदर्शनः॥ १**

त्वमेव वक्तुं योग्य इत्याह—तमसि संसारे भ्रमतां पारदर्शनस्तन्निवर्तकः॥ १॥

वक्तव्यमाह—**आहुरिति**।

**आहुश्चिरायुषमृषिं मृकण्डतनयं जनाः।**
**यः कल्पान्ते उर्वरितो येन ग्रस्तमिदं जगत्॥ २**

उर्वरितोऽवशिष्टः। येन कल्पान्तेन। एतत्कथं घटत इत्येकः प्रश्नः॥ २॥

प्रलयाभावादप्येतन्न घटत इत्याह—**स वा इति**।

**स वा अस्मत्कुलोत्पन्नः कल्पेऽस्मिन् भार्गवर्षभः।**
**नैवाधुनापि भूतानां सम्प्लवः कोऽपि जायते॥ ३**

यतो भार्गवर्षभः। कोऽपि प्राकृतिको नैमित्तिको वा॥ ३॥

अन्यदप्यघटितमेवेत्याह—**एक एवेति**।

**एक एवार्णवे भ्राम्यन् ददर्श पुरुषं किल।**
**वटपत्रपुटे तोकं शयानं त्वेकमद्भुतम्॥ ४**

तोकं बालकम्॥ ४॥

**શૌનકઋષિ બોલ્યા** – હે સૂતજી, આપ ચિરંજીવી થાઓ! હે વક્તાઓમાં શ્રેષ્ઠ! હે સાધુપુરુષ! અપાર અંધકારરૂપ સંસારમાં ભટકતા મનુષ્યોને આપ સંસારમાંથી છોડાવનારા છો! (માટે આપ અમારા પ્રશ્નનો) ઉત્તર આપો. ॥ ૧ ॥

આપ જ કથા કહેવા માટે યોગ્ય છો. અંધકારરૂપ સંસારમાં ભટકતા મનુષ્યોને આપ '**पारदर्शनः**' તેમાંથી છોડાવનારા છો. ॥ ૧ ॥

પોતાનું વક્તવ્ય જણાવે છે – '**आहुः इति।**'

મૃકણ્ડઋષિના પુત્ર માર્કણ્ડેય ઋષિને લોકો ચિરંજીવી કહે છે અને જે પ્રલય દ્વારા આ વિશ્વ નાશ પામ્યું હતું તે પ્રલયના અંતે પણ જે ઋષિ બચી ગયા હતા. ॥ ૨ ॥

'**उर्वरितः**' બચી ગયા હતા – જે પ્રલય દ્વારા – આ કેવી રીતે બને? એ એક પ્રશ્ન છે. ॥ ૨ ॥

પ્રલય થયો પણ નથી, તો આમ ન બની શકે, એમ કહે છે – '**सः वै इति।**'

ભૃગુવંશીઓમાં શ્રેષ્ઠ તે ઋષિ આ કલ્પમાં અમારા કુળમાં જ ઉત્પન્ન થયા છે અને હજી સુધી પ્રાણીઓનો કોઈ પણ પ્રલય થયો નથી! ॥ ૩ ॥

(માર્કણ્ડેય ઋષિ) ભૃગકુળશિરોમણિ છે કારણ કે (અમારા વંશમાં ઉત્પન્ન થયા છે). પ્રાકૃતિક કે નૈમિત્તિક, કોઈ પણ પ્રકારનો પ્રલય થયો નથી!॥૩॥

બીજી પણ એક અસંભવિત ઘટના જ વર્ણવે છે – '**एकः एव इति।**'

એક સમુદ્રરૂપ (થઈ ગયેલી પૃથ્વી પર) એકલા જ ભ્રમણ કરતા ઋષિએ વડના પાંદડાના પડિયા પર પોઢેલા એક પુરુષાકૃતિ અદ્‌ભુત બાળકનાં દર્શન કર્યાં હતાં! ॥ ૪ ॥

'**तोकम्**' બાળકને (જોયો હતો). ॥ ૪ ॥

**एष नः संशयो भूयान् सूत कौतूहलं यतः ।**
**तं नश्छिन्धि महायोगिन् पुराणेष्वपि सम्मतः ॥ ५**

હે સૂતજી, હે મહાયોગી, અમારા (મનમાં) આ મોટો સંશય છે અને તે કારણે (તે શ્રવણ કરવાની) ઉત્સુકતા છે. આપ (કેવળ મહાયોગી છો, એટલું જ નહીં પણ) પુરાણોમાં પણ જ્ઞાતા તરીકે સર્વસંમત છો, તેથી અમારા તે સંશયને આપ દૂર કરો.॥ ૫॥

कौतूहलमौत्सुक्यम्। तं संशयम्। न केवलं त्वं महायोगी किंतु पुराणेष्वपि ज्ञातृत्वेन संमतः ॥ ५ ॥

**'कौतूहलम्'** ઉત્સુકતાને – તે સંશયને – આપ કેવળ મહાયોગી જ નહીં પરંતુ પુરાણોમાં પણ જ્ઞાતા તરીકે સર્વસંમત છો. ॥ ૫ ॥

प्रश्नमभिनन्दति—

પ્રશ્ન આવકારે છે –

**सूत उवाच**

**प्रश्नस्त्वया महर्षेऽयं कृतो लोकभ्रमापहः ।**
**नारायणकथा यत्र गीता कलिमलापहा ॥ ६**

હે મહર્ષિ, આપના દ્વારા કરવામાં આવેલો આ પ્રશ્ન લોકોની ભ્રાંતિનો નાશ કરનારો છે, જે પ્રશ્નના સંદર્ભમાં કળિયુગનો મળ દૂર કરનારી શ્રીનારાયણની કથા ગાવામાં આવી છે. ॥ ૬ ॥

हे महर्षे। अयं प्रश्नः। तत्र हेतुः—नारायणेति। यत्र प्रश्नविषये॥ ६ ॥

હે મહર્ષિ! આ પ્રશ્ન લોકોનો ભ્રમ દૂર થવામાં કારણરૂપ છે. શ્રીનારાયણની કથા (ગાવામાં આવી છે). **'यत्र'** જે પ્રશ્નના વિષયમાં ॥ ૬ ॥

तत्र मार्कण्डेयस्तपसा भगवन्तमाराध्य मायाप्रदर्शनं वव्रे। ततश्च तेनैव भगवन्मायया सप्तकल्पा दृष्टा नान्यैरित्युत्तरं वक्तुमादित आरभ्य तस्य चरितमाह—प्राप्त इत्यादिना।

ઉપસ્થિત વિષયમાં, માર્કણ્ડેયઋષિએ તપ કરીને ભગવાનને આરાધીને ભગવાનની માયાનાં દર્શન થાય, તેવું વરદાન માગ્યું અને પછી તે ઋષિ દ્વારા જ ભગવાનની માયાથી સાત કલ્પોનાં દર્શન કરવામાં આવ્યાં, અન્ય કોઈના દ્વારા તેનાં દર્શન કરવામાં આવ્યાં નહીં, એ ઉત્તર આપવા માટે પહેલેથી માંડીને તેમનું ચરિત્ર કહે છે – **'प्राप्त इति।'** વગેરે દ્વારા.

**प्राप्तद्विजातिसंस्कारो मार्कण्डेयः पितुः क्रमात्।**
**छन्दांस्यधीत्य धर्मेण तपःस्वाध्यायसंयुतः ॥ ७**

પિતા પાસેથી જેમણે ક્રમપૂર્વક ઉપનયનાદિ સંસ્કારો પ્રાપ્ત કર્યા તે માર્કણ્ડેય ઋષિ વેદાધ્યયન કરીને, તપશ્ચર્યા અને યથોચિત ધર્મપાલનપૂર્વક સ્વાધ્યાયથી યુક્ત (થયા હતા). ॥ ૭ ॥

मार्कण्डेयो मृत्युं जिग्ये इति पञ्चमश्लोकेनान्वयः। मध्यमग्रन्थेन तस्य धर्मः

માર્કણ્ડેય ઋષિએ મૃત્યુને જીતી લીધું હતું, એમ આનાથી પાંચમા શ્લોક (૧૧) સાથે અન્વય છે. શ્લોકના મધ્યભાગ દ્વારા તેમનો ધર્મ કહેવામાં આવે

कथ्यते। प्राप्तो द्विजातिसंस्कार उपनयनाख्यो येन सः। पितुः सकाशाद्गर्भाधानादिक्रमात्। छन्दांसि वेदान्॥ ७॥

**बृहद्व्रतधरः शान्तो जटिलो वल्कलाम्बरः।**
**बिभ्रत् कमण्डलुं दण्डमुपवीतं समेखलम्॥ ८**
**कृष्णाजिनं साक्षसूत्रं कुशांश्च नियमर्द्धये।**
**अग्न्यर्कगुरुविप्रात्मस्वर्चयन् सन्ध्ययोर्हरिम्॥ ९**

बृहद्व्रतधरो नैष्ठिको ब्रह्मचारी सन् ॥८॥ नियमर्द्धये धर्मवृद्धये अग्न्यादिषु पञ्चसु हरिमर्चयन्॥ ९॥

**सायं प्रातः स गुरवे भैक्ष्यमाहृत्य वाग्यतः।**
**बुभुजे गुर्वनुज्ञातः सकृन्नो चेदुपोषितः॥ १०**

भैक्ष्यं गुर्वर्थमाहृत्य तेनानुज्ञातश्चेत्तर्हि बुभुजे नो चेत्सकृत्कदाचिदुपोषितो भवति ॥१०॥

**एवं तपःस्वाध्यायपरो वर्षाणामयुतायुतम्।**
**आराधयन् हृषीकेशं जिग्ये मृत्युं सुदुर्जयम्॥ ११**

॥११॥

**ब्रह्मा भृगुर्भवो दक्षो ब्रह्मपुत्राश्च येऽपरे।**
**नृदेवपितृभूतानि तेनासन्नतिविस्मिताः॥ १२**

तेन मृत्युजयेन॥ १२॥

છે. **'પ્રાપ્તઃ દ્વિજાતિસંસ્કારઃ'** જેમણે ઉપનયન નામનો સંસ્કાર પ્રાપ્ત કર્યો છે તે માર્કણ્ડેય ઋષિએ પિતા પાસેથી ગર્ભાધાનાદિથી માંડીને ક્રમપૂર્વક (સંસ્કારો પ્રાપ્ત કર્યા). **'છન્દાંસિ'** વેદો ॥ ૭ ॥

નૈષ્ઠિક બ્રહ્મચારી, શાંત, જટાધારી, વલ્કલવસ્ત્ર ધારણ કરનાર, કમંડળ-દંડ-મેખલા સહિત જનોઈ, ॥ ૮ ॥ કાળું મૃગચર્મ, માળા તથા દર્ભો ધારણ કરનાર તે ઋષિ ધર્મની વૃદ્ધિ માટે બંને સંધ્યાસમયે અગ્નિ-સૂર્ય-ગુરુ-વિપ્રમાં તથા પોતાનામાં શ્રીહરિનું પૂજન કરતા ॥ ૯ ॥

**'બૃહત્-વ્રતધરઃ'** બ્રહ્મચર્યનું મહાન વ્રત ધારણ કરનાર નૈષ્ઠિક બ્રહ્મચારી થઈ ॥ ૮ ॥ **'નિયમર્દ્ધયે'** ધર્મની વૃદ્ધિ માટે અગ્નિ વગેરે પાંચ સ્થાનમાં શ્રીહરિનું પૂજન કરતા. ॥ ૯ ॥

ગુરુજી માટે સવાર-સાંજ ભિક્ષા લાવીને (ગુરુના ચરણોમાં નિવેદન કરતા). ગુરુજીની આજ્ઞા મળે તો ભોજન કરે, નહીં તો એક વાર જમે કે ઉપવાસ કરે અને મૌન ધારણ કરે. ॥ ૧૦ ॥

ગુરુજી માટે ભિક્ષા લાવીને, તેમની અનુજ્ઞા મળે તો ભોજન કરે, નહીં તો એક વાર ભોજન કરે કે ઉપવાસ કરે. ॥ ૧૦ ॥

આમ, એક લાખ વર્ષ સુધી તપ અને સ્વાધ્યાયમાં રત રહેનારા માર્કણ્ડેય ઋષિએ ભગવાન હૃષીકેશની આરાધના કરતા અતિ દુર્જય એવા મૃત્યુને જીતી લીધું હતું. ॥ ૧૧ ॥૧૧ ॥

તેનાથી (મૃત્યુ ઉપર વિજય પ્રાપ્ત કરવાથી) બ્રહ્મા, ભૃગુ, શંકર, દક્ષ, બ્રહ્માજીના જે બીજા પુત્રો છે તેઓ, મનુષ્યો, દેવો, પિતૃઓ તથા સર્વ પ્રાણીઓ અતિશય આશ્ચર્ય પામ્યાં હતાં. ॥ ૧૨ ॥

**'તેન'** તેમના મૃત્યુ ઉપર વિજય પ્રાપ્ત કરવાથી ॥ ૧૨ ॥

**इत्थं बृहद्व्रतधरस्तपःस्वाध्यायसंयमैः।**
**दध्यावधोक्षजं योगी ध्वस्तक्लेशान्तरात्मना॥ १३**

આ પ્રમાણે તપ, સ્વાધ્યાય અને સંયમ દ્વારા મહાન બ્રહ્મચર્યવ્રત ધારણ કરનાર યોગી માર્કણ્ડેય નાશ પામેલા (રાગાદિ) ક્લેશવાળા અંતઃકરણથી ભગવાન અધોક્ષજનું ધ્યાન ધરતા હતા. ॥ ૧૩ ॥

ध्वस्ताः क्लेशा रागादयो यस्य तेनान्तरात्मना प्रत्याहृतमनसा॥ १३॥

નાશ પામ્યા છે રાગાદિ ક્લેશો જેમના તેવા '**अन्तरात्मना**' અંદર ખેંચી લીધેલા મનથી ॥ ૧૩ ॥

**तस्यैवं युंजतश्चित्तं महायोगेन योगिनः।**
**व्यतीयाय महान् कालो मन्वन्तरषडात्मकः॥ १४**
॥ १४॥

આ પ્રમાણે મહાન (જ્ઞાન)યોગથી ચિત્તને પરમાત્મામાં જોડતા તે યોગીનો છ મન્વન્તર જેટલો દીર્ઘકાળ વીતી ગયો. ॥ ૧૪ ॥ ૧૪ ॥

तस्य तपोनिष्ठामितिहासेन वर्णयति— **एतदित्यादिना**।

તેમની તપોનિષ્ઠાને કથા દ્વારા વર્ણવે છે – '**एतत् इति।**' વગેરે દ્વારા

**एतत् पुरन्दरो ज्ञात्वा सप्तमेऽस्मिन् किलान्तरे।**
**तपोविशंकितो ब्रह्मन्नारेभे तद्विघातनम्॥ १५**

હે વિપ્ર (શૌનક)! આ (વૈવસ્વત નામના) સાતમા મન્વન્તરમાં તેમની તપશ્ચર્યા જાણીને તપથી (મારું પદ લઈ લેશે, એમ) શંકિત થઈને પુરંદરે (ઇન્દ્રે) તેમના તપમાં વિઘ્ન કરવાનો આરંભ કર્યો. ॥ ૧૫ ॥

अस्मिन्सप्तमे मन्वन्तरे। तपसा मत्पदं ग्रहीष्यतीति विशङ्कितः॥ १५॥

આ સાતમા મન્વન્તરમાં – તપથી મારું પદ લઈ લેશે, એમ શંકિત થઈને ॥ ૧૫ ॥

**गन्धर्वाप्सरसः कामं वसन्तमलयानिलौ।**
**मुनये प्रेषयामास रजस्तोकमदौ तथा॥ १६**

(માર્કણ્ડેય) મુનિને ભ્રષ્ટ કરવા માટે તેણે ગંધર્વો, અપ્સરાઓ, કામદેવ, વસંત અને મલય પર્વતનો વાયુ તથા રજોગુણના સંતાન લોભ અને મદને મોકલ્યા. ॥ ૧૬ ॥

मुनये मुनिं भ्रंशयितुम्। रजसस्तोकमति-प्रियमपत्यं लोभो मदश्च तौ॥ १६॥

'**मुनये**' મુનિને ભ્રષ્ટ કરવા માટે રજોગુણનું અતિ પ્રિય સંતાન લોભ અને મદ, તે બંનેને ॥૧૬॥

**ते वै तदाश्रमं जग्मुर्हिमाद्रेः पार्श्व उत्तरे।**
**पुष्पभद्रा नदी यत्र चित्राख्या च शिला विभो॥ १७**
॥ १७॥

હે વિભુ (શૌનક), ઉત્તર દિશામાં હિમાલયની પાસે આવેલા આશ્રમમાં જ તેઓ ગયા, જ્યાં પુષ્પભદ્રા નદી અને ચિત્રા નામની શિલા આવેલી છે. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**तदाश्रमपदं पुण्यं पुण्यद्रुमलतांचितम्।**
**पुण्यद्विजकुलाकीर्णं पुण्यामलजलाशयम्॥ १८**

**मत्तभ्रमरसंगीतं मत्तकोकिलकूजितम्।**
**मत्तबर्हिनटाटोपं मत्तद्विजकुलाकुलम्॥ १९**

**वायुः प्रविष्ट आदाय हिमनिर्झरशीकरान्।**
**सुमनोभिः परिष्वक्तो ववावुत्तम्भयन् स्मरम्॥ २०**

પવિત્ર વૃક્ષો અને લતાઓથી પૂજિત, પવિત્ર ઋષિઓના સમૂહોથી છવાયેલા, પવિત્ર નિર્મળ જળાશયોવાળા, મદોન્મત્ત ભમરાઓનાં ગુંજન અને ઉન્મત્ત કોયલોના ટહૂકાવાળા, મત્ત મયૂરોરૂપી નટોના નૃત્યવિલાસોવાળા, મદોન્મત્ત પક્ષીવૃંદોથી વ્યાપેલા તે આશ્રમસ્થળમાં શીતળ ઝરણાંના જળબિંદુઓને લઈને પ્રવિષ્ટ થયેલો મલયાનિલ પુષ્પોથી સુગંધિત થઈને, કામને ઉત્તેજિત કરતો વાવા લાગ્યો. ॥ ૧૮ ॥ ૧૯ ॥ ૨૦ ॥

तदाश्रमपदं प्रविष्टो वायुर्ववाविति तृतीयेनान्वयः। पुण्यैर्द्रुमैर्लताभिश्चाञ्चितं पूजितम्। पुण्यद्विजानामृषीणां कुलैराकीर्णम्। पुण्या अमला जलाशया यस्मिन्॥ १८॥ मत्तभ्रमराणां सङ्गीतं यस्मिन्। मत्तकोकिलानां कूजितं यस्मिन्। मत्ता बर्हिण एव नटास्तेषामाटोपो नृत्यसंभ्रमो यस्मिन्। मत्तानां द्विजानां पक्षिणां कुलैराकुलं व्याप्तम्॥ १९॥ एवंभूतं तदाश्रमपदं प्रविष्टः सन् वायुर्मलयानिलो ववौ प्रससार। उत्तम्भयन्नुद्दीपयन्। तत्र वृक्षेषु प्रवेशान्मान्द्यं हिमनिर्झरकणानामादानाच्छैत्यं पुष्पपरिष्वङ्गात्सौगन्ध्यं चोक्तम्॥ २०॥

તે આશ્રમસ્થળમાં પ્રવેશેલો વાયુ (મંદ મંદ) વાવા લાગ્યો, એમ ત્રીજા શ્લોક(૨૦) સાથે અન્વય છે. પવિત્ર વૃક્ષો અને લતાઓથી **'अञ्चितम्'** પૂજાયેલા, પવિત્ર **'द्विजानाम्'** ઋષિઓના સમૂહોથી છવાયેલા, પવિત્ર નિર્મળ જળાશયો છે જેમાં, ॥ ૧૮ ॥ મત્ત ભમરાઓનું સંગીત છે જેમાં, મત્ત કોયલોનું કૂજન છે જેમાં, મત્ત મયૂરો જ નટો, તેમનો **'आटोपः'** નૃત્યવિલાસ છે જેમાં, મત્ત **'द्विजानाम्'** પક્ષીઓનાં વૃંદોથી વ્યાપેલા ॥ ૧૯ ॥ આવા તે આશ્રમસ્થાનમાં પ્રવિષ્ટ થઈ **'वायुः'** મલયાનિલ **'ववौ'** પ્રસરી ગયો. **'उत्तम्भयन्'** ઉદ્દીપિત કરતો – વૃક્ષોમાં પ્રવેશ કરવાથી તે વાયુની મંદ ગતિ કહેવામાં આવી છે, શીતળ ઝરણાંનાં જળબિંદુઓને લઈ આવવાથી વાયુની શીતળતા અને પુષ્પોને આલિંગન કરવાથી વાયુમાં સુગંધ કહેવામાં આવી છે. (પવન મંદ, સુગંધ, શીતળ થઈ પ્રસરી ગયો.) ॥ ૨૦ ॥

**उद्यच्चन्द्रनिशावक्त्रः प्रवालस्तबकालिभिः।**
**गोपद्रुमलताजालैस्तत्रासीत् कुसुमाकरः॥ २१**

ઉદય પામતા ચંદ્રથી યુક્ત સંધ્યાકાળવાળી વસંતઋતુ કૂંપળો અને પુષ્પગુચ્છોની ઘટાઓથી તથા શાખાઓ સાથે આલિંગન કરતાં વૃક્ષો અને લતાઓનાં ઝૂંડોથી યુક્ત થઈને પ્રકટ થઈ ગઈ. ॥ ૨૧ ॥

किंच, उद्यंश्चन्द्रो यस्मिंस्तन्निशावक्त्रं रजनीमुखं यस्मिन्सः। प्रवालस्तबकानामालयः श्रेणयो येषु तैः। गुप्यन्ति विटपैः संश्लिष्यन्तीति गोपा द्रुमा लताश्च तेषां जालैः समूहैरुपलक्षित आविर्बभूव॥ २१॥

વળી, ઉદય પામતો ચંદ્ર છે જેમાં તેવો **'निशावक्त्रम्'** રાત્રિની શરૂઆતરૂપ સંધ્યાકાળ છે જેમાં તે (**'कुसुमाकरः'**) વસંતઋતુ કૂંપળો અને પુષ્પગુચ્છોની **'आलयः'** ઘટાઓ છે જેમાં તેમનાથી યુક્ત થઈને તથા ડાળીઓ સાથે **'गुप्यन्ति'** આલિંગન કરે તે **'गोपाः'** વૃક્ષો અને લતાઓ, તેમનાં **'जालैः'** સમૂહોથી સૂચિત થતી વસંત ઋતુ પ્રકટ થઈ ગઈ. ॥ ૨૧ ॥

**अन्वीयमानो गन्धर्वैर्गीतवादित्रयूथकैः।**
**अदृश्यतात्तचापेषुः स्वःस्त्रीयूथपतिः स्मरः॥ २२**

(તે સમયે) ગાયકો તથા વાજિંત્રોના જૂથ સાથે ગંધર્વો દ્વારા અનુસરાતા અને સ્વર્ગની અપ્સરાવૃંદના નાયક, ધનુષ્ય અને બાણો ધારણ કરેલા કામદેવ દેખાયા. ॥ ૨૨ ॥

किंच, तदा गीतवादित्रयूथकैर्गायकादि-समुदायिभिर्गन्धर्वैरन्वीयमानः। तथा स्वःस्त्रियोऽप्सरसस्तासां यूथस्य पतिः। आत्तं चापमिषुश्च येन स स्मरश्च तत्रादृश्यत॥ २२॥

તે સમયે **'गीतवादित्रयूथकैः'** ગાયક વગેરે જૂથ સાથે ગંધર્વો દ્વારા અનુસરાતા અને સ્વર્ગની અપ્સરાઓ – તેમનાં વૃંદના નાયક, જેના દ્વારા ધનુષ્ય અને બાણો ધારણ કરવામાં આવ્યાં છે, તે કામદેવ દેખાયા. ॥ ૨૨ ॥

**हुत्वाग्निं समुपासीनं ददृशुः शक्रकिंकराः।**
**मीलिताक्षं दुराधर्षं मूर्तिमन्तमिवानलम्॥ २३**

અગ્નિમાં હોમ કરીને, નેત્રો બંધ કરીને ધ્યાનાવસ્થામાં બેઠેલા, મૂર્તિમંત અગ્નિ જેવા અને પરાજિત કરવા અશક્ય એવા (ઋષિને) ઈન્દ્રના સેવકોએ જોયા. ॥ ૨૩ ॥

दुराधर्षमभिभवितुमशक्यम्॥ २३॥

**'दुराधर्षम्'** પરાજિત કરવા અશક્ય એવા મુનિને ॥ ૨૩ ॥

**ननृतुस्तस्य पुरतः स्त्रियोऽथो गायका जगुः।**
**मृदंगवीणापणवैर्वाद्यं चक्रुर्मनोरमम्॥ २४**

॥ २४॥

પછી તેમની આગળ અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, ગાયકો ગાન કરવા લાગ્યા અને મૃંદગ, વીણા તથા ઝાંઝ લઈને મનોહર વાદ્ય વગાડવા લાગ્યા. ॥ ૨૪ ॥ ૨૪ ॥

**सन्दधेऽस्त्रं स्वधनुषि कामः पंचमुखं तदा।**
**मधुर्मनो रजस्तोक इन्द्रभृत्या व्यकम्पयन्॥ २५**

તે સમયે કામદેવે પાંચ મુખવાળું બાણ પોતાના ધનુષ્યમાં સંધાન કર્યું અને વસંતઋતુ, લોભ તથા ઈન્દ્રના બીજા સેવકો તેમનું મન વિચલિત કરવા લાગ્યા. ॥ ૨૫ ॥

शोषणदीपनसंमोहनतापनोन्मादनाख्यानि पञ्च मुखानि यस्य तदस्त्रं संदधे। तदैव मधुर्वसन्तः। रजस्तोकश्च। पुंस्त्वमार्षम्। अन्ये चेन्द्रभृत्यास्तस्य मनो व्यकम्पयन्॥ २५॥

શોષણ, દીપન, સંમોહન, તાપન, ઉન્માદન નામનાં પાંચ મુખ છે જેનાં તે અસ્ત્રનું સંધાન કર્યું. તે જ સમયે **'मधुः'** વસંત, રજોગુણનું સંતાન (લોભ) – અહીં પું. આર્ષ છે (કારણ કે **'तोक'** શબ્દ નપું. લિંગ છે.) ઈન્દ્રના બીજા સેવકો પણ તેમનું મન વિચલિત કરવા લાગ્યા. ॥ ૨૫ ॥

**क्रीडन्त्याः पुंजिकस्थल्याः कन्दुकैः स्तनगौरवात्।**
**भृशमुद्विग्नमध्यायाः केशविस्त्रंसितस्त्रजः॥ २६**

**इतस्ततो भ्रमद्दृष्टेश्चलन्त्या अनुकन्दुकम्।**
**वायुर्जहार तद्वासः सूक्ष्मं त्रुटितमेखलम्॥ २७**

દડાકો સાથે ક્રીડા કરતી, સ્તનના ભારથી લચી પડેલા મધ્યભાગ (કેડ)વાળી, કેશમાંથી સરકી પડેલી વેણીઓવાળી, દડાની પાછળ દોડતી અને આમતેમ ભમાવતી દૃષ્ટિવાળી પુંજિકસ્થલી નામની અપ્સરાના જે વસ્ત્ર ઉપરની કટિમેખલા (કંદોરો) તૂટી ગઈ, તે ઝીણા વસ્ત્રને વાયુએ હરી લીધું. ॥ ૨૬ ॥ ૨૭ ॥

॥ २६ ॥ किंच, वायुर्मलयानिलः पुञ्जिक–स्थल्यास्तत्सूक्ष्मं वासो जहार॥ २७॥

॥ ૨૬ ॥ વળી, **'वायुः'** મલયાનિલે પુંજિકસ્થલીના તે ઝીણા વસ્ત્રને હરી લીધું. ॥ ૨૭ ॥

**विससर्ज तदा बाणं मत्वा तं स्वजितं स्मरः।**
**सर्वं तत्राभवन्मोघमनीशस्य यथोद्यमः॥ २८**

ત્યારે તે મુનિને પોતે જીતી લીધા છે, એમ માનીને કામદેવે બાણ છોડ્યું, (પરંતુ) ભાગ્યહીન મનુષ્યનો ઉદ્યમ નિષ્ફળ જાય તેમ તે મુનિ વિષે તેમની સર્વ ચેષ્ટા નિષ્ફળ ગઈ. ॥ ૨૮ ॥

सर्वं तेषां कर्म। तत्र तस्मिन्। मोघं व्यर्थम्। अनीशस्य निर्दैवस्य॥ २८॥

તેમની સર્વ ચેષ્ટા **'तत्र'** તે મુનિ વિષે **'मोघम्'** વ્યર્થ – **'अनीशस्य'** ભાગ્યહીન મનુષ્યનો ॥૨૮॥

**त इत्थमपकुर्वन्तो मुनेस्तत्तेजसा मुने।**
**दह्यमाना निववृतुः प्रबोध्याहिमिवार्भकाः॥ २९**

હે મુનિ (શૌનક), આ પ્રમાણે મુનિ (માર્કણ્ડેય)નું પ્રતિકૂળ આચરણ કરતા અને મુનિના તેજથી બળતા તેઓ (કામદેવ વગેરે) સર્પને જગાડીને બાળકો નાસી જાય તેમ (હવે શું થશે, એમ ભયભીત થઈને) પાછા જતા રહ્યા. ॥ ૨૯ ॥

मुनेरपकुर्वन्तः प्रतिकूलमाचरन्तः। हे मुने॥ २९॥

મુનિનું **'अपकुर्वन्तः'** પ્રતિકૂળ આચરતા – હે મુનિ! ॥ ૨૯ ॥

**इतीन्द्रानुचरैर्ब्रह्मन् धर्षितोऽपि महामुनिः।**
**यन्नागादहमो भावं न तच्चित्रं महत्सु हि॥ ३०**

હે ભૂદેવ (શૌનક)! આ પ્રમાણે ઈન્દ્રના સૈનિકો દ્વારા જેમની સાથે ધૃષ્ટતા કરવામાં આવી તે મહામુનિ અહંકારનો વિકાર ન પામ્યા, તે મહાપુરુષો માટે આશ્ચર્યની વાત નથી! ॥ ૩૦ ॥

अहमोऽहंकारस्य। भावं विकारम्॥ ३०॥

**दृष्ट्वा निस्तेजसं कामं सगणं भगवान् स्वराट्।**
**श्रुत्वानुभावं ब्रह्मर्षेर्विस्मयं समगात् परम्॥ ३१**

निस्तेजसं म्लानवदनम्। स्वराडिन्द्रः॥ ३१॥

**तस्यैवं युंजतश्चित्तं तपःस्वाध्यायसंयमैः।**
**अनुग्रहायाविरासीन्नरनारायणो हरिः॥ ३२**

नरनारायणरूपो हरिः॥ ३२॥

तावनुवर्णयति द्वाभ्याम्—**ताविति**।

**तौ शुक्लकृष्णौ नवकञ्जलोचनौ**
**चतुर्भुजौ रौरववल्कलाम्बरौ।**
**पवित्रपाणी उपवीतकं त्रिवृत्**
**कमण्डलुं दण्डमृजुं च वैणवम्॥ ३३**

**पद्माक्षमालामुत जन्तुमार्जनं**
**वेदं च साक्षात्तप एव रूपिणौ।**
**तपत्तडिद्वर्णपिशंगरोचिषा**
**प्रांशू दधानौ विबुधर्षभार्चितौ॥ ३४**

**ते वै भगवतो रूपे नरनारायणावृषी।**
**दृष्ट्वोत्थायादरेणोच्चैर्ननामांगेन दण्डवत्॥ ३५**

रौरवं कृष्णाजिनं वल्कलं चाम्बरं ययोस्तौ। पवित्रे पाण्योर्ययोस्तौ। त्रिवृत्त्रिगुणं नवतन्तुकमिति वा त्रिवृद्बर्हिः पवमानमित्यादौ नवके प्रयोगात्। उपवीतकादीन्दधानौ॥ ३३॥

‘**अहमः**’ અહંકારનો ‘**भावः**’ વિકાર॥ ૩૦ ॥

ભગવાન ઈન્દ્ર પોતાના ગણ સહિત કામદેવને હતપ્રભ થયેલા જોઈને અને તે બ્રહ્મર્ષિના પ્રભાવ વિષે સાંભળીને મહાન આશ્ચર્ય પામ્યા. ॥ ૩૧ ॥

‘**निस्तेजसम्**’ મ્લાન મુખવાળાને – ‘**स्वराड्**’ ઈન્દ્ર ॥ ૩૧ ॥

આ પ્રમાણે તપ, સ્વાધ્યાય અને સંયમ વડે ચિત્તને (પરમાત્મામાં) લગાડતા તે ઋષિની ઉપર અનુગ્રહ કરવા નરનારાયણ સ્વરૂપે શ્રીહરિ પ્રકટ થયા. ॥ ૩૨ ॥

નરનારાયણરૂપ શ્રીહરિ ॥ ૩૨ ॥

તે બંનેનું બે શ્લોકોથી વર્ણન કરે છે – ‘**तौ इति।**’

શ્વેત(નર) અને શ્યામ વર્ણવાળા (નારાયણ), હમણાં જ ખીલેલા કમળ સમાન નેત્રવાળા, બંને ચાર-ચાર ભુજાઓવાળા, રુરુ મૃગનું ચર્મ ધારણ કરતા (નર) અને વલ્કલ વસ્ત્ર ધારણ કરતા (નારાયણ), હાથમાં (કુશમાંથી બનાવેલી) પવિત્રી ધારણ કરતા, નવ સૂત્રવાળી જનોઈ, કમંડળ, વાંસનો સીધો દંડ, કમળકાકડીની માળા, સૂક્ષ્મ જીવોને દૂર કરવા માટે ચામર તથા વેદને ધારણ કરતા, સાક્ષાત્ તપસ્વરૂપ, ચમકતી વીજળી જેવી પીળી આભાથી યુક્ત, ઊંચા કદના અને શ્રેષ્ઠ દેવો દ્વારા પૂજાતા, ભગવાનનાં જ બે રૂપોવાળા તે નર અને નારાયણ ઋષિઓને જોઈને, ઊભા થઈ જઈ માર્કણ્ડેય મુનિએ શરીરથી (ધરતી પર પડીને) અતિશય આદરપૂર્વક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫॥

‘**रौरवम्**’ રુરુ મૃગનું કાળું મૃગચર્મ અને વલ્કલ વસ્ત્ર છે જેમનું તે બંનેને – હાથમાં પવિત્રી છે જે બંનેના તેવા તે બંનેને – ‘**त्रिवृत्**’ ત્રણ-ત્રણ તાંતણાવાળી અથવા નવ તાંતણાવાળી અથવા ‘**त्रिवृत् बर्हिः पवमानम्**’ એ મંત્રાદિમાં નવના સમૂહનો પ્રયોગ થયો હોવાથી – જનોઈ વગેરેને ધારણ કરતા બંનેને ॥ ૩૩ ॥

वेदं दर्भमुष्टिं। किंच, साक्षात्तप एव तौ। तत्र हेतुः—तपत्तडिद्वर्णं देदीप्यमान-विद्युत्संकाशं यत्पिशङ्गं रोचिस्तेन रूपिणौ मूर्तिमन्तौ। तादृक्तेजोयुक्तमूर्तिभ्यां तपोमयत्वेन प्रकाशमानावित्यर्थः। प्रांशू उन्नतौ॥ ३४॥

उच्चैर्महतादरेण॥ ३५॥

**स तत्सन्दर्शनानन्दनिर्वृतात्मेन्द्रियाशयः।**
**हृष्टरोमाश्रुपूर्णाक्षो न सेहे तावुदीक्षितुम्॥ ३६**

तयोः संदर्शनेन य आनन्दस्तेन निर्वृता उपशान्ता आत्मेन्द्रियाशया देहेन्द्रियमनांसि यस्य सः। न सेहे नाशक्नोत्॥ ३६॥

**उत्थाय प्रांजलिः प्रह्व औत्सुक्यादाश्लिषन्निव।**
**नमो नम इतीशानौ बभाषे गद्गदाक्षरः॥ ३७**

आश्लिषन्नालिङ्गन्निव॥ ३७॥

**तयोरासनमादाय पादयोरवनिज्य च।**
**अर्हणेनानुलेपेन धूपमाल्यैरपूजयत्॥ ३८**

पादयोरवनिज्य पादौ प्रक्षाल्य। अर्हणेनार्घ्येण॥ ३८॥

**सुखमासनमासीनौ प्रसादाभिमुखौ मुनी।**
**पुनरानम्य पादाभ्यां गरिष्ठाविदमब्रवीत्॥ ३९**

વેદ તથા મુઠ્ઠીમાં દર્ભ (ધારણ કરતા), વળી, સાક્ષાત્ તપસ્વરૂપ તે બંનેને – તે માટેનું કારણ – **‘तपत्-तडित्-वर्णम्’** દેદીપ્યમાન વીજળી જેવી જે પીળી આભા હોય છે, તેનાથી (યુક્ત), **‘रूपिणौ’** ભગવાનનાં જ મૂર્તિમાન બે રૂપોવાળાને – તેવા તેજથી યુક્ત મૂર્તિઓને – તપોમય હોવાથી પ્રકાશમાન એવા તે બંનેને (જોયા), એમ અર્થ છે. **‘प्रांशू’** ઊંચા કદવાળા તે બંનેને ॥ ૩૪ ॥

**‘उच्चैः’** અતિ આદરપૂર્વક ॥ ૩૫ ॥

તે બંનેનાં દિવ્ય દર્શનથી થયેલા આનંદથી જેમનાં દેહ, ઈન્દ્રિયો તથા અંતઃકરણ શાંત થઈ ગયાં, રોમાવલિ પ્રફુલ્લ થઈ ગઈ અને નેત્રો અશ્રુપૂર્ણ થઈ ગયાં તે માર્કણ્ડેય મુનિ તેમનાં સ્પષ્ટ દર્શન પણ કરી શક્યા નહીં! ॥ ૩૬ ॥

તે બંનેનાં દિવ્ય દર્શનથી જે આનંદ થયો, તેનાથી **‘निर्वृताः’** શાંત થયાં છે **‘आत्म-इन्द्रिय-आशयाः’** દેહ, ઈન્દ્રિયો અને અંતઃકરણ જેમનાં તે મુનિ **‘न सेहे’** (દર્શન) કરી શક્યા નહીં! ॥૩૬॥

ત્યાર પછી હાથ જોડીને ઊભા થઈ, નમીને ઉત્કંઠાથી જાણે ભેટી પડતા હોય તેમ તેમણે બંને ઈશ્વરોને તૂટક વાણીથી કહ્યું: ‘નમસ્કાર, નમસ્કાર.’ ॥ ૩૭ ॥

**‘आश्लिषन्’** આલિંગન કરતા હોય તેમ ॥ ૩૭ ॥

તે બંને માટે આસન લાવીને, તેમના ચરણ પખાળીને અર્ઘ્ય, ચંદન, ધૂપ અને પુષ્પોથી તેમનું પૂજન કર્યું. ॥ ૩૮ ॥

**‘पादयोः अवनिज्य’** બંને ચરણ પખાળીને **‘अर्घ्येण’** અર્ઘ્યથી ॥ ૩૮ ॥

આસન પર બિરાજમાન થયેલા અને કૃપા કરવા માટે તત્પર થયેલા અત્યંત પૂજ્ય એવા તે બંને મુનિઓના ચરણોમાં પુનઃ નમસ્કાર કરીને માર્કણ્ડેયજી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.॥૩૯॥

पादाभ्यां पादावानम्य। गरिष्ठौ पूज्यतमौ तौ प्रति॥ ३९॥

**'पादाभ्याम्'** ચરણોમાં નમસ્કાર કરીને **'गरिष्ठौ'** અત્યંત પૂજ્ય એવા તે બંને પ્રત્યે ॥ ૩૯॥

अन्तर्यामिणस्तस्यैव प्राणादिप्रवर्तक-त्वादात्मनः स्तुतावस्वातन्त्र्यं पश्यन्नाह— **किमिति।**

અંતર્યામી એવા તે ભગવાન જ પ્રાણાદિના પ્રવર્તક હોવાથી સ્તુતિ કરવા માટે પોતાની પરાધીનતા જોતાં કહે છે – **'किम् इति।'**

**मार्कण्डेय उवाच**

**किं वर्णये तव विभो यदुदीरितोऽसुः**
**संस्पन्दते तमनु वाङ्मनइन्द्रियाणि।**
**स्पन्दन्ति वै तनुभृतामजशर्वयोश्च**
**स्वस्याप्यथापि भजतामसि भावबन्धुः॥ ४०**

**માર્કણ્ડેયઋષિ બોલ્યા** – હે વિભુ! જે આપના દ્વારા પ્રેરણા કરાયેલા પ્રાણ પ્રવૃત્તિ કરે છે અને તેની પાછળ વાણી, મન અને ઈન્દ્રિયો પણ સક્રિય થાય છે; કેવળ (સ્થૂળ) શરીરધારીઓનાં જ નહીં પણ બ્રહ્માજી, શિવજી અને મારા પોતાના પ્રાણ વગેરે પણ – (આપના દ્વારા જ સ્પંદન કરે છે) તેવા આપની હું કેવી રીતે સ્તુતિ કરું? (આમ, કોઈ સ્વતંત્ર નથી) તેમ છતાં ભજન કરનારાઓના આપ આત્મબંધુ છો. ॥ ૪૦ ॥

तव त्वां किमहं वर्णये कथं स्तौमि। यद्येन त्वयैवोदीरितः प्रेरितोऽसुः प्राणः संस्पन्दते प्रवर्तते तमनु च वागादयः स्पन्दन्ति।

**'तव'** આપની **'किम्-अहम् वर्णये'** હું શી સ્તુતિ કરું? **'यत्'** જે આપના દ્વારા **'उदीरितः'** પ્રેરણા કરાયેલા **'असुः'** પ્રાણ **'संस्पन्दते'** પ્રવૃત્ત થાય છે અને તેની પાછળ વાણી વગેરે પણ સ્પંદિત (જીવંત) થાય છે.

अत्र हेतुः—वै *अन्वयव्यतिरेकाभ्यां 'श्रोत्रस्य श्रोत्रम्' इत्यादिश्रुतिभिश्चैतत्प्रसिद्धमित्यर्थः। न केवलं प्राकृतानां तनुभृतां किंत्वजशर्वयोश्चातः स्वस्य ममापि तथैव।

આ માટેનું (વાણી વગેરે સક્રિય થવા માટેનું) કારણ – **'वै'** અન્વય અને વ્યતિરેકથી જે '(તે બ્રહ્મને) શ્રોત્રનું શ્રોત્ર જાણે છે, તે જ બ્રહ્મને જાણે છે.' (બૃહદા.ઉપ.૪/૪/૧૮) વગેરે શ્રુતિઓ દ્વારા આ પ્રસિદ્ધ છે, એમ અર્થ છે. કેવળ પ્રાકૃત શરીરધારીઓના જ નહીં, પરંતુ બ્રહ્માજી અને શિવજીના અને આથી **'स्वस्य'** મારા પણ પ્રાણનું તે જ રીતે (આપના દ્વારા જ પ્રવર્તન થાય છે).

---

***'अन्वयव्यतिरेकौ च यत्र श्रोत्रादिमत्त्वं तत्र तत्प्रवर्तकत्वं यथाऽस्मदादिषु, यत्र तन्न तत्र न तत्प्रवर्तकत्वं तथा घटादाविति ज्ञेयौ'—वं.**

જ્યાં શ્રવણાદિ વગેરે ઈન્દ્રિયોનું સામર્થ્ય છે ત્યાં તેમનું પ્રવર્તન કરનાર છે, જેમ કે આપણા વગેરેમાં, (આ અન્વય છે) અને જ્યાં તે નથી ત્યાં તેમનો પ્રવર્તક નથી, જેમ કે ઘડા વગેરેમાં, (આ વ્યતિરેક છે), એમ સમજવું.

एवं यद्यपि न कस्यापि स्वातन्त्र्यमथापि दारुयन्त्रवत्त्वत्प्रवर्तितैरपि वागादिभिर्भजतां पुंसां भावबन्धुरात्मबन्धुरसि, न तु पित्रादिवद्देहमात्रबन्धुः।

अहो कृपालुता तवेत्यर्थः॥ ४०॥

ननु कथमावां प्राणादिप्रवर्तकौ धर्मपुत्रत्वादावयोरिति चेत्तत्राह—**मूर्ती इति**।

**मूर्ती इमे भगवतो भगवंस्त्रिलोक्याः**
**क्षेमाय तापविरमाय च मृत्युजित्यै।**
**नाना बिभर्ष्यवितुमन्यतनूर्यथेदं**
**सृष्ट्वा पुनर्ग्रससि सर्वमिवोर्णनाभिः॥ ४१**

हे भगवन्, भगवतस्तव इमे मूर्ती त्रिलोक्याः क्षेमाय पालनाय तापविरमाय च दुःखनिवृत्त्यै मृत्युजित्यै मोक्षाय, नतु त्वं कस्यापि पुत्र इत्यर्थः। अत्र दृष्टान्तः—यथेदं विश्वमवितुमन्यास्तनूर्मत्स्यकूर्मादिलक्षणा नाना अनेकप्रकारा बिभर्षि तद्वत्। न केवलं पालनमात्रं तव कर्म किंतु सृष्टिलयावपीत्याह—**सृष्ट्वेति**।

આમ, જો કે કોઈ પણ સ્વતંત્ર નથી છતાં પણ કઠપૂતળીની જેમ આપના દ્વારા પ્રવૃત્ત કરાયેલાં વાણી વગેરે દ્વારા ભજન કરતા ભક્તોના આપ **'भावबन्धु'** આત્મબંધુ છો, પણ માતા-પિતા વગેરેની જેમ માત્ર દેહના સંબંધી નથી.

અહો! આપની કૃપાળુતાનો વૈભવ અદ્ભુત છે!, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

(નર-નારાયણ ઋષિઓ) જો શંકા કરે કે અમે બંને ધર્મના પુત્રો હોવાથી પ્રાણ વગેરેના પ્રવર્તક કેવી રીતે છીએ? તો તે માટે ઉત્તર આપે છે – **'मूर्ती इति।'**

હે ભગવાન, આપ ભગવાનના આ (નર-નારાયણરૂપ) બંને અવતારો ત્રણેય લોકનું પાલન કરવા માટે, દુઃખો દૂર કરવા માટે અને મોક્ષ પ્રદાન કરવા માટે થયા છે. આ વિશ્વનું રક્ષણ કરવા માટે આપ જેમ (મત્સ્યાદિ) અન્ય અનેક અવતારો ધારણ કરો છો, તેમ આપે આ બંને સ્વરૂપે અવતાર ધારણ કર્યા છે. કરોળિયાની જેમ વિશ્વને (પોતાનામાંથી જ) પ્રકટ કરીને પાછા તેને ગળી જાઓ છો! ॥ ૪૧ ॥

હે ભગવાન, આપ ભગવાનના આ બે અવતારો ત્રણેય લોકનું **'क्षेमाय'** પાલન કરવા માટે, **'तापविरमाय'** સંતાપ દૂર કરવા માટે અને **'मृत्युजित्यै'** મોક્ષ પ્રદાન કરવા માટે થયા છે. આપ તો કોઈના પણ પુત્ર નથી, એમ અર્થ છે. આ માટેનું (જગતના હિત માટે અવતાર ધારણ કરવાનું) દૃષ્ટાંત – આ વિશ્વની રક્ષા કરવા માટે આપ મત્સ્ય, કૂર્મ વગેરે અન્ય **'नाना'** અનેક પ્રકારના અવતારો જેમ ધારણ કરો છો તેમ ( આપે આ બંને અવતારો ધારણ કર્યા છે). કેવળ જગતનું પાલન કરવું, એ જ માત્ર આપનું કર્મ નથી, પરંતુ સૃષ્ટિનો લય પણ (આપનું જ કાર્ય છે), એમ કહે છે – **'सृष्ट्वा इति।'**

तत्राप्यन्यनिरपेक्षत्वे दृष्टान्तः— ऊर्णनाभिरिवेति॥ ४१॥

તેમાં (સર્જન વગેરેમાં) પણ અન્યની અપેક્ષા ન હોવાનું દૃષ્ટાંત – **'ऊर्णनाभिः इव इति।'** કરોળિયો જેમ (પોતાના મુખમાંથી લાળ કાઢીને પોતે જ પાછી ગળી જાય છે) તેમ (આપ આ વિશ્વને પોતાનામાંથી જ પ્રકટ કરીને તેને ગળી જાઓ છો)! ॥ ૪૧ ॥

यस्मादेवंभूतस्त्वं तस्मात्तवाङ्घ्रिमूलं भजामीत्याह—**तस्येति**।

આપ આવા છો, તેથી જ આપના ચરણમૂળને હું ભજું છું, એમ માર્કણ્ડેયજી કહે છે – **'तस्य इति।'**

**तस्यावितुः स्थिरचरेशितुरङ्घ्रिमूलं**
**यत्स्थं न कर्मगुणकालरजः स्पृशन्ति।**
**यद् वै स्तुवन्ति निनमन्ति यजन्त्यभीक्ष्णं**
**ध्यायन्ति वेदहृदया मुनयस्तदाप्त्यै॥ ४२**

સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓના ઈશ્વર અને પાલક એવા તેમના ચરણકમળને (હું ભજું છું), જે ચરણ-કમળમાં રહેનારને કર્મ, ગુણ અને કાળનો મળ સ્પર્શી શકતો નથી અને જે ચરણકમળની પ્રાપ્તિ માટે વેદનું તાત્પર્ય જાણનારા મુનિઓ તેને સદાય નમન કરે છે, વારંવાર પૂજન કરે છે અને ધ્યાન કરે છે.॥ ૪૨ ॥

तस्यावितुः पालकस्य स्थावरजङ्गमानामीश्वरस्याङ्घ्रिमूलं भजामीति तृतीयश्लोकस्थस्यानुषङ्गः। कथंभूतमङ्घ्रिमूलम्। यत्स्थं यत्र स्थितम्। कर्मगुणकालानां रजोमलम्। अन्ये च पूर्वोक्तास्तापादयो न स्पृशन्ति। 'रुजः' इति वा पाठः। यतो वेदो हृदये येषां ते वेदतात्पर्यविदो मुनयो यदेव स्तुवन्ति नितरां नमन्ति तदाप्त्यै तत्प्राप्तये एव स्तवनादि कुर्वन्ति॥ ४२॥

તે પાલન કરનારા, સ્થાવર-જંગમ પ્રાણીઓના ઈશ્વરના ચરણમૂળને ભજું છું – એમ આનાથી ત્રીજા શ્લોક (૪૪) સાથે સંબંધ છે. કેવા ચરણમૂળને? **'यत्-स्थम्'** જ્યાં રહેનારને કર્મ, ગુણ અને કાળનો મળ તથા પૂર્વોક્ત અન્ય દુઃખાદિ સ્પર્શી શકતાં નથી. અથવા (**रजः** ને બદલે) **रुजः** પાઠ (હોય તો, કર્માદિના સંતાપ સ્પર્શતા નથી). જેમનાં હૃદયમાં વેદ છે, તેથી તેઓ વેદના તાત્પર્યને જાણનારા છે, તેવા મુનિઓ જે સ્તુતિ કરે છે, નિત્ય નમન કરે છે, તે **'तत्-आप्त्यै'** તેની પ્રાપ્તિ માટે જ કરે છે તેમ જ તેની પ્રાપ્તિ માટે જ સ્તવનાદિ કરે છે. ॥ ૪૨ ॥

यतोऽन्यः पुरुषार्थो नास्तीत्याह—**नान्यमिति**।

જેના (ચરણકમળના ભજન) સિવાય બીજો પુરુષાર્થ નથી, એમ કહે છે – **'न-अन्यम् इति।'**

**नान्यं तवाङ्घ्र्युपनयादपवर्गमूर्तेः**
**क्षेमं जनस्य परितोभिय ईश विद्मः।**
**ब्रह्मा बिभेत्यलमतो द्विपरार्धधिष्ण्यः**
**कालस्य ते किमुत तत्कृतभौतिकानाम्॥ ४३**

હે ઈશ! સર્વ લોકમાં જેને ભય છે તેવા મનુષ્યને મોક્ષમૂર્તિ આપના ચરણની પ્રાપ્તિ સિવાય અન્ય કંઈ પણ કલ્યાણ હોય, એમ અમે નથી જાણતા. બે પરાર્ધ વર્ષ સુધી જેમનું સ્થાન રહે છે, તેવા બ્રહ્માજી પણ કાળસ્વરૂપ આપનાથી અતિશય ભય પામે છે, તો તે બ્રહ્માજીએ સર્જેલા ભૌતિક શરીરવાળા પ્રાણીઓને ભય હોય, એમાં શું કહેવું? ॥ ૪૩ ॥

अङ्घ्र्युपनयाच्छ्रीमच्चरणप्राप्तेरन्यं क्षेमं न विद्मः। परितः सर्वेष्वपि लोकेषु भीर्यस्य तस्य जनस्य। तदेवाह—द्विपरार्धं धिष्ण्यं स्थानं यस्य स ब्रह्मापि ते कालस्य त्वद्भ्रूविजृम्भ-रूपात्कालादलं बिभेति। अतः किमुत वक्तव्यं तेन ब्रह्मणा कृतानां भौतिकानां प्राणिनां भयमिति॥ ४३ ॥

**'अङ्घ्रि-उपनयात्'** શ્રીથી યુક્ત ચરણની પ્રાપ્તિ સિવાય અન્ય કલ્યાણ હોય, એમ અમે નથી જાણતા. **'परितः'** સર્વ લોકમાં જેને ભય છે, તેવા મનુષ્યને – તે જ કહે છે – બે પરાર્ધ વર્ષ સુધી **'धिष्ण्यम्'** સ્થાન છે જેમનું તે બ્રહ્માજી પણ **'कालस्य'** કાળ એવા આપની ભ્રુકુટિના વિલાસરૂપ કાળથી અતિશય ભય પામે છે, તો તે બ્રહ્માજી દ્વારા સર્જાયેલાં **'भौतिकानाम्'** ભૌતિક શરીરવાળા પ્રાણીઓને ભય હોય, તેમાં શું કહેવું? ॥ ૪૩ ॥

**तद् वै भजाम्यृतधियस्तव पादमूलं**
**हित्वेदमात्मच्छदि चात्मगुरोः परस्य।**
**देहाद्यपार्थमसदन्त्यमभिज्ञमात्रं**
**विन्देत ते तर्हि सर्वमनीषितार्थम्॥ ४४**

પોતાના આત્માને ઢાંકી દેનાર, નિષ્ફળ, તુચ્છ, નાશવંત અને અત્યંત અસત્ નહીં પણ પ્રતીતિ માત્ર એવા આ દેહાદિ (ઘર, પુત્ર, સ્ત્રી, ધન વગેરે સર્વ)ના ભજન (લાલન-પાલન)ને છોડીને સત્ય જ્ઞાનસ્વરૂપ, જીવમાત્રના નિયંતા અને સર્વથી પર, આત્મગુરુ એવા આપના ચરણકમળને જ હું ભજું છું. જો મનુષ્ય આપની ભક્તિ કરે તો સર્વ અભીષ્ટ પદાર્થો આપની પાસેથી જ પ્રાપ્ત કરે. ॥ ૪૪ ॥

यस्मादेवं तत्तस्मात्तव पादमूलं भजामि। कथंभूतस्य। ऋतधियः सत्यज्ञानस्वरूपस्य। यद्वा, सत्या धीर्यस्य यस्मिन्वा तस्यात्मगुरोर्जीव-नियन्तुरतः कारणात्परस्य। किं कृत्वा। आत्मच्छदि स्वात्मावरकमपार्थं च निष्फलमसच्च तुच्छमन्त्यं च नश्वरमिदं देहादि हित्वा देहादिभजनं त्यक्त्वा। असच्चेत्कथं प्रतीयेत तत्राह—अभिज्ञमात्रम्। नह्यत्यन्तमसत्,

જે કારણે આમ છે (સર્વ તરફથી ભય છે), **'तत्'** તેથી હું આપના ચરણકમળને ભજું છું. કેવા આપના? **'ऋतधियः'** સત્યજ્ઞાનસ્વરૂપ એવા આપના અથવા સત્ય છે બુદ્ધિ જેમની અથવા જેમના વિષેની બુદ્ધિ સત્ય છે, તેવા આત્મગુરુના – જીવના નિયંતાના, આથી સર્વ કારણથી પર એવા પરમાત્માના – શું કરીને? **'आत्मच्छदि'** પોતાના આત્માને ઢાંકી દેનાર અને **'अपार्थम्'** નિષ્ફળ તથા **'असत्'** તુચ્છ અને **'अन्त्यम्'** નાશવંત એવા આ દેહાદિનું ભજન (પાલન-પોષણ) **'हित्वा'** છોડીને – દેહાદિ અસત્ છે તો પ્રતીતિ કેવી રીતે થાય છે? તે માટે ઉત્તર આપે છે – **'अभिज्ञमात्रम्'** દેહાદિ અત્યંત અસત્ નથી, પરંતુ આત્મરૂપ છે, પ્રતીતિ માત્ર છે, તેનાથી

किंत्वात्ममात्रम्। न ततः पृथगस्तीत्यर्थः। नन्वपवर्गाय भवतु मद्भजनम्, फलान्तरार्थं त्वन्यभजनं कार्यमेव तत्राह—तर्हीति। यदि त्वां भजति पुरुषस्तर्हि ते त्वत्त एव सर्वं मनीषितमर्थं विन्देतेति॥ ४४॥

અલગ નથી, એમ અર્થ છે. (ભગવાન) શંકા કરે છે કે મોક્ષ માટે ભલે મારું ભજન કરવામાં આવે પણ બીજાં ફળ મેળવવા માટે તો બીજા દેવોનું ભજન કરવું જોઈએ! તે માટે ઉત્તર આપે છે – જો મનુષ્ય આપને ભજે તો આપની પાસેથી જ સર્વ અભીપ્સિત પદાર્થ પ્રાપ્ત કરે. ॥ ૪૪ ॥

ननु ब्रह्मरुद्रावपि ममैव मूर्ती, अतो मामेव किमत्यन्तमाद्रियसे तत्राह—**सत्त्वमिति**।

ભગવાન શંકા કરે છે કે બ્રહ્મા અને રુદ્ર પણ મારું જ સ્વરૂપ છે, તો પછી શા માટે મને અત્યંત આદર આપો છો? તે માટે ઉત્તર આપે છે – **'सत्त्वम् इति।'**

**सत्त्वं रजस्तम इतीश तवात्मबन्धो**
**मायामयाः स्थितिलयोदयहेतवोऽस्य।**
**लीला धृता यदपि सत्त्वमयी प्रशान्त्यै**
**नान्ये नृणां व्यसनमोहभियश्च याभ्याम्॥ ४५**

હે ઈશ! હે જીવોના સુહૃદ! જો કે આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશનાં કારણરૂપ સત્ત્વ, રજસ્ અને તમસ્ – એમ (ત્રણ) માયામય ગુણો સૃષ્ટિ વગેરે લીલા માટે આપના દ્વારા જ ધારણ કરવામાં આવ્યા છે, તેમ છતાં આપની જે સત્ત્વગુણમયી લીલા છે, તે મનુષ્યોની પરમ શાંતિ માટે થાય છે. બીજી (રજોગુણી અને તમોગુણી) જે લીલાઓ છે, તેમનાથી દુઃખ, મોહ અને ભય થાય છે. ॥ ૪૫ ॥

यदपि यद्यपि तवैव मायया कृता एता लीलास्त्वयैव धृतास्तथापि या सत्त्वमयी सैव प्रशान्त्यै मोक्षाय न केवलमस्य प्रशान्त्यभावमात्रमन्यभजने किंत्वनिष्टं च भवेदित्याह—व्यसनेति॥ ४५॥

**'यदपि'** જો કે આપની જ માયા દ્વારા કરવામાં આવેલી આ લીલાઓ આપના દ્વારા જ ધારણ કરવામાં આવી છે, તેમ છતાં જે સત્ત્વગુણમયી લીલા છે, તે જ **'प्रशान्त्यै'** પરમ શાંતિરૂપ મોક્ષ માટે થાય છે. અન્યના ભજનમાં આ મનુષ્યની કેવળ પરમ શાંતિનો અભાવ હોય છે, એટલું જ નહીં પણ અનિષ્ટ પણ થાય છે, એમ કહે છે – **'व्यसन इति।'** તેમનાથી દુઃખ, મોહ અને ભય થાય છે. ॥ ૪૫ ॥

तदेव सदाचारेण द्रढयति—**तस्मादिति**।

તે (સત્ત્વમય ભજન)ને જ દૃઢ કરે છે – **'तस्मात् इति।'**

**तस्मात्तवेह भगवन्नथ तावकानां**
**शुक्लां तनुं स्वदयितां कुशला भजन्ति।**
**यत् सात्वताः पुरुषरूपमुशन्ति सत्त्वं**
**लोको यतोऽभयमुतात्मसुखं न चान्यत्॥ ४६**

હે ભગવાન, આથી આ જગતમાં નિપુણ બુદ્ધિવાળા જનો પોતાની પ્રિય, (શ્રીનારાયણ નામની) શુદ્ધ સત્ત્વગુણી મૂર્તિને અને આપના ભક્તોની મૂર્તિઓમાં શુદ્ધ સત્ત્વગુણી મૂર્તિ શ્રીનરને આ જગતમાં ભજે છે કારણ કે (વિશુદ્ધ) સત્ત્વગુણને જ ભક્તો ઈશ્વરનું રૂપ માને છે. જે સત્ત્વગુણથી (વૈકુંઠ)લોક પ્રાપ્ત થાય છે; સર્વ ભયની નિવૃત્તિ અને આત્માનો આનંદ પ્રાપ્ત થાય છે પરંતુ બીજા (રજસ્ અને તમસ્)થી તેમ નથી થતું. ॥ ૪૬ ॥

हे भगवन्, तव शुक्लां तनुं श्रीनारायणाख्याम्। अथ तावकानां च शुक्लां तनुं नराख्याम्। यद्यस्मात्सात्वताः सत्त्वमेव पुरुषस्येश्वरस्य रूपमुशन्ति मन्यन्ते, नत्वन्यद्रजस्तमश्चेति। अत्र हेतुः—यतः सत्त्वाल्लोको वैकुण्ठाख्यो लोकत्वे सत्यप्यभयं च भोगे सत्यप्यात्मसुखं च॥ ४६॥

આથી હે ભગવાન, (નિપુણ બુદ્ધિવાળા જનો) આપની શ્રીનારાયણ નામની શુદ્ધ સત્ત્વગુણી મૂર્તિને અને આપના ભક્તોમાં શુદ્ધ સત્ત્વગુણી મૂર્તિ શ્રીનરને (ભજે છે), **'यत्'** કારણ કે ભક્તો (વિશુદ્ધ) સત્ત્વને જ **'पुरुषस्य'** ઈશ્વરનું રૂપ **'उशन्ति'** માને છે, પણ અન્ય રજસ્ અને તમસ્‌ને નહીં! આ માટેનું કારણ – કારણ કે સત્ત્વથી **'लोकः'** વૈકુંઠ નામનો લોક (પ્રાપ્ત થાય છે). વૈકુંઠ એ લોક હોવા છતાં તે અભય આપે છે અને ભોગયુક્ત હોવા છતાં આત્માનો આનંદ આપે છે. ॥ ૪૬ ॥

अतस्तं प्रणमति—**तस्मै नम इति**।

આથી (ભક્તોના ઉપાસ્ય હોવાથી) પ્રણામ કરે છે – **'तस्मै नमः इति।'**

**तस्मै नमो भगवते पुरुषाय भूम्ने**
**विश्वाय विश्वगुरवे परदेवताय।**
**नारायणाय ऋषये च नरोत्तमाय**
**हंसाय संयतगिरे निगमेश्वराय॥ ४७**

તે ભગવાનને નમસ્કાર. પુરુષોત્તમને, સર્વવ્યાપકને, વિશ્વસ્વરૂપને, વિશ્વના ગુરુને, પરમ આરાધ્યને, વાણીના નિયંતાને, વેદમાર્ગના પ્રવર્તકને, શુદ્ધસ્વરૂપને, નારાયણ ઋષિને અને નરોમાં ઉત્તમ નરઋષિને હું નમસ્કાર કરું છું. ॥ ૪૭ ॥

हंसाय शुद्धाय। संयतगिरे नियतवाचे। अथ च निगमेश्वराय वेदमार्गप्रवर्तकाय॥ ४७॥

**'हंसाय'** શુદ્ધ સ્વરૂપને, **'संयतगिरे'** વાણીના નિયંતાને અને આથી **'निगमेश्वराय'** વેદમાર્ગના પ્રવર્તકને (નમસ્કાર). ॥ ૪૭ ॥

वेदार्थसंप्रदायप्रवर्तने हेतुत्वं वदन् स्तौति—**यमिति**।

વેદના અર્થની પરંપરાની પ્રવૃત્તિના વિષયમાં હેતુ જણાવતા સ્તુતિ કરે છે – **'यम् इति।'**

**यं वै न वेद वितथाक्षपथैर्भ्रमद्धीः**
**सन्तं स्वखेष्वसुषु हृद्यपि दृक्पथेषु।**
**तन्माययाऽऽवृतमतिः स उ एव साक्षा-**
**दाद्यस्तवाखिलगुरोरुपसाद्य वेदम्॥ ४८**

આપની જ માયાથી જેની બુદ્ધિ ઢંકાઈ ગઈ છે (તેથી) જે મનુષ્યની બુદ્ધિ કપટ ભરેલા ઇન્દ્રિયમાર્ગો દ્વારા ભ્રમિત થઈ ગઈ છે, તે મનુષ્ય પોતાની ઇન્દ્રિયો, પ્રાણ, હૃદય અને દૃષ્ટિપથમાં આવતા વિષયોમાં નિયંતારૂપે રહેલા જે આપને જાણી શકતો નથી, તે આપને, પોતે પૂર્વે અજ્ઞાની હોવા છતાં જીવમાત્રના ગુરુ એવા આપના પ્રવર્તાવેલા વેદજ્ઞાનને પ્રાપ્ત કરીને, સાક્ષાત્ જાણી શકે છે. ॥ ४८ ॥

वितथाक्षपथैः कपटेन्द्रियमार्गैर्भ्रमद्धी-र्विक्षिप्तबुद्धिः पुमान्स्वेन्द्रियादिषु नियन्तृत्वेन सन्तमपि यं त्वां न वेद। दृक्पथेषु विषयेषु। बुद्धिविक्षेपे हेतुः—तन्मायया तस्य तवैव मायया आवृता आत्मनिष्ठा मतिर्यस्य स उ सोऽपि आद्य एव पूर्वमविद्वानेवाखिलगुरोस्तव त्वत्प्रवर्तितं वेदमुपसाद्य प्राप्य तं त्वां साक्षाद्वेद ॥ ४८ ॥

**'वितथ-अक्षपथैः'** કપટ ભરેલા ઇન્દ્રિયમાર્ગો દ્વારા **'भ्रमत्-धीः'** વિક્ષિપ્ત બુદ્ધિવાળો મનુષ્ય પોતાની ઇન્દ્રિયો વગેરેમાં નિયંતારૂપે રહેલા હોવા છતાં જે આપને જાણી શકતો નથી. **'दृक्पथेषु'** દૃષ્ટિપથમાં આવતા વિષયોમાં – બુદ્ધિમાં વિક્ષેપ થવા માટેનું કારણ – **'तन्मायया'** તે આપની જ માયાથી ઢંકાઈ ગઈ છે આત્મનિષ્ઠ બુદ્ધિ જેની **'सः उ'** તે જ **'आद्यः एव'** પૂર્વે અજ્ઞાની હોવા છતાં, સર્વના ગુરુ **'तव'** આપના પ્રવર્તાવેલા વેદને **'उपसाद्य'** પ્રાપ્ત કરીને, તે આપને, સાક્ષાત્ જાણે છે. ॥ ४८ ॥

वेदेनैव त्वज्ज्ञानमित्युपपादयन्प्रणमति—

વેદથી જ આપનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, એમ સિદ્ધ કરતાં પ્રણામ કરે છે –

**यद्दर्शनं निगम आत्मरहःप्रकाशं**
**मुह्यन्ति यत्र कवयोऽजपरा यतन्तः।**
**तं सर्ववादविषयप्रतिरूपशीलं**
**वन्दे महापुरुषमात्मनिगूढबोधम्॥ ४९**

આપના સ્વરૂપના રહસ્યનો પ્રકાશ કરાવનારાં જે દર્શન છે, તે વેદમાં (જ) થાય છે. જે આપના વિષે (સાંખ્ય, યોગ વગેરે દ્વારા) યત્ન કરતા બ્રહ્માજી વગેરે મનીષીઓ પણ મોહ પામે છે (કારણ કે) સર્વ વાદોના ભેદ વગેરે છે. તે અનુસાર આપ શીલ-સ્વભાવ ધારણ કરો છો, તેવા આપને હું વંદન કરું છું. દેહાદિ સમસ્ત ઉપાધિઓમાં છુપાયેલા (વિશુદ્ધ) વિજ્ઞાનસ્વરૂપ તે મહાપુરુષ આપને હું વંદન કરું છું. ॥ ४९ ॥

यस्य तव दर्शनं निगमे भवति। कथंभूतम्। आत्मनस्तव रहो रहस्यं तस्य प्रकाशकम्। अन्यथा दुर्ज्ञेयतामाह—अजपरा ब्रह्ममुख्याः कवयोऽपि सांख्ययोगादिभिर्यतमाना यत्र त्वयि मुह्यन्ति। कुत इत्यत आह—सर्वेषां सांख्यादिवादिनां ये वादास्तेषां विषया भेदादयस्तेषां प्रतिरूपं तत्तदनुसारि शीलं स्वभावो यस्य तम्। कुतः। आत्मना देहादिसंघातेन निगूढो बोधो यस्य तम्। एवंभूतं महापुरुषं त्वां वन्दे॥ ४९॥

જે આપનાં દર્શન વેદમાં થાય છે. કેવાં દર્શન? **'आत्मनः'** આપના સ્વરૂપનું **'रहः'** રહસ્ય, તેનો પ્રકાશ કરાવનાર – વેદ સિવાય આપને જાણવા દુર્જ્ઞેય છે, એમ કહે છે – **'अजपराः'** બ્રહ્માજી જેમનામાં મુખ્ય છે, તેવા સાંખ્ય, યોગ વગેરે દ્વારા યત્ન કરતા વિદ્વાનો પણ આપના વિષે મોહ પામે છે. શાથી? તે હવે કહે છે – સાંખ્ય વગેરે સર્વ વાદ કરનારાઓના જે વાદો છે, તેમના **'विषयाः'** ભેદ વગેરે છે, તેમના **'प्रतिरूपम्'** તે તે મત અનુસાર **'शीलम्'** સ્વભાવ છે જેમનો તેમને (વંદન કરું છું). શા માટે? **'आत्मना'** દેહાદિ ઉપાધિઓથી છુપાયું છે જ્ઞાન જેમનું, તે આવા મહાપુરુષ આપને – હું વંદન કરું છું. ॥ ૪૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे अष्टमोऽध्यायः॥ ८॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टमोऽध्यायः॥ ८॥

# अथ नवमोऽध्यायः

## માર્કણ્ડેયજીનું માયાદર્શન

नवमे भगवन्मायादिदृक्षोर्दर्शनं मुहुः।
मायाशिशोर्लयाब्धौ च मुनेर्निर्वेशनिर्गमैः॥ १

ભગવાનની માયા જોવા ઈચ્છતા મુનિને પ્રલયકાલીન જળમાં વારંવાર પ્રવેશ કરવા અને બહાર નીકળવા દ્વારા ભગવાનની કૃપાથી ભગવાનના શિશુરૂપનાં દર્શન થયાં, તે નવમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

भगवतः परितोषपूर्वकं तदपेक्षितवरदानं कथयितुमाह—**संस्तुत** इत्यादिना।

(માર્કણ્ડેય મુનિનાં તપ વગેરેથી) સંતુષ્ટ થયેલા ભગવાન તે મુનિને તેમનું અપેક્ષિત વરદાન જણાવવા માટે કહે છે – **'संस्तुतः इति।'** વગેરેથી.

सूत उवाच

**संस्तुतो भगवानित्थं मार्कण्डेयेन धीमता।**
**नारायणो नरसखः प्रीत आह भृगूद्वहम्॥ १॥ १॥**

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે બુદ્ધિમાન માર્કણ્ડેય મુનિ દ્વારા જેમની ખૂબ સુંદર સ્તુતિ કરવામાં આવી તે નરસખા નારાયણ પ્રસન્ન થઈને ભૃગુવંશી મુનિને કહેવા લાગ્યા. ॥ ૧ ॥ ૧ ॥

श्रीभगवानुवाच

**भो भो ब्रह्मर्षिवर्यासि सिद्ध आत्मसमाधिना।**
**मयि भक्त्यानपायिन्या तपःस्वाध्यायसंयमैः॥ २**

आत्मसमाधिना चित्तैकाग्र्येण॥ २॥

**वयं ते परितुष्टाः स्म त्वद्बृहद्व्रतचर्यया।**
**वरं प्रतीच्छ भद्रं ते वरदेशादभीप्सितम्॥ ३**

वयं ते परितुष्टाः स्मेति बहुवचनं सर्वदेवाभिप्रायेण। वरदेशादित्येकवचनं द्वयोरैक्याभिप्रायेण। प्रतीच्छ गृहाण॥ ३॥

ऋषिरुवाच

**जितं ते देवदेवेश प्रपन्नार्तिहराच्युत।**
**वरेणैतावतालं नो यद् भवान् समदृश्यत॥ ४**

वरेण च्छन्दयता त्वया जितमुत्कर्षो दर्शितः। मम तु वराकाङ्क्षा नास्तीत्याह— **वरेणेति**॥ ४॥

**गृहीत्वाजादयो यस्य श्रीमत्पादाब्जदर्शनम्।**
**मनसा योगपक्वेन स भवान् मेऽक्षगोचरः॥ ५**

यस्य तव श्रीमत्पादाब्जदर्शनं मनसापि गृहीत्वा प्राप्य कृतार्था अजादयो भवन्ति स भवान्मेऽक्षगोचरो जातोऽस्ति किमतः परं वरेणेत्यर्थः॥ ५॥

**શ્રીભગવાન બોલ્યા** – હે બ્રહ્મર્ષિશ્રેષ્ઠ! ચિત્તની એકાગ્રતાપૂર્વક મારા પ્રત્યે કરેલી અસ્ખલિત ભક્તિ, તપ, સ્વાધ્યાય અને સંયમથી તમે સિદ્ધ થયા છો. ॥ ૨ ॥

‘**आत्मसमाधिना**’ ચિત્તની એકાગ્રતાપૂર્વક ॥ ૨॥

તમારા મહાન (બ્રહ્મચર્ય) વ્રતના પાલનથી અમે (સર્વ દેવો) તમારા પર પ્રસન્ન થયા છીએ. વર આપનારાઓમાં શ્રેષ્ઠ એવા મારી પાસેથી તમે પ્રાપ્ત કરવા ઈચ્છેલું વરદાન માગો. તમારું કલ્યાણ થાઓ. ॥ ૩ ॥

અમે તમારા પર પ્રસન્ન થયા છીએ, એમ સર્વ દેવોના અભિપ્રાયથી બ.વ. છે. ‘**वरद-ईशात्**’ દેવવર્ગ અને ભગવાન– આ બંને પદના ઐક્યના અભિપ્રાયથી એ.વ. છે. ‘**प्रतीच्छ**’ (વરદાન) માગવાનું સ્વીકારો. ॥ ૩ ॥

**માર્કણ્ડેય ઋષિ બોલ્યા** – હે દેવાધિદેવ! હે શરણાગતની પીડા હરનારા! હે અચ્યુત! આપનો વિજય થયો છે! આપે જ આપના મનોહર રૂપનાં દર્શન કરાવ્યાં, એટલું વરદાન પર્યાપ્ત છે. ॥ ૪ ॥

વરદાન આપતા આપના દ્વારા ‘**जितम्**’ ઉત્કર્ષ દર્શાવવામાં આવ્યો છે! મને તો વરદાનની આકાંક્ષા નથી (છતાં વરદાન માગવાનું કહીને તેની ઈચ્છા કરાવતા આપનો વિજય થયો છે!), એમ કહે છે – ‘**वरेण इति।**’

યોગસાધના દ્વારા શુદ્ધ થયેલા મનથી જ જે આપના શ્રીયુક્ત ચરણકમળનાં દર્શન કરીને બ્રહ્માજી વગેરે પણ કૃતાર્થ થયા છે, તે આપ અમારી ઈન્દ્રિયોના પ્રત્યક્ષ વિષયરૂપ થયા છો! ॥ ૫ ॥

જે આપના શ્રીયુક્ત ચરણકમળનાં દર્શન મનથી જ ‘**गृहीत्वा**’ પ્રાપ્ત કરીને બ્રહ્માજી વગેરે કૃતાર્થ થયા છે, તે આપ મારી ઈન્દ્રિયોના પ્રત્યક્ષ વિષયરૂપ થયા છો, આનાથી શ્રેષ્ઠ બીજું કયું વરદાન હોય, એમ અર્થ છે. ॥ ૫ ॥

**अथाप्यम्बुजपत्राक्ष पुण्यश्लोकशिखामणे।**
**द्रक्ष्ये मायां यया लोकः सपालो वेद सद्भिदाम्॥ ६**

द्रक्ष्ये द्रष्टुमिच्छामि। लोकपालैर्ब्रह्मादिभिः सहितोऽयं लोको जनो यया सद्भिदां सति वस्तुनि भेदम्॥ ६॥

सूत उवाच

**इतीडितोऽर्चितः काममृषिणा भगवान् मुने।**
**तथेति स स्मयन् प्रागाद् बदर्याश्रममीश्वरः॥ ७**

तथेति द्रक्ष्यसीति। स ईश्वरः स्मयन्प्रागात्। पाठान्तरे क्रियाविशेषणम्॥ ७॥

**तमेव चिन्तयन्नर्थमृषिः स्वाश्रम एव सः।**
**वसन्नग्न्यर्कसोमाम्बुभूवायुवियदात्मसु ॥ ८**

**ध्यायन् सर्वत्र च हरिं भावद्रव्यैरपूजयत्।**
**क्वचित् पूजां विसस्मार प्रेमप्रसरसम्प्लुतः॥ ९**

तमेवार्थं मायादर्शनरूपम्। अग्न्यादिमूर्तिषु ॥ ८॥

भावद्रव्यैर्मनोमयैर्द्रव्यैः। क्वचित्कदाचित् प्रेमप्रसरसंप्लुतः प्रेमाद्रेकं प्राप्तः॥ ९॥

मायादर्शनमाह—**तस्येत्यादिना**।

**तस्यैकदा भृगुश्रेष्ठ पुष्पभद्रातटे मुनेः।**
**उपासीनस्य सन्ध्यायां ब्रह्मन् वायुरभून्महान्॥ १०**
॥ १०॥

તેમ છતાં હે કમળની પાંખડી જેવા નેત્રવાળા! હે પુણ્યશ્લોક શિરોમણિ! (બ્રહ્માદિ) લોકપાલો સહિત આ લોક જેને કારણે સત્ વસ્તુમાં ભેદ જુએ છે, તે માયાનાં દર્શન કરવા હું ઇચ્છું છું. ॥ ૬ ॥

**'द्रक्ष्ये'** દર્શન કરવા ઇચ્છું છું. બ્રહ્માજી વગેરે લોકપાલો દ્વારા આ **'लोकः'** જન સમુદાય જેને કારણે **'सद्भिदाम्'** સત્ વસ્તુમાં ભેદ (જુએ છે). ॥ ૬ ॥

**સૂતજી બોલ્યા** – હે મુનિ (શૌનક), આમ, માર્કણ્ડેય ઋષિ દ્વારા યથોચિતરૂપે જેમની સ્તુતિ અને પૂજા કરવામાં આવી, તે મંદ હાસ્ય કરતા ભગવાન 'તથાસ્તુ' કહીને બદરિકાશ્રમ પધાર્યા. ॥ ૭ ॥

તેમ જ થાઓ – (માયાનાં) દર્શન થશે, (એમ કહીને) પધાર્યા. **'स स्मयन्'** ને બદલે **'सस्मयम्'** પાઠાંતરમાં ક્રિયાવિશેષણ છે. ભગવાન સ્મિત કરતા કરતા પધાર્યા. ॥ ૭ ॥

તે (માયાદર્શનરૂપ) વિષયનું ચિંતન કરતા તે માર્કણ્ડેય ઋષિ પોતાના આશ્રમમાં જ નિવાસ કરતા અગ્નિ, સૂર્ય, ચંદ્ર, જળ, પૃથ્વી, વાયુ, આકાશ તથા પોતાના આત્મામાં ॥ ૮ ॥ અને સર્વત્ર શ્રીહરિનું ધ્યાન કરતા મનોમય દ્રવ્યોથી તેમની પૂજા કરતા અને ક્યારેક પ્રેમવૃદ્ધિના પૂરમાં મગ્ન થઈ ગયેલા તે પૂજા પણ વીસરી જતા. ॥ ૯ ॥

**'तम्-एव-अर्थम्'** તે માયાદર્શનરૂપ વિષયને ચિંતવતા – અગ્નિ વગેરે મૂર્તિઓમાં ॥૮॥

**'भावद्रव्यैः'** મનોમય દ્રવ્યોથી – **'क्वचित्'** ક્યારેક **'प्रेमप्रसरसंप्लुतः'** પ્રેમવૃદ્ધિના પૂરમાં મગ્ન થયેલા ઋષિ ॥ ૯ ॥

(માર્કણ્ડેય ઋષિને થયેલાં) માયાનાં દર્શનને વર્ણવે છે – **'तस्य इति।'** વગેરેથી

હે ભૃગુશ્રેષ્ઠ! હે ભૂદેવ! એક સમયે પુષ્પભદ્રા નદીને કિનારે સંધ્યાકાળે ઉપાસના કરતા તે મુનિના (આશ્રમમાં) જોરથી પવન ફૂંકાવા લાગ્યો.॥૧૦॥૧૦॥

**तं चण्डशब्दं समुदीरयन्तं**
**बलाहका अन्वभवन् करालाः।**
**अक्षस्थविष्ठा मुमुचुस्तडिद्भिः**
**स्वनन्त उच्चैरभिवर्षधाराः॥ ११**

तं वायुमनु बलाहका मेघा अभवन्नाविर्बभूवुः। ते च तडिद्भिः सहिता उच्चैः स्वनन्तो गर्जन्तः। अक्षो रथाङ्गं तद्वत्स्थविष्ठा अभितो वर्षधारा मुमुचुः॥ ११॥

પ્રચંડ સુસવાટા કરતા તેની (વાયુની) પાછળ વિકરાળ મેઘો પ્રકટ થયા અને વીજળી સાથે મોટેથી ગર્જનાઓ કરતા રથની ધરીઓ જેવી અત્યંત જાડી જળધારાઓ ચોતરફ વરસાવવા લાગ્યા. ॥ ૧૧ ॥

તે વાયુની પાછળ '**बलाहकाः**' મેઘો '**अभवन्**' પ્રકટ થયા અને તેઓ વીજળી સાથે મોટેથી '**स्वनन्तः**' ગર્જનાઓ કરતા '**अक्षः**' રથની ધરી, તેના જેવી અત્યંત જાડી જળધારાઓ છોડવા લાગ્યા. ॥ ૧૧ ॥

**ततो व्यदृश्यन्त चतुःसमुद्राः**
**समन्ततः क्ष्मातलमाग्रसन्तः।**
**समीरवेगोर्मिभिरुग्रनक्र-**
**महाभयावर्तगभीरघोषाः ॥ १२**

चतुर्दिक्षु वर्तमानाः समुद्राः समीरवेगेनोर्मयस्तैर्भूतलं ग्रसन्तः। उग्रा नक्रा येषु, महाभया आवर्ता येषु, गभीरो घोषो येषु, ते च ते च ते च॥ १२॥

મોટા મોટા મગરમચ્છો, મહા ભયંકર ઘૂમરીઓ અને ભીષણ ગર્જના કરતા ચારેય દિશાઓના સમુદ્રો વાયુના વેગથી ઊછળતા તરંગોથી ભૂમંડળને ડુબાડી દેતા દેખાયા. ॥ ૧૨ ॥

ચારેય દિશાઓમાં રહેલા સમુદ્રો વાયુના વેગથી ઊછળતા તરંગો, તે તરંગોથી ભૂમંડળને ગળી જતા (ડુબાડી દેતા દેખાયા). મોટા મગરો છે જેમનામાં તે, મહા ભયંકર ઘૂમરીઓ છે જેમનામાં તે અને ભીષણ ગર્જનાઓ છે જેમનામાં તેવા સમુદ્રો ॥ ૧૨ ॥

**अन्तर्बहिश्चाद्भिरतिद्युभिः खरैः**
**शतह्रदाभीरुपतापितं जगत्।**
**चतुर्विधं वीक्ष्य सहात्मना मुनि-**
**र्जलाप्लुतां क्ष्मां विमनाः समत्रसत्॥ १३**

आत्मना सह जरायुजादिचतुर्विधं जगदन्तर्बहिश्चोपतापितं वीक्ष्य। क्ष्मां जलाप्लुतां वीक्ष्य। मुनिः समत्रसद्भयं प्राप।

केनोपतापितम्। अद्भिः। कथंभूताभिः। अतिद्युभिरतिक्रान्ता द्यौर्याभिः। खरैश्च

આકાશને પણ (ડુબાડીને) ઓળંગી ગયેલાં (પ્રલયકાલીન) જળથી, સૂર્યનાં પ્રખર કિરણોથી, (પ્રચંડ વાયુથી) અને વીજળીઓથી પોતાના સહિત (જરાયુજ વગેરે) ચારેય પ્રકારના જીવોવાળા જગતને અંદર અને બહાર સંતપ્ત થયેલું જોઈને અને પૃથ્વીને જળમાં ડૂબેલી જોઈને ખિન્ન બનેલા મુનિ માર્કણ્ડેય ભય પામ્યા. ॥ ૧૩ ॥

પોતાના સહિત જરાયુજ વગેરે ચારેય પ્રકારનાં પ્રાણીઓવાળા જગતને અંદર અને બહાર સંતપ્ત થતું જોઈને અને પૃથ્વીને જળબંબાકાર થયેલી જોઈને મુનિ '**समत्रसत्**' ભય પામ્યા.

કોનાથી સંતપ્ત થયેલા (જગત)ને? જળથી સંતપ્ત થયેલા જગતને – કેવા જળથી? '**अतिद्युभिः**' ઓળંગી જવામાં આવ્યું છે સ્વર્ગ જે જળથી તથા '**खरैः**'

सूर्यरश्मिभिर्वायुभिर्वेति शेषः। शतह्रदाभिश्च विद्युद्भिः। दीर्घत्वमार्षं छन्दोनुसारेण॥ १३॥

સૂર્યનાં પ્રખર કિરણોથી અથવા પ્રચંડ વાયુથી, એટલું શેષ છે; તેમ જ **'શતહ્રદાભિઃ'** વીજળીઓથી – **'શતહ્રદાભીઃ'** માં **'ભિઃ'** નું દીર્ઘત્વ છંદ (વંશસ્થ, ગણમાપ– જ ત જ ર) અનુસાર કરવામાં આવ્યું છે, તે આર્ષ છે. ॥ ૧૩ ॥

**तस्यैवमुद्वीक्षत ऊर्मिभीषणः**
**प्रभंजनाघूर्णितवार्महार्णवः ।**
**आपूर्यमाणो वरषद्भिरम्बुदैः**
**क्ष्मामप्यधाद् द्वीपवर्षाद्रिभिः समम्॥ १४**

प्रभञ्जनेनाघूर्णितं प्रकम्पितं वाः उदकं यस्मिन् सः। अप्यधाच्छादयामास। समं सह ॥ १४॥

તે મુનિ આમ જોતા હતા તેટલામાં આંધીથી ઉછળેલા જળવાળા અને વરસતા જળથી વધુને વધુ ભરાતા તેમ જ તરંગોથી ભીષણ બનેલા મહાસાગરે દ્વીપો, ખંડો અને પર્વતો સહિત પૃથ્વીને ઢાંકી દીધી. ॥ ૧૪ ॥

આંધીથી ઉછળેલું અથવા અત્યંત કંપિત થયેલું **'वाः'** જળ છે જેમાં તે (મહાસાગરે પૃથ્વીને) **'अप्यधात्'** ઢાંકી દીધી – **'समम्'** સહિત ॥૧૪॥

**सक्ष्मान्तरिक्षं सदिवं सभागणं**
**त्रैलोक्यमासीत् सह दिग्भिराप्लुतम्।**
**स एक एवोर्वरितो महामुनि-**
**र्बभ्राम विक्षिप्य जटा जडान्धवत्॥ १५**

सक्ष्मान्तरिक्षं भूम्यन्तरिक्षस्थप्राणिसहितम्। सदिवं स्वर्गस्थदेवसहितम्। भागणा ज्योतिर्गणास्तैः सहितम्। जटा विक्षिप्य विकीर्य॥ १५॥

પૃથ્વી અને અંતરિક્ષમાં રહેલાં પ્રાણીઓ સહિત, સ્વર્ગમાં રહેલા દેવો સહિત, નક્ષત્ર અને તારાઓનાં મંડળો સહિત અને દિશાઓ સહિત ત્રણેય લોક જળમાં ડૂબી ગયા. એક માત્ર બાકી રહેલા તે મહામુનિ જટા વિખેરીને જડ અને અંધની જેમ ભટકવા લાગ્યા.॥૧૫॥

**'सक्ष्मान्तरिक्षम्'** ભૂમિ અને અંતરિક્ષમાં રહેલાં પ્રાણીઓ સહિત, **'सदिवम्'** સ્વર્ગમાં રહેલા દેવો સહિત, (**'सभागणम्'**) નક્ષત્રમંડળો અને તારામંડળો, તેમનાં સહિત – જટા **'विक्षिप्य'** વિખેરીને ॥૧૫॥

**क्षुत्तृट्परीतो मकरैस्तिमिंगिलै-**
**रुपद्रुतो वीचिनभस्वताहतः।**
**तमस्यपारे पतितो भ्रमन् दिशो**
**न वेद खं गां च परिश्रमेषितः॥ १६**

परिश्रमेण इषितो गतः प्राप्त इत्यर्थः। इषु सर्पणे इत्यस्मात्॥ १६॥

ભૂખ-તરસથી ઘેરાયેલા, મગરમચ્છો અને તિમિંગલોથી ઉપદ્રવ પામેલા, સમુદ્રના તરંગો સહિત આંધીથી ઘાયલ થયેલા અને અપાર અંધકારમાં પડેલા અને અતિશય શ્રમિત થયેલા મુનિ દિશાઓ, આકાશ અને પૃથ્વીનું ભાન ગુમાવી બેઠા. ॥ ૧૬ ॥

(**'परिश्रमेषितः'**) પરિશ્રમને **'इषितः'** પ્રાપ્ત થયેલા, એમ અર્થ છે. ॥ ૧૬ ॥ (**इष्** ધાતુ ગતિના અર્થમાં છે.)

**क्वचिद् गतो महावर्ते तरलैस्ताडितः क्वचित्।**
**यादोभिर्भक्ष्यते क्वापि स्वयमन्योन्यघातिभिः॥ १७**

ક્યારેક તેઓ મોટા વમળમાં જઈ પડતા, ક્યારેક તરલ તરંગો સાથે અફળાતા અને ક્યાંક તો તેમને (મુનિને) ખાવા માટે એકબીજા સાથે યુદ્ધ કરતા જળચરો દ્વારા તેમનું પોતાનું ભક્ષણ થવા લાગતું.॥૧૭॥

अन्योन्यघातिभिस्तद्भक्षणाय परस्परं युध्यद्भिः ॥ १७ ॥

**क्वचिच्छोकं क्वचिन्मोहं क्वचिद् दुःखं सुखं भयम् ।**
**क्वचिन्मृत्युमवाप्नोति व्याध्यादिभिरुतार्दितः ॥**
**॥ १८ ॥ १८ ॥**

**अयुतायुतवर्षाणां सहस्राणि शतानि च ।**
**व्यतीयुर्भ्रमतस्तस्मिन् विष्णुमायावृतात्मनः ॥ १९**

विष्णुमायावृतात्मन इति स तथा दृष्टवानित्यर्थः ॥ १९ ॥

**स कदाचिद् भ्रमंस्तस्मिन् पृथिव्याः ककुदि द्विजः ।**
**न्यग्रोधपोतं ददृशे फलपल्लवशोभितम् ॥ २०**

ककुद्युन्नतप्रदेशे न्यग्रोधपोतं कोमलवटम् ॥ २० ॥

**प्रागुत्तरस्यां शाखायां तस्यापि ददृशे शिशुम् ।**
**शयानं पर्णपुटके ग्रसन्तं प्रभया तमः ॥ २१**

तस्येशानदिक्शाखायां शिशुमपि ॥ २१ ॥

**महामरकतश्यामं श्रीमद्वदनपंकजम् ।**
**कम्बुग्रीवं महोरस्कं सुनासं सुन्दरभ्रुवम् ॥ २२**

**श्वासैजदलकाभातं कम्बुश्रीकर्णदाडिमम् ।**
**विद्रुमाधरभासेषच्छोणायितसुधास्मितम् ॥ २३**

**पद्मगर्भारुणापांगं हृद्यहासावलोकनम् ।**
**श्वासैजद्वलिसंविग्ननिम्ननाभिदलोदरम् ॥ २४**

તે મુનિને ખાવા માટે **'अन्योन्यघातिभिः'** એકબીજા સાથે યુદ્ધ કરતા (જળચરો) દ્વારા॥૧૭॥

ક્યાંક શોક, ક્યાંક મોહ, ક્યાંક દુઃખ, ક્યાંક સુખ, ક્યાંક ભય અને ક્યાંક વ્યાધિ વગેરેથી તેઓ મૃત્યુ પામવા લાગ્યા. ॥ ૧૮ ॥ ૧૮ ॥

ભગવાન વિષ્ણુની માયાથી વ્યાપેલા મનવાળા તે મુનિને તે પ્રલયકાલીન સમુદ્રમાં ભટકતા એક શકું (સો અબજ અર્થાત્ એકડા ઉપર તેર મીંડા જેટલાં) વર્ષ થઈ ગયાં. ॥ ૧૯ ॥

ભગવાન વિષ્ણુની માયાથી વ્યાપેલા મનવાળા તે મુનિએ તે પ્રમાણે જોયું, (તે સમયે બીજાઓએ તે પ્રમાણે જોયું નહીં,) એમ અર્થ છે. ॥ ૧૯ ॥

એક દિવસ તેમાં ભમતા તે ભૂદેવે પૃથ્વીના એક ટેકરા પર ફળો અને પર્ણોથી શોભતું એક નાનકડું વટવૃક્ષ જોયું. ॥ ૨૦ ॥

**'ककुदि'** ઊંચા પ્રદેશ ઉપર **'न्यग्रोधपोतम्'** નાના વટવૃક્ષને (જોયું). ॥ ૨૦ ॥

તેના ઈશાન ખૂણાની ડાળી ઉપર પાંદડાના પડિયામાં પોઢેલા, પોતાની પ્રભાથી અંધકારને ગળી જતા શિશુનાં (મુનિએ) દર્શન કર્યાં. ॥ ૨૧ ॥

તે વડના ઈશાન ખૂણાની ડાળી પર શિશુનાં પણ મુનિએ દર્શન કર્યાં. ॥ ૨૧ ॥

મોટા મરકત મણિ જેવો શ્યામરંગ, સોહામણું મુખકમળ, શંખ જેવી ડોક, વિશાળ વક્ષઃસ્થળ, સુંદર નાસિકા અને મનોહર ભ્રુકુટિ, ॥ ૨૨ ॥ શ્વાસથી કંપતા કેશથી શોભતા, શંખ જેવા અંદરના વલયથી શોભતા કર્ણોમાં દાડમનાં પુષ્પોવાળા, પરવાળા જેવા અધરોષ્ઠની કાંતિથી સ્હેજ અરુણિમાયુક્ત અમૃતતુલ્ય મંદસ્મિતવાળા, ॥ ૨૩ ॥ કમળના અંદરના ભાગ જેવા અરુણ નેત્રકટાક્ષવાળા, હૃદયસ્પર્શી હાસ્યયુક્ત અવલોકન અને શ્વાસથી વિચલિત થતા વલયોથી ચંચળ ગંભીર નાભિયુક્ત પીપળાના પર્ણ જેવું ઉદર ॥ ૨૪ ॥

**चार्वङ्गुलिभ्यां पाणिभ्यामुन्नीय चरणाम्बुजम्।**
**मुखे निधाय विप्रेन्द्रो धयन्तं वीक्ष्य विस्मितः॥ २५**

श्रीमद्रम्यं वदनपङ्कजं यस्य तम्। कम्बुवत्त्रिरेखावृता ग्रीवा यस्य तम्। महोरस्कं विशालवक्षसम्। सुनासं शोभना नासा यस्य तम्। सुन्दरे भ्रुवौ यस्य तम्॥ २२॥ श्वसैरेजन्तः कम्पमाना अलकास्तैराभातं शोभितम्। कम्बुवदन्तर्वलयेन श्रीर्ययोस्तौ कम्बुश्रियौ तयोः कर्णयोर्दाडिमपुष्पे यस्य तम्। विद्रुमतुल्याधरभासा ईषच्छोणायितं सुधातुल्यं स्मितं यस्य तम्॥ २३॥ पद्मगर्भवत् आ ईषदरुणावपाङ्गौ नेत्रप्रान्तौ यस्य तत्। हृद्यो हासो यस्मिंस्तदवलोकनं यस्य तम्। श्वासैरेजन्त्यश्चलन्त्यो वलयस्तिर्यङ्निम्न-रेखास्ताभिः संविग्ना चञ्चला निम्ना गम्भीरा नाभिर्यस्मिंस्तद्दलवदश्वत्थपत्रसंकाशमुदरं यस्य तम्॥ २४॥ चारवोऽङ्गुलयो ययोस्ताभ्या-मुन्नीयाकृष्य धयन्तं पिबन्तम्॥ २५॥

**वि. चक्र.**—मच्चरणाम्बुजे कीदृशं मधु वर्तते, यत एतदास्वादनार्थां बहवो भक्ताः प्रयतन्ते तस्मादिदमहप्यास्वाद्य परिचेष्य इतीव धयन्तम् इति।

**तद्दर्शनाद् वीतपरिश्रमो मुदा**
**प्रोत्फुल्लहृत्पद्मविलोचनाम्बुजः ।**
**प्रहृष्टरोमाद्भुतभावशंकितः**
**प्रष्टुं पुरस्तं प्रससार बालकम्॥ २६**

ધરાવતા અને સુંદર આંગળીઓવાળા બંને હાથથી ચરણકમળને ઊંચું કરીને, મુખમાં મૂકીને ચૂસતા શિશુને નિહાળીને વિપ્રશ્રેષ્ઠ માર્કણ્ડેય મુનિ વિસ્મિત થઈ ઊઠ્યા. ॥ ૨૫ ॥

**'श्रीमत्'** રમ્ય, મનોહર વદનકમળ છે જેનું તેને (શિશુને), શંખ જેવી ત્રણ રેખાવાળી ગ્રીવા છે જેની તેને, **'महोरस्कम्'** વિશાળ વક્ષઃસ્થળ, **'सुनासम्'** સુંદર નાસિકા છે જેની તેને, બંને સુંદર ભ્રુકુટિઓ છે જેની તેને, ॥ ૨૨ ॥ શ્વાસથી **'एजन्तः'** કંપતી લટો, તેમનાથી **'आभातम्'** શોભતા (શિશુ)ને, શંખ જેવા અંદરના વલયથી શોભા છે જે બંનેની તેવા શંખની શોભાવાળા તે બંને કાનમાં દાડમનાં પુષ્પો છે જેના તેને, પરવાળા જેવી અધરોષ્ઠની કાંતિથી સ્હેજ અરુણિમાયુક્ત અમૃતતુલ્ય સ્મિત છે જેનું તેને, ॥ ૨૩ ॥ કમળના ગર્ભ જેવા **'आ'** સહેજ અરુણ **'अपाङ्गौ'** નેત્રના ખૂણા છે જેના તેને, હૃદયસ્પર્શી હાસ્ય છે જેમાં તેવું અવલોકન છે જેનું, શ્વાસથી **'एजन्त्यः'** વિચલિત થતી **'वलयः'** આડી રેખા, તે રેખાથી **'संविग्ना'** ચંચળ, **'निम्ना'** ગંભીર નાભિ છે જેમાં તેવા **'दलवत्'** પીપળાના પર્ણ જેવું ઉદર છે જેનું તેને, ॥ ૨૪ ॥ સુંદર આંગળીઓ છે જે બંનેમાં, તેમનાથી (બંને હસ્તકમળોથી) ચરમકમળને ખેંચીને **'धयन्तम्'** ચૂસતા શિશુને નિહાળીને ॥ ૨૫ ॥

'મારા ચરણકમળમાં એવું તે કેવું માધુર્ય છે કે જેના આસ્વાદન માટે અનેક ભક્તો અતિશય ઉત્સુકતાથી પ્રયત્ન કરે છે, તેથી હું પણ તેનું આસ્વાદન કરીને તેને માણું!' તે જાણે કે (એમ વિચારતા હોય તેમ) (ભગવાન ચરણકમળના અંગૂઠાને) ચૂસે છે.

તે શિશુનાં દર્શનથી જેમનો પરિશ્રમ દૂર થયો છે, આનંદ થવાથી જેમનાં હૃદયકમળ અને નેત્રકમળ પ્રફુલ્લ થયાં છે અને રોમાવલિ પુલકિત થઈ ઊઠી છે તે મુનિ શિશુના અતિ આશ્ચર્યકારક સ્વરૂપથી ચકિત થઈ તે બાળકને પૂછવા માટે તેની પાસે ગયા.॥ ૨૬ ॥

हृत्पद्मं च विलोचनाम्बुजे च प्रोत्फुल्लानि तानि यस्य सः। अद्भुतभावोऽत्याश्चर्यरूपं तेन शङ्कितः सन्नपि तं प्रष्टुं पुरः प्रससार समीपं गतः ॥ २६ ॥

તે હૃદયકમળ અને બંને નેત્રકમળ પ્રફુલ્લ થયાં છે જેમનાં તે મુનિ **'अद्भुतभावः'** અતિ આશ્ચર્યકારક સ્વરૂપ, તેનાથી ચકિત થવા છતાં પણ તેને પૂછવા માટે **'पुरः प्रससार'** તેની સમીપ ગયા. ॥ ૨૬ ॥

**तावच्छिशोर्वै श्वसितेन भार्गवः**
**सोऽन्तःशरीरं मशको यथाविशत्।**
**तत्राप्यदो न्यस्तमचष्ट कृत्स्नशो**
**यथा पुराऽमुह्यदतीव विस्मितः॥ २७**

તે ભૃગુવંશી માર્કણ્ડેય ઋષિ જેવા બાળકની સમીપ આવ્યા તેવા જ તે બાળકના શ્વાસ દ્વારા મચ્છરની જેમ તે બાળકના શરીરમાં પ્રવિષ્ટ થઈ ગયા અને ત્યાં આ સંપૂર્ણ જગત પ્રલયની પૂર્વે જેવું રહ્યું હતું તેવું જોઈને અતિ વિસ્મિત થઈને મોહ પામ્યા. ॥ ૨૭ ॥

अदः इदं जगद्यथा पुरा प्रलयात्पूर्वं न्यस्तं विन्यस्तं दृष्ट्वा चातीव विस्मितः सन्नमुह्यत ॥ २७ ॥

**'अदः'** આ જગત **'पुरा'** પ્રલયની પૂર્વે જેમ **'न्यस्तम्'** સ્થિત હતું તેમ જોઈને અતિ વિસ્મિત થઈને મોહ પામ્યા. ॥ ૨૭ ॥

कृत्स्नशो दर्शनं प्रपञ्चयति—**खमित्यादिना**।

સંપૂર્ણ દર્શન વિસ્તારપૂર્વક વર્ણવે છે – **'खम् इति'** વગેરેથી.

**खं रोदसी भगणानद्रिसागरान्**
**द्वीपान् सवर्षान् ककुभः सुरासुरान्।**
**वनानि देशान् सरितः पुराकरान्**
**खेटान् व्रजानाश्रमवर्णवृत्तयः॥ २८**
**महान्ति भूतान्यथ भौतिकान्यसौ**
**कालं च नानायुगकल्पकल्पनम्।**
**यत् किंचिदन्यद् व्यवहारकारणं**
**ददर्श विश्वं सदिवावभासितम्॥ २९**

આકાશ, સ્વર્ગ અને પૃથ્વી, નક્ષત્રગણો, પર્વતો, સમુદ્રો, દ્વીપો, ખંડો, દિશાઓ, દેવો, અસુરો, વનો, દેશો, નદીઓ, શહેરો, ખાણો, ગામડાં, નેસડા, આશ્રમો, વર્ણો, વર્ણાશ્રમોની આજીવિકાઓ, ॥ ૨૮ ॥ પંચ મહાભૂતો, તેમનાથી ઉત્પન્ન થયેલા પદાર્થો, અનેક યુગો તથા કલ્પોની કલ્પના કરાવતો કાળ તથા બીજું જે કંઈ વ્યવહારનું કારણ છે, તે સર્વ જાણે સત્ય હોય તેમ (તે બાળકના ઉદરમાં) જણાતું હતું. ॥ ૨૯ ॥

ककुभो दिशः। पुराण्याकरांश्च। खेटान् कर्षकग्रामान्। व्रजान् गोकुलानि। आश्रमांश्च वर्णांश्च तेषां वृत्तीश्चेत्यर्थः॥ २८॥ नानायुगानि कल्पांश्च कल्पयति तैर्वा कल्प्यत इति तथा तं कालं च। सदिव परमार्थ इवावभासितं तेनैव॥ २९॥

**'ककुभः'** દિશાઓ, શહેરો અને ખાણો, **'खेटान्'** ખેડૂતોનાં ગામડાં, **'व्रजान्'** ગાયોના નેસડા તથા આશ્રમો, વર્ણો અને વર્ણાશ્રમોની આજીવિકાઓ, ॥ ૨૮ ॥ અનેક યુગો અને કલ્પોની રચના કરનારો અથવા કલ્પના કરાવનારો કાળ, **'सत् इव'** પારમાર્થિક હોય તેમ તે ભગવાન દ્વારા જ વિશ્વને અવભાસિત કરાવવામાં આવ્યું. ॥ ૨૯ ॥

**हिमालयं पुष्पवहां च तां नदीं**
**निजाश्रमं तत्र ऋषीनपश्यत्।**
**विश्वं विपश्यन् श्वसिताच्छिशोर्वै**
**बहिर्निरस्तो न्यपतल्लयाब्धौ ॥ ३०**
॥ ३० ॥

**तस्मिन् पृथिव्याः ककुदि प्ररूढं**
**वटं च तत्पर्णपुटे शयानम्।**
**तोकं च तत्प्रेमसुधास्मितेन**
**निरीक्षितोऽपांगनिरीक्षणेन ॥ ३१**
**अथ तं बालकं वीक्ष्य नेत्राभ्यां धिष्ठितं हृदि।**
**अभ्ययादतिसंक्लिष्टः परिष्वक्तुमधोक्षजम्**
**॥ ३२** ॥ ३२ ॥

वटं च तोकं च वीक्ष्य तस्य प्रेम्णा सुधातुल्यस्मितयुक्तेनापाङ्गनिरीक्षणेन निरीक्षितः सन्। अथ तं बालकमधोक्षजं परिष्वक्तु-मभ्ययादिति द्वयोरन्वयः। कथंभूतम्। नेत्राभ्यां हृदि धिष्ठितमधिष्ठितम्॥ ३१ ॥

**तावत् स भगवान् साक्षाद् योगाधीशो गुहाशयः।**
**अन्तर्दध ऋषेः सद्यो यथेहानीशनिर्मिता**
**॥ ३३ ॥**

तावत्परिष्वङ्गलाभात्पूर्वमेव ऋषेस्त-स्यान्तर्हितो बभूव। तदुद्यमवैफल्ये दृष्टान्तः— अनीशो निर्दैवस्तेन निर्मिता ईहा क्रीडा यथेति ॥ ३३ ॥

**तमन्वथ वटो ब्रह्मन् सलिलं लोकसम्प्लवः।**
**तिरोधायि क्षणादस्य स्वाश्रमे पूर्ववत् स्थितः ॥ ३४**

(માર્કણ્ડેય ઋષિએ ત્યાં) હિમાલય તથા તે પુષ્પભદ્રા નદી, પોતાનો આશ્રમ અને તે આશ્રમના ઋષિઓ જોયા. આમ વિશ્વને જોતા તે મુનિ શિશુના શ્વાસથી જ બહાર નીકળીને પ્રલયકાલીન સમુદ્રમાં જઈ પડ્યા. ॥ ૩૦ ॥ ૩૦ ॥

ત્યાં પૃથ્વીના ઊંચા સ્થાન પર પ્રકટ થયેલા વટવૃક્ષને અને તેના પાંદડાના પડિયામાં પોઢેલા, પ્રેમામૃતથી પરિપૂર્ણ સ્મિતયુક્ત નેત્રની કિનારીથી (ત્રાંસા) નિરીક્ષણપૂર્વકના દૃષ્ટિપાતથી નિહાળતા તે શિશુને અને ત્યાર પછી પોતાનાં નેત્ર દ્વારા હૃદયમાં સ્થાપિત કરેલા તે ઈન્દ્રિયાતીત બાળકને આલિંગન કરવા માટે, અતિશય શ્રમિત થયેલા મુનિ તે શિશુની સામે દોડ્યા. ॥ ૩૧ ॥ ૩૨ ॥

વડને અને બાળકને જોઈને, તેના પ્રેમપૂર્ણ, અમૃત જેવા સ્મિતયુક્ત ‘**अपांग**’ ત્રાંસા નિરીક્ષણથી દૃષ્ટિપાત કરતા, અને પછી તે ઈન્દ્રિયાતીત બાળકને આલિંગન કરવા માટે તેની સામે દોડ્યા, એમ બે શ્લોકોનો સંબંધ છે. કેવા બાળકને? બંને નેત્રો દ્વારા હૃદયમાં ‘**धिष्ठितम्**’ બિરાજેલા બાળકને ॥ ૩૧ ॥ ૩૨ ॥

(ઋષિ ભેટી પડે) તે પહેલાં જ સાક્ષાત્ યોગાધીશ તે અંતર્યામી ભગવાન, ભાગ્યહીન મનુષ્યનો પરિશ્રમ જેમ (વિફળ થાય) તેમ ઋષિ પાસેથી એકાએક અદૃશ્ય થઈ ગયા! ॥ ૩૩ ॥

‘**तावत्**’ આલિંગન પામતાં પહેલાં જ ભગવાન તે ઋષિની આગળથી અદૃશ્ય થઈ ગયા. તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો તે માટેનું દૃષ્ટાંત – ‘**अनीशः**’ ભાગ્યહીન મનુષ્ય, તેના દ્વારા કરાયેલો ‘**ईहा**’ પરિશ્રમ જેમ (નિષ્ફળ જાય તેમ)! ॥ ૩૩ ॥

હે વિપ્ર (શૌનક), ત્યાર પછી તે વડ, જળ અને લોકોનો પ્રલય ક્ષણવારમાં અંતર્ધાન થઈ ગયાં અને ઋષિ પૂર્વવત્ એમના પોતાના આશ્રમમાં જ બેઠેલા હતા. ॥ ૩૪ ॥

अन्तर्हितं भगवन्तमनु वटः सलिलं लोकसंप्लवश्च तिरोधाय्यन्तर्हितः। स च स्वाश्रम एव यथापूर्वं स्थित इति॥ ३४॥

ભગવાનના અદૃશ્ય થયા પછી વટવૃક્ષ, જળ અને લોકોનો પ્રલય **'तिरोधायि'** અંતર્ધાન થઈ ગયાં અને તે ઋષિ પોતાના આશ્રમમાં જ પૂર્વની જેમ બેઠેલા હતા. ॥ ૩૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे मायादर्शनं नाम नवमोऽध्यायः॥ ९॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां नवमोऽध्यायः॥ ९॥

❋❋❋❋❋

# अथ दशमोऽध्यायः

## માર્કંડેય ઋષિને ભગવાન શંકરનું વરદાન

दशमे शिव आगत्य मुनेस्तुष्टो वरानदात्।
तेन साकमतिप्रीत्या समाभाष्य सभाजयन्॥ १

દસમા અધ્યાયમાં શિવજીએ આવીને પ્રસન્ન થઈ મુનિને વરદાન આપ્યું અને તેમની સાથે અતિ પ્રેમપૂર્વક વાર્તાલાપ કરીને તેમનું સન્માન કર્યું, તે કથા છે. ॥ ૧ ॥

सूत उवाच

**स एवमनुभूयेदं नारायणविनिर्मितम्।**
**वैभवं योगमायायास्तमेव शरणं ययौ॥ १**
॥ १॥

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે શ્રીનારાયણે રચેલા યોગમાયાના આ વૈભવને અનુભવીને તે માર્કણ્ડેય ઋષિ તે ભગવાનને શરણે ગયા. ॥ ૧ ॥ ૧ ॥

मार्कण्डेय उवाच

**प्रपन्नोऽस्म्यङ्घ्रिमूलं ते प्रपन्नाभयदं हरे।**
**यन्माययापि विबुधा मुह्यन्ति ज्ञानकाशया॥ २**

**માર્કણ્ડેય ઋષિ બોલ્યા** – હે હરિ! શરણાગતને અભય આપનારા આપના ચરણમૂળને શરણે હું આવ્યો છું. જ્ઞાન(સત્ય)ની જેમ પ્રકાશતી જે આપની માયાથી જ્ઞાનીઓને પણ મોહ થાય છે! ॥ ૨ ॥

ज्ञानकाशया ज्ञानवत्प्रकाशमानया। त्वद्भजनं विना विद्वांसोऽपि यस्य तव मायया ज्ञानिनो वयमित्यहंकारेण विमुह्यन्तीत्यर्थः॥ २॥

**'ज्ञानकाशया'** જ્ઞાનની જેમ પ્રકાશતી જે આપની માયાથી, આપના ભજન વિના, 'અમે જ્ઞાની છીએ.' એવા અહંકારથી વિદ્વાનો પણ મોહ પામે છે, એમ અર્થ છે. ॥ ૨ ॥

श्रीनारायण एव स्वमायादर्शनश्रान्तं शिव-रूपेण सान्त्वयामास, तदाह—**तमेवमित्यादिना**।

પોતાની માયાથી પરિશ્રાંત થયેલા માર્કણ્ડેય ઋષિને શ્રીનારાયણે જ શિવરૂપે શાંત કર્યા. તે કહે છે – **'तम् एवम् इति।'** વગેરેથી.

सूत उवाच

**तमेवं निभृतात्मानं वृषेण दिवि पर्यटन्।**
**रुद्राण्या भगवान् रुद्रो ददर्श स्वगणैर्वृतः॥ ३**

**સૂતજી બોલ્યા** – (શરણાગતિના ભાવમાં) જેમનું ચિત્ત લીન થઈ ગયું હતું તે મુનિને, પાર્વતીજી સાથે નંદિ પર બેસીને પોતાના ગણ સાથે આકાશમાં વિચરતા ભગવાન રુદ્રે જોયા. ॥ ૩ ॥

निभृतात्मानं समाहितचित्तम्। रुद्राण्या भवान्या॥ ३॥

**अथोमा तमृषिं वीक्ष्य गिरिशं समभाषत।**
**पश्येमं भगवन् विप्रं निभृतात्मेन्द्रियाशयम्॥ ४**

**निभृतोदझषव्रातं वातापाये यथार्णवम्।**
**कुर्वस्य तपसः साक्षात् संसिद्धिं सिद्धिदो भवान्॥ ५**

निभृता निश्चला आत्मेन्द्रियाशया देहेन्द्रियमनांसि यस्य तम्॥ ४॥ निभृतं निश्चलमुदकं झषव्रातश्च यस्मिंस्तम्। संसिद्धिं फलं साक्षात्कुरु प्रकटीकुरु। यतो भवान्सिद्धिदः॥ ५॥

श्रीभगवानुवाच

**नैवेच्छत्याशिषः क्वापि ब्रह्मर्षिर्मोक्षमप्युत।**
**भक्तिं परां भगवति लब्धवान् पुरुषेऽव्यये॥ ६**

आशिषोऽभ्युदयलक्षणाः। उत निश्चितम्। अत्र हेतुः—**भक्तिमिति**॥ ६॥

**अथापि संवदिष्यामो भवान्येतेन साधुना।**
**अयं हि परमो लाभो नृणां साधुसमागमः॥ ७**

संवदिष्यामः संवादं करिष्यामः॥ ७॥

सूत उवाच

**इत्युक्त्वा तमुपेयाय भगवान् स सतां गतिः।**
**ईशानः सर्वविद्यानामीश्वरः सर्वदेहिनाम्॥ ८**

**'निभृत-आत्मानम्'** જેમનું ચિત્ત લીન થઈ ગયું હતું તે મુનિને – **'रुद्राण्या'** ભવાની પાર્વતીજી સાથે ॥ ૩ ॥

પછી એ ઋષિને જોઈને ઉમાદેવીએ ભગવાન ગિરિશને કહ્યું: 'હે ભગવાન, વાયુ શાંત હોય ત્યારે જળ અને જળચરોનો સમૂહ જેમાં નિશ્ચળ થાય છે, એવા સમુદ્રની જેમ જેમનાં દેહ, ઈન્દ્રિયો અને મન નિશ્ચળ થયાં છે, તેવા આ વિપ્રને જુઓ! આપ સિદ્ધિ આપનારા છો (માટે) આના (વિપ્રના) તપનું ફળ પ્રકટ કરો!' ॥ ૪ ॥ ૫ ॥

**'निभृताः'** નિશ્ચળ થયાં છે **'आत्मा-इन्द्रिय-आशयाः'** દેહ, ઈન્દ્રિય, મન જેમનાં તે ઋષિને (જુઓ)! ॥ ૪ ॥ **'निभृतम्'** નિશ્ચળ થયાં છે જળ અને જળચરો તે સમુદ્રની જેમ – **'संसिद्धिम्'** ફળ **'साक्षात्कुरु'** પ્રકટ કરો, કારણ કે આપ સિદ્ધિ આપનારા છો. ॥ ૫ ॥

**શ્રીભગવાન (શંકર) બોલ્યા** – (આ) બ્રહ્મર્ષિ (આ લોક અને પરલોકમાં) ઉન્નતિ કરાવનારી કોઈ પણ સિદ્ધિ ઈચ્છતા નથી, તેઓ મોક્ષની પણ કામના કરતા નથી કારણ કે ઘટઘટવાસી અવિનાશી ભગવાનમાં તેમને પરમ ભક્તિ પ્રાપ્ત થઈ ગઈ છે. ॥ ૬ ॥

**'आशिषः'** આ લોક અને પરલોકમાં ઉન્નતિ કરાવનારી (અભ્યુદયલક્ષણા) સિદ્ધિ – **'उत'** નિશ્ચિતરૂપે – આ માટેનું કારણ – **'भक्तिम् इति।'** પરમ ભક્તિ પ્રાપ્ત થઈ છે. ॥ ૬ ॥

તેમ છતાં હે ભવાની! આ સત્પુરુષ સાથે આપણે વાર્તાલાપ કરીશું કારણ કે સત્પુરુષોનો સમાગમ એ જ મનુષ્યો માટે પરમ લાભ છે. ॥ ૭ ॥

**'संवदिष्यामः'** આપણે સંવાદ કરીશું. ॥ ૭ ॥

**સૂતજી બોલ્યા** – એમ કહીને સત્પુરુષોની ગતિરૂપ, સર્વ વિદ્યાઓ અને સર્વ દેહધારીઓના ઈશ્વર ભગવાન શંકર તેમની (માર્કણ્ડેય ઋષિની) પાસે ગયા. ॥ ૮ ॥

सतां गतित्वे हेतुः—**ईशान इति**॥ ८॥

સત્પુરુષોની ગતિ હોવાનું કારણ – **'ईशानः इति।'** સર્વ વિદ્યાઓ અને સર્વ દેહધારીઓના ઈશ્વર હોવાથી ॥ ૮ ॥

**तयोरागमनं साक्षादीशयोर्जगदात्मनोः।**
**न वेद रुद्धधीवृत्तिरात्मानं विश्वमेव च॥ ९**

જેમણે અંતઃકરણની વૃત્તિઓનો નિરોધ કર્યો હતો તેવા તે મુનિએ જગતના આત્મારૂપ બંને ઈશ્વરો (શર્વ અને શર્વાણી)નાં આગમનને, પોતાના દેહને અને વિશ્વને પણ જાણ્યું નહીં! ॥ ૯ ॥

रुद्धा धियोऽन्तःकरणस्य वृत्तयो येन सः॥ ९॥

**'रुद्धा धियः'** નિરોધ કરવામાં આવ્યો છે અંતઃકરણની વૃત્તિઓનો જેમના દ્વારા તે ઋષિ॥ ૯॥

**भगवांस्तदभिज्ञाय गिरीशो योगमायया।**
**आविशत्तद्गुहाकाशं वायुश्छिद्रमिवेश्वरः॥ १०**
॥ १०॥

તેને (ઋષિના વૃત્તિનિરોધને) જાણીને, વાયુ જેમ છિદ્રમાં પ્રવેશ કરે તેમ સર્વશક્તિમાન ભગવાન કૈલાસપતિએ પોતાની યોગમાયાથી તેમના હૃદયાકાશમાં પ્રવેશ કર્યો. ॥ ૧૦ ॥ ૧૦ ॥

**आत्मन्यपि शिवं प्राप्तं तडित्पिंगजटाधरम्।**
**त्र्यक्षं दशभुजं प्रांशुमुद्यन्तमिव भास्करम्॥ ११**

**व्याघ्रचर्माम्बरधरं शूलखट्वांगचर्मभिः।**
**अक्षमालाडमरुककपालासिधनुः सह॥ १२**

**बिभ्राणं सहसा भातं विचक्ष्य हृदि विस्मितः।**
**किमिदं कुत एवेति समाधेर्विरतो मुनिः॥ १३**

માર્કણ્ડેય મુનિ હૃદયની અંદર પણ એકાએક જ પ્રકટ થયેલા, વીજળી જેવી પીંગળી જટા ધારણ કરેલા, ત્રણ નેત્ર અને દસ ભુજાઓ ધારણ કરેલા, ઉન્નત દેહવાળા, વ્યાઘ્રચર્મનું વસ્ત્ર ધારણ કરનારા, ત્રિશૂળ, ખટ્વાંગ અને ઢાલ સહિત રુદ્રાક્ષની માળા, ડમરુ, કપાલ, તલવાર અને ધનુષ્ય ધારણ કરનારા, ઉદય પામતા સૂર્ય જેવા શંકર ભગવાનને પ્રાપ્ત થયેલા જોઈને 'આ શું? આ ક્યાંથી?' એમ વિસ્મિત થઈ સમાધિથી અટક્યા. ॥ ૧૧ ॥ ૧૨ ॥ ૧૩ ॥

न केवलं बहिरेवात्मन्यपि प्राप्तं शिवं विचक्ष्य विस्मितः। कथं प्राप्तम्। सहसाकस्मादेव हृदि भातम्। कथंभूतम्। तडिद्वत्पिशङ्गा जटा धारयतीति तथा तम्। त्रीण्यक्षीणि यस्य तम्। शूलादिभिः सहाक्ष-मालादीन्बिभ्राणमित्यन्वयः। अक्षमालादीनां द्वन्द्वैक्यम्॥ ११॥ १२॥ विस्मयपूर्वकं बहि-र्दर्शनमाह—**किमिदमिति**॥ १३॥

કેવળ બહાર જ નહીં પણ હૃદયની અંદર પણ પ્રાપ્ત થયેલા શિવને જોઈને વિસ્મિત થયા. કેવી રીતે પ્રાપ્ત થયેલા શિવને? **'सहसा'** એકાએક જ હૃદયમાં પ્રકટ થયેલા શિવને – કેવા શિવને? વીજળી જેવી પીંગળી જટા ધારણ કરે છે તેવા તેમને, ત્રણ નેત્રો છે જેમનાં તેમને, ત્રિશૂળ વગેરે સહિત રુદ્રાક્ષની માળા વગેરે ધારણ કરતા શિવને, એમ અન્વય છે. રુદ્રાક્ષની માળા વગેરેનો સમાહાર દ્વન્દ્વૈક્ય સમાસ છે. ॥ ૧૧ ॥ ૧૨ ॥ બહારના આશ્ચર્યકારક દર્શનને વર્ણવે છે – **'किम् इदम् इति।'** ॥ ૧૩ ॥

**नेत्रे उन्मील्य ददृशे सगणं सोमयाऽऽगतम्।**
**रुद्रं त्रिलोकैकगुरुं ननाम शिरसा मुनिः ॥ १४**

सोमया उमया सहागतं रुद्रं ददृशे। ततो ननाम॥ १४॥

**तस्मै सपर्यां व्यदधात् सगणाय सहोमया।**
**स्वागतासनपाद्यार्घगन्धस्रग्धूपदीपकैः॥ १५**

॥ १५॥

पूर्णकामत्वं व्यनक्ति—

**आह चात्मानुभावेन पूर्णकामस्य ते विभो।**
**करवाम किमीशान येनेदं निर्वृतं जगत्॥ १६**

येन त्वया जगन्निर्वृतं भवतीति॥ १६॥

निर्गुणत्वेन त्रिगुणत्वेन च नमस्करोति—

**नमः शिवाय शान्ताय सत्त्वाय प्रमृडाय च।**
**रजोजुषेऽप्यघोराय नमस्तुभ्यं तमोजुषे॥ १७**

नमः शिवाय निर्गुणाय। सत्त्वाय सत्त्वाधिष्ठात्रे। अत एव प्रमृडयति सुखयतीति तथा तस्मै ॥१७॥

सूत उवाच

**एवं स्तुतः स भगवानादिदेवः सतां गतिः।**
**परितुष्टः प्रसन्नात्मा प्रहसंस्तमभाषत॥ १८**

॥ १८॥

મુનિએ નેત્રો ઉઘાડીને પાર્વતીજી સાથે ત્રણેય લોકના એક માત્ર ગુરુ શંકરને પોતાના ગણો સહિત પધારેલા જોયા અને તેમને મસ્તક નમાવીને પ્રણામ કર્યા. ॥ ૧૪ ॥

**‘स-उमया’** ઉમા સહિત આવેલા રુદ્રને જોયા, પછી પ્રણામ કર્યા. ॥ ૧૪ ॥

સ્વાગત, આસન, ચરણપ્રક્ષાલન, જળ, અર્ઘ્ય, ચંદન, પુષ્પમાળા, ધૂપ અને દીપથી તેમણે પાર્વતીજી સહિત અને ગણો સહિત તેમની (શંકર ભગવાનની) પૂજા કરી. ॥ ૧૫ ॥ ૧૫ ॥

ભગવાનનું પૂર્ણકામત્વ પ્રકટ કરે છે –

હે વિભુ! હે ઈશાન! જે (આનંદરૂપ) આપના દ્વારા આ જગત આનંદિત થઈ રહ્યું છે, તે આત્માના (આનંદના) અનુભવથી પૂર્ણકામ એવા આપની અમે શી સેવા કરીએ? ॥ ૧૬ ॥

જે આપના દ્વારા જગત આનંદિત થઈ રહ્યું છે. ॥ ૧૬ ॥

નિર્ગુણરૂપ અને ત્રિગુણરૂપ હોવાથી (ઋષિ) નમસ્કાર કરે છે –

નિર્ગુણ હોવા છતાં સત્ત્વના અધિષ્ઠાતા, શાંત અને અત્યંત સુખકારકને નમસ્કાર. રજોગુણયુક્ત હોવા છતાં જે ભયંકર નથી અને તમોગુણયુક્ત (હોવા છતાં જે મૂઢ નથી) તેવા આપને નમસ્કાર. ॥ ૧૭ ॥

**‘शिवाय’** નિર્ગુણસ્વરૂપને નમસ્કાર, **‘सत्त्वाय’** સત્ત્વના અધિષ્ઠાતાને (નમસ્કાર), આથી જ **‘प्रमृडयति’** અત્યંત સુખ આપનારા તેવા તેમને (નમસ્કાર). ॥ ૧૭ ॥

**સૂતજી બોલ્યા –** આ પ્રમાણે જેમની સ્તુતિ કરવામાં આવી તે સત્પુરુષોની ગતિરૂપ, પ્રસન્ન મનવાળા આદિદેવ શંકર સંતુષ્ટ થઈ હાસ્ય કરતા તેમને કહેવા લાગ્યા. ॥ ૧૮ ॥ ૧૮ ॥

श्रीभगवानुवाच

**वरं वृणीष्व नः कामं वरदेशा वयं त्रयः।**
**अमोघं दर्शनं येषां मर्त्यो यद् विन्दतेऽमृतम्॥ १९**

**શ્રીભગવાન (શંકર) બોલ્યા** – જેમનાં દર્શન ક્યારેય નિષ્ફળ જતાં નથી અને જેમની પાસેથી (મરણધર્મા) મનુષ્ય અમૃતરૂપ મોક્ષ પ્રાપ્ત કરે છે, તેવા અમે ત્રણ (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ) વરદાન આપનારાઓના ઈશ્વર છીએ. માટે અમારી પાસેથી અભીષ્ટ વરદાન માગો! ॥ ૧૯ ॥

नोऽस्मत्तः त्रयो ब्रह्मविष्णुमहेश्वराः। यद्येभ्यः। ते वयम्॥ १९॥

**'नः'** અમારી પાસેથી, **'त्रयः'** બ્રહ્મા, વિષ્ણુ, મહેશ – એમ ત્રણ, **'यत्'** જેમની પાસેથી (મનુષ્યો મોક્ષ મેળવે છે,) તેવા અમે ॥ ૧૯ ॥

वरदानादिना भवत्सेवैवास्माभिः क्रियते, नत्वनुग्रहो जगद्वन्द्यत्वाद्भवतामिति ब्राह्मणान्स्तौति—ब्राह्मणा इत्यादि।

વરદાનાદિ દ્વારા અમારાથી આપની સેવા કરવામાં આવે છે, પણ અનુગ્રહ નહીં! એમ બ્રાહ્મણોની સ્તુતિ કરે છે – **'ब्राह्मणाः इति।'** વગેરેથી.

**ब्राह्मणाः साधवः शान्ता निःसंगा भूतवत्सलाः।**
**एकान्तभक्ता अस्मासु निर्वैराः समदर्शिनः॥ २०**
**सलोका लोकपालास्तान् वन्दन्त्यर्चन्त्युपासते।**
**अहं च भगवान् ब्रह्मा स्वयं च हरिरीश्वरः॥ २१**

જે બ્રાહ્મણો સદાચારનિષ્ઠ, મત્સરરહિત (શાંત), નિષ્કામ, પ્રાણીઓ ઉપર પ્રેમ રાખનારા, નિર્વેર, સમદર્શી અને અમારા અનન્ય ભક્ત હોય છે, ॥૨૦॥ તેઓને લોકો સહિત લોકપાલો વંદન કરે છે, પૂજે છે અને ઉપાસે છે; ભગવાન બ્રહ્મા, સર્વના ઈશ્વર સાક્ષાત્ શ્રીહરિ અને હું – અમે પણ તેમની વંદના, પૂજા અને ઉપાસના કરીએ છીએ! ॥ ૨૧॥

ये साधवः सदाचाराः। शान्ता मत्सरादि-रहिताः। निःसङ्गा निष्कामाः॥ २०॥

જે બ્રાહ્મણો **'साधवः'** સદાચારી, **'शान्ताः'** મત્સરાદિથી રહિત, **'निःसंगाः'** નિષ્કામ ॥ ૨૦ ॥

न केवलं त एव, किंत्वहं चेत्यादि ॥ २१॥

કેવળ તેઓ જ નહીં પણ હું (શંકર) તથા (બ્રહ્મા અને વિષ્ણુ) વગેરે ॥ ૨૧ ॥

पूज्यतमत्वे हेत्वन्तरमाह—**नेति**।

બ્રાહ્મણો અત્યંત પૂજ્ય હોવા માટેનું બીજું કારણ કહે છે – **'न इति।'**

**न ते मय्यच्युतेऽजे च भिदामण्वपि चक्षते।**
**नात्मनश्च जनस्यापि तद् युष्मान् वयमीमहि॥ २२**

મારામાં, અચ્યુત (વિષ્ણુ)માં અને બ્રહ્મામાં, પોતાનામાં અને સર્વ જીવોમાં જે અણુમાત્ર પણ ભેદ જોતા નથી, તેથી તેવા આપની અમે સેવા કરીએ છીએ. ॥ ૨૨ ॥

अण्वप्यणुमात्रमपि। न चक्षते न पश्यन्ति। तत्तस्मादेवंभूतान्युष्मान् ईमहि भजेम॥ २२॥

'**अण्वपि**' અણુમાત્ર પણ ભેદ '**न चक्षते**' જોતા નથી, '**तत्**' તેથી આવા (અભેદદર્શી) આપની અમે '**ईमहि**' સેવા કરીએ છીએ. ॥ २२ ॥

**न ह्यम्मयानि तीर्थानि न देवाश्चेतनोज्झिताः।**
**ते पुनन्त्युरुकालेन यूयं दर्शनमात्रतः॥ २३**
॥ २३॥

જળમય તીર્થો અને ચેતનરહિત મૂર્તિઓ કેવળ (દર્શનમાત્રથી પવિત્ર નથી કરતાં પણ) દીર્ઘકાળ પછી પવિત્ર કરે છે, પરંતુ આપ સત્પુરુષો તો દર્શનમાત્રથી જ પવિત્ર કરો છો. ॥ २३ ॥ २३ ॥

**ब्राह्मणेभ्यो नमस्यामो येऽस्मद्रूपं त्रयीमयम्।**
**बिभ्रत्यात्मसमाधानतपःस्वाध्यायसंयमैः॥ २४**

જે બ્રાહ્મણો ચિત્તની એકાગ્રતા, વેદવિચાર-વિમર્શ(રૂપ તપ), વેદાધ્યયન અને (વાણી વગેરે ઈન્દ્રિયો ઉપર) સંયમ રાખવા દ્વારા અમારું વેદમય સ્વરૂપ ધારણ કરે છે, તે બ્રાહ્મણોને અમે નમીએ છીએ. ॥ २४ ॥

ब्राह्मणेभ्यो ब्राह्मणान्। आत्मसमाधानं चित्तैकाग्र्यम्। तप आलोचनम्। स्वाध्यायो-ऽध्ययनम्। संयमो वागादिनियमस्तैः॥ २४॥

'**ब्राह्मणेभ्यः**' બ્રાહ્મણોને – '**आत्मसमाधानम्**' ચિત્તની એકાગ્રતા, '**तपः**' વેદવિચાર-વિમર્શ, '**स्वाध्यायः**' વેદાધ્યયન, '**संयमः**' વાણી વગેરે ઈન્દ્રિયોનું નિયમન, તેમના દ્વારા ॥ २४ ॥

**श्रवणाद् दर्शनाद् वापि महापातकिनोऽपि वः।**
**शुध्येरन्नन्त्यजाश्चापि किमु सम्भाषणादिभिः**
**॥ २५॥**

જે આપના (ચરિત્રોનાં) શ્રવણથી અને દર્શનથી પણ મહાપાપીઓ અને અત્યંજો પણ પવિત્ર થાય છે, તો વાર્તાલાપ વગેરેથી પવિત્ર થાય, તેમાં કહેવું જ શું? ॥ २५ ॥

किंच, श्रवणादित्यादि॥ २५॥

વળી, શ્રવણ વગેરે કરવાથી ॥ २५ ॥

**सूत उवाच**

**इति चन्द्रललामस्य धर्मगुह्योपबृंहितम्।**
**वचोऽमृतायनमृषिर्नातृप्यत् कर्णयोः पिबन्॥ २६**

**સૂતજી બોલ્યા** – ચંદ્રરૂપી આભૂષણ ધારણ કરનાર ચંદ્રમૌલિ શ્રીશંકર ભગવાનનું ધર્મના રહસ્યથી યુક્ત અને (પરમાનંદરૂપ) અમૃતના આશ્રયસ્થાનરૂપ વચન બંને કર્ણો(ના પડિયા)થી પાન કરતા ઋષિ ધરાયા નહીં. ॥ २६ ॥

चन्द्रो ललामो भूषणं यस्य तस्य धर्मरहस्ययुक्तममृतास्पदं वचः कर्णाभ्यां पिबन्नातृप्यदलमिति नामन्यत। कर्णयोरमृता-यनमिति वान्वयः॥ २६॥

ચંદ્ર '**ललामः**' ભૂષણ છે જેમનું તેમના, ધર્મના રહસ્યથી યુક્ત અને અમૃતના આશ્રયસ્થાનરૂપ વચન બંને કર્ણોથી પાન કરતા ઋષિ '**न-अतृप्यत्**' તૃપ્ત થયા નહીં અથવા બંને કર્ણોના અમૃત આશ્રયરૂપ વચન, એમ અન્વય છે. ॥ २६ ॥

**स चिरं मायया विष्णोर्भ्रामितः कर्शितो भृशम्।**
**शिववागमृतध्वस्तक्लेशपुंजस्तमब्रवीत् ॥**
**॥ २७ ॥**

શ્રીવિષ્ણુની માયા દ્વારા ચિરકાળ પર્યંત ભટકાવવામાં આવેલા (હોવાથી) અતિશય કૃશ (દૂબળા) થઈ ગયેલા તે ઋષિ, ભગવાન શંકરની વાણીરૂપ અમૃતથી જેમનો ક્લેશસમુદાય નષ્ટ થઈ ગયો, તેવા થઈને તેમને કહેવા લાગ્યા. ॥ ૨૭ ॥

शिवस्य वागेवामृतं तेन ध्वस्तः क्लेशपुञ्जो यस्य सः ॥ २७ ॥

શિવની વાણી જ અમૃત, તેનાથી જેમનો ક્લેશસમુદાય ધ્વસ્ત (નષ્ટ) થઈ ગયો, તેવા તે॥ ૨૭ ॥

**ऋषिरुवाच**

**अहो ईश्वरलीलेयं दुर्विभाव्या शरीरिणाम्।**
**यन्नमन्तीशितव्यानि स्तुवन्ति जगदीश्वराः ॥ २८**

**(માર્કણ્ડેય) ઋષિ બોલ્યા** – અહો! ઈશ્વરની આ લીલા દેહધારીઓને માટે સમજવી કઠણ છે! જે માયાથી તેમના પોતાના નિયમનમાં રહેનારા (મારા જેવાં) પ્રાણીઓને જગતના ઈશ્વરો નમન કરે છે તથા તેમનું સ્તવન કરે છે! ॥ ૨૮ ॥

इयं लीला दुर्विभाव्याऽवितर्क्या। यद्यया ईशितव्यानि स्वनियम्यानि यानि भूतानि तानि जगदीश्वराः। स्वयं नमन्ति स्तुवन्ति चेति ॥ २८ ॥

આ લીલા **'दुर्विभाव्या'** અવિતર્ક્ય, સમજવી કઠણ છે, **'यत्'** જે માયાથી **'ईशितव्यानि'** ઈશ્વર દ્વારા નિયમન કરવા યોગ્ય પ્રાણીઓ છે તેમને સ્વયં જગતના ઈશ્વરો નમન કરે છે અને તેમનું સ્તવન કરે છે! ॥ ૨૮ ॥

अथवा लोकसंग्रहमात्रमेतदित्याह— **धर्ममिति**।

અથવા જનસમુદાયના કલ્યાણ માટે (તેમને ઉદાહરણરૂપ બનવા માટે) જ આ (લીલા) છે, એમ કહે છે – **'धर्मम् इति।'**

**धर्मं ग्राहयितुं प्रायः प्रवक्तारश्च देहिनाम्।**
**आचरन्त्यनुमोदन्ते क्रियमाणं स्तुवन्ति च ॥ २९**

ધર્મના પ્રવક્તાઓ પણ પ્રાણીઓને ધર્મ ગ્રહણ કરાવવા સ્વયં ધર્મનું આચરણ, અનુમોદન અને આચરાતા ધર્મની પ્રશંસા કરે છે. ॥ ૨૯ ॥

प्रवक्तारोऽपि यत्स्वयं देहिनां धर्मं ग्राहयितुमाचरन्ति ॥ २९ ॥

ધર્મના પ્રવક્તાઓ પણ દેહધારીઓને ધર્મ ગ્રહણ કરાવવા માટે તેથી સ્વયં ધર્માચરણ કરે છે. ॥ ૨૯ ॥

नन्वेतत्स्वप्रभावतिरस्कारकं कथं मया क्रियते तत्राह—**नैतावतेति**।

શંકા કરવામાં આવી છે કે આ (નમનાદિ) પોતાના પ્રભાવને ઢાંકી દેનારાં હોવાથી (પરોપકાર માટે પણ કેવી રીતે યોગ્ય છે?) તે મારા દ્વારા શા માટે કરવામાં આવે? એમ જો ભગવાન શંકા કરે તો તે માટે ઉત્તર આપે છે – **'न एतावता इति।'**

**नैतावता भगवतः स्वमायामयवृत्तिभिः ।**
**न दुष्येतानुभावस्तैर्मायिनः कुहकं यथा ॥ ३०**

એતાવતા લોકસંગ્રહમાત્રેણ। તૈર્નમનાદિભિઃ — एतावता लोकसंग्रहमात्रेण। तैर्नमनादिभिः कथंभूतैः। स्वमायामयी वृत्तिर्येषु तैर्भगवतो मायिनस्तवानुभावो न दुष्येत। यतः प्रसिद्धस्य मायिनः कुहकं कपटं यथा तथा एतानि नमनादीनि। अतस्तस्य यथा कुहकैरात्मानुभावो न दुष्यति तद्वत्। प्रदुष्येतानुभाव इति पाठे नकारस्य दृष्टान्तेऽप्यनुषङ्गः ॥ ३० ॥

જેમ નટનો વેશ ભજવનારો નાટક ભજવે તેથી તેનો પોતાનો પ્રભાવ દૂષિત નથી થતો તેમ માત્ર આટલા (લોકસંગ્રહ)થી જ પોતાની માયાની વૃત્તિઓનો સ્વીકાર કરીને (નમનાદિ કરવાથી) ભગવાન એવા આપનો પ્રભાવ દૂષિત થતો નથી. ॥ ૩૦ ॥

‘**एतावता**’ માત્ર આટલા લોકસંગ્રહથી, ‘**तैः**’ તે નમન વગેરે કરવાથી, કેવાં નમનાદિથી? પોતાની માયામયી વૃત્તિ છે જેમનામાં તેમનો સ્વીકાર કરીને (નમનાદિ કરવાથી) માયાવી ભગવાન એવા આપનો પ્રભાવ દૂષિત થતો નથી. જેમ સફળ નટ ‘**कुहकम्**’ છદ્મ વેશ ભજવે તેમ, તેવાં આ નમનાદિ કરવાથી જેમ અનેક વેશ લેવાથી પોતાનો પ્રભાવ દૂષિત નથી થતો તેમ! ‘**न दुष्येतानुभावः**’ ને બદલે ‘**प्रदुष्येतानुभावः**’ પાઠમાં, દૃષ્ટાંતમાં **न** કાર જોડવો. (તેનાથી પ્રભાવ પ્રદૂષિત થતો નથી, એમ અર્થ થાય.) ॥ ૩૦ ॥ (દાર્ષ્ટાન્તિકમાં, પદ્યના પ્રારંભમાં ‘**न**’ છે, તેને દૃષ્ટાંતમાં પણ જોડવો.)

मायाचेष्टितं प्रपञ्चयति—**सृष्ट्वेति**।

માયાનું કાર્ય સમજાવે છે – ‘**सृष्ट्वा इति**।’

**सृष्ट्वेदं मनसा विश्वमात्मनानुप्रविश्य यः ।**
**गुणैः कुर्वद्भिराभाति कर्तेव स्वप्नदृग् यथा ॥ ३१**

स्वप्नदृग्यथेत्यविद्या चेष्टिते दृष्टान्तः ॥ ३१ ॥

સ્વપ્નદ્રષ્ટાની જેમ પોતાના મનથી જ આ વિશ્વનું સર્જન કરીને, તેમાં સ્વયં પ્રવિષ્ટ થઈને કર્તા ન હોવા છતાં પણ કર્મ કરતા ગુણો દ્વારા આપ કર્તા હો તેવા ભાસો છો. ॥ ૩૧ ॥

(અવિદ્યાથી સ્વપ્નસૃષ્ટિ સર્જતા જીવને જેમ વસ્તુતઃ સ્વપ્ન સાથે સંબંધ નથી, તો વળી ઈશ્વરને તો સંબંધ હોય જ ક્યાંથી? એમ) અવિદ્યાના કાર્ય વિષેનું દૃષ્ટાંત છે. ॥ ૩૧ ॥

**तस्मै नमो भगवते त्रिगुणाय गुणात्मने ।**
**केवलायाद्वितीयाय गुरवे ब्रह्ममूर्तये ॥ ३२**

त्रिगुणत्वेऽपि न जीववत्तदभिभूताय किंतु गुणानामात्मने नियन्त्रे ॥ ३२ ॥

ત્રિગુણરૂપ, ત્રણે ગુણોના નિયંતા, કેવળ (શુદ્ધ)સ્વરૂપ, અદ્વિતીય, સર્વના ઉપદેશક તથા વેદસ્વરૂપ તે (આપ) ભગવાનને નમસ્કાર. ॥૩૨॥

ત્રિગુણરૂપ હોવા છતાં જીવની જેમ તે ગુણોથી અભિભૂત થનારને નહીં, પરંતુ ગુણોના ‘**आत्मने**’ નિયંતાને (નમસ્કાર). ॥ ૩૨ ॥

‘वरं वृणीष्व’ इति यदुक्तं तत्राह—**कमिति**।

**कं वृणे नु परं भूमन् वरं त्वद् वरदर्शनात्।**
**यद्दर्शनात् पूर्णकामः सत्यकामः पुमान् भवेत्॥ ३३**

‘**वरं वृणीष्व**’ (શ્લોક-૧૯) એમ જે કહેવાયું તે માટે કહે છે – ‘**किम् इति।**’

હે સર્વવ્યાપક! જેમનું દર્શન શ્રેષ્ઠ છે, તેવા આપનાં (દર્શન) સિવાય બીજું કયું વરદાન માગું? કારણ કે આપનાં દર્શનથી જ મનુષ્ય સર્વ આનંદના સમુચ્ચયરૂપ અને ઈચ્છાનુસાર સર્વ આનંદ પ્રાપ્ત કરનારો થઈ જાય છે. ॥ ૩૩ ॥

वरं दर्शनं यस्य तस्मात् त्वत्तः परं कं नु वरं वृणे। यस्य तव दर्शनादवलोकनात्पूर्णकामः सर्वानन्दसंदोहरूपः सत्यकामो यथेच्छं प्राप्तसर्वानन्दः ॥ ३३ ॥

જેમનું દર્શન શ્રેષ્ઠ છે તેથી તેવા આપની પાસેથી (આપનાં દર્શન સિવાય) બીજું કયું વરદાન માગું? જે આપનાં દર્શનથી, અવલોકનથી (મનુષ્ય) ‘**पूर्णकामः**’ સર્વ આનંદના સમુચ્ચયરૂપ અને ‘**सत्यकामः**’ ઈચ્છાનુસાર સર્વ આનંદ પ્રાપ્ત કરનારો થઈ જાય છે. ॥ ૩૩ ॥

**वरमेकं वृणेऽथापि पूर्णात् कामाभिवर्षणात्।**
**भगवत्यच्युतां भक्तिं तत्परेषु तथा त्वयि॥ ३४**

॥ ३४ ॥

તેમ છતાં સમસ્ત કામનાઓની વૃષ્ટિ કરનાર, પરિપૂર્ણ (એવા આપની) પાસેથી હું એક વરદાન માગું છું કે ભગવાનમાં, તેમના શરણાગત ભક્તોમાં અને આપનામાં મારી અચ્યુત (ઉજ્જવળ, અવિચળ) ભક્તિ થાઓ! ॥ ૩૪ ॥ ૩૪ ॥

सूत उवाच

**इत्यर्चितोऽभिष्टुतश्च मुनिना सूक्तया गिरा।**
**तमाह भगवान् शर्वः शर्वया चाभिनन्दितः॥ ३५**

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે મુનિ દ્વારા મધુર વાણીથી જેમની સ્તુતિ અને અર્ચના કરવામાં આવી તેમ જ પાર્વતીજી દ્વારા જેમને અનુમોદન આપવામાં આવ્યું તે ભગવાન શર્વ (શંકર) તેમને (મુનિને) કહેવા લાગ્યા. ॥ ૩૫ ॥

वरदानाय स्वयमेव प्रवृत्तः शर्वयोमया चाभिनन्दितोऽनुमोदितः सन्नाह॥ ३५ ॥

વરદાન આપવા માટે સ્વયં જ પ્રવૃત્ત થયેલા અને ‘**शर्वया**’ ઉમા દ્વારા ‘**अभिनन्दितः**’ અનુમોદન આપવામાં આવેલા ભગવાન શર્વ કહેવા લાગ્યા.॥૩૫॥

**कामो महर्षे सर्वोऽयं भक्तिमांस्त्वमधोक्षजे।**
**आकल्पान्ताद् यशः पुण्यमजरामरता तथा॥ ३६**

હે મહર્ષિ, ભગવાન અધોક્ષજમાં તમે ભક્તિવાળા છો તેથી આ સર્વ કામના (પરિપૂર્ણ થાઓ!), કલ્પપર્યન્ત તમારો પવિત્ર યશ (સ્થિર રહો) તથા તમને અજરત્વ અને અમરત્વ પ્રાપ્ત થાઓ! ॥ ૩૬ ॥

**ज्ञानं त्रैकालिकं ब्रह्मन् विज्ञानं च विरक्तिमत् ।**
**ब्रह्मवर्चस्विनो भूयात् पुराणाचार्यतास्तु ते ॥ ३७**

हे બ્રહ્મસ્વરૂપ, બ્રહ્મતેજથી યુક્ત તમને ત્રિકાળ જ્ઞાન અને વૈરાગ્યયુક્ત વિજ્ઞાન (અપરોક્ષાનુભૂતિ) પ્રાપ્ત થાઓ! તેમ જ પુરાણોનું આચાર્યત્વ પ્રાપ્ત થાઓ! ॥ ૩૭ ॥

कामोऽयं सर्वोऽप्यन्यच्च यत्पुण्यं यश इत्यादिब्रह्मवर्चस्विनस्ते भूयादित्युत्तरेणान्वयः । यतस्त्वमधोक्षजे भक्तिमान् ॥ ३६ ॥ ३७ ॥

આ સર્વ કામના તથા અન્ય પણ જે પવિત્ર યશ વગેરે છે, તે બ્રહ્મવર્ચસ્વી આપને થાઓ, એમ પછીના શ્લોકો (૩૭) સાથે સંબંધ છે. ભગવાન અધોક્ષજમાં આપ ભક્તિવાળા હોવાથી (આપને આ સર્વ પ્રાપ્ત થાઓ)! ॥ ૩૬ ॥ ૩૭ ॥

सूत उवाच

**एवं वरान् स मुनये दत्त्वागात्त्र्यक्ष ईश्वरः ।**
**देव्यै तत्कर्म कथयन्ननुभूतं पुराऽमुना ॥ ३८**

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે મુનિને વરદાન આપીને ત્રિલોચન ભગવાન શંકર, પૂર્વે આ મુનિ દ્વારા કરાયેલું તપકર્મ અને અનુભવ કરવામાં આવેલો માયાનો પ્રભાવ દેવી પાર્વતીને કહેતા ત્યાંથી ગયા. ॥ ૩૮ ॥

तस्य कर्म तप आदि। अमुना पुरानुभूतं यद्भगवन्मायावैभवं तच्च कथयन् ॥ ३८ ॥

તેમનું તપ વગેરે કર્મ, પૂર્વે આ મુનિ દ્વારા અનુભવ કરવામાં આવેલો ભગવાનની માયાનો જે વૈભવ છે, તેનું વર્ણન કરતા (ભગવાન શંકર ત્યાંથી ગયા). ॥ ૩૮ ॥

**सोऽप्यवाप्तमहायोगमहिमा भार्गवोत्तमः ।**
**विचरत्यधुनाप्यद्धा हरावेकान्ततां गतः ॥ ३९**

જેમણે મહાયોગનો મહિમા અને શ્રીહરિમાં અનન્ય ભક્તિ પ્રાપ્ત કરી તે ભૃગુવંશશિરોમણિ મુનિ માર્કણ્ડેય આજે પણ (પૃથ્વી પર) સાક્ષાત્ વિચરણ કરી રહ્યા છે! ॥ ૩૯ ॥

अवाप्तो महायोगमहिमा येन सः ॥ ३९ ॥

પ્રાપ્ત કર્યો છે મહાયોગનો મહિમા જેમણે તે મુનિ ॥ ૩૯ ॥

**अनुवर्णितमेतत्ते मार्कण्डेयस्य धीमतः ।**
**अनुभूतं भगवतो मायावैभवमद्भुतम् ॥ ४०**

પરમ જ્ઞાનસંપન્ન માર્કણ્ડેય મુનિનું આ ચરિત્ર અને તેમણે અનુભવેલો ભગવાનની માયાનો વૈભવ તમારી આગળ વર્ણવવામાં આવ્યો. ॥ ૪૦ ॥

एतन्मार्कण्डेयस्य चरितं तेनानुभूतं च भगवन्मायावैभवं तेऽनुवर्णितम् ॥ ४० ॥

માર્કણ્ડેય મુનિનું આ ચરિત્ર અને તેમના દ્વારા અનુભવવામાં આવેલો ભગવાનની માયાનો વૈભવ તમારી આગળ વર્ણવવામાં આવ્યો. ॥ ૪૦ ॥

नन्वेवमप्यस्मत्कुलोत्पन्नस्यास्य सप्तकल्पायुष्ट्वं वृद्धैरुच्यमानं विरुद्धमेव तत्राह—

શંકા કરવામાં આવી છે કે જો આ પ્રમાણે હોય તો આપણા કુળમાં ઉત્પન્ન થયેલા આ ઋષિનું આયુષ્ય સાત કલ્પનું છે, એમ વૃદ્ધો દ્વારા કહેવાય છે, તો તેમાં વિરોધ જણાય છે! તે માટે ઉત્તર આપે છે–

**एतत् केचिदविद्वांसो मायासंसृतिमात्मनः।**
**अनाद्यावर्तितं नृणां कादाचित्कं प्रचक्षते॥ ४१**

માર્કણ્ડેય મુનિ દ્વારા અનુભવાયેલો અનેક કલ્પરૂપી ભગવાનની માયાનો આ વૈભવ ઈશ્વરની ઈચ્છાથી થયો હતો અને (કેવળ તેમને જ દેખાયો હતો, તે સર્વ સાધારણ ન હતો પણ) તાત્કાલિક હતો. બહુકાળ સુધી ચાલતું ભગવાનનું આ માયાચેષ્ટિત વારંવાર થયા કરે છે, એમ કેટલાક અજ્ઞાનીઓ કહે છે! ભગવાનની માયા મનુષ્યોની ઉત્પત્તિ તથા પ્રલયાદિવાળી છે, એમ તેઓ જાણતા નથી. ॥ ૪૧ ॥

एतन्मार्कण्डेयेनानुभूतं भगवन्मायावैभवं नानाकल्परूपं कादाचित्कमीश्वरेच्छया तस्यैवाकस्मिकं, नतु सर्वसाधारणम्। एतत्केचिदनादिबहुकालमावर्तितं दैवयुगसहस्रद्वयमानेन पुनःपुनः परिवर्तितं प्रचक्षते। के ते। नृणां संसृतिं सर्गप्रलयादिलक्षणामात्मनो भगवतो मायेत्येवमविद्वांसः। विद्वांसस्तु मायाशिशोः श्वासोच्छ्‌वासाभ्यां सप्तकृत्वस्तदुदरप्रवेशनिर्गमतः सप्तकल्पत्वं तत्क्षणमात्रेणेति वदन्ति, अतो न विरोध इत्यर्थः॥ ४१॥

માર્કણ્ડેય મુનિ દ્વારા અનુભવાયેલો અનેક કલ્પરૂપી ભગવાનની માયાનો આ વૈભવ **'कादाचित्कम्'** ઈશ્વરની ઈચ્છાથી થયો હતો અને કેવળ તેમને (મુનિને) માટે જ, તાત્કાલિક થયો હતો પરંતુ સર્વ સાધારણ ન હતો. **'अनादि'** બહુકાળ સુધી ચાલતું, **'आवर्तितम्'** દેવતાઓના બે હજાર યુગે વારંવાર થતું આ ભગવાનની માયાનું ચેષ્ટિત છે, એમ કેટલાક અજ્ઞાનીઓ કહે છે. તેઓ કોણ છે? ભગવાનની માયા મનુષ્યોની **'संसृतिम्'** ઉત્પત્તિ અને પ્રલયાદિનાં લક્ષણવાળી છે, એમ તેઓ જાણતા નથી. વિદ્વાનો તો કહે છે કે માયાથી શિશુ બનેલા ભગવાનના શ્વાસોચ્છ્‌વાસથી માર્કણ્ડેય મુનિ સાત વખત તેમના ઉદરમાં પ્રવેશ્યા અને બહાર નીકળ્યા, એમાં જ સાત કલ્પ ક્ષણ માત્રમાં થઈ ગયા! આથી વિરોધ નથી, એમ અર્થ છે.॥ ૪૧ ॥

**य एवमेतद् भृगुवर्य वर्णितं**
**रथांगपाणेरनुभावभावितम्।**
**संश्रावयेत् संशृणुयादु तावुभौ**
**तयोर्न कर्माशयसंसृतिर्भवेत्॥ ४२**

હે ભૃગુશ્રેષ્ઠ (શૌનક), ભગવાન ચક્રપાણિની માયાના પ્રભાવથી યુક્ત આ (માર્કણ્ડેય ચરિત્ર) આ પ્રમાણે વર્ણવવામાં આવ્યું છે. જે મનુષ્ય તેને સારી રીતે સાંભળશે અને બીજાને પ્રેમથી સંભળાવશે તે બંનેને કર્મવાસનાથી થતો આ સંસાર પ્રાપ્ત નહીં થાય. ॥ ૪૨ ॥

संशृणुयात्। उ इति हर्षे। संश्रावयेद्वा। तौ तावुभौ। तयोः कर्मवासनाकृता संसृतिर्न भवेदिति ॥ ४२ ॥

જે સારી રીતે શ્રવણ કરે, **उ** અતિ હર્ષની વાત છે; અને પ્રેમથી સંભળાવે, જે **'तौ उभौ'** તે બંનેને કર્મ વાસનાથી થતો સંસાર પ્રાપ્ત થાય નહીં. ॥ ૪૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे दशमोऽध्यायः ॥ १० ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां दशमोऽध्यायः ॥ १० ॥

*****

# अथैकादशोऽध्यायः

## ભગવાનનાં અંગ, ઉપાંગ અને આયુધોનું રહસ્ય

एकादशे तु पूजार्थं महापुरुषवर्णनम्।
रवेर्व्यूहस्य चाख्यानं प्रतिमासं पृथक् पृथक्॥ १

આ અધ્યાયમાં પૂજા માટે મહાપુરુષ (વિષ્ણુ)નું વર્ણન તેમ જ પ્રત્યેક મહિને થતા સૂર્યના જુદા જુદા વ્યૂહનું વર્ણન છે. ॥ ૧ ॥

येनामर्त्यत्वमापन्नो मर्त्योऽसौ भार्गवोत्तमः।
तं पृच्छति क्रियायोगं साङ्गोपाङ्गादिकल्पितम्॥ २

જેનાથી મનુષ્ય એવા તે ભૃગુશ્રેષ્ઠ (માર્કણ્ડેયજી) અમૃતત્વને પ્રાપ્ત થયા, તે અંગ, ઉપાંગ વગેરે સહિત રચાયેલા ક્રિયાયોગને (શૌનકજી) પૂછે છે. ॥ ૨ ॥

शौनक उवाच

**अथेममर्थं पृच्छामो भवन्तं बहुवित्तमम्।**
**समस्ततन्त्रराद्धान्ते भवान् भागवत तत्त्ववित्॥ १**

**શૌનક (ઋષિ) બોલ્યા** – હે ભગવદ્‌ભક્ત સૂતજી, બહુશ્રુત જનોમાં શ્રેષ્ઠ એવા આપને અમે હવે આ (વિશેષ) પ્રશ્ન પૂછીએ છીએ કારણ કે આપ સમસ્ત તંત્રશાસ્ત્રના સિદ્ધાંતનું રહસ્ય જાણનારા છો. ॥ ૧ ॥

**अथेति**। हे भागवत, यतो भवान् सन्समस्ततन्त्रराद्धान्ते तत्त्वविद्रहस्यज्ञः ॥ १ ॥

**'अथ इति।'** હે ભગવદ્‌ભક્ત (સૂતજી), આપ સમસ્ત તંત્રશાસ્ત્રના સિદ્ધાંતમાં **'तत्त्ववित्'** રહસ્યને જાણનારા છો, તેથી (આ વિશેષ પ્રશ્ન પૂછીએ છીએ). ॥ ૧ ॥

प्रष्टव्यमाह—**तान्त्रिका इति**।

પૂછવા યોગ્ય પ્રશ્ન કરે છે – **'तान्त्रिकाः इति।'**

**तान्त्रिकाः परिचर्यायां केवलस्य श्रियः पतेः।**
**अंगोपांगायुधाकल्पं कल्पयन्ति यथा च यैः॥ २**
**तन्नो वर्णय भद्रं ते क्रियायोगं बुभुत्सताम्।**
**येन क्रियानैपुणेन मर्त्यो यायादमर्त्यताम्॥ ३**

॥ ३ ॥

તાંત્રિકો ચૈતન્યઘન લક્ષ્મીપતિ ભગવાનની પૂજામાં (પાદાદિ) અંગો, (ગરુડાદિ) ઉપાંગો, (સુદર્શનાદિ) આયુધો અને (કૌસ્તુભાદિ) આભૂષણોની જે તત્ત્વોથી કલ્પના કરે છે, ॥ ૨ ॥ વળી, જે ક્રિયાયોગની નિપુણતાથી મનુષ્ય અમરત્વ પ્રાપ્ત કરે છે, તે ક્રિયાયોગને જાણવા ઇચ્છતા અમને તે પણ વર્ણવો, (તેથી) તમારું કલ્યાણ થશે. ॥ ૩ ॥

परिचर्यायामुपासनायां विषये। केवलस्य चैतन्यघनस्य। अङ्गानि पादादीन्युपाङ्गानि गरुडादीन्यायुधानि सुदर्शनादीन्याकल्पाः कौस्तुभादयस्तेषां द्वन्द्वैक्यम्। तद्यथा कल्पयन्ति यैश्च तत्त्वैः कल्पयन्ति तन्नो वर्णयेति ॥ २ ॥ ३ ॥

**'परिचर्यायाम्'** ઉપાસનાના વિષયમાં, પૂજામાં– **'केवलस्य'** ચૈતન્યઘન ભગવાનની (પૂજામાં) – **'अङ्गानि'** પાદાદિ અંગો, **'उपाङ्गानि'** ગરુડ વગેરે ઉપાંગો, **'आयुधानि'** સુદર્શન વગેરે આયુધો, **'आकल्पाः'** કૌસ્તુભ વગેરે આભૂષણો – તેમનો **'अङ्गोपाङ्गायुधाकल्पम्'** સમાહાર દ્વન્દ્વ સમાસ છે. **'तत् यथा कल्पन्ति'** તે અંગ વગેરેની જે તત્ત્વોથી કલ્પના કરે છે, તે અમારી આગળ વર્ણવો. ॥ ૩ ॥

गुरूपदेशगम्यत्वादस्यार्थस्य तन्नमस्कार-पूर्वकमाह—**नमस्कृत्येति**।

ગુરુના ઉપદેશ દ્વારા આ સમજી શકાય તેમ હોવાથી તેમને નમસ્કાર કરીને આ વિષયનું વર્ણન કરે છે – **'नमस्कृत्य इति।'**

**सूत उवाच**

**नमस्कृत्य गुरून् वक्ष्ये विभूतीर्वैष्णवीरपि।**
**याः प्रोक्ता वेदतन्त्राभ्यामाचार्यैः पद्मजादिभिः ॥ ४**

**સૂતજી બોલ્યા** – ગુરુજનોને નમસ્કાર કરીને વિષ્ણુ ભગવાનની જે (વિરાટ વગેરે) વિભૂતિઓને બ્રહ્માજી વગેરે આચાર્યો દ્વારા વેદોમાં અને તંત્રશાસ્ત્રમાં કહેવામાં આવી છે, તે હું તમને કહીશ. ॥ ૪ ॥

विभूतीर्विराड्विग्रहाद्याः ॥ ४ ॥

**'विभूतीः'** ભગવાનના વિરાટ વગેરે વિગ્રહરૂપ વિભૂતિઓને (વર્ણવીશ). ॥ ૪ ॥

अङ्गादिकल्पनां भूरादिभिर्दर्शयितुं प्रथमं तावद्यथा कल्पयन्तीति प्रश्नस्य वैराजरूपेणेत्युत्तरं वक्तुं विराड्विग्रहमाह—

અંગ વગેરેની કલ્પના ભૂમિ વગેરે દ્વારા દર્શાવવા માટે પ્રથમ તો **'यथा कल्पयन्ति'** (શ્લોક-૨) જે તત્ત્વોથી કલ્પના કરે છે – એ પ્રશ્નનો વૈરાટરૂપે ઉત્તર આપવા માટે વિરાટના વિગ્રહને વર્ણવે છે –

**मायाद्यैर्नवभिस्तत्त्वैः स विकारमयो विराट्।**
**निर्मितो दृश्यते यत्र सचित्के भुवनत्रयम् ॥ ५**

પ્રકૃતિ વગેરે નવ તત્ત્વોથી (સોળ) વિકારમય વિરાટપુરુષ ઉત્પન્ન થયો છે, જે ચેતનાધિષ્ઠિત વિરાટમાં ત્રણે ભુવન દેખાય છે. ॥ ૫ ॥

मायाद्यैः प्रकृतिसूत्रमहदहंकारपञ्च-तन्मात्रैर्नवभिस्तत्त्वैः। विकार एकादशेन्द्रियाणि पञ्च महाभूतानीति षोडश तन्मयो विराट् स प्रसिद्धो निर्मितः। यत्र विराजि सचित्के चेतनाधिष्ठिते भुवनत्रयं दृश्यते। अनेनाङ्गादि-कल्पनासौलभ्यं दर्शितम् ॥ ५ ॥

**'माया-आद्यैः'** પ્રકૃતિ, સૂત્રાત્મા, મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ – એમ નવ તત્ત્વોથી – અગિયાર ઇન્દ્રિયો અને પંચમહાભૂતો – એમ તે સોળ વિકારમય વિરાટ **'प्रसिद्धः'** ઉત્પન્ન થયો છે. **'यत्र'** જેમાં **'सचित्के'** જે ચેતનાધિષ્ઠિત વિરાટમાં ત્રણેય ભુવનો દેખાય છે. આ દ્વારા (વિરાટ વિગ્રહના કથન દ્વારા) અંગ વગેરેની કલ્પના સુલભ છે, એમ દર્શાવવામાં આવ્યું છે. ॥૫॥

**एतद् वै पौरुषं रूपं भूः पादौ द्यौः शिरो नभः।**
**नाभिः सूर्योऽक्षिणी नासे वायुः कर्णौ दिशः प्रभोः॥ ६**
**प्रजापतिः प्रजननमपानो मृत्युरीशितुः।**
**तद्बाह्वो लोकपाला मनश्चन्द्रो भ्रुवौ यमः॥ ७**
**लज्जोत्तरोऽधरो लोभो दन्ता ज्योत्स्ना स्मयो भ्रमः।**
**रोमाणि भूरुहा भूम्नो मेघाः पुरुषमूर्धजाः॥ ८**
॥८॥

एतद्वै पौरुषं रूपम्। पुरुषस्य वैराजस्य रूपमेवेश्वरेणाधिष्ठितत्वात्तदभेदविवक्षया तस्य रूपमुच्यते। अङ्गकल्पनामाह—भूः पादा-वित्यादित्रिभिः। भूराद्यनुवादेन भगवत्पादादि-भावना विधीयते॥६॥ प्रजननं मेढ्रम्। अपानः पायुः॥७॥८॥

આ વિરાટનું રૂપ જ પરમાત્માનું રૂપ છે. તેમાં પૃથ્વી પ્રભુના ચરણ, સ્વર્ગ મસ્તક, આકાશ નાભિ, સૂર્ય નેત્ર, વાયુ નાસિકા, દિશાઓ કાન, ॥ ૬ ॥ પ્રજાપતિ ઈશ્વરનું લિંગ, મૃત્યુ ગુદા, લોકપાલો તેમના બાહુઓ, ચંદ્ર મન, યમદેવ ભ્રુકુટિ, ॥ ૭ ॥ લજ્જા ઉપલો હોઠ, લોભ નીચલો હોઠ, જ્યોત્સ્ના (પ્રકાશ) દાંત, ભ્રાંતિ હાસ્ય, વૃક્ષો રૂંવાડાં અને મેઘો સર્વવ્યાપક ભગવાનના કેશ છે. ॥ ૮ ॥

આ પુરુષનું રૂપ – **'पुरुषस्य'** વિરાટનું રૂપ જ ઈશ્વર દ્વારા અધિષ્ઠિત હોવાથી, તેનાથી (પરમાત્માના રૂપથી) અભેદ કહેવાની ઈચ્છાથી તે ભગવાનનું રૂપ કહેવામાં આવે છે. અંગોની કલ્પના ત્રણ શ્લોકોથી વર્ણવે છે – **'भूः पादौ इति।'** વગેરેથી. પૃથ્વી વગેરે પૂર્વ કથિત ઉલ્લેખ દ્વારા ભગવાનના ચરણ વગેરેની ભાવના કરે છે. ॥ ૬ ॥ **'प्रजननम्'** લિંગ, **'अपानः'** ગુદા (પાયુ)॥ ૭ ॥ ૮ ॥

अनुक्तमन्यदप्येवमूह्यमित्याह—

બીજું જે કહેવામાં નથી આવ્યું, તેને તે પ્રમાણે જ વિચારવું, એમ કહે છે –

**यावानयं वै पुरुषो यावत्या संस्थया मितः।**
**तावानसावपि महापुरुषो लोकसंस्थया॥ ९**

જેમ આ વ્યષ્ટિ પુરુષ જેટલા પ્રમાણવાળો (પોતાની સાત વેંત) અને જેટલા અવયવવિભાગથી મપાયેલો છે તેમ આ વિરાટ પુરુષ પણ તેનામાં કલ્પેલા લોકો સહિત ચરણ વગેરે તેટલા અવયવોના વિભાગથી (પોતાની સાત વેંત જેટલો) મપાયેલો છે. ॥ ૯ ॥

यावानयं व्यष्टिः पुरुषः स्वमानतः सप्तवितस्तिः। संस्थयावयवसंनिवेशेन मितः परिमितः॥ ९॥

આ વ્યષ્ટિ પુરુષ પોતાના માપથી જેટલા પ્રમાણવાળો, પોતાની સાત વેંત જેટલા પ્રમાણવાળો છે, (પુરુષ પણ તેટલા જ) – **'संस्थया'** અવયવોના વિભાગથી **'मितः'** મપાયેલો છે.॥ ૯ ॥

भूषणादीन्याह—**कौस्तुभेत्यादिना।**

ભગવાનનાં આભૂષણો વગેરેનું વર્ણન કરે છે – **'कौस्तुभ इति।'** વગેરે દ્વારા.

**कौस्तुभव्यपदेशेन स्वात्मज्योतिर्बिभर्त्यजः।**
**तत्प्रभा व्यापिनी साक्षात् श्रीवत्समुरसा विभुः॥ १०**

અજન્મા ભગવાન કૌસ્તુભમણિના બહાને શુદ્ધ જીવચૈતન્યને અને તે કૌસ્તુભમણિની વ્યાપક કાંતિને વક્ષઃસ્થળમાં શ્રીવત્સરૂપે ધારણ કરે છે. ॥ ૧૦ ॥

स्वात्मज्योतिः शुद्धं जीवचैतन्यम्। या तस्य कौस्तुभस्य प्रभा तामेव श्रीवत्सं बिभर्ति॥ १०॥

**'સ્વ-આત્મજ્યોતિઃ'** શુદ્ધ જીવચૈતન્યને, તે કૌસ્તુભની જે કાંતિ છે, તેને જ શ્રીવત્સરૂપે ધારણ કરે છે. ॥ ૧૦ ॥

**स्वमायां वनमालाख्यां नानागुणमयीं दधत्।**
**वासश्छन्दोमयं पीतं ब्रह्मसूत्रं त्रिवृत् स्वरम्॥ ११**

પોતાની અનેક ગુણમયી માયાને વનમાળાના નામથી ધારણ કરે છે. વેદમય પીતામ્બર અને ત્રણ માત્રાવાળા ૐકારને જનોઈરૂપે ધારણ કરે છે. ॥ ૧૧ ॥

त्रिवृत्स्वरं त्रिमात्रं प्रणवम्॥ ११॥

**'ત્રિવૃત્સ્વરમ્'** ત્રણ માત્રાવાળા પ્રણવને – ૐકારને ॥ ૧૧ ॥

**बिभर्ति सांख्यं योगं च देवो मकरकुण्डले।**
**मौलिं पदं पारमेष्ठ्यं सर्वलोकाभयंकरम्॥ १२**

ભગવાન સાંખ્ય તથા યોગરૂપી બે મકરાકૃતિ કુંડળો અને સર્વ લોકને અભય આપનાર બ્રહ્મલોકને મુકુટરૂપે ધારણ કરે છે. ॥ ૧૨ ॥

पारमेष्ठ्यं पदं ब्रह्मलोकम्॥ १२॥

**'પારમેષ્ઠ્યં પદમ્'** બ્રહ્મલોકને ॥ ૧૨ ॥

**अव्याकृतमनन्ताख्यमासनं यदधिष्ठितः।**
**धर्मज्ञानादिभिर्युक्तं सत्त्वं पद्ममिहोच्यते॥ १३**

ભગવાન જ્યાં અધિષ્ઠિત થઈને બિરાજે છે, તે મૂળ પ્રકૃતિરૂપ શેષશય્યાને અનંત કહે છે. તેમના આસનરૂપ પદ્મને (ધર્મ-જ્ઞાનાદિથી યુક્ત) સત્ત્વગુણ કહે છે. ॥ ૧૩ ॥

अव्याकृतं प्रधानम्। यदधिष्ठितोऽधिष्ठाय स्थितः। तदासनभूतं पद्मं सत्त्वं सत्त्वगुणः ॥ १३॥

**'અવ્યાકૃતમ્'** પ્રધાન (મૂળ પ્રકૃતિ), **'યત્-અધિષ્ઠિતઃ'** જ્યાં અધિષ્ઠિત થઈને બિરાજે છે. તેમના આસનરૂપ પદ્મને **'સત્ત્વમ્'** સત્ત્વગુણ (કહે છે). ॥ ૧૩ ॥

**ओजःसहोबलयुतं मुख्यतत्त्वं गदां दधत्।**
**अपां तत्त्वं दरवरं तेजस्तत्त्वं सुदर्शनम्॥ १४**

ભગવાન ઓજસ્ (માનસિક સામર્થ્ય), સહઃ (ઇન્દ્રિય સામર્થ્ય) અને (શારીરિક) બળથી યુક્ત એવા મુખ્ય તત્ત્વ પ્રાણસ્વરૂપ (કૌમોદકી) ગદાને, જળસ્વરૂપ શ્રેષ્ઠ (પાંચજન્ય) શંખને અને તેજસ્વરૂપ (સુદર્શન) ચક્રને ધારણ કરે છે. ॥ ૧૪ ॥

मुख्यतत्त्वं प्राणतत्त्वम्। 'प्राणो वै मुख्यः' इति श्रुतेः। दरवरं शङ्खम्॥ १४॥

**'મુખ્યતત્ત્વમ્'** પ્રાણ તત્ત્વને – 'પ્રાણ જ મુખ્ય તત્ત્વ છે.' એમ શ્રુતિ છે. **'દરવરમ્'** શ્રેષ્ઠ (પાંચજન્ય) શંખને ॥ ૧૪ ॥

**नभोनिभं नभस्तत्त्वमसिं चर्म तमोमयम्।**
**कालरूपं धनुः शार्ङ्गं तथा कर्ममयेषुधिम्॥ १५**
॥ १५॥

આકાશતત્ત્વરૂપી આકાશ જેવી શ્યામ તલવાર, અંધકારરૂપી ઢાલ, કાળરૂપી શાર્ઙ્ગ ધનુષ તથા કર્મમય ભાથાને ભગવાન ધારણ કરે છે.॥ ૧૫ ॥ ૧૫ ॥

**इन्द्रियाणि शरानाहुराकूतीरस्य स्यन्दनम्।**
**तन्मात्राण्यस्याभिव्यक्तिं मुद्रयार्थक्रियात्मताम्॥ १६**

आकूतीः क्रियाशक्तियुक्तं मनः। अस्य रथस्याभिव्यक्तिं बहिरभिव्यक्तं रूपम्। मुद्रया धृतयार्थक्रियात्मतां वरदाभयदादिरूपत्वं बिभर्ति। तत्तन्मुद्रया तथा तथा भावयेदित्यर्थः॥ १६॥

ઇન્દ્રિયોને ભગવાનનાં બાણ કહે છે. ક્રિયાશક્તિયુક્ત મનને આ ભગવાનનો રથ કહે છે. પંચ તન્માત્રાઓ આ રથનું બાહ્ય પ્રકટ રૂપ છે તથા વર, અભય વગેરે ધારણ કરેલી મુદ્રાથી ભગવાન 'વર આપનાર, અભય આપનાર' વગેરે રૂપ ધારણ કરે છે. ॥ ૧૬ ॥

'**आकूतीः**' ક્રિયાશક્તિયુક્ત મનને – '**अस्य**' આ રથનું '**अभिव्यक्तिम्**' બાહ્ય પ્રકટ રૂપ – ધારણ કરેલી મુદ્રાથી '**अर्थक्रियात्मताम्**' વર આપનાર, અભય આપનાર વગેરે રૂપ ધારણ કરે છે. તે તે જુદી જુદી મુદ્રાથી તે તે સ્વરૂપની ભાવના કરવી જોઈએ, એમ અર્થ છે. ॥ ૧૬ ॥

**मण्डलं देवयजनं दीक्षा संस्कार आत्मनः।**
**परिचर्या भगवत आत्मनो दुरितक्षयः॥ १७**

मण्डलं देवयजनम्। देवपूजाभूमिं सूर्य-मण्डलत्वेन भावयेदित्यर्थः। अन्तर्वह्निमण्डलं वा। दीक्षासंस्कार आत्मनो गुरुकृतां मन्त्रदीक्षामेवात्मनस्तत्पूजायोग्यतां भावयेदित्यर्थः। परिचर्येति। भगवतस्तां परिचर्यां स्वस्य सकलपापक्षयायेत्येवं भावयेदित्यर्थः॥ १७॥

સૂર્યમંડળ અથવા અગ્નિમંડળ ભગવાનની પૂજાનું સ્થાન છે, અંતઃકરણની શુદ્ધિ મંત્રદીક્ષા છે, પોતાના સમસ્ત પાપોનો નાશ એ જ ભગવાનની પૂજા છે. ॥ ૧૭ ॥

'**मण्डलं देवयजनम्**' ભગવાનની પૂજાનું સ્થાન સૂર્યમંડળરૂપે કલ્પવું જોઈએ, એમ અર્થ છે. અથવા અંદર અગ્નિમંડળ કલ્પવું જોઈએ. '**दीक्षासंस्कारः आत्मनः**' ગુરુ દ્વારા આપવામાં આવતી મંત્રદીક્ષાને જ અંતઃકરણની (શુદ્ધિ દ્વારા) પૂજા માટેની યોગ્યતારૂપે કલ્પવી જોઈએ, એમ અર્થ છે. '**परिचर्या इति।**' ભગવાનની તે સેવાને પોતાના સમસ્ત પાપોના ક્ષય માટે કલ્પવી જોઈએ, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

पूर्वमासनपद्ममुक्तमिदानीं करस्थं पद्ममाह—**भगवानिति**।

પૂર્વે આસનરૂપી પદ્મ કહેવામાં આવ્યું. હવે શ્રીહસ્તમાં રહેલા પદ્મને વર્ણવે છે – '**भगवान् इति।**'

**भगवान् भगशब्दार्थं लीलाकमलमुद्वहन्।**
**धर्मं यशश्च भगवांश्चामरव्यजनेऽभजत्॥ १८**

ભગ શબ્દના અર્થરૂપ ષડ્ ઐશ્વર્ય (ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય)ને ભગવાન લીલાકમળરૂપે (શ્રીહસ્તમાં) ધારણ કરે છે. ધર્મ અને યશને ભગવાન ચામર અને વ્યજન (પંખા)રૂપે ધારણ કરે છે. ॥ ૧૮ ॥

भगशब्दार्थमैश्वर्यादिषाड्गुण्यम्॥ १८॥

ભગ શબ્દનો અર્થ છે ઐશ્વર્યાદિ છ ગુણો. ॥ ૧૮ ॥

**आतपत्रं तु वैकुण्ठं द्विजा धामाकुतोभयम्।**
**त्रिवृद्वेदः सुपर्णाख्यो यज्ञं वहति पूरुषम्॥ १९**

હે બ્રાહ્મણો, સર્વ તરફથી નિર્ભય વૈકુંઠધામને ભગવાન છત્રરૂપે ધારણ કરે છે. ત્રણે વેદને ગરુડ કહે છે, જે અંતર્યામી યજ્ઞરૂપ ભગવાનનું વહન કરે છે. ॥ ૧૯ ॥

हे द्विजाः। एकवचनान्तो वा पाठः। अकुतोभयं कैवल्यं धाम गृहमभजत्। यद्वा, वैकुण्ठस्य विशेषणमकुतोभयं यद्धामेति।

**'हे द्विजाः'** હે બ્રાહ્મણો, એમ સંબોધન છે. અથવા **'हे द्विज'** એમ એકવચનાન્ત પાઠ છે. **'अकुतोभयम्'** (કાળ અને કર્માદિના) ભયથી રહિત કૈવલ્યધામરૂપ ગૃહને સેવે છે. અથવા વૈકુંઠના વિશેષણરૂપ નિર્ભય એવું જે ધામ છે.

त्रिवृत् ऋग्यजुःसामरूपो वेदः, 'सुपर्णोऽसि गरुत्मांस्त्रिवृत्ते शिरः' इत्यादिमन्त्रलिङ्गात्। यज्ञं यज्ञरूपं पुरुषम्, 'यज्ञो वै विष्णुः' इति श्रुतेः ॥ १९ ॥

**'त्रिवृत्'** ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એમ ત્રણ વેદ, **'सुपर्णोऽसि गरुत्मांस्त्रिवृत्ते शिरः'*** વગેરે મંત્રના ચિહ્નથી **'यज्ञम्'** યજ્ઞરૂપ પુરુષનું (વહન કરે છે). કારણ કે 'યજ્ઞ ખરેખર વિષ્ણુ છે.' એમ શ્રુતિ છે. (શુ.ય.મા.સં. ૧૨/૪) ॥ ૧૯ ॥

**अनपायिनी भगवती श्रीः साक्षादात्मनो हरेः।**
**विष्वक्सेनस्तन्त्रमूर्तिर्विदितः पार्षदाधिपः।**
**नन्दादयोऽष्टौ द्वाःस्थाश्च तेऽणिमाद्या हरेर्गुणाः॥ २०**

(ભગવાનથી) ક્યારેય વિયુક્ત ન થનારી ભગવાન શ્રીહરિની જે સાક્ષાત્ આત્મશક્તિ છે, તે જ ભગવતી શ્રી છે. ભગવાનના પાર્ષદોના અધિપતિ વિખ્યાત વિષ્વક્સેન પંચરાત્રાદિ આગમરૂપ છે. અણિમાદિ અષ્ટ સિદ્ધિઓરૂપ ભગવાનના સ્વાભાવિક ગુણો જ શ્રીહરિના નંદ વગેરે આઠ દ્વારપાળો છે. ॥ ૨૦ ॥

अनपायिनी हरेः शक्तिः। तत्र हेतुः— साक्षादात्मनः स्वरूपस्य चिद्रूपत्वात्तस्यास्तद-भेदादित्यर्थः। मन्त्रमूर्तिः पञ्चरात्राद्यागमरूपः। येऽणिमादयोऽष्टौ गुणास्ते हरेर्द्वारपाला नन्दादयः ॥ २० ॥

ભગવાનથી ક્યારેય વિખૂટી ન પડનારી શ્રીહરિની શક્તિ – તે માટેનું કારણ – સાક્ષાત્ પોતાનું સ્વરૂપ ચિદ્રુપ હોવાથી તે લક્ષ્મીજીનો ભગવાન સાથે અભેદ છે તેથી તે ક્યારેય વિખૂટાં પડતાં નથી, એમ અર્થ છે. **'तन्त्रमूर्तिः'** પંચરાત્ર વગેરે તંત્રશાસ્ત્રરૂપ વિષ્વક્સેન – અણિમાદિ જે આઠ ગુણો છે, તે સર્વ શ્રીહરિના નંદ (સુનંદ) વગેરે દ્વારપાળો છે. ॥૨૦॥

तस्यैव चतुर्व्यूहोपासनामाह—

જેમનાં અંગ-ઉપાંગો કહેવામાં આવ્યા, તેમની જ ચતુર્વ્યૂહ ઉપાસના કહે છે –

* અર્થ 'હે અગ્નિ, તું ગરુડરૂપ પક્ષી જેવો છે. તું સુપર્ણ – સુંદર ઉડ્ડયન કરનારો છે. ત્રિવૃત્ નામનો સામમંત્ર તારું શિર છે.' – (શુ.ય.મા.સં. ૧૨/૪)

**वासुदेवः संकर्षणः प्रद्युम्नः पुरुषः स्वयम्।**
**अनिरुद्ध इति ब्रह्मन् मूर्तिव्यूहोऽभिधीयते॥ २१**

वासुदेवादिशब्दैः पुरुषः श्रीनारायण एव स्वयं मूर्तिभेदैरुपास्य इत्यभिधीयते॥ २१॥

तस्यैवाध्यात्मनि चतुर्धोपासनामाह—

**स विश्वस्तैजसः प्राज्ञस्तुरीय इति वृत्तिभिः।**
**अर्थेन्द्रियाशयज्ञानैर्भगवान् परिभाव्यते॥ २२**

स एव भगवान्विश्वादिशब्दैर्वृत्तिभिर्जाग्रदाद्यवस्थाभिः परिभाव्यते। तद्वृत्त्युपाधीनाह—अर्था बाह्याः। इन्द्रियं मनः। आशयस्तदुभयसंस्कारयुक्तमज्ञानम्। ज्ञानं त्रितयसाक्षि तैः॥ २२॥

उक्तचतुर्व्यूहद्वयोपासनेऽपि पूर्वोक्तभङ्गाद्युपासनमाह—**अङ्गेति**।

હે ભૂદેવ (શૌનક)! વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચાર સ્વરૂપે ભગવાન પોતે જ છે, જે (અધ્યાત્મશાસ્ત્રમાં ચાર પ્રકારે ઉપાસના કરવા યોગ્ય) મૂર્તિવ્યૂહ કહેવાય છે. ॥ ૨૧ ॥

વાસુદેવ વગેરે શબ્દોથી **'पुरुषः'** શ્રીનારાયણ જ સ્વયં જુદી જુદી મૂર્તિઓરૂપે ઉપાસવા યોગ્ય છે, એમ કહેવાય છે. ॥ ૨૧ ॥

ચક્ષુ વગેરે ઇન્દ્રિયાભિમાની જીવમાં તે ભગવાનની ચાર પ્રકારની ઉપાસના વર્ણવે છે –

વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ તથા તુરીય સ્વરૂપે અનુક્રમે ઇન્દ્રિયોરૂપ ઉપાધિવાળી જાગ્રત અવસ્થાથી, મનરૂપ ઉપાધિવાળી સ્વપ્નાવસ્થાથી, અજ્ઞાનરૂપ ઉપાધિવાળી સુષુપ્તાવસ્થાથી અને આ ત્રણેયથી પર તુરીયાવસ્થાથી તે ભગવાન જણાય છે. ॥ ૨૨ ॥

તે જ ભગવાન વિશ્વ વગેરે શબ્દો દ્વારા **'वृत्तिभिः'** જાગ્રત વગેરે અવસ્થાઓથી જણાય છે. તે વૃત્તિઓરૂપ ઉપાધિને વર્ણવે છે – **'अर्थाः'** વિષયો – જાગ્રત અવસ્થાના અભિમાની 'વિશ્વ' બનીને ભગવાન બાહ્ય વિષયોને ગ્રહણ કરે છે. **'इन्द्रियम्'** અર્થાત્ મન. સ્વપ્નાવસ્થાના અભિમાની 'તૈજસ્' બનીને બાહ્ય વિષયો વિના મનમાં જ અનેક વિષયોને જુએ છે અને ગ્રહણ કરે છે. **'आशयः'** તે જ ભગવાન સુષુપ્તિ અવસ્થાના અભિમાની 'પ્રાજ્ઞ' બનીને વિષય અને મનના સંસ્કારોથી યુક્ત અજ્ઞાનથી ઢંકાઈ જાય છે. તથા **'ज्ञानम्'** તે જ સર્વના સાક્ષી 'તુરીય' બનીને સમસ્ત જ્ઞાનોના અધિષ્ઠાનરૂપે રહે છે. તે ચારેય અવસ્થાઓ દ્વારા ભગવાન જ જણાય છે. ॥ ૨૨ ॥

કહેવામાં આવેલી બંને ચતુર્વ્યૂહ ઉપાસનામાં પણ પૂર્વોક્ત અંગાદિ ઉપાસના કહે છે – **'अङ्ग इति।'**

**अंगोपांगायुधाकल्पैर्भगवांस्तच्चतुष्टयम्।**
**बिभर्ति स्म चतुर्मूर्तिर्भगवान् हरिरीश्वरः ॥ २३**

अङ्गादिभिरुपलक्षितो भगवान्हरिर्वासुदेवादिचतुर्मूर्तिः सन्विश्वादिचतुष्टयं बिभर्ति स्म।

विश्वादिभावेऽपि तन्नियन्तुस्तस्य न जीवत्वमित्याह—विश्वादिचतुष्टयं बिभ्रदपि भगवानीश्वर एवेति ॥ २३ ॥

तस्यैव ब्रह्मादित्रिमूर्तितामाह—**द्विजऋषभेति**।

**द्विजऋषभ स एष ब्रह्मयोनिः स्वयंदृक्**
**स्वमहिमपरिपूर्णो मायया च स्वयैतत्।**
**सृजति हरति पातीत्याख्ययानावृताक्षो**
**विवृत इव निरुक्तस्तत्परैरात्मलभ्यः ॥ २४**
(છંદ - માલિની)

स एष एक एव भगवान् ब्रह्मयोनिर्वेदस्य कारणमित्यादिहेतुत्रयम्। वस्तुतो भेदाभावेऽप्येतज्जगत्स्वगतमायया सृजति हरति पातीति कृत्वाख्यया ब्रह्मादिरूपयानावृताक्षोऽनाच्छन्नज्ञानोऽपि विवृत इव भिन्न इव निरुक्तः शास्त्रेषु नतु भिन्नः। अत्र विद्वदनुभवं प्रमाणयति—यतस्तत्परैरात्मत्वेनेव लभ्यत इति ॥ २४ ॥ (છંદ – માલિની)

આમ, અંગો, ઉપાંગો, આયુધો અને આભરણોથી ભગવાન શ્રીહરિ (જ વાસુદેવ વગેરે) ચાર મૂર્તિઓરૂપ થઈને (વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય – એમ) ચાર સ્વરૂપો ધારણ કરે છે. ॥ ૨૩ ॥

અંગો વગેરે દ્વારા જણાતા ભગવાન શ્રીહરિ વાસુદેવ (સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ – એમ) ચાર મૂર્તિઓરૂપ થઈને વિશ્વ વગેરે ચાર સ્વરૂપો ધારણ કરે છે.

વિશ્વાદિ ચાર સ્વરૂપો ધરવા છતાં તે ભગવાન નિયંતા જ હોય છે, તેમનામાં જીવત્વ નથી હોતું, એમ કહે છે– વિશ્વ વગેરે ચાર સ્વરૂપ ધારણ કરવા છતાં તે ભગવાન ઈશ્વર (નિયંતા)રૂપે જ રહે છે.॥ ૨૩ ॥

તે ભગવાન જ બ્રહ્મા વગેરે ત્રણેય રૂપવાળા છે, એમ કહે છે – **'द्विजऋषभ इति।'**

હે દ્વિજવર્ય (શૌનક), તે આ એક જ ભગવાન વેદના કારણરૂપ, સ્વયંપ્રકાશ અને પોતાના મહિમાથી પરિપૂર્ણ છે. પોતાની માયાથી આ જગતનું સર્જન, પાલન અને સંહાર કરે છે; છતાં પણ આ સર્વ કરીને, બ્રહ્માદિ નામવાળાં રૂપોથી જેમનું જ્ઞાન આવૃત (ઢંકાતું) થતું નથી. શાસ્ત્રોમાં ભિન્ન સ્વરૂપવાળા હોય તેમ વર્ણવાયેલા હોવા છતાં પોતાના ભક્તોને તેઓ આત્મસ્વરૂપે જ પ્રાપ્ત થાય છે. ॥ ૨૪ ॥

તે આ એક જ ભગવાન **'ब्रह्मयोनिः'** વેદના કારણરૂપ વગેરે ત્રણ હેતુરૂપ છે. વસ્તુતઃ ભેદ ન હોવા છતાં પોતાની માયાથી આ જગત સર્જે છે, પાળે છે અને સંહારે છે. આમ કરીને બ્રહ્મા વગેરે નામવાળાં રૂપોથી **'अनावृताक्षः'** જેમનું જ્ઞાન ઢંકાતું નથી. શાસ્ત્રોમાં ભિન્ન સ્વરૂપવાળા હોય તેમ જેમને વર્ણવવામાં આવ્યા છે, તે વસ્તુતઃ ભિન્ન સ્વરૂપવાળા નથી. અહીં વિદ્વાનોનો અનુભવ પ્રમાણસ્વરૂપ માને છે – કારણ કે ભગવત્પરાયણ ભક્તો દ્વારા ભગવાન આત્મસ્વરૂપે જ પ્રાપ્ત થાય છે. ॥ ૨૪ ॥

यस्येदमुपासनमुक्तं तं श्रीकृष्णं प्रार्थयते—

**श्रीकृष्ण कृष्णसख वृष्ण्यृषभावनिध्रु-**
**ग्राजन्यवंशदहनानपवर्गवीर्य ।**
**गोविन्द गोपवनिताव्रजभृत्यगीत-**
**तीर्थश्रवः श्रवणमंगल पाहि भृत्यान्॥ २५**

(છંદ - વસંતતિલકા)

कृष्णसख अर्जुनस्य सखे। वृष्णिश्रेष्ठ। अवनिद्रुहो ये राजन्यास्तेषां वंशस्य दहन। अनपवर्गमक्षीणं वीर्यं यस्य। गोपवनितानां व्रजाः समूहा भृत्या नारदादयस्तैर्गीतं तीर्थभूतं श्रवः कीर्तिर्यस्य। श्रवणमेव मङ्गलं यस्य॥ २५॥

एतज्जपमात्रस्यापि ब्रह्मज्ञानं फल-मित्याह—**य इति**।

**य इदं कल्य उत्थाय महापुरुषलक्षणम्।**
**तच्चित्तः प्रयतो जप्त्वा ब्रह्म वेद गुहाशयम्॥ २६**

कल्ये उषःकाले यस्तच्चित्तः प्रयतः शुचिश्च स जप्त्वा गुहाशयं हृदिस्थं ब्रह्म पश्यति॥ २६॥

मण्डलं देवयजनमित्युक्त्या बुद्धिमागतो मूर्तिव्यूहप्रसङ्गेन रविव्यूहोऽत्र पृच्छ्यते— **शुक इति**।

જેમની આ ઉપાસના વર્ણવાઈ છે, તે શ્રીકૃષ્ણને પ્રાર્થના કરે છે –

હે શ્રીકૃષ્ણ! હે અર્જુનના સખા! હે યાદવશ્રેષ્ઠ! હે પૃથ્વીનો દ્રોહ કરનારા રાજાઓના વંશને બાળનાર! હે અક્ષય પ્રભાવવાળા! હે વ્રજવનિતાઓનાં વૃંદો અને ભક્તોએ ગાયેલી પવિત્ર કીર્તિવાળા! હે શ્રવણ કરવાથી મંગળ કરનારા! હે ગોવિંદ! ભક્તોનું રક્ષણ કરો! ॥ ૨૫ ॥

**'कृष्णसख'** હે અર્જુનસખા! હે યાદવશિરોમણિ! પૃથ્વીનો દ્રોહ કરનારા જે રાજાઓ છે, તેમના વંશને બાળનાર! **'अनपवर्गम्'** હે અક્ષીણ પ્રભાવવાળા! વ્રજવનિતાઓના **'व्रजाः'** સમૂહો તથા **'भृत्याः'** નારદજી વગેરે ભક્તો, તેમનાં દ્વારા ગાન કરાયેલી તીર્થરૂપ **'श्रवः'** કીર્તિ છે જેમની, જેમનું શ્રવણ જ મંગળ છે. ॥ ૨૫ ॥

આ (મહાપુરુષનાં લક્ષણોના) પ્રકરણનો માત્ર જપ કરવાથી પણ બ્રહ્મજ્ઞાનનું ફળ મળે છે, એમ કહે છે – **'यः इति।'**

જે મનુષ્ય પ્રાતઃકાળે ઊઠીને પવિત્ર થઈ, ભગવાનમાં ચિત્ત સ્થાપી, આ મહાપુરુષનાં લક્ષણનો (જપ કરે છે, તે) જપવા માત્રથી હૃદયગુહામાં રહેલા પરમાત્માને જાણે છે. ॥ ૨૬ ॥

**'कल्ये'** પ્રાતઃકાળે જે મનુષ્ય, તે ભગવાનમાં ચિત્ત સ્થાપીને **'प्रयतः'** પવિત્ર થઈ જપ કરીને (જપવા માત્રથી) **'गुहाशयम्'** હૃદયમાં રહેલા પરમાત્માને જુએ છે – જાણે છે. ॥ ૨૬ ॥

**'मण्डलं देवयजनम्'** સૂર્યમંડળ જ ભગવાનની પૂજાનું સ્થાન છે. (શ્લોક-૧૭) આ વચનથી બુદ્ધિમાં આવેલા મૂર્તિવ્યૂહના પ્રસંગ દ્વારા અહીં સૂર્યના વ્યૂહો પૂછવામાં આવ્યા છે – **'शुकः इति।'**

शौनक उवाच

**शुको यदाह भगवान् विष्णुराताय शृण्वते।**
**सौरो गणो मासि मासि नाना वसति सप्तकः ॥ २७**

**तेषां नामानि कर्माणि संयुक्तानामधीश्वरैः।**
**ब्रूहि नः श्रद्दधानानां व्यूहं सूर्यात्मनो हरेः ॥ २८**

पञ्चमे यदाह—'तथान्ये च ऋषयो गन्धर्वा अप्सरसो नागा ग्रामण्यो यातुधाना देवा इत्येकैकशो गणाः सप्त' इत्यादिना। सौरः सूर्यसंबन्धी। सप्तकः सप्तानां गणः ॥ २७ ॥ तेषां सप्तानामधीश्वरैस्तत्तत्पतिभिस्तत्तन्मासाधि-कृतसूर्यैर्वा व्यूहं विभागम् ॥ २८ ॥

શ્રવણ કરતા વિષ્ણુરાત (પરીક્ષિત)ને શ્રીશુકદેવજીએ કહ્યું હતું કે જુદાં જુદાં નામોવાળાં સાત-સાતનો સૂર્યગણ પ્રત્યેક મહિને બદલાય છે. ॥ ૨૭ ॥ પોતાના અધીશ્વરો સહિત તે સાતેય ગણોનાં નામ તથા કર્મ શ્રદ્ધા રાખનારા અમને કહો. (કારણ કે) શ્રીહરિ સૂર્યસ્વરૂપ છે. ॥ ૨૮ ॥

પાંચમા સ્કંધમાં શ્રીશુકદેવજીએ કહ્યું હતું – 'બીજાં પણ ઋષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, યક્ષો, રાક્ષસો અને દેવતાઓ – એમ જુદાં જુદાં નામવાળા સાત-સાતના ચૌદ ગણો જુદાં જુદાં કર્મોથી પ્રત્યેક માસમાં જુદાં જુદાં નામ ધારણ કરનારા આત્મસ્વરૂપ સૂર્યનારાયણની દ્વન્દ્વશઃ (બે-બે ગણો મળીને) ઉપાસના કરે છે.' (શ્રીમદ્ ભા. ૫/૨૧/૧૮) વગેરે. **'सौरः'** સૂર્ય સંબંધી, **'सप्तकः'** સાત-સાતનો સમૂહ ॥ ૨૭ ॥ તે સાત-સાતના **'अधीश्वरैः'** જુદાં જુદાં સ્વામીઓ સહિત, તે તે માસના અધિકૃત સૂર્યો સહિત અથવા **'व्यूहम्'** વિભાગ કહો. ॥ ૨૮ ॥

तत्र तावत् व्यूहं निरूपयितुं प्रथमं सूर्यस्वरूपमाह—

(શ્રીહરિરૂપ સૂર્યના વ્યૂહના) તે વિષયમાં વ્યૂહનું નિરૂપણ કરવા માટે પ્રથમ સૂર્યનું સ્વરૂપ કહે છે –

सूत उवाच

**अनाद्यविद्यया विष्णोरात्मनः सर्वदेहिनाम्।**
**निर्मितो लोकतन्त्रोऽयं लोकेषु परिवर्तते ॥ २९**

**સૂતજી બોલ્યા** – સર્વ પ્રાણીઓના આત્મા શ્રીવિષ્ણુ ભગવાનની અનાદિ માયાથી રચાયેલા આ લોકયાત્રાના પ્રવર્તક સૂર્યનારાયણ લોકોમાં પરિભ્રમણ કરતા રહે છે. ॥ ૨૯ ॥

अनाद्यविद्यया मायया। अयं सूर्यः। लोकयात्राप्रवर्तकः ॥ २९ ॥

અનાદિ **'अविद्यया'** માયાથી – આ સૂર્યદેવ, લોકયાત્રાના પ્રવર્તક ॥ ૨૯ ॥

अतस्तस्य क्रियाभेदोपाधिकमेव नानात्वं, न स्वत इत्याह—**एक एवेति**।

(શ્રીહરિનું રૂપ હોવાથી સૂર્ય વસ્તુતઃ એક છે) આથી (બાર સૂર્યરૂપી) ભેદ ક્રિયાની ઉપાધિથી રચાયેલાં અનેક સ્વરૂપો છે, સ્વરૂપમાં સ્વતઃ અનેકતા નથી, એમ કહે છે – **'एकः एव इति।'**

**एक एव हि लोकानां सूर्य आत्माऽऽदिकृद्धरिः।**
**सर्ववेदक्रियामूलमृषिभिर्बहुधोदितः ॥ ३०**

'सूर्य आत्मा जगतस्तस्थुषश्च' इति श्रुतेः। जगदात्मा आदिकृत्सृष्टिकर्ता हरिरेव सूर्यः, स च सर्वासां वेदोक्तक्रियाणां मूलं संस्तेनोपाधिना बहुधोक्तः ॥ ३० ॥

कालरूपधारिणो हरेर्द्वादशादित्यरूपं भेदं क्रियोपाधिकं दर्शयितुं प्रथमं सर्वकर्मप्रवृत्तये मायाकृतं नवधा भेदमाह—**काल इति**।

**कालो देशः क्रिया कर्ता करणं कार्यमागमः।**
**द्रव्यं फलमिति ब्रह्मन् नवधोक्तोऽजया हरिः ॥**
**॥ ३१ ॥**

कालः प्रातरादिः। देशः समादिः। क्रिया अनुष्ठानम्। कर्ता ब्राह्मणादिः। करणं स्त्रुगादिः। कार्यं यागादि। आगमो मन्त्रादिः। द्रव्यं व्रीह्यादि। फलं स्वर्गादि ॥ ३१ ॥

**मध्वादिषु द्वादशसु भगवान् कालरूपधृक्।**
**लोकतन्त्राय चरति पृथग्द्वादशभिर्गणैः ॥ ३२**

तत्र च कालस्वरूपधारी भगवान्पृथक् चरति। मध्वादिषु चैत्रादिषु। लोकतन्त्राय लोकयात्रानिर्वाहाय ॥ ३२ ॥

तानेव गणानाह—**धातेति** द्वादशभिः।

સૃષ્ટિના કર્તા એક માત્ર શ્રીહરિ જ સર્વના અંતર્યામીરૂપે સૂર્ય બનેલા છે અને સર્વ વૈદિક ક્રિયાઓનું મૂળ હોઈ જુદી જુદી ઉપાધિથી ઋષિઓ દ્વારા અનેક સ્વરૂપોવાળા કહેવામાં આવ્યા છે.॥ ૩૦ ॥

'સૂર્યદેવ સ્થાવર અને જંગમના આત્મા છે.' એમ શ્રુતિ છે. જગતના આત્મા **'आदिकृत्'** સૃષ્ટિના કર્તા શ્રીહરિ જ સૂર્યદેવ છે, તેમ જ તે વેદોક્ત ક્રિયાઓનું મૂળ હોઈ તે જુદી જુદી ઉપાધિથી અનેક સ્વરૂપોવાળા કહેવાયા છે. ॥ ૩૦ ॥

કાળનું રૂપ ધારણ કરનારા શ્રીહરિના બાર સૂર્યરૂપ ભેદ ક્રિયાની ઉપાધિને કારણે છે, તે દર્શાવવા માટે સૌ પ્રથમ સર્વ કર્મોમાં પ્રવૃત્તિ માટે માયાએ કરેલા નવ પ્રકારના ભેદ જણાવે છે – **'कालः इति।'**

હે બ્રહ્મસ્વરૂપ (શૌનક)! કાળ, દેશ, ક્રિયા, કર્તા, સાધન, કાર્ય, આગમ, દ્રવ્ય અને ફળરૂપ શ્રીહરિ માયાથી નવ પ્રકારે કહેવાયા છે. ॥ ૩૧ ॥

પ્રાતઃકાળ વગેરે કાળ, સમ વગેરે દેશ, અનુષ્ઠાન વગેરે ક્રિયા, બ્રાહ્મણ વગેરે કર્તા, સ્રુવા વગેરે સાધન, યજ્ઞાદિ કાર્ય, પ્રમાણભૂત વેદ વગેરે આગમ, (ચરુ-પુરોડાશ) ડાંગર વગેરે દ્રવ્ય અને સ્વર્ગાદિ ફળ ॥ ૩૧ ॥

કાળરૂપ ધારણ કરનાર ભગવાન સૂર્ય લોકોનો વ્યવહાર ચલાવવા માટે જુદા જુદા બાર ગણો સાથે ચૈત્ર વગેરે મહિનાઓમાં ભ્રમણ કરે છે. ॥ ૩૨ ॥

તેમાં (તે નવ પ્રકારમાં) કાળરૂપ ધારણ કરનાર ભગવાન સૂર્ય જુદા જુદા (ગણો સાથે) **'मधु-आदिषु'** ચૈત્ર વગેરે મહિનાઓમાં **'लोकतन्त्राय'** લોકયાત્રાનું નિર્વહન કરવા માટે (ભ્રમણ કરે છે). ॥ ૩૨ ॥

તે ગણોને જ બાર શ્લોકોથી વર્ણવે છે – **'धाता इति।'**

**धाता कृतस्थली हेतिर्वासुकी रथकृन्मुने।**
**पुलस्त्यस्तुम्बुरुरिति मधुमासं नयन्त्यमी॥ ३३**

हे मुनि (शौनक), धाता नामना सूर्य, कृतस्थली अप्सरा, हेति राक्षस, वासुकि नाग, रथकृत यक्ष, पुलस्त्य ऋषि अने तुंबुरु गंधर्व – आ सात चैत्र मासमां अनुगमन करे छे. ॥ ३३ ॥

धाता सूर्यः। कृतस्थली अप्सराः। हेती राक्षसः। वासुकिर्नागः। रथकृद्यक्षः। पुलस्त्य ऋषिः। तुम्बुरुर्गन्धर्वः। मधुमासं चैत्रम्। नयन्त्यनुवर्तयन्ति॥ ३३॥

'**धाता**' सूर्य, '**कृतस्थली**' अप्सरा, '**हेतिः**' राक्षस, '**वासुकिः**' नाग, '**रथकृत्**' यक्ष, '**पुलस्त्यः**' ऋषि, '**तुम्बुरुः**' गंधर्व, '**मधुमासम्**' चैत्र मासमां '**नयन्ति**' अनुगमन करे छे. ॥ ३३ ॥

**अर्यमा पुलहोऽथौजाः प्रहेतिः पुंजिकस्थली।**
**नारदः कच्छनीरश्च नयन्त्येते स्म माधवम्॥ ३४**

अर्यमा सूर्य, पुलह ऋषि, अथौजस् यक्ष, प्रहेति राक्षस, पुंजिकस्थली अप्सरा, नारद गंधर्व अने कच्छनीर नाग – आ (सात) वैशाख मासमां अनुगमन करे छे. ॥ ३४ ॥

अथौजा यक्षः। प्रहेती राक्षसः। नारदो गन्धर्वः। कच्छनीरो नागः। माधवं वैशाखम् ॥ ३४॥

'**अथौजाः**' यक्ष, '**प्रहेतिः**' राक्षस, '**नारदः**' गंधर्व, '**कच्छनीरः**' नाग, '**माधवम्**' वैशाख मासमां ॥ ३४ ॥

**मित्रोऽत्रिः पौरुषेयोऽथ तक्षको मेनका हहाः।**
**रथस्वन इति ह्येते शुक्रमासं नयन्त्यमी॥ ३५**

मित्र नामना सूर्य, अत्रि ऋषि, पौरुषेय राक्षस, तक्षक नाग, मेनका अप्सरा, हाहा गंधर्व अने रथस्वन यक्ष – आ सर्वे जेठ मासमां अनुगमन करे छे. ॥ ३५ ॥

मित्रः सूर्यः। पौरुषेयो राक्षसः। रथस्वनो यक्षः। शुक्रमासं ज्येष्ठम्॥ ३५॥

'**मित्रः**' सूर्य, '**पौरुषेयः**' राक्षस, '**रथस्वनः**' यक्ष, '**शुक्रमासम्**' जेठ महिनामां ॥३५॥

**वसिष्ठो वरुणो रम्भा सहजन्यस्तथा हुहूः।**
**शुक्रश्चित्रस्वनश्चैव शुचिमासं नयन्त्यमी॥ ३६**

वसिष्ठ ऋषि, वरुण सूर्य, रंभा अप्सरा, सहजन्य यक्ष, हूहू गंधर्व, शुक्र नाग अने चित्रस्वन राक्षस आ सर्वे अषाढ मासमां अनुगमन करे छे. ॥ ३६ ॥

वरुणः सूर्यः। सहजन्यो यक्षः। शुक्रो नागः। चित्रस्वनो राक्षसः। शुचिमासमाषाढम् ॥ ३६॥

'**वरुणः**' सूर्य, '**सहजन्यः**' यक्ष, '**शुक्रः**' नाग, '**चित्रस्वनः**' राक्षस '**शुचिमासम्**' अषाढ मासमां ॥ ३६ ॥

**इन्द्रो विश्वावसुः श्रोता एलापत्रस्तथांगिराः।**
**प्रम्लोचा राक्षसो वर्यो नभोमासं नयन्त्यमी ॥ ३७**

इन्द्र नामना सूर्य, विश्वावसु गंधर्व, श्रोता यक्ष, एलापत्र नाग, अंगिरा ऋषि, प्रम्लोचा अप्सरा अने वर्य राक्षस – आ (सात) श्रावण मासमां अनुगमन करे छे. ॥ ३७ ॥

इन्द्रः सूर्यः। विश्वावसुर्गन्धर्वः। श्रोता यक्षः। एलापत्रो नागः। वर्यो राक्षस इति स्वयमेव व्याख्यातम्। नभोमासं श्रावणम्॥ ३७॥

'**इन्द्रः**' સૂર્ય, '**विश्वावसुः**' ગંધર્વ, '**श्रोता**' યક્ષ, '**एलापत्रः**' નાગ, '**वर्यः**' રાક્ષસ – એમ વ્યાસજીએ પોતે જ વ્યાખ્યા કરી. '**नभोमासम्**' શ્રાવણ માસમાં ॥ ૩૭ ॥

**विवस्वानुग्रसेनश्च व्याघ्र आसारणो भृगुः।**
**अनुम्लोचा शंखपालो नभस्याख्यं नयन्त्यमी॥ ३८**

વિવસ્વાન સૂર્ય, ઉગ્રસેન ગંધર્વ, વ્યાઘ્ર રાક્ષસ, આસારણ યક્ષ, ભૃગુ ઋષિ, અનુમ્લોચા અપ્સરા અને શંખપાલ નાગ– આ સર્વે ભાદરવા નામના મહિનામાં અનુગમન કરે છે. ॥ ૩૮ ॥

विवस्वान् सूर्यः। उग्रसेनो गन्धर्वः। व्याघ्रो राक्षसः। आसारणो यक्षः। शङ्खपालो नागः। नभस्याख्यं भाद्रपदम्॥ ३८॥

'**विवस्वान्**' સૂર્ય, '**उग्रसेनः**' ગંધર્વ, '**व्याघ्रः**' રાક્ષસ, '**आसारणः**' યક્ષ, '**शंखपालः**' નાગ, '**नभस्य–आख्यम्**' ભાદરવા નામના મહિનામાં. ॥ ૩૮ ॥

**पूषा धनंजयो वातः सुषेणः सुरुचिस्तथा।**
**घृताची गौतमश्चेति तपोमासं नयन्त्यमी॥ ३९**

પૂષા સૂર્ય, ધનંજય નાગ, વાત રાક્ષસ, સુષેણ ગંધર્વ, સુરુચિ યક્ષ, ઘૃતાચી અપ્સરા અને ગૌતમ ઋષિ – આ (સાત) મહા મહિનામાં અનુગમન કરે છે. ॥ ૩૯ ॥

धनंजयो नागः। वातो राक्षसः। सुषेणो गन्धर्वः। सुरुचिर्यक्षः। तमोमासं माघम्। मास–क्रमातिलङ्घनं कौर्मोक्तादित्यानुक्रमानुसारेण। वैष्णवे तु मासक्रमेणोक्तिः। क्वचिन्नाम–व्यत्ययस्तु कल्पभेदेनेति ज्ञेयम्॥ ३९॥

'**धनंजयः**' નાગ, '**वातः**' રાક્ષસ, '**सुषेणः**' ગંધર્વ, '**सुरुचिः**' યક્ષ, '**तपोमासम्**' મહા મહિનામાં – મહિનાઓનો ક્રમ આડોઅવળો છે, તે કૂર્મપુરાણના આદિત્યના ક્રમ અનુસાર છે. વિષ્ણુપુરાણમાં મહિનાઓ ક્રમાનુસાર કહેવાયા છે. ક્યાંક નામમાં ફેરફાર છે, તે કલ્પભેદને કારણે સમજવો જોઈએ. ॥ ૩૯ ॥

**क्रतुर्वर्चा भरद्वाजः पर्जन्यः सेनजित्तथा।**
**विश्व ऐरावतश्चैव तपस्याख्यं नयन्त्यमी॥ ४०**

ક્રતુ યક્ષ, વર્ચા રાક્ષસ, ભરદ્વાજ ઋષિ, પર્જન્ય સૂર્ય, વિશ્વ ગંધર્વ, ઐરાવત નાગ અને સેનજિત અપ્સરા – આ (સાત) ફાગણ માસમાં અનુગમન કરે છે. ॥ ૪૦ ॥

क्रतुर्यक्षः। वर्चा राक्षसः। पर्जन्यः सूर्यः। सेनजिदप्सराः। विश्वो गन्धर्वः। ऐरावतो नागः। तपस्याख्यं फाल्गुनम्॥ ४०॥

'**क्रतुः**' યક્ષ, '**वर्चाः**' રાક્ષસ, '**पर्जन्यः**' સૂર્ય, '**सेनजित्**' અપ્સરા, '**विश्वः**' ગંધર્વ, '**ऐरावतः**' નાગ, '**तपस्य–आख्यम्**' ફાગણ નામના મહિનામાં.॥ ૪૦ ॥

**अथांशुः कश्यपस्तार्क्ष्य ऋतसेनस्तथोर्वशी।**
**विद्युच्छत्रुर्महाशंखः सहोमासं नयन्त्यमी॥ ४१**

પછી અંશુ સૂર્ય, કશ્યપ ઋષિ, તાર્ક્ષ્ય યક્ષ, ઋતસેન ગંધર્વ, ઉર્વશી અપ્સરા, મહાશંખ નાગ અને વિદ્યુચ્છત્રુ રાક્ષસ – આ (સાત) માગશર મહિનામાં અનુગમન કરે છે. ॥ ૪૧ ॥

अंशुः सूर्यः। अंश इति वा पाठः। तार्क्ष्यो यक्षः। ऋतसेनो गन्धर्वः। विद्युच्छत्रू राक्षसः। महाशङ्खो नागः। सहोमासं मार्गशीर्षम्॥ ४१ ॥

**भगः स्फूर्जोऽरिष्टनेमिरूर्ण आयुश्च पंचमः।**
**कर्कोटकः पूर्वचित्तिः पुष्यमासं नयन्त्यमी॥ ४२**

भगः सूर्यः। स्फूर्जो राक्षसः। अरिष्टनेमि-र्गन्धर्वः। ऊर्णो यक्षः। आयुर्ऋषिः। कर्कोटको नागः॥ ४२॥

**त्वष्टा ऋचीकतनयः कम्बलश्च तिलोत्तमा।**
**ब्रह्मापेतोऽथ शतजिद् धृतराष्ट्र इषम्भराः॥ ४३**

त्वष्टा सूर्यः। ऋचीकतनयो जमदग्निः। कम्बलो नागः। ब्रह्मापेतो राक्षसः। शतजिद्यक्षः। धृतराष्ट्रो गन्धर्वः। इषंभरा आश्विनपालकाः ॥ ४३॥

**विष्णुरश्वतरो रम्भा सूर्यवर्चाश्च सत्यजित्।**
**विश्वामित्रो मखापेत ऊर्जमासं नयन्त्यमी॥ ४४**

विष्णुरादित्यः। अक्षतरो नागः। सूर्यवर्चा गन्धर्वः। सत्यजिद्यक्षः। मखापेतो राक्षसः। ऊर्जमासं कार्तिकमासम्। एते चादित्यादयः कौर्मे विभज्योक्ताः—

धाताऽर्यमा च मित्रश्च वरुणश्चेन्द्र एव च।
विवस्वानथ पूषा च पर्जन्यश्चांशुरेव च॥
भगस्त्वष्टा च विष्णुश्च आदित्या द्वादश स्मृताः।

‘**अंशुः**’ સૂર્ય, અથવા ‘**अंशः**’ પાઠ છે. ‘**तार्क्ष्यः**’ યક્ષ, ‘**ऋतसेनः**’ ગંધર્વ, ‘**विद्युत्-शत्रुः**’ રાક્ષસ, ‘**महाशंखः**’ નાગ, ‘**सहोमासम्**’ માગશર માસમાં ॥ ૪૧ ॥

ભગ નામના સૂર્ય, સ્ફૂર્જ રાક્ષસ, અરિષ્ટનેમિ ગંધર્વ, ઊર્ણ યક્ષ, આયુ ઋષિ, કર્કોટક નાગ અને પૂર્વાચિત્તિ અપ્સરા – આ (સાત) પોષ માસમાં અનુગમન કરે છે. ॥ ૪૨ ॥

‘**भगः**’ સૂર્ય, ‘**स्फूर्जः**’ રાક્ષસ, ‘**अरिष्टनेमिः**’ ગંધર્વ, ‘**ऊर्णः**’ યક્ષ, ‘**आयुः**’ ઋષિ, ‘**कर्कोटकः**’ નાગ ॥ ૪૨ ॥

ત્વષ્ટા નામના સૂર્ય, ઋચીકનંદન જમદગ્નિ ઋષિ, કમ્બલ નાગ, તિલોત્તમા અપ્સરા, બ્રહ્માપેત રાક્ષસ, શતજિત યક્ષ અને ધૃતરાષ્ટ્ર ગંધર્વ આસો મહિનામાં પાલન કરે છે. ॥ ૪૩ ॥

‘**त्वष्टा**’ સૂર્ય, ‘**ऋचीकतनयः**’ ઋચીક ઋષિના પુત્ર જમદગ્નિ ઋષિ, ‘**कम्बलः**’ નાગ, ‘**ब्रह्मापेतः**’ રાક્ષસ, ‘**शतजित्**’ યક્ષ, ‘**धृतराष्ट्रः**’ ગંધર્વ – ‘**इषंभराः**’ ઈષ (આસો) માસમાં પાલન કરનારા॥૪૩॥

વિષ્ણુ નામના સૂર્ય, અશ્વતર નાગ, રંભા અપ્સરા, સૂર્યવર્ચસ્ ગંધર્વ, સત્યજિત યક્ષ, વિશ્વામિત્ર ઋષિ અને મખાપેત રાક્ષસ – આ (સાત) કારતક માસમાં અનુગમન કરે છે. ॥ ૪૪ ॥

‘**विष्णुः**’ આદિત્ય, ‘**अश्वतरः**’ નાગ, ‘**सूर्यवर्चाः**’ ગંધર્વ, ‘**सत्यजित्**’ યક્ષ, ‘**मखापेतः**’ રાક્ષસ, ‘**ऊर्ज-मासम्**’ કારતક મહિનામાં (અનુગમન કરે છે).

આ આદિત્ય વગેરે સૂર્ય, (ઋષિઓ, યક્ષો, રાક્ષસો, નાગો, ગંધર્વો અને અપ્સરાઓ) કૂર્મ પુરાણમાં વિભાગ પાડીને કહેવાયાં છે – ‘ધાતા, અર્યમા, મિત્ર, વરુણ, ઈન્દ્ર, વિવસ્વાન, પૂષા, પર્જન્ય, અંશુ, ભગ, ત્વષ્ટા, વિષ્ણુ – એમ બાર આદિત્યો કહેવાયા છે.

पुलस्त्यः पुलहश्चात्रिर्वसिष्ठोऽथाङ्गिरा भृगुः ॥
गौतमोऽथ भरद्वाजः कश्यपः क्रतुरेव च।
जमदग्निः कौशिकश्च मुनयो ब्रह्मवादिनः ॥

रथकूर्चोऽरिष्टनेमिर्ग्रामणीश्च रथस्वनः।
रथचित्रस्वनः श्रोता अरुणः सेनजित्तथा॥
तार्क्ष्यश्चारिष्टनेमिश्च ऋतजित्सत्यजित्तथा॥
एते यक्षाः।
अथ हेतिः' प्रहेतिश्च पौरुषेयो वधस्तथा।
वर्यो व्याघ्रस्तथायश्च वायुर्विद्युद्दिवाकरः॥

ब्रह्मापेतश्च विप्रेन्द्रा यज्ञापेतश्च राक्षसः।
वासुकिः कच्छनीरश्च तक्षकः सर्पपुङ्गवः॥
एलापत्रः शङ्खपालस्तथैरावतसंज्ञितः।
धनंजयो महापद्मस्तथा कर्कोटको द्विजाः॥
कम्बलोऽश्वतरश्चैव वहन्त्येनं यथाक्रमम्।
तुम्बुरुर्नारदो हाहा हूहूर्विश्वावसुस्तथा॥
उग्रसेनो वसुरुचिर्विश्वावसुरथापरः।
चित्रसेनस्तथोर्णायुर्धृतराष्ट्रो द्विजोत्तमाः॥
सूर्यवर्चा द्वादशेति गन्धर्वा गायतां वराः।
कृतस्थल्यप्सरोवर्या तथान्या पुञ्जिकस्थली॥
मेनका सहजन्या च प्रम्लोचा च द्विजोत्तमाः।
अनुम्लोचा घृताची च विश्वाची चोर्वशी तथा॥
अन्या च पूर्वचित्तिः स्यादन्या चैव तिलोत्तमा।
रम्भा चेति द्विजश्रेष्ठास्तथैवाप्सरसः स्मृताः॥
इति॥ ४४॥

**एता भगवतो विष्णोरादित्यस्य विभूतयः।**
**स्मरतां सन्ध्ययोर्नृणां हरन्त्यंहो दिने दिने॥ ४५**
॥ ४५॥

एतेषां पृथक्कर्माणि निरूपयति—**द्वादशस्वपीति** त्रिभिः।

પુલસ્ત્ય, પુલહ, અત્રિ, વસિષ્ઠ, અંગિરા, ભૃગુ, ગૌતમ, ભરદ્વાજ, કશ્યપ અને ક્રતુ (આયુ) તથા જમદગ્નિ, કૌશિક (વિશ્વામિત્ર) બ્રહ્મવાદી મુનિઓ છે.

રથકૂર્ચ, અરિષ્ટનેમિ, ગ્રામણી, રથસ્વન, રથચિત્રસ્વન, શ્રોતા, અરુણ, સેનજિત, તાર્ક્ષ્ય, અરિષ્ટનેમિ, ઋતજિત તથા સત્યજિત' આ યક્ષો છે.

'હે વિપ્રેન્દ્રો, હવે હેતિ, પ્રહેતિ, પૌરુષેય, વધ, વર્ય, વ્યાઘ્ર, અય, વાયુ, વિદ્યુત્, દિવાકર, બ્રહ્માપેત તથા યજ્ઞાપેત નામના રાક્ષસો છે.

હે બ્રાહ્મણો! વાસુકિ, કચ્છનીર, તક્ષક, સર્પપુંગવ, એલાપત્ર, શંખપાલ, ઐરાવત, ધનંજય, મહાપદ્મ તથા કર્કોટક, કમ્બલ, અશ્વતર નામના (નાગો) ક્રમાનુસાર આનું વહન કરે છે.

હે દ્વિજશ્રેષ્ઠો! તુમ્બુરુ, નારદ, હાહા, હૂહૂ, વિશ્વાવસુ તથા ઉગ્રસેન, વસુરુચિ, વિશ્વાવસુ, ચિત્રસેન, ઊર્ણાયુ, ધૃતરાષ્ટ્ર અને સૂર્યવર્ચા – એમ બાર ગાન કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ગંધર્વો છે.

હે ઉત્તમ ભૂદેવો! કૃતસ્થલી, પુંજિકસ્થલી, મેનકા, સહજન્યા, પ્રમ્લોચા, અનુમ્લોચા, ઘૃતાચી, વિશ્વાચી, ઉર્વશી તથા પૂર્વચિત્તિ, તિલોત્તમા તથા રંભા – એમ શ્રેષ્ઠ અપ્સરાઓ જાણવી.' ॥ ૪૪ ॥

ભગવાન વિષ્ણુરૂપ સૂર્યની આ વિભૂતિઓ પ્રતિદિન બંને સંધ્યાસમયે સ્મરણ કરતાં મનુષ્યોનાં પાપોનો નાશ કરે છે. ॥ ૪૫ ॥ ૪૫ ॥

આ વિભૂતિઓનાં જુદાં જુદાં કર્મોનું ત્રણ શ્લોકોથી નિરૂપણ કરે છે – **'द्वादशसु अपि इति।'**

**द्वादशस्वपि मासेषु देवोऽसौ षड्भिरस्य वै।**
**चरन् समन्तात्तनुते परत्रेह च सन्मतिम्॥ ४६**

असौ देवः सूर्यः षड्भिर्गन्धर्वादिभिरस्य जनस्य समन्ताच्चरन् शुभां मतिं तनुते। गायत्र्यर्थोऽनेन सूचितः॥ ४६॥

**सामगर्यजुर्भिस्तल्लिङ्गैर्ऋषयः संस्तुवन्त्यमुम्।**
**गन्धर्वास्तं प्रगायन्ति नृत्यन्त्यप्सरसोऽग्रतः॥ ४७**
**उन्नह्यन्ति रथं नागा ग्रामण्यो रथयोजकाः।**
**चोदयन्ति रथं पृष्ठे नैर्ऋता बलशालिनः॥ ४८**

तल्लिङ्गैः सूर्यप्रकाशकैः॥ ४७॥ उन्नह्यन्ति दृढं बध्नन्ति। ग्रामण्यो यक्षाः। नैर्ऋता राक्षसाः॥ ४८॥

**वालखिल्याः सहस्राणि षष्टिर्ब्रह्मर्षयोऽमलाः।**
**पुरतोऽभिमुखं यान्ति स्तुवन्ति स्तुतिभिर्विभुम्॥ ४९**

किंच, वालखिल्या इति। एवं प्रतिमासं त एव स्तुवन्ति विभुं सूर्यम्॥ ४९॥

**एवं ह्यनादिनिधनो भगवान् हरिरीश्वरः।**
**कल्पे कल्पे स्वमात्मानं व्यूह्य लोकानवत्यजः॥ ५०**

व्यूह्य विभज्य॥ ५०॥

આ સૂર્યનારાયણ (ગંધર્વ વગેરે) છયેની સાથે બારે મહિનામાં ચોતરફ ફરતા આ જનસમૂહને આ લોકમાં તથા પરલોકમાં સન્મતિ આપે છે. ॥ ૪૬ ॥

આ સૂર્યનારાયણ ગંધર્વ વગેરે (ઋષિઓ, યક્ષો, રાક્ષસો, ગંધર્વો અને અપ્સરાઓ) એમ છયેની સાથે ચોતરફ ફરતા આ જનસમૂહને શુભ મતિ આપે છે. આ દ્વારા ગાયત્રીનો અર્થ સૂચિત થાય છે. ॥ ૪૬ ॥

સૂર્યને પ્રકાશિત કરતા (વર્ણવતા) સામવેદ, ઋગ્વેદ તથા યજુર્વેદના મંત્રોથી ઋષિઓ આ સૂર્યની સુંદર સ્તુતિઓ કરે છે; ગંધર્વો તે સૂર્યના ગુણગાન કરે છે, અપ્સરાઓ તેમની આગળ નૃત્ય કરે છે; ॥ ૪૭ ॥ નાગો તેમના રથને બાંધે છે, યક્ષો રથને જોડનારા છે અને રાક્ષસો તેમના રથને પાછળથી ધક્કો મારીને ચલાવે છે. ॥ ૪૮ ॥

**'तत्-लिंगैः'** તે સૂર્યનું વર્ણન કરતા મંત્રોથી ॥ ૪૭ ॥ **'उन्नह्यन्ति'** મજબૂત બાંધે છે. **'ग्रामण्यः'** યક્ષો, **'नैर्ऋताः'** રાક્ષસો ॥ ૪૮ ॥

વાલખિલ્ય નામના સાઈઠ હજાર નિર્મળ ઋષિઓ સૂર્યની સન્મુખ રહીને સ્તોત્રોથી તેમની સ્તુતિ કરે છે અને વિભુ સૂર્યની આગળ ચાલે છે. ॥ ૪૯ ॥

વળી, વાલખિલ્ય ઋષિઓ – આમ, પ્રતિ માસ વિભુ સૂર્યની તેઓ જ સ્તુતિ કરે છે. ॥૪૯॥

આમ, આદિઅંતરહિત, અજન્મા અને સર્વના નિયંતા ભગવાન શ્રીહરિ પ્રત્યેક કલ્પમાં પોતાના સ્વરૂપના વિભાગ કરી લોકોનું રક્ષણ કરે છે.॥ ૫૦ ॥

**'व्यूह्य'** વિભાગ કરીને ॥ ૫૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे
आदित्यव्यूहविवरणं नामैकादशोऽध्यायः॥ ११॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकादशोऽध्यायः॥ ११॥

*****

# अथ द्वादशोऽध्यायः

## શ્રીમદ્ ભાગવતની સંક્ષિપ્ત વિષયસૂચિ

द्वादशे तु पुराणोक्तसर्वार्थानुक्रमः कृतः।
प्रथमस्कन्धमारभ्य प्राधान्येन समासतः॥ १

બારમા અધ્યાયમાં પ્રથમ સ્કંધથી આરંભીને શ્રીમદ્ ભાગવત પુરાણમાં કહેલા સર્વ વિષયો પ્રાધાન્ય પ્રમાણે અનુક્રમે સંક્ષેપમાં કહેવામાં આવે છે. ॥ ૧ ॥

तदेवमस्मिन्पुराणे विस्तरेणोक्तानर्थान् संक्षेपतो वर्णयिष्यन्धर्मादीन्प्रणमति—**नम इति**।

આમ, આ પુરાણમાં વિસ્તારથી કહેવામાં આવેલા વિષયો સંક્ષેપથી વર્ણવતાં ધર્મ વગેરેને પ્રણામ કરે છે – **'નમઃ इति।'**

सूत उवाच

**नमो धर्माय महते नमः कृष्णाय वेधसे।**
**ब्राह्मणेभ्यो नमस्कृत्य धर्मान् वक्ष्ये सनातनान्॥ १**

**સૂતજી બોલ્યા** – શ્રીહરિની ભક્તિરૂપ ધર્મને નમસ્કાર. વિશ્વવિધાતા શ્રીકૃષ્ણને નમસ્કાર. (હવે) બ્રાહ્મણોને નમસ્કાર કરીને (પુરાણમાં કહેલા) અનાદિ વિષયોરૂપ ધર્મો હું કહું છું. ॥ ૧ ॥

महते हरिभक्तिलक्षणाय। ब्राह्मणेभ्यो ब्राह्मणान्। सनातनाननादीन्। धर्मानित्युपलक्षणं पुराणोक्तार्थानाम्॥ १॥

**'महते'** શ્રીહરિની ભક્તિરૂપ (ધર્મને) – **'ब्राह्मणेभ्यः'** બ્રાહ્મણોને – **'सनातनान्'** અનાદિ ધર્મોને (વર્ણવું છું). **'धर्मान्'** એમ (કહીને) પુરાણમાં કહેલા વિષયોનું (સૂચન છે). ॥ ૧ ॥

**एतद् वः कथितं विप्रा विष्णोश्चरितमद्भुतम्।**
**भवद्भिर्यदहं पृष्टो नराणां पुरुषोचितम्॥ २**

હે વિપ્રો, તમારા દ્વારા મને જે પૂછવામાં આવ્યું હતું તે, મનુષ્યોને શ્રવણ કરવા માટે ઉચિત એવું શ્રીવિષ્ણુ ભગવાનનું અદ્ભુત અવતાર ચરિત્ર તમને કહેવામાં આવ્યું. ॥ ૨ ॥

पुरुषत्वे उचितं श्रवणादियोग्यम्॥ २॥

(**'पुरुषोचितम्'**) મનુષ્યો માટે ઉચિત, શ્રવણાદિ યોગ્ય ચરિત્ર (વર્ણવાયું). ॥ ૨ ॥

एतत्प्रपञ्चयति—अत्रेति।

(મનુષ્યો માટે શ્રવણ વગેરે કરવા યોગ્ય છે) એ વાત સમજાવે છે – **'अत्र इति।'**

**अत्र संकीर्तितः साक्षात् सर्वपापहरो हरिः।**
**नारायणो हृषीकेशो भगवान् सात्वतां पतिः॥ ३**

અહીં (શ્રીમદ્ ભાગવતમાં) સર્વ પાપ હરનાર સાક્ષાત્ શ્રીહરિ, સર્વ જીવોના આશ્રય (નારાયણ), સર્વ ઇન્દ્રિયોના પ્રવર્તક (હૃષીકેશ), ઐશ્વર્યાદિ છ ગુણોવાળા, ભક્તોના પતિ (શ્રીકૃષ્ણ)નું સંકીર્તન કરવામાં આવ્યું છે. ॥ ૩ ॥

भगवानैश्वर्यादिषड्गुणः। साक्षात्संकीर्तित इति देवताकाण्डार्थः॥ ३॥

'**भगवान्**' (ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય) એમ છ ગુણોવાળા સાક્ષાત્ ભગવાનનું સંકીર્તન થયેલું છે. આમ, દેવતાકાંડ (ઉપાસનાકાંડ)નો અર્થ કહે છે. (બારેય સ્કંધમાં એક માત્ર ભગવાન જ વર્ણવવામાં આવ્યા છે.) ॥ ૩ ॥

ब्रह्मकाण्डार्थमाह—**अत्र ब्रह्मेति**।

હવે જ્ઞાનકાંડનો અર્થ કહે છે – '**अत्र ब्रह्म इति।**'

**अत्र ब्रह्म परं गुह्यं जगतः प्रभवाप्ययम्।**
**ज्ञानं च तदुपाख्यानं प्रोक्तं विज्ञानसंयुतम्॥ ४**

અહીં (શ્રીમદ્ ભાગવતમાં) જગતની ઉત્પત્તિ તથા વિનાશના કારણરૂપ નિર્ગુણ બ્રહ્મનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમ જ અપરોક્ષ જ્ઞાન તથા તેનો પ્રકાશ કરનારાં સાધનો પણ વર્ણવાયાં છે. ॥ ૪ ॥

गुह्यं निर्गुणम्। प्रभवाप्ययम्—प्रभवत्यस्मादिति प्रभवम्, अप्येत्यस्मिन्नित्यप्ययम्, तच्च तच्च। अनेनाश्रयशब्दार्थो दर्शितः। विज्ञानसंयुतमपरोक्षज्ञानपर्यन्तं ज्ञानम्। तदुपाख्यानं तज्ज्ञानमुपाख्यायते प्रकाश्यते येन तज्ज्ञानसाधनमित्यर्थः॥ ४॥

'**गुह्यम्**' નિર્ગુણ – '**प्रभव-अप्ययम्**' આ બ્રહ્મમાંથી જે જગત ઉત્પન્ન થાય છે તે અને આ જેમાં તેનો વિનાશ થાય છે તે – આ દ્વારા આશ્રય શબ્દનો અર્થ દર્શાવવામાં આવ્યો છે. '**विज्ञानसंयुतम्**' અપરોક્ષ જ્ઞાન પર્યંતનું જ્ઞાન તથા '**तत्-उपाख्यानम्**' તે જ્ઞાન જેનાથી પ્રકાશિત થાય છે, તે જ્ઞાનનો પ્રકાશ કરનારાં સાધનો, એમ અર્થ છે. ॥ ૪ ॥

कर्मकाण्डार्थमाह—

કર્મકાંડનો અર્થ કહે છે –

**भक्तियोगः समाख्यातो वैराग्यं च तदाश्रयम्।**
**पारीक्षितमुपाख्यानं नारदाख्यानमेव च॥ ५**

(સાધ્યરૂપ અને સાધનરૂપ) ભક્તિયોગ તથા તે (ભક્તિયોગથી) નિષ્પન્ન થતા વૈરાગ્યને અહીં વર્ણવવામાં આવ્યો છે. (પ્રથમ સ્કંધમાં) રાજા પરીક્ષિતની કથા અને નારદજીની કથા પણ છે.॥ ૫ ॥

भक्तियोगश्च साध्यसाधनरूपः। तदाश्रयं भक्तियोगेन निष्पादितम्। एवं सामान्यतो निरूप्येदानीं द्वादशस्कन्धप्रकरणार्थाननुक्रामति—पारीक्षितमुपाख्यानं परीक्षिज्जन्मादि तत्प्रस्तावाय नारदाख्यानं च॥ ५॥

સાધ્યરૂપ અને સાધનરૂપ ભક્તિયોગ તથા '**तत्-आश्रयम्**' તે ભક્તિયોગથી નિષ્પન્ન થતા વૈરાગ્યને – આમ, સામાન્યરૂપે નિરૂપણ કરીને હવે બાર સ્કંધના પ્રકરણોના વિષયોને એક પછી એક કહે છે – '**पारीक्षितम्-उपाख्यानम्**' પરીક્ષિતનો જન્મ વગેરે તથા તેની રજૂઆત કરવા માટે નારદજીનું આખ્યાન ॥ ૫ ॥

**प्रायोपवेशो राजर्षेर्विप्रशापात् परीक्षितः।**
**शुकस्य ब्रह्मर्षभस्य संवादश्च परीक्षितः॥ ६**

ब्रह्मर्षभस्य ब्राह्मणोत्तमस्य। इति प्रथमस्कन्धार्थः॥ ६॥

**योगधारणयोत्क्रान्तिः संवादो नारदाजयोः।**
**अवतारानुगीतं च सर्गः प्राधानिकोऽग्रतः॥ ७**

उत्क्रान्तिरर्चिरादिगतिः। प्राधानिकः प्रधानकार्यविराड्रूपः सर्गः। अग्रत आदितो महदादिक्रमेणेत्यर्थः। इति द्वितीयार्थः॥ ७॥

**विदुरोद्धवसंवादः क्षत्तृमैत्रेययोस्ततः।**
**पुराणसंहिताप्रश्नो महापुरुषसंस्थितिः॥ ८**

महापुरुषस्य संस्थितिः प्रलये तूष्णीभवस्थानम्॥ ८॥

**ततः प्राकृतिकः सर्गः सप्त वैकृतिकाश्च ये।**
**ततो ब्रह्माण्डसम्भूतिर्वैराजः पुरुषो यतः॥ ९**

**कालस्य स्थूलसूक्ष्मस्य गतिः पद्मसमुद्भवः।**
**भुव उद्धरणेऽम्भोधेर्हिरण्याक्षवधो यथा॥ १०**

**ऊर्ध्वतिर्यगवाक्सर्गो रुद्रसर्गस्तथैव च।**
**अर्धनारीनरस्याथ यतः स्वायम्भुवो मनुः॥ ११**

**शतरूपा च या स्त्रीणामाद्या प्रकृतिरुत्तमा।**
**सन्तानो धर्मपत्नीनां कर्दमस्य प्रजापतेः॥ १२**

વિપ્રશાપથી રાજર્ષિ પરીક્ષિતનું આમરણ અનશનવ્રત તથા બ્રહ્મર્ષિવર્ય શ્રીશુકદેવજી અને પરીક્ષિતનો સંવાદ કહેવાયો છે. ॥ ૬ ॥

**'બ્રહ્મર્ષિ-ઋષભસ્ય'** બ્રહ્મર્ષિવર્ય શ્રીશુકદેવજીનો – આ પ્રમાણે પ્રથમ સ્કંધનો વિષય છે. ॥ ૬ ॥

(દ્વિતીય સ્કંધમાં) યોગધારણાથી જ્યોતિર્મય માર્ગ દ્વારા (અગ્નિલોક) વગેરેમાં ગતિ, નારદજી અને બ્રહ્માજીનો સંવાદ, અવતારોનું વર્ણન તેમ જ મહત્તત્ત્વાદિના ક્રમથી પ્રધાન કાર્ય વિરાટની ઉત્પત્તિ વર્ણવવામાં આવી છે. ॥ ૭ ॥

**'ઉત્ક્રાન્તિઃ'** જ્યોતિર્મય માર્ગ દ્વારા અગ્નિલોક વગેરેમાં ગતિ, **'પ્રાધાનિકઃ'** પ્રધાન કાર્ય વિરાટની ઉત્પત્તિ – **'અગ્રતઃ'** મહત્તત્ત્વાદિ ક્રમથી, એમ અર્થ છે. આ પ્રમાણે દ્વિતીય સ્કંધનો વિષય છે. ॥ ૭ ॥

(તૃતીય સ્કંધમાં) વિદુરજી તથા ઉદ્ધવજીનો સંવાદ, ત્યાર પછી ક્ષત્તા (વિદુરજી) અને મૈત્રેયજીનો સંવાદ, પુરાણસંહિતા સંબંધી પ્રશ્ન, પ્રલયસમયે પરમાત્માની (મૌન) સ્થિતિ ॥ ૮ ॥

**'મહાપુરુષસંસ્થિતિઃ'** પ્રલયસમયે પરમાત્માની મૌન સ્થિતિ, ॥ ૮ ॥

ત્યાર પછી પ્રકૃતિથી થનારા ગુણોનો વિકાર, મહત્તત્ત્વ–અહંકાર–પંચ મહાભૂતો એમ સાત તથા જે વિકારો છે તેમની ઉત્પત્તિ, ત્યાર પછી જેમાં વિરાટ પુરુષ વ્યાપ્ત છે, તે બ્રહ્માંડની ઉત્પત્તિ, ॥ ૯ ॥ સ્થૂળ તથા સૂક્ષ્મ કાળની ગતિ, લોકાત્મક કમળની ઉત્પત્તિ, સમુદ્રમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે હિરણ્યાક્ષનો વધ, ॥ ૧૦ ॥ દેવો-પશુપક્ષી-મનુષ્યાદિની સૃષ્ટિ, રુદ્રદેવની ઉત્પત્તિ, બ્રહ્માજીના શરીરના અર્ધા ભાગથી પુરુષની ઉત્પત્તિ કે જેમાંથી સ્વાયંભુવ મનુ ॥ ૧૧॥ ઉત્પન્ન થયા અને બીજા અર્ધા ભાગથી સ્ત્રીની ઉત્પત્તિ થઈ કે જે શ્રેષ્ઠ આદ્યા પ્રકૃતિ શતરૂપા થયાં. પછી કર્દમ પ્રજાપતિની ઉત્પત્તિ, ॥ ૧૨ ॥

**अवतारो भगवतः कपिलस्य महात्मनः।**
**देवहूत्याश्च संवादः कपिलेन च धीमता॥ १३**

प्राकृतिकः प्रकृतिभवो गुणक्षोभरूपः। वैकृतिका महदादयश्चकाराद्विकाराश्च ये तेषां सर्गः॥ ९॥ गतिः स्वरूपम्। उद्धरणे उद्धारणे ॥१०॥ अर्धाभ्यां नारी च नरश्च तस्य सर्गः॥ ११॥ संतानो धर्मपत्नीनामिति नवब्रह्म-समुत्पत्तिरित्यस्यानन्तरं द्रष्टव्यम्॥ १२॥ १३॥

इति तृतीयार्थः।

चतुर्थस्कन्धार्थमाह—

**नवब्रह्मसमुत्पत्तिर्दक्षयज्ञविनाशनम् ।**
**ध्रुवस्य चरितं पश्चात्पृथोः प्राचीनबर्हिषः॥ १४**

नवब्रह्मणां मरीच्यादीनां समुत्पत्तिः संतानः॥ १४॥

पञ्चमस्कन्धार्थमाह—

**नारदस्य च संवादस्ततः प्रैयव्रतं द्विजाः।**
**नाभेस्ततोऽनुचरितमृषभस्य भरतस्य च॥ १५**

ततः प्रैयव्रतं प्रियव्रतस्य चरितम्॥ १५॥

**द्वीपवर्षसमुद्राणां गिरिनद्युपवर्णनम्।**
**ज्योतिश्चक्रस्य संस्थानं पातालनरकस्थितिः॥ १६**

મહાત્મા કપિલભગવાનનો અવતાર તથા બુદ્ધિમાન કપિલ ભગવાન સાથે દેવહૂતિનો સંવાદ વર્ણવાયો છે. ॥ ૧૩ ॥

**'प्राकृतिकः'** પ્રકૃતિથી થનારો ગુણોનો વિકાર – **'वैकृतिकाः'** મહત્તત્ત્વ વગેરે (અહંકાર અને પંચ મહાભૂતો) તથા **'च'** કારથી જે વિકારો છે તેમની ઉત્પત્તિ ॥ ૯ ॥ **'गतिः'** સ્વરૂપ – **'उद्धरणे'** (પૃથ્વીનો) ઉદ્ધાર કરવા માટે ॥ ૧૦ ॥ અર્ધા ભાગમાંથી નારી અને અર્ધા ભાગમાંથી નર, તેમની ઉત્પત્તિ ॥ ૧૧ ॥ **'संतानो धर्मपत्नीनाम्'** આ પદને **'नवब्रह्मसमुत्पत्तिः'** (શ્લોક-૧૪) પછી સમજવું. ॥ ૧૨ ॥ ૧૩ ॥

આમ, તૃતીય સ્કંધના વિષયો વર્ણવાયા.

ચતુર્થ સ્કંધના વિષયો કહે છે –

(મરીચિ) વગેરે નવ પ્રજાપતિઓની ઉત્પત્તિ, તેમની ધર્મપત્નીઓનો વંશવિસ્તાર, દક્ષયજ્ઞનો નાશ, ધ્રુવચરિત્ર, પછી પૃથુરાજાનું અને પ્રાચીનબર્હિ રાજાનું ચરિત્ર, ॥ ૧૪ ॥

મરીચિ વગેરે નવ પ્રજાપતિઓની ઉત્પત્તિ (અને તેમનો) વંશવિસ્તાર (વર્ણવાયો છે). ॥૧૪॥

પંચમ સ્કંધના વિષયો કહે છે –

પ્રાચીનબર્હિ અને નારદજીનો સંવાદ, ત્યાર પછી (પંચમ સ્કંધમાં) હે બ્રાહ્મણો! પ્રિયવ્રત રાજાનું, નાભિરાજાનું, પછી ઋષભદેવનું અને પછી ભરતજીનું ચરિત્ર વર્ણવાયું છે. ॥ ૧૫ ॥

ત્યાર પછી **'प्रैयव्रतम्'** પ્રિયવ્રતનું ચરિત્ર ॥ ૧૫ ॥

(ત્યાર પછી) દ્વીપો, ખંડો, સમુદ્રો, પર્વતો તથા નદીઓનું વર્ણન છે, જ્યોતિશ્ચક્રનો વિસ્તાર તથા પાતાળો અને નરકોની સ્થિતિ વર્ણવાયાં છે. ॥ ૧૬ ॥

द्वीपाद्युपवर्णनं प्रथमं संक्षेपतस्ततो द्वीपादीनां ये गिरयो नद्यश्च तेषामुपवर्णनम्। पातालानां नरकाणां च संस्थितिः। अनेनैव नरकनिवर्तकमजामिलोपाख्यानं गृहीतं ततः पराचीनम्॥ १६॥

પ્રથમ દ્વીપ વગેરેનું વર્ણન સંક્ષેપથી કરવામાં આવ્યું છે અને પછી દ્વીપ વગેરેના જે પર્વતો અને નદીઓ છે, તેમનું વર્ણન છે. પાતાળો અને નરકોની સ્થિતિ વર્ણવાઈ છે. આ દ્વારા જ પછીના સ્કંધમાં આવનારું, નરક દૂર કરનારું અજામિલનું ઉપાખ્યાન લેવામાં આવ્યું છે. ॥ ૧૬ ॥

षष्ठार्थमाह—**दक्षजन्मेति**।

**दक्षजन्म प्रचेतोभ्यस्तत्पुत्रीणां च सन्ततिः।**
**यतो देवासुरनरास्तिर्यङ्नगखगादयः॥ १७ ॥ १७॥**

છઠ્ઠા સ્કંધના વિષયો કહે છે – ‘**दक्षजन्म इति।**’

પ્રચેતાઓથી દક્ષનો જન્મ, તેની પુત્રીઓથી દેવો, અસુરો, મનુષ્યો, પશુપક્ષીઓની (ઉત્પત્તિ) ॥ ૧૭ ॥ ૧૭ ॥

सप्तमार्थमाह—**पुत्रयोश्चेति**।

**त्वाष्ट्रस्य जन्म निधनं पुत्रयोश्च दितेर्द्विजाः।**
**दैत्येश्वरस्य चरितं प्रह्लादस्य महात्मनः॥ १८ ॥ १८॥**

સપ્તમ સ્કંધના વિષયો કહે છે – ‘**पुत्रयोः च इति।**’

ત્વષ્ટાના પુત્ર વૃત્રાસુરના જન્મ અને નાશ પછી હે બ્રાહ્મણો! (સપ્તમ સ્કંધમાં) દિતિના બંને પુત્રો હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુના જન્મ તથા મરણ તેમ જ દૈત્યોના રાજા મહાત્મા પ્રહ્‌લાદજીનું ચરિત્ર વર્ણવાયું છે. ॥ ૧૮ ॥ ૧૮ ॥

अष्टमार्थमाह—**मन्वन्तरानुकथनमिति**।

**मन्वन्तरानुकथनं गजेन्द्रस्य विमोक्षणम्।**
**मन्वन्तरावताराश्च विष्णोर्हयशिरादयः॥ १९**

અષ્ટમ સ્કંધના વિષયો કહે છે – ‘**मन्वन्तर-अनुकथनम् इति।**’

(અષ્ટમ સ્કંધમાં) મન્વન્તરોનું વર્ણન, ગજેન્દ્રનો મોક્ષ, મન્વન્તરોમાં વિષ્ણુ ભગવાનના હયગ્રીવ વગેરે અવતારો વર્ણવાયા છે. ॥ ૧૯ ॥

क्वचित्कस्यचिदनुक्तिर्व्युत्क्रमोक्तिश्च भक्तिरसाकुलत्वेनेति द्रष्टव्यम्॥ १९॥

ક્યાંક કોઈક પ્રસંગનો ઉલ્લેખ નથી તથા ક્રમમાં ફેરફાર થયો છે, તે ભક્તિરસથી ભરપૂર થવાને કારણે થયેલું સમજવું. ॥ ૧૯ ॥

**कौर्मं धान्वन्तरं मात्स्यं वामनं च जगत्पतेः।**
**क्षीरोदमथनं तद्वदमृतार्थे दिवौकसाम्॥ २० ॥ २०॥**

જગત્પતિ (વિષ્ણુ)નો કૂર્માવતાર, ધન્વન્તરિનો અવતાર, મત્સ્યાવતાર, વામનાવતાર, અમૃતપ્રાપ્તિ માટે દેવોનું ક્ષીર સમુદ્રનું મંથન યથાવત્ (વર્ણવાયાં છે). ॥ ૨૦ ॥ ૨૦ ॥

नवमार्थमाह—**राजवंशेति**।

નવમ સ્કંધના વિષયો કહે છે – ‘**राजवंश इति।**’

**देवासुरमहायुद्धं राजवंशानुकीर्तनम्।**
**इक्ष्वाकुजन्म तद्वंशः सुद्युम्नस्य महात्मनः॥ २१**
**इलोपाख्यानमत्रोक्तं तारोपाख्यानमेव च।**
**सूर्यवंशानुकथनं शशादाद्या नृगादयः॥ २२**
**सौकन्यं चाथ शर्यातेः ककुत्स्थस्य च धीमतः।**
**खट्वांगस्य च मान्धातुः सौभरेः सगरस्य च॥ २३**
**रामस्य कोशलेन्द्रस्य चरितं किल्बिषापहम्।**
**निमेरंगपरित्यागो जनकानां च सम्भवः॥ २४**
**रामस्य भार्गवेन्द्रस्य निःक्षत्रकरणं भुवः।**
**ऐलस्य सोमवंशस्य ययातेर्नहुषस्य च॥ २५**
**दौष्यन्तेर्भरतस्यापि शन्तनोस्तत्सुतस्य च।**
**ययातेर्ज्येष्ठपुत्रस्य यदोर्वंशोऽनुकीर्तितः॥ २६**
**यत्रावतीर्णो भगवान्कृष्णाख्यो जगदीश्वरः।**
**वसुदेवगृहे जन्म ततो वृद्धिश्च गोकुले॥ २७**

॥ २१ ॥ २२ ॥ २३ ॥ २४॥ सोमवंशादि-भूतस्यैलस्य चरितम्॥ २५ ॥ तत्सुतस्य भीष्मस्य ॥ २६ ॥ २७॥

दशमार्थमाह—**तस्य कर्माणीति**।

**तस्य कर्माण्यपाराणि कीर्तितान्यसुरद्विषः।**
**पूतनासुपयःपानं शकटोच्चाटनं शिशोः॥ २८**
**तृणावर्तस्य निष्पेषस्तथैव बकवत्सयोः।**
**धेनुकस्य सहभ्रातुः प्रलम्बस्य च संक्षयः॥ २९**
**गोपानां च परित्राणं दावाग्नेः परिसर्पतः।**
**दमनं कालियस्याहेर्महाहेर्नन्दमोक्षणम्॥ ३०**

દેવો અને અસુરોના મહાયુદ્ધના વર્ણન (પછી નવમા સ્કંધમાં) રાજવંશોનું વર્ણન, ઈક્ષ્વાકુ રાજાનો જન્મ, તેનો વંશ, મહાત્મા સુદ્યુમ્નનું ચરિત્ર, ॥ ૨૧॥ ઈલાનું આખ્યાન, તારાની કથા, સૂર્યવંશનું વર્ણન, શશાદ વગેરે અને નૃગ વગેરે (રાજાઓ), ॥ ૨૨॥ સુકન્યાનું, શર્યાતિનું અને બુદ્ધિમાન કકુત્સ્થનું, ખટ્વાંગનું, માંધાતાનું, સૌભરિનું અને સગરનું ચરિત્ર (વર્ણવાયું છે.) ॥ ૨૩ ॥ કોસલેન્દ્ર રામચંદ્રજીનું પાપોનો નાશ કરનારું ચરિત્ર, નિમિ રાજાના શરીરનો ત્યાગ, જનકવંશીઓની ઉત્પત્તિ ॥ ૨૪ ॥ ભૃગુવંશ શિરોમણિ પરશુરામજી દ્વારા પૃથ્વીનું નિઃક્ષત્રીકરણ, સોમવંશના રાજા ઐલનું, યયાતિ અને નહુષનું ચરિત્ર (વર્ણવાયું છે). ॥ ૨૫ ॥ દુષ્યંતના પુત્ર ભરતનું, શંતનુનું તથા તેના પુત્ર (ભીષ્મ)નું ચરિત્ર તથા યયાતિના જ્યેષ્ઠ પુત્ર યદુના વંશનું વર્ણન કરવામાં આવ્યું છે, ॥ ૨૬ ॥

કે જે યદુવંશમાં જગતના ઈશ્વર શ્રીકૃષ્ણ નામના ભગવાન વસુદેવજીના ગૃહે જન્મ્યા હતા અને પછી ગોકુળમાં મોટા થયા હતા. ॥૨૭॥૨૭॥

॥ ૨૧ ॥ ૨૨ ॥ ૨૩ ॥ ૨૪ ॥ સોમવંશ વગેરેમાં થયેલા ઐલનું ચરિત્ર, ॥ ૨૫ ॥ તે શંતનુના પુત્ર ભીષ્મનું (ચરિત્ર) ॥ ૨૬ ॥ ૨૭ ॥

દશમ સ્કંધના વિષયો કહે છે – **'तस्य कर्माणि इति।'**

અસુરોના શત્રુ તે શ્રીકૃષ્ણનાં અપાર કર્મો વર્ણવાયાં છે. ભગવાને પૂતનાના ધાવણનું તેના પ્રાણ સહિત પાન કર્યું તે તથા શિશુ શ્રીકૃષ્ણની શકટભંજનલીલા (વર્ણવવામાં આવી છે). ॥ ૨૮ ॥ તૃણાવર્તનો વધ તેમ જ બકાસુર અને વત્સાસુરનો નાશ, મિત્રો સહિત ધેનુકાસુરનો નાશ અને પ્રલંબાસુરનો નાશ કર્યો. ॥ ૨૯ ॥ ચોતરફ ફેલાતા દાવાનળથી ગોપ બાળકોનું રક્ષણ, કાલિય નાગનું દમન, અજગરથી નંદરાયજીનો મોક્ષ, ॥ ૩૦ ॥

व्रतचर्या तु कन्यानां यत्र तुष्टोऽच्युतो व्रतैः।
प्रसादो यज्ञपत्नीभ्यो विप्राणां चानुतापनम्॥ ३१

गोवर्धनोद्धारणं च शक्रस्य सुरभेरथ।
यज्ञाभिषेकं कृष्णस्य स्त्रीभिः क्रीडा च रात्रिषु॥ ३२

शंखचूडस्य दुर्बुद्धेर्वधोऽरिष्टस्य केशिनः।
अक्रूरागमनं पश्चात् प्रस्थानं रामकृष्णयोः॥ ३३

व्रजस्त्रीणां विलापश्च मथुरालोकनं ततः।
गजमुष्टिकचाणूरकंसादीनां च यो वधः॥ ३४

मृतस्यानयनं सूनोः पुनः सान्दीपनेर्गुरोः।
मथुरायां निवसता यदुचक्रस्य यत्प्रियम्॥ ३५

कृतमुद्धवरामाभ्यां युतेन हरिणा द्विजाः।
जरासन्धसमानीतसैन्यस्य बहुशो वधः।
घातनं यवनेन्द्रस्य कुशस्थल्या निवेशनम्॥ ३६

आदानं पारिजातस्य सुधर्मायाः सुरालयात्।
रुक्मिण्या हरणं युद्धे प्रमथ्य द्विषतो हरेः॥ ३७

हरस्य जृम्भणं युद्धे बाणस्य भुजकृन्तनम्।
प्राग्ज्योतिषपतिं हत्वा कन्यानां हरणं च यत्॥ ३८

चैद्यपौण्ड्रकशाल्वानां दन्तवक्त्रस्य दुर्मतेः।
शम्बरो द्विविदः पीठो मुरः पंचजनादयः॥ ३९

माहात्म्यं च वधस्तेषां वाराणस्याश्च दाहनम्।
भारावतरणं भूमेर्निमित्तीकृत्य पाण्डवान्॥ ४०

जेमनां व्रतो द्वारा अच्युत भगवान प्रसन्न थया हता ते गोपकन्याओनी (कात्यायनी) व्रतचर्या, यज्ञ करनारा ब्राह्मणोनी पत्नीओ उपर कृपा अने ब्राह्मणोनो पश्चात्ताप, ॥ ३१ ॥ गोवर्धनधारण, ईन्द्रनी पूजा, पछी कामधेनु सुरभि द्वारा करायेलो अभिषेक, रात्रिओमां व्रजवनिताओ साथे श्रीकृष्णनी क्रीडा, ॥ ३२ ॥ दुष्ट बुद्धिवाळा शंखचूडनो वध, अरिष्टासुर अने केशी दैत्योनो वध, अक्रूरजीनुं (गोकुळमां) आगमन, पछी श्रीकृष्ण-बलरामनुं (मथुरा प्रति) प्रस्थान, ॥ ३३ ॥ व्रजवनिताओनो विलाप, पछी मथुरानुं अवलोकन, (कुवलयापीड) हाथी, मुष्टिक, चाणूर तथा कंस वगेरेनो जे वध कर्यो ते, ॥ ३४ ॥ गुरु सांदीपनिना मृत पुत्रने पाछो लाव्या ते तथा उद्धवजी तथा बलरामनी साथे रही श्रीहरि द्वारा यदुवंशीओनुं जे प्रिय हतुं ते कर्युं. हे ब्राह्मणो! जरासंध द्वारा लाववामां आवेला सैन्यनो अनेक वार वध, काळयवननो नाश, द्वारकापुरीनी स्थापना ॥ ३५ ॥ ३६ ॥ देवलोकमांथी सुधर्मा सभा अने पारिजात (कल्प)वृक्षनुं लाववुं, श्रीहरिनो द्वेष करनारनो युद्धमां नाश करीने रुक्मिणीनुं हरण करवुं, ॥ ३७॥ युद्धमां महादेवजीने (जृम्भणास्त्रथी) बगासां उत्पन्न कर्यां, बाणासुरना बाहुओ कापी नाख्या, प्राग्ज्योतिषपुरना राजा (भौमासुरने) हणीने कन्याओनुं जे हरण कर्युं ते ॥ ३८ ॥ शिशुपाल, पौंड्रक, शाल्व, दुर्मति दंतवक्त्र, शंबरासुर, द्विविद (वानर), पीठ, मुर राक्षस, पंचजन वगेरेना प्रभावनो तथा तेमनो नाश कर्यो. वाराणसीनुं दहन अने पांडवोने निमित्त बनावीने भूमिना भारने दूर कर्यो. ॥ ३९ ॥ ४० ॥

पूतनाया असुसहितस्य स्तन्यपयसः पानम् ॥ २८॥ सहभ्रातुः ससखस्य॥ २९ ॥ ३० ॥

पूतनाना धावणनुं प्राण सहित पान ॥ २८ ॥ **'सहभ्रातुः'** मित्रो सहित ॥ २९ ॥ ३० ॥ ३१॥

३१ ॥ यज्ञाभिषेकम्। यज्ञः पूजा अभिषेकश्च तयोर्द्वन्द्वैक्यम्॥ ३२ ॥ ३३ ॥ ३४ ॥ ३५ ॥ ३६ ॥ द्विषतः शत्रून्प्रमथ्य॥ ३७ ॥ ३८ ॥ ये च शम्बरादयस्तेषां माहात्म्यं प्रभावो वधश्च॥ ३९ ॥ ४० ॥

एकादशार्थमाह—**विप्रशापेति**।

**विप्रशापापदेशेन संहारः स्वकुलस्य च।**
**उद्धवस्य च संवादो वासुदेवस्य चाद्भुतः॥ ४१**
**यत्रात्मविद्या ह्यखिला प्रोक्ता धर्मविनिर्णयः।**
**ततो मर्त्यपरित्याग आत्मयोगानुभावतः॥ ४२**

॥ ४१ ॥ धर्मविनिर्णयो वर्णाश्रमधर्मविनिश्चयः। मर्त्यपरित्यागो मनुष्यत्वस्यान्तर्धानम् ॥ ४२ ॥

द्वादशार्थमाह—**युगेति**।

**युगलक्षणवृत्तिश्च कलौ नृणामुपप्लवः।**
**चतुर्विधश्च प्रलय उत्पत्तिस्त्रिविधा तथा॥ ४३**

युगलक्षणं तदनुरूपा वृत्तिश्चेत्यर्थः। त्रिविधा प्राकृतिकी नैमित्तिकी नित्या चेति ॥ ४३ ॥

**देहत्यागश्च राजर्षेर्विष्णुरातस्य धीमतः।**
**शाखाप्रणयनमृषेर्मार्कण्डेयस्य सत्कथा।**
**महापुरुषविन्यासः सूर्यस्य जगदात्मनः॥ ४४**

ऋषेर्व्यासस्य। सूर्यस्य च विन्यास इत्यर्थः॥ ४४॥

**'यज्ञाभिषेकम्' यज्ञः** (ઇન્દ્રે) પૂજા કરી અને સુરભિએ અભિષેક કર્યો. તે બંનેનો સમાહાર દ્વન્દ્વ સમાસ છે. ॥ ૩૨॥૩૩॥૩૪॥૩૫॥૩૬॥ દ્વેષ કરતા શત્રુને હણીને ॥૩૭॥૩૮॥ જે શંબર વગેરે હતા તેમના **'माहात्म्यम्'** પ્રભાવનો અને તેમનો વધ કર્યો. ॥ ૩૯ ॥ ૪૦ ॥

એકાદશ સ્કંધના વિષયો કહે છે – **'विप्रशाप इति।'**

બ્રાહ્મણના શાપને બહાને પોતાના કુળનો સંહાર કર્યો તથા જેમાં સમગ્ર આત્મવિદ્યા તથા ધર્મનિર્ણય કહેવામાં આવ્યો છે તે ઉદ્ધવજી અને ભગવાન વાસુદેવનો અદ્ભુત સંવાદ, ત્યાર પછી પોતાના યોગપ્રભાવથી મનુષ્યત્વનું અંતર્ધાન વર્ણવાયું છે.॥ ૪૧ ॥ ૪૨ ॥

॥ ૪૧ ॥ **'धर्मविनिर्णयः'** વર્ણાશ્રમધર્મનો વિશેષરૂપે નિશ્ચય, **'मर्त्यपरित्यागः'** મનુષ્યત્વનું અંતર્ધાન (અર્થાત્ મનુષ્યલોકનો પરિત્યાગ) ॥ ૪૨ ॥

દ્વાદશ સ્કંધના વિષયો વર્ણવે છે – **'युग इति।'**

યુગોનું લક્ષણ અને તે તે યુગને અનુસરતી વૃત્તિ, કલિયુગમાં મનુષ્યોના ધર્મોનો નાશ, ચાર પ્રકારનો પ્રલય તેમ જ ત્રણ પ્રકારની ઉત્પત્તિ વર્ણવાઈ છે. ॥ ૪૩ ॥

યુગોનું લક્ષણ તથા તે તે યુગને અનુસરતી વૃત્તિ, એમ અર્થ છે. **'त्रिविधा'** પ્રાકૃતિકી, નૈમિત્તિકી અને નિત્યા – એમ ત્રણ પ્રકારની ઉત્પત્તિ ॥ ૪૩॥

પરમ જ્ઞાની રાજર્ષિ પરીક્ષિતનો દેહત્યાગ, ઋષિ વેદવ્યાસજીની વેદશાખાઓની રચના, માર્કણ્ડેય (ઋષિ)ની સુંદર કથા, પરમાત્માના અંગ વગેરેની કલ્પના, જગતના આત્મારૂપ સૂર્યના ગણોનું વર્ણન છે. ॥ ૪૪ ॥

**'ऋषेः'** ઋષિ વેદવ્યાસજીની – તથા સૂર્યના ગણો, એમ અર્થ છે. (**'विन्यास'** શબ્દ સમાસની અંતર્ગત હોવા છતાં અહીં સૂર્યની સાથે પણ જોડવાનો છે– વં.) ॥ ૪૪ ॥

**इति चोक्तं द्विजश्रेष्ठा यत्पृष्टोऽहमिहास्मि वः।**
**लीलावतारकर्माणि कीर्तितानीह सर्वशः॥ ४५**

इति चोक्तमिति चकारादन्यदपि वो युष्माभिरिह यत्पृष्टोऽस्मि तदुक्तमिति। किमेवं नानार्थकथनेन तत्राह—**लीलेति**। सर्वशः तत्तदर्थकीर्तनद्वारेणेत्यर्थः॥ ४५॥

તત્કીર્તનેનાપિ किमित्यपेक्षायां तत्फलमाह द्वाभ्याम्—

**पतितः स्खलितश्चार्तः क्षुत्त्वा वा विवशो ब्रुवन्।**
**हरये नम इत्युच्चैर्मुच्यते सर्वपातकात्॥ ४६**

पतितः कूपादिषु। स्खलितः सोपानादिषु। आर्तो दुःखितः। क्षुत्त्वा क्षुतं कृत्वा विवशोऽपि ॥ ४६॥

**संकीर्त्यमानो भगवाननन्तः**
**श्रुतानुभावो व्यसनं हि पुंसाम्।**
**प्रविश्य चित्तं विधुनोत्यशेषं**
**यथा तमोऽर्कोऽभ्रमिवातिवातः॥ ४७**

संकीर्त्यमानो यद्वा श्रुतोऽनुभावो यस्य स पुंसां चित्तं प्रविश्य निःशेषं दुःखं विधुनोति।

હે દ્વિજશ્રેષ્ઠો, તમે જે પૂછ્યું હતું તે અને બીજું પણ મેં અહીં કહ્યું અને અહીં (શ્રીમદ્ ભાગવતમાં) ભગવાનની લીલાઓ, અવતારો તથા કર્મોનું પણ સંપૂર્ણ કીર્તન કરવામાં આવ્યું. ॥ ૪૫ ॥

**'इति च उक्तम् इति।'** '**च**'કારથી, બીજું પણ, તમારા દ્વારા મને જે પૂછવામાં આવ્યું હતું તે (અને બીજું પણ કહેવામાં આવ્યું). આ પ્રમાણે જુદી જુદી લીલાઓના કહેવાથી શું પ્રયોજન છે? તે માટે કહે છે – '**लीला इति।**' તે તે લીલાઓ કહેવાથી ભગવાનની લીલા, અવતારો તથા કર્મોનું સર્વ રીતે કીર્તન થાય છે. ॥ ૪૫ ॥

તે લીલાઓના કીર્તનથી શું થવાનું છે, એવી અપેક્ષા માટે તેના કીર્તનનું ફળ બે શ્લોકોથી વર્ણવે છે –

(કૂવા વગેરેમાં) પડી ગયેલો, લપસી પડેલો, દુઃખ પામેલો, છીંક ખાઈને કે કોઈ પણ રીતે વિવશ બનેલો મનુષ્ય ઉચ્ચ સ્વરે '**हरये नमः**' (શ્રીહરિને નમસ્કાર) બોલે તો તે સર્વ પાપમાંથી છૂટી જાય છે. ॥ ૪૬ ॥

કૂવા વગેરેમાં પડી ગયેલો, પગથિયા વગેરે પરથી લપસી પડેલો, '**आर्तः**' દુઃખ પામેલો, '**क्षुत्त्वा**' છીંક ખાઈને અથવા વિવશ બનેલો મનુષ્ય પણ ॥ ૪૬ ॥

જેમનો પ્રભાવ શ્રવણ કરવામાં આવ્યો છે તે ભગવાન અનંત સંકીર્તન કરતા અને શ્રવણ કરતા મનુષ્યોનાં ચિત્તમાં પ્રવેશ કરીને, સૂર્ય જેમ અંધકારનો નાશ કરે છે અને પવનના સૂસવાટા વાદળ વિખેરી નાખે છે તેમ મનુષ્યનાં સમગ્ર દુઃખો દૂર કરી (જ) દે છે. ॥ ૪૭ ॥

જેમનું સંકીર્તન કરવામાં આવે છે અથવા પ્રભાવનું શ્રવણ કરવામાં આવે છે તે ભગવાન અનંત મનુષ્યોનાં ચિત્તમાં પ્રવેશ કરીને સમગ્ર દુઃખો

हीति सतामनुभवं प्रमाणयति।

अर्को गिरिगुहादिध्वान्तं न धुनोतीत्यपरितोषाद् दृष्टान्तान्तरमाह—अतिवातोऽभ्रमिवेति॥ ४७॥

हरिसंकीर्तनमेव महाफलं तद्व्यतिरिक्तं सर्वं मिथ्यालापमात्रमिति प्रपञ्चयति—**मृषागिर** इति चतुर्भिः।

**मृषा गिरस्ता ह्यसतीरसत्कथा**
**न कथ्यते यद् भगवानधोक्षजः।**
**तदेव सत्यं तदुहैव मंगलं**
**तदेव पुण्यं भगवद्गुणोदयम्॥ ४८**

मृषागिरो मिथ्यावाचः। असतीरसत्यः। असतां कथा यासु ताः। यद्यासु उत्तमश्लोकस्य यशोऽनुगीयत इति यत्तदेव सत्यं तदेव हि मङ्गलम्। उ ह इति हर्षे। भगवद्गुणानामभ्युदयो यस्मात्तत्॥ ४८॥

**तदेव रम्यं रुचिरं नवं नवं**
**तदेव शश्वन्मनसो महोत्सवम्।**
**तदेव शोकार्णवशोषणं नृणां**
**यदुत्तमश्लोकयशोऽनुगीयते ॥ ४९**

नवं नवं यथा भवति तथा रुचिरं रुचिप्रदम्। महानुत्सवो यस्मात्॥ ४९॥

દૂર કરે છે. **'हि'** દુઃખો અવશ્ય દૂર કરી જ દે છે – એમ સંતોના અનુભવને પ્રમાણિત કરે છે.

પર્વતની ગુફા વગેરેના અંધકારને સૂર્ય દૂર કરી શકે નહીં આથી (આ દૃષ્ટાંતથી) સંતોષ ન થવાથી બીજું દૃષ્ટાંત આપે છે – જોરથી ફૂંકાતો પવન જેમ વાદળા વિખેરી નાખે તેમ! ॥ ૪૭ ॥

શ્રીહરિનું સંકીર્તન જ મહાન ફળ છે, તેના સિવાય બીજું બધું મિથ્યા ભાષણ છે, એમ ચાર શ્લોકથી સમજાવે છે – **'मृषागिरः इति।'**

જે કથાઓમાં ઈન્દ્રિયાતીત ભગવાન અધોક્ષજ(નાં નામ, રૂપ, લીલા, ગુણો) વર્ણવાતાં નથી, તે કથાઓ નિષ્ફળ અને અસત્ય છે. અહો! જેમાંથી ભગવાનના ગુણો પ્રકટ થાય છે, તે જ વાણી સત્ય છે, તે જ વાણી મંગળ છે અને તે જ વાણી પવિત્ર છે. ॥ ૪૮ ॥

**'मृषागिरः'** નિષ્ફળ વાણી, **'असतीः'** અસત્ય, તે કથાઓ નિષ્ફળ અને અસત્ય છે, જેમનામાં **'यत्'** यासु જે કથાઓમાં પવિત્ર કીર્તિવાળા ભગવાનનો યશ ગાવામાં આવે છે, તે જ વાણી સત્ય છે, તે જ વાણી મંગળ છે. **'उ ह'** 'અહો!' (એમ ભગવદ્ યશનું ગાન કરતા વ્યાસજી) હર્ષમાં (આવી જઈને કહે છે.) જેમાંથી ભગવાનના ગુણોનો સર્વ તરફથી ઉદય થાય છે, (તે જ કથાઓ, તે કથાઓ જ સત્ય, મંગળ અને પવિત્ર છે). ॥ ૪૮ ॥

જેમાં ઉત્તમ કીર્તિવાળા ભગવાનના યશનું વર્ણન કરવામાં આવ્યું છે, તે જ વચન નવું નવું થઈને મનને આનંદ આપનારું છે, તે જ વચન રમણીય છે, શાશ્વત છે, મનના મહોત્સવરૂપ છે અને શોકરૂપી સમુદ્રને સુકવનારું છે. ॥ ૪૯ ॥

નવું નવું થઈને જેમ **'रुचिरम्'** રુચિપ્રદ, આનંદપ્રદ થાય તેમ, જેનાથી મહાન ઉત્સવ થાય ॥ ૪૯ ॥

**न तद् वचश्चित्रपदं हरेर्यशो**
**जगत्पवित्रं प्रगृणीत कर्हिचित्।**
**तद् ध्वांक्षतीर्थं न तु हंससेवितं**
**यत्राच्युतस्तत्र हि साधवोऽमलाः ॥ ५०**

આશ્ચર્યકારક પદરચનાવાળું (હોય તો પણ) જે વચન જગતને પવિત્ર કરનારા શ્રીહરિના યશનું વર્ણન નથી કરતું, તે કાગડા (જેવા મનુષ્યો)ને આનંદ આપનારું છે, પણ હંસો (જેવા જ્ઞાની જનો) તેનું સેવન કરતા નથી, (કારણ કે) જ્યાં અચ્યુત ભગવાન હોય છે, ત્યાં જ વિશુદ્ધ હૃદયવાળા પરમહંસો હોય છે. ॥ ૫૦ ॥

चित्राणि पदानि यस्मिन्। तदपि जगत्पवित्रयतीति तथा तद्धरेर्यशो न प्रगृणीत न वर्णयेत्तद्वचो ध्वाङ्क्षतीर्थं काकतुल्यनराणां रतिस्थानं नतु हंसैर्ज्ञानिभिः सेवितम्। तत्र हेतुः—यत्रेति ॥ ५० ॥

જેમાં આશ્ચર્યકારક પદરચનાઓ છે, તો પણ જગતને પવિત્ર કરે તેવો તે શ્રીહરિનો યશ **'न प्रगृणीत'** વર્ણવાતો નથી, તે વચન **'ध्वांक्षतीर्थम्'** કાગડા જેવા મનુષ્યોને માટે આનંદનું સ્થાન છે, પરંતુ **'हंसैः'** જ્ઞાનીજનો દ્વારા સેવાતું નથી. તે માટેનું કારણ – **'यत्र इति।'** જ્યાં અચ્યુત ભગવાન છે, ત્યાં પરમહંસો હોય છે. ॥ ૫૦ ॥

**स वाग्विसर्गो जनताघसंप्लवो**
**यस्मिन्प्रतिश्लोकमबद्धवत्यपि ।**
**नामान्यनन्तस्य यशोऽङ्कितानि य-**
**च्छृण्वन्ति गायन्ति गृणन्ति साधवः ॥ ५१**

વાણીનો તે જ પ્રયોગ જનસમૂહનાં પાપોનો નાશ કરનારો છે, જેમાં અપભ્રંશ શબ્દો હોવા છતાં પ્રત્યેક શ્લોક અનંત ભગવાનનાં નામોથી અંકિત થયો હોય, આથી સત્પુરુષો ભગવાનનાં નામોનું જ શ્રવણ કરે છે, (બીજા આગળ) ગાન કરે છે અને (કોઈ શ્રોતા ન હોય તો પોતે) કીર્તન કરે છે. ॥ ૫૧ ॥

स वाग्विसर्गः स एव वाचः प्रयोगो जनताघसंप्लवो जनसमूहाघनाशकः। यद्यस्मात्तान्येवान्यैः कीर्त्यमानानि शृण्वन्ति श्रोतरि सति गायन्ति, नो चेत्स्वयमेव गृणन्ति ॥ ५१ ॥

**'सः वाग्विसर्गः'** તે જ વાણીનો પ્રયોગ **'जनता-अघसंप्लवः'** જનસમૂહના પાપોનો નાશ કરનારો છે. **'यत्'** આથી બીજાઓ દ્વારા કીર્તન કરવામાં આવતાં, તે વાક્યો જ સત્પુરુષો શ્રવણ કરે છે, શ્રોતા મળી જાય તો ગાન કરે છે અને જો કોઈ સાંભળનાર ન હોય તો પોતે જ કીર્તન કરે છે. ॥ ૫૧ ॥

इदानीं ज्ञानकर्मादरादपि भगवत्कीर्तनाविष्वेवादरः कर्तव्य इत्याह त्रिभिः—

હવે જ્ઞાન અને કર્મ પ્રત્યેના આદર કરતાં પણ ભગવાનનાં કીર્તન વગેરેમાં જ આદર કરવો જોઈએ, એમ ત્રણ શ્લોકોથી કહે છે –

**नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं**
**न शोभते ज्ञानमलं निरंजनम्।**
**कुतः पुनः शश्वदभद्रमीश्वरे**
**न ह्यर्पितं कर्म यदप्यनुत्तमम्॥ ५२**

બ્રહ્મનું પ્રકાશક એવું ઉપાધિને દૂર કરનારું જ્ઞાન પણ જો અચ્યુત ભગવાન પ્રત્યેના ભક્તિભાવથી રહિત હોય તો તે શોભતું નથી, તો સર્વોત્તમ હોવા છતાં ઈશ્વરાર્પિત ન કરાયેલું કર્મ તો વળી શોભે જ ક્યાંથી? તેવું કર્મ તો સાધનકાળે અને ફળકાળે પણ દુઃખરૂપ હોય છે. ॥ ૫૨ ॥

नैष्कर्म्यं ब्रह्म तत्प्रकाशकं यज्ज्ञानं यतो निरञ्जनमुपाधिनिवर्तकं तदप्यच्युतभक्तिवर्जितं चेन्न शोभते, नापरोक्षपर्यन्तं भवतीत्यर्थः। ईश्वरे न चेदर्पितं तर्हि यदनुत्तमं सर्वोत्तममपि कर्म तदपि पुनः कुतः शोभते।

यतः शश्वत्साधनकाले फलकाले चाभद्रं दुःखात्मकम्॥ ५२॥

**'नैष्कर्म्यम्'** બ્રહ્મ, તેનું પ્રકાશક એવું જે જ્ઞાન છે તે **'निरंजनम्'** ઉપાધિ દૂર કરનારું હોય તો પણ અચ્યુત ભગવાન પ્રત્યેના ભક્તિભાવથી રહિત હોય તો શોભતું નથી. તે જ્ઞાન અપરોક્ષ જ્ઞાન પર્યંત હોતું નથી, એમ અર્થ છે.

**'यत्-अनुत्तमम्'** સર્વોત્તમ હોય તો પણ જો ઈશ્વર પ્રત્યે સમર્પિત કરવામાં ન આવ્યું હોય તો તે કર્મ તો વળી શોભે જ ક્યાંથી? કારણ કે **'शश्वत्'** સાધનકાળે અને ફળકાળે પણ તે કર્મ તો સદાય **'अभद्रम्'** દુઃખરૂપ છે. ॥ ૫૨ ॥

**यशःश्रियामेव परिश्रमः परो**
**वर्णाश्रमाचारतपःश्रुतादिषु ।**
**अविस्मृतिः श्रीधरपादपद्मयो-**
**र्गुणानुवादश्रवणादिभिर्हरेः ॥ ५३**

વર્ણાશ્રમના આચાર, તપ અને શાસ્ત્રમાં કરવામાં આવેલો અતિ પરિશ્રમ યશયુક્ત લક્ષ્મી જ પ્રાપ્ત કરાવે છે પણ શ્રીધર (શ્રીપતિ)ના ગુણાનુવાદના શ્રવણ વગેરેથી તો શ્રીહરિના ચરણપદ્મની અખંડ સ્મૃતિ પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૫૩ ॥

किंच, वर्णाश्रमाचारादिषु यः परो महान्परिश्रमः स यशोयुक्तायां श्रियामेव। कीर्तिः संपत्तिश्च केवलं परः पुरुषार्थ इत्यर्थः। गुणानुवादादिभिस्तु श्रीधरपादपद्मयोरविस्मृति-र्भवति॥ ५३॥

વળી, વર્ણાશ્રમના આચાર વગેરેમાં જે **'परः'** અતિ પરિશ્રમ છે તે યશયુક્ત લક્ષ્મી જ પ્રાપ્ત કરાવે છે; માત્ર કીર્તિ અને સંપત્તિ જ પરમ પુરુષાર્થરૂપ થાય છે, એમ અર્થ છે. પરંતુ ગુણાનુવાદ વગેરે દ્વારા શ્રીધર ભગવાનનાં બંને ચરણપદ્મોની અવિસ્મૃતિ સિદ્ધ થઈ જાય છે. ॥ ૫૩ ॥

ततः किमत आह—**अविस्मृतिरिति**।

તેનાથી (અખંડ ભગવત્સ્મૃતિ પ્રાપ્ત થવાથી) શું થાય છે, તે કહે છે – **'अविस्मृतिः इति।'**

**अविस्मृतिः कृष्णपदारविन्दयोः**
**क्षिणोत्यभद्राणि शमं तनोति च।**
**सत्त्वस्य शुद्धिं परमात्मभक्तिं**
**ज्ञानं च विज्ञानविरागयुक्तम्॥ ५४**

શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણારવિંદની અવિચળ સ્મૃતિ અમંગળોનો નાશ કરે છે, પરમ શાંતિ પ્રસરાવે છે, અંતઃકરણની શુદ્ધિ અને પરમાત્માની ભક્તિનો વિસ્તાર કરે છે અને વૈરાગ્યયુક્ત જ્ઞાનથી પરમાત્માનો અનુભવ (વિજ્ઞાન) પ્રાપ્ત કરાવે છે. ॥ ૫૪ ॥

क्षिणोति नाशयति॥ ५४॥

**'क्षिणोति'** નાશ કરે છે. ॥ ૫૪ ॥

अथेदानीं श्रोतॄनात्मानं चाभिनन्दन्नाह— **यूयमिति** द्वाभ्याम्।

હવે શ્રોતાઓની અને પોતાની ધન્યતા પ્રકટ કરતા બે શ્લોકોથી કહે છે – **'यूयम् इति।'**

**यूयं द्विजाग्र्या बत भूरिभागा**
**यच्छश्वदात्मन्यखिलात्मभूतम् ।**
**नारायणं देवमदेवमीश-**
**मजस्त्रभावा भजताविवेश्य॥ ५५**

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! તમે અતિ ભાગ્યવાન છો, કારણ કે તમે નિત્ય ભક્તિયુક્ત થઈ સર્વના અંતર્યામી, સર્વના ઉપાસ્ય અને જેમના બીજા કોઈ દેવ નથી તેવા સર્વના નિયંતા નારાયણને અંતરમાં સ્થાપીને નિરંતર તેમનું ભજન કરો છો. ॥ ૫૫ ॥

हे द्विजाग्र्याः, यद्यस्मादात्मन्यन्तःकरणे श्रीनारायणमाविवेश्य शश्वद्भजत। संभावनायां लोट्।

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! **'यत्'** કારણ કે આપ **'आत्मनि'** અંતઃકરણમાં શ્રીનારાયણને સ્થાપીને નિરંતર ભજન કરો છો. **भजत - भज्** ધાતુ આજ્ઞાર્થ બીજો પુ. બ. વ., (તમે ભજો, ભજવું સંભવિત છે,) એમ સંભાવના દર્શાવવા માટે આજ્ઞાર્થનો પ્રયોગ છે

अतो भूरिभागा बहुपुण्याः। कथंभूतम्। अखिलात्मभूतं सर्वान्तर्यामिणम्। अत एव देवं सर्वोपास्यम्। अदेवं न देवोऽन्यो यस्य तम्। कुतः। ईशम्।

(આપ નારાયણનું ભજન કરો છો,) આથી અતિ ભાગ્યવાન, અતિ પુણ્યશાળી છો. કેવા નારાયણને ભજો છો? **'अखिल-आत्मभूतम्'** જે સર્વના અંતર્યામી છે, તેવા નારાયણને (ભજો છો), આથી જ **'देवम्'** સર્વના આરાધ્ય છે, તેવા નારાયણને, **'अदेवम्'** જેમના બીજા કોઈ દેવ નથી, તે નારાયણને – કેવી રીતે? કારણ કે તે સર્વના ઈશ (નિયંતા) છે.

यद्वा, यस्माद्यूयं भूरिभागास्तपआदि-संपन्नास्ततो नारायणं भजतेति विधिः॥ ५५॥

અથવા જે કારણે તમે **'भूरिभागाः'** તપ વગેરેથી સંપન્ન છો, તેથી તમારે નારાયણને ભજવા જોઈએ, એમ વિધ્યર્થનો પ્રયોગ છે. ॥ ૫૫ ॥

**अहं च संस्मारित आत्मतत्त्वं**
**श्रुतं पुरा मे परमर्षिवक्त्रात्।**
**प्रायोपवेशे नृपतेः परीक्षितः**
**सदस्यृषीणां महतां च शृण्वताम्॥ ५६**

मे मया श्रुतम्॥ ५६॥

પૂર્વે રાજા પરીક્ષિત મૃત્યુ પર્યંત અનશન વ્રતમાં બેઠા હતા ત્યારે, મહર્ષિઓના શ્રવણ કરતાં, સભામાં ઋષિવર્ય શ્રીશુકદેવજીના મુખથી (આ શ્રીમદ્ ભાગવત પુરાણરૂપ) આત્મતત્ત્વ મેં સાંભળ્યું હતું, તેનું તમે મને સ્મરણ કરાવ્યું છે. ॥ ૫૬ ॥

**'मे'** મારા દ્વારા શ્રવણ કરવામાં આવ્યું હતું. (તમે પ્રશ્નો કરીને મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે, તેથી હું પણ ધન્ય થયો છું.) ॥ ૫૬ ॥

एतत्पुराणकीर्तनादिफलं प्रपञ्चयितुमाह—**एतदित्यष्टभिः।**

આ ભાગવત પુરાણનાં કીર્તનાદિનું ફળ સમજાવવા માટે આઠ શ્લોકોથી કહે છે – **'एतत् इति।'**

**एतद्वः कथितं विप्राः कथनीयोरुकर्मणः।**
**माहात्म्यं वासुदेवस्य सर्वाशुभविनाशनम्॥ ५७**

॥ ५७॥

જેમનાં મહાન કર્મો વર્ણન કરવા યોગ્ય છે, તે વાસુદેવ ભગવાનનું સર્વ અશુભોનો નાશ કરનારું માહાત્મ્ય મેં તમને કહ્યું. ॥ ૫૭ ॥ ૫૭ ॥

**य एवं श्रावयेन्नित्यं यामक्षणमनन्यधीः।**
**श्रद्धावान् योऽनुशृणुयात् पुनात्यात्मानमेव सः॥ ५८**

આમ, જે શ્રદ્ધાળુ મનુષ્ય એક પ્રહર અથવા એક ક્ષણ પણ સ્થિર ચિત્તવાળો થઈ નિત્ય (ભગવાનનાં ચરિત્રો) શ્રવણ કરે અને બીજાને શ્રવણ કરાવે તે સાક્ષાત્ આત્માને જ પવિત્ર કરે છે. ॥ ૫૮ ॥

यामक्षणं यामं क्षणं चेत्यर्थः। आत्मानमेव साक्षात्पुनाति नतु स्नानादिवद्देहमात्रम्॥ ५८॥

**'यामक्षणम्'** પ્રહર અને સમય ન મળે તો ક્ષણ પણ, એમ અર્થ છે. તેવો મનુષ્ય સ્નાનાદિની જેમ માત્ર દેહને જ નહીં પણ સાક્ષાત્ આત્માને જ પવિત્ર કરે છે. ॥ ૫૮ ॥

**द्वादश्यामेकादश्यां वा शृण्वन्नायुष्यवान् भवेत्।**
**पठत्यनश्नन् प्रयतस्ततो भवत्यपातकी॥ ५९**

॥ ५९॥

દ્વાદશી કે એકાદશીએ નિરાહારી રહી, એકાગ્ર થઈ શ્રવણ કે પઠન કરનારો મનુષ્ય તેનાથી (ઉપવાસપૂર્વકના પાઠથી) દીર્ઘાયુષી અને નિષ્પાપ થાય છે. ॥ ૫૯ ॥ ૫૯ ॥

**पुष्करे मथुरायां च द्वारवत्यां यतात्मवान्।**
**उपोष्य संहितामेतां पठित्वा मुच्यते भयात्॥ ६०**

॥ ६०॥

પુષ્કર, મથુરા અથવા દ્વારકામાં ઉપવાસ કરી, એકાગ્રચિત્ત થઈ, આ સંહિતાનો પાઠ કરીને મનુષ્ય ભયથી મુક્ત થાય છે. ॥ ૬૦ ॥ ૬૦ ॥

**देवता मुनयः सिद्धाः पितरो मनवो नृपाः।**
**यच्छन्ति कामान् गृणतः शृण्वतो यस्य कीर्तनात्॥ ६१**

॥ ६१॥

જે શ્રીમદ્ ભાગવતના કીર્તનથી પાઠ કરતા અને શ્રવણ કરતા મનુષ્યના સર્વ મનોરથો દેવો, મુનિઓ, સિદ્ધો, પિતૃઓ, મનુઓ અને રાજાઓ પૂર્ણ કરે છે. ॥ ૬૧ ॥ ૬૧ ॥

**ऋचो यजूंषि सामानि द्विजोऽधीत्यानुविन्दते।**
**मधुकुल्या घृतकुल्याः पयःकुल्याश्च तत्फलम्॥ ६२**

બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદનું અધ્યયન કરીને મધ, ઘી તથા દૂધની નદી(રૂપ સમૃદ્ધિ) પ્રાપ્ત કરવાનું ફળ મેળવે છે, તે જ ફળ આ પુરાણસંહિતાના અધ્યયનથી મનુષ્ય પ્રાપ્ત કરે છે. ॥ ૬૨ ॥

ऋगाद्यधीत्य द्विजो मधुकुल्यादि यदनुविन्दते तत्फलमेतां पठित्वानुविन्दत इति ॥ ६२ ॥

ઋગ્વેદ વગેરેનું અધ્યયન કરીને દ્વિજ જે મધ વગેરેની નદીઓ(રૂપ સમૃદ્ધિનું ફળ) પ્રાપ્ત કરે છે, તે ફળ આનો પાઠ કરીને પામે છે. ॥ ૬૨ ॥

**पुराणसंहितामेतामधीत्य प्रयतो द्विजः।**
**प्रोक्तं भगवता यत्तु तत्पदं परमं व्रजेत्॥ ६३**

બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય સાવધાન થઈ આ સંહિતાનું અધ્યયન કરીને, ભગવાન દ્વારા (ઋષિઓને) કહેવામાં આવેલું, (ભગવાનનું) જે પરમ પદ છે, તે પ્રાપ્ત કરે છે. ॥ ૬૩ ॥

किंच, प्रोक्तमिति ॥ ६३ ॥

વળી, (ભગવાન દ્વારા ઋષિઓને) કહેવાયેલું ॥ ૬૩ ॥

**विप्रोऽधीत्याप्नुयात् प्रज्ञां राजन्योदधिमेखलाम्।**
**वैश्यो निधिपतित्वं च शूद्रः शुद्ध्येत पातकात्॥ ६४**

(આ પુરાણનું) અધ્યયન કરીને વિપ્ર (ઋતમ્ભરા) પ્રજ્ઞા પ્રાપ્ત કરે છે, ક્ષત્રિય સમુદ્ર પર્યંતના ભૂમંડળ(ના રાજ્ય)ને પ્રાપ્ત કરે છે, વૈશ્ય ધનભંડારનું સ્વામિત્વ પામે છે અને શૂદ્ર પાપમાંથી મુક્ત થાય છે. ॥ ૬૪ ॥

राजन्य उदधिमेखलां पृथ्वीम्। संधिरार्षः ॥ ६४ ॥

ક્ષત્રિય સમુદ્ર પર્યંતની પૃથ્વીને (પામે છે). (**राजन्यः+उदधिमेखलाम्** ની સંધિ **राजन्य-उदधिमेखलाम्** થાય પણ અહીં શ્લોકમાં) '**राजन्यो-दधिमेखलाम्** સંધિ કરવામાં આવી છે, તે આર્ષ છે. ॥ ૬૪ ॥

अस्य पुराणस्यैवंप्रभावातिरेके कारणमाह—

આ પુરાણના પ્રભાવનો અતિરેક હોવા માટેનું કારણ કહે છે–

**कलिमलसंहतिकालनोऽखिलेशो**
**हरिरितरत्र न गीयते ह्यभीक्ष्णम्।**
**इह तु पुनर्भगवानशेषमूर्तिः**
**परिपठितोऽनुपदं कथाप्रसङ्गैः॥ ६५**

કળિયુગના મળના ઢગલાનો નાશ કરનારા અખિલેશ્વર શ્રીહરિનું અન્ય શાસ્ત્રોમાં નિરંતર ગાન નથી થયું, પણ અહીં ભાગવતશાસ્ત્રમાં તો વળી ભગવાન અનંતમૂર્તિનું સર્વ કથાપ્રસંગો દ્વારા પદે પદે ગાન કરવામાં આવ્યું છે. ॥ ૬૫ ॥

कलिमलानां संहतिं समूहं कालयति विनाशयतीति तथा। इतरत्र शास्त्रान्तरे॥ ६५ ॥

શાસ્ત્રપ્રતિપાદિતं भगवन्तं नमस्करोति— **तमिति** द्वाभ्याम्।

**तमहमजमनन्तमात्मतत्त्वं**
**जगदुदयस्थितिसंयमात्मशक्तिम् ।**
**द्युपतिभिरजशक्रशंकराद्यै-**
**र्दुरवसितस्तवमच्युतं नतोऽस्मि॥ ६६**

जगदुदयस्थितिसंयमात्मानो रजआदयः शक्तयो यस्य तम्। द्युपतिभिर्देवैरपि दुरवसितोऽज्ञातः स्तवः स्तोत्रं यस्य तम्॥ ६६ ॥

**उपचितनवशक्तिभिः स्व आत्म-**
**न्युपरचितस्थिरजंगमालयाय ।**
**भगवत उपलब्धिमात्रधाम्ने**
**सुरऋषभाय नमः सनातनाय॥ ६७**

उपचिताभिरुद्रिक्ताभिर्नवशक्तिभिः प्रकृति-पुरुषमहदहंकारतन्मात्ररूपाभिः स्व आत्मन्येवो-परचितं स्थिरं जङ्गमं चालयो यस्य तस्मै भगवते॥ ६७॥

श्रीगुरुं नमस्करोति—

**स्वसुखनिभृतचेतास्तद्व्युदस्तान्यभावो-**
**ऽप्यजितरुचिरलीलाकृष्टसारस्तदीयम्।**
**व्यतनुत कृपया यस्तत्त्वदीपं पुराणं**
**तमखिलवृजिनघ्नं व्याससूनुं नतोऽस्मि॥ ६८**

કળિયુગના મળના ‘**संहतिम्**’ ઢગલાનો નાશ કરે છે તેવા શ્રીહરિ ‘**इतरत्र**’ અન્ય શાસ્ત્રોમાં ॥ ૬૫ ॥

શાસ્ત્રમાં પ્રતિપાદન કરાયેલા ભગવાનને બે શ્લોકોથી નમસ્કાર કરે છે – ‘**तम् इति।**’

જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ (રજોગુણ વગેરે) જેમની શક્તિઓ છે તથા બ્રહ્મા, ઈન્દ્ર, શંકર વગેરે દેવો પણ જેમની સ્તુતિ જાણતા નથી, તે અજન્મા, અનંત અને આત્મતત્ત્વરૂપ ભગવાન અચ્યુતને હું નમસ્કાર કરું છું. ॥ ૬૬ ॥

જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ રજોગુણ વગેરે જેમની શક્તિઓ છે તેમને – ‘**द्युपतिभिः**’ દેવો દ્વારા પણ ‘**दुरवसितः**’ અજ્ઞાત છે ‘**स्तवः**’ સ્તુતિ જેમની તેમને (નમસ્કાર કરું છું). ॥ ૬૬ ॥

જેમણે પોતાના સ્વરૂપમાં પ્રબળ થયેલી નવ શક્તિઓ દ્વારા સ્થાવર-જંગમ પ્રાણીઓના અધિષ્ઠાનની રચના કરી છે તેવા એકમાત્ર જ્ઞાનસ્વરૂપ, શ્રેષ્ઠ દેવ સનાતન ભગવાનને નમસ્કાર. ॥ ૬૭ ॥

‘**उपचिताभिः**’ પ્રબળ થયેલી પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓરૂપ નવ શક્તિઓ દ્વારા જેમના પોતાના સ્વરૂપમાં જ ચરાચર પ્રાણીઓનું અધિષ્ઠાન છે, તે ભગવાનને (નમસ્કાર). ॥ ૬૭ ॥

પોતાના શ્રીગુરુ (શ્રીશુકદેવજી)ને નમસ્કાર કરે છે –

જેમનું ચિત્ત કેવળ આત્માનંદથી પરિપૂર્ણ છે અને તેથી બીજા (સર્વ) વિષયો પરનો ભાવ જેમણે દૂર કર્યો છે, તેમ છતાં અજિત ભગવાનની મનોહર લીલાઓ દ્વારા જેમના આત્માનંદની સ્થિરતા આકર્ષાઈ છે તથા જેમણે (કેવળ) કૃપા કરવા માટે પરમાર્થનો પ્રકાશ કરનાર (તત્ત્વદીપરૂપ) ભાગવત પુરાણનો વિસ્તાર કર્યો છે, તે સમસ્ત પાપોનો નાશ કરનાર વ્યાસનંદન (શ્રીશુકદેવજી)ને હું નમસ્કાર કરું છું.॥૬૮॥

स्वसुखेनैव निभृतं पूर्णं चेतो यस्य। तेनैव व्युदस्तोऽन्यस्मिन् भावो यस्य तथाभूतोऽप्यजितस्य रुचिराभिर्लीलाभिराकृष्टः सारः स्वसुखगतं स्थैर्यं यस्य सः। तत्त्वदीपं परमार्थप्रकाशकं श्रीभागवतं यो व्यतनुत तं नतोऽस्मीति॥ ६८॥

આત્માનંદથી જ **'निभृतम्'** પરિપૂર્ણ છે ચિત્ત જેમનું, તેથી જ બીજા વિષયો પરનો ભાવ જેમણે દૂર કર્યો છે. તેવા હોવા છતાં પણ અજિત ભગવાનની મનોહર લીલાઓથી આકર્ષિત થયું છે **'सारः'** આત્મામાં રહેલા આનંદનું સ્થૈર્ય જેમનું તે – **'तत्त्वदीपम्'** પરમાર્થનો પ્રકાશ કરનાર શ્રીમદ્ ભાગવતનો જેમણે વિસ્તાર કર્યો, તેમને હું નમન કરું છું. ॥ ૬૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां द्वादशस्कन्धार्थनिरूपणं नाम द्वादशोऽध्यायः॥ १२॥
इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां द्वादशोऽध्यायः॥ १२॥

*****

# अथ त्रयोदशोऽध्यायः

## વિભિન્ન પુરાણોની શ્લોકસંખ્યા અને શ્રીમદ્ ભાગવતનો મહિમા

त्रयोदशे पुराणानां संख्यामाह यथाक्रमम्।
दानं दानस्य माहात्म्यं श्रीमद्भागवतस्य च॥ १

તેરમા અધ્યાયમાં અનુક્રમે પુરાણોની સંખ્યા કહેવાશે. શ્રીમદ્ ભાગવતના દાનનું અને શ્રીમદ્ ભાગવતનું માહાત્મ્ય (પણ કહેવાશે). ॥ ૧ ॥

सर्वपुराणसंख्यादीनुपवर्णयिष्यंस्तत्प्रतिपाद्यं देवं प्रणमति—**यमिति**।

સર્વ પુરાણોની સંખ્યા વગેરેનું વર્ણન કરનાર (સૂતજી) તે પુરાણોએ પ્રતિપાદન કરેલા દેવને પ્રણામ કરે છે – **'यम् इति।'**

सूत उवाच

**यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः**
**स्तुन्वन्ति दिव्यैः स्तवै-**
**र्वेदैः सांगपदक्रमोपनिषदै-**
**र्गायन्ति यं सामगाः।**
**ध्यानावस्थिततद्गतेन मनसा**
**पश्यन्ति यं योगिनो**
**यस्यान्तं न विदुः सुरासुरगणा**
**देवाय तस्मै नमः॥ १**

**સૂતજી બોલ્યા** – બ્રહ્માજી, વરુણદેવ, ઈન્દ્રદેવ, રુદ્રદેવ તથા મરુદ્ગણો દિવ્ય સ્તુતિઓથી અને અંગ, પદ, ક્રમ તથા ઉપનિષદો અને વેદોથી જેમનું સ્તવન કરે છે; સામવેદ ગાનારા જેમનું ગાન કરે છે, ધ્યાનથી નિશ્ચળ થયેલા અને તેમાં તલ્લીન બનેલા મન વડે યોગીઓ જેમનો સાક્ષાત્કાર કરે છે, સુરો અને અસુરોના સમૂહો જેમના તત્ત્વને જાણતા નથી, તે સ્વયંપ્રકાશ પરમાત્માને નમસ્કાર. ॥ ૧ ॥

स्तवैर्वेदैश्च स्तुन्वन्ति स्तुवन्ति उपनिषच्छब्दस्यकारान्तत्वं छन्दोनुरोधेन। ध्यानेनावस्थितं

**'स्तवैः'** વેદની સ્તુતિઓથી **'स्तुन्वन्ति'** સ્તુવન્તિ (વ્યાકરણ પ્રમાણે શુદ્ધ રૂપ છે.) સ્તુતિ કરે છે. **उपनिषद्** શબ્દ **अकारान्त** છે, તે છંદના આગ્રહથી છે. ધ્યાનથી

निश्चलं तद्गतं च यन्मनस्तेन यस्यान्तं न विदुः सुरासुरगणाः ॥ १ ॥

**'अवस्थितम्'** નિશ્ચળ બનેલું અને તેમાં તલ્લીન બનેલું જે મન છે, તેનાથી (યોગીઓ જેમનો સાક્ષાત્કાર કરે છે.) જેમના તત્ત્વને દેવો અને અસુરોના સમૂહો જાણતા નથી. ॥ ૧ ॥

क्षीरोदमथनादौ दुर्ज्ञेयत्वमेव प्रदर्शयितुं कूर्मावतारमनुस्मारयन्नाशिषः प्रार्थयते—

ક્ષીરસાગરના મંથનની પૂર્વે ભગવાનનું દુર્જ્ઞેયત્વ – આનંત્ય જ પ્રદર્શિત કરવા માટે કૂર્માવતારનું સ્મરણ કરાવતા (સૂતજી) આશીર્વાદની પ્રાર્થના કરે છે –

**पृष्ठे भ्राम्यदमन्दमन्दरगिरि-**
**ग्रावाग्रकण्डूयना-**
**न्निद्रालोः कमठाकृतेर्भगवतः**
**श्वासानिलाः पान्तु वः ।**
**यत्संस्कारकलानुवर्तनवशाद्**
**वेलानिभेनाम्भसां**
**यातायातमतन्द्रितं जलनिधे-**
**र्नाद्यापि विश्राम्यति ॥ २**

(ક્ષીર સમુદ્રના મંથન સમયે) પીઠ પર ભમતા અત્યંત ભારે મંદરપર્વતના મોટા પથ્થરોના અણિયાળા ભાગો મસળાવાથી (સુખ થતાં) પોઢી ગયેલા કચ્છપરૂપધારી ભગવાનના શ્વાસના વાયુઓ તમારું રક્ષણ કરો! જે શ્વાસવાયુના સંસ્કારના અંશો હજુ પણ રહેલા હોવાથી સમુદ્રમાં ભરતી-ઓટના રૂપે જળમાં નિરંતર હલનચલન થયા કરે છે, તે હજી સુધી પણ અટકતું નથી! ॥ ૨ ॥

पृष्ठे भ्राम्यन्नमन्दो मन्दरगिरिर्गरिष्ठो मन्दराचलस्तस्य ग्रावाणस्तेषामग्राणि तैः कण्डूयनात्तेन सुखेन निद्रालोर्निद्राशीलस्य। येषां श्वासानिलानां संस्कारास्तेषां कलाश्च लेशास्तदनुवर्तनवशाज्जलनिधेरम्भसां यातायातं न विश्राम्यति।

પીઠ ઉપર ભમતા **'अमन्दः'** અત્યંત ભારે **'मन्दरगिरिः'** મંદરપર્વત, તેના મોટા પથ્થરો, તેમના અણિયાળા ભાગો, તેમનાથી મસળાવાને કારણે સુખ થવાથી **'निद्रालोः'** પોઢી ગયેલા જે ભગવાનના શ્વાસના વાયુઓના સંસ્કારો અને તેમના **'कलाः'** અંશો, તે હજી પણ રહેલા હોવાથી સમુદ્રના જળમાં થતાં ભરતી-ઓટ અટકતાં નથી!

ननु समुद्र क्षोभादेव तन्न संस्कारवशात्त-त्राह—वेलाक्षोभस्तस्य निभेन मिषेण॥ २॥

કોઈ શંકા કરે કે સમુદ્રના હલન-ચલનથી જ ભરતી-ઓટ આવે છે ને! તે કચ્છપમૂર્તિ ભગવાનના શ્વાસના સંસ્કારને કારણે નથી આવતી. તે માટે કહે છે – **'वेला'** સમુદ્રના જળનો ખળભળાટ, તેના **'निभेन'** બહાને (થતાં ભરતી-ઓટ) ॥ ૨ ॥

**पुराणसंख्यासम्भूतिमस्य वाच्यप्रयोजने।**
**दानं दानस्य माहात्म्यं पाठादेश्च निबोधत॥ ३**

(હવે) પુરાણોની (શ્લોક) સંખ્યા અને તેમનો સરવાળો, આનાં (શ્રીમદ્ ભાગવતનાં) વિષય અને પ્રયોજન, દાન અને આ ભાગવતના દાનનું માહાત્મ્ય તેમ જ પાઠ વગેરેનું માહાત્મ્ય તમે શ્રવણ કરો. ॥ ૩ ॥

पुराणसंहितानां संख्यास्तासां संभूतिं समाहारम्। अस्य तु श्रीभागवतस्य वाच्यं विषयः प्रयोजनं च दानं च तस्य पाठादेश्च माहात्म्यं निबोधत॥ ३॥

પુરાણસંહિતાઓની (શ્લોક) સંખ્યા અને તેમનો **'संभूतिम्'** સરવાળો **'अस्य'** શ્રીમદ્ ભાગવતના **'वाच्यम्'** વિષય અને પ્રયોજન તથા દાન તેમ જ તેના પાઠ વગેરેનું માહાત્મ્ય શ્રવણ કરો. ॥ ૩ ॥

**ब्राह्मं दशसहस्त्राणि पाद्मं पंचोनषष्टि च।**
**श्रीवैष्णवं त्रयोविंशच्चतुर्विंशति शैवकम्॥ ४**

બ્રહ્મ પુરાણમાં દસ હજાર શ્લોકો છે. પદ્મ પુરાણમાં પંચાવન હજાર શ્લોકો છે. વિષ્ણુ પુરાણમાં ત્રેવીસ હજાર શ્લોકો છે અને શિવ પુરાણમાં ચોવીસ હજાર શ્લોકો છે. ॥ ૪ ॥

त्रयोविंशस्त्रयोविंशतिः सहस्त्राणि। चतुर्विंशति चतुर्विंशतिः। शैवकं शिवपुराणम्॥ ४॥

**'त्रयोविंशत्' त्रयोविंशतिः** (યોગ્ય પદ છે). **'चतुर्विंशति'** (**'चतुर्विंशतिः'**) **'शैवकम्'** શિવપુરાણમાં ॥ ૪ ॥

**दशाष्टौ श्रीभागवतं नारदं पंचविंशतिः।**
**मार्कण्डं नव वाह्नं च दशपंचचतुःशतम्॥ ५**

શ્રીમદ્ ભાગવતમાં અઢાર હજાર શ્લોકો છે, નારદપુરાણમાં પચ્ચીસ હજાર શ્લોકો છે, માર્કણ્ડેયપુરાણમાં નવ હજાર શ્લોકો છે અને અગ્નિપુરાણમાં પંદર હજાર ચારસો શ્લોકો છે.॥૫॥

वाह्नमग्निपुराणम्। दशपञ्चसहस्त्राणि चत्वारि शतानि च॥ ५॥

**'वाह्नम्'** અગ્નિપુરાણમાં પંદર હજાર ચારસો શ્લોકો છે. ॥ ૫ ॥

**चतुर्दश भविष्यं स्यात्तथा पंचशतानि च।**
**दशाष्टौ ब्रह्मवैवर्तं लिंगमेकादशैव तु॥ ६ ॥ ६ ॥**

ભવિષ્યપુરાણમાં ચૌદ હજાર પાંચસો શ્લોકો છે, બ્રહ્મવૈવર્તપુરાણમાં અઢાર હજાર અને લિંગપુરાણમાં અગિયાર હજાર શ્લોકો જ છે. ॥ ૬ ॥ ૬ ॥

**चतुर्विंशति वाराहमेकाशीतिसहस्त्रकम्।**
**स्कान्दं शतं तथा चैकं वामनं दश कीर्तितम्॥ ७**

વરાહપુરાણમાં ચોવીસ હજાર શ્લોકો છે. સ્કંદપુરાણમાં એક્યાશીહજાર એકસો શ્લોકો છે અને વામન પુરાણમાં દસ હજાર શ્લોકો છે. ॥ ૭ ॥

स्कान्दं शताधिकैकाशीतिसहस्त्रम्॥ ७॥

સ્કંદપુરાણમાં એક્યાશી હજાર એકસો શ્લોકો છે. ॥ ૭ ॥

**कौर्मं सप्तदशाख्यातं मात्स्यं तत्तु चतुर्दश।**
**एकोनविंशत्सौपर्णं ब्रह्माण्डं द्वादशैव तु॥ ८**

કૂર્મ પુરાણમાં દસ હજાર શ્લોકો કહેવાયા છે. તે મત્સ્યપુરાણમાં તો ચૌદ હજાર શ્લોકો છે. ગરુડ પુરાણમાં ઓગણીસ હજાર શ્લોકો છે અને બ્રહ્માંડ પુરાણમાં બાર હજાર શ્લોકો જ છે. ॥ ૮ ॥

सौपर्णं गरुडपुराणमेकोनविंशदेकोनविंशतिः ॥ ८॥

**'सौपर्णम्'** સુપર્ણના પુરાણમાં અર્થાત્ ગરુડપુરાણમાં **'एक-ऊनविंशत्' (एकोनविंशतिः)** ઓગણીસ હજાર ॥ ૮ ॥

**एवं पुराणसन्दोहश्चतुर्लक्ष उदाहृतः।**
**तत्राष्टादशसाहस्रं श्रीभागवतमिष्यते॥ ९**

આ પ્રમાણે પુરાણોના શ્લોકસમૂહની સંખ્યા ચાર લાખ શ્લોકોની કહેવામાં આવી છે, તેમાં ભાગવત અઢાર હજાર શ્લોકોનું કહેવાય છે.॥ ૯ ॥

महाभारतं त्वितिहासः। रामायणं च ऋषि-प्रोक्तं काव्यम्। अतः पुराणानां संदोहः समूहश्च-तुर्लक्षसंख्याक एव।

મહાભારત તો ઈતિહાસ છે અને રામાયણ (વાલ્મીકિ) ઋષિએ ગાન કરેલું કાવ્ય છે, આથી પુરાણોના શ્લોકોની સંખ્યા ચાર લાખની જ છે. (કારણ કે રામાયણ અને મહાભારત પુરાણો નથી.)

इदानीमस्य वाच्यप्रयोजनादीन् दर्शयितु-माह—तत्रेत्यादिना॥ ९॥

હવે આ (ભાગવત પુરાણ)ના વિષય (સંબંધ, પ્રયોજન અને અધિકાર) દર્શાવવા માટે કહે છે – **'तत्र इति।'** વગેરેથી. ॥ ૯ ॥

**इदं भगवता पूर्वं ब्रह्मणे नाभिपंकजे।**
**स्थिताय भवभीताय कारुण्यात् सम्प्रकाशितम्॥**
**॥ १०॥** १०॥

આ (ભાગવત પુરાણ) પૂર્વે નાભિકમળમાં બેઠેલા અને સંસારથી ભય પામેલા બ્રહ્માજી આગળ ભગવાન (નારાયણ) દ્વારા પરમ કરુણાથી પ્રકટ કરવામાં આવ્યું હતું.॥ ૧૦ ॥ ૧૦ ॥ (<u>સંબંધ</u> દર્શાવે છે.)

**आदिमध्यावसानेषु वैराग्याख्यानसंयुतम्।**
**हरिलीलाकथाव्रातामृतानन्दितसत्सुरम्॥ ११**

આ પુરાણ આદિ, મધ્ય અને અંતમાં વૈરાગ્ય ઉત્પન્ન કરનારાં આખ્યાનોથી યુક્ત છે અને આનાથી શ્રીહરિની લીલાકથાઓના સમૂહરૂપ અમૃતથી સત્પુરુષો અને દેવો આનંદિત થાય છે. ॥ ૧૧ ॥

हरिलीलाकथानां व्रातः समूहः स एवामृतं तेनानन्दिताः सन्तः सुराश्च येन तत्॥ ११॥

શ્રીહરિની લીલાકથાઓનો **'व्रातः'** સમૂહ, તે જ અમૃત, તેનાથી આનંદિત થાય છે સંતો અને દેવો જેના દ્વારા (જે ભાગવત પુરાણ દ્વારા) તે ॥૧૧॥ (<u>અધિકારી</u> દર્શાવે છે.)

**सर्ववेदान्तसारं यद् ब्रह्मात्मैकत्वलक्षणम्।**
**वस्त्वद्वितीयं तन्निष्ठं कैवल्यैकप्रयोजनम्॥ १२**

સમસ્ત ઉપનિષદોના સારરૂપ, બ્રહ્મ અને જીવના એકત્વરૂપ લક્ષણવાળી અદ્વિતીય વસ્તુના તે <u>વિષયરૂપ</u> અને એક માત્ર મોક્ષરૂપ <u>પ્રયોજનવાળું</u> આ શાસ્ત્ર છે. ॥ ૧૨ ॥

तन्निष्ठं तद्विषयम्॥ १२॥

**'तत्-निष्ठम्'** તે વિષયરૂપ ॥ ૧૨ ॥

**प्रौष्ठपद्यां पौर्णमास्यां हेमसिंहसमन्वितम्।**
**ददाति यो भागवतं स याति परमां गतिम्॥ १३**

ભાદરવા મહિનાની પૂર્ણિમાના દિવસે જે મનુષ્ય સુવર્ણના સિંહાસન પર સ્થાપિત કરેલા શ્રીમદ્ ભાગવતનું દાન કરે છે, તે પરમ ગતિ પામે છે. ॥ ૧૩ ॥

प्रौष्ठपद्यां भाद्रपद्याम्। हेमसिंहसमन्वितं सुवर्णसिंहासनारूढम्॥ १३॥

'**प्रौष्ठपद्याम्**' ભાદરવા મહિનામાં – '**हेमसिंह-समन्वितम्**' સુવર્ણના સિંહાસન પર સ્થાપિત કરેલા ભાગવતને ॥ ૧૩ ॥

**राजन्ते तावदन्यानि पुराणानि सतां गणे।**
**यावन्न दृश्यते साक्षाच्छ्रीमद्भागवतं परम्॥ १४**
॥ १४॥

સંતોની સભામાં બીજાં પુરાણોની શોભા ત્યાં સુધી જ હોય છે જ્યાં સુધી સ્વયં સર્વશ્રેષ્ઠ શ્રીમદ્ ભાગવત પુરાણનાં દર્શન થતાં નથી! ॥ ૧૪ ॥ ૧૪ ॥

**सर्ववेदान्तसारं हि श्रीभागवतमिष्यते।**
**तद्रसामृततृप्तस्य नान्यत्र स्याद्रतिः क्वचित्॥ १५**

શ્રીમદ્ ભાગવતને સર્વ વેદાંતના સારરૂપ કહેવાયું છે. તેના રસરૂપી અમૃતથી તૃપ્ત થયેલાને બીજે ક્યાંય પ્રીતિ થતી નથી. ॥ ૧૫ ॥

तद्रस एवामृतं तेन तृप्तस्य निर्वृतस्य ॥ १५॥

તેનો રસ એ જ અમૃત, તેનાથી '**तृप्तस्य**' સંતુષ્ટ થયેલાને ॥ ૧૫ ॥

**निम्नगानां यथा गंगा देवानामच्युतो यथा।**
**वैष्णवानां यथा शम्भुः पुराणानामिदं तथा॥ १६**
॥ १६॥

**क्षेत्राणां चैव सर्वेषां यथा काशी ह्यनुत्तमा।**
**तथा पुराणव्रातानां श्रीमद्भागवतं द्विजाः॥ १७**
॥ १७॥

નદીઓમાં જેમ ગંગા, દેવોમાં શ્રીવિષ્ણુ અને વૈષ્ણવોમાં શ્રીશંકર સર્વશ્રેષ્ઠ છે તેમ આ પુરાણ સર્વ પુરાણોમાં સર્વશ્રેષ્ઠ છે. ॥ ૧૬ ॥ હે બ્રાહ્મણો! સર્વ ક્ષેત્રમાં જેમ કાશી જ સર્વોત્તમ છે, તેવી રીતે પુરાણોના સમૂહમાં શ્રીમદ્ ભાગવત સર્વશ્રેષ્ઠ છે. ॥ ૧૭ ॥ ૧૬ ॥ ૧૭ ॥

**श्रीमद्भागवतं पुराणममलं यद्वैष्णवानां प्रियं**
**यस्मिन् पारमहंस्यमेकममलं ज्ञानं परं गीयते।**
**तत्र ज्ञानविरागभक्तिसहितं नैष्कर्म्यमाविष्कृतं**
**तच्छृण्वन् विपठन् विचारणपरो भक्त्या विमुच्येन्नरः॥ १८**
(છંદ - શાર્દૂલવિક્રીડિત)

શ્રીમદ્ ભાગવત પુરાણ સર્વની શુદ્ધિ કરનારું છે, વૈષ્ણવોનું તે પરમ પ્રિય છે, જેમાં પરમહંસો દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય, અદ્વિતીય, માયાના લેશથી રહિત, શુદ્ધાદ્વૈતના વિષયરૂપ જ્ઞાનને ગાવામાં આવ્યું છે. તેમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિસહિત સર્વ કર્મોની આત્યંતિક નિવૃત્તિનો આવિષ્કાર (પ્રાકટ્ય) કરવામાં આવ્યો છે. તેનું ભક્તિપૂર્વક શ્રવણ, અધ્યયન અને સતત ચિંતન કરતો મનુષ્ય વિમુક્ત થઈ જાય છે. ॥ ૧૮ ॥

पारमहंस्यं परमहंसैः प्राप्यम्। नैष्कर्म्यं सर्वकर्मोपरमः। भक्त्या तच्छ्रवणादिपरो विमुच्यते॥ १८॥

'**पारमहंस्यम्**' પરમહંસો દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય, '**नैष्कर्म्यम्**' સર્વ કર્મોની નિવૃત્તિ – ભક્તિપૂર્વક તેનાં સતત શ્રવણાદિ કરનાર મનુષ્ય વિમુક્ત થાય છે. ॥ ૧૮ ॥

श्रीभागवतसंप्रदायप्रवर्तकरूपेण भगवद्ध्यानलक्षणं मङ्गलमाचरति—

**कस्मै येन विभासितोऽयमतुलो**
**ज्ञानप्रदीपः पुरा**
**तद्रूपेण च नारदाय मुनये**
**कृष्णाय तद्रूपिणा।**
**योगीन्द्राय तदात्मनाथ भगवद्-**
**राताय कारुण्यत-**
**स्तच्छुद्धं विमलं विशोकममृतं**
**सत्यं परं धीमहि॥ १९**

(છંદ - શાર્દૂલવિક્રીડિત)

कस्मै ब्रह्मणे अतुलोऽसमः। अयं श्रीभागवतरूपः। पुरा कल्पादौ। तद्रूपेण ब्रह्मरूपेण नारदाय तद्रूपिणा नारदरूपिणा कृष्णाय व्यासाय। तद्रूपिणा योगीन्द्राय शुकाय तदात्मना शुकरूपेण। तत्परं सत्यं श्रीनारायणाख्यं तत्त्वं धीमहि। इति गायत्र्यैव यथोपक्रममुपसंहरन् गायत्र्याख्यब्रह्मविद्येयमिति दर्शयति॥ १९॥

તમેવ देवतारूपेण गुरुरूपेण च प्रणमति—**नम इति** द्वाभ्याम्।

**नमस्तस्मै भगवते वासुदेवाय साक्षिणे।**
**य इदं कृपया कस्मै व्याचचक्षे मुमुक्षवे॥ २०**

व्याचचक्षे व्याख्यातवान्॥ २०॥

**योगीन्द्राय नमस्तस्मै शुकाय ब्रह्मरूपिणे।**
**संसारसर्पदष्टं यो विष्णुरातममूमुचत्॥ २१**

॥ २१॥

શ્રીમદ્ ભાગવતના સંપ્રદાયનું પ્રવર્તન કરનારરૂપે ભગવદ્ધ્યાનના લક્ષણરૂપ મંગલાચરણ કરે છે –

જેમણે આ શ્રીમદ્ ભાગવતરૂપી અનુપમ જ્ઞાનપ્રદીપ પૂર્વે બ્રહ્માજી આગળ કરુણાને કારણે પ્રકાશિત કર્યો, પછી બ્રહ્માજીરૂપે નારદજી આગળ, પછી નારદજીરૂપે વ્યાસમુનિ આગળ, પછી (કૃષ્ણ દ્વૈપાયન વેદ)વ્યાસમુનિરૂપે યોગીન્દ્ર શ્રીશુકદેવજી આગળ અને તે (શ્રીશુક)રૂપે પછી (ભગવાને આપેલા) પરીક્ષિતરાજા આગળ પ્રકટાવ્યો, તે પરમ શુદ્ધ, માયાના મળથી રહિત, શોકરૂપ સંસારને તરવાના સાધનરૂપ, મોક્ષરૂપ, પરમાત્મસ્વરૂપ પરમ સત્યનું અમે ધ્યાન ધરીએ છીએ. ॥ ૧૯ ॥

**'कस्मै'** બ્રહ્માજીની આગળ, **'अतुलः'** જેની તુલનામાં કાંઈ જ ન આવી શકે તેવો અનુપમ આ શ્રીમદ્ ભાગવતરૂપ દીપક **'पुरा'** કલ્પની પૂર્વે **'तत्-रूपेण'** તે બ્રહ્માજી રૂપે નારદજી આગળ, તે નારદરૂપે **'कृष्णाय'** વ્યાસજી આગળ, તે વ્યાસરૂપે યોગીન્દ્ર શુકદેવજી આગળ પ્રકાશિત કર્યો, તે પરમ સત્ય શ્રીનારાયણ નામના તત્ત્વનું અમે ધ્યાન ધરીએ છીએ. આમ, આરંભ કર્યો હતો તેમ ગાયત્રીથી જ ઉપસંહાર કરતાં, આ ગાયત્રી નામની બ્રહ્મવિદ્યા છે, એમ દર્શાવે છે. ॥ ૧૯ ॥

તે શ્રીનારાયણને જ દેવતારૂપે અને ગુરુરૂપે બે શ્લોકોથી પ્રણામ કરે છે – **'नमः इति।'**

જેમણે કૃપા કરીને મોક્ષાભિલાષી બ્રહ્માજીને આ મહાપુરાણનો ઉપદેશ કર્યો, તે સર્વસાક્ષી ભગવાન વાસુદેવને નમસ્કાર. ॥ ૨૦ ॥

**'व्याचचक्षे'** વ્યાખ્યા કરી, ઉપદેશ કર્યો. ॥ ૨૦ ॥

જેમણે સંસારરૂપી સર્પથી દંશાયેલા રાજા પરીક્ષિતને મુક્ત કર્યા, તે બ્રહ્મસ્વરૂપ યોગીન્દ્ર શ્રીશુકદેવજીને નમસ્કાર. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**भवे भवे यथा भक्तिः पादयोस्तव जायते।**
**तथा कुरुष्व देवेश नाथस्त्वं नो यतः प्रभो॥ २२ ॥ २२ ॥**

હે દેવેશ્વર! હે પ્રભુ! આપના ચરણમાં અમને જન્મોજન્મ જે રીતે ભક્તિ થાય, તેમ આપ કરો કારણ કે આપ અમારા નાથ છો. ॥ ૨૨ ॥ ૨૨ ॥

**नामसंकीर्तनं यस्य सर्वपापप्रणाशनम्।**
**प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम्॥ २३ ॥ २३ ॥**

જેમના નામનું સંકીર્તન સર્વ પાપોનો નાશ કરનારું છે અને જેમને કરવામાં આવેલા પ્રણામ સર્વ દુઃખોને શાંત કરે છે, તે પરમેશ્વર શ્રીહરિને હું નમસ્કાર કરું છું. ॥ ૨૩ ॥ ૨૩ ॥

भावार्थदीपिकामेतां भगवद्भक्तवत्सलाम्।
परमानन्दपादाब्जभृङ्गश्रीः श्रीधरोऽकरोत्॥ १

(પરમ આરાધ્ય ગુરુદેવ) શ્રીપરમાનંદજીના ચરણ-પદ્મની શોભારૂપ ભ્રમર શ્રીધરે ભગવાનના ભક્તોની પ્રિય એવી આ ભાવાર્થ દીપિકાને રચી છે. ॥ ૧ ॥

स्वबालचपलालापैः स्वलीलापरिनर्तितैः।
प्रीयतां परमानन्दनृहरिः सद्गुरुः स्वयम्॥ २

શ્રીગુરુદેવની પોતાની લીલાને કારણે મારા મુખથી પઠન કરાયેલા અને તેમના પોતાના બાળક એવા મારા, બાળકબુદ્ધિથી રચાયેલા શબ્દોથી સ્વયં નરહરિ સદ્‌ગુરુ શ્રીપરમાનંદજી પ્રસન્ન થાઓ!॥ ૨ ॥

श्रीपरानन्दसंप्रीत्यै गुह्यं भागवतं मया।
तन्मतेनेदमाख्यातं नतु मन्मतिवैभवात्॥ ३

શ્રીનરહરિ ભગવાનની અત્યંત પ્રીતિને કારણે તે નરહરિ ભગવાનના મત અનુસાર આ રહસ્યમય ભાગવતની મારા દ્વારા વ્યાખ્યા કરવામાં આવી છે, મારી બુદ્ધિના વૈભવથી તો નહીં જ! ॥ ૩ ॥

क्वेदं नानानिगूढार्थं श्रीमद्भागवतं क्व नु।
मन्दबुद्धिरहं कृष्णप्रेम किं किं न कारयेत्॥ ४

અનેક નિગૂઢ અર્થવાળું આ શ્રીમદ્ ભાગવત ક્યાં અને મંદબુદ્ધિ એવો હું ક્યાં? શ્રીકૃષ્ણ પ્રત્યેનો પ્રેમ શું શું ન કરાવે? ॥ ૪ ॥

इति श्रीमद्भागवते महापुराणेऽष्टादशसाहस्र्यां वैयासिक्यां पारमहंस्यां संहितायां द्वादशस्कन्धे त्रयोदशोऽध्यायः॥ १३॥

इति श्रीमद्भागवते महापुराणे श्रीमद्भागवतभावार्थदीपिकायां श्रीधरस्वामिविरचितायां टीकायां द्वादशस्कन्धे त्रयोदशोऽध्यायः॥ १३॥

*****

**॥ समाप्तोऽयं ग्रन्थः॥**
**॥ श्रीकृष्णाय नमोऽस्तु॥**

*****

**त्वदीयं वस्तु गोविन्द तुभ्यमेव समर्पये। तेन त्वदङ्घ्रिकमले रतिं मे यच्छ शाश्वतीम्॥**

હે ગોવિંદ, આપની વસ્તુ આપને જ સમર્પિત કરું છું, તેનાથી આપના ચરણકમળમાં મને શાશ્વત પ્રેમ પ્રદાન કરો!

॥ श्रीहरिः ॥

# आरति बालकृष्णकी कीजै

आरति बालकृष्ण की कीजै।
अपनो जनम सुफल करि लीजै॥

श्रीयशोदाको परम दुलारो,
बाबाकी अखियन को तारो।
गोपिन के प्राणन सो प्यारो,
इन पर प्राण निछावर कीजै॥
आरति बालकृष्ण की कीजै॥

बलदाऊको छोटो भैया,
कनुवा कहि कहि बोले मैया।
परममुदित मन लेत बलैया,
अपनो सरबस इनकूँ दीजै॥
आरति बालकृष्ण की कीजै॥

श्रीराधावर सुघर कन्हैया,
व्रजजन को नवनीत खवैया।
देखत ही मन नयन चुरैया,
यह छबि नयनन में भरि लीजै॥
आरति बालकृष्ण की कीजै॥

तोतरि बोलनि मधुर सुहावे,
सखन मध्य खेलत सुख पावे।
सोइ सुकृती जो इनकूँ ध्यावे,
बस इनकूँ अपनो करि लीजै॥
आरति बालकृष्ण की कीजै॥

॥ श्रीहरिः ॥

# श्रीमद्भागवतपुराणस्य श्लोकानुक्रमणिका

## ( श्रीधरीटीकाक्रमेण )

## अ

## ई

करेणुमत्यां नकुलो ९.२२.३२

## ख

## छ



## ज

## ध

## प

## फ



## ब

## भ

## य

## ल

## व

## श

## ष



## स

## ह